# નિવેદન.



અધ્યાત્મજ્ઞાનમસ્ત શ્રીમદ્ આનન્દઘનજીમહારાજનું નામ જૈન-કોમમાં અને જૈનેતરોમાં પ્રસિદ્ધ છે. અઢારમા સૈકામાં આર્યાવર્તને વિભૂષિત કરનાર શ્રીમદ્ આનન્દઘનજીએ, ભવિષ્યની આર્યાવર્તપ્રજાને એકશો આઠ પદો અને ચોવીશી આપી છે. શ્રીમદ્‌ની ચોવીશીના ઉપર શ્રી જ્ઞાનવિમલસૂરિએ, તેમના લગભગ સમયમાં-ટબો પૂર્યો હતો. શ્રીમદની ચોવીશીપર શ્રી જ્ઞાનસાગરજીએ પણ ટબો પૂર્યો છે. શ્રીમદ્ જ્ઞાનવિમલસૂરિ અને શ્રી જ્ઞાનસાગરજીના ટબા ( સ્તબક )થી આનન્દ-ઘનજીની ચોવીશીના ભાવાર્થપર ઘણું અજવાળું પડયું છે. અન્ય મુનિએ શ્રીમદ્‌ની ચોવીશીપર ટબા પૂર્યા છે એમ સાંભળવામાં આવે છે પણ તેની પ્રાપ્તિવિના તે સંબન્ધી કશું કહી શકાય તેમ નથી. શ્રીમદ્‌ની ચોવીશીમાંના પાંચ છ સ્તવનોના ભાવાર્થને શ્રીમદ્ બુદ્ધિસાગરજીએ પરમાત્મજ્યોતિ ગ્રન્થમાં આલેખ્યો છે.

શ્રીમદ્ આનન્દઘનજીએ બહોતેર વા એકશો આઠ પદો રચ્યાં છે, તેનો ભાવાર્થ જાણવા માટે પદોના ભાવાર્થની આવશ્યકતાનો આઘોષ જ્યાં ત્યાં સાંભળવામાં આવતો હતો. શ્રીમદ્‌નાં પદોનો ભાવાર્થ લખવો એ કંઈ સામાન્ય કાર્ય નથી. જેઓ અધ્યાત્મજ્ઞાનમાં ઉંડા ઉતર્યા હોય તેવા મહાત્માઓ શ્રીમદ્‌નાં પદોનો ભાવાર્થ લખવા સામર્થ્ થઈ શકે. કોઈ મુનિએ આનન્દઘનજીનાં ચાલીશ પદોનો ટબો પૂર્યો છે એમ સાંભળવામાં આવે છે. શ્રીમદ્ આનન્દઘનજીનાં પદોનો ભાવાર્થ પ્રકાશવા માટે શ્રીમદ્ મુનિરાજ શ્રી બુદ્ધિસાગરજીમહારાજને ઘણા ભક્ત શ્રાવકો તરફથી વિનંતિ કરવામાં આવી હતી-તેથી મુનિ-રાજ શ્રી બુદ્ધિસાગરજીએ મુંબાઈમાં પ્રવેશ કર્યા બાદ પદોનો ભાવાર્થ લખવા માટે કારણયોગે વિચાર કર્યો-તેનું કારણ તેઓ ઉપોદ્‌ઘાતમાં જણાવે છે.

ગુરૂમહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજીએ પદોનો ભાવાર્થ લખીને સમ્યક્ પ્રકાશ પાડયો છે તે વાચકોને સ્વયમેવ વિદિત થશે. શ્રીમદ્‌ના સર્વે પદોનો ભાવાર્થ લખીને બહાર પાડવાનું શ્રીમદ્ બુદ્ધિસાગરજીને પ્રથમમાન ઘટે છે. અધ્યાત્મજ્ઞાનમાં અનુભવ પામેલા જ્ઞાનિપુરૂષો પદોનો અધ્યાત્મભાવ પ્રકાશવા માટે સમર્થ થાય છે તે આ ગ્રન્થના

વાચનથી સમજાશે. શ્રીમદ્ બુદ્ધિસાગરજીમહારાજનો અધ્યાત્મ પ્રદેશમાં અનુભવ હોવાથી તેમણે પદોનો અધ્યાત્મશૈલીએ જે ભાવાર્થ લખ્યો છે તે સંબન્ધી તેમના કરતાં વિશેષ જ્ઞાનિયો આલોચના કરી શકે. અધ્યાત્મ રસના ઉભરાઓથી આત્માને અનેક પાત્રોથી વારંવાર સ્તવવામાં આવ્યો હોય તેથી ત્યાં પુનરૂક્તિદોષની શંકા કરવી નહિ. જાપ-મંત્ર-અધ્યાત્મ-વૈરાગ્ય વગેરે વિષયોમાં એકની એક બાબત વારંવાર આવતી હોય તો તેમાં પુનરૂક્તિદોષ ગણાતો નથી; એમ પૂર્વાચાર્યોએ અનેક ઠેકાણે દર્શાવ્યું છે. અધ્યાત્મજ્ઞાન એ સર્વ જ્ઞાનમાં શ્રેષ્ઠ છે, એમ "અધ્યાત્મજ્ઞાનની આવશ્યકતા" એ હેડીંગવાળા લેખથી માલુમ પડે છે. અધ્યાત્મજ્ઞાનની શ્રેષ્ઠતા વિશેષ પ્રકારે મનુષ્યોના હૃદયમાં ઠસાવવા માટે શ્રીમદ્ ગુરૂશ્રીએ પુનરૂક્તિદોષ ન આવે એવી રીતે–વિષયાંતરવિચારસંકલનાએ અધ્યાત્મજ્ઞાનની આવશ્યકતાનો લેખ લખ્યો છે. શ્રીમદ્‌ના ચરિતવિભાગથી અઢારમા સૈકામાં પ્રવર્તતી જૈન કોમપર ઘણું અજવાળું પડે છે. અઢારમા સૈકામાં વિદ્યમાન્ મુનિવરોના ચારિત્ર્યપર અજવાળું પાડનાર શ્રીમદ્‌નો ચરિતવિભાગ અત્યંત ઉપયોગી જણાય છે.

શ્રીમદ્ આનન્દઘનજીના ચરિતવિભાગમાંથી ઘણું જાણવાનું મળી શકે તેમ છે. અનેક કિંવદન્તીઓમાંથી ઘણો સાર ખેંચી શકાય તેમ છે. શ્રીમદ્ આનન્દઘનજીના ચરિતપ્રસંગે, શ્રીમદ્ ઉપાધ્યાય યશોવિજયજી સંબન્ધી કેટલુંક લખવામાં આવ્યું છે. શ્રીમદ્ અને ઉપાધ્યાય એ બંનેની તુલના અમુક વિચારશ્રેણિએ કરવામાં આવી છે તે મનન કરવા યોગ્ય છે.

શ્રીમદ્‌ના ચરિતવિભાગની સાથે ઘણા મુનિયોનો સંબન્ધ છે તે પૈકી કેટલાક મુનિવરોની પ્રાસંગિક હકીકત આલેખવામાં આવી છે તે વાચકોને સહેજે જણાશે.

શ્રીમદ્ આનન્દઘનજી અઢારમા સૈકામાં એક મહાપુરૂષ તરીકે તે વખતના મુનિવરોમાં ગણાતા હતા–તેમનું આત્માર્થીપણું કેવું હતું–તેઓ આગમોને આગળ કરીને કેવીરીતે પ્રવર્તતા હતા–નિવૃત્તિમાર્ગમાં તેમની કેવી નિષ્ઠા હતી–તેમણે અધ્યાત્મમાર્ગમાં પ્રવેશ કરીને કેવીરીતે પરિસહો સહ્યા હતા–તેમના પ્રતિપક્ષીઓ તેમને સતાવતા હતા અને જે જે કહેતા હતા તે સંબન્ધી અજવાળું પાડવામાં આ ગ્રંથનો ચરિતવિભાગ ખરેખર વાચકોને અત્યંત ઉપયોગી થઈ પડશે.

શ્રીમદ્ આનન્દઘનજીની કિમ્મત પાછળથી અંકાઈ છે એમ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. તેમની વ્યવહાર અને નિશ્ચયમાર્ગપર પૂર્ણ શ્રદ્ધા હતી, તતસંબન્ધી આ ગ્રંથના વાચનથી ખુલાસો થઈ શકે તેમ છે. શ્રીમદ્ આનન્દઘનજીએ વ્યવહારમાર્ગને ઉત્થાપ્યો નથી; એમ આ ગ્રંથ વાંચવાથી વાચકોને સ્પષ્ટ સમજી શકાશે. શ્રી યશોવિજય ઉપાધ્યાય અને આનન્દઘનજીને જૈનશાસનની સેવા કરવામાં અત્યંત પ્રેમ હતો; એમ શ્રીમદ્ બુદ્ધિસાગરજીએ લખેલા યશોવિજયજીના નિબંધથી અને શ્રીમદ્ આનન્દઘનજીના ચરિતવિભાગથી સ્પષ્ટ સમજી શકાય તેમ છે.

અમો વાચકોને આદિથી તે અંતસુધી—પૂર્ણ ગ્રન્થ વાચવા માટે ભલામણ કરીએ છીએ. શ્રીમદ્ આનન્દઘનજીનો ‘અધ્યાત્મજ્ઞાનનો મુખ્ય વિષય હોવાથી તેમનાં પદોના ભાવાર્થમાં પણ અધ્યાત્મજ્ઞાનને મુખ્ય પદ આપવામાં આવ્યું છે; તેથી વ્યવહારનો અનાદર કરવામાં આવ્યો છે એમ કદિ વાચકોએ માની લેવું નહીં. અધ્યાત્મવિષયક ગ્રન્થમાં અધ્યાત્મની મુખ્યતા આવી શકે છે અને વ્યવહારમાં વ્યવહારની મુખ્યતા આવે છે અને અધ્યાત્મજ્ઞાનની ગૌણતા થાય છે.

અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે અધ્યાત્મગ્રંથોની ઉપયોગિતા છે એવું લક્ષમાં રાખીને વાચકોએ અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ કરીને ધર્મક્રિયાવ્યવહારમાં દૃઢ રહેવું અને તપ-જપ-વ્રત-નિયમ અને પચ્ચખાણનો ખપ કરતા રહેવું એમ ગ્રન્થ સ્પષ્ટ જણાવે છે. શુદ્ધ વ્યવહાર આદરવા માટે અધ્યાત્મજ્ઞાનની જરૂર છે. આત્મજ્ઞાન પામીને ચારિત્રમાર્ગમાં પ્રવૃત્તિ કરવી એજ ઉત્તમ ફલ છે. જૈન ધર્મના વ્યવહારમાર્ગને દર્શાવનારા અનેક ગ્રંથો છે અને તે ગ્રંથોનો બહોળો ફેલાવો થાય છે તેની સાથે આધ્યાત્મિકગ્રંથોના ફેલાવાની પણ જરૂર છે તેથી ‘અધ્યાત્મજ્ઞાનપ્રસારકમંડળ’ આધ્યાત્મિક ગ્રંથો બહાર પાડીને જૈનસમાજની સેવા ઉઠાવે છે તે પોતાની ફર્જ છે એમ ગણે છે. આવી રીતે જૈન કોમની સેવા કરવામાં પ્રિય બંધુઓ સાહાય્ય આપે તો તે તેમની ફરજ છે, અને તેમની સાહાય્ય અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ ઇચ્છે તો તે પણ સ્વાભાવિક છે.

ચંપાગલી, મુંબાઈ.
શ્રાવણ શુદ ૧.
સં. ૧૯૬૯.

લી.
**अध्यात्मज्ञानप्रसारक मंडळ.**

# નોંધ.

આ ગ્રન્થના પ્રગટાર્થે નીચે મુજબ સાહાય્ય મળી છે જેની અત્રે નોંધ લેવી યોગ્ય ધારી છે; કેમ કે આવી રીતે જ્ઞાનના પ્રકાશાર્થે, સ્વકમાઈનો સદુપયોગ કરવો તે ખરેખર ઉત્તમ અનુકરણીય-અને પ્રશંસનીય કાર્ય છે.

૩૦૦) શેઠ-મગનલાલ કંકુચંદ શ્રીવીજાપુરવાલા તરફથી તેમનાં સૌ. પત્ની બાઈ ચંદનબાઈના હિતાર્થે;
૩૦૦) શેઠ વીરચંદ કીશણાજી શ્રી માણસાવાલા તરફથી તેમનાં માતુશ્રી બાઈ વાલીબાઈના હિતાર્થે;
૩૦૦) શેઠ વાડીલાલ ગુલાલજી શ્રી માણસાવાલા તરફથી; હા. તેમના પુત્ર જીવરામ વાડીલાલ;
૧૦૦) શા. ફુલચંદ બાદરદાસ શ્રી વીજાપુરવાલા હસ્તકના જ્ઞાનખાતા તરફથી;
૧૦૦) શા. ચીમનલાલ ડુંગરસી શ્રીપુનાવાલા તરફથી;
૫૦) મેતા રાયચંદ રવચંદ શ્રી સાણંદવાલા તરફથી.

રૂ. ૧૧૫૦)

લી૦

મુંબઈ, ચંપાગલી. } अध्यात्मज्ञानप्रसारक मंडळ.



# सच्चारित्रचूडामणिक्रियापात्र सद्गुरु श्री
# १००८ श्री सुखसागरजी महाराज साहेबना
# चरणकमलमां
## समर्पण ॥



વન્દન કરૂં શ્રી સદ્ગુરૂ સંસાર તારક જગધણી,
સંસારથી ઉદ્ધારિયો અજ્ઞાનનાશક જગમણિ;
આ કાલમાં ચારિત્રમાં ત્હારાસમા વિરલા અરે,
સુખ આપવા ચિંતામણિ જગભાવથી દીઠા ખરે. ૧

સાગરથકી ગંભીર બહુ અનુભવથકી મેં અનુભવ્યો,
વૈરાગ્ય ગુણની મૂર્તિ તું વૈરાગ્ય સાચો સૂચવ્યો;
પરભાવમાં પડવાવિષે વૃત્તિ જરા મનમાં નહીં,
નિન્દા નહીં વિકથા નહીં ઈર્ષ્યા નહીં સમતા વહી. ૨

અકૃત્રિમ વાણી બોલતો આચારમાં ઉલસી રહ્યો,
શિક્ષાવચન શીતલઝરણ પાને ઘણો શીતલ થયો;
મીઠી મઝાની વાણીથી સમજાવતો મુજને સદા,
સુખાબ્ધિ સાચા સદ્ગુરૂ વન્દુ સ્તવું ભાવે મુદા. ૩

ષટ્કાયની રક્ષા કરે સંયમવિષે રાચી રહે,
અહંકાર નહિ જાણ્યાતણો લઘુતા સદા મનમાં વહે;
સેવા કરી ત્હેં સદ્ગુરૂની દેખી તેં નયને અહો,
ઉપકાર કર્તા સદ્ગુરૂ કરૂણા ખરી ચિત્તે વહો. ૪

તેં સદ્ગુણો આપ્યા ઘણા ઉપકાર વિસરૂં નહિ કદી,
તવ સામ્યતા હૃદયે રહે એ દિવ્યગંગા છે નદી;
તું તીર્થ જંગમ મોટકું ત્હારાથકી શિષ્યો તરે,
સ્યાદ્વાદવાદી ચિત્તમાં એ વાત સાચી ઉતરે. ૫

ત્હારી સરળતા યોગથી કે શત્રુઓ મિત્રો બને,
ત્હારી સરલતા એહવી કે ઢોંગીઓ આવે કને;
એ ઢોંગીઓ તુજ સંગથી ધર્મી બન્યા એ દેખીયું,
આશ્ચર્ય શું ! પારસ થકી લોહું સુવર્ણજ પેખીયું. ૬

તુજ ચિત્તમાં શત્રુ નહીં કો ખૂબ દેખી જાણીયું,
બુરૂં કરે નહીં કોઈ અન્યજ લક્ષ્ય એવું આણીયું;
તુજ ચિત્ત વાણી કાયમાં કૃત્રિમતા દેખાય ના,
સન્તો ખરા વિરલા જનો અનુભવવિના પરખાય ના. ૭

રાચી રહ્યો ચારિત્ર્યમાં તુજમાં ખરૂં દેખી અહો,
બોલે તથા ચાલે નહીં લોકો ઘણા અનુભવ લહો;
પંચાત ના પરની કદિ નિજઆત્મમાં રંગાઈયો,
વ્હાલા હૃદયના સદ્ગુરૂ મેં ધ્યાનમાં તુજ ધ્યાઈયો. ૮

આજ્ઞા ગુરૂની પાળીને તેં ભક્તિસેવા સાચવી,
પાસે રહી જોઈ ઘણું મેં વાત એતો અનુભવી;
ઉપકાર અપરંપાર ત્હારા પાર પામું નહિ ખરે,
બુદ્ધયબ્ધિ ત્હારો બાળ તારી સત્ય સ્તુતિને કરે. ૯

તારી કૃપાથી ગ્રન્થ આ રચીયો અહો સાહસ કરી,
અર્પણ કરૂં ક્રમપદ્મમાં ઉપકારતા ચિત્તે ધરી;
અર્પણ કરીને ગ્રન્થ આ તુજ બાળ મન હર્ષે ઘણું,
માબાપ આગળ બાલુડાના બોલ જેવું આ ભણું. ૧૦

વ્હાલા હૃદયના પ્રાણ ! પ્રેમે ગ્રન્થ આ સ્વીકારશો,
જે ભૂલ ચૂકજ હોય તે માફી દઇને તારશો;
જેવું રચ્યું તેવું સમર્પણ ભક્તિથી કીધું ખરૂં,
બુદ્ધયબ્ધિ તે સ્વીકારીને આનન્દ પામો સદ્ગુરૂ. ૧૧

લેખક,

સં. ૧૯૬૯.
પોષ વદ ૫-અમદાવાદ.

શ્રીસુખસાગરગુરુપદપંકજભૃંગ,
મુનિ બુદ્ધિસાગર.

# उपोद्घात.



સંવત્ ૧૯૬૭ ની સાલમાં માઘ શુક્લ પૂર્ણિમાના દિવસે મુંબાઈમાં પ્રવેશ કર્યો. મુંબાઈ હાલ અનેક રીતે મનુષ્યોનું આશ્રયસ્થાન થઈ પડ્યું છે. મુંબાઈમાં રહેતાં અનેક પ્રકારના અનુભવ થવા લાગ્યા. દુનિયાં એ શિક્ષણની શાળા છે. નવનવા નિરીક્ષણથી નવનવા અનુભવ પ્રકટે છે. સં. ૧૯૬૭ ના વૈશાખ શુદી એકમના દિવસે શ્રીમદ્ આનન્દઘનજીનાં પદોનો ભાવાર્થ લખવાનો વિચાર સ્ફુરાયમાન થયો.–તે પૂર્વે ઘણાં વર્ષોથી મારા મનમાં શ્રીમદ્ આનન્દઘનનાં પદોનો ભાવાર્થ લખવાનો વિચાર થયા કરતો હતો; તેવામાં ચૈત્ર વદિ અમાવાસ્યાના રોજ ભાવનગરના શ્રાવક શા. વ્રજલાલ દીપચંદ મારીપાસે આવ્યા, તેમણે શ્રીમદ્ના પદોનો ભાવાર્થ લખવાનો વિચાર જણાવ્યો. મેં તેમની વાતને પુષ્ટિ આપી અને તેમને પ્રથમ પદનો ભાવાર્થ કહ્યો, પણ તેમના પિતાશ્રીનું ભાવનગરમાં મૃત્યુ થવાથી તેઓ ભાવનગર ચાલ્યા ગયા. તેમની પાસે શ્રીમદ્ પન્યાસજી ગંભીરવિજયજીએ લખાવેલા અર્થવાળાં લગભગ પચ્ચાસ પદોની નોટબુક હતી તેમાં પદોનો અર્થ ઘણો સંક્ષેપમાં હતો. તેમાંનાં કેટલાંક પદો મેં વાંચ્યાં. તેમજ તેમની પાસે ઝવેરી માણેકલાલ ઘેલાભાઈની એક નોટબુક હતી તેમાં પ્રાયઃ છત્રીશ પદોનો અર્થ પૂર્યો હતો. ઉક્ત બંને નોટબુકોમાં ભાવાર્થ સંક્ષેપ રીતિએ લખાયો હતો; તેમજ મારા હૃદયમાં રહેલા કેટલાક આધ્યાત્મિક વિચારોનો તેમાં સમાવેશ થયેલ ન જોવાથી અને આરંભ કરેલું કાર્ય પૂર્ણ કરવું એ ટેકને હૃદયમાં ધારીને, તથા પદોના ઉપર અનેક વિવેચનો હોય તોપણ અનુભવ પ્રમાણે ભાવાર્થમાં જુદો જુદો અનુભવ સર્વનો આવી શકે તેથી, મારા અનુભવ પ્રમાણે ભાવાર્થ લખવાથી અન્યોને મારા અનુભવ વિચારોનો લાભ મળી શકે એવા અનેક હેતુઓથી સં. ૧૯૬૭ ના વૈશાખ શુદિ એકમના રોજે શ્રીમદ્ આનન્દઘનજીનાં પદોનો ભાવાર્થ લખવાનો પ્રારંભ કર્યો. સવારના પ્રહરમાં વ્યાખ્યાન વાંચવું; અન્ય પ્રાસંગિક ચર્ચામાં નિર્લેપ રહેવું, જે જે શ્રાવકો આવે તેમને પ્રશ્નો વગેરેના ઉત્તરો આપવા, આજુબાજુના સંયોગો ઉપર ધ્યાન આપીને ચાલવું, ઇત્યાદિ ઉપાધિયોવાળા ઉપાધિપુરમાં ( મુંબાઈમાં ) રહીને શ્રીમદ્ આનન્દઘનજીના હૃદયના ભાવાર્થને, હૃદયમાં પ્રકટાવવો એ કેટલું બધું મુશ્કેલ કામ છે? તે વાચકો સ્વયમેવ સમજી લેશે.

આવી ઉપાધિયુક્ત બાહ્ય ઉષ્ણતુંતપ્તાવસ્થામાં શ્રીમદ્ આનન્દઘનજીના પદોની ભાવાર્થરૂપી શીતલ હવાની સેવાથી અન્તરમાં સમાધિ રહી. બપોરના વખતમાં એક વા બે કલાક મળતા તે વખતે પદનો ભાવાર્થ લખાતો હતો. જેઠ માસમાં ભાવનગરના શ્રાવક શા. મોતીચંદ ગીરધર કાપડીયાએ પોતે શ્રીમદ્‌ના પદોનું વિવેચન કરવાનું દર્શાવ્યું તેથી મને ઘણો આનંદ થયો. કારણ કે, શ્રીમદ્‌ના પદોનો અર્થ અનેક લેખકોના હૃદયમાંથી નીકળે ત્યારે તેમના પદોની મહત્તા વિશેષ અવબોધી શકાય તેમ છે. ગમે તેટલા લેખકો હોય તોપણ શ્રીમદ્‌ના પદોના અર્થમાં ભિન્નતા સાથે નવીનતા આવવાની.-વાચકોને એકજ લેખકના વિવેચનથી સંતોષ ન થાય અને ઘણા લેખકોથી શ્રીમદ્‌નું હૃદય અવગાહી શકાય. આ ભાવાર્થ લખવાનું ખરૂં કાર્ય વૈશાખથી તે સં. ૧૯૬૮ ના કારતક માસ પર્યન્ત બપોરના વખતે અનિયમિતપણે ચાલ્યું હતું અને છેવટનાં ચાર પદોનો ભાવાર્થ પાદરામાં વકીલ શા. મોહનલાલ હિમચંદ વગેરે સંઘના આગ્રહથી માસકલ્પ કરીને પૂર્ણ કર્યો છે. ઘણી વખત ધારેલ ભાવાર્થ લખતાં સંકોચાઈ જતો હતો. "ધાર્યા જેટલું લખી શકાતું નથી."

શ્રીમદ્‌નાં પદોનો પરિપૂર્ણ ભાવાર્થ તો તે પોતે જાણી શકે, અર્થાત્ તેમના વખતના દેશકાલના સંયોગો અને આત્મપરિણતિયોગે નીકળેલા પદોરૂપી ઉભરાઓનો લક્ષ્યાર્થ પરિપૂર્ણ જાણવાને અશક્યપણું છે; તોપણ અધ્યાત્મના પરિશીલનથી અને આત્માના ધ્યાનપ્રતાપે તેમના વિચારોની દિશામાં ભાવાર્થ લખી શકાય એમ શાસ્ત્રોના પરિશીલનથી બનવા યોગ્ય છે.

શ્રીમદ્ આનન્દઘનનાં પદોની ભાષા હિંદુસ્તાની ભાષાને મળતી છે. તેઓ વ્રજ, મારવાડી, ગુજરાતી વગેરે ભાષાઓના જ્ઞાતા હતા. તેઓ ગુજરાત, મારવાડ વગેરે દેશમાં વિચરતા હોવાથી તેમજ વ્રજભાષામાં તે વખતના કવિયો ગ્રન્થો લખતા હતા તેથી, તેમના પદોમાં મિશ્ર શબ્દોવડે યુક્ત પ્રાયઃ હિન્દુસ્તાની ભાષા જણાય છે. તેમના પદોની ભાષાના કેટલાક શબ્દો મારાથી નહિ સમજાય તેવા હતા, અને તેથી શબ્દોનો અર્થ ન સમજવાથી ભાવ લાવવો કઠિન થઈ પડે તેમ હોવાથી, શબ્દોનો ભાવ સમજવામાં સંઘવી નગીનદાસ પુરૂષોત્તમને કેટલાક પદોના શબ્દો સંબન્ધી પૂછવામાં આવ્યું હતું, જેમાં તેમણે પણ સ્વબુદ્ધ્યનુસારે સાહાચ્ય કરી હતી. શ્રીમદ્ આનન્દઘનજીના પદોની ભાષા જૂની અને અપરિચિત હોવાથી કેટલાક શબ્દોનો અર્થ વિપરીત

થયો હોય તો અન્ય સાક્ષરો તેવા શબ્દોના અર્થસંબન્ધી સૂચના આપશે તો બીજી આવૃત્તિમાં તે સંબન્ધી સુધારો કરવામાં આવશે.

શ્રીમદ્ આનન્દઘનજી મહારાજનાં બનાવેલાં બહોતેર પદ છે કે એકસો આઠ પદ છે, તેનો નિર્ણય કરવો એ એકદમ ઘણા દાખલાઓ અને દલીલો મેળવ્યાવિના બની શકે તેમ નથી. શ્રાવક ભીમસિંહ માણેકે નિર્ણયસાગર પ્રેસમાં આનન્દઘનજીનાં એકસો સાત પદો છપાવ્યાં છે, તેથી અમોએ એ સર્વ પદોનો અર્થ લખ્યો છે. પદોના શબ્દો મેળવવામાટે અમદાવાદ ડહેલાના ઉપાશ્રયમાંથી એક પ્રતિ મંગાવી હતી. એક પ્રતિ પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી મહારાજ પાસેથી મંગાવી હતી. એક પ્રતિ મુનિરાજ પન્યાસ શ્રીવીરવિજયજી મહારાજ પાસેથી મંગાવી હતી. એક પ્રતિ પાટણથી મંગાવી હતી. એક પ્રતિ અમારી પાસે હતી. ઉપર કથ્યા મુજબ પ્રતો અને મૂળ છપાવેલી ભીમસિંહ માણેકવાળા પદોની ચોપડી, એ સર્વેને જોઈને છપાવતી વખતે પદોના શબ્દોમાં યથામતિ યોગ્ય લાગ્યો તે સુધારો કરવામાં આવ્યો છે. જૂની પ્રતિયોમાં કોઈમાં બાવન, કોઈમાં સિત્તેર વગેરે પદો અવલોકવામાં આવ્યાં છે. અમોને મળેલી તે પૈકી જૂની લખેલી કોઈ પ્રતિમાં એકસો ને આઠ પદો જોવામાં આવ્યાં નથી. પરંપરાથી જનશ્રુતિ પ્રમાણે પણ આનન્દઘનની બહોતેરી સંભળાય છે. બહોતેર પદોજ તેમનાં બનાવેલાં હોય એમ જો માનવામાં આવે તો તે બહોતેર પદોનો નિર્ણય કરવામાટે ઘણો વખત અને ઘણું સાહિત્ય જોઈએ. ભીમસિંહ માણેકે છપાવેલા પુસ્તકમાં ૧૦૭ પદો છે. ભીમસિંહ માણેક શોધક પુરૂષ હતો. તેણે જ્યારે પદો છપાવ્યાં હશે ત્યારે લખેલી જૂની પ્રતિયો ભેગી કરી હશે. ઘણા સાક્ષર મુનિયો અને શ્રીપૂજ્યોની સાથે તેનો સંબન્ધ હતો, તથા સાક્ષર ભોજકોની સાથે પણ તેનો પરિચય હતો, તેથી તેણે શ્રીપૂજ્યો, મુનિયો અને ભોજકોની સહાય લીધી હશે અને કેટલીક પ્રતો પણ મેળવી હશે; એવું વૃદ્ધોના બોલવાથી તથા તેની શોધક દૃષ્ટિની ચીવટના લીધે અનુમાન થાય છે. તેણે કયી કયી પ્રતિયોના આધારે પુસ્તક છપાવ્યું હતું તે બાબતની તપાસ કરાવી હતી, પણ તે સંબન્ધી અમને જોઈએ તેવી હકીકત મળી નથી; તોપણ એટલું તો કહેવું પડે છે કે શ્રીમદ્‌ના પદો સંબન્ધી તેણે ઘણી શોધ કરી છે. આનન્દઘનજીના પદોની છપાવેલી એક બીજી ન્હાની ચોપડી અમને જામનગરવાળા જેઠાભાઈના ત્યાંથી મળી આવી હતી પણ તે ઉપયોગી થઈ પડે તેવી નહતી. આનન્દઘનજીનાં એકસોનેઆઠ પદો છે કે કેમ તેનો નિર્ણય હાલ થઈ શકે તેમ નથી.

શ્રીમદ્ આનન્દઘનજીએ પ્રથમ કયું પદ બનાવ્યું તેનો નિર્ણય થઈ શકે તેમ નથી. જૂની પ્રતોમાં દરેકમાં પદોના જુદા જુદા અનુક્રમ દેખાય છે. (ભીમસિંહ માણેકવાળી છાપેલી ચોપડી સાથે અમને મળેલી લખેલી પ્રતિયોનો અનુક્રમ મળતો આવતો નથી, તેમ જૂની પ્રતિયોમાં પણ પરસ્પર અનુક્રમ મળતો આવતો નથી.) શ્રીમદ્ આનન્દઘનજીના પદોની જૂનામાં જૂની પ્રત કોઈ ઠેકાણેથી મળે તો તે ઉપરથી કંઈ નિર્ણયની દિશા સન્મુખ આવી શકાય.-ડહેલાના ઉપાશ્રયની પ્રતિ વગેરે પ્રતિયો મળી હતી તેના કરતાં હજી જૂની પ્રતિયો મળે તો તે સંબન્ધી વિશેષ નિર્ણય કરી શકાય. ભીમસિંહ માણેકે પદોનો અનુક્રમ રાખ્યો છે તે પણ કોઈ પ્રતિયોના આધારે રાખ્યો હશે, છતાં તેમને જૂની કઈ કઈ પ્રતિયો મળી હતી અને કઈ સાલપર્યંતની જૂની મળી હતી તે બાબતનો તેમણે પ્રસ્તાવનામાં ખુલાસો કર્યો હોત તો તે સંબન્ધી વિચાર ચલાવતાં વિશેષ ઉપયોગી થઈ પડત; તોપણ અમારે અદ્ય પર્યન્તના મળેલા સંયોગોના આધારે કહેવું પડે છે કે, તેણે પદોના કરેલા અનુક્રમને ફેરવવા ઘણું સાહિત્ય ન મળે ત્યાંસુધી તે અનુક્રમ પ્રમાણે અનુક્રમ રાખીને પદો લખવાં એ યોગ્ય છે. પદોના અનુક્રમ સંબન્ધી અમને જોઈએ તે પ્રમાણે સાહિત્ય મળી આવશે તો બીજી આવૃત્તિમાં તે સંબન્ધી પ્રકાશ પાડવા પ્રયત્ન કરીશું. હાલ તો ભીમસિંહ માણેકનાં છાપેલાં પદોનો અનુક્રમ સ્વીકારીને અમોએ પ્રવૃત્તિ કરી છે.

શ્રીમદ્ આનન્દઘનજીના વખતમાં તેમનાં પદોનો ઉતારો થયો હોય એમ લાગે છે. જે વખતે જે સ્થાનમાં હૃદયનો ઉભરો પદ તરીકે બહાર કાઢવામાં આવ્યો હોય અને તેનો ઉતારો ત્યાંના ભક્તલોકોએ કર્યો હોય એમ સમજાય છે, તેમજ લોકોએ જેટલાં પદો સાંભળ્યાં હોય તેટલાં ભેગાં કર્યાં હોય અને ભોજકોએ જ્યાં ત્યાં ફરતાં જેની પાસેથી જે પદો સાંભળ્યાં તેટલાં તેની પાસેથી ઉતારી લીધાં હોય એ બનવાયોગ્ય છે. જેઓએ બહોતેર પદો એકઠાં કર્યાં હોય તેઓએ બહોતેરીની સંજ્ઞા આપી હોય અને પશ્ચાત્ આનન્દઘનજીમહારાજે કોઈ ઠેકાણે બીજા-પદરૂપે ઉભરા કાઢ્યા હોય, તેમ તે પદો પણ તેમની સમીપમાં આવનારા લોકોએ લખી લીધાં હોય, અને પશ્ચાત્ બહોતેર પદોમાં વધારો કરવામાં આવ્યો હોય! તથા જે જે મહાત્માઓને જેટલાં જેટલાં પદો અત્યંત અસર કરનારાં માલુમ પડ્યાં હોય તેટલાં તેઓએ ઉતારી લીધાં હોય, ઇત્યાદિ અનુમાન કરતાં જુદી જુદી પ્રતોમાં ફેરફાર માલુમ પડે છે.

હજી શ્રીમદ્ આનન્દઘનજીના પદોની શોધ કરવાનું કામ ચાલુ છે; તેમાં જો લાભ મળશે તો બીજી આવૃત્તિમાં સુધારો વધારો કરવાનું બની શકશે. કેટલાક લેખકો આનન્દઘનજીના પદોના અનુક્રમમાં કંઈક પૂર્વપશ્ચાતનો હેતુ છે એમ જણાવે છે. આશંશ કે અમુક પદ પછી અમુક પદ લખવામાં આવ્યું તેનું કારણ છે, એમ કલ્પના કરીને અવતરણ કરવા ધારે છે, પણ એવા અવતરણાનુક્રમના નિયમની વ્યવસ્થા બાંધી શકાય નહિ; કારણ કે તેમણે જે વખતે હૃદયમાં જે ઉભરા પ્રકટ્યા તે-અકૃત્રિમ પદ તરીકે-બહાર કાઢ્યા છે. શ્રીમદ્ આનન્દઘનજીના હૃદયના અકૃત્રિમ આધ્યાત્મિક ઉભરાઓનાં બનેલાં પદોમાં સજીવનપણું ઝળકી રહ્યું છે. પોતાના હૃદયના ઉભરારૂપ પદકૃતિ પ્રતિમાને જગતમાં તેઓ સદાકાલનેમાટે જગતના કલ્યાણાર્થે મૂકી ગયા છે.

શ્રીમદ્‌ના પદોનો ભાવાર્થ લખવામાં બને તેટલી કાળજી રાખી છે. "ભણ્યો ભૂલે અને તારો ડૂબે." વા ચાલતાં પ્રમાદથી સ્ખલન થઈ જાય, એ ન્યાયની પેઠે, શ્રીમદ્‌ના પદોમાં મતિમાંદ્યથી વા પ્રમાદદોષથી જે સ્ખલન થયું હોય તેની સજ્જન પુરૂષો પાસે ક્ષમા માગું છું અને તત્સંબન્ધી મિથ્યાદુષ્કૃત દઉં છું. શ્રીમદ્‌ના આશયો સમુદ્રની પેઠે ઘણા ગંભીર છે તેમાંથી સાર ખેંચવો એ અતિ દુર્ઘટ કાર્ય છે. તેમના પદોનો ભાવાર્થ લખતાં દેશ-કાલ આજુબાજુના સંયોગો અને આત્માની તે વખતની પરિણતિ, એ સર્વની અસર તે વખતે થઈ હોય એમ સુજ્ઞ વાચકો સમજી શકશે. કોઈપણ ગ્રન્થ વાંચતાં પહેલાં તે લેખક કેવી સ્થિતિમાં મૂકાયો હતો અને આજુબાજુના કેવા સંયોગો તેને મળ્યા હતા, કેવી સ્થિતિમાં તેનો આત્મા વર્તતો હતો એ જાણવામાં આવે તો જ લેખકના હૃદયનો સાર ખેંચી શકાય. લેખકના લેખો વાંચીને સાક્ષરો, તે પુરૂષ કઈ સ્થિતિમાં હતો, તેની આજુબાજુના કેવા સંયોગો હતા તથા તે વખતમાં તે કેવા વિચાર વાતાવરણના સંબન્ધમાં હતો, તે સુધારક હતો કે કેમ? તે સર્વને જાણીને લેખકના જીવન વૃત્તાંતની મૂર્તિ ઘડી કાઢે છે; તેમ શ્રીમદ્‌નાં પદો વાંચીને તેમના આત્માની કેવી દશા હશે? આજુબાજુના દેશકાલપરત્વે કેવા સંયોગોમાં તે મૂકાયા હશે? તે સંબન્ધી તર્કણા કરીને તેમનું જીવનવૃત્તાંત પંડિતો તારવી શકે છે.

તેમના પદોનો ભાવાર્થ લખતાં, પહેલાં શબ્દચાતુર્ય કરતાં ભાવપ્રાધાન્ય લાવવાની ઘણી જરૂર છે. તત્પદોમાંથી ભાવ ખેંચીને વાચકોની આગળ તાત્પર્યાર્થ મૂકી દેવો તે અતિ દુર્ઘટ કાર્ય છે. પદોનો સિધો

અર્થ અમુક હોય છે અને તેનો લક્ષ્યાર્થ અમુક હોય છે. पङ्कज શબ્દનો યૌગિકાર્થ તો દેડકું વગેરે થાય છે પણ રૂઢયર્થ તો કમલ થાય છે, તે પ્રમાણે શ્રીમદ્‌ના હૃદયાશયપ્રમાણે પદોનો ભાવાર્થ ખેંચવો એજ લેખકોનું મુખ્ય કર્તવ્ય છે. એટલું તો કહેવું પડે છે કે, શ્રીમદ્ અધ્યાત્મજ્ઞાનના રસિક હતા, અધ્યાત્મપક્ષ એજ એમના હૃદયનો મુખ્ય-માન્ય સિદ્ધાંત હતો, તેથી તેઓ અધ્યાત્મમાં ઉંડા ઉતરીને આન્તરિક પાત્રોની જે જે યોજના કરીને બોલ્યા છે તેનો સારાંશ તો અધ્યાત્મજ્ઞાનનો રસિક–નિવૃત્તિપરાયણ કોઈ જ્ઞાની મુનીશ્વર–બહાર લાવી શકે, પણ જે વ્યવહારમાર્ગનો મુખ્ય આગ્રહી હોય અને અધ્યાત્મમાર્ગથી સામાન્ય રૂચિવાળો જીવ હોય, તે શ્રીમદ્‌ના પદો ઉપર ભાવાર્થ લખે તો તે પોતાના વિચારોની મૂર્તિ ઘડવામાં શ્રીમદ્‌ના પદોનો ઉપયોગ કરી શકે. જેણે ઘણું અધ્યાત્મશાસ્ત્રોનું મનન કર્યું હોય અને જેણે અધ્યાત્મરસમાં પોતાના આત્માને રસીયો કર્યો હોય તે મહાપુરૂષ શ્રીમદ્‌ના પદોનો ભાવાર્થ લખવા બેસે તો કંઈક નવ્યાનુભવરસતાને રસી શકે. શ્રીમદ્‌ના પદોઉપર અત્યંત પ્રેમ હોય તે મહાપુરૂષજ ખરેખર આધ્યાત્મિક પદોના જ્ઞાનબળવડે શ્રીમદ્‌ના હૃદય પાસે જઈને પદ-વાચ્યાર્થાનુભવાર્થનો પ્રકાશ કરી શકે છે.

મૂળ ગ્રન્થકાર કરતાં ટીકાકારમાં ઘણું જ્ઞાન હોય તો મૂળ ભાવનો તે ટીકામાં સારી રીતે પ્રકાશ કરી શકે છે. સામાન્ય બાબતને પણ ટીકાકાર જો જ્ઞાની હોય તો ઉત્તમ રૂપમાં લાવી મૂકે છે. શ્રીમદ્‌ના હૃદયનો ખરેખર પરિપૂર્ણ ભાવ પ્રકાશવો એ તો સામાન્ય મનુષ્યોની શક્તિબહાર છે.

શ્રીમદ્‌ના પદોનો ભાવાર્થ લખવાનું સાહસ મારાથી કરાયું છે તેમાં शुभे यथाशक्तियतनीयं એ ન્યાયનું અવલંબન કરવામાં આવ્યું છે. શ્રીમદ્‌ની ચોવીશી અને પદોઉપર મને પહેલાંથી અત્યંત પ્રેમ હતો. શ્રીમદ્‌ના પદો વાંચતાં અને શ્રવણ કરતાં મારૂં મન તેમાં લીન થઈ જતું, તેથી શ્રીમદ્‌ના પદોનો યથામતિ અને યથાશક્તિવડે ભાવાર્થ લખવાનો પ્રયાસ થયો તેમાં તેમની ભક્તિએ મુખ્ય ભાગ ભજવ્યો છે. શ્રીમદ્ માનતુંગસૂરિ પણ કહે છે કે;

वसंततिलकावृत्तम्.

अल्पश्रुतं श्रुतवतां परिहास धाम, त्वद्भक्तिरेव मुखरी कुरुते बलान्माम् ।
यत्कोकिलः किलमधौ मधुरं विरौति, तच्चारुचाम्रकलिकानिकरैकहेतुः ॥ ६ ॥

( भक्तामरस्तोत्र )

શ્રીમદ્ આનન્દઘનજીની ભક્તિવડે-પદોનો ભાવાર્થ લખતાં જે કંઈ તેમના હૃદયભાવનો પ્રકાશ થયો હોય, તો સમજવું કે તેમની ભક્તિનુંજ તે ફળ છે. શ્રીમદ્‌ના પદોનો ભાવાર્થ લખતીવખતે પ્રથમ શ્રીમદ્‌નું પાંચ મિનિટ લગભગ ધ્યાન ધરવામાં આવતું હતું અને કહેવામાં આવતું હતું કે "હે પૂજ્ય! તમારા હૃદયનો ભાવ મારા હૃદયમાં પ્રકાશિત થાઓ અને પદનો તાત્પર્યાર્થ બરાબર લખાઓ." આપ્રમાણે હૃદયથી પ્રાર્થના થયાબાદ શિશાપેન પોતાના કાર્યમાં પ્રવૃત્ત થતી હતી. આનન્દઘનજીના પદોના આશયસંબન્ધી એક વિદ્વાન્ લખે છે કે—

आशय आनन्दघनतणो, अति गंभीर उदार।
बालक बांह पसारीने, कहे उदधि विस्तार॥

શ્રીમદ્‌ના આશયો જાણવામાટે શ્રીમદ્‌ના પદોનું અધ્યાત્મશાસ્ત્રોના આધારે ઘણું મનન જોઈએ. જૈનાગમાધ્યાત્મશૈલીથી શ્રીમદ્‌નો આશય સમજવાની જરૂર છે. જૈનાગમોથી અવિરૂદ્ધપણે તેઓએ અધ્યાત્મસંબન્ધી ઉદ્‌ગારો કાઢેલા છે, એટલું પહેલાં લક્ષ્યમાં લેઇને પશ્ચાત્ તેનો અર્થ સમજવો જોઈએ. આગમોથી અવિરૂદ્ધપણે અમોએ યથામતિએ શ્રીમદ્‌ના પદોઉપર ભાવાર્થ લખ્યો છે. શબ્દોનો અર્થ પણ આગમોથી અવિરૂદ્ધપણે લખવા પ્રયત્ન કર્યો છે. જે કંઈ લખવામાં આવે છે તેની અસર દુનિયાના મનુષ્યોને થયાવિના રહેતી નથી. લેખો, એ લેખકની પાછળની જીવતીઅક્ષરપ્રતિમાઓ છે. તેની અસર પાછળના મનુષ્યોપર થયાવિના રહેતી નથી. શ્રીમદ્‌ના ઉત્તમ પદોની ઉત્તમ અસર જગત્‌ઉપર બહુકાલપર્યન્ત થયા કરશે. શ્રીમદ્‌ના વિચારો, એ પંડિતોનું ઉત્તમ ભોજન છે. શ્રીમદ્‌ના પદો, એ સજ્જનપુરૂષોનો બાગ છે. બાગમાં જેમ અનેક પ્રકારનાં પુષ્પો હોય છે તેમ શ્રીમદ્‌ના પદોમાં પણ ભક્તિઆદિ અનેક રસો ઝળકી રહ્યા છે. શ્રીમદ્‌ના પદોની કિમ્મત તેમની પાછળની દુનિયા આંકવા સમર્થ થઈ છે. શ્રીમદ્‌ના વખતમાં શ્રીમદ્‌ના પદોની અને તેમની 'મહત્તા, એકીઅવાજે માન્ય થઈ નહતી; એ તો વાત ખરી છે કે મનુષ્યના ગુણોની કિમ્મત પાછળથી થાય છે. શ્રીમદ્ પોતાની પાછળ પદરૂપે ઉત્તમ વારસો મૂકી ગયા છે. એમના પદોની અસર દુનિયાને સારી થવાની અને તેથી દુનિયાને સારો લાભ મળી શકવાનો. એમણે પોતાની પાછળ પદોરૂપ અમૃત મૂક્યું છે તેથી તેમના ઉપકારનું જેટલું વર્ણન કરીએ તેટલું થોડું છે. શ્રીમદ્ પોતાના વિચારોથી હાલ જીવતાજ છે! કર્તવ્યનામના પુસ્તકમાં એક લેખકે જણાવ્યું છે કે—" ગ્રન્થ એ એક જીવતો અવાજ છે, એ પૃથ્વીની

સપાટીઉપર ચાલતો એક આત્મા છે. આપણાથી દેશ અને કાલપરત્વે જુદા પડેલા પુરૂષનો તે જીવતો વિચાર રહે છે. મનુષ્યો જતા રહે છે, સ્મરણચિહ્નરૂપી ગૃહસ્તંભ વગેરે પડી જઈ રજકણ થઈ જાય છે, પણ જે કંઈ રહે છે અને આપણા જીવન પછી પણ ટકી રહે છે તે મનુષ્યવિચાર છે. પ્લેટો એટલે શું? તેને તો મૃત્તિકારૂપ થયાને ઘણો સમય થયો પણ તેના વિચાર અને કૃત્યો હજી હયાત છે. દુષ્ટ ગ્રન્થો નીતિને વિષરૂપ છે અને તે દુષ્ટ પરિણામજ ફેલાવ્યા કરે છે. લખેલા ગ્રન્થો હંમેશ રહે છે. હાનિકારક ગ્રન્થકારો કબરમાં સુએ છે ત્યારે પણ પેઢીદરપેઢી આગામીની પ્રજાના આત્માનો ઘાત કરે છે. સારો ગ્રન્થ જીવનને ખજાના જેવો છે અને નઠારો ગ્રન્થ એક અતિ પીડાકારક રાક્ષસ સમાન છે. સારા ગ્રન્થો પ્રામાણિકપણું, સત્યતા અને સદાચાર શિખવે છે. ગ્રન્થકારો મરણ પામે છે પણ તેમના ગ્રન્થો જીવ્યા કરે છે. પુસ્તકોમાં કંઈ અમરત્વનો અંશ રહેલો હોય છે. કાળેકરી પુરાતની વસ્તુઓ નાશ પામે છે પણ પુસ્તકો જીવતાં રહે છે. મહાન્ વિચારો કાળના આરામાં આવતા નથી; તેઓ સેંકડો વર્ષપર તેમના ઉત્પન્ન-કર્તાના મગજની બહાર નીકળીને પુસ્તકના પાનાઉપર કોરાયા તે વેળાએ તે જેવા તાજા હતા તેવાજ તેઓ આજ તાજા છે. ગતકાળમાં જે પુરૂષોએ જેવું વિચાર્યું અને કહ્યું તે આજ પણ છાપેલાં પૃષ્ઠઉપરથી તેવાજ તેજે પ્રકાશે છે." (સદ્વર્તન) હાઝ્લિટ કહે છે કે "પુસ્તકો આપણી હૃદયગ્રંથિની સાથે ગુંથાઈ જાય છે. સારાં પુસ્તક ઉત્તમ મિત્ર ગણાય છે. શેક્સપિયર હજી મુઓ નથી. ઇ. સ. ૧૬૧૬ માં તેના શરીરને દાટવામાં આવ્યું ખરૂં, પણ તેનું મન ટયુડરવંશના સમયમાં જેવું જાગ્રત્ હતું અને તેના વિચારો જેવા દીર્ઘદર્શી હતા, તેવાને તેવાજ આજ પણ ઈંગ્લાંડમાં તેના વિચારો પોષાય છે અને તેનું મન સજીવ છે." (સદ્વર્તન.)

બધાં પુસ્તકોમાં અધ્યાત્મશાસ્ત્ર એ મહાન્ શાસ્ત્ર ગણાય છે. અધ્યાત્મશાસ્ત્રોમાં ઝીલનારા પુરૂષોના હૃદયની વાનગી એ તેમણે ગાયેલાં પદો છે. એ પદોમાં અધ્યાત્મશાસ્ત્રોનો નિચોળ તરતો જણાય છે. શ્રીમદ્‌ના પદોમાં અધ્યાત્મજ્ઞાન, ભક્તિજ્ઞાન અને યોગજ્ઞાનનાં ઉંડાં રહસ્યો સમાયાં છે. તેઓ અધ્યાત્મજ્ઞાનકોટીના મહાન્ પુરૂષ હતા. તેઓ અક્ષરદેહે અને કીર્તિદેહે સદાકાલ જીવતા છે. તેમનાં પદોરૂપ કલ્પવૃક્ષોની સમ્યગ્રીતે ઉપાસના કરવામાં આવે તો ઇચ્છિતફલની પ્રાપ્તિ થયાવિના રહે નહી. શ્રીમદ્‌ના પદોનો ભાવાર્થ લખતાં હજી પરિપૂર્ણ સન્તોષ થતો નથી; કારણ કે જેટલું પરામાં પ્રકટે છે તેટલું વૈખરીમાં આવી શકતું નથી.

શ્રીમદ્‌નાં પદોનો ભાવાર્થ જેમ બને તેમ સરલભાષામાં લખાય એવો પ્રયત્ન કરવામાં આવ્યો છે. પદોનો ભાવાર્થ લખતાં સ્થિરતાયોગે હૃદયમાં પ્રકટેલા વિચારોના ઉભરાઓ બહાર કાઢવા પ્રયત્ન કર્યો છે. અધ્યાત્મવિષયસંબન્ધી દરેક પદો હોવાથી પુનરૂક્તિદોષ આવવાનો સંભવ રહે છે, કિન્તુ સજ્જનોએ સમજવું કે આત્માને ઉદ્દેશી અધ્યાત્મ-વૈરાગ્યાદિસંબન્ધે પુનઃ પુનઃ લખવાથી પુનરૂક્તિદોષ ગણાતો નથી. અધ્યાત્મના વિષયોસંબન્ધી પદોમાં ઘણું ગાંભીર્ય રહ્યું હોય છે. લેખકો પોતપોતાની બુદ્ધ્યનુસાર ભાવાર્થ આકર્ષવા પ્રયત્ન કરે છે. શ્રીમદ્‌ આનન્દઘનના પદોનો ભાવાર્થ સાગરસમાન છે, તેમાં ઉંડા ઉતરીને રત્નો કાઢવા જ્ઞાની પુરૂષો પ્રયત્ન કરે છે.

છેવટે સન્તોને પ્રાર્થના કે, શ્રીમદ્‌ આનન્દઘનના પદોદ્વારા દુનિયાનું ભલું કરવામાં જે કંઈ મારાથી સારૂં લખાયું હોય તેની અનુમોદના કરશો અને આખી દુનિયામાં ઘેર ઘેર શ્રીમદ્‌ના વિચારો ફેલાય એવો પ્રયત્ન કરવામાં પ્રવૃત્ત થશો; અને તેમ કરી અન્યોને સાહાય્ય આપશો.

અમદાવાદ.
પોશ વદ ૧ સં. ૧૯૬૯.

લી.
बुद्धिसागर.

# अध्यात्मज्ञाननी आवश्यकता.

## ( મૂળ ગ્રન્થની ભૂમિકારૂપે )

આ પદો અધ્યાત્મજ્ઞાનસંબન્ધી હોવાથી અધ્યાત્મજ્ઞાનપરત્વે કેટલાક વિચારો જણાવવા યોગ્ય જણાય છે. અધ્યાત્મજ્ઞાનનો સમાવેશ શ્રી દ્રવ્યાનુયોગમાં થાય છે. અધ્યાત્મજ્ઞાનના બે ભેદ છે. लौकिकअध्यात्मज्ञान અને लोकोत्तरअध्यात्मज्ञान. लौकिकअध्यात्मज्ञानના માનનારાઓ એકાન્તવાદીઓ હોય છે અને અનેકાન્તવાદીઓ लोकोत्तरअध्यात्मज्ञानને સ્વીકારે છે. શ્રીવીરપ્રભુએ સમવસરણમાં બેસીને લોકોત્તર અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ દીધો છે અને તેને ગણધરોએ ઝીલ્યો છે. હાલ ગણધરના શિષ્યોની પરંપરાએ સંસ્કૃત, માગધી, ગુજરાતી આદિ ભાષામાં અધ્યાત્મજ્ઞાન આવ્યું છે. अध्यात्मज्ञानનો ઉપશમ, ક્ષયોપશમાદિ ભાવમાં સમાવેશ થાય છે. કાલથકી અધ્યાત્મજ્ઞાન–તીર્થંકરોના પ્રવાહની અપેક્ષાએ–અનાદિકાલથી છે. દ્રવ્યથકી આત્મામાં અધ્યાત્મજ્ઞાન રહે છે. ક્ષેત્રથકી પાંચ ભરત, પાંચ ઐરવત અને પાંચ મહાવિદેહ એ પન્નર ક્ષેત્રમાં અધ્યાત્મજ્ઞાન પ્રકટે છે. ભાવથકી ક્ષયોપશમાદિભાવે પ્રકટે છે. શ્રુતજ્ઞાનમાં અધ્યાત્મજ્ઞાનનો સમાવેશ થાય છે. યોગ્ય મુનિયો પાસેથી અધ્યાત્મજ્ઞાન ગ્રહણ કરાય છે. યોગ્ય એવા આત્માઓથી અધ્યાત્મજ્ઞાન ગ્રહણ કરાય છે. યોગ્ય એવું અધ્યાત્મજ્ઞાન ખરેખર, યોગ્ય એવી વિધિવડે ગ્રહણ કરાય છે. જે આસન્નભવ્યજીવો હોય છે તેમને અધ્યાત્મજ્ઞાનની શ્રદ્ધા અને અધ્યાત્મપ્રવૃત્તિ થાય છે. પાત્રની પરીક્ષા કરીને ગુરૂઓ પોતાના શિષ્યોને અધ્યાત્મજ્ઞાન આપે છે. દુનિયા મોજશોખમાં પ્રવૃત્તિ કરે છે અને બાહ્યપદાર્થોના ભોગ અને ઉપભોગમાં આનંદ માને છે, પણ દુનિયાના કોઈ મનુષ્યે છેલ્લી વખતે બાહ્યભોગથી સંતોષ દર્શાવ્યો નથી. દુનિયાના પદાર્થોમાં વૃત્તિના અનુસારે સુખ-દુઃખની કલ્પના કર્યા કરેછે. પ્રોફેસર સેસિલ કથે છે કે " ખરો ધર્મ આધ્યાત્મિક જીવન, આધ્યાત્મિક સ્વચ્છતા, અને આધ્યાત્મિક કેળવણી છે અને જે કોઈ પુરૂષમાં એ વાસ્તવિક હોય છે તેને દરેક સ્વચ્છ અને સત્ કાર્યમાટે ખાસ ઉત્તેજનની પુષ્ટિ મળે છે, તોપણ આપણે સર્વેને આ દુનીઆનો ત્યાગ કરવાનો છે. " "મૃત્યુ સર્વને આવે છે, આપણે દરરોજ આપણા દાંતવડે કબર ખોદીએ છીએ" મોટા સાઈરસે પોતાની કબરપર આ શબ્દો મૂકાવ્યા હતા. " અરે મનુષ્ય! તું ગમે તે હોય અને ગમે તે સ્થળેથી આવતો હોય તોપણ ઈરાની રાજ્યનો સ્થાપનાર હું સાઈરસ છું. આજે થોડી માટી મારા શરીરનું આચ્છાદન કરે છે તેની તું અદેખાઈ કરતો મા. "

જે મનુષ્યોની અભિલાષા નિઃસીમ હોય છે અને જેઓ આખરે પોતાની મહેચ્છાપર મર્યાદા મૂકતી જુએ છે તેમના મનમાં નિરાશા આવે છે; હવે વધારે રાજ્ય જીતવાનાં રહ્યાં નહિ એવા વિચારથી એલેક્ઝેન્ડરે રૂદન કર્યું. મહમદ ગિઝની–હિન્દુસ્તાનના પ્રથમ મુસલ્માનવિજયિની પણ એવીજ હકીકત હતી. તેને માલુમ પડ્યું કે હવે હું મરીજવાનો છું ત્યારે તેણે રત્ન અને સુવર્ણના સર્વ ખજાના પોતાની આગળ મૂકવા હુકમ કીધો. તેણે તે જોયા ત્યારે તે એક બાળકની પેઠે રોયો. તેણે કહ્યું "અરેરે ! આ ખજાના મેળવવા મેં કેટલા બધા શારીરિક અને માનસિક ભય સહન કર્યા છે, અને તેનું રક્ષણ કરવા કેટલી બધી સંભાળ લીધી છે ! અને હવે હું મરવાની અને તેને છોડીને જતા રહેવાની તૈયારીમાં છું" તેને તેના મહેલમાં દાટ્યો; જ્યાં તેનો દુઃખી આત્મા ભૂતની પેઠે ભટકે છે એમ પાછળ લોકો ધારતા હતા. આથી સમજવાનું કે મનુષ્યની જીંદગી ખરા સુખને ભોગવવામાટે હોવી જોઇએ. ખરૂં સુખ તો ખરેખર અધ્યાત્મજ્ઞાનવિના પ્રાપ્ત થતું નથી. અધ્યાત્મજ્ઞાનવિના મનુષ્ય અંધારામાં સુખની શોધ કરે છે. અધ્યાત્મજ્ઞાનવડે પૂર્વે અનેક મહાત્માઓએ ખરૂં સુખ પ્રાપ્ત કર્યું છે. આ ઉપરથી ખરા સુખની પ્રાપ્તિમાટે અધ્યાત્મજ્ઞાનની આવશ્યકતા સિદ્ધ ઠરે છે.

ધર્મનું મૂળ.

દુનિયામાં અધ્યાત્મજ્ઞાનરૂપ ધર્મમૂળ વિના કોઇ દર્શનરૂપ વૃક્ષ ટકી શકતું નથી. આત્મિક જ્ઞાન થયા વિના વિષયોને જીતી શકાતા નથી. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય અધ્યાત્મસાર ગ્રન્થમાં અધ્યાત્મજ્ઞાનને સર્વ પ્રકારના જ્ઞાનમાં ઉત્તમ માને છે. શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય પણ અધ્યાત્મજ્ઞાનની ઉત્તમતા સ્વીકારે છે. અધ્યાત્મજ્ઞાનથી મન વાણી અને કાયાના યોગની શુદ્ધતા થાય છે. જગત્માં ચિન્તામણિ રત્નસમાન અધ્યાત્મજ્ઞાન છે. અધ્યાત્મજ્ઞાનના પ્રતાપે ભારતદેશની ભૂમિ ઉત્તમ ગણાય છે. પાશ્ચાત્ય દેશોમાં બહિર્વિદ્યાના યોગે બાહ્યોન્નતિ દેખાય છે, કિન્તુ આન્તરિક ઉન્નતિના અભાવે દયાઆદિના સિદ્ધાન્તોનો વિશેષ પ્રમાણમાં ફેલાવો થયો નથી. જે જે કાલમાં અધ્યાત્મજ્ઞાનપરથી લોકોની વૃત્તિ હઠી જાય છે અને અધ્યાત્મજ્ઞાનનું સ્વરૂપ સમજનારાઓ ઉપર તિરસ્કાર છૂટે છે તે તે કાલમાં ભારતમાં અનેક યુદ્ધો, કલેશો અને કુસંપ દેખાવ આપે છે. મનુષ્યોનો અધ્યાત્મજ્ઞાનમાં પ્રવેશ થવો મહાદુર્લભ છે. કેટલાક અધ્યાત્મજ્ઞાનનું ખંડન કરે છે તેનું કારણ એ છે કે, તેઓએ અધ્યાત્મજ્ઞાનરસનું આસ્વાદન કર્યું હોતું નથી. કેટલાક મનુષ્યો કોઈ

અધ્યાત્મનામધારક મનુષ્યના દુરાચરણને દેખી એમ બોલવા મંડી જાય છે કે, “ અધ્યાત્મજ્ઞાન વા નિશ્ચયવાદી થવાથી ભ્રષ્ટ થવાય છે. ” પણ આમ બોલનારાઓને ઉત્તરમાં કહેવું પડે છે કે, આચાર અને સુવિચારથી ભ્રષ્ટ થવામાં અધ્યાત્મજ્ઞાન પોતાની શક્તિ કદી વાપરતું નથી; અધ્યાત્મજ્ઞાનથી તો દુરાચાર અને ભ્રષ્ટ વિચારનો નાશ થાય છે, તેમ છતાં કોઈના દુરાચારો અને મલીન વિચારો થાય તો તેને લાગેલા કર્મનો ઉદય સમજવો. મોહનીય કર્મનું જોર વિશેષ હોય છે અને અધ્યાત્મજ્ઞાનબળ અલ્પ હોય છે તો મોહનીય કર્મના વશમાં મનુષ્ય ફસાઈ જાય છે. કેટલાક મોહનીય કર્મના ઉદયથી અધ્યાત્મજ્ઞાન વા નિશ્ચયને માન આપતા નથી અને અધ્યાત્મજ્ઞાનઉપર તિરસ્કાર બતાવે છે તેવાઓ પણ અનાચારી, ભ્રષ્ટાચારી, ક્રોધી, નિન્દક, ક્લેશ કરનાર અને અશાન્તિ ફેલાવનારા જણાય છે તો તેમાં વ્યવહારધર્મનો દોષ નથી. વ્યવહારચારિત્રથી અનીતિ અને મન, વાણી અને કાયાના દોષોનો નાશ થાય છે, તેમ છતાં કોઈ વ્યવહારચારિત્ર ક્રિયાને એકાન્તે માન-નારમાં અનીતિનાં આચરણ દેખવામાં આવે છે તેમાં કંઈ ક્રિયાવ્ય-વહારનો દોષ ગણી શકાય નહિ, પણ તે વ્યવહારચારિત્ર ધારકને પ્રમાદ જ દોષરૂપ છે; તેમ અધ્યાત્મજ્ઞાનિને પ્રમાદ થવાથી તે દોષી ગણી શકાય પણ તેમાં અધ્યાત્મજ્ઞાન વા નિશ્ચયજ્ઞાન ઉપર દોષનો આરોપ મૂકી શકાય નહિ.

ક્રિયાશુદ્ધિ.

કેટલાક કહે છે કે અધ્યાત્મજ્ઞાનનો અભ્યાસ કરવાથી ક્રિયાઉપર શ્રદ્ધારૂપ રૂચિ રહેતી નથી,–આમ બોલનારાઓ અધ્યાત્મજ્ઞાન વા ક્રિયાનું સ્વરૂપ સ્પષ્ટરીત્યા સમજી શક્યા નથી. ખરેખર અધ્યાત્મજ્ઞાનવિનાની ધર્મક્રિયાઓનાં રહસ્યો સ્પષ્ટ જાણી શકાતાં નથી. અધ્યાત્મજ્ઞાનવિના ધર્મની ક્રિયાઓ કરવાથી, વાણી અને કાયાના યોગની શુદ્ધિ કરવા કોઇપણ મનુષ્ય સમર્થ થતો નથી. અધ્યાત્મજ્ઞાનનું સ્વરૂપ જેઓ સમજે છે તેઓના હૃદયમાં શાન્તરસ પ્રગટવાની આશા રહે છે, પણ જેઓ અધ્યાત્મજ્ઞાનઉપર દ્વેષ કરીને તેનું ખંડન કરે છે તેઓના હૃદયમાં શાંતરસની ભાવના નહિ પ્રગટતાં નિન્દા, મારામારી, વિતંડાવાદ અને કષાયની વૃત્તિ દેખવામાં આવે તો તેમાં કંઈ આશ્ચર્ય નથી.

અધ્યાત્મજ્ઞાન અને જૈનાગમો.

જૈનદર્શનમાં જે મોટા મોટા વિદ્વાનો થયા છે તેમનાં પુસ્તકો વાંચીએ છીએ તો તેમાં અધ્યાત્મજ્ઞાનરસના ઉભરાઓ માલુમ પડે છે. કુંદકુંદાચાર્ય કે જે દિગંબર આચાર્ય કહેવાય છે તેમાં પ્રાયઃ મધ્યસ્થ ગુણ દેખાય છે તે પણ

અધ્યાત્મજ્ઞાનના પ્રતાપેજ સમજવું. કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય અને દેવેન્દ્રસૂરિનાં હૃદય પણ અધ્યાત્મરંગથી રંગાયાં હતાં. પન્નવણાસૂત્રના કર્તા શ્યામાચાર્ય અધ્યાત્મજ્ઞાનમાં રંગાયા હતા. પન્નવણાસૂત્રમાં દ્રવ્યાનુયોગની ઘણી વ્યાખ્યા આવે છે. દ્રવ્યાનુયોગને પણ અપેક્ષાએ અધ્યાત્મજ્ઞાન કહેવામાં આવે છે. દ્રવ્યાનુયોગના જ્ઞાનવિના અધ્યાત્મજ્ઞાનમાં ઉતરી શકાતું નથી. ભગવતીસૂત્રમાં પણ વિશેષ ભાગે દ્રવ્યાનુયોગની અને અધ્યાત્મજ્ઞાનની વ્યાખ્યા જોવામાં આવે છે. આત્માના સંબંધી જે જે કથવામાં આવ્યું હોય તે તે સર્વનો અધ્યાત્મજ્ઞાનમાં સમાવેશ થાય છે. આત્મામાં રહેલાં મતિ આદિ પાંચ પ્રકારના જ્ઞાનનાં પ્રતિપાદન કરનાર પુસ્તકોનો પણ અધ્યાત્મશાસ્ત્રમાં સમાવેશ થાય છે. કર્મગ્રન્થ, કમ્મપયડી વગેરે ગ્રન્થોથી પણ આત્માના સ્વરૂપનો અવબોધ થાય છે, માટે તે તે ગ્રન્થોનો પણ અધ્યાત્મશાસ્ત્રમાં સમાવેશ કરી શકાય છે. આચારાંગસૂત્ર, સૂયગડાંગસૂત્ર, સ્થાનાંગસૂત્ર, ઉત્તરાધ્યયન, નંદીસૂત્ર, કલ્પસૂત્ર, અનુયોગદ્વાર, વિશેષાવશ્યક વિગેરે પિસ્તાલીશ આગમોમાં જ્યાં ત્યાં અધ્યાત્મજ્ઞાન ઝળકી રહ્યું છે. શ્રીહરિભદ્રસૂરિકૃત યોગદષ્ટિસમુચ્ચય અને યોગબિન્દુ વગેરે ગ્રન્થોમાં અધ્યાત્મજ્ઞાનના ઉભરાઓ દેખાય છે. શ્રીઉમાસ્વાતિવાચકના તત્વાર્થસૂત્ર અને પ્રશમરતિ પ્રકરણ વગેરે ગ્રન્થોમાં અધ્યાત્મજ્ઞાન ભર્યું છે. જૈન શ્વેતાંબર શાસ્ત્રોમાં અધ્યાત્મજ્ઞાનનો રસ ઘણો ભર્યો છે. શ્રીમાન્ મુનિસુન્દરસૂરિજીએ અધ્યાત્મકલ્પદ્રુમ રચીને અધ્યાત્મજ્ઞાનની અત્યન્ત આવશ્યકતા છે એમ સિદ્ધ કરી આપ્યું છે.

વર્તમાનકાલમાં અધ્યાત્મની અસ્તિતા.

અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ આ કાલમાં થઈ શકે છે કે નહિ તે જોવાનું છે. કેટલાક બાલજીવો કથે છે કે, "આ કાલમાં અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ શકતી નથી, અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ તો બારમા અગર તેરમા ગુણસ્થાનકમાં થાય છે." આ પ્રમાણે બોલનારા–બાલજીવો ઉત્સૂત્રભાષણ કરવા દોરાય છે. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજી અધ્યાત્મસારગ્રંથમાં કથે છે કે "ચોથા ગુણસ્થાનકથી અધ્યાત્મની પ્રાપ્તિ થાય છે." જડ અને ચેતનનો ભેદ પડે એવા પ્રકારના જ્ઞાનને ભેદજ્ઞાન કહે છે. ભેદજ્ઞાન કહો વા અધ્યાત્મજ્ઞાન કહો, સારાંશ કે અધ્યાત્મજ્ઞાન વા ભેદજ્ઞાન એકજ છે. ચોથા ગુણસ્થાનક કરતાં પાંચમા ગુણસ્થાનકમાં વિશેષ પ્રકારે અધ્યાત્મદષ્ટિ ખીલી શકે છે. પાંચમા ગુણસ્થાનક કરતાં છઠ્ઠા ગુણસ્થાનકમાં વિશેષતઃ અધ્યાત્મદષ્ટિ ખીલી શકે છે. છઠ્ઠા કરતાં સાતમામાં વિશેષ પ્રકારે અધ્યાત્મદષ્ટિ ખીલી શકે છે. મૈત્રી, પ્રમોદ,

મધ્યસ્થ અને કારૂણ્ય ભાવના તથા અનિત્યાદિ બાર ભાવનાનો પણ અધ્યાત્મજ્ઞાનમાં સમાવેશ થાય છે. મનોગુપ્તિનો અધ્યાત્મમાં સમાવેશ થાય છે. આ કાલમાં મનોગુપ્તિની સાધનાને શાસ્ત્રોમાં કથી છે. મનોગુપ્તિની સાધનારૂપ અધ્યાત્મચારિત્ર આ કાલમાં અમુક હદનું છે; તેનો જે અપલાપ કરે છે તે ઉત્સૂત્રભાષણ કરે છે. આ કાલમાં સાતમા ગુણસ્થાનકસુધી ગમન કરી શકાય છે. આત્માના અધ્યવસાયની શુદ્ધિ તેજ આન્તરિક અધ્યાત્મચારિત્ર કહેવાય છે. અધ્યાત્મજ્ઞાનનો અભ્યાસ કરીને અધ્યાત્મચારિત્ર પ્રાપ્ત કરવું જોઇએ.

નવતત્ત્વનો સાત નયથી અભ્યાસ કરવાથી અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. નવતત્ત્વના જ્ઞાનને અધ્યાત્મજ્ઞાનજ કહેવામાં આવે છે. ઉપમિતિભવપ્રપંચ ગ્રંથમાં અધ્યાત્મજ્ઞાનની ખુમારીજ અવલોકવામાં આવે છે. ઉપમિતિભવપ્રપંચ બનાવનાર આ પંચમકાળમાં થઈ ગયા છે. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય "નિશ્ચયદૃષ્ટિ ચિત્ત ધરીજી ચાલે જે વ્યવહાર" આ વચનથી અધ્યાત્મજ્ઞાનરૂપ નિશ્ચયદૃષ્ટિ ધારણ કરવાનું આ કાલના મનુષ્યોને શિક્ષણ આપે છે; તેથી આ કાલમાં ચોથા ગુણસ્થાનકથી અધ્યાત્મજ્ઞાનની સાધના સાધી શકાય છે એમ નિશ્ચય થાય છે.

જૈન શ્વેતાંબર વર્ગમાં અધ્યાત્મજ્ઞાનને વિશેષતઃ પ્રકાશમાં લાવનાર શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય છે. अध्यात्मोपनिषत्, अध्यात्ममतपरीक्षा, આદિ ગ્રંથોના પ્રણેતાને આખી શ્વેતાંબર જૈન કોમ પૂજ્યબુદ્ધિથી જુએ છે. તેઓએ જેવી રીતે વ્યવહારક્રિયાની પુષ્ટિ કરી છે તેજ પ્રમાણે અધ્યાત્મજ્ઞાનની પણ પુષ્ટિ કરી છે, અને આ કાલમાં અધ્યાત્મજ્ઞાનની ગુણસ્થાનકની અપેક્ષાએ પ્રાપ્તિ થઈ શકે છે એમ સ્વીકાર્યું છે; તેથી હવે અધ્યાત્મજ્ઞાનને નિશ્ચય મત કહી કેટલાક એકાન્તે વ્યવહારનયનેજ માને છે તેમને પણ અધ્યાત્મજ્ઞાન સ્વીકાર્યાવિના છૂટકો થવાનો નથી. એકાન્ત વ્યવહારનયનેજ માનતાં મિથ્યાત્વ લાગે છે, તેમ એકાન્ત નિશ્ચયનયને માનતાં મિથ્યાત્વ લાગે છે. વ્યવહારવાદીઓએ અધ્યાત્મજ્ઞાન વા નિશ્ચયનયની વ્યાખ્યા સાંભળતાં ભડકવું ન જોઇએ. વ્યવહાર અને નિશ્ચયનય માન્યાવિના સમ્યક્ત્વની પ્રાપ્તિ થવાની નથી. અધ્યાત્મશાસ્ત્રો પોતાનું કાર્ય બજાવે છે. ક્રિયાની શૈલી જણાવનાર આચારાંગાદિ શાસ્ત્રોની જેટલી આવશ્યકતા છે તેટલીજ આવશ્યકતાને સિદ્ધ કરનાર અધ્યાત્મશાસ્ત્રો છે. જ્ઞાનવિના ક્રિયાની સિદ્ધિ થતી નથી. "પ્રથમ જ્ઞાન અને પશ્ચાત્ ક્રિયા કરવી જોઇએ." આમ કહેવામાં ગંભીર રહસ્ય છે.

ક્રિયાઓનાં રહસ્ય સમજ્યાવિના ક્રિયાઓમાં મનુષ્યોને રસ પડતો નથી અને ક્રિયાઓને સમ્યગ્પણે આચરી પણ શકાતી નથી, તેથી ક્રિયાઓનું જ્ઞાન પ્રથમ કરવામાં આવે છે તો જ ધર્મની ક્રિયાઓમાં સરસતા અનુભવાય છે; ઇત્યાદિ અનેક હેતુઓથી જ્ઞાનને પ્રથમ નંબરે મૂકવામાં આવ્યું છે. આત્માને ઉદ્દેશીને અર્થાત્ આત્માની શુદ્ધિમાટે દરેક ધાર્મિક ક્રિયાઓ કરવામાં આવે છે, તેથી પ્રથમ આત્માને જાણવો જોઈએ. જે આત્માને ઉદ્દેશી ધર્મક્રિયાઓ કરવામાં આવે છે તે આત્માનું સ્વરૂપ સમજવામાં નહિ આવે તો 'વરવિનાની જાનની પેઠે' ક્રિયાઓનું ફળ બરાબર બેસી શકે નહિ અને કોનેમાટે, કોણ, કેવા કારણથી, ક્રિયા કરે છે ઇત્યાદિ સમજવામાં નહિ આવે તો તદ્ધેતુ અને અમૃતક્રિયાની પ્રાપ્તિ થઈ શકે નહિ, માટે પ્રથમ આત્માના સ્વરૂપને જાણવામાટે અધ્યાત્મજ્ઞાનધારક શાસ્ત્રોની અને આત્મજ્ઞાનની અનન્તગણી આવશ્યકતા સિદ્ધ કરે છે. આ સંબન્ધીમાં શાસ્ત્રપ્રમાણ યુક્તિથી વિચાર કરવામાં આવે છે.

અધ્યાત્મશાસ્ત્રોની ઉપયોગિતા.

અધ્યાત્મજ્ઞાનથી દુનિયામાં શાંતિનું રાજ્ય પ્રવર્તે છે. અધ્યાત્મજ્ઞાનથી મનુષ્યો પોતાના આત્મા તરફ વળે છે અને બાહ્યોપાધિનો સંગ ત્યજે છે. જગત્માં અધ્યાત્મશાસ્ત્રોનો ફેલાવો કરવામાં આવે તો મનુષ્યોના આચારોમાં સુધારો થાય. અધ્યાત્મશાસ્ત્રો આત્મામાં સુખ છે એમ પ્રતિપાદન કરે છે અને આત્માનું પ્રભુત્વ દર્શાવે છે. જે જે શાસ્ત્રો આત્માની શક્તિયોનો વિકાસ કરવાનું જણાવે છે તે તે શાસ્ત્રોને આધ્યાત્મિકસંજ્ઞાથી ઓળખવામાં આવે છે. આધ્યાત્મિકશાસ્ત્રોથી દુનિયામાં ભક્તિ–પ્રેમ–અને દયાનાં ઝરણાં વહે છે. આત્માનું અસ્તિત્વ સ્વીકાર્યાવિના ધર્મમાર્ગપ્રતિ દુનિયાનું આકર્ષણ થતું નથી. આત્માના અસ્તિત્વને પ્રતિપાદન કરીને આત્માના સદ્ગુણોની દિશા દેખાડનારાં શાસ્ત્રો ખરેખર દુનિયામાં શાંતિના મેઘો અને કલ્પવૃક્ષની ઉપમાને ધારણ કરે છે. અનેક પ્રકારના સદ્ગુણોને પ્રગટ કરવાની ભૂમિ અધ્યાત્મશાસ્ત્ર છે. પ્રાચીન આત્મકુલકગ્રંથમાં લખ્યું છે કે—

ગાથા.

दम सम समत्तमित्ती–संवेय विवेय तिव्वनिव्वेया ॥
एएय गूढ अप्पाववोह वीयस्स अंकूरा ॥ १ ॥

"દમ–સમ–સમત્વ–મૈત્રી–સંવેગ–વિવેક અને તીવ્રનિર્વેદ આદિ ગુણો ખરેખર અધ્યાત્મ જ્ઞાનબીજના અંકુરાઓ છે." આ ગાથાથી

પણ સિદ્ધ થાય છે કે અધ્યાત્મજ્ઞાનની અત્યન્ત આવશ્યકતા છે. કેટલાક મનુષ્યો કે જેઓ અધ્યાત્મજ્ઞાનનું ખંડન કરે છે, તેમ છતાં તેઓનામાં દયા–ભક્તિ આદિ ગુણો હોય છે, તેનું કારણ એ છે કે તેઓમાં આત્માની શ્રદ્ધા હોય છે પણ અધ્યાત્મશબ્દની કેટલાંક કારણોથી અરૂચિ થઈ હોય છે તેથી, અધ્યાત્મશાસ્ત્રકથિત ગુણોને સેવે છે છતાં અધ્યાત્મશાસ્ત્રનું ખંડન કરે છે. જૈન દર્શનરૂપ પુરૂષનું પ્રાણ અધ્યાત્મજ્ઞાન છે તેથી વાંચકો સહેજે સમજી શકશે કે, અધ્યાત્મશાસ્ત્રોનું વા અધ્યાત્મજ્ઞાનનું કોઈપણ રીતે ખંડન કરી શકાયજ નહિ.

ચિલાતીપુત્ર ઉપશમ, સંવર અને વિવેક એ ત્રણનું મનન કરીને મુક્તિ પામ્યા, તેમાં પણ વિચારતાં અધ્યાત્મજ્ઞાનજ મુખ્ય કારણ માલુમ પડશે. આષાઢાચાર્યે નાટક કરતાં કેવલજ્ઞાન પામ્યા તેમાં પણ અધ્યાત્મભાવનાનીજ મુખ્યતા હતી. ભરતરાજા આરીસા ભુવનમાં ભાવના ભાવતાં ભાવતાં કેવલજ્ઞાન પામ્યા તેમાં પણ આત્મવિચારણાજ મુખ્ય હતી. ઇલાચીપુત્રે વાંસપર નાચતાં આત્માની વિચારણાથીજ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. છદ્મસ્થાવસ્થામાં શ્રીમન્મહાવીરપ્રભુએ આત્માની પૂર્ણ શ્રદ્ધાથી અને અધ્યાત્મજ્ઞાનના પ્રાબલ્યથીજ અનેક પ્રકારના ઉપસર્ગો સહન કર્યા હતા. શ્રીગૌતમસ્વામી આત્મવિચારણામાં લીન થયા ત્યારે રાગના બંધનથી મુક્ત થઈ કેવલજ્ઞાન પામ્યા. ગજસુકુમાલે આત્માની શ્રદ્ધાથી અને આત્માના સદ્‌ગુણોના વિચારોથી શારીરિક દુઃખ સહન કર્યું હતું. આત્માના જ્ઞાનવિના સમ્યક્ત્વની પ્રાપ્તિ પણ થઈ શકતી નથી. શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિએ સમ્મતિતર્કમાં સમ્યક્ત્વનાં છ સ્થાનક અને મિથ્યાત્વનાં છ સ્થાનક બતાવ્યાં છે. તેમાં આત્માને ઉદ્દેશીને જ છ સ્થાનકો બતાવવાથી તેનો અધ્યાત્મશાસ્ત્રોમાં સમાવેશ થાય છે, અને તે જ્ઞાનને અધ્યાત્મજ્ઞાન કહી શકાય છે. કર્મગ્રન્થમાં ચઉદ ગુણસ્થાનક દર્શાવ્યાં છે તે સંબન્ધી વિચાર કરીએ તો માલુમ પડશે કે, ચઉદ ગુણસ્થાનક પણ આત્મામાંજ રહ્યાં છે તેથી તે પણ અધ્યાત્મજ્ઞાન કહેવાય છે. દૃઢપ્રહારી મુક્તિપદ પામ્યો તેમાં પણ આત્મસ્વભાવ રમણતારૂપ અધ્યાત્મજ્ઞાનનીજ મુખ્યતા સંભવે છે. આચારાંગસૂત્રના લોકવિજયઅધ્યયનમાં મુનિભાવે સમ્યક્ત્વ કહ્યું છે તેનો પણ અધ્યાત્મભાવમાં સમાવેશ થાય છે. આત્માની અસ્તિતા આદિ–અધ્યાત્મજ્ઞાનની સિદ્ધિ થતાં સાધુ અને સાધ્વીઓને સુઆચારો પાળવા જોઇએ એમ સિદ્ધ ઠરે છે અને એજ ન્યાયથી આચારાંગસૂત્ર કથિત આચારોની સિદ્ધિ થાય છે.

વિશેષતઃ મનની શુદ્ધિતરફ પ્રયાણ કરાવનાર અધ્યાત્મજ્ઞાનજ છે.

પ્રસન્નચન્દ્રરાજર્ષિ કેવલજ્ઞાન પામ્યા તેમાં ખરેખર અધ્યાત્મભાવના-નાનીજ મુખ્યતા હતી.

અધ્યાત્મજ્ઞાન ગર્ભિત આવશ્યક ક્રિયાઓ.

હવે ક્રિયાતરફ વિચાર કરીએ છીએ તો ક્રિયાઓનાં સૂત્રોમાં પણ અધ્યાત્મજ્ઞાનજ ભર્યું હોય છે એમ જણાય છે. છ આવશ્યકની ક્રિયાઓ પણ અધ્યાત્મજ્ઞાનની મુખ્યતાએ કહેવામાં આવી છે. છ આવશ્યકોની ક્રિયાપૈકી પ્રથમ, સામાયક આવશ્યક સંબન્ધી વિચાર કરવામાં આવે છે તો તેમાં આત્માના જ્ઞાનને હૃદયમાં સ્થાપન કરીને તે તે ક્રિયાઓને કરવી એમ સિદ્ધ થાય છે. ઈરિયાવહિયા, તસ્સઉત્તરી અને અન્નથ્થસૂત્રની સિદ્ધિ આત્માના સદ્દગુણોને ખીલવવામાટેજ છે. ठाणेणं मोणेणं झाणेणं अप्पाणं वोसिरामि. આ સૂત્રો આત્માના ગુણોમાં પ્રવેશ કરાવનાર હોવાથી તે અધ્યાત્મચારિત્રરૂપ ઠરે છે. કેટલાક અધ્યાત્મજ્ઞાનપર અરૂચિ ધરનારાઓ પણ આ સૂત્રોનો ઉચ્ચાર તો કરે છે, તેથી એમ સિદ્ધ થાય છે કે, તેઓ અધ્યાત્મજ્ઞાનનું ફોગટ ખંડન કરે છે. લોગસ્સસૂત્રમાં आरुग्गबोहिलाभं समाहिवरमुत्तमंदिन्तु ઇત્યાદિ શબ્દો અધ્યાત્મમાર્ગપ્રતિ દોરનારા છે. ઉત્તમ સમાધિની યાચના દરેક જૈનો દરરોજ કરે છે, છતાં કેટલાક સમાધિને નિશ્ચયમાર્ગ કહીને જેની યાચના કરે છે તેની વિરાધના કરવા મંડી જઈ અપેક્ષાજ્ઞાન અને અધ્યાત્મજ્ઞાનના નાહક પ્રતિપક્ષી બને છે. નિશ્ચયનયનું એકાંતે ખંડન કરનારા પોતાનાં શાસ્ત્રોનું ખંડન કરે છે. ક્રિયાઓ કરવાનો મુખ્ય હેતુ પણ એ છે કે, મન વચન અને કાયાના યોગની શુદ્ધિ કરવી. અધ્યાત્મજ્ઞાન પણ એમજ જણાવે છે કે મન-વચન અને કાયાના યોગની શુદ્ધિ કરીને આત્માના ગમે તે ઉપાયોથી સદ્દગુણો પ્રગટાવો. સામાયક આવશ્યક અંગીકાર કરનારાઓ કરેમિભંતે એ પાઠ ઉચ્ચરે છે તે કરેમિભંતે સૂત્રમાં જેમ જેમ ઉંડા ઉતરીને જોઇએ છીએ તેમ તેમ અધ્યાત્મતત્ત્વની ખુમારીજ હૃદયમાં પ્રતિભાસે છે. ચાર નિક્ષેપા અને સાત નયથી સામાયકનું સ્વરૂપ સમજવામાં આવે છે અને સામાયકને વ્યવહારથી તથા નિશ્ચયથી ઉચ્ચરવામાં આવે છે. સામાયક પણ આત્માથી ભિન્ન નથી. સામાયક અર્થે થતી બાહ્યક્રિયા પણ આત્માને ઉદ્દેશી કરવામાં આવે છે. આત્માવિના ક્રિયા પણ થઈ શકતી નથી તેથી ક્રિયાનો આધારીભૂત આત્મા સિદ્ધ ઠરે છે. સામાયિક ક્રિયામાં અધ્યાત્મતત્ત્વનુંજ રહસ્ય ભાસે છે. અધ્યાત્મજ્ઞાન કંઈ આધ્યાત્મિક તત્ત્વની પ્રાપ્તિમાટે કરાતી બાહ્યક્રિયાઓનો નિષેધ કરતું નથી. અધ્યાત્મશાસ્ત્ર અને અધ્યાત્મજ્ઞાન પોતાની ફરજો પોતે બજાવે છે અને ક્રિયાની ફરજો ક્રિયાને સોંપે છે. કેટલાક ક્રિયાના રાગીઓ પણ કરેમિભંતે ઉચ્ચ-

રીને સામાયકરૂપ આત્માની આરાધનારૂપ અધ્યાત્મભાવને સેવે છે, છતાં અધ્યાત્મતરફ અરૂચિ ધારણ કરે છે તેનું કારણ ફક્ત અજ્ઞાન જ છે. સામાયક પારતી વખતે સામાઇયિવયજીત્તો કહે છે તેમાં પણ અન્તરૂમાં નાળીયેરની અંદર ટોપરૂં હોય છે તેની પેઠે-અધ્યાત્મભાવ રહેલો છે. ખાણમાં ને ધૂળમાં જેમ સુવર્ણના રજકણો ભર્યા હોય છે તેમ સામાઇયિવયજીત્તો સૂત્રમાં ઘણું અધ્યાત્મતત્ત્વ સમાયલું છે, પણ સામાયકનું સ્વરૂપ નહિ સમજનારાઓ તેને દેખી શકતા નથી. સામાયકની ક્રિયા સદાકાળ કરવી જોઈએ. સામાયકનો અધ્યાત્મરસ સમજાય છે ત્યારેજ ખરેખરી સામાયક કરવાની રસજ્ઞતા પ્રગટે છે અને ત્યારેજ હૃદયમાં સમતાભાવ પ્રગટી શકે છે. સામાયક આવશ્યક ચારે ખંડના મનુષ્યોને કરવા લાયક છે. સમતાભાવરૂપ સામાયક આવશ્યક કરનારાઓમાં અનેક સદ્ગુણો પ્રગટી નીકળવા જોઇએ, પણ જેઓ ગાડરીયા પ્રવાહની રીતિમાં પડીને અન્તરનું અધ્યાત્મતત્ત્વ ગ્રહણ કરી શકતા નથી તેઓ આત્માની ઉચ્ચતા કરવાને શક્તિમાન્ થતા નથી. ભગવતીસૂત્રમાં સામાયકને આત્મા કહ્યો છે. છ આવશ્યકોની ક્રિયાઓમાં અદ્ભુત રહસ્ય સમાયલું છે; તેની આચરણા કરનારાઓ જો આત્માને સમજીને કરે છે તો તેઓના આત્માઓ પ્રતિદિન સુધરતા જાય છે, અને તેઓ પોતાના ઉચ્ચ ચારિત્રની અસર બીજાઓ ઉપર કરી શકે છે.

અધ્યાત્મશાસ્ત્રો બાહ્ય ધાર્મિક ક્રિયાઓનો નિષેધ કરતાં નથી, પણ અધ્યાત્મ જ્ઞાનશૂન્ય બાહ્યક્રિયાઓ કરનારાઓને અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે ઉપાલંભ આપી જ્ઞાનની આવશ્યકતા જણાવે છે. અધ્યાત્મજ્ઞાની આત્માના હિતનેમાટે જે જે આચારો સેવે છે તે તે આચારો યૌગિકરીત્યા ક્રિયારૂપજ હોય છે. અધ્યાત્મજ્ઞાનિઓની ધાર્મિક ક્રિયાઓ એકાન્તવાદી ક્રિયાજડોના કરતાં ઉચ્ચ અને રસવાળી હોય છે અને તેથી તેઓ રૂઢીના વશમાં આવીને ગચ્છભેદે ક્રિયાઓની ભિન્નતાથી ધાર્મિક સમાજમાં વિગ્રહ ઉત્પન્ન કરી શકતા નથી.

પ્રાચીન તત્ત્વવેત્તાઓએ અમુક દેશકાલાદિકને અનુસરીને અમુક ક્રિયાઓની વ્યવસ્થા ઘડી હોય છે; તે તે ક્રિયાના ઉદ્દેશોને તેઓ સમજતા હોવાથી-ભિન્ન ભિન્ન આચારોની આચરણા દેખીને પણ તેઓ કદાગ્રહ વશ થઈ વાક્યુદ્ધ આરંભતા નથી, પણ પશ્ચાત્ થનારા મનુષ્યો-મૂળ ઉદ્દેશના જ્ઞાનના અભાવે પરસ્પર કદાગ્રહ કરીને ધર્મસમાજમાં વિક્ષોભ ઉત્પન્ન કરે છે. અધ્યાત્મજ્ઞાનને પ્રાપ્ત કરનારાઓ તો પ્રાચીન ક્રિયાઓનાં રહસ્યોને સારી રીતે જાણી શકે છે, તેથી તેઓ

રાગદ્વેષની, જે જે આચારોથી-ક્રિયાઓથી મન્દતા થાય તે તે પ્રમાણે પ્રવર્તે છે. અધ્યાત્મજ્ઞાનિયોને ક્રિયા ન કરવી જોઇએ એમ કદી કહી શકાયજ નહિ. અધ્યાત્મજ્ઞાનિયોને પોતાના અધિકારપ્રમાણે અમુક ક્રિયાઓની આવશ્યકતા છે. અધ્યાત્મજ્ઞાનિઓને ગાડરીયા પ્રવાહની પેઠે ક્રિયાઓ કરનારા અને દોષોને નહિ છોડનારા મનુષ્યોની ક્રિયાઓની પેઠે અન્ધરીતે ક્રિયાઓ કરવાની રૂચિ થતી નથી, પણ સમજીને ક્રિયા કરવાની પ્રવૃત્તિ જરૂર થાય છે; જેથી તેઓ અમુક ક્રિયાઓ કરતી વખતે એકાંતે ગાડરીયા પ્રવાહની પેઠે ક્રિયાઓ કરનારાથી જુદા પડે છે; અને તેથી એકાન્ત ક્રિયાજડો અધ્યાત્મજ્ઞાનિયોને સમજ્યાવિના ક્રિયાનિષેધક એવાં મનમાન્યાં ખરાબ વિશેષણો આપે છે. અમુક અધિકારે પ્રાપ્ત થએલી ક્રિયાઓ સમજ્યા છતાં પણ કરવી નહિ એમ અધ્યાત્મજ્ઞાન કદી શિખવતું નથી. ધર્મની બાહ્યક્રિયાઓ-ધર્મની ઉન્નતિની ક્રિયાઓ, વા ઉપકારની ક્રિયાઓ વગેરે ક્રિયાઓનો નિષેધ કદી અધ્યાત્મજ્ઞાનથી થતો નથી. અધ્યાત્મજ્ઞાનથી તો ઉલટું તે તે ધાર્મિક ક્રિયાઓને સારી રીતે અધિકારપ્રમાણે કરી શકાય છે. અધ્યાત્મજ્ઞાનથી અલ્પ પણ ધર્મની ક્રિયા કરેલી ઘણા ફળને આપવા સમર્થ થાય છે. આધ્યાત્મિકજ્ઞાન બાહ્યક્રિયાઓ કરતી વખતે તેમાં ઉપયોગ રાખવાનું શિખવે છે. આધ્યાત્મિકજ્ઞાન ખરેખર આત્માના શુદ્ધ પરિણામ કરવાનું કાર્ય કરે છે. ધર્મની બાહ્યક્રિયાઓમાં પણ આધ્યાત્મિકજ્ઞાન નવી શક્તિ અર્પે છે. પ્રત્યેક ધર્મક્રિયાઓદ્વારા આત્મામાં ભાવરસને રેડનાર-ખીલવનાર અધ્યાત્મજ છે. અન્ન ખાતી વખતે દાંતનું કામ દાંત કરે છે અને અન્ન પચાવવાનું કાર્ય અન્તર્‌ની શક્તિ કરે છે, તે પ્રમાણે આધ્યાત્મિકજ્ઞાન ખરેખર આત્માના ગુણોની શુદ્ધતાનું કાર્ય કરે છે અને બાહ્યક્રિયાઓ મનને અન્તરમાં રમવાને માટે નિમિત્ત કારણરૂપે પરિણમે છે. આત્માના પરિણામની શુદ્ધિ કરવી એજ અધ્યાત્મજ્ઞાનનું કાર્ય છે અને આત્માના ગુણોની શુદ્ધિ થવી એજ અધ્યાત્મચારિત્ર છે. અધ્યાત્મચારિત્રમાં બાહ્ય ધાર્મિક ક્રિયાઓની નિમિત્તકારણતાનો નિયમ કદાપિ ખંડી શકાયજ નહિ, તેમજ અધ્યાત્મિકજ્ઞાનવિના તથા અન્તરના પરિણામની શુદ્ધિ ન થાય ત્યારે બાહ્યક્રિયાઓ નિમિત્તકારણતાને પામે નહિ; એમ પણ કહી શકાય.

સામ્ય.

ઉપર પ્રમાણે વિચાર કરતાં અધ્યાત્મજ્ઞાન અને અધ્યાત્મચારિત્રની અત્યંત આવશ્યકતા છે એમ સહેજે સમજાય તેમ છે. અધ્યાત્મજ્ઞાનથી અન્યોના આત્માઓ પોતાના આત્માસમાન ભાસે છે અને તેથી પોતાના આત્માની

પેઠે અન્ય આત્માઓ ઉપર પ્રેમ અને દયા કરી શકાય છે, તેમજ અન્ય જીવોનું ભલું કરવા આત્મામાં પ્રેરણા થાય છે. અન્યોના આત્માઓની નિન્દા-હેલના કરવાથી તેઓના આત્માઓમાં દુઃખ પ્રગટે છે, તેથી તેઓની હિંસા થાય છે એમ અધ્યાત્મજ્ઞાનથી માલુમ પડે છે. આખી દુનિયાના જીવો પોતાના સમાન છે એમ જણાવનારૂં અધ્યાત્મજ્ઞાન છે. આ મ્હારૂં છે અને આ ત્હારૂં છે ઇત્યાદિ ભેદભાવને ટાળી અભેદભાવના માર્ગમાં પ્રવાસ કરાવનાર અધ્યાત્મજ્ઞાન છે. અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનાર અને અહં-મમત્વ ભાવરૂપ બરફના ડુંગરોને પિગળાવનાર અને મનુષ્યોના હૃદયમાં સ્વચ્છ પ્રકાશ કરનાર અધ્યાત્મજ્ઞાનરૂપ સૂર્યની જગત્‌ને ઘણી જરૂર છે.

અધ્યાત્મજ્ઞાનથી પૂર્વકાલમાં ઉદય.

પ્રાચીન સમયના મનુષ્યો અધ્યાત્મજ્ઞાનમાં પ્રવીણ હતા, તેથી તેઓ ઘણા સદ્‌ગુણો મેળવી શકતા હતા. પ્રાચીન સમયના મુનિયોએ અધ્યાત્મજ્ઞાનવડે આત્માની શક્તિયો ખીલવી હતી અને તેઓએ ચમત્કારિ કાર્યો કર્યાં હતાં. પૂર્વની આર્યપ્રજામાં ઘણા સદ્‌ગુણો હતા એમ આપણે પ્રાચીન પુસ્તકોના આધારથી જાણી શકીએ છીએ. અધ્યાત્મજ્ઞાનમાં એવી શક્તિ છે કે તેથી અનેક ઉપસર્ગો સહન કરીને પણ ધાર્મિક કાર્યો કરવા યોગ્ય શક્તિ પ્રગટ થાય છે. આધ્યાત્મિક શક્તિયો પ્રગટાવવાથી આત્મા ઉપરઉપરના ગુણસ્થાનકમાં પ્રવેશ કરે છે અને દુર્ગુણોનો ત્યાગ કરતો જાય છે.

કેટલાક લોકો એમ કહે છે કે, "અધ્યાત્મજ્ઞાનનો અભ્યાસ કરવાથી મનુષ્યોની વ્યવહાર ધર્મઉપર શ્રદ્ધા રહેતી નથી અને બાહ્યધાર્મિક ક્રિયાઓ ઉપરથી પ્રેમ ઉતરી જાય છે." આમ કહેનારાઓ સર્વ બાબતનો તપાસ કર્યાવિના એકદૃષ્ટિથી દેખે છે અને વદે છે. શ્રીહેમચન્દ્રસૂરિજી અધ્યાત્મજ્ઞાનમાં નિપુણ હતા અને તેમણે તે કાલ અને અધિકારપ્રમાણે પોતાની શક્તિયોનો નૃપબોધ-ઉપદેશ-ધર્મોદ્ધાર-પુસ્તકરચના વગેરે કાર્યોમાં વ્યય કર્યો છે. પરિપૂર્ણ જ્ઞાનને પામેલા એવા શ્રીમહાવીરપ્રભુએ તો શોલ પ્રહર દેશના દીધી હતી અને વ્યવહારધર્મ તીર્થની સ્થાપના કરી હતી. અધ્યાત્મજ્ઞાનનિષ્ઠ એવા શ્રીમદ્ હરિભદ્ર અને શ્રીમદ્ યશોવિજયજીએ અનેક પુસ્તકો રચીને તથા ઉપદેશ દેઇને ધર્મસેવા બજાવી છે. અધ્યાત્મજ્ઞાનને જાણનાર એવા શ્રીકૃષ્ણ અને શ્રીશ્રેણિકે ધર્મસેવા, ધર્મભક્તિ, શાસનપ્રભાવના વગેરે બાહ્ય ધાર્મિક ક્રિયાઓને સેવી હતી અને વ્યવહાર યોગ્ય શૌર્ય, પ્રેમ, શ્રદ્ધા, આદિ

ગુણોથી અન્યોને પણ ધર્મની છાપ બેસાડી હતી. સર્વ પ્રકારના જ્ઞાનમાં ઉચ્ચમાં ઉચ્ચ અધ્યાત્મજ્ઞાન કહેવાય છે. આસન્નભવ્યને અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

અધ્યાત્મશાસ્ત્રો આત્મિક ધર્મના માર્ગને દેખાડે છે અને આત્મામાં પ્રેમ ઉત્પન્ન થાય તેવો બોધ આપે છે. અધ્યાત્મશાસ્ત્રોની ઉપયોગિતા સંબન્ધી જેટલું વર્ણન કરીએ તેટલું ઓછું છે. અધ્યાત્મશાસ્ત્રોનો અભ્યાસ કરીને દુનિયાના લોકો મોહનો નાશ કરવા પ્રયત્નશીલ બને છે. અધ્યાત્મશાસ્ત્રો ખરેખર, આત્માના ધર્મની દિશા દર્શાવવાને સમર્થ બને છે અને પરભાવ દૃષ્ટિનો પરાભવ કરવા સમર્થ બને છે. શ્રીમાન્ મુનિસુંદરસૂરિ મહારાજાએ અધ્યાત્મકલ્પદ્રુમ નામનો ગ્રન્થ રચીને ભારતભૂમિના મનુષ્યોપર મહાન્ ઉપકાર કર્યો છે. અધ્યાત્મકલ્પદ્રુમ વાંચીને હજારો મનુષ્યો પોતાના વર્તનમાં સુધારો કરે છે, અને પોતાના આત્માના સદ્ગુણો ખીલવવાને માટે કાલાનુસારે ભાગ્યશાળી બને છે. એક ગ્રન્થ પોતાની વિદ્યમાનતાપર્યન્ત વાચકોને પોતાનામાં રહેલા વિચારોને આપવા સમર્થ થાય છે. દુનિયાના બાહ્ય પદાર્થોમાં સુખ નથી, ખરૂં સુખ તો આત્મામાં છે એવું, દેવ દુંદભિ વગાડીને કહેનાર અધ્યાત્મશાસ્ત્ર છે. અધ્યાત્મના ગ્રન્થો બનાવનારા જગત્માં દિવ્ય કલ્પવૃક્ષો વાવે છે અને તેનાં ફળ વર્તમાન કાળની પ્રજા કરતાં ભવિષ્યકાળની પ્રજા વિશેષતઃ આસ્વાદે છે. વર્તમાન કાળમાં રચાયલા ગ્રન્થોની મહત્તાને ભવિષ્ય કાળના મનુષ્યો જાણી શકે છે. વક્તા મનુષ્ય વર્તમાનકાળમાં મનુષ્ય ઉપર અસર કરી શકે છે અને ગ્રન્થો તો ભવિષ્ય કાળમાં વિશેષ પ્રકારે અસર કરવા શક્તિમાન્ થાય છે. કોઈપણ પ્રકારનું જ્ઞાન, દુનિયામાં નકામું નથી; ત્યારે અધ્યાત્મજ્ઞાનતો દુનિયામાં નકામું હોયજ નહિ એમાં શું કહેવું? શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય ભાર દઇને કહે છે કે, સર્વ પ્રકારના જ્ઞાનમાં અધ્યાત્મજ્ઞાન શ્રેષ્ઠ છે. મદોન્મત્ત હાથી જેમ અંકુશથી વશ થાય છે તેમ ચંચળ એવું મન પણ અધ્યાત્મજ્ઞાનથી વશ થાય છે. મનરૂપ પારાને મારવાંમાટે અધ્યાત્મજ્ઞાનરૂપ ઔષધી સમાન અન્ય કોઈ ઔષધી નથી. પાંચ ઇન્દ્રિયો પોતાની સ્વેચ્છા પ્રમાણે પ્રવૃત્તિ કરે છે, પણ તેઓના ઉપર કાબુ મેળવનાર અધ્યાત્મજ્ઞાન છે. મનરૂપ માંકડું કદી ઠરીને ઠેકાણે બેસી શકતું નથી, તોપણ તેને અધ્યાત્મજ્ઞાનની સાંકળથી આત્મારૂપ ઘરમાં બાંધી શકાય છે. આત્મસૃષ્ટિમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળાએ અવશ્ય અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. જેનું આત્મા ઉપર લક્ષ નથી તે મોહને જીતવા સમર્થ થતો નથી. મનને વશ કરવાના જે જે ઉપાયો છે

તે તે ઉપાયોને કથનારાં શાસ્ત્રોને અધ્યાત્મશાસ્ત્રો કહે છે. અન્ય શાસ્ત્રોમાં તો સામાન્ય બુદ્ધિમાનો પણ પ્રવેશ કરે છે, પણ સૂક્ષ્મ બુદ્ધિ વિના અધ્યાત્મશાસ્ત્રમાંતો પ્રવેશ થઇ શકતો નથી. વેદધર્મવાળાઓ ઉપનિષદો અને ભગવદ્‌ગીતાને અધ્યાત્મશાસ્ત્ર તરીકે કથે છે અને તેઓ અધ્યાત્મશાસ્ત્રોપર અત્યંત પ્રેમ ધારણ કરે છે. જૈનશાસ્ત્રોમાં સમ્યક્‌પણે અધ્યાત્મ તત્ત્વનું વિવેચન કરવામાં આવ્યું છે. અધ્યાત્મશાસ્ત્રો વાંચ્યાં એટલે તુર્ત અધ્યાત્મશાસ્ત્રો પ્રમાણે આચાર થઈ જાય એમ માનવું ભૂલભરેલું છે. જ્ઞાન અને આચારો પ્રાયઃ એકદમ સાથે ઉત્પન્ન થતા નથી.

વિચારોથી આચારોની ઉત્પત્તિ.

પ્રથમ તો વિચારો ઉત્પન્ન થાય છે. વિચારો જેવી જાતના હોય છે તેવા પ્રકારના આચારોને ઉત્પન્ન કરવા તે સમર્થ બને છે. વિચારો એ આચારોનું કારણ છે. વિચારો વિદ્યુત્ શક્તિના કરતાં પણ અત્યંત બળવાન્ છે. વિચારો ગમે તે પ્રકારના મગજમાં ઉત્પન્ન થઈને પોતાના સંસ્કારો પાડે છે અને તે પોતાના જેવા વિચારો ઉત્પન્ન કરવાને માટે સમર્થ બને છે, માટે મનુષ્યોએ વિવેક કર્યાવિના ગમે તે પ્રકારના વિચારો કર્યા કરવા નહિ. શુભ વિચારો શુભ આચારને ઉત્પન્ન કરવા સમર્થ બને છે અને અશુભ વિચારો અશુભ આચારોને ઉત્પન્ન કરવા સમર્થ બને છે. જેણે પોતાના આચારોને સુધારવા હોય તેણે માનસિક વિચાર સૃષ્ટિ-પ્રતિપાદક અધ્યાત્મશાસ્ત્રોનો અભ્યાસ કરવો જોઈએ. આચારોના મુખ્ય ઉદ્દેશોનું રહસ્ય સમજાવનાર અધ્યાત્મશાસ્ત્રો છે. સુવિચારોથી સુઆચારોની પ્રણાલીકાઓ ઉત્પન્ન કરી શકાય છે. શ્રીમદ્ મહાવીર પ્રભુએ કેવલજ્ઞાનના બળવડે સાધુ અને શ્રાવક વર્ગયોગ્ય ભિન્ન ભિન્ન આચારોને પ્રતિપાદન કર્યા હતા. પ્રથમ કોઈપણ કાર્ય કરવું હોય છે તો તત્સંબન્ધી પ્રથમ વિચાર કરવો પડે છે, પશ્ચાત્ આચારોને આદરવા પડે છે. જે જે આચારો મનુષ્યોના વર્તમાન કાલમાં દેખાય છે તે પૂર્વ વિચારોનું ફળ છે એમ અધ્યાત્મશાસ્ત્રોથી વિચારકોને જણાયા-વિના રહેશે નહિ. કોઈપણ મનુષ્યનો અશુભ આચાર ફેરવવો હોય તો શુભ વિચાર તેના હૃદયમાં ઉત્પન્ન કરાવ્યા વિના તે ફરતો નથી. આચારોના નવા નવા ભેદોને ઉપજાવનાર વિચારો છે. કોઈપણ ઠેકાણે જવા માટે મનુષ્ય પગલું ભરે છે તે પહેલાં તેને વિચાર કરવો પડે છે. શ્રાવકના આચારો અને સાધુના આચારો ઉત્પન્ન થવાની પૂર્વે વિચારોની હયાતી અવશ્ય હોય છે. વિચારો પણ ગોઠવ્યા વિના અમુક પ્રકારના કાર્યને સિદ્ધ કરવા સમર્થ થતા નથી. શરીર અને ઇન્દ્રિયો

વિના આચારોને આદરી શકાતા નથી, તેમ આત્માવિના વિચારો અર્થાત્ જ્ઞાન ઉત્પન્ન થતું નથી. અધ્યાત્મજ્ઞાનથી આ સઘળું સમજાય છે અને આત્માના સદ્ગુણો પ્રાપ્ત કરવા સંબન્ધી લક્ષ ખેંચાય છે. આત્મજ્ઞાનથી સારમાં સાર સુખ પ્રાપ્ત કરવા વિવેક થાય છે.

અધ્યાત્મજ્ઞાનથી વિવેક.

અધ્યાત્મજ્ઞાનથી પોતાનો અને પરનો વિવેક થવાથી મોહવનમાં પરિભ્રમણ કરવાની પ્રવૃત્તિનો નાશ કરવા પ્રતિ પ્રવૃત્તિ થાય છે. ઇલાચી કુમારને વાંસ ઉપર નાચતાંનાચતાં કેવલજ્ઞાન ઉત્પન્ન કરાવનાર વસ્તુતઃ વિચારીએ તો અધ્યાત્મજ્ઞાન જ સિદ્ધ ઠરે છે. હૃદયમાં ધર્મના અપૂર્વ પ્રેમને ઉત્પન્ન કરનાર અધ્યાત્મજ્ઞાન છે. ગજસુકુમાલ મુનિવરને સમતા ભાવમાં ઝીલાવનાર આન્તરિક વિચારરૂપ–અધ્યાત્મજ્ઞાન જ હતું. સ્કંધક મુનિવરના શિષ્યોને સમભાવમાં લદબદ કરીને શરીરનું ભાન ભુલાવી મુક્ત કરનાર અધ્યાત્મજ્ઞાન હતું. પ્રસન્નચંદ્રરાજર્ષિને શત્રુપર સમભાવ કરાવીને કેવલજ્ઞાન અર્પનાર–ભાવનામય અધ્યાત્મજ્ઞાન હતું. જે જે મુનિવરો અધ્યાત્મજ્ઞાનની ઉપાસના કરે છે તેઓ બાહ્ય દુનિયાને સ્વપ્નસમાન ક્ષણિક માનીને, આન્તરિક જ્ઞાનાદિ લક્ષ્મીને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. કોઇપણ મનુષ્ય, અધ્યાત્મજ્ઞાનવિના મોક્ષમાર્ગમાં ચાલી શકનાર નથી. શ્વાસોચ્છ્વાસને અને પ્રાણને જેમ નિકટનો સંબન્ધ છે તેમ આનન્દ અને અધ્યાત્મજ્ઞાનને પણ નીકટનો સંબન્ધ છે. જલવિના જેમ વૃક્ષના સર્વ અવયવોનું પોષણ થતું નથી, તેમ અધ્યાત્મજ્ઞાન વિના આત્માના સર્વ ગુણોનું પોષણ થતું નથી. સૂર્યનાં કિરણો અપવિત્ર વસ્તુઓને પવિત્ર કરવા જેમ સમર્થ થાય છે તેમ અધ્યાત્મજ્ઞાન પણ અપવિત્ર આત્માને પવિત્ર કરવા સમર્થ થાય છે. અધ્યાત્મજ્ઞાનથી જન્મ–જરા અને મરણ પણ હીસાબમાં ગણાતું નથી. ગમે તેવાં વાદળાંને ભેદીને સૂર્યનાં કિરણો પૃથ્વી ઉપર પ્રકાશ નાખવા સમર્થ થાય છે, તેમ ગમે તેવાં આશાઓનાં બંધનોને છેદવાને માટે અધ્યાત્મજ્ઞાન સમર્થ થાય છે. અધ્યાત્મજ્ઞાનરસની ખુમારીથી જેઓના હૃદય આનન્દી બન્યાં છે તેઓને, અન્ય જડ પદાર્થોદ્વારા સુખ મેળવવાની રૂચિ રહેતી નથી. પ્રત્યેક મનુષ્યો સુખ મેળવવાને માટે પ્રયત્ન કરે છે. ખરૂં સુખ મેળવવાને માટે હૃદયની સ્વાભાવિક પ્રેરણા થાય છે. મનુષ્યોને ખરા સુખનું જ્ઞાન થાય તો, તેઓ ક્ષણિક સુખની પ્રાપ્તિ માટે અનેક પ્રકારના પ્રપંચો કરે નહિ અને આત્મિક સુખ મેળવવાને માટે પ્રયત્ન કરી શકે.

અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાઓએ ધાર્મિક વ્યવહાર, અર્થાત્ આચારોને છોડી ન દેવા જોઈએ. અધ્યાત્મજ્ઞાન પોતાની દિશા જણાવે છે પણ તે ધર્મક્રિયાનો અનાદર સૂચવતું નથી. જેઓ ગુરુ પરંપરાથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે તેઓને ધર્મક્રિયાઓ કરવામાં સ્થિરતાના યોગે

ક્રિયાઓ કરવી જોઇએ.

વિશેષ પ્રકારે રસ પડે છે. અધ્યાત્મજ્ઞાનના અભ્યાસીઓના આચારો ઉત્તમ થાય છે અને તેઓનો આત્મા પ્રતિદિન મોક્ષમાર્ગપ્રતિ ગમન કરે છે. અધ્યાત્મમતપરીક્ષા ગ્રન્થમાં શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાએ, શુષ્ક અધ્યાત્મીઓ કે જે સાધુઓના પ્રતિપક્ષી બને છે અને વ્રતોમાં ધર્મ માનતા નથી તથા સાધુઓને માનતા નથી, તેઓને સારીરીતે ઉપદેશ આપ્યો છે. અધ્યાત્મશાસ્ત્રનો અભ્યાસ કરનારાઓને અધ્યાત્મજ્ઞાનમાં રસ પડે છે તેથી તેઓ અધ્યાત્મજ્ઞાનનું વર્ણન કરે એ બનવા યોગ્ય છે, પણ જિજ્ઞાસુઓએ સમજવું જોઈએ કે ધર્મક્રિયાના વ્યવહારનો નિષેધ થાય એવો ઉપદેશ કદી ન કરવો જોઇએ. એક દિવસમાં કોઈ જ્ઞાનીની પણ, એકસરખી પરિણતિ રહેતી નથી. અધ્યાત્મજ્ઞાનીઓની પણ એકસરખી પરિણતિ રહેતી નથી. ઉચ્ચ પરિણામની ધારામાંથી પડતાં છતાં વ્યવહારમાર્ગ શરણભૂત થાય છે. વ્યવહારધર્મ માન્યાવિના નિશ્ચયધર્મની સિદ્ધિ પણ થતી નથી. વ્યવહારધર્મના અનેક ભેદ છે તેથી,–અધિકારીભેદે–સર્વ ભેદોનું જ્ઞાન કરવું જોઈએ. વ્યવહાર કારણ છે અને નિશ્ચય કાર્ય છે. અધ્યાત્મજ્ઞાનથી જેઓએ તત્ત્વોનાં સૂક્ષ્મ રહસ્યો જાણ્યાં છે તેઓ, તીર્થંકર, ગણધર આદિ પ્રતિપાદિત આવશ્યકાદિ ધર્માચારોનું ઉત્તમ રહસ્ય જાણી શકે છે અને તેથી તે પ્રમાણે તેઓ પ્રવૃત્તિ કરી શકે છે. જૈનશાસ્ત્રોનું ગુરૂપરંપરાએ જ્ઞાન પ્રાપ્ત કરીને જેઓએ આત્મતત્ત્વની વિચારણા કરી છે તેઓ નિમિત્તકારણરૂપ વ્યવહારધર્મની કદાપિ પણ ઉત્થાપના કરતા નથી. અધ્યાત્મજ્ઞાનમાં વિશેષ રમણતા થતી હોય તોપણ વ્યવહારધર્મનો ઉચ્છેદ કરવો નહિ. કોઈ મનુષ્ય એમ. એ. ની કલાસમાં ગયો હોય તે પહેલી ચોપડી ભણવી નહિ એમ પહેલી ચોપડીના અધિકારીઓને કહી શકે નહિ. એમ. એ. ની પરીક્ષામાં પાસ થએલાને પહેલી ચોપડીની જરૂર નથી એ તો ઠીક છે, પણ તેથી પહેલી ચોપડીને ત્યાગવા યોગ્ય કહી શકાય નહિ; પહેલી ચોપડી ભણનારાઓ તો ઘણા પાકવાના છે, એમ જાણી કારણ કાર્યભાવની પરંપરાનો નાશ કરવા કદી ઉપદેશ દેવો નહિ એમ, અધ્યાત્મજ્ઞાનના અભ્યાસીઓને સૂચના કરવામાં આવે છે. અનુભવીઓ અધ્યાત્મજ્ઞાનને કાચા પારાસમાન કહે છે, માટે ગુરૂગમથી

અધ્યાત્મજ્ઞાનને પચાવીને હૃદયમાં ઉતારવું જોઇએ. કેટલીક વખત જેનામાં નીતિના ગુણોની યોગ્યતા ન હોય એવા મનુષ્યો અધ્યાત્મજ્ઞાનના પગથીએ ચઢે છે તેથી તેઓને ફાયદો થતો નથી. પહેલી ચોપડી ભણનારો બીજીમાં ન બેસતાં એકદમ છઠ્ઠા ધોરણમાં બેસે તો ઉભયથી ભ્રષ્ટ થાય તેમાં કંઈપણ આશ્ચર્ય નથી. અધ્યાત્મજ્ઞાનના અધિકારી થયા હોય તેઓને અધ્યાત્મજ્ઞાન શિખવવું જોઇએ. પહેલી ચોપડીના વિદ્યાર્થીયો એમ. એ. થએલાની મશ્કરી કરે અને કહે કે એમ. એ. ના ક્લાસનું જ્ઞાન ખોટું છે, તો તેઓના એમ કહેવાથી એમ. એ. નો ક્લાસ અને તેઓનું જ્ઞાન ખોટું ઠરતું નથી, તેમ વ્યવહારમાર્ગના પ્રથમ પગથીએજ જેઓ ચઢવાને લાયક થયા છે તેઓ અધ્યાત્મજ્ઞાનીઓના સૂક્ષ્મ બોધને સમજી શકે નહિ અને તેઓને ખોટા ઠેરવે તેથી કંઈ અધ્યાત્મજ્ઞાનના અભ્યાસકો ખોટા સિદ્ધ થતા નથી.

આ ઉપરથી સાર એટલો ખેંચવાનો છે કે, અધ્યાત્મજ્ઞાનના અભ્યાસીઓએ શુષ્કપણું પ્રાપ્ત ન થાય અને અધ્યાત્મજ્ઞાન નિન્દાય નહીં એવો ઉપયોગ રાખવો જોઇએ. જ્ઞાનિયોના વ્યવહાર આચારોમાં અને મૂર્ખાઓના વ્યવહાર આચરણમાં ભિન્નતા પડે છે; જ્ઞાનીઓના સદાચારોનું બાળજીવોએ અનુકરણ કરવું જોઈએ. કેટલીક વખત એવું બને છે કે, અધ્યાત્મશાસ્ત્રજ્ઞાનનો કેટલોક અભ્યાસ કરીને બાળજીવો પોતાનું એક ટોળું અધ્યાત્મિના નામનું બાંધવા પ્રયત્ન કરે છે અને વ્યવહારમાર્ગના ભેદોની ઉત્થાપના થાય એવો ઉપદેશ દે છે, તેથી તેઓ અધ્યાત્મજ્ઞાનીઓ ગણાતા છતાં ઉલટા અન્યોની સાથે લડીને અધ્યાત્મજ્ઞાન અને શુદ્ધ વ્યવહારથી પણ દૂર થઈ જાય છે.

અધ્યાત્મજ્ઞાનીથી કદી ગચ્છ બાંધી શકાય નહિ. વ્યવહારનયને અવલંબી ટોળું ભેગું કરતાં છતાં વ્યવહારધર્મનયનું ખંડન કરવું એ વદતોવ્યાઘાત જેવું છે. જૈનધર્મનાં બંધારણો, આચારો, ઉપદેશ અને ગુરૂશિષ્યનો સંબન્ધ, વંદન-પૂજન ઇત્યાદિ સર્વની સિદ્ધિ, ખરેખર વ્યવહારનય માન્યાવિના થતી નથી. ગુરૂશિષ્યનો સંબન્ધ, વંદન, પૂજન, યાત્રા, દર્શન, આદિ વ્યવહારધર્મના આચારોને આચરતાં છતાં, વ્યવહારનયનું ખંડન કરીને નિશ્ચયધર્મના વિચારોનું એકાન્તે પ્રતિપાદન કરવું, એ વાત કદી બનવા યોગ્ય નથી. જે પોતાની માતાનું સ્તનપાન કરીને મોટો થયાબાદ એમ કથે કે 'માતાનું દૂધ પીવું નહિ' એ વાત કેમ બને,-ભલે તે પોતે દૂધ પીવાનો અધિકારી નથી પણ અન્ય બાળકોતો છે. બાળકોને જો દૂધ પીવાનું નિષેધીએ તો કેવું ખરાબ

ગણાય? વ્યવહારધર્મનાં અનેક પ્રકારનાં આચરણો આદરીને ઉત્તમ અધ્યાત્મજ્ઞાનમાર્ગમાં પ્રવેશ કરી શકાય છે. અધ્યાત્મજ્ઞાનનો સ્વાદ લહીને પશ્ચાત્ અન્ય જીવોના અધિકાર યોગ્ય ધર્માચરણોનો નિષેધ કરવા મંડી જવું! એ શાસ્ત્રથી તો શું પણ નીતિના માર્ગથી પણ વિરૂદ્ધ કૃત્ય છે; એમ કથ્યાવિના ચાલે તેમ નથી. અધ્યાત્મજ્ઞાનના જિજ્ઞાસુઓએ નીતિઆદિ વ્યવહારનો પણ કદી ત્યાગ કરવો નહિ. શુષ્ક અધ્યાત્મજ્ઞાનની ધૂનમાં ઉતરીને બાહ્યના વિવેક કર્તવ્યથી કદી ભ્રષ્ટ થવું નહિ; તે ઉપર એક સામાન્ય દૃષ્ટાંત કથવામાં આવે છે.

વ્યવહાર ધર્મથી ભ્રષ્ટ ન થવા વિષે એક સંન્યાસીનું દૃષ્ટાંત.

એક સંન્યાસી અદ્વૈતવાદના જ્ઞાનની ધૂનમાં ખુબ ચડી ગયો, એક ભકતે તેને જમવાનું નોતરૂં કહ્યું, પેલા સંન્યાસીના પગ કાદવથી બગડેલા હતા, તેથી ગૃહસ્થભકતે કહ્યું કે સંન્યાસી મહારાજ લોટો લેઇને તમારા પગ ધુવો. સંન્યાસીએ કહ્યું, જ્ઞાનગંગામાં મારા પગ ધોઈ લીધા છે. ગૃહસ્થ સમજી ગયો કે સંન્યાસી બિલકુલ આચારથી દૂર થયા છે, તેથી તેણે સંન્યાસીને બોધ દેવાનેમાટે તે સંન્યાસીને અનેક પ્રકારનું મિષ્ટાન્ન જમાડ્યા બાદ ખૂબ ભજીઆં ખવરાવ્યાં અને તેને એક કોટડીમાં સુવાડી બહારથી તાળું માર્યું. સંન્યાસી કેટલોક વખત થયો એટલે જાગ્રત્ થયો અને તેણે કમાડ ઉઘાડવા પ્રયત્ન કર્યો પણ કમાડ ઉઘડ્યું નહિ. તૃષાથી તેનો જીવ ખૂબ આકુલ વ્યાકુલ થયો ત્યારે ગૃહસ્થે કહ્યું કે, કેમ સંન્યાસીમહારાજ, બૂમ પાડો છો? સંન્યાસીએ કહ્યું કે, મારો જીવ જળવિના ચાલ્યો જાય છે. ગૃહસ્થે કહ્યું કે, પેલી જ્ઞાનગંગામાંથી જલ પી શાંત થાઓ! સંન્યાસીએ કહ્યું એમ કેમ બને, ત્યારે ગૃહસ્થે કહ્યું કે કાદવ વગેરેને જ્યારે જ્ઞાનગંગામાં ધોઈ નાખ્યો ત્યારે, પાણી પણ જ્ઞાનગંગામાંથી કેમ નથી પીતા? ગૃહસ્થના આવા યુક્તિભર્યા ઉપદેશથી સંન્યાસીનું મન ઠેકાણે આવ્યું. આ દૃષ્ટાંતનો સાર એટલો છે કે, કદી શુષ્ક અધ્યાત્મજ્ઞાની બનવું નહિ, તેમજ શુષ્ક ક્રિયાવાદી પણ બનવું નહિ. એટલું તો કથવું આવશ્યક છે કે, ક્રિયાઓના જ્ઞાનનો ખપ કર્યાવિના કેટલાક મનુષ્યોએ ક્રિયાપ્રતિ પ્રવૃત્તિ કરી હોય છે; પણ નીતિના સદ્ગુણો, તેમજ ઉત્તમ આચારોની ખામીને લીધે તેઓની ક્રિયાઓ દેખીને કેટલાક સંદિગ્ધ મનુષ્યો ક્રિયામાર્ગના વ્યવહારથી પરાઙ્મુખ થાય છે. અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરીને ધાર્મિક ક્રિયાઓનું રહસ્ય સમજતાં, તે ક્રિયાઓની અધિકારીભેદે ઉત્તમતા સંબન્ધી કંઈપણ શંકા રહેતી નથી. અધ્યાત્મજ્ઞાનથી સ્થૂળ અને સૂક્ષ્મ ભૂમિકામાં, અર્થાત્ અંતરમાં અને

બહારમાં ઉત્તમ પ્રેમથી ધર્મપ્રવૃત્તિ કરી શકાય છે. અધ્યાત્મજ્ઞાનમાં સર્વ પ્રકારની શ્રેષ્ઠતા જાણીને સર્વ જ્ઞાનીઓએ તેને પ્રથમ નંબરમાં ગણ્યું છે. અનેક પ્રકારનાં અધ્યાત્મશાસ્ત્રોનો અભ્યાસ કરીને આત્માને અવબોધવો તેજ જગત્‌માં મુખ્ય કર્તવ્ય છે.

સમ્યક્ત્વ પ્રાપ્તિ.

જડ અને ચેતનનું ભિન્ન ભિન્ન પ્રકારથી જ્ઞાન થતાં સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. સ્થૂલ જડ પર્યાયોનું અનિત્ય અને આત્માથી ભિન્નત્વનો નિશ્ચય કર્યા પછી પંડિત મનુષ્ય પોતાના આત્મામાંજ આનન્દ માને છે. ભેદજ્ઞાનની પ્રાપ્તિ થતાં બાહ્યશરીરાદિ વસ્તુપર મમત્વભાવનો અધ્યાસ ટળે છે. ગૃહસ્થાવાસમાં સ્થિત મનુષ્યો બાહ્યવ્યાવહારિક કાર્યોને કરે છે પણ યદિ જો તેઓ ભેદજ્ઞાન (અધ્યાત્મ)ને પ્રાપ્ત કરે છે તો તેઓ બાહ્ય પદાર્થોમાં રાચીમાચી શકતા નથી અને પૃથ્વીચંદ્ર તથા ગુણસાગરની પેઠે કોઈક વખત ઉત્તમ નિર્લેપદશાને ધારણ કરવા સમર્થ બને છે. સૂર્યની સાથે પ્રેમ બાંધનાર કમલ પોતે જલમાં નિર્લેપ રહી શકે છે, તેમ આત્માના ગુણોનું પોષણ કરનાર અધ્યાત્મજ્ઞાન જેના હૃદયમાં જાગ્રત્ થાય છે તેનું મન પોતાના આત્મસન્મુખ રહે છે. અધ્યાત્મજ્ઞાનથી આત્માનું વીર્ય જે અનાદિકાલથી પરભાવમાં પરિણમ્યું હતું તે, પરભાવિક વીર્ય પણ શુદ્ધરૂપે બને છે. આત્માના જે જે ગુણો વા પર્યાયો પરભાવ સાથે પરિણમ્યા હોય છે તેનું અશુદ્ધ પરિણમન ટાળીને શુદ્ધ પરિણમન કરનાર ખરેખર અધ્યાત્મજ્ઞાન છે. બાહ્યજ્ઞાનથી બાહ્ય પદાર્થોમાં ઇષ્ટત્વ જણાય છે; ત્યારે અધ્યાત્મજ્ઞાનથી આત્માના શુદ્ધ ધર્મવિના અન્ય જડ પદાર્થોમાં ઇષ્ટત્વ જણાતું નથી. દુનિયાના દરેક દેશો અને તેમાં પણ યુરોપ અમેરિકા વગેરે દેશોમાં બાહ્યજ્ઞાનથી મનુષ્યો, પ્રવૃત્તિમાર્ગમાં ચાહોમ કરીને પડ્યા છે અને તેથી તેઓ અન્ય દેશોને પણ પ્રવૃત્તિમાર્ગમાં ઘસડશે; અન્તે પરિણામ એ આવશે કે બાહ્યજ્ઞાનથી પ્રવૃત્તિમાર્ગની એટલીબધી ધમાલ ચાલશે કે, તેથી મનુષ્યો સ્વાર્થ, મોજમઝા, ભોગ અને ઇચ્છાના ઉપાસકો બનશે અને તેથી કષાયાદિનું સામ્રાજ્ય પ્રવર્તશે. દુનિયાના પ્રવૃત્તિમાર્ગે અને વિષયભોગ, મોજશોખ, સ્વાર્થ અને કષાયાદિના સામું પોતાનું બળ અજમાવનાર ખરેખર અધ્યાત્મજ્ઞાન છે. અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિથી મનુષ્યો પ્રવૃત્તિમાર્ગમાં મન્દપણે પ્રવૃત્તિ કરે છે, અને તેઓ હાય ધન! હાય ધન ! કહીને એકાન્તે ધનના પૂજારી બનતા નથી. બાહ્યેચ્છાઓનો નાશ કરનાર અને આત્મામાં સુખનો નિશ્ચય કરાવનાર અધ્યાત્મજ્ઞાનનો જો જગત્‌માં ફેલાવો થાય તો દુનિયા-

માંથી પાપની પ્રવૃત્તિ ઘણી ન્યૂન થઈ જાય. અધ્યાત્મજ્ઞાનથી આત્માના સન્મુખ મનની પ્રવૃત્તિ વળે છે, તેથી બાહ્યપદાર્થોમાં અહંમમત્વ રહેતું નથી. પ્રારબ્ધકર્મના અનુસારે બાહ્યપદાર્થોનો આહારાદિપણે ઉપયોગ થાય છે, તોપણ તેમાં અધ્યાત્મજ્ઞાન પ્રતાપે બંધાવાનું થતું નથી. જ્ઞાનીને રાગના મન્દ—મન્દતર પરિણામે બાહ્યપદાર્થોનો ભોગ થાય છે. મનુષ્યો, પોતાની ઉત્તમતા પરિપૂર્ણ અવબોધે તો તેઓ અન્યજીવોનો નાશ કરવા મન વચન અને કાયાથી પ્રયત્ન કરે નહિ. અનેક પાપી મનુષ્યો અધ્યાત્મજ્ઞાનના અભાવે હિંસાના ઘોર ધંધાઓ કરીને હજારો પશુઓ અને પંખીઓના પ્રાણોને હણે છે; જો તેઓ જિનેશ્વર વાણીના અનુસારે અધ્યાત્મજ્ઞાન પામ્યા હોત તો પ્રાણીઓની હિંસા જેમાં થાય છે એવાં કતલખાનાં વગેરે હિંસક યંત્રો ચલાવત નહિ. હંસ જેમ દુગ્ધ અને નીર બન્ને ભેગાં મળી ગયાં હોય છે તેને ભિન્ન કરે છે તેમ, અધ્યાત્મજ્ઞાની પણ ધર્મ અને અધર્મનો ભેદ કરીને જડચેતનની ભિન્નતા અવબોધે છે.

અધ્યાત્મજ્ઞાનની દુર્લભતા.

દુનિયાના પદાર્થોથી પરાઙ્મુખ થઇને આત્મામાં પરિણમવું એ કંઈ સામાન્ય વાત નથી. ઉલટી નદી તરવી સહેલ છે, સમુદ્ર તરવો સહેલ છે, મેરૂનું ઉલ્લંઘન કરવું સહેલ છે, કલ્પવૃક્ષની પ્રાપ્તિ થવી એ સહેલ છે, વ્યાવહારિક જ્ઞાનની પ્રાપ્તિ થવી એ સહેલ છે, પણ આત્માને પોતાના શુદ્ધરૂપે પરિણમાવનાર એવા અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થવી એ દુર્લભ છે. સ્થૂલ પદાર્થોનું જ્ઞાન કરાવનાર એવી બાહ્યવિદ્યાને તો લાખો વા કરોડો મનુષ્યો પ્રાપ્ત કરી શકે છે, કિન્તુ સમ્યકત્વનો નિશ્ચય કરાવનાર એવા અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ તો વિરલા મનુષ્યોને થઈ શકે છે. ભાષાજ્ઞાનનાં વ્યાકરણોથી ભાષાજ્ઞાનનો વિવેક થાય છે તેમ, તેથી અહંકાર વગેરેની પણ ઉત્પત્તિ થાય છે. તર્ક વા ન્યાયવિદ્યાનાં પુસ્તકોનું અધ્યયન કરવાથી અને ન્યાયાચાર્ય બનવાથી શુષ્કવાદ અને અહંકારાદિ દોષોનું, ખરેખર અધ્યાત્મજ્ઞાન વા તત્ત્વજ્ઞાનના અભાવે પ્રાકટ્ય, દેખાય છે. અધ્યાત્મજ્ઞાન અને અધ્યાત્મક્રિયાથી રાગદ્વેષનો ક્ષય થાય છે. અધ્યાત્મજ્ઞાનના અને બાહ્યજ્ઞાનના વિવેકમાં આકાશ પાતાલ જેટલો ફેરફાર હોય છે. જે ધર્મશાસ્ત્રોમાં અધ્યાત્મજ્ઞાન નથી તે ધર્મના મનુષ્યો; ધર્મની લડાઈઓ કરીને ધર્મના નામે હજારો વા લાખો મનુષ્યોના પ્રાણોનો સંહાર કરીને તેમાં ધર્મ માને છે. અધ્યાત્મજ્ઞાનવિના મનુષ્યો મોક્ષમાર્ગ સન્મુખ પ્રયાણ કરી શકતા નથી. જેઓના મતમાં (ધર્મમાં) શુષ્ક અધ્યાત્મજ્ઞાનની પ્રરૂપણા છે તેઓ પણ સમ્યગ્દૃષ્ટિના અભાવે

પોતાના આત્માની ઉચ્ચ દશા કરવા સમર્થ બનતા નથી. અધ્યાત્મજ્ઞાનથી દ્રવ્યદયા અને ભાવદયા કરવી એમ હૃદયમાં વિવેક પ્રકટે છે, તેમજ આશ્રવના હેતુભૂત અવ્રતો ટાળવાં જોઇએ એમ હૃદયમાં વિવેક પ્રકટે છે. મેઘના જલમાં એવી શક્તિ રહી છે કે તે ગમે ત્યાં નદીના આકારને પાડી શકે છે, તેમ જ્ઞાનમાં પણ એવી શક્તિ રહી છે કે તે ઉપાયોરૂપ ધર્મક્રિયાને પ્રકટાવી શકે છે. શ્રુતજ્ઞાનીઓ પોતાના જ્ઞાનબળથી કર્તવ્ય આચારરૂપ ક્રિયાના અધિકારને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી જાણી શકે છે. આત્માના શુદ્ધ પર્યાયરૂપ મોક્ષકાર્યમાં જ્ઞાનશક્તિ એ ઉપાદાનકારણ છે અને બાહ્યશક્તિ એ નિમિત્તકારણ છે. ઘટરૂપ કાર્યમાં મૃત્તિકા ઉપાદાનકારણ છે, અને કુંભાર, દંડ, ચક્ર વગેરે નિમિત્તકારણ છે. નિમિત્તકારણવિના એકલા ઉપાદાનકારણથી પણ કાર્યની સિદ્ધિ થતી નથી, તેમજ ઉપાદાનકારણવિના એકલા નિમિત્તકારણથી પણ કરોડો ભવમાં કાર્યની સિદ્ધિ થતી નથી. જ્ઞાન અને ક્રિયાસ્વરૂપ અધ્યાત્મતત્ત્વ હોવાથી તેની પ્રાપ્તિવડે મોક્ષરૂપ કાર્યની સિદ્ધિ થાય છે. જ્ઞાનવિના ક્રિયાનું સ્વરૂપ પણ સમ્યગ્રીત્યા સમજાતું નથી. જે જીવો જ્ઞાન પામે છે તે જીવો ધર્મક્રિયા કરવાના અધિકારી બને છે. આજકાલના ધર્મને આદરનારા કેટલાક જીવો પોતાનો અધિકાર અમુક ધર્માચારમાં કેટલો છે તે જાણવાને શક્તિમાન્ થતા નથી, તેથી ગાડરીયા પ્રવાહની પદ્ધતિનો તેઓ સ્વીકાર કરીને વીતરાગના વચનોનું સમ્યગ્રીત્યા આરાધન કરી શકતા નથી. અધ્યાત્મજ્ઞાનથી કઈ ધર્મક્રિયા કરવામાં પોતાનો અધિકાર છે તેનો ખ્યાલ આવે છે અને તેથી જે જે આચારો આચરવા યોગ્ય છે તેનો પોતાની મેળે મનુષ્ય આચાર આચરે છે. અધ્યાત્મજ્ઞાનીએ વ્યવહારમર્યાદાને પોતાના અધિકારપ્રમાણે પાળવી જોઇએ. હાલમાં જ્ઞાનમાર્ગની વૃદ્ધિ થતી જાય છે તેથી પૂર્વાચાર્યોએ લખેલા અધ્યાત્મગ્રન્થો પ્રસિદ્ધિમાં આવવાથી, તે ગ્રંથોનું વાચન ફેલાતું જાય છે અને તેથી અજ્ઞાનીઓ પણ "અધ્યાત્મજ્ઞાન એ જૈનશાસનની ખરી રૂદ્ધિ છે" એમ અમુક અંશે સમજવા લાગ્યા છે. સમુદ્રની ભરતીમાં જેમ તીથિની અપેક્ષાએ તરતમતા છે,—પૂનમ અને અમાવાસ્યાના દિવસે સમુદ્રની ભરતી વધે છે—ચંદ્રમાના કિરણોથી સાગરની ભરતી ચઢે છે, એમ પૂર્વાચાર્યોના વચનથી અવબોધાય છે; તદ્વત્ કેળવણીના પ્રતાપથી અધ્યાત્મજ્ઞાનનો ફેલાવો થાય છે તેને કોઈ નિવારવાને શક્તિમાન્ નથી. શ્રીવીરભગવાનની અધ્યાત્મવાણીનો પ્રકાશ ધીમે ધીમે પૃથ્વીપટપર વિસ્તાર પામવા લાગ્યો છે. કેટલાક નાસ્તિક જડવાદીઓ પણ વીશમા સૈકામાં આત્માની નિત્યતા, પુનર્જન્મ અને કર્મવાદનો સ્વીકાર કરવા લાગ્યા છે.

વીશમા શતકમાં અધ્યાત્મજ્ઞાનનો ફેલાવો.

વીશમી સદીમાં જ્ઞાનનાં કિરણોની કંઈક ઝાંખી થઈ છે; તેનો ખરો લાભ તો એકવીશમી સદીવાળાને મળવાનો એમ લેખકનો અભિપ્રાય છે. શ્રીવીરપ્રભુની અધ્યાત્મવાણીને આપણા પૂર્વાચાર્યોએ પરંપરાએ વહેવરાવી આપણા હાથમાં સમર્પી છે, માટે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ન્યૂન છે. આપણા આચાર્યો તત્ત્વજ્ઞાનને જાણતા હતા, એટલુંજ નહિ પણ જાણીને તે પ્રમાણે ધ્યાન ધરતા હતા અને સ્વકીય ચેતનની શુદ્ધિ કરવા અન્તર્દૃષ્ટિથી વર્તતા હતા. આપણા આચાર્યોને અધ્યાત્મજ્ઞાન જાળવતાં ઘણું ખમવું પડ્યું છે.—પૂર્વેના બાદશાહી રાજ્યોના સમયમાં, તેમજ અકેળવાયેલ રાજાઓના વખતમાં તેઓને ધર્મનો ઉપદેશ ફેલાવા માટે ઘણું વેઠવું પડતું હતું. પૂર્વે મનુષ્યો માત્ર સારાજ હતા એવો અભિપ્રાય કોઈનાથી બાંધી શકાય તેમ નથી. પ્રત્યેક સૈકામાં થતા વિદ્વાનો, તત્ત્વજ્ઞાન વા અધ્યાત્મજ્ઞાનનો ગમે તે ભાષામાં ગમે તે ઉપાયોથી ફેલાવો કરે છે. કોઈપણ જાતના વૃક્ષનાં બીજો પોતાના યોગ્ય સંસ્કારિત ભૂમિમાં ઉગી નીકળે છે, તે પ્રમાણે અધ્યાત્મજ્ઞાનના વિચારો સંસ્કારિત અને અધ્યાત્મજ્ઞાનના યોગ્ય એવા મનુષ્યોના હૃદયમાં પ્રગટી નીકળે છે અને તે વિચારો પોતાનો ફેલાવો કરવાને પોતે સમર્થ બને છે. ખારી ભૂમિમાં બીજને ઉગવાની અયોગ્યતા છે તેથી ખારી ભૂમિમાં નહિ ઉગનાર બીજો ખારી ભૂમિમાં નાખ્યાં છતાં પણ ઉગી નીકળતાં નથી, પણ તેનો નાશ થાય છે; તે પ્રમાણે અધ્યાત્મજ્ઞાનના વિચારો ઉગી નીકળવાની અર્થાત્ પ્રગટ થવાની જેઓમાં અયોગ્યતા છે, તેવા મનુષ્યોના હૃદયમાં અધ્યાત્મજ્ઞાનના વિચારો પ્રગટી શકતા નથી અને તેઓને આપેલો ઉપદેશ પણ નિષ્ફળ જાય છે.

પરસ્પર વિરૂદ્ધ વિચારોનું પ્રાકટ્ય.

પ્રતિપક્ષી વિચારો ગમે તે સૈકામાં ગમે ત્યાં પરસ્પર વિરૂદ્ધભાવ દર્શાવે છે. કોઈપણ કાળ એવો ગયો નથી તેમ જનાર નથી કે, જેમાં સમ્યક્ત્વજ્ઞાન અને મિથ્યાત્વજ્ઞાન તથા તે બન્નેને ધારણ કરનારાઓમાં પરસ્પર વિરૂદ્ધતા ન હોય.—પુણ્યના વિચારોના પ્રતિપક્ષી પાપના વિચારો, સમાનકાલમાં ગમે ત્યાં વિદ્યમાન્ હોય છે. અધ્યાત્મજ્ઞાનના પ્રતિપક્ષી વિચારો જડવાદીઓના હોય છે. નાસ્તિક વિચારો પોતાના બળવડે આત્મિક વિચારો ઉપર કબજો મેળવવા પ્રયત્ન કરે છે. અધ્યાત્મજ્ઞાનીઓના વિચારો ખરેખર જડવાદનો નાશ કરવા પ્રયત્ન કરે છે, અર્થાત્ જેનામાં આત્મજ્ઞાન પ્રગટે છે તેવા મનુષ્યો મિથ્યાત્વના વિચા-

રોનો નાશ કરવાને ઉપદેશ અને લેખનાદિદ્વારા પ્રયત્ન કરે છે. અનેકાન્તજ્ઞાનશક્તિ ખરેખર એકાન્ત મિથ્યા વિચારનો જગત્માંથી નાશ કરવા પ્રયત્નશીલ બને છે; સારાંશ કે અનેકાન્તધારક જ્ઞાનીઓ એકાન્તવાદના કુવિચારોનો નાશ કરવાને પોતાનાથી બનતું કર્યાવિના રહેતા નથી. જગત્માં અનાદિકાળથી આ પ્રમાણે ચાલ્યા કરે છે અને ચાલશે. અધ્યાત્મજ્ઞાન સત્ય હોવાથી તેનો દુનિયામાં સ્થાયીભાવ હોય છે. અધ્યાત્મજ્ઞાન પોતાના બળથી મિથ્યા વિદ્યાને હઠાવવા સમર્થ થાય છે. અધ્યાત્મજ્ઞાન પોતાના સામર્થ્યવડે કર્મોનો નાશ કરવામાટે સમર્થ બને છે. અધ્યાત્મજ્ઞાનનું માહાત્મ્ય તે જ્ઞાનને જે પામે છે તેજ સમજી શકે છે. આશા-તૃષ્ણાના બીજોનો નાશ કરવો હોય તો અધ્યાત્મજ્ઞાનની સેવના કરવી જોઈએ. અધ્યાત્મજ્ઞાન પામીને અન્તરમાં સમજવું જોઈએ કે બાહ્યવિષયો જુઠા છે.

બાહ્યનાં કરવા યોગ્ય કાર્યોને અધિકાર પ્રમાણે કરવાં જોઈએ; એમ જો ન કરવામાં આવે તો અધ્યાત્મજ્ઞાનથી પણ ઉપાધિ ટળતી નથી અને દુનિયાના વ્યવહારમાં પણ બળ પ્રાપ્ત થતું નથી-તે ઉપર એક અન્યદર્શનીનું દૃષ્ટાંત કહેવામાં આવે છે.

અધ્યાત્મજ્ઞાનીઓએ વ્યવહારધર્મકુશલતા સેવવી જોઇએ.

એક નગરીમાં સુધન્વા નામનો એક નૃપતિ રાજ્ય કરતો હતો- તેને એક સુમતિ નામની પુત્રી હતી અને એક ભદ્રક નામનો પુત્ર હતો. સુધન્વા રાજાને પુત્ર અને પુત્રીઉપર અત્યંત પ્રીતિ હતી, તેણે ભદ્રક પુત્રને ઉપાધ્યાય પાસે બહોતેર કળાનો અભ્યાસ કરાવ્યો અને પુત્રીને ચોસઠ કલાનો અભ્યાસ કરાવ્યો. સુમતિ પુત્રી વેદાન્ત જ્ઞાનનો અભ્યાસ કરવા લાગી. એક મહાત્મા તેના બાગમાં ઉતર્યા હતા તેની પાસે સુમતિ દરરોજ બ્રહ્મજ્ઞાનની ચર્ચા કરવા જતી હતી. સુમતિને બ્રહ્મચર્યથી ઘણો આનન્દ મળતો હતો. એક દિવસ ભદ્રક રાજપુત્ર પણ સુમતિની છિદ્રાન્વેષણા કરતો કરતો તે જ્ઞાન ચર્ચા સાંભળવા લાગ્યો. ભદ્રકને પ્રતિદિન ચર્ચામાં રસ પડવા લાગ્યો. ઘણા દિવસે ભદ્રક બ્રહ્મજ્ઞાનમાં પ્રવીણ થયો પણ તે વ્યવહારકુશલ ન હોવાથી મહાત્માના આપેલા બ્રહ્મોપદેશની દૃષ્ટિને વ્યવહારમાં પણ આગળ કરવા લાગ્યો, અર્થાત્ વ્યવહારકાર્યમાં પણ બ્રહ્મજ્ઞાનની વાર્તાઓ કરવા લાગ્યો. એક દિવસ રાજાએ સભા ભરીને તેને યુવરાજની પદવી ઉપર સ્થાપ્યો અને કહ્યું કે, હે રાજપુત્ર ! તું હવે સર્વ રાજ્યની અને લશ્કરની સંભાળ રાખ. ભદ્રકે ભદ્રકતાને આગળ ધરીને કહ્યું કે,-રાજ્ય કે રાજા વા સૈન્ય સર્વ અસત્ છે, બ્રહ્મ સત્ય છે અને માયા અસત્ છે, હું પણ નથી અને તું પણ

નથી, યુવરાજ્ય પણ નથી ને રાજા પણ નથી, માટે અસત્‌નો વ્યવહાર કેમ કરવો જોઈએ? રાજાએ કહ્યું કે પુત્ર! આવી ગાંડી ગાંડી વાતો ન કર, તું હવે યુવરાજપદવીની શોભાને સારી રીતે વધાર! કે, જેથી આગળ ઉપર તું રાજાનો રાજા બનવાને માટે યોગ્ય અધિકારી બની શકે. રાજાનાં ઉપર્યુક્ત વચનો સાંભળીને યુવરાજ બોલ્યો કે 'હે રાજન્! તમે અસત્ માયાને સત્ માનીને ગાંડી ગાંડી વાતો કરો છો. જે વ-સ્તુજ નથી તેને સત્ માનીને મૂર્ખ બનો છો, અર્થાત્ તેથી તમો ભ્રાન્ત થઈ ગયા છો. ब्रह्मसत्यं जगन्मिथ्या नेहनानास्ति किञ्चन આ શ્રુતિનું જ્ઞાન હોત તો તમે અસત્‌નું સંરક્ષણ કરવાનું મને કહેતજ નહિ. આ અવસર-હીન અને પ્રસ્તુત વિષયપર અરૂચિકર અને ક્રોધ કરનારાં તેનાં વચનો સાંભળીને રાજાના મનમાં ઘણું લાગી આવ્યું. રાજાએ ક્રોધ કરીને સેવકને આજ્ઞા કરી કે, ભદ્રક યુવરાજે મારૂં અપમાન કર્યું છે માટે તેને દરરોજ પાંચ ખાસડાં મારવાં. પિતાના હુકમપ્રમાણે ભદ્રકને દરરોજ માર ખાવો પડતો હતો. સુમતિ દરરોજ ભદ્રકની આવી અવસ્થા દેખીને શોક કરવા લાગી. એક દિવસ રાજપુત્રી સુમતિ પેલા મહા-ત્માની પાસે બ્રહ્મજ્ઞાનની ચર્ચા કરતી હતી, તેવામાં રાજપુત્ર ભદ્રક પણ મહાત્માની પાસે આવ્યો અને નમસ્કાર કરીને બ્રહ્મચર્ચા કરવા લાગ્યો. બ્રહ્મજ્ઞાનની ચર્ચાથી ભદ્રકને ઘણો આનન્દ મળતો હતો. સુમતિ મનમાં કંઈક વિચાર કરીને મહાત્માને વિનવવા લાગી કે, હે મહાત્મન્! આપનો શિષ્ય રાજપુત્ર ભદ્રક, આપના આપેલા બ્રહ્મજ્ઞાન ઉપદેશથી દરરોજ પાંચ ખાસડાંનો માર ખાય છે માટે કૃપા કરીને હવે મારા બન્ધુનું દુઃખ ટાળો. આપ જ્ઞાની છો, આપની કૃપાથી મારા ભાઈનું દુઃખ ટળી જશે એમ આશા રાખું છું. લોકોમાં આપના શિષ્યની હેલના થાય છે તે આપની થાય છે એમ હું માનું છું, માટે હવે ગમે તે ઉપાય કરીને મારા ભાઇને ખાસડાંનો માર પડે છે તે બન્ધ કરાવો. રાજપુત્રી સુમતિનાં એ તાદૃક્ વચનો શ્રવણ કરીને મહાત્મા બોલ્યા કે, હે સુમતિ! "તેરા ભ્રાતા પંચજુત્તેકા માર ખાતા હૈ સો ન્યાયકી બાત હૈ, જો મનુષ્ય ચારોંકી બાત ગમારોમેં કરતા હૈ ઉસકું પંચજુતિકા માર પડના ચાહિયે; બ્રહ્મજ્ઞાનકી બાત બ્રહ્મજ્ઞાનકે અધિકારીયોંકે લિયે હૈ. તેરા બન્ધુ બ્રહ્મજ્ઞાનકી બાત વ્યવહાર-કાર્યોંમેં કરતા હૈં ઈસ લિયે ઉસકું વ્યવહારઅકુશલતાસે પંચજુતેકા માર પડતા હૈ વહ બરાબર ન્યાયકી બાત હૈ. રાજપુત્રી તુમ લડકી હૈ કિન્તુ ચારોંકી બાત ગમારોમેં નહિ કરતી હૈ ઈસ લિયે તું બ્રહ્મજ્ઞાનકા આનન્દ પાતી હૈ, ફિર વ્યવ-હારદશામેંભી તિરસ્કાર નહિ પાતી હૈ." મહાત્માનાં ઉપરનાં વચનો

રાજપુત્રી સુમતિના હૃદયમાં બરાબર ઉતરી ગયાં અને તેથી તે રાજપુત્ર ભદ્રકને કહેવા લાગી કે, ભાઈ! આ બાબતમાં મહાત્માના વચનપ્રમાણે તું વ્યવહારકુશલ નહિ હોવાથી, બ્રહ્મજ્ઞાની હોવા છતાં પાંચ ખાસડાંનો માર ખાય છે. જ્ઞાનીઓના અનુભવજ્ઞાનની વાતો અધિકારી જીવો આગલ કરવાની હોય છે. જો તું વ્યવહારકુશલ હોત તો હારી આવી દશા થાત નહિ, માટે હવે દુનિયાની રીતિપ્રમાણે અંતરથી ન્યારા રહીને વર્તવાની ટેવ પાડ, કે જેથી બ્રહ્મજ્ઞાનની હેલના ન થાય. અનધિકારીને પ્રાપ્ત થયેલા બ્રહ્મજ્ઞાનથી, બ્રહ્મજ્ઞાનનો લોકો તિરસ્કાર કરે છે અને તેથી બ્રહ્મજ્ઞાની ગાંડા જેવા દુનિયામાં ગણાય છે. રાજપુત્ર ભદ્રકના મનમાં પણ આ વાત ઉતરી અને તેણે પોતાની વ્યવહારઅનભિજ્ઞતાનો દોષ જાણી લીધો. રાજપુત્રે મહાત્માને અને પોતાની ભગિનીને કહ્યું કે, હવેથી હું વ્યવહારમાં કુશલ થઈશ અને બ્રહ્મજ્ઞાનનો તિરસ્કાર કરાવીશ નહિ. બીજા દિવસે રાજપુત્ર ભદ્રક, રાજાની સભામાં ગયો અને રાજાને નમસ્કાર કરીને વ્યવહારમાં વ્યવહારકુશલતાથી વર્તીને રાજાની માફી માગી અને પ્રારબ્ધયોગે પ્રાપ્ત થએલ કાર્યોને બાહ્યની રીતિથી કરવા લાગ્યો; તેથી રાજા તેનાઉપર ખુશ થયો અને કહેવા લાગ્યો કે, ભદ્રક યુવરાજનું ગાંડપણ હવે ચાલ્યું ગયું અને તે ડાહ્યો થયો છે. તેને ખાસડાં મારવાનો હુકમ બન્ધ કરી દીધો અને રાજ્યમાં જાહેર કર્યું કે સર્વ પ્રજાએ યુવરાજની આજ્ઞાપ્રમાણે વર્તવું. યુવરાજ દુનિયાનાં કાર્યો દુનિયાના વ્યવહારપ્રમાણે કરવા લાગ્યો અને વખત મળતાં બ્રહ્મજ્ઞાનનો આનન્દ લેવા લાગ્યો તેથી તે સુખી થયો.

યુવરાજ ભદ્રક પુત્રનું દૃષ્ટાંત સાંભળીને અધ્યાત્મજ્ઞાનીઓ ઘણો સાર ખેંચી શકે તેમ છે. અધ્યાત્મજ્ઞાનની વાત ગમારોમાં કરવાથી ગમારો અધ્યાત્મજ્ઞાન સમજી શકતા નથી અને ઉલટું તેઓ અધ્યાત્મજ્ઞાનીઓને ખાસડાનો માર મારવા જેવું કરે છે. વ્યવહારકુશલ અને શુષ્કતારહિત અધ્યાત્મજ્ઞાનીઓ વ્યવહારમાં વ્યવહારપ્રમાણે પોતાના અધિકારે વર્તે છે અને નિશ્ચયથી અધ્યાત્મસ્વરૂપમાં રમણતા કરે છે તેથી દુનિયામાં તેઓ ડાહ્યા ગણાય છે. કેટલાક શુષ્ક અધ્યાત્મીઓ વ્યવહારકુશલતાના અભાવે જ્ઞાનીની વાર્તાઓ ગમારોમાં કરીને અધ્યાત્મજ્ઞાનની હાંસી કરાવે છે. **निश्चयदृष्टि चित्त धरिजी पाले जे व्यवहार; पुण्यवंत ते पामशेजी भवसमुद्रनो पार.** શ્રીઉપાધ્યાયની આ વાણીનો પરમાર્થ હૃદયમાં ધારણ કરીને અધ્યાત્મજ્ઞાનીઓ વર્તે તો અનેક મનુષ્યોને તેઓ અધ્યાત્મજ્ઞાનનો આસ્વાદ ચખાડી શકે. અધ્યાત્મજ્ઞાનીઓની સૂક્ષ્મ બુદ્ધિ હોવાથી તેઓ આત્મામાં ઉંડા ઉતરી જાય છે તેથી તેઓને

વ્યવહારમાં રસ પડતો નથી એમ બને છે; તોપણ તેઓએ જે જે અવસ્થામાં અધિકારભેદે ઉચિત વ્યવહાર હોય તેને ન છોડવો જોઇએ. અધ્યાત્મજ્ઞાનીઓને પણ અધ્યાત્મજ્ઞાન આખી દુનિયામાં પ્રસરે એવો જ્યાંસુધી ભાવ હોય ત્યાંસુધી તેઓએ વ્યવહારમાર્ગને અમુક અધિકારપ્રમાણે અવલંબવો જોઇએ. ખાવાનાં, પીવાનાં, લઘુનીતિ, અને વડીનીતિ તથા નિદ્રા અને આજીવિકાદિ કૃત્યો જ્યાંસુધી કરવાં પડે છે ત્યાંસુધી, તેઓએ વ્યવહારધર્મક્રિયાઓને પણ અમુક દશાપર્યંત કરવી જોઇએ. વ્યવહારકુશલતાની સૂચના કર્યા બાદ અધ્યાત્મજ્ઞાનની ઉપયોગિતાનું વર્ણન કરવામાં આવે છે. અધ્યાત્મજ્ઞાન ખરેખર અમૃતરસ સમાન છે. અધ્યાત્મજ્ઞાનરૂપ અમૃતરસનું પાન કરવાથી જન્મ, જરા અને મરણના ફેરા ટળે છે.

પ્રત્યેક ધાર્મિક ક્રિયાઓમાં અધ્યાત્મરસ રેડાય છે. કોઈપણ ધર્મની ક્રિયામાં ઉંડા ઉતરીને તપાસીએ છીએ તો ઉચ્ચ પ્રકારનું રહસ્ય અવબોધાય છે. જે આત્માના શુભાદિ અધ્યવસાયોને ઉત્પન્ન કરે છે, તે તે ક્રિયાઓને પણ—આરોપ કરીને અધ્યાત્મ તરીકે ઉપદેશાય છે. વસ્તુતઃ વિચારીએ તો આત્માના જ્ઞાનાદિ ગુણોજ અધ્યાત્મ તરીકે કહી શકાય.

**આત્માનો સંયમ.**

આત્માની શક્તિયોને જણાવનાર અધ્યાત્મશાસ્ત્રોના કર્ત્તાઓએ આત્મતત્ત્વનો અનુભવ કરીને તે તે બાબતોને જણાવી છે. આત્મતત્ત્વનો અનુભવ કરવાનેમાટે યોગીઓ એકાન્તસ્થાન સેવે છે. કોઈ ગુફાઓમાં જઈને આત્મતત્ત્વનું ધ્યાન ધરે છે. કોઇ અષ્ટાંગયોગની સાધનપ્રણાલીકાવડે આત્મતત્ત્વનું ધ્યાન ધરે છે. પરભાવમાં જે જે આત્માની શક્તિયોનું પરિણમન થયું છે તેને, આત્મભાવે કરવી તેજ અધ્યાત્મક્રિયાનો મુખ્ય ઉદ્દેશ હોય છે. મનોદ્રવ્યવડે ભાવમનની શુદ્ધિ કરીને રાગદ્વેષ દશાનો ત્યાગ કરવા ઉત્તમ અધ્યાત્મજ્ઞાનીઓ પ્રયત્ન કરે છે. આત્માની જે જે અંશે શુદ્ધિ થાય છે તે તે અંશે અધ્યાત્મતત્ત્વનો પ્રકાશ થાય છે. જૈનધર્મનો ફેલાવો કરવામાં અધ્યાત્મજ્ઞાનની અત્યંત આવશ્યકતા છે. એક વિદ્વાન્ મહાશય જણાવે છે કે, "અધ્યાત્મતત્ત્વના પ્રોફેસરો, ધર્મનો ફેલાવો કયા કયા ઉપાયોથી કરવો તે સારી પેઠે જાણતા હોવાથી, તેઓ આત્માની શક્તિયોને તે તે ઉપાયોદ્વારા પ્રવહાવીને ધર્મપ્રચારકાર્યમાં અત્યંત વિજયને મેળવે છે." આત્મતત્ત્વમાં વિશેષ ઉંડા ઉતરીને તેનો અનુભવ કરવાથી પ્રત્યેક મનુષ્યોના આત્માની પ્રવૃત્તિયોને અવબોધી શકાય છે. આત્માના શુભાદિ અધ્યા-

વસાયોઉપર કલાકોના કલાકોપર્યંત અભ્યાસ કરવાથી, પ્રત્યેક મનુષ્યોના મનમાં થતા અધ્યવસાયોને જાણવાની શક્તિ પ્રાપ્ત થાય છે. જે જે બાબતોના જ્ઞાનવડે સંયમ કરવામાં આવે છે તે તે બાબતોનું સારીરીતે આત્માને જ્ઞાન થાય છે. આત્મતત્ત્વસંબન્ધી જેઓ કલાકોના કલાકોપર્યન્ત અભ્યાસ કરે છે તેઓ આત્મતત્ત્વના સ્વરૂપને જાણી શકે છે. આત્મા, છદ્મસ્થાવસ્થામાં વિચાર કરવાનેમાટે સમયે સમયે અનન્ત મનોદ્રવ્યને ગ્રહણ કરે છે. અનેક પ્રકારના વિચારો કરવાને માટે મનોદ્રવ્યની સહાય લેવી પડે છે. સારા વિચારો કરવામાં શુભ મનોદ્રવ્યની સહાય લેવામાં આવે છે તો શુભલેશ્યાનો ઉત્પાદ થાય છે. જે જે વસ્તુઓ સંબન્ધી વિચારો કરવામાં આવે છે, તે તે વસ્તુઓ સંબન્ધી ક્ષયોપશમજ્ઞાન પ્રગટે છે. દુનિયાના પદાર્થો સંબન્ધી વિચારો કરવાથી, તે તે વસ્તુઓના જ્ઞાનનો ક્ષયોપશમ વૃદ્ધિ પામે છે. જેના ક્ષયોપશમજ્ઞાનવડે સર્વ પ્રકારનો ક્ષયોપશમ પ્રગટે એવા આત્મતત્ત્વનો, મનોદ્રવ્યની સહાયવડે વિચાર કરવો જોઇએ. મનોદ્રવ્યની સહાયવડે આત્મતત્ત્વનો વારંવાર વિચાર કરવામાં આવે છે તો આત્મતત્ત્વ વાસનાની દૃઢતા થાય છે. અવગ્રહ, ઇહા, અપાય અને ધારણા આ ચાર ભેદ ખરેખર મતિજ્ઞાનના છે. અવગ્રહાદિ ચાર ભેદવડે આત્મતત્ત્વનું પરોક્ષદશામાં ચિંતવન કરવાથી અને આત્મતત્ત્વસંબન્ધી કલાકોના કલાકોપર્યન્ત સંયમ થવાથી, આત્મતત્ત્વનો વિશેષતઃ અનુભવ થાય છે. નિયમ એવો છે કે, જે પદાર્થનું વારંવાર ચિન્તવન કરવામાં આવે છે તે પદાર્થના જ્ઞાનનો ક્ષયોપશમ વૃદ્ધિ પામવાથી, તે પદાર્થનું સારીરીતે જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. તે નિયમને અનુસરી આત્મતત્ત્વનું કલાકોના કલાકો સુધી આગમોના અનુસારે મનન કરવામાં આવે છે તો આત્માના સ્વરૂપને સ્પર્શી શકાય છે. પ્રખ્યાત શોધક એડીસને અડતાલીશ કલાકસુધી ફોનોગ્રાફના વિચારોની શ્રેણિયોવડે ફોનોગ્રાફની શોધ કરીને પદાર્થસંયમની સિદ્ધિ કરી બતાવી છે. એડીસનની પેઠે કલાકોના કલાકોપર્યન્ત જેઓ આગમાનુસારે આત્મતત્ત્વનું મનન કર્યા કરે છે તેઓ આત્મતત્ત્વસંબન્ધીમાં એટલા બધા ઉંડા ઉતરી જાય છે કે, તેની જગત્ના બાહ્યજીવોને સમજણ પણ પડતી નથી. ફક્ત જેઓ રાત્રીદિવસ આત્માનું મનોદ્રવ્યવડે ચિન્તવન કરે છે તેઓ છેલ્લામાં છેલ્લું સત્યકર્તવ્ય પ્રાપ્ત કરે છે. જેઓને સિદ્ધાન્તોના અનુસારે આત્મતત્ત્વ સમજાયું છે તેઓ, પરમસુખનો મહાસાગર પોતાનામાં છે એમ નિશ્ચય કરીને તેમાંજ મનન, સ્મરણવડે રમણતા કરે છે. દુનિયામાં અનેક પ્રકારનાં તત્ત્વોનું જ્ઞાન કરતાં પણ જે આનન્દ મળતો નથી તે આનન્દ પોતાના સ્વરૂપનું મનન કરતાં

મળે છે. એક પૂર્વાચાર્ય લખે છે કે, સર્વ પ્રકારના જ્ઞેયોને અવબોધવાની જ્ઞાનશક્તિ અને સત્યસુખ જાણવાની શક્તિ ખરેખર આત્મામાં રહી છે, ત્યારે આત્માનુંજ અવલંબન કરીને તેનું જો જ્ઞાન કરવામાં આવે તો કેટલો બધો આનન્દ થાય? અને તેને કોણ વર્ણવી શકે?

આત્મતત્ત્વના જ્ઞાનસંબન્ધી અધ્યાત્મજ્ઞાનીઓ ખૂબ ઉંડા ઉતરીને તેના સહજસુખનો સ્વાદ અનુભવે છે, તેથી શિરપર દુઃખનું આકાશ તૂટી પડે તોપણ તેઓ આત્મતત્ત્વનો આશ્રય કદી ત્યજતા નથી. અધ્યાત્મજ્ઞાનનો તિરસ્કાર કરવામાટે એકાન્ત જડવાદીઓએ બાકી રાખ્યું નથી. જડવાદીઓએ અધ્યાત્મજ્ઞાનીઓને દુઃખ દેવાને પ્રાણોનો પણ નાશ કર્યો છે, તથાપિ અધ્યાત્મજ્ઞાનીઓએ બાહ્ય પ્રાણમેલનો ત્યાગ કરવામાં–પોતાનું સહજસુખ અનુભવ્યા પછી પાછી પાની કરી નથી. આત્માના સત્યસુખનો જે જ્ઞાનીઓએ સ્વાદ ચાખ્યો છે તેઓ કદી ચક્રવર્તિ વા દેવતાઓને પણ હીસાબમાં ગણતા નથી. તેઓને તો આત્મતત્ત્વની ધૂન લાગી હોય છે તેથી તેઓને બાહ્યપદાર્થોપર આસક્તિભાવ રહેતો નથી. અધ્યાત્મજ્ઞાનીઓ સર્વ આત્માઓને પોતાના આત્મસમાન માનીને તેઓના ઉપર શુદ્ધપ્રેમ ધારે છે. તેઓના હૃદયમાં તૃષ્ણા, સ્વાર્થ અને વૈષયિકસુખની ઇચ્છા રહેતી નથી. આત્મતત્ત્વનો અનુભવ થયા પશ્ચાત્ મોહનું જોર ઘટવા માંડે છે અને આત્માનું જોર વધવા માંડે છે. અધ્યાત્મજ્ઞાનીઓ જગત્‌ના જીવોને પોતાના આત્મસમાન માને છે તેથી તેઓનો નાશ ન થાય તેમાટે દયાવ્રતને અંગીકાર કરે છે. તેઓના મનમાં કોઈપણ જીવની લાગણી ન દુખાય એવો વિચાર પ્રગટે છે, તેથી તેઓ સત્યવ્રતને અંગીકાર કરે છે. અધ્યાત્મજ્ઞાનીઓ ભાવથી પરવસ્તુની ઇચ્છામાત્રનો ત્યાગ કરવા પ્રયત્ન કરે છે અને દ્રવ્યથકી પર પુદ્ગલવસ્તુને ગ્રહણ કરવા પ્રયત્ન કરતા નથી. અધિકારભેદે તેઓ અસ્તેયવ્રતને ધારણ કરે છે. અધ્યાત્મજ્ઞાનીઓને પરવસ્તુના ભોગની ઇચ્છા રહેતી નથી. પરવસ્તુની રૂદ્ધિને તેઓ નાકના મેલસમાન અવબોધે છે, તેથી તેઓ પરવસ્તુસંબન્ધી ઇચ્છાઓનો રોધ કરવા તથા પંચેન્દ્રિય વિષયોની ઇચ્છાઓઉપર કાબુ મેળવવાને માટે શક્તિમાન્ થાય છે. ઇચ્છાના ત્યાગરૂપ આન્તરિક બ્રહ્મચર્યને ધારણ કરવા ખરેખરી રીતે તેઓ સમર્થ બને છે. બાહ્ય જડ વસ્તુઓને ધનરૂપે માનવાની વૃત્તિને તેઓ કબુલ કરતા નથી. બાહ્યધનમાં મૂર્ચ્છા રહેતી નથી. તે સર્વ અધ્યાત્મજ્ઞાનનો પ્રતાપ અવબોધવો. ચક્રવર્તિ આદિની પદવીઓ અને કરોડો રૂપેયાનો ત્યાગ કરીને જેઓ, આત્મતત્ત્વની આરાધના કરે છે તેમાં અધ્યાત્મજ્ઞાનનો મહિમા

સમ્યગ્ અવબોધાય છે. જ્યારે નમિરાજાએ દીક્ષા અંગીકાર કરી અને સર્વ વસ્તુઓનું મમત્વ દૂર કર્યું, ત્યારે ઇન્દ્રમહારાજાએ તેમના ખરા ત્યાગની પરીક્ષા માટે તેમની આખી નગરી બળતી દેખાડી, અન્તઃપુરની રાણીઓને અગ્નિના ભયથી પોકાર કરતી દેખાડી, તોપણ નમિરાજ મુનિવર કહેવા લાગ્યા કે, આમાં મારૂં કંઈ બળતું નથી. તેઓ ઇન્દ્રની ઇન્દ્રજાળથી મોહ ન પામ્યા તેમાં ખાસ અધ્યાત્મજ્ઞાનજ કારણીભૂત હતું. સ્કંધકમુનિના પાંચશે શિષ્યોને ઘાણીમાં ઘાલીને પીલવા માંડ્યા ત્યારે, પ્રત્યેક મુનિએ આત્મતત્ત્વની ભાવનાવડે પીલાતાં છતાં પણ શરીરદ્વારા થતાં દુઃખોને સહન કર્યાં અને આત્મામાંજ ઉપયોગ ધારણ કરી પરમસમતાભાવ ધારણ કર્યો. ઘાણીમાં પીલાતાં કેટલું બધું દુઃખ થતું હશે! તેનો જેણે અનુભવ કર્યો હોય તે જાણે. શરીરના કોઈ અંગને જો ચપ્પુ લાગી જાય છે તો કેટલું બધું દુઃખ થાય છે? ત્યારે ઘાણીમાં પીલાતી વખતે કેટલીબધી વેદના થતી હશે? તેવી અસહ્ય વેદનાને સહન કરવામાં સત્ય અધ્યાત્મજ્ઞાનની કેટલીબધી સમર્થતા છે, તે જ્ઞાનીપુરૂષો જાણી શકે છે. સ્કંધકસૂરિના શિષ્યોને અધ્યાત્મજ્ઞાનની ખરેખરી પક્વદશા હતી, તેથી તેઓ આત્માથી શરીર છૂટું પડતાં પણ ઉત્તમ ધ્યાનને ધારી શકયા. આપણે તેવા મુનિયોનાં દૃષ્ટાંતો લેઇને તેવી દશા પોતાનામાં પ્રગટાવવા માટે પ્રયત્ન કરવો જોઇએ. અધ્યાત્મજ્ઞાનના અભ્યાસીઓનું પ્રથમાવસ્થાનું જ્ઞાન તો ગુલાબના પુષ્પ જેવું હોય છે. ગુલાબનું પુષ્પ જેમ સૂર્યનો તાપ પામીને કરમાઈ જાય છે, તેમ અધ્યાત્મજ્ઞાનના અભ્યાસીઓનું પ્રાથમિક જ્ઞાન પણ અનેક પ્રકારના ઉપસર્ગો આવતાં ટળી જાય છે. અનેક પ્રકારનાં દુઃખોના સામું જે અધ્યાત્મજ્ઞાન ટકી રહે છે અને જે આત્માના ગુણોનું રક્ષણ કરવા સમર્થ થાય છે, તેજ પકવ થએલું અધ્યાત્મજ્ઞાન અવબોધવું.

પ્રથમાવસ્થાનું અધ્યાત્મજ્ઞાન.

પ્રથમાવસ્થામાં ઉત્પન્ન થતું અધ્યાત્મજ્ઞાન, સામાન્ય હોવાથી તે જ્ઞાનવડે જોઇએ તેવી શાંતિ મળતી નથી, તોપણ તે જ્ઞાનના બળવડે પકવ એવા અધ્યાત્મજ્ઞાનમાં પ્રવેશ કરી શકાય છે. અનેક પ્રકારના હેતુઓ પામીને પ્રથમ અવસ્થામાં થતું એવું અધ્યાત્મજ્ઞાન પાછું ટળી જાય છે, તેથી તેવા જ્ઞાનવાળાઓ ઉત્તમ આચારો અને વિચારોવડે બળવાન્ ન હોય તો તેમાં અધ્યાત્મજ્ઞાનનો દોષ ગણાતો નથી. જેઓની આગમબુદ્ધિ ઘણી હોતી નથી તેઓ અધ્યાત્મજ્ઞાનના માર્ગમાંથી કોઈના ભરમાવ્યાથી પાછા પડી જાય છે અને અધ્યાત્મની નિન્દા કરવા મંડી જાય છે.

પોતાના અધિકારને નહિ ઓળખીને અધિકારવિનાની વસ્તુમાં માથું ઘાલવા જાય તો તેવું થાય, તેમાં કોઈ જાતનું આશ્ચર્ય નથી.

અધ્યાત્મજ્ઞાનની અવજ્ઞા કરનારપર શૃગાલનું દૃષ્ટાન્ત.

એક શિયાલ હતી તે એક ઉંચી બોરડીનાં બોર ખાવા પ્રયત્ન કરવા લાગી. તે ઘણી કૂદી પણ એકે બોર તેના મુખમાં આવ્યું નહિ. અન્ય શિયાલે તેની મશ્કરી કરી અને કહ્યું કે તેં એક બોર પણ કેમ ખાધું નહિ? પેલી મૂર્ખ અને ધૂર્ત શિયાલે કહ્યું કે, મેં બોરડીના બોરનો તપાસ કર્યો અને તે ખાટાં જણાયાં તેથી મેં ખાધાં નહિ અને છોડી દીધાં. પેલી તેના માથાની શિયાળે કહ્યું કે, બોરડીનાં બોર જો તેં મુખમાં ચાવીને પરીક્ષા કરી હોત તો તારી પરીક્ષાનો હું સ્વીકાર કરી શકત! માટે હવે બોલવાની તસ્દી લે નહિ. અધ્યાત્મજ્ઞાનની બાબતમાં પણ પેલી શિયાળની પેઠે કેટલાક પ્રયત્ન કરે છે અને અધ્યાત્મસુખ લેવા પ્રયત્ન કરે છે, પણ તેઓ મૂર્ખ અશ્રદ્ધાળુ અને વાતોનાજ માત્ર રસીયા હોવાથી તેમજ આત્મિકધર્મક્રિયા તરફ લક્ષ્ય પ્રવૃત્તિ નહિ રાખનાર હોવાથી, તેઓનો અધ્યાત્મજ્ઞાનમાં પ્રવેશ થતો નથી અને આત્મતત્ત્વનો અનુભવ થતો નથી. અનુભવ થયાવિના તેઓને આત્મિકસુખ મળતું નથી, તેથી તેઓ અન્તે કંટાળીને અધ્યાત્મમાર્ગેથી પાછા પડે છે, અને કોઈ તેનું કારણ પૂછે તો તેઓ 'પેલી જાૂઠી શિયાલની પેઠે, પોતાની ભૂલ છૂપાવવાને માટે અગડં બગડં બકે છે; પણ તેઓનાં વાક્યોને તત્ત્વજ્ઞાનીઓ હીસાબમાં ગણતા નથી. અધ્યાત્મસુખનો જેણે અનુભવ કર્યો છે તેવો પક્વજ્ઞાની કદી કોઈના ભરમાવ્યાથી અધ્યાત્મતત્ત્વનો ત્યાગ કરતો નથી.

અધ્યાત્મજ્ઞાનની અપક્વદશાવાળા મનુષ્યોએ પક્વજ્ઞાનવાળા મનુષ્યોનું આલંબન લેવું જોઇએ. અધ્યાત્મજ્ઞાનીઓએ પોતાના ઉત્તમ સદાચારવડે અને જગત્સેવારૂપ ફરજવડે, પ્રતિપક્ષીઓને પણ જણાવી દેવું જોઈએ કે, જડવાદના શુષ્કજ્ઞાનથી અમો દૂર છીએ. અધ્યાત્મજ્ઞાનની પક્વદશા થતાં ઉત્તમ સ્થિરતા પ્રાપ્ત થાય છે. આવું આધ્યાત્મિકજ્ઞાન કંઈ માત્ર પુસ્તકો વાંચવાથી મળે તેમ ધારવું નહિ. સાક્ષાત્ ગુરૂના બોધથી જે અધ્યાત્મજ્ઞાનનનો રસ અનુભવાય છે તે કદી પુસ્તકોના વાચનથી અનુભવાતો નથી. પુસ્તકોદ્વારા અધ્યાત્મજ્ઞાનનો જે બોધ કરવામાં આવે છે તેને પક્વ કરવાને માટે એક સદ્ગુરૂની આવશ્યકતા છે. શ્રીસદ્ગુરૂવિના અધ્યાત્મજ્ઞાનનો અભ્યાસી ઘણી બાબતોમાં ભુલ કરે છે અને તેને અધ્યાત્મજ્ઞાન સંબન્ધી ઘણા અનુભવો મળી શકતા નથી. સદ્ગુરૂની આજ્ઞાવિનાનો સ્વચ્છન્દી મનુષ્ય ખરેખર હરાયા ઢોર જેવો છે; જેના માથે કોઈ સદ્ગુરૂ નથી તે અધ્યાત્મ-

જ્ઞાનના પ્રદેશ આગળ આવીને, વા આગળ પાછળ ઠપકાઇને પાછો વળે છે, અને તે બાહ્યવસ્તુઓમાં સુખને માટે ફાં ફાં મારે છે. દુનિયાના પ્રત્યેક ઉત્તમ કાર્યમાં દક્ષત્વ મેળવવાને માટે કોઈ પણ ગુરૂને અવશ્ય કરવા પડે છે; તેમ મોક્ષના માર્ગમાં પ્રવેશ કરવાને માટે-અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ અર્થે કોઈ મુનિવર સદ્ગુરૂ અવશ્ય કરવા જોઈએ. જેઓએ મોક્ષમાર્ગપ્રતિ પ્રયાણ કર્યું છે તેવા મુનિવરો અધ્યાત્મજ્ઞાનની કુંચીઓ આપવાને માટે સમર્થ બને છે. સાંસારિક ઉપાધિયોનો ત્યાગ કરીને જેઓ કલાકોના કલાકોપર્યન્ત એક આત્માને તારવાને માટે-નિરૂપાધિદશા ભોગવે છે અને આત્મતત્ત્વની વિચારણામાં લયલીન રહે છે, તેઓ સદ્ગુરૂ હોઈ શકે છે. જે મુનિવર સદ્ગુરૂએ અધ્યાત્મજ્ઞાનનો ઘણો ઉંડો અનુભવ કર્યો હોય છે અને જેનો અનુભવ ખરેખર વીતરાગવાણીના અનુસારે છે; તેવા અધ્યાત્મજ્ઞાની મુનિવરની આજ્ઞા સ્વીકારીને અને તેમના દાસ શિષ્ય થઇને અધ્યાત્મજ્ઞાનનો અનુભવ કરવો જોઇએ; એ વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ.

અધ્યાત્મજ્ઞાનનો અનુભવ ખરેખર પાતાળીકુવા જેવો છે. પાતાળીકુવાનું પાણી જેમ ખૂટતું નથી, તેમ અધ્યાત્મનો અનુભવ પણ નવો નવો પ્રગટવાથી કદી ખૂટતો નથી. અધ્યાત્મજ્ઞાનના બળવડે દરરોજ આત્મતત્ત્વસંબન્ધી નવો અનુભવ પ્રગટ થાય છે અને તેથી પ્રત્યેક બાબતોનો સાર સંક્ષેપમાં સમજાય છે. કેટલાક સમ્યગ્ અનુભવવિનાના લિભાગુ, અધ્યાત્મીઓ હોય છે તેઓની અમુક બાબતમાં દૃષ્ટિ, મર્યાદાવાળી થઈ જવાથી તેઓ પોતાના વિચારોમાં જાણે સર્વ પ્રકારનું અધ્યાત્મજ્ઞાન સમાઈ ગયું હોય! એવો ઘમંડ રાખીને અનેક પ્રકારના વિતંડાવાદો જેની તેની સાથે કરીને, મનમાં આનન્દના ઠેકાણે કલેશને ધારણ કરે છે. કેટલાક સમ્યગ્જ્ઞાનના અભાવે અમુક જાતની ક્રિયા કરે તોજ અધ્યાત્મ કહેવાય એવા ઉછીના વિચારોવડે બોલે છે. પોતાની બુદ્ધિવડે જેઓ પૂર્ણ અનુભવ કર્યાવિના અધ્યાત્મજ્ઞાન ઉપર વિચાર બાંધવા જાય છે તેઓ ઘણી ભૂલો કરે છે, પણ તેઓ પશ્ચાત્ અધ્યાત્મજ્ઞાનનો અનુભવ લહીને પોતાની ભૂલો માટે પશ્ચાત્તાપ કરે છે. ગજસુકુમાલમુનિવર કે જે શ્રીકૃષ્ણના ભાઇ થતા હતા, તેમણે બાલ્યાવસ્થામાં દીક્ષા અંગીકાર કરી હતી. તેઓ સ્મશાનમાં કાયોત્સર્ગ કરી ઉભા રહ્યા હતા ત્યારે, તેમના સસરા સોમિલે ક્રોધથી શ્રીગજસુકુમાલના મસ્તકપર માટીની પાળ બાંધીને તેમાં ખેરના અંગારા ભર્યા હતા, તોપણ શ્રીગજસુકુમાલે અધ્યાત્મજ્ઞાનના બળવડે અગ્નિના દુઃખને સહન કર્યું અને પોતાના મનમાં જરામાત્ર પણ ક્રોધ આવવા દીધો નહિ. પોતાના

મનમાં તેઓ અધ્યાત્મજ્ઞાનથી ઉત્તમ સમતાભાવની ભાવના ભાવવા લાગ્યા અને શરીરનો ત્યાગ કરીને પરમસુખ પામ્યા. શ્રીગજસુકુમાલનું દૃષ્ટાંત ખરેખર અધ્યાત્મભાવનાની પુષ્ટિમાં હેતુભૂત છે.

માતા અને પિતાનાસમાન અધ્યાત્મજ્ઞાન.

અધ્યાત્મજ્ઞાન ખરેખર માતાસમાન છે. માતા જેમ પોતાનાં બાળબચ્ચાંઓનું લાલનપાલન કરે છે અને તેઓને અનેક દુઃખમાંથી બચાવે છે; પોતાનાં બચ્ચાંઓના ગુન્હા સામું જોતી નથી પણ તેમના ભલાને માટેજ સદાકાલ પ્રયત્ન કરે છે, તેમ અધ્યાત્મજ્ઞાન પણ ભવ્ય જીવોની પુષ્ટિ કરે છે અને ભવ્ય જીવોમાં રહેલા અનેક દોષોરૂપ મળને દૂર કરે છે; તેમજ ભવ્ય જીવોની પુષ્ટિ કરીને પરમાત્મપદરૂપ મહત્તાને અર્પે છે. અધ્યાત્મજ્ઞાન ખરેખર ભાવપિતાની ગરજ સારે છે. સાંસારિક પિતા, જેમ પોતાના કુટુંબનું પોષણ કરે છે અને કુટુંબને સુખી કરવા તનતોડ મહેનત કરે છે, શત્રુઓથી પોતાના કુટુંબનો બચાવ કરે છે, પોતાના પુત્રો અને પુત્રીઓને ભણાવે છે અને તેઓને શુભ માર્ગમાં દોરે છે, તેમ અધ્યાત્મજ્ઞાનરૂપ ભાવપિતા પણ વિરતિ આદિ કુટુંબનું પોષણ કરે છે અને અન્તરાત્માને જ્ઞાનાદિ પંચાચારનું શિક્ષણ આપીને તેની પુષ્ટિ કરે છે, તથા મૈત્રીઆદિ ભાવનાઓના અમૃતરસવડે અન્તરાત્માનું પોષણ કરે છે અને ઉચ્ચ ગુણસ્થાનકરૂપ શુભ માર્ગમાં પોતાના કુટુંબને દોરે છે અને પોતાની ફરજ બજાવીને આત્માના આન્તરિક કુટુંબની ઉન્નતિ કરે છે. અધ્યાત્મજ્ઞાન ખરેખર એક ઉત્તમ મિત્ર સમાન છે. ઉત્તમ મિત્ર જેમ પોતાના મિત્રના હૃદયને પ્રફુલ્લ કરે છે તેમ અધ્યાત્મજ્ઞાન પણ અન્તરાત્માને પ્રફુલ્લ કરે છે. ઉત્તમ મિત્ર જેમ પોતાના મિત્રનો, સંકટ વખતમાં સાથી બને છે, તેમ અધ્યાત્મજ્ઞાન પણ અન્તરાત્મરૂપ મિત્રને—અનેક પ્રકારનાં મોહરાજાએ કરેલાં સંકટોમાં સાથી બનીને, મોહના દુઃખથી ઉગારે છે. ઉત્તમ મિત્ર જેમ પોતાના મિત્રનો પ્રાણાંતે પણ વિશ્વાસઘાત કરતો નથી તેમ અધ્યાત્મજ્ઞાન પણ અન્તરાત્માનો કદાપિ વિશ્વાસઘાત કરવા પ્રવૃત્તિ કરતું નથી. ઉત્તમ મિત્ર જેમ પોતાના મિત્રની દોષદૃષ્ટિ ટાળીને તેની સદ્ગુણ દૃષ્ટિ ખીલવે છે તેમ અધ્યાત્મજ્ઞાન પણ અન્તરાત્મામાં રહેલા દોષો ટાળીને તેની સદ્ગુણ દૃષ્ટિ ખીલવે છે. અન્તરાત્માને પોતાનું શું કર્તવ્ય છે અને તે કેવી રીતે સિદ્ધ થાય? તે શિખવનાર અધ્યાત્મજ્ઞાન છે. ઉત્તમ મિત્ર જેમ પોતાના મિત્રના ગુણો અને દોષો જાણે છે તો પણ તે દોષોની વાત કોઇ આગળ કરતો નથી અને ગુણોની સુગંધી સર્વત્ર ફેલાવે છે, તેમ અધ્યાત્મજ્ઞાન પણ સર્વ જીવોના ઉત્તમ મિત્રસમાન છે. જેનામાં અધ્યાત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે તે, સર્વ જીવોના

ગુણોના સામું જુવે છે, અને સર્વ જીવોના ગુણોની સુગંધીનો તે સર્વત્ર ફેલાવો કરે છે. મનુષ્યોના દુર્ગુણો તરફ તેનું લક્ષ્ય જતું નથી. દુર્ગુણોનો તે ફેલાવો કરતો નથી, તેમજ દોષોને પ્રકાશીને કોઇના આત્માની લાગણીને દુખવતો નથી. અધ્યાત્મજ્ઞાનથી સર્વ જીવો પોતાના મિત્ર-સમાન લાગે છે અને તેથી સર્વ જીવોપર મૈત્રીભાવના પ્રગટે છે. સર્વ જીવોના ગુણો દેખવાની શક્તિ ખીલવાથી,–સર્વ જીવોના જે જે ગુણો હોય છે તે તે ગુણોને દેખી–અધ્યાત્મજ્ઞાની પ્રમોદભાવને ધારણ કરે છે, તેમજ સર્વ જીવોને દુઃખી દેખી તેમના ઉપર કારૂણ્યભાવના ધારણ કરે છે અને ગુણહીનોને દેખી મધ્યસ્થ રહે છે. ઉત્તમ મિત્ર જેમ પોતાના મિત્રની ઉન્નતિ કરવામાં મ્હારૂં અને ત્હારૂં એવો ભાવ ધારણ કરતો નથી, તે પ્રમાણે અધ્યાત્મજ્ઞાની પણ સર્વ જીવોને મિત્ર માની તેઓનું શ્રેયઃ કરવામાં મારૂં તારૂં એવો ભાવ ધારણ કરતો નથી. સર્વ જીવોને પોતાના મિત્રસમાન ગણવાની શક્તિ આપનાર ખરેખર અધ્યાત્મજ્ઞાન છે. અધ્યાત્મજ્ઞાનની દૃષ્ટિએ સર્વ જગત્ એક કુટુમ્બસ-માન ભાસે છે–ભગવદ્ગીતામાં કહ્યું છે કે,

શ્લોક.

अयं निजः परो वेति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु–वसुधैव कुटुम्बकम् ॥

આ મારો છે અને આ પારકો છે, એવી લઘુ મનવાળાઓની ભાવના છે; જેઓનું ઉદાર ચરિત છે તેઓને તો આખી પૃથ્વી પોતાના કુટુમ્બસમાન ભાસે છે. અધ્યાત્મજ્ઞાનથી આવી ઉત્તમ ભાવના ખીલવાથી જગત્માં ઉદાર ચરિતવાળા મનુષ્યો ઉત્પન્ન થાય છે, અને તેથી તેઓ દુનિયાનું ભલું ગમે તે સ્થિતિમાં રહ્યા છતાં પણ કરે છે. અધ્યાત્મજ્ઞાનથી આવી ઉત્તમ વિશાલ દૃષ્ટિ ખીલવવાને માટે ઉત્તમ જ્ઞાનીઓ મહા પ્રયત્ન કરે છે. ઉત્તમ મિત્ર જેમ પોતાના મિત્રથી એકરૂપ બનીને તેના દોષોને ટાળે છે, તેમ અધ્યાત્મજ્ઞાન પણ આત્માથી એકરૂપ હોઈને આત્મામાં રહેલા દોષો ટાળવાને પોતાની શક્તિ ફોરવે છે. ઉત્તમ મિત્ર જેમ પોતાના મિત્રને સંકટના સમયમાં ત્યજતો નથી, તેમ અધ્યાત્મજ્ઞાન પણ આત્માને દુઃખના સમયમાં ત્યજતું નથી; પણ ઉલટું અધ્યાત્મજ્ઞાન ખરેખર સંકટના વખતમાં આત્માને ખરો આશરો આપવાને માટે સમર્થ બને છે. અન્તરમાં ઉત્પન્ન થનાર મોહના રાગાદિ યોદ્ધાઓ સામે ખરી ટેકથી ઉભું રહીને યુદ્ધ કરનાર, ખરેખર 'અધ્યાત્મજ્ઞાન' જેના હૃદયમાં પ્રગટ્યું છે તેને અન્ય મિત્ર કરવાની

જરૂર રહેતી નથી. ભય, ખેદ આદિ અશુભ વિચારોને આત્મામાં ઉત્પન્ન થતાંજ મારી હઠાવનાર અધ્યાત્મજ્ઞાન છે. જે મનુષ્યો અધ્યાત્મજ્ઞાનઉપર વિશ્વાસ રાખીને, તેને પોતાના મિત્ર તરીકે સ્વીકારે છે તેઓને, શોક, ચિન્તા, ભય વગેરે દુશ્મનોનો જરામાત્ર ભય રહેતો નથી.

અધ્યાત્મજ્ઞાનને જેઓ મિત્ર બનાવવા ધારે છે તેઓ, આન્તરિક ભૂમિમાં પ્રવેશ કરે છે, પણ તેઓએ સમજવું જોઈએ કે, અધ્યાત્મજ્ઞાનને મિત્ર બનાવવા માટે પ્રથમ બાહ્યવસ્તુઓના મમત્વનો ત્યાગ કરવો જોઈએ. જેઓને અધ્યાત્મમિત્રઉપર શુદ્ધ પ્રેમ હોતો નથી તેઓના હૃદયમાં અધ્યાત્મજ્ઞાનની સ્થિરતા થતી નથી. મહારાજા—શહેનશાહને પોતાના ઘેર બોલાવવા હોય છે તો ઘરને કેવું સુશોભીત કરવું પડે છે અને તેઓને પોતાના પ્રેમની કેટલી બધી ખાત્રી આપવી પડે છે? તે પ્રમાણે અધ્યાત્મજ્ઞાનને હૃદયમાં સ્થિર કરવા માટે, મનમાં અત્યન્ત શુદ્ધ પ્રેમ અને શ્રદ્ધાને ધારવી પડે છે. શુષ્ક અધ્યાત્મીઓના હૃદયમાં ખરૂં અધ્યાત્મજ્ઞાન પ્રગટતું નથી; વાચિક અધ્યાત્મજ્ઞાનવડે કંઈ પોતાની ઉન્નતિ થતી નથી. વસ્તુતઃ અધ્યાત્મજ્ઞાન જ્યારે હૃદયમાં પરિણમે છે ત્યારે—તેવું પારિણામિક અધ્યાત્મજ્ઞાન—ખરેખર આત્માની શુદ્ધતા પ્રકટાવવાને સમર્થ બને છે. અધ્યાત્મજ્ઞાન ખરેખર પોતાના ગુરૂની ગરજ સારે છે. ગુરૂ જેમ શિષ્યને અનેક શિક્ષાઓ આપીને ઠેકાણે લાવે છે અને શિષ્યને ગુણોની મૂર્તિરૂપ બનાવે છે, તેમ અધ્યાત્મજ્ઞાન પણ આત્માને અનેક પ્રકારની શિખામણો આપીને આત્માને સ્વસ્વભાવરૂપ નિજઘરમાં લાવે છે અને ક્ષયોપશમાદિ ભાવના અનેક ગુણોનું ધામભૂત આત્માને બનાવીને, સાદિ અનન્તમા ભાગે સહજસુખનો વિલાસી કરે છે. ગુરૂ જેમ પોતાના શિષ્યના શ્રેયમાં સદાકાલ પ્રયત્ન કર્યા કરે છે, તેમ અધ્યાત્મજ્ઞાન પણ અન્તરાત્માની ઉન્નતિ માટે પ્રયત્ન કર્યા કરે છે. જેમ ગુરૂ શિષ્યને પોતાના ઉપદેશવડે અનેક શિખામણો આપીને વિનયવંત કરે છે, તેમ અધ્યાત્મજ્ઞાન પણ જગતના જીવોને અનેક શિખામણો આપીને અહંકારદોષને ટાળી વિનયવંત બનાવે છે. અધ્યાત્મજ્ઞાન અને [illegible] આવતા નથી. મુનિવરો અધ્યાત્મજ્ઞાનવડે અહંકારને ટાળીને [illegible] કરી વિનયનો પાઠ આખી દુનિયાને પઢાવે છે. અધ્યાત્મજ્ઞાનથી ક્ષમાદિ ગુણોની જો પ્રાપ્તિ ન થાય તો સમજવું કે, હજી હૃદયમાં અધ્યાત્મજ્ઞાન પરિણમ્યું નથી. અધ્યાત્મજ્ઞાન ખરેખર [illegible] છે. [illegible]માં રહેલી ઋદ્ધિનું દર્શન કરાવનાર અધ્યા-[illegible] સૂર્યના પ્રકાશવડે અન્તરાત્મારૂપ કમલ [illegible] છે અને તે [illegible]રૂપ જલથી નિર્લેપ રહે છે.

અધ્યાત્મજ્ઞાનરૂપ સૂર્યનાં કિરણોવડે અજ્ઞાનરૂપ અંધકારનો નાશ થાય છે. અધ્યાત્મજ્ઞાનરૂપ સૂર્યના પ્રકાશથી મનુષ્યો સર્વ વસ્તુઓનો વિવેક કરી શકે છે. અધ્યાત્મજ્ઞાનરૂપ સૂર્યની આગળ દુનિયાના પદાર્થોનું જ્ઞાન તે ચકચકતા તારાઓના સમાન શોભે છે. અધ્યાત્મજ્ઞાનરૂપ સૂર્યના પ્રકાશથી આત્માના સર્વ ગુણોનું દર્શન થાય છે.

ઉપમાઓ. ઉપમેય અધ્યાત્મજ્ઞાન.

અધ્યાત્મજ્ઞાન ખરેખર આ જગત્‌માં ચંદ્રની ઉપમાને ધારણ કરે છે. અધ્યાત્મજ્ઞાનરૂપ ચન્દ્રની શીતલતાથી મનુષ્યો આન્તરિક શાન્તિ ધારણ કરવાને માટે શક્તિમાન્ થાય છે. અધ્યાત્મજ્ઞાનરૂપ ચન્દ્રથી અનુભવરૂપ અમૃત ઝરે છે, તેનું ઉત્તમ યોગીઓ પાન કરે છે. અધ્યાત્મજ્ઞાનરૂપ ચન્દ્રના પૂર્ણ ઉદયથી સમતારૂપ સાગરની વેલ વધે છે અને તેથી જગત્‌માં આનન્દ મહોત્સવ થાય છે. અધ્યાત્મજ્ઞાનરૂપ ચન્દ્રનો પ્રકાશ જગત્‌માં પ્રસરતાં ખરેખર જગત્‌માં અપૂર્વ શાન્તિનો વાયુ વાય છે. અધ્યાત્મજ્ઞાન ખરેખર સાગરની ઉપમા ધારણ કરે છે. સાગર જેમ અનેક નદીઓથી શોભે છે તેમ અધ્યાત્મજ્ઞાન પણ અનેક શુભ અધ્યવસાયોરૂપ નદીઓથી શોભે છે. સાગરની ગંભીરતા જેમ જગત્‌માં વખણાય છે, તેમ અધ્યાત્મજ્ઞાનની ગંભીરતા જગત્‌માં વખણાય છે. સાગરના કાંઠાને પામી મનુષ્યો જેમ વ્યાપાર કરી લક્ષાધિપતિ બને છે, તેમ અધ્યાત્મજ્ઞાનરૂપ સાગરના કાંઠાને પામીને મહાત્માઓ જ્ઞાન, દર્શન અને ચારિત્રનો વ્યાપાર કરી પરમાત્મપદરૂપ લક્ષ્મીના અધિપતિ બને છે. સાગરમાં અન્યલોકો વિષ્ણુ અને લક્ષ્મીનો વાસ માને છે, તેમ અધ્યાત્મસાગરમાં પરમાત્મારૂપ વિષ્ણુ અને કેવલજ્ઞાનરૂપ લક્ષ્મીનો વાસ છે. સાગરને વલોવતાં જેમ ચઉદ રત્નો નીકળે છે, તેમ અધ્યાત્મજ્ઞાનરૂપ સાગરને વલોવતાં આન્તરિક ગુણોરૂપ ચઉદ રત્નો નીકળે છે. સાગરનું દર્શન જેમ મંગલરૂપ મનાય છે, તેમ અધ્યાત્મસાગરનું દર્શન ખરેખર મંગલરૂપ મનાય છે. સાગર જેમ ભરતીવડે કચરાને બહાર કાઢી દે છે, તેમ અધ્યાત્મજ્ઞાનરૂપ સાગર પણ કર્મરૂપ કચરાને પોતાનાથી દૂર કરે છે. અધ્યાત્મજ્ઞાનરૂપ સાગરમાં મહાત્માઓ સદાકાલ ઝીલ્યા કરે છે. અધ્યાત્મજ્ઞાનરૂપ સાગરમાં અનેક રત્નો રહેલાં છે. અધ્યાત્મજ્ઞાનને પૃથ્વીની ઉપમા આપવામાં આવે છે. પૃથ્વી જેમ પોતાના ઉપર પડતા ખોટા-અશુભ પદાર્થોને સહન કરે છે, તેમ અધ્યાત્મજ્ઞાન પણ સર્વ પ્રકારના પરિષહો સહન કરવાને શક્તિમાન થાય છે. પૃથ્વીઉપર જેમ અનેક વનસ્પતિયો ઉગે છે તેમ આત્મામાં પણ અનેક સદ્‌ગુણો ખીલી ઉઠે છે. સર્વ મનુષ્યોનો આધાર પૃથ્વી છે તેમ સર્વ ગુણોનો આધાર ખરેખર અધ્યાત્મજ્ઞાન છે. અધ્યાત્મજ્ઞાનને મેરૂપર્વતની ઉપમા

આપી શકાય છે. મેરૂપર્વતનું ધૈર્ય પણ અધ્યાત્મજ્ઞાનની આગળ હીસાબમાં નથી. અધ્યાત્મજ્ઞાનથી મનુષ્યોમાં ધૈર્યશક્તિની ઉત્પત્તિ થાય છે અને તેથી તેઓ મોટાં મોટાં ધર્મકાર્યો કરવાને શક્તિમાન્ થાય છે. અધ્યાત્મજ્ઞાનથી આત્મશક્તિનો વિશ્વાસ આવે છે અને તેથી ધર્મનાં કાર્યોમાં જે જે વિઘ્નો આવે છે તેઓને મારી-હઠાવી દેવામાં આવે છે, અને તેથી કરેલા નિશ્ચયથી મન પાછું હઠતું નથી. હાથમાં લીધેલા કાર્યને કાયર મનુષ્યો વિઘ્નો આવે છતે તજી દે છે અને ઉત્તમ અધ્યાત્મજ્ઞાની મનુષ્યો તો, પ્રાણાંતે પણ હાથમાં લીધેલા કાર્યને ત્યજી દેતા નથી. પોતાની શક્તિમાં વિશ્વાસ ધારણ કરાવનાર અધ્યાત્મજ્ઞાન છે. મેરૂપર્વત જેમ પોતાના સ્વસ્થાનનો ત્યાગ કરતો નથી તેમ અધ્યાત્મજ્ઞાન પણ આત્માને તજી અન્યત્ર જતું નથી. કલ્પવૃક્ષની પેઠે અધ્યાત્મજ્ઞાન ખરેખર મનુષ્યોને વાંછિત ફલ અર્પે છે. કલ્પવૃક્ષ કરતાં અધ્યાત્મજ્ઞાનની મહત્તા કંઈ જુદાજ પ્રકારની છે. અધ્યાત્મજ્ઞાનથી નિત્ય સુખની પ્રાપ્તિ થાય છે; એવું લોકોત્તર પદ કદી કલ્પવૃક્ષ પણ આપવાને માટે શક્તિમાન્ થતું નથી. બહિર્ બાગો કરતાં અન્તર્માં રહેલ અધ્યાત્મજ્ઞાનરૂપ બાગની શોભા ઉત્તમ અને જુદા પ્રકારની છે. બાહ્યબાગમાં જેમ અનેક પ્રકારના વેલાઓ શોભી રહેલા હોય છે અને તેમાં પ્રવેશ કરનારને જેમ શીતલતા અને સુગંધનો લાભ મળે છે, તેમ અધ્યાત્મજ્ઞાનરૂપ બાગમાં સમતાની શીતલતા અને ધ્યાનની સુગંધ મહમહે છે; અધ્યાત્મબાગમાં પ્રવેશ કરનારને તેનો લાભ મળ્યાવિના રહેતો નથી. અધ્યાત્મજ્ઞાન ખરેખર મેઘના સમાન ભવ્ય મનુષ્યોના જીવનનો આધાર છે. મેઘથી આખી દુનિયા જીવે છે તેમ અધ્યાત્મજ્ઞાનથી ભવ્ય જીવો ભાવપ્રાણ ધારણ કરીને જીવી શકે છે. મેઘથી જેમ પૃથ્વીપર સર્વત્ર બીજો ઉગી નીકળે છે અને તેથી પૃથ્વી લીલીછમ જેવી દેખાય છે, તે પ્રમાણે અધ્યાત્મજ્ઞાનરૂપ મેઘથી અન્તરાત્મારૂપ પૃથ્વીમાં અનેક સદ્ગુણોનાં બીજો ઉગે છે અને તેથી અન્તરાત્મામાં સર્વત્ર ગુણોની શોભા વ્યાપી રહે છે. ભવ્યજીવોમાં સર્વ પ્રકારના ગુણોના અંકુરાઓને પ્રકટાવનાર ખરેખર અધ્યાત્મજ્ઞાન છે. જેમ મેઘવિના જગત્માં દુષ્કાલ પડે છે અને જ્યાં ત્યાં મારામારી પ્રસરે છે અને તેથી જગત્માં મરણ, ખેદ, શોક અને અશાન્તિનું જોર વધતું જણાય છે તે પ્રમાણે અધ્યાત્મજ્ઞાનરૂપ મેઘની ભવ્યજીવોપર વૃષ્ટિ થયાવિના મમત્વભાવરૂપ દુષ્કાલનું જોર વધે છે, અને રાગ-દ્વેષ-ઈર્ષ્યા-નિન્દા-કલેશ વગેરે ચોરોનું જોર વધે છે. ભાવપ્રાણને જીવાડનાર એવા 'અધ્યાત્મજ્ઞાનરૂપ મેઘવિના ભવ્યજીવોના ભાવપ્રાણ રહેતા નથી. દયા વગેરે ભોજ્ય પદાર્થોવિના દુનિયા શાંતિ

ભોગવી શકતી નથી અને તેનાવિના બાહ્ય અને અન્તર એ બે દશામાં પણ જગત્માં અશાન્તિ વ્યાપે છે. અધ્યાત્મજ્ઞાનરૂપ મેઘની સર્વ ભવ્યજીવો ઇચ્છા ધારણ કરે છે. જેઓને અશાન્તિમાં આનન્દની માન્યતા હોય છે તેઓ અધ્યાત્મજ્ઞાનરૂપ મેઘને ઇચ્છતા નથી. અધ્યાત્મજ્ઞાનરૂપ મેઘની વૃષ્ટિ ખરેખર પુષ્કરાવર્ત મેઘની વૃષ્ટિ કરતાં અનન્તગણી ઉત્તમ છે. અધ્યાત્મજ્ઞાનને નદીની ઉપમા આપવામાં આવે છે. અધ્યાત્મજ્ઞાનરૂપ નદીમાં મનુષ્યો સ્નાન કરે છે અને અસંખ્ય પ્રદેશરૂપ શરીરે નિર્મળ બને છે. અધ્યાત્મજ્ઞાનરૂપ નદીનો પ્રવાહ જગત્માં વહ્યા કરે છે અને તે અન્ય જીવોને સહાય આપે છે. નદીથી જેમ ખેતરોને પાણી મળે છે અને ખેતી પુષ્કળ પાકે છે, તેમ અધ્યાત્મજ્ઞાનરૂપ નદીના શુભ અધ્યવસાયરૂપ જલથી અનેક મનુષ્યોનાં હૃદયક્ષેત્ર પોષાય છે અને તેથી, મનુષ્યોના હૃદયક્ષેત્રમાં ધર્મની ખેતી પાકે છે. બાવનાચંદન કરતાં પણ અધ્યાત્મજ્ઞાનની અલૌકિક ઉત્તમતા છે. કડાઈમાં ઉષ્ણ કરેલા પાંચમણ તેલમાં બાવનાચંદનના રસનો છાંટો પાડવામાં આવે છે તો, ઉષ્ણ થએલું લાલચોળ તેલ પણ ઠંડું થઈ જાય છે; તેપ્રમાણે મનુષ્યોની હૃદયરૂપ કડાઈમાં આત્માની પરિણતિ ખરેખર ક્રોધરૂપ અગ્નિથી લાલચોળ બની જાય છે, પણ અધ્યાત્મજ્ઞાન ભાવનારૂપ બાવનાચંદનરસના છાંટાઓને તેમાં પાડવામાં આવે છે તો, આત્મામાં અત્યંત શાંતતા ઉત્પન્ન થાય છે. અધ્યાત્મજ્ઞાનરૂપ બાવના ચંદનને પામીને કુરગડુએ ક્રોધને જીતી કેવલજ્ઞાન પ્રગટાવ્યું હતું. ચંડરૂદ્રાચાર્યના શિષ્યે, અધ્યાત્મજ્ઞાનરૂપ બાવનાચંદનના રસવડે પોતાના હૃદયમાં શીતળતા ધારણ કરીને કેવલજ્ઞાનરૂપ લક્ષ્મીને ધારણ કરી હતી.

અધ્યાત્મામૃતરસ.

મનુષ્યો, અધ્યાત્મજ્ઞાનરૂપ અમૃતરસથી પોતાના આત્માને નવું જીવન અર્પે છે અને પોતાના આત્માને સદાકાલને માટે સુખી બનાવે છે. અધ્યાત્મજ્ઞાનરૂપ અમૃતરસનું પાન જેઓ કરતા નથી તેઓ વિષયરૂપ ઝેરનું પાન કરે છે અને પોતાની જીંદગીને દુઃખમય બનાવીને પરભવમાં પણ દુઃખના ભોક્તા બને છે. પંચેન્દ્રિય વિષયસુખ તો ખરેખર ઝેરસમાન છે; તેમાં સદાકાલ રક્ત થવાથી અનન્તકાલ પર્યન્ત દુઃખના ભોક્તા બનવું પડે છે. પંચેન્દ્રિય વિષયસુખ ભોગવવામાં અનેક જીવો સદાકાલ પ્રયત્ન કર્યા કરે છે; તેમાંથી મુક્ત કરાવનાર અમૃતરસ કરતાં અધિક અધ્યાત્મરસ છે. આત્મસુખની પ્રતીતિ કરાવીને આત્મામાં રમણતા કરાવનાર ઉત્તમમાં ઉત્તમ અધ્યાત્મરસ છે. વૃક્ષમાં વહેતો રસ જેમ

સંપૂર્ણ વૃક્ષને પોષે છે તેમ, અધ્યાત્મરસ પણ આત્માના સકલ ગુણોને પોષે છે અને આત્માની શુદ્ધિ કરીને તેને પરમાત્મરૂપ બનાવે છે. આત્માના ગુણોનો બાગ સિંચનાર અને તેને વિકસિત કરનાર અધ્યાત્મજલ છે. અધ્યાત્મરસમાં મારેલી અનુભવરૂપ માત્રાનું સેવન કરનાર મનુષ્યો, પોતાના આત્માને પુષ્ટ કરીને નવું ચૈતન્ય પ્રગટ કરે છે. વૃક્ષોની અનેક શાખાઓ અને પ્રશાખાઓ હોય છે. શાખાઓ અને પ્રશાખાઓના આકારો ભિન્ન ભિન્ન હોય છે, કિન્તુ તે શાખાઓ અને પ્રશાખાઓમાં વહેનાર રસ તો એકસરખો હોય છે; તે પ્રમાણે ભિન્ન ભિન્ન ગચ્છો, મતો, આચારો અને ધર્મની ભિન્ન ભિન્ન શાખાઓ અને પ્રશાખાઓને પોષનાર અધ્યાત્મરસ તો એકજ છે. મનુષ્યના મસ્તકપર તાપ તપતો હોય, ઉષ્ણ લુના વાયરાઓ ચારે તરફથી વાતા હોય, તૃષા લાગવાથી કંઠ સુકાઈ ગયો હોય, તૃષાથી જીવ આકુલવ્યાકુલ થતો હોય,—આંખો ઉંડી ગઈ હોય, પગમાં ચાલવાની શક્તિ મન્દ થતી હોય, એવામાં શીતલજલની વાવ મળે તો સર્વ પ્રકારની પીડા દૂર થઈ જાય અને શીતલજલથી તૃષાનું દુઃખ ટળે, તે પ્રમાણે મનુષ્યોને ચારે તરફથી અનેક પ્રકારની ઉપાધિયોના તાપ લાગતા હોય, તૃષ્ણાવડે અનેક પ્રકારનું દુઃખ અનુભવાતું હોય, આત્મબળની મન્દતા હોય, તેવા વખતે અધ્યાત્મરસનો અમૃતઘડો મળે તો ખરેખર સર્વ પ્રકારનું દુઃખ દૂર થયાવિના રહે નહિ. અધ્યાત્મરસમાં એવા પ્રકારની શક્તિ છે કે, તે પશ્ચાબાદ આત્મામાં નવું ચૈતન્ય પ્રગટાવીને આત્મામાં આનન્દનો આવિર્ભાવ કરે છે. જે મનુષ્યો અધ્યાત્મરસનું પાન કરે છે તેઓને અન્યરસોના સ્વાદો નિર્માલ્ય લાગે છે અને તેઓના મનમાં અધ્યાત્મરસ ચાખવાનીજ ભાવના વર્ત્યા કરે છે. એકવાર જેણે અમૃતરસનો લેશ પીધો તેને બાકસબુકસ ભોજન ગમે નહિ, તદ્વત્ એકવાર અધ્યાત્મરસનું પાન કરવાથી પશ્ચાત્ અન્યરસો ઉપર રૂચિ પ્રગટતી નથી,-તેજ અધ્યાત્મરસની મહત્તા અવબોધવી. અધ્યાત્મજ્ઞાનનું શિરછત્ર જેના મસ્તકપર સદાકાલ હોય છે, તેજ આનન્દરસનો ભોગી અને ત્રણ ભુવનમાં એક સત્તાધારી જાણવો. અધ્યાત્મજ્ઞાનની સત્તાવડે જેઓ પાંચ ઇન્દ્રિયો ઉપર અમલ ચલાવે છે તેજ ખરા રાજ્યકર્ત્તા જાણવા. અધ્યાત્મજ્ઞાનરૂપ સૂર્યનાં કિરણોવડે જેના હૃદયમાં પ્રકાશ થાય છે તે મનુષ્ય, દુર્ગુણોને જીતવા સમર્થ બને છે. એક કવિ કહે છે કે "સ્થૂલ સામ્રાજ્ય કરતાં સૂક્ષ્મ અધ્યાત્મસામ્રાજ્યની લીલા જુદાજ પ્રકારની છે." અધ્યાત્મજ્ઞાનની સૃષ્ટિની રમણીયતાને અવલોક્યાવિના મનુષ્યની જીંદગી નકામી છે. એક કવિ કહે છે કે, "તમો

અધ્યાત્મમાં ઉંડા ઉતરો. તમારા મનમાં રહેલી શંકાઓ પોતાની મેળે નષ્ટ થઈ જશે." એક કવિ કહે છે કે, "અધ્યાત્મમાં એવો જુસ્સો વહે છે કે તે જુસ્સામાં ચઢેલો આત્મા આખા જગત્‌ની શહેનશાહીનો પોતે ઉપરી બનીને અપૂર્વ આનન્દરસની ખુમારીમાં લ્હેર મારે છે." એક કવિ કહે છે કે, "દુનિયાના અનેક ધર્મપન્થોમાંથી સત્યરસને ખેંચનાર અધ્યાત્મજ્ઞાન છે." એક મહાત્મા કથે છે કે, "મોક્ષમાર્ગની ખરી નિસ્સરણી અધ્યાત્મજ્ઞાન છે." અધ્યાત્મજ્ઞાનનો માર્ગ પ્રાપ્ત થવો એ કંઈ સામાન્ય કાર્ય નથી. અધ્યાત્મજ્ઞાનના માર્ગપર ટકી રહેવું તેમજ અધ્યાત્મજ્ઞાનનો સ્વાદ લેવો એ કાંઈ સામાન્ય વાત નથી. આખા જગત્‌માં સૂર્યની પેઠે સર્વને પ્રકાશ આપવાની ઇચ્છા થતી હોય તો, અધ્યાત્મજ્ઞાનના માર્ગપર આવો. અધ્યાત્મજ્ઞાન ખરેખર તમારા હૃદયમાં રહેલા અનેક દોષો ટાળવામાટે વૈદ્યની ગરજ પુરી પાડશે.

અધ્યાત્મરસમાં રસીલા બનેલા મનુષ્યોએ પોતાનો અધિકાર પુનઃ પુનઃ નિરીક્ષવો જોઈએ અને અધિકારપરત્વે યોગ્ય અનુષ્ઠાનો આદરવામાં ખામી ન રાખવી જોઇએ. મનુષ્યોના હૃદયને સ્વચ્છ બનાવનાર અધ્યાત્મરસ છે. ચારે તરફ અગ્નિ બળતો હોય અને વચ્ચમાં કોઈ ઉભો રહીને શીતલતા અનુભવતો હોય! તો તે અધ્યાત્મજ્ઞાની છે. મનરૂપ માંકડાને વશ રાખવા માટે શાસ્ત્રોમાં અનેક પ્રકારના ઉપાયો વર્ણવ્યા છે, પણ તે સર્વમાં અધ્યાત્મસમાન અન્ય કોઈ ઉપાય નથી. અધ્યાત્મજ્ઞાનરૂપ ભાંગને પીને જેઓ અલમસ્ત બને છે, તેઓ જગત્‌માં કોઈની સ્પૃહા રાખતા નથી. અધ્યાત્મભાંગને પીનારાઓ (બાહ્યદૃષ્ટિઓની અપેક્ષાએ ઉલટી આંખે દેખનારા અધ્યાત્મજ્ઞાનીઓ) પરમાત્માનું દર્શન કરીને અખંડાનન્દમાં મસ્ત રહે છે. જ્યાં અન્તરથી આત્મધર્મની ઉપયોગ ધારા વહેતી હોય, ત્યાં આનન્દનું શું પૂછવું? વિવેકી મનુષ્યો છેલ્લામાં છેલ્લી આનન્દમય અધ્યાત્મજ્ઞાનની શોધ કરીને તૃપ્ત બને છે. મનુષ્યોની જેમ જેમ સૂક્ષ્મ દૃષ્ટિ થતી જાય છે, તેમ તેમ તેઓ આત્મતત્ત્વના જ્ઞાનમાં ઠેઠ ઉંડા ઉતરતા જાય છે અને અન્તરનો પરમાનન્દરસ આસ્વાદે છે. જે મનુષ્યોની ઉત્તમોત્તમ અધ્યાત્મદૃષ્ટિ ખીલતી જાય છે તેઓની દૃષ્ટિમાં, ઘણી શુદ્ધતા થવાથી તેઓ મનુષ્યોના સદ્‌ગુણોને શોધી શકે છે અને દોષોથી દૂર રહે છે, તેમજ અનાદિકાલથી અન્તરમાં પરિણામ પામેલી એવી દોષદૃષ્ટિને મૂળમાંથી ઉખેડી નાખે છે.

કોઈના મનમાં એવો વિચાર આવે કે, "આખી દુનિયામાં સદ્દગુણો ફેલાવવા અને દુર્ગુણોનો મૂળમાંથી નાશ કરવો." આવા વિચારવાળાને ભલામણ છે કે, તેણે ઉત્તમ અધ્યાત્મજ્ઞાનનો જગત્‌માં પ્રકાશ કરવો જોઇએ. અધ્યાત્મજ્ઞાનના નિક્ષેપાની અપેક્ષાએ ચાર ભેદ પડે છે. નામઅધ્યાત્મ, સ્થાપનાઅધ્યાત્મ, દ્રવ્યઅધ્યાત્મ અને ભાવઅધ્યાત્મ. એ ચારે નિક્ષેપાએ અધ્યાત્મતત્ત્વનું જ્ઞાન કરવું જોઈએ. નામ, સ્થાપના અને દ્રવ્ય એ ત્રણ નિક્ષેપા કારણ છે અને ભાવનિક્ષેપો કાર્ય છે. નામાદિ ત્રણ નિક્ષેપાએ જે અધ્યાત્મ કહેવાય છે તે ભાવઅધ્યાત્મના હેતુપણે પરિણમે છે. આદ્યના ત્રણ નિક્ષેપા વ્યવહારમાં ગણાય છે અને ભાવઅધ્યાત્મનો નિશ્ચયમાં સમાવેશ થાય છે. અધ્યાત્મના ગ્રન્થો વગેરેનો દ્રવ્યમાં સમાવેશ થાય છે; કારણ કે અધ્યાત્મના ગ્રંથો વાંચવાથી ભાવઅધ્યાત્મરસની પરિણતિ જાગ્રત્ થાય છે. જે જે કાર્યમાં જે જે કારણપણે પરિણમે છે તે દ્રવ્ય ગણાય છે, અને કારણોવડે જે જે અંશે કાર્યની પ્રગટતા થાય છે તે તે અંશે તે ભાવ ગણાય છે. જૈન શાસ્ત્રોમાં દરેક નિક્ષેપાની સાપેક્ષપણે ઉપયોગિતા દર્શાવી છે. વિશેષાવશ્યકમાં ચાર નિક્ષેપાની ઉપયોગિતા સંબન્ધી ઘણું વિવેચન કરવામાં આવ્યું છે. દરેક નિક્ષેપાનું સ્વરૂપ ઉંડા ઉતરીને તપાસીએ છીએ તો, તેમાંથી કાંઈ જાણવાનું મળ્યાવિના રહેતું નથી. પ્રત્યેક નિક્ષેપાની ઉપયોગિતા સમજવી એ કંઈ સામાન્ય વાત ગણાય નહિ. દુનિયામાં નામ, સ્થાપના અને દ્રવ્ય અધ્યાત્મની- પોતપોતાના કાર્યની અપેક્ષાએ અનન્તગણી ઉપયોગિતા છે. નામ, સ્થાપના અને દ્રવ્ય નિક્ષેપાની ઉપયોગિતા સ્વીકાર્યાવિના છુટકો થતો નથી. નૈગમનય અને વ્યવહારનય, દ્રવ્યની ઉપયોગિતા જણાવે છે. દ્રવ્યનો અસ્વીકાર કરવામાં આવે તો, નૈગમ, સંગ્રહ અને વ્યવહારનયનો અપલાપ થાય, માટે સાપેક્ષ દૃષ્ટિથી ચારે નિક્ષેપાની ઉપયોગિતા સ્વીકારવા યોગ્ય છે. દ્રવ્યનિક્ષેપો જો ભાવને પ્રકટાવે તો તે ઉપયોગી જાણવો. શ્રીમદ્ આનન્દઘનજી ભાવઅધ્યાત્મની ઉપયોગિતા સંબન્ધી ભાર મૂકીને જણાવે છે કે, —" नाम अध्यातम, ठवण अध्यातम, द्रव्य अध्यातम छंडो रे; भाव अध्यातम निज गुण साधे, तो तेहशुं रढ मंडो रे—નામ, સ્થાપના, દ્રવ્ય એ ત્રણ નિક્ષેપાઓ ભાવનિક્ષેપાની સાધ્ય શૂન્યતાએ ત્યાગ કરવા લાયક છે. શુદ્ધ અધ્યાત્મજ્ઞાનિયો દ્રવ્યનિક્ષેપાના કારણની અપેક્ષાએ ઉપાસક છે, પણ જો તેઓ સદાચારો અને સદ્દવિચારોવડે આત્માને ઉત્તમ બનાવે તો ભાવઅધ્યાત્મના દ્વારમાં પ્રવેશ કરનારાઓ ગણી શકાય. આત્માના સદ્દગુણો પ્રકટાવવા એ ભાવ, અધ્યાત્મભાવ અવબોધવો.

ચાર નિક્ષેપાએ અધ્યાત્મજ્ઞાન.

શ્રીમદ્ આનન્દઘનજી ભાવઅધ્યાત્મની અત્યન્ત ઉપયોગિતા જણાવે છે તેમાં ઘણું રહસ્ય સમાયું છે. ભાવઅધ્યાત્મની ઉપયોગિતા સર્વથા માન્ય છે; તેનેજ સાધ્યબિન્દુ કલ્પીને જે જે અનુષ્ઠાનો કરવાનાં હોય તે કરવાં જોઇએ. આત્માના પરિણામની શુદ્ધિ એજ અધ્યાત્મ છે, એમ જણાવીને તેમણે ભાવઅધ્યાત્મતરફ મનુષ્યોની વૃત્તિ વાળવાને માટે, પોતાની રૂચિઅનુસાર શાસ્ત્રાધારે પ્રયત્ન કર્યો છે.

ભાવઅધ્યાત્મમાં પ્રવેશ કરવા માટે દ્રવ્યાદિ નિક્ષેપની જરૂર છે. અનેક ભવના અભ્યાસથી ભાવાધ્યાત્મતરફ ગમન કરી શકાય છે. આપણે અધ્યાત્મતરફ ગમન કરવાને માટે ઇચ્છા રાખીએ છીએ, પરન્તુ તે પહેલાં એક ઉપયોગી સૂચના એ લક્ષ્યમાં રાખવાની છે કે, મારો અધિકાર તે માટે થયો છે કે નહિ તેનો નિર્ણય કરવો, અને અધ્યાત્મમાર્ગ તરફ આવતાં જે જે સતક્રિયાઓ કરવાયોગ્ય હોય તેનો આદર કરવો. ઘર બાંધતાં પહેલાં જેમ પાયો મજબુત કરાય છે તેમ અધ્યાત્મતરફ વળતાં પહેલાં સદાચરણનો પાયો મજબુત કરવો. અધ્યાત્મજ્ઞાનથી મારા આત્માના ગુણો પ્રકટ થવાના છે એમ મનમાં દૃઢ નિશ્ચય કરવો, અને સતકાર્યોના વ્યવહારમાંથી પાછું ન ફરાય તે માટે પૂરતો ઉપયોગ રાખવો. અધ્યાત્મજ્ઞાનરૂપ આગબોટમાં બેસીને મોક્ષનગર તરફ પ્રયાણ કરવાની જરૂર છે.

અધ્યાત્મતરફ કોણ વળે છે?

જે મનુષ્યો સંસારમાં શું સત્ય છે તેની ખોળ કરે છે, તેઓ અધ્યાત્મતરફ આવે છે. જે મનુષ્યો પોતાના આત્માનો સહજ આનન્દ પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેઓ અધ્યાત્મતરફ વળે છે. જે મનુષ્યો સાંસારિક દુઃખોનો નાશ કરવા ઇચ્છે છે તેઓ અધ્યાત્મમાર્ગ તરફ વળે છે. જે મનુષ્યો વિષય વૃક્ષોની છાયાથી કંટાળી ગયા હોય છે તેઓ અધ્યાત્મમાર્ગ તરફ વળે છે. જેઓ જીન્દગીનો મુખ્ય હેતુ શોધે છે તેઓ અધ્યાત્મ તરફ વળે છે. જેઓની તત્ત્વબુદ્ધિ થઈ હોય છે તેઓ અધ્યાત્મમાર્ગ તરફ વળે છે. જેઓની સાધ્યલક્ષ્ય બુદ્ધિ થઈ હોય છે તેઓ અધ્યાત્મમાર્ગ તરફ વળે છે. જેઓની વૈરાગ્ય પરિણતિ થઈ હોય છે તેઓ અધ્યાત્મમાર્ગ તરફ વળે છે. જેઓને સ્થૂળ જડ પદાર્થોમાં સુખ જણાતું નથી તેઓ અધ્યાત્મમાર્ગ તરફ વળે છે. જેઓના હૃદયમાં અનુભવ દશા પ્રકટી હોય છે તેઓ અધ્યાત્મમાર્ગ તરફ વળે છે. જેઓને કર્મનું અને આત્માનું ભેદજ્ઞાનવડે સ્વરૂપ સમજાયું હોય છે તેઓ અધ્યાત્મમાર્ગ તરફ વળે છે. જેઓ ક્રોધ, માન, માયા, અને લોભનો નાશ

કરવા ઇચ્છે છે તેઓ અધ્યાત્મમાર્ગ તરફ વળે છે. જેઓ જગત્‌ના જીવોનું ભલું કરવા ઇચ્છે છે તેઓ અધ્યાત્મમાર્ગ તરફ વળે છે. જેઓ પંચ મહાવ્રતની આરાધના કરવા ઇચ્છે છે તેઓ અધ્યાત્મમાર્ગ તરફ વળે છે. જેઓ દયાનું તત્ત્વ ઇચ્છે છે તેઓ અધ્યાત્મમાર્ગ તરફ વળે છે. જેઓ જગત્‌ને નિર્દોષી બનાવવા ઇચ્છે છે તેઓ અધ્યાત્મ-માર્ગ તરફ વળે છે. જેઓ પોતાનું ખરૂં સ્વરૂપ અવબોધવા પ્રયત્ન કરે છે તેઓ અધ્યાત્મમાર્ગ તરફ વળે છે. જેઓ શાન્તિ ઇચ્છે છે તેઓ અધ્યાત્મમાર્ગ તરફ ગમન કરે છે. જેઓ સમાનભાવ પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેઓ અધ્યાત્મમાર્ગ તરફ વળે છે. જેઓ ધર્મનાં ગુપ્તતત્ત્વો જાણવા ઇચ્છે છે તેઓ અધ્યાત્મમાર્ગ તરફ વળે છે. જેઓ મોક્ષ પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેઓ અધ્યાત્મમાર્ગ તરફ વળે છે. જે મનુષ્યો અધ્યાત્મમાર્ગતરફ વળે છે તેઓ પોતાના આત્મસમાન અન્ય આત્માઓને માનતા હોવાથી, તેઓનાથી વસ્તુતઃ કોઈ જીવનું અશુભ થઇ શકતું નથી. જે મનુષ્યો અધ્યાત્મમાર્ગ તરફ વળે છે તેઓ કર્મનાં બીજકો, બાળે છે અને આત્મસૃષ્ટિમાં પ્રવેશ કરે છે. ‘ ભસવું અને આટો ફાકવો’ એ બે કાર્ય જેમ કૂતરાથી એકી વખતે થતાં નથી, તેમ રાગદ્વેષને વધારવો અને મુનિમાર્ગના ભાવચારિત્રરૂપ અધ્યાત્મ-માર્ગમાં સ્થિર રહેવું, એ બે કાર્ય એકી વખતે થઈ શકતાં નથી. ‘ અધ્યાત્મ અને મોહ’ એ બન્નેને મેળ આવતો નથી.

મારૂં સારૂં થાઓ, મારા આત્મામાં સુખ પ્રગટો; એવી ઇચ્છા-વાળા મનુષ્યોએ મનમાં થતી અશુભવાસનાઓના સામે થવું જોઈએ. મનમાં ઉત્પન્ન થનાર કષાયના પરિણામને જીતવો જોઈએ. મનુષ્યોએ હળવે હળવે મનને આત્મા તરફ વાળવું જોઈએ. ક્ષણે ક્ષણે મનમાં થનાર પરિણામ તરફ ઉપયોગ ધારવો જોઈએ. કર્મના શુભાશુભ વિપાકનું સ્વરૂપ અવબોધવાથી સહેજે આ સંસાર તરફ થતી મનની પ્રવૃત્તિ અટકે છે. અજ્ઞાનદશામાં બાહ્ય દુનિયાદારીની હીલચાલોમાં રસ પડે છે, પણ પશ્ચાત્ અધ્યાત્મદશામાં આન્તરિકગુણોની પ્રાપ્તિ માટે રસ પડે છે. આત્માના ગુણઉપર પ્રેમ પ્રકટવા માડ્યો એટલે મનુષ્યોએ સમજવું કે, હવે અમારી દશા બદલાઈ છે, અર્થાત્ અમો આત્માના માર્ગતરફ વળ્યા છીએ. જે વખતે પોતાના શુદ્ધસ્વરૂપ તરફ વળવામાં આવે છે તે વખતે આત્માની પરિણતિમાં ઘણો ફેર-ફાર થઈ જાય છે. સોયને દોરો પરોવવામાં આવ્યા બાદ સોય કચ-રામાં પડી જાય છે તોપણ તે જડે છે, તે પ્રમાણે અધ્યાત્મતત્ત્વનું સ્વરૂપ સ્પર્શ્યા પછી કદી કર્મનું જોર વધી જાય છે તોપણ પાછું મોક્ષ-

માર્ગ તરફ વળી શકાય છે અને પોતાના શુદ્ધધર્મની આરાધના કરી શકાય છે.

અધ્યાત્મજ્ઞાનવડે પ્રાપ્ત થનાર અધ્યાત્મબળની અદ્ભુત શક્તિ છે.

**અધ્યાત્મબળ.**

એકાંત વ્યવહાર વાદીઓના ઉપસર્ગરૂપ અગ્નિની વચ્ચો-વચ્ચ રહેનાર અધ્યાત્મજ્ઞાનરૂપ સુવર્ણ પોતાનો મૂળરંગ કદી બદલતું નથી. ગમે તેટલાં વાદળનાં આવરણોવડે આચ્છાદિત થએલ સૂર્ય જેમ પોતાના મૂળરૂપને બદલતો નથી, તેમ અનેક ઉપાધિયો આવ્યા છતાં અધ્યાત્મજ્ઞાન પોતાનું સ્વરૂપ બદલતું નથી. અધ્યાત્મબળની તુલના કરનાર જગત્‌માં અન્ય કોઈ જડ પદાર્થ નથી. અધ્યાત્મજ્ઞાનવડે અધ્યાત્મબળ પ્રાપ્ત કરી શકાય છે. અધ્યાત્મજ્ઞાનમાં એટલું બધું જોર રહ્યું છે કે, તે કર્મના હુમલાથી આત્માનું સંરક્ષણ કરે છે અને આત્માના ગુણોનો પ્રકાશ કરવા સમર્થ થાય છે. આત્માને સંવરના ઘરમાં લાવનાર ખરેખર અધ્યાત્મજ્ઞાન છે. આત્માને પંચસમિતિવડે યુક્ત કરનાર અધ્યાત્મજ્ઞાન છે. ત્રણગુપ્તિના સન્મુખ આત્માને કરવો હોય તો અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી જોઈએ. આ જગત્‌માં અહંકારદોષના તાબે, ઘણા જીવો થઈ જાય છે. અહંકારરૂપ પર્વતનો નાશ કરવાને દંભોલીસમાન ખરેખર અધ્યાત્મજ્ઞાન છે. આત્મરૂપ આકાશમાં સૂર્યનીપેઠે પ્રકાશ કરનાર ઉત્તરોત્તર અધ્યાત્મજ્ઞાન છે. આત્મામાં ઉંડા ઉતરવાને માટે જગત્‌માં કોઈ ઉત્તમ સાધન હોય તો ખરેખર અધ્યાત્મજ્ઞાન જ છે. ક્ષમાદિ દશ પ્રકારના ધર્મની ઉત્પત્તિ કરાવવાને માટે અધ્યાત્મજ્ઞાન સમર્થ છે. મરણના સમયે આત્માને પોતાના ઉપયોગમાં ઝીલાવનાર કોઈ ઉત્તમ જ્ઞાન હોય તો તે અધ્યાત્મજ્ઞાન છે. આ દુનિયાદારીનાં સર્વ દુઃખો ભૂલી જવાને કોઈ ઉત્તમમાં ઉત્તમ દવા હોય તો ખરેખર તે અધ્યાત્મજ્ઞાનજ છે. શરીરને પુષ્ટિ આપનાર જેમ દૂધ છે, તેમ આત્માની પુષ્ટિ કરનાર ખરેખર અધ્યાત્મજ્ઞાન છે. પાણીવિના જેમ કોઈપણ પ્રકારનું ભોજન બની શકતું નથી તેમ અધ્યાત્મજ્ઞાનવિના કોઈપણ ધાર્મિક પ્રવૃત્તિ થઈ શકતી નથી. આત્માને આત્મપણે અમર કરનાર, કોઈ રસ ગણાતો હોય તો તે અધ્યાત્મરસ છે. આત્માને અલમસ્ત કરવા કોઈ ઉત્તમ પાક હોય તો અધ્યાત્મપાકજ છે. જે મનુષ્યો અધ્યાત્મજ્ઞાનથી હીન હોય છે તેઓ આરોપવડે આરોપિત ધર્મને ખરા ધર્મ તરીકે સ્વીકારે છે અને પોતાના આત્માનો મૂળધર્મ વિસરી જાય છે. જે મનુષ્યો અધ્યાત્મભાવથી હીન હોય છે તેઓ ઔદયિકભાવનાં કાર્યોમાં ધર્મની બુદ્ધિ ધારણ કરે છે. લાકડાની પૂતળીને કોઈ ગાંડો બનેલો મનુષ્ય, ખરી સ્ત્રી માની લે છે, તેમ

અજ્ઞાની જીવ ખરેખર અધર્મને પણ ધર્મ તરીકે સ્વીકારે છે અને આત્માના ગુણોથી દૂર રહે છે. જેમ કોઈ સ્ત્રી પોતાની કેડે છોકરૂં હોય અને આખા ગામમાં છોકરાના નામની બૂમો પાડીને શોધવા નીકળે! તેની પેઠે અધ્યાત્મદૃષ્ટિથી હીન મનુષ્યો, જ્યાં ધર્મ નથી ત્યાં ધર્મના નામની બૂમો પાડીને ધર્મ શોધવા નીકળે છે. "अज्ञानी पशु आतमा" અજ્ઞાની આત્મા પશુસમાન છે. અધ્યાત્મજ્ઞાનવિના ધર્મ ક્યાં રહ્યો છે? ધર્મ કેવા પ્રકારનો હોય છે? ઇત્યાદિ અવબોધી શકાતું નથી. અધ્યાત્મજ્ઞાનની અરૂચિવાળા જીવો ભલે અધ્યાત્મજ્ઞાનને ધિક્કારો! પણ જેમ સૂર્યની અરૂચિવાળા ઘુવડો સૂર્યના સન્મુખ ન જોઈ શકે, તેથી કંઈ સૂર્યનો મહિમા ન્યૂન થતો નથી; તેમ અજ્ઞાની જીવોના કોલાહલથી અધ્યાત્મજ્ઞાનનો મહિમા હણાતો નથી. આખી દુનિયાના ધર્મોનું મૂળ તપાસીએ તો અધ્યાત્મજ્ઞાનમાંજ સમાઈ ગયેલું દેખાશે. જે ધર્મમાં અધ્યાત્મવિદ્યા નથી તે ધર્મનાં ઉંડાં મૂળીયાં જતાં નથી અને તેથી અધ્યાત્મવિદ્યાવિનાનો ધર્મ કોઈપણ ભારે આંચકો લાગતાં મૂળમાંથી ઉખડી જાય છે. સાક્ષરોની આગળ અધ્યાત્મજ્ઞાનવિના કોઈ ધર્મ, પરીક્ષામાં ટકી શકતો નથી. અધ્યાત્મજ્ઞાનવિના કોઈ ધર્મ વિદ્વાનોના હૃદયમાં ઉંડી અસર કરી શકતો નથી. સર્વ દુનિયાની વસ્તુ ઉપરથી મમતા ત્યજાવનાર ખરેખર અધ્યાત્મજ્ઞાન છે. મોહરૂપ સર્પનું ઝેર ખરેખર સર્વ જીવોને ચડયું છે; તે ઝેરનો નાશ કરનાર જાંગુલી મંત્રસમાન અધ્યાત્મજ્ઞાન છે. જે મનુષ્યોની સ્થૂલ બુદ્ધિ છે અને જેઓની સૂક્ષ્મ તત્ત્વોમાં બુદ્ધિ પ્રવેશતી નથી એવા મૂર્ખ મનુષ્યો, અધ્યાત્મજ્ઞાનના અધિકારી બની શકતા નથી. પાર્લામેન્ટના પ્રધાન બનવું તે કામ જેવું મુશ્કેલ છે તેવું અધ્યાત્મજ્ઞાનના અધિકારી બનવાનું કાર્ય મુશ્કેલ છે. આત્માના સહજસુખનો સ્વાદ લેવો હોય તો અધ્યાત્મજ્ઞાનના અધિકારી બનવું જોઈએ. જે લોકો અધ્યાત્મજ્ઞાનથી શૂન્ય હોય છે તેઓનાં વર્તન તપાસવામાં આવે તો ચાર્વાકોની પેઠે, ઐહિકસુખ માટે તેઓની સર્વ પ્રવૃત્તિ અવબોધાશે. અધ્યાત્મજ્ઞાનરૂપ સૂર્યની આગળ તારાસમાન અન્ય જ્ઞાન ફીકું પડી જાય છે. જે વખતે અધ્યાત્મજ્ઞાનનો પ્રકાશ થાય છે તે વખતે અન્ય પદાર્થોનું જ્ઞાન કંઈ હીસાબમાં ગણાતું નથી. આવું ઉત્તમ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવું એ સદ્ગુરૂની પૂર્ણ કૃપાવિના બની શકે નહીં. હરિણ જેમ સિંહથી ભય પામે છે તેમ બાલજીવો વિષયોના વશમાં હોવાથી હરિણ જેવા બની ગયા હોય છે અને તેથી તેઓ અધ્યાત્મજ્ઞાનરૂપ સિંહથી બીવે છે. કોઈ બાલકને તેના ઉપરીઓ ઓ હાઉ આવ્યું! એમ કહીને નાહક બીવરાવે છે, તેમ બાલ-

જીવોને એકાંતવાદીઓ અધ્યાત્મજ્ઞાનને હાઉ કહીને બીવરાવે છે; તેથી તે બાલજીવો અધ્યાત્મજ્ઞાનની રૂચિ ધારણ કરી શકતા નથી અને તેથી તેઓ પરભવમાં પણ અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ કરી શકતા નથી. અધ્યાત્મજ્ઞાનરૂપ અમૃતમાં ઝેરની બુદ્ધિ કરાવનાર એકાંતવાદીઓ પોતે સુખ પામતા નથી અને અન્યોને અન્તરાય કરીને આઠમા અન્તરાય કર્મનો બન્ધ કરે છે અને તેથી તેઓ સંસારચક્રમાં વારંવાર પરિભ્રમણ કરે છે. અધ્યાત્મિકશક્તિ ખીલવવાને માટે અધ્યાત્મજ્ઞાનની આવશ્યકતા છે; એમ શાસ્ત્રકારો પોકારી પોકારીને કહે છે. અધ્યાત્મજ્ઞાન ખીલવવાને માટે આત્માર્થી પુરૂષો પ્રયત્ન કરે છે અને તેઓ કોઈપણ મનુષ્યની રૂચિનો નાશ કરતા નથી. અધ્યાત્મજ્ઞાન એ આત્માના સદ્ગુણોના ઉદ્યાનને ખીલવવા માટે પુષ્કરાવર્ત મેઘસમાન છે. કેટલાક મનુષ્યો એમ કથે છે કે, અધ્યાત્મશાસ્ત્રો અથવા અધ્યાત્મજ્ઞાનથી લોકોની ક્રિયા ઉપરથી શ્રદ્ધા ઉઠી જાય છે, માટે અધ્યાત્મશાસ્ત્ર વાંચવાની તથા અધ્યાત્મજ્ઞાન કરવાની મનાઈ કરવામાં આવે છે. આના ઉત્તરમાં કહેવાનું કે અધ્યાત્મશાસ્ત્રોથી વા અધ્યાત્મજ્ઞાનથી ધર્મની વા ધર્મક્રિયાની શ્રદ્ધા કદી ટળી જતી નથી. અધ્યાત્મજ્ઞાનથી આશ્રવક્રિયા કરવાનું મન થતું નથી, પણ સંવરની ક્રિયામાં તો અધ્યાત્મની જરૂર પડે છે જ, અને તેમાટે વીશસ્થાનકની પૂજામાં, શ્રીમદ્ વિજયલક્ષ્મીસૂરિ કથે છે કે—' अध्यातम वण जे क्रिया ते तो बालकचाल, तत्त्वारथथी प्रीछजो नमो नमो क्रिया विशाल.

અધ્યાત્મજ્ઞાનથી વિધિપૂર્વક સંવરની ક્રિયાઓ કરવામાં રૂચિ થાય છે અને તે પ્રમાણે પ્રવૃત્તિ થાય છે. સાકર ખાવાથી કોઈનું મૃત્યુ થતું નથી પણ રાસભનું મરણ થાય છે, તેમાં રાસભનો દોષ છે, કિન્તુ કંઈ સાકરનો દોષ નથી. શ્રીમદ્ વીરપ્રભુ છદ્મસ્થાવસ્થામાં અધ્યાત્મજ્ઞાની હતા, તેથી તેઓ દીક્ષા લીધાબાદ સંવરની ક્રિયામાં તત્પર થયા હતા. અધ્યાત્મજ્ઞાનના ઉપર બુરા થવાનો આરોપ કોઈ તરફથી મૂકવામાં આવે તો તે યોગ્ય નથી. કેટલાક કથે છે કે, અધ્યાત્મજ્ઞાન તો તેરમા ગુણઠાણે હોય છે; આમ જેઓ કહે છે તેઓ જો શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાયકૃત અધ્યાત્મસાર ગ્રન્થ વાંચે તો તેમની ભુલ ટળી જાય. ચોથા ગુણસ્થાનકમાં અધ્યાત્મજ્ઞાન છે તો તેથી ઉપરના ગુણસ્થાનકોમાં તો અધ્યાત્મજ્ઞાન હોય, એમ પૂર્વે પ્રતિપાદ્યું છે એમાં કંઈ આશ્ચર્ય નથી. શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાય જેવા મહાજ્ઞાની પુરૂષના વચનને જેઓ માને નહીં અને તેમની સાક્ષી આપવામાં આવે તો તે પ્રમાણે કરે નહિ, તેવા બાલજીવો અધ્યાત્મનું સ્વરૂપ સમજ્યાવિના અધ્યાત્મનામથી ભડકીને આડા માર્ગે ગમન કરે છે, એમ સમજવું. આગમોના આધારે જે ભવ્યજીવો

અધ્યાત્મજ્ઞાનનું સ્વરૂપ અવબોધે છે તેઓ આગમના આરાધક જાણવા. આ કાલમાં આગમોના આધારે અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ શકે છે.

અધ્યાત્મજ્ઞાનથી કુપન્થ કાઢી શકાતો નથી.

કેટલાક મનુષ્યો, પોતાની જૈનધર્મસંબંધી સૂક્ષ્મબુદ્ધિના અભાવે કહે છે કે "અધ્યાત્મજ્ઞાન થવાથી કુપન્થ કાઢી શકાય છે" આમ જેઓ કથે છે તેઓ અધ્યાત્મજ્ઞાનનું સ્વરૂપ સમજ્યાવિના સર્વ ક્રિયાના આધારભૂત એવા અધ્યાત્મજ્ઞાનને કલંક દેનાર જાણવા; કારણ કે અધ્યાત્મજ્ઞાનથી કુપન્થ કાઢવાની બુદ્ધિ થાય છે એવું જૈનશાસ્ત્રોમાં કોઈ ઠેકાણે કથ્યું નથી. તેમ છતાં જેઓ 'ઉપર પ્રમાણે' કુપન્થ કાઢવાનો આરોપ ખરેખર અધ્યાત્મજ્ઞાન ઉપર મૂકે છે તેઓ જૈનાગમોથી વિરૂદ્ધ ભાષણ કરનારા અવબોધવા. એટલું તો કહી શકાય કે એકાન્તે જેઓ વ્યવહારવાદી હોય વા એકાન્તે જેઓ અધ્યાત્મવાદી હોય તેઓ એકાંતવાદરૂપ કુપંથના સેવનારા છે; પણ તેથી એમ ન સમજવું કે અનેકાન્તગર્ભિત એવા અધ્યાત્મજ્ઞાન વા વ્યવહારમાં પન્થ કાઢવાનું દૂષણ ઉત્પન્ન થાય છે. કેટલાક મનુષ્યો કથે છે કે, જેને અધ્યાત્મજ્ઞાન ઉત્પન્ન થયું હોય તેના આચારો તો ઉત્તમજ હોય અને તે વ્રતધારી હોય ! આમ કથનારને ઉત્તરમાં જણાવવું પડશે કે, જેઓ એકાંતે અધ્યાત્મજ્ઞાનનો એવો અર્થ કરે છે તેઓ, ગુણસ્થાનકના સ્વરૂપને જાણનારા નથી. જૈનશાસ્ત્રોમાં કથ્યું છે કે "પહેલું જ્ઞાન ઉત્પન્ન થાય છે અને પશ્ચાત્ શુભ આચારરૂપ ચારિત્ર ઉત્પન્ન થાય છે." ચોથા ગુણસ્થાનકમાં અધ્યાત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે, પણ પચ્ચખાણ કરવાં, વ્રતો આદરવાં, ઇત્યાદિ ચારિત્રના આચારો ઉત્પન્ન થતા નથી. પાંચ અનુત્તર વિમાનના દેવતાઓને સમ્યગ્જ્ઞાનરૂપ અધ્યાત્મજ્ઞાન હોય છે, પણ તેઓને વ્રત પચ્ચખાણરૂપ ચારિત્રના આચારો નથી. "અધ્યાત્મજ્ઞાન અને શુભાચારરૂપ ચારિત્ર બે સાથે હોય તો દૂધમાં સાકર ભળ્યા જેવું સમજવું" અધ્યાત્મજ્ઞાન છતાં વ્રત પચ્ચખાણરૂપ ચારિત્ર ન હોય તો ત્યાં કર્મનો દોષ છે, પણ અધ્યાત્મજ્ઞાનનો દોષ નથી.

જૈનતત્ત્વનો અભ્યાસી, કોઈ મનુષ્ય દુરાચરણી હોય ! તેમાં જૈનતત્ત્વજ્ઞાનાભ્યાસનો કંઈ દોષ નથી, તેમ કોઈ અધ્યાત્મજ્ઞાની વ્રત પચ્ચખાણ આદિથી રહિત હોય ! તેમાં અધ્યાત્મજ્ઞાનનો દોષ ગણાય નહિ, પણ કર્મનો દોષ ગણાય. દીવો હાથમાં હોય અને કૂવામાં કોઈ રીસથી પડે તેમાં દીપકનો દોષ ગણાય નહિ, પણ રીસરૂપ પ્રમાદનો દોષ ગણાય; તદ્વત્ કોઈ અધ્યાત્મજ્ઞાની ચારિત્રના આચારોથી વિમુખ હોય

તો તેમાં પ્રત્યાખ્યાનાવરણીય કર્મ આદિ કષાય પ્રમાદોનો દોષ જાણવો. કોઈ મનુષ્ય એમ કથે છે કે, "સ્ત્રીને વિદ્યા ભણાવીએ તો સ્ત્રી વ્યભિચારિણી થઈ જાય" એમ કહેનારના વચનમાં જેમ અજ્ઞાનરૂપ દોષ છે, તેમ અધ્યાત્મજ્ઞાન ભણવાથી ચારિત્રાચાર શૂન્ય મનુષ્યો થઈ જાય છે એમ કહેનારના વચનમાં પણ અજ્ઞાનતારૂપ દોષ અવબોધવો. કેટલાક એકાન્ત વ્યવહારવાદીઓ બાળજીવોને કહે છે કે, ભાઈઓ! બ્હેનો! અધ્યાત્મજ્ઞાનથી તો પ્રતિક્રમણની શ્રદ્ધા ઉઠી જાય છે. અધ્યાત્મજ્ઞાનિયો પ્રતિક્રમણ કરતા નથી માટે અમારા કહેવામાં શ્રદ્ધા ધારણ કરો અને અધ્યાત્મજ્ઞાનના વાયરે પણ ન જાઓ; આ પ્રમાણે જે બાળજીવો બોલે છે તેઓને અધ્યાત્મશાસ્ત્રોનું જ્ઞાન હોતું નથી.

હે ભવ્યજીવો! અધ્યાત્મજ્ઞાન એમ કદી નથી કહેતું કે, તમે પ્રતિક્રમણ ન કરો, પણ ઉલટું અધ્યાત્મજ્ઞાન તો પ્રતિક્રમણના અધ્યવસાયને ઉત્પન્ન કરાવે છે. ખરૂં પ્રતિક્રમણ કર્યાવિના કોઈ જીવ મોક્ષે ગયો નથી અને ભવિષ્યમાં કોઈ જનાર નથી; એમ અધ્યાત્મજ્ઞાન ફરમાવે છે. અધ્યાત્મજ્ઞાનથી ખરૂં પ્રતિક્રમણ કરી શકાય છે અને આશ્રવના હેતુઓને રોકી શકાય છે. દ્રવ્યપ્રતિક્રમણની ક્રિયામાં ખરેખર ભાવરસ રેડીને દ્રવ્યપ્રતિક્રમણને પણ ભાવપ્રતિક્રમણ તરીકે બનાવનાર ખરેખર અધ્યાત્મજ્ઞાન છે.

ખરૂં પ્રતિક્રમણ અધ્યાત્મજ્ઞાનવડેજ થાય છે.

ખરા અધ્યાત્મજ્ઞાનિયો, વાસ્તવિક પ્રતિક્રમણ પૂજા, વગેરેનો નિષેધ કરતા નથી. કેટલાક એકાન્ત નિરક્ષર વ્યવહારવાદીઓ કથે છે કે, અધ્યાત્મજ્ઞાનીયો આત્માને પરમાત્મા માને છે તે ખોટું છે.—આત્માને પરમાત્મા માની શકાય કે? આ પ્રમાણે વદનાર એકાન્ત નિરક્ષર વ્યવહારવાદિયો જો આગમો તરફ લક્ષ આપે તો સંગ્રહનયસત્તાની અપેક્ષાએ આત્માને પરમાત્મા માની શકે. અપેક્ષાએ આત્માને સત્તાએ પરમાત્મા કથવામાં આવે તો અનેકાન્ત શૈલીએ કોઈ જાતનો વિરોધ આવતો નથી. આત્માજ સકલ કર્મનો ક્ષય કરીને પરમાત્મા થાય છે. આત્મા જો સત્તાએ પરમાત્મા ન હોય તો વ્યક્તિથી પણ પરમાત્મા થાય નહિ. એટલું તો કહેવું પડે છે કે, જે લોકો આત્મા પરમાત્મા છે એમ એકાન્તે સંગ્રહનયનો સ્વીકાર કરીને અન્ય નયોની માન્યતાને ઉત્થાપતા હોય તો તે મિથ્યાત્વીઓ છે. જૈનશાસ્ત્રમાં સાત નય અને સાત નયના ભેદો પૈકી કોઈનું ઉત્થાપન કરવાનું ફરમાવ્યું નથી. સાત નયોના સાતસેં ભેદ થાય છે. સાત નયો પૈકી કોઈ પણ નયને, કોઈ

**ઉત્થાપે તો તે મિથ્યાત્વી અવબોધવો.** આત્માને સત્તાની અપેક્ષાએ પરમાત્મા માનીને ઉપરના નયોકથિત ધર્મનું આરાધન કરવામાં ન આવે તો આત્મા તે પરમાત્મા બની શકે નહિ. આત્માને પરમાત્મા માનીને બેસી રહેવું ન જોઈએ, પણ આત્મા એ સત્તાએ પરમાત્મા છે એમ જાણ્યાબાદ, શ્રાવકવ્રત વા સાધુવ્રત અંગીકાર કરવાની જરૂર છે. સાધુવ્રત અને શ્રાવકવ્રત અંગીકાર કર્યાબાદ તેને પાળવાની જરૂર છે. શ્રાવક અને સાધુનાં વ્રત પાળતાં છતાં અન્તર્માં ઉપયોગ રાખવાની જરૂર છે. આત્માની આ પ્રમાણે ઉચ્ચગુણસ્થાનક ભૂમિપર ચઢવા માટે, નયોની વિચારશ્રેણિ બતાવી છે તે ખરેખર સાપેક્ષપણે માનવા યોગ્ય છે. શ્રીવીરપ્રભુએ કહ્યું છે કે, સાત નયમાંથી એક નયને પણ જે ઉત્થાપે છે તે મિથ્યાત્વી જાણવો. કોઈ પણ વસ્તુ ઉપર સાત નય ઉતારતાં શિખવું જોઈએ. આત્માઉપર પણ સાત નયો ઉતારવા જોઈએ.

આત્મજ્ઞાન થવા માટે નયોની જરૂર.

આત્મતત્ત્વનું જ્ઞાન કરવું એ કંઈ સામાન્ય વાત નથી. આત્મતત્ત્વનું જ્ઞાન કરવા માટે સાત નયો અને સપ્તભંગીન જ્ઞાનની જરૂર છે. **સાત નયો અને સપ્તભંગીનું** પણ ગુરૂગમપૂર્વક જ્ઞાન મેળવવું જોઈએ. ગુરૂગમવિના તો એક ક્ષણમાત્ર પણ વીતરાગના શાસનમાં ચાલવાનું નથી. ગુરૂગમવિના જૈનસિદ્ધાન્તોનું હૃદયમાં સમ્યક્પરિણમન થતું નથી. આત્મતત્ત્વસંબન્ધી દુનિયામાં અનેક ગ્રન્થો લખાયલા છે. દવાઓ ખાતાં પહેલાં જેમ દાક્તરની સલાહની ઉપયોગિતા સિદ્ધ થાય છે, તેમ આત્મજ્ઞાનના ગ્રન્થો વાંચવા પહેલાં ગુરૂગમની ઉપયોગિતા સિદ્ધ થાય છે. જૈનાગમોમાં યોગવહીને ગુરૂ પાસે સૂત્રો ભણવાની આજ્ઞા કરી છે, તેનું કારણ પણ એ સિદ્ધ ઠરે છે કે આચાર્યો વા ઉપાધ્યાયોની ગુરૂગમ લીધાવિના ભણવાથી, અર્થનો અનર્થ થઈ જાય અને તેથી ગુરૂગમપરંપરાનો લોપ થઈ જાય અને ભણનારાઓમાં એક સૂત્રના અર્થસંબન્ધી પણ ભિન્ન ભિન્ન મત થઈ જાય, માટે યોગ વહન કરીને ગુરૂ પાસે—અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે—સૂત્રો ભણવાની આવશ્યકતા સિદ્ધ ઠરે છે. શ્રીસર્વજ્ઞપ્રણીત જૈનાગમોદ્વારા અધ્યાત્મતત્ત્વનું જ્ઞાન મેળવવાની જરૂર છે. જૈનાગમોની શ્રદ્ધા અને પૂજ્યતાપૂર્વક શાસ્ત્રોનું આરાધન કરીને, જે અધ્યાત્મજ્ઞાન મેળવવામાં આવે છે તેનાથી કદી શુષ્કપણું પ્રાપ્ત થતું નથી. જૈનાગમોદ્વારા પ્રથમ અધ્યાત્મજ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો, કે જેથી સમ્યગ્ અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ શકે. ગુણદોષ જાણ્યાવિના ગમે તે દવાને પેટમાં ઉતારી જનાર પુરૂષ મરણને શરણ થાય છે, તદ્વત્ સમ્યક્શાસ્ત્રો અને મિથ્યાશાસ્ત્રોનું

સ્વરૂપ અવબોધ્યાવિના ગમે તે જાતના ગ્રન્થો વાંચીને, સ્વચ્છંદતાને સ્વતંત્રતા માની અધ્યાત્મજ્ઞાન માટે પ્રયત્ન કરનારની વિપરીત દશા જોવામાં આવે છે. એકેક નયની દૃષ્ટિથી બનાવેલા આત્મતત્ત્વસંબન્ધી ગ્રન્થો, અન્ય નયોની સાપેક્ષતા તથા તે નયોદ્વારા આત્મતત્ત્વનો બોધ દર્શાવવાને શક્તિમાન્ થતા નથી. સમુદ્રોના જલના બિન્દુઓનો પાર પામી શકાય ! પણ શાસ્ત્રોનાં રહસ્યોનો પાર પામી ન શકાય. તરતાં ન આવડતું હોય અને સમુદ્રમાં ભુસ્કો મારવામાં આવે તો તેથી મરણ નીપજી શકે છે. તે પ્રમાણે શાસ્ત્રોની અપેક્ષા સમજ્યાવિના આત્મતત્ત્વ-સંબન્ધી ગુરૂગમવિના માથું મારવામાં આવે તો વિપરીત પરિણામ આવી શકે છે. એકાન્તે દશ્ય એવા વ્યવહારનયને માનનાર મનુષ્યોથી ચાર્વાક અર્થાત્ જડવાદની ઉત્પત્તિ થઈ છે. રૂજુસૂત્રનયને એકાન્તે સ્વીકારીને, રૂજુસૂત્રનયથી આત્મતત્ત્વનું કથન કરીને અને અન્ય નયોને ઉત્થાપીને બૌદ્ધદર્શન ઉદ્‌ભવ્યું છે. એકાન્ત સંગ્રહનયથી અદ્વૈતવાદ ઉત્પન્ન થયો છે; આ પ્રમાણે પ્રત્યેક નયની એકાન્ત માન્યતાઓનાં આત્મતત્ત્વસંબન્ધી દર્શનો દુનિયામાં ઘણાં છે; તે સંબન્ધી વિવેચન કરવામાં આવે તો એક મોટો ગ્રન્થ બની જાય. દરેક નયની સંપૂર્ણ અપેક્ષાઓને સ્વીકારીને આત્મતત્ત્વનું કથન કરનાર દુનિયામાં કોઇ પણ દર્શન હોય તો ખરેખર તે જૈનદર્શન છે. આખી દુનિયાનાં દર્શનોને–નયોની અપેક્ષાવડે–સત્ય અને અસત્યનો ભેદ પાડી ન્યાય આપનાર જૈનદર્શન છે.

જૈનદર્શનની માન્યતા પ્રમાણે આત્મતત્ત્વનું જ્ઞાન કર્યાવિના જૈન-શૈલીએ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું એમ કથાય નહિ. અધ્યાત્મનાં બે ચાર પદો વાંચી લીધાં એટલામાત્રથી અધ્યાત્મજ્ઞાની બની શકાતું નથી. જૈનદર્શનની શૈલીએ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કર્યા પશ્ચાત્ અન્યદર્શનકારો અધ્યાત્મની કેવી વ્યાખ્યા કરે છે તે જાણવાનું સહેલ થઈ શકે છે.

સપ્તભંગીથી આત્મજ્ઞાન.

સપ્તભંગીથી આત્મદ્રવ્યના ગુણો અને પર્યાયોનું સ્વરૂપ સમજવાથી અનેકાન્ત ધર્મનો સમ્યગ્ બોધ થાય છે અને તેથી આત્માના અનન્ત ધર્મો, કઈ કઈ અપેક્ષાએ અસ્તિરૂપે અને નાસ્તિરૂપે ઘટે છે તેનો ખ્યાલ આવે છે. અન્યદર્શનીઓને સપ્તભંગીનું સ્વરૂપ ન સમજાયાથી, તેઓએ સપ્તભં-ગીપર પ્રહાર કરવા પ્રયત્ન કર્યો છે. ગુરૂગમવિના એકદમ સપ્તભંગીનું જ્ઞાન પ્રગટતું નથી. શંકરાચાર્યે વગેરેએ બ્રહ્મસૂત્રવડે સપ્તભંગીનું ખંડન કરવા પ્રયત્ન કર્યો છે, પણ સપ્તભંગીનું ખંડન કરતાં પહેલાં સપ્તભં-ગીનું ગુરૂગમપૂર્વક જ્ઞાન પ્રાપ્ત કર્યું હોત તો તેઓ સપ્તભંગીનું ખંડન કરવા

પ્રયત્ન કરત નહિ. સપ્તભંગીનું જ્ઞાન પ્રાપ્ત કરીને તદ્દ્વારા આત્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવાની જરૂર છે. સપ્તભંગીનો જ્ઞાનપ્રદેશ અત્યંત વિસ્તારવાળો છે. સપ્તભંગીના જ્ઞાનરૂપ પ્રદેશનો પાર પામી શકે એવા વિરલા ગીતાર્થ પુરૂષો હોય છે. સપ્તભંગીનું ખંડન કરવા પ્રયત્ન કરવો એ હવાની સામે તોપોથી યુદ્ધ કરવા બરોબર છે. સપ્તભંગીદ્વારા આત્મતત્ત્વનું જ્ઞાન કરનારા મહાત્માઓ અધ્યાત્મજ્ઞાનમાં બહુ ઉંડા ઉતરી જાય છે. એક વસ્તુને કરોડો દૃષ્ટિથી અવલોકાય તોપણ તેમાં કંઇ જોવાનું બાકી રહે છે. એક વસ્તુને અસંખ્ય દૃષ્ટિથી જોવાય ત્યારે શ્રુતજ્ઞાનની અપેક્ષાએ તે વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કર્યું એમ કહેવાય છે. અસંખ્ય દૃષ્ટિયોનું સામર્થ્ય પણ જેમાં સમાઈ જાય છે એવા સપ્તભંગીના જ્ઞાનનો પાર પામવો એ દુર્લભ છે, તોપણ ગુરૂગમદ્વારા સપ્તભંગીનું જ્ઞાન પ્રાપ્ત કરવા અહર્નિશ પ્રયત્ન સેવ્યાથી સપ્તભંગીના જ્ઞાનની સહેજ ઝાંખી થાય છે. સપ્તભંગીનું જ્ઞાન કરીને આત્મદ્રવ્યના અનન્ત ગુણો અને અનન્ત પર્યાયોને સપ્તભંગીથી તપાસવા. આત્માના અનેક ધર્મઉપર સપ્તભંગી ઉતારીને આત્મદ્રવ્યનું જ્ઞાન કરવાથી અસંખ્ય દૃષ્ટિયો જેટલું જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને તેથી એકેક દૃષ્ટિથી નીકળેલા પંથો ઉપર પશ્ચાત કંઈ મહત્વ અવબોધાતું નથી. સપ્તભંગીથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે ગુરૂપરંપરાનું શરણું અંગીકાર કરવું જોઈએ. ગુરૂનાં ચરણકમલ સેવવાથી ઘણા વર્ષે આત્મદ્રવ્ય જ્ઞાનનો પરિપકવ અનુભવ પ્રાપ્ત થાય છે. જેટલી ગુરૂગમની ખામી તેટલી આત્મજ્ઞાનની ખામી અવબોધવી.

આત્મદ્રવ્યની સમ્યક્ પ્રતીતિ.

આત્મદ્રવ્યને નયો અને સપ્તભંગીદ્વારા સમ્યગ્ અવબોધ્યાથી આત્મદ્રવ્યની સમ્યક્ પ્રતીતિ થાય છે, પશ્ચાત્ આત્મદ્રવ્યની સાથે બાંધેલા કર્મનો નાશ કરવા ખરી રૂચિ પ્રગટ થાય છે. આત્મદ્રવ્યનું જ્ઞાન પ્રાપ્ત કરવાથી ઉપશમાદિ સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે અને તેથી દ્વિતીયાના ચંદ્રની પેઠે, આત્મતત્ત્વનો પ્રકાશ ખીલી શકે છે. આત્મા પોતે પોતાનું સ્વરૂપ ઓળખે છે અને તેનો અનુભવ કરે છે ત્યારે અદ્ભુત આનન્દ રસનો ભોક્તા બને છે, અને તે અપૂર્વ સુખ પામ્યો હોય એવો નિશ્ચય કરે છે. સમ્યક્ ચેતનતત્ત્વની પ્રતીતિ પશ્ચાત્ આત્મા પોતાનું શુદ્ધ ચારિત્ર પ્રાપ્ત કરવા વ્યવહાર અને નિશ્ચયનયનું અવલંબન કરીને પ્રયત્ન કરે છે. વીતરાગનાં વચનોનું પરિપૂર્ણ રહસ્ય અવબોધીને તે આનન્દમાં મસ્ત બને છે. વર્તમાનકાલમાં 'અલ્પજ્ઞાન અને અતિહાનિ' એવો પ્રસંગ પ્રાપ્ત થાય તેવી સ્થિતિમાં ઘણા મનુષ્યોને દેખવામાં આવે છે. આત્મબંધુઓએ આગમોના આધારે આત્મજ્ઞાનના ઉંડા પ્રદેશમાં ઉતર-

વામાં પ્રતિદિન પ્રયત્ન કરવો જોઈએ. આત્મજ્ઞાન મને પ્રાપ્ત થયું છે એમ કથનારાઓ તો ઘણા મળી આવે, પણ સ્યાદ્વાદદૃષ્ટિએ આત્મતત્ત્વનું કથન કરનારા વિરલા મળી આવે. આત્મતત્ત્વને સમજવાની શક્તિ જેનામાં ન હોય તે આત્મજ્ઞાનિનો ડોળ રાખે તો તેથી તેના આત્માની વાસ્તવિક ઉન્નતિ થતી નથી.

મોહના અધ્યવસાયોને પ્રગટ થતાજ હઠાવવા માટે આત્મજ્ઞાની પ્રયત્ન કરે છે. આત્મતત્ત્વજ્ઞાની મોહને મોહ તરીકે જાણે છે અને ધર્મને ધર્મ તરીકે જાણે છે; તે સત્યને છોડતો નથી અને અસત્યનો આડંબર રાખતો નથી. તે પાપની ક્રિયાઓ કરીને પુણ્ય માનતો નથી અને ધર્મની ક્રિયાઓને અધર્મ તરીકે માનતો નથી. તે પોતાનામાં જેટલું હોય છે તેના કરતાં વિશેષ કહેતો નથી. આત્મતત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયાવિના જીવ સમ્યક્ત્વી ગણાતો નથી. આગમોના આધારે જોતાં જણાય છે કે અહો! આવું અપૂર્વ આત્મતત્ત્વ અવબોધ્યાવિના વસ્તુતઃ સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ શકતી નથી. આ કાળમાં આગમોને આગળ કરીને જેઓ આત્મતત્ત્વ જાણવા ખપ કરે છે તેઓને ધન્યવાદ ઘટે છે. આત્મતત્ત્વની જિજ્ઞાસા જેના હૃદયમાં ઉત્પન્ન થાય છે તેવા પુરૂષોને ધન્યવાદ ઘટે છે. આત્મબળ પ્રાપ્ત કરવું હોય તો આત્મતત્ત્વને ઓળખવું જોઈએ. અનેક આલંબનોવડે આત્માની શુદ્ધિ કરીને આત્માની પરમાત્મદશા કર્યાવિના સંસારનો પાર આવવાનો નથી. અસંખ્ય ઉપકારોમાં શિરોમણિ એવો અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ છે. અધ્યાત્મતત્ત્વની સન્મુખ થઈને આત્મતત્ત્વરૂપ બનવું એજ પરમમંગલ છે.

ભાવાધ્યાત્મજ્ઞાનમાં રમણતા કરનારાઓ, જે કંઈ ખરામાં ખરૂં પ્રાપ્ત કરવાનું હોય છે તે કરી શકે છે. સ્યાદ્વાદભાવે વસ્તુતત્ત્વનો બોધ હોવાથી તેઓ એકાન્ત વાદીઓના આચારો અને વિચારોમાં રહેલું સત્યત્વ અને અસત્યત્વ અવલોકવા સમર્થ બને છે. સ્યાદ્વાદભાવે આત્માને અવબોધનારા અધ્યાત્મજ્ઞાનીઓ વિકલ્પસંકલ્પરૂપ સંસારને ભૂલી જાય છે અને શુદ્ધ, બુદ્ધ, ચૈતન્ય તત્ત્વના સ્વાભાવિક આનન્દરસનો આસ્વાદ ગ્રહણ કરે છે. તેઓના હૃદયાકાશમાં દ્વિતીયચન્દ્રની પેઠે સમ્યક્ત્વગુણનું તેજ પ્રકાશે છે, તેથી તેઓ અલ્પકાલમાં મુક્તિના અધિકારી બને છે. પૌદ્‌ગલિક સૃષ્ટિમાં રમી રહેલા મનને તેઓ આત્મસૃષ્ટિની અલૌકિક લીલામાં લીન કરે છે અને પૌદ્‌ગલિક સૃષ્ટિના પદાર્થોની પેલીપાર રહેલું એવું સહજસુખ અનુભવે છે.

અધ્યાત્મજ્ઞાની વિચારે છે કે, અહો ! નિશ્ચયનયથી મારો આત્મા ખરેખર પરમાત્મા છે, સિદ્ધ છે, બુદ્ધ છે, નિર્લેપ છે, અયોગી છે, અલેશી છે, અકષાયી છે, અચંચળ છે, નિષ્કંપ છે, અયોનિ છે, અજ છે, અખંડ છે, અનંત છે, અપર છે, અપરંપર છે, અભોગી છે, અસહાયી છે, અજન્મ છે, અમર છે, વિભુ છે, પ્રભુ છે, ઈશ છે, જગન્નાથ છે, જગદીશ છે, અશરણુ શરણુ છે, પરમેશાન છે, બ્રહ્મા છે, વિષ્ણુ છે, શંકર છે, અરિહંત છે, શંભુ છે, સદાશિવ છે, અનંત શક્તિમાન્ છે, અનન્ત ગુણુપર્યાયનું ભાજન છે, અકર્તા છે, અભોક્તા છે, અશોકી છે, નિર્ભય છે, નિર્માની છે, નિર્માયી છે, નિર્લોભી છે, વિકલ્પસંકલ્પરહિત છે, અવ્યાબાધ છે, અવિનાશી છે, અરૂપી છે, અક્રિય છે, અનન્તજ્ઞાની છે, અનન્ત દર્શની છે, અનન્ત વીર્યમય છે, અનન્ત ચારિત્રમય છે, અવેદી છે, અખેદી છે, અસ્પર્શી છે, અવર્ણી છે, અગંધી છે, અસંસ્થાની છે, રૂપાતીત છે, એક છે, અનેક છે, અસ્તિનાસ્તિ ધર્મમય છે, વક્તવ્ય છે, અવક્તવ્ય છે, અગુરૂ લઘુ છે, અનાશ્રયી છે, અશરીરિ છે, મનરહિત છે, વચનરહિત છે, સર્વનો દૃષ્ટા છે, સર્વનો સાક્ષી છે, અનન્ય સુખમય છે, અબંધી છે, પૂર્ણુ છે, નિત્ય છે, ધ્રુવ છે, જ્યોતિરૂપ છે, અસંખ્ય પ્રદેશી છે, સ્વસ્વરૂપ રમણી છે, સ્વસ્વરૂપ ભોગી છે, સ્વસ્વરૂપનો યોગી છે, અનન્ત ધર્મનો દાની છે, ષડ્ગુણુ હાનિ વૃદ્ધિયુક્ત છે; આ પ્રમાણે અધ્યાત્મજ્ઞાની પોતાના આત્માની સત્તાને ભાવતો ધ્યાવતો અને અનુભવતો છતો, બાહ્ય શાતા અને અશાતાના પ્રસંગોને સમભાવે વેદે છે અને સમભાવે રહી અનન્ત કર્મની નિર્જરા કરતો છતો વિચરે છે. સિદ્ધાન્તોમાં પણુ જ્યાં મુનિયોના અધિકાર આવ્યા છે ત્યાં, अप्पाणं भावेमाणे विहरइ. 'આત્માને ભાવતા છતા વિચરે છે' આ પ્રમાણે ઘણાં દૃષ્ટાંતો વાંચવામાં આવે છે. અધ્યાત્મજ્ઞાની પોતાના આત્મામાં રહેલી પરમાત્મસત્તાને નિશ્ચયનયથી ધ્યાવે છે તેનું કારણુ એ છે કે, આત્મામાં રહેલી પરમાત્મતા ખરેખર પરમાત્મસત્તાનું ધ્યાન કરવાથી પ્રકટી શકે છે. અધ્યાત્મજ્ઞાની જેમ જેમ આત્માનું ધ્યાન કરે છે તેમ તેમ તેને આત્માના અસંખ્યાત પ્રદેશમાં રહેલ અનન્ત રૂદ્ધિની પ્રતીતિ થાય છે. આત્માના જ્ઞાનાદિ ગુણોમાં રમણુતા કરવાથી જે આનન્દ મળે છે, તે આનન્દ ત્રણુ ભુવનના રૂપી પદાર્થોને અનન્તવાર ભોગવવાથી પણુ મળતો નથી; એવો દૃઢ નિશ્ચય થવાથી, પરભાવ રમણુતામાં અધ્યાત્મજ્ઞાનિની રૂચિ રહેતી નથી. અધ્યાત્મજ્ઞાનીના શરીરને દેખવા કરતાં તેના આત્માને દેખ-

અધ્યાત્મજ્ઞાનીની ભાવના.

વામાં તેની મહત્તા જણાઈ આવે છે. અધ્યાત્મજ્ઞાની ચારે તરફ વિષયોના સંયોગોથી ઘેરાયલો હોવા છતાં તેમાં આત્મિકતાનો નિશ્ચય કરતો નથી, તેથી પૌદ્ગલિક સૃષ્ટિના પદાર્થોથી તે બંધાતો નથી. અધ્યાત્મજ્ઞાની પોતાના આત્માની અનન્તશક્તિ જાણે છે તેથી તે આલસ્યાદિ પ્રમાદના વશમાં આવતો નથી અને અમુક આત્મધર્મની પ્રાપ્તિ અશક્ય છે એમ તે માની શકતો નથી. અધ્યાત્મજ્ઞાની કેવલ બાહ્યથીજ વસ્તુનું સ્વરૂપ દેખી શકે છે એટલુંજ નહિ પરંતુ વસ્તુનું અંતર સ્વરૂપ દેખી શકે છે તેથી તે પોતાનામાં (આત્મામાં) રહેલી અનન્ત ઋદ્ધિને દેખી તેનો નિશ્ચય કરે છે, અને તે દીનભાવનો તો સ્વપ્નમાં પણ આશ્રય લેતો નથી; આવી તેની અન્તરની દશા થવાથી તે પરના આધારે પરતંત્ર થવાનું કબુલ કરતો નથી. તે પોતાના ગુણોનોજ આશ્રય કરીને સ્વાશ્રયી, બનીને અન્યોને પણ સ્વાશ્રયી બનાવવા પ્રયત્ન કરે છે. અધ્યાત્મજ્ઞાની સાત પ્રકારના ભયથી પોતાના ધર્મને ભિન્ન જાણે છે તેથી તે સાત પ્રકારના ભયમાં પણ નિર્ભયી રહેવા માટે મનનો ગુરૂ બનીને મનને ઉપદેશ આપીને, નિર્ભય દેશ તરફ ગમન કરી નિર્ભય પરિણામને સેવે છે.

અભિનવ વિચારો.

અધ્યાત્મધ્યાનીઓ મનના ઉપર ચઢેલા આર્તધ્યાન અને રૌદ્રધ્યાના અનન્તગુણ ભારને ત્યજી દે છે અને હલકા થઈ શાંતિ પામે છે. તાજી હવાને પ્રાપ્ત કરીને મગજ જેમ પ્રફુલ્લ બને છે તેમ અધ્યાત્મજ્ઞાનિયો અભિનવ અનુભવજ્ઞાનના વિચારોથી તાજા બને છે અને આનન્દની લહેરમાં આન્તરજીવનને વહે છે. અધ્યાત્મજ્ઞાનિયો પ્રતિદિન અભિનવજ્ઞાનના તાજા વિચારોને, ધ્યાન ધરીને પ્રાપ્ત કરે છે. હાથીની પાછળ કૂતરાં જેમ શોરબકોર કરી મૂકે છે છતાં હાથી કંઈ તે તરફ લક્ષ દેતો નથી, તદ્વત્ અધ્યાત્મજ્ઞાનીઓ દુનિયાના મનુષ્યોના ભિન્ન ભિન્ન આક્ષેપોથી–તિરસ્કારોથી–ઉપાધિયોથી, પોતાનું લક્ષ તે તરફ આપતા નથી. કદાપિ તેઓ આર્તધ્યાનાદિના ઝપાટામાં આવી જાય છે તોપણ તેઓ જ્ઞાનબળના પ્રતાપે પાછા પોતાના સ્વભાવમાં આવી જાય છે.

અધ્યાત્મજ્ઞાનીઓ જગતની શાન્તિ સદાકાલ ઈચ્છ્યા કરે છે. કોઈપણ અપરાધી જીવને દુઃખ દેવાની તેઓના મનમાં ઇચ્છા થતી નથી. અધ્યાત્મજ્ઞાનીઓ કોઇનાં મર્મ હણાય એવું બોલતા નથી તેમ લખતા પણ નથી. અધ્યાત્મજ્ઞાનીઓ મન વાણી અને કાયાની શક્તિયોનો ઉચ્ચમાં ઉચ્ચ સદુપયોગ કરે છે, તેથી તેઓ જગતના મહાત્માઓ

ગણાય છે. અધ્યાત્મજ્ઞાનિયો શ્રીવીતરાગદેવનાં વચનોને અમૃતસમાન ગણે છે અને તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કર્યા કરે છે. અધ્યાત્મજ્ઞાનિયોનો ધર્મપ્રેમ પણ ઉચ્ચમાં ઉચ્ચ રહે છે અને તેઓ કષાયના તીવ્ર પરિણામને, ભાવના ભાવીભાવીને મન્દ કરી દે છે. બાહ્યદૃષ્ટિધારક મનુષ્યોનો વ્યાપાર તો બાહ્યનો હોય છે; પણ અધ્યાત્મજ્ઞાનિયોનો વ્યાપાર તો અન્તરમાં સદ્‍ગુણોની પ્રાપ્તિ કરવા માટે ક્ષણે ક્ષણે ચાલ્યા કરે છે. બાહ્યદૃષ્ટિધારકો ક્રોધાદિકના પરિણામની તોપ પોતાના તરફ ખડી કરીને ફોડે છે અને અન્તરદૃષ્ટિધારક અધ્યાત્મજ્ઞાનીઓ તો સમભાવરૂપ તોપવડે મોહશત્રુને મારે છે. બાહ્યદૃષ્ટિધારકો ગમે તે રીતે સ્વાર્થાદિના પ્રેર્યા એવા ગ્રથિલની પેઠે અનીતિ તરફ વૃત્તિ કરે છે અને અધ્યાત્મજ્ઞાનીઓ વિવેકના ચક્ષુવડે મોક્ષપન્થ તરફ પ્રવૃત્તિ કરે છે. અધ્યાત્મજ્ઞાની વિચારે છે કે, "પોતાની શુદ્ધ ભાવનાવડે પોતાના આત્માને પોષવાનો છે." આ સંસારમાં કોઇ વસ્તુ પોતાની નથી, સંધ્યારાગની પેઠે પદાર્થોની અનિત્યતા છે. જે જડ પદાર્થો માટે મરી મથવામાં આવે છે તે જડ પદાર્થો કદી પરભવમાં પોતાની સાથે આવતા નથી. જડ પદાર્થોને પોતાના મનાવનારી મમત્વની કલ્પના ખરેખર અનેક પ્રકારનાં દુઃખો દેવા સમર્થ થાય છે. અનેક પ્રકારોમાં મનુષ્યો રાત્રીદિવસ મરી મથે છે, પણ તે વ્યાપારોથી મનુષ્યના આત્માને ખરી શાંતિ, ખરૂં સુખ મળતું નથી, ત્યારે શામાટે બાહ્યપદાર્થોના વ્યાપારમાંજ આયુષ્યની પરિસમાપ્તિ કરવી જોઇએ? જે જે વસ્તુઓને માટે પ્રાણ પાથરવામાં આવે છે તે તે વસ્તુઓ પ્રાણ પાથરનારના આત્માની કિમ્મત કરવાને શક્તિમાન્ નથી એવું, પ્રત્યક્ષ જાણતાં છતાં કોણ મનુષ્ય સંસારની વસ્તુઓમાં મમત્વ કલ્પીને ખરી શાન્તિનો શોધ ન કરે? જગત્‌ના જડ પદાર્થોમાં મમત્વ કલ્પ્યાથી તે પદાર્થોના સેવક બનીને, શ્રેષ્ઠતાથી ભ્રષ્ટ થઇ તેઓનું રક્ષણ કરવું પડે છે. જે જે પદાર્થોવિના ચાલતું નથી અને જે જે પદાર્થોને સાથે રાખવાની આવશ્યકતા સિદ્ધ ઠરે છે, તે તે પદાર્થો અન્તરદૃષ્ટિથી જુવે તો પોતાની પાસે છે. જે પદાર્થો ખપ કરતાં વિશેષ હોય અને જેઓને પોતાની પાસે રાખવાથી અન્યોને હરકત થતી હોય તે પદાર્થોને પોતે રાખીમૂકીને અન્યોને ન આપતા હોય, તેઓ અધ્યાત્મદૃષ્ટિથી દયાનું સમ્યક્તત્ત્વ અવલોકવાને સમર્થ થતા નથી.

આ પ્રમાણે અધ્યાત્મજ્ઞાની વિચાર કરીને પરિગ્રહાદિમાં મમત્વથી બંધાતો નથી. તે શરીરમાં તથા સંસારમાં છતાં સર્વ પદાર્થોથી પોતાને

છૂટો માને છે, અને જેઓ જડ પદાર્થોમાં બંધાઈ ગયા હોય છે તેઓને છોડાવવા પ્રયત્ન કરે છે. દુનિયાના મૂઢ મનુષ્યો જે જે પદાર્થોની પ્રાપ્તિ માટે અશ્રુઓ પાડે છે તે તે પદાર્થોપ્રતિ, અધ્યાત્મજ્ઞાની મધ્યસ્થદષ્ટિથી જોઈ રહે છે. મૂઢ મનુષ્યોની રાત્રીના કાલમાં આત્મજ્ઞાનીઓ જાગે છે અને તેઓને જગાડવા પ્રયત્ન કરે છે. જ્યારે અજ્ઞ મનુષ્યો જડપદાર્થો ઉપર રાગ ધારણ કરે છે અને જડપદાર્થોની પ્રાપ્તિ માટે મરી મથે છે, ત્યારે આત્મજ્ઞાનીઓ જીવોના ઉપર શુદ્ધ પ્રેમ ધારણ કરે છે અને તેઓના આત્માનો જ્ઞાનપ્રકાશ ખીલવવા ઉચ્ચ ઉપદેશ આપે છે. અધ્યાત્મજ્ઞાનીઓ સદ્ગુણોનો વ્યાપાર કરવામાં મુખ્ય લક્ષ્ય રાખે છે અને તદર્થેજ તેઓનું આયુષ્ય વહે છે. અધ્યાત્મજ્ઞાનીઓ ઉપાધિનો ત્યાગ કરીને છૂટાછેડાએ જગત્માં વિચરે છે. તેઓ જે જે કરે છે, જે જે દેખે છે, જે જે સાંભળે છે, જે જે બોલે છે, અને જે જે વાંચે છે તેમાં અલૌકિકતા અનુભવે છે. મૂઢ મનુષ્યોની દૃષ્ટિ કરતાં તેઓની દૃષ્ટિ અનન્તગણી શુદ્ધ થવાથી તેઓની આંખે અને તેઓના હૃદયમાં દેખવાનું અને ધારવાનું ઉચ્ચ પ્રકારનું હોય છે. તેઓ ધર્મના વ્યવહારમાર્ગને લોપતા નથી અને ધર્મની ક્રિયાઓમાં ખરી પરમાર્થતાનો અનુભવ કરે છે. અધ્યાત્મજ્ઞાનીઓ પાંજરામાં પૂરેલા પંખીની પેઠે સંસારમાંથી મુક્ત થવાની ઇચ્છા ધારણ કરે છે. સાંસારિક પદાર્થોમાં સુખની બુદ્ધિ ન હોવાથી તેઓ આત્મસુખ તરફ વૃત્તિ વાળે છે, અને આત્મસુખ પ્રાપ્ત કરવા દેવ ગુરૂ અને ધર્મની આરાધના કરે છે. રાગદ્વેષનો ત્યાગ કરીને અને સાંસારિક આશ્રવમાર્ગોનો ત્યાગ કરીને, જેઓ આત્માને ભાવતા છતા વિચરે છે એવા મહા મુનિયોને ખરૂં અધ્યાત્મજ્ઞાન પ્રગટ થાય છે. ચોથા ગુણસ્થાનકવાળા અને પાંચમા ગુણસ્થાનકવાળા જીવોને સમ્યગ્જ્ઞાનરૂપ અધ્યાત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે અને તેથી તેઓ સંસારરૂપ કેદખાનામાંથી છૂટવાને વારંવાર તીવ્ર ઇચ્છાઓ ધારણ કરે છે. ચોથા ગુણસ્થાનકવાળા અને પાંચમા ગુણસ્થાનકવાળા જીવોને સાધુ થવાની તીવ્રભાવના વર્તે છે, અને તેથી તેઓ ચોથા અને પાંચમા ગુણસ્થાનકે રહી શકે છે. જેઓને સાધુની દીક્ષા અંગીકાર કરવાની ભાવના નથી તેઓ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકમાં વા દેશવિરતિ ગુણસ્થાનકમાં રહી શકતા નથી. સાધુ થવાનો જેના મનમાં પરિણામ ન હોય તે શ્રાવકપણાથી ભ્રષ્ટ થાય છે. ઉપરનું ઉચ્ચ ગુણસ્થાનક ધારણ કરવાની ઇચ્છાવિના ચોથા વા પાંચમા ગુણસ્થાનકમાં રહી શકાતું નથી. આત્માને સુખનું સ્થાન અવબોધ્યાબાદ કોણ બંધનથી મુક્ત થવાની ઇચ્છા ન કરે?

જ્યારે જગત્માં જડવાદીઓની મોટી સંખ્યા પ્રગટી નીકળે છે ત્યારે તેના સામે આત્મવાદીઓ ઉભા રહીને અનેક દલીલોરૂપ શાસ્ત્રોથી જડવાદનો નાશ કરે છે. જડવાદનો નાશ કરવામાં અદ્‌ભુત પરાક્રમ દર્શાવનાર, અધ્યાત્મવિદ્યાથી મનુષ્યોના હૃદયમાં રહેલો નાસ્તિક ભાવ ટળી જાય છે. જૈનો જેને અધ્યાત્મજ્ઞાન કહે છે તેને વેદાન્તીઓ બ્રહ્મવિદ્યા, આત્મવિદ્યા, વગેરે નામોથી ઓળખે છે. ખરી રીતે જૈનશાસ્ત્રોથી અધ્યાત્મવિદ્યાની સિદ્ધિ થાય છે. જડવાદીઓના સામે આત્મવિદ્યા ટકી શકે છે. આત્મજ્ઞાનરૂપ ક્ષેત્રમાં ધર્માનુષ્ઠાનો પ્રગટી નીકળે છે. હાલમાં યૂરોપ તથા એશીયા વગેરે ખંડમાં જડવાદીઓની સંખ્યા વધતી જાય છે અને તેથી તેઓ ઈશ્વર, પુણ્ય, પાપ, પુનર્જન્મ, આત્મા વગેરેનો સ્વીકાર કરતા નથી; તેવા લોકોની સંખ્યામાં વધારો થતો દેખીને જેઓના મનમાં કંઈક લાગે એવા મનુષ્યોએ અધ્યાત્મવિદ્યાનો ફેલાવો કરવા કમર કસવી જોઈએ. અંધકારનો નાશ ખરેખર પ્રકાશવિના થતો નથી, તેમ જડવાદીઓના નાસ્તિક વિચારોનો નાશ ખરેખર અધ્યાત્મજ્ઞાનવિના થતો નથી. જડવાદીઓના આત્મામાં ચૈતન્યરસ રેડનાર અધ્યાત્મવિદ્યા છે. જડવાદીઓની સત્યચક્ષુ પ્રગટાવનાર ખરેખર આત્મવિદ્યા છે. ચાર્વાકોની દલીલોને તોડી નાખીને ચૈતન્યપ્રદેશમાં અધ્યાત્મવિદ્યા લેઈ જાય છે. અધ્યાત્મજ્ઞાન એજ વિજ્ઞાનવાદીઓની છેલ્લામાં છેલ્લી શોધ થવાની છે. કેવલજ્ઞાનથી શ્રીમહાવીરપ્રભુએ આત્માને દેખ્યો છે, જાણ્યો છે;—એવા આત્માની શોધ કરનારા અનેક યોગીઓ થઈ ગયા છે અને તેઓએ આત્માનું સ્યાદ્વાદભાવે અસ્તિત્વ સ્વીકાર્યું છે. અધ્યાત્મવિદ્યાથી ચૈતન્યવાદ—આત્મવાદ સ્વીકારી શકાય છે. અધ્યાત્મવિદ્યા એ મૂર્ખાઓની દૃષ્ટિમાં હંબગ છે અને જ્ઞાનિની દૃષ્ટિમાં પરમરત્ન છે.

અધ્યાત્મજ્ઞાનથી જડવાદનો નાશ.

અધ્યાત્મવિદ્યાનો બાગ આર્યાવર્તમાં ખીલ્યો છે અને તેની સુગંધી આસપાસના દેશોમાં જવા લાગી છે. ભારતદેશના વાસીઓ અન્ય યૂરોપાદિ દેશોને અધ્યાત્મજ્ઞાન આપીને તેઓના ગુરૂ બની શકશે. આર્યાવર્તની ભૂમિમાં અધ્યાત્મવિદ્યાના વિચારો પ્રકટી નીકળે છે અને તેઓનું પોષણ પણ આ દેશમાં થાય છે. ભારતવાસીઓના ભાગ્યમાં આત્મવિદ્યાના ગુરૂ બનવાનું લખાયલું છે. ભારતવાસીઓ પાશ્ચાત્યોના સંસર્ગથી નાસ્તિકતાના પ્રદેશમાં મુસાફરી કરવા નીકળી પડશે તોપણ તે અન્તે ફરીફરીને ચૈતન્યપ્રદેશમાં આવવાનાજ. અધ્યાત્મજ્ઞાનના ઉદયકાલમાં આર્યાવર્ત સ્વતંત્ર હતું અને આર્યલોક આર્યત્વગુણોએ અલંકૃત

આત્મવિદ્યાનો પ્રચાર.

હતા, તેથી તેઓ પરસ્પર એકબીજાના આત્માને સાહાય્ય આપી શકતા હતા અને તેઓ દેહ કરતાં આત્માની પરમાત્મસમાન કિંમત આંકી શકતા હતા, અને તેઓ ઉદયની શૃંખલાવડે બંધાયા હતા.

આર્યાવર્તનો અધ્યાત્મવિદ્યાથી ઉદય.

અધ્યાત્મવિદ્યાનો પ્રકાશ મંદ પડતાં આર્યાવર્તમાં મોહનું જોર વધવા લાગ્યું, તેથી મનુષ્યો શરીર મમત્વઆદિ, માયાના પ્રદેશોમાં અહંભાવ કલ્પીને અનેક દુર્ગુણોના તાબે થયા અને પરતંત્રતાની બેડીમાં જકડાયા. સ્વતંત્રતાને માટે ભારતવાસીઓ બુમો પાડે છે, પણ તેઓ આત્મારૂપ રાજાની પૂજા મૂકીને શરીરરૂપ મહેલની પૂજામાં અનેક પાપોથી મગ્ન થયા છે ત્યાંસુધી, તેઓ વાસ્તવિક ઉન્નતિના બારણે પગ મૂકી શકવાના નથી. જડવાદના આશ્રયથી જે લોકો પોતાની ઉન્નતિ કરવા ધારે છે તેઓ ક્ષણિક ઉન્નતિના ઉપાસક બને છે અને ખરી ઉન્નતિને ધક્કો મારે છે. જડવાદના વિચારોમાં ખરી ઉન્નતિનું સ્વપ્ન છે. જોકે જડવાદીઓ અનીતિના માર્ગે ચાલી વા અધર્મના માર્ગે ચાલી, રજોગુણ અને તમોગુણવડે બાહ્યસાધનોની ઉન્નતિ કરવા સમર્થ બને ! પણ જડવાદના વિચારોથી કરેલી ઉન્નતિને ટકાવી રાખવાને તેઓ સમર્થ બની શકે નહિ. તેઓ જગત્ના ભલા માટે સ્વાર્થનો ત્યાગ કરીને ખરી રીતે આત્મભોગ આપી શકે નહિ. જડવાદીઓ શરીરના સુખાર્થે જે કાર્યો કરવાનાં હોય છે તે કરે છે અને તેજ તેમનો મુખ્ય મંત્ર છે. તેઓ શરીરને મહત્ત્વનું ગણીને સુખનું બિન્દુ બાહ્યસાધનોમાંજ કલ્પે છે. આવી તેમની વિચારશ્રેણિથી તેઓ પોતાની ખરી દૃષ્ટિને ભૂલી જાય છે અને સ્વાર્થને આગળ કરી પુણ્ય પાપ ગણ્યાવિના સર્વે કાર્યો કરે છે. આત્મવાદીઓ ઈશ્વર, પુનર્જન્મ, કર્મ, આત્મા વગેરે તત્ત્વનો સ્વીકાર કરી શકે છે, અને શરીરને એક ઘર જેવું માને છે અને તેમાં રહેલા આત્માને મહાન્ પ્રકાશક માને છે. આત્મવાદીઓ ઈશ્વરીયોપદેશ પ્રમાણે ચાલીને પોતાના આત્માની ઉન્નતિ કરે છે અને આખી દુનિયાની પણ ઉન્નતિ કરવા સમર્થ થાય છે. આત્મવાદીઓ, અર્થાત્ ચૈતન્યવાદીઓ અન્યોની આત્માતરીકે મહાન્ કિમ્મત આંકીને તેઓની સેવામાં પોતાની શક્તિયોનો ઉપયોગ કરે છે. આત્મવાદીઓ, સદ્વિચારોરૂપ હવાઇ વિમાનમાં બેસીને આખા જગત્ તરફ દૃષ્ટિ નાખવા સમર્થ થાય છે અને પોતાના આત્માની ઉચ્ચતા થયા છતાં પણ અન્યાત્માઓને સાહાય્ય આપી શકે છે. તેઓ પુનર્જન્મવાદને શ્રદ્ધાગમ્ય માને છે તેથી તેઓ પોતાનું સર્વસ્વ અર્પણ કરવામાં જરામાત્ર અચકાતા નથી, અને તેઓ વાસ્તવિક ઉન્નતિને ચાહનારા હોવાથી બાહ્યસાધનોની પ્રાપ્તિમાટે દ્વેષ, કલેશ, સ્વાર્થ,

મારામારી વગેરે કરીને જગત્‌ને અશાંત બનાવવા પ્રયત્ન કરતા નથી. ભારતદેશનો ચૈતન્યવાદ ભાનુ, પોતાના સદ્‌વિચારરૂપ કિરણોનો આખી દુનિયા ઉપર પ્રકાશ કરવા સમર્થ બને છે. આજે એ ચૈતન્યવાદનો ભાનુ મંદ પ્રકાશ કરે છે, પણ શ્રદ્ધાગમ્ય આત્મવાદ થાય એવા ઉપાયો ફેલાવવામાં આવે તો, આર્યો પૂર્વની ખરી ઉન્નતિ પ્રાપ્ત કરી શકે. આર્યાવર્તની ખરી લક્ષ્મી અધ્યાત્મવિદ્યા છે. આર્યાવર્તનો ઉદય ખરેખર આત્મવિદ્યામાં સમાયો છે. આત્મવિદ્યાધારક આર્યોમાં સર્વ પ્રકારની કાર્ય કરવાની શક્તિયો પ્રગટી શકશે. શ્રીમહાવીર પ્રભુએ આત્માને આત્મરૂપે જણાવીને આર્યાવર્ત ઉપર જે ઉપકાર કર્યો છે તેનું માન થઈ શકે તેમ નથી.

આર્યોની અવનતિનું કારણ.

આર્યદેશના મનુષ્યોમાં જેમ જેમ અજ્ઞાનરૂપ અંધકાર છવાવા લાગ્યું તેમ તેમ તેઓ ખરા સુખના પ્રકાશથી દૂર રહેવા લાગ્યા અને તેથી તેઓનામાં મતમતાંતરો ઘણા ઉત્પન્ન થયા અને મનુષ્યો, પોતાના આત્માનું સ્વરૂપ ભૂલીને માયાના પ્રદેશમાં સુખની બુદ્ધિ ધારણ કરીને–વ્યસનના પંજામાં ફસાઈ ગયા. અજ્ઞાન મોહથી માંહોમાંહે જાદવાસ્થળી રચીને પોતાના હાથે પોતાની અવનતિનો ખાડો ખોદવા લાગ્યા, તેથી તેઓ ભવિષ્યની પ્રજામાં અસ્તનું ચક્ર આપવા લાગ્યા ! અને તેથી પરંપરા તમઃપ્રદેશમાં વધવા લાગી. આત્માની મહત્તા ભૂલી જવાથી,–મોહનું જોર વધવાથી, મનુષ્યજીવનના ખરા ઉદ્દેશથી મનુષ્યો દૂર જવા લાગ્યા, તેથી તેઓ ભવિષ્યની પ્રજાને ઉત્તમ વારસો આપવા સમર્થ થયા નહિ; આવાં કારણોથી આર્યોનું આત્મબળ ઘટવા લાગ્યું. ધર્મની ક્રિયાના સામાન્ય ભેદોને મોટું રૂપ આપીને આર્યો પરસ્પર દ્વેષ, ઇર્ષ્યા અને ક્લેશ કરીને શરીરોમાં રહેલા આત્માઓને ધિક્કારવા લાગ્યા, અને તેથી ધર્મની ક્રિયાના મતભેદે અસહિષ્ણુતા વધવા લાગી. આવી સ્થિતિ થયા છતાં આત્મોન્નતિના મૂળ પ્રદેશમાં આવવા માટે જોઈએ તેપ્રમાણે પ્રયત્ન કરવામાં આવ્યો નહિ, અને જો કંઈ પ્રયત્ન કરવામાં આવ્યો તો તે પરિપૂર્ણ અને વિઘ્ન-રહિત થયો નહિ, જેથી ભારતવાસીઓ આત્મોન્નતિના સ્થાનથી દૂર જવા લાગ્યા. ખરેખર ચૈતન્યવાદીઓ પોતાના સદ્‌વિચારો અને સદાચારો પ્રમાણે સદા રહ્યા હોત અને પોતાની ફરજો જગત્‌પ્રતિ સારી રીતે વ્યવસ્થાપૂર્વક બજાવી હોત તો આત્મોન્નતિના માર્ગમાંથી દૂર થઇ શકત નહિ. શ્રીવીરપ્રભુએ કેવલજ્ઞાનવડે સ્યાદ્વાદશૈલીએ આત્મતત્ત્વનો ઉપદેશ આપ્યો હતો, તેનો ફેલાવો આખી દુનિયામાં

થયો હોત તો હાલની દુનિયા સ્વર્ગસમાન જણાત. શ્રી વીરપ્રભુએ ચૈતન્યવાદનો પ્રચાર કરવા જે પ્રયત્ન કર્યો છે તેની કિમ્મત આંકી શકાય તેમ નથી. શ્રી મહાવીર પ્રભુએ ચૈતન્યવાદનો પ્રચાર કરીને ભારતવર્ષમાં જે અપૂર્વ પ્રકાશ પાડ્યો છે તેની ઝાંખી હાલ પણ અવલોકવામાં આવે છે.

મુનિયોથી અધ્યાત્મજ્ઞાનનો પ્રચાર.

અધ્યાત્મવિદ્યાનાં શાસ્ત્રો હાલ મોજુદ છે. અધ્યાત્મવિદ્યાના વિચારો દેશકાલને અનુસરી પોતાના આચારમાં ઉતારી શકાય એવો વ્યવસ્થાક્રમ ગોઠવીને જીવનની ઉચ્ચ દશા કરવાની જરૂર છે. શ્રી વીરપ્રભુએ ઉપદેશેલા આગમોમાં અધ્યાત્મવિદ્યાનો પૂર્ણ ખજાનો છે. અધ્યાત્મવિદ્યાના પૂર્ણ ખજાનારૂપ આગમોનો ઉપદેશ આપનારા આપણા પરમપૂજ્ય મુનિવરો છે. આપણા મુનિયોએ અધ્યાત્મવિદ્યાના ખજાનાને પરંપરાએ અદ્યાપિપર્યંત વહન કર્યો છે. આપણા મુનિવરોના હાથે અધ્યાત્મવિદ્યાનો પ્રચાર થયો છે અને ભવિષ્યમાં થવાનો છે. અધ્યાત્મવિદ્યાનો પ્રચાર કરનાર મુનિવરોને સર્વ પ્રકારે ઉત્તેજન આપવાની જરૂર છે.

આત્મશ્રદ્ધાનું માહાત્મ્ય.

આપણે જો ચૈતન્યવાદમાં ઉંડા ઉતરીએ તો શરીરના ભોગ અને ઉપભોગનાં સાધનોની તૃષ્ણાનો ત્યાગ કરીને અન્યોના ભલામાં ભાગ લઈ શકીએ. આત્મવાદની ખરી શ્રદ્ધા થવી જોઈએ. આત્મવાદ અને કર્મવાદની ખરી શ્રદ્ધા થવાથી સમ્યક્ત્વની ઉત્પત્તિ થાય છે. આત્મવાદની ખરી શ્રદ્ધાના સંસ્કારો પાડનારા ગુરૂઓના શરણમાં રહીને આત્મવિશ્વાસ ખીલવવો જોઈએ. આત્મવિશ્વાસ અને આત્માની કિમ્મત અવબોધ્યાવિના પ્રમાણિકતા અને ખરો વૈરાગ્ય પ્રકટી શકતો નથી. આત્મવિદ્યા એ અપૂર્વ સુખની કુંચી છે, એમ દૃઢ નિશ્ચય કરનારી પ્રજામાં ખરા સંન્યાસના ગુણો પ્રગટી શકે છે. પોતાનો વિશ્વાસ પોતાને ન પડે અને પોતાનાથી જે કંઈ કરવામાં આવતું હોય તેની શ્રદ્ધા પોતાને ન હોય ત્યાંસુધી, તે કાર્યમાં ખરેખરો વિજય મળી શકતો નથી. આત્મવિદ્યા કાર્ય, વિજયની કુંચી બતાવે છે અને કાર્યો કરવામાં ખરી આત્મશ્રદ્ધા પ્રકટાવે છે. કાર્યો કરવામાં સંશયી આત્મા ટકી શકતો નથી અને તે અન્યોને દૃષ્ટાંતીભૂત થઇ શકતો નથી. ખરી આત્મશ્રદ્ધા એજ પરમપુરૂષાર્થનું બીજ છે. ખરી આત્મશ્રદ્ધા એજ મનોવૃત્તિની એકાગ્રતાનું બીજ છે. ખરી આત્મશ્રદ્ધા એ પરમ વિશુદ્ધ પ્રેમનું બીજ છે. ખરી આત્મશ્રદ્ધા એ યમ અને નિયમોનો આધાર છે. ખરી આત્મશ્રદ્ધા

મારામારી વગેરે કરીને જગત્‌ને અશાંત બનાવવા પ્રયત્ન કરતા નથી. ભારતદેશનો ચૈતન્યવાદ ભાનુ, પોતાના સદ્‌વિચારરૂપ કિરણોનો આખી દુનિયા ઉપર પ્રકાશ કરવા સમર્થ બને છે. આજે એ ચૈતન્યવાદનો ભાનુ મંદ પ્રકાશ કરે છે, પણ શ્રદ્ધાગમ્ય આત્મવાદ થાય એવા ઉપાયો ફેલાવવામાં આવે તો, આર્યો પૂર્વની ખરી ઉન્નતિ પ્રાપ્ત કરી શકે. આર્યાવર્તની ખરી લક્ષ્મી અધ્યાત્મવિદ્યા છે. આર્યાવર્તનો ઉદય ખરેખર આત્મવિદ્યામાં સમાયો છે. આત્મવિદ્યાધારક આર્યોમાં સર્વ પ્રકારની કાર્ય કરવાની શક્તિયો પ્રગટી શકશે. શ્રીમહાવીર પ્રભુએ આત્માને આત્મરૂપે જણાવીને આર્યાવર્ત ઉપર જે ઉપકાર કર્યો છે તેનું માન થઈ શકે તેમ નથી.

આર્યોની અવનતિનું કારણ.

આર્યદેશના મનુષ્યોમાં જેમ જેમ અજ્ઞાનરૂપ અંધકાર છવાવા લાગ્યું તેમ તેમ તેઓ ખરા સુખના પ્રકાશથી દૂર રહેવા લાગ્યા અને તેથી તેઓનામાં મતમતાંતરો ઘણા ઉત્પન્ન થયા અને મનુષ્યો, પોતાના આત્માનું સ્વરૂપ ભૂલીને માયાના પ્રદેશમાં સુખની બુદ્ધિ ધારણ કરીને-વ્યસનના પંજામાં ફસાઈ ગયા. અજ્ઞાન મોહથી માંહોમાંહે જાદવાસ્થળી રચીને પોતાના હાથે પોતાની અવનતિનો ખાડો ખોદવા લાગ્યા, તેથી તેઓ ભવિષ્યની પ્રજામાં અસ્તનું ચક્ર આપવા લાગ્યા ! અને તેથી પરંપરા તમઃપ્રદેશમાં વધવા લાગી. આત્માની મહત્તા ભૂલી જવાથી,-મોહનું જોર વધવાથી, મનુષ્યજીવનના ખરા ઉદ્દેશથી મનુષ્યો દૂર જવા લાગ્યા, તેથી તેઓ ભવિષ્યની પ્રજાને ઉત્તમ વારસો આપવા સમર્થ થયા નહિ; આવાં કારણોથી આર્યોનું આત્મબળ ઘટવા લાગ્યું. ધર્મની ક્રિયાના સામાન્ય ભેદોને મોટું રૂપ આપીને આર્યો પરસ્પર દ્વેષ, ઇર્ષ્યા અને ક્લેશ કરીને શરીરોમાં રહેલા આત્માઓને ધિક્કારવા લાગ્યા, અને તેથી ધર્મની ક્રિયાના મતભેદે અસહિષ્ણુતા વધવા લાગી. આવી સ્થિતિ થયા છતાં આત્મોન્નતિના મૂળ પ્રદેશમાં આવવા માટે જોઈએ તેપ્રમાણે પ્રયત્ન કરવામાં આવ્યો નહિ, અને જો કંઈ પ્રયત્ન કરવામાં આવ્યો તો તે પરિપૂર્ણ અને વિઘ્નરહિત થયો નહિ, જેથી ભારતવાસીઓ આત્મોન્નતિના સ્થાનથી દૂર જવા લાગ્યા. ખરેખર ચૈતન્યવાદીઓ પોતાના સદ્‌વિચારો અને સદાચારો પ્રમાણે સદા રહ્યા હોત અને પોતાની ફરજો જગત્‌પ્રતિ સારી રીતે વ્યવસ્થાપૂર્વક બજાવી હોત તો આત્મોન્નતિના માર્ગમાંથી દૂર થઇ શકત નહિ. શ્રીવીરપ્રભુએ કેવલજ્ઞાનવડે સ્યાદ્વાદશૈલીએ આત્મતત્ત્વનો ઉપદેશ આપ્યો હતો, તેનો ફેલાવો આખી દુનિયામાં

થયો હોત તો હાલની દુનિયા સ્વર્ગસમાન જણાત. શ્રી વીરપ્રભુએ ચૈતન્યવાદનો પ્રચાર કરવા જે પ્રયત્ન કર્યો છે તેની કિમ્મત આંકી શકાય તેમ નથી. શ્રી મહાવીર પ્રભુએ ચૈતન્યવાદનો પ્રચાર કરીને ભારતવર્ષમાં જે અપૂર્વ પ્રકાશ પાડ્યો છે તેની ઝાંખી હાલ પણ અવલોકવામાં આવે છે.

મુનિયોથી અધ્યાત્મજ્ઞાનનો પ્રચાર.

અધ્યાત્મવિદ્યાનાં શાસ્ત્રો હાલ મોજુદ છે. અધ્યાત્મવિદ્યાના વિચારો દેશકાલને અનુસરી પોતાના આચારમાં ઉતારી શકાય એવો વ્યવસ્થાક્રમ ગોઠવીને જીવનની ઉચ્ચ દશા કરવાની જરૂર છે. શ્રી વીરપ્રભુએ ઉપદેશેલા આગમોમાં અધ્યાત્મવિદ્યાનો પૂર્ણ ખજાનો છે. અધ્યાત્મવિદ્યાના પૂર્ણ ખજાનારૂપ આગમોનો ઉપદેશ આપનારા આપણા પરમપૂજ્ય મુનિવરો છે. આપણા મુનિયોએ અધ્યાત્મવિદ્યાના ખજાનાને પરંપરાએ અદ્યાપિપર્યંત વહન કર્યો છે. આપણા મુનિવરોના હાથે અધ્યાત્મવિદ્યાનો પ્રચાર થયો છે અને ભવિષ્યમાં થવાનો છે. અધ્યાત્મવિદ્યાનો પ્રચાર કરનાર મુનિવરોને સર્વ પ્રકારે ઉત્તેજન આપવાની જરૂર છે.

આત્મશ્રદ્ધાનું માહાત્મ્ય.

આપણે જો ચૈતન્યવાદમાં ઉંડા ઉતરીએ તો શરીરના ભોગ અને ઉપભોગનાં સાધનોની તૃષ્ણાનો ત્યાગ કરીને અન્યોના ભલામાં ભાગ લઈ શકીએ. આત્મવાદની ખરી શ્રદ્ધા થવી જોઈએ. આત્મવાદ અને કર્મવાદની ખરી શ્રદ્ધા થવાથી સમ્યક્ત્વની ઉત્પત્તિ થાય છે. આત્મવાદની ખરી શ્રદ્ધાના સંસ્કારો પાડનારા ગુરૂઓના શરણમાં રહીને આત્મવિશ્વાસ ખીલવવો જોઈએ. આત્મવિશ્વાસ અને આત્માની કિમ્મત અવબોધ્યાવિના પ્રમાણિકતા અને ખરો વૈરાગ્ય પ્રકટી શકતો નથી. આત્મવિદ્યા એ અપૂર્વ સુખની કુંચી છે, એમ દૃઢ નિશ્ચય કરનારી પ્રજામાં ખરા સંન્યાસના ગુણો પ્રગટી શકે છે. પોતાનો વિશ્વાસ પોતાને ન પડે અને પોતાનાથી જે કંઈ કરવામાં આવતું હોય તેની શ્રદ્ધા પોતાને ન હોય ત્યાંસુધી, તે કાર્યમાં ખરેખરો વિજય મળી શકતો નથી. આત્મવિદ્યા કાર્ય, વિજયની કુંચી બતાવે છે અને કાર્યો કરવામાં ખરી આત્મશ્રદ્ધા પ્રકટાવે છે. કાર્યો કરવામાં સંશયી આત્મા ટકી શકતો નથી અને તે અન્યોને દૃષ્ટાંતીભૂત થઇ શકતો નથી. **ખરી આત્મશ્રદ્ધા એજ પરમપુરૂષાર્થનું બીજ છે.** ખરી આત્મશ્રદ્ધા એજ મનોવૃત્તિની એકાગ્રતાનું બીજ છે. ખરી આત્મશ્રદ્ધા એ પરમ વિશુદ્ધ પ્રેમનું બીજ છે. ખરી આત્મશ્રદ્ધા એ યમ અને નિયમોનો આધાર છે. ખરી આત્મશ્રદ્ધા

એજ ધર્માનુષ્ઠાનોરૂપ વનસ્પતિઓના રસભૂત છે. શ્રદ્ધાવિનાનો મનુષ્ય સંશયના વિચારોથી નષ્ટ થાય છે, અને અનેક મનુષ્યોને નષ્ટ કરે છે. આત્માને અનુભવગમ્ય કર્યાવિના આનન્દની છાયા સર્વ પ્રસંગોમાં દેખી શકાતી નથી. ખરી આત્મશ્રદ્ધા એ રેડીયમ ધાતુસમાન છે. આત્મશ્રદ્ધાવિના સેવા અને ભક્તિમાં ખરો આત્મરસ વહી શકતો નથી અને તેથી મનુષ્યો સેવાભક્તિનાં અનુષ્ઠાનોમાં શુષ્કતાની વૃદ્ધિ કરે છે. આત્મજ્ઞાન જેટલા જેટલા અંશે વધતું જાય છે તેટલા તેટલા અંશે આત્મશ્રદ્ધા વધતી જાય છે, અને તે અન્ય ગુણોને ધારણ કરવાને પૃથ્વીની ઉપમાને ધારણ કરી શકે છે. આત્મજ્ઞાનવડે આત્મશ્રદ્ધામાં પરિણામ નહિ પામેલા મનુષ્યો પોતાનો વિશ્વાસ અન્યોઉપર બેસાડવા સમર્થ થતા નથી. પ્રમાણિકતાનું ખરૂં કારણ આત્મશ્રદ્ધા છે. જેઓ આત્માને આત્મભાવે જાણીને, આત્માની શ્રદ્ધાના રસવડે મનને મજબુત કરે છે, તેઓની કિમ્મત આંકી શકાતી નથી. શરીર કરતાં શરીરમાં રહેલા આત્માની શ્રદ્ધાને વિશેષતઃ માન આપવાની જરૂર છે. શરીરમાં રહેલા આત્માને ઓળખો, તેની શ્રદ્ધા કરો, અને જે જે કાર્યો કરો તેમાં આત્મશ્રદ્ધાને આગળ કરો. આત્મશ્રદ્ધાથી હાથમાં ધરેલાં કાર્યો કરવામાં દેવતાઈ સહાય્ય મળી શકે છે એમ નક્કી માનશો. મનુષ્યો, પોતાના આત્માને એક ગરીબ કંગાલ ગણીને પોતાના હાથે પોતાનો તિરસ્કાર કરીને આગળ વધી શકતા નથી. પોતાના આત્માની સિદ્ધસમાન સત્તા છે; તેની શ્રદ્ધા થયાવિના આત્માની શક્તિયોને વ્યક્ત કરવા માટે ઉદ્યમ કરી શકાતો નથી, અને ઉદ્યમ કરતાં છતાં પડતાં એવાં વિઘ્નોની સામે ટકી શકાતું પણ નથી. આત્મશ્રદ્ધાવિનાનો મનુષ્ય ડરાવ્યાથી વા વિઘ્નોથી પાછો હઠી જાય છે; તે ખરા નિશ્ચયને મેરૂપર્વતની પેઠે અડગ રાખી શકતો નથી. તે ક્રિયા વા ધર્માનુષ્ઠાનોમાં દુઃખો આવી પડતાં કૂતરાની પેઠે ઉભી પૂંછડીએ કાર્યક્ષેત્રમાંથી પાછો ભાગી જાય છે. આત્મબળને એકત્ર કરીને તેને કોઈપણ કાર્યમાં વાપરવાનું હોય તો તે આત્મશ્રદ્ધાવિના બની શકતું નથી. આત્મશ્રદ્ધા એજ વિજય વરમાળા છે. આત્મશ્રદ્ધાથી મનુષ્યો આનન્દોત્સાહથી ધર્મકાર્યો કરે છે, અને તેઓ દુઃખમાં પણ કર્મવાદના સિદ્ધાંતોને અવબોધતા હોવાથી અકળાતા નથી, અને મગજની સમતોલના જાળવીને આત્મપ્રદેશોમાં રહેલા ધર્મોને ખીલવે છે. આત્મવાદીઓ આત્મશ્રદ્ધાથી પરિપકવ બનેલા હોય છે તેથી તેઓ કર્મપ્રમાણે સુખદુઃખના વિપાકને ભોગવતા છતા સમત્વને ખોતા નથી. આત્મવાદીઓ પુનર્જન્મની શ્રદ્ધાવાળા હોવાથી સત્કાર્યો કરવામાં નિષ્કામબુદ્ધિથી પરિપૂર્ણ આત્મભોગ આપી શકે છે. જે જે કંઇ શુભ કાર્ય

કરવામાં આવે છે તેનું ફળ અવશ્ય પરભવમાં મળે છે, એમ આત્મવાદીઓને વિશ્વાસ હોવાથી શુભ કાર્ય કરતાં કદી પાછળ પડતા નથી. આત્મવાદીઓ ખરા દેશવીર, અને ખરા ધર્મવીર પાકે છે. આત્મવાદીઓને પાતાળ કુવાની પેઠે પોતાના આત્મામાંથી ખરી શક્તિથી સહાય્ય મળી શકે છે. જડવાદીઓ-નાસ્તિકો, પુનર્જન્મ માનતા નથી તેથી તેઓ આ ભવમાં જે કંઈ પ્રત્યક્ષ ફળ દેખાય તેજ માને છે અને પરોક્ષ ફળમાટે અવિશ્વાસની દૃષ્ટિએ ફરે છે તેથી તેઓ આન્તરિકબળ પ્રાપ્ત કરી શકતા નથી. આત્મવાદી એવું નામ માત્ર ધરાવનારાઓ, પોતાના કાર્યમાં જડવાદીઓ કરતાં પાછા હઠે તો જાણવું કે, તેઓ આત્મતત્ત્વના ખરા સ્વરૂપને ઓળખી શકતા નથી.

જડવાદીઓ અને ચૈતન્યવાદીઓનો મુકાબલો.

જડવાદીઓ કરતાં ખરા ચૈતન્યવાદીઓ સર્વ બાબતોમાં વિજય મેળવી શકે છે અને તેઓ જડવાદીઓને આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. જડવાદીઓ ખરેખર ખરા અધ્યાત્મવાદીઓના તાબામાં આવે છે અને તેઓ અધ્યાત્મવાદીઓના શિષ્યો બને છે. આત્મશ્રદ્ધાથી ચુસ્ત બનેલા આત્મવાદીઓ આખી દુનિયાની નજરે આવે છે. અધ્યાત્મવાદીઓ શોક વા ઉદાસીન ચહેરે બેસી રહેતા નથી. અધ્યાત્મવાદીઓ ડરકુ મીયાંની પેઠે ધર્મમાર્ગમાંથી પાછળ ફરનારા હોતા નથી. અધ્યાત્મવાદીઓ બાહ્ય અને આન્તરિક શક્તિયોને પોતપોતાના અધિકારપ્રમાણે ખીલવે છે.

આપણા આર્યક્ષેત્રમાં અધ્યાત્મવિદ્યાએ સદાને માટે વાસ કર્યો છે. ધર્મના સ્થાપકો ખરેખર આર્યાવર્તમાં પાકે છે. આર્યક્ષેત્રની ભૂમિના વાતાવરણમાં કંઈ વિલક્ષણ તત્ત્વ રહ્યું છે કે, જે આર્યાવર્તના વતનીઓને આત્મવિદ્યાના પ્રદેશ તરફ આકર્ષે છે અને ધર્મમહાત્માઓને પોતાનામાં ઉત્પન્ન કરે છે. આર્યાવર્તના વિદ્વાનોનું અધ્યાત્મવિદ્યાતરફ છેવટે લક્ષ ખેંચાય છે.

આત્મજ્ઞાનથી આર્યભૂમીની પૂજ્યતા.

આર્યાવર્તમાં ખરેખરી અધ્યાત્મવિદ્યા છે. આર્યદેશના મનુષ્યોને અધ્યાત્મવિદ્યાની પ્રાપ્તિ માટે પાશ્ચાત્યોના શિષ્યો બનાવાની જરૂર નથી. આર્યદેશમાં જન્મેલો મનુષ્ય અધ્યાત્મવિદ્યાની ખરેખરી પ્રાપ્તિ કરી શકે છે. પાશ્ચાત્યો આર્યદેશની અધ્યાત્મવિદ્યા ગ્રહણ કરે તો પૃથ્વીના કકડા માટે, લાખો મનુષ્યોના પ્રાણનો કદી નાશ થાય એવી મોહદશાને તાબે

થઇ શકે નહિ. દેશ, કાલ, અને ક્ષેત્ર, એ ત્રણ અધ્યાત્મવિદ્યાની પ્રાપ્તિ માટે ઉપયોગી છે. અધ્યાત્મવિદ્યા એ આપણું ખરૂં જીવન છે અને એવા જીવનથી જીવવું એજ આપણું અમરપણું જાણવું.

આખી દુનિયામાં અધ્યાત્મજ્ઞાનવડે સમાન ભાવ ફેલાવી શકાય છે. દરેક ધર્મવાળાઓ ભ્રાતૃભાવ–મૈત્રી–સલાહ–સંપ અને ઐક્યનાં, ભાષણોદ્વારા બણગાં ફુંકે છે પણ, અધ્યાત્મજ્ઞાનના ઉંડાણ પ્રદેશમાં પ્રવેશ્યાવિના સમાનભાવની દૃષ્ટિથી જગત્‌ને દેખી શકાય નહિ, તેમજ તે પ્રમાણે જગત્‌માં વર્તી શકાય નહિ. અધ્યાત્મજ્ઞાનમાં ઉંડા ઉતરવાથી, સમાનભાવમાં આત્મા પ્રકાશે છે અને તેથી તે સ્વાર્થે માટે કોઈ પણ દુનિયાના જીવને ઉદ્વેગ પમાડતો નથી. અધ્યાત્મજ્ઞાન કહે છે કે, સમાન-ભાવ માટે પ્રથમ મને આવકાર આપો ! હું તમને સમભાવની સપા-ટીપર લેઈ જઇશ અને ત્યાં, તમને સર્વ દુનિયા સમાન લાગશે. જે અધ્યાત્મજ્ઞાનવડે સમાનભાવ ખીલે છે, એ સમાનભાવની દિશામાં ગમન કરીને તત્સંબન્ધી વિચાર કરવો જોઇએ.

સમાનભાવ.

સમાનભાવ એ જીવનનું મોટું રહસ્ય છે. તે દુઃખને દૂર કરે છે અને સુખને દૃઢ કરે છે. તે વિરોધને ટાળે છે અને વિરૂદ્ધતાને ખાળે છે–કઠીનમાં કઠીન હૃદયને પિગાળે છે અને ધર્મના સુન્દર અંશને પોષે છે. આર્ય જૈનધર્મના મોટા સિદ્ધાંતોનું મૂળ સમાનભાવ છે. "એકબીજાને સમાન ગણો, તમારો આત્મા ગમે તે આત્માના સરખો છે એવો ભાવ રાખીને દુનિ-યામાં પ્રવર્તો, પશ્ચાત્ તમારૂં જીવન ખરેખર વિદ્યુત્‌ની પેઠે ઉન્નત થશે." આપણા તીર્થંકરોએ, અને મહાત્માઓએ સમાનભાવ તરફ ઉન્નતિનો નિશ્ચય દર્શાવ્યો છે. એક વિદ્વાને કોઈ મહાત્માને પૂછ્યું કે, આપણો ઉદય શામાં છે? મહાત્માએ કહ્યું કે, "સમાનભાવમાં." સમાનભાવથી મનુષ્ય આખી દુનિયામાં દરેકના હૃદય ઉપર જબરી શ્રદ્ધા ચલાવી શકે છે. સર્વ પ્રકારની વાસનાના સંકુચિત પ્રદેશમાંથી છૂટવું હોય તો, સમાનભાવથી હૃદય ભરી દો. જો તમારે ભેદભાવનાના ક્ષુદ્ર વિચા-રોનો પ્લેગ શમાવવો હોય તો સમાનભાવની ઉપાસના કરો ! શુદ્ધ પ્રેમસિવાય સમાનભાવ આવી શકે નહિ. કૅનન ફૅરર કહે છે કે "આ-પણે ઘણીવાર ઉદ્યોગ કરતાં સમાનભાવથી વધારે હિત કરીએ છીએ. માણસ, પદવી, અધિકાર, દ્રવ્ય, અને શરીરસુખ ખુએ, પણ સંતોષથી સુખમાં જીવ્યા કરે." એક વસ્તુ એવી છે કે તેવિના જીંદગી ભારરૂપ થઇ પડે, અને તે સમાનભાવ છે. સમાનભાવ અન્ય હૃદયમાં પ્રીતિ અને આજ્ઞાધીનતા પ્રેરે છે.

સમાનભાવ વધારે મનુષ્યોપર દર્શાવી તેના વિષયને વધારે વિસ્તાર પામવા દઈએ છીએ ત્યારે, તે 'સાર્વજનિક દયાભાવ' એવું મોટું રૂપ ધારણ કરે છે. સમાનભાવ દર્શાવવામાં બહુ દ્રવ્ય, બલ્કે બહુ બુદ્ધિ-બળની કંઈ જરૂર નથી. નોક્સ નામનો એક યુરોપીયન વિદ્વાન્ કથે છે કે, "સમાનભાવથી એકબીજાના ભલામાટે વધારે લાગણી પ્રેરાશે." એક હૃદયની અન્ય હૃદયપર અસર થયાવિના રહે નહિ. સમાનભાવથી સમસ્ત દુનિયા બાંધવ થાય છે. જ્યારે મનુષ્ય અન્યના જીવનને પોતાનું જીવન સમજે છે ત્યારે દૈવી અસર ઉત્પન્ન કરે છે અને સર્વને પોતાના પ્રતિ આકર્ષે છે. ઉત્તમ અને ઉદાર પ્રકૃતિના પુરૂષોમાં સર્વેથી વધારે સમાનભાવ હોય છે. વિલ્બર્ફોર્સ સમાનભાવના બળે માટે વધારે પ્રસિદ્ધ હતો. સાક્રેટીસે કહ્યું છે કે "જેમ મનુષ્યની અપેક્ષા સ્વાર્થ માટે ઓછી થતી જાય છે, તેમ તે પરમાત્મા પાસે જતો જાય છે." સમાનભાવ એ પરમાત્માની પાસે જવાને માટે સર્ટીફીકેટ છે. ઘણી વખત એવું બને છે કે વાચકોને સમાનભાવ પુસ્તક વાંચતાં લાગે છે પણ તેના આચરણમાં દેખાવ દેતો નથી. દુનિયામાં—ગચ્છો ગચ્છોમાં ભેદ, એકબીજા વચ્ચે ભેદ! તેમાં શેઠ, નોકરને હલકો ગણે, રાજા પોતાની પ્રજાને હલકી ગણે, અધિકારી પોતાના નોકરને હલકો ગણે અને પ્રભુની પ્રાર્થના કરીને પ્રભુની કૃપા ચાહવામાં આવે! આ કેટલો બધો અજ્ઞાન ભાવ? નાના મોટાની કલ્પનાથી મનુષ્ય પોતાની અંદર રહેલા આત્માને ઓળખી શકતો નથી. જે મનુષ્યોમાં આત્માઓરૂપી પરમાત્માઓ વિરાજી રહ્યા છે તે મનુષ્યો તરફ, દ્વેષની—ઈર્ષ્યાની લાગણીથી જોનાર મનુષ્યનો આત્મા, ખરેખર મોહરૂપ શેતાનની દૃષ્ટિથી દેખનાર છે. આચારોમાં સમાનભાવ જેણે ધાર્યો છે એવા સમાનભાવીની જીંદગી અનેક મનુષ્યોના કલ્યાણાર્થે થાય છે. આ આર્યાવર્તમાં હાલ કેળવણી વધવા લાગી છે, વ્યાપારો વધવા લાગ્યા છે, ધર્મના પન્થો પણ અલ-સીયાંની માફક ઉભરાવા લાગ્યા છે; પણ સમાનભાવ તો અદ્રશ્ય થતો જાય છે. કેળવણી પામેલા મનુષ્યો તીડની પેઠે ઉભરાવા લાગ્યા છે, પણ સર્વ જીવોને સમાન ગણીને તેઓના પ્રતિ સેવાધર્મ બજાવનારા વિરલ પુરૂષો દેખવામાં આવે છે. ભાષણોની ભવાઇઓમાં તાળીઓના ઘડઘડાટો વધવા લાગ્યા છે, કિન્તુ સમાનભાવથી પોતાના મનુષ્ય બંધુઓ-પ્રતિ વર્તનારા અલ્પ પુરૂષો માલુમ પડે છે. મનુષ્યો પરમાત્માની સમાન થવા ઇચ્છા કરે છે, પણ પરમાત્માની પેઠે સમાનભાવ ધાર્યાવિના પરમાત્માઓની કોટિમાં કેમ પ્રવેશ કરી શકે? બાહ્યસત્તા—લક્ષ્મી અને શરીર-તથા જાતભેદથી દરેકના આત્માઓને વિષમભાવે દેખનારાઓ, શરી-

રમાં રહેલા આત્માની ઉત્તમતા સમજી શકતા નથી. સમાનભાવ એ સર્વ પ્રકારની ઉચ્ચતાની નિસરણિ છે. સમાનભાવથી ઈર્ષ્યા વગેરે દોષોનો તુર્ત નાશ થાય છે. શ્રીમદ્ કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યમાં જૈનધર્મના પડેલા ગચ્છોના ભેદપ્રતિ સમાનભાવ હોવાથી, તેઓએ ગચ્છભેદના કલેશમાં પોતાની લેખીનીનો ઉપયોગ કર્યો નથી. શ્રીહીરવિજયસૂરિમાં પણ સર્વ ગચ્છીય સાધુઓ પ્રતિ સમાનભાવ વધતો જતો હતો, તેથી તેઓ અન્ય ગચ્છીયો સાથે ચર્ચા કરી કલેશની ઉદીરણા કરવી નહિ એવો ઠરાવ કરવા સમર્થ થયા હતા. અકબર બાદશાહ અલ્પ એવા સમાનભાવથી હિન્દુઓ અને મુસલમાનોનો પ્રેમ જીતવા સમર્થ થયો અને ઇતિહાસના પાને તેનું નામ કીર્તિમય થઈ ગયું. ગમે તે સ્થિતિમાં મનુષ્ય સમાનભાવથી આત્મિકસુખ પ્રાપ્ત કરે છે. સમાનભાવના માર્ગે જતાં આત્મસુખનો પ્રકાશ થાય છે. સમાનભાવના મૂળમાં, આખી દુનિયાના સત્યધર્મનો પ્રકાશ રહ્યો છે. જે મનુષ્ય, સમાનભાવને વર્તનમાં મૂકી જણાવે છે, તે મહાત્મા થાય છે. સમાનભાવના લેખો ઘણા જોવામાં આવે છે પણ તેને ધારણ કરનારા હયાત મનુષ્યો અલ્પ જોવામાં આવે છે. પોતાનું માન જાળવવામાં જ્યાં મહેચ્છા હોય અને અન્ય મનુષ્યો જ્યાં હલકા જણાતા હોય ત્યાં સમાનભાવનો તિરસ્કાર છે, અને એ તિરસ્કારનો ઘોષ આખી દુનિયાને ખરાબ અસર કરે છે.

સમાનભાવથી દયા–શુદ્ધપ્રેમ, વગેરે ગુણો ઉચ્ચ ભાવમાં ખીલતા જાય છે અને તેથી ક્ષુદ્ર જંતુઓ પણ આપણી સાથે હળીમળીને ગેલ કરે છે. સમાનભાવથી પશુઓ અને પંખીઓપ્રતિ શુદ્ધ પ્રેમભાવના ખીલી ઉઠે છે. તે સંબન્ધી નીચેનું દૃષ્ટાંત મનન કરવા યોગ્ય છે.

મૅસ્સા ન્યુસેટસમાં કૉન્કોડ નો થોરો, પ્રાણીઓ પ્રતિ સમાનભાવ રાખીને તેમની સાથે પ્રીતિ રાખવામાં પ્રાચીન સાધુઓ જેવો હતો; ઇ. સ. ૧૮૪૫ માં વૉલ્ડન સરોવર આગળ તે જંગલમાં ગયો, તેણે જંગલમાં એક ઘર બાંધવા માંડ્યું, તેથી રૅકૂન[1] અને ખીસકોલીને આશ્ચર્ય લાગ્યું, પણ પ્રાણીઓને તરતજ માલુમ પડ્યું કે તેનો ઈરાદો તેમને કશી ઇજા કરવાનો નથી. તે પડી ગયલાં ઝાડપર કે ખડકની કોરપર સૂતો અને બિલકૂલ હાલ્યાચાલ્યાવિના સ્થિર રહેતો. ખીસકોલી ને [2]વૂડચક એની પાસે વધારે વધારે નજીક આવતાં અને એને અડકતાં પણ ખરાં. જંગલમાં એવી ખબર ફેલાઈ કે આપણામાં

૧ ઉત્તર અમેરિકાનું માંસાહારી પ્રાણી ! ૨ એક જાતનું ભૂંડ જેવું જાનવર.

એક મનુષ્ય આવ્યો છે તે આપણને મારનાર નથી, તેથી તે માણસથી જનાવરો અને પક્ષીઓ વચ્ચે એક સુન્દર સમાનભાવ ઉત્પન્ન થયો. તે તેમને બોલાવતો ત્યારે તેઓ તેની પાસે આવતાં. સર્વ પણ તેના પગની આસપાસ વિંટાળાતાં. ઝાડપરથી તે ખીસકોલી લે એટલે તે નાનું પ્રાણી તેને છોડવાની નાખુશી બતાવે અને થોરોના બદનમાં સંતાઇ જાય. નદીમાંનાં માછલાં પણ તેને ઓળખતાં. આપણને એ કાંઈ પણ ઈજા કરનાર નથી એવા સંપૂર્ણ વિશ્વાસથી તેઓ તેમને પાણીમાંથી ઉચકવા દેતાં. તેણે પોતાનું ઘર એક જંગલી ઉંદરના માળાપર બાંધ્યું હતું. તે ઉંદર પ્રથમ બીતો હતો હવે તેની પાસે આવતો અને તેના પગ આગળથી રોટલીના કકડા ઉપાડી લેતો, પછી તે તેનાં પગરખાં અને તેનાં લુગડાંપર દોડતો, અન્તે તે ઉંદર એટલો બધો હળી ગયો કે તે પાટલીપર બેસતો ત્યારે તે તેનાં લુગડાંપર તેની બાંહોમાં અને જે કાગળમાં તેનું ભોજન પીરસ્યું હોય તે કાગળની આસપાસ કૂદતો; તે પનીરનો કકડો લેતો ત્યારે તે ઉંદર આવતો અને તેના હાથમાં તે કરડતો, અને ખાઈ રહેતો ત્યારે માખીની પેઠે પોતાનું મોં અને પંજા સાફ કરતો અને ચાલ્યો જતો. ( કર્તવ્યપુસ્તક ).

સ્વામી રામતીર્થ હિમાલયપર્વતની ગુફાઓમાં રહેતો હતો. વાઘ સિંહ વગેરે હિંસક પ્રાણીઓ પણ તેને ઈજા કરતાં નહોતાં. (રામતીર્થચરિત્ર)

પશુઓ અને પંખીઓ ઉપર સમાનભાવની અસર થાય છે, તો મનુષ્યોપર સમાનભાવની ઘણી અસર થાય તેમાં શું આશ્ચર્ય? પરસ્પર ઉંચ નીચનો ભેદ કલ્પીને મનુષ્યો બ્રહ્મભાવની દશાને પ્રાપ્ત કરી શકતાં નથી. સમાનભાવથી આખી દુનિયાના મનુષ્યોપ્રતિ એકસરખી આત્મભાવના જાગ્રત્ થાય છે અને તેથી આત્મા, સ્થૂલ ભૂમિકામાં પણ આખી દુનિયાનો સ્વામી બનવાનો અધિકાર પ્રાપ્ત કરી શકે છે. આપણી અધ્યાત્મવિદ્યાદેવીનો સત્કાર કરીને તેને મનમંદિરમાં પધરાવો અને તેની આજ્ઞાપ્રમાણે આખી દુનિયામાં સમાનભાવ રાખો, પશ્ચાત્ જુઓ કે પૂર્વની તમારી જીંદગી કરતાં હાલની જીંદગી કેટલી બધી ઉત્તમ બની છે.

એટલું તો કહ્યાવિના ચાલતું નથી કે, આર્યોની અને આર્યાવર્તની ઉન્નતિઅર્થે અધ્યાત્મજ્ઞાનની ઘણી જરૂર છે. અધ્યાત્મજ્ઞાનવિના સમાનભાવની ભૂમિકા દઢ થતી નથી. અધ્યાત્મજ્ઞાનથી ઘણા કૃત્રિમ ભેદોના કદાગ્રહો શમી જાય છે અને પોતાની જીંદગી અમૃતસમાન લાગે છે. અનેક ભવના સંસ્કારથી અધ્યાત્મજ્ઞાનપ્રતિ રૂચિ થાય છે અને તેની પ્રાપ્તિ થાય છે. એકવાર તમારા હૃદયમાં અધ્યાત્મજ્ઞાનનું તેજ પાડો,

પશ્ચાત્ તમારા હૃદય સામું જુઓ, એ પહેલાં કરતાં ઉત્તમ બનેલું તમને જણાશે. દુનિયાના મનુષ્યો જો પોતાના આત્માને ઓળખે તો પાપપ્રવૃત્તિના ચક્રમાં ચડાવેલા પોતાના આત્માને શાન્તિ આપવા, સન્તોષનું આવાહન કરી શકે. મનુષ્ય પોતાની જીંદગીપર ધારે તો પ્રકાશ પાડી શકે અને પ્રમાદથી પ્રયત્ન ના કરે તો પોતાને અંધકારમાં રાખી શકે. દુનિયા પ્રભુને પૂજવા પ્રયત્ન કરે છે પણ હૃદયનાં બારણાં ઉઘડ્યાવિના પ્રભુનાં દર્શન કરવા સમર્થ થતી નથી, તો પૂજાની શી વાત કરવી? સમજ્યાવિના મનુષ્યો લવલવ અને લપલપમાં પોતાની જીંદગીનો ઘણો ભાગ વ્યર્થ ગાળે છે. જેણે પોતાની જીંદગી માટે એકાંત પથારીમાં બે અશ્રુ ઢાળ્યાં નથી અને જેણે પોતાના આત્માને ઓળખવા માટે અન્તરમાં કાંઇપણ વિચાર કર્યો નથી, તેવા મનુષ્યો કિરાત કન્યાની પેઠે 'ચણોઠીના હારસમાન' બાહ્ય સુવર્ણાદિ ભૂષણોથી પોતાને ઉત્તમ કલ્પી લે છે અને પશ્ચાત્ તેઓ ઉત્તમ જીંદગીને હારી ચાલ્યા જાય છે. દયાભાવને દર્શાવવામાં અને શુભ કૃત્યો કરવામાં મનુષ્યો પાછળ પડે છે તેનું કારણ એ છે કે, તેઓ અધ્યાત્મજ્ઞાનના પ્રકાશથી દયાની વેલડીની વૃદ્ધિ કરવામાં લક્ષ આપતા નથી. મનુષ્યોના દોષો કાઢવા મનુષ્યો રાત્રિદિવસ જીભને હલાવ્યા કરે છે, પણ તેઓને આત્મજ્ઞાનનો બોધ દેવા, વા લેવા તો—જડ જેવા બનીને કાંઈપણ સત્ય પ્રયત્ન કરી શકતા નથી. દુનિયાના મનુષ્યોને ઉત્તમ બનાવવા હોય તો અધ્યાત્મવિદ્યાની કેળવણી આપવાની જરૂર છે. ઉપદેશકોને ઉત્તમોત્તમ બનાવવા હોય તો અધ્યાત્મજ્ઞાનનો ફેલાવો કરવાની જરૂર છે. અધ્યાત્મજ્ઞાન એ હૃદયને શીતળ કરવા દિવ્ય શીતળ હવા છે. તેનો સ્પર્શ જેને થયો નથી તે ભલે તેનાથી દૂર રહે જેને તેનો શીતળ સ્પર્શ થયો હોય છે તે દેહ છતાં—ખરૂં સુખ ભોગવવા ભાગ્યશાળી બને છે. અધ્યાત્મજ્ઞાન એ શ્રી વીરપ્રભુએ આપેલી સુખ પ્રસાદી છે. દુનિયાના મનુષ્યો! તમો જરા આ દિવ્ય લ્હાણા તરફ દૃષ્ટિ કરીને તેનું આસ્વાદન કરો! પશ્ચાત્ તેના ગુણસંબન્ધી તમારૂં હૃદય તમને સત્ય કહેશે.

અજ્ઞાની, ઇન્દ્રિયો અને શરીરના ધર્મોમાં ભેગો મળીને રહે છે તેથી શરીરની ચંચળતાથી પોતાની ચંચળતા કરે છે. જ્ઞાનીનો આત્મા સુકેલા નાળીયેર જેવો છે તેથી શરીરના ધર્મમાં પોતે મમતા આસક્તિ અને વાસનાઓથી પરિણામ પામતો નથી. જ્ઞાનીનો આત્મા પોતાના ધર્મમાં મન વચન અને કાયાનું વીર્ય પરિણમાવે છે અને શરીરના ધર્મોમાં નિર્લેપ રહી અન્તરથી નિશ્ચલ રહે છે. મરેલા મનુષ્યના મડદાને કોઈ હાર પહેરાવે, કોઈ પૂજે, કોઈ લાત મારે, અને કોઇ અગ્નિ મૂકે તો

તેને જેમ કંઈ નથી, તેમ જ્ઞાની મન વાણી અને કાયાને પોતાથી ભિન્ન માનીને તેઓના ધર્મમાં સમભાવે રહે છે અને શરીરના ધર્મોમાં હર્ષ શોક ધારણ કરતો નથી. જ્ઞાની આવી ઉત્તમદશાનો અનુભવ કરીને મન વાણી અને કાયાની ચંચળતાના ક્ષોભને પોતાનામાં માનતો નથી, તેથી તે પોતાને નિશ્ચલતાના શિખરે લાવી મૂકે છે. આત્મા અને શરીરના ધર્મો જુદા હોવાથી, કદી ગમે તેવી સ્થિરતાથી બંનેનું ઐક્ય થતું નથી. જ્ઞાનીએ પોતાના આત્માને ધ્યાનના તાપવડે સુકા નાળીયેરની પેઠે બનાવવા પ્રયત્ન કરવો, કે જેથી મન-વાણી અને કાયાના ધર્મોની અસર પોતાનાપર થાય નહિ અને અધ્યાત્મવડે આગળનો માર્ગ પ્રકાશિત થાય. શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય અધ્યાત્મજ્ઞાનીઓને લયસમાધિનો ઉત્તમ માર્ગ બતાવે છે.

શ્લોક.

यावत् प्रयत्नलेशो यावत् संकल्पकल्पना कापि ।
तावन्न लयप्राप्तिस्तावत्तत्त्वस्य कातु कथा ॥

( योगशास्त्र. )

જ્યાંસુધી પ્રયત્નનો લેશ છે અને જ્યાંસુધી સંકલ્પની કોઈપણ કલ્પના છે, ત્યાંસુધી લયની પ્રાપ્તિ નથી તો તત્ત્વની શી વાત કરવી ? એકજ વસ્તુ પરચિત્તને ચોંટાડતાં ચિત્તનો લય થાય છે. આત્માના ગુણોમાં રમણતા કરવાથી અને આત્માના શુદ્ધોપયોગે સ્થિર થઈ જવાથી, લયની પ્રાપ્તિ થાય છે. આત્માને આત્મારૂપે જોઈ રહો અને કોઈપણ સંકલ્પ મનમાં ન આવવા દો; આવી રીતે એક કલાકપર્યન્ત રહેતાં લયસમાધિની દિશાનું આપોઆપ ભાન પ્રગટશે, અને અન્તિમ સંતોષની અનુભવ ઝાંખી આપોઆપ જણાશે. મનના સંકલ્પવિકલ્પનો લય થઇ જાય એવી ઉપરની કૂંચી છે. શરીર, મન, વાણી અને આ સઘળું જગત્ તે સર્વમાંથી ચિત્ત ઉઠી જાય, અને એક આત્મામાં સ્થિરતા થાય તો લયસમાધના પ્રદેશમાં પ્રવેશ થશે. ચિત્તલયના સ્થૂલ અને સૂક્ષ્મ અનેક ઉપાયો છે, તેનું કથન કરતાં એક મોટો ગ્રન્થ થઈ જાય તેથી વિશેષ જિજ્ઞાસુએ ગુરૂની પાસે જ્ઞાન મેળવીને ચિત્તલયના ઉપાયોમાં પ્રવૃત્ત થવું. મનમાં આખું જગત્ એકસરખું વસ્તુસ્વભાવે ભાસે છે ત્યારે, ઔદાસીન્ય પ્રવૃત્તિ પ્રાપ્ત થઈ ગણાય છે. લયની પ્રાપ્તિ થતાં ઔદાસીન્યદશામાં પ્રવેશ થાય છે. દીલગીર થવું વા વિષયોપર દ્વેષ ધારણ કરવો એવો ઉદાસીભાવ ગ્રહણ કરવાનો નથી; અત્ર તો હર્ષ, શોક, ભય, લાભ, આદિ મોહવૃત્તિયોવિના, વસ્તુને

વસ્તુગતે જોઇને આત્મભાવે રહેવાની સમવૃત્તિને ઔદાસીન્યવૃત્તિ તરીકે અવબોધવી. ઔદાસીન્યવૃત્તિમાં આત્મતત્ત્વનો પ્રકાશ થાય છે, એમ શ્રીમદ્ હેમચંદ્ર પ્રભુ જણાવે છે.

શ્લોક.

यदिदं तदिति न वक्तुं साक्षाद् गुरुणाऽपि हन्त शक्येत ।
औदासीन्यपरस्य प्रकाशते तत् स्वयंतत्त्वम् ॥

(योगशास्त्र.)

જે પરમતત્વ છે તે આ છે, વા એ છે, વા આવું છે, વા તેવું છે, વા એવું છે, એમ–ખેદની વાત છે કે સાક્ષાત્ ગુરૂથી પણ કહી શકાતું નથી. ઔદાસીન્યભાવમાં તત્પર રહેલા યોગીને એ પરમતત્વનો આપોઆપ પ્રકાશ થાય છે. જે વાણીથી અગોચર છે તેને, ગુરૂ આમ છે અને આ આવું છે, એમ શબ્દોથી શી રીતે કહી બતાવે? અને તેનો શી રીતે ઉપદેશમાત્રથી હૃદયમાં નિશ્ચય થાય? ઘા વાગેલા હોય તે જાણે, બીજા તેનું દુઃખ શી રીતે જાણી શકે. ઔદાસીન્યભાવ અને અનુભવ એ બે ઠેઠ પાસે રહે છે. પોતાના આત્મામાં ઔદાસીન્યભાવ પ્રકટવાથી પોતાને આત્મતત્ત્વનો અનુભવ–પ્રકાશ થાય છે. અનુભવને વાણીથી કહેતાં, કહેવાતો નથી. કહ્યું છે કે,

वीररसनो तो अनुभव जाणे मर्दजनोकी छाती,
पतिव्रता पतिमनकुं जाणे–कुलटा लातो खाती ।
भया अनुभव रंग मजीठा रे, उसकी वात न वचने थाती ॥
गर्भमांहि तो बोलताने–बहिर जनम तब मूंगे,
मूंगे खाया गोळ उसकी, वात कछु न करुंगे. ॥ भया० ॥
अनुभव एवो अटपटो ते, वचने नहि कहेवातो,
वाग्यां भालडीयां ते जाणे–अनुभव ज्ञानी पातो. ॥

(स्वगत.)

આત્મતત્ત્વપ્રકાશને મેળવવાનો ઉપાય ઉપર પ્રમાણે જણાવીને શ્રીમદ્ હેમચંદ્ર પ્રભુ ઉન્મનીભાવવડે આત્મતત્ત્વનો પ્રકાશ દર્શાવે છે.

શ્લોક.

एकान्तेऽति पवित्रे रम्ये देशे सदा सुखासीनः ।
आचरणाग्रशिखाग्राच्छिथिलीभूताखिलावयवः ॥ २२ ॥
रूपं कान्तं पश्यन्नपि शृण्वन्नपि गिरं कलमनोज्ञाम् ।
जिघ्रन्नपिच सुगंधीन्यपि भुञ्जानो रसास्वादं ॥ २३ ॥
भावान् स्पृशन्नपि मृदून्न वारयन्नपि च चेतसो वृत्तिम् ।
परिकलितौदासीन्यः प्रणष्टविषयभ्रमो नित्यं ॥ २४ ॥

बहिरन्तश्च समन्तात्-चिन्ताचेष्टापरिच्युतो योगी ।
तन्मयभावं प्राप्तः कलयति भृशमुन्मनीभावम् ॥ २५ ॥
( योगशास्त्रे चतुर्भिः कलापकं )

એકાન્ત પવિત્ર રમ્ય પ્રદેશમાં સુખાસને બેસી, પગના અંગુઠાથી મસ્તકના અગ્રભાગપર્યન્ત સમગ્ર અવયવોને શિથિલ કરી, કાન્તરૂપને જોતો, મનોહર વાણીને સાંભળતો, સુગંધીઓને સુંઘતો, રસસ્વાદને ચાખંતો, મૃદુભાવોને સ્પર્શતો, અને મનની વૃત્તિયોને નહિ વારતો છતો, ઔદાસીન્યભાવમાં ઉપયુક્ત અને નિત્ય વિષયાસક્તિવિનાનો અને બાહ્ય તથા અન્તરચેષ્ટા ચિન્તાથી રહિત થએલો યોગી, પોતાના શુદ્ધ સ્વરૂપના તન્મયભાવને પ્રાપ્ત થઈ અત્યન્ત ઉન્મનીભાવને ધારણ કરે છે.

અધ્યાત્મજ્ઞાનવિનાનું સર્વ જ્ઞાન ખરેખર વરવિનાની જાન જેવું છે.

पढना गुणना सबहि जूठा जब नहि आतम पिच्छाना ।
वरविना क्या जान तमासा-लुण विण भोजनकुं खाना ॥
अलख देशमें वास हमारा० ॥
( स्वगत. )

આત્મજ્ઞાનવિનાનું ભણવું, ગણવું, આદિ સર્વે સંસાર હેતુભૂત છે. વરવિનાનો જાનનો તમાસો જેમ શોભાલાયક થતો નથી, તેમ આત્મજ્ઞાનવિનાનાં સર્વ જ્ઞાનનો આડંબર પોતાના આત્માની શોભા માટે થતો નથી. લુણવિનાનું ભોજન જેમ લુખું લાગે છે, તેવી રીતે અધ્યાત્મજ્ઞાનવિનાનાં પુસ્તકો પણ જ્ઞાનિઓને નિરસ લાગે છે. સર્વ રસનો રાજા શાંતરસ છે. અધ્યાત્મજ્ઞાન એ શાન્તરસનો સાર છે. અધ્યાત્મજ્ઞાનવિના રસાધિરાજ શાંતરસને કોઈ પ્રાપ્ત કરી શકતું નથી. અધ્યાત્મજ્ઞાનવિના ખરો શાંતરસ પારખી શકાતો નથી, તેથી મુગ્ધ, કૃત્રિમ શાંતરસને ખરો શાંતરસ માની લેછે, માટે શાંતરસનો મહિમા જણાવનાર એવા અધ્યાત્મજ્ઞાનની ઉપાસના કરવી જોઇએ. અધ્યાત્મજ્ઞાનથી પોતાના આત્માને શરીરથી જુદો પાડી શકાય છે. कलिकाल सर्वज्ञ जैनधर्मोद्धारक, पूज्यश्री हेमचन्द्राचार्य યોગશાસ્ત્રના બારમા પ્રકાશના છેવટે, અધ્યાત્મજ્ઞાનપર પોતાની દૃષ્ટિ ફેરવે છે, ત્યાં તેઓશ્રી અધ્યાત્મસંબન્ધી નીચેપ્રમાણે લખે છે.

श्लोक.

पृथगात्मानं कायात् पृथक् च विद्यात् सदात्मनः ।
उभयोर्भेद ज्ञाताऽस्मनिश्चये न स्खलेत् योगी ॥
( योगशास्त्र. )

આત્માને શરીરથી જુદો જાણવો અને શરીરને આત્માથી ભિન્ન અવબોધવું; આ પ્રમાણે ઉભયનો ભેદ જ્ઞાતા યોગી, આત્માના નિશ્ચયમાં સ્ખલાયમાન થતો નથી. સારાંશ કે દેહથી પોતાના આત્માને ભિન્ન જાણીને ધ્યાન ધરનાર યોગી, આત્માનો પ્રકાશ કરવામાં આગળ વધતો જાય છે; તેને વિઘ્નો નડે છે પણ તેની તે દરકાર કરતો નથી. દુનિયાના નામ અને રૂપના સંબન્ધો યોગીને બંધનકર્તા થતા નથી. પોતાનો આત્મા આ ક્ષણિક શરીરથી ભિન્ન જણાતાં વાસનાઓનાં બંધનો છૂટે છે.

ઉન્મનીભાવ પ્રાપ્ત કરવા માટે, ધ્યાની મહાત્માઓ પ્રયત્ન કર્યા કરે છે. વાસનાઓમાં અહંત્વ અને સુખત્વ પરિણતિ ટળે તોજ ઉન્મનીભાવની દિશાતરફ ગમન કરી શકાય છે. યોગીઓ ઉન્મનીભાવને પામે છે. સંસારદશાથી વિપરીત થયાવિના ઉન્મનીભાવ આવતો નથી. સંસાર અને ઉન્મનીભાવને પરસ્પર વિરોધ છે. નદીના સામાપૂરે ચિત્રાવેલી જાય છે, તેમ ઉન્મનીભાવને પામેલા યોગીઓ સંસારથી ઉલટી ગતિ કરે છે. સંસારી જીવોને તેમનું સર્વ વિપરીત લાગે છે અને યોગીઓને, સંસારી જીવોએ કરેલી મારાતારાપણાની વ્યવહાર ભેદજાળ બધી વિપરીત લાગે છે, તેથી 'મિયાં અને મહાદેવની પેઠે' બંનેના એકસરખા વિચાર અને આચાર મળતા આવી શકતા નથી. સંસારનો વિવેક જુદા પ્રકારનો છે અને ઉન્મનીભાવનો વિવેક જુદા પ્રકારનો છે. ઉન્મનીભાવની ખુમારી પામેલા યોગીઓને, દુનિયાના સારા નરસા શબ્દોની અસર થતી નથી; કારણ કે તેમને ઉદ્દેશીને જે જે કહેવામાં આવે છે તેમાંથી અહંત્વ તેમને ટળી ગયું હોય છે, તેથી તેઓ આકાશની પેઠે પૌદ્ગલિક પદાર્થોથી અન્તરદૃષ્ટિએ નિર્લેપ રહે છે. જે જે શબ્દો બાણની પેઠે, વા અમૃતની પેઠે દુનિયાને અસર કરે છે, તે તે શબ્દોમાં યોગીઓને અસર કરવાની શક્તિ હોતી નથી. ઉન્મનીભાવને પામેલા યોગીઓ દુનિયાની દૃષ્ટિએ ટીકાપાત્ર થઇ પડે તોપણ તેમાં તેમને બંધાવવાનું વસ્તુતઃ હોતું નથી. જે જે આશ્રવોના હેતુઓ છે તે ઉન્મનીભાવને પામેલા જ્ઞાન યોગીઓને સંવરના હેતુરૂપે પરિણમે છે અને જે જે સંવરના હેતુઓ છે, તે તે દુનિયા સમ્મુખ મન રાખનારા અજ્ઞાની જીવોને આશ્રવપણે પરિણમે છે. "जे आसवा ते परिसवा, जे परिसवा ते आसवा." આ સૂત્રના વચનથી સમજી શકાય છે કે, ઉન્મનીભાવને પામેલા જ્ઞાનીઓ ભોગ ભોગવતાં પણ નિર્જરા કરી શકે છે; કારણ કે તેઓ અન્તરથી ભોગોની સાથે આસક્તિવાળા હોતા નથી. તેઓ ઉન્મનીભાવમાં રમ્યા કરે છે. તેઓ ઔદાસીન્યભાવે જગત્‌ને અને ભોગોને દેખ્યા કરે છે તેથી તેઓ બાહ્યમાં પરિણમી શકે નહિ, એવી

સ્થિતિ, ઉત્તમ દશા પ્રાપ્ત થતાં બનવા યોગ્ય છે. શંખ, પંચવર્ણી માટી ખાય છે તોપણ પરિણમનશક્તિપ્રભાવે તે પંચવર્ણી માટી ઉજ્જવલપણે પરિણમે છે, એ પ્રમાણે ઉન્મનીભાવને પામેલા જ્ઞાનીઓ માટે અવબોધવું. ઉન્મનીભાવને પામેલા જ્ઞાનીઓ ઇન્દ્રિયોદ્વારા પદાર્થો ગ્રહણ કરવા આસક્તિ ધારણ કરતા નથી. ઇન્દ્રિયોદ્વારા ઇષ્ટાનિષ્ટ વિષયોના સંબન્ધમાં આવતાં હર્ષ વા શોકથી રહિત થઇને, તેઓ સામ્યભાવે રહે છે અને શુદ્ધ અધ્યવસાયને ધારણ કરે છે. આવી દશામાં તેઓ રહે છે ત્યારે તેમને આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે. શ્રીમદ્ કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્ર પ્રભુ આ સંબન્ધમાં યોગશાસ્ત્રમાં જણાવે છે કે,—

गृह्णंति ग्राह्याणि स्वानि स्वानींद्रियाणि नोरुंध्यात् ।
न खलु प्रवर्तयेद्वा प्रकाशते तत्त्वमचिरेण ॥ २६ ॥

( योगशास्त्र. )

પોતપોતાના વિષયોને ગ્રહણ કરતી એવી ઇન્દ્રિયોને ન રોકવી, વા તેમને ન પ્રવર્તાવવી. ( પોતે તટસ્થ દશા તરીકે સામ્યભાવે દેખ્યા કરવું ) આવી સ્થિતિમાં રહેતાં અલ્પકાળમાં તત્ત્વપ્રકાશ, અર્થાત્ આત્મતત્ત્વનો સાક્ષાત્કાર અનુભવ થાય છે. મન સંબન્ધી નીચે પ્રમાણે તેઓશ્રી જણાવે છે.

चेतोऽपि यत्रयत्र प्रवर्तते नो ततस्ततो वार्यं ।
अधिकीभवति वारितमवारितं शान्तिमुपयाति ॥ २७ ॥
मदमत्तोहिनागो वार्यमाणोप्यधिकीभवति यद्वत् ।
अनिवारितस्तु कामां लब्ध्वा शाम्यति मनस्तद्वत् ॥ २८ ॥

( योगशास्त्र. )

મન પણ જ્યાં જ્યાં વિષયોમાં પ્રવર્તતું હોય તે તે ઠેકાણેથી તેને પાછું વાળવું નહિ, કારણ કે તે તે વિષયોમાંથી વારવા માંડેલું ચિત્ત પોતે તેમાં અધિક પ્રવૃત્તિ કરે છે, અને તેને નહિ વારવાથી પોતાની મેળે શાન્ત થઈ જાય છે. જેમ મદોન્મત્ત હાથીને વારવા જતાં તેમાં તે વિશેષ પ્રેરાય છે, અને જ્યારે તે નાગને રોકવામાં નથી આવતો ત્યારે તે પોતાની મેળે વિષયોને પામી શાંત બને છે, તેમ મનને પણ વિષયોથી પાછું હઠાવતાં તેમાં અધિક પ્રવૃત્તિ કરે છે અને ન વારવાથી પોતાની મેળે અન્તે થાકીને શાંત બને છે.

આ ત્રણ શ્લોકનો ભાવાર્થ અતિ ગંભીર અને ગુહ્ય છે. સામાન્ય બાળજીવોનો અધિકાર આમાં નથી, તેમજ આ ત્રણ શ્લોકનો સંબન્ધ

ઉન્મનીભાવવાળા શ્લોકોની સાથે ઘટે છે. ઉન્મનીભાવને પ્રાપ્ત કરનાર અધિકારી જીવોની દશા, શ્રીમદે હૃદયમાં લાવીને નિકાચિતકર્મના ઉદયે તેમની અન્તરમાં થતી દશાનો અનુભવ કરીને, આગમોના આધારે આ ત્રણ શ્લોકોની બીના જણાવી છે. નિકાચિત ભોગાવલી કર્મ, કોઈને છોડતાં નથી. નંદિષેણ, આષાઢાચાર્ય, આર્દ્રકુમાર વગેરેને ભોગાવલી કર્મે છોડ્યા નથી. એક વખત, અપ્રાપ્ત વિષય છતે ત્યાગી જેવું મન દેખાય છે અને વિષયો પ્રાપ્ત થતાં નિકાચિતકર્મના ઉદયે મન ભોગી બને છે. નિકાચિતકર્મોનો ઉદય ભોગવ્યાવિના છૂટકો થતો નથી, નંદિષેણે મનને ઘણું વાર્યું તોપણ અન્તે નિકાચિતકર્મ ભોગવ્યાવિના છૂટકો થયો નહિ. ઉન્મનીભાવને પ્રાપ્ત થએલા જ્ઞાનિયોને નિકાચિતકર્મનો ઉદય થયો હોય તે વખતે, તેમણે સમભાવે ભોગવવાં જોઇએ. ઔદાસીન્યભાવવડે નિકાચિતકર્મનો ઉદય ભોગવતાં હર્ષ વા શોકથી રહિત થઈને મનને શાન્ત કરવું; એવો ભાવ શ્રીમદ્ હેમચંદ્ર પ્રભુના શ્લોકનો હોય તેમ જણાય છે. પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠા મનવડે વિષયોને ગ્રહણ કરી શકાય છે. ઇન્દ્રિયો અને મનથી દૂર થએલા આત્માની, ઉન્મનીભાવદશા હોય છે, તેથી તે પાંચ ઇન્દ્રિયો અને મનસંબન્ધી વિષયોને રૂંધતો નથી અને પ્રવર્તાવતો નથી, અને એવી જ્યારે તેની સ્થિતિ થાય છે તે વખતે, આત્મા પોતે પોતાને ઇન્દ્રિયો અને વિષયોથી ભિન્ન દેખે છે. તેને ઇન્દ્રિયો અને વિષયોમાં થએલી મ્હારાપણાની વૃત્તિ રહેતી નથી, તેમજ તેથી આત્મા પોતાનાથી અન્ય એવી ઇન્દ્રિયો અને તેના તેના વિષયોમાં, કૂટસ્થ સાક્ષી તરીકેની દૃષ્ટિથી ઔદાસીન્યભાવમાં રહે એ બનવા યોગ્ય છે. ઇન્દ્રિયો અને તેના વિષયોમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિથી રહિત પરિણતિવાળા આત્માની દશા તે વખતે ઓર પ્રકારની હોય છે. તેવી દશાનો જેણે પરિપૂર્ણ અનુભવ કર્યો હોય છે તેવા યોગીઓ, આ શ્લોકના હૃદયગમ્ય ભાવને અવબોધી શકે છે. જે જ્ઞાનીઓ આવી ઉન્મનીદશામાં રહીને ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના વિષયોની પ્રવૃત્તિમાં તટસ્થ દૃષ્ટિથી વર્તનારા થાય છે, તેઓ ઉપર્યુક્ત શ્લોકોનો ભાવ અવબોધી શકે છે. આવી ઉન્મનીની દશામાં પ્રવર્તનારા યોગીઓ ઇન્દ્રિયો તથા તેના વિષયોને રૂંધતા નથી.—એવી સ્થિતિ, કેવા પ્રકારની હશે તેનો આગમજ્ઞાનીઓજ સારી રીતે વિચાર કરી શકે.

આ શ્લોકનો અર્થ ઘણો ગંભીર અને અમુક અપેક્ષાએ હોવો સંભવે છે; તેથી અમો તેનો પરિપૂર્ણ નિ[illegible] સમર્થ નથી. આ શ્લોક બાળજીવોને ઉપયોગી નથી, મ[illegible] ા પ્રવર્તવું [illegible] કારણ કે તેનો ભાવ ઘણો ગંભીર છે. મ[illegible] પ્રયાસ

મનને વિષયોપ્રતિ જવાદેવામાં આવે તો કદિ તેનો પાર આવે નહિ. મન તો માંકડા જેવું છે; ગમે તેટલા વિષયોપ્રતિ જાય તોપણ તે કદિ શાંત થતું નથી, માટે મનને વિષયોપ્રતિ દોડતાં રૂંધી રાખવું, એવો અમારો અંગત અભિપ્રાય છે. શ્રીમદ્ હેમચન્દ્ર પ્રભુના શ્લોકનો અર્થ ઉન્મનીભાવસાધક જીવોને અમુક અધિકારપરત્વે ઉપયોગી હોય! વા અન્ય હોય! તેનો ભાવ તો શ્રીમદ્‌ના હૃદયમાં રહ્યો, પણ અમારે આ સ્થળે એટલું કહેવાનું છે કે, બાળજીવોને તો ઉપરના શ્લોકો કાચા પારા જેવા થઈ શકે; તે માટે અન્ય શાસ્ત્રોમાં જણાવ્યું છે કે, "અપાત્ર શ્રોતાઓને અધ્યાત્મજ્ઞાન આપવું નહિ."

ઉન્મનીદશાવાળા જ્ઞાનીઓની આત્મદશા ઉચ્ચ પ્રકારની હોય છે તેથી તેઓ માટે જે કંઈ લખવામાં આવ્યું હોય તે સર્વે ગુરૂગમપૂર્વક સમજવા જેવું છે, કારણ કે ગુરૂગમવિના સમ્યગ્જ્ઞાન થઈ શકતું નથી. આત્માની ઉચ્ચ દશા કરવા માટે ઔદાસીન્યભાવનું વારંવાર સેવન કરવું જોઈએ. ઔદાસીન્યભાવથી આત્મા પોતાના સ્વરૂપમાં પરિણામ પામે છે અને તેથી પોતાના આત્માનો પ્રકાશ પોતે-આત્મા દેખી શકે છે. ઔદાસીન્યભાવમાં આ કાલમાં સદાકાલ રહેવું એ બનવા યોગ્ય નથી; તોપણ ઔદાસીન્યભાવનાનું અવલંબન કરવા પ્રયત્ન કરાય તો અન્તે તે તરફ ગમન કરી શકાય. આત્માના ધર્મનું સમ્યગ્જ્ઞાન અને શ્રદ્ધા થવાથી પરભાવ પરિણમન ટળે છે અને સ્વધર્મ પરિણમન થાય છે. અધ્યાત્મજ્ઞાનીઓએ મનને સ્થિર કરવા તરફ પ્રયત્ન કરવો જોઈએ. ઉપાધ્યાય કહે છે કે, 'जवलग आवे नहि मन ठाम, तवलग कष्ट क्रियासविशुनी; ज्युजांखरचित्राम. ॥ जवलग० ॥ મનને સ્થિર કરવાના શ્રી હેમચન્દ્ર પ્રભુએ ઉપાયો નીચે પ્રમાણે દર્શાવ્યા છે.

શ્લોક.

यर्हियथायत्रयतः स्थिरीभवतियोगिनश्चलंचेतः ।
तर्हितथातत्रततः कथंचिदपिचालयेन्नैव ॥ २९ ॥
अनयायुक्त्याभ्यासं विदधानस्यातिलोलमपिचेतः ।
अङ्गुल्यग्रस्थापितदण्ड इवस्थैर्यमाश्रयति ॥ ३० ॥

(योगशास्त्र.)

જ્યારે, જેમ, જ્યાં, જેનાથી, યોગીનું ચપલ ચિત્ત સ્થિર થાય ત્યારે, તેમ, ત્યાં, તેનાથી, કોઈ પણ રીતે ચિત્તને ચલાવવું નહિ. આ યુક્તિએ અભ્યાસ કરનારનું મન અત્યન્ત ચંચળ હોય તોપણ અંગુલીના અગ્રભાગની ઉપર સ્થાપેલ દંડનીપેઠે સ્થિરતાને પામે છે.

મનની સ્થિરતા થવામાં દૃષ્ટિજયની પણ આવશ્યકતા છે, માટે તે પણ પ્રસંગોપાત્ત દર્શાવે છે.

निःसृत्यादौदृष्टिः संलीना यत्रकुत्रचित्स्थाने ।
तत्रासाद्यस्थैर्यं शनैःशनैर्विलयमाप्नोति ॥ ३१ ॥
सर्वत्रापिप्रसृता प्रत्यग्भूताशनैः शनैर्दृष्टिः ।
परतत्त्वामलमुकुरे निरीक्षते ह्यात्मनात्मानम् ॥ ३२ ॥

( योगशास्त्र. )

પ્રથમ, દૃષ્ટિ નિસ્સરીને ગમે તે સ્થાનમાં લીન થએલી હોય છે ત્યાં, સ્થિરતા પામીને ત્યાંથી હળવે હળવે વિલય પામે છે, અર્થાત્ ત્યાંથી પાછી હઠે છે; એમ સર્વત્ર ફેલાયલી અને ત્યાંથી પશ્ચાત્ હઠેલી દૃષ્ટિ, પરમતત્ત્વરૂપ નિર્મલ આદર્શમાં આત્માવડે આત્માને દેખે છે.

પુનઃ તેઓશ્રી મનોજયની કુંચી દર્શાવતા છતા કથે છે કે,

औदासीन्यनिमग्नः प्रयत्नपरिवर्जितः सततमात्मा ।
भावितपरमानन्दः क्वचिदपि न मनोनियोजयति ॥ ३३ ॥
करणानिनाधितिष्ठत्युपेक्षितंचित्तमात्मनाजातु ।
ग्राह्येततोनिजनिजे करणान्यपिनप्रवर्तन्ते ॥ ३४ ॥
नात्माप्रेरयतिमनो नमनः प्रेरयतियर्हिकरणानि ।
उभयभ्रष्टंतर्हि स्वयमेवविनाशमाप्नोति ॥ ३५ ॥

( योगशास्त्र. )

નિરન્તર ઔદાસીન્યમાં નિમગ્ન થએલ અને પ્રયત્નરહિત અને ભાવિત પરમાનન્દ આત્મા કોઈપણ ઠેકાણે મનને જોડતો નથી. આ પ્રમાણે આત્મા પ્રવર્તવાથી, આત્માવડે ઉપેક્ષા કરાયલું મન કોઈ વખત ઇન્દ્રિયોનો આશ્રય કરતું નથી, અને આવી દશામાં મનના આશ્રયવિના ઇન્દ્રિયો પણ નિજ નિજ વિષયોપ્રતિ પ્રવર્તતી નથી. જ્યારે આત્મા પોતે મનને પ્રેરતો નથી અને મન જ્યારે ઇન્દ્રિયોને વિષયપ્રતિ પ્રેરતું નથી, ત્યારે બેથી ભ્રષ્ટ થએલ સ્વયમેવ વિનાશ પામે છે. આ પ્રમાણે મનનો જય કરવાથી જે દશા થાય છે તે દર્શાવે છે.

नष्टेमनसिसमन्तात् सकलंविलयंसर्वतोयाते ।
निष्कलमुदेतितत्त्वं निर्वातस्थायिदीपवत् ॥ ३६ ॥

( योगशास्त्र. )

ચારે તરફથી મનના રાગદ્વેષરૂપ વિકલ્પસંકલ્પથી મન નષ્ટ થએ છતે, વાયુવિનાના સ્થિર રહેલા દીપકની પેઠે નિષ્કલંક આત્મતત્ત્વનો પ્રકાશ થાય છે. મનની આવી દશા કરવા માટે અત્યન્ત પ્રયત્ન કરવાની

જરૂર છે. રાત્રી દિવસ મનને સ્થિર કરવા માટે લક્ષ રાખવાની જરૂર છે. "મન સાધ્યું તેણે સઘળું સાધ્યું એહ વાત નવિ ખોટી." મનને વશ કરવું એ કંઈ બાળકનો ખેલ નથી; મનની ચપળતા માંકડાના કરતાં ઘણી વિશેષ છે. મૂળ તો મનરૂપ મર્કટ અને તેને મોહરૂપ દારૂ પાવામાં આવ્યો હોય અને તેને વિષયોરૂપ છાપરાઉપર કૂદવાનું મળે અને તેમાં મિથ્યાત્વરૂપ વૃશ્ચિક કરડ્યો હોય, તો પછી કુદંકુદા કરવામાં બાકી કેમ રાખે? અર્થાત્ ચોરાશીલાખ જીવયોનિયોમાં કુદંકુદા કરવામાં બાકી રાખે નહિ. "मन एव मनुष्याणां कारणं वन्धमोक्षयोः ॥ यत्रैवालिङ्गिता कान्ता तत्रैवालिङ्गिता सुता." શ્રીમન્મુનિસુન્દરસૂરિ મહારાજા સ્વરચિત અધ્યાત્મકલ્પદ્રુમના ચિત્તદમનાધિકારમાં સંસારભ્રમણનો મૂળ હેતુ મન છે, એમ જણાવતા છતા લખે છે કે—

सुखायदुःखायचनैवदेवा नचापिकालःसुहृदोऽरयोवा ।
भवेत्परंमानसमेवजन्तोः संसारचक्रभ्रमणैकहेतुः ॥ ४ ॥
( अ० कल्पद्रुम. )

આત્માને સુખ અને દુઃખને માટે સાક્ષાત્ દેવતાઓ થતા નથી. કાલ પણ જીવને સુખ દુઃખ આપવા સમર્થ થતો નથી, તેમજ મિત્રો અને શત્રુઓ પણ સુખ દુઃખ આપવા સમર્થ થતા નથી. પરંતુ પ્રાણીને સંસારચક્રમાં પરિભ્રમવાનો એક મૂળ હેતુ મનજ છે. મનવડે પ્રાણીને સુખ દુઃખ થાય છે. મનના વશમાં પડેલો આત્માજ પોતે સ્વર્ગ અને નરક છે. રાગદ્વેષાત્મક મનના સંકલ્પો અને વિકલ્પોના ઉપર કર્મબન્ધનો આધાર છે. મનોનિગ્રહ થયો હોય તો સર્વ સિદ્ધ થયું; એમ જણાવતા છતા શ્રી મુનિસુન્દરસૂરિ કથે છે કે,

वशंमनोयस्यसमाहितंस्यात् किंतस्यकार्यं नियमैर्यमैश्च ।
हतं मनो यस्यचदुर्विकल्पैः किंतस्यकार्यं नियमैर्यमैश्च ॥ ५ ॥
( अ० कल्पद्रुम. )

જેનું મન સમાધિવંત હોઈને પોતાના વશમાં વર્તે છે, તેને પશ્ચાત્ યમનિયમથી શું? તેમજ જેનું મન દુર્વિકલ્પોથી હણાયું છે તેને પણ "યમનિયમથી શું?" યમનિયમ પામીને મનને વશ કરવાની જરૂર છે. મનમાં રાગદ્વેષના વિકલ્પસંકલ્પની પરંપરાઓ વહેતી હોય તો યમ અને નિયમથી કાર્યસિદ્ધિ થતી નથી; માટે મનને વશ કર્યાવિના મુક્તિ જવાનો એકે અન્ય મહાન્ ઉપાય નથી. મનને વશ કરવાથી સર્વ કાર્યો સિદ્ધ થાય છે. સહસ્રાવધાની શ્રી મુનિસુન્દરસૂરિ મનોનિગ્રહવિના દાનાદિ ધર્મોનું વ્યર્થપણું નીચેપ્રમાણે જણાવે છે.

दानश्रुतध्यानतपोर्चनादि वृथामनोनिग्रहमन्तरेण ।
कपायचिन्ताकुलतोज्झितस्य परोहियोगोमनसोवशत्वम् ॥ ६ ॥
( अ० कल्पद्रुम. )

દાન, શ્રુતજ્ઞાન, ધ્યાન, તપ, પૂજા વગેરે સર્વે ધર્માનુષ્ઠાનો મનોનિગ્રહવિના વૃથા છે. કષાય, ચિન્તા અને આકુલતાથી રહિત એવા મનનું વશપણું એજ પરમ યોગ છે. મનમાંથી ભય, શોક, ચિન્તા, રાગ, દ્વેષ, વાસના, નિન્દાપરિણતિ, ઈર્ષ્યા, ક્રોધ, અહંકાર, કપટ, અહિંસા, ક્ષુદ્રભાવ વગેરે દોષોને કાઢી નાખીને મનને નિર્મલ બનાવવું એજ મોટો યોગ છે. મનની નિર્મલતા કરવી એજ પરમ યોગ જો સાધ્ય ન થાય તો, યોગની ક્રિયાઓવડે શું? અર્થાત્ ધર્મના અનુષ્ઠાનો પણ મનની નિર્મલતાએ ફલ આપવા સમર્થ થાય છે. મનોનિગ્રહ જો ન થાય તો દાન કરવું, ભણવું, ગણવું, તપશ્ચર્યા કરવી, પૂજા કરવી વગેરે નકામાં છે. ઉત્તમ ધર્માનુષ્ઠાનો સાથે મનને વશ રાખતાં શિખવું જોઇએ, તેમજ મનના શુદ્ધ પ્રણિધાનથી ધર્માનુષ્ઠાનો આચરવાં જોઈએ. સર્વ ધર્મક્રિયાઓનું ફળ મનોનિગ્રહ છે. મનને વશ રાખવું એજ રાજયોગ છે અને તેજ સહજયોગ છે, મનને વશ કરવાથી મોક્ષ મળે છે, એમ શ્રીમદ્ મુનિસુંદરસૂરિ દર્શાવે છે.

जपो न मुक्त्यै न तपोद्विभेदं न संयमोनापि दमो न मौनम् ।
न साधनाद्यं पवनादिकस्य किन्त्वेकमन्तःकरणंसुदान्तम् ॥ ७ ॥
( अ० कल्पद्रुम. )

જાપ કરવાથી મોક્ષ મળતો નથી, તેમજ બે પ્રકારનાં તપ કરવાથી તથા સંયમ, દમ-મૌન ધારણ, અથવા પવનાદિકની સાધના પણ મોક્ષ આપવા સમર્થ થતી નથી; કિન્તુ સારી રીતે દમેલું એવું એકલું મન જ મોક્ષ આપવા શક્તિમાન્ થાય છે.

મનને શુદ્ધ કરવાથી મોક્ષ મળે છે. તપના કરનારાઓના તાબે મન જો ન થાય તો તપથી તેઓ મોક્ષ મેળવવા શક્તિમાન્ થતા નથી. જાપના જપનારા મનુષ્યોના મનમાં જો ક્રોધ, માન, માયા, લોભ, તૃષ્ણા, ઇર્ષ્યા વગેરે છે તો તે જાપથી કેવી રીતે મુક્તિ મળી શકે ? અર્થાત્ મુક્તિ મળી શકે નહી. મનમાં ઉત્પન્ન થનારી, અને રહેલી એવી સર્વ પ્રકારની વાસનાઓ જ સંસારના બંધનભૂત છે. મનમાં રહેલી સર્વ પ્રકારની વાસનાઓ ટળી જતાં મોક્ષ મળે છે. મનને વશ કરવાથી મુક્તાવસ્થા પોતાના હાથમાં આવે છે. મનમાં ઉત્પન્ન થએલી સર્વ વાસનાઓમાંથી મારાપણાની ભાવના કાઢી નાખો અને તેઓને કહો

કે તમે મારાથી ભિન્ન છો, તમારે અને મારે કંઈ સંબંધ નથી. આ પ્રમાણે તમો વાસનાઓ પ્રતિ શબ્દો ઉચ્ચારશો એટલે વાસનાઓનું બળ ઘટશે અને તેઓ મરી જશે. આપણે વાસનાઓને ઉત્પન્ન કરીએ છીએ અને તેનો નાશ પણ આપણે આત્મબળથી કરી શકીએ છીએ. મનમાં જે જે અશુભ વિચારો ઉત્પન્ન થાય છે તેઓને હઠાવવા આત્મપ્રદેશમાં મહા યુદ્ધ આરંભવું પડે છે, અને તેમાં સ્વશકત્યનુસારે વિજય પ્રાપ્ત થતો જાય છે. મનોનિગ્રહ કરવાથી ચાર ગતિમાં અવતાર લેવાની પરંપરા ટળે છે, માટે મન વશ કરવાની અત્યંત આવશ્યકતા સ્વીકારવામાં આવે છે. શ્રી મુનિસુંદર મહારાજા મનોનિગ્રહથી મોક્ષ નીચે પ્રમાણે દર્શાવે છે.

योगस्यहेतुर्मनसःसमाधिः परंनिदानंतपसश्चयोगः ।

तपश्चमूलंशिवशर्मवल्या मनःसमाधिंभजतत्कथञ्चित् ॥ १५ ॥

( अ० कल्पद्रुम. )

મનની સમાધિ, યોગનું કારણ છે. યોગ એ તપનું ઉત્કૃષ્ટ સાધન છે અને તપ, શિવ સુખ વેલડીનું મૂળ છે. તે માટે હે જીવ ! કોઇપણ રીતે મનની સમાધિ રાખ ! મનની સ્થિરતા વિના સમાધિ પ્રાપ્ત થતી નથી. અધ્યાત્મજ્ઞાન વિના મનને સ્થિર કરવાની ભાવના ઉત્પન્ન થતી નથી. મનને સ્થિર કરવાના અસંખ્ય યોગો છે. જે જે નિમિત્તે મન સ્થિર થાય તે તે નિમિત્ત અવલંબન કરી આત્માનો અનુભવ પ્રકાશ ખીલવવો જોઈએ. શ્રીમદ્ હેમચંદ્રપ્રભુ ઔદાસીન્યભાવવડે મનનો જય કરવાની કુંચીઓ બતાવે છે અને તેઓ મનને તાબામાં રાખવાથી અનેક લબ્ધિયો પ્રકટ થવાનું જણાવે છે. આચાર્ય શ્રીહેમચંદ્રપ્રભુ ઉન્મનીભાવની વિશેષ મહત્તા પોતાના અનુભવે જણાવે છે.

कदलीवच्चाविद्या लोलेन्द्रियपत्रकामनःकंदा ।

अमनस्कफलेदृष्टे नश्यति सर्वप्रकारेण ॥ ४० ॥

( योगशास्त्र. )

ચપળ ઇન્દ્રિયરૂપ પત્રોવાળી અને મનરૂપ સ્કંદવાળી અવિદ્યારૂપ કેળ, અમનસ્કતારૂપ ફળ દેખે છતે સર્વ પ્રકારે નાશ પામે છે. કેળને ફળો થયા બાદ તેને કાપી નાખવામાં આવે છે. કારણ કે તેમાં ફળો આવી શકતાં નથી. અવિદ્યારૂપ કેળ ખરેખર અમનસ્કતારૂપ ફળ દેખ્યા પછી નષ્ટ થાય છે. અવિદ્યાનો નાશ કરવો હોય તો અમનસ્કતાની પ્રાપ્તિ કરવી એમ શ્રીમદ્‌નો અનુભવ છે. અમનસ્કતાનો ઉદય થતાં કેવી દશા થાય છે, તે હેમચંદ્રપ્રભુ નીચેપ્રમાણે જણાવે છે.

विश्लिष्टमिवप्लुष्टमिवोड्डीनमिवप्रलीनमिवकायं ।
अमनस्कोदयसमये योगीजानात्यसत्कल्पम् ॥ ४२ ॥
समदैरिन्द्रियभुजगै रहितेविमनस्कनवसुधाकुण्डे ।
मग्नोऽनुभवतियोगी परामृतास्वादमसमानम् ॥ ४३ ॥
रेचकपूरककुम्भककरणाभ्यासक्रमंविनाऽपिखलु ।
स्वयमेवनश्यतिमरुत् विमनस्केसत्यऽयत्नेन ॥ ४४ ॥
चिरमाहितप्रयत्नैरपि धर्तुंयोहिशक्यतेनैव ।
सत्यऽमनस्केतिष्ठति ससमीरस्तत्क्षणादेव ॥ ४५ ॥
यातेऽभ्यासेस्थिरता मुदयतिविमलेचनिष्कलेतत्त्वे ।
मुक्तइवभातियोगी समूलमुन्मूलितश्वासः ॥ ४६ ॥

( योगशास्त्र. )

અમનસ્કતાના ઉદય સમયે યોગી, વિખરાઈ ગયું હોય, અથવા બળી ગયું હોય, ઉડી ગયું હોય, કે વિલય પામેલાની પેઠે પોતાની સાથે રહેલા શરીરને જાણે છે. સારાંશ કે શરીર છતાં જાણે પોતાની પાસે શરીર નથી, એવી તેની દશા થઈ જાય છે. અમનસ્કદશા પ્રકટે છતે યોગીને શરીરનું ભાન રહેતું નથી, અર્થાત્ તેની અવધૂત દશા થાય છે. દુનિયાની દૃષ્ટિએ તે ગાંડા જેવો માલુમ પડે છે, કારણ કે સાંસારિક વિવેકની સાથે અને સાંસારિક વ્યવહારની સાથે તેના મનના સંબન્ધ ટળવાથી તેને બાહ્યનો વિવેક રહેતો નથી, તેથી દુનિયા એમ જાણે છે કે, આ ભાનવિનાનો થઈ ગયો છે. વસ્તુતઃ વિચાર કરવામાં આવે તો તેને શરીરનું ભાન ન રહેવાથી શરીરની પણ સ્પૃહા રહેતી નથી. તેનું મન બાહ્ય પદાર્થોની સાથે જે વખતે સંબન્ધવાળું હોતું નથી તે વખતે બાહ્યમાં તેને વિવેક રહેતો નથી. અમનસ્ક દશાવાળો યોગી અન્તરમાં લયલીન રહે છે. તે આત્મમસ્ત વા અલખરામ કહેવાય છે. જેને શરીર છતાં શરીર નથી એવું ભાસે છે, તેવા યોગીને બાહ્ય પદાર્થોમાં પ્રેમ વા દ્વેષની વૃત્તિ સ્ફુરતી નથી.

મદોન્મત્ત ઇન્દ્રિયરૂપ સર્પોવિનાના ઉન્મનીભાવરૂપ નવીન અમૃતના કુંડમાં મગ્ન થએલ યોગી, અસમાન ઉત્કૃષ્ટ એવા તત્ત્વામૃતના સ્વાદનો અનુભવ કરે છે.

અમનસ્કતાની વા ઉન્મનીભાવની પ્રાપ્તિ થએ છતે, રેચક પૂરક કુંભક અને આસનના અભ્યાસક્રમવિના પણ-પ્રયત્નવિના ખરેખર પવન સ્વયમેવ નાશ પામે છે. ઉન્મનીભાવમાં આવેલા યોગીને પ્રાણાયામ વા આસનના અનુક્રમની પણ અપેક્ષા રહેતી નથી. પવનનો નાશ કરવા માટે યોગના અંગોનો અનુક્રમે અભ્યાસ કરવો પડે છે. ઉન્મનીભાવ દશાના

ઉદય પહેલાં અનુક્રમે અભ્યાસ કરવાની ગુરૂગમપૂર્વક વ્યવસ્થા છે, પણ ઉન્મનીભાવ થયા પશ્ચાત્ તો વાયુનો સહેજે અવરોધ થાય છે; આ વાત અનુભવીઓ જાણી શકે છે. ચિરકાલ પર્યન્ત પણ ધારેલા પ્રયત્નોવડે જે વાયુ ધારી શકાતો નથી, તે વાયુ ખરેખર ઉન્મનીભાવ પ્રાપ્ત થયે છતે તત્ક્ષણ રૂંધાઈ જાય છે. ઉન્મનીભાવમાં રહેવાનો અભ્યાસ કરનારા યોગીઓને સહેજે આ બાબતનો અનુભવ આવે છે. **यत्रयत्रमनोयाति तत्रतत्र समाधयः** ઉપરોક્ત બાબત અનુભવમાં મૂકીને, તેની ખાત્રી કરવી જોઈએ. ઉન્મનીભાવ પ્રાપ્ત થતાં વાયુ પોતાની મેળે સ્થિર થઈ જાય છે. બ્રહ્મરન્ધ્રમાં ચિત્ત રાખવાથી નાસિકાદ્વારા વહેતો વાયુ બંધ પડતો હોય એવું જણાય છે. જ્યારે મન કોઈ પણ વિષયમાં જતું નથી અને મરેલાના જેવું થઈ જાય છે, ત્યારે પોતાની મેળે લય પામે છે અને તેની સાથે વાયુનો પણ અવરોધ થાય છે.

આ બાબતના અભ્યાસમાં સ્થિરતા પ્રાપ્ત થયે છતે નિર્મલ અને નિષ્કલ તત્ત્વ ઉદય પામે છતે, મૂળથી શ્વાસનું ઉન્મૂલન કરી યોગી મુક્ત થએલાની પેઠે શોભે છે. શ્રીમદ્ હેમચંદ્રપ્રભુ પોતાનો અનુભવ આ પ્રમાણે જણાવે છે. આ ઉપરથી જણાય છે કે તેમનો ઉન્મની-ભાવસંબન્ધી ઘણો અભ્યાસ હશે. તેઓ આ બાબતમાં ઘણા ગંભી-રનાદથી સ્વાનુભવને પ્રગટ કરી જણાવે છે. ઉન્મનીભાવ પામેલા યોગીની અવસ્થા શ્રીમદ્ નીચેપ્રમાણે જણાવે છે.

જે યોગી જાગ્રત્ અવસ્થામાં સ્વસ્થ છે તે લયાવસ્થામાં ઉંઘેલાની પેઠે રહે છે. તે શ્વાસોચ્છ્વાસ રહિત એવી લયાવસ્થામાં યોગી ખરે-ખર સિદ્ધના જીવથી કાંઈ હીનતા પામતો જણાતો નથી. લયાવસ્થાની દશામાં રહેલા એવા આ સંસારમાં શરીરિ છતાં અશરીરિ એવા સિદ્ધના સુખનો અનુભવ કરીને અન્તે સિદ્ધપણું પ્રાપ્ત કરે છે. જેના મનમાં મુક્તિના સુખનો નિશ્ચય ન થતો હોય તેણે લય સમાધ પ્રાપ્ત કરીને તેનો નિર્ણય કરવો. લયાવસ્થામાં મુક્તિના સુખનો અનુભવ ભાસે છે. લય સમાધિની પ્રાપ્તિ માટે ગુરૂગમપૂર્વક અધ્યાત્મશાસ્ત્રો અને યોગશાસ્ત્રોનો અભ્યાસ કરી નિઃસંગાવસ્થા ધારણ કરવાની જરૂર છે. લયસમાધિમાં ચિત્તનો લય થાય છે. ચિત્તના વિકલ્પ સંકલ્પનો નાશ થયા વિના આત્માના સહજ સુખનો નિશ્ચય થતો નથી. શ્રીમદે, લયસમાધિનો અનુભવ પ્રાપ્ત કર્યો છે એવું તેમના આ રચેલા શ્લોકથી માલુમ પડે છે. લયાવસ્થામાં બાહ્ય વસ્તુઓનું ભાન રહેતું નથી; મનનો બાહ્ય વસ્તુઓની સાથે સંબન્ધ હોતો નથી ત્યારે, આત્મા ઉપર ઉપરના ગુણસ્થાનકે ચઢીને આત્માની અનન્ત ગુણી શુદ્ધિ

કરે છે અને આત્મા પોતે અનન્ત ગુણ વિશુદ્ધ અધ્યવસાયને ધારણ કરે છે. જેમ જેમ રાગદ્વેશાત્મક મન મરતું જાય છે અને આત્માના શુદ્ધ અધ્યવસાય થતા જાય છે તેમ તેમ આત્માનું સુખ પ્રગટ્યા કરે છે; તેનો અનુભવ આત્મા પોતે જાણી શકે, અન્યોને તે દશાની પ્રાપ્તિ- વિના ક્યાંથી અનુભવ આવી શકે? લયાવસ્થામાં રહેલા યોગીઓ જાગતા પણ નથી અને ઉંઘતા પણ નથી એવી, લયાવસ્થાની દશા રહે છે, તેને આચાર્ય હેમચંદ્ર પ્રભુ જણાવે છે—

जागरणस्वप्नजुपो जगतीतलवर्तिनःसदालोकाः ।
तत्त्वविदोलयमग्ना नोजाग्रतिशेरतेनाऽपि ॥ ४८ ॥
भवतिखलुशून्यभावः स्वप्नेविपयग्रहश्चजागरणे ।
एतद्द्वितीयमतीत्यानन्दमयमवस्थिततंतत्त्वम् ॥ ४९ ॥

( योगशास्त्र. )

આ પૃથ્વી ઉપર વર્તનારા લોકો સદા જાગ્રત્ અને સ્વપ્નાવસ્થા- વાળા હોય છે. પણ તત્ત્વજ્ઞો-લયમાં મગ્ન થએલા યોગીઓ, જાગતા પણ નથી અને સ્વપ્ન દશાવાળા થતા પણ નથી. જાગવું અને તેનો અનુભવ તો જાગનારા અને ઉંઘનારા સર્વ લોકોને હોય છે, પણ જાગવાની અને સર્વદા ઉંઘવાની અવસ્થાથી ભિન્ન એવી લયસમાધિની અવસ્થાનો અનુભવ તો કોઈક યોગીઓ કરી શકે છે. જાગવા અને ઉંઘવાની અવસ્થાના ખરા સુખનો અનુભવ થતો નથી. જાગવાની અને સ્વપ્નની દશા તો વારાફરતી આવ્યા કરે છે. જાગવા ઉપર રૂચિ થાય છે અને અરૂચિ પણ થાય છે. સ્વપ્ન ઉપર રૂચિ થાય છે અને અરૂચિ પણ થાય છે. જાગ્રત્ અને સ્વપ્ન દશા કરતાં ભિન્ન એવી લયસમાધિની દશામાં રહેવાથી જે સુખ થાય છે તેની રૂચિ કદાપિ ટળતી નથી. કહ્યું છે કે, "વાગેલ હોય તે જાણે ભાઈ વાગેલ હોય તે જાણે." લયસમાધિમાં આત્માના સહજ સુખનો સાગર પ્રગટે છે-ત્યાં દુઃખનું પણ સ્વપ્ન આવતું નથી. શરીર છુટે વા રહે તેની પણ પરવા રહેતી નથી. એ સુખનો અનુભવ સ્વાદ લીધા પશ્ચાત્ સંસાર છુટે છે તેને કોઈ પણ બાંધી શકતો નથી. એ લયસમાધિની અવસ્થામાં રહેનાર આત્મારૂપ શાહેનશાહ અલખ પુરૂપ ગણાય છે. એ દશામાં રહેનારને આત્માનું ખરૂં સ્વરૂપ અનુભવાય છે. મોહની સર્વ પ્રકૃતિયો શાન્ત થઈ હોય તે અવસ્થામાં મોહના અભાવે આત્માનું સુખ આત્માને વેદાય એમાં કાંઈ પણ આશ્ચર્ય નથી. ત્યાં જ્ઞાતિ નથી, જાતિ નથી, વેદ નથી, હું નથી, કે તું નથી, ત્યાં જે છે તે આનંદજ છે. આનંદ આનન્દમય પોતે પોતાને અનુભવે છે. આવી લયસમાધિ એ સહજ સુખલબ્ધિ છે.

આવી લયસમાધિ એ મોટામાં મોટો ચમત્કાર છે. આવી લયસમાધિ એ વીરપ્રભુના હૃદય સુખની વાનગી છે. આવી લયસમાધિ એ શબ્દોવિનાનું દિવ્ય પુસ્તક છે. આવી લયસમાધિ એજ આત્મામાં રહેલું અમૃત છે. લયસમાધિમાં જે છે તે પોતેજ છે; બાકીનું બીજું કંઈ નથી. સ્વપ્નદશામાં ખરેખર શૂન્યભાવ થાય છે, અને જાગ્રત્ અવસ્થામાં જાગ્યા પશ્ચાત્ પંચેન્દ્રિયોના સ્વ સ્વ વિષયોનું ગ્રહણ થાય છે. આ બે દશાને ઓળંગીને લયાવસ્થામાં આનન્દમય તત્ત્વ રહેલું છે. લયાવસ્થાનો શ્રીમદ્‌ને અનુભવ થયો છે, તેથી તે શ્લોકોમાં સ્વાનુભવ ઉભરાઓ કાઢીને લોકોનું ધ્યાન ખેંચવા નીચેપ્રમાણે કહે છે.

શ્લોક.

कर्माण्यपिदुःखकृते निष्कर्मत्वंसुखायविदितं तु
न ततःप्रयतेतकथं निष्कर्मत्वेसुलभमोक्षे ॥ ५० ॥

(योगशास्त्र.)

કર્મો દુઃખને માટે છે અને નિષ્કર્મપણું એ સુખને માટે છે, એમ તમે જાણ્યું તો નિષ્કર્મસાધ્ય સુલભ મોક્ષના અર્થે શા માટે હે જગત્‌ના જીવો! તમે પ્રયત્ન કરતા નથી? શ્રીમદ્ કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રપ્રભુએ જીગરથી આ ઉપદેશ જગત્‌ના લોકોને દીધો છે. જે જે અંશે પરભાવક્રિયારહિત થવું તે તે અંશે મોક્ષ છે. જે જે અંશે વાસનાથી રહિત થવું તે તે અંશે મોક્ષ છે. એક હાથને ઘણી દોરડીઓ વીંટવામાં આવી હોય, તેમાંથી જેટલી દોરડીઓ ખસેડવામાં આવે તેટલી દોરડીઓથી હાથ મુક્ત થએલો ગણી શકાય છે. જે જે અંશે કર્મની ક્રિયાઓથી મુક્ત થવાય, અર્થાત્ કર્મની ક્રિયાથી નિષ્કર્મ થવાય તે તે અંશે આત્માની મુક્તિ થાય છે. ચાલતો, હાલતો, અને દોડતો જીવ, સમયે સમયે સાત વા આઠ કર્મ બાંધે છે. માટે મન, વાણી અને કાયાના યોગની ક્રિયાઓથી રહિત થવાય તો આત્માની મુક્તતા ખીલતી જાય અને સંપૂર્ણ કર્મનો ક્ષય થયે છતે, આત્મા સંપૂર્ણ મુક્ત થઈ સિદ્ધશિલાની ઉપર સિદ્ધ બુદ્ધ પરમાત્મા તરીકે વિરાજમાન થાય. નિષ્ક્રિયાવસ્થાથી સુખે લભ્ય મોક્ષ છે. લયાવસ્થામાં આ બાબતનો અનુભવ આવે છે અને તેથી નિષ્ક્રિયાવસ્થા પ્રાપ્ત કરવા પ્રયત્ન થાય છે. નિષ્ક્રિયાવસ્થામાં સત્ય સુખનો સાગર પ્રગટે છે. નિષ્ક્રિયાવસ્થાથી આનંદ ખુમારી જેણે ચાખી છે, તેજ નિષ્ક્રિયરૂપ પોતાનું શુદ્ધસ્વરૂપ પ્રગટ કરવા—લયસમાધિની અવસ્થામાં રહેવા—પ્રયત્ન કરે છે. ઉન્મનીભાવથી લયાવસ્થા સાધ્ય થાય છે. લયાવસ્થાથી

નિષ્ક્રિયાવસ્થાના સુખનો સાક્ષાત્કાર અનુભવ થાય છે. લયાવસ્થા દ્વારા ઉત્તમ નિષ્ક્રિયાવસ્થાના સુખનો અનુભવ કરીને, શ્રી હેમચંદ્ર પ્રભુ લોકોને આ દશામાં આવવાને સંબોધે છે. ધર્મોદયકારક શ્રી હેમચંદ્ર પ્રભુએ અમુકાંશે લયાવસ્થાદ્વારા નિષ્ક્રિયાવસ્થાનો, સત્ય સુખાનુભવ લીધો છે તેથીજ, તેઓ હૃદયના ખરા ભાવને ખુલ્લા શબ્દોમાં જગત્‌ની આગળ નીચેપ્રમાણે જાહેર કરે છે.

શ્લોક.

मोक्षोऽस्तुमास्तुयदिवा परमानन्दस्तुवेद्यतेसखलु
यस्मिन्निखिलसुखानि प्रतिभासन्तेनकिञ्चिदिव ॥ ५१ ॥

( योगशास्त्र. )

મોક્ષ થાઓ વા ન થાઓ-( ગમે ત્યારે મોક્ષ થાઓ.) પણ ધ્યાન-દ્વારા મોક્ષનો પરમાનન્દ તો ખરેખર અમારાવડે અહીં ભોગવાય છે. જે પરમાનન્દની આગળ દુનિયામાં થનારાં સકલ સુખો ! જાણે કંઈ તે સુખજ નથી એવા પ્રતિ ભાસે છે. શ્રી હેમચંદ્રે પોતાના હૃદયનો ખરેખરો રસ આ શ્લોકમાં મૂકી દીધો છે. દુનિયાનાં પંચેન્દ્રિય વિષય સુખો અને આત્મિક સુખની તુલના આ શ્લોકમાં કરવામાં આવી છે. દુનિયાનાં સુખોની પેલીપાર રહેલું એવું આત્માનું નિત્યસુખ જેણે અનુભવ્યું હોય તે આવા ઉદ્‌ગારો કાઢવા સમર્થ થાય છે. મોક્ષનો પરમાનન્દ તો અમારાથી વેદાય છે, એમ શ્રીમદ્‌નું મુક્તકંઠથી કથવું થાય છે. મોક્ષનો પરમાનન્દ વેદાય છે એ તો નિશ્ચય છે અને તેના કથનાર કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્ર પ્રભુ છે. એમનો આત્મા મોક્ષના પરમાનન્દનો અમુક દશાએ ભોક્તા બન્યો છે. તેમના જેવા મહાપુરૂષ મોક્ષનો પરમાનન્દ ખરેખર ઉન્મનીભાવ, અને લયાવસ્થાથી ભોગવે એમાં કાંઈ અતિશયોક્તિ નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, અધ્યાત્મ અને યોગશાસ્ત્રો દ્વારા આત્મામાં ઉંડા ઉતરેલા મહાત્માઓ, દુનિયાનાં સુખને તૃણવત્ ગણીને આત્માના સુખમાં સદાકાલ મસ્ત બને છે. અમૃત આસ્વાદ્યા પશ્ચાત્ કોણ છાશ પીવાનું મન કરે ? તેમજ લયાવસ્થાથી મોક્ષનો પરમાનન્દ ખરેખર શરીરે જીવતાં છતાં જે મહા-ત્માઓ ભોગવે છે, તે મહાત્માઓ દુનિયાના ક્ષણિક સુખથી દૂર રહે અને તે માટે તેઓની પ્રવૃત્તિ ન થાય એમાં કાંઈ પણ આશ્ચર્ય નથી. શરીરમાં રહેતાં છતાં પણ લયાવસ્થાથી શરીરાતીત ઇન્દ્રિયાતીત, (મનથી અગ્રાહ્ય) એવો મોક્ષનો પરમાનન્દ મેળવવો હોય તો ઉન્મનીભાવ અને લયસમાધિની પ્રાપ્તિ કરો ! મોક્ષનું સુખ કેવું છે ? તેના પ્રશ્નો પુછીને

નકામો કાળવ્યય તજીને લયસમાધિના માર્ગે પડો, એટલે પોતાની મેળે મોક્ષનું સુખ ભોગવી શકાશે; એમાં જરા માત્ર શંકા નથી. મોટા મોટા મુનિવરોએ લયસમાધિનો આશ્રય લહી મોક્ષનો પરમાનન્દ અનુભવ્યો છે. લયાવસ્થાથી મોક્ષનો પરમાનન્દ સાક્ષાત્ ભોગવાશે અને તેથી પોતાના ભવ્યપણાની ખાત્રી થશે, તેમજ થોડા ભવમાં મુક્તિની પ્રાપ્તિ થશે. લયાવસ્થામાં મોક્ષનો પરમાનન્દ ભોગવતાં મુક્તિના સુખની પૂર્ણશ્રદ્ધા થાય એટલે, આત્માના ભવ્યપણાનો નિર્ણય થાય એમાં શું આશ્ચર્ય? લયાવસ્થામાં મુક્તિના સુખનો અત્ર સાક્ષાતકાર થવાથી સંસાર અને મુક્તાવસ્થામાં સમાનતા ભાસે છે. આ બાબતનો નિશ્ચય આવી દશામાં ચઢેલા મુનિવરોના હૃદયમાં ભાસે છે. આખી દુનિયાનું સાધ્યબિન્દુ સુખ છે, કારણ કે આખી દુનિયાના મનુષ્યો સુખને માટે રાત્રી દિવસ બધી ધમાલ કર્યા કરે છે, પણ તેમને જે સુખ મળે છે તે ક્ષણિક હોવાથી તેમને શાન્તિ મળતી નથી અને સંસારમાં સુખ મેળવવા પ્રતિક્ષણ વિશેષ વિશેષ પ્રયત્ન કર્યા કરે છે. તેમનાં શરીર ઘસાઈ જાય છે, અને શરીર માટી ભેગું મળી જઇને માટી થઈ જાય છે, તો પણ દુનિયાના મનુષ્યો ખરા નિત્ય પરમાનન્દના ભોગી બની શકતા નથી, પણ જો તેઓ શ્રીમદે કથેલી એવી લયસમાધિ તરફ પ્રવૃત્તિ કરે તો શ્રીમદ્‌ના આત્માની પેઠે મોક્ષનો પરમાનન્દ અત્ર ભોગવી શકે. શ્રીમદ્ શ્રી હેમચન્દ્રસૂરિ આ પ્રમાણે પોતાને થતા મોક્ષના પરમાનન્દનો ઉભરો બહાર કાઢીને હવે સદાકાલ લયાવસ્થામાં થતા સુખનો ઉપદેશ આપતા છતા, નીચેપ્રમાણે પોતાના મન મિત્રને શિખામણ આપે છે.

॥ શ્લોક ॥

मधु न मधुरंनैताः शीतास्त्विपस्तुहिनद्युते-
रमृतममृतंनामैवास्याः फलेतुसुधासुधा
तदलममुनासंरंभेण प्रसीदसखेमनः
फलमविकलंत्वय्यैवैतत् प्रसादमुपेयुषः ॥ ५२ ॥

( योगशास्त्र. )

આ લયાવસ્થાદ્વારા થતા પરમાનન્દની આગળ મધુ તે મધુર નથી, ચન્દ્રમાની કાંતિ તે શીતળ કાંતિ નથી, અમૃત તે નામ માત્ર અમૃત છે અને સુધાતો ફોગટ છે, માટે હે મનમિત્ર! આ દુનિયાના પ્રયાસથી સર્યું. મારા ઉપર તું પ્રસન્ન થા! કારણ કે લયાવસ્થાદ્વારા નિર્દોષ સહજ સુખરૂપ ફળ મેળવવું તે તારા પ્રસન્ન થવા થકીજ મળી શકે તેમ છે. મનમાંથી અનેક પ્રકારના દોષો નીકળી જવા અને આત્માભિમુખ મનનું થવું, એજ મનની પ્રસન્નતા છે. આત્માના

ગુણોમાં મન લીન થયાવિના આત્માનો પરમાનન્દ પ્રગટ થતો નથી, તેથી શ્રીમદે મનને પ્રસન્ન થવા માટે ઉપર પ્રમાણે સંબોધન કર્યું છે. શ્રી હેમચન્દ્ર મહારાજ કથે છે કે, શ્રી સદ્ગુરૂની મન વાણી અને કાયાદ્વારા, તેમની છાયા જેવા બની, ઉપાસના કર્યાવિના પરમાનન્દની પ્રાપ્તિ થતી નથી. જૈનશાસ્ત્રોમાં પંચ મહાવ્રતધારી સાધુઓજ ગુરૂ તરીકે મનાય છે. તેથી અત્ર સાધુઓનું ગ્રહણ કરવું, આ કાળમાં એકવીશ હજાર વર્ષપર્યન્ત સાધુરૂપ ગુરૂઓની અસ્તિતા રહેવાની છે. સાધુઓ સંસારથી મુક્ત થઈ મોક્ષમાર્ગ આરાધી શકે છે, માટે જૈનશાસનમાં ગુરૂપદના તે અધિકારી ગણેલા છે. પરમાનન્દપ્રદ ગુરૂમહારાજની ઉપાસના કર્યાવિના પરમાનન્દ પ્રાપ્ત થતો નથી. નગુરાઓ ગુરૂગમવિના પરમાનન્દ શોધવા જતાં ભટકાઈ પાછા પડે છે, અને તેઓની ભ્રષ્ટ સ્થિતિ થાય છે; માટેજ હેમચન્દ્ર પ્રભુએ ગુરૂની ઉપાસનાવડે પરમાનન્દ મળે છે એવો શાસ્ત્રીયાનુભવ દર્શાવ્યો છે.

सत्येतस्मिन्नरतिरतिदं गृह्यतेवस्तुदूरा
दप्यासन्नेप्यसतितुमन स्याप्यतेनैवकिञ्चित्–
पुंसामित्यप्यवगतवता मुन्मनीभावहेता
विच्छावाढंनभवतिकथं सद्गुरूपासनायाम् ॥ ५३ ॥

( योगशास्त्र. )

સદ્ગુરૂની ઉપાસના કરવાથી, અરતિને આપવાવાળી વ્યાઘ્રાદિ વસ્તુઓ અને રતિને આપવાવાળી ચંદનાદિ વસ્તુઓ મનુષ્યોવડે, દૂરથી પણ ગ્રહણ યા સ્વાધિન કરી શકાય છે, તેજ મનુષ્યો સદ્ગુરૂની ઉપાસનાના અભાવે નજીક રહેલી વસ્તુઓ, ગ્રહણ યા સ્વાધિન કરી શકતા નથી. આવું જાણ્યા છતાં ઉન્મનીભાવના હેતુભૂત સદ્ગુરૂની ઉપાસનાના સંબન્ધમાં મનુષ્યોની ગાઢ ઇચ્છા કેમ થતી નથી? આચાર્ય શ્રી મનુષ્યોને ઉન્મનીભાવ માટે ખાસ સદ્ગુરૂની ઉપાસનાની ભલામણ કરે છે, અને તે જાણીને પણ સદ્ગુરૂની ઉપાસના કરવા ઇચ્છા ધારણ કરતા નથી તેઓ અજ્ઞાનના દાસ બનેલા છે એમ અવબોધવું. શ્રી હેમચંદ્રે પોતાના ગુરૂની સારી રીતે ઉપાસના કરી હતી. શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાય પણ સર્વ વસ્તુની પ્રાપ્તિ માટે ગુરૂ ઉપાસનાને મુખ્ય બતાવે છે. શ્રી ધર્મદાસગણિ પણ ઉપદેશમાલામાં સદ્ગુરૂની ઉપાસનાસંબન્ધી સારૂં વર્ણન કરે છે. યોગશાસ્ત્રના અન્તે આચાર્ય શ્રી સદ્ગુરૂની ઉપાસનાની ભલામણ કરીને ખરી સેવા બજાવે છે. “ગુરૂવિના સમ્યગ્જ્ઞાન થતું નથી.” ઉન્મનીભાવની પ્રાપ્તિ માટે સદ્ગુરૂની ઉપાસના જ યોગ્ય છે. સદ્ગુરૂની ઉપાસનાથી શાસ્ત્રોનું જ્ઞાન થાય છે. અનેક પ્રકારના

અનુભવો મળે છે. ગુરૂકુળવાસથી પરંપરાએ ચાલતા આવેલા અનેક બાબતના અનુભવોની પ્રાપ્તિ થાય છે. પૂર્વે સૂરિમંત્ર અને વર્ધમાન વિદ્યા, વગેરે ગુરૂની કૃપાથી શિષ્યો મેળવતા હતા, ત્યારે તેઓ પ્રતાપશાલી થતા હતા. શ્રી હેમચંદ્ર તેમના ગુરૂની કૃપાથી મહાસમર્થ થયા હતા. ગુરૂની કૃપા અને આશીર્વાદથી અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ થાય છે તેમાં જરામાત્ર શંકા નથી. ગુરૂની કૃપાથી શ્રીયશોવિજય ઉપાધ્યાય પણ પ્રભાવક થયા છે. ગુરૂની કૃપાથી અનેક શિષ્યોએ ઉચ્ચપદ મેળવ્યું છે. ગુરૂની સેવા ભક્તિ અને વૈયાવચ્ચથી જે કંઈ પ્રાપ્ત થાય છે તે સદાકાલ રહે છે. ઉન્મનીભાવની પ્રાપ્તિ તો કદિ ગુરૂની કૃપા અને આશીર્વાદવિના થતી નથી. ગુરૂએ નાભિના ઉછાળાથી આપેલ આશિષથી ઉન્મનીભાવના પ્રકાશને પ્રાપ્ત કરવા માટે શિષ્ય ભાગ્યશાલી થાય છે. ઉન્મનીભાવ વા લયસમાધિ તે એકજ છે; એ કંઈ પુસ્તકો વાંચવામાત્રથી પ્રાપ્ત થઈ શકે નહિ. નાગાર્જુન જેવાને પણ ગુરૂગમવિના આકાશમાં ઉડવાની શક્તિ મળી નહિ; જ્યારે ગુરૂની કૃપા મેળવી ત્યારે તેણે આકાશગમનની સિદ્ધિ મેળવી. ગમે તેવો જ્ઞાની હોય તો પણ તેણે ઉન્મનીભાવની પ્રાપ્તિ માટે—નાના બાળકની પેઠે ગુરૂની ઉપાસનામાં તત્પર થઈ જવું. અધ્યાત્મજ્ઞાનમાં ઉંડા ઉતરેલા શ્રીમદ્ હેમચન્દ્રપ્રભુની હિતશિક્ષા વિસ્મરવા યોગ્ય નથી. અધ્યાત્મજ્ઞાન અને યોગજ્ઞાન માટે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ન્યૂન છે. અધ્યાત્મજ્ઞાનનું સાધ્યબિન્દુ સહજાનન્દાનુભવ છે; તેનો માર્ગ ખરેખર શ્રી હેમચન્દ્રપ્રભુએ દર્શાવ્યો છે. આ બાબતપર શ્રી યશોવિજય ઉપાધ્યાયે પણ અધ્યાત્મસાર ગ્રન્થ રચીને સારો પ્રકાશ પાડ્યો છે. ઉપાધ્યાયજી અધ્યાત્મ શાસ્ત્રોના આનન્દ બગીચાઓ પોતાની પાછળ જીવતા મૂકી ગયા છે, તેથી તેઓ પણ શબ્દ દેહે જીવતા છે. અધ્યાત્મસારમાં મનને વશ કરવા માટે તેમણે વૈરાગ્ય જ્ઞાન વગેરે ઉપાયો બતાવ્યા છે. અધ્યાત્મજ્ઞાનની મહત્તાસંબન્ધી નીચેપ્રમાણે તેઓ લખે છે.

पश्यन्नन्तर्गतान्भावान् पूर्णभावमुपागतः
भुञ्जानोध्यात्मसाम्राज्यमवशिष्टंनपश्यति ॥ ५५ ॥

( अ० सार. )

અન્તર્ગત ભાવોને દેખતો અને પૂર્ણ ભાવ પામેલો, અધ્યાત્મ વૈભવને ભોગવતો જ્ઞાની, અન્યને અવલોકતો નથી. શુદ્ધ નિશ્ચયનયથી આત્મા પોતાના જ્ઞાનાદિક ગુણનો ભોક્તા છે અને અશુદ્ધ નિશ્ચયનયથી કર્મકૃત સુખ દુઃખનો ભોક્તા છે. નિદ્રાવસ્થામાં જેમ અહંકારરહિત સુખનો ભાસ થયો જણાય છે, તેમ શુદ્ધ વિવેક દશામાં તો સાક્ષાત્ સુખનો

ભોગ થાય છે. બાહ્ય વસ્તુઓના સંબંધવિના પોતાની મેળે પોતાનામાંથી ઉદ્ભવેલા સુખને પોતાનો આત્મા અનુભવે છે. શુદ્ધનયથી આત્મા પોતાના શુદ્ધભાવનો કર્તા બને છે. આત્મા પોતાના સ્વરૂપમાં રમે અને કષાયોનો રોધ કરે, તેજ આધ્યાત્મિક દૃષ્ટિથી સત્ય તપ ગણાય; એમ ઉપાધ્યાય નીચેપ્રમાણે કથે છે.

यत्ररोधःकषायाणां ब्रह्मध्यानंजिनस्यच
ज्ञातव्यंतत्तपःशुद्ध मवशिष्टंतुलङ्घनम् ॥ १५६ ॥

( अ० सार. )

જ્યાં કષાયનો રોધ થાય અને પરમાત્માનું ધ્યાન થાય, તેજ શુદ્ધ તપ અવબોધવું; બાકીતો લાંઘણ ગણાય. આ પ્રમાણે કથીને શુદ્ધ તપ કરવા માટે ઉપાધ્યાય, જીવોને માર્ગ દર્શાવે છે. અધ્યાત્મજ્ઞાનથી તપ જે કરાય છે તેનાથી આત્મશુદ્ધિ નીચેપ્રમાણે દર્શાવે છે.

अज्ञानीतपसाजन्म–कोटिभिःकर्मयन्नयेत्
अन्तंज्ञानतपोयुक्तस्तत्क्षणेनैवसंहरेत् ॥ १६१ ॥
ज्ञानयोगस्तपःशुद्ध मित्याहुर्मुनिपुङ्गवाः
तस्मोन्निकाचितस्यापि कर्मणोयुज्यतेक्षयः ॥ १६२ ॥

( अध्यात्मसार. )

અજ્ઞાની, જન્મ કોટિઓવડે–તપથી જે કર્મ ક્ષય કરે, તે કર્મને જ્ઞાન–તપયુક્ત જ્ઞાની એક ક્ષણમાં દૂર કરે છે, માટે જ્ઞાનયોગ તપ શુદ્ધ છે; કારણ કે જ્ઞાનયોગ તપથી નિકાચિત કર્મનો ક્ષય થાય છે. અધ્યાત્મ જ્ઞાનપૂર્વક તપ કરવાની મહત્તા જે દર્શાવી છે તે મનન કરવા યોગ્ય છે. અધ્યાત્મજ્ઞાનવિના અજ્ઞાનીઓનાં કર્મો ચિત્તની શુદ્ધિ કરવા સમર્થ થતાં નથી, તે નીચેપ્રમાણે દર્શાવે છે.

अज्ञानिनांतुयत्कर्म न ततश्चित्तशोधनम्
योगादेरतथाभावाद् म्लेच्छादिकृतकर्मवत् ॥ २८ ॥

( अध्यात्मसार. )

અજ્ઞાનીઓનાં જે કર્મ છે તેથી ચિત્તની શુદ્ધિ થતી નથી, કારણ કે મ્લેચ્છાદિઓએ કરેલા કર્મની પેઠે, જ્ઞાન યોગાદિનો સદ્ભાવ તેમાં હોતો નથી. જ્ઞાનગર્ભિત વૈરાગ્યવડે અધ્યાત્મજ્ઞાનની સ્થિરતા થાય છે અને તેથી અધ્યાત્મજ્ઞાની ક્રિયાનુષ્ઠાનોવડે કર્મનો નાશ કરે છે. દુઃખગર્ભિત અને મોહગર્ભિત વૈરાગ્યથી અનન્તગણો ઉત્તમ એવો જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય પ્રાપ્ત કરવો જોઇએ. જ્ઞાનગર્ભિત વૈરાગ્યથી અધ્યાત્મજ્ઞાન જીરવી શકાય છે. જ્ઞાનગર્ભિત વૈરાગીને કદાગ્રહ હોતો નથી.

કદાગ્રહનાશથી જ્ઞાનગર્ભિત વૈરાગ્યની માલુમ પડે છે; તે સંબન્ધી યશોવિજય ઉપાધ્યાય નીચેપ્રમાણે લખે છે.

उत्सर्गेचापवादेपि व्यवहारेथनिश्चये
ज्ञानेकर्म्मणिवायंचेन्नतदाज्ञानगर्भता ॥ ३५ ॥
स्वागमेन्यागमार्थानां शतस्येवपरार्द्धके
तावताप्यबुधत्वंचे न्नतदाज्ञानगर्भता ॥ ३६ ॥
नयेषुसार्थसत्येषु मोघेषुपरचालने
माध्यस्थ्यंयदिनायातं नतदाज्ञानगर्भता ॥ ३७ ॥
आज्ञयागमिकार्थानां यौक्तिकानांचयुक्तितः
नस्थानेयोजकत्वंचे न्नतदाज्ञानगर्भता ॥ ३८ ॥
गीतार्थस्यैववैराग्यं ज्ञानगर्भततःस्थितं
उपचारादगीतस्या प्यभीष्टंतस्यनिश्रया ॥ ३९ ॥
( अध्यात्मसार. )

ઉત્સર્ગ માર્ગમાં, અપવાદ માર્ગમાં, વ્યવહાર માર્ગમાં, નિશ્ચય માર્ગમાં, જ્ઞાન નયમાં, અને ક્રિયા નયમાં, જો કદાગ્રહ હોય તો સમજવું કે, તેને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય નથી. સ્વાગમોમાં અન્યાગમોના અર્થોનું જાણવું;—જેમ પરાર્ધની સંખ્યામાં અન્ય સંખ્યાનું સમાઈ જવાપણું થાય છે તદ્વત્ અવબોધવું. સ્વાગમોનું તેટલું જ્ઞાન પામીને પણ અબુધપણું રહ્યું તો સમજવું કે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પ્રાપ્ત થયો નથી. પોતપોતાના સ્વાર્થમાં સર્વ નયો સત્ય છે. સાર્થ સત્ય એવા નયોમાં પર નયોની અપેક્ષાએ તો નિષ્ફલપણું છે; એવું જાણવા છતાં પણ જો માધ્યસ્થ્ય ન આવ્યું તો સમજવું કે જ્ઞાનગર્ભિત વૈરાગ્યપણું પ્રાપ્ત થયું નથી. આગમિક અર્થોનું આજ્ઞાવડે અને યુક્તિવડે સિદ્ધ થાય તેઓનું યુક્તિથી સ્થાનમાં જોડવાપણું ન આવ્યું તો સમજવું કે, જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પ્રાપ્ત થયો નથી. ગીતાર્થનેજ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય હોય છે. પણ અજ્ઞાનીને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય હોતો નથી, તો પણ અગીતાર્થને ગીતાર્થની નિશ્રાએ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય કહેવાય છે. ગીતાર્થને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પ્રાપ્ત થાય છે અને તેનામાં અધ્યાત્મ જ્ઞાન ઠરે છે. અધ્યાત્મના બળથી સમ્યકત્વવંતો સંસારના સર્વ બાહ્ય ભાવોથી ન્યારા રહે છે, તે માટે એક કહેવત ચાલી છે કે—

समकितवन्ताजीवडा—करेकुटुंबप्रतिपाल
पणअन्तरथीन्यारारहे जेमधावखेलावेबाल ॥ १ ॥

સમ્યકત્વવંત જીવો ગૃહસ્થાવાસમાં રહીને કુટુંબની પ્રતિપાલના કરે છે, પણ અન્તરથી ન્યારા રહે છે. જેમ ધાવમાતા અન્યનાં બાળકોને ધવરાવે છે-રમાડે છે; પણ તેઓને પોતાનાં માનતી નથી, તેમ સમ્યકત્વવંત ગૃહસ્થો પણ અન્તરથી ન્યારા રહીને સાંસારિક કાર્યો કરે છે. અન્તરથી ન્યારા રહીને સાંસારિક કાર્યો કરવાં એ અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિવિના બની શકે તેમ નથી. અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિવિના અન્તરથી ત્યાગદશા આવી શકે નહિ અને અન્તરથી ત્યાગદશા પ્રાપ્ત થયા વિના બાહ્યની ત્યાગદશા પણ સાર્થક થઈ શકે નહિ. અધ્યાત્મસારમાં નીચેના શ્લોકોમાં જે દશા વર્ણવી છે, તે અધ્યાત્મજ્ઞાનવિના ન બની શકે.

सेवतेऽसेवमानोऽपि सेवमानोनसेवते
कोऽपिपारजनोनस्या द्यच्छन्नूपरजनानपि ॥ २५ ॥

अतएवमहापुण्य विपाकोपहितश्रिया
गर्भादारभ्यवैराग्यं नोत्तमानांविहन्यते ॥ २६ ॥

दारुयन्त्रस्थपाञ्चाली–नृत्यतुल्याःप्रवृत्तयः
योगिनोनैवबाधायै ज्ञानिनोलोकवर्तिनः ॥ २७ ॥

( अध्यात्मसार. )

કોઇક, વિષયોને બાહ્યથી નહિ સેવતો છતો પણ અન્તરથી સેવે છે, અને કોઈક અધ્યાત્મપરિણતિવાળો જીવ બાહ્યથી ભોગો સેવતો છતો પણ અન્તરથી સેવતો નથી. પરજનોને આપતો છતો કોઈ પારકો થઈ શકતો નથી, તેમ ગૃહસ્થાવાસમાં રહેલા તીર્થંકરાદિ જીવો, ભોગાવલી કર્મના ઉદયથી શરીરને આહારાદિ પરવસ્તુનું દાન આપે છે તેથી, તે પર-જડ વસ્તુના દાસ બની શકતા નથી. તીર્થંકરો ગૃહસ્થાવાસમાં ગર્ભથી આરંભીને તીર્થંકર પદવી આદિને ભોગવે છે તોપણ તેઓ અન્તરથી ન્યારા રહી શકે છે. કાષ્ઠના યન્ત્રની પૂતલીઓની પેઠે લોકમાં રહેનાર, જ્ઞાનયોગીની પ્રવૃત્તિઓ હોય છે, તે યોગીને બન્ધન માટે હોતી નથી. યોગી પ્રારબ્ધ કર્મોની પ્રવૃત્તિયોમાં આસક્તભાવ ધારણ કરતો નથી. તે પોતાનામાં હું કરૂં છું, હું ભોગવું છું, એવો અહંભાવ ધારણ કરતો નથી, તેથી તે બાહ્ય જગત્‌ની સાથે મમત્વના પરિણામરૂપ બન્ધનથી બંધાતો નથી અને મમત્વની કલ્પના વિના તે પોતાના આત્માને બંધનમાં નાખી શકતો નથી. પોતાનો આત્મા કેવી દશામાં વર્તે છે તેનું અધ્યાત્મજ્ઞાનીને સ્પષ્ટ ભાન થાય છે, તેથી તે પોતાની ઉચ્ચદશાનો માર્ગ પોતાના હાથે ખુલ્લો કરે છે અને તેમાં પોતે પ્રવૃત્તિ કરતો રહે છે. ગૃહસ્થાવાસમાં રહેલા અને ચક્રવર્તિ

પદવી ભોગવતા એવા તીર્થંકરોની વૈરાગ્ય દશા દેખતાં, તેઓ બાહ્ય કરતાં અન્તરથી ઘણા ન્યારા દેખાય છે. તેમની એવી દશાનું મૂળ કારણ ખરેખર અધ્યાત્મજ્ઞાન છે. "જીવનો શિવ" બનાવી દેવો એ અધ્યાત્મજ્ઞાનની શક્તિ છે. અધ્યાત્મજ્ઞાનથી મનુષ્ય પોતાના આત્માને દિવ્યાકારમાં બદલી નાખે છે.

આ જગત્માં અધ્યાત્મજ્ઞાનની પરિણતિવિના શાન્તિનો માર્ગ શોધવામાં આવે તો કદિ, ખરી શાન્તિનો માર્ગ પ્રાપ્ત થઈ શકે નહિ. પોતાના આત્માને ઓળખો, પોતાના આત્માતરફ લક્ષ રાખો, પોતાનો આત્મા શું કહે છે તે સાંભળો, પોતાનો આત્મા કેવો છે તેનાસંબન્ધી ખૂબ ઉંડા ઉતરીને વિચાર કરો, ગુરૂગમ લેઈને પોતાના આત્માની ખરી શાન્તિનો રસ સ્વાદો; પશ્ચાત્ તમે અધ્યાત્મજ્ઞાનને વારંવાર સ્તવશો. મોહના જોરથી અને અજ્ઞાનથી જે જાણોછો તેમાં ભૂલ કરો છો અને અંધકારમાં પ્રવેશ કરો છો, પણ મોહની પ્રકૃતિયોને હઠાવી જરા અધ્યાત્મના પ્રકાશમાં આવો; તેનાથી સત્યનો આપોઆપ નિર્ણય કરી શકશો. મનુષ્યો સુખનું સ્વરૂપ સમજ્યાવિના પ્રવૃત્તિમાર્ગના ખાં બનીને અંજીનની પેઠે રાત્રી દિવસ-મન, વાણી અને કાયાને સંતપ્ત કરીને દુઃખ ઉભું કરે છે. જેને સુખ થાય છે, જેમાં સુખ પ્રકટે છે, જેવડે સુખ પ્રકટે છે, તેનો પરિપૂર્ણ વિચાર કરવો નથી અને ગાડરીયા પ્રવાહની પેઠે બાહ્યપદાર્થોની પ્રાપ્તિની ધમાલમાં ગદ્ધાવૈતરૂં કરી કરીને સુખ પ્રાપ્ત કરવું છે! અને સુખ થતું નથી તોપણ તેમાંનેતેમાં સુખમાટે-દોડવું છે; એમ કરવાથી ખરી શાન્તિ, ખરો આનન્દ, કયાંથી મળી શકે? ચારે ખંડના મનુષ્યો તરફ દૃષ્ટિ ફેરવો; પૈસાદાર અને ગરીબ ઉપર દૃષ્ટિ ફેરવો; સદાકાળ કોણ હૃદયથી સુખી છે તેનો વિચાર કરો. "જેવું પિંડે તેવું બ્રહ્માંડે" જેવું તમને બાહ્યથી ક્ષણિક સુખ થાય છે તેવું આખી દુનિયાના જીવોને બાહ્ય પદાર્થોથી ક્ષણિક સુખ થાય છે, એમ નક્કી માનશો. તમને સહજસુખમાં વિઘ્ન કરનાર મોહ અને અજ્ઞાન છે. મોહ અને અજ્ઞાન જ્યાંસુધી છે ત્યાંસુધી, નિત્ય સુખપ્રાપ્તિમાં તે વિઘ્ન કર્યાવિના રહેશે નહિ, એમ ખાત્રીથી માનીને અજ્ઞાન મોહ વગેરે દોષોથી બચાવનાર એવા અધ્યાત્મજ્ઞાનના સંગી થશો. અધ્યાત્મજ્ઞાનની પરિણતિનું બળ પ્રતિદિન વધતું જાય છે અને તે નિત્યસુખની ખાત્રી કરાવીને,-આત્માને પોતાના ધર્મની દૃઢ પ્રતીતિ કરાવીને પોતાની ફર્જ અદા કરે છે, તેથી આત્મા પોતાનું પરમાત્મત્વ પ્રકટ કરી શકે છે. અધ્યાત્મજ્ઞાન અને યોગજ્ઞાનથી પરમાત્માની દશા પ્રાપ્ત થાય છે.

અધ્યાત્મજ્ઞાનથી યોગજ્ઞાનમાર્ગ પ્રાપ્ત થાય છે. યોગમાર્ગમાં દૃઢ સ્થિર રહેવાને માટે અધ્યાત્મજ્ઞાન જોઇએ. અધ્યાત્મજ્ઞાનવિનાના હઠયોગીઓ મોહના માર્ગમાં ચઢી જાય છે, અને તેઓના હૃદયમાંથી વાસનાનાં સૂક્ષ્મ બીજકો નષ્ટ થતાં નથી. અધ્યાત્મજ્ઞાનવિનાના યમ, નિયમ, તપ, જપ વગેરે હઠયોગથી આત્મબળ વધશે, પણ તેનો દુરુપયોગ થઈ જશે. તામલી તાપસ હઠયોગી હતો;–શાપ આપનારા યોગીઓનાં ચરિત્ર વાંચીએ છીએ તો પ્રાયઃ તેઓ હઠયોગીઓ દેખાય છે. કામણ ટુમણ મારણ મોહન ઉચ્ચાટન–અને સ્તંભન વગેરે મંત્રપ્રયોગો કરનારાઓનો મોટો ભાગ પ્રાયઃ અધ્યાત્મજ્ઞાનવિનાનો હોય છે. અધ્યાત્મજ્ઞાન એ મોક્ષનો રાજમાર્ગ છે અને અધ્યાત્મજ્ઞાનવિનાનો એકલો હઠયોગ તે તો–ઓંધાં[1] પાસેના પર્વતના ઢંઢી માર્ગસમાન છે. ( તેપર ચડતાં પગ ખસી જાય તો ઓંધાંમાં પડાય છે. )

ખરો જે યોગમાર્ગ છે તેનો ભેદ, ખરેખર અધ્યાત્મજ્ઞાનથી ખુલ્લો થાય છે. અધ્યાત્મજ્ઞાન પશ્ચાત્ યોગમાર્ગનું અવલંબન કરવાની જરૂર છે. યોગમાર્ગ છે તે ખરેખર ચારિત્રમાર્ગ છે. જૈનશાસ્ત્રોમાં યોગમાર્ગના અસંખ્ય ભેદો બતાવ્યા છે. શ્રાવક અને સાધુના આચારો એ યોગમાર્ગ છે. સાધુધર્મની ક્રિયાઓ અને શ્રાવકધર્મની ક્રિયાઓ એ યોગના માર્ગો છે. મન, વાણી અને કાયાનું બળ ખીલવીને તેવડે મોક્ષની આરાધના કરવી તે યોગનો મૂળ ભાવ છે. મોક્ષની પ્રાપ્તિ માટે યોગબળની આવશ્યકતા સ્વીકારવામાં આવી છે. વજ્રૠષભનારાચ સંઘયણવિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી; તેમાં પણ ખાસ યોગનો મહિમા અવબોધાય છે. હઠયોગ, મંત્રયોગ, ભક્તિયોગ અને લયયોગ વગેરે યોગના ઘણા ભેદો છે; તેનું વિશેષ વર્ણન अस्मदीय योगदीपक નામના ગ્રન્થમાંથી વાંચવું. હઠયોગસંબન્ધી શ્રીમદ્ હેમચંદ્રસૂરિ, શ્રી જિનદત્તસૂરિ, વગેરે આચાર્યોએ ઘણું સારૂં વિવેચન કર્યું છે. જૈનોમાં હઠયોગની પ્રક્રિયા પણ પૂર્વથી ચાલી આવે છે. ઉપધાનની ક્રિયાઓ અને યોગોદ્વહનની ક્રિયાઓમાં, તેમજ પ્રતિષ્ઠા વગેરેની ક્રિયાઓમાં હઠયોગની ઘણી ક્રિયાઓ જુદા જુદા રૂપે દેખાવ આપે છે. હઠયોગની ક્રિયાઓને પૂર્વના આચાર્યો સાધતા હતા. સં. ૧૭૩૭ ની સાલમાં વિદ્યમાન એવા અને મહાસમર્થ વિદ્વાન્ હેમલઘુપ્રક્રિયા, કલ્પસૂત્ર સુબોધિકા ટીકા અને લોકપ્રકાશ વગેરે અનેક ગ્રન્થના કર્તા શ્રી

૧ પર્વત–ડુંગરની પાસે ઉંડી ખીણો–ખાડા.

વિનયવિજયજી ઉપાધ્યાય પણ હઠયોગના સંબન્ધી ઉંડું જ્ઞાન ધરાવતા હતા એમ નિશ્ચય થાય છે. તેઓશ્રી નીચેપ્રમાણે હઠયોગસંબન્ધી પદનું ગાન કરે છે.

पद पचीशमुं. ( राग आशावरी ).

साधुभाइसोहेजैनकारागी, जाकीसुरतमूलधुनलागी ॥ साधु० ॥ टेक ॥
सोसाधुअष्टकरमसुंजगडे, शूलबांधेधर्मशाला;
सोऽहंशब्दकाधागासांधे, जपेअजपामाला. साधु० ॥ १ ॥
गंगायमुनामध्यसरसति, अधरवहेजलधारा;
करीयस्नानमगनहुइबेठे, तोड्याकर्मदलभारा. साधु० ॥ २ ॥
आपअभ्यंतरज्योतिविराजे, वंकनालग्रहेमूला;
पश्चिमदिसाकीखडकीखोलो, तो वाजेअनहदतुरा. साधु० ॥ ३ ॥
पंचभूतकाभरममिटाया, छठामांहिसमाया,
विनयप्रभुसुंज्योतिमिलि जब, फिर संसार न आया. साधु० ॥ ४ ॥

पद पहेलुं. ( राग भैरव ).

योगानन्दआदरकरसंतो अरुणश्रुतिलयलावोरे. यो० ॥ टेक ॥
अन्तरषट्चक्रसोधनकरके वंकनालकरभावो. यो० ॥ १ ॥
चंद्रसूरज मारगजुगतजकर सुषमनपरवाहजानो;
कुंभक रेचकपूरकभावे प्रत्याहारप्रमाणो. यो० ॥ २ ॥
धारणाध्यानसमाधिसप्तम श्वासरोधकरतानो;
अनुपमअनहदधुनीअनुयोगे सोऽहंसोऽहंगानो. यो० ॥ ३ ॥
सोऽहंसोऽहं रटना रटतां नवनिधिसंयमभायो;
ज्ञानानन्दपरमातमरोचि, देखत हरखलहायो. यो० ॥ ४ ॥

पद चोथुं. ( राग भैरवी ).

गगनमंडलगतपरमअरुणचिभायोरे ॥ गगन० ॥ टेक ॥
चंदकहुंतो चंद ननिरखुं, तरणिपणनजणायोरे; गगन० ॥
तेलसिखाबिनदीपननिरखुं, जगमगरुचिसुखदायोरे. गगन० ॥ १ ॥
घनसमीरपरमुखउपाधि, रहितरुचिरदरसायोरे; गगन० ॥
सबजगव्यापीपांचहिजाते, पणनहिभावरमायोरे गगन० ॥ २ ॥
पंडितयोगीसघलेथाके, निजहठपखलपटायोरे; गगन० ॥
आपहिनिरखेआपहिजाने, सहजसमाधिजगायोरे. गगन० ॥ ३ ॥
तबघरघरकीभरमनामेटी, सहजरूपपरखायोरे; गगन० ॥
निधिसंयमज्ञानानन्दयोगी, ज्योतिनिरखहरखायोरे. गगन० ॥ ४ ॥

શ્રીમદ્ વિનયવિજયજીના પચ્ચીશમા પદથી અને જ્ઞાનાનન્દના પહેલા અને ચોથા પદથી, જૈનશાસ્ત્રોમાં યોગની પ્રક્રિયાએ કેટલીબધી સરસ છે તે વાચકવર્ગ અવબોધી શકશે. શ્રી વિનયવિજયોપાધ્યાય તો એટલાસુધી કથે છે કે, હે સાધુએ! તેજ જૈનધર્મનો રાગી છે કે જેની સુરતા ખરેખર મૂલદ્વારમાં લાગી છે. આધારચક્રને મૂલદ્વાર કથવામાં આવે છે. મૂલદ્વારમાં સુરતા લાગવાથી ચિત્તની મલીનતા ટળે છે. તેવો સાધુ, યોગની દશાવડે આત્માની પરમાત્મતા પ્રકટ કરવા માટે, અષ્ટકર્મ અને તેની એકસો અઠ્ઠાવન પ્રકૃતિઓની સાથે યુદ્ધ કરે છે, અને શૂન્ય ધર્મશાળા બાંધે છે. શૂન્ય ધર્મશાળાનો ભાવ એવો નીકળે છે કે, જે દશામાં રાગદ્વેષના વિકલ્પસંકલ્પનો અભાવ હોય; અર્થાત્ રાગદ્વેષના વિકલ્પસંકલ્પથી શૂન્ય એવા ચિત્તને શૂન્ય ધર્મશાળાની ઉપમા, યોગની શૈલીએ આપવામાં આવે છે. નિર્વિકલ્પદશા એજ શૂન્ય ધર્મશાલા અવબોધવી. શૂન્ય ધર્મશાળા બાંધવાનો ઉપદેશ કરીને એમ જણાવવામાં આવ્યું છે કે, યોગી રાગદ્વેષથી શૂન્યચિત્તવડે યોગના માર્ગમાં આગળ વધી શકે છે અને તે સંસારના મોહક પદાર્થોથી લેપાતો વા બંધાતો નથી. મનમાંથી રાગદ્વેષ દૂર હઠાવીને ખરો સાધુ યોગી, સોऽહં શબ્દના ધાગા સાંધે છે. યોગીની એવી–ધાગા સાંધવાની રીતિ હોય છે. સઃ એટલે અસંખ્યાત પ્રદેશમાં સત્તાએ રહેલું પરમાત્મપણું તેજ હું છું; તેવિના બાકીના સાંસારિક પર્યાયોરૂપ હું કદી–અસ્તિભાવે નથી. સ એટલે પરમાત્મા તેજ, અહં એટલે હું છું.—હું પોતે પરમાત્મા છું. મારામાં સત્તાએ પરમાત્મપણું રહ્યું છે અને તે વ્યક્ત થઈ શકે તેમ છે, માટે सोऽहं ( પરમાત્મા ) છું. सोऽहं એટલે હું; તે સત્તાએ રહેલા પરમાત્મભાવથી અભિન્ન છું–એમ કહેવાથી, બાકીનું શરીર–ધન–વગેરે સર્વે હું નથી એવો ખુલ્લો અર્થ પ્રતીત થાય છે. સોऽહં શબ્દનો આ પ્રમાણે અર્થ અવબોધીને દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ આત્માનું ધ્યાન ધરવું. દ્રવ્યથી આત્મા અસંખ્ય પ્રદેશરૂપ નિત્ય છે અને જ્ઞાનાદિ પર્યાયની અપેક્ષાએ આત્મા અનિત્ય છે. દ્રવ્યની અપેક્ષાએ નિત્ય અને પર્યાયની અપેક્ષાએ અનિત્ય, એવો सः એટલે તે આત્મા તેજ, अहं એટલે હું છું; તેવિના અન્ય તે હું નથી. દ્રવ્યની અપેક્ષાએ ધ્રુવરૂપ અને પર્યાયનયની અપેક્ષાએ ઉત્પાદ અને વ્યયરૂપ એવો આત્મારૂપ હું છું. એ સોહં શબ્દનો અર્થ સ્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અપેક્ષાએ સત્ અને પરદ્રવ્ય પરક્ષેત્ર પરકાલ અને પરભાવની અપેક્ષાએ અસત્–એવો આત્મા, તેજ હું છું; એવો સોહં શબ્દનો અર્થ છે. દ્રવ્યની અપેક્ષાએ વ્યાપ્ય અને જ્ઞાનાદિપર્યાયની

અપેક્ષાએ વ્યાપક એટલે વિભુ એવો આત્મારૂપ હું પરમાત્મા છું; એવો સોહં શબ્દનો અર્થ છે. દ્રવ્યની અપેક્ષાએ ગુણ અને ગુણથી અભિન્ન, તથા પર્યાયાર્થિકનયની અપેક્ષાએ કથંચિત્ ભિન્ન એવો જ્ઞાન-દર્શન-ચારિત્ર અને વીર્યમય હું આત્મા છું; એવો સોહં શબ્દનો અર્થ છે. કેવલજ્ઞાન અને કેવલદર્શન તથા ક્ષાયિકચારિત્ર આદિ જેના ગુણો છે એવો પરમાત્મા તે હું છું; એવો સોહં શબ્દનો અર્થ છે. ઉપર્યુક્ત સોહં શબ્દવાચ્ય મારો આત્મા તેજ હું છું, તેવિના બાકીના જડ ધર્મોમાં મારાપણું નથી, એવો દૃઢ નિશ્ચય કરીને સાધુયોગી સોહં શબ્દનો ધાગો સાંધે છે અને તેનો અજપાજાપ જપે છે. જે જાપ વાણીથી જપવો ન પડે અને સ્વાભાવિક રીત્યા શ્વાસોચ્છ્વાસથી સોऽહં તરીકે ઉઠે છે, તે જપ્યાવિનાનો જાપ થાય છે, માટે તેને અજપાજાપ તરીકે કથે છે. અજપાજાપની વિધિ ગુરૂગમથી ધારવી જોઈએ. ફોનોગ્રાફની પેઠે સુરતાને ત્યાં ઠરાવ્યાવિના અજપાજાપ થાય છે, તે કંઇ આત્માની સ્થિરતા માટે થતો નથી. અજપાજાપની સાથે સુરતાનો સંબન્ધ રાખવામાં આવે છે તો ત્રણ ચાર માસમાં યોગી, મનની દશાને ફેરવી નાખે છે અને દિવ્ય પ્રદેશમાં પોતાના મનને લેઈ જાય છે, તથા ઘણા વિકલ્પસંકલ્પોને રોધવા સમર્થ થાય છે. અજપાજાપથી સાધુયોગી શાન્તિ પ્રાપ્ત કરે છે અને મનને પોતાના તાબામાં રાખવા સમર્થ થાય છે, તથા સંકલ્પની સિદ્ધિસન્મુખ ગમન કરે છે. સાધુયોગી અજપાજાપની આ પ્રમાણે જપમાલા ગણે અને અન્ય શું કરે તે દર્શાવે છે. ડાબીનાસિકાને ગંગા કથે છે. અને જમણી નાસિકાને યમુના કથે છે. ઈડા અને પિંગલા એ બે નાસિકાઓ સાથે વહે છે તેને સુષુમ્ણા કહે છે અને યોગની પરિભાષાએ તે સરસ્વતિ કથાય છે. ઈડા પિંગલા અને સુષુમ્ણાની ઉપર જલધારા વહે છે. કોઈ તેને અમૃતધારા કથે છે. ખેચરી મુદ્રા કરનાર તે અમૃતબિન્દુઓને ગ્રહણ કરે છે. ડાબી અને જમણી નાસિકાનો વાયુ તથા સુષુમ્ણાનો રોધ થતાં સાધુયોગી બ્રહ્મરન્ધ્રમાં પ્રવેશ કરે છે, અર્થાત્ તે પરમાત્મજ્ઞાનમાં પ્રવેશ કરે અને ત્યાં સમતારૂપ અમૃતધારામાં સ્નાન કરીને મગ્ન બને છે. ખરેખર બ્રહ્મરન્ધ્રમાં સ્થિરતા થતાં આનન્દામૃતધારાનો અનુભવ પ્રકટે છે. આત્મબન્ધુઓ! આત્માના શુદ્ધ ગુણો પૈકી એક ગુણમાં લીન થઈ જાઓ, અર્થાત્ પોતાના આત્માના અસંખ્ય પ્રદેશો ખરેખર બ્રહ્મરન્ધ્રમાં છે, તેજ આત્મા હું છું, એવા ઉપયોગમાં કલાકોના કલાકોપર્યન્ત સ્થિર થઈ લીન થઈ જાઓ; એટલે "અધર વહે જલધારા." એનો અનુભવ તમો પોતે પ્રાપ્ત કરી શકશો. ઈડા પિંગલા અને સુષુમ્ણા

શ્રીમદ્ વિનયવિજયજીના પચ્ચીશમા પદથી અને જ્ઞાનાનન્દના પહેલા અને ચોથા પદથી, જૈનશાસ્ત્રોમાં યોગની પ્રક્રિયાઓ કેટલીબધી સરસ છે તે વાચકવર્ગ અવબોધી શકશે. શ્રી વિનયવિજયોપાધ્યાય તો એટલાસુધી કથે છે કે, હે સાધુઓ! તેજ જૈનધર્મનો રાગી છે કે જેની સુરતા ખરેખર મૂલદ્વારમાં લાગી છે. આધારચક્રને મૂલદ્વાર કથવામાં આવે છે. મૂલદ્વારમાં સુરતા લાગવાથી ચિત્તની મલીનતા ટળે છે. તેવો સાધુ, યોગની દશાવડે આત્માની પરમાત્મતા પ્રકટ કરવા માટે, અષ્ટકર્મ અને તેની એકસો અઠ્ઠાવન પ્રકૃતિઓની સાથે યુદ્ધ કરે છે, અને શૂન્ય ધર્મશાળા બાંધે છે. શૂન્ય ધર્મશાળાનો ભાવ એવો નીકળે છે કે, જે દશામાં રાગદ્વેષના વિકલ્પસંકલ્પનો અભાવ હોય; અર્થાત્ રાગદ્વેષના વિકલ્પસંકલ્પથી શૂન્ય એવા ચિત્તને શૂન્ય ધર્મશાળાની ઉપમા, યોગની શૈલીએ આપવામાં આવે છે. નિર્વિકલ્પદશા એજ શૂન્ય ધર્મશાલા અવબોધવી. શૂન્ય ધર્મશાળા બાંધવાનો ઉપદેશ કરીને એમ જણાવવામાં આવ્યું છે કે, યોગી રાગદ્વેષથી શૂન્યચિત્તવડે યોગના માર્ગમાં આગળ વધી શકે.ગેણે ગમેન કેરનાં માટે [illegible] લેપાતો વા બંધાતો [illegible]યામથી આત્માના અમૃતનું માયારૂપ કુંડલી યોગી, સોડહં શપથી. પશ્ચાત્ તો આત્માના ભાવામૃતનો આત્માજ ભોક્તા રીતિ હોય છે. તેથી સ્વયં પરમપ્રસન્ન બને છે. આત્માની પરમ પ્રસન્મપણું [illegible]સર, વાણી—મુખ અને આંખદ્વારા બહાર પણ દેખાય છે. શ્રીમદ્ વિનયવિજયોપાધ્યાયે આ દશાનો ખરેખર અનુભવ—અમુક અંશે—લીધો હોય એમ અવબોધાય છે. પશ્ચિમદિશામાં મેરૂદંડદ્વારા પ્રાણવાયુનો બ્રહ્મરન્ધ્રમાં સંચાર થતાં; હઠ સમાધિની પ્રાપ્તિ થાય છે. હઠયોગ શાસ્ત્રોની, અન્તિમદશાનું સાધ્યબિન્દુ હઠસમાધિ છે. ક્ષયોપશમભાવની હઠસમાધિ અમુક અપેક્ષાએ બ્રહ્મરન્ધ્રમાં સ્થિરતા—લીનતા થએ છતે કહેવાય છે. ક્ષયોપશમભાવ સદાકાલ એકસરખો રહેતો નથી. ક્ષયોપશમભાવની સમાધિ માટે પણ તેમ અવબોધવું. હઠસમાધિની સાથે ક્ષયોપશમભાવની સમાધિનો સંબન્ધ વર્તે છે, કારણ કે કારણવિના કાર્ય હોતું નથી; દ્રવ્યવિના ભાવ હોતો નથી. પ્રાણવાયુની સ્થિરતાની સાથે ક્ષયોપશમભાવની સમાધિનો પણ બ્રહ્મરન્ધ્રમાં આવિર્ભાવ થાય છે. બ્રહ્મરન્ધ્રમાં સુરતાવડે સ્થિરતા કરવાથી અલ્પ દિવસોમાં સમાધિની ઝાંખી થાય છે. મનનો જ્યાં, રાગદ્વેષના વિકલ્પસંકલ્પરહિત ખરો લય થાય છે ત્યાં સમાધિભાવ પ્રકટે છે. ક્ષયોપશમભાવની સમાધિનો આધાર ખરેખર કારણ સામગ્રીઉપર છે. શરીર સ્વાસ્થ્ય, મનઃ સ્વાસ્થ્ય, યોગ્ય આહાર, યોગ્ય વિહાર, યોગ્ય સ્થળ

અપેક્ષાએ વ્યાપક એટલે વિભુ એવો આત્મારૂપ હું પરમાત્મા છું; એવો સોહં શબ્દનો અર્થ છે. દ્રવ્યની અપેક્ષાએ ગુણ અને ગુણથી અભિન્ન, તથા પર્યાયાર્થિકનયની અપેક્ષાએ કથંચિત્ ભિન્ન એવો જ્ઞાન-દર્શન-ચારિત્ર અને વીર્યમય હું આત્મા છું; એવો સોહં શબ્દનો અર્થ છે. કેવલજ્ઞાન અને કેવલદર્શન તથા ક્ષાયિકચારિત્ર આદિ જેના ગુણો છે એવો પરમાત્મા તે હું છું; એવો સોહં શબ્દનો અર્થ છે. ઉપર્યુક્ત સોહં શબ્દવાચ્ય મારો આત્મા તેજ હું છું, તેવિના બાકીના જડ ધર્મોમાં મારાપણું નથી, એવો દૃઢ નિશ્ચય કરીને સાધુયોગી સોહં શબ્દનો ધાગો સાંધે છે અને તેનો અજપાજાપ જપે છે. જે જાપ વાણીથી જપવો ન પડે અને સ્વાભાવિક રીત્યા શ્વાસોચ્છ્વાસથી સોઽહં તરીકે ઉઠે છે, તે જપ્યાવિનાનો જાપ થાય છે, માટે તેને અજપાજાપ તરીકે કથે છે. અજપાજાપની વિધિ ગુરૂગમથી ધારવી જોઈએ. ફોનોગ્રાફની પેઠે સુરતાને ત્યાં ઠરાવ્યાવિના અજપાજાપ થાય છે, તે કંઇ આત્માની સ્થિરતા માટે થતો નથી. અજપાજાપની સાથે સુરતાનો [illegible] માસમાં યોગી, મનની થાય છે અને તથા આ સંસારમાં પુનઃ આવવું [illegible] મનને લેઈ જાય મનની સ્થિરતા થાય છે ત્યાં ત્યાં સમાધિ છે. [illegible] અજપાજાપથી થાય છે અને તેથી મોહની વાસનાઓથી આત્મા મુક્ત [illegible] આમાં રાખવા મોક્ષસ્થાનમાં રહે છે. [illegible] સાધુયોગી

જ્ઞાનાનન્દયોગી, યોગસમાધિમાં બહુ ઉંડા ઉતરીને ગંભીરતાથી સમાધિનું આબેહુબ સ્વરૂપ દર્શાવતા છતા ગાયન કરે છે. યોગીએ યોગમાં ચિત્ત રમાવવું, યોગીએ ત્રિપુટીમાં ધ્યાન ધરવું, તેણે ઇડા પિંગલા અને સરસ્વતિ નાડીનું જ્ઞાન કરવું, રેચક-પૂરક અને કુંભકરૂપ પ્રાણાયામનું સેવન કરવું; પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિના અંગોનું શાસ્ત્રોના આધારે ગુરૂગમપૂર્વક જ્ઞાન કરવું, અને સોહં શબ્દના અર્થની સાથે સુરતા લગાવીને સમાધિ પ્રાપ્ત કરવી, તે સમાધિ; એમ જ્ઞાનાનન્દ પોતાના અનુભવને કથે છે. ગગનમંડલમાં રહેલા બ્રહ્મસ્થાનમાં સૂર્યની કાન્તિસમાન પ્રકાશ દેખાય છે. એ પ્રકાશને, ચંદ્ર કહું તો ચન્દ્ર નથી, પણ તે પ્રકાશ કરતાં પણ જુદા પ્રકારનો છે, તેમજ સૂર્યના પ્રકાશ કરતાં પણ તે જુદા પ્રકારનો છે. તેને દીપક કથું પણ તે દીપક નથી, કારણ કે તેલ અને શિખાસહિત દીપક હોય છે અને બ્રહ્મરન્ધ્રમાં થતો પ્રકાશ તો તેનાથી જુદા પ્રકારનો છે. ત્યાં તો ઝગમગ ઝગમગ-ઝળહળ ઝળહળ જ્યોતિ વિલસી રહી છે. વાદળાં અને વાયુવિનાના શૂન્ય મંડળમાં ( ગગનમંડળમાં ) જ્યોતિ ઝળકી રહી

નાડીમાંથી પ્રાણવાયુનો રોધ થાય છે અને બ્રહ્મરન્ધ્રમાં સમાધિ લાગે છે ત્યારે, અમૃતધારાનો અનુભવ આવે છે. આત્માની અન્તરમાં જ્યોતિ હોય છે. વંકનાલથી બ્રહ્મરન્ધ્રમાં ગમન કરવાનો માર્ગ ખુલ્લો થાય છે. બ્રહ્મરન્ધ્રમાં સ્થિરતા કરવા માટે વંકનાલના મૂલ આધારચક્રથી ચડાય છે. આધારચક્રથી બરોડના હાડકાના મધ્ય ભાગ, વા પશ્ચિમદિશાની ખડકીના વા મેરૂદંડના મધ્યભાગમાં થઈને પ્રાણવાયુ, ઉપર બ્રહ્મરન્ધ્રમાં ગમન કરે છે. મેરૂદંડની આદિમાં આધારચક્ર આવેલું છે, ત્યાંથી આગળનાં પાંચ ચક્રનો માર્ગ ખુલ્લો થાય છે. આધારચક્રની પાસે અને સ્વાધિષ્ઠાનચક્રની પાસે કુંડલી છે. કુંડલીનું ઉત્થાન થતાં મેરૂદંડમાં પ્રાણવાયુનો પ્રવેશ થાય છે અને મેરૂદંડમાં પ્રાણવાયુનો પ્રવેશ થાય છે ત્યારે કંઇક પોતાને ખબર પડે છે અને અનહદ ધ્વનિનું શ્રવણ થાય છે. કેવલ કુંભક પ્રાણાયામથી ષટ્ચક્ર ભેદાય છે અને બ્રહ્મદંડ વા મેરૂદંડ પર્વતમાં પ્રાણવાયુનો પ્રવેશ થાય છે. કેવલ કુંભક પ્રાણાયામથી અને કેવલ કુંભકભાવ પ્રાણાયામથી માયારૂપ કુંડલી પોતાનું સ્થાન તજી દે છે અને બ્રહ્મમાર્ગમાં, આ[illegible] રોધ કરતી હતી. કેવલ કુંભકભાવ પ્રા[illegible] જેણે ગમન કરવા માટે [illegible] ભક્ષણ કરતી [illegible]ણાયામથી આત્માના અમૃતનું માયારૂપ કુંડલી બને છે અને [illegible]પથી. પશ્ચાત્ તો આત્માના ભાવામૃતનો આત્માજ ભોક્તા [illegible] છે. તેથી સ્વયં પરમપ્રસન્ન બને છે. આત્માની પરમ પ્રસન્નતાની [illegible]પણું તેઅસર, વાણી—મુખ અને આંખદ્વારા બહાર પણ દેખાય છે. શ્રીમદ્ વિનયવિજયોપાધ્યાયે આ દશાનો ખરેખર અનુભવ—અમુક અંશે—લીધો હોય એમ અવબોધાય છે. પશ્ચિમદિશામાં મેરૂદંડદ્વારા પ્રાણવાયુનો બ્રહ્મરન્ધ્રમાં સંચાર થતાં, હઠ સમાધિની પ્રાપ્તિ થાય છે. હઠયોગ શાસ્ત્રોની, અન્તિમદશાનું સાધ્યબિન્દુ હઠસમાધિ છે. ક્ષયોપશમભાવની હઠસમાધિ અમુક અપેક્ષાએ બ્રહ્મરન્ધ્રમાં સ્થિરતા—લીનતા થએ છતે કહેવાય છે. ક્ષયોપશમભાવ સદાકાલ એકસરખો રહેતો નથી. ક્ષયોપશમભાવની સમાધિ માટે પણ તેમ અવબોધવું. હઠસમાધિની સાથે ક્ષયોપશમભાવની સમાધિનો સંબન્ધ વર્તે છે, કારણ કે કારણવિના કાર્ય હોતું નથી; દ્રવ્યવિના ભાવ હોતો નથી. પ્રાણવાયુની સ્થિરતાની સાથે ક્ષયોપશમભાવની સમાધિનો પણ બ્રહ્મરન્ધ્રમાં આવિર્ભાવ થાય છે. બ્રહ્મરન્ધ્રમાં સુરતાવડે સ્થિરતા કરવાથી અલ્પ દિવસોમાં સમાધિની ઝાંખી થાય છે. મનનો જ્યાં, રાગદ્વેષના વિકલ્પ-સંકલ્પરહિત ખરો લય થાય છે ત્યાં સમાધિભાવ પ્રકટે છે. ક્ષયોપશમભાવની સમાધિનો આધાર ખરેખર કારણ સામગ્રીઉપર છે. શરીર સ્વાસ્થ્ય, મનઃ સ્વાસ્થ્ય, યોગ્ય આહાર, યોગ્ય વિહાર, યોગ્ય સ્થળ

વગેરે, કારણસામગ્રીથી સમાધિની પ્રાપ્તિ થાય છે. સમાધિકાળની ઉત્થાનદશામાં જગત્‌ની સાથે સંબન્ધ રહે છે અને સમાધિકાળમાં તો ધ્યેયવિના અન્ય વસ્તુઓની સાથે ઉપયોગભાવે સંબન્ધ પ્રાયઃ રહેતો નથી; હઠયોગની સાથે રાજયોગની સમાધિનો, ક્ષયોપશમભાવમાં સંબન્ધ હોય છે એમ અમોને અવભાસે છે. સમાધિકાળમાં પંચભૂતથી પોતાનો આત્મા છૂટો હોય છે એવો ભિન્ન બોધ થાય છે. આવા ભેદજ્ઞાનથી આત્માની શ્રદ્ધા પ્રકટે છે અને આત્માની શ્રદ્ધા પ્રકટવાથી આત્માના ગુણો પ્રાપ્ત કરવા ખરેખરી કાળજી પેદા થાય છે, અને પશ્ચાત્ એ-ચોલમજીઠનો રંગ લાગ્યો કદિ ટળતો નથી. આવી દશામાં રહેનાર સાધુ પોતાના ગુણોની સુરતામાં લય લગાવે છે અને શરીરમાં રહેતો છતો, શરીર-વાણી અને મનમાં નહિ પરિણમતાં, આત્મામાં પોતાના શુદ્ધ ધર્મવડે પરિણામ પામે છે. આવી પરમાનન્દદશામાં વિચરનારા સાધુ યોગીઓવડે જે દેશ પવિત્ર થાય છે, તે ભૂમિ પણ તીર્થરૂપ ગણાય છે. આત્માની સમાધ પ્રાપ્ત કર્યાથી પરમાત્મપદની પ્રાપ્તિ થાય છે અને તેથી આ સંસારમાં પુનઃ આવવું પડતું નથી. જ્યાં જ્યાં મનની સ્થિરતા થાય છે ત્યાં ત્યાં સમાધિ છે. બ્રહ્મરન્ધ્રમાં સમાધિ થાય છે અને તેથી મોહની વાસનાઓથી આત્મા મુક્ત થઈને અન્તે મોક્ષસ્થાનમાં રહે છે.

જ્ઞાનાનન્દયોગી, યોગસમાધિમાં બહુ ઉંડા ઉતરીને ગંભીરતાથી સમાધનું આબેહુબ સ્વરૂપ દર્શાવતા છતા ગાયન કરે છે. યોગીએ યોગમાં ચિત્ત રમાવવું, યોગીએ ત્રિપુટીમાં ધ્યાન ધરવું, તેણે ઇડા પિંગલા અને સરસ્વતિ નાડીનું જ્ઞાન કરવું, રેચક-પૂરક અને કુંભકરૂપ પ્રાણાયામનું સેવન કરવું; પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિના અંગોનું શાસ્ત્રોના આધારે ગુરૂગમપૂર્વક જ્ઞાન કરવું, અને સોહં શબ્દના અર્થની સાથે સુરતા લગાવીને સમાધિ પ્રાપ્ત કરવી, તે સમાધિ; એમ જ્ઞાનાનન્દ પોતાના અનુભવને કથે છે. ગગનમંડલમાં રહેલા બ્રહ્મસ્થાનમાં સૂર્યની કાન્તિસમાન પ્રકાશ દેખાય છે. એ પ્રકાશને, ચંદ્ર કહું તો ચન્દ્ર નથી, પણ તે પ્રકાશ કરતાં પણ જુદા પ્રકારનો છે, તેમજ સૂર્યના પ્રકાશ કરતાં પણ તે જુદા પ્રકારનો છે. તેને દીપક કથું પણ તે દીપક નથી, કારણ કે તેલ અને શિખાસહિત દીપક હોય છે અને બ્રહ્મરન્ધ્રમાં થતો પ્રકાશ તો તેનાથી જુદા પ્રકારનો છે. ત્યાં તો ઝગમગ ઝગમગ-ઝળહળ ઝળહળ જ્યોતિ વિલસી રહી છે. વાદળાં અને વાયુવિનાના શૂન્ય મંડળમાં ( ગગનમંડળમાં ) જ્યોતિ ઝળકી રહી

છે અને તે દેખાય છે; એમ જ્ઞાનાનન્દ યોગી કથીને એવું દર્શાવે છે કે, પાંચ તત્ત્વ આખા જગત્‌માં વ્યાપી રહ્યાં છે; તેનાથી ભિન્ન આત્મ-તત્ત્વની જ્યોતિ ઝળકી રહી છે. પંડિત અને હઠવાદીઓ ત્યાં આગળ થાકી જાય છે. તેઓ પોતાના પક્ષમાં લપટાઈ ગએલા છે. બાહ્યના પંડિતોનું અક્ષરાતીત, તર્કાતીત એવી આત્મજ્યોતિની આગળ કંઇ ચાલી શકતું નથી, અર્થાત્ તેઓ આત્માની જ્યોતિને પ્રાપ્ત કરવાને શાબ્દ વા તર્ક શાસ્ત્રોથી સમર્થ થતા નથી. ગગનમંડલમાં આત્માની નિર્મળ જ્યોતિને આત્મા પોતેજ દેખે છે અને પોતે જાણે છે તેથી તેની અન્યને (તે દશામાં નહિ આવનારને) સમજણ આપી શકાતી નથી, તેમજ તેને તેની પ્રતીતિ થતી નથી. જેને સમાધિમાં આત્મજ્યોતિનાં દર્શન થાય છે તેજ આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે અને તેનાથી થતો અનન્તગુણ સહજાનન્દ ભોગવી શકે છે. આત્માની સમાધિમાં આત્માની જ્યોતિનાં દર્શન થતાં ઘર ઘરની આશા ભ્રમણા ટળી જાય છે અને એક પોતાના આત્મામાં દૃઢ વિશ્વાસ રહે છે. બાહ્યનાં સર્વ વાસનાઓનાં બંધનો પોતાની મેળે છૂટી જાય છે. હિમાલયના બરફના ઢગલાઓને કંઈ અગ્નિ સળગાવીને પિંગાળી શકાય નહિ, પરન્તુ જ્યારે વૈશાખમાસમાં સૂર્યનો અત્યંત તાપ પડે છે ત્યારે તે જલ્દી ઓગળી જાય છે, તેપ્રમાણે આત્માના અસંખ્ય પ્રદેશોમાં સંબન્ધ પામેલી મોહની વાસનાઓને વ્યાકરણ-ન્યાય વા અન્ય ધર્મશાસ્ત્રોના અભ્યાસ, અને સ્વાધ્યાયમાત્રથી હઠાવી શકાતી નથી, પણ સમાધિદ્વારા-આત્માની જ્યોતિનાં દર્શનથી અને આત્મસમાધિમાં વારંવાર રમણતા કરવાથી, મોહ, અજ્ઞાન વગેરે કર્મબન્ધનોનો ત્વરિત ક્ષય કરી શકાય છે અને પોતાના આત્માની મુક્તદશાનો આનન્દ-ખરેખર દેહમાં છતાં મુક્તની પેઠે-ભોગવી શકાય છે. જ્ઞાનાનન્દયોગી કથે છે કે, “ સમાધિમાં આત્મ-જ્યોતિનાં દર્શન કરીને હું તો હર્ષ પામ્યો છું. ”

આ પ્રમાણે ઘણા જૈનયોગીઓએ અધ્યાત્મજ્ઞાનથી યોગમાર્ગ પ્રાપ્ત કરીને આત્મજ્યોતિનાં દર્શન કર્યા છે અને આત્માના સહજાનન્દના ભોક્તા થયા છે. અધ્યાત્મજ્ઞાનથી યોગમાર્ગમાં પ્રવેશ કરનારાઓ કદિ મોહના સંબન્ધોમાં ફસાતા નથી, અને પામેલી ભૂમિકા સ્થિર કરીને આગળ વધવા સમર્થ થાય છે. યોગમાર્ગથી ભ્રષ્ટ થએલો મનુષ્ય, પુનઃ અન્યભવમાં યોગમાર્ગને પ્રાપ્ત કરે છે; કારણ કે તેના હૃદયમાં પડેલા યોગના સંસ્કારો પાછા તેને યોગના માર્ગપર લાવી મૂકે છે. તે સંબન્ધી એક કહેલી છે કે,

દુહો.

भक्तबीज पलटे नहि, जावे जुग अनन्त ।
उंचनीच घर अवतरे, अन्त सन्तको सन्त ॥ १ ॥

ભગવદ્‌ગીતાના યોગાધ્યાયમાં કહ્યું છે કે, "યોગભ્રષ્ટ સ્વર્ગમાં જાય છે અને ત્યાંથી તેવા પવિત્ર જ્ઞાનીઓ, લક્ષ્મીમન્ત ગૃહસ્થોના ઘેર ઉત્પન્ન થાય છે અને અન્તે પુનઃ યોગમાર્ગને પામી,–ગુરૂ અને સામગ્રી પ્રાપ્ત કરીને સર્વ બન્ધનથી મુક્ત થાય છે." આર્યાવર્તમાં પૂર્વે યોગમાર્ગનું દરેક વર્ણ સારી રીતે અવલંબન કરતી હતી. હાલ યોગમાર્ગના સેવનવિના આર્યાવર્તની અધોગતિ થએલી અવબોધાય છે. અધ્યાત્મજ્ઞાન પામીને યોગમાર્ગમાં આગળ વધી શકાય છે.

અધ્યાત્મજ્ઞાનથી યોગપર્વતની બ્રહ્મગુફામાં સહેજે પ્રવેશ થાય છે, માટે યોગીઓએ અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિપૂર્વક યોગમાર્ગમાં પ્રવેશ કરવો એમ અમારાથી સૂચના કરાય છે. ગમે તેવા રાગદ્વેષના પ્રસંગોમાં અધ્યાત્મજ્ઞાનથી યોગી પોતાના વિચારોમાં અડગ અને શુદ્ધાધ્યવસાયવાળો રહી શકે છે. જેમ જેમ શુદ્ધાધ્યવસાયની વૃદ્ધિ થાય છે તેમ તેમ અશુભકર્મની નિર્જરા થાય છે અને શુભકર્મનો બન્ધ પડે છે. અધ્યાત્મજ્ઞાનથી, હું આત્મા છું એવો અનુભવ થતાં ચારિત્રયોગમાર્ગમાં પ્રવેશ થાય છે. ચારિત્રયોગની ઉપાસના કરતાં અધ્યાત્મજ્ઞાનની પરિપકવતા થાય છે. મહામુનિયો જણાવે છે કે, " બાહ્ય અને અભ્યન્તર ચારિત્ર પામતાં શુદ્ધાત્મજ્ઞાનનો રસ પ્રકટે છે. સદાચારો પાળવાથી અધ્યાત્મજ્ઞાનનો શુદ્ધ ભાવ પ્રકટે છે."

આગમોના શ્રવણ વાચન અને મનનથી સત્યાધ્યાત્મજ્ઞાન પ્રકટે છે. પંચમહાવ્રતધારી મુનિયોના હૃદયમાં ખરેખર આવો ઉત્તમ અધ્યાત્મામૃતરસ રેડાય છે, અને તેથી તેઓ જગત્‌ના જીવોને તારવા માટે સમર્થ થાય છે, તેમજ પરમાત્મપદ પામવા માટે સમર્થ થાય છે. ગૃહસ્થો તો મુનિરાજોની સેવાથી પોતાના અધિકારપ્રમાણે–અમુકાંશે અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. વ્યવહારનય અને નિશ્ચયનયને જેઓ માને છે તેઓ અધ્યાત્મજ્ઞાનની ખરી દશા પ્રાપ્ત કરી શકે છે. અધ્યાત્મજ્ઞાનથી આત્માની ઉજ્જવલતા વૃદ્ધિ પામે છે. અન્ય દર્શનીઓ, એટલે વેદાન્તજ્ઞાનીઓ વગેરે પણ અધ્યાત્મજ્ઞાનની મહત્તા દર્શાવે છે.

आत्मानं रथिनं विद्धि–शरीरं रथ मेव च, ।
बुद्धिं तु सारथिं विद्धि–मनः प्रग्रहमेव च ॥

कठ०

इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान्, ।
आत्मेन्द्रिय मनोयुक्तं भोक्ते त्याहुर्मनीषिणः ॥
यस्त्वविज्ञानवान् भवत्ययुक्तेन मनसा सदा, ।
तस्येन्द्रियाण्यवश्यानि दुष्टाश्वा इव सारथेः ॥
यस्तु विज्ञानवान् भवति युक्तेन मनसा सदा, ।
तस्येन्द्रियाणि वश्यानि सदश्वा इव सारथेः ॥

कठ०

ભાવાર્થ.—શરીરરૂપી રથ છે, અને તેમાં બેસનાર આત્મા રથી છે. બુદ્ધિરૂપી સારથિ જાણ અને મનરૂપ લગામ જાણ. ઇન્દ્રિયોરૂપી અશ્વો છે અને બાહ્ય પૌદ્ગલિક વિષયોરૂપ પ્રદેશ છે. સુજ્ઞો, ઇન્દ્રિય અને મનયુક્ત આત્માને ભોક્તા કથે છે. જેમ દુષ્ટ અશ્વો સારથીને અધીન થતા નથી, તેમ જે મનુષ્ય જ્ઞાની નથી તથા એકાગ્ર ચિત્ત-વૃત્તિમાન્ નથી, તે ઇન્દ્રિયોને વશમાં કરી શકતો નથી. જેમ ઉત્તમ અશ્વો પોતાના સારથિના તાબે રહે છે તેપ્રમાણે જે જ્ઞાની છે અને ધ્યેયમાં મન જોડે છે તેના તાબામાં ઇન્દ્રિયો રહે છે.

अशब्दमस्पर्शमरूपमव्ययम् तथाऽरसं नित्यमगन्धवच्च यत् ।
अनाद्यनन्तं महतः परं ध्रुवं, निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते ॥ कठो० ॥
तदेजति तन्नेजति तद्दूरे तद्वन्तिके
तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ॥ ईश० ॥
यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते—

( वेदान्तशास्त्र. )

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ અને વિનાશરહિત—નિત્ય અનાદિ અનન્ત અહંકારથી પર, ધ્રુવ એવા આત્માનો અનુભવ કરનાર મનુષ્ય, મૃત્યુના મુખમાંથી મૂકાય છે. તે આત્મા ચલ છે, અને તેજ આત્મા અચલ છે. અજ્ઞાનીઓથી દૂર છે અને જ્ઞાનીઓની પાસે છે. તે સર્વ દેહોના અન્તર્માં રહે છે અને બહાર છે. પર્યાયાર્થિક નયની અપેક્ષાએ આત્મા એક શરીર ત્યજીને અન્ય શરીર ધારણ કરે છે, માટે તેની અપેક્ષાએ ચલ કહેવાય છે. વ્યવહારનયની અપેક્ષાએ કાર્મણ શરીરની સાથે આત્મા પણ એક ભવમાંથી અન્ય ભવમાં ચાલે છે માટે ચલ કહેવાય છે. આત્માના જ્ઞાનાદિ પર્યાયોનો ઉત્પાદ વ્યય થયા કરે છે તેની અપેક્ષાએ, આત્મા ચલ કહેવાય છે. પર્યાયાર્થિક નયની અપેક્ષા ગ્રહણ કરવામાં ન આવે અને એકલી દ્રવ્યાર્થિક નયની

અપેક્ષા ગ્રહણ કરીને કહેવામાં આવે તો આત્મા અચલ છે. દરેક વસ્તુઓ મૂળ દ્રવ્યરૂપે અચલ છે અને પર્યાયની અપેક્ષાએ ચલ છે. "આત્મા દ્રવ્યપણે અચલ ન માનવામાં આવે તો તે ધ્રુવ ઠરે નહિ, અને ધ્રુવતાવિના આત્મા સત્ ઠરી શકે નહિ" એ ઉપનિષદ્નો અનેકાન્તદૃષ્ટિથી અર્થ ગ્રહણ કરવામાં આવે તો આત્મામાં ચલત્વ અને અચલત્વ સિદ્ધ થાય છે. એકાન્તવાદથી વેદાન્તીઓ પણ એનો અર્થ સમ્યગ્દૃષ્ટિવિના બરાબર કરી શકે નહિ. સમ્યગ્દૃષ્ટિથી અનેકાન્તાર્થ ગ્રહણ કરનાર વસ્તુને સમ્યગ્ જાણી શકે છે. જે મનુષ્ય સર્વ પ્રાણીઓને પોતાના આત્મામાં દેખે છે અને સર્વ પ્રાણીઓમાં પોતાના આત્માને દેખે છે તે જ્ઞાની છે, અને તે કોઇનો તિરસ્કાર કરી શકતો નથી; એવો આત્મજ્ઞાની મુક્ત થાય છે. સર્વ પ્રાણીઓને પોતાના આત્માની તુલ્ય સમજનાર જ્ઞાની, સર્વ પ્રાણીઓમાં પોતાના આત્માને દેખે છે એમ અવબોધવું, તેમજ જે પોતાના આત્માતુલ્ય સર્વ પ્રાણીઓને દેખે છે તે કોઈપણ પ્રાણીનો તિરસ્કાર કરવા પ્રેરાતો નથી અને તે કોઇ પ્રાણીના તિરસ્કાર પાત્રભૂત બનતો નથી. સર્વ પ્રાણીઓમાં ભિન્ન ભિન્ન આત્માઓ છે. જેવું પોતાના આત્માને સુખદુ:ખ થાય છે તેવું અન્ય પ્રાણીઓના આત્માઓને પણ સુખદુ:ખ થાય છે, એવું અધ્યાત્મજ્ઞાનથી જાણવામાં આવે છે ત્યારે, સર્વ પ્રાણીઓની દયા કરી શકાય છે;-સર્વ જીવોની યતના કરી શકાય છે. એવી ઉત્તમ દશા પ્રકટતાં પોતાનું અશુભ ચિંતવનાર ઉપર પણ વૈરભાવ પ્રગટતો નથી.

અન્ય દર્શનીઓ પણ તેમના મત પ્રમાણે અધ્યાત્મજ્ઞાનને માન આપે છે. જૈનો સ્યાદ્વાદની અપેક્ષાએ અધ્યાત્મજ્ઞાનને સ્વીકારે છે. એકાન્તદૃષ્ટિથી અધ્યાત્મશાસ્ત્રો જે રચાયાં છે તે સમ્યકત્વભાવને ઉત્પન્ન કરવા સમર્થ થતાં નથી. સ્યાદ્વાદદૃષ્ટિથી રચાયલાં અને લખાયલાં અધ્યાત્મશાસ્ત્રોથી સમ્યક્પણે આત્મતત્ત્વ સમજાય છે અને તેથી વ્યવહાર અને નિશ્ચયનય પ્રમાણે આત્મતત્ત્વનું આરાધન થાય છે. બાહ્યદૃષ્ટિથી અવલોકતાં જે દુનિયાના પદાર્થો આનન્દમય લાગે છે તેજ પદાર્થો ખરેખર અધ્યાત્મદૃષ્ટિથી અવલોકતાં નિસ્સાર લાગે છે. પદાર્થોનું વાસ્તવિક સ્વરૂપ તો અધ્યાત્મદૃષ્ટિથી અવલોકાય છે.

અધ્યાત્મજ્ઞાનથી પોતાના આત્માને મોક્ષમાર્ગપ્રતિ લેઈ શકાય છે. ઉપરપ્રમાણે દર્શાવેલા વિચારો આદિ-અનેક શાસ્ત્રીય વિચારોથી અધ્યાત્મજ્ઞાનની આવશ્યકતા સિદ્ધ થાય છે. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયના હૃદયમાંથી નીચેપ્રમાણે અધ્યાત્મજ્ઞાનની ઉત્તમતાના ઉદ્ગારો નીકળે છે.

कान्ताधरसुधास्वादा–द्यूनां यज्जायते सुखं ।
बिन्दुः पार्श्वेतदध्यात्म–शास्त्रस्वादसुखोदधेः ॥ ९ ॥
अध्यात्मशास्त्रसंभूत–सन्तोषसुखशालिनः ।
गणयन्ति न राजानं न श्रीदं नाऽपि वासवम् ॥ १० ॥
यः किलाशिक्षिताध्यात्मशास्त्रः पाण्डित्यमिच्छति ।
उत्क्षिपत्यंगुलीपंगुः सस्वर्द्रुमफललिप्सया ॥ ११ ॥
दम्भपर्वतदंभोलिः सौहार्दांबुधिचन्द्रमाः ।
अध्यात्मशास्त्रमुत्ताल–मोहजालवनानलः ॥ १२ ॥
अध्वाधर्मस्यसुस्थःस्यात्पापचौरःपलायते ।
अध्यात्मशास्त्रसौराज्ये नस्यात्कश्चिदुपप्लवः ॥ १३ ॥
येषामध्यात्मशास्त्रार्थ–तत्त्वं परिणतं हृदि ।
कषायविषयावेशक्लेशस्तेषां न कर्हिचित् ॥ १४ ॥
निर्दयः कामचण्डालः पण्डितानपि पीडयेत् ।
यदि नाध्यात्मशास्त्रार्थ, बोधयोधकृपाभवेत् ॥ १५ ॥
विषवल्लिसमां तृष्णां, वर्धमानां मनोवने ।
अध्यात्मशास्त्रदात्रेण छिन्दन्तिपरमर्षयः ॥ १६ ॥
वनेवेश्मधनंदौस्थ्ये, तेजोध्वान्तेजलंमरौ ।
दुरापमाप्यतेधन्यैः, कलावध्यात्मवाङ्मयम् ॥ १७ ॥
वेदान्यशास्त्रवित्क्लेशं, रसमध्यात्मशास्त्रवित् ।
भाग्यभृद्भोगमाप्नोति, वहतेचन्दनंखरः ॥ १८ ॥
भुजास्फालनहस्तास्य, विकाराभिनयाःपरे ।
अध्यात्मशास्त्रविज्ञास्तु, वदन्त्यविकृतेक्षणाः ॥ १९ ॥
अध्यात्मशास्त्रहेमाद्रि, मथितादागमोदधेः ।
भूयांसिगुणरत्नानि, प्राप्यन्तेविबुधैर्नकिम् ॥ २० ॥
रसोभोगावधिःकामे, सद्भक्ष्येभोजनावधिः ।
अध्यात्मशास्त्रसेवाया, रसोनिरवधिःपुनः ॥ २१ ॥
कुतर्कग्रन्थसर्वस्व, गर्वज्वरविकारिणी ।
एतिदृग्निर्मलीभाव, मध्यात्मग्रन्थभेषजात् ॥ २२ ॥
धनिनांपुत्रदारादि, यथासंसारवृद्धये ।
तथापाण्डित्यदृप्तानां, शास्त्रमध्यात्मवर्जितम् ॥ २३ ॥
अध्येतव्यंतदध्यात्म, शास्त्रंभाव्यंपुनःपुनः ।
अनुष्ठेयस्तदर्थश्च, देयोयोग्यस्यकस्यचित् ॥ २४ ॥

( अध्यात्मसार. )

ભાવાર્થ:—કાન્તાના અધરામૃતના આસ્વાદથી યુવકોને જે સુખ થાય છે તે સુખ તો અધ્યાત્મશાસ્ત્રસ્વાદથી થનાર સુખરૂપ સમુદ્રની પાસે એક બિન્દુસમાન છે. અધ્યાત્મશાસ્ત્રોના વાચન, શ્રવણ, મનન અને પરિશીલનથી ઉત્પન્ન થનાર સંતોષસુખમાં મસ્ત બનેલા મહાત્માઓ, રાજા ધનદ અને ઇન્દ્રને પણ હિસાબમાં ગણતા નથી. કોઈ પંગુ કલ્પવૃક્ષફલની ઇચ્છાએ આંગળી ઉંચી કરે છે પણ તે જેમ વ્યર્થ જાય છે, તેમ જે મનુષ્યે અધ્યાત્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો નથી અને પાંડિત્ય ઇચ્છે છે તે પણ વ્યર્થ થાય છે. દંભરૂપ પર્વત ભેદવાને માટે વજ્રસમાન, મૈત્રીભાવનારૂપ સાગરની વૃદ્ધિ કરવા ચંદ્રસમાન, મોહજાલરૂપ વનને બાળવા અગ્નિસમાન, અધ્યાત્મશાસ્ત્ર છે. અધ્યાત્મશાસ્ત્રથી ઉત્પન્ન થનાર અધ્યાત્મજ્ઞાનને જેટલી ઉપમાઓ આપવામાં આવે તેટલી ન્યૂન છે. અધ્યાત્મશાસ્ત્રનું સૌરાજ્ય પ્રવર્તતે છતે, ધર્મનો માર્ગ સ્વસ્થ થાય છે. ધર્મમાર્ગમાં પ્રવર્તતાં મોહના સુભટોનું પ્રાબલ્ય ચાલતું નથી અને મોહસુભટોવડે કરાયલા ઉપદ્રવોનો પણ નાશ થાય છે. પાપરૂપ ચોર તો પલાયન કરી જાય છે. જે મનુષ્યોના હૃદયમાં અધ્યાત્મશાસ્ત્ર પરિણામ પામ્યું છે, તેઓને કષાયવિષયાવેશ કલેશ કદાપિ હોતો નથી. અધ્યાત્મશાસ્ત્રોનું વાચન શ્રવણ એ એક જુદી વાત છે અને અધ્યાત્મશાસ્ત્રોપ્રમાણે હૃદયનું, અધ્યાત્મભાવે પરિણમવું થવું એ એક જુદી વાત છે. અધ્યાત્મશાસ્ત્રો વાંચીને અધ્યાત્મપરિણતિવાળું હૃદય કરવામાં આવે છે તો અધ્યાત્મની મહત્તાનો હૃદયમાં અનુભવ આવી શકે છે. અધ્યાત્મશાસ્ત્રો ખરેખર હૃદયમાં અધ્યાત્મપરિણતિ ઉત્પન્ન કરાવે છે અને જ્યારે હૃદયમાં અધ્યાત્મપરિણતિ પ્રગટે છે ત્યારે, કષાયો અને વિષયોનો આવેશ અને તે સંબન્ધી કલેશ મન્દ પડતો પડતો સર્વથા પ્રકારે કલેશ ટળે છે. કષાયો અને વિષયોના આવેશોને ટાળવા હોય તો અધ્યાત્મશાસ્ત્રો કહે છે કે, અમારી ઉપાસના કરો અને અધ્યાત્મવિચારોને હૃદયમાં ભરી દેઈને હૃદયમાં ખૂબ ઉંડા, અધ્યાત્મજ્ઞાનના સંસ્કાર પાડો.

જો અધ્યાત્મશાસ્ત્રના અર્થ બોધરૂપ યોદ્ધાની કૃપા ન હોય તો નિર્દય કામરૂપ ચંડાલ, એ ખરેખર, પંડિતોને પણ પીડે છે અને તેઓને પોતાના દાસ બનાવે છે. અધ્યાત્મશાસ્ત્ર એ સૂર્યના પ્રકાશરૂપ છે;—ત્યાં અંધકારમાં ઉત્પન્ન થનાર કામ ચંડાલ આવી શકતો નથી. અધ્યાત્મશાસ્ત્રથી હૃદયમાં ઉત્પન્ન થએલી શુદ્ધ પરિણતિના બળ આગળ કામના વિચારો ટકી શકતા નથી. મનરૂપ વનમાં વૃદ્ધિ પામનારી તૃષ્ણારૂપ વિષવલ્લિને, મહર્ષિયો—અધ્યાત્મશાસ્ત્રરૂપ દાતરડાવડે છેદી

નાંખે છે. તૃષ્ણારૂપ વિષની વલ્લિનું ઉત્પત્તિસ્થાન મન છે અને તે અજ્ઞાનરૂપ વાયુથી પોષાય છે. દરેક પ્રાણીને અજ્ઞાનાવસ્થામાં અનેક પ્રકારની તૃષ્ણા પ્રગટે છે અને તે પ્રતિક્ષણ વધતી જાય છે. સાગરનો અન્ત આવે છે, પણ તૃષ્ણાનો પાર આવતો નથી. તૃષ્ણા એ સંસાર પ્રવૃત્તિચક્રની જનની છે. તૃષ્ણાની વિષવલ્લિનાં ફળો પણ વિષમય હોય છે અને તેમાંથી વહેતો એવો રસ પણ વિષરૂપ હોય છે. **જેના હૃદયમાં તૃષ્ણારૂપ વિષવલ્લી નથી, એવા મહાપુરૂષના હૃદયની સ્વચ્છતા જુદા પ્રકારની હોય છે.** જેના હૃદયમાં તૃષ્ણારૂપ વિષવલ્લિ નથી તેને કોઇની સ્પૃહા નથી અને તેની આગળ કોઈ, દુનિયાનો ચક્રવર્તિ–ઇન્દ્ર–ચન્દ્ર–પણ મહાન્ નથી. મનુષ્યનું શરીર ઘસાય છે; કૃષ્ણ કેશ ટળીને શ્વેત કેશ થાય છે પણ અજ્ઞાનયોગે તૃષ્ણા ટળતી નથી. સત્તા, પદવી, અને ધન વગેરેની તૃષ્ણાઓનો કદી અન્ત આવતો નથી અને તૃષ્ણાનો નાશ થયાવિના સંતોષ પ્રાપ્ત થતો નથી, અને સંતોષવિના ખરા સુખની આશા રાખવી એ તો વ્યર્થ છે. ગરીબ વા ધનવંતને તૃષ્ણાના વિષપ્રવાહમાં વહેતાં કદી સુખની ઝાંખી થતી નથી. તૃષ્ણાનો આદર ખરેખર અજ્ઞાનાવસ્થામાં થાય છે. અજ્ઞાની મનુષ્યો સુખની લાલચે તૃષ્ણાને દેવીની પેઠે પૂજે છે અને તૃષ્ણારૂપ હોળીમાં પોતે પતંગીઆની પેઠે બળીને ભસ્તીભૂત થઈ જાય છે. તૃષ્ણાનો નાશ કદી બાહ્યદૃષ્ટિથી થવાનો નથી. જ્ઞાની પુરૂષો જણાવે છે કે, તૃષ્ણારૂપ વિષવલ્લીનું છેદન કરવું હોય તો અધ્યાત્મશાસ્ત્રરૂપ દાતરડાને ગ્રહણ કરો અને તેવડે તૃષ્ણાવલ્લીને છેદી નાખો.

વનમાં ઘર, દુઃખી અવસ્થામાં ધન, અંધકારમાં પ્રકાશ, અને મરૂદેશમાં જેમ જલ પ્રાપ્ત થવું દુર્લભ છે; તેમ શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાય કથે છે કે ‘ આ કલિકાલમાં અધ્યાત્મશાસ્ત્રની પ્રાપ્તિ થવી તે પણ દુર્લભ છે. ’

આ કલિયુગમાં પાપપ્રવૃત્તિમય અને પાપમય પ્રવૃત્તિવડે સાધ્ય થતી એવી ક્ષણિક બાહ્યોન્નતિ અર્થે, દુનિયા પાપમય પ્રવૃત્તિશાસ્ત્રોને લખે છે, વાંચે છે, ભણે છે અને તે શાસ્ત્રોની ઉપાસના કર્યા કરે છે અને તેવાં પાપપ્રવૃત્તિમયશાસ્ત્રોને પ્રકટાવવા માટે લેખકોને ઉત્તેજન આપે છે. જ્યાં ત્યાં બાહ્યપ્રવૃત્તિના ભણકારા થયા કરે છે અને તે તરફ લોકોની–પાંચે ઇન્દ્રિયોની અને મનની–પ્રવૃત્તિ રાત્રિદિવસ થયા કરે છે; એવું અનુભવમાં આવે છે. મનુષ્યો પાપમય પ્રવૃત્તિયોના હેતુઓમાં ઉન્નતિનો માર્ગ છે એવું બાહ્યદૃષ્ટિથી દેખીને, ગાંડાઓની પેઠે બાહ્યપ્રગતિમાર્ગમાં

દોડયા કરે છે અને તેમાં ન રસ છતાં રસ માનીને ‘ કૂતરૂં હાડકાં ચૂસે છે તેની પેઠે,’ ભ્રાંતિથી મથ્યા કરે છે. જે નથી તેને પોતાનું કલ્પીને અન્ય જીવોના પ્રાણો ચુસીને પોતાના આત્માને સાન્નિપાતિકની પેઠે સુખ આપવા મથ્યા કરે છે. પ્રવૃત્તિમય શાસ્ત્રોના વાચનમાં લોકો આંખો ખોઈને ચશ્માં ધારણ કરે છે, અને મનની માથાકૂટ કરીને મનને યન્ત્રની પેઠે પ્રવર્તાવ્યા કરે છે. શૃંગારરસ આદિ—જેમાં છે એવાં અશુભ રસવાળાં શાસ્ત્રોનું અધ્યયન કરીને, દુનિયા સ્વપ્નસુખની મોજને અનુભવી, ક્ષણમાં દુઃખના નિઃસાસા નાંખે છે; તોપણ વિષના કીડાની પેઠે પાપમય પ્રવૃત્તિશાસ્ત્રોમાંજ સુખ શોધ્યા કરે છે. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય કથે છે કે, આ કલિકાલમાં જણાવેલાં દૃષ્ટાંતોની પેઠે અધ્યાત્મશાસ્ત્રની દુર્લભતા છે. અધ્યાત્મશાસ્ત્રોની પ્રાપ્તિ થવી દુર્લભ છે, તેમજ અધ્યાત્મશાસ્ત્રો તરફ રૂચિ થવી પણ દુર્લભ છે. અધ્યાત્મશાસ્ત્રો સમજવાં દુર્લભ છે, તેમજ અધ્યાત્મશાસ્ત્રોને સમજાવનારા મહાપુરૂષો પણ વિરલા છે. અધ્યાત્મશાસ્ત્રની પ્રાપ્તિ થવી એ કંઈ સામાન્ય વાત નથી. અલ્પકાળમાં મુક્તિ જનાર આત્માને અધ્યાત્મશાસ્ત્રની પ્રાપ્તિ થાય છે અને તેની અધ્યાત્મશાસ્ત્રમાં શ્રદ્ધા થાય છે, તથા તે પ્રમાણે તેનું વર્તન થાય છે. બાહ્યશાસ્ત્રો કરતાં અધ્યાત્મશાસ્ત્રોની સંખ્યા અલ્પ છે. બાહ્યશાસ્ત્રોથી ધૂમકેતુઓની પેઠે લોકોનો અભ્યુદય તથા અસ્ત થાય છે. આશ્રવની વૃદ્ધિ કરનારાં શાસ્ત્રોની ઉત્પત્તિ તો સહેજે થાય છે અને તે તરફ પ્રવૃત્તિ પણ સહેજે થાય છે. અધ્યાત્મશાસ્ત્રો તો તીર્થરૂપ છે અને તેની ઉત્પત્તિ ખરેખર તીર્થંકરોથી થાય છે અને તેનાથી થતો ઉદય સદાકાલ કાયમ રહે છે. અધ્યાત્મશાસ્ત્રોથી શાન્ત રસ પોષાય છે; શાન્ત રસ ખરેખર સર્વરસનો રાજા છે. તેનું પાન કરનારાઓ ખરેખર અમર થાય છે. જે સુખ સદા રહે છે એવા સુખને, અધ્યાત્મશાસ્ત્રના ઉપાસકો પામે છે. તેઓના મનમાંથી પાપના વિચારો ટળવા માંડે છે અને હૃદયરૂપ ભારતક્ષેત્રમાં, દયારૂપ ગંગાનદીનો પ્રવાહ વહેવા માંડે છે, તેથી તેઓ પોતાની ખરી પવિત્રતા પ્રાપ્ત કરીને તીર્થરૂપ પોતે બને છે અને પોતાના સમાગમમાં આવનારાઓને પણ તીર્થરૂપ બનાવે છે.

ચાર વેદ અને અન્ય શાસ્ત્રના જાણનારાઓ બાહ્યપ્રવૃત્તિથી ક્લેશ પામે છે અને આનન્દરસને તો અધ્યાત્મશાસ્ત્રવેત્તાઓ પામે છે. ભાગ્યશાલી ભોગને તો પામે છે અને રાસભતો ચન્દનનો ભારજ ઉંચકી જાણે છે. અધ્યાત્મશાસ્ત્રવિના સહજાનન્દરસ પરખાતો નથી. બાહ્યપદાર્થોનું જ્ઞાન આપનારાં શાસ્ત્રોથી ખરો આનન્દરસ પરખાતો

નથી. બહોતેર કળાનાં શાસ્ત્રોનો અભ્યાસ કરવામાં આવે તોપણ, અધ્યાત્મજ્ઞાનવિના આનન્દ મળવાનો નથી. સત્યાનન્દરસની દિશા દર્શાવનાર અધ્યાત્મશાસ્ત્રોનું પરિશીલન એજ ખરેખરૂં કર્તવ્ય છે. હોમ વગેરે અનેક કર્મો કરવાથી કંઈ આત્માનો ખરો આનન્દ અનુભવાતો નથી.

ભુજાનું આસ્ફાલન તેમજ હસ્તમુખના વિકાર આદિ નાટક—અભિનયો કંઇ સત્યસુખની દિશા દર્શાવતા નથી, તેમજ હાસ્યાદિ ચેષ્ટાવાળા ભોગી પુરૂષો વિકારજન્ય આનન્દ ભોગવવા પ્રયત્ન કરે છે અને મુખાદિની વિકારજન્ય ચેષ્ટાઓ કરે છે પણ તેમાં તેઓ અન્તે ઠગાય છે અને સત્યસુખથી દૂર રહે છે. અધ્યાત્મશાસ્ત્રવેત્તાઓ તો ચક્ષુઆદિની વિકારિક ચેષ્ટાવિના બોલે છે. ભોગીની વિકારચેષ્ટાઓમાં તેમને ભ્રાન્તિ લાગે છે. અંગવિકાર ચેષ્ટાજન્ય સુખ તો એક ક્ષણમાત્ર ભાસે છે અને અન્તે હતું ન હતું થઈ જાય છે. નાટક વગેરેમાં પ્રેક્ષકોને આનન્દ આપનારી અનેક ચેષ્ટાઓ થાય છે, તથાપિ અદ્યપર્યન્ત પ્રેક્ષકોને અને નાટકીયાઓને સત્યસુખ થયેલું જણાતું નથી. મૂઢ જીવો તેવી વિકારિક—શૃંગારિક ચેષ્ટાઓમાં મૃગજલની પેઠે સુખની ભ્રાન્તિ ધારણ કરી મનથી દોડ્યા કરે છે અને અન્તે અજાગલસ્તનની પેઠે નિષ્ફલતાને દેખે છે, છતાં હાર્યો જુગારી બમણું રમે તેની પેઠે વારંવાર તેમાં ને તેમાં વિષ્ટાના કીટકની પેઠે રાચ્યા માચ્યા રહે છે. શૃંગારિક રસની ચેષ્ટાઓથી સત્યાનન્દ કોઈને પ્રાપ્ત થયો નથી અને થનાર નથી, માટે અધ્યાત્મશાસ્ત્રોનું અધ્યયન કરીને સત્યસુખની શોધ કરીને તેમાં મસ્ત બનવું એજ, લેખકનું હાર્દ છે.

કામમાં જે રસ પડે છે તે ભોગવતાં સુધી મધુર જણાય છે, તેમ જમતાં સુધી ઉત્તમ ભોજનમાં રસ પડે છે, પણ અધ્યાત્મશાસ્ત્ર સેવાથી ઉત્પન્ન થનાર આનન્દરસની તો અવધિજ નથી. દુનિયામાં સર્વ પ્રકારના ક્ષણિક જડપદાર્થો સત્યસુખ દેવા સમર્થ થતા નથી. વિશેષાવશ્યકમાં, સાંસારિક ભાવોથી ખરૂં સુખ રહેતું નથી, તે વિષે નીચે મુજબ દર્શાવ્યું છે.

नग्नः प्रेतइवाविष्टः क्वणन्तीमुपगृह्यताम् ।
गाढायासितसर्वाङ्गः स सुखी रमते किल ॥ १ ॥
औत्सुक्यमात्रमवसादयतिप्रतिष्ठा ।
क्लिश्नाति लब्धपरिपालनवृत्तिरेव ॥
नातिश्रमापगमनाय यथा श्रमाय ।
राज्यं स्वहस्तगतदण्डमिवातपत्रम् ॥ २ ॥

भुक्ताःश्रियःसकलकामदुघास्ततः किं ।
सुप्रीणिताःप्रणयिनः स्वधनैस्ततः किं ॥
दत्तं पदं शिरसि विद्विषतां ततः किं ।
कल्पंस्थितंतनुभृतांतनुभिस्ततः किं ॥ ३ ॥
इत्थंनकिञ्चिदपि साधनसाध्यजातं ।
स्वप्नेन्द्रजालसदृशं परमार्थशून्यम् ॥
अत्यन्तनिर्वृतिकरंयदपेतबाधं ।
तद्ब्रह्मवाञ्छतजना यदि चेतनास्ति ॥ ४ ॥

( विशेषावश्यक. )

આ શ્લોકોનો ભાવાર્થ હૃદયમાં મનન કરીને ધારવામાં આવે તો, અધ્યાત્મશાસ્ત્રોએ દર્શાવેલ સત્યસુખની દિશામાં આત્માનું ગમન થાય. વિષયનું સુખ તે પરમાર્થથી જોતાં દુઃખજ છે.

विसयसुहंदुख्खंचिय, दुक्खपडियारओतिगिच्छव्व
तं सुहमुवयाराओ, नउवयारोविणातच्चं ॥

( विशेषावश्यक. )

વૈષયિક સુખ તે વસ્તુતઃ દુઃખજ છે, કારણ કે તે દુઃખના પ્રતિકારરૂપ છે. માટે દુષ્ટ અર્શ આદિની ચિકિત્સાની પેઠે વિષયપદાર્થોમાં સુખનો ઉપચાર છે અને ઉપચાર તે વસ્તુતઃ સત્ય હોતો નથી. ઔપચારિક વિષયસુખ તે વસ્તુતઃ સુખજ નથી, અર્થાત્ દુઃખરૂપજ છે. અધ્યાત્મભાવમાં રમતા એવા મુનિને સત્યસુખ અહીંઆં થાય છે.

निर्जितमदमदनानां, वाक्कायमनोविकाररहितानाम्—
विनिवृत्तपराशानामिहैव मोक्षः सुविहितानाम् ॥ १ ॥

( विशेषावश्यक. )

જેઓએ કામ, અને અહંકારનો જય કર્યો છે, અને વાણી કાય અને મનના વિકારરહિત થઈ જેઓએ પરની આશાઓને દૂર કરી છે, એવા સુવિહિત મુનિયોને શરીર છતાં અત્ર મોક્ષ છે.

જે સંસારમાં આનન્દ માનનાર છે તે દેહ અને ઇન્દ્રિયોની પેલીપાર રહેલું આત્મિકસુખ દેખવા તથા અનુભવવા સમર્થ થતો નથી. પુણ્યથકી જે સુખ થાય છે તેના કરતાં આત્માનું સહજસુખ ભિન્ન છે, માટે મુક્તિમાં ખરેખર દેહ અને ઇન્દ્રિયદ્વારા ભોગવાતા એવા પુણ્યજન્ય સુખથી ભિન્ન—નિત્ય અને સ્વાભાવિક સુખને, સિદ્ધપરમાત્મા ભોગવે છે. ઉપરના શ્લોકોથી અને અનુભવથી સિદ્ધ થાય છે કે,

અધ્યાત્મશાસ્ત્રજન્ય આનન્દરસની અવધિ નથી. જેઓ અધ્યાત્મશાસ્ત્રદ્વારા આત્માના અનુભવમાં ઉંડા ઉતરી ગયા છે તેઓ અધ્યાત્મસુખની લ્હેરીયો અનુભવે છે, અને તેઓને આત્મસુખની પ્રતીતિ થાય છે, તેથી તેઓ બાહ્ય ઋદ્ધિ, સત્તા, અને પદવી વગેરેની ઉપાધિથી મુક્ત થઈ શરીરમાં સ્થિત આત્માના ધ્યાનમાં મસ્ત થાય છે અને દુનિયાના ભાવોને મિથ્યા દેખે છે. અધ્યાત્મશાસ્ત્રો કથે છે કે, "હે દુનિયાના મનુષ્યો! તમો અમારી પાસે આવો; અમો તમારા ત્રિવિધતાપોને હરીને નિરવધિ સુખમાં મગ્ન કરી દેઈશું." અમારામાં શ્રદ્ધા રાખો.

શ્રીમદ્ ઉપાધ્યાય યશોવિજયજી કથે છે કે, કુતર્કવાળા શાસ્ત્રોના સર્વસ્વ ગર્વજ્વરથી વિકારવાળી બનેલી એવી દૃષ્ટિ તે ખરેખર અધ્યાત્મગ્રન્થરૂપ ઔષધના પ્રયોગથી નિર્મલ બને છે. વ્યાકરણ અને કેવલ ન્યાયશાસ્ત્રો વગેરેના અભ્યાસીઓ ગર્વ ધારણ કરે છે અને તેઓ વિવાદોમાં ક્લેશ ફલને પ્રાપ્ત કરે છે. અન્ય શાસ્ત્રોના અભ્યાસથી પંડિતો અભિમાન ધારણ કરે છે અને તેઓની દૃષ્ટિમાં રાગદ્વેષની મલીનતા રહે છે. સરલભાવ અને સર્વ જીવોની સાથે શુદ્ધપ્રેમ અને સર્વમાં આત્મદૃષ્ટિ ધારણ કરવી ઇત્યાદિ ગુણોથી, બાહ્યશાસ્ત્રોના વિદ્વાનો દૂર રહે છે અને તેથી તેઓની દૃષ્ટિમાં વિકાર રહે છે. બાહ્યપદાર્થો, ભાષાઓ અને કુતર્કના અભ્યાસી પંડિતોની દૃષ્ટિની મલીનતાનો નાશ કરનાર ખરેખર અધ્યાત્મશાસ્ત્રો છે. અધ્યાત્મશાસ્ત્રો કથે છે કે, દૃષ્ટિમાં રહેલી રાગદ્વેષની મલીનતાનો અમો નાશ કરવા સમર્થ છીએ. અહંકારનો નાશ કરીને મનુષ્યોને પોતાના આત્માનું અમે ભાન કરાવીએ છીએ, માટે દુનિયાના લોકો! તમો પોતાની દૃષ્ટિની નિર્મલતા પ્રાપ્ત કરવા ઇચ્છતા હો તો અમારી પાસમાં આવો અને અમારામાં રહેલું અપૂર્વ સૌન્દર્ય અવલોકો. અમારામાં આલેખાયેલા અપૂર્વભાવોવડે તમારા હૃદયને રંગો, અને પશ્ચાત્ જુઓ કે અમારામાં કેટલી મહત્તા છે? મોટા મોટા વિદ્વાનોએ અમારો આશ્રય લીધો છે અને તેઓ પોતાના આત્માને દેખવા સમર્થ બન્યા છે. જેઓના દોષ હરવાને ઇન્દ્રો પણ સમર્થ નથી, તેવા દુષ્ટ જીવોને પણ અમોએ મોક્ષ આપ્યો છે; એમ અધ્યાત્મશાસ્ત્રો પોકારીને કથે છે. સુજ્ઞો આથી સમજી શકશો કે અધ્યાત્મજ્ઞાન ખરેખર હૃદયમાં પરિણમવાથી દૃષ્ટિની નિર્મલતા થાય છે.

"ધનવંતોને જેમ પુત્ર, સ્ત્રીઓ આદિ સંસારની વૃદ્ધિ અર્થે થાય છે, તેમ પાંડિત્યના અહંકારમાં આવેલા વિદ્વાનોને અધ્યાત્મવિનાનાં શાસ્ત્રો સંસારની વૃદ્ધિ અર્થે થાય છે." શ્રીમદ્ પૂજ્ય યશોવિજય ઉપાધ્યાયનું આ કથન ખરેખર ભાષા અને તર્કના પંડિતોને મનન કરવા-

યોગ્ય છે. ખરેખર વિદ્યાનો મદ વિદ્વાનોને થાય છે.-ગૌતમસ્વામી જેવા ગણધરોને પણ પૂર્વે વિદ્યાનો મદ થયો હતો. સિદ્ધસેન દિવાકરને પણ પૂર્વે વિદ્યાનો મદ થયો હતો. ધનિકોને ધનનો મદ થાય છે; તપસ્વીઓને તપનો મદ થાય છે; ક્રિયાવાદીઓને ક્રિયાનો મદ થાય છે. 'તપનું અજીર્ણ ક્રોધ છે અને વિદ્યાનું અજીર્ણ અહંકાર છે. અધ્યાત્મજ્ઞાન જેમાં નથી એવાં શાસ્ત્રો સંસારમાં અભિમાનની વૃદ્ધિ કરાવે છે અને તેથી સંસારની વૃદ્ધિ થાય છે. અધ્યાત્મજ્ઞાનવિનાનાં શાસ્ત્રોના અભ્યાસથી ચર્ચા, અહંતા, ખંડન મંડનમાં અહંકાર અને કપટકલાની વૃત્તિ પ્રગટે છે અને તેથી વિદ્વાન્ પોતાના આત્માને શાંતિ આપવા સમર્થ થતો નથી. ભલે સાધુ હો વા ગૃહસ્થ હો, પરન્તુ અધ્યાત્મજ્ઞાનકારક શાસ્ત્રોના અભ્યાસવિના કદી તે મુક્તિ સમ્મુખ થવાનો નથી. અધ્યાત્મશાસ્ત્રોના પઠનપાઠનથી આત્મામાં સદ્ગુણો પ્રાપ્ત કરવાની ઇચ્છા પ્રગટે છે અને દુર્ગુણોનો નાશ કરવા અત્યન્ત પ્રયત્ન થાય છે. અધ્યાત્મશાસ્ત્રો એ દિવ્ય પ્રકાશ છે; એ પ્રકાશને એકાન્ત જડવાદી-મનુષ્યરૂપ ઘુવડ ન દેખે તેમાં અધ્યાત્મજ્ઞાનનો દોષ નથી, કિન્તુ તેની દૃષ્ટિનો દોષ છે. અધ્યાત્મશાસ્ત્રોના પ્રકાશમાં ખરેખર દિવ્ય પુરૂષો રહી શકે છે અને તેઓની દિવ્ય દૃષ્ટિ ખીલે છે; માટે અધ્યાત્મશાસ્ત્ર ભણવા યોગ્ય છે અને વારંવાર અધ્યાત્મશાસ્ત્રગત ભાવો ભાવવા યોગ્ય છે.

અધ્યાત્મશાસ્ત્ર વારંવાર ચિંતવન કરવા યોગ્ય છે; અધ્યાત્મજ્ઞાનીઓએ તેનો અર્થ કોઈ યોગ્યને દેવો જોઈએ. દુનિયામાં અધ્યાત્મજ્ઞાનસમાન કોઈ હિતકારક અન્ય નથી. શ્રીમદ્ યશોવિજયજીને જ્ઞાન ઉપર અત્યન્ત રાગ હતો. દ્રવ્યાનુયોગમાં સદાકાલ તેમનું મન રમણ કરતું હતું. દ્રવ્યાનુયોગના ચિંતવનને તેઓ અન્તરક્રિયા માનીને તેમાં રમણતા કરતા હતા. તેઓ જ્ઞાનની ઉત્તમતા સંબન્ધી કથે છે કે.—

बाह्यक्रियाछे बाहिरयोग–अन्तरक्रिया द्रव्यअनुयोग ।
बाह्यहीनपण ज्ञानविशाल–भलो कह्यो मुनिउपदेशमाल ॥

( उपदेशमाला. )

गाथा.

नाणाहिओ वरतरं–हीणोविहु पवयणं पभावंतो ॥
नयदुकरं करिंतो सुठुवि अप्पागमो पुरिसो ॥ १ ॥

( उपदेशमाला. )

जो जाणइ अरिहंते-दव्वगुणपज्जवंतेहिं ॥
सो जाणइ अप्पाणं-मोहो खलु जाहि तस्स लयं ॥ १ ॥

( प्रवचनसारोद्धार. )

चरण करणप्पहाणा-स समयपरसमयमुक्कवावारा ।
चरण करणस्ससारं-णिथ्थय सुद्धं न याणंति ॥

( सम्मतितर्क. )

अप्पनाणेण मुणीहोइ न मुणीअरण्णवासेण ॥

( उत्तराध्ययन. )

ઇત્યાદિ સાક્ષીઓ અવબોધતાં અધ્યાત્મજ્ઞાનની, સર્વ પ્રકારના શાસ્ત્રોમાં શ્રેષ્ઠતા અનુભવાય છે અને તેનાથી મુક્તિનો પૂર્ણાનુભવ પ્રગટે છે; એમ અનુભવાય છે.

तत्त्वज्ञानं विना विद्या-तपस्या शमवर्जिता ।
तीर्थयात्रा मनः स्थैर्यं वन्ध्या वन्ध्येवकामिनी ॥
प्रणिहन्ति क्षणार्धेन-साम्यमालम्ब्य कर्म तत् ।
यन्नहन्यान्नरस्तीव्र-तपसा जन्मकोटिभिः ॥

( पार्श्वचरिते.)

તત્ત્વજ્ઞાન અર્થાત્ અધ્યાત્મજ્ઞાનવિનાની વિદ્યા નિષ્ફળ છે. સમતાવિનાની તપશ્ચર્યા પણ નિષ્ફળ છે. મનની સ્થિરતાવિનાની તીર્થયાત્રા વન્ધ્યા સ્ત્રીની પેઠે ફલદાત્રી થતી નથી-અધ્યાત્મજ્ઞાની સમતાને આલંબી ક્ષણમાં જેટલાં કર્મ ખપાવે છે તેટલાં અજ્ઞાની, ક્રોટિ જન્મોએ હણી શકતો નથી. અધ્યાત્મજ્ઞાની સંસારરૂપ નદીના સામા પ્રવાહે વહે છે. જેમ ચિતરાવેલી, નદીના સામા પ્રવાહે વહે છે તેમ.

કથ્થું છે કે—

भवोद्दामप्रवाहेण-वाह्यन्ते सर्वजन्तवः ।
प्रतिस्रोतोगमी कोऽपि-कृष्णचित्रकमूलवत् ॥

( पार्श्वचरिते. )

ભવના ઉદ્દામ પ્રવાહે સર્વ જીવો વહાય છે, પણ સંસારના સામા પ્રવાહે કૃષ્ણચિત્રક મૂળની પેઠે કોઈ જ્ઞાની પુરૂષ હોય છે તે વહી શકે છે. જૈનાગમજ્ઞાતા અપ્રમાદી મુનિવર સંસારના સામા પ્રવાહે તરે છે અને મોક્ષનગરીમાં પ્રવેશ કરે છે. ચિતરાવેલીની પરીક્ષા પાણીમાં નાખવાથી થાય છે. નદીના જલપ્રવાહના સામી તે જાય છે. લોકકિંવદન્તી એવી છે કે તેના ઉપર મૂકેલો ઘૃતનો ઘાડવો ખાલી હોય છે તો તે ભરાઈ

જાય છે. કૃષ્ણચિત્રક મૂલના જેવા આત્મતત્ત્વજ્ઞાતા મુનિવર હોય છે તે દુનિયાના પ્રવાહમાં તણાતા નથી. રાગદ્વેષના પ્રવાહના સામા તેઓ વહે છે અને રાગદ્વેષનો છેદ કરે છે. ખરેખર અધ્યાત્મજ્ઞાનવિના આવી અપૂર્વ શક્તિ અન્યત્ર સંભવી શકે નહિ. **અધ્યાત્મજ્ઞાન ચિત્રાવેલીના સમાન છે.** અધ્યાત્મજ્ઞાન એ ભાવ ચિત્રાવેલી સમજવી. આત્માના શુદ્ધસ્વરૂપમાં રમણતા કરવી; એજ સત્ય-મોક્ષમાર્ગ છે તે સંબન્ધી નીચેપ્રમાણે સાક્ષી છે.

गाथा.

निच्छयमग्गो मुक्खो ववहारो पुण्णकारणो वुत्तो ।
पढमो संवररूवो आसवहेउ तओ बीओ ॥

( आगमसारगत गाथायां. )

નિશ્ચયમાર્ગ તેજ મોક્ષમાર્ગ છે. વ્યવહાર છે તે પુણ્યનું કારણ છે. નિશ્ચયનય છે તે સંવરરૂપ છે અને વ્યવહારનય છે તે આશ્રવહેતુરૂપ છે. વ્યવહારનય આદરવા યોગ્ય છે. નિશ્ચયનયની સાધ્યદૃષ્ટિ રાખીને વ્યવહારથી પ્રવૃત્તિ કરવી. આત્માસંબન્ધી શ્રીમદ્ હેમચન્દ્રસૂરિનું નીચેપ્રમાણે કથન છે.

यः परमात्मा परंज्योतिः परमः परमेष्ठिनां ।
आदित्यवर्णोत्तमसः परस्तादामनन्तियम् ॥ १ ॥
सर्वे येनोदमूल्यन्ते–समूलाः क्लेशपादपाः ॥

( वीतरागस्तोत्रे. )

नयभंगपमाणेहिं–जो अप्पा सायवायभावेणं ।
जाणइ मोरकसरूवं–सम्मदिठीओ सोनेओ ॥

( आगमसारगत गाथायां. )

આત્માના શુદ્ધ સ્વરૂપસંબન્ધી અનેક શાસ્ત્રોમાં વિવેચનો મળી આવે છે. સાત નય અને સપ્તભંગીપૂર્વક સ્યાદ્વાદદૃષ્ટિએ આત્માનું સ્વરૂપ જેઓ અવબોધે છે તેઓ મોક્ષસ્વરૂપ જાણે છે, અને તે સમ્યગ્દૃષ્ટિ અવબોધવા. અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરનાર મનુષ્ય સમ્યક્ત્વને પ્રાપ્ત કરે છે. સ્યાદ્વાદભાવે આત્મતત્ત્વને અવબોધવું એ ધારવા કરતાં ઘણું દુર્લભ છે. અધ્યાત્મજ્ઞાનમય આગમોનો બહુ વર્ષપર્યન્ત અભ્યાસ કરવાથી અધ્યાત્મજ્ઞાનમાં પરિણમાય છે, માટે બાળજીવોએ ગીતાર્થ મુનિવરોની સેવા કરીને આત્મતત્ત્વનું જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો. ગુરૂની આજ્ઞાપ્રમાણે વર્તવાથી અધ્યાત્મનો અનુભવ આવે છે. સિદ્ધાન્તોના જ્ઞાતા એવા અનુભવી ગુરૂની સેવાથી અધ્યાત્મજ્ઞાન મળે છે. તત્સંબન્ધી શ્રીમદ્ ઉપાધ્યાય નીચે મુજબ કથે છે.

ते कारण गुरुचरणआधीन—समय समय इण योगे लीन ॥
साधु जे किरियाव्यवहार—तेहिज अम मोटो आधार ॥
( गुणपर्यायरास. )

તેની પ્રાપ્તિઅર્થે ગુરૂચરણાધીન થઈને સમયે સમયે અધ્યાત્મ દ્રવ્યાનુયોગમાં લીન થવું જોઈએ. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય પોતાના તપાગચ્છની મર્યાદામાં રહીને ગુરૂની આજ્ઞાપ્રમાણે વર્તીને અધ્યાત્મજ્ઞાનમાં મસ્ત બન્યા હતા. તે સ્વયં કથે છે કે, સાધુની ક્રિયાનો આધાર તેજ અમારે મોટો આધાર છે. આ ઉપરથી ભવ્ય બંધુઓએ સમજવું કે, વ્યવહારમાર્ગને ભાવપૂર્વક બાહ્યથી અનુસરી અન્તરમાં નિશ્ચયદૃષ્ટિવડે સ્વસ્વરૂપમાં રમણતા કરવી. દ્રવ્યાનુયોગનો જ્ઞાતા સર્વ ગીતાર્થોમાં મહાગીતાર્થ છે. દ્રવ્યાનુયોગ જાણે છે તે સમ્યગ્ અધ્યાત્મજ્ઞાનને અવબોધે છે. દ્રવ્યાનુયોગ જ્ઞાનથી દરેક દર્શનવાળાઓ આત્માને કેવી રીતે માને છે અને તે કયા કયા નયની અપેક્ષાએ સત્ય છે વા તેમાં કઈ અપેક્ષાવિના ભૂલ રહે છે તે જણાય છે, માટે દ્રવ્યાનુયોગ જ્ઞાનમાં ઉંડા ઉતરીને અધ્યાત્મજ્ઞાનમાં સ્થિર થવું એજ સમ્યગ્જ્ઞાનનો સમ્યગ્ ઉપાય છે. આત્મતત્ત્વની સ્યાદ્વાદભાવે પ્રતીતિ થવી એ સમ્યગ્દર્શન છે અને આત્માના શુદ્ધધર્મની પ્રાપ્તિ અને તેમાં સ્થિરતા એજ વસ્તુતઃ ચારિત્ર ગણાય છે. ભવ્યજીવોએ અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિઅર્થે પ્રતિદિન જ્ઞાનની આરાધના કરવી. જ્ઞાનની આરાધના કરવાથી આત્માના ગુણો પ્રકટ કરવા રૂચિ થશે; હેય, જ્ઞેય અને ઉપાદેયનો વિવેક થશે. જ્ઞાનથી ભરતાદિક સંસારસમુદ્ર તરી ગયા. શ્રીમદ્ ઉપાધ્યાય હૃદયના સરસોદ્ગારરૂપ જ્ઞાનમાહાત્મ્યનો રસ નીચેપ્રમાણે પદમાં ઉતારે છે.

पद सडसठमुं.

( राग आशावरी. )

चेतन मोहको संग निवारो—ज्ञान सुधारस धारो ॥ ॥ चेतन. ॥ १ ॥
मोह महातममल दूरेरे—धरे सुमति परकास ॥
मुक्तिपन्थ परगट करेरे—दीपक ज्ञानविलास ॥ ॥ चेतन. ॥ २ ॥
ज्ञानी ज्ञानमगन रहेरे—रागादिकमल खोय ॥
चित्त उदास करणी करेरे—कर्मबन्ध नहि होय ॥ ॥ चेतन. ॥ ३ ॥
लीन भयो व्यवहारमेंरे—युक्ति न उपजे कोय ॥
दीनभयो प्रभुपद जपेरे—मुगति कहांसे होय ॥ ॥ चेतन. ॥ ४ ॥
प्रभु समरो पूजो पढोरे—करो विविध व्यवहार ॥
मोक्षस्वरुपी आतमारे—ज्ञानगमन निरधार ॥ ॥ चेतन. ॥ ५ ॥

ज्ञानकला घटघट वसेरे–जोग जुगतिके पार ॥
निजनिज कला उद्योत करेरे–मुगति होय संसार ॥ ॥ चेतन. ॥ ६ ॥

वहुविध क्रियाक्लेशसुंरे–शिवपद न लहे कोय ॥
ज्ञानकला परकाससो–सहज मोक्षपद होय ॥ ॥ चेतन. ॥ ७ ॥

अनुभवचिन्तामणिरतन–जाके हृद्दए परकास ॥
सो पुनीत शिवपद लहेरे–दहे चतुर्गति वास ॥ ॥ चेतन. ॥ ८ ॥

महिमा सम्यग्ज्ञानकी–अरुचि रागवल जोय ॥
क्रिया करत फल भुंजते–कर्मवन्ध नहि होय ॥ ॥ चेतन. ॥ ९ ॥

भेदज्ञान तब लों भलो–जब लों मुक्ति न होय ॥
परमज्योति परगट जिहां–तिहां विकल्प नहि कोय ॥ ॥ चेतन. ॥ १० ॥

भेदज्ञान साबु भयो–समरस निर्मल नीर ॥
धोवी अंतर आतमा–धोवे निजगुण चीर ॥ ॥ चेतन. ॥ ११ ॥

राग विरोध विमोह मलीरे–एहि आश्रव मूल ॥
एहि करम बढायकें–करे धर्मकी भूल ॥ ॥ चेतन. ॥ १२ ॥

ज्ञानस्वरूपी आतमा–करे ज्ञान नहि ओर ॥
द्रव्यकर्म, चेतन करेरे–एह व्यवहारकी दोर ॥ ॥ चेतन. ॥ १३ ॥

कर्ता परिणामी द्रव्यछे रे–कर्मरूप परिणाम ॥
किरिया परजयकी फिरेरे–वस्तु एकत्रय नाम ॥ ॥ चेतन. ॥ १४ ॥

कर्ता कर्म क्रिया करे–क्रिया कर्म करतार ॥
नामभेद वहुविध भये रे–वस्तु एक निरधार ॥ ॥ चेतन. ॥ १५ ॥

एक कर्म कर्तव्यता–करे न करता दोय ॥
तेसें जस सत्तासधि–एकभावको होय ॥ ॥ चेतन. ॥ १६ ॥

જ્ઞાનની મહત્તાસંબન્ધી આ પ્રમાણે સ્વસમય અને પરસમયમાં અનેક સાક્ષીઓ મોજુદ છે. તેનો અત્ર વિસ્તાર કરવામાં આવે તો ઉપોદ્ઘાત બદલાઈને એક અન્ય ગ્રંથ થઈ જાય. દિગંબરશાસ્ત્રોમાં પણ અધ્યાત્મજ્ઞાનસંબન્ધી વર્ણન છે. શ્રી વીરપ્રભુની પટ્ટપરંપરાએ સુવિહિત આચાર્યોદ્વારા પ્રવર્તતા શ્વેતાંબર જૈનશાસ્ત્રોમાં વ્યવહાર અને નિશ્ચયની શૈલી જેવી સરસ વર્ણવવામાં આવી છે તેવી અન્યત્ર દેખાતી નથી. જૈનશ્વેતાંબરમાન્ય આગમોમાં અધ્યાત્મજ્ઞાનનું કથન એવી રીતે કરવામાં આવ્યું છે કે, જેથી કોઇ પણ મનુષ્ય વ્યવહાર અને નિશ્ચય એ બે નયથી ભ્રષ્ટ ન થાય અને જૈનશાસનની સદાકાલ ઉન્નતિ થયા કરે.

અધ્યાત્મજ્ઞાનની હાલ દુનિયામાં કેટલી બધી આવશ્યકતા છે અને અધ્યાત્મજ્ઞાનથી જગત્‌ને કેટલો બધો લાભ થાય છે તે ઉપર્યુક્ત વિચારોથી સુજ્ઞ વાચકો સમ્યગ્ અવબોધી શકશે. અધ્યાત્મજ્ઞાનપ્રાપ્તિથી શ્રાવકનાં વ્રતો વા સાધુનાં વ્રતોદ્વારા મોક્ષમાર્ગનું આરાધન કરી શકાય છે. શ્રાવકના ગુણો અને સાધુના ગુણો ખરેખર અધ્યાત્મજ્ઞાનથી આત્મામાં પ્રગટે છે. ઉપરઉપરની ગુણસ્થાનકભૂમિમાં પ્રવેશ કરવાને અધ્યાત્મજ્ઞાનથી આત્માનો વીર્યોલ્લાસ વૃદ્ધિ પામે છે અને આત્મા, પોતાના શુદ્ધધર્મમાં રમણતા કરે છે. અધ્યાત્મજ્ઞાનથી રજોગુણ અને તમોગુણરૂપ મોહની વૃત્તિને હઠાવતો છતો પોતાના શુદ્ધધર્મમાં આત્મા સ્વયં ખેલે છે અને સંવરભાવમાં દૃઢ રહીને સમયે સમયે પૂર્વે બાંધેલા કર્મની નિર્જરા કરે છે. અધ્યાત્મજ્ઞાનથી આત્મા પોતાના શુદ્ધધર્મથી અન્યભાવને પરિહરવા પ્રયત્ન કરે છે.

અધ્યાત્મજ્ઞાનથી કારણસામગ્રીના યોગે કોઈ ભવ્ય જીવ અલ્પભવમાં મુક્તિપદ પ્રાપ્ત કરે છે. વજ્રૠષભસંહનનો સ્વામી કોઈ ભવ્યજીવ પૂર્ણ સામગ્રીયોગે અધ્યાત્મમાં રમણતા કરતો છતો તે ભવમાં મુક્તિપદ પ્રાપ્ત કરે છે.

અધ્યાત્મજ્ઞાનથી વૈરાગ્યભાવ જાગતો રહે છે અને તેથી બાહ્ય તથા અભ્યંતર તપની આરાધના સારી રીતે કરી શકાય છે, તથા સર્વ જીવોની સાથે ક્ષમાપના કરી શકાય છે, અને ષડાવશ્યકની સારી રીતે આરાધના કરી શકાય છે. વૈરાગ્યવિના ત્યાગ ટકી શકતો નથી અને અધ્યાત્મજ્ઞાનવિના ખરેખરો વૈરાગ્ય હૃદયમાં જાગ્રત્ થઈ શકતો નથી. ઉપશમ, સંવર અને વિવેકથી મુક્તિપદ પ્રાપ્ત થાય છે. અધ્યાત્મજ્ઞાનવિના ઉપશમભાવ ધારી શકાતો નથી. અધ્યાત્મજ્ઞાનથી ભૂતકાલમાં અનેક જીવો શુદ્ધાધ્યવસાય ધારણ કરીને મુક્ત થયા. વર્તમાનકાળમાં મહા વિદેહક્ષેત્રમાં અધ્યાત્મજ્ઞાનથી અનેક જીવો મુક્તિપદ પામે છે અને ભવિષ્યમાં અનેક જીવો મુક્તિપદ પામશે–"અધ્યાત્મજ્ઞાનથી ત્રણ ચાર વા સાત આઠ ભવમાં જીવો, મુક્તિપદ પ્રાપ્ત કરી શકે છે" જો એક અધ્યાત્મજ્ઞાન ગુણ પ્રાપ્ત થયો તો અન્ય ગુણો પોતાની મેળે આત્મામાં પ્રગટ થાય છે. આત્માના પર્યાયોની શુદ્ધિ તેજ પરમાત્મદશા કહેવાય છે. જેમ સકલ પદાર્થનું આધાર આકાશ છે તેમ સકલ ગુણોના આધારભૂત અધ્યાત્મજ્ઞાન છે. અધ્યાત્મજ્ઞાનથી આત્મામાં ગુણોનો આવિર્ભાવ થાય છે; એમ નિશ્ચય શ્રદ્ધા ધરીને ભવ્યજીવોએ અધ્યાત્મજ્ઞાનની આરાધના કરવી.

અધ્યાત્મજ્ઞાનના નામે કેટલાક લોકો આજીવિકાવૃત્તિ ચલાવીને ાર્થ સાધે છે, તેવા ખોટા ડોળઘાલુ અધ્યાત્મીઓથી ચેતતા રહેવું. ધ્યાત્મ એવું નામ પોકારનારાઓ ઘણા છે પણ અધ્યાત્મજ્ઞાનના ઉંડા ્શમાં વિચરનારા વિરલા હોય છે. અધ્યાત્મજ્ઞાનના શ્લોકો-પદો ારે બોલીને વા ભણાવીને જેઓ પોતાનો ઉદરનિર્વાહ કરે છે તેઓ ધ્યાત્મજ્ઞાનનો દુરૂપયોગ કરનારાઓ જાણવા. અધ્યાત્મજ્ઞાનના અભ્યાસ મયે હૃદયમાં અધ્યાત્મજ્ઞાન નહિ પરિણમવાથી જીવોમાં એકદમ ગુણો દેખી શકાય તેથી કોઇની ટીકા-(નિન્દા) કરવી નહિ. કેટલાક લોકો ્કથી અધ્યાત્મજ્ઞાનિયોની નિન્દાસંબન્ધી નીચે પ્રમાણે શ્લોકાર્ધચરણ ણવામાં આવે છે.

" कलावध्यात्मिनो भान्ति फाल्गुने बालका यथा "

કલિયુગમાં, ફાલ્ગુનમાસમાં જેવા બાળકો શોભે છે તેવા અધ્યા-મયો શોભે છે. જે લોકો આ પ્રમાણે બોલીને અધ્યાત્મજ્ઞાનિયોને ્કીઅવાજે વગરતપાસે નિન્દે છે તેઓ ભૂલ કરે છે. તેમની સામે ્લાક અધ્યાત્મજ્ઞાનીઓ એમ કહે છે કે:—

" कलौ क्रियाजडा भान्ति फाल्गुने बालका यथा "

કલિમાં ક્રિયાથી એકાન્તે જડ બનેલા મનુષ્યો ફાલ્ગુનમાસમાં ાલકોની ક્રિયાચેષ્ટાની પેઠે શોભે છે.

આવા પરસ્પર એકબીજા ઉપર આક્ષેપ કરવાથી કંઇ આત્માનું લ્યાણ થતું નથી. અધ્યાત્મજ્ઞાન અને સત્ક્રિયા એ બેથી મુક્તિ થાય ે. ज्ञानक्रियाभ्यां मोक्षः । सम्यग्दर्शनज्ञानचारित्राणिमोक्षमार्गः ॥ ઇત્યાદિ ્ત્રોવડે અનેકાન્તવાદની સિદ્ધિ થાય છે. અનેકાન્તવાદી જૈન હોય છે મને તે કદી એકાન્તવાદમાં પડતો નથી. અધ્યાત્મજ્ઞાનનાં શાસ્ત્રો, એ મધ્યાત્મજ્ઞાનથી, મુખ્યપણે મોક્ષમાર્ગ જણાવે છે અને ગૌણપણે ક્રિયાની માવશ્યકતા સ્વીકારે છે. ક્રિયાપ્રતિપાદક શાસ્ત્રો મુખ્યપણે ક્રિયાથી ોક્ષ જણાવે છે પણ અધ્યાત્મજ્ઞાનની આવશ્યકતાને ગૌણપણે સ્વીકારે ે. યત્સમયે અધ્યાત્મજ્ઞાનનું વર્ણન કરવામાં આવે તત્સમયે અધ્યાત્મ-ાનનું મુખ્યવૃત્ત્યા વર્ણન કરવું એવો નિયમ હોવાથી અત્ર અધ્યાત્મ-ાનની મુખ્યતાના વિષયમાં તેપ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે, એમ ાાસ્ત્રશ્રદ્ધાધારક સાક્ષરો સહેજે સમજી શકશે.

ખરી રીતે સ્વતંત્ર થવાની ઇચ્છા હોય તો અધ્યાત્મજ્ઞાનની આરા-ધના કરવાની જરૂર છે. સર્વ પ્રકારની પરતંત્રતાની બેડીઓને તોડી

નાખીને સત્ય સ્વતંત્ર સુખને આપનાર ખરેખર અધ્યાત્મજ્ઞાન છે; તેસંબન્ધી ઉપાધ્યાય કથે છે કે—

श्लोक.

सर्वं परवशं दुःखं-सर्वमात्मवशं सुखं ॥
एतदुक्तं समासेन-लक्षणं सुखदुःखयोः ॥ १ ॥
नाहं पुद्गलभावानां-कर्ता कारयिता न च ॥
नानुमन्तापि चेत्यात्म-ज्ञानवान् लिप्यते कथम् ॥ २ ॥

( अध्यात्मोपनिषद्. )

રાગદ્વેષથી પરવસ્તુઓના વશમાં રહેવું એજ દુઃખ છે. પરવસ્તુઓમાં અહંવૃત્તિની આસક્તિથી બંધાવું એજ દુઃખ છે; પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં આસક્તિથી બંધાઈ જવાથી મનુષ્ય અન્તરની બેડીમાં પડે છે અને તે અન્તરથી દુઃખી રહે છે. પરપુદ્ગલવસ્તુઓના તાબે થવાથી કદિ કોઈ સુખી થયો નથી. એક પરમાણુના પણ તાબે રહેવાથી આત્માનું ખરૂં સુખ પ્રગટતું નથી. ચારે બાજુએ લાખો વસ્તુઓ હોય અને પુદ્ગલમાં આત્મા રહે તે છતાં, પુદ્ગલમાં આસક્તિભાવથી જો બંધાવાનું નથી થતું તો પરવશત્વ પ્રાપ્ત થતું નથી. કલ્પાએલી શુભ વસ્તુઓમાં ઇષ્ટભાવ ધારણ કરવાથી અને મનની માન્યતાથી કલ્પાયલી અશુભ વસ્તુઓમાં અનિષ્ટ કલ્પના થવાથી પરવશત્વ પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય જડ પદાર્થોમાં ઈષ્ટ અને અનિષ્ટ કલ્પનાથી બંધાઇને તેમાં પરવશ થતો નથી તે મનુષ્ય આ સંસારમાં જીવન્મુક્તની કોટિમાં પ્રવેશ કરવા સમર્થ થાય છે. અધ્યાત્મજ્ઞાની પરવશતાનાં બંધનોને છેદે છે અને શુભ અધ્યવસાયોની બાજીનો નાશ કરીને શુદ્ધધર્મ પ્રગટાવે છે. અધ્યાત્મજ્ઞાની પોતાનામાં પરવશતાની બેડીને કલ્પતો નથી અને તેથી દુઃખી પણ થતો નથી. જે મનુષ્ય પરવશ રહે છે તેને સ્વપ્નમાં પણ સુખ મળતું નથી. જેના વશમાં રહે છે તે વસ્તુઓ ખરેખર આત્માની કિમ્મત આંકી શકવા સમર્થ થતી નથી અને ઉલટી તે વસ્તુઓની મમતાથી આત્માની આનન્દદશા આચ્છાદિત થાય છે; આવી સ્થિતિ અવબોધ્યા પશ્ચાત્ કયો જ્ઞાની પરવશતા ધારણ કરવા ઇચ્છા કરે ? અલબત કોઈ જ્ઞાની પરવશતારૂપ દુઃખોપાધિ પ્રાપ્ત કરવા ઇચ્છા કરે નહિ. અજ્ઞ મનુષ્યો સુખની બુદ્ધિએ પરવસ્તુની પરવશતામાં ફસાઇને અન્તે હાયવરાળ કરે છે અને નિરાશાયુક્ત દુઃખના ઉદ્દગારોથી અન્યોને પોતાની ભ્રાંતદશાનું ચરિત્ર જણાવે છે. દુનિયામાં છેલ્લી વખતે નિરાશા-પરવશતા અને દુઃખના ઉદ્દગારો બહિર્

કાઢીને મરનારાઓએ જીવનારાઓને પોતાનો અનુભવ આપ્યો છે, તથાપિ દુનિયાની આંખ ઉઘડતી નથી, અને નજીવી-તુચ્છ વસ્તુઓની મમતા અને તેની આસક્તિ ધરીને દુનિયા ગુલામ જેવી બનીને-સુખના ચાળા ગાંડાની પેઠે કરી બતાવે છે. દુનિયામાં દરેક મનુષ્યને અમુક વસ્તુઓની શરીરાદિ સંરક્ષણમાટે જરૂર રહે છે અને તેથી તે પ્રાપ્ત કરવી પડે છે, પણ તેથી એમ ન માની લેવું જોઈએ કે, તે વસ્તુઓમાંજ સુખ રહ્યું છે વા તેના તાબે પોતાને રહેવુંજ જોઇએ. પરવસ્તુઓના પરજડવસ્તુઓના તાબે આત્માને રહેવું જોઇએ કે? પરવસ્તુઓના તાબે થવાથી જો સુખ થતું હોય તો મૂઢ જીવોને વિશેષતઃ સુખ થવું જોઈએ, પણ એવું અવલોકાતું નથી. અતએવ અનાસક્તિભાવ ધારીને મનુષ્યોએ પરવશતાની બેડી તોડીને આત્મામાંજ સહજ-સુખ માનીને પોતાના તાબેજ પોતે રહેવું જોઇએ અને દુનિયાને પણ સ્વવશતાએજ સત્યસુખનો ખરો માર્ગ છે એમ ઢોલ પીટીને જણાવવું જોઈએ. આપણને સ્વવશતામાં સુખ લાગે છે અને તેની સાક્ષી પોતાનું હૃદય આપે છે, ત્યારે આપણે શામાટે દુનિયાને પણ તે સત્યમાર્ગ ન બતાવવો જોઇએ? અલબત બતાવવો જોઈએ. પ્રવૃત્તિમાર્ગના ઉપાસક બનીને દુનિયાના લોકો એશઆરામ ભોગવવાની વસ્તુઓને વધારવા મથે છે અને રાત્રીદિવસ રાસભભારવહનવૃત્તિને સેવ્યા કરે છે, તથાપિ તેઓને વાસ્તવિક સુખ થતું નથી અને કુદરતી નિયમોનો ભંગ કરીને ગડુરિકાપ્રવાહમાં પડી અન્યોને તેમાં પોતે પાડે છે. જ્ઞાનિપુરૂષો આવી તેમની દશા અવલોકીને તેમને ખરી સ્વતંત્રતા દર્શાવવા અને તે પ્રાપ્ત કરાવવાના ઉપાયો બતાવે છે. બાહ્યદશાએ પણ જોવાય છે કે, સ્વતન્ત્ર પ્રજા આગળ વધતી જાય છે અને લાલસાથી પરવસ્તુઓના આધીન થનારી પ્રજા ખરી સ્વતન્ત્રતા અવબોધવા શક્તિમાન્ થઈ શકતી નથી.

ખરી સ્વતંત્રતામાં તો આત્મા પોતાના તાબેજ પોતે હોય, અને તેમાં આનન્દના ઉભરાસિવાય અન્ય કંઇ દેખાતુંજ વા અનુભવાતુંજ નથી. બાહ્યની સ્વતંત્રતા અને આત્માની વાસ્તવિક સ્વતંત્રતામાં આકાશ અને પાતાળ જેટલો અન્તર છે. ઘણા પુત્રો, ઘણી સ્ત્રીઓ, ઘણું ધન, સત્તા અને પદવીઓના માયિક અલંકારો વગેરેની પ્રાપ્તિથી ખરી સ્વતંત્રતાનો ગંધ પણ પ્રાપ્ત થતો નથી.

ઇન્દ્રિયો વા શરીરના તાબે રહીને ઇન્દ્રિયો અને શરીરદ્વારા સુખ લેવાના વિચારો અને આચારોમાં સ્વાતંત્ર્ય નથી. સ્વાભાવિક સુખ

નાખીને સત્ય સ્વતંત્ર સુખને આપનાર ખરેખર અધ્યાત્મજ્ઞાન છે; તેસંબન્ધી ઉપાધ્યાય કથે છે કે—

શ્લોક.

सर्वं परवशं दुःखं-सर्वमात्मवशं सुखं ॥
एतदुक्तं समासेन-लक्षणं सुखदुःखयोः ॥ १ ॥
नाहं पुद्गलभावानां-कर्ता कारयिता न च ॥
नानुमन्तापि चेत्यात्म-ज्ञानवान् लिप्यते कथम् ॥ २ ॥

( अध्यात्मोपनिषद्. )

રાગદ્વેષથી પરવસ્તુઓના વશમાં રહેવું એજ દુઃખ છે. પરવસ્તુઓમાં અહંવૃત્તિની આસક્તિથી બંધાવું એજ દુઃખ છે; પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં આસક્તિથી બંધાઈ જવાથી મનુષ્ય અન્તરની બેડીમાં પડે છે અને તે અન્તરથી દુઃખી રહે છે. પરપુદ્ગલવસ્તુઓના તાબે થવાથી કદિ કોઈ સુખી થયો નથી. એક પરમાણુના પણ તાબે રહેવાથી આત્માનું ખરૂં સુખ પ્રગટતું નથી. ચારે બાજુએ લાખો વસ્તુઓ હોય અને પુદ્ગલમાં આત્મા રહે તે છતાં, પુદ્ગલમાં આસક્તિભાવથી જો બંધાવાનું નથી થતું તો પરવશત્વ પ્રાપ્ત થતું નથી. કલ્પાએલી શુભ વસ્તુઓમાં ઇષ્ટભાવ ધારણ કરવાથી અને મનની માન્યતાથી કલ્પાયલી અશુભ વસ્તુઓમાં અનિષ્ટ કલ્પના થવાથી પરવશત્વ પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય જડ પદાર્થોમાં ઇષ્ટ અને અનિષ્ટ કલ્પનાથી બંધાઇને તેમાં પરવશ થતો નથી તે મનુષ્ય આ સંસારમાં જીવન્મુક્તની કોટિમાં પ્રવેશ કરવા સમર્થ થાય છે. અધ્યાત્મજ્ઞાની પરવશતાનાં બંધનોને છેદે છે અને શુભ અધ્યવસાયોની બાજીનો નાશ કરીને શુદ્ધધર્મ પ્રગટાવે છે. અધ્યાત્મજ્ઞાની પોતાનામાં પરવશતાની બેડીને કલ્પતો નથી અને તેથી દુઃખી પણ થતો નથી. જે મનુષ્ય પરવશ રહે છે તેને સ્વપ્નમાં પણ સુખ મળતું નથી. જેના વશમાં રહે છે તે વસ્તુઓ ખરેખર આત્માની કિમ્મત આંકી શકવા સમર્થ થતી નથી અને ઉલટી તે વસ્તુઓની મમતાથી આત્માની આનન્દદશા આચ્છાદિત થાય છે; આવી સ્થિતિ અવબોધ્યા પશ્ચાત્ કયો જ્ઞાની પરવશતા ધારણ કરવા ઇચ્છા કરે? અલબત કોઈ જ્ઞાની પરવશતારૂપ દુઃખોપાધિ પ્રાપ્ત કરવા ઇચ્છા કરે નહિ. અજ્ઞ મનુષ્યો સુખની બુદ્ધિએ પરવસ્તુની પરવશતામાં ફસાઇને અન્તે હાયવરાળ કરે છે અને નિરાશાયુક્ત દુઃખના ઉદ્ગારોથી અન્યોને પોતાની ભ્રાંતદશાનું ચરિત્ર જણાવે છે. દુનિયામાં છેલ્લી વખતે નિરાશા-પરવશતા અને દુઃખના ઉદ્ગારો બહિર્

કાઢીને મરનારાઓએ જીવનારાઓને પોતાનો અનુભવ આપ્યો છે, તથાપિ દુનિયાની આંખ ઉઘડતી નથી, અને નજીવી-તુચ્છ વસ્તુઓની મમતા અને તેની આસક્તિ ધરીને દુનિયા ગુલામ જેવી બનીને-સુખના ચાળા ગાંડાની પેઠે કરી બતાવે છે. દુનિયામાં દરેક મનુષ્યને અમુક વસ્તુઓની શરીરાદિ સંરક્ષણમાટે જરૂર રહે છે અને તેથી તે પ્રાપ્ત કરવી પડે છે, પણ તેથી એમ ન માની લેવું જોઈએ કે, તે વસ્તુઓમાંજ સુખ રહ્યું છે વા તેના તાબે પોતાને રહેવુંજ જોઇએ. પરજડવસ્તુઓના તાબે આત્માને રહેવું જોઇએ કે? પરવસ્તુઓના તાબે થવાથી જો સુખ થતું હોય તો મૂઢ જીવોને વિશેષતઃ સુખ થવું જોઈએ, પણ એવું અવલોકાતું નથી. અતએવ અનાસક્તિભાવ ધારીને મનુષ્યોએ પરવશતાની બેડી તોડીને આત્મામાંજ સહજ-સુખ માનીને પોતાના તાબેજ પોતે રહેવું જોઇએ અને દુનિયાને પણ સ્વવશતાએજ સત્યસુખનો ખરો માર્ગ છે એમ ઢોલ પીટીને જણાવવું જોઈએ. આપણને સ્વવશતામાં સુખ લાગે છે અને તેની સાક્ષી પોતાનું હૃદય આપે છે, ત્યારે આપણે શામાટે દુનિયાને પણ તે સત્યમાર્ગ ન બતાવવો જોઇએ? અલબત બતાવવો જોઈએ. પ્રવૃત્તિમાર્ગના ઉપાસક બનીને દુનિયાના લોકો એશઆરામ ભોગવવાની વસ્તુઓને વધારવા મથે છે અને રાત્રીદિવસ રાસભભારવહનવૃત્તિને સેવ્યા કરે છે, તથાપિ તેઓને વાસ્તવિક સુખ થતું નથી અને કુદરતી નિયમોનો ભંગ કરીને ગડ્ડરિકાપ્રવાહમાં પડી અન્યોને તેમાં પોતે પાડે છે. જ્ઞાનિપુરૂષો આવી તેમની દશા અવલોકીને તેમને ખરી સ્વતંત્રતા દર્શાવવા અને તે પ્રાપ્ત કરાવવાના ઉપાયો બતાવે છે. બાહ્યદશાએ પણ જોવાય છે કે, સ્વતન્ત્ર પ્રજા આગળ વધતી જાય છે અને લાલસાથી પરવસ્તુઓના આધીન થનારી પ્રજા ખરી સ્વતન્ત્રતા અવબોધવા શક્તિમાન્ થઈ શકતી નથી.

ખરી સ્વતંત્રતામાં તો આત્મા પોતાના તાબેજ પોતે હોય, અને તેમાં આનન્દના ઉભરાસિવાય અન્ય કંઇ દેખાતુંજ વા અનુભવાતુંજ નથી. બાહ્યની સ્વતંત્રતા અને આત્માની વાસ્તવિક સ્વતંત્રતામાં આકાશ અને પાતાળ જેટલો અન્તર છે. ઘણા પુત્રો, ઘણી સ્ત્રીઓ, ઘણું ધન, સત્તા અને પદવીઓના માયિક અલંકારો વગેરેની પ્રાપ્તિથી ખરી સ્વતંત્રતાનો ગંધ પણ પ્રાપ્ત થતો નથી.

ઇન્દ્રિયો વા શરીરના તાબે રહીને ઇન્દ્રિયો અને શરીરદ્વારા સુખ લેવાના વિચારો અને આચારોમાં સ્વાતંત્ર્ય નથી. સ્વાભાવિક સુખ

તો ઇન્દ્રિયો-મન અને શરીરના તાબામાં નથી, અને તે દેહ અને ઇન્દ્રિયસેવકોની દૃષ્ટિપથમાં આવતું પણ નથી. સ્વાભાવિક આનન્દરસની ધારાનો અમૃત જ્યાં વહે છે તેનામાં, અને તેના તાબે જેઓ રહે છે તેઓ દુનિયાની બાહ્યદૃષ્ટિએ ઉંઘતા છતાં અન્તરથી જાગ્રત્ થઈને સુખરૂપ સ્વયં ભાસે છે અને સુખના ભોક્તા સ્વયં બને છે. સ્થૂલબુદ્ધિધારક મનુષ્યોની બુદ્ધિ ખરેખર આવા સ્વવ-શતાના ઉચ્ચ પ્રદેશમાં પ્રવેશી શકતી નથી અને તેથી તેને તો ઢીંગલા ઢીંગલીની રમત જેવી બાહ્યવસ્તુઓમાં પરવશતાએ સુખ ભોગ-વવાનું મન થાય છે અને તે અન્તરથી તેમાંજ આસક્ત બનીને પોતાના શુદ્ધપ્રાણે જીવી શકવાને સમર્થ બની શકતો નથી. બાહ્ય-શ્રૃંગારાદિ રસોએ રંગાયલા લોકો બાહ્યરસોના ભોગી બનીને પરવશ બને છે, અને ભ્રમણાથી પોતાને માને છે કે અમે સ્વતંત્ર બનીએ છીએ. માતાથી જુદા રહેવાનું કર્યું, પિતાની તાબેદારી છોડી દીધી, તેમ જુદું ઘર અને જુદી દુકાન કરીને પુત્ર એમ માને છે કે, મારા પિતાથી છૂટીને હું સ્વતંત્ર થયો ! પણ જેમ જેમ ઉપાધિના તાબે તે થતો જાય છે તેમ તેમ તેને માલુમ પડે છે કે, હું પરતંત્રજ થતો જાઉંછું. ખપ જેટલી વસ્તુઓ કરતાં વિશેષ વસ્તુઓની તૃષ્ણા વધતાં, મનુષ્ય, પ્રવૃત્તિના ચકડોળે ચઢીને સાન્નિપાતિકની દશા જેવી પોતાની દશા કરે છે અને તેથી દક્ષ છતાં વિકલ જેવો બનીને પરતન્ત્ર થાય છે. આવી પરતંત્રતા ટાળવી હોય તો અધ્યાત્મજ્ઞાનને હૃદયમાં પરિણમા-વવા બને તેટલા ઉપાયો યોજો અને પશ્ચાત્ સ્વયં વિવેકદૃષ્ટિથી ખરી સ્વતન્ત્રતાનો ખ્યાલ કરી શકશો.

આત્માના વશમાં થવું એજ સુખનું લક્ષણ છે; એમ એકવાર સિંહગર્જનાથી બોલો અને આત્માના વશમાં રહેવા શ્રદ્ધાથી પ્રયત્ન કરો, કે જેથી આપોઆપ સુખના સાગરરૂપ ભાસશો. આત્મવશ થવું હોય તો પ્રથમ એશઆરામ માટે કલ્પાયલી વસ્તુઓમાં થતી આસક્તિને વિષવત્ ત્યજી દો, અને બાહ્યવસ્તુઓ મળતાં વા ટળતાં મારૂં એમાં કંઈ જતું નથી વા આવતું નથી એવો દૃઢભાવ ધારો, એટલે આત્મવશ થવાને લાયક બની શકશો. ઇન્દ્રિયોદ્વારા ગ્રહાતા વિષયોમાંથી હું અને મારૂં એવો પ્રત્યય થાય છે તેને ત્યજી દો એટલે આત્મવશ થવાના અધિકારી બની શકશો. દેહોની ચેષ્ટા-ઓમાં સુખત્વબુદ્ધિનો ત્યાગ કરીને એક આત્માને સુખના ભંડારરૂપ માનીને તેના રસિક બનો એટલે આત્મવશતાના દ્વારઆગળ આવીને ઉભા રહેશો. જે જે વસ્તુઓ ઇષ્ટ ગણાતી હોય અને તેના માટે

આસક્તિના કીટક જેવો આત્મા બનતો હોય તો, તે તે વસ્તુઓમાં કલ્પાયેલું ઈષ્ટત્વ ત્યજી દો, એટલે આત્મવશતાના આસનઉપર વિરાજવા શક્તિમાન્ થઈ શકશો. બાહ્યપદાર્થો દેખતાં, કરતાં, ભોગવતાં છતાં તેમાં હું અને સુખત્વ જે મોહથી થાય છે તેને હઠાવી દો એટલે સ્વવશતાને પોતાનામાં સ્થાપન કરીને પોતે પરમાત્મદેવ બનવા શક્તિમાન્ થશો. શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ આત્માનો જન્મ વા મરણ નથી એમ દૃઢ વિશ્વાસ રાખીને આત્મામાંજ આત્મભાવ રાખીને જન્મમરણની અપેક્ષાવિનાવર્તો, દેખો અને બોલો એટલે પોતાની વાસ્તવિક આત્મવશતાનો ખ્યાલ આવશે. કોઈપણ જડ વસ્તુમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી પ્રતિબંધ રાખ્યાવિના વર્તવામાં આવે છે એટલે આત્મવશતાની અલૌકિકતાનું ભાન થાય છેજ. આત્મવશતાના ઉંડા અનુભવમાં ઉતરવું હોય તો-બાહ્યરૂપે હું નથી અને બાહ્ય દૃશ્ય જે કંઈ છે તે હું નથી એવા દિવ્યભાવને ખીલવો. આત્મવશતાથી સહજસુખનું ભાન રહે છે અને દુઃખનો વિપાક દૂર રહે છે. આત્મવશતા પ્રાપ્ત કરવી હોય છે તો સર્વ પ્રકારની વાસનાઓને જ્ઞાનાગ્નિરૂપ યજ્ઞમાં બાળીને ભસ્મ કરવી પડે છે. શુભ અને અશુભ વાસનાઓમાંથી પોતાનું મમત્વ અને જીવત્વ દૂર કરી દો એટલે આત્મવશતા શું છે તેનો ખ્યાલ સ્વયમેવ આવશે. પોતાના આત્માનું સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાની પ્રથમ કુંચી એ છે કે, આત્માને આત્મદ્રવ્યરૂપેજ દેખવો અને તેમાં જડનો સંબન્ધ છતાં જડને ભિન્નજ અવલોકવું. હું આત્મા છું અને હું મારી ક્રિયા કરૂં છું અને જડવસ્તુ, ખરેખર જડની ક્રિયા કરે છે; આ પ્રમાણે ભેદજ્ઞાનદૃષ્ટિની સિદ્ધિ કરીને આત્મા અને આત્માના ગુણોનું અભેદપણે ચિન્તવન કરવું. આત્મા અને આત્માના ગુણોની ઐક્યભાવે આત્મામાંજ રમણતા કરવાથી અને પુદ્ગલનો સંબન્ધ છતાં પૌદ્ગલિકભાવમાં અહંવૃત્તિ ન માનવાથી આત્માની સત્ય સ્વતંત્રતા ઝળકી ઉઠે છે. આવી સત્યાત્મવશતાની ઝાંખીનો અનુભવ કરનારા મહાત્માઓ દુનિયામાં છતાં દુનિયાથી નિર્લેપ રહે છે. કાંસ્યપાત્ર અને કમળપત્રને જેમ જલનો લેપ લાગતો નથી તેમ ખરી આત્મવશતાના સુખભોગીઓને પરમોહભાવનો લેપ લાગતો નથી. બાહ્યથી મનુષ્ય કદિ ખરો સ્વતંત્ર બની શકતો નથી. બાહ્યથી શરીરમાં રહ્યો છતો પણ અન્તરથી આત્મવશ પ્રાપ્ત કરનાર જ્ઞાની સહજસુખની ખુમારીનો સદા ભોગી બને છે. આત્માની સત્યાત્મવશતા અવબોધતાં એકજાતની અલમસ્તદશા પ્રાપ્ત થાય છે, અને તેથી તેની મન, વાણી અને કાયાની સ્વતંત્ર

ચેષ્ટાઓ દુનિયાને જુદી ભાસે છે અથવા તેની બાહ્યચેષ્ટાઓ ફક્ત ભોગ્ય પ્રારબ્ધથી થાય છે છતાં અન્તરથી તેને ચેષ્ટાઓમાં પણ અહંત્વાભિમાન રહેતું નથી. જ્ઞાનીની બાહ્યચેષ્ટાઓમાં પણ આત્મવશતાનું કિરણ પ્રકાશતું માલુમ પડે છે આવા આત્મવશી જ્ઞાનીઓની દશાને પારખવામાં વિદ્વાનો ભૂલથાપ ખાઈ જાય છે. અધ્યાત્મજ્ઞાન ત્રણ જગત્માં ડિંડિમ વગાડીને કથે છે કે, હે દુનિયાના લોકો ! તમારે ખરી આત્મવશતાનું સુખ પ્રાપ્ત કરવું હોય તો મારી સેવા કરો. મારી ઉપાસના જો શ્રદ્ધાપૂર્વક કરવામાં આવશે તો આત્માની સત્ય સ્વતંત્રતાનું સુખ પ્રાપ્ત કરી શકશો. પરવશ એ દુઃખ અને આત્મવશ એ સુખ; એમ સુખ-દુઃખનું લક્ષણ અવબોધીને આત્મામાં સત્ય સ્વસત્તા પ્રગટાવવી જોઈએ, અને એજ અધ્યાત્મજ્ઞાનીઓનું જીવનકર્તવ્ય છે.

આત્મવશતાથી મનુષ્યો સંતોષી બને છે અને દુનિયાના શ્રેયઃઅર્થે પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરી શકે છે. આત્મવશતા એજ સુખમય જીવન અવબોધ્યા પશ્ચાત્, કયો મનુષ્ય અનેક પ્રાણીઓનો નાશ થાય એવા વ્યાપારોવડે અશાન્તિનું વાતાવરણ ફેલાવવા પ્રયત્ન કરી શકે ? આત્મવશતારૂપ સચ્ચારિત્રનું એટલુંબધું બળ છે કે જળની ઉપર તારૂ જેમ તરી શકે છે તેમ પોતે ઉપાધિની ઉપર રહી શકે છે, અર્થાત્ ઉપાધિના નીચે તે દબાઈ જતો નથી. સ્ટીમરો જલધિઉપર પુરપાટ ચાલી જાય છે પણ તેને જલનો બાધ થતો નથી, તદ્વત્ જ્ઞાનીઓ આત્મવશતારૂપ સ્ટીમરવડે સંસારસમુદ્રના રાગદ્વેષ કલ્લોલો ઉપર થઈને મુક્તિનગરીપ્રતિ ચાલ્યા જાય છે.

દુઃખના મૂળભૂત પરવશતા અને સુખના મૂળભૂત સ્વવશતાનું સ્વરૂપ અવબોધીને આપણે ખરી સ્વવશતા પ્રાપ્ત કરવી જોઈએ. ખરી સ્વવશતાને પ્રાપ્ત કરવા માટે આગમોને આગળ કરીને પ્રયત્ન કરો. આગમોના આધારે ખરી સ્વવશતા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવાની જરૂર છે. રાગદ્વેષયોગે વિકલ્પસંકલ્પના પરવશપણામાં જેઓ જીવન ગાળે છે તેઓ રાજાઓના રાજાઓ અને ઇન્દ્રો હોય તોપણ ખરી સ્વવશતાના ભોગી બન્યા નથી; એમ કહેતાં કોઈ જાતનો વિરોધ આવતો નથી. આત્મવશ થવાના ઉપાયોનો પ્રતિક્ષણ અભ્યાસ કરવાની જરૂર છે. જે જે વખતે જે જે કાર્યો કરવામાં આવે તે તે સમયે તે તે કાર્યો કરતાં હું આત્મવશ છું પણ પરવશ થતો નથી, એવો દૃઢ સંકલ્પ કરવો, તેમજ પરવશવૃત્તિ વહેતી હોય તો તેને અટકાવવા પ્રયત્ન કરવો. બાહ્યબન્ધનો આસક્તિવિના આત્માને બાંધવા સમર્થ થતાં નથી.

હું આત્મા છું, પરભાવ એ મારો ધર્મ નથી, સ્વભાવ એજ મારો ધર્મ છે, પરભાવરૂપ પરતન્ત્રતાને હું ઇચ્છતો નથી અને તેથી હું ન્યારો છું, મારે એનું પ્રયોજન નથી, એવો શુદ્ધભાવ ધારણ કરીને અધિકારપરત્વે કાર્યો કરવાથી અન્તરમાં તીવ્ર સંક્લેશ થતો નથી અને ક્ષણે ક્ષણે આત્માના પરિણામની અનન્તગુણી શુદ્ધિ થાય છે. શુભાશુભ પરિણામથી રહિત અને શુદ્ધાધ્યવસાયમાં રમતો એવો આત્મા, પોતાની ખરી સ્વતંત્રતાનો ભોગી બને છે.—उपयोगेधर्म, परिणामे बन्ध અને क्रियाए कर्म, આ ત્રણ કહેવતોનો ગુરૂગમપૂર્વક અનુભવ પ્રાપ્ત કરવામાં આવે તો આત્માના પરિણામની શુદ્ધિદ્વારા સ્વવશતા પ્રાપ્ત કરવામાં ખરેખરો ઉત્સાહ પ્રગટી શકે. આત્માના પરિણામની જેમ જેમ શુદ્ધતા થતી જાય છે તેમ તેમ ઘણાં કર્મોથી આત્મા મુક્ત થતો જાય છે. તે ભવમાં સિદ્ધ થનારા જીવોને સત્તામાં અન્તઃ સાગરોપમ કોટી કોટિ સ્થિતિવાળાં કર્મનો સદ્ભાવ છે. उक्तंच—विशेषावश्यके ॥ तद्भवसिद्धिकानामपि नियमेनसत्तायामन्तःसागरोपमकोटीकोटिस्थितिकस्यकर्मणः सद्भावात् । तद्भवसिद्धिकस्यापि सत्तायामसंख्येयभवार्जितकर्मणः सद्भावात् ॥ તે ભવમાં સિદ્ધિપદ પામનાર જીવને પણ સત્તામાં અસંખ્યાત ભવાર્જિત કર્મનો સદ્ભાવ છે. આટલા બધા અસંખ્યેય ભવનાં ઉપાર્જિત કર્મને આત્માર્થી ધ્યાની, આત્માના શુદ્ધાધ્યવસાયવડે ખપાવીને મુક્ત થાય છે.

આત્માનો શુદ્ધાધ્યવસાય એજ આત્માની ખરી સ્વવશતા છે. આત્માના શુદ્ધાધ્યવસાયથી અષ્ટકર્મનો ઉપક્રમ થાય છે. દીર્ઘકાલ ભોગવવા યોગ્ય કર્મને પણ આત્મા ખરેખર ઉપક્રમયોગે સ્વલ્પકાલમાં પ્રદેશોદયથી ભોગવી લે છે. અધ્યાત્મયોગથી આત્મા ક્ષણે ક્ષણે પોતાના પરિણામની શુદ્ધિ કરે છે અને તેથી ઉપરઉપરનું ગુણસ્થાનક પ્રાપ્ત કરે છે. જેમ જેમ તીવ્રસંકલેશ ટળતો જાય છે તેમ તેમ ઉપરઉપરનું ગુણસ્થાનક પ્રાપ્ત થતું જાય છે. તીવ્રસંકલેશની જેમ જેમ મન્દતા થાય છે તેમ તેમ અશુભકર્મનો મન્દ રસ પડે છે અને શુભકર્મનો ઉત્કૃષ્ટ રસ થાય છે. ચિત્તમાં મોહની પ્રબલતાથી તીવ્રસંકલેશ પ્રગટે છે. તીવ્રસંકલેશની મન્દતા જેમ જેમ કરવામાં આવે છે તેમ તેમ કર્મથી આત્મા હલકો થતો જાય છે. જેમ જેમ આત્માનો શુદ્ધ પરિણામ વૃદ્ધિ પામે છે તેમ તેમ આત્માની ખરી સ્વવશતાનો અનુભવાનન્દ પ્રગટે છે અને તે વેદવામાં આવે છે. પાંચમા કર્મગ્રંથમાં શ્રીમદ્ દેવેન્દ્રસૂરિજી તીવ્રસંકલેશ અને આત્માના અધ્યવસાયની શુદ્ધિસંબન્ધી એવું સરસ વિવેચન કરે છે કે, જેનું મનન કરતાં આત્માના સંબન્ધમાં કેવી રીતે વર્તવું અને કર્મને કેવી રીતે હરવું તેનો સ્પષ્ટ

ખુલાસો થઈ જાય છે. ચોથા ગુણસ્થાનક કરતાં પાંચમા ગુણસ્થાનકમાં આત્માના પરિણામની અનન્તગુણી વિશુદ્ધિ હોય છે અને પાંચમા ગુણસ્થાનક કરતાં છઠ્ઠા ગુણસ્થાનકમાં કષાયની મન્દતાથી આત્માના પરિણામની અનન્તગુણી વિશુદ્ધિ હોય છે. છઠ્ઠા કરતાં સાતમા ગુણસ્થાનકમાં કષાયની વિશેષ મન્દતાથી આત્માનાં પરિણામની અનન્તગુણી વિશુદ્ધતા પ્રગટે છે; આ પ્રમાણે ઉપરનાં ગુણસ્થાનકોમાં સ્વગુણસ્થાનકની અપેક્ષાએ ઉપરના ગુણસ્થાનકોમાં અનન્તગુણી વિશુદ્ધતા પ્રકટે છે એમ અવબોધવું. જેમ જેમ તીવ્રસંકલેશ ટળતો જાય છે અને આત્માના અધ્યવસાયની શુદ્ધિ થતી જાય છે, તેમ તેમ પાપપ્રકૃતિયોનો બંધ ટળતો જાય છે અને શુભ પ્રકૃતિયોનો બંધ પડતો જાય છે અને પૂર્વે બાંધેલા અનન્તકર્મની નિર્જરા થતી જાય છે. કષાયોની મન્દતા જેમ જેમ થાય છે તેમ તેમ આત્માની શુદ્ધિ થતી જાય છે. યુગલિક મનુષ્યો કષાયોની મન્દતાથી દેવલોકમાં ગમન કરે છે. આ ઉપરથી અનુભવ મળે છે કે, કષાયની ક્ષીણતા કરવામાંજ ચારિત્રનું ખરૂં રહસ્ય સમાયું છે. ચોથા ગુણસ્થાનકવાળા જીવો દેશવિરતિ પરિણામવડે શ્રાવકનાં બાર વ્રત અંગીકાર કરે છે. ચોથા ગુણસ્થાનકના અધ્યાત્મજ્ઞાન કરતાં દેશવિરતિવાળું એવું પંચમ ગુણસ્થાનકનું અધ્યાત્મજ્ઞાન ખરેખર ચારિત્રની અપેક્ષાએ વિશેષ શુદ્ધ જાણવું. પાંચમા દેશવિરતિ શ્રાવકવ્રત કરતાં છઠ્ઠા ગુણસ્થાનકવાળા સર્વવિરતિ અર્થાત્ પંચમહાવ્રતધારક સાધુનું અનન્તગુણ વિશુદ્ધ અધ્યાત્મજ્ઞાન અવબોધવું. દેશવિરતિધર ગૃહસ્થ શ્રાવકોને જૈનશાસ્ત્રોમાં ગુરૂ ગણવામાં નથી આવ્યા તેનું કારણ એ છે કે, પંચમહાવ્રત ધારણ કર્યાવિના ચારિત્રધર્મનો અનુભવ તેઓ પામી શકતા નથી. ગૃહસ્થાવાસમાં છકાયનો ભોગી એવો ગૃહસ્થ ગુરૂપદ ધારણ કરવા સમર્થ બની શકતો નથી. છઠ્ઠા ગુણસ્થાનકમાં પાંચમા ગુણસ્થાનક કરતાં અનન્તગુણી વિશુદ્ધિની અપેક્ષાએ સ્વવશતા અવબોધવી. જેમ જેમ આત્માના પરિણામની વિશુદ્ધિ થાય છે તેમ તેમ સ્વવશતા અને સુખ પણ પ્રગટતું જાય છે; એમ અનેકાન્તજ્ઞાનીઓએ અવબોધવું.

આત્માના પરિણામની વિશુદ્ધતા ધારક મુનિવરોની સંગતિથી સત્ય સ્વશતા અને સ્વવશતાના સુખની ખુમારીની ઝાંખી જણાય છે. બાહ્ય અને અન્તરચારિત્રના ધારક મુનિવરોની દેશનામાં સત્ય સુખનો ભાવ ઝળકી ઉઠે છે. વ્યવહારથી ચારિત્ર આદરીને બાહ્યોપાધિથી મુક્ત થએલા મુનિવરો અધ્યાત્મ રસમાં ઝીલીને અધ્યાત્મરસનું આસ્વાદન કરે છે તેથી તેઓ ગએલા કાળને જાણતા નથી, અર્થાત્

આનન્દમાં તેમનું જીવન વહેછે તેથી તેઓને કાલઉપર લક્ષ રહેતું નથી. અધ્યાત્મજ્ઞાન તો થઈ શકે, પણ અધ્યાત્મજ્ઞાનને આચારમાં મૂકીને તેના પાત્રભૂત બનનારા મહાપુરૂષો તો વિરલા મળી શકે. જાણનાર તો ઘણા મળી શકે પણ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરીને તેપ્રમાણે વર્તનારાઓ તો વિરલા મળી શકે. જે અધ્યાત્મજ્ઞાનીઓ અધ્યાત્મજ્ઞાનને આચારમાં મૂકીને નહિ બોલતાં છતાં અન્ય મનુષ્યોપર અધ્યાત્મજ્ઞાનની જે અસર કરી શકે છે તે અસર, ખરેખર સદ્વર્તન વિનાના અધ્યાત્મજ્ઞાનીઓ રાત્રી દિવસ ભાષણોવડે બૂમો પાડી કરી શકવા સમર્થ થતા નથી. અધ્યાત્મજ્ઞાનની અસર, ખરેખર મુનિવરો, વ્રતો પાળીને અને આત્માને ધ્યાઇને અન્યોપર કરી શકે છે તેવી ગૃહસ્થો કરી શકતા નથી. જેઓ મોહમાયામાં ફસાઈ જઇને અધ્યાત્મજ્ઞાનનો સ્વસ્વાર્થમાટે ઉપયોગ કરે છે તે બ્રહ્મરાક્ષસો જેવા અવબોધવા. અધ્યાત્મજ્ઞાન પામીને સાધુ થઈ જેઓ આત્માની આરાધના કરે છે; તેવા મુનિરાજો આ જગત્‌માં અધ્યાત્મજ્ઞાનનો ઝરો વહેવરાવવા સમર્થ થાય છે. અધ્યાત્મજ્ઞાનની મૂર્તિરૂપ મુનિરાજોની સેવા કરવાથી અધ્યાત્મજ્ઞાનનું આત્મામાં પરિણમન થાય છે.

વ્રતોની સાથે અધ્યાત્મભાવના વર્તે છે તો આત્મામાં અધ્યાત્મજ્ઞાન ખરેખરી રીતે પરિણમે છે. બાવીસ પરિષહો સહન કરતી વખતે સુવર્ણરસનીપેઠે અધ્યાત્મરસની શુદ્ધિ થાય છે; માટે ચારિત્રની સાથે અધ્યાત્મજ્ઞાન શોભી શકે છે. યોદ્ધાના મુખમાંથી યુદ્ધરસના જે શબ્દો નીકળે છે અને તેમાં જે વીરરસ ઝળકી રહે છે તે, નાટકીયાના મુખમાંથી નીકળતાં વચનોમાં કયાંથી આવી શકે? સતી સ્ત્રીના મુખમાંથી પતિભક્તિરસના જે વચનોદ્ગારો નીકળે છે અને તેમાં જે કંઈ દિવ્યત્વ હોય છે, તેવું દિવ્યત્વ ખરેખર સતી સ્ત્રીનો વેષ લઈને આવેલા નાટકીયાના હૃદયથી નીકળી શકે નહિ;–કરૂણારસ, હાસ્યરસ અને ભયરસનું જેઓ સ્વાભાવિક પાત્ર બન્યા હોય તેના જેવું નાટક કરીને રસ પ્રગટાવવામાં કૃત્રિમતા જણાયાવિના રહેતી નથી. આ ઉપરથી સમજવાનું કે અધ્યાત્મમય જેની મન–વાણી અને કાયા થઈ હોય, અને જે અધ્યાત્મરસના હૃદયમાંથી સ્વાભાવિક ઉદ્ગારો કાઢતો હોય, એવું પાત્રજ ખરેખર દુનિયામાં અધ્યાત્મજ્ઞાનનો વિદ્યુતવેગે પ્રકાશ કરવા સમર્થ થાય છે. જેના હાડોહાડમાં અધ્યાત્મજ્ઞાન વ્યાપી ગયું હોય અને જેના હાડોહાડમાં જાણે અધ્યાત્મરસ વ્યાપ્યો હોય એવી જેની દશા હોય, તે મહાપુરૂષના સહવાસથી, તેના બોધથી, તેના કૃત્યથી અને તેની ચેષ્ટાઓથી અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ મળ્યા કરે છે.

તેની ગમે તેવી પ્રાસંગિક ચેષ્ટાઓથી અધ્યાત્મજ્ઞાનનો બોધ મળ્યા કરે છે; આવો જે કોઈ મુનિવર હોય તદ્દ્વારા અધ્યાત્મજ્ઞાનનું પુનરૂજ્જીવન થાય છે; અર્થાત્ કહેવાનું કે તેવા અધ્યાત્મજ્ઞાની મુનિવરવડે અધ્યાત્મજ્ઞાનનો દુનિયામાં પુનરુદ્ધાર થાય છે. આવા મુનિવરોની અધ્યાત્મજ્ઞાન ફેલાવવામાટે આવશ્યકતા સિદ્ધ ઠરે છે.

જ્યારે જ્યારે જૈનધર્મ પાળનારાઓમાં એકાન્ત જડ ક્રિયાવાદનો ગાડરીયો પ્રવાહ વધી પડે છે અને આત્માના જ્ઞાનને દાબી દેવામાં આવે છે તે વખતે અધ્યાત્મજ્ઞાનના અભાવે જૈનોમાં રાગદ્વેષનું જોર વધવા માંડે છે. ધર્મક્રિયાઓમાં મતમતાંતર પડે છે અને લોકો કષાયની ઉદીરણા કરીને ધમાધમ કરી મૂકે છે; તેવા વખતે અધ્યાત્મજ્ઞાનરૂપ પુષ્કરાવર્ત મેઘવડે જગત્માં શીતલતા પ્રસરાવનારા અધ્યાત્મજ્ઞાનીઓ પ્રગટે છે, અને તેઓ અધ્યાત્મબોધરૂપ મેઘની વૃષ્ટિ કરીને જૈનધર્મ પાળનારાઓને શાન્તિ સમર્પે છે. જ્યારે જ્યારે જૈનધર્મ પાળનારા જૈનોના મોટા ભાગમાં શુષ્ક જ્ઞાન વધતું જાય છે અને જ્ઞાનપ્રમાણે આચારોમાં કંઈ નથી દેખાતું ત્યારે શુદ્ધસંવેગ ધર્મ પાળનારા ક્રિયાયોગી મુનિવરો પ્રગટી નીકળે છે અને તેઓ શુષ્કજ્ઞાનીઓને હઠાવી દેછે, અને શિથિલાચારનો નાશ કરીને ક્રિયોદ્ધાર કરી જૈનશાસનની રક્ષા કરે છે. જેમ જ્ઞાનમાર્ગમાં શુષ્કતા આવવાનો સંભવ છે તેમ ક્રિયામાર્ગમાં; અર્થાત્ ધર્મના અનુષ્ઠાનોમાં શિથિલતા આવવાનો સંભવ છે. જ્યારે અધ્યાત્મજ્ઞાનને ગૌણપદ આપવામાં આવે છે ત્યારે શુષ્કક્રિયાજડવાદ થવાના હેતુઓ પ્રાપ્ત થાય છે અને તેથી તીક્ષ્ણ વૈરાગ્યપ્રવાહ હૃદયમાં વહતો નથી. અધ્યાત્મજ્ઞાનનો પણ ઘણાં વર્ષોના પરિશીલનવિના પરિપાક થતો નથી, તેથી અધ્યાત્મજ્ઞાનમાં પરિપકવાનુભવ પ્રાપ્ત કર્યાવિના શુષ્કતા પ્રાપ્ત થવાનો પ્રસંગ આવે છે. પ્રાયઃ બે શતકના અન્તરે અધ્યાત્મજ્ઞાનમાર્ગ અને ક્રિયામાર્ગનો ઉદ્ધાર કરનારા મુનિવરો પ્રગટી નીકળે છે, આચાર્યશ્રીના હાથે ક્રિયોદ્ધાર થાય છે. મુનિચંદ્રસૂરિ, જગચ્ચંદ્રસૂરિ, આનંદવિમલસૂરિ વગેરે મુનિયોએ ક્રિયાની શિથિલતાને હઠાવવા જે ઉત્તમ ચારિત્ર પાળ્યું છે તેનો ખ્યાલ કરવો મહામુશ્કેલ છે. ક્રિયોદ્ધાર કરવાની જ્યારે જરૂર પડે છે ત્યારે (તે કાલમાં) ચારે તરફથી ક્રિયોદ્ધારના અવાજો સંભળાય છે અને તે વખતમાં તેવી ઉત્તમ સામગ્રીધારક આચાર્ય પ્રગટ થાય છે. અઢારમા શતકમાં આચાર્યે પોતે ખાસ ક્રિયોદ્ધાર કર્યો નથી પણ, તપાગચ્છ વિજયશાખામાં પન્યાસશ્રી સત્યવિજયજીએ ક્રિયોદ્ધાર કર્યો છે. તેઓ શ્રી વિજયસિંહસૂરિ અને શ્રીવિજયપ્રભસૂરિની આજ્ઞામાં હતા. અઢારમા

શતકમાં મોટા મોટા વિદ્વાન્ સાધુઓ ઘણા હતા, તેથી તે સમયમાં જ્ઞાનની ઝાહોઝલાલી હતી; કિન્તુ અધ્યાત્મજ્ઞાન તરફ સાધુઓનું ઘણું લક્ષ નહોતું. તેમજ ક્રિયામાં પણ શિથિલતા આવી ગઈ હતી અને આચાર્યો-ગીતાર્થોમાં પ્રાયઃ કંઈક શિથિલતા, તથા ગચ્છ કલેશવડે સંકુચિતતા, વગેરે દોષો પ્રગટી નીકળ્યા હતા. તે વખતે મુખ્યતાએ અધ્યાત્મજ્ઞાનમાર્ગના ઉદ્ધાર તરીકે શ્રીમદ્ આનન્દઘનજી અને જ્ઞાન-ક્રિયા માર્ગના ઉદ્ધારક તરીકે ઉપાધ્યાય શ્રીયશોવિજયજી પ્રગટ્યા.



શ્રીમદ્ આનંદઘનજીએ અધ્યાત્મ જ્ઞાનમય પદો બનાવ્યાં; તે પદોસબન્ધી પ્રસ્તુત વિષય હોવાથી તે પદોના કર્ત્તા એવા શ્રીમદ્ આનન્દઘનજીનું જીવનચરિત અત્ર આલેખવામાં આવે છે.

# શ્રીમદ્ આનન્દઘન જીવનચરિત.

## સ્તુતિઃ

( અનુષ્ટુપ્ )

सर्व दर्शन विख्यातो, विश्ववन्द्यो मुनीश्वरः ॥
ज्ञानी ध्यानी प्रभोर्भक्तो, विरागाणां शिरोमणिः ॥ १ ॥
शुद्धधर्मोपदेष्टाच, जैनशासनद्योतकः ॥
ध्यानिनामग्रणीर्मान्यो, भावचारित्र्यसाधकः ॥ २ ॥
अध्यात्मोद्धारकः पूज्यः समतानन्दभाक् च यः ॥
आनन्दघनयोगीस जीयाद्भारतमण्डले ॥ ३ ॥

( હરિગીત. )

આનન્દઘન વન્દન કરૂં સ્તવના કરૂં શુભ ભાવથી,
યાદી થતાં મૂર્તિ ખડી દિલમાં થતી શુભદાવથી;
સંવેગપક્ષે ભાવથી રહીને પ્રભુ દિલ ધ્યાઈયા,
સત્તાથકી અન્તર રહ્યા શ્રીસિદ્ધને ત્હેં ગાઈયા. ૧

તું લોક સંજ્ઞા જીતીને અલમસ્ત થૈ જગમાં ફર્યો,
પરમાત્મનું ધ્યાનજ ધરી નિજજીવને સ્વચ્છજ કર્યો,
પ્રતિબન્ધ ટાળી લોકનો આનન્દની મોજે રહ્યો,
તેં શુદ્ધ ચેતનધર્મનો અનુભવ હૃદયમાંહી લહ્યો. ૨

અન્તરતણા ચારિત્રમાં સુરતા લગાવી પ્રેમથી,
શુભ દ્રવ્યભાવે તપ તપી શુદ્ધિ કરી શુભ નેમથી;
નિન્દા કરી ના કોઈની નિન્દા કરી સહુ ત્હેં સહી,
શુદ્ધાત્મરસ ભોગી ભ્રમર શુભ દૃષ્ટિ ત્હારામાં રહી. ૩

અધ્યાત્મકલ્પવૃક્ષના ફળનો રસીલો તું થયો,
ઝટ સ્થૂલસૃષ્ટિ ત્યાગીને અન્તરતણી સૃષ્ટિ લહ્યો;
તેં લય લગાડી ધ્યાનમાં મન મારીયું પારાસમું,
તું સિદ્ધરસ સાધક બન્યો ત્હારા વિચારોમાં રમું. ૪

ઔદાર્યને તેં આદરી જગમાં જણાવ્યું બોલથી,
આચારમાં મૂકી ઘણું જોયું અનુભવ તોલથી;
પ્હાડો અને તીર્થોવિષે વિચર્યો ખરો તું એકલો,
ભજવ્યો ફ્કીરી વેષને પ્હેર્યો હતો તેવો ભલો. ૫

અન્તર રહ્યું બે શતકનું મેળો મળ્યો પ્રત્યક્ષ ના,
તો પણ હૃદયમાં ભક્તિથી કીધી ખરી તુજ સ્થાપના;
હું તું તણું જ્યાં ઐક્ય એવા ભાવમાં તુજને સ્તવું,
એ ભાવનું સાક્ષી ખરૂં મુજ દીલ છે એવું કવું. ૬

જે પૂર્વના સંસ્કાર તે આકર્ષતા હા ! તવપ્રતિ,
જ્યાં જીવ મળતો જીવથી ત્યાં એક રંગી છે મતિ;
એ ગૂઢ જાણે યોગીઓ જે ધ્યાનમાંહી ઊતર્યા,
જે પૂર્વના સંસ્કારથી યોગીપણાએ અવતર્યા. ૭

ત્હારા હૃદયના તારમાં ધ્વનિયો ઉઠે મીઠી ઘણી,
એ શાન્તરસ પ્રસરાવતી મીઠી મઝાની મોરલી;
ધ્વનિયો ઉઠે તેથી અહો ! પદસૃષ્ટિની રચના થતી,
એ સૃષ્ટિમાંહી યોગીઓ વિના અવરની ના ગતિ. ૮

ત્હારા હૃદયના તારના શુભતાનમાં આનન્દતા,
શુભતાનપદ રસિયા ભ્રમરની ઉચ્ચ ભૂમિ ઊર્ધ્વતા;
ત્હારા હૃદયની ગૂઢતા ત્યાં મૂઢ જનની મૂઢતા,
જે જ્ઞાનયોગી હોય તે જાણે ખરી તવ શુદ્ધતા. ૯

જીવ્યો અને જીવાડતો તું લોકને શુભ ભાવમાં,
અધ્યાત્મરસિયા જે થયા બેઠા ખરે શુભ નાવમાં;
જિનવર સ્તવ્યા સ્તવનો રચી ઉભરા હૃદય પ્રગટાવીને,
અધ્યાત્મપદ શોભા કરી અન્તર પ્રભુતા ભાવીને. ૧૦

આશય ઘણા ગંભીર છે અધ્યાત્મમાં ઉંડા ઘણા,
રસીયા ઘણા અધ્યાત્મના મસ્તાનયોગી યોગના;
દુનિયાથકી ડરતો નહીં આશા નથી મમતા જરા,
જ્યાં હું નહીં જ્યાં તું નહીં એ ભાવમાં વિલસે ખરા. ૧૧

સ્યાદ્વાદ પારાવાર છે આનન્દ અપરંપાર છે,
સાચો હૃદયનો સન્ત છે પરવા નથી જયકાર છે;
પરમાત્મની સાથે સદા તું ઐક્ય સાંધે આત્મથી,
આત્મા અને પરમાત્મનો એ ધ્યાનમાં ભેદજ નથી. ૧૨

આશા નથી કીર્તિતણી અપકીર્તિને ગણુતો નથી,
લોકો મને એ શું કહે! ત્યાં લક્ષને દેતો નથી;
ફરતો ફરે જંગલવિષે અવધૂતયોગી થૈ ખરે,
ગુહા મઠો સ્મશાનમાં અલખની ધ્વનિયો કરે. ૧૩

હડધૂત કહી ધિક્કારતા તે લક્ષમાં લેતો નથી,
પૂજે જનો કૈ ભાવથી ત્યાં હર્ષને ધરતો નથી;
વ્યવહારના ભેદો ઘણા ત્યાં કલેશને કરતો નથી,
લાગી લગનવા આત્મની બીજું કશું જોતો નથી. ૧૪

અભિમાન ના જાણ્યાતણું મોટાઈ મન ધરતો નથી,
કુપંથ કે પાખંડ તેમાં લક્ષને દેતો નથી;
વૈરજ નથી ઝેરજ નથી કરૂણા જગત્પર થૈ રહી,
નિજ આત્મની શુદ્ધિ કરે સ્થિરતા ધરી અન્તર્વહી. ૧૫

ફરતો ફકીરી વેષમાં સ્વાતંત્ર્યથી શબ્દો કહે,
એકાંત જે વ્યવહારીઆ બકવા ઘણો કરતા રહે;
કીધો અનુભવ આત્મનો તે અંધ પેઠે ના વહે,
આનન્દઘન તુજ દીલના આશય ઘણા તુજમાં રહે. ૧૬

આનન્દની ઘેનજવિષે આંખો ઘણી ઝળકી રહી,
આનન્દની બહુ ઉર્મિયો શબ્દોવિષે ઝળકી વહી;
નિજશુદ્ધ સત્તા ધ્યાવતો પરભાવને ઉચ્છેદતો,
તું આત્મભાવે આત્મને કરવા અનુભવમાં જતો. ૧૭

અધ્યાત્મની વાતો કરે અધ્યાત્મની દષ્ટિ ધરે,
નિજદેહ અણુઅણુમાં અહો! અધ્યાત્મરસ ભાવે ભરે;
અધ્યાત્મનું પાત્રજ બની અધ્યાત્મને ફેલાવતો,
કાયા અને વાણી હૃદય અધ્યાત્મમાં રેલાવતો. ૧૮

અધ્યાત્મરસની ભાવના આચારમાંહી વાળીને,
પ્રતિકૂલ ઉપસર્ગો સહ્યા પરભાવવૃત્તિ ટાળીને;
ધિક્કારતા જે જે ત્હને તેના ઉપર કરૂણા કરે,
નિજ આત્મવત્ સૌને ગણી આચારથી એ આચરે. ૧૯

ધાંધળ ધમાધમ કલેશથી દૂરે રહી ધ્યાનજ ધરે,
જૈનેતરોની સાથમાં મધ્યસ્થભાવે સંચરે;
આત્માર્થેવણ રીઝે નહીં વિકથા વિષયને વારતો,
દોષો હજારો મૂકીને ગુણો ગ્રહી શુભ ધારતો. ૨૦

ગચ્છોતણા વાદો વિષે તું મૌનધારી મ્હાલતો,
સાપેક્ષદૃષ્ટિ દેખીને સાચા હૃદયથી ચાલતો;
ચર્ચા કરે ઝઘડા કરે તેના ઉપર કરૂણા વહે,
આત્માર્થની ઇચ્છા ઘણી તકરારથી ન્યારો રહે. ૨૧

તું ભેદના ભડકાવિષે જ્વલતો નહીં સમતા ધરી,
આવે ઉદયમાં કર્મ તે સમભાવથી વેદે વળી;
જિનદેવની ભક્તિવિષે તન્મય બની ગાતો ફરે,
નિર્જનપ્રદેશે જાઈને નિજ આત્મનું ધ્યાનજ ધરે. ૨૨

તું ઘોર જંગલમાં રહી પરમાત્મના ધ્યાને વહી,
વીતાવતો કાલજ ઘણો ઉપસર્ગ દુષ્ટોનો સહી;
ઈચ્છાતણી ઇચ્છા નથી તેં શાન્તરસ અંતર લહ્યો,
ખેલે હૃદયના ખેલને તે ખેલમાં ઈશ્વર રહ્યો. ૨૩

જે ભેદથી ખેદજ થતો એ ભેદને ત્હેં ના વહ્યો,
નિજ આત્મભાવે સર્વને દેખી અભેદી થૈ રહ્યો;
ચાખી ખરી અનુભવસુધા, જોતાં જરીએ નહિ મણા,
શુભચિત્તમાંહી ઊછળે આનન્દકલ્લોલો ઘણા. ૨૪

ઉન્મત્ત એ મૂઢો કહે તું દેખતો અન્ધો ખરે,
દુનિયા બિચારી બાવરી તુજ દિલ દેખે ક્યાં અરે;
ત્હારા હૃદયના તારમાં ભણકાર પ્રભુના નામના,
એ નામ સોહં નામનું ભાષા પરા જ્યાં કામ ના. ૨૫

ભાષા ભણીને પંડિતો ભાષાવિષે ઝઘડા કરે,
ચર્ચા કરે ખેદજ કરે માની બની ફરતા ફરે;
એ શાબ્દિકોની વાણીમાં આનન્દ રસ નહિ જામીઓ,
એ શબ્દથી ન્યારો ખરો આનન્દરસ તું પામીઓ. ૨૬

ગ્રન્થો ભણીને તર્કના એ તર્કથી કર્કશ બન્યા,
એ તર્કના ઝઘડાવિષે મમતા અને માનજ ભણ્યા;
એ તર્કમાંહિ શુષ્કતા ભય ખેદને શંકા ઘણી,
એ તર્કની ગતિ જ્યાં નહિ આનંદરસ લીધો છણી. ૨૭

ભેદજ ઘણા ગચ્છોતણા જે બુદ્ધિ નાના કલ્પતા,
થાપી અહો નિજ માન્યતા પરમાન્યતા ઉત્થાપતા;
સૂરિયો કરે શાસ્ત્રાર્થને સંપી રહે ના નેમથી,
કલિકાલમાં એ દેખીને તેં સાર લીધો પ્રેમથી. ૨૮

આગમતણા મન્તવ્યમાં મધ્યસ્થ થઇને દેખતો,
તું ગચ્છને નિંદ્યો નહીં નિજગચ્છ સાચો પેખતો;
જે ગચ્છના ભેદે લડે તેને શિખામણ આપતો,
આનન્દઘન તું ધન્ય છે સિદ્ધાન્ત શ્રદ્ધા સ્થાપતો. ૨૯

આગમ ભણી મતભેદથી મતવાદીઓ ખેદજ વહે,
તે આગમોને વાંચીને આનન્દમય તું થૈ રહે;
સાપેક્ષદષ્ટિ બોલતો ને ચાલતો જીવન ધરે,
આનન્દની છાયા છવાઈ રહી અરે મુખપર ખરે. ૩૦

અધ્યાત્મરસમાં ઝીલવે જે ઉર્મિયો દિલ આઈને,
તે ઉર્મિયોથી જીવતા શબ્દો નિકાળે ગાઈને;
તે શબ્દથી પદ જે બન્યાં તે જીવતાં આજે રહ્યાં,
જીવાડતાં એ જીવને આનન્દકર પુણ્યે લહ્યાં. ૩૧

એ દેહ અક્ષર જીવતો ગાજે જગાડે સજ્જનો,
તુજ નામ અક્ષર દેહપર વારીજતા કોટી જનો;
એ દેહઅક્ષરમાં રહી ચૈતન્ય પ્રતિમા શોભતી,
આદર્શ એ પરમાત્મનો ઉપમા ખરી એ ઓપતી: ૩૨

નાભિથકી જે ઉઠતો તે શબ્દનો મહિમા ઘણો,
એ દેવશક્તિ દાખવે લાગે હૃદય રળિયામણો;
ગંભીર ત્હારી વાણીમાં ભાવાર્થ બહુ ઉંડા છતાં,
જે દીલ તારૂં જાણતા તે ભાવ તારો ખેંચતા. ૩૩

તુજ શબ્દની કિમ્મત નથી એ શબ્દરત્નો શોભતાં,
એ શબ્દરત્નોની પ્રભામાં ચિત્ત સૌનાં શોભતાં;
તુજ વદનથી જે નીકળ્યા શબ્દો મહી શોભાય છે,
એ શબ્દની સેવાથકી તુજ દીલમાં ઉતરાય છે. ૩૪

જે સદ્‌વિચારજ, આત્મનો આચારમાં તેં આચર્યો,
કહેણી યથા રહેણી તથા એ ન્યાયને સાચો કર્યો;
તુજ પાદપંકજ જ્યાં થયાં તે દેશને પણ ધન્ય છે,
એ ગામ-પુરને ધન્ય છે એ માત કૂળજ વન્દ્ય છે. ૩૫

ત્હારાં કર્યાં દર્શન અરે તે લોક પણ કૃતપુણ્ય છે,
જે પાદથી સ્પર્શાઈ એવી ધૂલિને પણ ધન્ય છે;
ત્હારી મતિ ત્હારી ગતિ ચારિત્ર્ય લોકાતીત છે,
આદર્શ સાધુ તું થયો વૈરાગ્ય વચનાતીત છે. ૩૬

તું જૈન શાસનમાં થયો ગીતાર્થ સંવેગીયતિ,
વાચક પ્રભુએ સંસ્તવ્યો તેથી ઘણી શ્ર[illegible]તી;
શુભ જૈનશાસનવાચકે સમકાલમાં કીર્તિ કરી,
તેથી પ્રતીતિ તાહરી મનમાં વધારે થૈ ખરી. ૩૭

ઈર્ષ્યા રહી ના દૃષ્ટિમાં એ દૃષ્ટિમાંહી નવ્યતા,
સ્યાદ્વાદદૃષ્ટિથી નિરખતો સર્વમાંહી ભવ્યતા;
તું ભાવથી સમિતિ અને ગુપ્તિવિષે બહુ રાચીયો,
નિજ શુદ્ધ ચેતન ચેતનાના પ્રેમમાંહી માચીયો. ૩૮

તેં ભાવ સંયમ બોટમાં બેસી પ્રયાણુજ આદર્યું,
ભવપાથોધિ તરવા અહો તેં લક્ષ્ય અન્તર્માં ધર્યું;
જે જે ભર્યું તુજ ચિત્તમાં તે બાહ્યમાં દેખાય ના,
અધ્યાત્મની દૃષ્ટિવિના મૂઢોથકી પરખાય ના. ૩૯

જ્યાં જ્યાં તમારી દૃષ્ટિ ત્યાં આનન્દના ઉભરા વહે,
છાયા છવાયે શાન્તિની તું શાન્ત મૂર્તે જ્યાં રહે;
સાપેક્ષ નયના બોલમાંહી સદ્વિચારો બહુ રહ્યા,
એ પદવિષે ઉંડા રહ્યા તે જ્ઞાનીઓએ સંગ્રહ્યા. ૪૦

નિવૃત્તિના પન્થે વહ્યો અન્તર્ અનુભવ તેં લહ્યો,
ત્હારો અનુભવ જે હતો તે તુજ દીલમાંહી રહ્યો;
શબ્દો દિશા, દેખાડીને અનુભવ જણાવે તાહ્યરો,
શુભ પદ્યના હાર્દો સમજતા તે અનુભવ લે ખરો. ૪૧

ગંગા અને ચંદનથકી શીતલ ઘણાં ત્હારાં પદો,
આપે નહીં ચિન્તામણિ તે આપતાં ત્હારાં પદો;
જે લક્ષ્મીને સત્તાથકી સુખ ના મળે સ્વપ્નાવિષે,
એ સત્ય સુખને આપવા શક્તિ પદો માંહી વસે. ૪૨

એકાન્તથી વ્યવહારમાં રાચ્યા જનોને બોધવા,
ઉત્તમ ખરાં ત્હારાં પદો સમજાવતાં નિજ શોધવા;
એકાન્તથી અધ્યાત્મમાં જે શુષ્ક થૈને ચાલતો,
ચાબુક તેને મારીને વ્યવહારમાંહી વાળતો. ૪૩

તે કાલમાં તું મોટકો નિજ આત્મશક્તિ ફોરવી,
તું શાન્તરસના પાત્રનો ઉદ્ધારથી મોટો કવિ;
કાયા અને વાણી હૃદય એ સત્ત્વગુણથી શોભતાં,
જે દીલમાં તે શબ્દમાં એથી મઝાનાં ઓપતાં. ૪૪

સાચા હૃદયથી વારસો આપ્યો અમારા હાથમાં,
ઉપકાર ત્હારો બહુ થયો સન્તોતણા શુભ સાથમાં;
એ વારસાને ભોગવી આનન્દ પામે જ્ઞાનીઓ,
એ વારસામાં ભક્તિને અધ્યાત્મરસની વાનીઓ. ૪૫

જે જે પ્રસંગે ઉપજી ઉદ્ગાર મીઠી વાનીઓ,
ઉદ્ગાર એ સાપેક્ષ દૃષ્ટિથી વિચારે જ્ઞાનીઓ;
અજ્ઞાનીઓ સમજે નહિને શબ્દથી ઝઘડા કવે;
આશય ઘણા સમજે નહીં તે ભ્રાન્ત થૈ મિથ્યા લવે. ૪૬

તું આગમોની માન્યતામાં પૂર્ણશ્રદ્ધા રાખતો,
તું આગમો આગળ કરી સાપેક્ષ વચનો ભાખતો;
નમિનાથની સ્તવનાવિષે પંચાંગી તેં માની ખરી,
તું સાધુવેષે સંચર્યો વ્યવહાર શ્રદ્ધા તેં ધરી. ૪૭

વ્યવહારને નિશ્ચયવિષે તું પૂર્ણ શ્રદ્ધાવાન્ છે,
તુજ આશયોને જાણતા તે ધર્મમાં ગુલ્તાન છે;
જિનવાણીના અનુસારથી, જે પદ્ય ત્હારાં ભાવતો,
તે વીરનો સેવક બનીને મુક્તિપન્થ સધાવતો. ૪૮

શુભ પ્રેમ ભક્તિથી ભર્યાં પદ્યોજ સાકર શેલડી,
સદ્ગુણ પુષ્પ સુગંધથી મ્હેકી રહ્યાં, જ્યમ વેલડી;
શુભ કૃષ્ણચેતન ભક્તિરાધા મેળ તેનો મેળવ્યો,
ત્હેં ભાવલગ્ને જ્ઞાનથી શુભલગ્ન ઉત્સવ ઊઝળ્યો. ૪૯

પરિણામ ઉજ્જવલ ધારવાને લક્ષ્ય તેં દિલમાં ધર્યું,
સમતા સરોવર ઝીલીને આનન્દથી હૈડું ભર્યું;
શુભ ધ્યાનના ગિરિપર ચઢી આનંદમાં લીનજ થતો,
ઉચ્ચાશય દૃષ્ટિવડે તું સર્વને અવલોકતો. ૫૦

તું ચિત્તમાં શુભ દિવ્યસૃષ્ટિની કરે રચના ભલી,
એ ભાનના એકતાનમાં આનંદ લ્હેરો ઊછળી;
કરૂણામયી મૂર્તિ ધરી રક્ષે જગત્‌ના પ્રાણીઓ,
શુભ ઉચ્ચજીવન જાણીને મ્હેં ચિત્તમાંહી આણીયો. ૫૧

શુભ ભાવથી મેં સંપ્રતિ પ્રત્યક્ષ પેઠે સંસ્તવ્યો,
પદ્યોવડે દિલ પેસીને અન્તરગુણોએ મેં કળ્યો;
ઉદ્ગારથી અન્તરતણા ચારિત્રની સ્તવના કરી,
બુદ્ધ્યબ્ધિ આનન્દઘનદશા મુજ ચિત્તપટમાં ચિતરી. ૫૨

## શ્રીમદ્ આનન્દઘન જીવનચરિતની રૂપરેખા.

શ્રીમદ્ આનન્દઘન મુનિરાજનું જીવનચરિત કોઈએ લખેલું ઉપલબ્ધ થતું નથી, તેમજ કોઈએ લખ્યું હોય એમ શ્રવણગોચર પણ થયું નથી. શ્રીમદ્ આનન્દઘનનું જીવનચરિત, તેમના સંબન્ધી ચાલતી કહેણીઓ (કિંવદન્તીઓ) અને તેમનાં બનાવેલાં સ્તવનો અને પદોમાં નિકળેલા હૃદયના ઉભરાઓથકી આલેખી શકાય.

શ્રીમદ્‌ની જન્મભૂમિ ક્યાં અને કઈ હતી અને તે કોનાત્યાં જન્મ્યા હતા તેનો નિર્ણય થઈ શકતો નથી. તેમની જન્મભૂમિ કેટલાક મારવાડ જણાવે છે. કેટલાક હિન્દુસ્થાન જણાવે છે. કેટલાક ગુજરાત જણાવે છે અને કેટલાક કાઠીયાવાડ જણાવે છે. ભાષાના શબ્દોવડે જન્મભૂમિનો નિર્ણય થાય છે; એમ ઐતિહાસિક દૃષ્ટિથી ભાષાશાસ્ત્રીઓ જણાવે છે. એક મનુષ્ય એકજ ભાષામાં કંઈ લખે તો તેવડે તે અમુક દેશનો છે એવા નિર્ણયનાં અનુમાનો ઉપરથી સબલ પ્રતીતિ લાવી શકાય; કિન્તુ એક મનુષ્ય ચાર પાંચ ભાષા ઉપર કાબુ ધરાવતો હોય અને તે દરેક ભાષામાં સારી-રીતે લખી શકતો હોય, ત્યારે તેના જીવનચરિતના અભાવે ક્યા દેશનો છે, એવો નિર્ણય લાવવા અનુમાનો કરવાં પડે અને તેમાં ઘણો પ્રયાસ કરતાં અમુક મતે અને અમુક અંશે સંદિગ્ધતા રહે એમ માનવું અને સંવ્યવહરવું એ, અમુક અંશે સત્ય ગણી શકાય.

શ્રીમદ્‌ની રચેલી ચોવીશી અને પદો છે, તેમાંથી જે આદ્ય ઠરે તેના અનુમાને જન્મદેશના નિર્ણય ઉપર આવી શકાય. શ્રીમદે પહેલી ચોવીશી રચી એમ કેટલાંક અનુમાનોથી સંભાવના કરી શકાય છે. તે સમયમાં ચાલતી એવી ગુજરાતી ભાષાના શબ્દોમાં તેમણે ચોવીશી રચેલી છે. તે સમયના ગુર્જર ભાષાના સાક્ષરોએ જે ગુજરાતી ભાષાના શબ્દો વાપર્યા છે તે શબ્દો, શ્રીમદ્‌ના હૃદયની સ્ફુરણાસાથે પરિણત થયા છે. તત્ સમયમાં ગુર્જર દેશમાં ઘણા સાધુઓ વિચરતા હતા; તેથી અમુક સાધુના સમાગમમાં આવતાં વૈરાગ્યથી તેમણે દીક્ષા ગ્રહી હોય અને પશ્ચાત્ કારણ પ્રસંગે પ્રથમ ભગવાનની સ્તવના કરી હોય. અન્ય દર્શનીય વિદ્વાનો જણાવે છે કે, પહેલાં સગુણની સ્તવના થાય છે અને અધ્યાત્મજ્ઞાનમાં ઉંડા ઉતર્યાબાદ નિર્ગુણ સ્તવના થાય છે. આવી પ્રાયઃ શૈલી જૈન વિદ્વાનોમાં દેખાતી નથી તથાપિ, કદાપિ તે અનુમાન ઉપર આવીએ તો ગુર્જર દેશના હોવાથી તેમણે પહેલી ગુર્જર ભાષામાં ચોવીશી રચી અને પશ્ચાત્ હિન્દુસ્થાન, મારવાડ વગેરે દેશના લોકોના ઉપયોગાર્થે તેમનાથી, વ્રજ ભાષામાં આત્મા

અને સુમતિ વગેરે પાત્રના ઉદ્ગારોમય પદો બન્યાં હોય. ગુર્જરદેશમાંથી મારવાડ અને મેવાડ તરફ તેમનો વિહાર થતાં તે તરફના વિદ્વાનોની પેઠે તેમણે હિન્દુસ્થાની—મિશ્રિત ભાષામાં, પદોના ઉદ્ગારો કાઢયા હોય એવું અનુમાન કરી શકાય છે.

જૂની પ્રતિઓમાં, ચોવીશીમાં લખાયલા શબ્દોમાં કેટલેક સ્થાને ફેરફાર થયો હોય એમ લાગે છે. ગુર્જરદેશમાં તે સમયમાં ઘરગથ્થુ થએલા કેટલાક શબ્દો તેમની ચોવીશીમાંથી નીચેપ્રમાણે નીકળી આવે છે.

૧ રૂષભદેવ સ્તવન.—ચાહું. સગાઈ. મેળો. ઠામનઠાય.

૨ અજીતનાથ.—જિનતણો. નયણ કરી. જોવતાં. જોઈએ. પલાય. આગમેકરી. જોય. નયણતણો. નિહાળશું.

૩ સંભવનાથ સ્તવન.—ધુર. સવે. લહિ. પહેલી. સાધશું.

૪ અભિનંદન સ્તવન.—તરસિયે. દરિસણ. દોહિલું. કિમ. ધીઠાઈ. રટતો. સીજે.

૬ પદ્મપ્રભુસ્તવન.—આંતરૂં. વાજશે. વાધશે.

૮ ચંદ્રપ્રભ સ્તવન.—ભગતિ. તિમ. કિરિયા.

૯ સુવિધિનાથ સ્તવન.—કીજે. ઉલટ. જઈએ. સુણીજે.

૧૦ શીતલનાથ સ્તવન.—પદલેતીરે.

૧૧ શ્રેયાંસનાથ સ્તવન.—કિરિયા સાધે. છંડો રે. રઢ મંડો રે. આદરજોરે. લબાસી.

૧૨ વાસુપૂજ્ય સ્તવન.—મનાવી. વસ્તુગતે.

૧૩ વિમલનાથ સ્તવન.—જિનતણું. ઝીલતી.

૧૪ અનંતનાથ સ્તવન.—સોહિલી. દોહિલી. છાર પર લીંપણું.

૧૫ ધર્મનાથ સ્તવન.—ઢૂકડી. એકપખી. પરવડે.

૧૬ શાન્તિનાથ સ્તવન.—મુજ. કહું. આપણો.

૧૭ કુંથુનાથ સ્તવન.—આંકુ. હટકયું. કાલો. સાલો. અચરિજ.

૧૮ અરનાથ સ્તવન.—છાંયડી. એકપખી.

૧૯ મલ્લિનાથ સ્તવન.—તાણી. રીસાણી. પરખી. વિસરામી.

૨૦ મુનિસુવ્રત સ્તવન.—દિસે. છંડી. મંડી.

૨૧ નમિનાથ સ્તવન.—શકીએ. દેજો.

૨૨ નેમિનાથ સ્તવન.—સગપણ. ઝાલે. કુણ. એહવું હતું રે. છાંડતાં.

---

## પદોમાં ગુજરાતી શબ્દો.

પદ ૬ ઠું—મારુંરો. બાલુડો. સીજે. તારી.
પદ ૧૬ મું—પ્રભુ. આવશે.
પદ ૧૭ મું—કોણ. વેંણ. બોલે છે.
પદ ૧૮ મું—કોય. હોય.
પદ ૨૧ મું—સનાતન જો કહું રે.
પદ ૨૫ મું—વાતલડી. અન્તરગતની.
પદ ૩૩ મું—રહું.
પદ ૪૮ મું—એક પખો મેં કોઇ ન દેખ્યો. કોઇનું. જે જે કીધું જે જે કરાવ્યું.
પદ ૪૯ મું—દેહડી. મારી.
પદ ૫૪ મું—હાટડું. માંડું. માણેકચોકમાંરે.
પદ ૭૧ મું—પંચ પ્રકારનો. દરશનના. પરમાગમથકી. મુજ.
પદ ૯૦ મું—જોવતાં. એકે નહીં. કીધું. દીધું. મીઠું બોલે. છેયું. લીધું.
પદ ૯૧ મું—વારોરે કોઈ. રમવાનો. જૂઠા બોલી. ફોગટ ખાશો ગાળ.
પદ ૯૪ મું—મૂકી. જેહનો. તમારી.
પદ ૧૦૫ મું—પ્રગટ કરો.

શ્રીમદ્‌નાં હિન્દુસ્થાની પદોમાં પણ ગુજરાતી શબ્દો ઉપર લખ્યાપ્રમાણે દેખવામાં આવે છે. હિન્દુસ્થાનમાં જેનો જન્મ થયો હોય તે ગુજરાતી ભાષાના ઘરગથુ શબ્દો વાપરી શકે નહિ. કદાપિ મારવાડ દેશમાં જન્મ થયો હોય! એમ માનીએ તો ચોક્કસ એમ ન કથી શકાય કે તેઓ આવો ગુર્જર ભાષાના શબ્દોનો પ્રયોગ કરી શકે. જો તેઓ મારવાડના હોત તો ગુર્જર ભાષામાં-મારવાડી શબ્દોના મિશ્રણ વિનાની-ચોવીશી લખી શકે નહિ એમ અનુમાન કરાય છે. ગુર્જર ભાષાના ઘરગથુ શબ્દો વાપરવા તે ગુર્જર દેશમાં જન્મવિના બની શકે નહિ એમ અનુમાન કરાય છે. મારવાડ દેશમાં જન્મ હોય અને ગુર્જર દેશમાં દીક્ષા ગ્રહણાનન્તર ઘણાં વર્ષપર્યન્ત રહીને જો ચોવીશીની રચના કરી હોય તો શ્રીમદ્‌ની રચનામાં ગુર્જર ભાષાના ઘરગથુ શબ્દોની પેઠે મારવાડી ઘરગથુ શબ્દોનો પ્રયોગ આવ્યાવિના રહેત નહિ. તેથી ગુજરાતી ભાષાના ઘરગથુ શબ્દોના પ્રયોગથી તે ગુજરાતના હતા એમ સિદ્ધ થાય છે. શ્રીમદ્‌નું દીક્ષાબાદપણ પ્રથમ ગુર્જર દેશમાં વિશેષતઃ વિચરવું થયું હોય એમ લાગે છે. પ્રથમ ચોવીશીની રચના તેમણે

ઉદ્ધારરૂપે કરી હોય એમ જણાય છે, અને તેથી તેઓ ગુર્જર દેશમાં જન્મ્યા હોય એમ કહેતાં વિરૂદ્ધતા પ્રતિપાદક અનુમાનોને અવકાશ મળતો નથી. શ્રીમદ્ ઉત્તરાવસ્થામાં અનેક કારણોથી મારવાડ તરફ વિચર્યા હોય એમ લાગે છે. ઉપરના વિચારોથી ગુર્જર દેશમાં તેઓનો જન્મ થયો હોય તેમ અનુમાનોવડે નિર્ણય થાય છે. જ્યાંસુધી મારવાડ વગેરે દેશના તેઓ હોય એવા ચોક્કસ પુરાવાઓ ન મળે ત્યાંસુધી ભાષા વગેરેનાં અનુમાનોથી ગુર્જર દેશમાં તેઓનો જન્મ માનવામાં અમારૂં ચિત્ત દોરાય છે. તેઓ કાઠીયાવાડ દેશમાં જન્મ્યા હતા એમ કોઈ, કોઈ શબ્દના આધારે કહે તો તે પણ વિચાર યોગ્ય ઠરતો નથી; કારણ કે બાર ગાઉએ બોલી બદલાય આ નિયમના અનુસારે કોઈ શબ્દ ખાસ કાઠીયાવાડમાં બોલાતો આવી ગયો હોય તો તે તેમનો કાઠીયાવાડમાં વિહાર હોવાથી બની શકે તેમ છે; તેથી તે કંઈ કાઠીયાવાડ ભૂમિમાં જન્મ્યા હોય એમ કથી શકાય નહિ. અઢારમા સૈકાની ગુજરાતી ભાષાના શબ્દો કરતાં, તે સમયના કાઠીયાવાડના ખાસ ઘરગથુ શબ્દો કેટલાક જુદા હતા એમ જૂની પ્રતિયોના આધારે જ્યાંસુધી સિદ્ધ ન થાય ત્યાંસુધી, અમુક શબ્દો તો કાઠીયાવાડનાજ શ્રીમદ્‌નાં સ્તવનોમાં છે એમ કહી, કાઠીયાવાડના તેઓ વતની હતા એમ સિદ્ધ કરી શકાય નહિ. કાઠીયાવાડ પણ ગુજરાતમાં ગણાય છે. કાઠીયાવાડ અને ગુજરાતમાં ગુર્જર ભાષાનો વ્યવહાર પ્રવર્તે છે. અઢારમા સૈકાના કાઠીયાવાડ અને ગુજરાતના લેખકોની જૂની પ્રતિયોના આધારે તે વખતના ગુજરાત અને કાઠીયાવાડના ઘરગથુ શબ્દોનો નિર્ણય કરી શકાય. તે સૈકાના અને વર્તમાન સૈકાના ઘરગથુ શબ્દોમાં કેટલો ફેરફાર થયો છે તેનો સાક્ષરો જો તપાસ કરે તો ભાષાની ઉત્ક્રાન્તિ અર્થે ઘણો પ્રકાશ પાડી શકે. હવે મૂળવિષય તરફ વળીને કથવાનું કે, ભાષા શબ્દોવડે પણ તેઓ ગુર્જર દેશના હતા એમ કહેવામાં દલીલપૂર્વક કોઈ વિરોધ સામો ટકી શકતો નથી. અઢારમા સૈકાની ગુર્જર ભાષાની જૂની લખેલી કૃતિયો અમારા વાંચવામાં આવી છે તેમાં તે સમયના ગુજરાતી ઘરગથુ શબ્દો જે અન્ય સાક્ષર જૈનપંડિતો અને જૈનેતર પંડિતો લેખમાં વાપરતા તેવાજ શ્રીમદે વાપરેલા છે, માટે તે ગુર્જર દેશમાં જન્મ્યા હોય એમ માની શકાય છે. આ સંબન્ધની વિશેષ ચર્ચા કરવામાં આવે તો એકગ્રન્થ થઈ જાય; અતએવ સંક્ષેપથી આપ્રમાણે વિચારો જણાવીને શ્રીમદ્‌ની દીક્ષા વગેરે સંબન્ધી વિચાર કરવામાં આવે છે. શ્રીમદ્ કઇ જાતના અને કયા કૂળમાં જન્મ્યા હતા તેનો નિર્ણય થઈ શકે તેમ નથી.

શ્રીમદે જ્ઞાન અને વૈરાગ્યયોગે કોઈ તપાગચ્છીય મુનિવરપાસે સાધુ વ્રતની દીક્ષા અંગીકાર કરી હતી. અઢારમા સૈકાના પૂર્વભાગમાં તેમનું પૂજ્ય તનુ આ દુનિયામાં વિદ્યમાન હતું. તેઓ શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયના સમયમાં વિદ્યમાન હતા. શ્રીમદ્ યશોવિજયજીના દેહોત્સર્ગ પશ્ચાત્ તેઓશ્રી જીવ્યા હશે કે કેમ? તત્ સંબન્ધી કોઈ આધાર મળી આવતો નથી.

તેઓશ્રીએ તપાગચ્છમાં દીક્ષા અંગીકાર કરી હતી અને તેમનું નામ લાભાનન્દજી હતું. તેમનું ચિત્ત વૈરાગ્ય અને અધ્યાત્મજ્ઞાનમાં રંગાયલું રહેતું હતું. તેઓશ્રી સ્વભાવે શાન્ત અને નિસ્પૃહ હતા. મધ્યસ્થદષ્ટિથી સત્યનો આદર કરવામાં સદાકાલ તત્પર રહેતા હતા. તેમણે જૈન શ્વેતાંબર અને દિગંબર માર્ગનાં અનેક શાસ્ત્રો વાંચ્યાં હતાં. પન્યાસ સત્યવિજયજીની પેઠે તેમણે પીતવસ્ત્ર ધારણ કર્યાં હોત તો પંડિત જિનહર્ષગણિ વગેરે વિદ્વાનો તે વખતમાં વિદ્યમાન હતા તેથી તે બાબતને પ્રસંગોપાત્ત જણાવત. તેમજ યતિની જૂની પટ્ટાવલીમાં પણ તત્ સંબંધી ઈશારો કર્યો હોત. પોતાના ગુરુની પેઠે તેઓ તપાગચ્છની સમાચારી પ્રમાણે સાધુધર્મની આવશ્યકાદિ ક્રિયા કરતા હતા. ગચ્છભેદની તકરારોથી તેઓ દૂર રહીને, અધ્યાત્મજ્ઞાનવડે પોતાના આત્માની શુદ્ધિ કરવા પ્રયત્ન કરતા હતા. તેમના વખતમાં તપાગચ્છમાં પણ શ્રી विजयदेवसूरिथी देवसूरि ( देवसूर ) અને विजयआनन्दसूरिथी आनन्दसूरि ( अणसूर ) એવા બે મોટા સજ્જડ પક્ષભેદ પડ્યા હતા. સાગરગચ્છનું પણ તે વખતમાં ઘણું જોર હતું. શ્રીયશોવિજયજી ઉપાધ્યાયે અને શ્રીવિનયવિજયજી ઉપાધ્યાયે રાંદેરમાં સાગરગચ્છનો આશ્રય લીધો હતો. પછી તેઓને દેવસૂરિના પક્ષમાં લેવામાં આવ્યા હતા; એવો ઇશારો યતિની જુની મોટી પટ્ટાવલિમાં જોવામાં આવે છે. આ ઉપરથી અવબોધાશે કે તત્સમયમાં મોટા મોટા વિદ્વાનોમાં પણ અનેક કારણોથી ઈર્ષ્યા, ખટપટ, ક્રિયાચાર મન્તવ્ય, ભેદકલેશ વગેરેનું ઉત્થાન થયું હોય એમ લાગે છે. શ્રીમદ્ યશોવિજયજીને પણ સૂરિ અને યતિયો તરફથી અમુક સ્તવન બનાવતાં ઉપાધિ થઈ હતી અને તેમને અઢાર દિવસ સૂરિની નજર તળે ઉપાશ્રયની કોટડીમાં રાખ્યા હતા! એવું કિંવદન્તીથી પરંપરાએ સાંભળવામાં આવેછે; પણ સત્ય તો સર્વજ્ઞ જાણે. શ્રીમદ્ ઉપાધ્યાયજી અંદરથી શ્રીસત્યવિજયજીના પક્ષી હતા. તેમના ઉપર પણ વિરુદ્ધ વિચારધારકોએ ઉપદ્રવ કર્યાં હોય એમ લાગે છે; અને તેથી તેઓએ તત્ સમયે સંખેશ્વર પાર્શ્વપ્રભુનાં દર્શન કરી નીચેપ્રમાણે હૃદયનો ઉભરો બહાર કાઢયો છે એમ સમજાય છે.

**पद त्रीशमुं.**

**अब मोही ऐसी आयबनी श्रीसंखेश्वरपासजिनेसर मेरे तुं एक धनी ॥ अब० ॥ १ ॥ कोपानल उपजावत दुर्जन, मथत वचन अरनी। नाम जपुं जलधार तिहां तुज, धारू दुःख हरनी–ઇત્યાદિ.**

શ્રીમદ્ કથે છે કે, સંખેશ્વર પાર્શ્વનાથ! મારા ઉપર એવી આવી બની છે કે શરણુમાટે તુંજ એક મારો ધણી દેખાય છે. વચનરૂપ અરણિ કાષ્ઠને મથીને દુર્જનલોકો કોપરૂપ અગ્નિ ઉપજાવેછે. આવી દશામાં તારા નામરૂપ જાપની મેઘધારાજ દુઃખ હરનારી લાગે છે. આ ઉપરથી અવલોકતાં તે સમયમાં જૈનાચાર્યોમાં–સાધુઓમાં પણ ગચ્છક્રિયા મન્તવ્ય વગેરેમાં ખટપટો ઉઠેલી હોયં! એમ લાગે છે. પણ જૈનશાસનની રક્ષા અર્થે સકલ સંઘનો એકસરખો વિચાર હતો.

શ્રી સત્યવિજયજી પન્યાસે ક્રિયોદ્ધાર કર્યો તે વાત તે વખતના શ્વેતામ્બરી યતિયોને સર્વથા સમ્મત હોય એવું પ્રાયઃ જણાતું નથી. શ્રીસત્યવિજયજી શ્રીવિજયસિંહસૂરિને આચાર્ય માનતા હતા અને સકલચંદજીને ઉપાધ્યાય માનતા હતા, તેથી તેમની પરંપરામાં સંવેગીપક્ષમાં હાલપણ અમદાવાદમાં અમુક ઉપાશ્રયના સાધુઓ કોઈ સાધુને દીક્ષા આપતાં પરંપરાની રીતિપ્રમાણે आचार्यश्री विजयसिंहसूरिजी सकलचंदजी उपाध्याय એ બે નામ બોલી પશ્ચાત્ વર્તમાન સમયના પન્યાસ, ગુરૂ, શ્રાવક અને શ્રાવિકાનું નામ દેછે. મૂળ નિયમ એવો છે કે દીક્ષા આપતી વખતે વિદ્યમાન એવા પોતાના ગચ્છના આચાર્ય અને ઉપાધ્યાયનું નામ લેવામાં આવે છે; તે નિયમનો ત્યાગ કરીને વિજયસિંહસૂરિ અને સકલચંદ ઉપાધ્યાયનું નામ લેવામાં આવે છે. તે ઘણા વર્ષથી સંવેગીઓમાં ચાલી આવેલી પરંપરા હાલ પણ દેખાય છે અને તે પરંપરાના આદ્યપુરૂષ શ્રીસત્યવિજયજી–શ્રીવિજય શાખાના સંવેગીઓમાં હોય એમ લાગે છે. શ્રીસત્યવિજયજીના સમયમાં શ્રીવિજયસિંહસૂરિ પશ્ચાત્ શ્રીવિજયપ્રભસૂરિ વિદ્યમાન હતા, તેમ છતાં શા કારણથી વિજયપ્રભસૂરિનું નામ ન લેવામાં આવ્યું હશે? કેટલાંક કારણોથી એમ માનવામાં આવે છે કે, શ્રીવિજયસિંહસૂરિના દેહોત્સર્ગ પશ્ચાત્ શ્રીવિજયદેવસૂરિએ પોતાની પાટે શ્રીવિજયપ્રભસૂરિને સ્થાપ્યા તે વખતે, અન્તરમાં કેટલાકોના મનમાં પક્ષભેદ રહ્યો હોય તેમજ શ્રીસત્યવિજયજીએ પીતવસ્ત્રથી ક્રિયોદ્ધાર કર્યો એ વાતમાં પક્ષભેદ પડ્યાથી, વા આચાર્યની માન્યતામાં પક્ષભેદ પડ્યાથી

કંઈક ખટપટ જાગી હોય ! ઇત્યાદિ અનેક કારણો જોતાં અઢારમા સૈકામાં મુનિયોમાં ખટપટ જાગી હોય એમ સિદ્ધ થાય છે. મતભેદ કલેશથી અને કુસંપથી ગુણરાગનો નાશ થાય છે અને દોષદષ્ટિ દુર્ગુણનો-પ્લેગની પેઠે જ્યાં ત્યાં ફેલાવો થાય છે અને તેથી સંઘમાં અવ્યવસ્થા, અશાન્તિ અને અવનતિનાં ચિન્હો દેખાવ આપે છે.

શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ આવા-અઢારમા સૈકામાં વિદ્યમાન હતા. તેમના સમકાલીન શ્રીયશોવિજયજી ઉપાધ્યાય, શ્રીવિનયવિજયજી ઉપાધ્યાય, શ્રીમાનવિજયજી ઉપાધ્યાય, શ્રીલાવણ્યવિજયગણિ, શ્રીવિજયદેવસૂરિ, શ્રીવિજયપ્રભસૂરિ, શ્રીજ્ઞાનવિમલસૂરિ, શ્રીસત્યવિજયજી પન્યાસ, શ્રીવિજયરત્નસૂરિ, શ્રીજિનહર્ષગણિ, શ્રીરાજસાગરસૂરિ, શ્રીસકલચંદજી ઉપાધ્યાય, શ્રીવિજયસિંહસૂરિ વગેરે મુનિવરો હતા. અન્યદર્શનીયોમાં તેમના સમાનકાલીન પ્રેમાનન્દ કવિ હતા.

શ્રીમદ્ આનન્દઘનજીએ શ્રમણાવસ્થામાં ઘણા ગચ્છના સાધુઓનો પરિચય કર્યો હતો. આગમોનો તેમણે અભ્યાસ કર્યો હતો. તર્કશાસ્ત્રોમાં અને અલંકાર શાસ્ત્રોમાં તેમણે ચાતુર્ય મેળવ્યું હતું. પદોમાં વિરહી સ્ત્રીની વર્ણવેલી દશાને તેમણે અધ્યાત્મમાં ઉતારી છે તે ઉપરથી સમજાય છે કે, તેઓશ્રીએ અલંકાર શાસ્ત્રમાં દક્ષતા મેળવી હતી.

પૂર્વભવના સંસ્કારયોગે તેમનું અધ્યાત્મ શાસ્ત્રોતરફ મન ગયું અને અધ્યાત્મ શાસ્ત્રોમાં તેમનો આત્મા ઠર્યો. ગચ્છભેદની ક્રિયાઓની તકરારોથી તેઓ કંટાળેલા હતા તેથી તેઓને અધ્યાત્મ શાસ્ત્રોદ્વારા આનન્દરસ લેવામાં વિશેષ રૂચિ પ્રગટવા લાગી.

શ્રીમદ્‌નો વૈરાગ્ય અને શાસ્ત્રસાર દૃષ્ટિ.

શ્રીમદ્‌ના હૃદયમાં એજ વિચારો થવા લાગ્યા કે-કર્મગ્રન્થ કમ્મપયડી, પંચસંગ્રહ, વગેરે ગ્રન્થોમાં કર્મનું સ્વરૂપ દર્શાવ્યું છે તે કર્મની સાથે, અનાદિકાલથી આત્માનો સંયોગ થયો છે તો હવે કેમ અને કયા ઉપાયોવડે સંસારમાંથી વ્હેલા મુક્ત થવાય? રાગદ્વેષ જ સંસારનું મૂલ કારણ છે. સાધુ થયા બાદ આત્માના ગુણોની સાધના કરવાની છે. સાધુ થયા બાદ પણ જો શાસન રક્ષા ખટપટોમાં પડવામાં આવે તો આત્માનો શુદ્ધ ધર્મ સાધી શકાય નહિ; એવી શ્રીમદ્‌ના હૃદયમાં વૈરાગ્યભાવના વહેવા લાગી. શ્રીમદ્‌ના મનમાં એવા વિચારો પ્રગટવા લાગ્યા કે રાગદ્વેષના સંયોગોથી વિમુક્ત એવા સાધુઓ અપ્રમત્ત દશાને વરી અધ્યાત્મરસમાં ઝીલી શકે છે. રાગદ્વેષના સંયોગોની અસર તેની આસપાસના પ્રાણીઓ ઉપર થયાવિના રહેતી નથી. મારા આત્માનું

અલ્પકાલમાં કલ્યાણ કરવું અને રાગદ્વેષના સંયોગથી મુક્ત થઇને આત્માના ધ્યાનમાં મસ્ત રહેવું, એવા વિચારોએ તેમના હૃદયમાં પોતાનું બળ અજમાવ્યું, પ્રમાદના સંયોગોપ્રતિ ઔદાસીન્ય ભાવ પ્રગટ થયો: જે કોઈ આત્માર્થી મુનિવરો મળતા તેમની સંગતિ કરવા લાગ્યા. આગમોના અને પૂર્વાચાર્યોએ બનાવેલાં પુસ્તકોનો સાર પ્રાપ્ત કરવા તરફ તેમની દૃષ્ટિ લ ગી. આગમોનો અભ્યાસ કરીને કષાયોની મન્દતા કરવાની જરૂર છે, તેમજ વિષયોને વિષવત્ ગણી પોતાના શુદ્ધ ધર્મમાં પ્રેમ ધારણ કરવાની જરૂર છે એવું તેમના મનમાં આવ્યું. જેમ જેમ તે વખતના સાધુઓમાં શિથિલાચાર દેખાવા લાગ્યો તેમ તેમ તેમને નિન્દાને બદલે વૈરાગ્ય અને કરૂણાભાવ વધવા લાગ્યો. સિદ્ધાન્તોના મૂળ ઉદ્દેશ તરફ તેમનું લક્ષ ગયું. દરરોજ હૃદયમાં નિઃસંગતાના વિચારોનો વિશેષતઃ જોશભેર પ્રવાહ વહેવા લાગ્યો, અને તેથી અન્તરમાં ઉત્પન્ન થઇને ક્લેશ દુઃખ આપનાર એવા મોહનો, પરાજય કરવાને માટે અત્યંત તીવ્ર ઉપયોગ ધારણ કરવા લાગ્યા. વિતંડાવાદો, નકામી ચર્ચાઓ, વિકથાઓ અને ગૃહસ્થનો અતિ પરિચય, ઇત્યાદિથી તેઓ દૂર રહેવા લાગ્યા. ગચ્છના સાધુઓની સામાન્ય તકરારોમાં મૌન રહેવા લાગ્યા. કોઈપણ જીવને મારાથી રાગદ્વેષ-ક્લેશ ન ઉત્પન્ન થાય, એવો હૃદયમાં વૈરાગ્ય ભાવ પ્રગટાવવા લાગ્યા. આ.-મોના જ્ઞાનનું ફળ એ છે કે, **ચારિત્રની અપ્રમત્તદશાએ આરાધના કરવી.** તેવા સમયમાં ગચ્છાભિમાનવૃત્તિથી પરસ્પર વિતંડાવાદ કરનારાઓને દેખી તેઓ વિશેષ વૈરાગી બન્યા. જ્ઞાનીઓ આશ્રવના વા મોહના હેતુઓને દેખી વિશેષતઃ વૈરાગ્ય ભાવ ધારણ કરે છે. શ્રીમદ્ આનન્દઘનજીની સુક્તિના તરફ પ્રેમ લગની લાગી. અધ્યાત્મજ્ઞાનનાં શાસ્ત્રોનું હૃદયમાં પરિણમન થવાથી અધ્યાત્મજ્ઞાનની ખુમારી તેમને ચઢવા લાગી. અધ્યાત્મજ્ઞાન્ જેમ જેમ હૃદયમાં પરિણમવા લાગ્યું તેમ તેમ હૃદયમાંથી અધ્યાત્મનાં વચનો નીકળવા લાગ્યાં અને દુનિયાના લોકો ઉપર કરૂણા પ્રગટવા લાગી. અહો ! જગત્ના લોકો કેવા મોહમાં સપડાઈ ગયા છે કે જેઓ પોતાના આત્માની ઋદ્ધિ દેખવા સમર્થ થતા નથી.

परमनिधान प्रगटमुखआगले, जगतउलंघी होजाय० जिनेसर० ज्योतिविना जुओ जगदीसनी, अंधोअंध पुलाय. जिनेसर० धर्मजिनेसर गाउ रंगसुं ॥धर्मनाथ स्तवन॥

શ્રીવીર પ્રભુની વાણીથી બનેલાં આગમોમાં શ્રુતજ્ઞાનની જ્યોતિ ઝળકી રહી છે કે જે જ્ઞાનપ્રકાશવડે પોતાના આત્માનું રૂપ દેખાય છે. અહો ! જગત્ના લોકો કેમ આગમોની ઉપાસનાદ્વારા જ્ઞાનજ્યોતિ પ્રાપ્ત કરતા નથી ? મનુષ્યો બહારમાં સુખ કલ્પે છે પણ મનુષ્યના આત્મામાં

અનન્ત સુખ રહ્યું છે એમ આગમોના જ્ઞાનવિના અવબોધી શકતા નથી; આ પ્રમાણે તેમના ઉદ્‌ગાર જાણવાથી તેમની જગત્‌ના જીવો ઉપર ઘણી કરૂણા હતી તેનો ખ્યાલ આવે છે.

ગુરૂ કુલસેવા-નુભવ, સ્પૃહા ત્યાગ અને ધ્યાનારૂઢતા.

શ્રીમદ્ આનન્દઘનજીની જેમ જેમ જ્ઞાનદશા વધતી ગઈ તેમ તેમ તેઓશ્રી ગૃહસ્થની સ્પૃહાથી દૂર રહેવા લાગ્યા. ગૃહસ્થોના મન પ્રમાણે ચાલીને દીક્ષામાં દૂષણ લગાડવું એ વાત તેઓ પસંદ કરતા નહોતા. બે વખત આવશ્યક ક્રિયા કરવી અને પ્રતિલેખનક્રિયા બાદ શાસ્ત્રોનું વાચન, મનન, સ્મરણ, પૃચ્છા વગેરેમાં પોતાનો જીવનકાલ વ્યતીત કરવા લાગ્યા. ગુરૂકૂળમાં રહીને ગુરૂની પરંપરાને સારી રીતે હેતુપૂર્વક જાણી લીધી અને વ્યવહાર માર્ગ છે તેનાથી જૈનધર્મ ટકી રહેવાનો છે એમ તેમણે અનુભવ કર્યો. આચાર્યો ઉપાધ્યાયો વગેરે જૈનધર્મના નાયકો અને રક્ષકો છે તેના તાબામાં રહીને અન્યસાધુઓએ પંચાચાર પાળવો જોઇએ; એમ તેઓની તે સંબન્ધી દૃઢ શ્રદ્ધા હતી. ગમે તેવો ધ્યાની સાધુ હોય તો પણ ગચ્છના નાયક આચાર્યની આજ્ઞા તેણે પાળવી જોઇએ; એમ તેઓ જાણતા હતા અને ઉત્કૃષ્ટ ક્રિયા કરનારો સાધુ કદી આચાર્યથી મોટો હોઈ શકતો નથી એમ તેઓ અવબોધતા હતા. સાધુઓના ઉપરી આચાર્યની જરૂર છે એમ તેઓ જાણતા હતા. આવી અન્તરમાં તેમણે શ્રદ્ધા ધારી હતી. કોઇની સ્પૃહાથી આગમના અને આચાર વિરૂદ્ધ તેઓ વદતા વા કરતા નહોતા. ઘણો કાળ તેઓ ધ્યાનમાં ગાળતા હતા. પૂર્વના સાધુઓની પેઠે વનગુફામાં શ્મશાન વગેરે સ્થાનોમાં કાર્યોત્સર્ગ કરીને ધ્યાન કરવાની અત્યંત રૂચિ થવા લાગી તેથી, તેઓ ઉપાશ્રયમાં પણ રાત્રે ધ્યાનમાં આરૂઢ થતા હતા, અને ભયથી રહિત થવાય તેવી રીતે પોતાના આત્માનું ધ્યાન કરતા હતા. આવી વૈરાગ્ય ધ્યાનદશા પ્રતિદિન વધવા લાગી.

વ્યાખ્યાન સમયે નિઃસ્પૃહા, ગૃહસ્થ પ્રતિબન્ધત્યાગ.

કિંવદંતી પ્રમાણે એક વખત ગુજરાતના કોઈ શહેરમાં તેઓ શ્રી પર્યુષણનું વ્યાખ્યાન વાંચતા હતા. તે શહેરમાં એવો નિયમ બંધાઈ ગયો હતો કે, શેઠ આવે ત્યારે વ્યાખ્યાન શરૂ થતું હતું. સભા ભરાઈ ગઈ હોય તો પણ શેઠ આવ્યાવિના વ્યાખ્યાન વંચાતું ન હતું. શ્રીમદે કલ્પસૂત્રનું વ્યાખ્યાન શરૂ કર્યું ત્યારે શેઠની માતાએ કહ્યું, "કે મારો પુત્ર આવ્યા વિના વ્યાખ્યાન વાંચી શકાશે નહિ." શ્રીમદ્ આનન્દઘનજી પાટ ઉપર થોડો વખત બેસી રહ્યા. શેઠને ત્યાં સમાચાર કહેવરાવ્યા; શેઠતો મનમાં એમ

માનતા હતા કે મારા ગયા વિના વ્યાખ્યાન વંચાવાનું નથી માટે ઉતાવળ કરવાની કંઈ જરૂર નથી. શેઠને બોલાવવાને વારંવાર તેડાં આવવા લાગ્યાં પણ શેઠતો વારજ લગાડતા હતા. શ્રીમદ્ આનન્દઘનજી અકળાયા અને શ્રોતાઓને કહેવા લાગ્યા કે હવે તો હું વ્યાખ્યાન વાંચુ છું. શ્રોતાઓએ કહ્યું; જરા વાર કરો, શેઠને આવવા દો. "જો તમે વ્યાખ્યાન ચલાવશો તો શેઠના મનમાં ખોટું લાગશે." આનન્દઘનજી મનમાં વિચાર કરવા લાગ્યા કે આવી રીતે શ્રાવકોના પ્રતિબન્ધમાં આગમોથી વિરૂદ્ધપણે રહેવું એ યોગ્ય ગણાય નહિ. આ પ્રમાણે પ્રવૃત્તિ ચાલે તો ગૃહસ્થોના ગોરના જેવી સાધુની દશા થઈ જાય. માતાપિતા વગેરેના પ્રતિબન્ધમાંથી છૂટીને આત્મકલ્યાણ કરવા સાધુ અવસ્થા અંગીકાર કરી અને આગમોના આધાર પ્રમાણે સૂત્ર સ્વાધ્યાયકાળની દરકાર રાખ્યા વિના ગૃહસ્થોની દરકાર રાખવી ! એ તો શાસ્ત્ર વિરૂદ્ધ ગણાય એમ વિચારવા લાગ્યા. ભલે તે શેઠને ખોટું લાગે અને તેના ઉપાશ્રયમાં વસતિદાન ન આપે; મારેતો આગમોના આધારે ચાલવું જોઇએ એવો દૃઢ સંકલ્પ કરીને તેઓશ્રીએ કલ્પસૂત્રનું વ્યાખ્યાન શરૂ કર્યું. વ્યાખ્યાનારંભના સમાચાર પેલા શેઠને અન્યોએ આપ્યા, તે સાંભળીને શેઠ ગુસ્સામાં આવી ગયા. મારા ઉપાશ્રયમાં મારા ગયા વિના કોણ વ્યાખ્યાન વાંચી શકે ? ઈત્યાદિ તે બોલતા બોલતા ઉપાશ્રયમાં આવ્યા અને શ્રીમદ્‌ની પાસે આવી તે શેઠ બોલ્યા કે મારા આવ્યાવિના તમારાથી કેમ વ્યાખ્યાન વાંચી શકાય? શ્રીમદે કહ્યું કે આગમોમાં પ્રતિપાદન કરેલા સ્વાધ્યાય કાલે સૂત્ર વાંચવું જોઈએ. તે પ્રમાણે મેં વ્યાખ્યાન આરંભ્યું છે. શેઠ બોલ્યા કે મારા ઉપાસરામાં તો ગમે તેમ હોય પણ મારા આવ્યાવિના વ્યાખ્યાન વંચાયજ નહિ. શ્રીમદે કહ્યું હે શેઠ ! મારે તો આગમોના આધારે સાધુ ધર્મ પાળવાની જરૂર છે; અન્યની દરકાર નથી. હું તમારા જેવાના પ્રતિબન્ધથી મારૂં ચારિત્ર ખુંટીએ લટકાવવા ઇચ્છતો નથી. આગમોથી વિરૂદ્ધ વર્તવા હું ઇચ્છતો નથી. ગૃહસ્થના પ્રતિબન્ધમાં હું ફસાવાનો નથી. આ પ્રમાણે સાંભળી શેઠે કહ્યું કે મારા ઉપાશ્રયમાં રહેનારે તો મારા કહેવા પ્રમાણે વર્તવું પડશે; અન્યથા ઉપાશ્રયમાં રહેવું સારૂં નથી. આ પ્રમાણે શેઠનું ભાષણ થયા બાદ શ્રીમદ્‌ના મનમાં ઘણું લાગી આવ્યું અને કલ્પસૂત્રનું વ્યાખ્યાન પૂર્ણ કર્યાબાદ તેઓશ્રી એવા નિશ્ચયપર આવ્યા કે ગૃહસ્થનો પ્રતિબન્ધ અને તેની દરકાર રાખ્યાવિના ગામોગામ વિહાર કરવો, ધ્યાન ધરવું અને સાધુની ક્રિયાઓમાં તત્પર રહેવું. પોતાના મનમાં ઉત્પન્ન થયેલા દૃઢ નિશ્ચયને તેમણે ગુરૂ આગળ નિવેદન કર્યો. ગુરૂએ

તેમની યોગ્યતા અને દૃઢ નિશ્ચય જાણીને કહ્યું કે "ત્હને જેમ ચારિત્રમાં વિશેષ રમણતા થાય તેમ કર." આ પ્રમાણે ગુરૂનું વચન શ્રવણ કરીને તેઓ રજોહરણ, મુહપત્તિ, ચોલપટ્ટ—કપડો તરપણી, પાત્ર વગેરે અલ્પઉપધિ રાખીને ગામોગામ વિચરવા લાગ્યા. ક્ષુધાદિ ઉત્પન્ન થાય ત્યારે શુદ્ધાહાર, જલ ગ્રહણ કરતા હતા. વૈરાગ્ય ભાવનાવડે પોતાના આત્માને ભાવી મોહના સુભટોને હરાવતા હતા. કષાયોની મન્દતા કરવામાં આત્મસામર્થ્યનો ઉપયોગ કરતા હતા. મન વચન અને કાયાની ગુપ્તિનો વિશેષતઃ અભ્યાસ કરતા હતા. પાંચ સમિતિવડે ચારિત્રની આરાધના કરતા હતા. યોગ્ય જીવને લાભ આપવા માટે કોઈ વખત પ્રસંગોપાત્ત આત્મોદ્ગાર બહાર કાઢતા હતા. ગામની બહાર શ્મશાન વા શૂન્ય યક્ષ મન્દિર વગેરેમાં રાત્રીના વખતમાં પડી રહેતા હતા. કોઈ બાવાની મઢિમાં પણ એકાન્ત જગ્યાએ પડી રહેતા હતા. કોઈ વન્દના કરતું હતું તો મનમાં રતિ ધારણ કરતા નહોતા. કોઈ તેમની નિન્દા કરતું હતું તો તેના ઉપર દ્વેષ ધારણ કરતા ન હતા. આત્માના ગુણોનો વિચાર કરવામાં અન્તર્મુખવૃત્તિથી વર્તતા હતા. આગમોનું વારંવાર ચિંતવન કરતા હતા.

એકલ વિહારી સંબંધે લોકોની પૃચ્છાનો આગમોના આધારે ઉત્તર.

સાધુઓ અને શ્રાવકો તેમની એકલ વિહારીની દશા જોઈ કહેતા હતા કે, તમે એકલા કેમ વિચરો છો? સાધુને એકાકી વિચરવું ન ઘટે. તેના ઉત્તરમાં શ્રીમદ્ કહેતા હતા કે આગમોમાં સાધુને એકલા વિચરવાનો નિષેધ કર્યો છે તે સાચી વાત છે, અને હું તો તેપ્રમાણે વર્તી શકતો નથી. મારૂં દૃષ્ટાન્ત લેઇને કોઈએ એકલા વિહાર કરવાને મારૂં અનુકરણ કરવું નહિ. વ્યવહારનય અને નિશ્ચયનય પ્રમાણે જેઓ ચારિત્ર પાળે છે તેઓને ધન્ય છે. આગમોનાં આધારે મારાથી ન વર્તાય તેમાં મારો પ્રમાદ છે. આ પ્રમાણે યોગ્ય ઉત્તર આપીને પોતાના ધ્યાનમાં મસ્ત રહેતા હતા.

શિષ્યપ્રશ્ન—આનન્દઘનજી મહારાજે વ્યાખ્યાનમાં શેઠની સાથે બોલાચાલી થયા બાદ સાધુનો વેષ ઉતારીને કફની પ્હેરી અને હાથમાં તંબુરો રાખ્યો એમ કેટલાક લોકો કહે છે તે સંબન્ધી શું સમજવું?

ઉત્તર—હે શિષ્ય! લોકોની કિંવદન્તીઓમાં સર્વથા પ્રકારે સત્ય હોતું નથી. અમને ઘણા વૃદ્ધ અને અનુભવી સાધુઓનો પરિચય થયો છે તેમનું એવું કથવું હતું કે, શ્રીમદ્ આનન્દઘનજીએ સાધુનો વેશ છોડ્યો

નથી. શ્રીમદ્ રવિસાગરજી મહારાજા કે જેમની ઉમ્મર સત્તોતેર વર્ષની હતી તેમનું પણ એવું કથન હતું કે, શ્રીમદ્ આનન્દઘનજી અલ્પ-વસ્ત્ર રાખતા હતા અને જૈન સાધુના વેષે ફરતા હતા. શ્રીમદ્ મોહન-લાલજી મહારાજજી વૃદ્ધ હતા તેમની સં. ૧૯૫૭ ની સાલમાં અમને સુરતમાં મુલાકાત થઈ હતી. તેઓશ્રી પણ કહેતા હતા કે, તેઓ સાધુના વેષે વિચરતા હતા. સાધુનો વેષ તેમણે છોડયો ન હતો. શ્રીમદ્ પન્યાસ પ્રતાપવિજયજી તથા તેમના વૃદ્ધ ગુરૂ શ્રી ગુમાનવિજયજીએ પણ સં. ૧૯૪૯ ની સાલમાં વિજાપુરમાં અમને તે પ્રમાણે કહ્યું હતું. પન્યાસ શ્રી દયાવિમલજી પણ વૃદ્ધ હતા તેમને અમોએ પુચ્છયું હતું; તેમણે પણ કહ્યું હતું કે તેઓ ગુફાઓમાં ગામની બહાર ઘણું રહેતા હતા પણ સાધુનો વેષ ધારણ કરતા હતા. હાલમાં એટલે સં. ૧૯૬૯ ની સાલમાં અમદાવાદમાં વિરાજિત ખરતર ગચ્છના વિદ્વાન્ મુનિરાજ શ્રી કૃપાચંદ્રજીએ પણ કહ્યું હતું કે તેમણે સાધુ વેષનો ત્યાગ કર્યો ન હતો. કોઈપણ પટ્ટાવલીમાં તેમણે સાધુ વેષનો ત્યાગ કર્યો હોય એવો ઈશારો અવલોકવામાં આવતો નથી. શ્રીમદ્ આનન્દઘનજીને જેમણે આંખે દેખેલા છે એવા જ્ઞાનવિમલસૂરિજીએ તેમની ચોવીશી ઉપર ટબો પૂર્યો છે, પણ આનન્દઘનજીએ અમુક કારણોથી સાધુનો વેષ ત્યાગ કર્યો હતો એવો જરા માત્ર પણ ઈશારો કર્યો નથી. નમિના-થના સ્તવનમાં જ્ઞાનસારજીએ સ્તવનનો અર્થ પૂરતાં, શ્રીમદ્ આનન્દઘનજી પોતે લોકોને 'હું જૈનનો જંદો છું' અર્થાત્ જૈન સાધુવેષ ધારી છું; એમ કથતા હતા. જો તેઓએ જૈન સાધુનો વેષ ત્યજ્યો હોત તો હું જૈનનો ઝંદો છું એમ શી રીતે તેમના સંબન્ધે કથી શકત? શ્રીમદ્ આનન્દઘનજીને જૈન ધર્મની હાડોહાડ શ્રદ્ધા હતી. શ્રાવકના બોલવાથી પોતાનો વેષ છોડી દે એવી બાલચેષ્ટા કદી તેઓ કરે જ નહિ. કોઈ એમ અનુમાન કરે કે પેલા શ્રાવકે તેમની પાસેથી ઓઘો, (રજોહરણ) મુહપત્તિ ખુંચી લીધી હશે! આવું પણ કોઈ કથે તો અસત્ય ઠરે છે; કેમકે તે વખતના શ્રાવકોની સાધુઓ ઉપર હાલના કરતાં કરોડગણી શ્રદ્ધા ભક્તિ હતી, તેથી તેઓ કદી એવું મહાપાપ કરવા પ્રવૃત્તિ કરે નહિ, તેમ જ તે શેઠીયાના હાથમાં એવી સત્તા ન હતી કે તે સાધુનો વેષ લેવા સમર્થ થાય. આનન્દઘન મહારાજને સાધુ ધર્મ ઉપર અત્યંત શ્રદ્ધા હતી અને સાધુ વેષ છોડવાને કોઈ પણ કારણ તેમને નહોતું એમ સિદ્ધ થાય છે: પોતે પોતાને સંવેગ પ-ક્ષીમાં ગણતા હતા, તેથી તેઓ સાધુનો વેષ ધારણ કરતા હતા.

શ્રીમદ્ આનન્દઘનજી સાધુ વેષ ધારણ કરતા હતા. તત્સંબંધી બીજો સબલ પુરાવો નીચેપ્રમાણે છે. એક વખત શ્રી તપાગચ્છગગન દિનમણિ શ્રી વિજયપ્રભસૂરિ વિહાર કરતા કરતા મેડતા પાસેના ગામમાં ગયા. ત્યાં આનન્દઘનજી મહારાજની મુલાકાત થઈ. શ્રીમદ્ આનન્દઘનજીએ તપાગચ્છના મહારાજ શ્રી વિજયપ્રભસૂરિને વંદન કર્યું અને કહ્યું કે આપના જેવા શાસનરક્ષક સૂરિરાજાની કૃપાથી હું મારા આત્માનું હિત સાધવા પ્રયત્ન કરૂં છું. શ્રી વિજયપ્રભસૂરિજીએ શ્રીમદ્ આનન્દઘનજીને એક નવો કપડો ઓઢાડયો અને કહ્યું કે તમે તમારા આત્માના ધ્યાનમાં સદાકાલ પ્રવૃત્ત થાઓ. શ્રી વીરપ્રભુનાં વચનોના અનુસારે અપ્રમત્તપણે આત્માના ગુણો પ્રગટ કરવા પ્રયત્ન કરો. શ્રી વિજયપ્રભસૂરિજી શ્રીમદ્ આનન્દઘનજીની સરલતા દેખી બહુ આનન્દ પામ્યા. આનન્દઘનજીની ત્યાગ વૈરાગ્ય દશા જોઈને શ્રી વિજયપ્રભસૂરિ પાસે રહેલા સાધુઓ ખુશ થયા. શ્રીમદ્ આનન્દઘનજી ત્યાંથી અન્યત્ર વિહાર કરી ગયા. તપાગચ્છના એક વૃદ્ધ વિદ્વાન્ અનુભવી યતિજી શ્રી મણિવિજયજીએ આ વાત કરી હતી. તેમજ અન્ય એક વૃદ્ધ યતિજીએ પણ આ વાત કરી હતી. શ્રીમદ્ આનન્દઘનજી યતિનો વેષ ધારણ કરતા હતા પણ અલ્પઉપકરણ રાખતા હતા. શ્રીમદ્ જ્ઞાનસાગરજી કે જેમણે સં. ૧૮૬૬ ના ભાદરવા શુદિ ૧૪ ના દિવસે શ્રીમદ્ આનન્દઘનજીની બહોતેરી ઉપર ટબો પૂર્યો છે, તેમણે આનન્દઘનજી સાધુ વેષ ધારણ કરતા હતા એવું સ્પષ્ટ ટબામાં દર્શાવ્યું છે. શ્રીમદ્ જ્ઞાનસાગરજી પણ વિકાનેરના શ્મશાન પાસે ઝુંપડીમાં સાધુના વેષે રહેતા હતા અને સાધુના વેષે પચમહાવ્રતની આરાધના કરતા હતા. શ્રીમદ્ કૃપાચંદ્રજી વગેરે કેટલાક વિદ્વાનો પાસેથી અમોએ એવું સાંભળ્યું છે કે, જ્યારે આનન્દઘનજી સંસારી દશામાં હતા ત્યારે અન્યધર્મના સાધુઓની સંગતથી તંબુરો લઈ ભજન ગાતા હતા. આવી કિંવદન્તીથી કંઈ એમ સિદ્ધ નથી થતું કે તે જૈન સાધુ થયા બાદ ગૃહસ્થની પેઠે વર્તતા હોય. ગૃહસ્થ દશાની જુદી વાત છે અને સાધુ દશાની જુદી વાત છે. શ્રીમદ્ આનન્દઘનજીએ જ્ઞાન અને વૈરાગ્ય પ્રાપ્ત કરીને પંચમહાવ્રતની આરાધના કરવાને સાધુ વેષ અંગીકાર કર્યો હતો અને મરણ પર્યન્ત તે સાધુના વેષમાં જ હતા. તે દઢ મનના હતા. જૈન ધર્મની આરાધના કરવામાં સદાકાલ ઉજમાલ રહેતા હતા. સાતનય સપ્તભંગી, ચાર નિક્ષેપે, નવતત્ત્વને વિશેષતઃ જાણતા હતા.

શ્રીમદ્દનું મૂળ સાધુ અવસ્થાનું નામ તો લાભાનન્દજી હતું, પરન્તુ જ્યારે તેઓની આવી આત્મદશા વધવા લાગી અને આત્માના આનન્દમાં તેઓ મસ્ત રહેવા લાગ્યા ત્યારે લોકો તેમને આનન્દઘનના નામથી ઓળખવા લાગ્યા, અને બોલાવવા લાગ્યા. પોતે પણ સ્તવનો વગેરેના ઉદ્દ્ગારો કાઢતાં આનન્દઘન તરીકે પોતાનું નામ જણાવવા લાગ્યા.

આનન્દઘન તરીકે ખ્યાતિ અને અધ્યાત્મજ્ઞાની.

આનન્દનો ઘન—આત્મા એવું નામ પોતાને પણ યોગ્ય લાગ્યું, કારણ કે તેથી આત્માનો વારંવાર ઉપયોગ રહેવા લાગ્યો. આનન્દઘનજીએ પૂર્વે જે આગમો અને ગ્રન્થોનો અભ્યાસ કર્યો હતો તેનું તેઓ ધ્યાનવડે પોતાના આત્મામાં સમ્યક્ પરિણમન કરતા હતા, અને કોઈ અપૂર્વગ્રન્થ આપતું હતું તો તેનું તેઓશ્રી વાચન મનન ને સ્મરણ કરતા હતા. આત્માના શુદ્ધસ્વરૂપનું વારંવાર ગાન કરીને તેમાં ચિત્તવૃત્તિને રમાવતા હતા અને આત્માના ઉજ્વલ પરિણામ કરતા હતા. તેમની પાસે જે જે મનુષ્યો આવતા હતા તેમને ધ્યાનદશાના ઉત્થાન સમયે આત્માસંબન્ધી ઉપદેશ દેતા હતા અને અધ્યાત્મજ્ઞાનના ઉદ્દ્ગારો કાઢીને પોતાનું હૃદય ખુલ્લું કરતા હતા; તેથી સાધુઓ અને શ્રાવકો તથા જૈનેતરો આ અધ્યાત્મજ્ઞાની સાધુ છે એમ કથવા લાગ્યા. આનન્દઘનજી તો અધ્યાત્મજ્ઞાની છે, એવી વાયકા પ્રસરવા લાગી. અધ્યાત્મજ્ઞાની આનન્દઘનજી એ પ્રમાણે દુનિયામાં તેમની પ્રસિદ્ધિ થઈ ગઈ. અધ્યાત્મજ્ઞાનમાં અત્યંત રમણ કરવાથી આત્માસંબન્ધી તેમનો અભિનવ અનુભવ સ્ફુરવા લાગ્યો. પાતાળી કુવામાંથી જેમ ઘણા કોષોથી પાણી કાઢવામાં આવે તો પણ તે શરના યોગે જેમ જલથી ભરેલો જ રહે, તેમ શ્રીમદ્દ પણ અનુભવજ્ઞાનના યોગે અધ્યાત્મજ્ઞાન સંબન્ધી પાતાળી કૂવા જેવા હતા. જેમ જેમ શ્રીમદ્દ અધ્યાત્મજ્ઞાનથી આત્માનું સ્વરૂપ કથન કરતા તેમ તેમ તેમને નવો નવો અનુભવ પ્રગટ્યા કરતો હતો. જેઓ તેમના સમાગમમાં આવતા તેમને એમ લાગતું કે અહો! શ્રીમદ્દમાં કેટલું બધું અધ્યાત્મજ્ઞાન ભર્યું છે કે, જેનો પાર પમાતો નથી? શ્રીમદ્દ આનન્દઘનજી પોતાના આત્મામાં નિર્ભયતા કેટલા અંશે ઉત્પન્ન થઈ છે તેમની પરીક્ષા કરવા માટે ગામની બહાર્ શ્મસાનમાં રાત્રીના વખતમાં ધ્યાનમાં રહેતા હતા. ભૂત–પ્રેત–પિશાચ–વૈતાલ વગેરેના ડરાવ્યાથી તેઓ ડરતા નહોતા—તેમજ ધ્યાનના પ્રતાપથી ભૂતો વગેરે પણ તેમને ઉપદ્રવ કરી શકતા નહોતા—પ્રારબ્ધના ઉપર શરીરનો આધાર રાખીને તેઓ પહ્નુની પેઠે પ્રારબ્ધ કર્મયોગે

જ્યાં ત્યાં ફરતા હતા. એક દિવસે, બે દિવસે, ત્રણ દિવસે વા તેથી પણ વધારે દિવસે ગોચરી વહોરવા જતા હતા અને ક્ષુધાવેદનીય નિવારવાને અર્થે અને સંયમ સાધકાર્થે-શરીરની રક્ષામાટે આહાર જલ ગ્રહણ કરતા હતા. બાળજીવો તો તેમની એવી દશા દેખીને ભડકી જતા હતા અને તેમના સાધુપણાવિષે અનેક પ્રકારની વાતો કરતા હતા. અન્ય સાધુઓ કરતાં તેમની વિચિત્ર દશા જોઇને કેટલાક તો, તેઓશ્રી ઉન્મત્ત થઈ ગયા છે એમ કહેતા હતા. કેટલાક વ્યવહાર ધર્મને જાણનારા, 'આનન્દઘનજી નિશ્ચયમાં પડી ગયા છે' 'એ તો નિશ્ચયવાદી થઈ ગયા છે' 'એ તો વ્યવહારને માનતા નથી,' એવું બોલતા હતા. શ્રીમદ્‌ની પાસે બાળજીવો આવતા તેઓને શ્રીમદ્ કહેતા હતા કે, તમો ઉપાશ્રયમાં પધારનારા મુનિરાજોની સેવના કરીને તેમની પાસેથી ધર્મ સાંભળો અને જૈનધર્મની આરાધના કરો. તમને તમારા અધિકાર પ્રમાણે અન્ય મુનિયો ઉપદેશ આપશે-અન્ય સાધુઓ પાસેથી તેમની સેવા કરી ધર્મગ્રહણ કરો; તેમના ઉપર પરિપૂર્ણ શ્રદ્ધાભક્તિ ધારણ કરો; આપ્રમાણે આનન્દઘનજી કહેતા હતા.

ઉપાધ્યાયના અધ્યાત્મ વ્યાખ્યાનનું શ્રવણ અને પશ્ચાત્ આનન્દઘનજીનું અધ્યાત્મજ્ઞાનવ્યાખ્યાન.

આગમોના જ્ઞાતા, જૈનશાસન ધોરી પ્રભાવક-શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી, આબુજી તરફ વિહાર કરતા કરતા ગયા. તે કાલમાં શ્રીમદ્ યશોવિજયજી સર્વેસાધુઓમાં બહુશ્રુત ગણાતા હતા;-તેમણે, આનન્દઘનજી અધ્યાત્મજ્ઞાનમાં ઉંડા ઉતરી ગયા છે અને અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ આપનાર એક્કા છે એમ સાંભળ્યું હતું; શ્રી આનન્દઘનજી આબુજીની આસપાસના પ્રદેશમાં રહેતા હતા. આબુજીના પ્રદેશમાં આનન્દઘનજીની અધ્યાત્મજ્ઞાનના અનુભવી તરીકે પ્રશંસા થઈ રહી હતી. ઉપાધ્યાયજી શ્રાવકો પાસેથી તેમની પ્રશંસા શ્રવણ કરીને અધ્યાત્મજ્ઞાન સંબન્ધી વ્યાખ્યાન દેવા લાગ્યા. શ્રીમદ્ ઉપાધ્યાયજીનું વ્યાખ્યાન શ્રવણ કરવા આસપાસના સાધુઓ અને ગૃહસ્થ જૈનો આવ્યા હતા. તે વખતે ઉપાધ્યાયજીની અપૂર્વવિદ્વત્તાની પ્રશંસા સર્વત્ર ફેલાયલી હતી. શ્રીમદ્ આનન્દઘનજીએ પણ ઉપાધ્યાયજીની વિદ્વત્તા અને સિદ્ધાન્ત પારંગામીપણાની પ્રશંસા સાંભળી હતી, તેથી તેઓ પોતાના નજીક પ્રદેશમાં આવ્યા છે એવું જાણી-એકલા તેમને મળવા સારૂ ચાલી નીકળ્યા, અને ઉપાશ્રયમાં સાધુઓના સમુદાય ભેગા પોતે બેઠા. આસપાસના ગામોથી અનેક યતિયો આવ્યા હતા; તેમના ભેગા બેસવાથી તેમજ સામાન્ય સાધુ જેવા જણાયાથી ઉપા-

ધ્યાયજીએ આનન્દઘનજીને ઓળખ્યા નહિ. ઉપાધ્યાયજી અધ્યાત્મજ્ઞાન સંબન્ધી અસરકારક વ્યાખ્યાન કરવા લાગ્યા અને તર્કોથી અધ્યાત્મજ્ઞાન-પરત્વે વ્યાખ્યાન કરવા લાગ્યા. તેમનું અધ્યાત્મજ્ઞાનનું વ્યાખ્યાન શ્રવણ કરીને સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ વગેરે માથું ધુણાવા લાગ્યા. શ્રોતાઓના મુખપર આનન્દની છાયા અને આંખપર આનન્દનાં ચિન્હ જણાવા લાગ્યાં. એકી અવાજે સભાએ ગર્જનાથી કહ્યું કે 'વાહ! વાહ! આપના જેવો અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ દેનાર કોઈ નથી.' શ્રીમદ્ ઉપાધ્યાયજીએ આખી સભાના મનુષ્યો તરફ દૃષ્ટિપાત કરીને વ્યાખ્યાનની અસર શ્રોતાઓને કેટલી થઈ છે ઇત્યાદિ દેખી લીધું. પેલા જીર્ણવેષધારી સામાન્ય સાધુ તરફ તેમની દૃષ્ટિ ગઈ અને તેમને વિશેષ આનંદ–હર્ષ થયો હોય એવું જણાયું નહિ; તેથી ઉપાધ્યાયજીએ કહ્યું કે–અરે વૃદ્ધ સાધો! ત્હેં બરાબર વ્યાખ્યાન શ્રવણ કર્યું કે નહિ? અધ્યાત્મજ્ઞાનના વ્યાખ્યાનમાં તને સમજણ પડી કે નહિ? ઉપાધ્યાયજીના તેવા વચનના ઉત્તરમાં શ્રીઆનન્દઘનજી બોલ્યા કે, આપશ્રી અધ્યાત્મજ્ઞાન વ્યાખ્યાનમાં શાસ્ત્રોથી ઉત્તમ દક્ષત્વ જણાવો છો. શ્રીમદ્ ઉપાધ્યાયજી પેલા વૃદ્ધ મુનિના ઉત્તરથી તેના મુખ સામું જોઈ રહ્યા અને તેમની સાથે કેટલીક વાર્તા કરવાથી આ કોઈ જ્ઞાની છે એવો વિચાર થયો. ઉપાધ્યાયજીએ પૂચ્છયું તમારૂં શું નામ છે? તેના ઉત્તરમાં તે આનન્દઘન છે એવું ઉપાધ્યાયજીએ અનુમાનવડે જાણી લીધું અને તેમને, પોતે જે શ્લોકથી અધ્યાત્મજ્ઞાનની વ્યાખ્યા કરતા હતા તેનું વર્ણન કરવા માનપૂર્વક કહ્યું. શ્રીમદ્ આનન્દઘનજીએ ઉપાધ્યાયજીના અત્યંતાગ્રહથી અધ્યાત્મ શ્લોકોનું વ્યાખ્યાન કરવા માંડયું. એક શ્લોકનું વ્યાખ્યાન કરતાં ત્રણ કલાક થઈ ગયા. શ્રોતાઓની મંડળીમાં શ્રીમદ્ આનન્દઘનજીના વ્યાખ્યાનથી આનન્દની છાયા છવાઈ ગઈ. આનન્દઘનજીના,–નાભિમાંથી તન્મયપણે પરિણામ પામીને જે શબ્દો નીકળતા હતા, તેનું ઉપાધ્યાયજી બરાબર ધ્યાન રાખતા હતા. અધ્યાત્મજ્ઞાનમાં જેનું ચિત્ત પરિણમી ગયું છે એવા શ્રીમદ્ આનન્દઘનજીના શબ્દોમાં વૈરાગ્ય અને જ્ઞાનની એવી ઉત્તમ છાયા છવાતી હતી, કે જે અકૃત્રિમપણે દેખાતી હતી અને તેથી ઉપાધ્યાયજીને પણ અસર થઈ હતી, અને તેઓપણ આનન્દની ઘેનમાં આવી ગયા હતા. ઉપાધ્યાયજીએ આનન્દઘનજીની સ્તુતિ કરી અને તેમના પ્રતિ પૂજ્યભાવથી દેખવા લાગ્યા. કેટલાક વખત સુધી આનન્દઘનજીની સાથે અધ્યાત્મજ્ઞાનની ગોષ્ટી કરી; અને ત્યારથી ઉપાધ્યાયજીના હૃદયમાં અધ્યાત્મજ્ઞાનની ઉંડી અસર થઈ. 'ઝવેરી હીરાને પારખી શકે છે' એ વાત યોગ્ય છે.

શ્રીમદ્ આનન્દઘનજી બાવાઓના-વૈરાગીઓના મઠોમાં ઉતરતા હતા. ષડ્દર્શનના લોકો તેમનીપાસે આવવા લાગ્યા. તેમની ક્રિયાનુષ્ઠાનમાં વિશેષ પ્રવૃત્તિ ન દેખવાથી કેટલાક લોકો તેમને ક્રિયાલોપક કહેવા લાગ્યા. કેટલાક કહેવા લાગ્યા કે એ તો ભંગડ ભૂત જેવો છે. કેટલાકતો કહેવા લાગ્યા કે તેમનું ચિત્ત ફટકી ગયું છે. કેટલાક કહેવા લાગ્યા કે આનન્દઘનજી વ્યવહારમાં નથી. કેટલાક જ્ઞાનીઓ કહેવા લાગ્યા કે આનન્દઘનજીને વ્યવહાર ધર્મક્રિયા વગેરેની પૂર્ણ શ્રદ્ધા છે, તે સંવેગ પક્ષી છે, અને વ્યવહાર ક્રિયાનો કોઇને નિષેધ કરતા નથી; અને અન્ય કરે છે તેની પોતે અનુમોદના કરે છે, પણ પોતે કરી શકતા નથી. કેટલાક યતિયો તેમને મહાત્યાગી પુરૂષ માનવા લાગ્યા. કેટલાક યતિયો કહેવા લાગ્યા કે, આનન્દઘનજી ખરેખર સાધુવેષે સંવિગ્ન પક્ષધારક છે. "દુનિયાં બહુમુખી છે." આનન્દઘનજી લોકોના પારચયમાં ઘણું ન અવાય તેવીરીતે વર્તતા હતા. આબુજીની ગુફાઓમાં રહેવા લાગ્યા અને આત્માની સમાધિમાં સહજ સુખ ભોગવવા લાગ્યા. રાગદ્વેષના સંયોગો ન થાય એવું સ્થાન, સૃષ્ટિનું કુદરતી સૌન્દર્ય, વૃક્ષોની શોભા, અને શાન્ત ભાવના રહે એવા અનુકૂળ બાહ્ય સંયોગો અને આન્તરિક ચિત્તની સ્થિરતા-જ્ઞાનદશા-ધ્યાનદશા એ બધી સામગ્રી મળતાં આનન્દઘનજી અવર્ણનીય આનન્દસાગરમાં ઝીલતા હતા. જન્મ-જરા-મરણ-દેહ ઇત્યાદિમાં અહં મમત્વ અને ભયત્વની વૃત્તિને તેમણે ઘણી શિથીલ કરી હતી. મરણ એ વસ્તુતઃ પોતાનું નથી; એવા દૃઢભાવમાં રંગાઈ જવાથી-શરીર છતાં જાણે શરીર નથી એવા ભાનમાં તેઓ અખંડાનન્દની લ્હેરીયો લેતા હતા. આવી તેમની ધ્યાન દશામાં તેમને બાહ્યનું ભાન ભૂલાયું હતું.

શ્રીઆનન્દઘનજીપ્રતિ અનેક અફવાઓ, તેમની ઉચ્ચ દશામાં વૃદ્ધિ.

શ્રી યશોવિજયજીના મનમાં આનન્દઘનજીને મળવાની ઇચ્છા થઇ. તેઓ આબુજી પર્વતપર તીર્થનાં દર્શન કરી બાવાઓને આનન્દઘનજીના સમાચાર પૂછવા લાગ્યા. કોઈ બાવાએ કહ્યું કે, એક જતિ અમુક ગુફામાં છે. ઉપાધ્યાયજીએ એ તરફ ગમન કર્યું. શ્રીમદ્ આનન્દઘનજી ગુફામાંથી ધ્યાન ધરીને બહાર નીકળ્યા હતા અને આનન્દથી આત્માને ગાતા ગાતા ફરતા હતા. એટલામાં ઉપાધ્યાયજી ત્યાં આવી પહોંચ્યા. આનન્દઘનજી સામા જઈ હૃદયોદ્ગારનો ગાનથકી-ઘોષ કરીને ઉપાધ્યાયજીને ભેટયા, તે વખતે આનન્દાવેશમાં આવી જઇને ઉપાધ્યાયે આનન્દઘનજીની સ્તુતિ કરી.

શ્રીઉપાધ્યાયજી અને આનન્દઘનજીનો મેળાપ.

## श्रीयशोविजयजीए करेली आनन्दघनजीनी स्तुतिरूप अष्टपदी.

### पद पहेलुं.

( राग कानडो. )

मारग चलत चलत गात, आनन्दघन प्यारे ॥
रहत आनन्द भरपूर मा० ॥
ताको सरूप भूप त्रिहुं लोकथें न्यारो
बरखत मुखपर नूर ॥ १ ॥
सुमति सखीके संग, नितनित दोरत ॥
कबहु न होतही दूर
जशविजय कहे सुनो आनन्दघन,
हमतुम मिले हजूर ॥ २ ॥ इति

---

### पद बीजुं.

आनन्दघनको आनन्द सुजशही गावत ॥
रहत आनन्द सुमता संग आनं० ॥
सुमति सखी ओर न वल आनन्दघन,
मिल रहे गंगतरंग आनं० ॥ १ ॥
मन मंजन करके निर्मल कीयोहे चित्त,
तापर लगायो हे अविहड रंग ॥
जसविजय कहे सुनतही देखो,
सुख पायो बोत अभंग आनं० ॥ २ ॥

---

### पद त्रीजुं.

( राग नायकी ताल चंपक. )

आनन्द कोउ नहीं पावे, जोइ पावे सोइ आनन्दघन ध्यावे ॥ आ० ॥
आनन्द कोंन रूप कोंन आनन्दघन, आनन्दगुण कोन लखावे ॥ आ० ॥ १ ॥
सहज संतोष आनन्दगुण प्रगटत, सब दुविधा मिट जावे ॥
जस कहे सोही आनन्दघन पावत, अंतरज्योत जगावे ॥ आ० ॥ २ ॥

---

### पद चोथुं.

( राग ताल चंपक. )

आनन्द ठोर ठोर नहीं पाया—आनन्द आनन्दमें समाया ॥ आ० ॥
रतिअरति दोउ संग लीय वरजित, अरथने हाथ तपाया. ॥ आनन्द ॥ १ ॥

कोउ आनन्दघन छिद्रही पेखत–जसराय संग चढी आया।
आनन्दघन आनन्दरस जीलत–देखतही जसगुण गाया. ॥ आ० ॥ २ ॥

## पद पांचमुं.

( राग नायकी. )

आनन्द कोउ हम देखलावो. आ० ॥
कहां ढुंढत तुं मूरख पंछी, आनन्द हाट न वेकावो ॥ आ० ॥ १ ॥
एसी दशा आनन्दसम प्रगटत–ता सुख अलख लखावो ॥
जोइ पावे सोइ कछु न कहावत–सुजस गावत ताको वधावो ॥ आ० ॥२॥

## पद छठुं.

( राग कानडो ताल रुपक. )

आनन्दकी गत आनन्दघन जाणे ॥ आ० ॥
वाइ सुख सहज अचल अलखपद, वा सुख सुजस वखाने ॥ आ० ॥ १ ॥
सुजस विलास जब प्रगटे आनन्दरस, आनन्द अक्षय खजाने ॥ आ० ॥
एसी दशा जब प्रगटे चित्त अंतर, सोहि आनन्दघन पिछाने ॥ आ० ॥ २ ॥

## पद सातमुं.

एरी आज आनन्द भयो मेरे तेरो मुख निरख निरख रोम रोम शीतल भयो अंगोअंग ॥ एरी० ॥
शुद्धसमजण समतारस झीलत, आनन्दघन भयो अन्तरंग ॥ एरी० ॥ १ ॥
एसी आनन्ददशा प्रगटी चित्तअन्तर, ताको प्रभाव(प्रवाह) चलतनिर्मलगंग॥
वाही गंगसमता दोउ मिलरहे, जसविजय सीतलताके संग ॥ एरी० ॥ २ ॥

## पद आठमुं.

आनन्दघनके संग सुजसही मिले जब, तब आनन्दसम भयो सुजस,
पारस संग लोहा जो फरसत, कंचन होतही ताके कस ॥ आ० ॥ १ ॥
खीरनीर जो मिलरहे आनन्द, जस सुमतिसखीके संग भयोहे एकरस ॥
भव खपाइ, सुजसविलासभये सिद्धस्वरूप लीये धसमस ॥ आ० ॥ २ ॥

ગુણાનુરાગ મૂર્તિરૂપ શ્રીયશોવિજયજી ઉપાધ્યાયજીએ આનન્દઘનજીની જે સ્તુતિ કરી છે અને તેમાં આનન્દઘનનો આત્મા, કે જે આનન્દના ઘન અર્થાત્ સમૂહમાં રમતો હતો, તેની સાથે સુમતિનો સંબન્ધ સરસરીતે વર્ણવ્યો છે. પ્રિય આનન્દઘનજી માર્ગમાં ચાલતાં ચાલતાં ગાતા હતા, તેથી ઉપાધ્યાયે તેનુંપણ દિગ્દર્શન કર્યું છે.

આનન્દઘનજીના મુખપર આનન્દની છાયા છવાયલી દેખાતી હતી તે વખતે "जशविजय कहे सुनो आनन्दघन हम तुम मिलेहजुर" આ વાકયનો ઉચ્ચાર કરતાં બન્નેની કેવી દશા થઈ હશે! તેનું આનન્દચિત્ર ખરેખર શબ્દોથી કેવી રીતે આલેખી શકાય? યશોવિજયજી કહે છે કે, મેં આનન્દમાં મસ્ત આનન્દઘનજી છે એમ સાંભળ્યું હતું, પણ અત્ર તે રૂબરૂમાં તેપ્રમાણે દેખ્યું, અને તેથી હું બહુ અભંગ સુખ પામ્યો. આવા ઉદ્દગારો કાઢીને તેઓશ્રી, સાધુદશાની આનન્દ ખુમારીનો અને પવિત્રતાનો જગતને ખ્યાલ કરાવે છે. આનન્દનું કંઈ હાટ નથી. આનન્દ કંઈ વાટમાં કે ઘાટમાં નથી. જે આનન્દના ઘનભૂત આત્માને ધ્યાવેછે તેજ આનન્દ પામે છે. "जस कहे सोही आनन्दघन पावत, अन्तरज्योत जगावे" ઉપાધ્યાય શ્રીયશોવિજયજી કથે છે કે, આત્માનો આનન્દતો આત્માનું ધ્યાન કરીને, આનન્દઘનજી પામે છે-અને આત્માની અનુભવજ્યોતિ પ્રગટાવે છે. કેટલાક આનન્દઘનજીનાં છિદ્ર દેખતા હતા અને આનન્દઘનજીની નિન્દા કરતા હતા. તે વાતને પ્રગટ કરતા છતા અને આનન્દઘનજીની સ્તુતિ કરતા છતા, ઉપાધ્યાયજીએ "कोउ आनन्दघन छिद्रही पेखत जसराय संग चडी आया, आनन्दघन आनन्दरस झीलत देखतही जसगुणगाया." આ જે ઉદ્દગારો કાઢ્યા છે તે ઘણા ગંભીર અને ઉચ્ચ ભાવ ભરપૂર છે. આથી ઉપાધ્યાયજીના હૃદયમાંથી ઉઠતા શબ્દ તરંગોની લહેરીયોવડે, તેમના આત્માની ગુણાનુરાગ શીતલતા, કેટલી બધી વધી હશે તેનો ખ્યાલ આવે છે. આનન્દઘનજીના સમાન પોતાની દશાને, ઉપાધ્યાયે " एसी दशा आनन्दसम प्रगटत, ता सुख अलख लखावो." ઇત્યાદિ સ્તુતિ-શબ્દોવડે ઇચ્છી છે. આનન્દદશાને આનન્દઘનજી જાણી શકે અન્ય મનુષ્યો તો તેમનું હૃદય કયાંથી અવબોધી શકે? એમ વદતા છતા ઉપાધ્યાયજી-"आनन्दकी गत आनन्दघन जाणे" "एसी दशा जब प्रगटे चित्तअन्तर, सोहि आनन्दघन पिछाने. ॥आ०॥" આપ્રમાણે હૃદયોદ્ગારને પ્રગટ કરે છે. અધ્યાત્મજ્ઞાનના ઉંડા પ્રદેશમાં વિવરીને જેણે આત્માનું ધ્યાન ધર્યું છે અને આનન્દની ખુમારી લીધી છે એવો પુરૂષ ખરેખર આનન્દઘનજીને વસ્તુતઃ ઓળખી શકે છે. ઉપાધ્યાયજીએ આનન્દઘનની દશાને જાણી હતી. કારણકે આનન્દઘનના આનન્દ ઉભરાઓવાળા હૃદયની ઠેઠ પાસે તેઓ ગયા હતા. આનન્દઘનજીનું શાન્ત પ્રસન્ન-આનન્દીસુખ દેખતાં શ્રીમદ્ ઉપાધ્યાયજીના હૃદયમાં આનન્દ પ્રગટયો અને પોતાના આત્મામાં શીતલતા પ્રગટી, એજ ભાવને-તેઓ, "एरी आज आनन्द भयो मेरे, तेरो मुख निरख निरख रोमरोम शीतल भयो अंगोअंग. ॥ एरी० ॥" આપ્રમાણે,-હૃદયોદ્ગારોથી શબ્દોદ્વારા બહાર કાઢે છે.

શ્રીમદ્ આનન્દઘનજીની અધ્યાત્મદશાનો રંગ શ્રીમદ્ ઉપાધ્યાયના હૃદયમાં રંગાઈ ગયો હતો અને તેપણ આનન્દઘનજી સમાન બની ગયા હતા, અર્થાત્ તેઓ પણ અધ્યાત્મજ્ઞાનના અત્યંત રસિક બની ગયા હતા,-તેજ ભાવને આનન્દઘનજીને મળતાં, ઉપાધ્યાયજી આપ્રમાણે "आनन्दघनकेसंग सुजसही मिले जब, तब आनन्दसम भयो सुजस, पारसंसग लोहा जो फरसत, कंचन होतही ताकेकस" હૃદયોદ્ગાર કાઢીને આનન્દઘનની સંગતિથી પોતાના વિચારો પણ અધ્યાત્મરૂપે થયા એમ દર્શાવેછે. આનન્દઘનજીની સંગતિથી શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયનું અધ્યાત્મજ્ઞાન તરફ વલણ થયું અને અધ્યાત્મ રંગ લાગ્યો એમ સિદ્ધ ઠરે છે. શ્રીમદ્ યશોવિજયજીએ આનન્દઘનજીની સંગતિ પશ્ચાત્ અધ્યાત્મજ્ઞાનના ગ્રન્થો રચવાનું કાર્ય આરંભ્યું.-અધ્યાત્મસાર, અધ્યાત્મોપનિષદ્, જ્ઞાનસાર અને પદો વગેરેમાં શ્રીમદ્ ઉપાધ્યાયજીએ અધ્યાત્મજ્ઞાનનો રસ પૂર્યો છે, કે જે ગ્રન્થો વાંચતાં, ભવ્ય જીવો આનન્દમાં લીન થઈ જાય છે. ઉપાધ્યાયજીએ શ્રી આનન્દઘનજીની સ્તુતિ કરી તેવી રીતે શ્રી આનન્દઘનજીએ પણ શ્રીમદ્યશોવિજયજી વાચકની સ્તુતિની અષ્ટપદી બનાવી છે.

ઉપાધ્યાયજીની શ્રીઆનન્દઘનજીએ કરેલી સ્તુતિરૂપ અષ્ટપદી.

શ્રીમદ્ આનન્દઘનજીએ શ્રીમદ્ ઉપાધ્યાયજીના ગુણોના રાગવડે તેમની અષ્ટપદી હૃદયોદ્ગારરૂપ રચી છે. ઘણા જૈનો તરફથી શ્રીઆનન્દઘનજીએ ઉપાધ્યાયની અષ્ટપદી રચી છે એવું શ્રવણ કર્યું છે. વિજાપુરવાળા શા. સુરચંદ સરૂપચંદે અમને કહ્યું હતું કે, મેં સુરતમાં સં. ૧૯૪૫ ની સાલ લગભગમાં આનન્દઘનજીએ ઉપાધ્યાયજીની રચેલી અષ્ટપદી વાંચી છે. અમોએ સુરતમાં તપાસ કર્યો હતો પણ અમને હાથ લાગી નથી. એ અષ્ટપદીમાં ઉપાધ્યાયના ગુણોનું વર્ણન છે.-ઉપાધ્યાય ગીતાર્થ અને આગમોના આધારે સત્યોપદેશક છે, ઉપાધ્યાયમાં ઘણી લઘુતા છે, ગુણાનુરાગમાં રંગાયલા હૃદયવાળા છે, જૈનશાસનના રક્ષક-પ્રવર્તક અને પૂર્ણપ્રેમી છે, જૈનશાસનનો ઉદય કરવામાટે પરિપૂર્ણ આત્મભોગ આપનારા છે, વ્યવહાર અને નિશ્ચય નયથી જૈનધર્મ પ્રવર્તક છે, જૈન શાસનની હૃદયમાં ઉંડી દાઝ ધારણ કરનારા અને વિશાલદૃષ્ટિ ધારણ કરનારા છે, વૈરાગ્ય અને ત્યાગમાં તત્પર રહેનાર અને આત્માના ગુણોને પ્રગટ કરવાની પરિપૂર્ણ ઇચ્છાવાળા છે, ગુરૂકૂળવાસમાં રહીને વૃદ્ધોને અનુસરી જૈનધર્મ ફેલાવવામાં અત્યંત રાગ ધારણ કરનારા છે; ઇત્યાદિ ઉપાધ્યાયના અનેક ગુણોની સ્તુતિ કરી છે.

શ્રીમદને અને ઉપાધ્યાયજીને અત્યંત ગાઢ પ્રેમ હોવાનું નીચલું પદ સાક્ષી પુરે છે. કારણ કે, પોતાના હૃદયનો ઉભરો સત્યમિત્રની આગળ પ્રગટ કરી શકાય છે. આ ગ્રન્થમાં પ્રગટ થયેલ ૧૦૮ પદો ઉપરાંત આ પદ હોવાથી અત્ર તે ભાવાર્થસહ આ લેખવામાં આવે છે.

पद.

निरंजनयार मोये कैसे मिलेंगे. ॥ निरंजन० ॥

दूर देखुं में दरियाडुंगर, उचीवादर नीचे जमीयुं तले. ॥ निरंजन० ॥ १

धरतीमें वडुता न पिछानुं, अगनि सहुतो मेरी देही जले. ॥ निरं० ॥ २

आनन्दघन कहे जस सुनों बातां येही मिले तो मेरो फेरो टले. ॥ निरं० ॥ ३

ભાવાર્થ—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ અને ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી બન્ને ભેગા થયા. ઉપાધ્યાયજીને શ્રીમદ્ પર પૂજ્યભાવ હતો. શ્રીમદ્ આનન્દઘનજી પણ ઉપાધ્યાયજીને ગીતાર્થ ધર્મરક્ષક તરીકે જાણતા હતા. આનન્દઘનજી કહે છે કે, કર્મરૂપ અંજનથી રહિત-પરમાત્મારૂપ શુદ્ધ મિત્રનો મેળાપ મને ક્યારે થશે? શરીરાદિરહિત નિરાકાર પરમાત્માની પ્રાપ્તિ અહો! મુજને કેવી રીતે થશે? હું જો દૂર દેખું છું તો દરિયા અને ડુંગર દેખું છું, અને જો આકાશમાં ઉંચું નિહાળું છું તો વાદળાં દેખાય છે અને નીચે જમીનતલ દેખાય છે, પણ નિરંજનપરમાત્માની પ્રાપ્તિ થતી નથી. અરૂપી એવા પરમાત્મસ્વરૂપનો મેળાપ થતો નથી. અહો! કેવા ઉપાયથી નિરંજન મિત્ર મળશે!! જો ધરતીમાં પેસીને જોઉં છું તો ત્યાં પણ નિરંજનપરમાત્મ દેવ દેખાતા નથી. કેટલાક પરમાત્મ મિત્ર મેળવવાને પંચાગ્નિનું સાધન કરે છે; જો હું અગ્નિને સહું છું તો મારી દેહ બળે છે,-ઘણું દુઃખ સહું છું પણ નિરંજનયારનો મેળાપ થતો નથી; તેથી પ્રભુની પ્રાપ્તિ માટે પંચાગ્નિસાધન વગેરે ક્રિયાકષ્ટ પણ ઉપયોગી જણાતું નથી, માટે હવે કયો ઉપાય કરૂં કે જેથી નિરંજન-પરમાત્મ મિત્રની પ્રાપ્તિ થાય? "આત્મા તે પરમાત્મા છે." આત્માની આત્મારૂપે સ્થિતિ થવી તે નિરંજનયારનો મેળાપ કહેવાય છે. શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ કહે છે કે, હે યશોવિજયજી! અમારી વાર્તા આવા પ્રકારની સાંભળો—નિરંજનયાર મળે તો જ મારો ભવભ્રમણ-રૂપ ફેરો ટળે. નિરંજનયાર મળ્યા વિના ચતુર્ગતિરૂપ સંસારફેરો ટળવાનો નથી. પ્રમાદનાં સ્થાનકો ઘણાં છે આત્મારૂપ નિરંજનની પ્રાપ્તિ થવી એ કંઈ સામાન્ય વાત નથી. સર્વ વસ્તુઓની પ્રાપ્તિ કરી શકાય છે, પણ નિરંજન પરમાત્મપદની પ્રાપ્તિ થવી મહા દુર્લભ છે. ભાષાની વિદ્વત્તાથી વા ન્યાયની કર્કશ યુક્તિયોની કેટલીક કોટીઓથી-યુદ્ધ કરવાથી

નિરંજનયારનાં દર્શન થતાં નથી, તેમજ તેનો મેળાપ પણ થતો નથી. નિરંજનયારના મેળાપ માટે તો અનુભવજ્ઞાનની આવશ્યકતા છે. હે યશોવિજયજી ! નિરંજનયાર મળ્યા વિના સ્થિરતા થવાની નથી. હું તો નિરંજનયારના મેળાપમાં ઉપયોગ રાખું છું.

શ્રીમદ્ આનન્દઘનજી પોતાના મિત્ર યશોવિજયજીને કહે છે કે, રાગદ્વેષરહિત નિરાકાર પરમાત્મ પ્રભુની પ્રાપ્તિ વિના મને ચેન પડતું નથી. મારો આત્મા તેજ પરમાત્મારૂપ છે પણ રાગદ્વેષનો સંપૂર્ણ નાશ થયા વિના નિરંજન–નિરાકાર–જ્યોતિસ્વરૂપ પરમાત્માનો આવિર્ભાવ થતો નથી. કર્મના સંબન્ધે આત્મારૂપ પરમાત્માનું સાકારપણું છે, પણ કર્મનો સંબન્ધ વિઘટતાં આત્મારૂપ પરમાત્માનું નિરાકારસ્વરૂપ પ્રગટ થાય છે. રજોગુણ–તમોગુણ અને સત્ત્વગુણ રહિત પરમાત્મા છે. પરમાત્માનો કોઈ મિત્ર વા દુશ્મન નથી. પરમાત્મા કોઇને સુખદુઃખ આપવાનો ન્યાય આપતા નથી, તેમજ કોઇને સ્વર્ગમાં મોકલવાનું કરતા નથી, તેમજ કોઇને નરકમાં મોકલવાનું કૃત્ય કરતા નથી. પરમાત્માને ઇચ્છા વા દ્વેષ નથી. પરમાત્માને દિવ્ય શરીર વગેરે કોઈ જાતનું શરીર નથી. કર્મરૂપ અંજનથી રહિત એવા પરમાત્માની પ્રાપ્તિ એજ મુખ્ય સાધ્યલક્ષ્યસ્થાન છે. પરમાત્મા પોતાના રૂપે સત્ છે. અનંતજ્ઞાનમય છે. અનંતદર્શમય છે અને અનંત આનંદમય છે. આત્મા પોતે મૂલ-સ્વરૂપે જ્ઞાન, દર્શન અને ચારિત્રમય છે. આત્માનું આવું નિરંજન પરમાત્મત્વ પ્રાપ્ત કરવું એજ કર્તવ્યમાં કર્તવ્ય છે. આત્માનો ધર્મ ખરેખર આત્મામાં સમાયો છે. આત્માના ધર્મની પ્રાપ્તિ માટે જીવતાં ધરતીમાં દટાઈ જવાની જરૂર નથી. આત્માની પરમાત્મ દશા થયા પશ્ચાત્ જન્મ, જરા અને મૃત્યુના દુઃખો રહેતાં નથી. આત્માની પરમાત્મતા પ્રગટયા પશ્ચાત્ પુનઃ સંસારમાં જન્મ લેવો પડતો નથી. આત્માની પરમાત્મતા પ્રગટયા બાદ કોઇપણ જાતના દુઃખનો સંબન્ધ થતો નથી. ઉત્તમ પરમાત્મ દશા વા નિરંજન દશાની પ્રાપ્તિની ઇચ્છા જેના હૃદયમાં વ્યાપી રહી છે તે આસન્નભવ્ય જીવ અવબોધવો.

શ્રીમદ્ આનન્દઘનજીના મનમાં પરમાત્માની પ્રાપ્તિના ઉભરાઓ પ્રગટયા હતા, અને તેઓએ નિરાકાર પ્રભુનું ધ્યાન ધરવાની યોગ્યતા અમુકાંશે પ્રાપ્ત કરી હતી, તેથી તેઓ निरञ्जनयारના વિરહના ઉદ્ગારો કાઢી શકયા છે. જે હઠયોગીઓ, જીવતાં પૃથ્વીમાં દટાઈ જવું એને સમાધિ માને છે તેનું શ્રીમદે ખંડન કર્યું છે. धरतीमें गड्ड ता न पिछानुं ધરતીમાં ગળી જતાં નિરાકાર પરમાત્માને હું ઓળખી શકતો નથી, ઇત્યાદિ ઉદ્ગારોવડે તેમણે ज्ञानसमाधिની સિદ્ધિ કરી છે. अगनि सहु तो

मेरी देही जले એ શબ્દોવડે, તેમણે પરમાત્માની પ્રાપ્તિ માટે કેટલાક લોકો પંચાગ્નિસાધન વગેરે અજ્ઞાન કષ્ટ સહન કરે છે તેની નિષ્ફલતા દર્શાવી છે. निराकार परमात्मानी પ્રાપ્તિ અર્થે અગ્નિમાં દેહને ભસ્મીભૂત કરવાની કંઈ જરૂર નથી. શરીર બળવાથી કંઈ કર્મ બળી જતાં નથી; એક શરીર ભસ્મીભૂત થાય છે, તો પણ અન્યભવમાં કર્મના યોગે અન્યશરીર પ્રાપ્ત થાય છે. વીતરાગ ધર્મની પ્રાપ્તિ વિના અજ્ઞાન કષ્ટ ક્રિયાઓથી મુક્ત થઈ શકાતું નથી. સાકાર વસ્તુમાં નિરાકાર પરમાત્માનો આરોપ કરીને નિરઞ્જનની ભક્તિ કરવાથી નિરઞ્જનની પ્રાપ્તિ થાય છે.

પોતાના આત્મામાં નિરઞ્જન પરમાત્મા ધ્યેયરૂપે સ્થિર રહે છે તો, જે આનન્દ થાય છે તે આનન્દનું વર્ણન કરી શકાતું નથી. નિરઞ્જન પરમાત્માને કોઈ સ્વામી તરીકે ધ્યાવે છે, અને કોઈ ઉચ્ચકોટીના મહાત્મા મિત્ર તરીકે ધ્યાવે છે. શ્રીમદે નિરઞ્જન પરમાત્માને પોતાના મિત્ર કહીને તેની પ્રાપ્તિ ઈચ્છી છે. સર્વથી ઉચ્ચ કોટીમાં ગએલા અને અભેદ ધ્યાનમાં આરૂઢ થએલા ધ્યાનીઓ, પરમાત્માને સોऽહંસોऽહં એવા ભાવથી ધ્યાવે છે અને ધ્યાતા તથા ધ્યેયના ધ્યાનના અભેદપણાથી સોऽહંસોऽહં એવો ભાવ તેમના હૃદયમાં સ્ફુરાયમાન થાય છે. શબ્દમાત્રથી ધ્યાન ધરનારાઓ કંઈ ઉચ્ચકોટીના ધ્યાની ગણી શકાતા નથી. સોऽહં શબ્દ વાચ્યભાવમાં જ જેઓ લીન થઈ ગએલા છે અને જેઓ સોऽહં શબ્દ વાચ્યાર્થ કે જે શબ્દાતીત છે તેના અનુભવમાં લીન થએલા છે અને જેઓ ધ્યાનમાં નિરઞ્જનપરમાત્મરૂપ પોતાના આત્માને ધારીને, તેની સાથે સિદ્ધપરમાત્માની એકતા કરી શકે છે અને અભેદ રસમય ધ્યાન ધ્યાઇ શકે છે, તેઓ નિરઞ્જન પરમાત્માને પોતાના રૂપ તરીકે ઓળખી શકે છે તેમજ તેઓ निरञ्जनमित्रनी प्राप्ति ઇચ્છે છે. નિરઞ્જન પરમાત્માને મિત્ર તરીકે માનવા તો આખી દુનિયા ઇચ્છે છે, પણ પરમાત્માના મિત્ર બનવાની યોગ્યતા માટે તેમનું હૃદય તપાસવામાં આવતાં આકાશ જેવડું મીડું જણાશે. નિરઞ્જન પરમાત્માને સ્વામી કહેનાર વા નિરઞ્જનપરમાત્માને મિત્ર કહેનાર વા નિરઞ્જનપરમાત્માને પોતાના રૂપ ગણનાર મનુષ્યે, પોતાનામાં તે તે શબ્દવાચ્ય ભાવાર્થની યોગ્યતા પ્રગટાવવાની જરૂર છે. પરમાત્માને- સ્વામી કહેતાં પહેલાં પોતાનામાં સેવકપણું કેવા પ્રકારનું પ્રગટયું છે તેનો આત્મસાક્ષીએ વિચાર કરવામાં આવે તો, સેવકપણું પોતાનામાં પ્રગટાવવાના સદ્ગુણો તરફ લક્ષ જાય. નિરાકાર પરમાત્માને મિત્ર કહેતા પહેલાં,–પરમાત્માના મિત્ર બનવામાટે પોતાનામાં કેટલા ગુણો પ્રગટયા છે તેનો

યદિ વિચાર કરવામાં આવે તો, પોતાના અધિકારની સમજણ પડે અને પરમાત્માના મિત્ર બનવામાં શો લાભ છે તેની સમજણ પડે. જેને પોતાનો મિત્ર કરવા ઇચ્છા હોય તેના જેવા ગુણો પોતાનામાં પ્રગટાવવા જોઇએ. સમાનદશાવિના મિત્રો તે ખરા મિત્રો નથી. દુનિયામાં, મનુષ્યોના મિત્ર બનવામાં પણ સદ્ગુણો અને આત્મભોગની જરૂર પડે છે; તો પરમાત્માને મિત્ર કથતાં પહેલાં પરમાત્માને ઓળખી શકવામાં ન આવે તો પરમાત્માની મિત્રતા તે, નામની મિત્રતા અવબોધવી. દુનિયાના મિત્રો થવા માટે પણ સજ્જનો કહે છે કે,

"मित्र ऐसा कीजीए जैसे शिरके बाल, काटे कटावे पिछु कटे तोय न छोडे ख्याल.१
मित्र ऐसा कीजीए जैसी तनकी छांय, भेदभाव नहि चित्तमें एकरूप हो जाय." २

ઇત્યાદિથી અવબોધી શકાય છે કે, દુનિયાના મિત્ર બનવું તે પણ અશક્ય છે તો પરમાત્માના મિત્ર શી રીતે બની શકાય? નિરઞ્જનપરમાત્માને નિરઞ્જનભાવનાએ મિત્ર બનાવી શકાય. સાકાર વસ્તુઓમાં ઇષ્ટાનિષ્ટત્વ બુદ્ધિની કલ્પના ઉડી જાય અને સિદ્ધપરમાત્માના ધ્યાનવડે પોતાને ગમે અને સિદ્ધપરમાત્માની સાથે પ્રેમધૂન લાગતી હોય; તેવી દશામાં સિદ્ધપરમાત્માને મિત્ર કરી શકાય છે. કલિયુગમાં ધ્યાનની અભિલાષાવાળાઓએ સિદ્ધપરમાત્માને મિત્ર કહેતાં પહેલાં–પોતાની મિત્ર તરીકેની પોતાનામાં યોગ્યતા પ્રગટાવવી જોઇએ, તેમજ પરમાત્મા હું છું એવા ભાવથી સોઽહં શબ્દવાચ્યાર્થેનું ધ્યાન ધરતાં પહેલાં, પોતાની યોગ્યતાનો વિચાર કરવો જોઇએ.

શ્રીમદ્ આનન્દઘનજીએ નિરઞ્જન સિદ્ધપરમાને મિત્ર તરીકે સંબોધ્યા છે. ખરેખર તેમનામાં સિદ્ધપરમાત્માની મિત્રતા કરવાની યોગ્યતા હતી, તેથી જ સહજે તેમના હૃદયમાંથી નિરઞ્જન મિત્રના વિરહના ઉદ્ગારો નીકળ્યા છે. તાણી ખેંચીને એવા કૃત્રિમ ઉદ્ગારો કાઢનારા પરમાત્માના ધ્યાનના અધિકારી થયા હોય! એમ કહી શકાય નહિ. પરમાત્માનું ધ્યાન ધરતાં પહેલાં દુર્ધ્યાનનું સ્વરૂપ અવબોધવું જોઈએ. દુર્ધ્યાન અને સુધ્યાનનું સ્વરૂપ સમજવામાં નથી આવતું ત્યાં સુધી, દુર્ધ્યાનને પણ ધ્યાન કથી શકાય છે અને તે દુર્ધ્યાનથી પરમાત્મ પદની પ્રાપ્તિ થઈ શકતી નથી. દુર્ધ્યાનને હઠાવ્યા વિના પરમાત્માના સુધ્યાનમાં સ્થિરતા થઈ શકતી નથી. સદ્ગુરૂઓ દુર્ધ્યાન અને સુધ્યાનનું સ્વરૂપ સમજાવી શકે છે, અને તેથી પ્રભુના નામ ધારી–આખી દુનિયાના ભક્તોમાં દુર્ધ્યાન અને સુધ્યાનવાળા કયા છે તેનો નિર્ણય થઈ શકે છે અને તેથી દુર્ધ્યાનીઓના ફંદમાં ફસાવાનું થતું નથી. જૈનશાસ્ત્રોમાં દુર્ધ્યાનનું અનેક રીતે વર્ણન કરવામાં આવ્યું છે. સામાન્ય

રીતે દુર્ધ્યાનનાં ત્રેશઠ સ્થાનક દર્શાવવામાં આવ્યાં છે. દુર્ધ્યાનથી ધ્યાન કરનારાઓ બચી જાય તે માટે દુર્ધ્યાનનાં અત્ર ત્રેશઠ સ્થાનકો દર્શાવવામાં આવે છે.

## दुर्ध्याननां ६३ स्थानोनुं स्वरूप.

त्रिषष्टिध्यानस्थानानि, उत्पन्नान्यार्त्तरौद्रतः ।
तत्स्वरूपंलिखामि वै द्वितीयप्रकीर्णसूत्रतः ॥ १ ॥

ભાવાર્થ—"આર્તધ્યાન અને રૌદ્રધ્યાનથી ઉત્પન્ન થયેલાં ત્રેસઠ ધ્યાનનાં સ્થાનકો છે; તેનુ સ્વરૂપ-બીજા પ્રકીર્ણ સૂત્રથી અત્રે લખું છું."

આતુર પ્રત્યાખ્યાન નામના પ્રકીર્ણક સૂત્ર (પયન્નાસૂત્ર)માં "અન્નાણ જાણે" ઇત્યાદિ પાઠ છે તેમાં દુર્ધ્યાનનાં ત્રેસઠ સ્થાનકો ગણાવ્યાં છે.

૧ અજ્ઞાનધ્યાન—"અજ્ઞાન જ કલ્યાણકારી છે. તેમાં વ્યાખ્યાન વાંચવું, ભણવું, ભણાવવું વિગેરે આયાસનો અભાવ છે." એમ મનમાં વિચારવું, તે અજ્ઞાનધ્યાન કહેવાય છે. તે જ્ઞાનપંચમીની કથામાં કહેલા વસુદેવાચાર્યે કર્યું હતું; માટે તેવું દુર્ધ્યાન ધ્યાવવું નહીં.

૨ અનાચારધ્યાન—અનાચાર તે દુષ્ટાચાર-દોષયુક્ત આચરણ તે સંબન્ધી ધ્યાન. તે કૌકણ સાધુએ ક્ષેત્રમાં અગ્નિ સળગાવવારૂપ કર્યું હતું, તથા દેવતા થયેલા શિષ્ય કહેવા નહીં આવવાથી ચારિત્રનો ત્યાગ કરવાને ઇચ્છતા,-આષાઢસૂરિએ તે ધ્યાન કર્યું હતું.

૩ કુદર્શનધ્યાન—બૌદ્ધાદિક મિથ્યાદર્શનનું ધ્યાન; તે સુરાષ્ટ્રશ્રાવકે કર્યું હતું.

૪ ક્રોધધ્યાન—કુલવાલુક, ગોશાલક, પાલક, નમુચિ, અને શિવભૂતિ વગેરેએ કર્યું હતું.

૫ માનધ્યાન—બાહુબલિ, સુભૂમચક્રી, પરશુરામ, હઠથી આવેલા સંગમદેવ વગેરેએ કર્યું હતું.

૬ માયાધ્યાન—અન્યને છેતરવારૂપ માયાધ્યાન-આષાઢભૂતિ મૂનિએ લાડુ વહોરવા માટે કર્યું હતું.

૭ લોભધ્યાન—સિંહ કેસરીયાલાડુના ઇચ્છક સાધુએ કર્યું હતું.

૮ રાગધ્યાન—રાગ તે અભિષ્વંગમાત્ર સમજવો. તેના કામરાગ,

સ્નેહરાગ અને દૃષ્ટિરાગ એ ત્રણ પ્રકાર છે. તેમાં વિષ્ણુશ્રીના ઉપર વિક્રમયશ રાજાને કામરાગ થયો હતો. દામન્નકના સસરાનું-પોતાના પુત્રનું મરણ સાંભળીને સ્નેહરાગને લીધે હૃદય ફાટી ગયું હતું, અને કપિલને દૃષ્ટિરાગ ( દર્શનનો રાગ ) થવાથી બ્રહ્મદેવલોકમાંથી આવીને પોતાના મતના રાગથી પોતાના શિષ્યોને 'આસુરે રમસે' ઇત્યાદિ કહ્યું હતું. આ ત્રણે પ્રકારના રાગનું ધ્યાન કરવું તે રાગધ્યાન જાણવું.

૯ અપ્રીતિધ્યાન—અપ્રીતિ એટલે અન્ય ઉપર દ્રોહનો અધ્યવસાય અથવા દ્વેષ.-તે ધ્યાન યજ્ઞની શરૂઆત કરાવનારા મધુપિંગલ અને પિષ્પલ વિગેરેને થયું હતું, તથા હરિવંશની ઉત્પત્તિમાં વીરકદેવને થયું હતું.

૧૦ મોહધ્યાન—વાસુદેવના શબને ઉપાડીને છમાસ સુધી ફરનારા બલભદ્રને થાય છે તે સમજવું.

૧૧ ઈચ્છાધ્યાન—ઇચ્છા એટલે મનમાં ધારેલો લાભ મેળવવાની ઉત્કટ અભિલાષા, તેનુ ધ્યાન તે ઈચ્છાધ્યાન. તે બે માસા સુવર્ણના અર્થી કપીલને કોટિ સુવર્ણના લાભમાં પણ ઇચ્છાનો અંત આવ્યો નહોતો તેની જેમ સમજવું.

૧૨ મિથ્યાધ્યાન—મિથ્યા એટલે વિપર્યસ્ત ( અવળી ) દૃષ્ટિપણું તેનું ધ્યાન તે મિથ્યા ધ્યાન. તે જમાલિ, ગોવિંદ વિગેરેએ કર્યું હતું.

૧૩ મૂર્છાધ્યાન—મૂર્છા એટલે પ્રાપ્ત થયેલા રાજ્યાદિક ઉપર અત્યંત આસક્તિ, તેનું ધ્યાન તે મૂર્ચ્છાધ્યાન. તે પુત્રોને ઉત્પન્ન થતાં જ મારી નાખનાર, અથવા ખોડ ખાપણવાળા કરનાર કનકધ્વજ રાજાને થયું હતું.

૧૪ શંકાધ્યાન—શંકા એટલે સંશય કરવો તેનું ધ્યાન. તે આષાઢસૂરિના અવ્યક્તવાદી શિષ્યોને થયું હતું.

૧૫ કાંક્ષાધ્યાન—એટલે અન્ય અન્ય દર્શનનો મોહથકી આગ્રહ અર્થાત્ કાંક્ષા, તેનું ધ્યાન તે કાંક્ષાધ્યાન. તે, હે કપિલ! ત્યાંપણ ધર્મ છે અને અહીં મારા મતમાં પણ ધર્મ છે એમ બોલનારા મરીચિને થયું હતું.

૧૬ ગૃહીધ્યાન—એટલે આહારાદિકને વિષે અત્યંત આકાંક્ષાનું ધ્યાન. તે મથુરાવાસી મંગુસૂરિને તથા વ્રતનો ત્યાગ કરનાર કંડરીક રાજાને થયું હતું.

૧૭ આશાધ્યાન—એટલે પારકી વસ્તુ મેળવવાની અભિલાષાનું ધ્યાન, તે નિર્દય બ્રાહ્મણના પાથેય પ્રત્યે પાથેયવિનાના મૂલદેવને થયું હતું.

૧૮ તૃષાધ્યાન—તૃષાપરિસહના ઉદયથી ઉત્પન્ન થયેલી પીડા, તે પીડાએ કરીને થતું જે ધ્યાન તે તૃષાધ્યાન. આ ધ્યાન સાધુની સાથે જતાં માર્ગમાં તૃષાથી પીડાયેલા ક્ષુલ્લક સાધુને થયું હતું.

૧૯ ક્ષુધાધ્યાન—ક્ષુધાના પરવશપણાથી થતું ધ્યાન તે ક્ષુધાધ્યાન. તે રાજગૃહનગરના ઉદ્યાનમાં આવેલા લોકોને મારવા તૈયાર થયેલા દ્રમકને થયું હતું.

૨૦ પથિધ્યાન—એટલે અલ્પકાળમાં ઇષ્ટસ્થાને પહોંચવાનું ધ્યાન. તે ધ્યાન પોતનપુરના માર્ગને શોધતા વલ્કલચિરિને થયું હતું.

૨૧ વિષમમાર્ગધ્યાન—ઘણા વિકટ માર્ગનું ધ્યાન. તે સનત્કુમારને શોધનાર મહેન્દ્રસિંહને અથવા બ્રહ્મદત્તને શોધનાર વરધનુને થયું હતું.

૨૨ નિદ્રાધ્યાન—એટલે નિદ્રાને સ્વાન થયેલાનું ધ્યાન. તે ધ્યાન સ્યાનર્દ્ધિનિદ્રાએ પાડાનું માંસ ખાનાર, હસ્તિના દાંત ખેંચી કાઢનાર, તથા મોદકના અભિલાષી સાધુને થયું હતું.

૨૩ નિદાનધ્યાન—એટલે બીજા ભવમાં સ્વર્ગની અથવા મનુષ્યપણાની સમૃદ્ધિ મેળવવાની ઇચ્છાથી નવ પ્રકારનાં નિયાણાં કરવા સંબન્ધી ધ્યાન. તે નંદિષેણ, સંભૂતિ અને દ્રૌપદી વિગેરેને થયું હતું.

૨૪ સ્નેહધ્યાન—સ્નેહ એટલે મોહના ઉદયથી પુત્રાદિકને વિષે થતી પ્રીતિવિશેષ. તે ધ્યાન મરૂદેવા, સુનંદા અને અર્હન્નકની માતાને થયું હતું.

૨૫ કામધ્યાન—કામ એટલે વિષયનો અભિલાષ તેનું ધ્યાન તે કામધ્યાન. તે હાસા અને પ્રહાસાદેવીએ દેખાડેલા વિષયસુખના લોભથી કુમારનંદિ સોનીને થયું હતું, તથા રાવણને થયું હતું.

૨૬ અપમાન ધ્યાન—અપમાન એટલે પરગુણની પ્રશંસા સાંભળીને થતી ઈર્ષ્યા અથવા ચિત્તની કલુષતા ( મલીનતા ) તેનું ધ્યાન તે અપમાન ધ્યાન. તે બાહુ અને સુબાહુની પ્રશંસાને

નહિ સહન કરનાર પીઠ અને મહાપીઠને તથા સ્થૂલ-ભદ્રની પ્રશંસાને સહન નહિ કરી શકનાર સિંહગુફાવાસી મુનિને થયું હતું.

૨૭ કલહધ્યાન—એટલે ક્લેશ કરાવવાનું ધ્યાન. તે રૂક્મિણી અને સત્યભામાના સંબન્ધમાં તથા કમલામેલાના દૃષ્ટાંતમાં નારદને થયું હતું.

૨૮ યુદ્ધધ્યાન—એટલે શત્રુના પ્રાણવ્યપરોપણના અધ્યવસાયરૂપ ધ્યાન. તે હલ્લ તથા વિહલ્લ નામના બંધુના વિનાશ માટે ચેડા રાજાની સાથે યુદ્ધ કરનારા કોણિકને થયું હતું.

૨૯ નિયુદ્ધધ્યાન—પ્રાણના અપહારરૂપ અધમ યુદ્ધરહિત યષ્ટિમુષ્ટિ વગેરેથી જે જય મેળવવો તે નિયુદ્ધ કહેવાય છે, તેનું ધ્યાન તે નિયુદ્ધ ધ્યાન. તે ધ્યાન બાહુબળી તથા ભરત રાજાને થયું હતું.

૩૦ સંગધ્યાન—સંગ એટલે ત્યાગ કર્યા છતાં પણ ફરીથી તેના સંયોગની અભિલાષા, તેનુ ધ્યાન તે સંગધ્યાન. તે રાજીમતી પ્રતિ રથનેમિને તથા નાગિલાપ્રતિ ભવદેવને થયું હતું.

૩૧ સંગ્રહધ્યાન—અત્યંત અતૃપ્તિવડે ધનાદિકનો સંગ્રહ કરવાનું ધ્યાન તે સંગ્રહધ્યાન. તે મમ્મણ શ્રેષ્ઠીને થયું હતું.

૩૨ વ્યવહારધ્યાન—પોતાના કાર્યના નિર્ણય માટે રાજાદિક પાસે ન્યાય કરાવવો તે વ્યવહાર કહેવાય છે; તેનું ધ્યાન તે વ્યવ-હારધ્યાન. તે બે સપત્નીઓને પોતપોતાનો પુત્ર ઠરાવવા માટે થયું હતું.

૩૩ ક્રયવિક્રયધ્યાન—લાભને માટે અલ્પ મૂલ્યવડે વધારે મૂલ્ય-વાળી વસ્તુ ખરીદ કરવી તે ક્રય કહેવાય છે; અને ઘણું મૂલ્ય લઇને અલ્પ મૂલ્યવાળી વસ્તુ વેચવી તે વિક્રય કહેવાય છે. તે ક્રયવિક્રયનું ધ્યાન આભીરીને કપાસ આપનાર વણિકને થયું હતું.

૩૪ અનર્થદંડધ્યાન—એટલે પ્રયોજન વિના હિંસાદિક કરવાનું ધ્યાન. તે અત્યંત ઉન્મત્તપણાને લીધે દ્વૈપાયન મુનિને કષ્ટ આપનાર શાંબ વગેરેને થયું હતું.

૩૫ આભોગધ્યાન—આભોગ એટલે જ્ઞાનપૂર્વક વ્યાપાર, તેનું ધ્યાન તે આભોગધ્યાન. તે બ્રાહ્મણનાં નેત્રો ધારીને વડગુંદાનું મર્દન કરનારા બ્રહ્મદત્ત ચક્રીને થયું હતું.

૩૬ અનાભોગધ્યાન—અનાભોગ એટલે અત્યંત વિસ્મરણ, તેથી થતું ધ્યાન તે અનાભોગધ્યાન. તે પ્રસન્નચંદ્રને થયું હતું.

૩૭ રૂણધ્યાન—રૂણ તે દેવું. તે આપવા માટે થતું ધ્યાન તે રૂણધ્યાન.

૩૮ વૈરધ્યાન—એટલે માતાપિતાદિકના વધથી અથવા રાજ્યના અપહારથી થતું ધ્યાન. તે પરશુરામ તથા સુભૂમને થયું હતું, અને સુદર્શનના ઉપર કામરાગવાળી વ્યંતરી થયેલી અભયારાણીને થયું હતું.

૩૯ વિતર્કધ્યાન—વિતર્ક એટલે રાજ્યાદિક ગ્રહણ કરવાની ચિંતા, તેનું ધ્યાન. તે નંદરાજાનું રાજ્ય લેવાની ઇચ્છાવાળા ચાણાકયને થયું હતું.

૪૦ હિંસાધ્યાન—એટલે પાડા વિગેરેની હિંસા કરવાનું ધ્યાન. તે કૂવામાં નાંખેલા કાલસૌકરિકને થયું હતું.

૪૧ હાસ્યધ્યાન—હાસ્ય કરવાનું ધ્યાન. મિત્ર સહિત ચંડરૂદ્ર આચાર્યનું હાસ્ય કરનાર શિષ્યને થયું હતું.

૪૨ પ્રહાસધ્યાન—પ્રહાસ તે, ઉપહાસ, નિંદા અથવા સ્તુતિરૂપ તેનું ધ્યાન તે પ્રહાસધ્યાન. તે 'હે નૈમિત્તિકમુનિ ! હું તમને વંદન કરૂં છું' એ પ્રમાણે વાર્તિક મુનિપ્રત્યે મશ્કરીમાં બોલતા ચંડપ્રદ્યોત રાજાને થયું હતું.

૪૩ પ્રદ્વેષધ્યાન—અતિદ્વેષવાળું ધ્યાન તે પ્રદ્વેષ ધ્યાન. કમઠને તથા શ્રી મહાવીરસ્વામીના કાનમાં ખીલા નાખનાર ગોપને થયું હતું.

૪૪ પરૂષધ્યાન—પરૂષ એટલે અતિ નિષ્ઠુર કર્મ તેનું ધ્યાન તે પરૂષધ્યાન. તે બ્રહ્મદત્ત પુત્ર ઉપર ચુલણી રાણીને તથા યુગબાહુ ભાઈ ઉપર મણિરથને થયું હતું.

૪૫ ભયધ્યાન—ભય એ મોહની અંતર્ગત રહેલી નોકષાય પ્રકૃતિ છે. તે ધ્યાન ગજસુકુમાલને ઉપસર્ગ કરનારા સોમિલ સસરાને થયું હતું.

૪૬ રૂપધ્યાન—આદર્શાદિકમાં જે જોવું તે રૂપ કહેવાય છે; તેનું ધ્યાન તે રૂપધ્યાન અને તે બે પ્રકારનું છે. સ્વરૂપધ્યાન અને પરરૂપધ્યાન. "તેમાં મારૂં રૂપ સારૂં છે" એમ જે માનવું તે સ્વરૂપધ્યાન સનતકુમારને થયું હતું, અને પરરૂપધ્યાન શ્રેણિક રાજાનું ચિત્ર આલેખેલ ફલક ( પાટીયું ) જોઇને સુજયેષ્ટા અને ચેલણાને થયું હતું.

૪૭ આત્મપ્રશંસાધ્યાન—પોતાની પ્રશંસા કરાવવાનું ધ્યાન, શકટાલ મંત્રીના મુખથી પોતાની કવિતાની પ્રશંસા કરાવવા ઇચ્છનાર વરરૂચિને થયું હતું, તથા કોશાવેશ્યાને પોતાની કળાકુશળતા બતાવનાર રથકારને થયું હતું.

૪૮ પરનિંદાધ્યાન—તે કુરગડુ પ્રત્યે ચાર સાધુને થયું હતું.

૪૯ પરગર્હાધ્યાન—પારકી ગર્હા એટલે અન્ય જનો પાસે પરના છતા વા અછતા દોષ પ્રગટ કરવા તે. આ ધ્યાન સંઘસમક્ષ દુર્બલિકા પુષ્પમિત્રની ગર્હા કરનાર ગોષ્ઠમાહીલને થયું હતું.

૫૦ પરિગ્રહધ્યાન—ધનધાન્યાદિક પરિગ્રહ નવો મેળવવાનું ધ્યાન અથવા ગયેલી સમૃદ્ધિને પાછી મેળવવાનું ધ્યાન તે પરિગ્રહધ્યાન. તે ધ્યાન ચારૂદત્તને થયું હતું. તથા મુનિપતિ સાધુ વિહાર કરતાં તેનો રોધ કરનાર કુંચિક શ્રેષ્ઠીને થયું હતું.

૫૧ પરપરિવાદધ્યાન—અન્યના અછતા દોષો અન્યજન પાસે પ્રગટ કરવા તે, પરપરિવાદ કહેવાય છે. તેનું ધ્યાન તે પરપરિવાદધ્યાન. તે સુભદ્રા પ્રત્યે તેની સાસુ તથા નણંદને થયું હતું.

૫૨ પરદૂષણધ્યાન—પોતે કરેલા દોષને બીજા નિર્દોષ પ્રાણી ઉપર આરોપ કરવો તે પરદૂષણ કહેવાય છે. તે સંબન્ધી ધ્યાન તે પરદૂષણ ધ્યાન. તે પતિની હત્યારૂપ પોતાના દોષને ભદ્રક વૃષભ ઉપર આરોપણ કરનાર જિનદાસની સ્ત્રીને થયું હતું.

૫૩ આરંભધ્યાન—આરંભ તે બીજાને ઉપદ્રવ કરવો. તે સંબન્ધી ધ્યાન તે આરંભધ્યાન. તે કુરૂડ અને ઉકુરૂડમુનિને તથા દ્વિપાયન રૂષિને થયું હતું.

૫૪ સંરંભધ્યાન—સંરંભ એટલે વિષયાદિકનો તીવ્ર અભિલાષ તે-સંબન્ધી ધ્યાન તે સંરંભધ્યાન. તે માતાના ઉપરોધથી વ્રત પાળતાં છતાં પણ વિષયની અભિલાષાવાળા ક્ષુલ્લકકુમારને થયું હતું.

૫૫ પાપધ્યાન—પર સ્ત્રી સેવન વિગેરે પાપકર્મનું અનુમોદન એટલે તેવે પ્રસંગે 'આણે આ ઠીક કર્યું' એમ જે બોલવું તે પાપ કહેવાય છે. તેનું ધ્યાન તે પાપધ્યાન. તે "આ ભોગી ભ્રમરણ રાજાને ધન્ય છે" ઇત્યાદિ અનુમોદન કરનારા લોકોને થયું હતું.

૫૬ અધિકરણધ્યાન—પાપની ઉત્પત્તિના કારણરૂપ જે અધિકરણ

તે સંબન્ધી ધ્યાન તે અધિકરણધ્યાન. તે વાપી કૂપાદિક કરાવવામાં તત્પર થયેલા નન્દમણિકારને થયું હતું.

૫૭ અસમાધિ મરણધ્યાન—'આ અસમાધિવડે મરણ પામો' એવું અસમાધિ મરણધ્યાન સ્કન્દકાચાર્યે પ્રત્યે ક્ષુલ્લક સાધુને પહેલો યંત્રમાં પીલતાં અભવ્ય એવા પાલક પુરોહિતને થયું હતું.

૫૮ કર્મોદય પ્રત્યયધ્યાન—કર્મના ઉદયને આશ્રીને થયેલું ધ્યાન તે કર્મોદય પ્રત્યયધ્યાન. તે પ્રથમ શુભપરિણામ છતાં પછીથી કોઈ પણ અશુભ કર્મના ઉદયથી અશુભ પરિણામવાળા થયેલા વિષ્ણુને-અંતકાળે થયું હતું.

૫૯ ઋદ્ધિગૌરવધ્યાન—રાજ્ય ઐશ્વર્ય વગેરે સમૃદ્ધિવડે પોતાની ઉત્કૃષ્ટાઈરૂપ ગૌરવતા( મોટાઈ)નું ધ્યાન તે ઋદ્ધિગૌરવધ્યાન. તે દશાર્ણભદ્રને થયું હતું.

૬૦ રસગૌરવધ્યાન—જિંહ્વા ઇન્દ્રિયવડે ગ્રહણ કરાતા રસ-(ભોજન)ની ગૌરવતાનું ધ્યાન તે રસગૌરવધ્યાન. અર્થાત્ "મારી રસવતી (ભોજન)માં જેવો રસ છે તેવો બીજાની રસવતીમાં શું હોય ?" એવું અભિમાનપૂર્વક જે ધ્યાન; તે જળના દૃષ્ટાંતમાં કહેલા જિતશત્રુ રાજાને સુબુદ્ધિમંત્રી પાસે પોતાની રસવતીના રસની પ્રશંસા કરતાં થયું હતું.

૬૧ સાત ગૌરવધ્યાન—સુખના ગર્વનું ધ્યાન. એટલે 'હું જ સુખી છું' એવા અભિમાનવાળું ધ્યાન ઘણા જીવોને થાય છે.

૬૨ અવિરહધ્યાન—અવિરહધ્યાન એટલે પુત્રાદિકનો વિરહ ન થાઓ એવું ચિંતવન. આ ધ્યાન "એ પુત્રનો વિરહ ન થાઓ" એવી બુદ્ધિથી આ સાધુઓ માંસ ખાય છે, માટે તે રાક્ષસ જેવા છે, તેથી તેની પાસે જવું નહીં; એમ કહી તે પુત્રોને છેતરનાર ભૃગુપુરોહિત તથા તેની સ્ત્રી યશાને થયું હતું, તેમ જ દેવતાએ પ્રતિબોધ કર્યા છતાં પણ વારંવાર વ્રતનો ત્યાગ કરનાર મેતાર્યને થયું હતું.

૬૩ અમુક્તિમરણધ્યાન—મુક્તિ તે મોક્ષગતિ, તેથી રહિત તે અમુક્તિ, એટલે સંસારના સુખની અભિલાષા, તેવડે મરણ પામવાનું જે ધ્યાન તે 'અમુક્તિમરણધ્યાન' કહેવાય છે. તે "મુક્તિને વિઘ્ન કરનારૂં આ નિયાણું ન કર" એમ ચિત્ર નામના પોતાના ભાઈ સાધુએ વારંવાર નિવારણ કર્યા છતાં પણ 'ચક્રવર્તીની ...પત્તિનો ... કર્યાવિના હું મુક્તિની

પણ ઇચ્છા કરતો નથી' એવા તીવ્ર અશુભ ભાવથી નિયાણું કરનારા સંભૂતિ મુનિને થયું હતું.

"મિથ્યાદુષ્કૃત આપવા લાયક આ, ત્રેસઠ દુર્ધ્યાનનાં સ્વરૂપને સાંભળીને વિવેકી પુરૂષોએ અનેક પ્રકારનાં કર્મોનું બંધન કરાવનારાં સર્વ દુર્ધ્યાનોનો-તત્ત્વમાર્ગમાં પ્રવૃત્તિ કરતાં સર્વથા ત્યાગ કરવો."

દુર્ધ્યાનનાં ત્રેશઠ સ્થાનકોમાં ચિત્ત ગમન કરે તે પહેલાં, મનને તેથી પાછું હઠાવીને શુભધ્યાનમાં સ્થિર કરવું. ધ્યાન કરનારાઓએ આ ત્રેશઠ દુર્ધ્યાનોને અહિતકારી માનીને તેનાથી દૂર રહેવા સદા પ્રયત્ન કરવો. ધ્યાન ધરતા પહેલાં કયાં અશુભ ધ્યાન સ્થાનકોમાં મારૂં મન જાય છે તેનો વિચાર કરીને, તેનાથી દૂર રહેવા તીવ્ર ઉપયોગ અને દૃઢ સંકલ્પ ધારણ કરવો. શ્રીમદ્ આનન્દઘનજી ત્રેસઠ દુર્ધ્યાનોનું સ્વરૂપ જાણતા હતા, તેથી તેઓ સુધ્યાનમાં રમણતા કરવા પ્રયત્ન કરતા હતા અને સુધ્યાનના યોગે હૃદયના ઉભરારૂપ પદો ગાતા હતા.

શ્રીમદ્ આનન્દઘનજીના પદનો ભાવાર્થ સમજીને ભવ્ય જીવોએ પરમાત્માની પ્રાપ્તિ માટે, ધર્મધ્યાનવડે સિદ્ધપરમાત્માની ઉપાસના કરવી; એ જ તેમના પદમાંથી પોતાના અધિકાર પ્રમાણે સાર આકર્ષવાનો છે.

શ્રીમદ્ યશોવિજયજીની સાથે વાર્તાલાપ કરતાં જેઓ निरञ्जन યાર-ને મળવાનો હૃદયપ્રેમ ઉભરો બહાર કાઢે છે; તેવા શ્રીઆનન્દઘનજીના આત્માનું અનુકરણ કરવું જોઈએ.

શ્રીમદ્ આનન્દઘનજીએ આધ્યાત્મિક રસને પોતાના ઉદ્ગારોમાં જીવતો જણાવ્યો છે અને તેનો ગંગાપ્રવાહની પેઠે પ્રવાહ પ્રવહાવ્યો છે. શ્રીમદ્ આનન્દઘનજીએ निरञ्जनयार એ પદમાં પરમાત્માનો જે મેળ ઇચ્છ્યો છે તે હૃદય આગળ ખડો થાય છે; અને તેમની આત્મદશાનું વારંવાર સ્મરણ થાય છે.

આધ્યાત્મિક જ્ઞાનરસ એજ અમૃતરસ છે અને તેનું પાન કરવું તે વિબુધોના જ ભાગ્યમાં લખાયું છે. જ્ઞાની પુરૂષો અધ્યાત્મજ્ઞાનરૂપ અમૃતરસનું પાન કરે છે અને તેનો લાભ, ઉદ્ગારોદ્વારા અન્યોને આપે છે. જ્ઞાની પુરૂષોના હૃદયમાં સર્વ સમાઈ જાય છે. તેમનું જ્ઞાન કોઈ રીતે માપી શકાતું નથી.

શ્રીમદ્ આનન્દઘનજીએ અધ્યાત્મ પદોનો ગંગાપ્રવાહ વેહવરાવીને ઉચ્ચધર્મ વિચારરૂપ ભુવનમાં દુનિયાને લાવવા પ્રયત્ન કર્યો છે.

આ ગ્રન્થમાં પ્રગટ થવા ઉપરાંતનાં શ્રીમદ્ના નામથી ગવાતાં અન્ય ત્રણ પદો હાલ સાંભળવામાં આવ્યાં છે તેનો અત્ર ઉતારો કરવામાં આવે છે.

તે સંબન્ધી ધ્યાન તે અધિકરણધ્યાન. તે વાપી કૂપાદિક કરાવવામાં તત્પર થયેલા નન્દમણિકારને થયું હતું.

૫૭ અસમાધિ મરણધ્યાન—'આ અસમાધિવડે મરણ પામો' એવું અસમાધિ મરણધ્યાન સ્કન્દકાચાર્ય પ્રત્યે ક્ષુલ્લક સાધુને પહેલો યંત્રમાં પીલતાં અભવ્ય એવા પાલક પુરોહિતને થયું હતું.

૫૮ કર્મોદય પ્રત્યયધ્યાન—કર્મના ઉદયને આશ્રીને થયેલું ધ્યાન તે કર્મોદય પ્રત્યયધ્યાન. તે પ્રથમ શુભપરિણામ છતાં પછીથી કોઈ પણ અશુભ કર્મના ઉદયથી અશુભ પરિણામવાળા થયેલા વિષ્ણુને–અંતકાળે થયું હતું.

૫૯ ઋદ્ધિગૌરવધ્યાન—રાજ્ય ઐશ્વર્ય વગેરે સમૃદ્ધિવડે પોતાની ઉત્કૃષ્ટાઈરૂપ ગૌરવતા( મોટાઈ)નું ધ્યાન તે ઋદ્ધિગૌરવધ્યાન. તે દશાર્ણભદ્રને થયું હતું.

૬૦ રસગૌરવધ્યાન—જિહ્વા ઇન્દ્રિયવડે ગ્રહણ કરાતા રસ-( ભોજન )ની ગૌરવતાનું ધ્યાન તે રસગૌરવધ્યાન. અર્થાત્ "મારી રસવતી ( ભોજન )માં જેવો રસ છે તેવો બીજાની રસવતીમાં શું હોય?" એવું અભિમાનપૂર્વક જે ધ્યાન; તે જળના દૃષ્ટાંતમાં કહેલા જિતશત્રુ રાજાને સુબુદ્ધિમંત્રી પાસે પોતાની રસવતીના રસની પ્રશંસા કરતાં થયું હતું.

૬૧ સાત ગૌરવધ્યાન—સુખના ગર્વનું ધ્યાન. એટલે 'હું જ સુખી છું' એવા અભિમાનવાળું ધ્યાન ઘણા જીવોને થાય છે.

૬૨ અવિરહધ્યાન—અવિરહધ્યાન એટલે પુત્રાદિકનો વિરહ ન થાઓ એવું ચિંતવન. આ ધ્યાન "બે પુત્રનો વિરહ ન થાઓ" એવી બુદ્ધિથી આ સાધુઓ માંસ ખાય છે, માટે તે રાક્ષસ જેવા છે, તેથી તેની પાસે જવું નહીં; એમ કહી તે પુત્રોને છેતરનાર ભૃગુપુરોહિત તથા તેની સ્ત્રી યશાને થયું હતું, તેમ જ દેવતાએ પ્રતિબોધ કર્યાં છતાં પણ વારંવાર વ્રતનો ત્યાગ કરનાર મેતાર્યને થયું હતું.

૬૩ અમુક્તિમરણધ્યાન—મુક્તિ તે મોક્ષગતિ, તેથી રહિત તે અમુક્તિ, એટલે સંસારના સુખની અભિલાષા, તેવડે મરણ પામવાનું જે ધ્યાન તે 'અમુક્તિમરણધ્યાન' કહેવાય છે. તે "મુક્તિને વિઘ્ન કરનારૂં આ નિયાણું ન કર" એમ ચિત્ર નામના પોતાના ભાઈ સાધુએ વારંવાર નિવારણ કર્યાં છતાં પણ 'ચક્રવર્તીની સંપત્તિનો અનુભવ કર્યાવિના હું મુક્તિની

पद ३.

( राग खुमाच. )

तज मन कुमता कुटिलको संग
जाकी संगतें कुबुद्धि उपजत है, पडत भजनमें भंग. ॥ तज० ॥ १ ॥
कौवेकुं क्या कपुर चुगावत, श्वानही न्हावत गंग।
खरकुं कीनो अरगजा लेपन, मर्कट आभूषण अंग. ॥ तज० ॥ २ ॥
कहा भयो पयपान पिलावत, विषहु न तजत भुजंग।
आनन्दघन प्रभु काली कांवलीयां, चढत न दुजो रंग. ॥ तज० ॥३॥

શ્રીમદે આ પ્રમાણે આ બે પદમાં પણ અધ્યાત્મરસનો પ્રવાહ વહેવરાવ્યો છે. तज मन कुमता कुटिलको संग એ પદમાં, આત્માને નહિ માનનાર કુમતિ–કુટિલજનોની સંગતિનો ત્યાગ કરવાની હિતશિક્ષા જણાવી છે. કુમતિકુટિલ મનુષ્યોની સંગતિથી પ્રભુના ધર્મથી બાળજીવો ભ્રષ્ટ થાય છે. કુસંગતિથી ગમેતેવા મનુષ્યની બુદ્ધિ બગડે છે. નાસ્તિક મનુષ્યોની સંગતિથી મહાન્ અનર્થ થાય છે, માટે જૈન શાસ્ત્રોમાં કુમતિવાળા અને કુટિલ મનુષ્યોની સંગતિનો ત્યાગ કરવાની હિતશિક્ષા દર્શાવી છે. કાલી કાંબલીને બીજો રંગ ચઢતો નથી; એમ શ્રીઆનન્દઘનજી ઉપદેશે છે, તેનો ભાવાર્થ–શઠ–કુટિલ જનોના મનમાં સન્તના ઉપદેશની અસર થતી નથી; એમ અનુભવમાં આવે છે–નાસ્તિક બુદ્ધિથી કાલી કાંબલીની પેઠે જેનાં હૃદય પાપકર્મથી કાળાં થઈ ગયાં છે તેના હૃદય ઉપર ધર્મનો શ્વેત રંગ ચઢી શકતો નથી. દુર્ભવ્ય અને અભવ્ય પ્રાણીઓને ધર્મની વાત રૂચતી નથી. તેઓની કુતર્કવાળી કુમતિથી તેઓની પાસે બેસનારને પ્લેગના જંતુની પેઠે ખરાબ અસર થાય છે.

દુર્ધ્યાનથી અને કુસંગતિથી શુભધ્યાનમાંથી ભ્રષ્ટ થવાય છે, માટે અધ્યાત્મજ્ઞાનીઓએ શ્રીમદ્‌ના પદનો વિચાર કરીને નાસ્તિક–શઠ મનુષ્યોથી દૂર રહેવું જોઈએ.

ધ્યાન કરનારા યોગીઓએ પોતાનામાં યોગ્ય ગુણો પ્રગટાવવા સદાકાલ પ્રયત્ન કરવો જોઇએ. જો પોતાનામાં યોગ્ય ગુણો નથી હોતા તો ધ્યાનની ધારા વહેતી નથી અને અધ્યાત્મરસનો સ્વાદ અનુભવાતો નથી. નીચેના શ્લોકોથી ધ્યાનીની યોગ્યતા અને ધ્યાનીને થતું સુખ અનુભવી શકાય તેમ છે.

શ્લોક.

जितेन्द्रियस्य धीरस्य प्रशान्तस्य स्थिरात्मनः
स्थिरासनस्य नासाग्र न्यस्तनेत्रस्ययोगिनः ॥ १ ॥

पद १.

( राग आशावरी. )

अब चलो संग हमारे, काया अब चलो संग हमारे,
व्होंये वहोत यत्न करी राखी, काया अब चलो० ॥
तोंये कारणमें जीव संहारे, बोले जूठ अपारे;
चोरी करी परनारी सेवी, जूठ परिग्रह धारे. काया० ॥ १ ॥
पट आभूषण सुंघा चूआ, अशनपान नित्य न्यारे;
फेर दिने खटरस तोंये सुन्दर, ते सब मलकर डारे. काया० ॥ २ ॥
जीव सुंणो या रीत अनादि, कहा कहत वारंवारे;
में न चलुंगी तोंये संग चेतन, पापपुण्य दो लारे. काया० ॥ ३ ॥
जिनवर नामसार भज आतम, कहा भरम संसारे;
सुगुरुवचन प्रतीत भये तब, आनन्दघन उपगारे. काया० ॥ ४ ॥

આ પદમાં ચેતન મરતી વખતે કાયાને પોતાની સાથે આવવા માટે અનેક યુક્તિયોથી પ્રબોધે છે; તેના પ્રત્યુત્તરમાં કાયા કથે છે કે, હે ચેતન ! મારી અનાદિકાલથી એવી રીત છે કે, હું એક ભવથી અન્ય ભવમાં ગમન કરતાં સાથે ગમન કરતી નથી. હે ચેતન ! તારી સાથે મારા સંબન્ધે તેં કરેલું પુણ્ય અને પાપ એ બે સાથે આવશે, અને તેથી તું પરભવમાં પુણ્ય પાપના યોગે શુભાશુભ શરીર ધારણ કરીને સુખદુઃખ ભોગવીશ. આ જગત્‌માં જિનવરનું નામ સત્ય છે. સુગુરૂ વચનથી આત્મધર્મની પ્રતીતિ થાય છે, માટે આનન્દઘનજી કહે છે કે, તે સર્વ ઉપકાર સુગુરૂનો છે.

पद २.

( विहाग. )

कन्थ चतुर दिल ज्ञानी–हो मेरो कन्थ चतुर दिल ज्ञानी ।
जो हम चहेनी सो तुम कहेनी, प्रीत अधिक पीछानी. कन्थ० ॥ १ ॥
एक बुन्दको महेल बनायो, तामे ज्योत समानी ।
दोय चोर दो चुगल महेलमे, बात कच्छु नहि छानी. कन्थ० ॥ २ ॥
पांच अरु तिन त्रिया जो मन्दिरमें, राज्य करे राजधानी ।
एक त्रिया सब जग वश कीनो, ज्ञानखड्ग वश आनी. कन्थ० ॥ ३ ॥
चार पुरुष मन्दिरमें भूखे, कबहु त्रिपत न आनी.
दस अमर्सी एक असली बुजे, बुजे ब्रह्म ज्ञानी. कन्थ० ॥ ४ ॥
चार गतिमें रूलता बीते, कर्मकी किणहु न जाणी
आनन्दघन इस पदकुं बुजे, बुजे भविक जन प्राणी. कन्थ० ॥ ५ ॥

ગૃહસ્થ ગમેતેવો પંડિત હોય તોપણ તે એક અંશવડે ધ્યાનની દશા પ્રાપ્ત કરી શકે છે, માટે ભોળા જીવોએ સ્વાર્થસાધક અને ગપ્પગોળા મારનાર એવા બકધ્યાની ગૃહસ્થોથી તેમજ પાખંડીઓના બકધ્યાનથી ચેતતા રહેવું. મનાવા પૂજાવાની અને પૈસા વગેરેની આશાવિનાના અને આગમોને આગળ કરીને ચાલનારા શાન્ત એવા મુનિવરો સુધ્યાનની દશા પ્રાપ્ત કરી શકે છે. બહુ બોલવાથી વા ધ્યાનના નામે ગપ્પાં મારીને આડંબર કરવાથી કંઈ આત્મકલ્યાણ થઈ શકતું નથી. ઉપર્યુક્ત શુભધ્યાનનાં ત્રેશઠ સ્થાનકોને જે જીતે છે તે ધ્યાન કરવા સમર્થ થાય છે.

જે જીવો ધ્યાનના નામથી જાનવરની પેઠે ભટકી ઉઠે છે તે જીવો, મોહના તાબામાં રહે છે અને જ્ઞાન, દર્શન તથા ચારિત્રાદિ ગુણોની પ્રાપ્તિ કરી શકતા નથી. ધર્મધ્યાન અને શુકલધ્યાનનાં સ્થાનકો અને ધર્મધ્યાન તથા શુકલધ્યાનનાં આલંબનોને વારંવાર સેવવાની હિતશિક્ષા આપનાર અધ્યાત્મજ્ઞાન છે; માટે ભવ્યજીવોએ ધ્યાનની પ્રાપ્તિ માટે અધ્યાત્મજ્ઞાન જેનાથી પ્રાપ્ત થાય એવા સુગુરૂઓ અને શાસ્ત્રોની સદા ઉપાસના કરવી.

શ્રીમદ્ આનન્દઘનજીની ધ્યાનમાં ઉચ્ચ દશા અને ચમત્કાર.

શ્રીમદ્ આનન્દઘનજી, આબુજીપર્વતની ગુફાઓ, મંડળાચલ પર્વતની ગુફાઓ, સિદ્ધાચલ, તલાજા, ગિરનાર, ઈડર, તારંગા વગેરેમાં એકાન્ત સ્થાનમાં રહીને ધ્યાન ધરવા લાગ્યા. આબુજીના પર્વતમાં તત્ સમયમાં ગુફાઓમાં યોગીઓ (બાવાઓ) રહેતા હતા. તેઓ વારંવાર આનન્દઘનજીની મુલાકાત લેતા હતા અને આનન્દઘનજીના મિત્રો બનતા હતા. શ્રીમદ્ આનન્દઘનજી પણ તેમની સાથે અનુભવ વિચારોની સાપેક્ષ દૃષ્ટિએ આપ લે કરીને તેઓને વીતરાગધર્મનો ઉપદેશ દેઈ આનન્દરસમાં રસિક બનાવતા હતા. શ્રીમદ્‌ની પાસે કોઈવખત રાત્રીના વખતમાં સર્પો આવીને પડી રહેતા હતા. શ્રીમદ્‌ના અહિંસાના પરિણામની પ્રતિષ્ઠાથી દુષ્ટ પ્રાણીઓ ઇજા કરતા નહોતા. કોઈ કોઈ વારતો આનન્દઘનજીની ગુફાની આગળ સિંહ આવીને કૂતરાની પેઠે પડી રહેતા હતા. જ્યાં રાત્રીના વખતમાં સિંહોની ગર્જનામાત્રથી કાયર પુરૂષોનાં હૃદય ફાટી જાય ! એવી પર્વતની ટેકરીઓપર તેઓ ધ્યાનારૂઢ થઇ જગતનું અને શરીરનું ભાન ભૂલી જઈને આનન્દમાં લયલીન રહેતા હતા. તેમનીપાસે સિંહોપણ આવીને પડી રહેતા હતા, પણ તેમને ઈજા કરતા નહોતા

रुद्धबाह्यमनोवृत्तेर्धारणाधारणारयात्
प्रसन्नस्याप्रमत्तस्य चिदानन्दसुधालिहः ॥ २ ॥
साम्राज्यमप्रतिद्वन्द्वमन्तरेव वितन्वतः
ध्यानिनोनोपमालोके सदेवमनुजेपिहि ॥ ३ ॥

( उपदेश प्रासाद )

જેણે ઇન્દ્રિયોનો જય કર્યો છે એવો, તથા જે ધીર છે, જે અત્યંત શાન્ત છે, જેણે પોતાના આત્માને સ્થિર કર્યો છે, જેનું સ્થિરાસન છે, નાસિકાના અગ્ર ભાગપર દૃષ્ટિ સ્થાપન કરી છે, ધ્યેયમાં ચિત્ત સ્થિર કરવું તે ધારણા અને તેના ધારણથી જેણે વેગે બાહ્યમાં જતી મનોવૃત્તિને રોકી છે; એવો અને જે પ્રસન્ન છે તથા જે અપ્રમત્ત છે, જેણે ચિદાનન્દરૂપ અમૃતનો સ્વાદ લીધો છે, જેણે બાહ્યાભ્યન્તર વિપક્ષરહિત જ્ઞાનાદિનું અપ્રતિહત સામ્રાજ્યને અન્તરમાં વિસ્તાર્યું છે; એવા ધ્યાની મુનિવરની દેવલોકમાં વા મનુષ્યલોકમાં ઉપમા નથી.

ધ્યાની સર્વ દુઃખનો ક્ષય કરે છે तथाचोक्तम्.

श्लोक.

ध्याता ध्यानं तथा ध्येयमेकतावगतं त्रयम् ।
तस्य ह्यनन्यचित्तस्य सर्वदुःखक्षयो भवेत् ॥ १ ॥
शून्यंध्यानोपयोगेन विंशतिस्थानकाद्यपि ।
कष्टमात्रं त्वभव्यानामपि नो दुर्लभं भवेत् ॥ २ ॥

( उपदेश प्रासाद )

સર્વ દુઃખનો ક્ષય કરનાર ધ્યાન છે; એમ અનેક ગ્રન્થોની સાક્ષીઓથી સિદ્ધ થાય છે, માટે કુસંગતિ ત્યાગીને જ્ઞાન દર્શન અને ચારિત્ર ગુણવડે યુક્ત એવા આત્માનું સદાકાળ ધ્યાન ધરવું.

અધ્યાત્મજ્ઞાનથી ધ્યાનની ઉત્તમ કોટીપર પાદ મૂકી શકાય છે, માટે આત્મધર્મસાધક બંધુઓએ ધ્યાનની પ્રાપ્તિ માટે ઉપર્યુક્ત ઉપાયો આચારમાં મૂકવા જોઈએ. ધ્યાનના વિચારો પ્રમાણે પ્રવૃત્તિ કર્યા વિના ધ્યાનનું જ્ઞાન પોતાને આત્મિક સુખરૂપ ફળ આપવા સમર્થ થતું નથી. અધ્યાત્મજ્ઞાનવડે ધ્યાનનું સેવન થાય છે અને ધ્યાનવડે આત્મા તથા પરમાત્માનો ભેદ ટાળી શકાય છે. અને આત્માને પરમાત્મરૂપ બનાવી શકાય છે.

ધ્યાનનો ખરો અધિકાર ત્યાગી પંચમહાવ્રત ધારી એવા મુનિવરોને છે.

પેશાબમાં સુવર્ણસિદ્ધિ છે તેને રસસિદ્ધિનું શું કામ છે. ધન્ય છે આનન્દઘનજીને !! એમ કહી ચાલતો થયો. જેના સંકલ્પબળવડે પેશાબ પણ સુવર્ણ બનાવવા સમર્થ થાય છે, તેમાં યોગમાહાત્મ્યવિના અન્ય કશું કંઈ નથી;-યોગના અભ્યાસથી એવી સિદ્ધિ કોઈ મહાયોગીને સંપ્રાપ્ત થાય છે.

શ્રીમદ્ આનન્દઘનજીના ચમત્કારોની ખબર સર્વત્ર વાયુવેગે-બાવા વગેરે લોકો ફેલાવવા લાગ્યા. સારી અને બુરી વાત સર્વત્ર વાયુવેગે પ્રસરી જાય છે. શ્રીમદ્ આનન્દઘનજી મારવાડનાં ગામડાંઓમાં અને પર્વતોમાં વિચરવા લાગ્યા. જોધપુરના રાજ્યમાં વિચરતાં એક વખત કોઈ પર્વતપાસેના ગામની બહાર-દેવકૂલમાં શ્રીમદ્ આનન્દઘનજી રહ્યા હતા; તેની જોધપુરના રાજાને ખબર પડવાથી તે મુનિરાજનાં દર્શન કરવા આવ્યો. આનન્દઘનજીના શરીરમાં તે વખતે તાવ ભરાણો હતો. રાજાનું આવાગમન શ્રવણ કરી શ્રીમદ્ આનન્દઘનજી પોતાના કપડામાં તાવને ઉતારી જરા દૂર કોઈ વસ્તુપર કપડો મૂકયો અને પોતે શાન્તપણે રાજાને ઉપદેશ દેવા લાગ્યા. આત્માના ગુણોની પ્રાપ્તિ માટે જે જે ઉપાયો લેવા જોઈએ તે દર્શાવવા લાગ્યા. આત્માની કિમ્મત અવબોધ્યા વિના શરીરની ઉપયોગિતા સમજાતી નથી. સાધુ-સન્તોની સેવાભક્તિ કર્યા વિના રાજ્યત્વની સફલતા થતી નથી. સન્તસાધુઓની સેવાભક્તિથી રાજાની બુદ્ધિ નિર્મલ રહે છે. સન્તસાધુઓના ઉપદેશથી રાજ્યમાં શાન્તિ ફેલાય છે અને લોકો ધર્મી બનવાથી રાજાને તેનો લાભ મળે છે. સાધુઓની સેવાભક્તિ અને ઉપાસનાથી રાજાનું કલ્યાણ થાય છે. દાન, શીયલ, તપ અને ભાવ એ ચાર ભેદે ધર્મની આરાધના કરવી. આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરીને પોતાના અધિકાર પ્રમાણે સ્વ અને પરનું કલ્યાણ કરવું; ઈત્યાદિ ધર્મમાર્ગનો ઉપદેશ આપ્યો. ઉપદેશ પૂર્ણ થયા પશ્ચાત્, નૃપની દૃષ્ટિ, સામા-થરથર ધ્રૂજતા કપડા ઉપર પડી. રાજાના મનમાં વિચાર થયો કે, આ કપડો કેમ ધ્રૂજતો હશે? રાજાના મનમાં નિર્ણય થયો નહિ તેથી તેણે શ્રીમદ્‌ને પૂછયું. શ્રીમદે કહ્યું કે, કપડામાં તાવનાં પુદ્ગલો છે. રાજન્! તારી સાથે વાત કરવી હતી તેથી મેં કપડાને દૂર કર્યો હતો, હવે તેને લેઇશ. શ્રીમદ્‌માં તાવને દૂર કરવાની શક્તિ હતી. આ બાબતમાં સત્ય કેટલું હશે તે વાચકો વિચારી શકશે, પણ એટલું તો ખરૂં છે કે શ્રીમદ્‌માં અનેક પ્રકારની શક્તિયો પ્રગટી હતી.

જ્વરને કપડામાં ઉતાર્યો.

એવી, તેમનામાં તપોબળથી આત્મશક્તિ ખીલી હતી. ધ્યાન અને સમાધિવડે આ કાલમાં ઉત્પન્ન થવા યોગ્ય કેટલીક લબ્ધિયો (ચમત્કારો) તેમનામાં ઉત્પન્ન થઈ હતી.

સંકલ્પયોગે પેશાબથી સુવર્ણ સિદ્ધિ.

શ્રીમદ્‌માં અનેક ચમત્કારો પ્રગટ્યા છે એમ તેમની પાસે આવનારાઓને લાગતું હતું. શ્રીમદ્ આનન્દઘનજી અને એક યોગીને મિત્રતાનો સંબન્ધ હતો. પેલા યોગીએ અનેક પ્રયોગો અને અનેક પ્રયત્નોવડે સુવર્ણસિદ્ધિ કરવા સારૂ રસસિદ્ધિ કરી હતી. રસસિદ્ધિનો એક સીસો પોતાના શિષ્યના હાથે તેણે આનન્દઘનજી ઉપર મોકલાવ્યો. આનન્દઘનજી આબુજીની એક ટેકરીની શિલાપર ધ્યાનસ્થ થયા હતા. યોગીનો ચેલો રસનો શીશો લેઇને શ્રીમદ્‌ની પાસે આવ્યો. શ્રીમદ્ ધ્યાનમાંથી ઉત્થાન ચિત્તવાળા થયા એટલે પેલા ચેલાએ રસસિદ્ધિનો શીશો તેમની આગળ ધર્યો અને કહ્યું કે, અમારા અમુક ગુરૂએ આપની મિત્રતાના યોગે આપના ઉપર રસનો શીશો મોકલાવ્યો છે તે લ્યો. શ્રીમદે તે શીશો લીધો અને પત્થરની શિલાપર પછાડી ફોડી નાખ્યો. આ બનાવ દેખી પેલા યોગીના ચેલાથી ન રહેવાયું અને બોલ્યો કે અરે ! શેવડા તું રસસિદ્ધિને શું જાણી શકે ? મારા ગુરૂએ કેટલી બધી મહેનત કરીને આ રસ તૈયાર કર્યો હતો, તેને તેં ઢોળી નાખ્યો, માટે તું મૂઢ છે.–તારામાં અક્કલ નથી. શ્રીમદ્ પેલા ચેલાનું વચન શ્રવણ કરીને બોલ્યા કે, યોગીના ચેલાજી ! તમારા ગુરૂજી રસસિદ્ધિવડે શું આત્મકલ્યાણ કરવા ધારે છે ? રસથી સુવર્ણ બનાવીને હવે તેમને શું કરવાનું છે ? પેલા યોગીના ચેલાએ કહ્યું કે, રસથી સુવર્ણસિદ્ધિ થાય છે અને તેથી જગત્‌ને વશ્ય કરી શકાય છે. પેલા ચેલાને શ્રીમદે કહ્યું કે, રસસિદ્ધિ એ કંઈ મોટી વાત નથી. આત્માની આગળ સુવર્ણસિદ્ધિ એ કંઈ મોટી વાત નથી. પેલા યોગીના ચેલાએ કહ્યું કે, એ બધી કહેવાની વાતો છે રસથી સર્વ કંઈ સિદ્ધ થાય છે. આત્માની વાતો કરનારા ઘણા છે પણ મારા ગુરૂની પેઠે રસસિદ્ધિ બનાવનાર તો કોઈકજ હોય છે. પેલા ચેલાએ આપ્રમાણે કરડાકીમાં કહ્યું, તેથી શ્રીમદ્ આનન્દઘનજીએ કહ્યું કે, રસસિદ્ધિ એ કંઇ મોટી વાત નથી. ચેલાએ પ્રત્યુત્તરમાં કહ્યું કે, "સિદ્ધની પેઠે બોલો છો ત્યારે સુવર્ણ કરી બતાવો." આનન્દઘનજીને આ પ્રમાણે ચેલાનું વચન સાંભળી કંઈક લાગી આવ્યું અને પત્થરની ચાટપર પેશાબ કર્યો, તેથી પત્થરની ચાટ સોનાની થઈ ગઈ. પેલો ચેલો તો ચકિત થઈ ગયો અને કથવા લાગ્યો કે, અહો ! જેના

જોધપુરના રાજાને પુત્ર ન હતો. તેના મનમાં રાજ્યગાદીના વારસ સંબન્ધી વારંવાર ચિન્તા રહેતી હતી. દિવાન અને કારભારીઓ જાણુતા હતા કે રાજાને પુત્રની ચિન્તા રહે છે. પ્રધાનની સાથે વાતચિત કરતાં રાજાએ એક દિવસ પોતાના મનમાં રહેલી ચિન્તાનો પ્રકાશ કર્યો. પ્રધાને કહ્યું કે, પુત્ર થવો એ પૂર્વભવના સંસ્કાર ઉપર આધાર રાખે છે. જૈનયતિતરીકે પ્રસિદ્ધ એવા આનન્દઘનજી મહારાજ મહાયોગી—ચમત્કારી પુરૂષ છે તેની સેવાભક્તિ કરવાથી લાભ થાય એમ આશા રહે છે. જોધપુરના રાજાએ પહેલાં અનેક બાવાઓ—મંત્રવાદીઓ અને વૈદ્યો વગેરેનો આ બાબત માટે સંબન્ધ રાખ્યો હતો. છેવટે હવે પ્રધાનના કથન ઉપર વિશ્વાસ મૂકીને આનન્દઘનજીની સેવાભક્તિ કરવાનો ખરા અન્તઃકરણની શ્રદ્ધાથી નિશ્ચય કર્યો. શ્રદ્ધા વિના મંત્ર—યંત્ર અને ઔષધીઓનો પ્રભાવ જણાતો નથી. શ્રદ્ધા વિના મહાત્માની સેવા કરવાથી ફલસિદ્ધિ થતી નથી. શ્રદ્ધા ભક્તિ વિના મહાત્માઓની આંતરડીનો આશીર્વાદ લેઇ શકાતો નથી. પોતાના આત્માનું સમર્પણ કર્યા વિના અન્યના આત્માનું આશીર્વચન ગ્રહી શકાતું નથી. મહાત્માઓને વૈયાવૃત્ય, ભક્તિ, સેવા, ઉપાસના—વિનય વગેરેથી પોતાના કરી શકાય છે, તેમજ પ્રસન્ન કરી ને તેમના હૃદયનું સર્વસ્વ લેઈ શકાય છે. જોધપુરના રાજાએ આનન્દઘનની ખરા અંતઃકરણથી સેવા કરી. અન્તે—સેવાભક્તિના પ્રતાપે રાજાની રાણીને પુત્રરત્નની પ્રાપ્તિ થઈ. રાજાઓના માનથી શ્રીમદ્ કદિ ફુલાઈ જતા નહોતા, તેમજ તેમનામાં શું છે તે અન્યને જણાવતા નહોતા. "ઠાલો ચણો વાગે ઘણો" કાંસાના જેવી સુવર્ણમાં ધ્વનિ પ્રગટતી નથી. "हीरामुखसे ना कहे लाख हमारा मोल" તેમ, મહા પુરૂષો પોતાના ગુણોનું પ્રાકટ્ય કદિ પોતાના મુખે કરતા નથી. મેડતાના રાજાએ પણ શ્રીમદ્ આનન્દઘનજીની સેવાભક્તિ કરી હતી. શ્રીમદ્દના પરિચયથી મેડતાના રાણાનો જૈનધર્મપ્રતિ રાગ થયો હતો. શ્રીમદ્ આનન્દઘનજી પોતાની પૂજા કદિ ઇચ્છતા ન હતા. જૈનશાસનની સેવા કરનારાઓની સદા પ્રશંસા કરતા હતા.

રાજાને પુત્રપ્રાપ્તિ.

પન્યાસ શ્રી સત્યવિજયજી ક્રિયાપાત્ર અને આત્માર્થી પુરૂષ હતા. પોતાની યથાશક્તિએ સાધુની ક્રિયાઓ કરવામાં પ્રયત્ન શીલ રહેતા હતા. આનન્દઘનજીની સાથે તેઓ ઘણા વર્ષ પર્યન્ત વનવાસમાં રહ્યા હતા અને અધ્યાત્મજ્ઞાનીની સંગતિનો લાભ લીધો હતો. શ્રીમદ્ આત્મારામજી મહારાજ પણ જણાવે છે કે 'શ્રી સત્યવિજયજીએ કેટલાંક વર્ષ આનન્દ-

શ્રી સત્યવિજયજીનો શ્રી આનન્દઘનજી સાથે વિહાર.

શ્રીમદ્ વિષે કિંવદન્તી એવી સાંભળવામાં આવે છે કે, તેમને વચન સિદ્ધિ પ્રગટ થઈ હતી. જે મનુષ્ય, વચન સમિતિનું સમ્યક્ પરિપાલન કરે છે અને વચોગુપ્તિમાં વિશેષકાળ રહે છે તેમજ નાભિકમલમાં ધ્યાન ધરી પરાભાષામાં કલાકોના કલાકો પર્યન્ત લીન થઈ જાય છે તેને વચનસિદ્ધિ પ્રગટે છે. જે ધ્યાની વા સમાધિકારક પુરૂષ, કદિ શાપને દેતો ન હોય, કોઇનું બુરૂં કરવામાં જેને સૂક્ષ્મ પરાભાષામાંથી અંશમાત્રની પણ સ્ફુરણા ન થતી હોય અને હૃદય તથા વાણીમાં ઐક્ય ધારણ કરતો હોય, તેમજ પરાભાષાની સત્ય સ્ફુરણાને વૈખરીમાંથી બહાર કાઢવા ઉપયોગપૂર્વક અભ્યાસ સેવતો હોય છે તે આત્મધ્યાની મનુષ્ય, વચન સિદ્ધિને પ્રાપ્ત કરવા સમર્થ થાય છે.

વચનસિદ્ધિ.

એક વખત શ્રીમદ્ જોધપુર પાસેના ડુંગરોની ગુફાઓમાં ધ્યાન ધરતા હતા અને પાસેનાં ગામડાંઓમાં ગોચરી લેવા બહાર્ આવતા હતા. જોધપુરના રાણાની પટ્ટરાણીને અને રાજાને કેટલાક દિવસથી અણબનાવ થયો હતો. રાણીએ રાજાને વશ કરવા અનેક ઉપાયો કર્યા પણ રાજાને વશ કરી શકી નહિ. કોઈ મનુષ્યે રાણીને કહ્યું કે જો આનન્દઘનજી મહાત્માની કૃપા થાય તો તારૂં કાર્ય સિદ્ધ થાય. રાણીના મનમાં એ વાતની શ્રદ્ધા થઈ અને તે પોતાના રસાલા સાથે આનન્દઘનજીનાં દર્શન કરવા ચાલી. આનન્દઘનજી જ્યાં રહેતા હતા તે સ્થાનની શોધ મળી અને તેણે શ્રી આનન્દઘનજીનાં દર્શન કર્યાં. કેટલાક દિવસપર્યન્ત રસાલા સાથે દર્શન કરવા આવવા લાગી. એક દિવસે તેણે પોતાની વાત પ્રગટ કરી, અને કહ્યું કે મહાપુરૂષ! મારા ઉપર કૃપા કરીને કોઈ યંત્ર કરી આપો કે જેથી રાજાનો મારા ઉપર પ્યાર થાય. આનન્દઘનજીએ કહ્યું, લાવ પત્ર. રાણીએ પત્ર આપ્યો તેમાં આનન્દઘનજીએ લખ્યું કે "राजाराणी दो मिले उसमें आनन्दघनकुं क्या" રાણી લખેલો કાગળ યંત્રરૂપ માનીને ઘેર લેઈ ગઈ અને પોતાના માદળીયામાં ઘાલ્યો; તે દિવસથી રાજાની પ્રીતિ રાણીના ઉપર વધવા લાગી અને રાજા જાણે રાણીના વશમાં થઈ ગયો હોય એમ થયું. એક દિવસ અન્ય રાણીઓએ રાજાને કહ્યું કે, પટ્ટરાણીએ તો આનન્દઘનજી પાસે યંત્ર કરાવી આપને વશ કર્યા છે. રાજાએ કહ્યું, એ બાબતની હું તપાસ કરીશ. એક દિવસ કળાવડે પટ્ટરાણીના માદળીયામાંથી પેલો 'યંત્ર' કાઢી રાજા વાંચવા લાગ્યો અને તેમાં લખેલા શબ્દો દેખી આશ્ચર્ય પામ્યો, અને આનન્દઘનજીની આત્મદશાસંબન્ધી રાજાને ઉચ્ચ ખ્યાલ આવ્યો.

રાજા-રાણી દો મિલે ઉસમેં આનન્દઘનજીકું ક્યા?

આરાધના થાય એવી-ભૂતકાલમાં થએલી અનેક ફેરફારવાળી સમાચારીઓનો જેણે હેતુઓપૂર્વક પૂર્ણ અભ્યાસ કર્યો હોય, જૈનાગમથી અને વર્તમાનકાલથી અવિરૂદ્ધ તેમ જ વર્તમાનકાલની શક્તિથી અવિરૂદ્ધ અને વર્તમાનકાલમાં પ્રવર્તાવવા યોગ્ય સમાચારીના દ્રવ્યાદિક હેતુઓથી અવિરૂદ્ધ એવી સાધુ સાધ્વીની સમાચારી સંબન્ધી, જેની પૂર્ણ અને ધર્મથી અવિરૂદ્ધ એવી દૃષ્ટિ ખીલેલી હોય છે તેવો-ગીતાર્થમુનિવર, જૈનશાસન ચલાવવા સમર્થ થાય છે અને તે વર્તમાનકાળમાં સાધુઓનો નાશ ન થાય એવા ઉદ્દેશે અને આચારે ઉત્સર્ગથી અને અપવાદથી સાધુઓ અને સાધ્વીઓની રક્ષા કરીને જૈનધર્મ પ્રવર્તાવવા સમર્થ થાય છે; ઇત્યાદિ બાબતોપર શ્રીમદ્‌ની અને પન્યાસ સત્યવિજયજીની ચર્ચાઓ ચાલતી હતી.

શ્રીમદ્ ઉપાધ્યાયજીનું સુવર્ણસિદ્ધિની પ્રાપ્તિ અર્થે શ્રી આનન્દઘનજી પાસે આવાગમન.

જૈનશાસનની ઉન્નતિ અર્થે ઉપાધ્યાય અહર્નિશ અનેક વિચારો કરતા હતા. જૈનધર્મનો ફેલાવો કરવા માટે અનેક કારણોની જરૂર રહે છે. બાહ્યના અનેક ઉપાયો કરવાથી જૈનધર્મની પ્રભાવના કરી શકાય છે. જૈનશાસનમાં અષ્ટપ્રભાવકોનાં ચરિતો વિદ્યમાન છે તે ઉપરથી જૈનધર્મનો પ્રચાર કરવાનો ખ્યાલ આવે છે. બાળજીવો પ્રાયઃ જ્યાં ચમત્કાર ત્યાં નમસ્કાર કરે છે. જ્યાં ચમત્કાર દેખે અને જ્યાં કંઇક સ્વાર્થ સિદ્ધ થતો હોય, એવા ધર્મમાં બાળજીવો પ્રવેશ કરે છે. જગત્‌માં જ્ઞાનીઓ થોડા હોય છે અને પ્રાયઃ અજ્ઞાની બાળજીવો ઘણા હોય છે. વ્યવહારના હેતુઓને અવલંબ્યા વિના જૈનધર્મનો ફેલાવો થતો નથી. મણિ-મંત્ર-ઔષધીઓનો અચિંત્ય પ્રભાવ હોય છે. તે જે ધર્મ પાળવાથી મળે તે ધર્મમાં અજ્ઞ-બાળજીવો આંખો મીંચીને પ્રવેશ કરે છે. આત્મિક સુખ મળો વા ન મળો અર્થાત્ બાહ્યસુખનાં કારણો-સત્તા-ધન વગેરે જ્યાં મળતું હોય તે ધર્મ તરફ દુનિયાં સહેજે વળે છે. દ્રવ્યાનુયોગના એકલા બોધોપદેશથી જૈનો વધે એવો નિયમ નથી. બાળજીવોને તો બાહ્યસુખની લાલચ આપીને જૈનધર્મકથિત આત્મસુખ તરફ વાળી શકાય છે. અજ્ઞાનના જમાનામાં મંત્ર-તંત્ર-જંત્ર-બાહ્ય ધામધૂમ-ધન પ્રાપ્તિના હેતુઓ વગેરે-બાહ્યનિમિત્તોથી મનુષ્યો જૈનો બને છે; પશ્ચાત્ વસ્તુતત્ત્વ જાણતાં ખરેખર જૈનો બને છે. ખ્રીસ્તિમીશનરીઓ પણ આજ યુક્તિઓથી ખ્રીસ્તિ ધર્મ વધારવા માટે જ્યાં ત્યાં તનતોડ મહેનત કરી રહ્યા છે, અને પસો વગેરે-સુખનાં સાધનો વગેરેના નિમિત્તે લાખો હિન્દુઓને ખ્રીસ્તિ ધર્મમાં વટલાવવા સમર્થ થયા છે. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયના મનમાં એક દિવસ એવો વિચાર આવ્યો કે, જો મારી પાસે સુવર્ણસિદ્ધિ હોય તો લાખો-કરોડો

ઘનજીની સાથે વનમાં વાસ કરીને ચારિત્ર પાળ્યું હતું. ક્રિયોદ્ધાર કરનારમાં ત્યાગ અને વૈરાગ્યનું ઘણું બળ હોય છે તો, તે ક્રિયોદ્ધાર કરવા સમર્થ થાય છે. બસે બસે વર્ષના અન્તરે પ્રાયઃ ગચ્છમાં શિથિલતાનો પરિહાર કરીને ક્રિયોદ્ધાર કરવા કોઈ સમર્થ પુરૂષ ઉત્પન્ન થાય છે. ઘણા ગચ્છોમાં આવું પ્રાયઃ દેખવામાં આવે છે. ક્રિયાના ઉદ્ધારક તરીકે પન્યાસ સત્યવિજયજી વિજય શાખામાં પ્રસિદ્ધ થયા છે. શ્રી સત્યવિજયજી વગડામાં-ગામની બહાર્ દેવકૂળ વગેરેમાં પ્રાયઃ મારવાડ અને મેવાડ દેશમાં શ્રી આનન્દઘનજીની સાથે વિશેષતઃ વિચર્યા હતા. તેઓ વૃદ્ધાવસ્થા થતાં અને જંઘાબલ ક્ષીણ થતાં શહેરમાં વાસ કરવા લાગ્યા. શ્રી સત્યવિજયજી આગમના જ્ઞાતા હતા. ગામોગામ વિહાર કરતા હતા. અનેક જીવોને પ્રતિબોધ દેતા હતા. શ્રીમદ્ આનન્દઘનના પરિચયથી તેમનામાં આત્મબળ ખીલ્યું હતું. જૈનશાસનની પ્રભાવના કરનારાઓ ઉપર આનન્દઘનજીનો કેટલો બધો રાગ હતો તે આ ઉપરથી જાણી શકાય છે. ધર્મક્રિયાની શુભાચરણાથી જૈન ધર્મની પ્રભાવના કરી શકાય છે. વૈરાગ્ય અને ત્યાગ વિના એકલા જ્ઞાનથી કદિ ક્રિયોદ્ધાર કરી શકાય નહિ. શ્રીમદ્ આનન્દઘનજીની પાસે રહેવાથી શ્રી સત્યવિજયજીમાં ઘણા ગુણો પ્રગટ્યા હતા અને તેથી તેમના ચારિત્ર-સંબન્ધી લોકોમાં ઉચ્ચાભિપ્રાય બંધાયો હતો. શ્રી તપાગચ્છ સાગર-શાખામાં વૈરાગી-ત્યાગી, ક્રિયોદ્ધારક શ્રી નેમિસાગરજી મહારાજની પણ ક્રિયામાં અત્યંત ઉગ્રતા હતી. શ્રીમદ્ આનન્દઘનજી ખરેખર ગુણાનુ-રાગની મૂર્તિ-અને ઉદાર આશયધારક હતા. સંકુચિત દૃષ્ટિથી ન પ્રવર્તવું એવો તેમનો આન્તર અભિપ્રાય હતો.-જેણે પરિપૂર્ણ આગમોનો અભ્યાસ કર્યો હોય અને જેણે ગુરૂકુલમાં વાસ કરીને અનેક સાધુ-ઓનાં પરિણામ અને આચારોનો અનુભવ લીધો હોય, તેમ જેણે ક્ષેત્ર અને કાલભેદે ચારિત્ર અનુષ્ઠાનો પાલવામાં સામુદાયિક કાયદાઓની આવશ્યકતાનો ઐતિહાસિક દૃષ્ટિથી અનુભવ કર્યો હોય, સ્થવિર સાધુઓની વર્તમાન દશાનો જેણે પૂર્ણ અનુભવ લીધો હોય, ચારિત્ર પામીને જેણે-પોતાની જાતિથી સાધુના આચારવિચારના અનેક દેશમાં પરિભ્રમણ કરી અનુભવો મેળવ્યા હોય, જેની ઘણા વર્ષ ચારિત્ર પાળતાં પારિણામિક બુદ્ધિ થઈ હોય, ઉત્સર્ગ અને અપવાદ માર્ગના ચારિત્રનું જેણે દ્રવ્ય,-ક્ષેત્ર-કાલ-ભાવ, ભેદે સારી રીતે જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય, સાધુઓ અને સાધ્વીઓની વર્તમાન કાલમાં ચારિત્ર પાળવામાં કેટલી યોગ્યતા છે તેનો એકની અપેક્ષાએ અને સામુદાયિકની અપે-ક્ષાએ અનુભવ કર્યો હોય, આગમોથી અવિરૂદ્ધ અને જૈનશાસનની

ગંભીર મુદ્રાથી કહ્યું કે—મારા મનમાં તે આપવાની ઈચ્છા હતી, પણ ત્હેં માગી તેથી તે મળે તેમ નથી. "માગે તેથી આઘે" આ પ્રમાણે કથીને શ્રીમદ્ આનન્દઘનજી વનમાં ગયા. ઉપાધ્યાયજીએ વિચાર કર્યો કે જેવી ભવિતવ્યતા. શ્રીમદ્ ઉપાધ્યાયજી અને આનન્દઘનજી નિષ્કામ સેવા અને પરમાર્થ બુદ્ધિથી વર્તનારા હતા, તેથી કોઇના મનમાં આ બનાવથી શુદ્ધપ્રેમની ગાંઠમાં અંશમાત્ર હાની આવી નહિ.

શ્રીમદ્ આનન્દઘનજીના સમયમાં પ્રેમ લક્ષણા ભક્તિનો મારવાડ અને ગુજરાત વગેરે દેશમાં-હિન્દુઓમાં ઘણો પ્રચાર થયો હતો. મીરાંબાઈ મારવાડમાં થયા બાદ, ભરથરી લોકોએ મીરાંબાઇનાં બનાવેલાં કૃષ્ણ અને રાધાનાં ભજનો ગાઇને, મારવાડમાં વૈષ્ણ ધર્મની જાગૃતિ કરી હતી. કબીર વગેરેનાં પદો અને તુલસીદાસનાં પદોનો પ્રચાર ગુજરાત-મારવાડ અને હિન્દુસ્થાનમાં થયો હતો.

ભાષામાં જૈન શ્વે૦ માર્ગમાં આદ્યપદરચનાર શ્રીમદ્ આનન્દઘનજી.

જૈનોમાં પદો (પદ્યો) ગાવાની ઈચ્છા સ્ફુરી આવી હતી. હિન્દુસ્થાની ભાષામાં આત્મા અને તેની સુમતિ તથા કુમતિ એ બે સ્ત્રીઓનાં પાત્ર બનાવીને, શ્રીમદ્દે અધ્યાત્મજ્ઞાનનાં એવાં સરસ પદો હૃદયના ઉદ્દગારરૂપ રચ્યાં કે, જે પદોના ગાનથી ગાનારાઓને અત્યંત આનન્દ મળવા લાગ્યો. અધ્યાત્મજ્ઞાનીઓ શ્રીમદ્‌નાં પદો સાંભળીને અધ્યાત્મપદરૂપ આનન્દસરોવરમાં ઝીલવા લાગ્યા. શ્રીમદ્ જ્યારે અધ્યાત્મના તાનમાં આવી જતા ત્યારે પોતાની મેળે પદોને લલકારતા અને સહજાનન્દ રસમાં લદબદ થઈ જતા. આત્માનું ધ્યાન અને આત્મસમાધિમાં રમણતા કરતાં હુંટીના ઉમળકાથી અકૃત્રિમ હૃદયોદ્દગારોનો પ્રવાહ ખરેખર શબ્દોદ્વારા પ્રવહે છે અને તે જાણે દિવ્ય જ્ઞાનગંગાનો જીવતો પ્રવાહ હોય તેવો દેખાય છે. શ્રીમદ્‌નાં પદોમાં તેવી જીવતી ભાષાની ઝાંખી જણાય છે. હુંટીના ઉભરા વિના અકૃત્રિમ ઉદ્દગાર નીકળતા નથી. જૈન શ્વેતાંબર માર્ગમાં પદની પદ્ધતિથી હૃદયના ઉદ્દગારોને ભાષાદ્વારા બહાર્ કાઢવાની રીતિની શરૂઆત તેમનાથી થઇ છે. શ્રીમદ્‌ના પૂર્વે એવી પદો રચવાની રીતિ ન હતી-આનન્દઘનજીની પદરચનાનું અનુકરણ શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી ઉપાધ્યાય તથા જ્ઞાનસારજી વગેરેએ કર્યું અને હાલ પણ તે પ્રમાણે પ્રવૃત્તિ ચાલુ છે. શ્રીમદ્ આનન્દઘનજી સત્યના રાગી હતા. પક્ષપાતવિના વસ્તુતત્ત્વનો આગમો અને યુક્તિયોવડે વિચાર કરતા હતા. ઘણા જૈનોને તેમના વચનની પ્રતીતિ હતી. તે સમયમાં ગચ્છોની સામાન્ય ચર્ચાઓએ પક્ષપાતનું ઝાંખું રૂપ લીધું હતું. દરેક

મનુષ્યોને જૈન બનાવવા સમર્થ થાઉં. ધનવિના મનુષ્યોની ધર્મમાં શ્રદ્ધા ભાવભક્તિ રહેતી નથી. શ્રીમદ્ આનન્દઘનજી પાસે સુવર્ણસિદ્ધિ હતી. રૂદન્તી વગેરે વનસ્પતિયોના યોગથી સુવર્ણ થાય છે, તેમ જ યોગના બળથી સુવર્ણસિદ્ધિ થાય છે. શ્રીમદ્ ઉપાધ્યાયના મનમાં એવો ભાવ થયો કે, જો મને સુવર્ણસિદ્ધિ મળે તો લાખો કરોડો શ્રાવકો બનાવીને જૈનધર્મનો ઉદ્ધાર કરી એકવાર સંપૂર્ણ આર્યદેશને જૈનમય કરી દઉં. ઉપાધ્યાયજીના મનમાં "સવિજીવ કરૂં શાસનરસી." એવી સદ્વિચારની ભાવના-સાગરની ભરતી પેઠે વધવા લાગી. શુભાધ્યવસાયમાં પ્રવર્તવાથી અશુભ કર્મનો નાશ થાય છે અને પુણ્યનો બંધ થાય છે. સર્વ જીવોને હું ધર્મી બનાવું; આવી ઉચ્ચભાવનાથી જીવો તીર્થંકરની પદવી પ્રાપ્ત કરે છે. ઉપાધ્યાયજીના મનમાં તર્ક થયો કે, શ્રીમદ્ આનન્દઘનજી પાસે સુવર્ણસિદ્ધ છે તો તેમની સેવા-બહુ માન કરૂં તો તે સુવર્ણસિદ્ધિ આપે. આવા વિચારથી તેઓ આનન્દઘનજીની શોધ કરવા લાગ્યા. મેડતાના પાસેના જંગલમાં તેઓ છે એવો પત્તો લાગવાથી ઉપાધ્યાયજી ત્યાં પધાર્યા અને મેડતામાં પધારવાની વિજ્ઞપ્તિ કરી. શ્રીમદ્ આનન્દઘનજીનો શ્રી ઉપાધ્યાય ઉપર શુદ્ધ પ્રેમ હતો, તેથી ઉપાધ્યાયના આગ્રહથી તેમની સાથે ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં માર્ગમાં એક ઠેકાણે આનન્દઘનજી માતરૂં કરવા બેઠા. માતરૂં ( મૂત્ર ) કરવાના ઠેકાણે તે તો બેસી રહ્યા અને અન્તરમાં ઉંડા ઉતરી ધ્યાન કરવા લાગ્યા. ઉપાધ્યાયજી-વાર થવાથી અકળાવા લાગ્યા, પણ કરે શું ? મનમાં તેઓ વગડાના યોગીની આવી દશાનો ! કંઇનો કંઈ વિચાર કરવા લાગ્યા. એક કલાક થયો તોપણ આનન્દઘનજી ઉઠ્યા નહિ, તેથી ઉપાધ્યાયજીને હાસ્ય આવ્યું-તેથી તે આડું મુખ રાખી કંઈક હસ્યા, ત્યારે આનન્દઘનજી પણ હસવા જેવું કરવા લાગ્યા. ઉપાધ્યાયજીના મનમાં વિચાર થયો કે, આનન્દઘનજીનું હસવા જેવું મુખ કારણવિના કેમ થયું ? તેથી તેમણે તે માટે શ્રી આનન્દઘનજીને પૂછ્યું. ઉત્તરમાં શ્રીમદ્ આનન્દઘનજીએ, જેવી રીતે તું હસ્યો તેવી રીતે હું હસ્યો, એમ કહ્યું; આવું વચન શ્રવણ કરી ઉપાધ્યાયજી શરમાઈ ગયા. ઉપાધ્યાયજીના સંકેત પ્રમાણે મેડતામાં ઠાઠમાઠ પૂર્વક સંઘે પધરામણી કરી. શ્રીમદ્ આનન્દઘનજીનું આ બાબતપર કંઈ લક્ષ ન હતું. સર્વ લોક ગયા બાદ ઉપાધ્યાયજીએ કહ્યું કે, સાહેબજી મારી આટલી બધી સેવાનું કારણ એ છે કે "જૈનશાસનની પ્રભાવના માટે સુવર્ણસિદ્ધિની જરૂર છે, અને આપની પાસે સુવર્ણસિદ્ધિ છે તેથી કૃપા કરીને મને તે-સુવર્ણસિદ્ધિ આપો." ઉપાધ્યાયના કથન પશ્ચાત્ કેટલોક વખત શ્રીમદ્ આનન્દઘનજી મૌન રહ્યા અને છેવટે

શેઠની પુત્રી ત્યાં થઈને નીકળી. શ્રીમદ્ આનન્દઘનજીના મનમાં તેને ઉપદેશ દેવાની એકદમ સ્ફુરણા થઈ. શ્રીમદ્ પેલી સતીની પાસે ગયા અને કહેવા લાગ્યા કે, હે શેઠની પુત્રી! તારા પતિને ઓળખ્યા વિના તું કોની સાથે બળી મળવા પ્રયત્ન કરે છે?

શેઠપુત્રી—મારો સ્વામી-ચિતામાં બાળવાને આ લેઈ જવામાં આવે છે તે-આજ જ મરી ગયો છે, માટે તેને ભેટવા હું તેની પાછળ જવા તૈયાર થઈ ગઈ છું.

આનન્દઘન—શેઠની પુત્રી! તારો પ્રિયતમ સ્વામી, શરીર છે કે શરીરમાં રહેલો આત્મા છે? જો તું શરીરને પ્રિયતમ સ્વામી ધારી તેને ભેટવા જતી હોય તો તે અયુક્ત છે. કારણ કે શરીર તો જડ છે અને ક્ષણવિનાશી છે. શરીર કોઈનું થયું નથી અને થવાનું નથી. શરીર સપ્તધાતુથી ઉપજ્યું છે. જેનો ઉત્પાદ છે તેનો નાશ છે. શરીરની ઉત્પત્તિ હોવાથી શરીરનો નાશ થાય છે. શરીર કંઈ તારા પ્રેમને સમજી શકતું નથી, માટે શરીર તો સ્વામી ગણાય નહિ. જો તું શરીરમાં રહેલા આત્માને સ્વામી માનતી હોય તો શરીરમાં રહેલો આત્મા તો પોતાના કર્મના અનુસારે પરભવમાં ગયો; તેના શરીરની સાથે બળી જવાથી ભિન્ન કર્મયોગે ભિન્ન ગતિ-અવતાર થવાથી તેને ભેટવાનું કાર્ય થવું દુર્લભ છે, માટે હવે તું કોને ભેટીશ?

શેઠપુત્રી—હું સ્ત્રી છું અને મારો પતિ દેવલોકમાં ગયો છે, માટે હું પણ તેની ચિતામાં બળી ભસ્મ થઈ મારા પતિ પાસે જવાની.

આનન્દઘન—તારા શરીરમાં રહેલો આત્મા સ્ત્રી છે કે તારૂં શરીર સ્ત્રી છે? તું તો આત્મા છે. શરીરના વ્યવહારથી તું સ્ત્રી ગણાય છે. તારો પતિ દેવલોકમાં ગયો એવો કેવલી વિના કોણ નિર્ણય કરી શકે? તું ખરા પતિને અને તેના પ્રેમને ઓળખવા માટે સમર્થ થઈ નથી, તેથી તું ભ્રાન્તિમાં પડી ખરા પતિની ભક્તિ કરી શકતી નથી.

શેઠપુત્રી—ખરો પતિ કોણ અને તેની ખરી સ્ત્રી કોણ?

આનન્દઘન—ખરો પતિ પ્રત્યેકના શરીરમાં રહેલો આત્મા છે અને આત્મારૂપ સત્યપતિની શુદ્ધ ચેતનારૂપ ખરી સ્ત્રી છે. તારા શરીરમાં તારો આત્મા એજ-સત્તાએ ખરો પતિ છે અને શુદ્ધધર્મવાળી મતિરૂપ સુમતિ એજ શરીરમાં રહેલા આત્માની ખરી સ્ત્રી છે; બાકી શરીર અને હાડકાંઓમાં પતિ અને સ્ત્રીપણું ધારવું એ ભ્રાન્તિ છે.

શેઠપુત્રી—તમારૂં કથવું સાચું છે પરંતુ પર આત્મા તે પોતાનો પતિ કેમ ન ગણાય?

મનુષ્યોને જૈન બનાવવા સમર્થ થાઉં. ધનવિના મનુષ્યોની ધર્મમાં શ્રદ્ધા ભાવભક્તિ રહેતી નથી. શ્રીમદ્ આનન્દઘનજી પાસે સુવર્ણસિદ્ધિ હતી. રૂદન્તી વગેરે વનસ્પતિયોના યોગથી સુવર્ણ થાય છે, તેમ જ યોગના બળથી સુવર્ણસિદ્ધિ થાય છે. શ્રીમદ્ ઉપાધ્યાયના મનમાં એવો ભાવ થયો કે, જો મને સુવર્ણસિદ્ધિ મળે તો લાખો કરોડો શ્રાવકો બનાવીને જૈનધર્મનો ઉદ્ધાર કરી એકવાર સંપૂર્ણ આર્યદેશને જૈનમય કરી દઉં. ઉપાધ્યાયજીના મનમાં “સવિજીવ કરૂં શાસનરસી.” એવી સદ્વિચારની ભાવના-સાગરની ભરતી પેઠે વધવા લાગી. શુભાધ્યવસાયમાં પ્રવર્તવાથી અશુભ કર્મનો નાશ થાય છે અને પુણ્યનો બંધ થાય છે. સર્વ જીવોને હું ધર્મી બનાવું; આવી ઉચ્ચભાવનાથી જીવો તીર્થંકરની પદવી પ્રાપ્ત કરે છે. ઉપાધ્યાયજીના મનમાં તર્ક થયો કે, શ્રીમદ્ આનન્દઘનજી પાસે સુવર્ણસિદ્ધ છે તો તેમની સેવા-બહુ માન કરૂં તો તે સુવર્ણસિદ્ધિ આપે. આવા વિચારથી તેઓ આનન્દઘનજીની શોધ કરવા લાગ્યા. મેડતાના પાસેના જંગલમાં તેઓ છે એવો પત્તો લાગવાથી ઉપાધ્યાયજી ત્યાં પધાર્યા અને મેડતામાં પધારવાની વિજ્ઞપ્તિ કરી. શ્રીમદ્ આનન્દઘનજીનો શ્રી ઉપાધ્યાય ઉપર શુદ્ધ પ્રેમ હતો, તેથી ઉપાધ્યાયના આગ્રહથી તેમની સાથે ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં માર્ગમાં એક ઠેકાણે આનન્દઘનજી માતરૂં કરવા બેઠા. માતરૂં ( મૂત્ર ) કરવાના ઠેકાણે તે તો બેસી રહ્યા અને અન્તરમાં ઉંડા ઉતરી ધ્યાન કરવા લાગ્યા. ઉપાધ્યાયજી-વાર થવાથી અકળાવા લાગ્યા, પણ કરે શું ? મનમાં તેઓ વગડાના યોગીની આવી દશાનો ! કંઇનો કંઈ વિચાર કરવા લાગ્યા. એક કલાક થયો તોપણ આનન્દઘનજી ઉઠયા નહિ, તેથી ઉપાધ્યાયજીને હાસ્ય આવ્યું-તેથી તે આડું મુખ રાખી કંઈક હસ્યા, ત્યારે આનન્દઘનજી પણ હસવા જેવું કરવા લાગ્યા. ઉપાધ્યાયજીના મનમાં વિચાર થયો કે, આનન્દઘનજીનું હસવા જેવું મુખ કારણવિના કેમ થયું ? તેથી તેમણે તે માટે શ્રી આનન્દઘનજીને પૂછ્યું. ઉત્તરમાં શ્રીમદ્ આનન્દઘનજીએ, જેવી રીતે તું હસ્યો તેવી રીતે હું હસ્યો, એમ કહ્યું; આવું વચન શ્રવણ કરી ઉપાધ્યાયજી શરમાઈ ગયા. ઉપાધ્યાયજીના સંકેત પ્રમાણે મેડતામાં ઠાઠમાઠ પૂર્વક સંઘે પધરામણી કરી. શ્રીમદ્ આનન્દઘનજીનું આ બાબતપર કંઈ લક્ષ ન હતું. સર્વ લોક ગયા બાદ ઉપાધ્યાયજીએ કહ્યું કે, સાહેબજી મારી આટલી બધી સેવાનું કારણ એ છે કે “જૈનશાસનની પ્રભાવના માટે સુવર્ણસિદ્ધિની જરૂર છે, અને આપની પાસે સુવર્ણસિદ્ધિ છે તેથી કૃપા કરીને મને તે-સુવર્ણસિદ્ધિ આપો.” ઉપાધ્યાયના કથન પશ્ચાત્ કેટલોક વખત શ્રીમદ્ આનન્દઘનજી મૌન રહ્યા અને છેવટે

ગંભીર મુદ્રાથી કહ્યું કે—મારા મનમાં તે આપવાની ઈચ્છા હતી, પણ ત્હેં માગી તેથી તે મળે તેમ નથી. "માગે તેથી આઘે" આ પ્રમાણે કથીને શ્રીમદ્ આનન્દઘનજી વનમાં ગયા. ઉપાધ્યાયજીએ વિચાર કર્યો કે જેવી ભવિતવ્યતા. શ્રીમદ્ ઉપાધ્યાયજી અને આનન્દઘનજી નિષ્કામ સેવા અને પરમાર્થ બુદ્ધિથી વર્તનારા હતા, તેથી કોઇના મનમાં આ બનાવથી શુદ્ધપ્રેમની ગાંઠમાં અંશમાત્ર હાની આવી નહિ.

શ્રીમદ્ આનન્દઘનજીના સમયમાં પ્રેમ લક્ષણા ભક્તિનો મારવાડ અને ગુજરાત વગેરે દેશમાં-હિન્દુઓમાં ઘણો પ્રચાર થયો હતો. મીરાંબાઈ મારવાડમાં થયા બાદ, ભરથરી લોકોએ મીરાંબાઇનાં બનાવેલાં કૃષ્ણ અને રાધાનાં ભજનો ગાઇને, મારવાડમાં વૈષ્ણ ધર્મની જાગૃતિ કરી હતી. કબીર વગેરેનાં પદો અને તુલસીદાસનાં પદોનો પ્રચાર ગુજરાત-મારવાડ અને હિન્દુસ્થાનમાં થયો હતો.

ભાષામાં જૈન શ્વે૦ માર્ગમાં આધપદરચનાર શ્રીમદ્આનન્દઘનજી.

જૈનોમાં પદો (પદ્યો) ગાવાની ઈચ્છા સ્ફુરી આવી હતી. હિન્દુસ્થાની ભાષામાં આત્મા અને તેની સુમતિ તથા કુમતિ એ બે સ્ત્રીઓનાં પાત્ર બનાવીને, શ્રીમદે અધ્યાત્મજ્ઞાનનાં એવાં સરસ પદો હૃદયના ઉદ્ગારરૂપ રચ્યાં કે, જે પદોના ગાનથી ગાનારાઓને અત્યંત આનન્દ મળવા લાગ્યો. અધ્યાત્મજ્ઞાનીઓ શ્રીમદ્નાં પદો સાંભળીને અધ્યાત્મપદરૂપ આનન્દસરોવરમાં ઝીલવા લાગ્યા. શ્રીમદ્ જ્યારે અધ્યાત્મના તાનમાં આવી જતા ત્યારે પોતાની મેળે પદોને લલકારતા અને સહજાનન્દ રસમાં લદબદ થઈ જતા. આત્માનું ધ્યાન અને આત્મસમાધિમાં રમણતા કરતાં હુંટીના ઉમળકાથી અકૃત્રિમ હૃદયોદ્ગારોનો પ્રવાહ ખરેખર શબ્દોદ્વારા પ્રવહે છે અને તે જાણે દિવ્ય જ્ઞાનગંગાનો જીવતો પ્રવાહ હોય તેવો દેખાય છે. શ્રીમદ્નાં પદોમાં તેવી જીવતી ભાષાની ઝાંખી જણાય છે. હુંટીના ઉભરા વિના અકૃત્રિમ ઉદ્ગાર નીકળતા નથી. જૈન શ્વેતાંબર માર્ગમાં પદની પદ્ધતિથી હૃદયના ઉદ્ગારોને ભાષાદ્વારા બહાર્ કાઢવાની રીતિની શરૂઆત તેમનાથી થઈ છે. શ્રીમદ્ના પૂર્વે એવી પદો રચવાની રીતિ ન હતી-આનન્દઘનજીની પદરચનાનું અનુકરણ શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી ઉપાધ્યાય તથા જ્ઞાનસારજી વગેરેએ કર્યું અને હાલ પણ તે પ્રમાણે પ્રવૃત્તિ ચાલુ છે. શ્રીમદ્ આનન્દઘનજી સત્યના રાગી હતા. પક્ષપાતવિના વસ્તુતત્ત્વનો આગમો અને યુક્તિયોવડે વિચાર કરતા હતા. ઘણા જૈનોને તેમના વચનની પ્રતીતિ હતી. તે સમયમાં ગચ્છોની સામાન્ય ચર્ચાઓએ પક્ષપાતનું ઝાંખું રૂપ લીધું હતું. દરેક

ગચ્છવાળો સાધુ, પોતાના ગચ્છમાં ધર્મ છે અને અમારો જ ગચ્છ ખરેખરો આગમોના આધારે=જિનાજ્ઞા પ્રમાણે વર્તે છે; એમ કથીને અન્ય ગચ્છના દોષો કાઢીને સ્વગચ્છનું સ્થાપન કરતો. કેટલાક શ્રાવકો આવી દશા દેખીને સંશયમાં પડ્યા અને કોઈ પ્રામાણિક જ્ઞાનિની શોધ કરવા લાગ્યા.

જિનાજ્ઞા પ્રમાણે ધર્મોપદેષ્ટા શ્રી ઉપાધ્યાયજી.

ઘણા જૈનોના મનમાં એમ આવ્યું કે, આનન્દઘનજીને ગચ્છનો પક્ષપાત નથી. જૈનાગમોના અને અનેક સુવિહિત આચાર્યોના ગ્રન્થો તેમણે વાંચેલા છે તેથી તેમની પાસે આપણે ગમન કરીને ખુલાસો મેળવવો જોઇએ. તેઓ શ્રીમદ્ આનન્દઘનજીની પાસે ગયા અને વિનય વંદના કરીને પ્રામાણિક ગીતાર્થવક્તા હાલ કોણ છે? તે સંબન્ધી પ્રશ્ન કર્યો. શ્રીમદ્ આનન્દઘનજીએ કહ્યું. હાલમાં ઉપાધ્યાય યશોવિજયજી સર્વ સિદ્ધાન્તોના જ્ઞાતા અને ઉપદેશક છે. વ્યવહારમાં અને નિશ્ચયમાં તેમની બરાબર દૃષ્ટિ પહોંચે છે. તેમની પાસે વ્યાખ્યાન સાંભળીને ખુલાસા કરો. અન્યગચ્છોમાં પણ ગીતાર્થો હશે, પણ પરિચય વિના જણાય નહિ. સાધુઓએ ગચ્છક્રિયાના ભેદોની ઉદીરણા કરીને-કલેશ કરી આત્મકલ્યાણમાં પોતાના હાથે વિઘ્ન ન નાખવું જોઇએ. સાધુઓએ ગચ્છમાં રહી વ્યવહાર અને નિશ્ચય નય પ્રમાણે ચાલી આત્માના શુદ્ધ ધર્મમાં લક્ષ રાખવું, કિન્તુ ગચ્છ રાગથી અન્યગચ્છપર ઇર્ષ્યા ન કરવી જોઇએ. રાગદ્વેષનો નાશ કરવા માટે સાધુના સમુદાય અને સમાચારી વિશેષરૂપ ગચ્છનો આશ્રય કરવાની જરૂર છે, કિન્તુ કષાયોની ક્ષીણતા-એજ સાધ્યબિન્દુ અવબોધવાનું છે, ઇત્યાદિ-શ્રીમદ્ આનન્દઘનજીનો ઉપદેશ શ્રવણ કરીને શ્રાવકોના મનમાં આનન્દ થયો. શ્રીમદ્‌ની અધ્યાત્મદશામાં રમણતા છતાં બાળજીવોને તેમના અધિકાર પ્રમાણે, યોગ્ય ગુરૂની સૂચના આપતા અને પોતાના શુદ્ધધર્મનું ધ્યાન કરવામાં સ્થિર ઉપયોગી રહેતા હતા. શ્રીમદ્‌ના પરિચયથી યશોવિજય ઉપાધ્યાયની ઉત્તરાવસ્થા અધ્યાત્મજ્ઞાનની રમણતામાં અને અધ્યાત્મજ્ઞાનનાં પુસ્તકો લખવામાં વ્યતીત થઈ હતી.

સતી થનારીને બોધ.

શ્રીમદ્ એક વખત વિહાર કરતા મેડતામાં પધાર્યા-ત્યાં એક શેઠની ચુવાન પુત્રી રાંડી હતી તે પોતાના પતિની ચિતામાં બળી જવા માટે તૈયાર થઈ, તેનામાં સત્ ( સતિત્વ ) આવ્યું તે મેડતાની બહાર સતીના વેષે નીકળી. શ્રીમદ્ આનન્દઘનજી ગામની બહાર શ્મશાન તરફ એક ઠેકાણે બેઠા હતા. પેલી

શેઠની પુત્રી ત્યાં થઈને નીકળી. શ્રીમદ્ આનન્દઘનજીના મનમાં તેને ઉપદેશ દેવાની એકદમ સ્ફુરણા થઈ. શ્રીમદ્ પેલી સતીની પાસે ગયા અને કહેવા લાગ્યા કે, હે શેઠની પુત્રી! તારા પતિને ઓળખ્યા વિના તું કોની સાથે બળી મળવા પ્રયત્ન કરે છે?

શેઠપુત્રી—મારો સ્વામી-ચિતામાં બાળવાને આ લેઈ જવામાં આવે છે તે-આજ જ મરી ગયો છે, માટે તેને ભેટવા હું તેની પાછળ જવા તૈયાર થઈ ગઈ છું.

આનન્દઘન—શેઠની પુત્રી! તારો પ્રિયતમ સ્વામી, શરીર છે કે શરીરમાં રહેલો આત્મા છે? જો તું શરીરને પ્રિયતમ સ્વામી ધારી તેને ભેટવા જતી હોય તો તે અયુક્ત છે. કારણ કે શરીર તો જડ છે અને ક્ષણવિનાશી છે. શરીર કોઈનું થયું નથી અને થવાનું નથી. શરીર સપ્તધાતુથી ઉપજ્યું છે. જેનો ઉત્પાદ છે તેનો નાશ છે. શરીરની ઉત્પત્તિ હોવાથી શરીરનો નાશ થાય છે. શરીર કંઈ તારા પ્રેમને સમજી શકતું નથી, માટે શરીર તો સ્વામી ગણાય નહિ. જો તું શરીરમાં રહેલા આત્માને સ્વામી માનતી હોય તો શરીરમાં રહેલો આત્મા તો પોતાના કર્મના અનુસારે પરભવમાં ગયો; તેના શરીરની સાથે બળી જવાથી ભિન્ન કર્મયોગે ભિન્ન ગતિ-અવતાર થવાથી તેને ભેટવાનું કાર્ય થવું દુર્લભ છે, માટે હવે તું કોને ભેટીશ?

શેઠપુત્રી—હું સ્ત્રી છું અને મારો પતિ દેવલોકમાં ગયો છે, માટે હું પણ તેની ચિતામાં બળી ભસ્મ થઈ મારા પતિ પાસે જવાની.

આનન્દઘન—તારા શરીરમાં રહેલો આત્મા સ્ત્રી છે કે તારૂં શરીર સ્ત્રી છે? તું તો આત્મા છે. શરીરના વ્યવહારથી તું સ્ત્રી ગણાય છે. તારો પતિ દેવલોકમાં ગયો એવો કેવલી વિના કોણ નિર્ણય કરી શકે? તું ખરા પતિને અને તેના પ્રેમને ઓળખવા માટે સમર્થ થઈ નથી, તેથી તું ભ્રાન્તિમાં પડી ખરા પતિની ભક્તિ કરી શકતી નથી.

શેઠપુત્રી—ખરો પતિ કોણ અને તેની ખરી સ્ત્રી કોણ?

આનન્દઘન—ખરો પતિ પ્રત્યેકના શરીરમાં રહેલો આત્મા છે અને આત્મારૂપ સત્યપતિની શુદ્ધ ચેતનારૂપ ખરી સ્ત્રી છે. તારા શરીરમાં તારો આત્મા એજ-સત્તાએ ખરો પતિ છે અને શુદ્ધધર્મવાળી મતિરૂપ સુમતિ એજ શરીરમાં રહેલા આત્માની ખરી સ્ત્રી છે; બાકી શરીર અને હાડકાંઓમાં પતિ અને સ્ત્રીપણું ધારવું એ ભ્રાન્તિ છે.

શેઠપુત્રી—તમારૂં કથવું સાચું છે પરંતુ પર આત્મા તે પોતાનો પતિ કેમ ન ગણાય?

આનન્દઘન—શરીરધારી એવો પરનો આત્મા ભિન્ન છે અને પોતાનો આત્મા ભિન્ન છે. અન્ય પ્રિયતમ તે કદિ પોતાનો પ્રિયતમ થઈ શકતો નથી. સત્તાએ પરમાત્મરૂપ પોતાનો આત્મા તેજ પ્રિયતમ કાન્ત છે અને તેની શુદ્ધ ચેતના તેજ સત્ય પ્રિયતમા કાન્તા છે. પરમાત્મા જે રૂષભદેવ ભગવાન્ કે જે અષ્ટકર્મથી રહિત-શુદ્ધબુદ્ધ પરમાત્મા થયા તેજ આપણા આત્મામાં રહેલી ચેતનાના નિમિત્તકારણરૂપે પતિ માનવામાં આવે તો આત્માની શુદ્ધતા થાય. સંસાર વ્યવહારથી મનાયલા પતિયો અને સ્ત્રીઓમાં પતિત્વ અને સ્ત્રીત્વનો સંબન્ધ વસ્તુતઃ અવલોકતાં ભ્રાન્તિરૂપ ઠરે છે.

શેઠપુત્રી—આપણું કહેવું સત્ય છે અને પરમાત્મા શ્રી રૂષભદેવ ભગવાન્ તેજ શુદ્ધચેતનાના સ્વામી છે એમ મને સમજાય છે, પણ તે રીઝવાથી મારૂં શું કલ્યાણ થાય?

આનન્દઘન—પરમાત્મા શ્રી રૂષભદેવને રાગ અને દ્વેષ નથી. તેમની, શુદ્ધ પ્રેમભક્તિ અને ધ્યાનથી ઉપાસના કરવાથી આપણો આત્મા કે જે સત્તાએ રૂષભદેવ સમાન છે તે પોતાના શુદ્ધ ગુણો પ્રગટ કરીને પરમાત્મા બને છે; એજ સ્વકલ્યાણ અને એજ નિમિત્તાલંબનની અપેક્ષાએ રીઝ અવબોધવી.

શેઠપુત્રી—પરમાત્મારૂપ સ્વામીને કેવી રીતે મળાય? તેના માટે તપ-જપ અને અગ્નિ વગેરેનું સેવન કરવું જોઇએ કે કેમ?

આનન્દઘન—શેઠપુત્રી! હું જે કથું છું તે તું એકાગ્ર ચિત્તથી સાંભળ. આપણો આત્મા તે સત્તાએ પરમાત્મા છે અને તેની શુદ્ધચેતના સ્ત્રી પણ આત્માની પેઠે અરૂપી છે. રૂષભદેવ પરમાત્માને સ્વામીરૂપ ધારીને તેની સેવા કરવાની આવશ્યકતા છે. આ પ્રમાણે ઉપદેશ દેતાં દેતાં, શ્રીમદ્ આનન્દઘનજી રૂષભદેવ પરમાત્માની પ્રેમભક્તિ સેવામાં તલ્લીન થઇને, હૃદયના ઉદ્ગારરૂપ સ્વકૃત ચોવીસીમાંનું પ્રથમ સ્તવન બોલવા લાગ્યા.

॥ रुपभदेव स्तवनम् ॥

रुपभजिनेश्वर प्रीतम माहरो रे, ओर न चाहुं रे कंत.
रीझ्यो साहिब संग न परिहरे रे, भांगे सादि अनंत. रुपभ० ॥ १ ॥

प्रीत सगाइ रे जगमां सहु करे रे, प्रीत सगाइ न कोय.
प्रीत सगाइ रे निरुपाधिक कही रे, सोपाधिक धन खोय. रुपभ० ॥ २ ॥

कोइ कन्तकारण काष्टभक्षण करे रे, मळशुं कन्तने धाय.
ए मेळो कहीए नवि संभवे रे, मेळो ठाम न ठाय. रुषभ० ॥ ३ ॥
कोइ पतिरञ्जन अति घणुं तप करे रे, पतिरञ्जन तनताप.
ए पतिरञ्जन में नवि चित धर्युं रे, रञ्जन धातु मिलाप. रुषभ० ॥ ४ ॥
कोइ कहे लीला रे अलख अलखतणी रे, लख पूरे मन आश.
दोषरहितने लीला नविघटे रे, लीला दोषविलास. रुषभ० ॥ ५ ॥
चित्त प्रसन्न रे पूजनफल कह्युं रे, पूजा अखण्डित एह.
कपटरहित थई आतम अरपणा रे-आनन्दघन पद रेह. रुषभ० ॥ ६ ॥

ભાવાર્થ—શુદ્ધચેતના કહે છે કે, વસ્તુતઃ શુદ્ધનિશ્ચયનયથી અવલોકતાં મારા પ્રિયતમ સ્વામી શ્રી રૂષભ જિનેશ્વર છે. હું તેમનાવિના અન્યને ઇચ્છતી નથી. તે સાહેબ મારા ઉપર રીઝ પામે તો, ( આત્માની પરમાત્મદશારૂપ રીઝ થાય તો ) પરમાત્માની સાથે મુક્તિમાં સાદિ અનંતમાભાંગે વસું.

જગત્માં સર્વ લોકો પ્રીતિની સગાઈ કરે છે પણ કોઈ પ્રીતિની સગાઈ નથી. જે પ્રીતિ સગાઇથી ઉપાધિ થાય, તે પ્રીતિ સગાઇની કિમ્મત અલ્પ છે. જેમાં કોઈ જાતની ઉપાધિ રહે નહિ એવી ખરી પ્રીતિની સગાઈ હોય છે; એવી ખરી સગાઇ તો આત્મારૂપ પરમાત્માની જ હોય છે; બાકી આત્મારૂપ પરમાત્મા વા રૂષભદેવ વિના બાહ્ય પદાર્થોની પ્રીતિસગાઇ તો કર્મની વૃદ્ધિ કરાવનારી હોવાથી જ્ઞાનાદિક ધનનો નાશ કરનારી છે. જગત્, પ્રીતિની સગાઈ કરવા લક્ષ રાખે છે કિન્તુ ખરી પ્રીતિ અવબોધે તો સહજાનન્દનો લાભ દેનારી શુદ્ધ પ્રીતિ જ બાંધી શકે. પરમાત્માની સાથે શુદ્ધ પ્રેમ ધારણ કરવામાં આવે તો તેથી આત્માના જ્ઞાનાદિક ગુણરૂપ ધનની પ્રાપ્તિ થાય. રજોગુણી પ્રેમ અને તમોગુણી પ્રેમ ક્ષુદ્ર છે, માટે તે બે પ્રેમનો ત્યાગ કરવાની જરૂર છે. સત્ત્વગુણી પ્રેમ પણ શુદ્ધ જોઈએ. સત્ત્વગુણી શુદ્ધપ્રેમવડે પરમાત્મસ્વામિની ઉપાસના કરવાની જરૂર છે. ક્રોધ-માન-માયા-લોભ-સ્વાર્થ-દ્વેષ અને ઇર્ષ્યા વગેરે દોષો જેમાં નથી એવા શુદ્ધપ્રેમથી પરમાત્મસ્વામિની સાથે સગાઈ બાંધી શકાય છે. પરમાત્માના સ્વરૂપમાં તલ્લીન થઈ જવાની રૂચિ તેજ શુદ્ધપ્રેમ ગણાય છે. ગુણોના પ્રેમને શુદ્ધપ્રેમ કથે છે. પરમાત્મા શુદ્ધ હોવાથી તેમની પ્રેમલક્ષણા સેવાની ઉપાસના કરવાથી પોતાની શુદ્ધિ થાય છે.

કોઈ પોતાના કાન્તની પ્રાપ્તિ માટે કાષ્ટ ભક્ષણ કરે છે, અર્થાત્ અગ્નિમાં બળીને ભસ્મ થઈ જાય છે. તે મનમાં ધારે છે કે દોડીને

સ્વામીને મળશું; પણ એ મેળો કરવાનું સ્થાન નથી. શરીરની અપેક્ષાએ બાહ્યના સ્વામી છે તે વસ્તુતઃ શુદ્ધનિશ્ચય દૃષ્ટિથી અવલોકતાં સ્વામી નથી. સતી સ્ત્રીઓ વગેરે અગ્નિમાં બળી શરીરને ભસ્મીભૂત કરે છે, પણ તેથી તે એક સ્થાને ઠરીને શાંતિપૂર્વક બેસી શકતી નથી; કારણ કે રાગાદિ પ્રતિબન્ધથી જન્મ જરા અને મૃત્યુની પરંપરા કરવી પડે છે. સ્વામિની પ્રાપ્તિમાટે હિમાળો ગળનાર, પર્વત ઉપરથી ઝંપાપાત કરનાર, અને કાશીનું કરવત મૂકાવનારાઓ પણ, ખરા સ્વામિને પ્રાપ્ત કરી શકતા નથી. ખરા સ્વામીની પ્રાપ્તિ અર્થે હિમાળો ગળવો વગેરેની આવશ્યક્તા સિદ્ધ ઠરતી નથી.

કેટલાક લોકો પતિરંજનાર્થે અત્યંત તપ કરે છે, પણ પતિને રંજન કરી શકતા નથી, અને તેઓ ફક્ત તનને તાપ આપે છે; એવું પતિરંજન મેં ચિત્તમાં ધાર્યું નથી. બાહ્ય તનતાપથી પતિનું રંજન કરી શકાતું નથી. રંજ ધાતુનો શુદ્ધાર્થ જે મિલાપરૂપ થાય છે; એવી રીતે અન્તર્માં શુદ્ધધર્મના રંજન ધાતુની ધાતોધાતે પરમાત્માની સાથે મળવાથી રંજનની સિદ્ધિ થાય છે. પરમાત્મસ્વામિને અન્તર્થી મળી શકાય છે. રંજનધાતુના વાસ્તવિક સ્વરૂપથી પરમાત્માને રીઝવી શકાય. શરીર-મન અને વાણીની ક્ષણિક ચેષ્ટાઓવડે પરમાત્માની સાથે મેળ થઈ શકે નહિ. શરીર વાણી અને દ્રવ્યમન તો જડ છે. જડવડે પરમાત્માની સાથે રંગાઈ શકાય નહિ.—ચેતન પોતે પરમાત્માની સાથે રંગાઈ જાય, અર્થાત્ શુદ્ધધર્મમાં મળી જાય. શરીરમાં રહેલો આત્મા તેજ પોતાની રમણતારૂપ રંજનતાવડે પરમાત્માની સાથે મળી શકે. આત્મામાં સત્તાએ પરમાત્મત્વ રહ્યું છે તે અન્તર્ની શુદ્ધરમણતાવડે મેળવી શકાય. વસ્તુતઃ આત્મા એજ સત્તાએ પરમાત્મા છે અને તેની સાથે મળવાનો ઉપરોક્ત રંજન માર્ગ છે. પરમાત્માના શુદ્ધસ્વરૂપની સાથે આત્માનું તન્મય બની જવું એજ ખરૂં રંજનપણું છે. એવી રીતે શુદ્ધરંજનપણાના યોગે પરમાત્મસ્વામીને પ્રાપ્ત કરી શકાય છે.

કેટલાક તો એમ કથે છે કે, "આ જગત્ ખરેખર પરમાત્માની લીલા છે. પરમાત્મા લીલાને અર્થે જગત્ રચે છે. અલખ એવા પરમાત્માની અલખ લીલા છે, તેનો પાર આવે નહિ. જગતના બનાવનાર એવા પરમાત્માની ભક્તિ કરીએ તો મનની લક્ષ આશાઓ પૂરાય. વા મનમાં લક્ષેલી આશાઓ પૂરાય." આવી રીતે કોઈ પરમાત્મસ્વામીને માને છે પણ, વસ્તુતઃ તત્ત્વદૃષ્ટિથી અવલોકતાં સૃષ્ટિકર્ત્તા એવા પરમાત્મા સિદ્ધ ઠરતા નથી અને તેમની લીલા પણ સિદ્ધ ઠરતી નથી. કારણ

કે રાગદ્વેષરૂપ દોષરહિત પરમાત્માને, જગત્ રચવા આદિની લીલા ઘટતી નથી. જ્યાં એવી લીલા છે ત્યાં રાગદ્વેષરૂપ દોષનો વિલાસ હોય છે, માટે ત્યાં પરમાત્મરૂપ સ્વામિપણું ઘટતું નથી. કર્મથી રહિત એવા સિદ્ધબુદ્ધ પરમાત્મસ્વામીમાં સૃષ્ટિકર્તૃત્વ આદિની કલ્પના કરવામાં આવે તો તેમાં પરમાત્મત્વ રહે નહિ. સિદ્ધ પરમાત્મા અનંતગુણના આધાર છે અને તે રાગદ્વેષરહિત છે. અલખ નિરંજન, અરૂપી, અકર્તા, અભોક્તા, અલેશી, નિસ્સંગી અને આધારરહિત એવા સિદ્ધપરમાત્મા તેજ સત્યસ્વામી છે; એમની સાથે શુદ્ધપ્રેમમાં મસ્ત બનીને મેળાપ કરવો જોઇએ.

પરમાત્મા શ્રી રૂષભદેવ એ જ સત્ય પ્રિયતમ કાન્ત છે. એમનું પૂજન ખરેખરૂં આત્માના ભાવથી થાય છે. ચિત્તની પ્રસન્નતા એજ પૂજનફલ છે. પ્રભુપૂજનથી ચિત્તની પ્રસન્નતા થાય છે. આત્મામાં સહજાનન્દના ઉભરાઓ પ્રકટે છે. મનનો ભાવ ખંડાય નહિ અને પરમાત્માની સાથે મન લાગી રહે, તેજ અખંડિત પૂજા અવબોધવી. સર્વ પ્રકારનાં કપટોનો ત્યાગ કરીને પરમાત્મસ્વામીને પોતાના આત્માનું સમર્પણ કરવું એજ પરમ પ્રભુના મેળનો ખરો ઉપાય છે. પરમાત્મસ્વામિને પોતાનું સ્વાર્પણ કરવું એજ ભાવપૂજાનું ખરૂં કર્તવ્ય કાર્ય છે. શ્રીમદ્ આનન્દઘનજી કથે છે કે, પરમાત્મરૂપ સ્વામિના પદની પ્રાપ્તિનો ઉપરોક્તોપાય જ સત્ય છે. આનન્દના સમૂહભૂત એવા પરમાત્મસ્વામિને મળવું એજ ખરો મેળ છે અને એજ ખરો પ્રિયતમસ્વામી છે, એમ અન્તરમાં અવધાર.

આ પ્રમાણે શ્રીમદ્ આનન્દઘનજીના ઉપદેશથી પેલી–શેઠપુત્રીની અન્તર્ ચક્ષુ ખુલી ગઈ અને ભ્રાન્તિનો નાશ થવાથી સત્ (સત્ત્વ) કે જે બાહ્ય શરીરની ભસ્મ કરવા માટે પ્રગટ્યું હતું તે ટળી ગયું, અને તે શ્રીમદ્ આનન્દઘનજીની ભક્તશ્રાવિકા બની, અને તે શ્રીમદ્‌ના આધ્યાત્મિક જ્ઞાનનો ફેલાવો કરવા લાગી; આ દન્તકથા સાંભળવા પ્રમાણે લખી છે.

શ્રીમદ્‌ની ચોવીશી સંબન્ધી
કિંવદન્તી

શ્રીમદ્‌ની ચોવીશી સંબન્ધી એક દન્તકથા સાંભળવામાં આવી છે અને તે નીચે મુજબ છે. શ્રીમદ્ એક વખત શત્રુંજયપર્વતપર–જિનનાં દર્શન કરવા ગયા હતા. તેમની પાછળ શ્રીમદ્ ઉપાધ્યાય યશોવિજયજી અને શ્રી જ્ઞાનવિમલસૂરિ એ બે મુનિવરો ગયા. શ્રીમદ્ આનન્દઘનજી એક જિન મન્દિરમાં પ્રભુની ભાવસ્તવના કરવામાં લીન થઈ ગયા હતા. ઉપાધ્યાયજી અને જ્ઞાનવિમલજી છાનીમાની રીતે શ્રીમદ્‌ના જાણવામાં ન આવે એવી રીતે

છુપાઈને, તેમની ચોવીશી સાંભળવા લાગ્યા અને યાદી કરતા ગયા. શ્રીમદ્ આનન્દઘનજીએ ઋષભદેવથી આરંભીને બાવીસમા શ્રીનેમિનાથપર્યન્ત તીર્થંકરોની સ્તવના કરી, એટલામાં તેમણે કારણ પામી પાછળ જોયું તો ઉપાધ્યાય અને જ્ઞાનવિમલસૂરિને દીઠા, તેથી તેમની હુંટીમાંથી નીકળતા ઉભરાઓ સંકોચાઈ ગયા અને તે ત્યાંથી નીકળી ગયા. તેથી શ્રી પાર્શ્વનાથ અને મહાવીરસ્વામિનાં સ્તવન બન્યાં નહી. આ કિંવદન્તી જેવી શ્રવણ ગોચર થઈ છે તેવી અત્ર લખવામાં આવી છે. શ્રીમદ્ ઉપાધ્યાયજીનામાં એટલી શક્તિ હતી કે, એક હજાર શ્લોકોને શ્રવણ કરી તેની યાદી કરી શકતા હતા; તેથી શ્રી આનન્દઘનજીએ ગાયેલાં બાવીશ સ્તવનોની તેમને યાદી રહે એમાં કંઈ આશ્ચર્ય નથી. શ્રીમદ્ આનન્દઘનજી શીઘ્ર-કવિ હોવાથી એકી વખતે એક સ્થાનમાં અનુક્રમે ચિત્તની પ્રસન્નતાએ બાવીશ સ્તવનોના ઉભરા કાઢી શકે એમાં કંઈ આશ્ચર્ય નથી. કેટલાક કથે છે કે, જ્યાં જ્યાં આનન્દઘનજી વિચરતા ગયા અને જ્યાં જેવા પ્રભુની ભક્તિસંબન્ધી વિચારો આવ્યા તે સ્તવનના ઉભરાઓ તરીકે બહાર્ કાઢ્યા. અમારો અંગત અભિપ્રાય આ સંબન્ધી એવો છે કે, તેઓ જે જે ઠેકાણે ગયા ત્યાં પ્રસંગોપાત્ત પ્રભુ ભક્તિના ઉભરાઓવડે-ભિન્ન ભિન્ન પ્રભુની સ્તવનાવડે, તેમણે ચોવીશીની રચના કરી.

શ્રીમદ્ જ્ઞાનવિમલસૂરિનો શ્રી આનન્દઘનજીસાથે સંબન્ધ.

અઢારમા સૈકાના જૈન કવિયોમાં શ્રી જ્ઞાનવિમલસૂરિનું નામ પ્રખ્યાત છે. જ્ઞાનવિમલસૂરિએ રાસા-ચોવીશી-થોયો-સજ્જાયો દેવવંદન-શ્રી સિદ્ધાચલનાં હજારો સ્તવનો વગેરેની રચના કરી છે. શ્રી જ્ઞાનવિમલસૂરિજી યોગાભ્યાસમાં પ્રવીણ હતા. પાટણમાં તેમણે, ઉપાસરા પાસેના મોટા લીંબડાને સરકારી સિપાઈઓ પાડતા હતા,-તે કોઈ રીતે માનતા ન હતા,-તે શ્રી જ્ઞાનવિમલસૂરિએ ચમત્કાર બતાવીને લીંબડાનું રક્ષણ કર્યું હતું. જ્ઞાનવિમલસૂરિના શ્રાવક નેમિદાસ હતા. તેમણે સં. ૧૭૬૬ માં ચૈત્ર શુદિ પાંચમના દિવસે ધ્યાનમાલા બનાવી છે, તેમાં નેમિદાસે અન્તમંગલમાં નીચે પ્રમાણે લખ્યું છે—

संवत रसरुतुमुनिशशीमित-मासमधुउज्जवलपखे,
पंचमी दिवसे चित्त विकसे, लहो लीला जिम सुखे. ॥ १ ॥

श्रीज्ञानविमलसूरि गुरुकृपा लही-तास वचन आधार,
ध्यानमाला एम रची नेमिदासे व्रतधार. ॥ २ ॥

શ્રી જ્ઞાનવિમલસૂરિજીએ શ્રી આનન્દઘનજીને પૂજ્ય માની, તેમની

સંગતિ કરીને અધ્યાત્મજ્ઞાન મેળવ્યું હતું. શ્રી આનન્દઘનજીના અધ્યાત્મ વિચારોની તેમના ઉપર સારી અસર થઈ હતી. શ્રી જ્ઞાનવિમલસૂરિજીનો શ્રી ઉપાધ્યાયજી તથા શ્રી સત્યવિજયજી સાથે પણ સારો સંબન્ધ હતો. અમોએ વૃદ્ધ યતિયોના મુખે સાંભળ્યું છે કે, શ્રી જ્ઞાનવિમલસૂરિ, શ્રી યશોવિજયજી ઉપાધ્યાય અને શ્રી સત્યવિજયજી, એ ત્રણે એ સુરતમાં શ્રીસૂરજમંડન પાર્શ્વનાથના દેરાસરમાં ક્રિયોદ્ધારનો વિચાર કર્યો હતો અને તેમણે કાલિકાનું આરાધન કર્યું હતું. એ ત્રણની ત્રિપુટી ગણાતી હતી; ગમે તેમ હોય પણ તે સૈકામાં એ ત્રણનો પુરૂષાર્થ ઘણો હતો એમ તો કહ્યાવિના ચાલે તેમ નથી. શ્રીમદ્ આનન્દઘનજીનાં સ્તવનો ઉપર શ્રી જ્ઞાનવિમલસૂરિજીએ ટબો પૂર્યો છે. શ્રી આનન્દઘનજીનાં સ્તવનોનો આશય જાણવા માટે, શ્રી જ્ઞાનવિમલસૂરિજીએ સુરતમાં સૂર્યમંડન પાર્શ્વનાથના દેરાસરમાં છ માસપર્યન્ત ધ્યાન ધર્યું હતું અને પશ્ચાત્ તેમના સ્તવનોનો અર્થ લખ્યો છે. શ્રી જ્ઞાનવિમલસૂરિજીનો શ્રીમદ્ ઉપર અત્યંત રાગ હતો. ઉપાધ્યાયકૃત યોગદૃષ્ટિની આઠ સજ્ઝાયો ઉપર પણ ખંભાતમાં દોશી મેઘજી ઉદેકરણના હેતે જ્ઞાનવિમલસૂરિએ ટબો પૂર્યો છે. ઉપાધ્યાયકૃત ચાલીશ પિસ્તાલીશ ગ્રન્થો ઉપર જ્ઞાનવિમલસૂરિએ ટબો પૂર્યો છે એમ સાંભળવામાં આવ્યું છે, પણ અદ્યપર્યન્ત તે પ્રમાણે શોધ કરતાં જણાતું નથી. ઉપરની એ કિંવદન્તીમાં શું સત્ય છે તે જ્ઞાની જાણે. અઢારમા શતકના મોટા મોટા સાધુવરોને પણ શ્રી આનન્દઘનજી ઉપર અત્યન્ત રાગ હતો.

જિનપ્રતિમા પૂજાની માન્યતા.

શ્રી આનન્દઘનજી અધ્યાત્મજ્ઞાની હતા. તેમની પ્રતિમા પૂજાની માન્યતા હતી અને તે આગમોના આધારે સિદ્ધ કરી બતાવતા હતા. સાલંબન ધ્યાનમાં પ્રતિમાની આવશ્યકતા સિદ્ધ ઠરે છે. સાકારનું ધ્યાન કર્યા પશ્ચાત્ નિરાકાર ધ્યાનની યોગ્યતા આવે છે. શ્રીમદ્‌ના સમયમાં પ્રતિમોત્થાપકોનું જોર ફેલાતું હતું. શ્રી આનન્દઘનજી મધ્યસ્થ અને અધ્યાત્મજ્ઞાની, વૈરાગી, ત્યાગી અને સત્યવક્તા હોવાથી તેમના વચન ઉપર અન્ય ધર્મવાળાઓની પણ પ્રતીતિ હતી. જૈનશાસ્ત્રોમાં પ્રતિમાના પાઠો છે. શ્રી આનન્દઘનજીએ શ્રી સુવિધિનાથના સ્તવનમાં પ્રતિમા પૂજનવિધિને શાસ્ત્રોના આધારે દર્શાવી છે.

॥ सुविधिनाथ स्तवन ॥

( राग केदारो. )

सुविधि जिणेसर पाय नमीने-शुभकरणी एम कीजे रे,
अतिघणो उलट अंगधरीने-प्रह उठी पूजीजे रे. सुविधि० ॥ १ ॥

द्रव्यभाव शुचिभाव धरीने–हरखे देहरे जइए रे,
दहतिग पण अहिगम साचवतां, एक मना धुरि थइये रे. सुविधि० ॥ २ ॥
कुसुम अक्षत वर वास सुगंधो, धूपदीप मनसाखी रे,
अंगपूजा पण भेद सुणी एम, गुरुमुख आगम भाखी रे. सुविधि० ॥ ३ ॥
एहनुं फल दोय भेद सुणीजे, अनन्तरने परंपर रे,
आणा पालन चित्तप्रसन्नी, मुगति सुगति सुरमन्दिर रे. सुविधि० ॥ ४ ॥
फुल अक्षत वरधूप पइवो, गंध नैवेद्य फल जल भरी रे,
अंग अग्रपूजा मळी अडविध, भावे भविक शुभगति वरी रे. सुविधि० ॥५॥
सत्तरभेद एकवीस प्रकारे, अठोत्तर शत भेदे रे,
भावपूजा बहुविध निरधारी, दोहग दुर्गति छेदे रे. सुविधि० ॥ ६ ॥
तुरियभेद पडिवत्ती पूजा, उपशम खीण सयोगी रे,
चउहा पूजा इम उत्तरज्झयणे, भाखी केवल भोगी रे. सुविधि० ॥ ७ ॥
एम पूजा बहुभेद सुणीने, सुखदायक शुभ करणी रे,
भविक जीव करशे ते लहेशे, आनन्दघन पद धरणी रे. सुविधि० ॥ ८ ॥

દ્રવ્યપૂજામાં શ્રાવકનો જ અધિકાર છે. શ્રાવકને દ્રવ્યસ્તવ અને ભાવસ્તવનો અધિકાર છે અને સાધુ મહારાજા તો ભાવપૂજા અર્થાત્ ભાવસ્તવના અધિકારી છે. મુનિવર ભાવપૂજાવડે આત્માના ગુણો પ્રગટાવે છે. સર્વ સાવદ્યકર્મથી નિવૃત્ત થએલા મુનિવરોને ભાવપૂજાનો અધિકાર દર્શાવ્યો છે. પૂજાના સર્વ ભેદોનું શ્રીમદે વર્ણન કર્યું છે.

મન વશ કરવામાટે તીવ્ર ભાવ.

શ્રીમદ્ આનન્દઘનજી એમ પ્રકાશે છે કે, મનને વશ કરવાથી જ મુક્તિ શીઘ્ર મળે છે. શુભાશુભાધ્યવસાયોનું કારણ મન છે. મન એજ બન્ધ અને મોક્ષનું કારણ છે. મનના શુભાશુભ પરિણામ એજ કર્મનું કારણ છે. મનમાં થતા રાગાદિ અધ્યવસાયો જો ટળે તો આત્મા તે પરમાત્મરૂપ થાય. પારાને એકલી ઔષધના સંયોગે મારવાથી જેમ સુવર્ણસિદ્ધિ થાય છે તેમ મનરૂપ પારાને મારતાં આત્મા તે પરમાત્મરૂપ સુવર્ણતાને પ્રાપ્ત કરે છે. મનને વશ કરવા માટે તેઓ દરરોજ અભ્યાસ કરતા હતા; એવું તેમણે બનાવેલા સત્તરમા કુંથુનાથના સ્તવન ઉપરથી સિદ્ધ થાય છે. “मन साध्युं तेणे सघळुं साध्युं.” ઇત્યાદિ સિદ્ધાન્ત તેમણે દર્શાવ્યો છે. મનની કેવી સ્થિતિ થાય છે તે તેમણે શ્રી કુંથુનાથ સ્તવનમાં સારી રીતે વર્ણવ્યું છે. વ્યાકરણ-ન્યાય આદિ શાસ્ત્રોનો અભ્યાસ કરવો સહેલ છે, પણ મનને વશ કરવું મુશ્કેલ છે. કેટલાક કહે છે કે, કુંથુનાથના

સ્તવનના અક્ષરોમાં શ્રીમદે સુવર્ણસિદ્ધિ ગોઠવી છે. અમારૂં તો એવું મન્તવ્ય છે કે, મન વશ થાય તો આત્મા તેજ પરમાત્મરૂપ બનીને સુવર્ણની પેઠે શોભી શકે છે.

સત્ય શાન્તિની પ્રાપ્તિ અર્થે તીવ્ર પ્રેમ.

શ્રીમદ્‌ને ઉપાધિ ગમતી ન હતી. ધામધૂમ અને ધમાધમથી અલગ રહીને આત્માની ખરી શાન્તિ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરતા હતા;-શાન્તિમાં જ આનન્દ સમાયો છે. શ્રી શાન્તિનાથના સ્તવનમાં ખરી શાન્તિના ઉપાયો તેમણે જણાવ્યા છે; અને તેવી ખરી શાન્તિ મેળવવા માટે તેઓનું ખાસ લક્ષ હતું. શ્રીમદ્ દ્રવ્યથી શાન્તસ્થળોમાં રહીને ભાવ શાન્તિની પ્રાપ્તિ માટે આત્માના ગુણોમાં રમણતા કરતા હતા. જ્યાં કોઈને પોતાનાંથી અરૂચિ થાય વા પોતાને જ્યાં અશાન્તિ લાગે ત્યાં તેઓ રહેતા ન હતા. તેઓ ભાવશાન્તિની પ્રાપ્તિ માટે અન્તર્‌માં ઉપયોગ ધારણ કરીને દ્રવ્યશાન્તિ સ્થળોમાં-અપ્રતિબદ્ધપણે વિચરતા હતા અને રહેતા હતા. અધ્યાત્મશાન્તિની પ્રાપ્તિ માટે શ્રીમદે દર્શાવેલા શાન્તિના ઉપાયો ખાસ મનન કરવાયોગ્ય છે અને આદરવાયોગ્ય છે. જૈનાગમો અને ઉત્તમ સાધુઓથી ખરી શાન્તિનો જગત્‌માં પ્રચાર થાય છે.

આત્મજ્ઞાનપર તીવ્ર રૂચિ.

શ્રીમદ્ આનન્દઘનજીની અધ્યાત્મજ્ઞાન સંબન્ધી તીવ્ર રૂચિ હતી. તે સાથે એટલું પણ કહેવાની જરૂર પડે છે કે, તેઓ ગુણ-વિનાના નામઅધ્યાત્મીઓને અધ્યાત્મજ્ઞાનીઓમાં ગણતા નહોતા. "आतम ज्ञानी श्रमण कहावे-बीजा तो द्रव्य लिंगी रे." આ તેમના ઉદ્ગારો શું સૂચવે છે, તે વાચકો સ્વયમેવ અવબોધી શકશે. જે સાધુઓ અધ્યાત્મજ્ઞાનને તિરસ્કારી કાઢે છે તે લોકોને તેઓશ્રી દ્રવ્યલિંગી કહીને ઉપાલંભ આપે છે અને અધ્યાત્મજ્ઞાન તરફ પ્રવૃત્તિ વા રૂચિ કરાવવા સંબોધે છે. અધ્યાત્મજ્ઞાનનો જેણે આનન્દરસ સ્વાદ્યો છે એવા-શ્રીમદે, અધ્યાત્મ હૃદયની વીણામાંથી અનેક મૃદુ-મિષ્ટ સુસ્વરો કાઢીને આપણા ઉપર અતુલ ઉપકાર કર્યો છે.

શ્રીમદ્ આનન્દઘનજીની આન્તરિક દશા સ્વચ્છ અને પરમાત્મ-પ્રેમથી રંગાયલી હતી. આત્માના શુદ્ધધર્મમાં મસ્ત રહેતા હતા. આત્માના જ્ઞાનાદિ ગુણોની અસ્તિતા અને આત્મામાં પરદ્રવ્ય ગુણ-પર્યાયોની નાસ્તિતા એ એના વિચારમાં તેઓ મશગુલ થઈ જતા હતા. નિશ્ચયનયથી આત્મધર્મની શુદ્ધ દશા વર્ણવવામાં આવે છે તેના ઉપર તેમનો બહુ પ્રેમ હતો. આત્માને ધ્યાવવામાં જ અને આત્માનો અનુ-ભવ રસાસ્વાદ લેવામાં તેઓશ્રી એક ચિત્તથી ધ્યાન ધરતા હતા;

તે સંબન્ધી પોતાના હૃદયોદ્ગાર, શ્રી અરનાથના સ્તવનમાં નીચે પ્રમાણે કાઢ્યા છે.

शुद्धातम अनुभवसदा, स्वसमय एह विलासरे।
परबडी छांहडी जेहपडे, ते परसमय निवासरे. धरम० ॥ २ ॥
दर्शन ज्ञान चरण थकी, अलख सरुप अनेकरे,
निरविकल्प रस पीजिये, शुद्धनिरञ्जन एकरे. धरम० ॥ ५ ॥
परमारथ पंथ जे कहे, ते रंजे एक तंतरे,
व्यवहारे लख जे रहे, तेहना भेद अनन्तरे. धरम० ॥ ६ ॥
व्यवहारे लखे दोहिला, कांइ न आवे हाथरे,
शुद्धनय थापना सेवतां, नवीरहे दुविधा साथरे. धरम० ॥ ७ ॥

આ વાક્યોથી જણાય છે કે-શ્રીમદ્‌ની શુદ્ધ નિશ્ચયનય કથિત, આત્માના શુદ્ધધર્મમાં અત્યંત રૂચિ હતી અને તેઓ આત્માના શુદ્ધધર્મમાં જ મસ્ત હતા. તેઓશ્રી પોતાના હૃદયના ભાવને બહાર્ કાઢવામાં-ગાડરિયાપ્રવાહમાં તણાતા બાળજીવોના શબ્દોથી બ્હીતા નહતા. જ્ઞાનની ઉત્તમ દશાએ તેઓ પહોંચેલા હોવાથી આત્માના શુદ્ધધર્મમાં જ રહેતા; તેનીજ ધૂનમાં અલમસ્ત બન્યા હતા.

પોતાના આત્માને નમસ્કાર.

શ્રીમદે પોતાના આત્મામાં જ ખરી શાન્તિ અવબોધીને પોતાના આત્માને નમસ્કાર કર્યો છે.

अहो अहो हुं मुजने नमुं, नमो मुज नमो मुजरे,
अमित फल दान दातारनी, जेहने भेट थइ तुजरे. शान्ति० ॥

"અમિતફલ દાનદાતાર એવા પરમાત્માની તુજને શાન્તિરૂપ ભેટ થઈ, માટે આનન્દઘનરૂપ પોતાના આત્માને નમસ્કાર થાઓ." આત્મા તેજ પંચપરમેષ્ઠિરૂપ છે એવું શાસ્ત્રોમાં દેખવામાં આવે છે. પોતાના આત્માને નમસ્કાર કરીને પોતાના આત્માની પૂજ્યતા, ઉચ્ચતા અને તેજ સત્તાએ પરમાત્મા છે એવું તેમણે જણાવ્યું છે, તેમજ આત્માજ ભાવશાન્તિનો ભંડાર છે એવું દર્શાવ્યું છે.

શ્રીમદ્‌ની ગચ્છની માન્યતા અને આગમોની માન્યતા.

શ્રીમદ્ સંબન્ધી કેટલાક-કે જેઓએ ગુરૂકુલવાસનો તથા જૈનાગમ વ્યવહારનો અનુભવ નથી લીધો તેઓ-કથે છે કે, આનન્દઘનજીએ ગચ્છનું ઉત્થાપન કર્યું છે. આમ વદનારાઓ શ્રીમદ્‌ના શબ્દોનો આશય સમજ્યા વિના, ગચ્છના ખંડન માટે જે સ્તવનનો પુરાવો રજુ કરે છે તેજ સ્તવનના પુરાવાથી શ્રીમદ્‌ની ગચ્છમાન્યતા સિદ્ધ ઠરે છે.

गच्छना भेद बहु नयण नीहाळतां,
तत्त्वनी वात करतां न लाजे.
उदर भरणादि निज कार्य करता थका,
मोह नडीया कलिकाल राजे–धार० ॥ ३ ॥

( अनन्तनाथ स्तवन )

આ ગાથામાં શ્રીમદ્ તે સમયના ગચ્છોના સાધુઓને મત-ભેદે–ઉદીરણા કરીને–કલેશ ન કરવા સંબન્ધી ઉપાલંભ આપે છે અને કહે છે કે, ગચ્છના બહુ ભેદ આંખે દેખાય છે. ગચ્છોની તકરારો કરે છે અને તત્ત્વની વાત કરતાં લજ્જા પામતા નથી. ઉદરનિર્વાહવૃત્તિ કરતા છતા મોહે નડેલા કલિકાલમાં વર્તે છે. આમાં એવું નથી કહ્યું કે ગચ્છો એ આગમોથી વિરૂદ્ધ છે. ફક્ત તેમનો કહેવાનો આશય એ છે કે, સાધુઓએ ભિન્ન ભિન્ન ગચ્છના મતભેદની,–ક્રિયાઓ આદિની કલેશચર્ચા કરીને આત્મહિત ના ચૂકવું જોઈએ. ગચ્છમાં સાધુ-ઓએ આત્મહિત કરવા વસવું જોઈએ, કિન્તુ ગચ્છની ભિન્નક્રિયાની માન્યતા-ભેદે અસહિષ્ણુતાથી ઈર્ષ્યા-કલેશ-નિન્દા, અને ખંડનના શુષ્કવિવાદ આદિમાં પ્રવેશ કરી સમાધિરૂપ ચારિત્રમાર્ગથી દૂર ન રહેવું જોઇએ. તેમણે પિતૃ-બુદ્ધિથી તે કાલમાં કેટલાક સાધુઓને ઠપકો આપ્યો છે પણ ગચ્છનું ખંડન કર્યું નથી. ઉપદેશમાલામાં કહ્યું છે કે, "આત્મહિતકારક એવા ગચ્છને છોડી જે સાધુ એકલો વિહાર કરે છે તે ચારિત્ર ભ્રષ્ટ થાય છે." સર્વ સૂત્રમાં શિરોમણિ એવા કલ્પસૂત્રમાં કહ્યું છે કે, શ્રી વીરપ્રભુને "एगारस गणहरा नवगणा होथ्था" અગીયાર ગણધર અને નવ ગચ્છ થયા. શ્રી વીરપ્રભુના સમયમાં નવ ગચ્છ હતા, તો હાલ ગચ્છો હોય એમાં શું આશ્ચર્ય? ગચ્છ કહો, સમાજ કહો, મંડળ કહો, ગણ કહો, એ સર્વ એકાર્થવાચિ શબ્દો છે. સાધુઓના આચારની વ્યવસ્થા ખરેખર ગચ્છથી રહી શકે છે. ગચ્છાચારપયન્નામાં ગચ્છના આચારો સંબન્ધી ઉત્તમ રીતે વિવેચન કરવામાં આવ્યું છે. ગચ્છાચારપયન્નાની ટીકા શ્રી આનન્દવિમલસૂરિના શિષ્ય શ્રી વિજયવિમલે કરી છે, તે અમોએ વાંચી છે તેમાં, સાધુઓ અને સાધ્વીઓના આચારવિચાર સંબન્ધી સારૂં વિવેચન કરવામાં આવ્યું છે. ભિન્ન ભિન્ન ગચ્છોમાં જ્યારે શિથિલતા પ્રગટે છે અને તેના આગેવાનો જ્યારે રાગ-દ્વેષ-કલેશ-પ્રમાદ અને ખંડનમંડનના ટંટા ઝગડા વગેરેમાં પડી જાય છે ત્યારે, તેઓને–આનન્દઘનજી જેવા પુરૂષો, ઉપાલંભ આપે તેથી કંઈ પંચાંગીદ્વારા સિદ્ધ થતા ગચ્છનું ખંડન થઈ શકે નહિ. કોઈ, કોઇને ઠપકો આપે છે ત્યારે કથે છે કે, અમુક કૂળનો થઇને કૂળથી વિરૂદ્ધ થઇને વર્તે છે અને મોટી મોટી વાતો કરતાં લાજતો નથી? એ પ્રમાણે ઠપકો

આપનારનો આશય એવો નથી કે, તું ખરાબ રીતે વર્તે છે તેથી તમારૂં કૂળ જ નથી. શિશોદિયા ક્ષત્રિય વંશમાં ઉત્પન્ન થએલાને કોઈ ક્ષત્રિય કહે કે " અરે તું શિશોદિયાવંશને ન લજાવ." એનો અર્થ એવો નથી કે તારો શિશોદિયાવંશ ખોટો છે. પરન્તુ તેનો અર્થ એવો છે કે, તું શિશોદીયાવંશમાં ઉત્પન્ન થયો છે તેથી શિશોદીયોવંશ લાજે અને તેની હલકાઈ થાય એવાં કૃત્ય ન કર. તદ્વત્ અત્ર પણ આનન્દઘનજીનો પણ એવો અભિપ્રાય છે કે ગચ્છના ભેદોથી કલેશ કરીને અને પ્રમાદી બનીને જે સાધુઓ તત્ત્વની વાતો કરે છે તે ગચ્છને શોભાવી શકતા નથી, તેમજ આત્માનું હિત કરી શકતા નથી અને તેઓ મોહના તાબે થાય છે. આ ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે, તેઓએ સૂત્રવિરૂદ્ધ કંઈ કહ્યું નથી. શ્રી અનન્તનાથના સ્તવનમાંજ તેઓ કથે છે કેઃ—

पाप नहि कोइ उत्सूत्र भाषण जिस्यो, धर्म नहि कोई जगसूत्र सरीखो.
सूत्र अनुसार जे भविक किरिया करे, तेहनो शुद्ध चारित्र परखो ॥ धार० ॥

પિસ્તાલીશ આગમો એ સૂત્ર ગણાય છે. સૂત્રોના અનુસારે સુવિહિત પૂર્વાચાર્યોએ નિર્યુક્તિ-વૃત્તિ-ભાષ્ય-ચૂર્ણી વગેરે કરી હોય છે તે પણ સૂત્રરૂપ ગણાય છે. તેમજ સૂત્રોના અનુસારે રચાયલા પ્રામાણિક ગ્રન્થો-પ્રકરણો વગેરેનો પણ સૂત્રમાં અન્તર્ભાવ થાય છે. સૂત્રોથી વિરૂદ્ધ ભાષણ કરવું તે ઉત્સૂત્ર ગણાય છે. "ઉત્સૂત્ર ભાષણ સમાન કોઈ જગત્માં મહાન્ પાપ નથી." શ્રી વીરપ્રભુથી ઉતરી આવેલાં એવાં સૂત્રો સરખો કોઈ શ્રુતજ્ઞાનરૂપ મહાન્ ધર્મ નથી. આ કલિયુગમાં શ્રી વીરપ્રભુના આગમોનો આધાર છે. શ્રીમદ્ આનન્દઘનજી કથે છે કે, સમ્પ્રતિવિદ્યમાન સૂત્રોસમાન અન્ય કોઈ શ્રુત ધર્મ નથી. પિસ્તાલીશ આગમોનાં નામ નીચે પ્રમાણે છે—

१ आचारांग २ सुयडांग ३ ठाणांग ४ समवायांग ५ भगवती ६ ज्ञाताधर्मकथा ७ उपासकदशांग ८ अंतगडदशांग ९ अनुत्तरोववाइ दशांग १० प्रश्न व्याकरण ११ विपाक ए अगीआर अंग तथा १२ दृष्टिवाद अंग, के जेमां चउद पूर्वो हता तेनोहाल विच्छेद थयो छे, तथा बार उपांग १ उव्ववाइ २ रायपसेणी ३ जीवाभिगम ४ पन्नवणा ५ जंबुद्वीपपन्नति ६ चंदपन्नति ७ सुरपन्नति ८ कप्पीआ ९ कप्पविडंसिया १० पुप्फिया ११ पुप्फचुलीआ १२ वन्हिदिशा ए बार उपांग जाणवा, अने १ व्यवहार सूत्र २ बृहत्कल्प ३ दशाश्रुत स्कंध ४ निशीथ ५ महानिशीथ ६ जीतकल्प ए छ छेद ग्रंथ, तथा १ चौसरण २ संथारा पयन्नो ३ तंदुल वेयालीया ४ चंदाविजय ५ गणिविजा ६ देविंदथुओ ७ वीरथुओ ८ गच्छाचार ९ जोतिकरंड १० आउरपच्चखाण. ए दश पयन्नानां नाम तथा १ आवश्यक २ दश वैकालिक ३ उत्तराध्ययन ४ ओघनिर्युक्ति ए चार मूलसूत्र तथा १ नंदि २ अनुयोगद्वार

ए पीस्तालीस आगम. ए १ मूलसूत्र तथा २ निर्युक्ति ३ भाष्य ४ चूर्णि ५ टीका ए पंचांगी जाणवी.

હાલ જે આગમો રહ્યાં છે તેના અનુસારે અને અવિરૂદ્ધપણે ઉપદેશ દેનાર પુરૂષ અલ્પકાલમાં મુક્ત થાય છે. શ્રીમદ્‌ના હાડોહાડમાં અને નસોનસમાં અને રૂંવે રૂંવે જૈનાગમોની શ્રદ્ધા-માન્યતાનો ચોલમજીઠ રંગ લાગ્યો હતો. સૂત્રોના અનુસારે ચારિત્ર ન પાળી શકનારાઓ પણ જો સૂત્રોના અને ગ્રન્થોના આધારે દેશના દે છે તો તે આરાધક કથાય છે.

શંકાવાદી—આનન્દઘનજીએ, બીજા અને ચોથા ભગવાનના સ્તવનમાં આગમોના આધારે ચારિત્ર કોઈ પાળી શકતું નથી, તેમજ આગમોમાં કોઇની ગુરૂગમ નથી એમ જણાવ્યું છે અને શ્રીનમિનાથના સ્તવનમાં સુગુરૂ નથી એમ જણાવ્યું છે તેથી એમ લાગે છે કે, હાલ કોઈ આગમોના આધારે ચારિત્ર પાળતું હોય તેમ જણાતું નથી, તેમજ તેમને કોઈ સૂત્રના અનુસારે સુગુરૂ જણાયા નહિ, તો પછી આકાલમાં ચારિત્ર પાળનાર કોણ હોઈ શકે? તેમજ કોણ સુગુરૂ હોય?

સુગુરૂ—શંકાવાદિન્! શ્રીમદ્ આનન્દઘનજીનાં સ્તવનોનો અર્થ, ગુરૂકૂલવાસમાં રહીને જેણે-ગુરૂગમપૂર્વક ધાર્યો છે તેવાઓને તો તેમનાં વચનોમાં વિરોધ જણાતો નથી. તેઓશ્રીએ શ્રી અજીતનાથના સ્તવનમાં પ્રભુનો માર્ગ દર્શાવ્યો છે તે નીચે મુજબ.

### अजितनाथस्तवन ॥

पन्थडो निहालुं रे बीजा जिन तणोरे, अजित अजित गुणधाम;
जें तें जीत्यारे तेणे हुं जीतीयोरे, पुरुष किश्युं मुजनाम. पन्थडो० १
चरम नयण करी मारग जोवतां रे, भूल्यो सयल संसार;
जेणे नयणे करी मारग जोइएरे, नयण ते दिव्य विचार. पन्थडो० २
पुरुष परंपर अनुभव जोवतां रे, अन्धोअन्ध पुलाय;
वस्तु विचारे रे जो आगमे करी रे, चरण धरण नहि ठाय. पन्थडो० ३
तर्क विचारे रे वाद परंपरारे, पार न पहोंचे कोय;
अभिमते वस्तु वस्तु गते कहे रे, ते विरला जगजोय. पथन्डो० ४
वस्तु विचारे रे दिव्य नयन तणो रे, विरह पड्यो निरधार;
तरतम जोगेरे तरतम वासना रे, वासित बोध आधार. पन्थडो० ५
काल लब्धि लही पन्थ नीहाळशुं रे, ए आशा अविलंब;
ए जन जीवे रे जिनजी जाणजो रे, आनन्दघन मत अंब. पन्थडो० ६

આ સ્તવનની ત્રીજી ગાથામાં તને શંકા પડી છે. તે એ છે કે, "પુરૂષપરંપરાએ જો માર્ગ જોવામાં આવે છે તો આંધળાની પાછળ અન્ધ ગમન કરતો માલુમ પડે છે. આગમોના આધારે જો મોક્ષ માર્ગનો વિચાર કરવામાં આવે છે તો પગ મૂકવાનું ઠેકાણું નથી વા ચારિત્ર ધારણ કરવાનું ઠેકાણું નથી." શંકાવાદિન્! આવો અર્થ કરીને તું મનમાં એમ નિશ્ચય કરે છે કે, હાલ આગમોના આધારે ચારિત્ર ધારણ કરી શકાતું નથી! આવી તારી શંકા ખરેખર આગમોથી વિરૂદ્ધ છે અને તે અયોગ્ય છે. શ્રીમદ્‌ના આશયને બરાબર નહિ જાણવાથી તને એ શંકા થઈ છે. શ્રીમદ્ તો એમ કથે છે કે, આગમો અને દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવે પૂર્વાચાર્યોથી ચાલતી આવેલી ચારિત્રમાર્ગની પરંપરા એ બેથકી મોક્ષમાર્ગ છે. જો બેમાંથી એક–આગમોને ન માનવામાં આવે તો એકલી પરંપરાએ શું થાય? તે સંબન્ધી પોતે શ્રીમુખે કહે છે કે "पुरुष परंपर अनुभव जोवतां रे अंधोअंध पुलाय." જો પુરૂષ પરંપરાના એકલા અનુભવે દેખીએ તો અન્ધ ને અંધ દોરે તેવું દેખાય છે. અને જિત કલ્પો–જિત વ્યવહાર પરંપરાને છોડી એકલા આગમે મોક્ષમાર્ગને દેખીએ તો ચારિત્ર ધારણ કરવાનું ઠેકાણું નથી. સારાંશ કે ગુરૂપરંપરા-જિતકલ્પ વ્યવહાર અને આગમોવડે મોક્ષમાર્ગભૂત એવા ચારિત્રની આરાધના કરી શકાય. જો આ પ્રમાણે અર્થ ન માનવામાં આવે તો, ભગવતીસૂત્ર અને કલ્પસૂત્ર વગેરે સૂત્રોમાં જણાવ્યું છે કે "શ્રીવીરનું શાસન એકવીશ હજાર વર્ષપર્યન્ત સાધુ-સાધ્વી-શ્રાવક અને શ્રાવિકાથી ચાલશે" એમાં વિરોધ આવે અને નિયમતો એવો છે કે, સૂત્રો-ગ્રન્થો-પરંપરા-અને વિદ્યમાનગીતાર્થો એ સર્વના અભિપ્રાયથી અવિરૂદ્ધ એવું વચન આગમોના જ્ઞાતાઓ વદે. શ્રીમદ્ તો આગમોના પૂર્ણ શ્રદ્ધાલુ હતા અને તેથી તે સૂત્ર અને પરંપરા વિરૂદ્ધ બોલેજ કેમ? એમણે સૂત્રોને તો માન્ય કર્યાં છે તેથી તેમના હૃદયનો આશયતો એવો ધ્વનિ પ્રગટ કરે છે કે, એકાન્ત આગમ વા એકાન્ત પરંપરાથી ચારિત્રરૂપ મોક્ષપન્થ ચાલી શકે નહિ. અનેકાન્તપણે એટલે આગમો અને સુવિહિત પરંપરાએ જ ચારિત્રરૂપ મોક્ષપન્થની સિદ્ધિ થાય છે; અને એજ વાતને તેઓ "तरतम योगे रे तरतम वासना रे, वासित बोध आधार" એ વાકયથી જણાવે છે. તરતમયોગે વાસિતબોધ આધારે–તરતમયોગે હાલ ચારિત્ર પામી શકાય છે તેમજ પાળી શકાય છે. હાલ તેનો આધાર છે એમ જણાવે છે. હાલના દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવપ્રમાણે સાધુપણું છે,–ચારિત્ર છે. હાલ બકુશ-અને કુશીલ એવા બે પ્રકારના ચારિત્રીયા વર્તે છે અને તે ભગવતી સૂત્રના આધારે એક-

વીશ હજાર વર્ષપર્યન્ત વર્તશે; તેથી હાલ આગમો અને પરંપરા એ બે વડે તરતમ યોગે ચારિત્ર છે અને સાધુઓ છે અને તેવડે મોક્ષનો પન્થ વહે છે. આ પ્રમાણે અર્થ કરતાં કોઈ જાતનો વિરોધ રહેતો નથી અને તેવો અર્થ તેમના હૃદયનો છે, એમ અમે તેમની વાણીવડે સિદ્ધ કરીએ છીએ.

હવે ચોથા અભિનન્દનના સ્તવનથી આગમવાદમાં ગુરૂગમ કોઇની નથી તે વાતનું સમાધાન કરવા, સ્તવન લખવામાં આવે છે.

### अभिनन्दनजिनस्तवन ॥

अभिनन्दन जिन दर्शन तरसीये, दरशन दुर्लभ देव,
मतमत भेदे रे जो जइ पुछीए, सहु थापे अहमेव. अभिनन्दन० १

सामान्येकरी दरिशण दोहेलूं, निरणय सकल विशेष,
मदमें घेर्यो रे आंधो केम करे, रविशसि रूप विलेख. अभिनन्दन० २

हेतु विवादें हो चित्त धरी जोइये, अति दुरगम नयवाद,
आगमवादें हो गुरुगमको नही, ए शवलो विषवाद. अभिनन्दन० ३

घाति डुंगर आडा अति घणा, तुज दरिशण जगनाथ,
धीठाई करी मारग संचरूं, सेंगू कोइ न साथ. अभिनन्दन० ४

दरशण दरशण रटतो जो फरूं, तो रण रोझ समान,
जेहने पीपासा हो अमृत पाननी, किम भाजे विषपान. अभिनन्दन० ५

तरस न आवे हो मरणजीवनतणो, सीजे जो दरिशण काज,
दरिशण दुर्लभ सुलभ कृपाथकी, आनन्दघन महाराज. अभिनन्दन० ६

શ્રીમદ્ આનન્દઘનજીએ અભિનન્દન પ્રભુના સ્તવનમાં દર્શન અર્થાત્ સમ્યક્ત્વના સંબન્ધી સામાન્ય રીતે વિચારો જણાવ્યા છે. પોતાના જ સમ્યક્ત્વ સંબન્ધી વિચારો દર્શાવવામાં આવે છે અને કોઈ વખત સામાન્ય જનસમાજના હૃદયની શંકાઓને અગ્રસ્થાન આપીને, પ્રભુની સ્તવનારૂપે વિચારો દર્શાવવામાં આવે છે. આમાં "हेतु विवादे हो चित्त धरी जोइये, अति दुर्गम नयवाद। आगमवादे हो गुरुगमको नहि, ए सबलो विषवाद." શંકાવાદીને કહેવાનો માર્ગ મળે છે કે, "હેતુવિવાદે જો ચિત્તમાં વિચાર કરીએ છીએ તો અતિ દુર્ગમ એવો નયવાદ છે અને આગમવાદમાં તો ગુરૂગમ નથી; એ સબળ વિષવાદ છે. કહેવાનો તાત્પર્યાર્થ એ છે કે, આગમવાદ અર્થાત્ સિદ્ધાન્તવાદમાં કોઇને ગુરુગમ નથી; તેથી એમ સિદ્ધ ઠરે છે કે ગુરૂગમ વિના તે વખતમાં સિદ્ધાન્તોના અર્થ કરનારા હતા, તો આજકાલની તો શી વાત કરવી ?" શંકાવાદીની શંકાનું સમાધાન નીચેપ્રમાણે કરવામાં આવે છે.

"આગમવાદે હો ગુરૂગમ કો નહીં" એ વચન કોઈ કોઈ બાબતોની અપેક્ષાએ અવબોધવું. અથવા શંકાશીલ મનુષ્યોના મનમાં દર્શનસંબન્ધી આગમોના આધારે નિર્ણય કરવામાં आगम वादे हो गुरुगम को नहीं એવો વિચાર આવે છે અને તેથી તેઓને એ સબળ વિષવાદ લાગે છે. અથવા આગમોનો પરિપૂર્ણ-પરંપરા શૈલીએ-ગુરૂગમ પ્રવાહે-પરિપૂર્ણ અર્થ કરનાર ગુરૂની પરિપૂર્ણ ગુરૂગમ હાલ જોઇએ તે પ્રમાણમાં જોવામાં આવતી નથી. તરતમ ભેદે આગમવાદમાં ગુરૂગમવાળા ગુરૂઓ મળી શકે પણ ગણધરોની પેઠે પરિપૂર્ણ ગુરૂગમવાળા ગુરૂઓ તો આ કાલમાં મળી શકતા નથી, તેથી ભિન્ન ભિન્ન ગચ્છોની-આગમોમાં કથેલાં અમુક તત્ત્વો બાબતે-ભિન્ન ભિન્ન માન્યતા ઉભી થએલી છે. આગમોમાં પરસ્પર કોઈ કોઈ બાબતોમાં વિરોધ પાઠો આવે છે તેથી તેનો પરિહાર કરવા માટે પૂર્વના ગણધરો અને તેમના શિષ્યોની પેઠે-પૂર્વધારી ગુરૂઓની ગમ જેવી, હાલના કાલના ગુરૂઓમાં ગમ નથી, તેથી-પૂર્વધરોના અભાવે જોઇએ તેટલી પરિપૂર્ણ શંકા ટાળે એવા ગુરૂઓની ગુરૂગમ ન હોવાથી-ખેદ થાય છે; એમ એમના કહેવાનો આશય લાગે છે. આ પ્રમાણે તેમના આશય પ્રમાણે પૂર્વધરોની પેઠે હાલ આગમવાદમાં પરિપૂર્ણ ગુરૂગમવાળો કોઈ ગુરૂ નથી, પણ પૂર્વધરોની અપેક્ષાએ ન્યૂન એવા તરતમ યોગે-પરંપરાએ ગુરૂગમને ધારણ કરનારા ગુરૂઓની ગુરૂગમતા તેમના વખતમાં હતી, તે તો સહેજે સિદ્ધ થાય છે. ગણધરો અને પૂર્વધરોના ગુરૂગમપણાનો હાલ વિરહ છે તેથી કેટલીક બાબતોમાં શંકાનું જોઇએ તે પ્રમાણે સમાધાન થતું નથી, તેથી तत्त्वंतु केवलि गम्यं વગેરે વાક્યો આચાર્યો કથે છે, અને તેથી પોતાનો તેમણે તે બાબતમાં ખેદ દર્શાવ્યો છે. શ્રીમદ્‌ના સમયમાં અને આ સમયમાં આગમવાદમાં તરતમયોગે ગુરૂગમતા છે. ગણધરોની પેઠે પરિપૂર્ણ ગુરૂગમતા નથી એવું અવબોધ્યાથી શંકાનો પરિહાર થાય છે અને તેથી શ્રીમદ્‌ને આગમોના વાદમાં તરતમયોગે ગુરૂગમતા હતી અને તે વખતના મહા ગીતાર્થોને પણ તરતમયોગે ગુરૂગમતા હતી એમ સિદ્ધ થાય છે. આ પ્રમાણે યથામતિ કથી શકાય છે; તેનો ખરો નિર્ણય તો કેવલી જાણે. તે સંબન્ધી વિશેષ અજવાળું પાડી શકાય એવું ભવિષ્યમાં જણાશે તો દ્વિતીયાવૃત્તિમાં જણાવવામાં આવશે. વિશેષ ખુલાસો ગીતાર્થોને પુછી કરવો.

શંકાવાદી—હે સદ્‌ગુરો ! આપે સ્તવનની કડીઓના અર્થ કથીને મારા હૃદયનું સમ્યક્‌સમાધાન કર્યું છે; પરન્તુ એકવીશમા નમિનાથના સ્તવનમાં—

" श्रुत अनुसार विचारी बोलुं, सुगुरु तथा विधि न मिले रे,
किरिया करी नवि साधी शकीये, ए विपवाद चित्त सघले रे." पद्र० ॥१०॥

શ્રીમદે શ્રુતના અનુસારે-તેવા પ્રકારના સુગુરૂ મળતા નથી એવું જણાવ્યું છે, તેમજ શ્રુતના અનુસારે ક્રિયા કરીને મોક્ષમાર્ગ સાધી શકાતો નથી તેમ જણાવ્યું છે; તેથી એમ લાગે છે કે તેમને કોઈ સુગુરૂ દેખ્યા ન હોવા જોઇએ, અને શ્રુતાનુસારે ક્રિયાવડે મોક્ષમાર્ગની સાધના સાધી શકાતી ન હોય એવો તેમણે નિશ્ચય કર્યો હોય તેમ લાગે છે, માટે તે સંબન્ધી શંકાનો પરિહાર કરશો.

સુગુરૂ—શિષ્ય ! ગુરૂકૂળવાસમાં રહીને જેણે સિદ્ધાન્તોનો અને અધ્યાત્મ ગ્રન્થોનો અભ્યાસ કર્યો છે એવા મહાજ્ઞાનીઓજ, શ્રીમદ્ આનન્દઘનજીના આશયોકે જે વસ્તુતઃ સિદ્ધાન્તોથી અવિરોધી છે; તેને જાણવા સમર્થ થાય છે. શ્રીમદ્ આ ગાથાની પૂર્વની-આઠમી ગાથામાં જે સિદ્ધાંત દર્શાવે છે તે જો જાણવામાં આવે તો, તે શ્રુત અનુસારે જે બોલ્યા છે તેનો ભાવાર્થ અવબોધી શકાય, તે માટે આઠમી ગાથા અત્ર લખવામાં આવે છે.

चूरणी भाष्य सूत्र निर्युक्ति, वृत्ति परंपर अनुभव रे ॥
समय पुरुषनां अंग कह्यां ए, जे छेदे ते दुरभव्य रे. पद्म० ॥ ८ ॥

સિદ્ધાન્તરૂપ પુરૂષનાં છ અંગ છે. પૂર્વધરકૃત છૂટક પદની વ્યાખ્યાને ચૂર્ણિ કહે છે. સૂત્રોકતાર્થને ભાષ્ય કહે છે. ગણધરાદિકૃત સૂત્ર કહેવાય છે. ભદ્રબાહુ સ્વામી આદિ પૂર્વધરોએ સૂત્રોપર નિર્યુક્તિ કરેલી છે. સૂત્રો ઉપર વિશેષ અર્થવાળી વૃત્તિ વા ટીકા અવબોધવી, અને ગુરૂઓની પરંપરાએ આવેલો એવો અનુભવ, એ છ અંગોમાંથી કોઇપણ અંગનું જે છેદન કરે છે તે દુર્ભવ્ય જાણવો; આમ કથનારા શ્રીમદ્ આનન્દઘનજીએ પોતાની પૂર્ણ શ્રદ્ધાનો ખ્યાલ આપ્યો છે. સૂત્રની ટીકા ન માને તો તે દુર્ભવ્ય. સૂત્રોપર ગુરૂપરંપરાએ ચાલતો આવેલો જે અનુભવ તેને પણ જે છેદે તે દુર્ભવ્ય, ઇત્યાદિ કથનારા શ્રીમદ્‌ને શ્રુતના અનુસારે તે કાલમાં સુગુરૂ ન દેખાય ! એ તો આકાશ કુસુમવત્ અસત્ય અવબોધવું. શ્રીમદ્‌નો કથવાનો અભિપ્રાય એવો છે કે, સિદ્ધાન્તોના અનુસારે વિચારી જોતાં-પૂર્વના જેવા સુગુરૂઓ દેખાતા નથી; કારણ કે તેવાં સંઘયણ હાલ નથી, તેમ જ પડતો કાલ છે. હાલ તો બકુશ અને કુશીલ એ બે પ્રકારના નિર્ગ્રન્થ ગુરૂઓ વર્તે છે અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવાદિકની અપેક્ષાએ-તરતમયોગે ગુરૂઓ ગણાય છે.

પૂર્વના જેવા અધુના-તથાવિધ સુગુરૂઓની જોગવાઈ મળતી નથી, પણ વર્તમાન દ્રવ્યાદિક અપેક્ષાએ બકુશ અને કુશીલ નિર્ગ્રન્થ સુગુરૂઓની-તરતમયોગે જોગવાઈ મળે છે. પૂર્વધર આદિ સુગુરૂઓના અભાવે જોઈએ તેવી રીતે આગમોના આધારે શંકાઓનું સમાધાન થતું નથી તેનો ખેદ તેમણે દર્શાવ્યો છે, પણ વર્તમાન કાલમાં તરતમયોગે બકુશ અને કુશીલ નિર્ગ્રન્થો વર્તે છે અને તે સુગુરૂઓ ગણાય છે તેનો તેમણે નિષેધ કર્યો નથી. કારણકે વર્તમાનમાં વિદ્યમાન એવા બકુશ અને કુશીલ નિર્ગ્રન્થ એ બે પ્રકારે સુગુરૂઓનું પ્રતિપાદન આગમોમાં તેમજ ચૂર્ણી-ટીકા-ભાષ્ય વગેરેમાં કર્યું છે; અને પંચાંગીને જે ઉચ્છેદે તે તો દુર્ભવ્ય છે એમ શ્રીમુખે-સ્વયં જણાવે છે, તેથી "**श्रुत अनुसार विचारी बोलुं, सुगुरु तथाविधि न मिले रे**" એ વાકયનો એવો અર્થ ગ્રહણ કરવો કે, શ્રુતના અનુસારે તેવા પ્રકારના-કે જે પૂર્વકાલમાં હતા તેવા સુગુરૂઓની હાલ જોગવાઈ મળતી નથી, પણ વર્તમાનકાલમાં તરતમયોગે ભગવતીસૂત્ર વગેરેના પાઠ પ્રમાણે બકુશ અને કુશીલ નિર્ગ્રન્થોની-તરતમયોગે સુગુરૂપણાની જોગવાઈ મળે છે. અઢારમા સૈકામાં વિદ્યમાન સાધુઓમાં તે કાલ-ક્ષેત્રની અને બકુશ-કુશીલ નિર્ગ્રન્થની અપેક્ષાએ, સુગુરૂત્વ હતું અને તત્કાલાનુસારે સુગુરૂત્વયોગ હતો; એમ શાસ્ત્રોના આધારે અને શ્રીમદ્‌ના વચનાનુસારે પણ સિદ્ધ ઠરે છે.

શ્રુતઅનુસાર વિચારીને જોતાં, વા વિચારીને બોલું છું તો, તથાવિધ (જેવા શાસ્ત્રોમાં કથ્યા છે તેવા) ગુરૂની જોગવાઈ મળતી નથી અને (જેવીરીતે જોઈએ તેવીરીતે) આગમોના આધાર વીનાની ક્રિયાવડે મોક્ષમાર્ગ આરાધી શકાતો નથી. એમ સઘળે એટલે સર્વત્ર સુગુરૂની જોગવાઈ સર્વને મળતી નથી, તેથી સઘળાઓને ખેદ રહે છે; એમ પણ અપેક્ષાએ ભાવાર્થ આકર્ષી શકાય.

શ્રીમદ્ આનન્દઘનજી પોતાની જે દશા વર્તે છે તેમાં અધિકતા કરાવનારા એવા ગુરૂનો પોતાને જોગ મળતો નથી એમ કથી ચિત્તમાં ખેદ દર્શાવે છે. તેમને સિદ્ધાન્તોનો બોધ ઘણો હતો, તેમ જ અધ્યાત્મજ્ઞાનમાં તથા દ્રવ્યાનુયોગમાં ઘણા ઉંડા ઉતરી ગયા હતા, તેથી તેમને અપૂર્વ અપૂર્વ અભિનવ શ્રુતજ્ઞાન અને અધ્યાત્મજ્ઞાનમાં અભિનવ અનુભવ આપીને, આગળ ચઢાવે એવા-તથાવિધ ગુરૂની જોગવાઈ મળી નથી; એમ ઉપર્યુક્ત ચરણનો અર્થ અવબોધવો. તેમની જ્ઞાનદશા અને અનુભવદશાના કરતાં આગળની દશા પ્રાપ્ત કરાવનાર ગુરૂ તેમને મળ્યા નથી; એટલું માત્ર ઉપરોક્ત વાકયમાંથી હાર્દ નીકળે છે, પરન્તુ મના કરતાં તરતમયોગે ભિન્ન ક્ષયોપશમચારિત્ર ધારણ કરનારા બકુશ

અને કુશીલ નિર્ગ્રન્થ સાધુઓની જોગવાઈ તો હતી, એટલે તેથી એમ સિદ્ધ થાય છે કે, તેમણે પોતે જે જ્ઞાન ધ્યાન પ્રાપ્ત કર્યું હતું તેનાથી અધિક જ્ઞાન ધ્યાન સમાધિમાં આગળ ચઢાવનાર ગુરૂની જોગવાઈ હતી નહિ, પરન્તુ તેમના કરતાં ભિન્ન ક્ષયોપશમચારિત્રવાળા સાધુઓ તો તે કાલમાં હતા; અને એ બાબતનો તો તેમના કોઈપણ વચનથી નિષેધ થતો નથી. એ ઉપરથી સાર એટલો નીકળે છે કે, તે વખતમાં આનન્દઘનજીએ જૈનાગમોના અનુસારે-બકુશ કુશીલ અને નિર્ગ્રન્થરૂપ ગુરૂઓ તો દેખ્યા હતા, પણ પોતાની જે દશા હતી તે દશામાં આગળ ચઢાવે એવા ગુરૂની શ્રુતના અનુસારે જોગવાઈ, તેમને-આગળની અનુભવદશામાં પ્રવેશ કરવા માટે-મળી નહિ. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય વગેરેમાં બકુશ કુશીલ નિર્ગ્રન્થની અપેક્ષાએ ગુરૂપણું હતું અને તે તો તેમને મળ્યા હતા, પરન્તુ પોતાને ધ્યાનસમાધિનો જે અનુભવ થયો હતો તેમાં આગળ ચઢાવે એવા ગુરૂનો જોગ ‘ મને મળતો નથી ’ એમ તેમણે ગાયું છે. સાધુઓ અને સાધ્વીઓ વિના જૈનશાસન હોતું નથી. તે કાલમાં પોતાની આગળની દશાનો અભિનવ અનુભવ આપે એવા ગુરૂ મને મળતા નથી અને મારાથી ચારિત્રની પ્રતિલેખનાદિ ક્રિયા શ્રુતજ્ઞાનાનુસારે યથાયોગ્ય કરી શકાતી નથી, તેથી મારા સઘળા મનમાં એટલે ચિત્તના અણુઅણુમાં, અર્થાત્ ચિત્તના સઘળા ભાગમાં ઘણોજ ખેદ થાય છે, એમ આનન્દઘનજીએ સૂચવ્યું છે; આ પ્રમાણે તેમના હૃદયનું અને તેમના પદોનું ધ્યાન ધરતાં પિસ્તાલીશ આગમ, પંચાંગી અને પરંપરાથી અવિરૂદ્ધ તથા પ્રાયઃ તેમના હૃદયના આશયથી અવિરૂદ્ધ એવો ઉપર્યુક્ત અર્થ અમારા હૃદયમાં સ્ફુર્યો છે તે લખ્યો છે. વિશેષ તો ગીતાર્થ મુનિવરો-આચાર્યો અને ઉપાધ્યાયો વગેરે બહુશ્રુત કથે તે ખરૂં.

શ્રીમદ્નાં વચનોમાં બીજા-ચોથા અને એકવીશમા સ્તવનની કડીઓમાં જે શંકાવાદીએ વિરોધ દર્શાવ્યો હતો તે ઉપર્યુક્ત વચનોથી દૂર કર્યો. ગુરૂની પરંપરા અને આગમોમાં મધ્યસ્થભાવ ધારણ કરીને સત્યાર્થ ગ્રહણ કરવા તત્પર થવું. અનેકાન્ત નયવાદશૈલીએ પૂર્વો અને આગમોનો લોપ થતાં હાલ જે આગમો રહ્યાં છે તે સંબન્ધી વિચાર કરી સત્ય તત્ત્વ ગ્રહણ કરવા પ્રયત્ન કરવો. આગમોમાં પરસ્પર જ્યાં વિરોધ દેખાય ત્યાં જ્ઞાનીના વચનાનુસારે સમાધાન પ્રાપ્ત કરવા લક્ષ્ય દેવું, પણ નાસ્તિકતા લાવવી નહિ. અગીયાર અંગોના ઘણા પાઠો વિચ્છેદ થઈ ગયા છે, અને જે છે તે અમૃતના કુંડ છે. અમૃતસાગરમાંથી અમૃતની પ્રાપ્તિ કરીને રોગ ટાળી શકાય, તેમ અમૃતના કુંડમાંથી અમૃત ગ્રહીને સુખ પ્રાપ્ત કરી શકાય છે, માટે શ્રી વીરપ્રભુની વાણીને

વીરની પેઠે ભક્તિથી પૂજવી, માનવી અને વીરપ્રભુનાં વચનો ઉપર પૂર્ણ શ્રદ્ધા ધારણ કરવી. શ્રી આનન્દઘનજી મહારાજને આગમની પૂર્ણ શ્રદ્ધા—માન્યતા હતી, તેમજ ગચ્છની માન્યતા હતી; એમ પ્રસંગોપાત્ત સિદ્ધ કર્યું.

શ્રીમદ્–'ક્રિયા કરી નવિ સાધી શકીએ' એ વચન બોલીને એમ જ્ઞાપન કરે છે, કે તથાવિધ શાસ્ત્રોક્ત ક્રિયા કરી શકાતી નથી અને શાસ્ત્રોક્ત કર્યાવિના ચારિત્ર સાધી શકાતુ નથી. તેઓશ્રી વ્યવહાર-પ્રતિક્રમણ પ્રતિલેખનાદિ ક્રિયાઓ શાસ્ત્રોના કથન પ્રમાણે યથાતથ્ય જેવી જોઈએ તેવી રીતે ન કરી શકતા હોય એવું લાગે છે. વા સાંભળવાપ્રમાણે વ્યવહાર પ્રતિક્રમણાદિ ક્રિયાઓ પહેલાં વા વનમાં વિહાર કર્યા બાદ તેમનાથી આગમોમાં કહ્યાપ્રમાણે ન કરાતી હોય! તેનો ખેદ દર્શાવ્યો હોય એમ લાગે છે; ગમે તેમ હોય તોપણ તે પોતાની વાસ્તવિકદશા વર્ણવીને સંવેગપાક્ષિકભાવધારક બનીને સત્યો-પદેશતાવડે આરાધકપણાને આગળ કરીને મુક્તિમાર્ગમાં અડગ રહી પ્રવૃત્તિ કરે છે.

તેઓશ્રી સંવેગપક્ષી હતા. સંવેગપક્ષીનાં જે લક્ષણો જોઈએ તે તેમનામાં હતાં, એમ સંવેગપક્ષીનાં લક્ષણ આગમોના આધારે અવલોકતાં દેખાય છે. કહ્યું છે કે,

સંવેગપક્ષી.

सावजजोग विरमणाओ, सव्वुत्तमो जइ धम्मो।
वीओ सावगधम्मो, तइओ संविग्गपखपहो ॥ १ ॥

( ઉપદેશ રત્નાકર )

શ્રીમદ્ યશોવિજયજી સંવેગપક્ષી સાધુ સંબન્ધે કથે છે કે.

तेहवा गुण धरवा अणधीरा, जोपण सूध्धुं भाखी।
जिनशासन शोभावे तेपण, सुधासंवेग पाखी ॥ धन्य० ॥ ८ ॥

જે મુનિરાજ, સાધુઓના પૂર્વોક્ત ગુણ ધારવાને અસમર્થ હોય, તોપણ—જે શુદ્ધ પ્રરૂપક હોય અને દેશના પ્રમુખ ગુણોએ જિનશા-સનને શોભાવે છે તે, શુદ્ધ સંવેગપક્ષિક અવબોધવા. यतः

संविग्गपक्खियाणं, लखणमेयं समासओ भणियं ॥
ओसन्नचरणकरणावि, जेण कम्मं विसोहंति ॥ १ ॥
सुद्धं सुसाहुधम्मं, कहेइ निंदइ य नियमायारं ॥
सुतवस्सियाणपुरओ, होइ उ सव्वोमरायणिओ ॥ २ ॥

( उपदेशमाला ॥ )

सद्दहणा अनुमोदनकारण, गुणथी संयमकिरिया ॥
व्यवहारे रहिया ते फरशे, जे निश्चयनयदरिया ॥ धन्य० ॥ ९ ॥

તત્ત્વની શ્રદ્ધા અને ગુણવંતની પ્રશંસા કરવી-ઇત્યાદિક સંયમની ક્રિયા છે તે, સંવેગપક્ષમાં રહેલાઓને હોય છે. કરે, કરાવે અને અનુમોદે તે સર્વને સરખું ફળ પ્રાપ્ત થાય છે. સંવેગપક્ષીઓ શુદ્ધ ઉપદેશ આપે છે અને ચારિત્રક્રિયાઓ કરનારા સાધુઓની અનુમોદના કરે છે, તેથી તેમણે પણ તે ક્રિયાઓ ભાવથી સ્પર્શી છે એમ સિદ્ધ ઠરે છે. અતએવ, સંવેગપક્ષી પણ ભાવથી ક્રિયાપાત્ર ઠરે છે. उक्तं च ।

सद्दहणा जाणणाणु, मोयण कारण गुणा परेसिं जे ॥
णिच्छयववहारविउ, तेसिं किरिया भवे भावा ॥ १ ॥

( सम्मतितर्कवृत्तौ ॥ )

दुःकरकारथकी पण अधिका, ज्ञानगुण ईम तेहो ॥
धर्मदासगणि वचने लहिये, जेहने प्रवचन नेहो ॥ धन्य० ॥ १० ॥

सुविहित गच्छक्रियानो धोरी, श्रीहरिभद्र कहाय ॥
एह भाव धरतो ते कारण, मुज मन तेह सुहाय ॥ धन्य० ॥ ११ ॥

( સાડાત્રણસે ગાથાનું સ્તવન )

દુઃકરકારથી થાય એવી ધર્મની કષ્ટક્રિયાના કરનારા સાધુઓ જો અલ્પાગમના સ્વામી હોય તો શા ખપમાં આવે! અર્થાત્ ખપમાં આવે નહિ. ધર્મક્રિયાઓનું કષ્ટ થોડું કરતા હોય અર્થાત્ પ્રતિલેખન-પ્રતિક્રમણ-વિહાર આદિ ક્રિયાઓનું જેઓને કષ્ટ અલ્પ હોય તોપણ, જ્ઞાનગુણે તેઓ કષ્ટક્રિયા કરનાર સાધુથી અધિક છે; એમ ધર્મદાસગણિએ ઉપદેશમાલામાં કથ્યું છે. સુવિહિત ગચ્છક્રિયાના ધોરી શ્રીહરિભદ્રસૂરિ સંવેગપક્ષની ભાવનાને ધારણ કરતા હતા માટે મારા મનમાં તે રૂચે છે; એમ ઉપાધ્યાયજી જણાવે છે.

नाणाहिओ वरतरं, हीणो विहु पव्वयणं पभावंतो ॥
नयदुक्करं करंतो, सुट्ठुवि अप्पागमो पुरिसो ॥ १ ॥

( ઉપદેશમાલા )

ધર્મદાસગણિને પ્રવચનપર અત્યંત સ્નેહ હતો. તે કથે છે કે "જ્ઞાની એવા સંવેગપાક્ષિકો ક્રિયા ન કરતા છતાં વા હીનક્રિયા કરતા છતાં પણ શુદ્ધ ચારિત્રીયાઓની પ્રશંસા કરતા એવા, અને જિનશાસનની પ્રભાવના કરતા છતા જ્ઞાનગુણે, ક્રિયા કરનારાથી અધિક કહ્યા છે." ઉપાધ્યાય સંવેગપક્ષના ભાવને ધારણ કરનાર હતા તેપ્રમાણે, સંવેગપક્ષધારી દ્રવ્ય-વ્યવહાર પ્રતિક્રમણાદિ ક્રિયા કરવામાં શ્રુતના અનુસારે યથાતથ્ય પોતાનામાં અસાધકપણું માનનાર અને ધ્યાનસમાધિમાં મગ્ન રહેનાર જ્ઞાની સાધુવેષધારી, શ્રી આનન્દઘનજીને આગમો ઉપરઘણો

સ્નેહ હતો. આગમોના આધારે શુદ્ધોપદેશ દેનારા હતા–અધ્યાત્મજ્ઞાન વા દ્રવ્યાનુયોગ જ્ઞાનરૂપ નિશ્ચયનયના દરિયા હતા, તેથી તે શ્રી સંવેગપાક્ષિક ભાવધારક હતા. શ્રીમદ્ પોતે આગમોના આધારે ધર્મ-સંબન્ધી બોલતા હતા. પોતાનામાં ગુણની ન્યૂનતા દેખતા હતા અને આગમોના આધારે શુદ્ધોપદેશ દેઈને તથા સુસાધુની પ્રશંસા કરીને, ભાવથી ચારિત્રક્રિયાને સ્પર્શતા હતા; માટે તે સંવેગપાક્ષિક હતા એમ સિદ્ધ ઠરે છે. આત્માના શુદ્ધધર્મનું તેઓ ધ્યાન ધરતા હતા અને પરપરિણતિને ટાળતા હતા, તેથી તેમની દશા ઉચ્ચ હતી એમ સિદ્ધ થાય છે. અજ્ઞાની સાધુ, ધર્મની ક્રિયાઓ કરતો છતો પણ બંધાય છે. કથ્યું છે કે—

परपरिणति पोतानी माने, वरते आरतध्याने ॥
बन्ध मोक्ष कारण न पिछाणे, ते पहिले गुणठाणे ॥
धन्य ते मुनिवरा रे जे चाले समभावे ॥

જે પરપરિણતિને પોતાની માને છે અને આર્તધ્યાનમાં વર્તે છે તથા બન્ધમોક્ષનું કારણ અવબોધતો નથી તે પહેલા મિથ્યાત્વ ગુણઠાણે છે. શ્રીમદ્ આનન્દઘનજી જેવા મહાપુરૂષ અને સિદ્ધાન્તજ્ઞાની-અધ્યાત્મજ્ઞાની-અનુભવી-ગુણાનુરાગી અને સંવેગપક્ષીની, શ્રી ઉપાધ્યાયે સ્તુતિ કરીને પોતાની સંવેગપાક્ષિક ભાવના કેવી પ્રબલ હતી તે દર્શાવી આપ્યું છે. સાધુનો વેષ હોય અને સાધુની ક્રિયા ન કરતો હોય છતાં, ઉપર્યુક્ત ગુણવિશિષ્ટ ગુણાનુરાગી સંવેગપક્ષી હોય છે તે, અલ્પકાલમાં મોક્ષ પ્રાપ્ત કરે છે. માયાની સજ્જાયમાં ઉપાધ્યાયજી તે સંબન્ધી જણાવે છે કે,

कुसुमपुरे घरशेठने ॥ सुणो० ॥ हेठे रह्यो संविग्न ॥ गुण० ॥
उपरे तस बीजो रह्यो ॥ सुणो० ॥ मुक्तलपण सुगुणज्ञ ॥ गुण० ॥
दंभी एक निन्दा करे ॥ सुणो० ॥ बीजो धरे गुणराग ॥ गुण० ॥
पहेलाना भव दुस्तर कह्या ॥ सुणो० ॥ बीजाने केवल त्याग ॥ गुण० ॥

કુસુમપુર નગરમાં એક શેઠના ઘેર બે સાધુ આવ્યા હતા. એક ક્રિયાપાત્ર દંભી હતો, તે પેલા ક્રિયા ન કરનાર સાધુની નિન્દા કરતો હતો અને બીજો ક્રિયા ન કરનારો પેલા ક્રિયા કરનારની પ્રશંસા કરતો હતો. કોઈ જ્ઞાનીને પુછતાં પેલા નિન્દા કરનાર અને ક્રિયા કરનારના દુસ્તરભવ કહ્યા અને ક્રિયાથી મોકળા પણ ગુણીની પ્રશંસા કરનાર સાધુને ત્યાગી કહ્યો. આ ઉપરથી સમજવાનું કે સંવેગપાક્ષિકની ભાવના ધારણ કરીને જે સાધુઓ–કે જે શ્રુતના અનુસારે યથાતથ્ય દ્રવ્યથી તથા ભાવથી ચારિત્ર પાળવાને અશક્ત છે તેઓ ખરેખર અન્ય સાધુઓના ગુણોની

પ્રશંસા કરે છે તો, અલ્પભવમાં મુક્તિ પામે છે અને જેઓ ક્રિયાનો દંભ ધારણ કરી અન્ય સાધુઓની નિન્દા-કુથલીથી હેલના કરે છે તેઓ ઘણા ભવ ભમે છે. શ્રીમદ્ આનન્દઘનજી જેવા અધ્યાત્મજ્ઞાની અને આત્માના શુદ્ધધર્મમાં ઉંડા ઉતરેલા મહાસંવેગપાક્ષિકની જેટલી પ્રશંસા કરીએ તેટલી ન્યૂન છે. એમના સંવેગપણાનું સદાકાલ ધ્યાન હોવ!

ઉપાધ્યાયનો સંવેગપક્ષભાવ.

શ્રીમદ્ ઉપાધ્યાયજી સંવેગપાક્ષિકભાવના ધારક હતા. અઢારમા શતકમાં ઉપાધ્યાયને મહાગીતાર્થ માનવામાં અમારો અંગત અભિપ્રાય છે. તેવા વૈરાગી ત્યાગી મુનિરાજ પોતાનામાં ગુણોની ન્યૂનતા દેખે છે અને અન્ય જે કોઈ ચારિત્રીયામાં ગુણો હોય તેની પ્રશંસા કરે છે. તે શતકના કેટલાક અન્ય મુનિવરો પણ ઉપાધ્યાયવત્ સંવેગપક્ષની ભાવનાને ભાવતા હતા. ઉપાધ્યાય ચારિત્ર પાળતા છતાં પોતાને માટે નીચે મુજબ લખે છે.

श्लोक.

अवलंवेच्छायोगं, पूर्णाचारासहिष्णवश्चवयं ॥
भक्त्या परममुनीनां, तदीयपदवीमनुसरामः ॥ २९ ॥
सिद्धांततदंगानां, शास्त्राणां यः सुपरिचय शक्त्या ॥
परमालंवनभूतो, दर्शनपक्षोयमस्माकं ॥ ३१ ॥
विधिकथनं विधिरागो, विधिमार्गस्थापनं विधेरिच्छा ॥
अविधिनिषेधश्चेति, प्रवचनभक्तिः प्रसिद्धान्तः ॥ ३२ ॥
अध्यात्मभावनोज्वल–चेतोवृत्योचितं हितं कृत्यं ॥
पूर्णक्रियाभिलाष, श्चेतिद्वयमात्मशुद्धिकरः ॥ ३३ ॥
द्वयमिहशुभानुबंधः शक्यारंभश्चशुद्धपक्षश्च ॥
अहितोविपर्ययः पुन, रित्यनुभवसंगतः पन्थाः ॥ ३४ ॥

( अध्यात्मसार । )

ભાવાર્થ—અમો સાધુના પૂર્ણ ચારિત્ર સંબન્ધી ક્રિયાચારોને પાળી શકનારા નથી. અમે ભક્તિવડે પરમમુનિયોની પદવીને અનુસરીએ છીએ. સિદ્ધાંતો અને તેના અંગભૂતશાસ્ત્રોનો શક્તિપ્રમાણે સારો પરિચય છે એજ પરમાલંબન ભૂત અમારો દર્શન પક્ષ છે. તેઓ પોતાને ચારિત્રપક્ષી ન જણાવતાં દર્શનપક્ષી જણાવે છે. વિધિનું કથન, વિધિપર રાગ, વિધિમાર્ગનું સ્થાપન, વિધિની ઇચ્છા અને અવિધિનો

નિષેધ, એપ્રમાણે પ્રવચનની ભક્તિરૂપ ઉત્કૃષ્ટ સિદ્ધાન્ત છે. અધ્યાત્મ-ભાવનાવડે નિર્મલ થએલી ચિત્તવૃત્તિથી ઉચિત હિતકૃત્ય કરવું અને સાધુ ધર્મની પૂર્ણક્રિયાનો અભિલાષ, એ બે આત્માની શુદ્ધિ કરનાર છે. એક શક્યનો આરંભ અને બીજો સુદ્ધપક્ષ એ બે શુભાનુબંધી છે. અને તથી ઉલટો તે અહિતકારી છે;–એ અનુભવ સંગથી પ્રાપ્ત થએલ માર્ગ છે. ઈત્યાદિ–આવા હૃદયના ઉદ્ગારોવડે શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજીની સંવેગ પાક્ષિકભાવના સ્પષ્ટ ભાસે છે. શ્રી આનન્દઘનજીની સંવેગપાક્ષિકભાવનાના પ્રસંગે, ઉપાધ્યાયજીનું પણ સંવેગપાક્ષિકભાવપણું પ્રસંગોપાત્ત દર્શાવ્યું છે.

શ્રીમદ્ આનન્દઘનજીના–પરમાત્માની સેવાના ઉચ્ચ વિચારો હતા.

**શ્રીમદ્દના સેવા વિચારો.**

સેવા વિના મીઠા મેવા મળતા નથી. આખી દુનિયામાં જે કંઈ પ્રાપ્ત કરવામાં આવે છે તે સેવાથીજ અવબોધવું. સેવા! સેવા! એમ સર્વ કોઈ વદે છે, પણ સેવાની ભૂમિકાની પ્રાપ્તિ વિના પરમાત્માની ખરી સેવા કરી શકાતી નથી. ત્રીજા સંભવનાથના સ્તવનમાં अभय-अद्वेष-अखेद એ ત્રણ ગુણોની પ્રાપ્તિથી ખરી સેવા કરી શકાય છે એમ શ્રીમદ્ દર્શાવે છે—

भयचंचलताहो जे परिणामनी रे, द्वेष अरोचकभाव ॥
खेदप्रवृत्तिहो करतां थाकीयेरे, दोष अबोध लखाव ॥ संभव० ॥

આત્માના પરિણામની ચંચલતા તેજ ભય છે; તેનો ત્યાગ કરીને આત્માનો સ્થિર પરિણામ કરવો તેજ અભય છે. પરમાત્માના ગુણોપર અરૂચિભાવ તેજ દ્વેષ જાણવો. પ્રભુના ગુણોપર અત્યંત રૂચિ થાય છે તે અદ્વેષગુણ જાણવો. પ્રભુના ગુણોની પ્રાપ્તિ કરણાર્થે પ્રવૃત્તિ કરતાં જે થાક લાગે છે તે ખેદ જાણવો. પરમાત્માના ગુણોની પ્રાપ્તિ અર્થે પ્રયત્ન કરતાં થાકી ન જવું તે અખેદ જાણવો. આ ત્રણ ગુણોની પ્રાપ્તિવડે જો સેવા કરવામાં આવે તો, સેવક પોતાના ઇષ્ટની સેવાવડે ઇચ્છિત ફલ પ્રાપ્ત કરી શકે છે. ભય-દ્વેષ અને ખેદને પરિહરીને જે મનુષ્યો સેવા કરે છે તેજ ખરેખરા સેવક જાણવા. ચંચલતા-અરૂચિ અને ખેદનો જ્યાં અભાવ છે ત્યાં ખરી સેવા અવબોધવી. આવી ઉત્તમ સેવા વિના સેવક બનવું દુર્લભ છે. સેવકોમાં જો પૂર્વોક્ત ત્રણ દોષ ન હોય તો તે દેવ-ગુરૂ અને ધર્મના ખરા સેવક અવબોધવા. ઇત્યાદિ વિચારોવડે શ્રીમદ્ પોતાની આન્તરિક સેવાનું સ્વરૂપ પ્રકટ કરે છે અને જગતને ખરી સેવાના વિચારોનો લાભ આપે છે.

શ્રીમદ્ આનન્દઘનજીના હૃદયમાં જૈનદર્શનનાં તત્ત્વો સમ્યક્ પરિણમ્યાં હતાં. દ્રવ્યાનુયોગમાં તેઓ ઉંડા ઉતર્યા હતા. જૈનદર્શનથી એકાન્તનયે અન્યદર્શનોએ માનેલા આત્મતત્ત્વમાં કેવી રીતે વિરોધ આવે છે તેનો, વીશમા શ્રી મુનિસુવ્રતસ્વામિના સ્તવનમાં સ્પષ્ટ અને સારો ચિતાર આપ્યો છે. સ્યાદ્વાદમંજરી-સમ્મતિતર્ક-નયચક્ર-વિશેષાવશ્યક અને તત્ત્વાર્થ વગેરે ન્યાયના ગ્રન્થોનો પરિપૂર્ણ અભ્યાસ કર્યાવિના આવો ચિતાર આપી શકાય નહિ. અનેક નયોની અપેક્ષાએ આત્મતત્ત્વને જાણીને આવો ઉત્તમ ચિતાર આપી શકાય તેમ છે. અન્યદર્શનો એકાન્તદષ્ટિથી જોતાં શ્રી જિનદર્શનથી ભિન્ન છે; એમ શ્રીમદે જણાવીને જિનદર્શનની ઉત્તમતાનો સારો ખ્યાલ આપ્યો છે. તેમજ

એકાન્ત દૃષ્ટિએ અન્યદર્શનોનું જૈનદર્શનથી પૃથક્ત્વ અને અનેકાન્ત નયદૃષ્ટિએ જૈનદર્શનમાં અન્યદર્શનોનો અન્તર્ભાવકરવાસંબન્ધી શ્રીમદ્નું ચાતુર્ય.

તેમણે એકવીશમા શ્રી નમિનાથના સ્તવનમાં "षडदर्शन जिन अंग भणीजे—" એમ કથીને અનેકાન્તનયની સાપેક્ષદષ્ટિથી, ષડ્દર્શનો પણ જિનદર્શનરૂપ પુરૂષનાં અંગ છે એમ સિદ્ધ કરી આપ્યું છે. એકાન્તે એકનયની માન્યતાથી મિથ્યાત્વ છે અને અનેકાન્તનયની અપેક્ષાએ વસ્તુની માન્યતાથી સમ્યક્ત્વ છે. સમ્યક્ત્વદર્શની, અનેકાન્તદષ્ટિથી મિથ્યાત્વદર્શનોને પણ નયોની અપેક્ષાએ સમ્યક્ત્વરૂપે પરિણમાવે છે. ષડ્દર્શનો પણ જિનદર્શનનાં અંગભૂત છે; એમ સમ્યગ્દૃષ્ટિને સાપેક્ષ દૃષ્ટિસામર્થ્યે જણાય છે. તેઓ કથે છે કે—

जिनवरमां सघळां दर्शन छे, दर्शने जिनवर भजनारे ॥
सागरमां सघली तटिनी सहि, तटिनीमां सागर भजनारे ॥ ६ ॥

( નમિનાથ સ્તવન. )

જિનવરદર્શનમાં નયોની સાપેક્ષતાએ આખી દુનિયાનાં દર્શનોનો અન્તર્ભાવ થાય છે, અને અન્ય એકાન્તદર્શનમાં, જિનદર્શનની ભજના જાણવી. સાગરમાં સઘળી નદીઓ આવીને સમાય છે અને નદીઓમાં સાગરની ભજના જાણવી. જૈનદર્શન સાગરસમાન છે. આ પ્રમાણે હૃદયના જ્ઞાનને ગુર્જરભાષામાં સ્પષ્ટ આલેખનાર શ્રીમદ્નું જ્ઞાનસામર્થ્ય કેટલું હશે તેનો પાર આવી શકતો નથી. સમ્મતિતર્ક વગેરેમાં આજ પ્રમાણે શ્લોક છે. उक्तंच विशेषावश्यके ।

श्लोक.

उदधाविवसर्वसिन्धवः, समदीर्णास्त्वयिनाथ ! दृष्टयः ।
नच तासु भवान् प्रदृश्यते प्रविभक्तासु सरित्स्विवोदधिः ॥ १ ॥

આ ઉપરથી અવબોધાય છે કે, 'સિદ્ધાન્તોનો અભ્યાસ કરવામાં

શ્રીમદે અત્યન્ત લક્ષ દીધું છે. તેઓ સિદ્ધાન્તોના ક્ષયોપશમી મુનિવર હતા. નયોની અપેક્ષાએ તત્ત્વોનો બોધ કરનાર વિરલા મનુષ્યો હોય છે. નૈગમ-સંગ્રહ-વ્યવહાર-ઋજુસૂત્ર-શબ્દ-સમભિરૂઢ અને એવંભૂત એ સાત નય છે. દ્રવ્યાસ્તિક અને પર્યાયાસ્તિક નયનો સાત નયમાં સમાવેશ થાય છે અને સાત નયોનો દ્રવ્યાસ્તિક અને પર્યાયાસ્તિક એ બે નયમાં સમાવેશ થાય છે.

इक्किक्कोयसयविहो, सत्तनयसयाहवंति एमेव ॥
अन्नोविय आएसो, पंचेव सया नयाणं तु ॥

( विशेषावश्यक । )

નૈગમાદિ એકેક નયના શત શત ભેદ ગણતાં સાત નયના સાતસો ભેદ થાય છે, તેમજ અન્ય રીતિએ પાંચસો ભેદ થાય છે. શબ્દ-સમભિરૂઢ અને એવંભૂત એ ત્રણવડે એક શબ્દનયની વિવક્ષા કરવામાં આવે તો પાંચ મૂલ નય થાય, તેથી તેના પાંચસો ભેદ થાય છે. સામાન્યગ્રાહી નૈગમનો સંગ્રહમાં અંતર્ભાવ કરવામાં આવે અને વિશેષગ્રાહી નૈગમનો વ્યવહારમાં અન્તર્ભાવ કરવામાં આવે તો મૂલ છ નય થાય છે અને તેના છસો ભેદ થાય છે. જ્યારે સંગ્રહ-વ્યવહાર અને ઋજુસૂત્ર એ ત્રણ અર્થનય વિવક્ષાય છે અને એક શબ્દનય પર્યાયાસ્તિક નય તરીકે વિવક્ષાય છે ત્યારે, મૂલ ચાર નય થાય છે અને તેના ચારસો ભેદ થાય છે. જ્યારે નૈગમાદિ ચાર નય છે તે દ્રવ્યાસ્તિક તરીકે વિવક્ષાય અને ત્રણ શબ્દનયો એક પર્યાયાસ્તિક તરીકે વિવક્ષાય છે ત્યારે, મૂલ બે નયના બસો ભેદ થાય છે. " उत्कृष्टतोऽसंख्याताnaया-भवन्ति " ઉત્કૃષ્ટથી અસંખ્યાતા નય હોય છે. जावन्तो वयणपहा तावन्तो वा नयाविसद्दाओ । ते चेवय परसमया सम्मत्तं समुदिया सव्वे ॥ જેટલા વચનમાર્ગો છે તેટલા નયો છે, જેટલા નયો છે તેટલા એકાન્તે પરતીર્થિક સિદ્ધાન્તો છે અને સમુદિત તથા સ્યાત્શબ્દલાંછિત થએલા તે સર્વે નયો જિનશાસન ભાવને પામે છે.

શ્રીમદ્નું ઉપર પ્રમાણે સ્વ અને પરદર્શન સંબન્ધી જ્ઞાનસામર્થ્ય કથ્યું. શ્રીમદ્ આનન્દઘનજીનાં સ્તવનોવડે તેમના ગુણોની દિશાનું કિઞ્ચિત્ વર્ણન કરવામાં આવ્યું; હવે તેમનાં પદોવડે તેમના ગુણોનું આન્તરિક હૃદયચારિત્ર્ય તપાસીએ.

શ્રીમદે પાંચમા પદમાં પ્રત્યેક વસ્તુમાં દ્રવ્યગુણપર્યાય હોય છે, તથા ઉત્પાદવ્યય અને ધ્રૌવ્યયુક્ત વસ્તુ સત્ કહેવાય છે; તેની દૃષ્ટાન્ત વડે સમજણ આપીને આત્માની ઉપાદેયતા સંબન્ધી ઉત્તમ ઉદ્ગારો કાઢ્યા છે.

શ્રીમદે સાતમા પદમાં યોગનો અનુભવ વર્ણવીને યોગજ્ઞાનનો દુનિયાને પરિચય આપ્યો છે. તેમણે યોગનાં અનેક શાસ્ત્રો અવલોક્યાં હતાં અને યોગસમાધિનો અભ્યાસ કર્યો હતો. આત્માને સંન્યાસીની ઉપમા આપવામાં આવી છે અને શરીરને મઠની ઉપમા આપી છે તેથી એમ અનુમાન કરી શકાય છે કે, તેમણે સંન્યાસીઓના મઠોમાં વાસ કર્યો હોવો જોઈએ અને ત્યાં પ્રસંગોપાત્ત યોગના વિચારોની ધૂનમાં ને ધૂનમાં યોગના ઉદ્ગારો પદ તરીકે બહાર કાઢ્યા હોય. હઠયોગ સમાધિનો તેમણે અભ્યાસયોગે અનુભવ કર્યો છે એમ નિશ્ચય કરાય છે. યોગસમાધિ પ્રાપ્ત કરીને તેમણે લોકોને પ્રસંગોપાત્ત–અમુક ચમત્કારોના ધામભૂત એવો પોતાનો આત્મા છે એવો ખ્યાલ બાંધવાનાં કારણોને સ્થાન આપ્યું છે. સાતમા પદમાં સહજસમાધિનું સ્વરૂપ આલેખ્યું છે અને તેની સાથે અજપાજાપ કે જેને યોગીઓ જાણે છે તેનું તેમણે દિગ્દર્શન કર્યું છે.

શ્રીમદ્દનું યોગજ્ઞાન.

આઠમા પદમાં અધ્યાત્મજ્ઞાનનો, સુમતિ આદિ પાત્રોવડે સ્વાનુભવ પ્રગટ કર્યો છે તે ખરેખર મનનીય છે. નવમા પદમાં પણ અધ્યાત્મના ઉદ્ગારો છે. દશમા પદમાં પણ આધ્યાત્મિક પાત્રોના ઉદ્ગારોવડે સ્વાનુભવરસને શબ્દદ્વારા પ્રકટ કર્યો છે. અગીયારમા પદમાં આધ્યાત્મિક પાત્રોદ્વારા આત્મા અને મોહનું યુદ્ધ દર્શાવીને પોતાના આત્મામાં પ્રગટતી દશાનો ખ્યાલ આપ્યો છે. બારમા પદમાં અધ્યાત્મદષ્ટિએ અન્તર્માં રાધા અને કુબ્જાના ચોપાટની રમત કેવી રીતે રમાય છે તેનો આબેહુબ ચિતાર આપ્યો છે. તેરમા પદમાં આધ્યાત્મિક અન્તરપાત્રોના વિચારો દર્શાવીને આત્માની દશાનું ઉચ્ચ ભાન કરાવ્યું છે. ચઉદમા પદમાં અન્તર્માં રહેલા પાત્રોના વિચારોને દર્શાવ્યા છે અને સમતા આદિનું શ્રેષ્ઠત્વ દર્શાવ્યું છે. સમતાએ આત્માને શિખામણો આપી છે તેનું સ્વચ્છ ચિત્ર દોરવામાં આવ્યું છે. પન્નરમા પદમાં જ્ઞાનરૂપી ભાનુનો અન્તર્માં પ્રકાશ થતાં, જે દશા થાય છે તેના ઉદ્ગારો દેખવામાં આવે છે. સોળમા પદમાં સમતા પોતાને ઘેર ચેતનસ્વામિની આવવાની રાહ જોઈ બેઠી છે તત્સંબન્ધી ઉદ્ગારો છે. સમતાને આત્મપતિપર કેટલો બધો પ્યાર છે તેનો સ્પષ્ટોલ્લેખ કરવામાં આવ્યો છે. સમતાના વાક્યોમાં શુદ્ધ પ્રેમરસ છલકાઈ જતો માલુમ પડે છે. સત્તરમા પદમાં અન્તર્માં રહેલી સ્ત્રી પોતાના સ્વામીને, પુત્રને નહિ ધમકાવવા સંબન્ધી ઉપાલંભ આપ્યો છે. અઢારમા પદમાં ચેતનની સ્ત્રી રીસાણી છે તેને મનાવવા માટે આત્માને સુમતિએ ઉપદેશ આપ્યો

છે; તેમાં બહુ રસભરી રીતે શિખામણના શબ્દોવડે મનાવવા સંબન્ધી ઉપાય-કુંચીઓ દર્શાવી છે. ઓગણીશમા પદમાં આધ્યાત્મિક પાત્રોને હૃદયના ઉંડા અનુભવરસે રસેલાં અવલોકી શકાય છે. વીશમા પદમાં પણ આધ્યાત્મિક પાત્રોની ઉજ્જવલતા સંબન્ધી અનુભવજ્ઞાનવડે હૃદયોદ્‌ગારોને શબ્દોવડે કથ્યા છે. તેમને સાંસારિક વસ્તુઓનું વિશાલ જ્ઞાન હતું, કે જે સૂક્ષ્મ આન્તરિક પાત્રોમાં પણ વસ્તુઓદ્વારા નિર્દેશ્યું છે; તેનું જેમ જેમ મનન કરવામાં આવે છે તેમ તેમ તેમાંનો ખરો અભિનવભાવ ઝળકતો જાય છે.

એકવીશમા પદમાં આત્માની નિશાની સંબન્ધી ઉદ્ગારોના ઉભરાઓ માલુમ પડે છે-આ પદ સંબન્ધી એક કિંવદન્તી નીચે મુજબ છે.

આત્માની નિશાની.

એક વખત શ્રીમદ્ વિકાનેરની બહાર શ્મશાન પાસેના પ્રદેશમાં પડી રહ્યા હતા. વિકાનેરમાં તે વખતે ઘણા ગચ્છના સાધુઓ રહેતા હતા અને અન્યદર્શની વિદ્વાનો પણ તે વખતે ત્યાં ઘણા રહેતા હતા. અન્યદર્શની વિદ્વાનોના મનમાં એક વખત એવો વિચાર થયો કે જૈનોમાં એક આનન્દઘનજી નામના યોગી છે અને તે ગામની બહાર્ રહે છે. આત્મજ્ઞાનમાં તે ઉંડા ઉતર્યા છે અને તેઓ ધ્યાનસમાધિમાં રહે છે માટે તેમને મળીને ખરાખોટાની પરીક્ષા કરવી જોઈએ. પંડિત બ્રાહ્મણો ભેગા થઈને આનન્દઘનજીની પાસે ગયા. અવસર પામી પંડિતો પૈકી એક પંડિતે પૂછ્યું કે, યતિજી આત્માની નિશાની શી છે તે જણાવશો? કારણ કે આપ આત્મજ્ઞાની છો. દરેક મતવાળા, આત્માને જુદા જુદા ધર્મવાળો માને છે માટે તેમાં ખરૂં શું છે તે કૃપા કરીને જણાવશો. શ્રીમદે પંડિતની પૃચ્છાના ઉત્તરમાં "निशानी कहा बतावुं रे-तेरो अलख अगोचर रूप" એ પદ સ્ફુરણાયોગે ગાયું અને તેનો ભાવાર્થ કથીને અનુભવબળે પંડિતોને સાપેક્ષનયની દૃષ્ટિએ આત્મતત્ત્વની ઝાંખી કરાવી.

બાવીશમા પદમાં આગમના આધારે કારણકાર્યવાદનો પૂર્વાપર વિચાર કરતાં તેમને જે અનુભવ પ્રગટ્યો છે તે શબ્દોદ્વારા જગત્‌ના કલ્યાણાર્થે બહાર્ કાઢ્યો છે; તે ખરેખર મનનીય છે. તેવીશમા પદમાં અનુભવકલિકાનું સ્વરૂપ દર્શાવ્યું છે. ચોવીશમા પદમાં શુદ્ધ ચેતના પોતાના મેલાપી આત્માનો મેળાપ ઇચ્છે છે અને તે શું કથે છે તે સંબન્ધી ઉદ્ગારો છે. પચ્ચીશમા પદમાં આત્માનો જે પ્રત્યક્ષ વિરહ છે તેના યોગે તેમણે હૃદયોદ્ગાર કાઢ્યા છે;-આત્માનો વિરહ ખમાતો નથી

તે સંબન્ધી કાઢેલા ઉદ્ગારોવડે શ્રીમદ્‌ના હૃદયમાં તે સંબન્ધી શું થતું હશે તેનું અનુમાન થઈ શકે છે. છવીશમા પદમાં પોતાની જ્ઞાનસંબન્ધી લઘુતાનું ચિત્ર આલેખેલું અવલોકવામાં આવે છે. સત્તાવીશમા પદમાં સમજ્યાવિના ષડ્દર્શનીઓ પ્રભુનો જાપ જપે છે તે સંબન્ધી ખેદ જણાવ્યો છે અને પરમાત્માને ઓળખીને ધ્યાવવાની સૂચના કરેલી જોવામાં આવે છે.

આશા અને દંતકથા.

અઠ્ઠાવીશમા પદમાં આશા સંબન્ધી વિચારો જણાવ્યા છે અને આશાનો ત્યાગ કરીને આત્માનુભવામૃતરસનું પાન કરવાનો સ્વસંકલ્પ દર્શાવ્યો છે. આ પદ સંબન્ધી એક એવી દંતકથા શ્રવણ કરવામાં આવે છે કે—એક વખત શ્રીમદ્ મારવાડમાં વિચરતા હતા. ત્યાં સ્થાનકવાસી જૈનો વસતા હતા, તેમજ શ્વેતાંબર મૂર્તિ પૂજક જૈનો વસતા હતા—આનન્દઘનજી ગચ્છની ક્રિયા કરતા નથી, સ્થાપનાચાર્ય રાખતા નથી, અને એકલા ફરે છે, તેઓ વ્યવહારમાર્ગથી ભ્રષ્ટ થયા છે, એવા વિચારો ત્યાં ફેલાઈ ગયા હતા, અને કેટલાક વ્યવહારમાર્ગમાં એકાન્ત ચુસ્ત જૈનો આનન્દઘનજીને ધિક્કારતા હતા. એક વખત શ્રીમદ્ અઠ્ઠમ ( ત્રણ ઉપવાસ )ના પારણે ખરા બપોરે આહારપાણી વહોરવા ગયા. ગૃહસ્થોને ત્યાં તેઓ આહારપાણીની આશાએ ફર્યા પણ ગમે તે કારણોથી-દૈવયોગે આહાર મળ્યો નહિ; તેથી આનન્દઘનજી પાછા ગામની બહાર આવ્યા અને આહારપાણીની આશામાં લપટાયલા એવા પોતાના આત્માને ઉદ્દેશી નીચે પ્રમાણે સંબોધવા લાગ્યા કે—आशा औरनकी क्या कीजे, ज्ञानसुधारस पीजे ॥ आशा०॥ भटकत द्वार द्वार लोकनकें, कूकर आशाधारी ॥ आतमअनुभव रसके रसिया, उतरे न कबहु खुमारी. ॥ ઇત્યાદિ વિચારોવડે પોતાના આત્માને ધ્યાનસમાધિમાં લયલીન કરી દીધો.

નામ રાખનાર.

ઓગણત્રીશમા પદમાં પોતાનું નામ વા રૂપ નથી તે સંબન્ધી ઉદ્ગારો છે. તે પદ સંબન્ધી એક વૃદ્ધ યતિ પાસેથી એવું સાંભળવામાં આવ્યું હતું કે, એક વખત આનન્દઘનજી મારવાડના કોઈ ગામમાં વિહાર કરીને ગયા હતા. ત્યાં એકાન્તસ્થાનમાં રહીને આત્મધ્યાન ધરતા હતા. તે ગામના શ્રાવકો તેમની પાસે આવતા હતા. એક વખત તે ગામના શ્રાવકોએ શ્રીમદ્ આનન્દઘનજીને વિનંતિ કરી કે સાહેબ ! આપની પાછળ આપનું નામ રહે તે માટે એક શિષ્ય કરો. શિષ્ય આપનું નામ રાખશે— આપની પાછળ આપના નામની યાદી માટે શિષ્ય કરો. શ્રીમદે શ્રાવ-

કોનું બોલવું એકવાર શ્રવણ કર્યું, પશ્ચાત્ તેના ઉત્તર તરીકે હૃદયના ઉદ્ગારરૂપે શબ્દો બહાર કાઢીને શ્રાવકોને શાન્ત કર્યાં. તે વખતે “ अवधु नाम हमारा राखे ” એ પદની રચના થઈ. નામ અને રૂપથી ભિન્ન એવા આત્માની ધૂનમાં મસ્ત બનેલા મહા પુરૂષને નામરૂપનો મોહ કયાંથી હોય ? તે ઉપર્યુક્ત ઉદ્ગારવાળું પદ વાંચવાથી માલુમ પડે છે.

ત્રીશમા પદમાં સમતા અને મમતાના વિચારોનું કથન છે. સમતા અને મમતા સંબન્ધી સારૂં વિવેચન કરવામાં આવ્યું છે. એકત્રીશમા પદમાં આધ્યાત્મિક પાત્રોની વિવેચના સંબન્ધી ઉદ્ગારો છે. બત્રીશમા પદમાં આધ્યાત્મિક પાત્રના ઉભરાઓ સંબન્ધી ઉદ્ગારો છે. તેત્રીશમા પદમાં સમતાના આત્મસ્વામિપ્રતિ શુદ્ધ પ્રેમના ઉત્તમોદ્ગારોના રસ ઝળકી રહ્યો છે. ચોત્રીશમા પદમાં આધ્યાત્મિક પાત્રના શુદ્ધપ્રેમરસના ઉભરાઓના ઉદ્ગારો હૃદયમાં ઉંડી અસર કરનારા જણાય છે. પાંત્રીશમા પદમાં સમતાના વિરહદુઃખના ઉદ્ગારોનું સ્પષ્ટીકરણ છે. છત્રીશમા પદમાં આધ્યાત્મિક પાત્રના વિરહદુઃખોદ્ગાર છે.

મારે ભાવથી કેવો જોગી વેષ પ્હેરી,જોગી થવું જોઇએ.

શ્રીમદ્ આનન્દઘનજીએ સાડત્રીસમા પદમાં, ભાવથી યોગી અવસ્થા મારે કેવી રીતે ધરવી જોઇએ ? તેની ઇચ્છા કરીને ભાવથી ખરી યોગીની અવસ્થા પ્રાપ્ત કરવાના ઉદ્ગારો જણાવ્યા છે– લોકમાં દ્રવ્યથી યોગીનો વેષ જે દેખાય છે તેનો અન્તરૂમાં ભાવથી ચિતાર આપ્યો છે. અન્યદર્શનીઓ યોગીનો વેષ પ્હેરે છે, પરન્તુ શ્રીમદે કથેલા એવા યોગીના ગુણો ધારણ કરે તો તેમનું કલ્યાણ થાય. મોહમલ્લનો નાશ કરે છે તેજ ખરો યોગી છે. આ પદસંબન્ધી એવી કિંવદન્તી સાંભળવામાં આવી છે કે, એક વખત શ્રીમદ્ આબુજીપર વસતા હતા તે વખતે એક યોગીનો આનન્દઘનજીપર રાગ થયો અને તેણે શ્રીમદ્‌ને કથ્યું કે તમો અમારા જેવો યોગીનો વેષ પ્હેરો; તે વખતે શ્રીમદે ભાવયોગીવેષના વિચારોના ઉભરાઓથી રસિક પદ ગાઈને યોગીને આનન્દી કરી દીધો હતો.

અડતરીસમા પદમાં શ્રીમદે લોકવ્યવહારમર્યાદાના બંધનમાં આત્માએ ન બંધાવું જોઇએ એવું, મસ્તદશામાં મસ્ત થઈને ઉદ્ગારોથી જણાવ્યું છે. ઓગણચાલીશમા પદમાં આધ્યાત્મિક કલત્ર પાત્રનું ચિત્ર ખડું કરીને, તેના દ્વારા જે જે ઉભરાઓ બહાર કાઢયા છે તે મનન કરવા યોગ્ય છે. ચાલીશમા પદમાં આધ્યાત્મિક પતિપર સ્વ પત્નીનો જે શુદ્ધ પ્રેમ છે તેનું વર્ણન કર્યું છે. એકતાલીશમા પદમાં આધ્યાત્મિક કલત્રના વિરહોદ્ગારોનો ચિતાર આપ્યો છે. બેતાલીશમા પદમાં શ્રીમદે પોતાની અમરતાનો ખ્યાલ આપ્યો છે. શ્રીમદ્ અધ્યાત્મધ્યાનસમા-

ધિમાં અદ્વૈતરૂપે થઈ ગયા હોય અને તે વખતે આત્માના શુદ્ધ વીર્યોલ્લાસ વૃદ્ધિપરિણામ યોગે–" अब हम अमर भये न मरेंगे " એવા ઉદ્ગારો નીકળ્યા હોય એમ ભાસ થાય છે. તેતાલીશમા પદમાં આત્મા અને આત્માની સ્ત્રી એ બે પાત્રોની દશાનું વર્ણન કરવામાં આવ્યું છે, તે વર્ણન ખરેખર અધ્યાત્મજ્ઞાન ધ્યાનના ઉંડા પ્રદેશમાંની ધ્વનિથી પ્રગટયું હોય એમ ભાસે છે. ચુમ્માલીશમા પદમાં સુમતિ પોતાના આત્મસ્વામીને પોતાની ખરી ભાવદશાયોગે જે જે કથે છે તેનો ચિતાર શ્રીમદે આપ્યો છે. પીસ્તાલીશમા પદમાં શ્રીમદે મઝાનું આધ્યાત્મિક ચિત્ર, ખરેખર હૃદયોદ્ગારોથી ચિતર્યું છે અને મોહસંબન્ધી જે જે કથ્યું છે તે ખરેખર તે દશાએ યોગ્યજ કથાયું છે. છેતાલીશમા પદમાં આત્માનું મોહરાજાના લશ્કરની સાથે અન્તર્માં જે યુદ્ધ થાય છે તેનો ચિતાર આપ્યો છે. શ્રીમદે અન્તર્માં મોહરાજાની સાથે યુદ્ધ કર્યું હતું તે વખતે આત્માની ક્ષયોપશમભાવે જીત થઈ હતી એવો ધ્વનિ તેમાંથી નીકળી શકે છે.

સુડતાલીશમા પદમાં શ્રીમદ્‌ના આધ્યાત્મિક કલત્રની વાર્તાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અડતાલીશમા પદમાં પક્ષપાત અને નિરપક્ષપણાની વૃત્તિનો ધાર્મિક વિચારો સંબન્ધી આન્તરિક ચિતાર આપ્યો છે. ઓગણપચાસમા પદમાં શ્રીમદે આત્માનો મેળાપ ઇચ્છ્યો છે તે ખરેખર અન્તર્માં ઉંડી અસર કરે છે. આ પદમાં આત્માની ખરી દશા વર્ણવી છે અને તેની પ્રાપ્તિ ઇચ્છી છે. પચ્ચાશમા પદમાં આધ્યાત્મિક પાત્રનો ઉંડો અનુભવ ચિતાર આપ્યો છે. એકાવનમા પદમાં બાહ્ય કલત્રપાત્રના વિચારોનો આન્તરિક સ્ત્રીમાં આરોપ કરીને આન્તરિક કલત્ર પાત્રની ભાવરૂપે ભાદરવા માસમાં જે દશા થાય છે અને તેનામાં જે જે શુદ્ધપ્રેમરસો ને સદ્‌વિચારો ઉદ્‌ભવે છે તેનો આબેહુબ ચિતાર આપ્યો છે. બાવનમા પદમાં આનન્દઘનજીએ સર્વત્ર આનન્દના ઘનરૂપ આત્માની ભાવના–ખરી રીતે આધ્યાત્મિકદષ્ટિથી ભાવી છે. ત્રેપનમા પદમાં આત્મારૂપ કૃષ્ણનું ગાન કર્યું છે. પોતાનું, અહોરાત્રી આત્મારૂપ શ્રીકૃષ્ણની સાથે દીલ લાગી રહ્યું છે એવું ગાઈને, આનન્દના ઉભરા બહાર કાઢ્યા છે, તેથી વાચકો શ્રીમદ્‌ની દશાનો ખ્યાલ કરી શકશે.

વ્યાપાર અને માણકચોકનું હાટડું.

શ્રીમદે ચોપનમું પદ શ્રી અમદાવાદમાં રહીને આત્મિક ધર્મ વ્યાપારના ઉદ્ગારોવડે રચ્યું છે એમ અવબોધાય છે. અઢારમા શતકમાં અમદાવાદની ઝાહોઝલાલી વધવા પામી હતી. જૈનધર્મના અનેક ગચ્છના આચાર્યો અમદાવાદમાં આવતા હતા.ગુજરાતમાં તે વખતે,પાટણ,વડનગર,અમદાવાદ, ખંભાત, ધોળકા, વિજાપુર, પાદરા અને ગંધાર વગેરે શહેરોમાં જૈનોના

ઘણા સાધુઓ રહેતા હતા. ચોપનમા પદસંબન્ધી એક એવી દન્તકથા સાંભળવામાં આવી છે કે શ્રીમદ્ આનન્દઘનજી અમદાવાદમાં કોઈ ઉપાશ્રયમાં રહેતા હતા. તે વખતમાં કેટલાક શ્રાવકોની એવી શ્રદ્ધા થઈ હતી કે શ્રી આનન્દઘનજીપાસે ચમત્કાર છે. શ્રીમદ્પાસે એક ગરીબ શ્રાવક આવતો હતો. તેના મનમાં એવો વિચાર હતો કે, શ્રીમદ્ વ્યાપાર કરવામાં કંઈ ચમત્કાર બતાવે તો હું મારૂં દેવું ચૂકાવી નાખું અને વ્યાપારના પ્રતાપે સુખી થાઉં. એક વખત શ્રીમદ્ આનન્દઘનજી એકાન્તમાં બેઠા હતા તે વખતે પેલા શ્રાવકે અવસર પામીને સેવાનો મૂળ ઉદ્દેશ પ્રગટ કરીને હૃદયનો ખુલાસો કર્યો. પેલા શ્રાવકની આગળ શ્રીમદ્ આનન્દઘનજીએ આત્માના ખરા વ્યાપારનું સ્વરૂપ જણાવ્યું. આત્માની પાસે વ્યક્તધર્મની મૂલ રકમ થોડી છે અને કર્મરૂપ વ્યાજ ઘણું છે ઇત્યાદિ આધ્યાત્મિક ઉપદેશ આપ્યો અને તે વખતે આધ્યાત્મિક ઉદ્ગારોથી પોતાના આત્માને ઉદ્દેશીને "मूलडो थोडो माइ व्याजडो घणोरे, केम करी दीधोरे जाय." ઇત્યાદિ શબ્દોવડે પદની રચના કરી અને તેમાં બાહ્યથી અમદાવાદના માણેકચોકને અન્તર્ના માણેકચોકમાં ઉતારી ત્યાં ધર્મની દુકાન માંડવાનો ઉપયોગ દીધો. પેલા ગરીબ શ્રાવકને તેની સેવાનું વ્યાપારમાંથી ફળ મળ્યું. છપ્પનમા પદમાં આધ્યાત્મિક પતિ અને પત્નીનું ચિત્ર આબેહુબ ચિતર્યું છે અને સ્ત્રીના મુખે આત્માના સંબન્ધી જે ઉદ્ગારો કઢાવ્યા છે તે વારંવાર વાંચવા યોગ્ય અને વિચારવા યોગ્ય છે તથા તેનો ઉપાદેય ભાગ આદરવા યોગ્ય છે. સત્તાવનમા પદમાં શ્રીમદે અપૂર્વ ખેલ ખેલનારા આત્માનું માહાત્મ્ય વર્ણવ્યું છે. ષડ્દર્શનો સંબન્ધી શ્રીમદે પોતાના વિચારો જણાવીને આત્માને પ્રાપ્ત કરવા યોગ્ય, સિદ્ધસ્થાન છે એમ લક્ષ્યદૃષ્ટિથી જણાવીને, આત્માની–સ્વસ્વરૂપે થવાની તીવ્ર રૂચિ દર્શાવી છે. અઠ્ઠાવનમા પદમાં વિરહિણી સમતાના વિરહોદ્ગારો પોતાના આત્મસ્વામી પ્રતિ દર્શાવ્યા છે, તેનો તેમણે આબેહુબ ચિતાર આપ્યો છે; ખરેખર શ્રોતાઓને અને વાચકોને તે ઉંડી અસર કરી શકે છે.

ઓગણસાઠમા પદમાં સમતા પોતાના સ્વામિની સાથે ખરો પ્રેમ ધારીને તથા ખરા રૂપમાં આવીને અને લોકલાજ–મર્યાદાનો ત્યાગ કરીને અન્તર્માંથી ઉભરાઓ બહાર કાઢે છે; એ ઉભરાઓ શ્રીમદ્ના હૃદયમાં પ્રગટ્યા હતા તેથી–વાચકો એ ઉભરાઓથી, શ્રીમદ્ આત્માના ગુણોની પ્રાપ્તિમાં ખરા રૂપમાં આવી ગયા હતા એમ સહેજે અવબોધી શકશે.

સાઠમા પદમાં અન્તર્માં આત્માની સ્ત્રીએ આત્માનો નિશ્ચય કર્યો છે અને તેથી તેને હવે પોતાના પતિને ત્યજી અન્યત્ર–જ્યાં ત્યાં ભટકવાની

ભ્રાન્તિ ટળી છે, એવા ઉદ્ગારો ઝળકી ઉઠે છે. એકસઠમા પદમાં આધ્યાત્મિક કલત્રદશાના ઉદ્ગારોમાં શુદ્ધ પ્રેમરસ છલકાઈ જાય છે એવું અનુભવમાં આવે છે. બાસઠમા પદમાં આન્તરિક કલત્રનો વાર્તાલાપ સમ્યગ્રૂપમાં છે.

ત્રેસઠમા પદમાં વ્રજનાથની સ્તુતિ કરવામાં આવી છે. શ્રીજિનેશ્વર ભગવાન્ તેજ ખરેખરા વ્રજનાથ છે. શ્રીમદ્ આનન્દઘનજી વ્રજદેશમાં અને કાશી તરફ ગયા હોય એમ લાગે છે. વ્રજનાથમાં ગયા હોય અને ત્યાં વ્રજનાથને દેખ્યા હોય તે વખતે ખરેખરા વ્રજનાથ શ્રીજિનેશ્વર ભગવાન્ છે એમ ધારીને વ્રજનાથના નામે શ્રીજિનેશ્વરની સ્તુતિ કરી હોય એમ લાગે છે. કલિકાલસર્વજ્ઞ શ્રીજૈનશાસનોદ્ધારક શ્રીહેમચંદ્રાચાર્ય જ્યારે પ્રભાસપાટણમાં સોમનાથ મહાદેવના મન્દિરમાં ગયા હતા તે વખતે કુમારપાલના અનુરોધથી શ્રીજિનેશ્વરને ખરા મહાદેવ માનીને મહાદેવના નામે જિનદેવની સ્તુતિ કરી હતી, તે પ્રમાણે શ્રીમદ્ આનન્દઘનજીએ વ્રજનાથ એવું જિનેશ્વરનું નામ હૃદયમાં ધારીને સ્તુતિ કરી હોય એમ ભાસે છે. શ્રીમાનતુંગસૂરિજી ભક્તામરસ્તોત્રમાં જિનેશ્વરનેજ બુદ્ધ-શંકર-બ્રહ્મા અને પુરૂષોત્તમના નામે સ્તવે છે. યતઃ

વ્રજનાથની સ્તુતિ.

बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात् ।
त्वं शंकरोऽसिभुवनत्रयशंकरत्वात् ॥
धातासि धीर शिवमार्गविधेर्विधानात् ।
व्यक्तंत्वमेव भगवन् पुरुषोत्तमोऽसि ॥

આ પ્રમાણે પૂર્વાચાર્યોની પેઠે શ્રીમદ્ આનન્દઘનજીએ વ્રજનાથના નામથી જિનેશ્વરની વા આત્માની સ્તુતિ કરી છે. ચોસઠમા પદમાં આત્માને જાગૃતિનો ઉપદેશ આપ્યો છે તે ખરેખર હૃદયમાં ઉતારવા લાયક છે. પાંસઠમા પદમાં આત્માની સમતા સ્ત્રીની વિરહદશાનું આબેહુબ ચિત્ર આપ્યું છે. આ પદમાં શ્રીમદે અપૂર્વ શુદ્ધ પ્રેમરસ રેડ્યો છે અને સમતાના પાત્રદ્વારા વિરહનો આબેહુબ ચિતાર દર્શાવ્યો છે. છાસઠમા પદમાં, આત્મસ્વરૂપદર્શનથી શ્રીમદ્ને બાહ્ય મમત્વ ટળી ગયું હોય એવો ભાવ સમાયલો લાગે છે. સડસઠમા પદમાં શ્રીમદે ઉદારભાવથી સર્વદર્શનના દેવોનાં નામો સમ્યગ્ અર્થ ગ્રહણ કરવાથી ભજવા યોગ્ય થાય છે એમ દર્શાવ્યું છે. અનેકાન્તદર્શનમાં સર્વ દેવનાં નામો પણ અનેકાન્ત શૈલીએ જિનરાજ વા આત્માના અભિમુખ થાય છે; તેથી

ઘણા સાધુઓ રહેતા હતા. ચોપનમા પદસંબન્ધી એક એવી દન્તકથા સાંભળવામાં આવી છે કે શ્રીમદ્ આનન્દઘનજી અમદાવાદમાં કોઈ ઉપાશ્રયમાં રહેતા હતા. તે વખતમાં કેટલાક શ્રાવકોની એવી શ્રદ્ધા થઈ હતી કે શ્રી આનન્દઘનજીપાસે ચમત્કાર છે. શ્રીમદ્પાસે એક ગરીબ શ્રાવક આવતો હતો. તેના મનમાં એવો વિચાર હતો કે, શ્રીમદ્ વ્યાપાર કરવામાં કંઈ ચમત્કાર બતાવે તો હું મારૂં દેવું ચૂકાવી નાખું અને વ્યાપારના પ્રતાપે સુખી થાઉં. એક વખત શ્રીમદ્ આનન્દઘનજી એકાન્તમાં બેઠા હતા તે વખતે પેલા શ્રાવકે અવસર પામીને સેવાનો મૂળ ઉદ્દેશ પ્રગટ કરીને હૃદયનો ખુલાસો કર્યો. પેલા શ્રાવકની આગળ શ્રીમદ્ આનન્દઘનજીએ આત્માના ખરા વ્યાપારનું સ્વરૂપ જણાવ્યું. આત્માની પાસે વ્યક્તધર્મની મૂલ રકમ થોડી છે અને કર્મરૂપ વ્યાજ ઘણું છે ઇત્યાદિ આધ્યાત્મિક ઉપદેશ આપ્યો અને તે વખતે આધ્યાત્મિક ઉદ્ગારોથી પોતાના આત્માને ઉદ્દેશીને "मूलडो थोडो भाइ व्याजडो घणोरे, केम करी दीधोरे जाय." ઇત્યાદિ શબ્દોવડે પદની રચના કરી અને તેમાં બાહ્યથી અમદાવાદના માણેકચોકને અન્તરના માણેકચોકમાં ઉતારી ત્યાં ધર્મની દુકાન માંડવાનો ઉપયોગ દીધો. પેલા ગરીબ શ્રાવકને તેની સેવાનું વ્યાપારમાંથી ફળ મળ્યું. છપ્પનમા પદમાં આધ્યાત્મિક પતિ અને પત્નીનું ચિત્ર આબેહુબ ચિતર્યું છે અને સ્ત્રીના મુખે આત્માના સંબન્ધી જે ઉદ્ગારો કઢાવ્યા છે તે વારંવાર વાંચવા યોગ્ય અને વિચારવા યોગ્ય છે તથા તેનો ઉપાદેય ભાગ આદરવા યોગ્ય છે. સત્તાવનમા પદમાં શ્રીમદે અપૂર્વ ખેલ ખેલનારા આત્માનું માહાત્મ્ય વર્ણવ્યું છે. ષડ્દર્શનો સંબન્ધી શ્રીમદે પોતાના વિચારો જણાવીને આત્માને પ્રાપ્ત કરવા યોગ્ય, સિદ્ધસ્થાન [illegible] આગમ [illegible] લક્ષ્યદૃષ્ટિથી જણાવીને, આત્માની–સ્વસ્વ[illegible] [illegible]માં લખાયલી ગાથાની [illegible] છે. અઠ્ઠાવનમા પદમાં વિર[illegible] [illegible]પાત્ત લખી છે તેથી, વાચકોએ વિ[illegible] આત્મસ્વામી પ્રતિ દર્શાવ્યા [illegible] [illegible] શંકા કરવી નહિ.

ખરેખર શ્રોતાઓને [illegible] સિત્તેરમા પદમાં આધ્યાત્મિક પાત્રો [illegible]

[illegible] એકોતેરમા પદમાં સિદ્ધના એકત્રીશ [illegible]

ધાર [illegible] બ્હોત્તેર-તોતેર-ચુમ્મોતેર પંચોત્તેર [illegible]

અન [illegible] ના ભિન્ન ભિન્ન અધ્યવસાયે ભિન્ન [illegible]

ચમા [illegible] છે.

ગુણે

અવ [illegible] પોતાની, પ્રભુની સાથે લય લાગી [illegible]

[illegible] મદે 'હું જગત્નો ગુરુ [illegible]

છે ન [illegible] ઉદ્ગારો કાઢ્યા [illegible]

ભ્રાન્તિ ટળી છે, એવા ઉદ્‌ગારો ઝળકી ઉઠે છે. એકસઠમા પદમાં આધ્યાત્મિક કલત્રદશાના ઉદ્‌ગારોમાં શુદ્ધ પ્રેમરસ છલકાઈ જાય છે એવું અનુભવમાં આવે છે. બાસઠમા પદમાં આન્તરિક કલત્રનો વાર્તાલાપ સમ્યગ્‌રૂપમાં છે.

વ્રજનાથની સ્તુતિ.

ત્રેસઠમા પદમાં વ્રજનાથની સ્તુતિ કરવામાં આવી છે. શ્રીજિનેશ્વર ભગવાન્ તેજ ખરેખરા વ્રજનાથ છે. શ્રીમદ્ આનન્દઘનજી વ્રજદેશમાં અને કાશી તરફ ગયા હોય એમ લાગે છે. વ્રજનાથમાં ગયા હોય અને ત્યાં વ્રજનાથને દેખ્યા હોય તે વખતે ખરેખરા વ્રજનાથ શ્રીજિનેશ્વર ભગવાન્ છે એમ ધારીને વ્રજનાથના નામે શ્રીજિનેશ્વરની સ્તુતિ કરી હોય એમ લાગે છે. કલિકાલસર્વજ્ઞ શ્રીજૈનશાસનોદ્ધારક શ્રીહેમચંદ્રાચાર્ય જ્યારે પ્રભાસપાટણમાં સોમનાથ મહાદેવના મન્દિરમાં ગયા હતા તે વખતે કુમારપાલના અનુરોધથી શ્રીજિનેશ્વરને ખરા મહાદેવ માનીને મહાદેવના નામે જિનદેવની સ્તુતિ કરી હતી, તે પ્રમાણે શ્રીમદ્ આનન્દઘનજીએ વ્રજનાથ એવું જિનેશ્વરનું નામ હૃદયમાં ધારીને સ્તુતિ કરી હોય એમ ભાસે છે. શ્રીમાનતુંગસૂરિજી ભક્તામરસ્તોત્રમાં જિનેશ્વરનેજ બુદ્ધ-શંકર-બ્રહ્મા અને પુરૂષોત્તમના નામે સ્તવે છે. यतः

बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात् ।
त्वं शंकरोऽसि भुवनत्रयशंकरत्वात् ॥
धातासि धीर शिवमार्गविधेर्विधानात् ।
व्यक्तं त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि ॥

આ પ્રમાણે પૂર્વાચાર્યોની પેઠે શ્રીમદ્ આનન્દઘનજીએ વ્રજનાથના નામથી જિનેશ્વરની વા આત્માની સ્તુતિ કરી છે. ચોસઠમા પદમાં આત્માને જાગૃતિનો ઉપદેશ આપ્યો છે તે ખરેખર હૃદયમાં ઉતારવા લાયક છે. પાંસઠમા પદમાં આત્માની સમતા સ્ત્રીની વિરહદશાનું આબેહુબ ચિત્ર આપ્યું છે. આ પદમાં શ્રીમદે અપૂર્વ શુદ્ધ પ્રેમરસ રેડ્યો છે અને સમતાના પાત્રદ્વારા વિરહનો આબેહુબ ચિતાર દર્શાવ્યો છે. છાસઠમા પદમાં, આત્મસ્વરૂપદર્શનથી શ્રીમદ્‌ને બાહ્ય મમત્વ ટળી ગયું હોય એવો ભાવ સમાયલો લાગે છે. સડસઠમા પદમાં શ્રીમદે ઉદારભાવથી સર્વદર્શનના દેવોનાં નામો સમ્યગ્ અર્થે ગ્રહણ કરવાથી ભજવા યોગ્ય થાય છે એમ દર્શાવ્યું છે. અનેકાન્તદર્શનમાં સર્વ દેવનાં નામો પણ અનેકાન્ત શૈલીએ જિનરાજ વા આત્માના અભિમુખ થાય છે; તેથી

જૈનદર્શનમાં નામનો આગ્રહ નથી એમ સાપેક્ષ દૃષ્ટિથી જણાવીને, દરેક દેવના નામનો ખરો અર્થ કેવી રીતે લેઈને તેના નામને માનવું તેની દિશા દર્શાવી છે.

સાધુસંગતિ.

શ્રીમદે અડસઠમા પદમાં સાધુની સંગતિથી સહજાનન્દ મળે છે એવો સિદ્ધાંત પ્રતિપાદન કર્યો છે. દુનિયામાં સર્વ કરતાં સાધુસંગતિ શ્રેષ્ઠ છે. સર્વ દેવો, સાધુની સંગતિ ઇચ્છે છે. સાધુની સંગતિથી મોક્ષ મળે છે. સાધુની સંગતિથી જે કંઈ પ્રિય પ્રાપ્ત થાય છે તે બીજા કશાથી થતું નથી. પંચમકાલમાં ખરેખર આત્મજ્ઞાની સાધુઓની સંગતિ તેજ તરવાનો ઉપાય છે. શ્રીમદ્ આનન્દઘનજીને સાધુઓપર ઘણો પ્રેમ હતો. સન્તોની સેવાવિના તત્ત્વની પ્રાપ્તિ નથી. શ્રીમદે સાધુની સંગતિ સંબન્ધી હૃદયના જે ઉભરાઓ કાઢ્યા છે તે પ્રશંસનીય-મનનીય અને આદરણીય છે. અમોએ પણ શ્રીમદ્‌ના આશયાનુસારે પદ ઉપર યથાશક્તિ વિવેચન કર્યું છે.

શ્રીમદ્‌ને સાધુસંગતિથી આત્મજ્ઞાનનો લાભ મળ્યો છે; એમ તેમના ઉદ્‌ગારોથી સ્પષ્ટ અવબોધાય છે. સાધુઓ ધર્મની રક્ષા કરનારા છે અને મોક્ષમાર્ગ દેખાડનારા છે. તેમનાં વચનો આગમોના અનુસારે છે, તેથી શ્રીમદ્‌નાં વચનોને અમોએ આ પદના ભાવાર્થમાં ટાંકી બતાવ્યાં છે. તેમાં चूर्णीभाष्यसूत्रनिर्युक्ति એ વાક્યને બદલે અનુપયોગથી सूत्र ને चूर्णीभाष्यनिर्युक्ति એવું લખાઈ ગયું છે તેનો સુધારો ઉપર પ્રમાણે કરીને વાચકો વાચશે; એવી ભલામણ કરવામાં આવે... શ્રીમદ્‌નાં સ્તવનોમાં પરસ્પર... વિરોધ... અને આગમનો વિરોધ ટાળવા માટે આ પદના પ્રાસ કરવા... અમોએ પ્ર... ...ત્માની... ...ાવાર્થમાં લખાયલી ગાથાની સાક્ષીઓને ...સંગોપાત્ત લખી છે તેથી, વાચકોએ વિષયપરત્વે આશંકા કરવી નહિ.

...દમાં આધ્યાત્મિક પાત્રો સંબન્ધી ...દમાં સિદ્ધના એકત્રીશ ગુણોનું ...ર-તોતેર-ચુમ્મોતેર પંચોત્તેર અને ...ન ભિન્ન અધ્યવસાયે ભિન્ન ભિન્ન

..., પ્રભુની સાથે લય લાગી છે ...માં શ્રીમદે 'હું જગતનો ગુરુ ...પેક્ષ દૃષ્ટિના ઉદ્‌ગારો કાઢ્યા

છે. ઓગણીએંશીમા અને એંશીમા પદમાં અધ્યાત્મના ઉદ્‌ગારોની રેલંછેલ થએલી જણાય છે. એકાશીમા પદમાં સોહં જાપવડે આત્માનું ધ્યાન કરવાના વિવેક ઉભરાઓનું સૌન્દર્ય અવલોકાય છે. બ્યાસીમા પદમાં શ્રીમદે શ્રીપાર્શ્વનાથની અદ્‌ભુત શૈલીથી સ્તુતિ કરેલી છે, તેનું વર્ણન છે–ત્ર્યાશીમા પદમાં નિસ્પૃહ દેશનું આલંકારિક શબ્દોવડે સ્વરૂપ વર્ણવ્યું છે. ચોરાશીમા પદમાં શ્રીમદ્‌નું જિનેશ્વરની સાથે શુદ્ધ પ્રેમતાન લાગ્યું છે તે સંબન્ધી ઉભરાઓ છે. પંચાશી-છાશી-સત્તાશી-અઠ્ઠાશી નવ્યાશી-નેવું-એકાણું-બાણું-અને ત્રાણુમા પદમાં અધ્યાત્મશૈલીએ ભિન્ન ભિન્ન અધ્યવસાયોવડે ભિન્ન ભિન્ન પાત્રોદ્વારા આત્માના ઉદ્‌ગારોનો પ્રવાહ વહેવરાવ્યો છે. ચોરાણુમા પદમાં આધ્યાત્મિક કલત્રપાત્રના ઉદ્ગારો છે. પંચાણુમા પદમાં પ્રભુમાં ચિત્ત કેવી રીતે રાખવું તે સંબન્ધી ઉદ્ગારોનો પ્રવાહ વહેવરાવ્યો છે. છન્નુમા પદમાં આધ્યાત્મિક હૃદયોદ્ગારો છે. સત્તાણુમા પદમાં વૈરાગ્યનો અદ્‌ભુત રસ વહેતો અવબોધાય છે. અઠ્ઠાણુમા અને નવાણુમા પદમાં ગૂઢ આધ્યાત્મિક શૈલીએ અધ્યાત્મજ્ઞાનના વિચારોના ઉદ્ગારો કાઢયા છે.

નવાણુમા પદમાં આધ્યાત્મિકશૈલીએ અવળી વાણીદ્વારા અધ્યાત્મજ્ઞાનના વિચારોને જાહેર કર્યા છે. સોમા પદમાં વૈરાગ્યરસનું શીતલ ઝરણું પ્રગટાવ્યું છે; ખરેખર તે વૈરાગ્યરસનાં શીતલ ઝરણાં ચેતનાની રમણુતાના જ્ઞાનથી હૃદયમાં જે શાન્તિ પ્રગટે છે તેનું વર્ણન કરી શકાય તેમ નથી. એકશો એકમા પદમાં શ્રી રૂષભદેવની સ્તુતિના ઉદ્ગારો છે. આ પદ તેમણે પોતાની અધ્યાત્મજ્ઞાનની પ્રારંભાવસ્થામાં રચ્યું હોય એમ લાગે છે. એકશો બેમા પદમાં પોતાના આત્માને, શ્રીમદે વૈરાગ્ય શબ્દોવડે પ્રભુની ભક્તિ કરવા ઉપદેશ આપ્યો છે. એકશો ત્રણુમા પદમાં વૈરાગ્યરસનાં ઝરણાંનો પ્રવાહ વ્હેતો માલુમ પડે છે. એકસો ચારમા પદમાં આત્માની સાથે લગાવેલી સુરતાનું આન્તરિક પાત્રોવડે વર્ણન કરવામાં આવ્યું છે. એકશો પાંચમા પદમાં વૈરાગ્યના માહાત્મ્યસંબન્ધી ઉદ્ગારોનું ખરેખરૂં સ્વરૂપ અવલોકવામાં આવે છે. એકસો છમા પદમાં આધ્યાત્મિક શૈલીએ ઉદાસ ભાવના થવાનું કારણુ શું છે તે સંબન્ધી ઉદ્ગારો છે. એકશો સાતમા પદમાં આત્માની આન્તરિક વસંતઋતુના ઉભરાઓ જેવા હૃદયમાં પ્રગટયા છે તેવા બાહિર કાઢેલા છે. શ્રીમદ્‌ના આત્મામાં કેવી વસંતઋતુ પ્રગટી હતી તેનું અનુમાન ખરેખર આ પદ વાંચવાથી કરી શકાય તેમ છે. એકશો આઠમા પદમાં શ્રી પાર્શ્વનાથની શ્રીમદે સ્તુતિ કરેલી છે તેનો વાસ્તવિક ચિતાર દેખવામાં આવે છે. શ્રી પાર્શ્વનાથની સ્તુતિનું આ પદ એક ધાંગધ્રામાં સં. ૧૯૫૫ ની સા-

લમાં લખાયલી પ્રવર્તક શ્રી કાન્તિવિજયવાળી પ્રતિમાંથી ઉતારી લીધું છે. એકશો ને નવમું " निरंजनयार मोंए कैसे मिलेंगे " એવું મથાળાવાળું પદ પાટણવાળા ભોજક હરિલાલની પાસેથી ઉતારી લેવામાં આવ્યું છે અને તે આ ચરિતવિભાગમાં પ્રગટ થયું છે. આ પ્રમાણે શ્રીમદે હૃદયના ઉભરાઓથી ગાએલાં અકૃત્રિમ પદોના ભાવની સામાન્ય પ્રકારે સંક્ષેપથી દિગ્‌માત્ર સ્તુતિ કરવામાં આવી છે. તે પદોપર લખેલા ભાવાર્થથી વાચકોને વિશેષ અવબોધ થશે એમ સંભાવના કરવામાં આવે છે.

શ્રીમદ્‌નાં ચાર પદોની સખ્યા.

શ્રીમદ્‌નાં બે ચાર પદો કબીર અને સુરદાસનાં પદોની સાથે મળતાં આવે છે, એમ કેટલાક વિદ્વાનો કહે છે. અડતાલીશમું પદ–સડશઠમું પદ–અઠ્ઠાણુમું–અને નવાણુમું આ ચાર સંબન્ધી શંકા રહે છે. અમોએ તો નિર્ણયસાગર પ્રેસમાં છપાયલાં પદોની ચોપડીમાં એકશો ને સાત પદો વાંચ્યાં અને તેમાં એ ચાર પદો છાપેલાં હોવાથી ઉપર્યુક્ત ચાર પદો શ્રીમદ્‌નાં રચેલાં છે એવું જાણીને તે પદોપર જૈનાગમ શૈલીએ ભાવાર્થ લખ્યો છે. કબીરનાં અને સુરદાસનાં સર્વ પદો છપાયેલાં હોય એવું પુસ્તક અદ્યપર્યન્ત અમારા વાચવામાં આવ્યું નથી. કબીર અને સુરદાસનાં છાપેલાં પદોમાં આ ચાર પદો હોય તો તે સંબન્ધી શંકા કરવાનું કારણ મળી શકે. કદાપિ માનો કે સુરદાસ અને કબીરનાં પદોવાળી ચોપડીમાં એ ચાર પદો મળી આવે તોપણ આનન્દઘનના ઠેકાણે કબીર અને સુરદાસનું નામ આપી આનન્દઘનનાં પદો કબીર અને સુરદાસના ભક્તોએ પોતાના ગુરૂના નામથી ફેરવી નાંખ્યાં હોય તો તેમાં બાધક અનુમાન કયું સાચું છે તેનો ઘણી શોધકદૃષ્ટિથી તપાસ કર્યાવિના કેમ એકદમ નિર્ણય કરી શકાય ? આ સંબન્ધી અમોએ ઘણી શોધકદૃષ્ટિથી તપાસ ચલાવી નથી.

શ્રીમદ્ આનન્દઘનજીપર જૂઠો આક્ષેપ.

કિંવદન્તી પ્રમાણે શ્રીમદ્ આનન્દઘનજીએ એક શેઠની સ્ત્રીને સતી થતાં વારી હતી અને તે શેઠની સ્ત્રી, શ્રીમદ્ આનન્દઘનજી પાસે મારવાડના કોઈ ગામમાં અભ્યાસ કરવા આવતી હતી. શ્રીમદ્ આનન્દઘનજીની પાસે તે ઘણો વખત રહેતી હતી અને અધ્યાત્મજ્ઞાનનો અનુભવ લેતી હતી અને તેવડે પોતાના આત્માને ઉચ્ચ કરતી હતી. કેટલાક દ્વેષદૃષ્ટિથી દેખનારા લોકોએ શ્રીમદ્‌ની એવી ખોટી અફવા ફેલાવી કે, શ્રીમદ્‌નો

શેઠની સ્ત્રી સાથે આડો વ્યવહાર છે. શ્રીમદે લોકસંજ્ઞાને જીતી હતી તેથી તેમના મનમાં આવી ખોટી અફવા સાંભળવાથી જરામાત્ર ખોટું લાગ્યું નહિ અને ઉલટા ધર્મમાં વિશેષતઃ આરૂઢ થયા. કેટલાક એકાન્ત વ્યવહારપક્ષી જડ લોકો શ્રીમદ્‌ને હલકા પાડવા ધૂર્ત-પાખંડી વગેરે શબ્દોથી ગાલીપ્રદાન કરવા લાગ્યા, તોપણ શ્રીમદ્‌ના મનમાં જરામાત્ર ઓછું આવ્યું નહિ. શ્રીમદ્ પરિપૂર્ણ જાણતા હતા કે આત્માના ગુણોને આત્માની સાક્ષીએ સેવીને મોક્ષ મેળવવાનો છે, કંઈ દુનિયાના સર્ટીફીકેટથી મોક્ષ પમાતો નથી.

રાજાની બે વિધવા પુત્રીઓને બોધ.

કિંવદન્તી પ્રમાણે શ્રીમદ્ આનન્દઘનજી એક વખત મેડતા વા અન્ય કોઈ ગામમાં ગયા હતા અને ત્યાંના રાજાની બે પુત્રીઓ તે વખતે વિધવા થઈ હતી. રાજાની બે પુત્રીઓ દરરોજ રૂદન કર્યા કરતી હતી. ઘડીમાત્ર પણ રૂદન કર્યાવિના રહેતી નહોતી. રાજાએ હજારો ઉપાયો કર્યાં પણ બે પુત્રીઓનો કોઈ રીતે શોક ટળ્યો નહિ. રાજાએ અન્ય લોકોના મુખથી સાંભળ્યું કે શ્રીમદ્ આનન્દઘન સિદ્ધપુરૂષ છે તે કોઈપણ ઉપાયે પુત્રીઓના શોકને દૂર કરશે. રાજાએ શ્રીમદ્ આનન્દઘનજીને વિનંતિ કરી. અને પોતાની બે પુત્રીઓને શ્રીમદ્‌ની પાસે મોકલી. શ્રીમદે હૃદયમાં દયા લાવીને બે પુત્રીઓને ખરા આત્મસ્વામીનું સ્વરૂપ સંભળાવ્યું, તેમજ સંસારની અસારતા-ક્ષણભંગુરતા સમજાવી. તેમના ઉપદેશથી રાજાની બે પુત્રીઓનો શોક ટળ્યો તેથી તેઓ શ્રીમદ્‌ની પાસે ધર્મનો ઉપદેશ વિશેષ શ્રવણ કરવા લાગી અને શ્રીમદ્‌ની સેવા કરવા લાગી. શ્રીમદ્‌ના આધ્યાત્મિક ઉપદેશની બે પુત્રીઓને એટલી બધી અસર થઈ કે તેથી રાજાની પુત્રીઓ વિષયવાસનાને ભૂલી ગઈ અને ધર્મમાં લયલીન બની ગઈ. રાજાની બે પુત્રીઓના પરિચયથી દુર્જન લોકોએ એવી ખોટી અફવા ફેલાવી કે, શ્રીમદ્‌નો રાજાની બે પુત્રીઓ સાથે આડો વ્યવહાર છે. આ વાત ગામોગામ ફેલાઈ જવાથી રાજાના કાને ગઈ. એક દિવસ આ બાબતનો નિશ્ચય કરવા રાજા તથા ગામના આગેવાન લોકો શ્રીમદ્‌ની ખાનગી ચર્ચા જોવા લાગ્યા. શ્રીમદે તે વખતે અદ્‌ભુત ઉપદેશ આપ્યો અને અગ્નિમાં બે હસ્ત રાખીને અદ્‌ભુત ચમત્કાર દર્શાવ્યો કે જેથી લોકોનો સંશય ટળ્યો અને શ્રીમદ્‌ના ચારિત્ર્યપર પૂર્ણ વિશ્વાસ પ્રગટ્યો. રાજાએ શ્રીમદ્‌ના પગમાં પડીને પોતાનો અપરાધ ખમાવ્યો. આ કિંવદન્તીમાં શું સત્ય છે તેનો નિર્ણય વાચકોએ કરી લેવો.

શ્રીમદ્ આધ્યાત્મિક જ્ઞાનનો ઉપદેશ દેતા હતા અને અધ્યાત્મજ્ઞાન-

માર્ગમાં સંચરતા હતા, તેથી એકાન્ત ક્રિયાને માનનારા સાધુઓએ એવો ઉપદેશ કર્યો કે, શ્રીમદ્ નિશ્ચયવાદી છે, તે લોકોની શ્રદ્ધા ઉઠાવી દે છે, માટે કોઈએ તેમને રહેવાને ઉપાશ્રય આપવો નહિ, જૈનોએ તેની પાસે જવું નહિ; આવા ઉપદેશની અસર બાળ જીવોને થઈ અને તેથી આનન્દઘનજીને કેટલેક ઠેકાણે ઉતરવાને ઉપાશ્રય પણ જૈનો આપતા નહિ. આનન્દઘનજી નિશ્ચયવાદી છે એવી કિંવદન્તી ફેલાવાથી અજ્ઞ જૈનો આનન્દઘનજીપર દ્વેષ કરવા લાગ્યા અને અનેક પ્રકારના કઠિન શબ્દો કહેવા લાગ્યા. શ્રીમદ્ આનન્દઘનજી લોકોના શબ્દો સહન કરવા લાગ્યા અને મઠો-મઢીઓ વગેરેનો આશ્રય લેઈ ચારિત્ર પાળવા લાગ્યા. પૂર્ણબ્રહ્મચારી મહાપુરૂષ શ્રીમદ્ આનન્દઘનજીએ અજ્ઞ લોકોએ કરેલા પરિષહો સહન કર્યા. શ્રીમદ્ આનન્દઘનજીએ જૈનાગમ દૃષ્ટિવડે આત્માના ગુણો પ્રકટાવવા જે જે પરિષહો સામા આવતા હતા તેને સહ્યા તેથી તેમનો આત્મા, સાધુના આન્તરિક ચારિત્ર્યની કેટલી બધી ઉચ્ચ કોટિપર હતો તેની કંઈક ઝાંખી જણાઈ આવે છે.

શ્રીમદ્‌ને ઠરવા નહિ દેવાનો દુર્જનોનો પ્રયત્ન.

શ્રીમદ્ આનન્દઘનજી આનન્દી સ્વભાવના હતા અને તેઓ, સાધુપણામાં જે નિર્ભયતા જોઈએ તે દશામાં આરૂઢ થયા હતા. લોકોના બકવાદથી તેઓ બ્હીતા નહીં. જૈન શ્વેતાંબર શાસ્ત્રોમાં કથેલી એવી ધ્યાનદશામાં ભયથી મુક્ત થઈને પ્રવેશ કરતા હતા. ભયથી વિમુક્ત થઈને તેઓ ઘોર જંગલમાં વાસો કરતા હતા. સિંહ વગેરે ક્ષુદ્ર પ્રાણીઓની ગુફામાં જઈને વાસ કરતા હતા. રાત્રીના વખતમાં સ્મશાનમાં કાઉસગ્ગ ધ્યાને રહીને નિર્ભય દશામાં આગળ વધતા હતા. શરીર આદિનું મમત્વ ટળ્યા વિના નિર્ભયપણું પ્રાપ્ત થતું નથી. શ્રીમદ્ ત્યાગ અને વૈરાગ્યદશામાં દરરોજ આગળ વધતા હતા અને સાત પ્રકારના ભયથી રહિત પોતાના આત્માને ભાવતા હતા. દુનિયા પોતાની નિન્દા કરશે એવા પ્રકારના સંકલ્પને તેઓ મનમાં લાવતા નહોતા. પોતાના આત્માની સાક્ષીએ વીતરાગ વચનોને યથાશક્તિ આરાધવા તત્પર રહેતા હતા. પોતાના વિચારો અને આચારોમાં શ્રીમદ્ નિર્ભય હતા. અજ્ઞ લોકો તેમને સતાવતા હતા તોપણ શ્રીમદ્ અજ્ઞ લોકોપર કરૂણાભાવ ધારણ કરતા હતા અને પોતાના આત્માને શાન્તરસથી પોષીને ઉચ્ચ બનાવતા હતા.

શ્રીમદ્ આનન્દઘનજીની નિર્ભયતા.

શ્રીમદ્‌ના પરિચયમાં આવનાર શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય

શ્રીમદ્‌ના પરિચયમાં આવનારાઓને લાભ.

અને શ્રી સત્યવિજયજી પન્યાસ વગેરેને અધ્યાત્મજ્ઞાનનો સારો લાભ મળ્યો હતો. શ્રીમદ્‌ના પરિચયમાં આવનારાઓની મધ્યસ્થદૃષ્ટિમાં વધારો થતો હતો અને ધર્માધર્મવૃત્તિથી તેઓ પાછા હઠતા હતા. શ્રીમદ્‌ના પરિચયમાં આવનારાઓને શ્રીમદ્‌ના શાન્ત વિચારોની અસર થતી હતી. શ્રીમદ્‌ના સંબન્ધી વિરૂદ્ધ અભિપ્રાય ધારણ કરનારા કેટલાક મનુષ્યો શ્રીમદ્‌ના પરિચયમાં આવતાં પોતાના ભૂલ ભરેલા વિચારોને બદલતા હતા અને શ્રીમદ્‌ના ભક્ત બની જતા હતા. શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ વૈરાગ્યભાવે જે જે શબ્દો કહેતા હતા તેની અસર પાસે આવનારાઓપર થયા વિના રહેતી નહોતી. વક્તાના પ્રમાણિકપણાના વિશ્વાસ વિના શ્રોતાને ઉપદેશની અસર થઇ શકતી નથી. વક્તાના વિશ્વાસ વિના વક્તાના શબ્દો ખરેખર શ્રોતાને સારી અસર કરી શકતા નથી, પરંતુ વિપરીત અસર થવાનો તો સંભવ છે. શ્રીમદ્ જૈનશાસ્ત્રોના આધારે ઉપદેશ આપતા હતા. તેમના ઉપદેશના અધિકારી ઉચ્ચ કોટીના જીવો હતા. ચોમાસામાં કુવાઓની કિમ્મત સમજી શકાતી નથી, પણ ચોમાસું વીત્યાબાદ શીયાળો અને શીયાળા કરતાં ઉન્હાળામાં કુવાઓની ઉપયોગિતાની કિમ્મત સમજી શકાય છે; તે પ્રમાણે આનન્દઘનજીની હવે ઉપયોગિતા અને ઉત્તમતા વિશેષતઃ અવબોધી શકાય છે.

શ્રીમદ્‌નું દુનિયાપ્રતિ અલક્ષ.

શ્રીમદ્ આત્મિક વિચારોમાં લીન રહેતા હતા. તેઓશ્રી આધ્યાત્મિક પદોના જ્ઞાનમાં મશગુલ હતા. દુનિયા પોતાને માટે શું કહે છે તેની તેઓ કાળજી રાખતા નહોતા. મુક્તિની આરાધનામાં, દુનિયાના દોરંગી અભિપ્રાયોની જરૂર નથી. કોઈ શ્રીમદ્ પાસે આવીને કહેતું કે તમારા સંબન્ધી અમુક મનુષ્ય અમુક વિચારો ધરાવે છે.—અમુક મનુષ્યો તમારા સંબન્ધી અમુક બોલે છે. તોપણ શ્રીમદ્,—આ પ્રમાણે વદનારા મનુષ્યોના શબ્દો સાંભળવા—લક્ષ દેતા નહોતા, અને તે પ્રમાણે બોલનારાઓને કહેતા હતા કે, તમે તમારૂં આત્મકલ્યાણ કરો. હું કોઈની વાત સાંભળવા નવરો નથી અને કોઈ ગમે તે કહે તે સંબન્ધી લક્ષ દેવાની મારી ઇચ્છા નથી. દુનિયાના અભિપ્રાયો સાંભળતાં અને તે સંબન્ધી ઉત્તરો આપતાં તેનો પાર આવતો નથી. દુનિયામાં મારા સંબન્ધી સારો અભિપ્રાય બંધાવવાની ઇચ્છા માટે મારો જન્મ નથી પણ આત્માના શુદ્ધ ધર્મમાં રમણતા કરવા માટે મનુષ્યજન્મ છે. લોકોના અભિપ્રાયો પોતાના સંબન્ધી કેવા છે તેમાં લક્ષ રાખવાથી, આત્મિક શક્તિયો વધતી નથી, માટે આત્મસાક્ષીએ વીતરાગવચનો પ્રમાણે યથાશક્તિ આત્મધર્મને

પ્રગટાવવાજ લક્ષ દેવું જોઇએ; એમ શ્રીમદ્ પોતાનો વાસ્તવિક હૃદય-ભાવ ધારણ કરતા હતા. નિવૃત્તિમાર્ગમાં મસ્ત થએલ શ્રીમદ્નું દુનિયા-પ્રતિ અલક્ષ હોય એ વસ્તુતઃ બનવા યોગ્ય છે. આત્મકલ્યાણ સાધકે પોતાના ગુણો તરફ લક્ષ રાખવું જોઇએ. શ્રીમદ્ને દુનિયા પાસેથી કંઈ લેવાનું નહોતું. દુનિયાનો દોરંગી પ્રવાહ કદિ એક થયો નથી અને થવાનો નથી.

શાસનસેવા પ્રતિ રાગ.

શ્રીમદ્ આનન્દઘનજીના મનમાં શાસનસેવા પ્રતિ અત્યન્ત રાગ હતો. તેમણે શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાયને શાસન-સેવા માટે ઉત્સાહ આપીને પ્રેરણા કરી હતી. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયને તેઓ ઉત્તમ સલાહ આપતા હતા અને પોતાની પાસે આવનારા સાધુઓને શાસનસેવા માટે સંબોધતા હતા. જૈન શાસનસેવાના ઉત્તમ વિચારોનો ભંડાર શ્રીમદ્ આનન્દઘનજી હતા; સલાહશાન્તિથી શ્રી જૈન શાસનની સેવા કરવાના વિચારો તો આવા ઉત્તમ પુરૂષોના હૃદયમાંથીજ નીકળી શકે. ગ્રન્થો લખીને શાન્ત રીતે શાસનસેવા બજાવવાના ઉપાયોને શ્રીમદે, શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાયને બતાવ્યા હોય એમ સંભવે છે. શ્રીમદ્ આનન્દઘનજીનો પરિચય થયા બાદ ઉપાધ્યાયે અધ્યાત્મના ગ્રન્થો તેમજ ઉદારભાવથી અન્ય ગ્રન્થો લખવા આરંભ કર્યો હોય એમ અવબોધાય છે. અનેક ઉપાયોથી શાસનસેવા બજાવી શકાય છે. પોતાના હૃદયના ઉભરાઓવડે, ચોવીશી અને બહોતેરી વા અઠોત્તરીથી શ્રીમદે શાસન-સેવા બજાવી છે અને તેનો જૈન કોમ તથા અન્ય કોમ લાભ લે છે. શાસનસેવાના રાગથીજ તેમણે શ્રી સત્યવિજય પન્યાસને ક્રિયોદ્ધારમાં સાહાય્ય આપી હતી.

મનાવવા પૂજાવવાની આશારહિત આત્મદશા.

શ્રીમદ્ની મનાવવા પૂજાવવાની વૃત્તિ નહતી. તેઓશ્રી સંવેગપક્ષની ભાવનાવડે પોતાના આત્માને ભાવતા હતા. लाभालाभे सुखे दुःखे, जीविते मरणे तथा, स्तुतिनिन्दाविधानेच, साधवः समचेतसः ॥ १ ॥ લાભમાં અલાભમાં સુખમાં દુઃખમાં જીવિતવ્યમાં મરણમાં સ્તુતિમાં અને નિન્દામાં સાધુઓ સમચિત્તવાળા હોય છે. કેટલાક એકાન્ત ક્રિયાવ્યવહારી જડ જેવા, દ્વેષી મનુષ્યો તો તેમના સામા આવી તેમને અયોગ્ય શબ્દોથી ભાંડતા હતા અને તેમનો તિરસ્કાર કરતા હતા, તોપણ શ્રીમદ્ની શાન્ત દશા રહેતી હતી. ખરેખર તેઓ મનાવવા અને પૂજાવવાને માટે બાહ્ય અને અન્તર્ ચેષ્ટારહિત હતા.

શ્રીમદ્ પોતાના ખરા જીગરથી પ્રભુની સ્તુતિ કરતા હતા, પણ એક કવિ તરીકે સ્તુતિ કરતા નહતા. શ્રીમદે પ્રભુની સેવા કરવાના શ્રી સંભવનાથના સ્તવનમાં અભય-અદ્વેષ અને અખેદ એ ત્રણ મુખ્ય ઉપાય જણાવ્યા છે. ભય-ખેદ-અને દ્વેષ કરનાર મનુષ્ય, શ્રી જિનેશ્વરની સેવાના માર્ગમાં પગ મૂકી શકતો નથી. તરવારની ધારપર નાચ કરવો સુલભ છે પણ પ્રભુની સેવા કરવી એ દુર્લભ છે. રાજા-બાદશાહ અને ઠાકોરની સેવા કરવી દુર્લભ છે તો પરમાત્માની સેવા કરવી એ તો કેટલી બધી મુશ્કેલ છે, તેનું રહસ્ય જ્ઞાનીઓ સમજી શકે છે. પરમાત્માની આજ્ઞા અને તેમના ગુણોને હૃદયમાં ધારણ કરીને અભય- અદ્વેષ અને અખેદને ધારણ કરનાર, પ્રભુની સેવા કરી શકે છે. શ્રીમદે પ્રભુની કરેલી સ્તવનામાં, તેમના હૃદયના ઉદ્ગારો નીચે પ્રમાણે છે.

શ્રીમદ્ની પ્રભુ પ્રતિ જીગરની સ્તુતિ.

काललब्धि लही पंथ निहालशुं रे, ए आशा अविलंब ॥
ए जन जीवे रे जिनजी जाणजो रे, आनन्दघन मत अंब ॥ पंथडो० ॥ ६ ॥
( अजितनाथ स्तवन. )

मुगध सुगम करी सेवन आदरे रे, सेवन अगम अनूप ॥
देजो कदाचित सेवक याचना रे, आनन्दघनरसरूप ॥ संभव० ॥ ६ ॥
( संभवनाथ स्तवन. )

तुज मुज अंतर अंतर भाजसे रे, वाजसे मंगल तूर ॥
जीव सरोवर अतिशय वाधशे रे, आनन्दघनरसपूर ॥ ६ ॥
( पद्मप्रभ स्तवन. )

मुज मन तुज पदपंकजे रे, लीनो गुणमकरन्द ॥
रंक गणे मंदिर धरा रे, इंदचंद नागिंद ॥ विमल-दीठा० ॥ ३ ॥
साहिब समरथ तुं धणी रे, पाम्यो परम उदार ॥
मन विसरामी वालहो रे, आतमचो आधार ॥ विमल-दीठा० ॥४॥
एक अरज सेवक तणी रे, अवधारो जिनदेव ॥
कृपा करी मुज दीजिये रे, आनन्दघनपदसेव ॥ विमल-दीठा० ॥५॥
( विमलनाथ स्तवन. )

ઇત્યાદિ પ્રભુસ્તવનાનાં વાકયોથી શ્રીમદ્ને પ્રભુ ઉપર કેટલી બધી ભક્તિ હતી તેનો ખ્યાલ આવે છે. શ્રીમદ્ પોતાના શબ્દોમાં હૃદયના ભાવને લાવે છે. પ્રભુની સાથે મળવાનો અને પ્રભુની સાથે એકમેક થવાનો, અર્થાત્ અન્તર્રહિત થવાનો ભાવ શ્રીમદ્નો અપૂર્વ હતો, તે

પદ્મપ્રભુના સ્તવનથી જણાઈ આવે છે. પ્રભુની સાથેનું પોતાનું અન્તર્ ટળશે એમ શ્રીમદ્‌ને નિશ્ચય થવાથી "तुज मुज अन्तर अन्तर भाजसे रे, वाजसे मंगल तूर" ॥ એવા ઉદ્‌ગારો બહાર કાઢ્યા છે. શ્રીમદ્‌ના હૃદયના ઉભરાઓમાં તેમની આધ્યાત્મિક દશા અને ભક્તિ ઝળકી ઉઠે છે. જ્ઞાની પોતાની કૃતિયોમાં પોતાનું હૃદય ક્યાં, કેવી રીતે ખાલી કરે છે તે અનુભવીજનો, કૃતિયો વાચીને કહી દે છે. " आतमचो आधार " એ વાક્યમાં ચો પ્રત્યય મરાઠી વ્યાકરણનો છે, તે પ્રત્યય છઠ્ઠી વિભક્તિનો છે તેથી શ્રીમદ્ મરાઠી ભાષા જાણતા હતા અને તેમનો દક્ષિણમાં વિહાર પણ થયો હોય, એમ સંભવે છે. શ્રીમદ્ આનન્દઘનની પેઠે ઉપાધ્યાય પણ સંવેગ પક્ષની ભાવના ભાવતા હતા.

શ્રીમદે તીર્થંકરોની કરેલી વાસ્તવિક સ્તુતિ.

શ્રીમદે ચોવીશીમાં તીર્થંકરોના ગુણોની વાસ્તવિક સ્તુતિ કરી છે. પ્રભુને ઉદ્દેશીને અનેક પ્રકારે સ્તવના કરી શકાય છે. પ્રભુની આગળ પોતાના દોષોને દર્શાવી, પ્રભુની આગળ ક્ષમા માગવી તે સ્વદોષ પ્રકટન સ્તવના કહેવાય છે. પ્રભુની આગળ તેમના કહેલા ઉપદેશવડે કંઈ સ્તુતિ કરવી તે उपदेशस्तवना કહેવાય છે. ચૌદમા શ્રીઅનન્તનાથના સ્તવનમાં ઉપદેશમય સ્તવના દેખવામાં આવે છે. અધ્યાત્મતત્ત્વના વિચારોવડે પ્રભુની સ્તવના કરવી તે અધ્યાત્મસ્તવના કહેવાય છે. શ્રીશ્રેયાંસનાથના સ્તવનમાં અધ્યાત્મનો સમાવેશ કરવામાં આવ્યો છે. મનને વશ કરવા અને મનનું સ્વરૂપ વર્ણવવાના આશયથી જે સ્તવના કરવામાં આવે છે તે આભ્યંતરિક સ્તવના કહેવાય છે. શ્રીકુંથુનાથના સ્તવનમાં મનસંબન્ધી વિચારો દર્શાવીને કુંથુનાથની સ્તવના કરવામાં આવી છે. શાસ્ત્રોમાં કહેલા દર્શનભેદ હેતુનયો અને દર્શનાભેદ હેતુનયોવડે, શ્રીમુનિસુવ્રત અને નમિનાથની સ્તવના કરવામાં આવી છે. રાજીમતીએ આપેલા પ્રેમશિક્ષોપાલંભગર્ભિત સ્તવના તેમણે શ્રીનેમિનાથની કરેલી છે. સેવાના વાસ્તવિક ઉદ્‌ગારમય વિચારોવડે તેમણે શ્રીસંભવનાથની સ્તવના કરેલી છે. સામાન્યરીતે કહીએ તો તેમણે શ્રીતીર્થંકરોની વાસ્તવિક સ્તુતિના પ્રદેશોમાં વિચરવા સ્વાભાવિક પ્રયત્ન કર્યો છે. તીર્થંકરોએ કહેલા ગુણોને ઉદ્દેશીને જે જે પ્રકારની ઉદ્ગારમય વચનો વડે-સ્તુતિ કરવામાં આવે છે, તે વાસ્તવિક વર્ણના કહેવામાં આવે છે; તે સંબન્ધી અધ્યાત્મસારમાં શ્રીયશોવિજયજી નીચેપ્રમાણે કથે છે.

शरीररूपलावण्यवप्रच्छत्रध्वजादिभिः
वर्णितैर्वीतरागस्य वास्तवी नोपवर्णना ॥ १२४ ॥
व्यवहारस्तुतिः सेयं वीतरागात्मवर्तिनाम् ।
ज्ञानादीनां गुणानां तु वर्णना निश्चयस्तुतिः ॥ १२५ ॥
( अध्यात्मसारे आत्मनिश्चयाधिकार. )

શરીર, રૂપ, લાવણ્ય, વપ્ર, છત્ર, અને ધ્વજાદિવડે શ્રીવીતરાગ
દેવની વર્ણના કરવામાં આવે છે તે, શ્રીવીતરાગ પ્રભુની વાસ્તવિક
ઉપવર્ણના નથી; તે તો ઔપચારિક વ્યવહાર સ્તુતિ છે; અને જે
વીતરાગ પ્રભુના જ્ઞાનાદિક ગુણોની વર્ણના છે, તે વાસ્તવિક વર્ણના
સ્તુતિ, વા નિશ્ચય સ્તુતિ છે. શ્રીમલ્લિનાથના સ્તવનમાં શ્રીમદે પ્રભુની
વાસ્તવિક સ્તુતિ કરેલી છે તે વાચકોને સ્પષ્ટરીતે અવબોધાય છે.
વાસ્તવિક સ્તુતિને શ્રીઉપાધ્યાયજી દૃષ્ટાન્તથી નીચેપ્રમાણે જણાવે છે.

पुरादिवर्णनाद् राजा स्तुतः स्यादुपचारतः
तत्त्वतः शौर्यगाम्भीर्यधैर्यादिगुणवर्णनात् ॥ १२६ ॥
( अध्यात्मसार. )

નગર વગેરેના વર્ણનથી રાજાની સ્તુતિ કરવી તે ઉપચારથી
સ્તુતિ કથાય છે, અને રાજાના શૌર્ય-ગાંભીર્ય અને ધૈર્ય વગેરે ગુણોથી,
રાજાની સ્તુતિ કરવી તે તત્ત્વથી ( વાસ્તવિક ) સ્તુતિ કહેવાય છે. શ્રી-
મદ્દના સ્તવનોમાં વાસ્તવિક સ્તુતિના વિચારોનાં અમૃત ઝરણાં વહ્યા
કરે છે. પ્રભુના વાસ્તવિક ગુણોને અવબોધ્યાવિના પ્રભુની વાસ્તવિક
ઉપવર્ણના થતી નથી.

શ્રીમદે રચેલાં પદોમાં, આત્માના ગુણોની પ્રાપ્તિમાટે આ-
ત્માના ગુણોને ઉદ્દેશી, વાસ્તવિક-આધ્યાત્મિક ઉપવર્ણના અવલોકવામાં
આવે છે. શ્રીમદ્દનાં પદોમાં સ્વસમયની દૃષ્ટિની વિશાલતા અવલોક-
વામાં આવે છે.

શ્રીમદ્દનું સંગીત જ્ઞાન.

શ્રીમદે અનેક રાગોમાં પદો રચ્યાં છે, તે ઉપરથી જાણી શકાય
છે કે, તેમને રાગ રાગણીનું સારૂં જ્ઞાન હતું, તેમજ
તેઓ ઉચ્ચ ગવૈયા હતા. શ્રીમદ્દ ગૃહસ્થાવાસમાં અનેક
ગવૈયાઓના સમાગમમાં આવ્યા હતા અને તેમની પા-
સેથી સંગીતનો સારીપેઠે અભ્યાસ કર્યો હતો. ગૃહસ્થાવાસમાં તે સમ-
યનાં અનેક વાજીંત્રોને તેઓ વગાડી જાણતા હતા. સંગીત સાહિત્ય
પ્રદેશમાં તેઓ વિચર્યા હતા. નવરસને તેઓ આત્મામાં ઉતારી
જાણતા હતા. સંગીતજ્ઞોનીસાથે ગૃહસ્થાવાસમાં સ્પર્ધામાં ઉતરતા

હતા. કબીરના ભજનોના રાગ કરતાં શ્રીમદ્‌ના રાગો જુદા પ્રકારના માલુમ પડે છે. શ્રીમદે મૂળ રાગરાગણીઓમાં હૃદયના ઉભરાઓ કાઢ્યા છે. શ્રીમદ્‌નીસાથે ભોજકોનો ઘણો પરિચય હતો. શ્રીમદ્‌નાં પદો ઉપર હાલ પણ ભોજકોને ઘણો પ્રેમ છે. ભોજકો દેશોદેશ શ્રીમદ્‌નાં પદો ગાઇને શ્રીમદ્‌ની કીર્તિ વિસ્તારે છે.

શ્રીમદ્‌નો સ્વભાવ.

શ્રીમદ્‌નો સ્વભાવ મળતાવડો અને આનન્દી હતો. તેમના ચહેરાપર ગાંભીર્યની છાયા છવાયલી રહેતી હતી. ગમે તે પંથના મનુષ્યોનીસાથે ભેદભાવ રાખ્યાવિના અધ્યાત્મ વાર્તાઓ કરતા હતા, તેથી તેઓનીપાસે અન્યદર્શનીઓ ઘણા આવતા હતા અને જૈનો કરતાં અન્યદર્શનીઓ તેમને બહુમાન આપતા હતા અને તેમની ભક્તિ કરતા હતા. તેમનામાં મત સહિષ્ણુતા નામનો ગુણ ખીલ્યો હતો. તેઓ સરલસ્વભાવથી અન્યોને પ્રિય થઈ પડ્યા હતા. કોઈની સાથે કલેશ કરતા નહોતા. તેમને દેખતાંજ આ વૈરાગી મહાત્મા છે એવું લોકોને જણાતું હતું. હૃદયના દયાળુ અને સાચા બોલા હતા. કોઈનાથી તેઓશ્રી ભય પામતા ન હોતા અને સત્ય બોલતાં અનેક દુઃખો આવી પડે તેની દરકાર રાખતા ન હતા. તેઓશ્રી મનાવા પૂજાવાની ઇચ્છાથી રહિત હતા. એકલા રહેતા છતાં અન્તર્‌માં તેમનું તાન લાગવાથી પર્વતો અને ગુફાઓમાં પણ ખુશીથી રહેતા હતા. ધામધૂમ અને ધમાધમની પ્રવૃત્તિથી તેઓ વિરૂદ્ધ હતા.

ઉપકારદષ્ટિ.

વિકાનેરમાં દિલ્લીના બાદશાહનો શાહજાદો, એક વખત આવ્યો હતો, તે શાહજાદો હિન્દુ સાધુઓ અને યતિયોને સતાવતો હતો. એક વખત શ્રીમદ્‌ને સાધુઓએ કહ્યું કે અમારી શાહજાદો રસ્તામાં જતાં મશ્કરી કરે છે માટે કંઈ કૃપા લાવી બનતું કરો. શ્રીમદ્ આનન્દઘનજી વિકાનેરની બાહિર જ્યાં શાહજાદાનો મુકામ હતો તેની આસપાસ ફરવા લાગ્યા. પેલો શાહજાદો ઘોડાપર બેસીને ફરવા જતો હતો, તેણે મેલાઘેલા વૃદ્ધ યતિની મશ્કરી કરી. શ્રીમદ્ આનન્દઘનજીએ કહ્યું, 'બાદશાહકા બેટા ખડા રહે' એટલું કહ્યું પશ્ચાત્ પેલો શાહજાદો ઘોડાને ચલાવવા લાગ્યો પણ ઘોડો તસુમાત્ર પણ આગળ ચાલી શક્યો નહીં. બીજા ઘોડેસ્વારો આવી પહોંચ્યા, તેમણે ઘણા ઉપાયો કર્યા પણ ઘોડો ત્યાંથી હાલી ચાલી શક્યો નહિ. શ્રીમદ્ તો પોતાને ઠેકાણે ચાલ્યા ગયા હતા. શાહજાદાના મિત્રોએ શાહજાદાને કથ્યું કે, શાથી ઘોડો હાલતો ચાલતો નથી. કોઈ કારણ જાણતા હોવ તો કહો. શાહજાદાએ કહ્યું કે હું બીજું કંઈ કારણ

જાણતો નથી પણ એક સેવડાની મેં મશ્કરી કરી હતી તેણે મને કહ્યું કે " बादशाहका बेटा खडा रहे " આટલું તેનું બોલેલું હું જાણું છું. શાહજાદાના મિત્રો વગેરેએ જાણ્યું કે ખરેખર એ [1]સેવડાએ કંઈ કર્યું છે. શાહજાદાના મિત્રોના કહેવાથી વિકાનેરના રાજાએ સેવડાઓને પુચ્છાવ્યું. અન્તે ખરા સમાચાર મળ્યા કે, એ કામ તો આનન્દઘનનું લાગે છે; માટે તેમની પાસે જાઓ. રાજા વગેરે ખોળ કરતા કરતા શ્રીમદ્ આનન્દઘનની પાસે આવ્યા, અને શ્રીમદ્ આનન્દઘનજીને ઘણી આજીજી કરી. શ્રીમદે કહ્યું કે બાદશાહકા બેટા, સન્તસાધુઓકુ સતાતા હે ઓર ઉસકી મશ્કરી કરતા હૈ તો ઉસકીભિ મશ્કરી હોવે ઉસમેં કયા આશ્ચર્ય હૈ? શાહજાદાએ કબુલ કર્યું કે હું સાધુ સેવડાઓને છેડીશ નહિ. શ્રીમદે શાહજાદાને કહેવરાવ્યું કે "બાદશાહકા બેટા ચલેગા" આ પ્રમાણે શાહજાદાને શબ્દો સંભળાવ્યા કે શાહજાદાનો ઘોડો ચાલવા લાગ્યો. શાહજાદો આવો ચમત્કાર દેખી ખુશી થયો અને તેણે શ્રીમદ્‌નાં દર્શન કર્યાં અને કહ્યું આનન્દઘન તો ઓલીયા હૈ. શ્રીમદ્‌ને, સાધુસન્તોનો ઉપદ્રવ ટાળવા માટે શાહજાદાને આવો ચમત્કાર દેખાડવો પડ્યો.

એક વખત શ્રીમદ્ આનન્દઘનજી મારવાડના એક ગામડામાં કોઈ ગરીબ વણિકને ત્યાં કેટલાક દિવસ રહ્યા હતા. એક વખતે તે ઘરનો વાણિયો મહાચિંતાતુર ચહેરે શ્રીમદ્‌ની આગળ આવીને વંદન કરી બેઠો અને દુઃખથી તેની છાતી ભરાઈ જવાથી રોવા લાગ્યો. શ્રીમદે રોવાનું કારણ પૂચ્છયું. પેલા વાણિયાએ પોતાની દુઃખની વીતક વાર્તા કથી. શ્રીમદે પેલા વાણિયાને કહ્યું કે તારી પાસે લોઢું હોય તો લાવ. પેલા વાણિયાએ એક શેરીઓ લાવી શ્રીમદ્‌ને આપ્યો. પ્રાતઃકાલમાં શ્રીમદ્ વ્હેલા વિહાર કરી ગયા. પેલો વાણિયો શ્રીમદ્ જ્યાં બેઠા હતા ત્યાં જઈ જોવા લાગ્યો તો શ્રીમદ્ ત્યાં દેખાય નહિ. શ્રીમદ્ બેઠા હતા ત્યાં પોતાનો એક શેરીઓ દેખવા લાગ્યો પણ લોઢાનો શેરીઓ દેખાયો નહિ, પણ તેના ઠેકાણે એક સોનાનો શેરીઓ દેખાયો. પેલા વાણિયાએ સુવર્ણનો શેરીઓ લીધો અને દેવું ટાળી સુખી થયો. તે મનમાં પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે અરેરે ! મેં આનન્દઘનજીને જો મણ બેમણ લોઢું આપ્યું હોત તો કેટલું બધું સુવર્ણ થઈ જાત. સારાંશ કે શ્રીમદ્ આનન્દઘનજી કોઈનું દુઃખ દેખીને તેને ઉપકાર કરવા બને તેટલું કરતા હતા. શ્રીમદ્ પોતાના આત્મામાં રમણતા કરતા હતા છતાં અન્યોને પ્રસંગોપાત્ત ઉપકાર કરવા ચૂકતા નહતા, એ તેમના વિચારો

---

૧ સેવડાનો મૂળ સંસ્કૃતભાષામાં શ્વેતપટ ( શ્વેતવસ્ત્રને ધારણ કરનાર ) એવો શબ્દ છે.

અને કિંવદન્તીઓથી સિદ્ધ થાય છે. परोपकाराय सतां विभूतयः પરોપકારાર્થે સન્તોની વિભૂતિયો છે.

શ્રીમદે કરેલી ગુર્જરભાષાની સેવા અને તેમનો ઉપકાર.

શ્રીમદે ગુર્જરભાષામાં ચોવીશીની રચના કરીને ગુર્જરદેશના મનુષ્યોપર અત્યંત ઉપકાર કર્યો છે. સંસ્કૃત શબ્દોને ગુર્જરભાષામાં ઉતારીને ગુર્જરભાષાની પ્રૌઢતામાં વૃદ્ધિ કરી છે. ગુર્જરભાષા સાહિત્યદષ્ટિથી તેમની ચોવીશી અવલોકતાં માલુમ પડે છે કે, અઢારમા સૈકામાં ગુર્જરભાષાની સારી રીતે ખીલવણી થઈ હતી. ગુર્જરભાષા સાહિત્યમાં વૃદ્ધિ કરનાર અને ઉચ્ચ વિચારોથી જગત્‌ને સ્વરસમાન દિવ્ય કરવાના વિચારોને અર્પનાર, શ્રીમદ્ અધ્યાત્મકવિ તરીકે ગુર્જર સાક્ષરોમાં અદ્યપર્યન્ત પ્રથમ પદ ભોગવે છે અને ભવિષ્યમાં પણ ભોગવશે. તેમણે ગુર્જરભાષાના ઉપાસકોપર જે ઉપકાર કર્યો છે તે તેમના નામની સાથે તેમની ચોવીશી જ્યાંસુધી આ પૃથ્વીતલમાં હશે ત્યાંસુધી ગુર્જરભાષાના ઉપાસકોને યાદ રહેશે. અધ્યાત્મજ્ઞાનવડે નિવૃત્તિમાર્ગમાં પરાયણ છતાં પણ ગુર્જરભાષાદ્વારા તેમણે સેવાધર્મ સ્વીકાર્યો છે એ કંઈ સામાન્ય બાબત નથી. તેમના મુખમાંથી ગુર્જરભાષાના ઉચ્ચ શબ્દો નીકળેલા છે તેથીજ તેઓશ્રી સંસ્કૃત ભાષાના અપૂર્વ વિદ્વાન્ હતા એમ સ્તવનો અને પદોમાં વાપરેલા શબ્દોપરથી સિદ્ધ થાય છે. શ્રીમદે ચોવીશીમાં જૈનાગમ સિદ્ધાંતોનો સાર ઉતારી દીધો છે તેથી તેમનો જેટલો ઉપકાર માની શકવામાં આવે તેટલો ન્યૂન છે. હાલમાં ગુર્જરભાષાની ખીલવણી અર્થે ગુર્જરસાહિત્ય પરિષદ્‌ના અગ્રગણ્ય સાક્ષરો અથાગ પ્રયત્ન કરે છે. તેઓએ ગુર્જરભાષા સાહિત્યદષ્ટિથી નરસિંહમહેતા-પ્રીતમ-પ્રેમાનન્દ-અખો અને શામળભટ્ટ વગેરેનાં કાવ્યોને આદરથી વધાવી લીધાં છે અને પૂર્વના ગુર્જરભાષાના હિન્દુ કવિયોને સારૂં માન આપ્યું છે; એમ બૃહત્કાવ્યદોહન વગેરે ગ્રન્થો જોવાથી માલુમ પડે છે. ગુર્જરભાષાની ખીલવણી કરનાર પ્રસિદ્ધ સાક્ષરવર્ય્ય રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, તથા રા. રા. રણછોડભાઈ ઉદયરામ, પ્રો. આનન્દશંકર તથા રા. રા. નરસિંહરાવ ભોળાનાથ વગેરે સાક્ષરબંધુઓને સૂચના કે, તેઓ ષડ્દર્શનમાન્ય જૈન અધ્યાત્મજ્ઞાની કવિશ્રી આનન્દઘનજીને ગુર્જરભાષા સાહિત્યોપકારકદષ્ટિથી ઉપકારક ગણી તેમની ચોવીશીને ગુર્જરસાહિત્યપરિષત્ તરફથી ધન્યવાદ અને આવકાર આપશે. ગુર્જર ભાષાના બીજ તરીકે જૈન કવિયો છે એમ ગુર્જરભાષાના સાહિત્યની ઐતિહાસિકદષ્ટિથી પણ હવે એ વાત સિદ્ધ થઈ છે અને ભવિષ્યમાં પરિપૂર્ણ સિદ્ધ થશે એમ આશા રાખવામાં આવે છે.

શ્રીમદ્ આનન્દઘનજી અને ઉપાધ્યાયજીનાં કાર્યો જુદા જુદા પ્રકારનાં હતાં એમ અપેક્ષાએ કથી શકાય તેમ છે. શ્રીમદ્ આનન્દઘનજીનો સન્તકોટીમાં સમાવેશ થાય છે, અને શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયનો જૈન શાસનરૂપ રાજ્યના રક્ષક તરીકે સેનાધિપતિની કોટીમાં સમાવેશ થાય છે. શ્રીમદ્ આનન્દઘનજી ગચ્છની નિશ્રા વિના રહેતા હતા અને શ્રીમદ્ ઉપાધ્યાયતો ગચ્છની નિશ્રામાં રહીને જૈન શાસનની પ્રભાવના કરતા છતા પોતાના આત્માનું હિત સાધતા હતા. જૈન શાસન રક્ષકનો ઈલ્કાબ શ્રીમદ્ ઉપાધ્યાયજી ધારણ કરવા યોગ્ય થયા, અને શ્રીમદ્ આનન્દઘનજીતો નિવૃત્તિમાર્ગપરાયણ હતા અને તેઓનું, વિશેષતઃ અન્તરૂમાં રમણતા કરવા માટે લક્ષ હતું. શ્રીમદ્ ઉપાધ્યાયે જૈનધર્મની રક્ષા કરવામાં કમર કસીને મહેનત કરી હતી અને એકશો ને આઠ સંસ્કૃત ભાષામાં ગ્રન્થો લખ્યા હતા. જૈન શાસનની પ્રભાવના માટે ઉપાધ્યાયજીએ પ્રબલ પુરૂષાર્થ કર્યો છે અને જીવનનું સ્વાર્પણ કરવામાં કંઈ બાકી રાખ્યું નથી. શ્રીમદ્ ઉપાધ્યાયજીનું કાર્ય ખરેખર ઉપાધ્યાયજી વિના અન્ય કોઈ કરી શકે નહિ તેવું હતું. ઉપાધ્યાયજીની કાર્ય કરવાની દિશા ન્યારી હતી અને શ્રીમદ્ આનન્દઘનજીની કાર્ય કરવાની દિશા ન્યારી હતી. અઢારમા શતકમાં ઉપાધ્યાયજીએ જૈન શ્વેતાંબર કોમની જે સેવા બજાવી છે તેવી સેવા અન્ય કોઇએ બજાવી નથી એમ કહીએ તો તેમાં કંઈ અતિશયોક્તિ જણાતી નથી. ઉપાધ્યાયજીને પોતાને જૈન કોમના સાધુઓ ( યતિયો ) તરફથી પણ ઘણું વેઠવું પડ્યું છે. તેમની કિમ્મત પાછળથી થઈ છે. શ્રીમદ્ આનન્દઘનજીએ અધ્યાત્મમાર્ગને ખુલ્લો કરીને ભારતક્ષેત્રમાં શાન્તરસની નદી પ્રગટાવી છે. અધ્યાત્મને કહેનારા તો ઘણા મળી આવે પણ અધ્યાત્મની મૂર્તિ બનીને અધ્યાત્મરસ વહેવરાવવો એ સામર્થ્ય તો ખરેખર શ્રી આનન્દઘનજી વિના અન્યત્ર તે સૈકામાં દેખાયું નથી. આત્મામાં અત્યન્ત જાગ્રત્ રહેવાનું દૃષ્ટાંત ખરેખર અઢારમા સૈકામાં આનન્દઘનજીએ બતાવ્યું છે તેવું, અન્યત્ર મળી શકે તેમ નથી-નિવૃત્તિમાર્ગમાં આનન્દઘનજી સમાન તે કાલમાં અન્ય કોઈ ન હતું. અધ્યાત્મજ્ઞાનદશામાં આનન્દઘનજીની સમાન અધ્યાત્મરસિક તે સૈકામાં તેમના વિના અન્ય કોઈ મુનિ ન હતા. શ્રીમદ્ આનન્દઘનજીએ જે ચમત્કારો બતાવ્યા છે તેવા ચમત્કારોનું પાત્ર અન્ય કોઈ તે શતકમાં નહોતું. વૈરાગી ત્યાગી અને શરીરમમત્વનો ત્યાગ કરી વનમાં વસનાર તે મૂર્તિની જેટલી પ્રશંસા કરીએ તેટલી ન્યૂન છે. અનેક અપવાદો અને લોકોએ ચઢાવેલાં આળને પણ

શ્રીમદ્ આનન્દઘનજી અને ઉપાધ્યાયજીનો મુકાબલો.

સહન કરનાર ક્ષમાશીલ મૂર્તિની જેટલી સ્તુતિ કરીએ તેટલી ન્યૂન છે. જૈન શાસનની પ્રભાવના કરવામાં અન્ય સાધુઓને શ્રીમદે જે કિમ્મતી સલાહ આપી છે તે કદિ ભૂલવા યોગ્ય નથી. અધ્યાત્મજ્ઞાનના પ્રચારક અને ઉદ્ધારક તરીકે તેમનું નામ સદા અમર રહેવાનું. અઢારમા શતકમાં ઉત્ક્રાંતિના મુખ્ય નાયક તરીકે શ્રીમદ્ આનન્દઘનજી-શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાયજી, શ્રીમદ્ સત્યવિજયજી-શ્રીમદ્ વિનયવિજયજી ઉપાધ્યાય અને શ્રીમદ્ જ્ઞાનવિમલસૂરિ વગેરે મહાપુરૂષો ગણી શકાય. શ્રીમદ્ આનન્દઘનજીની આત્મદશા અત્યન્ત જાગ્રત્ હતી. વસ્તુતઃ તેમનાં વચનો વાચકોના હૃદયમાં ઉંડાં વ્યાપી જાય છે, તેમજ તેમના વચનોદ્વારા તેમનું જીવન વિચારતાં તેઓ શાંતરસના નાયક હતા એમ એકી અવાજે વાચકો બોલી ઉઠે છે.

શ્રીમદ્ યશોવિજયજીએ જૈનધર્મની સેવા કરવામાં મન-વાણી અને કાયાનો પરિપૂર્ણ ભોગ આપી જે ઉપકાર કર્યો છે તે કદિ વિસરાય તેમ નથી. તેમનાં પુસ્તકોથી તે સદાકાલ ભવિષ્યમાં જીવતાની પેઠે બોધ આપ્યા કરશે. શ્રીમદ્ આનન્દઘનજીએ પોતાની સાધુપણાની પૂર્વાવસ્થામાં, વ્યાખ્યાનોવડે આત્મભોગ આપીને ધર્મની અપૂર્વ સેવા બજાવી છે. શ્રીમદ્ આનન્દઘનજીએ દશવૈકાલિક સૂત્રની પહેલી ગાથાનું વ્યાખ્યાન છમાસસુધી કર્યું હતું. શ્રીમદ્ આનન્દઘનજીએ અધ્યાત્મ બોધનાં પદો વગેરે રચીને જે ઉપકાર કર્યો છે તે કદી વિસ્મરાય તેમ નથી.

શ્રીમદ્માં અક્ષયલબ્ધિની ઝાંખી.

શ્રીમદ્ આનન્દઘનજીએ મેડતામાં વાસ કર્યો તે વખતે ત્યાં કરોડાધિપતિ, લક્ષાધિપતિ નાગરિકો વસતા હતા. તે વખતે મેડતીયા રાજપુતોની ઝાહોઝલાલી સારી રીતે હતી;—તેનું વૃત્તાંત જાણવું હોય તો ટોડરાજસ્થાન વાંચવાની ભલામણ કરવામાં આવે છે. પાષાણુથી વિરચિત ઉચ્ચ પ્રાસાદો ત્યાં શોભી રહ્યા હતા. ચોરાશી ગચ્છના ઉપાશ્રયો ત્યાં શોભી રહ્યા હતા અને તેમાં અનેક યતિઓ સ્વધર્મપરાયણ થઇને આત્મકલ્યાણ કરતા હતા. શ્રીમદાનંદઘનજી મહારાજપર એક શ્રાવિકાનો ધાર્મિક પૂર્ણરાગ હતો, તે શ્રાવિકાનો પતિ મરી ગયો હતો અને તેને પુત્ર હતા. તેના ઘરમાં કરોડો રૂપૈયા હતા. એક વખત જોધપુરના રાજાને યુદ્ધના પ્રસંગે ધનની અતિ જરૂર પડી, તેથી જોધપુરના રાજાના સિ[illegible] ગુર્જર ધનવાનોની પાસેથી ધન એકાવવા મેડતામાં આવ્યા. રાજના[illegible]હિત્યની એએ ધનવંતી શ્રાવિકાના ઘર ઉપર ઘેરો ઘાલ્યો ને કહ્યું કે [illegible]વિષ્યમાં ધન આપ. તારા ઘરમાં કરોડો રૂપૈયા છે એમ અમોએ સાં[illegible]

પેલી શ્રાવિકા સિપાઈઓનાં આવાં વચનો સાંભળી ભયભીત બની ગઈ અને તે-ધનના રક્ષણાર્થે શ્રીમદ્ આનન્દઘનજી મહારાજનાં દર્શન કરવાને આવી. શ્રીમદ્ આનન્દઘનજીનાં દર્શન કરીને તે મહારાજને શાતા પૂછવા લાગી. શ્રીમદ્ આનન્દઘનજીએ તેના બોલ ઉપરથી તેને કાંઈ કષ્ટ આવી પડ્યું છે એમ જાણ્યું, તેથી તેમણે પેલી શ્રાવિકાને ચિંતાનું કારણ પૂછ્યું. પેલી શ્રાવિકાએ અથથી ઈતિ સુધી બનેલું સર્વ વૃત્તાંત કહી દીધું અને કહ્યું કે હે મહારાજ ! મારા ઉપર મહા કષ્ટ આવી પડ્યું છે. તે તમારી કૃપાવિના આવા કષ્ટથી છૂટી શકાય તેમ છે નહિ. આપના જેવા સમર્થગુરૂ માથે છતાં આવાં કષ્ટ આવી પડે તે યોગ્ય નથી. આપ સાહેબ કૃપા કરીને મને એવો કોઈ ઉપાય બતાવો કે જેથી હું કષ્ટમાંથી મુક્ત થાઉં. શ્રીમદ્ આનન્દઘનજીએ ઉપર પ્રમાણે શ્રાવિકાનાં વચન સાંભળીને કહ્યું કે, તમારા ઘરમાં રહેલા દરેક જાતિના જુદા જુદા સિક્કા લાવવા, અને દરેક સિક્કો જુદા જુદા ઘડામાં સ્થાપન કરવો. મોટા એવા ઘડા લઈને જલ્દી મારી પાસે તે સ્થાપન કર. પેલી શ્રાવિકાએ પણ જુદી જુદી જાતના સોનૈયાના અને રૂપૈયાના શિક્કા લઈને જુદા જુદા ઘડામાં સ્થાપન કર્યા, અને તેના ઉપર એકેક લુગડું બાંધ્યું. તે ઘડાઓ શ્રીમદ્ આનન્દઘનજી પાસે લાવીને મૂક્યા. આનન્દઘનજીએ તે ઘડાઓ ઉપર પોતાનો હાથ કંઈ કહીને ફેરવ્યો અને પેલી શ્રાવિકાને કહ્યું કે આમાંથી જેટલું જોઈએ તેટલું ધન રાજાના સિપાઈઓને આપવું. પેલી શ્રાવિકા તે ઘડાઓને લઇને પોતાને ઘેર ગઈ. તેમાંથી હાથ ઘાલીને સિપાઈઓને સોનૈયા તથા રૂપૈયા આપવા લાગી. ઘણાં ગાડાં ભરાય એટલા રૂપૈયા તેણે ઘડાઓમાંથી આપ્યા તોપણ ઘડાઓમાંથી રૂપૈયા અને સોનૈયા નિકળવા જ લાગ્યા. સિપાઈઓ પુષ્કળ ધન મળવાથી ગાડાં ભરી જોધપુર લઈ ગયા. પેલી શ્રાવિકાએ ધન આપ્યાબાદ ઘડાઓમાં હાથ ઘાલીને જોવા માંડ્યું તો તેમાં એકેક શિક્કો દેખાયો, તેથી તેને આશ્ચર્યનો પાર રહ્યો નહિ. શ્રીમદ્ આનન્દઘનજીએ કરેલો આવો ચમત્કાર, દેખવાથી તેણીના મનમાં શ્રીમદ્ આનન્દઘનજી ઉપર ઘણો ભક્તિભાવ બેઠો. આ વાત આખા શહેરમાં ફેલાઈ ગઈ તેથી લોકોના મનમાં શ્રીમદ્ આનન્દઘનજીપર વિશેષ રાગ ઉત્પન્ન થયો. તે નગરના લોકો કહેવા લાગ્યા કે અહો! આ કાળમાં પણ આવા ચમત્કારી મહામુનિ વિદ્યમાન છે. ધન્ય છે તેમના અવતારને!!! એક પ્રતિષ્ઠિત ગૃહસ્થશ્રાવક પાસેથી આ અમોએ સાંભળી છે તે પ્રમાણે લખવામાં આવી છે. શ્રીમદ્માં પ્રકારની શક્તિયો પ્રગટી હતી છતાં તેઓ ફુલાઈ જતા નહતા.

તેમજ પોતાને મળેલી શક્તિયોનો દુરૂપયોગ કરતા નહતા. પોતાનામાં અનેક શક્તિયો પ્રગટી છે એમ કોઈને જાણવા દેતા નહતા. સાગરની પેઠે ગંભીર બની–રત્નની પેઠે–ચમત્કારોને, અન્યોને ખાસ કારણવિના જાણવા દેતા નહતા. જગત્‌ને ચમત્કારો બતાવીને જાહેરમાં મોટા મનાવાનો તેમના મનમાં લેશમાત્ર પણ સંકલ્પ પ્રગટતો નહતો. લોકૈષણા અને અહંવૃત્તિથી નિર્લેપ રહેવા સદા આત્મજ્ઞાનનો ઉપયોગ ધારણ કરતા હતા.

શ્રીમદ્‌માં કયો વૈરાગ્ય હોઈ શકે.

વૈરાગ્ય અને ત્યાગવિના આત્માનું હિત સાધી શકાતું નથી. શ્રીમદ્ આનન્દઘનજીમાં ઉત્તમ પ્રકારનો વૈરાગ્ય હતો. શાસ્ત્રોમાં વૈરાગ્યના ત્રણ ભેદ બતાવ્યા છે. ૧ દુઃખગર્ભિત વૈરાગ્ય ૨ મોહગર્ભિત વૈરાગ્ય. અને ત્રીજો જ્ઞાનગર્ભિત વૈરાગ્ય. દુઃખગર્ભિત વૈરાગીઓ સંગ્રામમાંથી અધીરા પુરૂષોની પેઠે પુનઃ સંસારમાં આવવાની ઈચ્છા કરે છે. દુઃખગર્ભિત વૈરાગી જીવો શુષ્ક ન્યાયગ્રન્થો તથા વૈદક શાસ્ત્રનો અભ્યાસ કરીને આજીવિકા ચલાવે છે પણ તેઓ શમનદીરૂપ સિદ્ધાંત પદ્ધતિને જાણી શકતા નથી. દુઃખગર્ભિત વૈરાગી જીવો ગ્રન્થના ખંડ ખંડ બોધથી અહંકારરૂપ ગરમીને ધારણ કરેછે–તેઓ સમતામૃત નિર્જરણાને પ્રાપ્ત કરી શકતા નથી. દુઃખગર્ભિત વૈરાગીઓ સાધુનો વેષમાત્ર ધારણ કરનારા હોય છે. ઘરમાં અન્ન માત્ર દુર્લભ છે અને દીક્ષા લેવાથી લાડવા મળે છે, આવું દુઃખગર્ભિત વૈરાગ્યનું લક્ષણ છે. પરમાર્થને જાણ્યાવિના સંકટો અને દુઃખોમાંથી મુક્ત થવા ગાડરીયા પ્રવાહની પેઠે દુઃખગર્ભિત વૈરાગી જીવો ઉપર ઉપરના સાધુપણાને ધારણ કરેછે. સિદ્ધાંતોને અવલંબીને વિરૂદ્ધાર્થ ભાષણ કરનારા મોહગર્ભિત વૈરાગ્યવાળા જીવો હોય છે. મોહગર્ભિત વૈરાગ્યવાળા જીવોનું કુશાસ્ત્રોમાં ડહાપણ હોય છે. મોહગર્ભિત વૈરાગીઓમાં સ્વચ્છંદતા, કુતર્ક અને ગુણવંતની સ્તવનાનો ત્યાગ હોય છે. મોહગર્ભિત વૈરાગી સાધુઓ પોતાની બડાઈ કરે છે, તથા અન્ય મનુષ્યોનો દ્રોહ કરે છે. મોહગર્ભિત વૈરાગી સાધુઓ કલહ લડાઈ ટંટા કરે છે અને અનેક પ્રકારના કપટથી પોતાનું જીવન ગુજારે છે. મોહગર્ભિત વૈરાગીઓ પાપોને ઢાંકે છે અને શક્તિની બાહાર ક્રિયાનો આદર કરે છે. ગુણનો રાગ ન કરવો, પોતાના ઉપર અન્યોએ કરેલા ઉપકારને ભૂલી જવો, ઈત્યાદિ મોહગર્ભિત વૈરાગ્યનાં લક્ષણ હોય છે.

તત્ત્વના જાણ એવા સ્યાદ્વાદીને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય હોય છે. જેનો વિચાર પુષ્ટ હોય છે અને જેની બુદ્ધિ પોતાના અને પરનાં શાસ્ત્રોમાં

પ્રવર્તતી હોય છે તેને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય હોય છે. જ્ઞાનનું ફલ વિરતિ છે. વસ્તુને વસ્તુસ્વભાવે ઓળખવી અને આત્માના શુદ્ધધર્મને પ્રાપ્ત કરવાની રૂચિ, ઈત્યાદિ જ્ઞાનગર્ભિત વૈરાગ્યનું લક્ષણ છે. સાતનયો અને તેના પ્રભેદોવડે આત્માદિ તત્ત્વોનું જ્ઞાન કરવું અને આત્માનું આન્તરિક સદ્ગુણચારિત્ર પ્રાપ્ત કરવા ઇચ્છા કરવી એ જ્ઞાનગર્ભિત વૈરાગ્યનું લક્ષણ છે. એકાન્તવાદ અર્થાત્ કદાગ્રહથી દૂર હોય, નયોની સાપેક્ષતાએ તત્ત્વોને જાણનાર હોય, ઉત્સર્ગ અને અપવાદમાં, વ્યવહારમાં અને નિશ્ચયમાં, જ્ઞાનમાં અને ક્રિયામાં જેઓને સાપેક્ષબુદ્ધિ હોય છે તેઓ જ્ઞાનગર્ભિત વૈરાગી જીવો જાણવા. સૂક્ષ્મદૃષ્ટિ, મધ્યસ્વભાવ, સર્વત્ર હિતનું ચિંતવન, ઇત્યાદિ જ્ઞાનગર્ભિત વૈરાગ્યનાં લક્ષણ છે. અન્યનું અશુભ–નિન્દાદિ વદવામાં મૂક, (મુંગો) કોઈના દોષ દેખવામાં આંધળો અને કોઈના દોષ સાંભળવામાં બ્હેરો, તેમજ સદ્ગુણોને ઉત્પન્ન કરવામાં ઉત્સાહી, એવો જ્ઞાનગર્ભિત વૈરાગી હોય છે. અદેખાઈ રહિત, શાન્ત, અહંકારરહિત, પ્રપંચ જાળથી રહિત, દયાળુ, ચિદાનન્દ સ્વભાવમાં રમવું, અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ, ઇત્યાદિ જ્ઞાનગર્ભિત વૈરાગી સાધુનાં લક્ષણ છે. શ્રીમદ્ આનન્દઘનજીમાં જ્ઞાનગર્ભિત વૈરાગ હતો એવું તેમની ચોવીશી, પદો અને તેમના ચરિતપરથી અવબોધાય છે. અધ્યાત્મજ્ઞાનની મૂર્તિ એવા શ્રીમદ્માં જ્ઞાનગર્ભિત વૈરાગ્ય અને ત્યાગાદિ ગુણો હતા. તેમના ગુણો પ્રાપ્ત કરવા વાચકોએ લક્ષ દેવું જોઇએ.

શ્રીમદ્ આનન્દઘનજીની વૃદ્ધાવસ્થા.

શ્રીમદ્ આનન્દઘનજીએ વૃદ્ધાવસ્થા થતાં વનવાસનો ત્યાગ કરીને મેડતામાં વાસ કર્યો હતો. વૃદ્ધાવસ્થામાં તેમણે આત્મધ્યાનમાં જીવન ગાળ્યું હતું. અધ્યાત્મજ્ઞાનથી ભક્ત બનેલા તેમના ભક્તોએ તેમની સેવામાં ખામી રાખી ન હતી. મેડતામાં તે જે ઉપાશ્રયમાં રહ્યા હતા તે ઉપાશ્રય પણ શ્રીમદ્ આનન્દઘનજીના નામથી ઓળખાતો હતો. હાલ તે ઉપાશ્રય પડી ભાગેલી હાલતમાં પાયાની અસ્તિતાવાળો દેખાય છે. મેડતામાં ચોરાશી ગચ્છના ઉપાશ્રયો હતા. ધર્મસાગરજી ઉપાધ્યાયે એક વખત મેડતામાં ચોમાસું કર્યું હતું.

શ્રીમદ્ના સમયમાં થએલા સૂરિયો.

શ્રીમદ્નો જન્મ અનુમાનથી વિચારતાં સત્તરમા શતકમાં થયો હોય એમ જણાય છે. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજીના પૂર્વે તેમનો જન્મ હોવો જોઇએ. તેમના જન્મકાલમાં શ્રી હીરવિજયસૂરિ અને દીક્ષાસમય વખતે શ્રી વિજયદેવસૂરિ, વિજયતિલકસૂરિ, શ્રી વિજયઆનં-

સૂરિ, શ્રી રાજસાગરસૂરિ શ્રી વિજયસિંહસૂરિ, શ્રી વિજયપ્રભસૂરિ અને શ્રી વિજયરત્નસૂરિ વગેરે આચાર્યો હતા. જેથી ધારી શકાય છે કે, ઘણા સૂરિયો અને સાધુઓનો તેમણે સમાગમ કર્યો હશે અને તેમના સમાગમમાં પણ ઘણા સૂરિયો તથા સાધુઓ આવ્યા હશે.

શ્રીમદ્ આનન્દઘનજી-નો સ્થિરવાસ અને અન્તિમ ઉપદેશ.

શ્રીમદ્ આનન્દઘનજી જ્યાંસુધી જંઘાનું બળ હતું ત્યાંસુધી ગામની બહાર, દેવકૂલ અને ગુફાઓ વગેરેમાં રહ્યા, પણ જ્યારે તેઓશ્રી વૃદ્ધ થયા અને જંઘાબળથી ક્ષીણ થયા ત્યારે, મેડતામાં એક ઠેકાણે શ્રાવકોની ભક્તિથી રહ્યા હતા. તેઓશ્રી ઉપાશ્રયમાં એકાન્તમાં ધ્યાન ધરતા હતા. તેમને કોઈ કંઈ પૂછતું હતું તો તેને તેના અધિકાર પ્રમાણે સમજાવતા હતા. તેઓશ્રી આત્માના શુદ્ધસ્વરૂપમાં કલાકોના કલાકોપર્યન્ત લીન થઈ જતા હતા. તેઓશ્રી શરીરમાં છતાં શરીરથી રહિત એવી નિઃસંગ દશાનો અનુભવ કરતા હતા. તેમની મુલાકાત લેવા આવનાર સાધુઓને આત્માની શુદ્ધતા કરવા સંબન્ધી કહેતા હતા. મેડતામાં તેઓ શરીરની વૃદ્ધતાથી રહેતા હતા, પરન્તુ–તેમ છતાં જનના સંગમાં ઘણા આવતા ન હતા. તેમનો છેવટનો ઉપદેશ એ હતો કે "આ જગત્માં મોહને જીતીને આત્માની શુદ્ધતા પ્રાપ્ત કરવી. સાધુઓએ પરને રાગ, દ્વેષ, નિન્દા, અને અભ્યાખ્યાન આદિ દોષો જીતવાનો ઉપદેશ આપવો, તેમ તે ઉપદેશ પ્રમાણે પોતે ચાલીને જગત્ને બતાવી આપવું. સંસારમાં કોઈ અમર રહ્યું નથી અને કોઈ અમર રહેનાર નથી. સંસારરૂપ સમુદ્રમાં તરંગની પેઠે ચક્રવર્તિયો વગેરે મૃત્યુ દશા પામ્યા. અનન્ત એવા સંસારનો પાર પામવા માટે વીતરાગનાં વચનોનું શરણ કરવું. રાગદ્વેષરૂપ મહા શત્રુઓના ઘેરામાંથી છૂટવું અને આત્માના પ્રદેશોમાં રમવું એજ મોક્ષનો માર્ગ છે. જે મોહને જીતવાને સાધુવેષરૂપ ધર્મયોદ્ધાનો વેષ પહેરવામાં આવે છે તે વેષને અંગીકાર કરી મોહના તાબામાં ન આવવું જોઈએ. સર્વ પ્રકારના ભય, અને સર્વ પ્રકારના સંગનો ત્યાગ કરીને પરમાત્માની સેવા ભક્તિમાં એકતાન બનવું જોઈએ. શરીરના અણુપર પણ મમત્વ ભાવ રાખવો એ મોક્ષપ્રાપ્તિમાં વિઘ્ન છે. જે જોવાનું છે, જે અનુભવવાનું છે તે સર્વ આત્મામાં છે. શ્રી સર્વજ્ઞોએ જે મોક્ષમાર્ગ બતાવ્યો છે તે રાગદ્વેષરહિત માર્ગ છે. એ માર્ગમાં જેટલું ગમન કરાય તેટલું કરવું. પુનઃ પુનઃ સંસારમાં જન્મ ન થાય એવી તીવ્ર વૈરાગ્ય દશા ધારણ કરવી. રાગાદિ દોષોનો ત્યાગ તેજ ખરો ત્યાગ છે. રાગાદિ દોષના ત્યાગી એવા ત્યાગીઓની સેવા કરવી. વૈરાગ્ય દશાથી પોતાના આત્માને ભાવી નિર્મલ કરવા દરરોજ પ્રયત્ન કરવો. સંસારમાં શાન્તિનો માર્ગ એક નિવૃત્તિ છે.

જ્યાં ગુણ હોય ત્યાંથી તે ગુણ લેવો. ગુણીનો રાગ ધારણ કરવો. આત્માના શુદ્ધધર્મને જાણીને તેનો ઉપયોગ રાખવો. આત્માના શુદ્ધધર્મમાં રમણતા કરવી. કોઈના અવગુણ સામી દષ્ટિ દેવી નહિ, વા તેનું કથન કરવું નહિ. કર્મરૂપ દોષથી સર્વ દુનિયાં દોષી છે; એમાંથી જે દોષરહિત થવા પ્રયત્ન કરે છે તેજ ખરો મુમુક્ષુ છે અને તેજ વીતરાગનો ધર્મ આરાધવા સમર્થ થાય છે. સાધુ થઈને સદ્‌ગુણોમાં પ્રવૃત્તિ કરવી એજ જ્ઞાન પામ્યાનો સાર છે. આ સંસારસમુદ્રની પેલીપાર જવું એ ધારવા કરતાં ઘણું મુશ્કેલ છે. પ્રમાદોના વશમાં જે પડે છે તે પોતાના આત્માને સમર્થ બનાવી શકતો નથી. સાતનયો અને તેના ભેદોથી સ્યાદ્વાદપણે વીતરાગવચનોને જાણી રાગદ્વેષની મન્દતા થાય એવી રીતે ધર્મની આરાધના કરીને વીતરાગના માર્ગમાં આગળ વધવું. જીવે અનેક શરીરો અને અનેક નામો ધારણ કર્યાં પણ તે સર્વ મિથ્યા છે, કારણ કે તેથી આત્માનો મોક્ષ થયો નહિ. જે જે રીતે પ્રવર્તવાથી રાગદ્વેષ ઘટે અને આત્મામાં શાન્તિ, અને આનન્દ વગેરે સદ્‌ગુણો ઉત્પન્ન થાય તે તે રીતે પ્રવૃત્તિ કરવી. "જ્ઞાન દૃષ્ટિથી ધર્મને દેખી શકાય છે" એમ માનીને ગીતાર્થ સદ્‌ગુરૂની સેવા કરવી અને જ્ઞાનદૃષ્ટિ ખીલવવા યથાશક્તિ પ્રવૃત્તિ કરવી. જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ અનંતગુણનો સ્વામી, એવા આત્માના ધ્યાનમાં લય લીન રહેવું એજ સંસારમાં સાર છે"-ઇત્યાદિ ભક્તજનોને ઉપદેશ આપી તેમણે આત્મધ્યાનમાં ચિત્ત દીધું અને વિનાશી ધાતુથી બનેલું ઔદારિક શરીર તેમણે છોડયું. તેમનો આત્મા અન્ય ગતિમાં આગળની શુદ્ધદશા પરિપૂર્ણ પ્રાપ્ત કરવાના સંયોગોની સામગ્રી જ્યાં હતી ત્યાં ગયો. તેમના ભક્તોએ તેમના શરીરની સમહોત્સવપૂર્વક દાહક્રિયા કરી અને શોકાતુર બન્યા. જ્ઞાનીના વિરહથી કોને શોક ન થાય? આનન્દઘનની બાહ્ય શરીર મૂર્તિ ગઈ તે પાછળથી કોઈના દેખવામાં ન આવી. તેમનો અક્ષરદેહ હાલ વિદ્યમાન છે અને તે તેમનું સ્મરણ કરાવે છે. દુનિયામાં શ્રીમદ્‌ની કૃતિયો હયાત રહી. અનન્ત એવા સંસારસાગરમાં શરીર ધારીઓ બુદ્‌બુદ્‌ની પેઠે ઉપજે છે અને વિણસે છે. કોનો શોક? કોનો દેહ? હે સર્વજ્ઞપ્રભો!!! એક ત્હારૂં શરણ મને હો.

મેડતામાં શ્રીમદ્‌નો દેહોત્સર્ગ અને સ્વર્ગગમન.

શ્રીમદ્‌નો દેહોત્સર્ગ કિંવદન્તીઓના આધારે મેડતામાં થયો જણાય છે. કારણ કે ત્યાં તેમના નામની એક જૂની દેરી છે. તેમના સ્વર્ગગમન પશ્ચાત્ તેમની પાછળ તેમના ભક્ત શ્રાવકોએ તે દેરી યાદીને માટે કરેલી છે અને તે હાલ પણ વિદ્યમાન છે. અધ્યાત્મજ્ઞાનના રસિકો

તેમની દેરીનાં દર્શન કરવા જાય છે. કેટલાક જૈનો કથે છે કે, શ્રીમદ્ આનન્દઘનજી સ્વર્ગમાં ગયા છે અને કેટલાક કથે છે કે તેઓ મહાવિદેહ ક્ષેત્રમાં ઉપજ્યા છે. કેટલાક કિંવદન્તીના પુરાવાના આધારે એમ બોલે છે કે શ્રીમદ્ દેવલોકમાં ગયા છે અને તેઓ મહાવિદેહક્ષેત્રમાં જન્મી કેવલી થઈ મુક્તિપદ પામશે. શ્રીમદ્‌ની અધ્યાત્મદશા અને તેમનો જ્ઞાનગર્ભિત વૈરાગ્ય લક્ષમાં લેતાં તેઓ ત્રીજા ભવમાં મુક્તિ જાય એમાં કંઈ આશ્ચર્ય જણાતું નથી. શ્રીમદ્‌ના મનમાં વૈરાગ્ય રસની ઘણી શક્તિ હતી અને તેથી તેમણે તરતમયોગે કષાયની મન્દતા કરી હતી; તેથી તેઓ ત્રીજા ભવમાં મુક્તિ જાય તો તેમાં કંઈ વિરોધ જણાતો નથી. નિવૃત્તિમાર્ગમાં પરાયણ એવા અને અધ્યાત્મભાવમાં સદાકાલ રમણતા કરનારા શ્રીમદ્ આનન્દઘનજી ત્રીજા ભવમાં મુક્તિપદ પામશે એમ દન્તકથાઓથી શ્રવણ કર્યા પ્રમાણે અત્ર લખવામાં આવ્યું છે.

ત્રીજાભવે મુક્તિ.

શ્રીમદ્‌નું આત્માની ઉપાસના તરફ અત્યંત લક્ષ હતું. પરમાત્માની ભક્તિ કરવામાં તેઓ સદાકાલ મગ્ન રહેતા હતા. મારવાડ વગેરે દેશમાં તે કાલમાં વૈષ્ણવ ધર્મમાં મીરાંબાઈના ચરિત તથા ભજન વગેરેથી રાધાકૃષ્ણની ભક્તિનો ઘણો પ્રચાર થયો હતો. શ્રીમદે આત્માને કૃષ્ણ અને સુમતિને રાધાની ઉપમા આપીને તથા કુમતિને કુબ્જાની ઉપમા આપીને અનેક રીતે આત્મપ્રભુનું ગાન કર્યું છે.

ભક્તિ.

શ્રીમદ્ આનન્દઘનજીના સમયમાં આગમોના જ્ઞાતાઓ એવા મહા વિદ્વાનો હતા અને તેઓ જૈનેતર વિદ્વાનોની સાથે ધર્મચર્ચા કરવામાં કદિ પાછા પડતા નહોતા. સામાન્ય વર્ગમાં એકાન્ત ક્રિયાજડપણું વિશેષ હતું અને ગચ્છોના કલહે આચાર્યો અને મુનિયોમાં પ્રાયઃ કુસંપ ઈર્ષ્યા અને ક્રિયાનું શૈથિલ્ય થયું હતું. અધ્યાત્મજ્ઞાનપર મોટા ભાગે લોકોની રૂચિ અલ્પ હતી અને તેથી કેટલાક જૈનો તો અધ્યાત્મજ્ઞાનપર તિરસ્કાર બતાવતા હતા. શ્વેતાંબર જૈનોમાં જોઈએ તે પ્રમાણે સંપ નહોતો. જૈનોની ધર્મપ્રતિ પૂર્ણ શ્રદ્ધા હતી. તે વખતમાં સંવેગી પીતવસ્ત્રધારી પક્ષ નીકળ્યો હતો. આચાર્યોનું જોર ઘણું હતું પણ તેમના વધી પડેલા ધામધૂમોના આડંબરોથી લોકોનું લક્ષ ત્યાગી વૈરાગી સાધુઓ તરફ ખેંચાતું હતું. અઢારમું શતક સામાન્ય દૃષ્ટિથી વિચારીએ તો જ્ઞાનના ઉદયવાળું હતું. ઓગણીશમું શતક દર્શનના ઉદયવાળું હતું. ઓગણીશમા શતકમાં સિદ્ધાચલ વગેરે ઠેકાણે ઘણાં

શ્રીમદ્‌ના સમયની સ્થિતિ.

જિનમન્દિરો થયાં છે અને તીર્થયાત્રાઓના જૈનોએ ઘણા સંઘો કાઢયા છે.

શ્રીમદ્‌ના સમયની સ્થિતિનો આપણે શો સાર લેવો જોઇએ?

શ્રીમદ્‌ના સમયની સ્થિતિનો વિચાર કરીને આપણે આ શતકમાં જ્ઞાન અને ક્રિયા એ બેવડે જૈનધર્મની આરાધના કરવી જોઇએ. જ્ઞાનક્રિયાભ્યાંમોક્ષઃ એ સૂત્રનું સ્મરણ કરીને જ્ઞાનક્રિયાનો આદર કરવો જોઇએ. કુસંપ, કલેશ, ઇર્ષ્યા-ધમાધમ અને પરસ્પરની નિન્દાને દેશવટો આપવો જોઇએ. વીશમા શતકમાં સ્વ અને પરનું શ્રેયઃ સાધી શકાય એવા અનુકૂલ સંયોગોનો સદુપયોગ કરીને પ્રમાદદશાને પરિહરવી જોઇએ. વીશમા શતકમાં શાન્તિનો સમય પામીને જૈનોએ દ્રવ્ય અને ભાવથી જૈનધર્મોન્નતિ કરવા પ્રયત્ન કરવો જોઇએ.

ક્રિયોદ્ધારક શ્રી નેમિસાગરજી.

વીશમા શતકના પ્રારંભકાલમાં શિથિલતાનો નાશ કરનાર અને સાધુઓના ઉત્તમ આચારોને આચારમાં મૂકીને બતાવનાર વૈરાગી, ત્યાગી, શ્રી નેમિસાગરજી મહારાજ થયા, તેમણે ગુજરાત વગેરે દેશમાં વિહાર કરીને શ્રી સત્યવિજયજીની પેઠે ક્રિયોદ્ધાર કરી જૈનશાસનની ઉન્નતિ કરી, તથા ક્રિયામાં શિથિલ, આરંભી એવા યતિયોનું જોર તેમણે હઠાવ્યું અને પોતાની પાછળ સૂર્યની પેઠે આર્યાવર્તમાં સત્યાચારનો પ્રકાશ કરનાર શ્રીમદ્ રવિસાગરજીને સિત્તેરમી પાટે સ્થાપન કરીને સં. ૧૯૧૩ ની સાલમાં સ્વર્‌લોકમાં ગયા. શ્રી રવિસાગરજી મહારાજે ગુજરાત દેશમાં વિહાર કરીને સુડતાલીશ વર્ષપર્યન્ત સંયમ પાળીને લાખો જૈનો અને જૈનેતરોને ધર્મબોધ આપ્યો. સાધુના આચારોમાં તેઓ શ્રી પરિપૂર્ણ દૃઢ હતા. જ્ઞાન અને ક્રિયાના બળવડે તેમણે સાગરસંઘાડાના સાધુઓ અને સાધ્વીઓને ચારિત્રમાર્ગમાં ઉદ્યુક્ત કરીને ગચ્છનો ભાર સારી રીતે વહન કર્યો. તેમના સાધુઓ તે વખતમાં થોડા હતા. શ્રી આત્મારામજી મહારાજે પ્રશંસા કરી હતી કે તમારી પેઠે ચારિત્રની ક્રિયાઓ કરનારા અલ્પ સાધુઓ છે. પરમપૂજ્ય શ્રી રવિસાગર ગુરૂએ મને ( બુદ્ધિસાગરને ) પૂર્ણ ભાવે ધર્મની હિત શિક્ષાઓ આપી હતી. સત્તોતેર વર્ષની ઉમરે તેમનું સ્વર્ગગમન મેસાણામાં થયું. મહાવૃદ્ધ રવિસાગરજી ગુરૂની સેવાથી મને ઘણો અનુભવ મળ્યો છે. તેમની પાછળ ઇકોતેરમી પાટે ક્રિયાપાત્ર ચારિત્ર ચૂડામણિ, શાન્તમૂર્તિ, ભદ્રક, શ્રી સુખસાગરજી મહારાજ હાલ ચારિત્ર પામીને સ્વપરનું કલ્યાણ કરીને ભારત દેશને

પવિત્ર કરતા છતા વિચરે છે. તપાગચ્છસાગરસંઘાટકના પ્રવર્તક ગુરુ મહારાજની કૃપાથી, બહોતેરી વા અઠોત્તરીની પ્રસ્તાવના અને આનન્દઘનચરિત મારાથી લખાયું છે. " ॐ शान्तिः "

( કવ્વાલિ. )

પદો ત્હારાં સહુ વાચ્યાં, વિચારીને ઘણી વેળા,
અમોએ હાર્દ ખેંચ્યું જે, કથાતું નહિ કથ્યાથી તે. ૧
રચ્યાં જે આશયોથી તે, કથં તે આશયો જાણું,
અરે તે સર્વ ના જાણું, કથંચિત્ આશયો જાણું. ૨
અપેક્ષાઓ કઈ લેઈ, કયા ઉદ્દેશથી ગાયું,
બધું ના જાણતો એવું, કથું હું ભાવ શી રીતે. ૩
અમારા આશયો જૂદા, ઉઠે છે કાળ પામીને,
જમાનાનું તફાવતને, હૃદય અન્તર્ પડે છે એ. ૪
જિનાગમના અનુસારે, તમારા આશયો સર્વે,
કરી નિશ્ચય હૃદયમાંહી, કથું ભાવાર્થને પ્રેમે. ૫
તમારૂં ધ્યાન કીધું મ્હેં. પદો ધ્યાયાં તમારાં મ્હેં.
કર્યો સંયમ હૃદય લેવા, ધરી ભક્તિ હૃદય પેઠો. ૬
હૃદયનો સાર લીધો મ્હેં, સમાધિમાં કરી ભક્તિ,
બને છે ભક્તિથી ધાર્યું, રચ્યો ભાવાર્થ એ રીતે. ૭
હૃદયમાં ધ્યાન ધારીને, પદોનો ભાવ મેં ગાયો,
તમારા આશયો નાવ્યા, અરે તેની ક્ષમા માગું. ૮
અમારા દીલમાં આવ્યા, જમાનાના અનુસારે,
અરે તે આશયો પૂર્યા, જણાતું દીલમાં એવું. ૯
ભલે તે સત્ય હોકે ના, અમારી ભક્તિએ ખેંચ્યો,
તમારો ભાવ એવું એ, કથું છું ભક્તિના ભાવે. ૧૦
અહો ત્હારા હૃદય રસનો, જગત્ને લાભ મળવાને,
રચ્યો ભાવાર્થ ઉપયોગે, રહી ખામી ક્ષમા કરજે. ૧૧
પડે જે ભૂલ ભક્તિમાં, ગણે નહિ ભૂલ સન્તો એ,
કરીને દીલને મોટું, સહે છે ભૂલ ભકતોની. ૧૨
અમારી ભક્તિના ભાવે, થયું થોડું ગણી મોટું,
કૃપા કરશો હૃદય ધરશો, ગુણાનુરાગથી જોશો. ૧૩
મળ્યા સંયોગ પામીને, વિચારી જે લખ્યા મેં એ,
અધિકારી પરત્વે એ, નથી સૌ સર્વના માટે. ૧૪

લખ્યું સૌ સર્વના માટે, અવસ્થાના અધિકારે,
અપેક્ષાઓ પદોમાંહી, લખ્યા એ ભાવમાંહી છે. ૧૫
અપેક્ષાએ વિષય કોઈ, કદી છે ગૌણ મુખ્ય જ એ,
લખ્યું સ્યાદ્વાદદૃષ્ટિએ, ઘણા આશય હૃદય રાખી. ૧૬
લખાતું નહિ હૃદય સઘળું, ઘણું બાકી રહી જાતું,
વિચારી અત્ર પણ એવું, ધરો આશયવિષે દૃષ્ટિ. ૧૭
નથી પાંડિત્ય દર્શાવ્યું, યથા જાણ્યું લખ્યું તેવું,
ધરીને હંસની દૃષ્ટિ, લખ્યાનો સાર ખેંચી લ્યો. ૧૮
ભુલે લેખક ભણ્યો ભૂલે, ડુબે તારો ચડ્યો પડતો,
ભુલે નહિ કેવલજ્ઞાની, ભુલાયું દરગુજર કરશો. ૧૯
રૂચે નહિ સર્વને સરખું, રૂચિ ભેદે રૂચે જૂદું,
ગમે નહિ તો અધિકારી, નથી આના વિચારો એ. ૨૦
દયા લાવી હૃદય ઝાઝી, ઉપાડ્યો એક ગેંગાને,
બગીચામાં મુકયો ભ્રમરે, બધાં દેખાડીયાં પુષ્પો. ૨૧
બગીચામાં ફરીને સૌ, નિહાળી વૃક્ષવલ્લિયો;
મઝા તેને પડી નહિ કંઈ, નિહાળ્યું સ્થાન વિષ્ઠાનું. ૨૨
જણાવ્યું ત્યાં ઉતરવાનું, રૂચે છે એ મ્હને ચિત્તે;
ગયો વિષ્ઠાવિષે રાચી, અધિકારી હતો તેનો. ૨૩
જુવે છે કાગડો ચાંદાં. જુવે છે દુર્જનો દોષો,
કથે જે દુગ્ધમાં પૂરા, પયઃપાનજ ફણી પેઠે. ૨૪
અધિકારે રૂચે કીધું, અધિકારે રૂચે વાચ્યું,
અધિકારે રૂચે જોયું, પરીક્ષા છે અધિકારે. ૨૫
ભલી છે સન્તની દૃષ્ટિ, ગ્રહે સારૂં તજે ખોટું,
જુએ છે શ્વેત બાજુને, તજીને કૃષ્ણ બાજુને. ૨૬
રૂચે છે સન્તને સારૂં, તજે છે દોષની દૃષ્ટિ,
અહો એ સજ્જનો સાચા, ભલું કરતા જીવોનું તે. ૨૭
ખુશી થાતા ખરૂં દેખી, ચરે છે મોતિનો ચારો,
ખરા એ હંસ ગણવાના, ધરે છે દૃષ્ટિની શુદ્ધિ. ૨૮
ખરૂં જોવા ખરૂં લેવા, ખરાને એ ખરૂં કહેવા,
ખરા તે સન્ત લોકો છે, અધિકારી પદોના એ. ૨૯
પદોનો ભાવ વાચીને, ખુશી થાતા ગુણો ગાતા,
ખરાને તે ખરૂં કહેતા, ધરે છે મૌન દોષોમાં. ૩૦
ઘણા ગંભીર મનના તે, સુધારે ભૂલને પ્રેમે,
હૃદયના આશયો ખેંચી, વિચારે લેખ્યભાવાર્થો. ૩૧

અપેક્ષાએ ઘણું જે જે, લખ્યામાંહી રહ્યું બાકી,
અપેક્ષાઓ ગ્રહી તે તે, વિરોધી ભાવને ટાળે. ૩૨
વિરોધી ભાવ જે લાગે, વિચારે અન્યદષ્ટિથી,
અપેક્ષાઓ ગ્રહી બીજી, વિરોધો ટાળતા સન્તો ૩૩
કથ્યું પ્રસ્તુતમાં બીજું, અપેક્ષાએ પ્રસંગે છે,
નથી પુનરૂક્તિના દોષો, કથાતું આત્મમાંહી ત્યાં. ૩૪
પ્રસંગોપાત્ત કહેવાયું, જરૂરી બાબતો માટે,
કરાતી મુખ્યતા તેની, કથાયું જે વિષય હેતે. ૩૫
રહ્યા જે ગૌણ વિષયો તે, પ્રસંગે મુખ્યતારૂપે,
ગવાતાં ગીત વરઘોડે, ચઢેલાનાં તથા અહિંયાં. ૩૬
થયો વ્યવહારમાં જ્ઞાની, અધિકારી થયો તે અહિં,
પ્રયોજન મુક્તિનું જાણો, અનન્તર આત્મની બોધિ. ૩૭
પરંપર મુક્તિફળ નક્કી, વિચારક લેખકોને એ,
તથા વાચક અને શ્રોતા, ખરી શાન્તિ લહે પ્રેમે. ૩૮

( મંદાક્રાન્તા. )

જાણો ચિત્તે નયન નિરખી, શુદ્ધ અધ્યાત્મ વાણી,
ભાવો તેના હૃદય ધરીને, આત્મશુદ્ધિ કરી લ્યો.
ધ્યાવી ભાવી હૃદયઘટમાં, એહ ભાવાર્થ કીધો,
આત્મારામી સતત થઈને, તત્ત્વનો સાર લીધો. ૩૯
પામો શાન્તિ જગત સઘળું, આત્મની જ્યોત જાગો,
વાચી પ્રેમે સરસ પદનો, ભાવ ચિત્તે ગ્રહીને,
દેખાઓ સૌ હૃદય પ્રગટયું, શુદ્ધ આચારમાંહી.
ઋદ્ધિસિદ્ધિ પ્રગટ કમલા પૂર્ણ ચિત્તે પ્રકાશો. ૪૦
રાચી માચી પરમજિનના બોધમાં નિત્ય ઝીલો,
વૈરાગી થૈ અનુભવ કરી મોહને પૂર્ણ પીલો
ઉદ્યોગી થૈ સતત મનથી શુદ્ધ અધ્યાત્મ ધારો,
આચારોનો પરિચય કરી, શુદ્ધ આચાર પાળો. ૪૧
સાપેક્ષાએ સકલ સમજી, ત્યાગી દો પક્ષપાતો,
એકાન્તે તો વચન વદતાં, પામશો ખૂબ લાતો
જ્ઞાનીઓને ગમ સહુ પડે, વાત એકાન્ત ત્યાગે,
સ્યાદ્વાદી થૈ ગુરૂગમ લહી, ચિત્તમાં નિત્ય જાગે. ૪૨
મુંઝાતા ના વિષય સુખમાં, ધામધૂમે ન રીજે,
જૂઠું એવું સકલ તજીને, કર્મપર ખૂબ ખીજે;

ખીજે રીજે નહિ નહિ કદી, ઉચ્ચ અધ્યાત્મ પામે,
અધ્યાત્મે એ સકલઘટના, આત્મમાં શુદ્ધ જામે. ૪૩
આત્માનન્દી સહજ ગુણુથી, યોગીના યોગ એવો,
જ્ઞાનધ્યાને સહજ શિવને, પ્રેમીઓ નિત્ય સેવો;
અધ્યાત્મીઓ શુભ ગુણુ લહો, ઉન્નતિ માર્ગ સાધો,
બુદ્ધચબ્ધિ સદ્ગુણુ ઘટ ધરી, ધર્મમાં નિત્ય વાધો. ૪૪

ૐ શાન્તિઃ ૨ સંવત્ ૧૯૬૯ પોશ વદિ ૫.

અમદાવાદ ઝવેરીવાડા.



# अकाराद्यक्षरानुक्रमणिका.

पदाङ्क. पृष्ठ.



શ્રીમન્મુનિરાજ શ્રીબુદ્ધિસાગરજીકૃત,

# શ્રીઆનન્દઘનપદસંગ્રહ ભાવાર્થ.

## पद १.

( राग वेलावल. )

क्या सोवे उठ जाग बाउ रे  क्या० ॥
अंजलि जल ज्युं आयु घटतहे
देत पहोरियां घरिय घाउ रे.  क्या० ॥ १ ॥

ભાવાર્થઃ—હે ચેતન! જાગ્રત્ થા. અરે મૂર્ખ, ભોળા, તું શું મોહનિદ્રાથી ઉંઘે છે! અંજલિમાં રહેલા જલની પેઠે આયુષ્ય ઘટે છે. પહેરગીરો ઘડીઆલ ઉપર વખત જણાવવાને ટકોરા મારે છે, અને તેથી તારે સમજવાનું કે આયુષ્ય ક્ષણે ક્ષણે ઘટે છે, ગયું આયુષ્ય કદી પાછું આવવાનું નથી. ચિન્તામણિ રત્ન કરતાં અતિ દુર્લભ મનુષ્યભવ મળ્યો છે, દશ દૃષ્ટાન્તે દુર્લભ એવા મનુષ્યજન્મને મોહઉંઘમાં વ્યતીત કરવો તે તને ઉચિત નથી. તું એમ ધારતો હોઈશ કે, સંસારમાં હું શરીરવડે અમર રહેવાનો છું આમ ધારવું પણ બિલકૂલ અયોગ્ય છે. કારણ કે, સંસારમાં ગમે તે ગતિમાં અવતાર લેવો પડે તો પણ ત્યાં આયુષ્યની નિયમા છે. આયુષ્ય ક્ષણે ક્ષણે ખરે છે, અને ગમે તેવું શરીર ધારણ કરવામાં આવે તો પણ તેનો અન્તે ક્ષય થયા વિના રહેતો નથી. તું એમ જાણતો હોઈશ કે, મારૂં શરીર તો વજ્ર જેવું છે, તેથી મને કોઈ જાતનો ભય નથી આમ પણ ધારવું યોગ્ય નથી. કારણ કે ગમે તેવું વજ્ર જેવું શરીર હોય તો પણ આયુષ્યનો તો ક્ષય થયાવિના રહેતો નથી. મરણના ભયથી કોઈ પાતાળમાં પેસે તો પણ કાળ, તેને છોડતો નથી. કરોડો ઉપાયો કરો તો પણ પાણીના પરપોટાની

પેઠે દેવતાઓ જેવાનાં શરીરો પણ છૂટી જાય છે માટે હવે હે આત્મન્! જાગ્રત્ થા! જાગ્રત્ થા! ઇન્દ્ર જેવા દિવ્ય શરીરધારીઓ પણ શરીરને છોડી અન્ય ગતિમાં ચાલ્યા જાય છે તે જણાવે છે.

इन्द्र चन्द्र नागेन्द्र मुनीन्द्र चले,
कोण राजापति साह राउ रे ॥
भमत भमत भवजलधि पायके,
भगवंत भजनविन भाउ नाउ रे. क्या० ॥ २ ॥

कहा विलंब करे अब बाउ रे,
तरी भवजलनिधि पार पाउ रे ॥
आनन्दघन चेतनमय मूरति,
शुद्धनिरञ्जन देव ध्याउ रे. क्या० ॥ ३ ॥

ભાવાર્થ.—સાગરોપમ આયુષ્યવાળા, વૈમાનિક દેવતાઓના સ્વામી ઇન્દ્ર, તેમજ જ્યોતિષ્ચક્રના મહાન્ દેવતા ચંદ્ર, ભુવનપતિના ઇન્દ્ર નાગેન્દ્ર, અને મુનિવરોના ઇન્દ્ર તીર્થંકર જેવા પણ શરીર છોડીને ચાલે છે. ઇન્દ્રાદિક ઘણા ભૂતકાળમાં ગયા, અને ભવિષ્યમાં ઘણા જશે. કોણ રાજા, કોણ ચક્રવર્તિ, કોણ બાદશાહ, શાહ અને કોણ રાણાઓ, મૃત્યુની આગળ હીસાબમાં છે? અર્થાત્ ઇન્દ્ર, અને તીર્થંકર જેવાઓનાં શરીરો પણ આયુષ્યના ક્ષયે છૂટી જાય છે, તેવાઓનું પણ મૃત્યુના આગળ કંઈ પણ ચાલતું નથી તો હે ભોળા, મૂઢ તારા જેવાઓ મૃત્યુના આગળ કશી પણ ગણુતરીમાં નથી એમ નિશ્ચય સમજ. સંસારમાં પરિભ્રમણ કરતાં કરતાં મનુષ્યના અવતારમાં પ્રભુની ભક્તિ-

---

૧. ख. म અને प. એ ત્રણ નંબરવાળી પ્રતિયોમાં भगवन्तभगातिसु भाउ नाउ रे એપ્રમાણે પાઠ છે તે અમને યોગ્ય લાગે છે. સંસારરૂપ સમુદ્રનો કાંઠો પામવાને માટે ભગવન્તની ભક્તિરૂપ નાવને અવલંબી લે. ભગવાન્ની ભક્તિરૂપ નાવવડે સંસારસમુદ્રની પેલી પાર જાઈશ.

૨. ख. क. म. અને पं. નંબરની પ્રતિયોમાં शुद्धनिरञ्जन देव ध्याउने બદલે शुद्ध निरञ्जन देव गाउरे એવો પાઠ છે આ પાઠ અમને યોગ્ય લાગે છે. આનન્દનો ઘન જેમાં છે એવા શુદ્ધ નિરઞ્જન પરમાત્મદેવને હે ચેતન! તું ગા! અથવા શ્રીમાન્ કહે છે કે આનન્દમય ચૈતન્યમૂર્તિરૂપ નિરઞ્જન દેવને હું ગાઉં છું. પરમાત્મદેવનું ગાન કરીને પરમાત્માના ગુણોમાં તલ્લીન થાઉં છું.

રૂપ નાવ (આગબોટ) સંસારસાગરનો પાર પામવાને માટે મળી છે તેનો ઉપયોગ કરી લે. સંસારસાગર તરવા માટે પ્રભુભક્તિરૂપ નાવમાં કેમ બેસતો નથી. નવધાભક્તિનું સ્વરૂપ જાણવું. અરે ભોળા! હવે કેમ વિલંબ કરે છે? પ્રભુની ભક્તિરૂપ નાવથી સંસારસમુદ્રનો પાર પામ. સંસારસાગર તરવાની સામગ્રી પામીને હવે કેમ પ્રમાદ કરે છે. આનન્દનો ઘન જેમાં છે એવી શુદ્ધ નિરંજન ચૈતન્યમય મૂર્તિનું ધ્યાન ધરી લે. હે ચેતન! તારા શુદ્ધસ્વરૂપને ઓળખી તેનું ધ્યાન ધર, અર્થાત્ તું પોતાની જ્ઞાનાદિ શક્તિયોનું ધ્યાન ધર. એમ શ્રીઆનંદઘનજી પોતાના આત્માને કહે છે.

## પદ ૨.

( राग वेलावल एकताली. )

**रे घरियारी बाउ रे, मत घरिय वजावे ॥**
**नरसिर बांधत पाघरी, तुं क्या घरिय वजावे, रे. ॥ १ ॥**

**ભાવાર્થ.**—હે ભોળા ઘડીયાલી! તું ઘડીને વગાડીશ નહીં. કારણ કે પુરૂષો તો ઘડીના ચોથા ભાગનું સૂચન થાય અને વૈરાગ્યની અસર રહે તે માટે મસ્તકપર પા ઘડી બાંધે છે, અને તેથી તે એમ સૂચવે છે કે, જગત્માં પા ઘડીના જીવનનો પણ વિશ્વાસ નથી, કોઈ પોતાને અમર માની લેશો નહીં. મનુષ્યોના માથે કાળ ભમે છે, તે કાળ, મનુષ્યોના પ્રાણનું અપહરણ કરતાં પા ઘડીનો પણ વિલંબ લગાડનાર નથી, માટે ચેતવું હોય તો ચેતી લો. પા ઘડીનો પણ ભરૂસો નથી એમ પુરૂષો માથે પાઘડી ઘાલીને હરતાંફરતાં, ખાતાંપીતાં, ચૌટામાં, સભામાં, અને ઘરમાં વગેરે સર્વત્ર મનુષ્યોને ચેતાવ્યા કરે છે માટે હે ઘડીયાલી! તારે ઘડીયાલ વગાડવાનું હવે કંઈ પણ પ્રયોજન નથી. શ્રીમદ્ આનન્દઘનજી આ પ્રમાણે ગાઇને એમ હાર્દ પ્રકાશે છે કે આ જગત્માં પા ઘડી જીવવાનો પણ ભરૂસો નથી. ઘડી ઘડી કરતાં આયુષ્ય ચાલ્યું જાય છે. કોણ જાણે કઈ વખતે, કયાં, કેવી સ્થિતિમાં, પ્રાણ નીકળી જશે તે મનુષ્યો જાણી શકતા નથી. માટે મૃત્યુપૂર્વે ધર્મસાધન કરી લેવું જોઇએ. હે આત્મન્! તું ચેતી લે. હું ઘડીયાલીના દૃષ્ટાંતવડે તને કાળની યાદી દેવરાવું છું. માટે હવે ક્ષણમાત્ર પણ પ્રમાદમાં ગાળ નહીં. શ્રીમહાવીરસ્વામીએ ગૌતમને કહ્યું હતું કે, હે ગૌતમ! તું ક્ષણમાત્ર પણ પ્રમાદ કર નહીં. શ્રીમાન્ આનન્દઘનજી પણ વીરપ્રભુના ઉપદેશને હૃદયમાં તાજો રાખવાને આ પ્રમાણે ગાઇને પોતાના આત્માને ચેતાવે છે.

केवल काल कलाकले, वै तुं अकल न पावे ॥
अकल कला घटमें घरी, मुज सो घरी भावे, रे. ॥ २ ॥
आतम अनुभव रसभरी, यामे और न मावे ॥
आनन्दघन अविचल कला, विरला कोई पावे, रे. ॥ ३ ॥

ભાવાર્થ.—શ્રીમદ્ આનંદઘનજી ઘડીયાલીને કહે છે કે, હે ઘડીયાલી! તું જલનો વાટકો ભરીને ઘડીનું માન કરે છે તે ફક્ત બાહ્યકાલને જાણવાની કલાને તું કળી શકે છે. મુહૂર્તાદિ કાળ માપવાની અનેક પ્રકારની કળાઓને અનેક પુરૂષો જાણે છે પણ અન્તરમાં જે કાળ માપવાની અકલકળા છે તેને તું પામી શકતો નથી. આત્મામાં અનંતગુણનો ઉત્પાદ, અને વ્યય થાય છે. સમયે સમયે અનંતગુણ હાનિ વૃદ્ધિ થયા કરે છે. અગુરૂ લઘુગુણથી ષડ્ગુણ હાનિ વૃદ્ધિ આત્મામાં પરિણમે છે, તેવી અકળકળાને હે ઘડીયાલી! તું પામી શકતો નથી. મને તો આત્માના જ્ઞાનાદિ ગુણોનું ઘડીયાલ રૂચે છે. શરીરમાં રહેલા આત્મામાં એવી અકળકળા છે એવા પ્રકારની ઘડીયાલને હું ઇચ્છું છું. અન્તરની ઘડીયાલ ન્યારી છે, આત્માનો અનુભવરસ તેવડે તે ભરી છે, આત્માના અનુભવરસ વિના તેમાં અન્ય માઈ શકતું નથી તેની કળા અવિચલ છે, અર્થાત્ ચૈતન્યગુણ ઘડીયાલની કળા કદી બાહ્યઘડીયાલની પેઠે ચલાયમાન થતી નથી, માટે અન્તરની ઘડીયાલ શ્રેષ્ઠ છે. તેમાં આનંદનો ઘન ( સમૂહ ) વ્યાપી રહ્યો છે. બાહ્યઘડીયાલમાં આનંદ જણાતો નથી માટે હે ઘડીયાલી! તું બાહ્યની ઘડીયાલ છોડીને અન્તરની જ્ઞાનાદિગુણવિશિષ્ટ ઘડીયાલમાં પ્રેમ ધારણ કર. અનુભવ રસવડે તે

---

૧. म અને प પ્રતોમાં पाठान्तर—

में मेरे पियासे रंग रमुं मत रयन घटावे, रे.
जे ते घाउ तें दिये घरीयारे पापी,
सो तनु लागे मेरडे दुःखरीरे संतापी. रे.

ચેતના કથે છે કે હે ઘડીયાલી! હું મારા ચેતનસ્વામિની સાથે રંગે રમું છું માટે તું રાત્રી ઘટાડીશ નહિ. રે બાહ્ય ઘડીયાલી પાપી! તેં જેટલા ઘડીયાલપર ઘાવ દીધા તેટલા મારા શરીરમાં લાગ્યા છે. દુઃખીયારીને તેં સંતાપી છે. હે ઘડીયાલી! તારી બાહ્ય ઘડીયાલના વાગવાથી મારા ચેતનસ્વામી બાહ્ય દષ્ટિથી જાગ્રત્ થાય છે અને તેથી મારો સંગ છોડી દે છે તેથી મને અત્યંત દુઃખ થાય છે. માટે કૃપા કરીને બાહ્ય ઘડીયાલ વગાડીશ નહિ. કારણ કે અમારા અન્તરમાં ગુણપર્યાયની વર્તનારૂપ ઘડીયાલ વાગ્યા કરે છે.

ભરેલી છે અને અનંત આનંદથી ભરેલી છે, તેની અકળકળા છે. હે આત્મરૂપ ઘડીયાલી ! તું હારી સહજમૂળ આનંદરૂપ ઘડીયાલને વગાડ, તેમાં તને સુખ છે એમ શ્રીઆનંદઘનજી મહારાજ કહે છે. ૩

पद ३.

( राग वेलावल. )

जीय जाने मेरी सफल घरीरी.
सुत वनिता धन यौवनमातो, गर्भतणी वेदन विसरीरी. जीय० ॥१॥
सुंपनको राज साच करी माचत, राचत छांह गगन बदरीरी ॥
आइ अचानक काल तोपची, ग्रहेगो ज्युं नाहर बकरीरी. जी० २

ભાવાર્થ.—મોહદૃષ્ટિથી દેખનાર જીવ એમ જાણે છે કે આજની ઘડી મારી સફળ છે. પુત્ર, સ્ત્રી, ધન અને યૌવનમાં મદોન્મત્ત થએલ જીવ બાહ્ય પુત્રાદિ વસ્તુઓમાં અહંતા અને સુખબુદ્ધિ ધારણ કરીને મનમાં ખુશ થાય છે. મનમાં જાણે છે કે અહો ! મારો અવતાર સફળ છે, મને સંસારમાં કેટલું બધું સુખ છે? પણ મૂર્ખ જીવ, પોતાને ગર્ભમાં થએલી વેદનાને ભૂલી જાય છે. માતાના ઉદરમાં નવ માસ પર્યંત અત્યંત સહન કરેલું દુઃખ તેમજ બાહિર્ નીકળતાં થએલું અત્યંત દુઃખ ભૂલી ગયો. અહો ! જીવની કેવી અજ્ઞાનદશા ? અહો કેવી ભ્રાંતદશા થઈ? ગર્ભની વેદના ભૂલી ગયો એટલાથીજ માત્ર બસ થતું નથી પણ તે સ્વપ્નના રાજ્યસમાન બાહ્યવસ્તુઓની ઋદ્ધિને પણ સત્ય માને છે. અહો કેવી ભ્રાન્તદશા ? તેમજ તે ગગનમાં થએલી વાદળીયોની છાયામાં ઉભો રહી ખુશી થાય છે. ગગનની વાદળીયોની છાયા સમાન શાતા વેદનીય છે અને તાપ સમાન અશાતા વેદનીય છે. શાતાયોગે મળેલો પુત્ર ધનાદિ સંબંધ તે ગગનની વાદળીની છાયા સમાન છે. શાતારૂપ વાદળીને વિખરતાં વાર લાગવાની નથી, ઘડીમાં જતી રહે છે છતાં મૂઢ જીવ, શાતાવાદળીની ક્ષણિક છાયામાં આનંદ માને છે એ કેવી ભ્રાંતદશા ? પોતાને મળેલા વૈભવમાં તન્મય બની રહે છે પણ જો કાળ તોપચી એવામાં આવી પહોંચ્યો તો બકરીને નાહર ( નાર ) જેમ પકડી લે છે તેમ તને પકડી લેશે. જો કાળ આવી પહોંચ્યો તો પછી તારૂં બકરી નાહરના દૃષ્ટાંત પ્રમાણે કંઈ

---

૧. सुपनको राज साचकरी माचत, राचत छांह गगन बदरीरी આ પાઠને ઠેકાણે अतिहि अचेत कछु चेतत नाहि. पकरी टेक हारिल लकरीरी. એવો પાઠ ચાર પ્રતિયોમાં છે તેથી તે સ્થાનમાં તેવો અર્થ અવબોધવો.

પણ ચાલવાનું નથી. દુનિયામાં ભેગી કરેલી સર્વ વસ્તુઓ પડી રહેશે અને તારે એકલું જવું પડશે માટે હે જીવ ! તું દુનિયામાં પોતાની સફળ ઘડી માને છે એ ત્હારી ભૂલ છે એમ સમજ.

**अंतिहि अचेत कछु चेतत नाहि, पकरी टेक हारिल लकरीरी ॥**
**आनन्दघन हीरो जन छांडी, नर मोह्यो माया कक्करीरी, जीय० ॥३॥**

**ભાવાર્થ.**—તું અત્યંત જડ જેવો ચેતના છતાં ભ્રાંત દશાથી થઈ ગયો છે અને જરા માત્ર ચેતી શકતો નથી. ગદ્ધા પુચ્છ પકડનારની પેઠે તું પરવસ્તુઓની મમતાને મૂકતો નથી. હારિલ નામનું પંખી પોતાની પાંખવડે નાનું લાકડું પકડી લેછે તો જીવતાં સુધી તે મૂકતું નથી તેમ તું પણ હારિલપંખીની પેઠે ધનાદિક પરવસ્તુને અજ્ઞાનથી પોતાની માની લેછે અને જીવતાં સુધી ધનાદિક ઉપરથી મમત્વનો ત્યાગ કરી તેનાથી દૂર થતો નથી. અહો ! તારી આ કેવી અજ્ઞાન ભ્રાંતદશા ? અહો ! દુનિયા હારિલપંખીની પેઠે પરવસ્તુને મમતાયોગે ગ્રહણ કરે છે અને તેમાં રાચીમાચી રહે છે. આનંદઘનજી મહારાજ કહે છે કે આનંદનો ઘન જેમાં છે એવો આત્મારૂપ હીરો છોડીને મનુષ્ય, માયારૂપ કાંકરીમાં મોહ પામ્યો છે. આત્મારૂપ હીરામાં અનંતજ્ઞાન અને અનંતસુખ રહ્યું છે; પણ તેને અજ્ઞાની જીવો ગ્રહણ કરી શકતા નથી, અને સંસારના પુત્રો વગેરે પરિવાર તથા ધનાદિક પદાર્થોને રૂદ્ધિરૂપે માની તેમાં મોહ પામે છે. મનુષ્યભવના અમૂલ્ય એવા શ્વાસોચ્છ્વાસને માયારૂપ કાંકરીની પ્રાપ્તિ માટે મનુષ્યો ગુમાવે છે અને પોતાના અમૂલ્ય આત્મારૂપ હીરાને પ્રાપ્ત કરી શકતા નથી. માયારૂપ કાંકરાથી દેવેન્દ્રો, અને ચક્રવર્તિયો વગેરેને કદાપિ સુખ મળ્યું નથી અને કદી મળનાર નથી. માયારૂપ કાંકરાને મૂર્ખ જીવો ભલે રત્ન તરીકે સ્વીકારો પણ માયારૂપ કાંકરો તે કાંકરોજ છે. અહો ! અધ્યાત્મદૃષ્ટિના વિરહે મનુષ્યો માયારૂપ કાંકરીમાં મોહ પામી વ્યર્થ જન્મ ગમાવે છે એમ શ્રીમાન્ આનંદઘનજી જણાવે છે.

---

१. सुपनको राज साच करी माचत, राचत छांह गगन बदरीरी, आनंदघन हीरो जन छारी, नर मोह्यो माया ककरीरी. जीय० ॥ ३ ॥

આવો પાઠ म. प. क. અને ख: નંબરવાળી પ્રતિઓમાં છે. અર્થ તેનો તેપ્રમાણે કરી લેવો.

## पद ४.

( राग वेलावल. )

सुहागण जागी अनुभव प्रीत. सुहा० ॥
निन्द अज्ञान अनादिकी, मिटगई निज रीत. सुहा० १
घट मंदिर दीपक कियो, सहज सुज्योति सरूप ॥
आप पराइ आपही, ठानत वस्तु अनुप. सुहा० २

**ભાવાર્થ.**—આત્મા, શુદ્ધ ચેતનાને કહે છે કે, હે સૌભાગ્યવતી ! મને તારાપર અનુભવજ્ઞાનપ્રીતિ જાગ્રત્ થઈ છે. શાથી અનુભવપ્રીતિ જાગ્રત્ થઈ છે? તેના ઉત્તરમાં કહેવાનું કે, અનાદિકાળથી લાગેલી અજ્ઞાનનિદ્રા હવે ટળી ગઈ છે અને પૂર્વની મારી પ્રવૃત્તિ અજ્ઞાનમય હતી તે હવે ટળી ગઈ છે હવે હું જાગ્રત્ થયો છું તેથી હે શુદ્ધચેતને! તારા ઉપર ખરેખરા અનુભવથી પ્રીતિ લાગી છે. તુંજ મારૂં સત્ય હિત કરનાર છે એમ જાગ્રત્ થતાં અનુભવ આવ્યો છે, માટે તારા ઉપર મને સ્વાભાવિકરીત્યા પ્રીતિ થાય છે. હવે મેં શુદ્ધ ધર્મની રીતિ ગ્રહણ કરી છે. હવે મારી શુદ્ધધર્મ રીતિપ્રમાણે ચાલીશ.

ચેતન પોતાના અનુભવ મિત્રને કહે છે કે, હે મિત્ર ! પશ્ચાત્ મેં હૃદયમંદિરમાં વિવેકજ્ઞાનરૂપ સ્વાભાવિક જ્યોતિવાળો દીપક કર્યો. આત્મા કહે છે કે, હે અનુભવ! જ્ઞાનરૂપ દીપકવડે મેં પોતાનો અને પર જડ વસ્તુઓનો ભેદ પરખી લીધો. મેં જેને કોઈની ઉપમા ન અપાય એવી પોતાની સુખાદિ વસ્તુઓને પોતાની જાણી અને તેની વ્યવસ્થા કરી. મારી વસ્તુઓને મેં મારી જાણી અને પરવસ્તુઓને પરતરીકે જ્ઞાનદીપથી જાણી, તેથી હવે હું ઠેકાણે આવ્યો.

कहा दिखावुं औरकुं, कहा समजाउं भोरा।
तीर अचूक हे प्रेमका, लागे सो रहे ठोर. सुहा० ३
नादविलुद्धो प्राणकूं, गिने न तृण मृगलोय ॥
आनन्दघनप्रभु प्रेमकी, अकथ कहानी कोय. सुहा० ४

**ભાવાર્થ.**—આત્મા કહે છે કે, હે શુદ્ધચેતને ! તારી સાથે મારો પ્રેમ બંધાયો. તે પ્રેમનો અનુભવ જે જાણે છે તેજ જાણે છે. અનુભ-

---

૧. मेटी गईनिज रीत એવો પાઠ છે તત્ર અનાદિકાલની અજ્ઞાનરૂપ નિદ્રા મટી ગઈ અને પોતાના શુદ્ધ ધર્મની રીતિ ગ્રહણ કરી. એવો અર્થ લેવો.

વજ્ઞાનપ્રીતિ ત્હારી સાથે જે થઈ છે તે કોને દેખાડી શકું. અને તેનો ખ્યાલ મૂર્ખને શી રીતે જણાવી શકું? અનુભવજ્ઞાનપ્રીતિ કંઈ ચક્ષુથી દેખાતી નથી, વાણીથી પણ અનુભવપ્રેમનું સ્વરૂપ કથી શકાતું નથી. અનુભવપ્રેમનું ચૂકે નહીં એવું તીર છે તે જેને લાગે તે સ્થિર થઈ જાય છે. મ્હને તારા અનુભવપ્રેમનું તીર લાગ્યું છે તેથી હું સ્થિર થઈ ગયો છું. અન્યોને પણ અનુભવજ્ઞાનપ્રેમનું તીર લાગશે ત્યારે તેઓ જાણશે. એ વાત દેખાડી શકાય નહીં તેમ મૂર્ખને સમજાવી પણ શકાય નહીં. આત્મા કહે છે કે, હે શુદ્ધચેતના સ્ત્રી! ત્હારા અનુભવપ્રેમના બાણથી જેનાં હૃદય ઘાયલ થયાં છે તે સ્થિર થઈ જાય છે. તે વાત અનુભવપ્રેમીજ જાણી શકે અનુભવજ્ઞાનપ્રેમ જેને લાગ્યો છે તેની દશા તેજ જાણે છે. તેમ છતાં એક વ્યાવહારિક વિષય પ્રેમનું દૃષ્ટાંત આપીને ચેતનજ જણાવે છે કે નાદ (સ્વર)માં આસક્ત થએલો મૃગ પોતાના પ્રાણને એક તૃણખલા સમાન પણ ગણતો નથી. ગાયન સાંભળવામાં એકતાન બનેલું હરણ પોતાના પ્રાણનો પણ કોઈ નાશ કરે તેની પરવા રાખતું નથી. તેમજ જેને અનુભવજ્ઞાન પ્રીતિ હે ચેતના! ત્હારી સાથે લાગી છે તે દુનિયામાં કોની દરકાર કરે? અર્થાત્ દુનિયાને હિસાબમાં ગણે નહિ. ચેતન કહે છે કે હે ચેતને! મ્હને તારી આગળ તન, ધન, મન, અને પ્રાણ, આદિ સર્વ વસ્તુઓ ધૂળ જેવી લાગે છે માટે હવે હું તારા પ્રેમમાંજ લયલીન થઈ જાઉં છું. આનંદનો ઘન એવો આત્મારૂપ સ્વામી કહે છે કે, હે ચેતને! ત્હારી સાથે થએલા અનુભવપ્રેમની કોઈ અકથ કથા છે કે જેની વાત અન્ય આગળ થઈ શકતી નથી, એમ આનંદઘનજી શુદ્ધચેતનાની સાથે લાગેલા પ્રેમના ઉદ્ગાર કાઢે છે.

### पद ५.

(राग आशावरी.)

अवधू नटनागरकी बाजी, जाणे न बामण काजी. अवधू० ॥
थिरता एक समयमें ठाने, उपजे विणसे तबही ॥
उलट पलट ध्रुवसत्ता राखे, या हम सुनी न कबही. अवधू०॥१॥
एक अनेक अनेक एक फुनी, कुंडल कनक सुभावे[1] ॥
जलतरङ्ग घटमाटी रविकर, अगनित ताहि समावे. अवधू० ॥२॥

ભાવાર્થ.—શરીરરૂપ નગરમાં રહેલા આત્મારૂપ નાગરિક નટની બાજી આશ્ચર્યકારી છે. અવધૂત આત્માની બાજીને વેદના પારંગામી

૧ સમાવે એવો પણ પાઠ કેટલીક પ્રતોમાં છે.

બ્રાહ્મણ અથવા કુરાનનો પૂર્ણ અભ્યાસી એવો કાજી પણ સમ્યગ્ જાણી શકતો નથી. આત્માની બાજીનું સ્વરૂપ વર્ણવે છે, આત્મામાં જે સમયમાં ધ્રુવતા છે તેજ સમયમાં જ્ઞાનાદિ પર્યાયોનો ઉત્પાદવ્યય થાય છે, આત્માના જ્ઞાનાદિ પર્યાયોનો સમયે સમયે ઉત્પાદવ્યય થાય છે પણ આત્મા પોતાની દ્રવ્યરૂપ સત્તાને તો ધ્રુવ (સ્થિર) રાખે છે. ઉત્પાદ, વ્યય અને ધ્રુવમય આત્માની વાત શ્રીઆનંદઘનજી કહે છે કે, કોઇ વખત સાંભળી નહોતી. દ્રવ્યત્વની અપેક્ષાએ આત્મામાં એકપણું રહ્યું છે અને પર્યાયોની અપેક્ષાએ આત્મામાં અનેકપણું રહ્યું છે. આત્માઓ વ્યક્તિની અપેક્ષાએ અનન્ત છે, માટે તે વ્યવહારની અપેક્ષાએ આત્માઓ અનેક કહેવાય છે. તે આત્માઓની જો સંગ્રહનયની અપેક્ષાએ વિવક્ષા કરીએ તો અનેક આત્માઓ પણ આત્મત્વજાતિની અપેક્ષાએ એક કહેવાય છે અને જાતિની અપેક્ષાએ એક આત્મા પણ વ્યવહારની અપેક્ષાએ ભિન્ન ભિન્ન વ્યક્તિરૂપ આત્માઓ હોવાથી અનેક કહેવાય છે. દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ જે સમયમાં આત્મામાં એકપણું રહ્યું છે તેમાંજ પર્યાયની અપેક્ષાએ તેજ સમયમાં અનેકપણું રહ્યું છે. આત્મદ્રવ્યમાં અનેક જ્ઞાનાદિ ગુણો રહ્યા છે તેથી એક એવો આત્મા, પર્યાયોવડે અનેકરૂપે કહેવાય છે અને અનેક પર્યાયો પણ એક આત્મામાંજ રહે છે માટે તે આત્મારૂપ હોવાથી એક છે. આત્મામાં એક, અનેક, ભિન્ન, અભિન્ન, નિત્ય, અને અનિત્ય, આદિ અનેક ધર્મો રહ્યા છે. આત્મામાં દ્રવ્ય, ગુણ અને પર્યાયની અપેક્ષાએ ધ્રૌવ્ય, ઉત્પાદ, અને વ્યય કહેવાય છે, આત્મામાં જે સમયમાં અન્ય પર્યાયનો ઉત્પાદ છે તેજ સમયમાં પૂર્વપર્યાયનો વ્યય છે અને તેજ સમયમાં આત્મસત્તાનું ધ્રૌવ્ય છે. આ પ્રમાણે આત્મામાં સમયે સમયે અનંતધર્મોનો ઉત્પાદવ્યય થાય છે અને સમયે સમયે સત્તારૂપ ધ્રૌવ્ય હોય છે. જે સમયમાં નિત્ય છે તેજ સમયમાં અનિત્ય છે, ઇત્યાદિ આત્માનું સ્યાદ્વાદપ્રમાણે આશ્ચર્યકારી સ્વરૂપ છે તેવું અન્ય એકાંત દર્શનમાં આત્માનું સ્વરૂપ કથ્યું નથી. આત્મામાં ઉત્પાદવ્યય થાય છે તેને દૃષ્ટાંત દ્વારા જણાવે છે. કનક-(સુવર્ણ)ના અનેક આકારો બને છે. કુંડલ ભાંગીને કેયૂર બનાવવામાં આવે છે ત્યારે કુંડલ આકારનો વ્યય અને કેયુરઆકારનો ઉત્પાદ થાય છે અને સુવર્ણપણું તો બેમાં હોય છે; તે માટે સુવર્ણત્વની અપેક્ષાએ ધ્રૌવ્ય એમ ત્રણ અનુભવવામાં આવે છે. જલતરંગોમાં પણ પૂર્વતરંગાકારનો વ્યય અને અન્ય તરંગાકારની ઉત્પત્તિ અને જલત્વ તો બેમાં ધ્રુવપણે રહેલું દેખવામાં આવે છે. મૃત્તિકાનો ઘટ આકારરૂપે ઉત્પાદ અને તેને ભાંગી નાખીએ તો શકલ (ઠીકરાં)રૂપે ઉત્પાદ અને

ઘટપર્યાયનો વ્યય અને મૃત્તિકાના પરમાણુઓનું દ્રવ્યત્વની અપેક્ષાએ સ્થિરપણુ (ધ્રૌવ્ય) એમ મૃત્તિકામાં ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય છે. સૂર્યનાં કિરણોમાં પણ ઉત્પાદ વ્યય અને ધ્રુવતા આ પ્રમાણે અનુભવમાં આવે છે, આવાં અગણિત દૃષ્ટાંતો છે તેવડે આત્મામાં ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય સિદ્ધ ઠરે છે.

**है नांही है वचन अगोचर, नयप्रमाण सत्तभंगी ॥**
**निरपरक होय लखे कोइ विरला, क्या देखे मत जंगी. अ० ॥३॥**
**सर्वमयी सरवंगी माने, न्यारी सत्ता भावे ॥**
**आनन्दघनप्रभु वचन सुधारस, परमारथ सो पावे. अ० ॥ ४ ॥**

**ભાવાર્થ.**—આત્મામાં ઉત્પાદ, વ્યય, ધ્રુવતા, એક અને અનેક આદિનું સ્વરૂપ દર્શાવીને હવે આત્મામાં સપ્તભંગી, નય અને પ્રમાણ પણ ઘટાવે છે. स्यात् अस्ति, स्यात् नास्ति, स्यात् अवक्तव्यम्, स्यात् अस्ति नास्ति, स्यात् अस्ति अवक्तव्यम्, स्यान्नास्ति अवक्तव्यम्, स्यात् अस्तिनास्ति युगपत् अवक्तव्यम् એ સપ્તભંગીનું વિશેષ સ્વરૂપ अस्मदीयकृत आत्मप्रकाशग्रंथમાંથી જોઈ લેવું. નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ૠજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત આ સાત નયવડે આત્માનું અને આત્મામાં રહેલા ગુણોનું સ્વરૂપ અવબોધવું જોઇએ. આ સાત નયોનું વિશેષ સ્વરૂપ, सम्मतितर्क નયચક્ર, આગમસાર તથા अस्मदीयकृत આત્મપ્રકાશ ગ્રંથમાંથી જોઈ લેવું. આત્માના ધર્મોનું સપ્તભંગીથી, સાત નયથી અને પ્રત્યક્ષ તેમજ પરોક્ષપ્રમાણથી સ્વરૂપ સમજવામાં આવે છે ત્યારે આત્મારૂપ નાગરિક નટની કળાનો અદ્‌ભુત દેખાવ અનુભવવામાં આવે છે. આત્મામાં આત્માના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અપેક્ષાએ આત્મધર્મની अस्तिता છે. પણ પુદ્ગલદ્રવ્યના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અપેક્ષાએ આત્મામાં પુદ્‌ગલદ્રવ્યની नास्तिता છે. તે પણ અપેક્ષાએ વચન અગોચર એટલે અવક્તવ્ય છે. એક સમયમાં આત્મામાં સ્વકીય દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ જ્ઞાનાદિનું अस्तित्व છે અને તેજ સમયમાં પરદ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ नास्तिપણું છે. એક સમયમાં अस्तित्व અને नास्तित्व રહ્યું છે તેમાં પણ કથંચિત્ અપેક્ષાએ अस्तित्व અવક્તવ્ય છે અને તેમાં કથંચિત્ અપેક્ષાએ नास्तित्व અવક્તવ્ય છે. તેમાં કથંચિત્ અપેક્ષાએ अस्तित्व અને नास्तित्व યુગપત્ અવક્તવ્ય છે. આત્માના અનન્તધર્મોમાં સપ્તભંગી ઘટી શકે છે. સિદ્ધસ્વરૂપમાં નય ઘટતા નથી પણ સપ્તભંગી તો સિદ્ધપરમાત્માના ધર્મોમાં પણ ઘટે છે, કોઈ એકાંતવાદરૂપ પક્ષનો ત્યાગ કરીને અનેકા-

ન્તવાદરૂપ અપક્ષપાતવાદ સ્વીકારીને જો આત્માનું સ્વરૂપ દેખે છે તો તેને આત્મજ્ઞાન થાય છે. પણ કોઈ વિરલા મનુષ્યો આ પ્રમાણે સપ્તભંગી, સાત નય અને ચાર પ્રમાણથી આત્માનું સ્વરૂપ ઓળખી શકે છે, આત્મામાં એકાંતધર્મ સ્વીકારનાર મતનો કદાગ્રહી મનુષ્ય, ખરેખર આત્માનું આવું અનેકાંતનયકથિત સ્વરૂપ ક્યાંથી દેખી શકે? અલબત તે દેખી શકતો નથી. અનેકાંતવાદી આત્માને તે તે નયોની અપેક્ષાએ સર્વ જ્ઞાનાદિ ધર્મમય માને છે અને સાત નયોની અપેક્ષાએ ષડ્દર્શન કે જે એકેક નયથી આત્માનાં એકેક અંગ ગણાય છે તેનો પણ સ્યાદ્વાદદર્શનની અપેક્ષાએ આત્મામાં સમાવેશ થાય છે. "ષડ્દર્શન જિનઅંગ ભણીજે." ઇત્યાદિ નમિનાથના સ્તવનમાં કહેલી વ્યાખ્યા સમજીને આત્મામાં ઉતારવી. અનેકાંતવાદી આત્માને અપેક્ષાએ ભિન્ન ભિન્ન નયકથિત સર્વ ધર્મ અંગમય માને છે. પુદ્ગલદ્રવ્યથી પોતાના આત્માની સત્તા ન્યારી ( ભિન્ન ) ભાવે છે. જ્ઞાનદર્શન અને ચારિત્ર પર્યાયોની અપેક્ષાએ આત્મામાં સર્વ સમાય છે. આખી દુનિયાનો જ્ઞાન, દર્શન અને ચારિત્રના પર્યાયમાં સમાવેશ થાય છે વિશેષાવશ્યક ગ્રંથમાંથી આ વાત જોઈ લેવી. આત્મામાં સર્વ જગત્ સમાય છે એમ અનેકાંતવાદી અપેક્ષાએ જાણે છે તોપણ પોતાની આત્મસત્તા અન્યદ્રવ્યોથી ભિન્ન વિચારીને પોતાના શુદ્ધસ્વરૂપમાં રમણતા કરે છે. શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ કહે છે કે આનન્દનો સમૂહ એવા સર્વજ્ઞ વીતરાગ પ્રભુની વાણીરૂપ અમૃતરસ પરમાર્થને કોઈ વિરલા અનેકાંતનય જ્ઞાનિ મનુષ્યો પામે છે. શ્રીમાન્ આનન્દઘન, દ્રવ્યાનુયોગના મહાગીતાર્થ હતા, તેથી તેમણે આટલાજ પદમાં દ્રવ્યાનુયોગને અનુભવ ઉદ્ગારથી પ્રકાશ્યો છે.

पद ६.

( साखी. )

आतम अनुभव रसिकको, अजब सुन्यो विरतंत ॥
निर्वेदी वेदन करे, वेदन करे अनंत ॥ १ ॥

( राग सामग्री. )

महारो बालुडो संन्यासी, देहदेवळ मठवासी, म० ॥ १ ॥
इडा पिंगला मारग तज योगी, सुखमना घरवासी ।
ब्रह्मरंध्रमधि आसन पुरी बाबु, अनहदतान बजासी, म० ॥२॥
यम नियम आसन जयकारी, प्राणायाम अभ्यासी,
प्रत्याहार धारणाधारी, ध्यान समाधि समासी, म० ॥ ३ ॥

ભાવાર્થ.—આત્માનુભવ રસિકનું આશ્ચર્યકારક વૃત્તાંત છે. પુરૂષ વેદાદિના ઉદયથી રહિત એવો નિર્વેદી આત્માનો અનુભવ કરે છે ને તે આત્માના અનન્ત સુખનું વેદન કરે છે. वस्तुविचारतध्यावते, मन पामे विसराम, रसस्वादत सुख अनुभवे, अनुभव ताको नाम ॥ १ ॥ આત્માનુભવી નિર્વેદી છતાં (બાહ્ય પુરૂષાદિ વેદના ઉદયરહિત છતાં) અનંત સુખનો અનુભવ કરે છે ॥

શ્રીમાન્ આનન્દઘનજી કહે છે કે મારો બાલુડો આત્મારૂપ સંન્યાસી દેહરૂપ દેવળમાં વાસ કરનારો છે અથવા દેહ મઠમાં મારો આત્મારૂપ સંન્યાસી વસેછે. ઇડા (ડાબી નાસિકાનો સ્વર–ચંદ્રસ્વર) પિંગલા (જમણી નાસિકાનો સ્વર–સૂર્યસ્વર) એ બે નાડીઓના સ્વરનો ત્યાગ કરીને સુષુમ્ણા (બે નાસિકાસાથે વહે છે તેને સુષુમ્ણા કહે છે) ના ઘરમાં વાસ કરે છે. યોગિયો સુષુમ્ણા નાડી ચાલતાં પ્રભુનું ધ્યાન ધરે છે, શ્રી આનંદઘનજી સુષુમ્ણા નાડી ચાલતાં ધ્યાનમાં પ્રવેશ કરીને તેનો અનુભવ જણાવે છે. સુષુમ્ણામાં ધ્યાન ધરીને બ્રહ્મરન્ધ્રમાં આસન જમાવ્યું. અર્થાત્ આનંદઘનજીના આત્મારૂપ યોગીએ બ્રહ્મરન્ધ્રમાં જઈ સ્થિરતા કરી તે બ્રહ્મરન્ધ્રમાં સ્થિરતા થવાનેમાટે યોગનાં અષ્ટ અંગોની જરૂર છે તે પણ જણાવે છે, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા ધ્યાન અને સમાધિ. આ પ્રમાણે યોગનો અનુક્રમ અંગપૂર્વક અભ્યાસ કરનાર બ્રહ્મરન્ધ્રમાં અનહદ તાન અનુભવે છે અને સમાધિની પ્રાપ્તિ કરીને આત્મિક સુખ ભોગવે છે, યોગનાં અષ્ટ અંગોનું વિશેષ સ્વરૂપ अस्मदीयकृत योगदीपक નામના ગ્રન્થથી જોવાની ભલામણ કરીએ છીએ, અત્ર તો સંક્ષેપમાં સ્વરૂપ લખ્યું છે. આનંદઘનજીએ યોગમાર્ગદ્વારા બ્રહ્મરન્ધ્રમાં સ્થિરતારૂપ સમાધિ અનુભવીને આ ઉદ્ગાર કાઢયા છે.

मूल उत्तर गुण मुद्राधारी, पर्यंकासनवासी ॥
रेचक पूरक कुंभक सारी, मन इंद्रिय जयकासी ॥ म० ॥४॥
थिरता जोग युगति अनुकारी, आपोआप विमासी ॥
आतम परमातम अनुसारी, सीजे काज समासी ॥ म० ॥५॥

ભાવાર્થ.—રાગને ઇડા અને દ્વેષને પિંગલા. અધ્યાત્મમાર્ગની અપેક્ષાએ કહેવામાં આવે છે. રાગ અને દ્વેષના માર્ગ તજીને સમતારૂપ સુષુમ્ણાના માર્ગમાં જ્યારે આત્મા આવે છે ત્યારે બ્રહ્મરન્ધ્રમાં (અનુભવ જ્ઞાનદશામાં) આત્માની સમાધિનો અનુભવ થાય છે. અને તેથી આત્મસ્વરૂપમાં અનહદ તાન અર્થાત્ અત્યંત હદ વિનાનો આનન્દરસ ઉત્પન્ન થાય છે, આમ પણ અધ્યાત્મમાર્ગની અપેક્ષાએ અર્થ કરી શકાય છે.

શ્રીમાન્ આનંદઘનજી યોગસમાધિ પામવાને માટે આત્મરૂપ બાલુડાને કહે છે. મૂલગુણ, જ્ઞાનાદિ. અને ઉત્તર ગુણ, વિનય. ભક્તિ વગેરેને ધારણ કરવા, તથા મુદ્રાઓને ધારવી. યોગમાર્ગમાં મુદ્રાઓનું સારી રીતે વર્ણન કર્યું છે. મૂલગુણ (પંચમહાવ્રત.) ઉત્તરગુણ (ચરણકરણસિત્તરી) મુદ્રા, પર્યંકાસન, અને સિદ્ધાસન વગેરેની જરૂર પડે છે. આનંદઘનજી પર્યંકાસને બેસી સમાધિ કરતા હતા એમ આ લેખથી સ્પષ્ટ સમજાય છે. રેચક, પૂરક અને કુંભક એ ત્રણ પ્રકારના પ્રાણાયામ કરવા. મનને જીતીને પ્રત્યાહાર કરવો. સ્થિરતારૂપ સમાધિયોગની યુક્તિઓને આદરવી અને પોતાના શુદ્ધ સ્વરૂપનો વિચાર કરવામાં આવે તો આત્મા તે પરમાત્મપદને અનુસરે છે અને શુદ્ધસ્વરૂપ સિદ્ધકાર્યની સિદ્ધિ થાય છે એમ આનંદઘનજી યોગસમાધિનો અનુભવ કરીને ઉદ્ગાર કાઢે છે. યોગસમાધિ પામવાના જે જે ઉપાયો છે તેનો અત્ર અનુભવ ઉદ્ગારથી સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. अस्सदीयकृत योगदीपक ગ્રન્થ વાંચતાં આ પદનો સારી રીતે અનુભવ થશે એમ જાણી અત્ર સંક્ષેપથી અર્થની દિશા જણાવી છે.

पद ७.

( साखी. )

**जग आशा जंजीरकी, गति उलटी कुल मोर ॥**
**जकर्यो धावत जगतमें, रहे छूटो इक ठोर ॥ १ ॥**

**ભાવાર્થ.**—જગત્માં અનેક પ્રકારના ઇષ્ટ મનાયલા પદાર્થોની આશારૂપ બેડીની જગત્ મર્યાદા વિરૂદ્ધ ઉલટી ગતિ છે. કારણ કે આશારૂપ બેડીથી બંધાયલો પ્રાણી ચઉદ રાજલોકરૂપ જગત્માં પરિભ્રમણ કરે છે. અર્થાત્ આશારૂપ બેડીથી બંધાયલો જીવ, ચાર ગતિમાં દોડે છે અને જો આશારૂપ બેડીથી છૂટે છે તો એક મુક્તિરૂપ સ્થાનમાં સ્થિર થાય છે. જગત્માં લોઢાની બેડીથી જકડાયલો પ્રાણી જ્યાં ત્યાં દોડી શકતો નથી અને એક ઠેકાણે રહે છે. જ્યારે લોઢાની બેડીથી છૂટો થાય છે ત્યારે જગત્માં મનુષ્ય દોડી શકે છે. આશારૂપ બેડી ખરેખર લોઢાની બેડીથી જુદાજ પ્રકારની છે.—તે ઉપર જણાવી દીધું છે. શ્રીમદ્ આનંદઘનજી કહે છે કે આશારૂપ બેડીથી ચોરાશી લાખ જીવયોનિના જીવો જગત્માં દોડ્યા કરે છે, જગત્માં આશા સમાન અન્ય કોઈ બંધન નથી. મનુષ્યો અનેક પ્રકારની આશાથી સંસારમાં જ્યાં ત્યાં દોડ્યા કરે છે, આશાથી પ્રવૃત્તિમાર્ગનું ચક્ર રાત્રી દીવસ મનુષ્યો ચલાવ્યા કરે છે. મધુબિંદુની આશાએ સંસારી જીવો ગુરૂમ-

હારાજના ઉપદેશને પણ હૃદયમાં ધારણ કરી શકતા નથી. મનુષ્યો આશાના ઉપાસક બની સન્તોષદેવની ઉપાસનાને ભૂલી જાય છે. જ્યાં-સુધી આશારૂપ દાવાનલ અગ્નિ, મનમાં સળગ્યા કરે છે ત્યાંસુધી આ-ત્માને ખરેખરી શાંતિ મળતી નથી. જે જે પદાર્થોની આશા ધર-વામાં આવે છે તે તે પદાર્થો ક્ષણિક હોવાથી આશા કરવી વ્યર્થ છે. આશાથીજ સર્વ પ્રકારનાં દુઃખો ઉદ્‌ભવે છે માટે આશાનો ત્યાગ કરીને સંતોષગુણને ધારણ કરવો કે જેથી આત્માનું ખરૂં સુખ પ્રાપ્ત થાય.

( राग आशावरी. )

**अवधू क्या सोवे तन मठमें, जाग विलोकन घटमें ॥ अ० ॥**
**तन मठकी परतीत न कीजें, ढहि परे एक पलमें ॥**
**हलचल मेट खबर ले घटकी, चिन्हे रमता जलमें ॥ अ० ॥ १ ॥**
**मठमें पंचभूतका वासा, सासाधूत खवीसा ॥**
**छिन छिन तोही छलनकूं चाहे, समजे न बौरा सीसा ॥ अ० ॥ २ ॥**

ભાવાર્થ.—હે અવધૂત આત્મન્! તું તનુમઠમાં કેમ હજી સુધી મમત્વનિદ્રાથી સુઈ રહ્યો છે. આત્માના ઉપયોગે જાગીને હૃદયમાં જો, આત્માના શુદ્ધોપયોગે જાગીને પોતાના સ્વરૂપને દેખ. શરીરરૂપ મઠ ક્ષણિક છે, વિનાશી છે માટે તેની પ્રતીત ( વિશ્વાસ ) કરવો નહીં જોઇએ. કારણ કે એક પલમાં આયુષ્ય ખૂટતાં શરીર નષ્ટ થઈ જાય છે. માટે મનમાં ઉઠતી રાગદ્વેષની ચંચળતા( હલચલ )ને મટાડીને તું પોતાના શુદ્ધસ્વરૂપની ખબર લે. અર્થાત્ તું પોતાનું શુદ્ધસ્વરૂપ વિચાર. આત્મારૂપ ઘટમાં સમતારૂપ જલ ભર્યું છે તેથી સમતાજલમાં આત્મા રમે છે, એવા લક્ષણથી આત્માને જાણવો. તનુરૂપ ( શરીરરૂપ ) મઠમાં પૃથ્વી, અપ્, તેજસ્, વાયુ અને આકાશ એ પંચભૂતનો વાસ છે, અને શ્વાસો-ચ્છ્વાસરૂપ ધૂર્ત ખવીસ તનમઠમાં છે, તે ક્ષણે ક્ષણે આત્માને છળવાનો પ્રયાસ કરે છે. પંચભૂત અને ખવીસ શરીરરૂપ મઠમાં રહે છે અને ક્ષણે ક્ષણે આત્માનો છળ કરે છે ત્યારે તેમાં કેમ ઉંઘવું જોઇએ? અલબત ન ઉંઘવું જોઇએ. આ પ્રમાણે તનુમઠની દશા છે છતાં મૂર્ખ શિષ્ય સમજી શકતો નથી અને તનુમઠની મમતા રાખીને પોતાના આત્માના શુદ્ધસ્વભાવે જાગ્રત થતો નથી. હે આત્મન્! તું જાગ્રત થા! અને પંચભૂતોથી ચેતતો રહે. અધ્યાત્મની અપેક્ષાએ પાંચ ઇન્દ્રિ-યરૂપ ભૂતો અને મોહરૂપ માથાવિનાનો ખવીસ તનુમઠમાં છે માટે હે આત્મન્! તું આ પ્રમાણે જાણીને હવે કેમ ઉંઘે છે? હવે તો ચેત.

આવા પ્રસંગે તને ઉંઘવું ઘટતું નથી, ત્હારા શિરપર પંચપરમેશ્વર પંચપરમેષ્ઠિ છે તેનું સ્મરણ કર કે જેથી ભૂત અને ખવીશનું કંઈ પણ ચાલે નહીં, તે બતાવે છે.

शिरपर पंच वसे परमेश्वर, घटमें सूछम बारी ॥
आप अभ्यास लखे कोइ विरला, निरखे धूकी तारी ॥ अ० ॥३॥
आशा मारी आसन घर घटमें, अजपाजाप जपावे ॥
आनन्दघन चेतनमय सूरति, नाथ निरञ्जन पावे ॥ अ० ॥४॥

ભાવાર્થ.—તારા મસ્તકપર પંચપરમેશ્વર વસે છે, મસ્તકના મધ્યભાગમાં બ્રહ્મરંધ્ર છે. ત્યાં ધ્યાનવડે આત્માની સ્થિરતા થાય છે. શ્રીમદ્ હેમચન્દ્ર ત્યાં ધ્યાનનું સ્થાન બતાવે છે તેમજ અન્ય આચાર્યો પણ દર્શાવે છે. બ્રહ્મરન્ધ્રમાં આત્માના અસંખ્યાત પ્રદેશો વ્યાપી રહેલા છે. ત્યાં આત્માના પ્રદેશોરૂપ આત્માજ છે. નિશ્ચયનયથી આત્મા પોતે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, અને સાધુ એ પંચપરમેષ્ઠિરૂપ છે. જ્યાંસુધી પરમેષ્ઠિના ગુણ પ્રગટયા નથી ત્યાંસુધી સત્તાએ આત્મા પંચપરમેષ્ઠિરૂપ ગણાય છે અને ગુણો પ્રકટતાં આવિર્ભાવે પંચપરમેષ્ઠિરૂપ બને છે. આત્મા શરીરવ્યાપક હોવાથી પણ શિરપર વસે છે અને તે પંચપરમેષ્ઠિરૂપ છે માટે શિરપર પંચપરમેશ્વર વસે છે એમ નિશ્ચયનયથી કહેવાય છે. શિરપર આત્મામાં સાધુપદનું ધ્યાન ધરતાં સાધુના ગુણો પ્રકટે છે અને તેથી તે સાધુ કહેવાય છે. શિરપર બ્રહ્મરન્ધ્રમાં ઉપાધ્યાય પરમેષ્ઠિનું સ્વરૂપ પોતે વિચારી ઉપાધ્યાયરૂપ બને છે. શિરપર આત્માજ પોતે આચાર્યરૂપ પોતાનું ધ્યાન કરીને આચાર્યરૂપે પ્રકટે છે. શિરપર આત્મામાં અરિહંતનું ધ્યાન ધરતાં ઘાતિકર્મનો ક્ષય કરીને આત્માજ અરિહંત થાય છે. અને આત્માજ સિદ્ધરૂપ પોતાને ધ્યાઇને સકલ કર્મનો ક્ષય કરીને પોતેજ સિદ્ધરૂપ બને છે. આત્માજ પંચપરમેષ્ઠિરૂપ છે તે અત્ર જણાવ્યું છે અને તેનુંજ શિરપર બ્રહ્મરન્ધ્રમાં પંચપરમેષ્ઠિત્વ દર્શાવ્યું, અને તે જણાવીને કહે છે કે હૃદયમાંથી ત્યાં જવાની સુરતાજ એક શુદ્ધોપયોગતારૂપ બારી છે આવો અર્થ અધ્યાત્મમાર્ગની અપેક્ષાએ કરવો. યોગમાર્ગની અપેક્ષાએ હૃદયમાંથી શિરપર આવેલા બ્રહ્મરન્ધ્રમાં જવા માટે સુષુમ્ણાનાડી, બંકનાલરૂપ બારી છે ત્યાં થઇને બ્રહ્મરન્ધ્રમાં જવાય છે અર્થાત્ હૃદયથી બ્રહ્મરન્ધ્ર સુધી જવાને સુષુમ્ણાનાડીરૂપ બારી છે તેમાં આત્માનો ઉપયોગ રાખીને ઠેઠ બ્રહ્મરન્ધ્ર સુધી આત્માના ઉપયોગે ચડવું. હૃદયથી એમ સુષુમ્ણાનાડીમાં ધ્યાન કરતો કરતો બ્રહ્મ-

રન્ધ્ર કે જે શિરપર ધ્યાનસ્થાન આવેલું છે ત્યાંસુધી આત્મા આવે છે ત્યારે આત્માનો પ્રકાશ વધતો જાય છે, અને કોઈ વિરલા સ્યાદ્વાદ જ્ઞાનિયો આ પ્રમાણે પોતાના શુદ્ધ આત્માભ્યાસથી પોતાના આત્માને ત્યાં ધ્રુવના તારાની પેઠે સ્થિર દેખે છે. આશાનો નાશ કરીને હૃદયરૂપ ઘરમાં સ્થિર ઉપયોગ આસન જો આત્મા લગાવે અને વૈખરીવાણી વિના, સ્વભાવે જે હંસ હંસ શબ્દ ઉઠે છે તેનો અથવા સોહં શબ્દનો જાપ કરે અથવા આત્માના શુદ્ધોપયોગરૂપ અજપાજાપને જો કોઈ યોગી જપે તો આનંદઘનજી મહારાજ કહે છે કે તે આનન્દસમૂહ જેમાં છે એવી ચૈતન્યમૂર્તિરૂપ નિરંજન પરમાત્મદેવને પામે છે.

### पद ८.

( साखी. )

आतम अनुभव फूलकी, नवली कोउ रीत ॥
नाक न पकरे वासना, कान ग्रहे न प्रतीत ॥ १ ॥

( राग धन्याश्री अथवा सारंग. )

अनुभव नाथकुं क्युं न जगावे,
ममता संगसो पाय अजागल, थन तें दूध दुहावे ॥ अ० ॥ १ ॥
मैरे कहेतें खीज न कीजे, तुं ऐसीही सीखावे ॥
वहोत कहेतें लागत ऐसी, अंगुली सरप दिखावे ॥ अ० ॥ २ ॥

**ભાવાર્થ.**—આત્માના અનુભવજ્ઞાનરૂપ પુષ્પની કોઈ જુદા પ્રકારની રીત છે. કારણ કે નાસિકાને તેની વાસ આવતી નથી. અને કાનમાં તેનો અવાજ કોઈ રીતે સંભળાતો નથી. બાહ્યપુષ્પમાં વાસ અને શબ્દ એ બેની પ્રતીત બે ઇન્દ્રિયોને પોતપોતાની શક્તિદ્વારા પ્રાપ્ત થાય છે. આત્માનું જે અનુભવજ્ઞાનરૂપ પુષ્પ છે તે તો જુદા પ્રકારનું છે. ત્યાં ઘ્રાણેન્દ્રિય અને કર્ણેન્દ્રિયનો વ્યાપાર ચાલી શકતો નથી; તે કહેવાથી એમ જણાવ્યું કે, અનુભવજ્ઞાનરૂપ પુષ્પની પ્રતીતિ ખરેખર પંચ ઇન્દ્રિયોદ્વારા થતી નથી. અનુભવજ્ઞાનરૂપ પુષ્પની કોઈ સુગંધી લેવા જાય તો નાકથી સુંઘી શકે નહીં, આંખથી દેખી શકે નહીં. શબ્દોદ્વારા અનુભવજ્ઞાન ખરેખર અન્યને સંભળાવી શકાતું નથી, કારણ કે શબ્દોની પણ પેલીપાર અનુભવજ્ઞાન છે, જેને તે થાય છે તે જાણે છે. મને અનુભવજ્ઞાન થયું છે એમ અન્યને શબ્દોદ્વારા કહેવાથી અને અન્ય સાંભળે તોપણ તેને અનુભવજ્ઞાન કંઈ શબ્દોના શ્રવણથી પ્રકટતું નથી. અર્થાત્ કર્ણના

વિષયમાં અનુભવજ્ઞાન આવતું નથી એવું આત્માનું અનુભવજ્ઞાનરૂપ પુષ્પ કંઈક જુદાજ પ્રકારનું છે.

ચેતનારૂપ સ્ત્રી, અનુભવને ઉદ્દેશીને કહે છે કે હે અનુભવ! તું ત્હારા આત્મારૂપ સ્વામીને કેમ જગાડતો નથી ? મમતાની સંગતિથી તે બકરીના ગળામાં રહેલા સ્તનમાંથી શું દૂધ દોહી શકશે? અર્થાત્ કદાપિ બકરીના ગળામાં રહેલ સ્તનમાંથી દૂધ કાઢી શકાતું નથી તેમ તારો સ્વામી આત્મા, મમતારૂપ કુલટાના સંગથી કદાપિ સુખ પામવાનો નથી. હે અનુભવ! મારા ઉપર તું આ પ્રમાણે કહેવાથી ખેદ લાવીશ નહીં. કારણ કે તુંજ મને જણાવે છે કે મમતાના સંગે ચેતન, સુખ પામી શકતો નથી. તું પોતે એમ જાણે છે અને હું પણ તને કહું છું તેથી તું કદી મારા ઉપર કોપાયમાન થા નહીં! તને ઘણું કહેવાથી કદાપિ અંગુલી સર્પન્યાય પ્રમાણે ખેદ થાય એમ લાગે–કોઈ મનુષ્ય કોઇને શિખામણ આપે છે ત્યારે આંગળી ઉંચી કરીને શિખામણ આપે છે પણ વારંવાર શિખામણ આપવાથી અંગુલી સર્પના જેવી લાગે છે તેને અંગુલીસર્પદર્શન ન્યાય કહે છે.—દક્ષિણદેશમાં સર્પો ઘણા ઝેરી હોય છે. સર્પના સામી જે મનુષ્ય અંગુલી કરે છે તેને સર્પ કરડે છે તેવી રીતિ દક્ષિણમાં જોવામાં આવે છે તેવો અંગુલીસર્પન્યાય પણ અત્ર લાગુ પાડી શકાય. વારંવાર મારા સ્વામીને શિખામણ દેવાથી તેઓ મારા ઉપર ક્રોધી બની જાય એમ પણ સંભવ રહે છે તોપણ હે અનુભવ! તારામાં અપૂર્વ શક્તિ છે તેથી તું ચેતનને મનાવીને ઠેકાણે લાવ!

**औरनके संग राते चेतन, चेतन आप बतावे ॥**
**आनन्दघनकी सुमति आनंदा, सिद्ध सरूप कहावे अ० ॥३॥**

**ભાવાર્થ.**—હે અનુભવ! આત્મારૂપ સ્વામી અન્ય મમતાના સંગમાં રાચે છે તે પોતાની મેળેજ પરભાવરમણતાથી બતાવી આપે છે, જો તેને આનન્દવાળી સુમતિની સંગતિ હોત તો આવી તેમની દશા થાત નહીં. સુમતિની સંગતિ જો આત્મા કરે તો આનન્દનો ઘન અને સિદ્ધસ્વરૂપમય કહેવાય. આનન્દઘનની સુમતિ, આનન્દસ્વભાવવાળી છે માટે મમતાની સંગતિનો ત્યાગ કરીને સુમતિનો સંગ આત્મારૂપ સ્વામી કરે, એમ હે અનુભવ! તું આત્મારૂપ નાથને કેમ કહેતો નથી અને તેને કેમ જગાડતો નથી, અલબત ત્હારે આત્મારૂપ સ્વામીને જગાડવા જોઇએ. સુમતિના સંગથી આત્મા પોતાના શુદ્ધસ્વરૂપને અવબોધી શકે છે. અન્ય પુદ્ગલભાવમાં ચેતન રાચી માચીને રહે છે

તે તેમનાથી થતી પરભાવની ચેષ્ટાથી પોતેજ બતાવી આપે છે, પણ આનન્દસ્વભાવવાળી સુમતિની સંગતિ કરે તો ખરેખર તે સિદ્ધબુદ્ધ પરમાત્મા થાય. ચેતનની આનન્દસ્વભાવવાળી સુમતિ છે માટે તે ખરી સ્ત્રી છે અને મમતા છે તે આનન્દસ્વભાવવાળી નથી. કુમતિનો અને તેમની અન્ય સ્ત્રી મમતાનો દુઃખમય સ્વભાવ છે, એમ સાક્ષાત્ કેવલીએ જણાવ્યું છે અને તે અનુભવમાં આવે છે, માટે હે અનુભવ! તું મ્હારા આત્મસ્વામિને મારી સર્વ હકિકત જણાવ! મારા સ્વામી મૂળ સ્વભાવે તો સરલ છે અને તેમને શાન્તપણે સમજાવવામાં આવે તથા તેમના અનુભવમાં સર્વ હકીકત લાવવામાં આવે તો, ખરેખર તે સમ્યકત્વ આદિ ગુણો પામીને સિદ્ધબુદ્ધ પરમાત્મા થાય. કુમતિ અને મમતાના સંગથી વળગેલી કર્મમલીનતા દૂર થતાં મારા સ્વામીની સરખામણી ત્રણ ભુવનમાં કોઈ કરી શકનાર નથી એમ નિશ્ચય છે અને તે ત્રણ ભુવનના નાથ થઇને સમયે સમયે અનન્ત સુખ ભોગવી શકે છે; માટે હે અનુભવ! મારી વાત તું સ્વામીના ગળે ઉતાર.

पद ९.

( राग सारंग. )

**नाथ निहारो आप मतासी, वंचक शठ संचक शी रीते ॥**
**खोटो खातो खतासी ॥ ॥ नाथ० ॥ १ ॥**
**आप विगूचण जगकी हांसी, सियानप कौन बतासी ॥**
**निजजन सुरिजन मेला ऐसा, जैसा दूध पतासी ॥ नाथ० ॥२॥**

ભાવાર્થ.—હે ચિદાનન્દમય ચેતન! તમે પોતાની શુદ્ધબુદ્ધિથી પોતાનું સ્વરૂપ જુવો એમ શુદ્ધચેતના આત્માને કહે છે. હે આત્મસ્વામિન્! યદિ તમો પોતાનું શુદ્ધસ્વરૂપ વિચારશો તો વંચનારી, લુચ્ચી, મમતા કેવી રીતે આપને છેતરીને આપનું જ્ઞાનાદિક ધન્ન ભક્ષણ કરવા ખોટું ખાતું ખતવે છે તે સ્વયમેવ અવબોધી શકશો.

સમતા–પોતાના આત્મારૂપ સ્વામીને વિશેષતઃ ઉપાલંભ આપતી કહે છે કે,—હે સ્વામિન્! મમતાની સંગતિથી જગત્માં આપનું વગોવણું થાય છે ને, જગત્ તમારી હાંસી કરે છે. જ્યાંસુધી હે સ્વામિન્! આપ મમતાના સંગમાં રહેશો ત્યાંસુધી તમને શાણપણું (દક્ષપણું) કોણ બતાવશે? તેમજ મારા વિના આપને શાણપણું કોણ જણાવશે? મમતા કદી આપને સારી શિખામણ આપનાર નથી. આપ જ્ઞાની છો તેથી પોતાની મેળે વિચારી જોશો તો સત્યતત્ત્વ જાણશોજ.

હે સ્વામિન્! મારૂં કહ્યું માની આપનું મૂળ સ્વરૂપ વિચારો. આપનું સદાકાળ ભલું ઇચ્છનારી હું છું તેથી મારા વિના આપને શિખામણ કોણ બતાવશે! મારી વિજ્ઞપ્તિનો સ્વીકાર કરો, અને આપની ખરી સ્ત્રીનો મેળાપ કરો. તેમજ સમ્યગ્જ્ઞાન આદિ પોતાના સંબંધીઓનો મેળાપ કરો, અને મમતાને છંડો. પોતાની સ્ત્રીરૂપ નિજજનનો મેળાપ, દૂધમાં પતાસાની પેઠે વિશેષ મિષ્ટ, સુખકારક અને તન્મયપણું કરનાર છે. માટે હે સ્વામિન્! મારા મેળાપથી આપને ખરૂં સુખ મળશે અને પરમાનન્દ પદની પ્રાપ્તિ થશે. દૂધમાં પતાસું તુર્ત મળી જાય છે તેમ હે નાથ! મારો અને તમારો સ્વભાવ દૂધમાં પતાસાની પેઠે તુર્ત મળી જાય છે, અર્થાત્ મારો અને તમારો એક શુદ્ધ રસરૂપ સ્વભાવ છે, મારી અને આપની એક રસરૂપ પરિણતિ છે. આપશ્રીની સાથે મારો સ્વભાવ તુર્ત મળી શકે છે માટે હે નાથ! આપ આપની મતિથી વિચાર કરશો તો મારા ઉપર આપનો અત્યંત પ્રેમ થશે, અને તેથી આપ અનન્તસુખભોગી થશો.

**ममता दासी अहित करि हरविधि, विविधभांति संतासी ॥**
**आनन्दघन प्रभु, विनति मानो, और न हितु समतासी ॥नाथ०॥२॥**

ભાવાર્થ.—હે આત્મન્! મમતાદાસી અનેક પ્રકારે આપનું અહિત કરવાવાળી છે. અનાદિકાળથી આપ તેની સંગતિમાં રહ્યા પણ અદ્યાપિપર્યંત તેના સંબંધથી સત્ય સુખ પ્રાપ્ત કરી શકયા નથી અને મમતાના સંગથી ભવિષ્યમાં પણ કદાપિ સત્યસુખ પ્રાપ્ત કરી શકવાના નથી. મમતાના સંબંધથી આપ જન્મ, જરા, અને મૃત્યુનાં અનેક દુઃખો પુનઃ પુનઃ ચતુર્ગતિરૂપ સંસારમાં સહો છો. અને અધુના પણ આપની કેવી દશા થઈ છે તે હે ચેતન! આપ સારી પેઠે જાણો છો. હે ચેતન! નક્કી સમજશો કે મમતા અનેક પ્રકારની ભ્રાંતિથી આપને સંતાપશે. માટે હવે હે આનન્દના ઘનભૂત ચેતન! મારી શિખામણ માનો કે સમતારૂપ આપની સ્ત્રીની પેઠે બીજી મમતા વગેરે દાસીઓ હિત કરનાર નથી..સમતાના સરખી આપની ખરી હિતકારક સ્ત્રી કોઈ નથી એમ તમે મનમાં વિચારશો તો જણાશેજ; એમ આનન્દઘનજી મહારાજ કહે છે. તેઓ પોતાના આત્માને કહે છે કે,—હે ચેતન! તું મમતા દાસીની સંગતિ ત્યાગીને સમતાનો સંગ કર. હે ચેતન! આવી ઉત્તમ વિજ્ઞપ્તિ માન. એમ પોતેજ પોતાના આત્માને પ્રબોધીને સમતાસંગમાં પ્રેરે છે. પોતાના આત્માને સમતાના સંગમાં રાખવા માટે પોતાના આત્માને આનન્દઘનજી જે શિક્ષા આપે છે તે ખરેખર અપૂર્વ છે, આવી તેમની

ઉત્તમ ભાવનાવડે તેઓશ્રી સમતાને સારી રીતે ધારણ કરી શકે અને અન્યભવમાં પણ સમતાની ઉત્કૃષ્ટ દશાને પામે તેમાં કંઈ પણ આશ્ચર્ય નથી. ખરેખર વસ્તુતઃ વિચારી જોઈએ તો મમતાના સંગથીજ અષ્ટાદશ પાપસ્થાનકોને સેવવામાં આવે છે. સર્વ પદાર્થોમાંથી મારાપણાની જો કલ્પના ઉડી ગઈ તો નામ અને રૂપની ઉપાધિથી પણ કંઇ આત્માને દુઃખ થતું નથી. જેમ જેમ મમત્વ પરિણામ ઘટે છે તેમ તેમ સમતાના પરિણામ વધે છે. કોઈ પણ વસ્તુમાં અહંત્વની સૂક્ષ્મ કલ્પના પણ ન ઉઠે તો ખરેખર આત્મા સમતાને પરિપૂર્ણપણે ધારણ કરી શકે. આત્મા પોતાના મૂળ સ્વભાવનો ઉપયોગી થઇને વિચારે તો તેને સમતાના સમાન અન્ય કોઈ સુખપ્રદા સ્ત્રી જણાય નહિ. મમતા આત્માને ચતુર્ગતિમાં પરિભ્રમણ કરાવવાના સ્વભાવવાળી છે, ત્યારે સમતા આત્માને મુક્તિમાં લેઈ જવાના સ્વભાવવાળી છે. મમતા મનની ચંચળતા કરાવીને આત્માને શાંતિ આપી શકવા સમર્થ થતી નથી ત્યારે સમતા મનને સ્થિર કરીને આત્માને શાંતિ આપે છે માટે સમતાનો આદર કરવો જોઇએ. આપણે દરરોજ સમતાની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઈએ. મમતાના વિચારો જે જે વખતે આવે ત્યારે તે તે વખતે સમતાના વિચારો કરી મમતાનો નાશ કરવો.

## पद १०.

( राग टोडी. )

परम नरम मति और न आवे. ॥ परम० ॥
मोहन गुन रोहन गति सोहन, मेरी वैरन ऐसें निठुर लिखावे ॥प०१॥
चेतन गात मनात न एतें, मूल वसात जगात वढावे ॥
कोउ न दूती दलाल विसीठी, पारखी प्रेम खरीद वनावे ॥प०॥२॥

ભાવાર્થ.—શુદ્ધચેતના પોતાની સખી શ્રદ્ધાને કહે છે કે હે શ્રદ્ધે! મારો આત્મારૂપ સ્વામી મારી પાસે આવી શકતો નથી. શા કારણથી નથી આવતો? એમ શ્રદ્ધાએ પ્રશ્ન કર્યો તેના ઉત્તરમાં શુદ્ધચેતના કહે છે કે મારી વૈરિણી અને નિષ્ઠુર (દયાના પરિણામશૂન્ય કઠોર હૃદયવાળી) કુમતિ મારા ચેતનસ્વામીને એવી બુરી શિક્ષાથી ભ્રમાવે છે કે જેથી તે મારી પાસે પ્રયાણ કરી આવી શકતા નથી. શુદ્ધચેતના પોતાની વાત આગળ ચલાવીને કહે છે કે એ સઘળો દોષ કુમતિનો છે. મારા સ્વામીનો મૂળ સ્વભાવ એવો નથી. મારા સ્વામીની તો પરમદયાળુ બુદ્ધિ છે, અને તે તો પોતાના સહજ ગુણોવડે મને આકર્ષણ કરે છે.

એના ગુણોથી હું ખુશ થાઉં છું. મારો સ્વામી ગુણોનો જાણે રોહણાચલ પર્વત હોય તેવો છે. રોહણાચલ પર્વત જેમ રત્નોની ખાણ ગણાય છે તેવીજ રીતે મારો સ્વામી જ્ઞાનદર્શન અને ચારિત્રાદિક ગુણોની ખાણ છે અને મારા સ્વામીની શુભ પંચમગતિ છે, એને ચતુર્ગતિરૂપ સંસારમાં પરિભ્રમણ કરવું ગમતું નથી પણ હે શ્રદ્ધે ! મારા સ્વામીને ભમાવનાર કુમતિ છે તેથી તે આવો ગુણવંત છતાં પણ મારી પાસે આવી શકતો નથી.

શુદ્ધચેતના કહે છે કે હે શ્રદ્ધે ! હું આ પ્રમાણે મારા સ્વામીને ગાઉં છું, મારી પાસે આવવાને અનેક પ્રકારની વિજ્ઞપ્તિ કરૂં છું. તોપણ આત્મસ્વામી મનાયા મનાતા નથી ત્યારે હવે હું શું કરૂં ? આ તો મૂળ વસ્તુની કિંમતથી જગાતની કિંમત વધી જાય તેની પેઠે થાય છે. તાત્પર્યાર્થ કે મૂળ વસ્તુની કિંમત કરતાં જગાતની કિંમત વધે તો તે વ્યાપારમાં ફાયદો થાય નહીં તે પ્રમાણે હું મારા સ્વામીને મનાવવાને અનેક પ્રયત્નો કરૂં છું પણ સ્વામી માનતા નથી ત્યારે આવા વ્યાપારમાં મને શો ફાયદો છે ? અલબત સ્વામી માનતા નથી તોપછી મનાવાના વ્યાપારમાં કંઈ ફાયદો નથી. હે શ્રદ્ધે ! હવે હું શું કરૂં ? કોઈ વિશ્રેષ્ઠ પરસ્પરનો પ્રેમ કરાવનારી દલાલેણ દૂતી નથી. દૂતીનું કાર્ય સંદેશો લેઈ જવાનું છે અને પરસ્પર મેળ કરાવી આપવાનું છે. પણ તેવી દૂતી જણાતી નથી. હે શ્રદ્ધે ! વિચક્ષણ કોઈ દૂતી હોય તો મારા પ્રેમની ખાત્રી મારા સ્વામીને કરાવે. કુમતિનો પ્રેમ જૂઠો અને ક્ષણભંગુર છે તથા તેનો પ્રેમ વિષમય દુઃખકારક છે, એમ જણાવીને મારા શુદ્ધ સુખકારક પ્રેમની મારા સ્વામીને ખાત્રી કરાવી આપે એવી દૂતીની જરૂર છે.

**जांघ उघारो अपनी कहा एते, विरहजार निस मोही संतावे ॥**
**एती सुनी आनन्दघन नावत, और कहा कोउ डुंड बजावे ॥प०॥३॥**

ભાવાર્થ.—શુદ્ધચેતના પોતાની સખી શ્રદ્ધાને કહે છે કે હે શ્રદ્ધે ! મારા સ્વામીના સંબંધમાં દૂતીને સકળ બીના સમજાવવી તેમાં પોતાની જાંઘ ઉઘાડવા જેવું થાય છે. તેથી મારી દુઃખકથા જ્યાં ત્યાં કરવી મને અયુક્ત લાગે છે. મારા પતિના દોષ અન્ય જાણે તે ઠીક નથી. હવે હું શું કરૂં ? મારા અસંખ્યાત પ્રદેશરૂપ ઘરમાં સ્વામી આવતા નથી અને સ્વામિની વાત અન્યની આગળ કહેતાં પોતાની જાંઘને ઉઘાડવી પડે છે. એમાંથી એકપણ વાત બનતી નથી, હવે હું શું કરૂં ? કયાં જાઉં ? મારા દુઃખની વાત કોની આગળ કરૂં ? હે શ્રદ્ધે ! મારા આત્મરૂપ સ્વામી મારા ઘેર પધારતા નથી તેથી રાત્રીના વખતમાં વિરહરૂપ

જારપુરૂષ (લંપટ) આવીને મનને સંતાપે છે. વિરહજારને ખબર પડી ગઈ છે કે, મારો પતિ, મારા ઘેર આવતો નથી તેથી તે મને સઘળી રાત્રીમાં સંતાપે છે. સ્વામી નથી આવતા તેથી આખી રાત્રી મને વિરહજ્વર પીડા કર્યા કરે છે. સ્વામીના વિયોગથી સ્ત્રી રાત્રીમાં વિરહ-સંતપ્ત રહે છે. આવું મારૂં દુઃખ જાણી કોઈ મારા સ્વામીની સાથે મેળ કરાવી આપનાર જણાતું નથી. તે કુમતિના સંગમાં સઘળું જીવન વ્યર્થ ગુમાવે છે. આવી મારી વાત સાંભળીને પણ જો આનન્દઘનરૂપ ચેતન મારી પાસે ન આવે તો પછી શું ઢોલ વગડાવવો? શુદ્ધચેતના કહે છે કે, સ્વામીના વિયોગે પરભાવ, રાગ, દ્વેષ, અજ્ઞાન વગેરે દુષ્ટો મને દુઃખ આપે છે, જો મારા સ્વામી કુમતિનો સંગ છોડીને ઘેર આવે તો કોઈ દુષ્ટોથી મારો પરાભવ થાય નહીં. આટલી આટલી વાત સાંભળીને પણ હવે જો મારા સ્વામી ઘેર ન આવે તો શું કરૂં? હું દુઃખને હવે સહન કરી શકતી નથી. હવે તો અન્ય કોઈ ઢોલ વગાડે તો જુદી વાત!!! મારી વિતક વાત ગાવાથી કંઈ વળે તેમ લાગતું નથી. આ પ્રમાણે શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ, શુદ્ધચેતનાએ ચેતનને વિનંતિ કરી છે તે અન્તરના અનુભવજ્ઞાનના ઉદ્‌ગારોને કાઢી પોતાની આન્તરિક સ્થિતિ પ્રકટ કરે છે.

### [1]पद ११.

( राग मालकोश–वेलावल टोडी. )

आतम अनुभव रीति वरीरी. आतम० ॥
मोर बनाए निजरूप निरूपम,
तिच्छन रुचिकर तेग धरीरी ॥ आतम० ॥ १ ॥

ભાવાર્થ.—શુદ્ધચેતનાની વિજ્ઞપ્તિ સાંભળીને આત્મા સચેતન થયો. અને જાગીને જોયું તો માલુમ પડ્યું કે અરે હું મોહરાજાની બેટી કુમતિના વશમાં પડ્યો છું અને આ તો મોહરાજા મારી ઋદ્ધિનો નાશ કરવાના પ્રપંચોજ કરે છે, માટે હવે તો મારે દુષ્ટોનો નાશ કરવો જોઇએ. આવો આત્માએ વિચાર કર્યો અને તેણે પોતાના શુદ્ધસ્વરૂપના અનુભવની રીત વરી.

શુદ્ધચેતના કહે છે કે હે શ્રદ્ધે! તું મારા સ્વામીની આકૃતિ તો દેખ. હવે તો તે અસલરૂપમાં આવ્યા છે. તેઓશ્રીએ ઉપમા ન આપી

---

૧ શ્રીવીરવિજયજી પન્યાસની પ્રતિમાં સાખીનો દુહો છે તે નીચેપ્રમાણે.

आतम अनुभवरसकथा, प्याला अजब विचार
अमली चाख तिहां मरे, घुमे सब संसार ॥ १ ॥

શકાય એવો નિરૂપમ એવા નિજરૂપનો મોર–મોંડ (માંડ) પોતાના મસ્તક-પર ધારણ કર્યો છે. પોતાનું રૂપ હું કદી ભૂલીશ નહીં એમાટે જ પોતાના રૂપનો મોંડ મસ્તકપર ધારણ કર્યો છે અને પોતાના સ્વરૂપની અનુયાયી થએલી જે તીક્ષ્ણ રૂચિ તે રૂપ શત્રુનું મસ્તક વિચ્છેદ કરનારી તીક્ષ્ણ તરવારને ધારણ કરી છે, આ વખતની મ્હારા સ્વામીની શોભા અપૂર્વ બની છે. કોઈ મનુષ્ય લગ્નપ્રસંગે સ્ત્રીને વરવા જાય છે તે વખતે મારવાડ દેશ વગેરેમાં મસ્તકે મોંડ ધારેછે. મારા આત્મરૂપ સ્વામીના મસ્તકે મોંડ જોઈને એમ નિશ્ચય થાય છે કે કેવલ જ્ઞાનરૂપ લક્ષ્મી સ્ત્રીને, જાણે પ્રાપ્ત કરવાનો વેષ હોય એવો નિશ્ચય થાય છે. પોતાના રૂપનો મોંડ ઘાલવાથી એમ લાગે છે કે હવે તે કદી ભ્રાન્તિમાં પડવાના નથી, તેમજ આત્માએ પોતાના શુદ્ધધર્મપ્રાપ્તિરૂપ રૂચિ તરવારને ધારણ કરી છે તેથી એમ લાગે છે કે હવે તો તેઓ મોહશત્રુના સૈન્યને છેદી નાખવાનાજ. મોહરાજા અને ધર્મરાજાનું યુદ્ધસ્વરૂપ વાંચવું હોય તો अस्मदीयकृतपरमात्मदर्शन ગ્રન્થ વિલોકવો. શુદ્ધ ચેતના કહે છે કે મારો આત્મરૂપસ્વામી આટલુંજ કરીને બેશી રહ્યો નથી. હવે તો તે ખરા રૂપ ઉપર આવી ગયો છે. તે કંઈ અન્ય શત્રુને હિસાબમાં ગણે તેમ જણાતું નથી. પોતાના બળઉપર યુદ્ધ કરવાના શુદ્ધ સંકલ્પથી તે અન્ય પણ યુદ્ધના સાજો સજે છે, તે હવે હું જણાવું છું.

**टोप सन्नाह शूरको बानो, एक तारी चौरी पहिरीरी;**
**सत्ता थलमें मोह विदारत, ऐऐ सूरिजन मुह निसरीरी ॥आतम०॥२॥**

**ભાવાર્થ.**—શુદ્ધચેતના કહે છે કે હે શ્રદ્ધે! મારા સ્વામીએ સમતારૂપ ટોપ (શિરસ્ત્રાણ)ને મસ્તકપર ધારણ કર્યો છે. દુશ્મનોનાં શસ્ત્રોથી ધ્યાનરૂપ મસ્તકનું રક્ષણ કરવા માટેજ તેણે શિરસ્ત્રાણ મસ્તકપર ધાર્યું છે. તેમજ તેને પરપરિણુતિ ત્યાગરૂપ બ્રહ્મચર્યરૂપ દુર્ભેદ્ય કવચ (સન્નાહ)ને અસંખ્યાત પ્રદેશરૂપ શરીરપર ધારણ કર્યું છે. લોભાદિ શત્રુઓનાં બાણવર્ષાથી દુર્ભેદ્ય કવચ, આત્મયોદ્ધાના શરીરનું રક્ષણ કરે છે. તેમજ દ્રવ્યગુણપર્યાયનું જે ધ્યાનમાં ઐક્ય ભાસે છે એવી ઐક્યરૂપ એક તારની ચોરી (અંગરખા)ને ધારણ કરી છે. એક તારવાળી ચોરી પહેરી તેથી એમ સમજવું કે હવે શત્રુની સાથે યુદ્ધમાં એકતાનવાળા થયા. જેનાત્માને મોહશત્રુની સાથે યુદ્ધ કરવાનું છે તો પોતાના ઉપયોગની એકતાનતા થવી જોઈએ. પોતાના ઉપયોગની એકતાનતા થવાથી અન્યત્ર લક્ષ્ય જતું નથી. આવા ઉદ્દેશથીજ તેમણે એક તારી ચોરી પહેરી હોય તેમ જણાય છે. પોતાના સ્વરૂપમાં

એકતાન થએલા મ્હારા આત્મારૂપ સ્વામી મોહરાજાની સાથે યુદ્ધ કરવાને યુદ્ધ ભૂમિમાં આવ્યા. અને જ્યાં મોહરાજાની સત્તા હતી ત્યાંજ તેને પોતાના વીર્યથી તરવારવડે છેદી નાંખ્યો. એ મોહનીય કર્મ સર્વ કર્મમાં બળવાન્ છે, તેનો નાશ કરતાં સર્વ કર્મનો નાશ થાય છે. દશમા ગુણસ્થાનક પર્યંત મોહનીયકર્મ હોય છે. આત્માએ શૂરવીરતા ધારણ કરીને, લાગ જોઈને, મોહનો વિચ્છેદ કર્યો તેથી તેનું પરાક્રમ જોઈને શૂરાઓનાં મુખમાંથી એં એં આહા આ કેવું પરાક્રમ! આ શું કર્યું? કેવો બળવાન્ આત્મા યોદ્ધો !!! એવી ધ્વનિ પ્રગટ થઈ. શૂરાઓએ આત્માની પ્રશંસા કરી. શુદ્ધચેતના કહે છે કે હે સ્થિરતા નામની બીજી સખી! જો તો ખરી! આ કેવું મારા સ્વામીનું પરાક્રમ. હવે જો તે મોહનો નાશ કરીને શું પ્રાપ્ત કરે છે તે હું તને જણાવું છું.

**केवल कमला अपच्छरसुंदर, गान करे रस रंग भरीरी;**
**जीत निशान बजाई बिराजे, आनन्दघन सर्वंग धरीरी ॥ आतम०॥३॥**

ભાવાર્થ.—હવે તે શત્રુનો છેદ કરીને મારા સમ્મુખ આવવા લાગ્યા. કુમતિ તો મૃત્યુ પામી. હવે તો તે મારા સમ્મુખ એકસ્થિર એકાગ્રતાનથી આવવા લાગ્યા, બારમા ગુણસ્થાનકની ભૂમિ ઉલ્લંઘીને તેરમા ગુણસ્થાનકની ભૂમિમાં પ્રવેશ કરતાં શુદ્ધચેતના કે જેને કેવલ જ્ઞાનરૂપ લક્ષ્મી સ્ત્રી કહે છે તે જ હું છું અને હું મારા સ્વામીને ભેટી પડી અને તેઓશ્રીની સાથે મારો સાદિ અનંતમા ભાગે સંબંધ થયો. મારી મુલાકાતની ખાતર જિતના ડંકા વગાડ્યા. શુદ્ધચે[illegible]ના કેવલ જ્ઞાનરૂપ લક્ષ્મી છે. તે કહે છે કે આનંદનો ઘન એવા મારા સ્વ[illegible]મીના અસંખ્યાત પ્રદેશરૂપ શરીરને ધારણ કરનારી હું થઈ. તેરમા [illegible]ગુણસ્થાનકથી ચતુર્દશમા ગુણસ્થાનકમાં જવાય છે. અ-ઈ-ઉ-ઋ-અને-લૃ એ[illegible]મં પાંચ હ્રસ્વ અક્ષરના ઉચ્ચારણ કાળ જેટલો ચતુર્દશમ ગુણસ્થાનક[illegible]રા કાળ છે ત્યાં તેટલો કાળ રહીને આત્મા સિદ્ધબુદ્ધ પરમાત્મા થાય [illegible]રી સંપૂર્ણ પ્રકારે કર્મશત્રુનું ઉન્મૂલન કર્યા બાદ સિદ્ધાત્મા કેવલ લક્ષ[illegible]શેં સાથે રહે છે. એક સમયમાં જગતમાં રહેલા સર્વ પદાર્થોને જ[illegible]ણે છે. કેવલ જ્ઞાન. લક્ષ્મીવડે સમયે સમયે સિદ્ધાત્મા અનન્ત સુખ [illegible] ભોગવે છે. તે જન્મ, જરા અને મૃત્યુના દુઃખથી મુક્ત થયા હોય છે. [illegible]ી શુદ્ધ ચેતના કહે છે કે હે સ્થિરતા સખી! મારા સ્વામીની ઉત્તમ દશા[illegible]પને સમયે સમયે થતું અનન્ત સુખ, ત્રણ ભુવનનું સ્વામિત્વ અને [illegible]નીનન્ત ગુણરૂપ પરિકર આવી સાહેબી અન્ય કોઈ ઠેકાણે દીઠી કે અનુભ[illegible] નથી, તેમજ સાંભળી પણ નથી. મારા આનન્દના સમૂહભૂત આત્મા[illegible] મને પ્રદેશે પ્રદેશે

ધારણ કરી છે, હવે મને આનંદનો પાર નથી, સુખની અપાર લીલાને હું હવે ભોગવુંછું. આ પ્રમાણે શ્રી આનંદઘનજી ચેતના અને આત્માની શુદ્ધ દશા વર્ણવે છે.

## પદ ૧૨.

(साखी)

**कुबुद्धि कुबजा कुटिलगति, सुबुद्धि राधिका नारी;**
**चोपर खेले राधिका, जीते कुबजा हारी. ॥ १ ॥**

**ભાવાર્થ.**—રાગ દ્વેષના સ્વભાવથી કુબુદ્ધિ ધારણ કરનારી અને જેની વક્ર ચાલ છે એવી કુબ્જા દાસી છે–અને સુબુદ્ધિ ધારણ કરનારી રાધિકા નારી છે. બન્ને ચોપાટ ખેલે છે તેમાં સુબુદ્ધિરૂપ રાધિકા જીતે છે અને કુમતિરૂપ કુબ્જા હારે છે. અન્તરાત્મરૂપ કૃષ્ણ છે. તે ધારણારૂપ દ્વારિકામાં વાસ કરે છે. ચારિત્રરૂપ વસુદેવનો પુત્ર છે. આકાશની પેઠે નિર્લેપ હોવાથી આકાશ સમાન તે શોભે છે. તે સદુપદેશરૂપ શંખને ધારણ કરે છે, ધ્યાનરૂપ ચક્રને તે હૃદયમાં ધારણ કરે છે, મોહરૂપ સમુદ્રના ઉપર સપ્ત ભયરૂપ સર્પને જીતી તેના ઉપર સમતારૂપ લક્ષ્મીની સાથે પોઢે છે, એવા શ્રીકૃષ્ણની સુબુદ્ધિરૂપ રાધિકા ખરી સ્ત્રી છે. કૃષ્ણને ફસાવનાર કુબુદ્ધિરૂપ કુબ્જાની સાથે રાધિકા ચોપાટ રમે છે. બંને અનેક પ્રકારની કળાઓ કેળવીને દાવ નાખે છે. ચોપાટરૂપ દાવ નાખતાં અન્તે ધર્મથી જય થાય છે. ચતુર્ગતિરૂપ ચોપાટ છે. દેવગતિ, મનુષ્યગતિ, તિર્યંચ અને નારકી આ ચતુર્ગતિરૂપ ચોપાટપર સર્વ જીવો કુબુદ્ધિના પ્રેરેલા અનન્તકાળથી પરિભ્રમણ કરે છે. ચતુર્ગતિરૂપ ચોપાટપર એક સ્થાને સ્થિર થઇને ઠરતા નથી, અને કર્મના યોગે જન્મ, જરા અને મૃત્યુના દુઃખને ધારણ કરે છે. જરામાત્ર પણ સહજશાન્તિનો અનુભવ કરી શકતા નથી. કુબુદ્ધિથી ચોરાશી લાખ જીવયોનિમાં જવાના પાસા પડે છે અને સુબુદ્ધિથી મુક્તિરૂપ ઘરમાં પ્રવેશ થાય તેવા પાસા પડે છે. ચોપટને ચોરાશી ખાનાં હોય છે અને સંસારમાં પણ ચોરાશી લાખ જીવયોનિ હોય છે. આત્મા સોગટીની પેઠે દુર્બુદ્ધિના યોગે ચાર ગતિમાં પરિભ્રમણ કરે છે, માટે ચોપટને સંસારની ઉપમા આપી વસ્તુસ્વરૂપ આગળના પદમાં દેખાડવામાં આવશે. અન્તે સુબુદ્ધિરૂપ રાધિકા જીતે છે અને દુર્બુદ્ધિરૂપ કુબ્જા હારે છે. સુબુદ્ધિથી આત્મા મોક્ષ પ્રાપ્ત કરે છે માટે આત્માએ સુબુદ્ધિવડે સંસારરૂપ ચોપટની બાજી જીતી લેવી જોઈએ.

( राग सामग्री. )

**खेले चतुर्गति चोपर, प्रानी मेरो खेले,**
**नरद गंजिफा कौंन गिनत है, माने न लेखे बुद्धिवर. प्रा०॥१॥**

**ભાવાર્થ.**—આ ચતુર્ગતિરૂપ ચોપાટપર મ્હારો આત્મસ્વામી ખેલે છે. દરેક સંસારી જીવો ચતુર્ગતિરૂપ ચોપાટને ખેલી રહ્યા છે, પણ આધ્યાત્મિક દૃષ્ટિ થયા વિના કેવી રીતે અન્તરથી સુબુદ્ધિ અને દુર્બુદ્ધિની પ્રેરણાથી ચોપટ ખેલાય છે તે બાહ્યદૃષ્ટિધારક જીવો સમજી શકતા નથી. બુદ્ધિમાન્ કથિત ચતુર્ગતિરૂપ ગંજીફા આગળ બનાવેલો ગંજીફો કશી ગણતરીમાં લેખાતો નથી. નરદ, (સોગઠાં-) ગંજીફા (પાનાં)ને કયા આધ્યાત્મિક દૃષ્ટિવાળા વિદ્વાનો અન્તરના ચોપાટ આગળ ગણતરીમાં ગણી શકે વારૂ? અલબત કોઈ પણ હિસાબમાં ગણી શકે નહિ. ચતુર્ગતિરૂપ ચોપટને અધ્યાત્મજ્ઞાનિયો સારી રીતે ખેલી શકે છે અને ચાર ગતિમાં આત્મા પરિભ્રમણ ન કરે તે માટે તેઓ પૂરતું લક્ષ્ય આપે છે. દુર્બુદ્ધિના યોગે રાગ અને દ્વેષના પ્રપંચમાં આત્મા ફસાય છે. દુર્બુદ્ધિના યોગે મોહના ઘેનમાં ઘેરાય છે અને સર્વ પ્રકારનાં પાપકૃત્યોને આચરે છે. સર્વ પ્રકારના આશ્રવના હેતુઓને દુર્બુદ્ધિના યોગે આદરવામાં આવે છે. દુર્બુદ્ધિથી આત્મા જે વસ્તુઓ પોતાની નથી તેને પોતાની માનીને અનેક પ્રકારની ઉપાધિઓને વેઠે છે. દુર્બુદ્ધિથી ધર્મના ઉપર અપ્રીતિ થાય છે અને અધર્મના ઉપર પ્રીતિ થાય છે. પોતાના આત્મસમાન અન્યોના આત્માઓ છે પણ દુર્બુદ્ધિના યોગે અન્ય આત્માઓ ઉપર વૈરની બુદ્ધિ પ્રગટે છે અને અન્ય આત્માઓનું બુરૂં કરવા પ્રવૃત્તિ થાય છે. અનેક પ્રકારના કપટોના ભેદોની ઉત્પત્તિ કરાવનાર દુર્બુદ્ધિ છે. દુર્બુદ્ધિના યોગે આત્મા દેવગુરૂ અને ધર્મને હીસાબમાં ગણતો નથી અને આત્મા પોતે ચેતન છતાં જડની પેઠે આચરણ કરે છે. દુર્બુદ્ધિ, મોહની અઠ્ઠાવીશ પ્રકૃતિયોમાં આત્માને ફસાવવાની પ્રેરણા કરે છે. દુર્બુદ્ધિથી આત્મા પોતાના ઉપકારીઓનું પણ બુરૂં કરવા પ્રયત્ન કરે છે. દુર્બુદ્ધિથી પ્રેરાએલ આત્મા સાત નરકોમાં વારંવાર ગમન કરીને અસહ્ય દુઃખોને ભોગવે છે. દુર્બુદ્ધિથી આત્મા જડવાદીઓના મતને અનુસરી નાસ્તિક બનીને પુણ્ય અને પાપની માન્યતાની શ્રદ્ધા કરતો નથી. દુર્બુદ્ધિના યોગે આત્મા પાખંડની લીલામાં ગુલ્તાન બને છે. ચતુર્ગતિના ચોરાશી ચઉટામાં પરિભ્રમણ કરાવનાર કુબુદ્ધિ છે, એમ શ્રી સદ્ગુરૂના ઉપદેશથી આત્મા સમ્યક્ પ્રકાર જાણે છે ત્યારે તે અન્તરની

સંસારબાજી જીતવા માટે પ્રયત્ન કરે છે. વિવેકદૃષ્ટિથી શુદ્ધસ્વરૂપનો ઉપયોગ રાખીને ચેતના કથે છે કે મારો ચેતનસ્વામી ચોપટની બાજી ખેલે છે, દુર્બુદ્ધિના પ્રપંચોનો નાશ કરે છે અને સહજ લાભની પ્રાપ્તિરૂપ રસથી રસીલો બની સંસારબાજી જીતવાજ લક્ષ્ય આપે છે.

**राग दोष मोहके पासे, आप बनाए हितकर[1] ॥**
**जैसा दाव परे पासेका, सारी चलावे खिलकर. प्रा० ॥ २ ॥**

ભાવાર્થ.—અનાદિકાળથી રાગ, અને દ્વેષના પાસાને આત્માએ સ્વયં હિતકર જાણીને બનાવ્યા છે. અને જેવા પાસાના દાવ પડે છે તથા ખેલ રમનાર કર્મખેલાડુ સ્વયં સોગટીને ચલાવે છે. પરવસ્તુમાં ઇષ્ટપણાની બુદ્ધિથી રંગાવું તે રાગ જાણવો. પરવસ્તુપર અનિષ્ટ પરિણામ થાય છે તેને દ્વેષ કહે છે. મિથ્યાત્વના ઉદયે જ્ઞાન પણ અજ્ઞાનરૂપ ગણાય છે. દર્શનમોહનીયના સદ્‌ભાવે ચારિત્ર પણ કર્મનો નાશ કરવા સમર્થ થતું નથી. અજ્ઞાનના સમાન અન્ય કોઈ શત્રુ નથી. અજ્ઞાની પશુના આત્મસમાન છે. અજ્ઞાનથી આત્મા પોતાના શુદ્ધસ્વરૂપ સમ્મુખ થઈ શકતો નથી. આત્મજ્ઞાનની પ્રાપ્તિ વિના મુક્તિમાર્ગપ્રતિ પ્રયાણ થતું નથી. આત્મામાં જે જે અંશે તીવ્ર, તીવ્રતર, તીવ્રતમ, મંદ, મંદતર, મંદતમ, પરિણામની ધારાએ રાગ અને દ્વેષ થાય છે તે પ્રમાણે કર્મરૂપ ખેલાડી ચતુર્ગતિરૂપ ચોપટપર આત્માને ફેરવે છે. રાગ દ્વેષ અને અજ્ઞાનના પાશામાં જ્યાંસુધી આત્મા સંબંધવાળો છે ત્યાંસુધી તે સદાકાળ સંસાર ચોપટપર પરિભ્રમણ કર્યા કરે છે. પરવસ્તુમાં ઈષ્ટબુદ્ધિથી રંગાવું તેને રાગ કહે છે. રાગની દશાનો એકદમ નાશ થઈ શકતો નથી, તેમજ દ્વેષપરિણતિનો પણ એકદમ નાશ થતો નથી. રાગદ્વેષનો નાશ કરવા માટે આત્મતત્ત્વજ્ઞાનની આવશ્યકતા છે. જે જે વસ્તુઓપર રાગ અને દ્વેષ થાય તે તે વસ્તુઓનું સૂક્ષ્મસ્વરૂપ વિચારવાથી રાગ અને દ્વેષ મન્દ પડે છે. રાગ અને દ્વેષનો નાશ કરવા માટે ક્ષણે ક્ષણે આત્માનો ઉપયોગ રાખવો. જે વખતે આત્મા પોતાના શુદ્ધસ્વરૂપનો ઉપયોગ ધારણ કરે છે તે વખતે રાગ અને દ્વેષ પ્રગટી શકતો નથી. રાગ અને દ્વેષવડે આ સંસારની બાજી સદાકાલ ચાલ્યા કરે છે. રાગ અને દ્વેષના બળવડે સંસાર છે. ચોરાશી લાખ જીવયોનિમાં પરિભ્રમણ કરાવનાર રાગ અને દ્વેષ છે, માટે સંસારરૂપ ચોપટની બાજી જીતવી હોય તો રાગદ્વેષને જીતવા જોઇએ, એમ અન્તરમાં સમજવું.

---

૧ हितधर એવો પણ वीरविजयजी ની પ્રતિમાં પાઠ છે.

**पांच तले है दुआ भाइ, छका तले है एका।**
**सब मिल होत बराबर लेखा, यह विवेक गिनवेका॰ प्रा०॥३॥**

ભાવાર્થ.—પાસા ઉપર પંજા નીચે દુઆ છે અને છક્કાની નીચે એકો છે. આ સર્વને મેળવતાં બરાબર સંખ્યામાં ચતુર્દશ થાય છે. પાંચનો અર્થ પાંચ ઈન્દ્રિયો લેવી. તેનો જેણે જય કર્યો તે રાગ-દ્વેષરૂપ દુઆનો પણ જય કરે છે અને તે છ લેશ્યાનો પણ જય કરે છે અને છ લેશ્યાનો જય થતાં મન પણ સ્વયમેવ જીતાય છે. બીજી રીતે આત્મા, અનંતાનુબંધી કષાય, અને અપ્રત્યાખ્યાની કષાય એ બે પ્રકારના કષાયને જીતીને પાંચમા ગુણસ્થાનકને પ્રાપ્ત કરે છે અને પછી તેમાં બે ગુણસ્થાનક ઉમેરવામાં આવે તો સાતમા અ-પ્રમત્તગુણસ્થાનકને પ્રાપ્ત કરે છે અને ત્યાંથી આગળ પ્રયત્ન કરે તો ઉપરનાં છ ગુણસ્થાનક ઉલ્લંઘીને તેરમા સયોગી કેવલીગુણસ્થાન-કમાં કેવલજ્ઞાન અને કેવલદર્શનને પ્રાપ્ત કરે છે; ત્યાંથી પછી એક ચઉ-દમું સ્થાનકજ ફક્ત બાકી રહે છે તેને પામી પરમાત્મા સિદ્ધ, બુદ્ધ, થાય છે. આ પ્રમાણે ગણવાનો વિવેક અન્તરમાં ઉતારવો. પાંચ અવ્રતને રાગ અને દ્વેષ એ બેથી સેવવામાં આવે તો નરક, એકેન્દ્રિય, વિકલેન્દ્રિય, સમુર્છિમપઞ્ચેન્દ્રિયતિર્યંચ, ગર્ભજપંચેન્દ્રિયતિર્યંચ, મનુષ્ય-ગતિ, અને દેવગતિ એ સપ્તગતિમાં આત્માને પરિભ્રમણ કરવું પડે છે, પણ અષ્ટમી મોક્ષગતિની પ્રાપ્તિ થતી નથી. તેમજ ષટ્કાયની હિંસારૂપ એક અસંયમને સેવવામાં આવે છે તો, નપુંસકવેદની એકગતિ (એકે-ન્દ્રિય, દ્વીન્દ્રિય, તીન્દ્રિય, ચતુરિન્દ્રિય, અને નરક એ નપુંસક ગણાય છે ) પંચેન્દ્રિયતિર્યંચમાં સ્ત્રીપુરૂષની બે ગતિ. પઞ્ચેન્દ્રિય મનુષ્યજાતિમાં પુરૂષ અને સ્ત્રીવેદની બે ગતિ. તેમજ દેવતામાં બે ગતિ એમ સપ્ત-ગતિમાં આત્મા પરિભ્રમણ કરે છે એ પ્રમાણે પણ અપેક્ષાએ વિવે-કથી ગણતરી કરવી.

**चउरासी माचे फिरे नीली, स्याह न तोरी[1] जोरी।**
**लाल जरद फिर आवे घरमें, कबहुंक जोरी विछोरी॰ प्रा०॥४॥**

ભાવાર્થ.—કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ, અને શુક્લ આ છ લેશ્યાઓનાં નામ જાણવાં. મનદ્વારા થતા આત્માના પરિણામ (અ-ધ્યવસાય)ને લેશ્યા કહેવામાં આવે છે. છ લેશ્યા મનની સહચારી

---

૧ तोरे એવો પણ वीरविजयजीनी પ્રતિમાં પાઠ છે.

છે. તેરમા ગુણસ્થાનકમાં ભાવમન હોતું નથી તેથી ત્યાં ભાવલેશ્યા પણ હોતી નથી. લેશ્યાના પરિણામોનો આધાર મનોવર્ગણાના સંબંધને લેઇ જાણવો. મનોવર્ગણા પાંચ પ્રકારના રંગની હોય છે. કૃષ્ણવર્ણની વર્ગણાની હીલચાલ થાય છે ત્યારે જીવના મનોદ્વારા થતા અધ્યવસાયોને કૃષ્ણલેશ્યાના પરિણામ તરીકે ઓળખવામાં આવે છે. અનુક્રમે રંગપ્રમાણે લેશ્યાઓ જાણવી. કૃષ્ણ, કાપોત અને નીલ એ ત્રણ અશુભપરિણામવાળી લેશ્યાઓ છે. તેજોલેશ્યા, પદ્મલેશ્યા અને શુકલલેશ્યા એ ત્રણ અનુક્રમે શુભતર પરિણામવાળી હોય છે. આ છ લેશ્યાનું સ્વરૂપ, ઉત્તરાધ્યયન, કર્મપ્રકૃતિ અને પંચસંગ્રહ વગેરે ગ્રન્થોમાંથી જાણી લેવું. કૃષ્ણલેશ્યાના પરિણામવાળા જીવો, હિંસક, મહાઆરંભી, ક્રૂર, વૈરી, અને ક્રોધ વગેરે દોષવાળા હોય છે. નીલ લેશ્યામાં પણ એવા પરિણામ વર્તે છે પણ પ્રથમ લેશ્યા કરતાં નીલમાં જરા મન્દ દુષ્ટ પરિણામ હોય છે. તેજોલેશ્યાથી દયાના પરિણામ આદિ ભાવ વર્તે છે. ચોપાટમાં ચોરાશી ઘર હોય છે. ચતુર્ગતિરૂપ ચોપાટમાં ચોરાશી લક્ષ યોનિરૂપ ચોરાશી ઘર અવબોધવાં. કૃષ્ણ અને નીલ લેશ્યાવાળા જીવો ચોરાશી લક્ષ યોનિમાં ભમે છે. અને કૃષ્ણલેશ્યા નીલલેશ્યાની જોડીથી ફર્યા કરે છે, જોડીનો નાશ થતો નથી. લાલ-(રક્ત) પદ્મના રંગ જેવી લેશ્યાવાળા અને જરદ-પીત લેશ્યાવાળા જીવો, સમ્યક્ત્વરત્નના યોગે મોક્ષરૂપ ઘરમાં આવી શકે છે. અને તે કદાપિ જોડીનો નાશ કરી શકે છે. કૃષ્ણ, નીલ, કાપોત અને તેજોલેશ્યાવાળા જીવો યથાર્થ વિવેકને પરિપૂર્ણપણે હૃદયમાં ધારણ કરી શકતા નથી. કાપોત અને તેજોલેશ્યાવાળા જીવો કદાપિ પોતાના મોક્ષઘર પ્રતિ પ્રયાણ કરવા અધિકારને પ્રાપ્ત કરે છે પણ કૃષ્ણ અને નીલ લેશ્યાવાળા તો કદી સ્વસ્થાન પ્રયાણના અધિકારી તે પરિણામમાં જ્યાંસુધી હોય ત્યાંસુધી થઇ શકતા નથી.

**भाव विवेकके पाउ न आवत, तब लग काची बाजी ।**
**आनन्दघन प्रभु पाउ देखावत, तो जीते जिय गाजी ॥प्रा०॥५॥**

ભાવાર્થ.—જ્યાંસુધી ભાવવિવેક પ્રાપ્ત થતો નથી ત્યાંસુધી બાજી કાચી જાણવી. અર્થાત્ સારાંશ કે ત્યાં સુધી ચતુર્ગતિરૂપ ચોપાટ જીતી શકાતો નથી. અને જ્યારે ચોપાટ રમતાં પાઉ આવે છે એટલે બાજી જીતાય છે. પાર પમાડનાર અંકને પાઉ કહે છે. પહેલા બાર આવી એકપાસમાં એક આવે તે પાઉ કહેવાય છે, પાઉ આવવાથી બાજીની રમતમાં જય મેળવી શકાય છે તેમ અત્ર પણ ચોરાશી લાખ જીવયોનિમાં પરિભ્રમણ કરતાં કરતાં કોઈ વખત દશદૃષ્ટાંતે દુર્લભ એવો મનુષ્યનો

ભવ પ્રાપ્ત થાય છે અને તેમાં પણ મહાદુર્લભ સમ્યક્ત્વરત્નરૂપ ભાવ-વિવેકની દૃષ્ટિરૂપ પાઉ આવે છે; તો ચોરાશી લાખ જીવયોનિમય સંસાર ચતુર્ગતિરૂપ ચોપાટનો પાર આવે છે અને આત્મા, મોક્ષરૂપ ઘરમાં સહેલાઇથી પ્રવેશ કરી ત્રિભુવનવિજયી બનીને અનંતસુખનો સમયે સમયે ભોગ કરે છે. શ્રીમદ્ આનંદઘનજી મહારાજ કહે છે કે હે પ્રભો! સમ્યક્ત્વવિવેકદૃષ્ટિરૂપ પાઉને દેખાડો કે જેથી ચતુર્ગતિરૂપ સંસાર ચોપાટને જીતીને ગાજી ઉઠીએ અર્થાત્ અનન્ત આનન્દ પ્રાપ્ત કરીએ. સમ્યક્ત્વવિવેકદૃષ્ટિરૂપ વિવેકની જો પ્રાપ્તિ થાય તો આનન્દનો ઘન અને સામર્થ્યધારક એવો આત્મા તે પરમાત્મરૂપ બનીને બાજી જીત્યો! બાજી જીત્યો!! એમ ગાજી ઉઠે છે. આવી આધ્યાત્મિક ચોપાટની રમત સંબંધમાં ઉંડા ઉતરવાથી વિશેષ અનુભવજ્ઞાન થાય છે અને બાહ્યની બાજી જીતવા કરતાં અન્તરની બાજી જીતવામાં વિશેષ લક્ષ્ય રહે છે અને દેવગુરૂની ભક્તિથી અન્તે બાજી જીતાય છે.

### पद १३.

(राग सारंग.)

**अनुभव हम तो रावरी दासी ॥ अ० ॥**
**आइ कहां ते माया ममता, जानुं न कहांकी वासी ॥अ०॥१॥**

**ભાવાર્થ.**—સમતા કહે છે કે હે અનુભવ! હું આત્મરાજાની દાસી છું. આત્માની સાથે માયા અને મમતા નામની સ્ત્રીઓ છે તે ક્યાંથી આવી, ક્યાંની રહેવાસી છે, તે હું જાણતી નથી. છેતરવાની પ્રકૃતિને માયા કહે છે. મારાપણાની બુદ્ધિને મમતા કહે છે. માયા સકલ જગતના પ્રાણીઓને પોતાના વશમાં કરે છે. માયા પોતાના સામર્થ્યથી જીવોને ચતુર્ગતિમાં ભટકાવે છે. માયાએ જગત્જીવોની ઋદ્ધિનું ભક્ષણ કર્યું છે. મનુષ્યો પોતાના સુખાર્થે માયાને સેવે છે પણ માયાના યોગે પોતેજ દુઃખમાં ફસાય છે. મનુષ્યો માયાના હેતુઓને સેવી જન્મ, જરા અને મૃત્યુના દુઃખસાગરમાં બુડે છે. માયારૂપ સમુદ્રને તરવો મહા મુશ્કેલ છે. માયાથી પૂર્વે કોઈ મનુષ્ય સુખી થયા નથી, વર્તમાનમાં સુખી નથી, અને ભવિષ્યમાં સુખી થનાર નથી. જે મનુષ્યો માયાના દાવ રચીને ધર્મની સાધના કરે છે તે દૂધમાં વિષનું સમ્મેલન કરે છે. માયા, આત્મિકસુખની વિરોધી છે. મોહની પ્રૌઢ પરાક્રમ ધરનારી માયા નામની દાસી, મનુષ્યોને પોતાની ઇચ્છાપ્રમાણે નચાવે છે. મમતા પણ મોહરાજાની પુત્રી છે. જગત્ના સર્વ જીવો મમતાના

પ્રપંચમાં ફસાયા છે. અનાદિકાળથી પરિગ્રહ સંજ્ઞા જીવોને લાગી છે. વનસ્પતિ પણ મમતાના યોગે પત્રોવડે ફળોને આચ્છાદન કરે છે. મમતાથી જીવો મારૂં તારૂં કરે છે. મમતાના યોગે જીવો પ્રાણનો નાશ કરે છે, રૂવે છે, કુટે છે અને હાયવરાળ કરે છે. મમતાના યોગે મનુષ્યો સ્વપ્નમાં પણ સુખ પામી શકતા નથી. મમતાના વશમાં પડેલા પ્રાણીઓ અનેક પ્રકારની ભ્રાન્તિને ધારણ કરે છે. મમતા મનુષ્યોના હૃદયની જ્ઞાનાદિક ઋદ્ધિને કોલી ખાય છે. હે અનુભવ! માયા અને મમતા એ બે દુષ્ટાઓ ચેતનસ્વામીને ફસાવીને દુઃખ આપે છે. એ બેના વશમાં પડવાથી મારા સ્વામીને કદી સહજસુખ પ્રાપ્ત થનાર નથી એમ હું તમને જણાવું છું.

**रीज परे वाके संग चेतन, तुम क्युं रहत उदासी।**
**वरज्यो न जाय एकांत कंतको, लोकमें होवत हांसी॥अ०॥२॥**

ભાવાર્થ.—સમતાને અનુભવ જણાવે છે કે હે સમતે! ચેતનને માયા અને મમતાની સાથે આનંદ પડે છે. તેથી તે માયા અને મમતાનું કુળ અને સ્થાન, વગેરે જાણવાની ઇચ્છાજ કરતા નથી. સાકર, શેલડી, અને દ્રાક્ષા, આદિ મધુર પદાર્થો કરતાં જેને જેના ઉપર રંગ લાગે છે તેને તે વસ્તુ વધારે મિષ્ટ-પ્રિય લાગે છે માટે ચેતનને પણ માયા અને મમતાની સંગતિથી ભ્રમયોગે આલ્હાદ ઉદ્ભવે છે. અતએવ તેની સંગતિમાં રહે છે તેથી હે સમતે! તું કેમ ઉદાસ થાય છે? અનુભવનું આવું ભાષણ શ્રવણ કરીને સમતા કહે છે કે, હે અનુભવ! મારાથી આત્મપતિનો એકાંત સંબંધ ત્યજી શકાતો નથી. હું પતિવ્રતા સ્ત્રી છું. ત્રણ ભુવનના પદાર્થો જે આત્માના કેવલજ્ઞાનમાં એકસમયમાં ભાસે છે તેવા ઉત્તમ આત્માની હું સ્ત્રી છું. હું કદાપિકાળે રાગદ્વેષાદિ દુષ્ટ કે જે મારા પતિને ભવોભવમાં અનંતદુઃખના દેનાર છે તેને ચાહતી નથી. તેની સંગતિ પણ કરતી નથી, તેથી જગત્માં મારી ઉત્તમ પ્રતિષ્ઠા ગણાય છે. હંસલી હંસને છોડીને કદાપિ કાગનો સંબંધ કરે નહીં; હંસ વિના હંસલી જીવી શકે નહીં, તેમ મારા પતિ વિના હું રહી શકતી નથી. તેઓ મ્હને છોડીને માયા અને મમતાની સાથે રહે છે તેથી લોકમાં તેમની તથા મારી હાંસી થાય છે, અને હું પૃથ્વીમાં પેસી જાઉં એવું મન થાય છે. હું દુનિયામાં મારી આવી દશાથી કોને સુખ દેખાડું? જેને માથે પડે છે તેજ જાણે છે. હે અનુભવ! હવે મ્હને બીલકૂલ મારા પતિ વિના ગમતું નથી. લોકોમાં હાંસી થવાથી બહુ લજ્જા આવે છે, મારો અને મારા ચેતનસ્વામીનો એકાંત સંબંધ છે, મારો અને તેમનો સમ્બન્ધ એક

રસભૂત છે. ઘટથી ઘટનું રૂપ ભિન્ન નથી તેમ મારાથી મારા સ્વામી ભિન્ન નથી. અમારો બેનો એકાંત સમ્બન્ધ છતાં સ્વામિનાથ મમતાના સંગમાં રંગાઈ ગયા તેમાં બેની હાંસી થાય છે; કારણ કે જગત્ એમ કહે કે અહો એકાંતસમ્બન્ધ હતો અને કેમ ભેદ પડ્યો? એમ કહીને લોકો હાંસી કરે તેમાં મારી અને તેમની શોભા નથી.

**समजत नांहि निठुर पति एती, पल एक जात छमासी ।**
**आनन्दघन प्रभु घरकी समता, अटकली और लबासी.॥अ० ३**

**ભાવાર્થ.**—હે અનુભવ! મારો પતિ મારી દશાને સમજી શકતો નથી. માયા અને મમતારૂપ કુલટા સ્ત્રીઓના પાશમાં પડીને કીર્તિ, ધન, પ્રતિષ્ઠા, સુખ અને વીર્યાદિ સર્વે શક્તિયોનો નાશ કરે છે અને દુઃખના પાશમાં સપડાયા અને સપડાય છે, તેની પણ મારા પતિને સમજણ પડતી નથી. દયાહીન ક્રૂર (નિષ્ઠુર) પતિ કંઈ પણ મારી વાત લક્ષ્યમાં લેતા નથી, કે અરે સતી સ્ત્રીને પતિના વિરહે એક પલ પણ છ માસ સરખી લાગે છે. સમતાની આવી વિજ્ઞપ્તિ અનુભવે સાંભળી તેથી તેણે અનુમાનથી જાણ્યું કે આત્માની ખરી સ્ત્રી સમતા છે. માયા અને મમતા ખરી સ્ત્રીઓ નથી અને સમતા તેજ ખરી સ્ત્રી છે. માયા અને મમતા જૂઠી સ્ત્રીઓ છે એમ નિશ્ચય કર્યો. આનન્દઘનજી મહારાજ કહે છે કે, આનંદના સમૂહરૂપ આત્માની ખરી સ્ત્રી સમતા છે, બીજી જૂઠી છે એમ અનુભવના સંબંધે આત્માએ જાણ્યું ત્યારે તેણે પોતાની ભૂલ કબુલ કરી અને સમતાની વિજ્ઞપ્તિપર પૂર્ણ વિશ્વાસ આવ્યો. સમતાના લક્ષણથી અને તેના શુદ્ધ પ્રેમથી આનંદઘનપ્રભુએ જાણ્યું કે આજ ઘરની ખરી સ્ત્રી છે. આત્માએ પોતાના જ્ઞાનથી સમતાને પોતાની સ્ત્રી તરીકે જાણી લીધી એટલે હવે સમતાને આનન્દનો પાર રહ્યો નહીં. સમતાએ પોતાના અન્તઃકરણના પ્રેમથી આત્માને પોતાના પ્રતિ ખેંચી લીધો. આત્માએ જ્યારે સમતાને પોતાની જાણી ત્યારે હવે મમતાના તરફ કેમ પ્રેમ ધારણ કરી શકે? અલબત તે પ્રેમ ધારણ કરી શકે નહીં. આત્મા પોતાની સ્ત્રી સાથે રહીને અર્થાત્ દરેક કાર્ય સમતાને હૃદયમાં રાખીને કરવા લાગ્યો અને તેથી તે સહજ નિર્મલ આનન્દનો ઘન (સમૂહ) ભોગવવા લાગ્યો અને તેથી તે આનન્દઘન એવું પોતાનું નામ સફલ કરવા લાગ્યો. આ પદનો ભાવાર્થ હૃદયમાં ઉતારી પ્રત્યેક આત્માઓએ સમતા એ પોતાની શુદ્ધ પરિણતિ છે એવો નિશ્ચય કરી સમતા ધારણ કરવા પ્રયત્ન કરવો.

पद १४.

( राग सारंग. )

अनुभव तूं है हेतु हमारो, अनुभव० ॥
आय उपाय करी चतुराई, औरको संग निवारो. ॥ अनु० ॥ १ ॥

ભાવાર્થ.—સમતાએ અનુભવના હૃદયમાં આત્માની હું ખરી પતિવ્રતા સ્ત્રી છું એમ ઠસાવ્યું અને અનુભવે તે વાત કબુલ કરી; ત્યારે પુનઃ સમતા કહે છે કે, હે અનુભવ ! મારા આત્મપતિની સાથે મેળાપ કરાવવામાં તું મને પુષ્ટ હેતુ છે; તારા વિના કોઈ મને આત્મપતિની સાથે સંબંધ કરાવનાર નથી. તું અનુભવ નામને યથાર્થ ધારણ કરે છે, આત્માને પણ હું તેની ખરી સ્ત્રી છું એમ અનુભવ કરાવનારજ તુંજ છે. માટે મારે તો જે કંઈ કહેવું હશે તો તે તને કહીશ; માટે હે અનુભવ ! તમે મારા આત્મસ્વામિની પ્રાપ્તિનો ગમે તે ઉપાય વા ગમે તે ચતુરાઈ કેળવો અને માયા, મમતા, આશા, કુમતિ, વગેરે અન્ય સ્ત્રીઓનો સંગ ટાળો અને મારા સંબંધમાંજ આત્મા રહે એમ કળા કેળવો. હે અનુભવ ! મારા સ્વામીને માયા આદિ દુષ્ટ કુલટા સ્ત્રીઓપર પ્રેમ ન રહે, તેઓમાં સુખની બુદ્ધિ ન રહે, તેઓની ચાલ ખરાબ ભાસે, તેઓએ તેમને દુઃખ આપ્યું અને તેમનું ધન લુંટી લીધું ઇત્યાદિ સર્વે વાત, તેમના લક્ષ્યમાં આવે, એમ તમે મારા સ્વામીને સમજાવો. તમારા સમજાવ્યાથી મારા સ્વામીને સ્વકીય ખરી સ્ત્રીનો અનુભવ આવશે, માટે જે જે રીતિથી તેમના હૃદયમાં મારાપર ખરો પ્રેમ પ્રગટ થાય તે તે રીતિથી મારા સ્વામીને તમો સમજાવો અને કુલટાના પાશમાંથી મારા સ્વામીને છોડાવો. અનુભવમાં અલૌકિક સામર્થ્ય રહ્યું છે એવું જાણીને સમતા, અનુભવને પોતાનું વૃત્તાંત જણાવે છે, અને તેથી તે અનુભવને આમ વિજ્ઞપ્તિ કરે છે. સમતા અને આત્મા એ બેનો સાક્ષાત્ પ્રત્યક્ષ સમ્બન્ધ કરાવી આપનાર અનુભવ છે. કેવલજ્ઞાનનો અનુભવજ્ઞાન એક લઘુ ભ્રાતા છે. કોઈ પણ તત્ત્વનો અનુભવ થયા વિના રસ ઉત્પન્ન થતો નથી. સમતા ઉત્પન્ન થાય છે ત્યારે અનુભવજ્ઞાન પ્રગટે છે, માટે અનુભવજ્ઞાન પ્રાપ્ત કરવું હોય તેણે પ્રથમ સમતાને પ્રગટ કરવી; કે જેથી અનુભવને મળી શકાય.

तृष्णा रांड भांडरी जाइ, कहा घर करे सवारो ।
शठ ठग कपट कुटुंबही पोखे, मनमें क्युं न विचारो ॥ अनु० २

---

१ ( पाठान्तर ) उनकी संगतिवारो ॥

ભાવાર્થ.—સંતોષ નહીં પામતાં પર વસ્તુઓ ગ્રહણ કરવાની તીવ્રેચ્છાને તૃષ્ણા કહે છે. મોહરૂપ ભાંડ (નીચ નિર્લજ્જ)ની દીકરી તૃષ્ણા છે. તૃષ્ણાના યોગે મારો આત્મપતિ એક ઠેકાણે કદી ઠરીને બેસતો નથી. તૃષ્ણાના યોગે મારા આત્મપતિએ આખી દુનિયાના પદાર્થો ભોગવ્યા, ખાધા અને પીધા, પણ તેને જરામાત્ર શાંતિ વળી નહીં; હજી પણ તૃષ્ણાના સંબન્ધથી સત્યસુખની સમ્મુખ થતો નથી. આત્માને દુઃખના ખાડામાં નાખનારી તૃષ્ણા મારા પતિને ઘેર શું શું અજવાળું કરી શકનાર છે? અલબત કંઈ પણ અજવાળું કરનાર નથી, ઉલટી અજ્ઞાનરૂપ અંધકાર કરનાર તે છે. તૃષ્ણાનું સ્વરૂપ જણાવે છે. તે શઠ છે–લુચ્ચી છે; તૃષ્ણામાં જેટલી લુચ્ચાઈ રહે છે તેટલી અન્યત્ર લુચ્ચાઈ દેખાતી નથી. તૃષ્ણા દુનિયાના સર્વ પદાર્થોને પ્રાપ્ત કરવાને માટે ઠગાઈ પણ કરે છે માટે તે ઠગ ગણાય છે. તૃષ્ણા, પોતાની બુરી આદતથી સર્વ પ્રાણીઓને છેતરે છે; તેનો જાતિસ્વભાવજ ઠગ છે; માટે તે મારા આત્મપતિને ક્ષણે ક્ષણે છેતરે છે, પણ તેની મારા સ્વામીને સમજણ પડતી નથી. તૃષ્ણા કપટ કરે છે, તૃષ્ણાથી જગ-તમાં સર્વ પ્રકારનાં કપટ થાય છે, તૃષ્ણા જેવી કોઇ કપટી લુચ્ચી અને ઠગારી સ્ત્રી દેખાતી નથી. તૃષ્ણા પોતાના ક્રોધ, માન, માયા, લોભ, અને અજ્ઞાન આદિ કુટુંબને પોષણ કરનારી છે. તૃષ્ણાની આવી બુરી દષ્ટિનું સ્વરૂપ હે અનુભવ! હું તમારી આગળ નિવેદન કરૂં છું. તૃષ્ણાએ મારા સ્વામીની બુરી હાલત કરી, તેમને ગાંડા ભ્રાંત જેવા કરી દીધા છે; તેથી સમતા કહે છે કે, હે અનુભવ! મ્હને કેમ ચેન પડે? અને તેવું મારાથી ખમાય પણ ખરૂં કે? હે અનુભવ! તેનો મનમાં તમે વિચાર કેમ કરતા નથી?

**कुलटा कुटिल कुबुद्धि संग खेलके, अपनी पत क्युं हारो।**
**आनन्दघन समता घर आवे, वाजे जीत नगारो. ॥ अनु० ॥३॥**

ભાવાર્થ.—સમતા, અનુભવને કહે છે કે, હે અનુભવ! તું મારા સ્વામીને કહે કે તમો કુલટા, કુટિલગતિ અને કુબુદ્ધિવાળી એવી તૃ-ષ્ણાની સોબત કરીને તમે પોતાની પ્રતિષ્ઠાનો કેમ નાશ કરો છો? આનન્દનો સમૂહ જેનામાં છે એવા આનન્દઘન આત્મારૂપ સ્વામી જો મારા એટલે સમતાના ઘેર આવે તો જીતનગારૂં વાગે અર્થાત્ તેઓ ત્રણ ભુવનમાં જયનાં વાદ્ય વગડાવનારા કહેવાય અને ત્રણ લોકના નાથ અને, સકલ કર્મનો ક્ષય થાય અને તેઓ પરમાત્મસ્વરૂપમય થઈ જાય.

તૃષ્ણાની ગતિ કુટિલ છે, તૃષ્ણાથી કુબુદ્ધિ ઉત્પન્ન થાય છે.

–તૃષ્ણાનું વિશેષ સ્વરૂપ જોવું હોય તો अस्मदीयकृत परमात्मदर्शन पुस्तक વિલોકવું. જગત્માં સર્વે આત્માઓ તૃષ્ણાના યોગે અનેક પ્રકારની કુબુદ્ધિને ધારણ કરી. હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, યુદ્ધ અને વિશ્વાસઘાત વગેરે પાપોને સેવે છે. તૃષ્ણાસંબન્ધમાં એક ઠેકાણે જણાવ્યું છે કે, एक कीडीए दरियो पीधो, तोपण तरशी थाय ॥ बार मेघनां पाणी पीधां, नदीमां डुबी जाय ॥ भला जग सांभळो संतो रे, के नावपर दरियो चाल्यो जाय ॥ बुडिया बावा यति संन्यासी, खाखी जोगी फकीर ॥ जलमय दुनिया देखी ज्यारे, रही नहीं कोइनी धीर ॥ भला० ॥ १ ॥ તૃષ્ણારૂપ કીડી, સમુદ્ર પી જાય છે, બાર મેઘનાં પાણી પી જાય છે, પણ સમતારૂપ નદીમાં તે આવે છે તો ત્યાં બુડી જાય છે ઇત્યાદિ. સમતા કહે છે કે હે અનુભવ ! તું મારા આત્મારૂપ પતિને કહે જે કે તમો નીચ, કુલટા એવી તૃષ્ણાના સંગે પોતાના કુળની પ્રતિષ્ઠા, આબરૂ, ધન, બળ અને બુદ્ધિ વગેરેને હારો છો; તમારી તેથી શોભા વધતી નથી. આનન્દઘનજી મહારાજ કહે છે કે, અનુભવ જો આત્માને સમજાવે અને તે સમતાના ઘેર આવે તો જીતનગારાં વાગે અને આનન્દ આનન્દ થઈ જાય.

## पद १५.

( राग सारंग. )

**मेरे घट ग्यान भानु भयो भोर ॥ मेरे० ॥**
**चेतन चकवा चेतना चकवी, भागो बिरहको सोर. ॥मेरे०॥१॥**

ભાવાર્થ.—અનુભવી કહે છે કે મારા હૃદયમાં જ્ઞાનરૂપ સૂર્યનું પ્રભાત થયું; ચેતનરૂપ ચક્રવાક અને શુદ્ધચેતનારૂપ ચક્રવાકી એ બેનો અજ્ઞાનરૂપ અંધકારના યોગે વિરહ થયો હતો, તે વિરહનો શોર (શબ્દનો અવાજ) બન્ધ થયો. ચેતન પોતે ચેતના વિના રહી શકતો નથી અને શુદ્ધ ચેતના પોતે ચેતન વિના રહી શકતી નથી. જ્યાંસુધી અજ્ઞાનરૂપ અન્ધકાર હોય છે ત્યાંસુધી પોતાના શુદ્ધસ્વરૂપનો અવબોધ થતો નથી. અનન્તાનુબન્ધી ક્રોધ, માન, માયા અને લોભ તેમજ, સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય અને મિથ્યાત્વમોહનીય એ ત્રણ મોહનીય, એવં સર્વે મળી એ સાત પ્રકૃતિનો ઉપશમભાવ પ્રાપ્ત થતાં ઉપશમસમ્યક્ત્વ પ્રગટે છે અને એ સાત પ્રકૃતિનો ક્ષયોપશમભાવ થતાં ક્ષયોપશમસમ્યક્ત્વ પ્રગટે છે, તેમજ એ સાત પ્રકૃતિનો સંપૂર્ણ ક્ષય થતાં ક્ષાયિકભાવે સમ્યક્ત્વ પ્રગટે છે. ઉપશમાદિ સમ્યક્ત્વની પ્રાપ્તિ થતાં સમ્યગ્જ્ઞાનની દશા પ્રગટે છે અને પોતાના શુદ્ધસ્વરૂપનો પોતાને નિશ્ચય થાય છે, ત્યારે શરીરાદિ પદાર્થોમાં ઉત્પન્ન થએલી અહંત્વ અને મમત્વ-

બુદ્ધિનો નાશ થાય છે અને પોતાની શુદ્ધચેતના પ્રગટે છે અને તેથી અંનેનો વિરહ ભાગે છે. શુદ્ધચેતના અને ચેતનની વિરહદશામાં દુઃખના સાગરો પ્રકટે છે, સાત પ્રકારના ભયનું દુઃખ ઉત્પન્ન થાય છે, જન્મ-જરા અને મરણના ભયથી હૃદય ધડકે છે, જરામાત્ર પણ શાંતિ મળતી નથી; આંધળાની પેઠે અગમ્યસ્થાનમાં પણ ગમન કરવું પડે છે. અનુભવી કહે છે કે, હવે તો હૃદયમાં જ્ઞાનસૂર્યનો પ્રભાત થવાથી શુદ્ધ-ચેતના અને ચેતનનો સમ્બન્ધ થયો; બન્નેનો વિરહ ભાગતાં આનન્દનો ઉભરો ઘટમાં પ્રગટે છે.

**फैली चिहुं दिसि चतुरा भाव रूचि, मिट्यो भरम तम जोर ॥**
**आपकी चोरी आपही जानत, औरे कहत न चोर. ॥ मेरे०॥२॥**

ભાવાર્થ.—જ્ઞાનરૂપ સૂર્યનો હૃદયમાં ઉદય થવાથી ચારે દિશાએ ચતુર શુદ્ધધર્મરમણ ભાવરૂચિરૂપ પ્રકાશનો ફેલાવો થયો, અને મિથ્યાત્વ ભ્રમરૂપ અન્ધકારનું જોર ટળ્યું, તેથી પોતાનામાં રહેલા ગુણોનું દર્શન થયું; વિવેકદષ્ટિવડે સર્વ પદાર્થો જેવા રૂપમાં છે તેવા રૂપમાં સમ્યક્પણે જોયા. જડપદાર્થો જડના લક્ષણવડે ભિન્ન જણાયા અને આત્મા પોતાના જ્ઞાનાદિ લક્ષણવડે ભિન્ન દેખાયો. પરજડવસ્તુ-ઓમાં અનાદિકાળથી અજ્ઞાન ભ્રાંતિથી આત્મા અહં અને મમત્વભાવને ધારણ કરે છે. જડવસ્તુમાં ઈષ્ટત્વ અને અનિષ્ટત્વરૂપ ભ્રાંતિને ધારણ કરી નાહક સુખ અને દુઃખની કલ્પના કરી પોતાના આત્માને પોતે —મૂર્ખ જીવ, જંજાળમાં નાંખે છે. અજ્ઞાનાવસ્થામાં આત્મા પોતેજ આડા-માર્ગે ચાલવાથી પોતાનો શત્રુ બને છે, તેમજ પોતેજ પોતાના ગુણોનો ચોર બને છે. આત્મા પોતેજ પોતાનો બન્ધુ છે, અને પોતેજ પો-તાનો ઉદ્ધાર કરે છે, આત્મા પોતેજ ચતુર્ગતિરૂપ સંસારમાં પોતાની ભૂલથી પરિભ્રમણ કરે છે. હાડકામાં લોહી નહીં હોવા છતાં શ્વાન તેને ચૂસે છે અને પોતાનું લોહી હાડકામાં પડે છે તેને ચાખીને એમ માને છે કે હું હાડકામાંથી રક્ત ચૂસું છું. તેમજ શ્વાન આરીસામાં પોતાના પ્રતિબિમ્બને દેખી ભસે છે અને તેથી ભય પામી પ્રસંગે નાશી જાય છે. સિંહની ગુફામાં સિંહ, મેઘની ગર્જનાને અન્ય સિંહની ગર્જના માની પોતાની મેળે માથું પછાડી મરણ પામે છે, તેમ આત્મા ભ્રાંતિથી પોતાના ગુણોનો પોતેજ ચોર બને છે અને અજ્ઞાનરૂપ ભ્રાંતિથી પો-તાના ગુણોનો સ્વયં નાશ કરનારો બની પોતેજ પોતાનો શત્રુ બને છે. પોતાની ઋદ્ધિનો અજ્ઞાનદશામાં પોતેજ છુપાવનાર હતો તેથી પોતે ચોર હતો, પણ કોઈ અન્ય ચોર નહોતો એમ હૃદયમાં જ્ઞાનરૂપ સૂર્ય પ્રગટ થતાં જણાયું.

**अमल कमल विकचभये भूतल, मंद विषय शशि कोर।**
**आनन्दघन एक वल्लभ लागत, और न लाख किरोर. ॥ मेरे०॥२॥**

**ભાવાર્થ.**—અનુભવી કહે છે કે જ્ઞાનસૂર્યનું પ્રભાત થતાં નિર્મલ હૃદયકમલનો આત્મભૂમિમાં વિકાસ થયો, અને પઞ્ચ ઇન્દ્રિયોના ત્રેવીશ વિષયરૂપ ચન્દ્રની કાન્તિ ઝાંખી થઈ ગઇ. સૂર્ય ઉગતાં ચન્દ્રની કાન્તિ ઝાંખી થઈ જાય છે, તેમ જ્ઞાનરૂપ સૂર્ય પ્રકાશતાં વિષયરૂપ ચંદ્રની કાંતિ ઝાંખી થાય છે, અર્થાત્ અધ્યાત્મજ્ઞાનદશા પ્રકટ થતાં વિષય બુદ્ધિની મન્દતા પડે છે અને વિષયો વિષ સરખા લાગે છે; વિષયોમાં સુખની બુદ્ધિ બિલકૂલ રહેતી નથી. કમલે સૂર્યની સાથે સંબંધ બાંધ્યો છે તેથી જલથી ઉપન્ન થયું છે, તો પણ તેનાથી નિર્લેપ રહીને સૂર્યનો ઉદય થતાં કમલ પોતે વિકસિત થાય છે; સૂર્ય ઘણો દૂર છે તો પણ તેના પ્રકાશના અંશને ગ્રહીને પોતાનું વિકસિતપણું દર્શાવે છે. આકાશમાં રહેલો ચન્દ્ર ઝાંખો થઈ જાય છે તેમ જ્ઞાનરૂપ સૂર્ય ઉગ્યાથી હૃદયમાં હર્ષોલ્લાસરૂપ આનન્દનો પ્રકાશ ખીલે છે, અને જ્ઞાનરૂપ સૂર્યની સાથે હૃદયકમલ પોતાના સત્ય સંબંધને આનન્દરૂપ વિકસિતપણાથી જણાવે છે. અધ્યાત્મજ્ઞાન થતાં હૃદયમાં આનન્દનો પાર રહેતો નથી. આત્મા પોતાના શુદ્ધસ્વરૂપમાં પ્રવૃત્તિ કરે છે, એટલે બાહ્ય જડ વસ્તુઓમાં સુખ અગર દુઃખપ્રદત્વ જણાતું નથી; તેથી શરીરાદિ બાહ્યની લાખ કરોડ વસ્તુઓ પણ વલ્લભ લાગતી નથી. શ્રીમદ્ આનન્દઘન અનુભવી કહે છે કે હવેતો જ્ઞાનરૂપ સૂર્યનો પ્રકાશ થવાથી ભ્રાન્તિ ટળી; તેથી એક આનન્દનો સમૂહભૂત આત્માજ પ્યારો લાગે છે. આવા શ્રીમદ્‌ના ઉદ્‌ગારો તેમને જગત્‌માંની કોઈ વસ્તુઓ વલ્લભ લાગતી નહોતી અને એક આત્માજ વલ્લભ લાગતો હતો એમ લેખકના હૃદયમાં ભાસ પાડે છે.

## पद १६.

( राग मारू. )

**निशदिन जोउं तारी वाटडी, घेरे आवोरे ढोला ॥ निश० ॥**
**मुज सरिखा तुज लाख है, मेरे तुंही अमोला. ॥ निश० ॥१॥**

**ભાવાર્થ.**—સમતા કહે છે કે, હે ઢોલા, હે પ્યારા આત્મસ્વામિન્! હું તમારી રાત્રી દિવસ વાટડી (રાહ) જોઉં છું. હે મારા પ્રિય સ્વામિન્! હવે કૃપા કરીને તમે મારા ઘેર આવો. મારા સરિખી તમારે લાખો સ્ત્રીઓ છે અને મારે તો જેનું મૂલ ન થાય તેવા તમે એકજ છે. આત્માના સમાન જગત્‌માં કોઈ આનન્દનું ધામ નથી. જીવ, અજીવ,

પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ આ નવ તત્ત્વમાં પણ જીવની પ્રથમ ગણના છે, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય, કાલ અને ચેતનાસ્તિકાય એ છ દ્રવ્યોમાં ચેતન દ્રવ્ય, ચેતના શક્તિવડે સર્વ દ્રવ્યોને જાણે છે અને દેખે છે. ચેતનવિના કોઈ દ્રવ્યને જાણી શકાય નહી અને દેખી શકાય પણ નહીં. અનેક પ્રકારનાં પુણ્ય અને પાપનો કર્તા આત્મા છે પુણ્ય અને પાપનો ભોક્તા પણ આત્મા છે, ધર્મધ્યાનાદિવડે પુણ્ય અને પાપનો ક્ષયકર્તા પણ આત્મા છે. આત્માની સમભિરૂઢનયવડે પ્રાપ્તિ તેરમા ગુણસ્થાનકમાં થાય છે. આત્માને પોતાના ઘરમાં આવવાનો માર્ગ પ્રથમ ગુણસ્થાનકથી છે, ગુણસ્થાનક ચઉદ છે તેનાં નામો નીચે મુજબ છે. १ मिथ्यात्व गुणस्थानक, २ सास्वादन गुणस्थानक, ३ मिश्र गुणस्थानक, ४ अविरतिसम्यग्दृष्टि गुणस्थानक, ५ देशविरति, ६ सर्वविरति, ७ अप्रमत्त, ८ निवृत्ति गुणस्थानक, ९ अनिवृत्ति गुणस्थानक, १० सूक्ष्मसंपराय, ११ उपशान्त गुणस्थानक, १२ क्षीणमोह गुणस्थानक, १३ सयोगिकेवली गुणस्थानक અને १४ अयोगी केवलि गुणस्थानक. આ ચઉદ ગુણસ્થાનક છે તે મુક્તિનો માર્ગ છે. મુક્તિરૂપ મહેલનાં ચઉદ પગથીયાં છે, ગુણસ્થાનકમાં રહેલી સમતારૂપ સ્ત્રી પોતાના ચેતનસ્વામીની ગુણસ્થાનકરૂપ વાટથી રાહ જુવે છે અને પોતાના ત્યાં પધારવાની વિજ્ઞપ્તિ કરે છે.

जवहरी मोल करे लालका, मेरा लाल अमोला।
ज्याके पटंतर को नहीं, उसका क्या मोला. ॥ निश० ॥ २ ॥

ભાવાર્થ.—ઝવેરી, લાલ માણેકની કિંમત કરે છે, પણ મારા આત્મપતિ લાલની તો કિંમત જ થતી નથી માટે તે અમૂલ્ય ગણાય છે. ઝવેરી આત્મમાણેકની કદી કિંમત કરી શકતો નથી; તેથી મારા સ્વામીની મહત્તાનો પાર રહેતો નથી. માણેક વગેરેને તો શરીરપર ધારણ કરવામાં આવેછે, તેમજ લાલ માણેક વગેરેનેછાતી વિગેરે પર આભૂષણમાં ધારણ કરવામાં આવે છે પણ હૃદયમાં ધારણ કરી શકાતું નથી તેથી પટંતર રહે છે, પણ મારો આત્મલાલ તો હૃદયમાંજ રહેતો હોવાથી કોઈ જાતનું પટંતર નથી; તેથી જેનું હૃદયથી પટંતર (આંતરૂં) ન હોય તેનું શું મૂલ્ય? અર્થાત્ તે અમૂલ્ય ગણાય છે. દુનિયામાં હૃદયથી પટંતર નહિ રાખનારા મિત્રો પણ દુર્લભ છે અને તેથી તે અમૂલ્ય ગણાય છે. બાહ્યમાણેકોની એકસરખી કિંમત હોતી નથી, અને તેઓનું તેજ પણ માણેક પ્રતિ ભિન્ન ભિન્ન હોય છે.

ાત્મારૂપ માણેકના તેજનો પાર નથી અને તે હૃદયથી ભિન્ન ન ાવાથી તેની કોઈ જગત્માં કિંમત આંકી શકતું નથી. આત્માના નન્ત ગુણો છે, આત્માના એકેક જ્ઞાનાદિ ગુણની પણ કિંમત થઈ કતી નથી ત્યારે અનન્ત ગુણનું ધામ (આશ્રમ) એવા આત્માની ક઼િમ્મત થઈ શકે નહીં એ યથાતથ્ય છે. સમતા કહે છે કે આત્મ-પ સ્વામીની સાથે મારે કોઈ જાતનું અન્તર નથી, આત્મારૂપ સ્વામી તો દયમાં જ રહે છે અને જે હૃદયમાં રહે તેના ઉપર સંપૂર્ણ પ્રેમ રહે છે. જેનામાં સહજ અનન્ત સુખ રહ્યું છે એવા મારા ચેતનલાલ અમૂલ્ય છે. એમના ઉપર અસંખ્યવાર વારી જાઉં છું. મારા લાલની જગત્માં બલિહારી છે.

**पय निहारत लोयणें, द्रग लागी अडोला ।**
**जोगी सुरत समाधि मैं, मुनि ध्यान झकोला. ॥ निश० ॥३॥**

ભાવાર્થ.—સમતા કહે છે કે હે સ્વામિન્! હે મારા લાલ! મારી આંખે આપના પગને જોતી બેઠી છું. આપના ચરણકમલનાં દર્શન કરવાની અડોલ દૃષ્ટિ થઈ છે. આપને આવવાની વાટમાં આપના પાદનું દર્શન કરવામાટે એક સ્થિર દૃષ્ટિ રાખીને જોયા કરૂં છું. જેવી યોગી સમાધિમાં સ્થિર સુરતા રાખે છે અને એક સાધ્ય વસ્તુના ઉપયોગ વિના અન્યવસ્તુઓને દેખતો નથી, તેમ મારી નજર તારાપર ઠરી છે અને હૃદયમાં તુંહિ તુંહિ થયા કરે છે. દ્વિતીય દૃષ્ટાન્તથી જણાવે છે, જેમ મુનિનું મન ધ્યાનમાં ઝકોલે છે અર્થાત્, જે વસ્તુનું ધ્યાન કરે છે તેમાં ને તેમાંજ વળગ્યું રહે છે, તેમ હે લાલ! હે આત્મસ્વામિન્! મારી દૃષ્ટિ પણ તમારાપર તેવી જ લાગી રહી છે. ज्यां देखुं त्यांहि तुंहि तुंहि, प्राणपति વણ प्रेम किश्योरी. सोऽहं, सोऽहं, सोऽहं, सोऽहं, ઇત્યાદિ. આપજ મારી આંખના લક્ષ્યરૂપ થઈ પડ્યા છો. હે આત્મસ્વામિન્! આપના ચરણમાં મારી સ્થિર દૃષ્ટિ લાગવાથી સ્થિરતારૂપ અડોળ વૃત્તિના લીધે સ્વામીની સાથે તે કાલને અનુસરી સમાધિનો અનુભવ થયો, એક ધ્યાનથી પતિના સામું જોતાં મારી દૃષ્ટિની સ્થિરતા થઈ અને અન્તરમાં કાંઈક સ્વામિના સ્વરૂપનો અપૂર્વ ભાવ પ્રગટી નીકળ્યો. મારા સ્વામીને સ્થિર દૃષ્ટિથી જેમ જેમ દેખું છું તેમ તેમ મારી ચક્ષુમાં કંઈક અપૂર્વ સ્નેહનું ઝરણું પ્રગટે છે, આત્મપ્રભુના સામું સ્થિર દૃષ્ટિથી જોતાં ત્રાટક યોગની સિદ્ધિ થાય છે અને તેથી દૃષ્ટિનું અપૂર્વ સામર્થ્ય ખીલી શકે છે. સ્વકીય દિવ્યચક્ષુની નિર્મળતા પણ ક્ષણે ક્ષણે વધતી જાય છે. ચક્ષુમાં

સ્નેહ રહે છે તેથી સમતા કહે છે કે સ્વામીને ચક્ષુથી સ્થિરપણે અવલોકી મેં મારા સ્વામિને સત્ય સ્નેહનો નિશ્ચય કરાવ્યો.

**कौन सुनै किनकूं कहुं, किम मांडु मैं खोला ।**
**तेरे मुख दीठे हले, मेरे मनका चोला. ॥ निश० ॥ ४ ॥**

ભાવાર્થ.—સમતા કહે છે કે હે સ્વામિન્! તારાવિના મારી વાત કોણ સાંભળી શકે? અર્થાત્ અન્ય કોઈ સાંભળનાર નથી અને અન્યને મારી વાત સંભળાવવી પણ યોગ્ય નથી, તારાવિના મારી વાત અન્યને શું કહું. મારા સ્વામીવિના ખરેખર અન્યને વાત કહી શકાય તેમ નથી, સાંભળનાર અને કહેવાનું સ્થાન તુંજ છે. આપ્રમાણે હૃદય ખોલીને આપની આગળ વાત કરૂં છું. કેમ હવે હું શું ખોળા પાથરૂં? અરે મારા સ્વામિન્! વિશેષ શું કહું, ત્હારૂં મુખ દેખતાં મારા મનનું ડામાડોલપણું ટળી જાય છે. હે આત્મસ્વામિન્! હૃદયની ગુહ્ય વાતો તારાવિના અન્યની આગળ કહી શકાય તેમ નથી, હે આત્મસ્વામિન્! તમારા વિના અન્ય ધર્માસ્તિકાયાદિ જડ દ્રવ્યોમાં મારી દુઃખની વાર્તા સાંભળવાની શક્તિ નથી અને તેમ જ તેઓનાથી મને કિઞ્ચિત્ પણ સુખ થવાનું નથી. પુદ્ગલ દ્રવ્યની સંગતિમાં સુખની લાલસાએ અનન્ત જીવો અનાદિ કાળથી લલચાય છે, પુદ્ગલ દ્રવ્યને ધન કલ્પીને તેમાં રાચી માચી રહે છે, પુદ્ગલ દ્રવ્યમાં સુખની ભ્રાન્તિથી અનેક જીવો વારંવાર જ્યાં ત્યાં પરિભ્રમણ કરે છે, પણ ઉલટા દુઃખની પરંપરાને પ્રાપ્ત કરે છે. પોતાનાથી ભિન્ન પુદ્ગલ દ્રવ્ય જાતે જડ છે અને તેનામાં સુખ ગુણ નથી. ચેતના કથે છે કે મારૂં જીવન સહજ સુખરૂપ છે, મારૂં જીવન મારા આત્મપતિની સાથે તાદાત્મ્ય સંબંધથી સંબંધિત છે. મારી અને મારા શુદ્ધાત્મપતિની એક જાતિ અને એક સ્વભાવ છે. અનાદિ કાળથી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી મારૂં અને મારા શુદ્ધ ચેતન દ્રવ્યનું અનન્ત ધર્મની અસ્તિતા અને નાસ્તિતામય સ્વરૂપ એકસરખું છે. જલ અને જલનો રસ, સાકરમાં સાકરની મીઠાશ અભિન્નપણે વર્તે છે; કદાપિ તેની ભિન્નતા થાય પણ મારી અને તમારી હે સ્વામિન્! નિત્ય અભેદસંબંધ હોવાથી ભિન્નતા થવાની નથી.

**मित्त विवेक वातें कहै, सुमता सुनि बोला ।**
**आनन्दघन प्रभु आवशे, सेजडी रंगरोला. ॥ निश० ॥ ५ ॥**

ભાવાર્થ.—સમતાના આત્મસ્વામીપ્રતિ આવા પ્રાર્થનાના બોલ સાંભળીને વિવેકમિત્ર કહે છે કે, હે સુમતે! તું હવે, ખેદ છોડી દે.

આનન્દના સમૂહભૂત એવા આત્મસ્વામી તારા મન્દિરમાં જરૂર પધારશે અને તારી સેજડીએ આવીને આનન્દ રંગમાં ગરકાવ થઈ જશે અને તને પણ આનંદ આનંદ થઈ જશે, અર્થાત્ આનંદમાં તું રંગરોળ બની જઈશ. વિવેક કથે છે કે હે સમતા સખિ! તું હવે જરા માત્ર ચિન્તા કરીશ નહી, હું વિવેક નામનો તારો મિત્ર છું, મારામાં એવી અદ્દ્ભુત શક્તિ રહી છે કે સત્ય અને અસત્યનો ભેદ તુર્ત પાડી દઉં છું. હંસ જેમ દૂધ અને જલ ભેગાં મળેલાં હોય છે તો પણ તેને ભિન્ન કરે છે તેમ, તારા આત્મસ્વામી કુમતિના વશમાં પડેલા છે, તો પણ તેમની સાથે મારો સમાગમ થતાં તેમની દિવ્ય ચક્ષુઓ ઉઘડશે અને તે દિવ્ય ચક્ષુના પ્રતાપે પોતાની અને પારકી સ્ત્રીનો ભેદ તુર્ત જાણી લેશે; કુમતિ, મમતા અને અશુદ્ધ પરિણતિ, વગેરે કુલટા સ્ત્રીઓ છે અને તે દુઃખ દેનારીઓ છે, એમ તુર્ત તેમને નિશ્ચય થશે. અનેક જીવોની મેં દિવ્ય ચક્ષુઓ ખુલાવી છે અને તેમને સિદ્ધબુદ્ધ પરમાત્માઓ બનાવ્યા છે. હે સમતા સખી! હું ચોથા ગુણસ્થાનકમાં પ્રથમ તારા આત્મસ્વામિને મળીને સમજાવીશ તેથી તારો આત્મપતિ તુર્ત તારા ઉપર પ્રેમ ધારણ કરશે અને તને મળવા ઉત્સુક થશે. આ પ્રમાણે સમતાને દિલાસો આપીને વિવેક મિત્રે આત્માની પાસે ગાન કર્યું.–અનુભવે સમતા અને મમતાનું પરિપૂર્ણ સ્વરૂપ સમજાવીને આત્માનું સત્ય હૃદય ઉઘાડયું, તેથી આત્મા પોતાની સમતા સ્ત્રીપર પ્રેમ ધરવા લાગ્યો. વિવેકે પુનઃ સર્વ હકીકત સમતાને સંભળાવી અને દિલાસો આપ્યો કે હવે આનન્દના સમૂહરૂપ એવા આત્મસ્વામી તારા ઘેર આવશે અને તને સહજ આનન્દમાં રંગરોળ કરી નાખશે.

### पद १७.

(राग सोरठ.)

**छोराने क्युं मारे छेरे, जाये काढ्या डेण ।**
**छोरो छे महारो वालो भोलो, बोले छे अमृत वेण. ॥ छोरा० ॥१॥**

ભાવાર્થ.—ક્ષયોપશમચેતનારૂપ સ્ત્રી, પોતાના અન્તરાત્મરૂપ સ્વામીને કહે છે કે હે સ્વામિન્! તું સંયમરૂપ પુત્રને કેમ મારે છે. તેં શું કર્મનું દેવું કાઢ્યું છે કે આટલો બધો ફુલાઈને નાના પુત્રને મારે છે? આપણો ઉદ્ધાર કરનાર પુત્ર છે તેને પ્રમાદમાં ફસીને તું મારે છે તો તેથી તારી ઉન્નતિ થવાની નથી. સર્વ વસ્તુઓમાં પ્રિયમાં પ્રિય સંયમ પુત્ર છે. હાલ્ તો એ બાલુડો છે, ભદ્રકપરિણામી છે, અમૃતસમાન મિષ્ટ વચન બોલે છે. તે બાલપણમાં પણ કહેછે કે સર્વ જીવોની દયા

કરવી, સત્ય બોલવું, આજ્ઞા માગીને કોઇની વસ્તુ લેવી, બ્રહ્મચર્યનું પાલન કરવું, પરિગ્રહની મમતા ત્યાગવી, સ્વાર્થનો ત્યાગ કરવો, જગત્‌ની દૃશ્ય વસ્તુઓમાં અહું અને મમત્વ કલ્પવું નહીં, મનમાં અશુભ વિચારો કરવા નહીં, મનોગુપ્તિ ધારણ કરવી, વિચારીને બોલવું, કાયાને વશમાં રાખવી, પંચઇન્દ્રિયોના વિષયોને જીતવા અને જે જે ખરાબ ઇચ્છાઓ થાય તેને દાબી દેવી; ઇત્યાદિ અમૃત જેવા બોલ બોલે છે, તેની વૃત્તિ બહુ સારી લાગે છે, તેનું હૃદય નિર્દોષ છે, જેવું જુએ છે અને કરે છે તેવું સરલતાથી–વિશુદ્ધપ્રેમથી આપણી આગળ કહી દે છે. આપણા ઉપર નિર્મલ પ્રેમ અને વિશ્વાસની દૃષ્ટિથી જુવે છે માટે એવા સંયમપુત્રને મારવો ન જોઈએ. છોરૂ કુછોરૂ થાય પણ માબાપ કુમાવીતર ન થાય એ કહેવત હે સ્વામિન્! ધ્યાનમાં રાખો. હે સ્વામિન્! એનું કેવું સુન્દર સ્વરૂપ છે? આવા ગુણમૂર્તિરૂપ છોકરાને મારતાં કેમ લજ્જા આવતી નથી? જગત્‌માં સન્ત પુરૂષો તને કેવો કહેશે? તેનો હે મારા સ્વામિન્! વિચાર કર!! વિચાર કર!!!

**लेय लकुटियां चालण लागो, अब कांइ फूटा छे नेण ।**
**तूं तो मरण सिराणें सूतो, रोटी देशे कोण. ॥ छोरा० ॥ २ ॥**

**ભાવાર્થ.**—હે સ્વામિન્! તું તો હવે લાકડીએ ચાલે છે. લાકડીના અવલંબન વિના તું ચાલી શકતો નથી. તો પણ તારી આંખો કંઈ ફુટી ગઈ છે કે સંયમપુત્રને મારે છે. સમ્યગ્દૃષ્ટિ, વિશેષ જુસ્સામાં આવીને કહે છે કે, તું તો હવે મરણની પથારીએ (શય્યામાં) સુતો છે. હવે તને પુત્ર વિના કોણ રોટી આપશે? માટે હે વૃદ્ધ સ્વામિન્! તું સમજ અને અવિરતિરૂપ લાકડીથી પુત્રને માર નહીં. પુત્ર છે તો તેનાથી જ્ઞાન, અને આનન્દાદિક આહાર આપણને મળશે; વૃદ્ધાવસ્થામાં સંયમરૂપ પુત્રનોજ ખરેખરો આધાર છે. સંયમરૂપ પુત્રમાં એવી શક્તિ છે કે, તે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અન્તરાય એ અષ્ટપ્રકારના કર્મરૂપ દેવાને થોડા વખતમાં ચુકવી દેશે; આપણી ખરા અન્તઃકરણથી સંભાળ રાખશે. પુત્રના સમાન માતાપિતાની અન્ય કોઈ સમ્યગ્રીત્યા સંભાળ રાખી શકતું નથી. વૃદ્ધાવસ્થામાં દેખવાની આંખ, ચાલવાની લાકડી, અને વિશ્રામનું સ્થાન, પુત્ર હોય છે; માટે હે સ્વામિન્! વિષય, કષાય, મિથ્યાત્વ, આલસ્ય અને અજ્ઞાન વગેરે પ્રમાદોના વશ થઇને સંયમ છોકરાને ધમકાવી દુઃખ દેઈશ નહીં. પરભવમાં પણ તેનાવડે આપણે સુખ પામીશું, સ્વર્ગીય સુખ અને શિવસુખને અનુક્રમે પ્રાપ્ત કરીશું. માટે હે સ્વામિન્! હવે મારી શિખામણ-

માની, મોહના ભમાવ્યાથી ભમી જઈને સંયમ પુત્રપર કુદૃષ્ટિ કરીશ નહીં. સર્વે જીવો પુત્રને ઇચ્છે છે, પુત્ર વિના કરોડો દીવા કર્યા છતાં ઘર શૂન્ય જેવું લાગે છે. આપણને તો તે ભવિતવ્યતાયોગે પ્રાપ્ત થયો છે, તો તેનાપર પ્રેમ ધારણ કરી તેનું રક્ષણ કરવું જોઈએ.

**पांच पचीस पचासां उपर, बोले छे सूधा वेण ।**
**आनन्दघन प्रभु दास तिहारो, जनम जनमके सेण.॥ छो०॥३॥**

**ભાવાર્થ.**—સંયમપુત્ર. પાંચ પચ્ચીશ અને પચ્ચાશ વર્ષ ઉપરનો થાય છે ત્યારે શુદ્ધ વચનને બોલે છે. જેમ જેમ વિશેષતઃ સંયમનો પર્યાય થાય છે તેમ તેમ ભાષા સમિતિની પણ ઉચ્ચતા અને મધુરતા થાય છે. તેના સત્ય શુભ વચનથી હજારો, અને લાખો મનુષ્યોનું ભલું થાય છે. હે આનન્દના સમૂહભૂત આત્મરૂપ સ્વામિન્! હારા દાસને ભવોભવ તારૂં શરણ છે. સંયમપુત્રની પાંચ વર્ષની, પચ્ચીશ વર્ષની, અગર પચ્ચાશ વર્ષની ઉપરની ઉમર, જેમ જેમ થશે તેમ તેમ તે અનુભવજ્ઞાન પ્રાપ્ત કરતો જશે અને તેથી તે અન્તરના સદ્ગુણોને ક્ષણે ક્ષણે ખીલવતો જશે. સંયમ, પંચમહાવ્રત અને તેની પચ્ચીશ ભાવના, તથા તપના પચ્ચાશ ભેદ અને સડસઠ ભેદ, આદિ ભેદોને ધારણ કરેછે તેમ તેમ તેની વાણીમાં શુદ્ધ શબ્દો બોલવાનું સામર્થ્ય વૃદ્ધિ પામે છે અને આત્મસ્વભાવ રમણતાવડે આનન્દના ઉદ્ગાર કહાડે છે. હે આનન્દઘન પ્રભો ! આ સંયમ તમારો પુત્ર હોવાથી તમનેજ સેવનાર સેવક છે. જ્યાંસુધી સંસારમાં જન્મ ધારણ કરવા પડશે ત્યાંસુધી ભવોભવ આપનો આધાર છે; આપના વિના તેને કોઇનું શરણું નથી માટે હવે કૃપા કરીને સંયમરૂપ પુત્રનું દ્રવ્યક્ષેત્ર, કાલ અને ભાવયોગે પાલન કરો. સંયમરૂપ પુત્રને ચાર અને બાર ભાવનાવડે પોષો, સમતારૂપ જલથી તેને ન્હવરાવો, શુદ્ધ પ્રેમભાવથી તેને દેખો.

## पद १८.

( राग मालकोश–रागणी गोडी. )

**रीसानी आप मनावो रे, विच्च वसिठ न फेर ॥ रीं० ॥**
**सौदा अगम है प्रेमका रे, परख न बूझे कोय ॥**
**ले देवाही गम पडे प्यारे, और दलाल न होय. ॥ रीसा० ॥१॥**

**ભાવાર્થ.**—શુદ્ધચેતના અદૃશ્ય રહે છે. આત્મા તેની પાસે ન રહેવાથી તે રીસાણી છે. આત્માના મનમાં એવો અધ્યવસાય ઉત્પન્ન

થયા છે કે, મારી સ્ત્રીને મળું તો ઠીક. પણ તે વિચારે છે કે હું તો માયા, મમતા અને તૃષ્ણામાં રાચી રહ્યો છું તેથી હવે તે મારી પાસે આવનાર નથી ત્યારે હવે શો ઉપાય કરવો જોઈએ? આત્મા સુમતિને બોલાવીને પુછે છે કે શુદ્ધચેતનાને કેવી રીતે પ્રાપ્ત કરી શકાય? ત્યારે સુમતિ કહે છે કે, હે સ્વામિન્! શુદ્ધચેતના રીસાણી છે તેને આપ પોતેજ મનાવો. વિચ્ચ-(વચ્ચે) ચોવટીઆ,-દલાલ (વસિઠ)ને ફેરવવાની કંઈ જરૂર નથી. પોતાના હૃદયની વાત પરસ્પર મળીને કરવી તે સારી છે. હે આત્મસ્વામિન્! પોતાની સ્ત્રીને પોતેજ મનાવવી જોઈએ. જો તમારી સ્ત્રી પ્રતિ તમારી શુદ્ધ પ્રીતિ હોય તો અહંકાર મૂકીને તેની પાસે જાઓ. કારણ કે પ્રેમનો સોદો અગમ્ય છે. જેઓના મનમાં પરસ્પર પ્રેમ હોય તેજ પરસ્પર પ્રેમનું સ્વરૂપ જાણે છે; અન્યોને તેમાં જરામાત્ર ગમ પડતી નથી. પ્રેમની પરીક્ષાને કોઈ જાણી શકતું નથી. પ્રેમ જે જે લે છે અને દે છે તેને તેની ખબર પડે છે. એમાં વચ્ચે દલાલ રાખ્યો હોય તો પણ પરસ્પરનો પ્રેમ તે જાણી શકતો નથી અને કહી શકતો નથી. મુખેમુખ પરસ્પર એકબીજાને મળવાથી પરસ્પર એકબીજાનું હૃદય, પ્રેમની સાક્ષી પુરે છે; માટે હે સ્વામિન્! આપ જાતે જઈને શુદ્ધચેતનાને મનાવો એજ મારી ભલામણ છે.

**दो वातां जियकी करो रे, मेटो मनकि आंट ।**
**तनकी तपत वुझाइयें प्यारे, वचन सुधारस छांट. ॥ रीसा० ॥२॥**

ભાવાર્થ.—સુમતિ, શુદ્ધચેતનાને મનાવાનો ઉપાય આત્મસ્વામીને જણાવે છે. હે સ્વામિન્! તમારે જો તેને મનાવાની ખાસ ઈચ્છા હોય તો તમારા જીવસંબંધની બે વાતો તેની સાથે કરો, અને તેથી તે તમારાપર પ્રસન્ન થશે. પ્રથમ તો તમારે મનમાંથી આંટી કાઢી નાખવી જોઈએ; મનમાં જેની સાથે આંટી રહે છે તેની સાથે પ્રેમ રહેતો નથી અને પ્રેમ વિના તે મળનાર નથી. પરસ્પરનો સંયોગ કરનાર પ્રેમ છે, ગમે તેનું પ્રેમ આકર્ષણ કરી શકે છે. પ્રથમ તો તમારે મનમાં કોઈ જાતની પરભાવરમણતારૂપ આંટી ગુટી રાખવી નહીં. તમારા મનમાં પરભાવરમણતારૂપ આંટી હોય અને તમે શુદ્ધચેતનાને મનાવો, એ બે વાત-ભસવું અને આટો ફાકવો તેની પેઠે-કેવી રીતે બની શકે? ક્રોધ, માન, માયા, લોભ, ઈર્ષ્યા, નિન્દા, અજ્ઞાન અને દ્વેષ આદિ પરભાવ આંટીને કાઢી નાખશો તોજ તેને તમે મનાવી શકશો. બીજી વાત એ છે કે તમે શરીરના તાપને શાંત કરી દો. તમે જે

આત્મસુખ મેળવવાની આતુરતા રાખો છો, વૈષયિક સુખોની પ્રાપ્તિમાટે શરીર તાપને સહો છો, તો તે તાપને મટાડી દો; શરીરદ્વારા અનેક જીવોને સંતાપ કરો છો, તેથી કાયાની શુદ્ધિ થતી નથી; માટે તનનો તાપ બુઝાવો. આ પ્રમાણે તમે પોતાના જીવની વાત કરશો તો તે તમારા સામું જોશે. મનની આંટી અને તનનો તાપ એકદમ તમારાથી દૂર થવાનો નથી. પણ તે બેનો નાશ કરવા માટે પ્રભુના વચનરૂપ અમૃતરસને છાંટવો પડશે. અર્થાત્ પ્રભુની વાણીનું હૃદયમાં સ્મરણ, મનન, નિદિધ્યાસનરૂપ સિંચન કરવું પડશે અને તેથી તે બેનો નાશ થશે. એમ હે પ્યારા સ્વામિન્! મારી આ પ્રમાણે ભલામણ છે.

**नेक नजर निहारियें रे, उजर न कीजें नाथ ।**
**तनक नजर मुजरे मिले प्यारे, अजर अमर सुख साथ. ।।रीसा०।।२**

ભાવાર્થ.—સુમતિ આત્માને કહે છે હે સ્વામિન્! શુદ્ધચેતનાને મનાવવાનો દ્વિતીય ઉપાય આ પ્રમાણે છે. કરૂણાદષ્ટિથી સર્વ જીવોને દેખો, ખરાબ દષ્ટિથી કોઈ જીવોને દેખો નહીં. करुणा कीजे सर्व जीवोपर, भावदया चित्त धारी रे. સર્વ જીવોપર દ્રવ્ય અને ભાવકરૂણાદષ્ટિથી જોવું. વૈર, ઝેર અને નિન્દાદષ્ટિનો ત્યાગ કરવો જોઈએ. કોઈ જીવનું બુરૂં કરવાની દષ્ટિ ધારણ કરવી નહીં, તેમજ પર પુદ્ગલવસ્તુને સ્પૃહાની દષ્ટિથી દેખવી નહીં. આ પ્રમાણે જો તમે દૃષ્ટિની શુદ્ધતાને ધારણ કરશો અને પશ્ચાત્ શુદ્ધચેતનાનો સ્વદષ્ટિથી મુજરો કરશો તો તમને તે મળશે. કારણ કે તે શુદ્ધ ગુણોવડે અને શુદ્ધ દૃષ્ટિવડે આકર્ષાય છે. આ પ્રમાણે તમે નિર્મલ દષ્ટિ કરશો તો મારી શુદ્ધચેતના સખી તમારી પાસે આવ્યા વિના રહેનાર નથી. અને શુદ્ધચેતના મળતાં તમને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થશે નહીં; તેમજ મૃત્યુ પણ પ્રાપ્ત થશે નહીં અને સદાકાલ શુદ્ધચેતનાની સાથે અનન્તસુખ સમયે સમયે ભોગવશો. રાજા મુજરો કરનારના સામું જુવે છે તો તેને સુખ મળે છે તેમ શુદ્ધચેતના, ચેતનનો મુજરો કરે છે ત્યારે તેને અવ્યાબાધ સુખ મળ્યા વિના રહેતું નથી. શુદ્ધચેતનાનો મેળાપ થતાં આત્મા પરમાત્મપદને પામે છે તેથી તેને કોઈ પણ જાતનું દુઃખ રહેતું નથી. લોક અને અલોક સર્વે પદાર્થો તે વખતે આત્મામાં ભાસે છે, ક્ષાયિકભાવની નવલબ્ધિયો આત્મામાં પ્રગટ થાય છે. અને અનન્તસુખમાં આત્મા સાદિઅનન્તમા ભાંગે વિલસે છે.

निसि अंधियारी घन घटारे, पाउं न वाटके फंद ।
करुणा करो तो निरवहु प्यारे, देखुं तुम मुख चंद. ॥रीसा०॥४॥

ભાવાર્થ.—શ્રી આત્મસ્વામીએ સુમતિની શિખામણ ધ્યાનમાં લીધી અને પોતે સુમતિના કથિત ઉપાયાનુસાર વર્તવા લાગ્યા. સુમતિએ આત્માનું સદ્વર્તન દેખી તે વાત શુદ્ધચેતનાને જણાવી અને કહ્યું કે આત્મપતિ તારા ઉપર બહુ પ્રેમ રાખે છે અને હવે તને મળવા માટે આવવા ધારે છે, માટે તમારે હવે તો આત્મસ્વામિને મળવું જોઈએ. સતિ સ્ત્રીની ફરજ છે કે, તે પોતાના સ્વામિના મન પ્રમાણે વર્તે. સુમતિની આવી ઉત્તમ શિક્ષાને શુદ્ધચેતનાએ સ્વીકારી અને પોતાના સ્વામીને નમ્રતાથી વિનંતિ કરી કહેવંરાવ્યું કે, હે સ્વામિન્! આપની કૃપા હોય તો આપની આજ્ઞાનું નિર્વહન કરૂં-અથવા આપ કૃપા કરીને અત્ર પધારશો; કારણ કે હું સ્ત્રી જાતિ છું તેથી અંધકારવાળી રાત્રીમાં મારાથી આવી શકાય તેમ નથી. તેનું કારણ બતાવતાં કહે છે કે, અજ્ઞાનરૂપ અંધકારવાળી રાત્રી છે તેમાં અંધકારની ઘનઘટા છે, અને રસ્તામાં ગમન કરતાં લોભાદિક અનેક દુષ્ટ શત્રુઓના ફન્દ-( કપટરચના ) હોય છે. તેથી રસ્તામાં આવતાં સ્ત્રીજાત ઉપર અનેક પ્રકારની આપત્તિયો આવી પડે. તેમજ હું સ્ત્રીજાત અનેક પ્રકારના ફન્દનો પાર પામું નહીં માટે હે સ્વામિન્! અપ્રમત્ત, અપૂર્વકરણ, આદિ ગુણસ્થાનકનો માર્ગ ઉલ્લંઘીને, તેરમા ગુણસ્થાનકરૂપ ઘરમાં આવવા કૃપા કરો તો તમારા શુદ્ધ સુખરૂપ ચંદ્રમાનાં દર્શન થાય અને તેથી અનાદિકાળનો વિરહ ભાગે. રાત્રીના વખતમાં સતી સ્ત્રી અંધકારવાળી રાત્રીમાં જાય તો તે યોગ્ય નથી. પણ—તમે પુરૂષ છો તો પુરૂષ, પોતાની સ્ત્રીના ઘેર અંધારી રાત્રીમાં શત્રુઓના અનેક કપટફન્દનો નાશ કરીને આવી શકે છે; માટે હે આત્મસ્વામિન્! બહુ કૃપા કરીને પધારો તો આપના મુખચંદ્રનાં દર્શન થાય.

प्रेम जहां दुविधा नहीं रे, मेटे कुराहित राज ।
आनन्दघन प्रभु आय बिराजे, आपही समता सेज. ॥रीसा०॥५॥

ભાવાર્થ.—શુદ્ધચેતનાની વિજ્ઞપ્તિ સાંભળી ચેતનસ્વામીના મનમાં અપૂર્વ પ્રેમ પ્રગટ્યો. જ્યાં પ્રેમ હોય છે ત્યાં દ્વિધાભાવ હોતો નથી, પરસ્પર એકબીજાના મનમાં ભિન્નત્વ રહેતું નથી, મનમાં જુદું અને વાણીમાં જુદું આવી દ્વિધાભાવની દશા રહેતી નથી અને કૂર, અહિત-

---

૧ नहिठकुराइतरेज જ્યાં પ્રેમ છે ત્યાં હું ઠાકોર (મોટો) છું ઇત્યાદિ સ્ફુરણા થતી નથી.

કરનાર દ્વેષ, વિશ્વાસઘાત, અશ્રદ્ધા, કુસંપ અને ક્લેશ, વગેરે અહિત કરનારા દુર્ગુણોનું રાજ્ય ટળે છે. જ્યાં પરસ્પર શુદ્ધ પ્રેમ હોય છે ત્યાં દ્વિધાભાવનું ક્રૂર રાજ્ય કદી પ્રવર્તતું નથી; શુદ્ધ પ્રેમમાં સ્વાર્થનો છાંટો રહેતો નથી. શુદ્ધ પ્રેમમાં દોષદૃષ્ટિનો સદાકાલ વિરહ હોય છે. શુદ્ધપ્રેમમાં નાના અને મોટાનો ભેદભાવ રહેતો નથી. શુદ્ધપ્રેમમાં પરસ્પરનું એ-કજ મન હોય છે. શુદ્ધપ્રેમમાં પ્રાણ, તનુની પણ દરકાર રહેતી નથી. શુદ્ધપ્રેમમાં પરસ્પરની એકદૃષ્ટિથી સર્વને દેખવાનું હોય છે. શુદ્ધપ્રેમની કદી કોઈનાથી કિંમત થઈ શકતી નથી. શુદ્ધપ્રેમમાં દુઃખનું બિન્દુ પણ રહેતું નથી. શુદ્ધપ્રેમની ખુમારી જેણે અનુભવી હોય તેણે અનુભવી છે. ક્ષણિક પદાર્થોની પ્રાપ્તિ સારૂ અનેક પ્રકારની ઇચ્છા ધારણ કરનારા-ઓના મનમાં શુદ્ધપ્રેમનું સ્વપ્ન પણ હોતું નથી. શુદ્ધપ્રેમમાં દ્વિધાભાવનું, સામ્રાજ્ય રહેતું નથી; પણ આનન્દનું સામ્રાજ્ય પ્રવર્તે છે. હવે આત્માનો શુદ્ધચેતના ઉપર શુદ્ધપ્રેમ થયો, શુદ્ધચેતનાનો આત્મસ્વામી ઉપર શુદ્ધપ્રેમ પ્રગટ્યો અને દ્વિધાભાવ ગયો; તેની સાથે મનની મોહદોષ-રૂપ અશુદ્ધતા ( મલીનતા ) નષ્ટ થઈ. શુદ્ધચેતનાની વિનંતિથી આન-ન્દના સમૂહરૂપ આત્મસ્વામી પોતેજ સમતાની સેજે ( શય્યામાં ) પ-ધાર્યા અને પોતાના અનંતસુખના ભોક્તા થયા.

### पद १९.

( राग वेलावल. )

**दुलह नारि तुं बडी बावरी, पिया जागे तुं सोवे ।**
**पिया चतुर हम निपट अयानी, न जानुं क्या होवे. ॥दुल०॥१॥**

ભાવાર્થ.—આત્મા ચોથા ગુણસ્થાનકમાં સમ્યક્ત્વ પામે છે. આત્મા ચોથા ગુણઠાણે સમ્યગ્મતિજ્ઞાન અને સમ્યક્શ્રુતજ્ઞાન પામે છે. સુમતિ ચોથા ગુણઠાણે ઉદ્ભવે છે. કેવલજ્ઞાનની દૃષ્ટિ તેરમા ગુણસ્થા-નકે પ્રાપ્ત થાય છે. અનુભવ કહે છે કે હે દુર્લભ કેવલજ્ઞાનદૃષ્ટિ! તું કેમ સોવે છે? તારા સ્વામી ચોથા ગુણસ્થાનકમાં જાગે છે. જ્યાંસુધી આત્મા તેરમા ગુણસ્થાનકમાં પ્રવેશ ન કરે ત્યાંસુધી કેવલજ્ઞાનદૃષ્ટિ પ્ર-ગટતી નથી. કેવલજ્ઞાનાવરણીય કર્મના ઉદયથી કેવલજ્ઞાનદૃષ્ટિ પ્રગટતી નથી. ચોથા ગુણસ્થાનકે આત્મા હોય છે, ત્યારે કેવલજ્ઞાનાવરણીય કર્મના ઉદયથી કેવલજ્ઞાનદૃષ્ટિ આચ્છાદિત થઈ હોય છે, તેથી તે આત્મસ્વામી જાગતાં છતાં પણ ઉંઘી ગયેલી ગણાય છે. અનુભવ.—શિખામણભાવે કહે છે કે તું કેમ સુઈ રહી છે? ત્યારે કેવલજ્ઞાનદૃષ્ટિ કહે છે કે મારો સ્વામી આત્મા ત્રણ ભુવનનો નાથ છે પણ હું તો કેવલજ્ઞાનાવરણીય

કર્મના ઉદયથી તદ્દન અજાણી છું. મારા ઉપર એટલાં બધાં આવરણ આવી ગયાં છે કે ચોથા ગુણસ્થાનકે રહેલા મારા આત્મસ્વામીને ઓળખી શકતી નથી, અને અત્યંત આવરણના ઉદયથી મારી દૃષ્ટિ ચોથા ગુણસ્થાનકે ઉઘડતી નથી; તેથી શું થશે તે હું જાણી શકતી નથી. તેરમા ગુણસ્થાનકની પ્રાપ્તિ વિના મારી ચક્ષુઓ ઉઘડતી નથી, તેમાં મારો કંઈ દોષ નથી. તેથી સ્વામિનાથ મારાથી શું? રીસાશે તો નહીં? અગર મારાથી કદાપિ દૂર જતા રહેશે કે કેમ? અગર મને ઠપકો આપશે કે કેમ? મારો મારા સ્વામી ઉપર અત્યંત પ્રેમ છે, મારા સ્વામી મારા માટે જાગે છે, તો હું પણ મારા સ્વામીને નિરખવા તત્પર થઇ રહીછું. આ વાત મારૂં મન જાણે છે. મારા સ્વામિ વિના બીજું કંઈ મારે અધિક નથી.

**आनन्दघन पिया दरस पियासें, खोल घुंघट मुख जोवे.॥दु०॥२॥**

**ભાવાર્થ.**—અનુભવમિત્રે કેવલદૃષ્ટિને સંબોધ્યાથી કેવલદૃષ્ટિરૂપ સ્ત્રી તે આત્મસ્વામીપર અત્યંત લીન થઈ ગઈ, અને પોતાના શુદ્ધચેતનનું સ્વરૂપ જોવા એકદૃષ્ટિથી ધ્યાન ધરવા લાગી. તેમજ પોતાના સ્વામિની મુખમુદ્રા નિહાળવા તત્પર બની ગઈ. આત્મસ્વામી પણ ધ્યાનબળવડે ગુણસ્થાનક ભૂમિનું ઉલ્લંઘન કરવા લાગ્યા. બારમા ગુણસ્થાનકના અન્તસુધી જ્યારે આત્મસ્વામી આવી પહોંચ્યા ત્યારે પોતાના સ્વામિના મુખદર્શનની પિપાસાવડે કેવલજ્ઞાનદૃષ્ટિ, કેવલજ્ઞાનાવરણીય કર્મરૂપ ઘુંઘટ ખોલીને અર્થાત્ દૂર કરીને પોતાના સ્વામીનું સર્વરૂપ સાક્ષાત્પણે દેખવા લાગી અને પોતાના સ્વામીને એકરસરૂપ થઈને મળી. કેવલજ્ઞાનદૃષ્ટિ પોતાના સ્વામીને મળવાને માટે તત્પર રહે છે પણ આત્મસ્વામી ગુણસ્થાનકરૂપ ભૂમિકાનું ઉલ્લંઘન કરીને ત્રયોદશ ગુણસ્થાનકરૂપ ગૃહમાં પ્રવેશ કરે તો તુર્ત પોતાના સ્વામીને તે મળી શકે. સતી સ્ત્રી પોતાના સ્થાનકમાં રહે છે તે ગમે તેવા વખતે પણ જાર સ્ત્રીઓની પેઠે કુલ મર્યાદાને તજીને પરિભ્રમણ કરતી નથી. કુળવંતી સ્ત્રી પોતાની આબરૂને સારી રીતે સાચવે છે અને તે કોઈ કામી પુરૂષના સામું પ્રાણ પડતાં પણ કામદૃષ્ટિથી નિરખતી નથી; કેવલજ્ઞાનદૃષ્ટિ સતી સ્ત્રી છે તે પોતાના અસંખ્યાત પ્રદેશરૂપ ઘરમાં રહે છે. પોતાના ઉપર અનેક પ્રકારનાં કર્મનાં આવરણ આવે છતે પણ પોતાના આત્મસ્વામિને તજી અન્યની બનતી નથી. પોતાના સ્વામી જાગ્રત્ થાય છે અને કર્મના આવરણથી પોતે ઉંઘે છે તોપણ તેમાં પોતાનો દોષ સમજે છે. પોતાના સ્વામી પોતાના દોષથી શું કરશે તેમાટે વિચાર કર્યા કરે છે અને પોતાના આનન્દઘન સ્વામિના આવાગમનથી કેવલજ્ઞા-

નદૃષ્ટિ કર્મરૂપ ઘુંઘટ દૂર કરીને તેમને દેખે છે. એમ શ્રી આનંદના સમૂહને ભોગવનારા શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ કહે છે.

## પદ ૨૦.

( राग गोडी आशावरी ).

आज सुहागन नारी. ॥ अवधू आज० ॥
मेरे नाथ आप सुध लीनी, कीनी निज अंगचारी. ॥ अवधू०॥१॥

**ભાવાર્થ.**—સમતા પોતાની મેળે હું સૌભાગ્યવંતી થઈ છું એમ કહેછે. અગર સમતા સૌભાગ્યવંતી થઈ છે એમ ચેતનતા જણાવે છે. એમ બે રીતે ભાવાર્થ બે ગાથાપર્યંત લાગે છે. ચેતના કહે છે કે હે અવધૂત આત્મન્! તમારી કૃપાથી સમતા આજ સૌભાગ્યવંતી સ્ત્રી બની છે. અરે મારા પ્રાણપતિનાથ! આપે તેની શુદ્ધિ લીધી છે અને તેને સ્વકીય અસંખ્યાત પ્રદેશ અંગચારી કરી છે, તે કાર્યં તમે બહુ રૂડું કર્યું છે. આપની તેમાં અત્યંત શોભા વધી છે. હે આત્મસ્વામિન્! આપની પ્રેમદૃષ્ટિ પડતાં આપની સ્ત્રીયો અત્યંત સહજસુખ ભોગવવાને શક્તિમાન્ થાય છે. સમતાને આપે અંગચારી બનાવી છે, તેથી રાગરૂપ યોદ્ધો આપના ઉપર જય મેળવવાને શક્તિમાન્ થનાર નથી; તેમજ દ્વેષરૂપ યોદ્ધો આપના ઉપર જય મેળવવા શક્તિમાન્ થનાર નથી, સમતાની સલાહપ્રમાણે આપ ચાલશો તેથી ક્રોધદુશ્મનનું આપના ઉપર જોર ચાલનાર નથી. ક્રોધથી અનેક મનુષ્યો પોતાનું મગજ ઠેકાણે રાખી શકતા નથી. ક્રોધથી પિત્તનો પ્રકોપ થાય છે, ક્રોધથી ઉપયોગ ઘટે છે, ક્રોધથી પુરૂષાર્થનો નાશ થાય છે, ક્રોધથી અનેક કર્માવરણથી ઘેરાવું પડે છે, ક્રોધથી પોતાના મિત્રોનો પ્રતિપક્ષી પોતે થાય છે. સમતાના પ્રતાપથી ક્રોધનું આવાગમન થતું નથી. સમતાના પ્રતાપથી પક્ષપાત શત્રુની ગતિ નાશ પામે છે, સમતાના સંગથી કુમતિવેશ્યાનું જોર પ્રવર્તતું નથી, સમતાના સંગથી મમતારાક્ષસીનું જોર બિલકુલ ચાલતું નથી. સમતા સ્ત્રીનું પરાક્રમ અદ્‌ભુત છે, સમતા સ્ત્રીની આંખ સામું શત્રુ જોઈ શકતો નથી. સમતા સ્ત્રીનાં શીતલ વચનોથી હે આત્મન્! અગ્નિસમાન ક્રોધ પણ શીતલ થઈ જાય છે. હે આત્મસ્વામિન્! આપે જે કાર્યં કર્યું છે તે ત્રણ ભુવનમાં સ્તુત્યકાર્ય કર્યું છે. આપ સમતાના સહવાસથી પરમશાંતિ મેળવી શકશો. આપની કૃપાદૃષ્ટિથી સમતા આનન્દમય બની છે. હવે આપની કૃપાથી તે શુભ શણગારોને સજે છે; તે જણાવે છે.

प्रेम प्रतीत राग रुचि रंगत, पहिरे जिनी सारी ।
महिंदी भक्ति रंगकी राची, भाव अंजन सुखकारी.।।अवधू०।।२।।

ભાવાર્થ.—સમતાએ રાગરૂચિવડે રંગેલી એવી પ્રેમપ્રતીતિરૂપ ઝીણી સાડી પહેરી છે. આપના સદ્‌ગુણોનો જે પ્રેમ તેજ તેની સાડી છે. આપના સદ્‌ગુણોમાં તે તન્મય બની ગઈ છે. હે આત્મસ્વામિન્ ! આપના ગુણોમાં રંગાઈ જવું, અર્થાત્ આપના શુદ્ધસ્વરૂપમાં એકરસરૂપ બની જવું,—આપના શુદ્ધ સ્વરૂપમાં અભિન્નપણે થઈ જવું, તદ્‌રૂપ જે રાગ, તેની રૂચિ પણ સમતાએ સકળ અંગમાં ધારણ કરી છે. આપના શુદ્ધ સ્વરૂપમાં સમતા એવી તો પરિણમી ગઈ છે કે તેને બાહ્યવસ્તુઓનું ભાન પણ રહ્યું નથી. આપના શુદ્ધ સ્વરૂપની રમણતારૂપ રાગની રૂચિને ધારણ કરી, તે આપને આકર્ષવા તૈયાર થઈ ગઈ છે. સતી સ્ત્રી આ પ્રમાણે સદ્‌ગુણની સાડી પહેરે છે. સતી સ્ત્રી બાહ્ય આભૂષણ અને વસ્ત્રની શોભાજમાત્રથી પતિને આકર્ષતી નથી. પણ સતી સ્ત્રી તો પોતાના સદ્‌ગુણોવડે પોતાના પતિનું મન રંજન કરે છે. સમતા સતી સ્ત્રી છે માટે, પોતાના આત્મસ્વામિનું ચિત્ત આકર્ષણ કરે તેવાંજ વસ્ત્ર પહેરે છે. ત્રણ ભુવનના સ્વામી આત્માની તે પટ્ટરાણી છે અને તે ભક્તિરંગમાં રાચી રહી છે. સમતા જાણે છે કે ભક્તિ વિનાના રંગ તે રંગજ નથી. ભક્તિરંગમાં અદ્‌ભુત શક્તિ છે, તેથી ભક્તિરંગને તે ધારણ કરે છે. બાહ્યરંગોવડે મૂર્ખનું મન ખેંચી શકાય છે, પણ જ્ઞાનિનું મન તો અન્તરંગ ભક્તિ વિના આકર્ષી શકાતું નથી. ભક્તિરંગમાં રાચેલી એવી સમતા જગત્‌માં ત્રણ ભુવનના જીવોવડે સ્તુત્ય બનેલી છે. જે સ્ત્રીઓમાં પોતાના સ્વામિપ્રતિ અપૂર્વ ભક્તિ છે તેઓને અન્ય કારણ વા અન્ય કાળની જરૂર નથી. ભક્તિના સમાન કોઈ વશ્ય મંત્ર નથી. ભક્તિના તાબે પ્રભુ છે. સમતા પોતાના સ્વામિ પ્રતિ જે ભક્તિ કરે છે તેનું વર્ણન થઈ શકે તેમ નથી. સમતાએ ભાવઅંજન ચક્ષુમાં આંજ્યું છે. દાન, શીયલ, તપ અને ભાવ એ ચારમાં ભાવ શ્રેષ્ઠ છે. સમતાની ચક્ષુમાં ભાવઅંજન ઝળકી રહ્યું છે. જેના ચક્ષુમાં ભાવ હોય છે તેનાપર સર્વનો ભાવ પ્રગટે છે. સમતાનાપર પણ આજ કારણથી આત્મપતિનો સહેજે ભાવ પ્રગટે છે.

सहज सुभाव चूरीयां पेनी, थिरता कंगन भारी ।
ध्यान उरवसी उरमें राखी, पिय गुन माल आधारी.।।अवधू०।।३।।

ભાવાર્થ.—ચેતના કહે છે કે હે સમતે ! પોતાના શૃંગારનું હવે

વર્ણન કર, તારા શૃંગારનું તું પોતે વર્ણન કરે તેમાં વિશેષતઃ આનન્દ પ્રગટે છે; માટે તારા શૃંગારનું તું પોતે વર્ણન કર. આ પ્રમાણે ચેતનાનું કથન સાંભળીને સમતા કહે છે કે, હું મારા સ્વામિની કૃપાથી સૌભાગ્યવંતી થઈ તેથી શરીરની શોભા કરવા લાગી, મેં મારા બે હાથે સહજ સ્વભાવરૂપ બે ચુડીઓ પહેરી છે. મારી ચુડીઓ સહજ સ્વભાવરૂપ છે, પોતાના સહજ સ્વભાવે રહેવું એજ મારૂં શુદ્ધ કાર્ય છે. ગમે તેવા સંયોગોમાં રાગ અને દ્વેષરૂપ વિભાવ પક્ષમાં પડવું નહિ એમ ચુડીઓ યાદી દેવરાવે છે. હે ચેતના સખી ! જે સ્ત્રી પોતાના સહજભાવે રહેતી નથી અને ઘડીમાં માસો અને ઘડીમાં તોલો થઈ જાય છે, તે પોતાના સ્વામિની હેલના કરાવે છે; માટે પોતાનો સહજ સ્વભાવ મૂકીને કદી કૃત્રિમ સ્વભાવ ધારણ કરવો યોગ્ય નથી. મારી ચુડીઓપર ક્ષણે ક્ષણે દૃષ્ટિ પડે છે તેથી હું પૌદ્ગલિક ભાવમાં રંગાતી નથી. સહજ સ્વભાવે રહેવામાં મને અનન્તસુખની ખુમારી પ્રગટે છે. સહજ સ્વભાવ એમ સૂચવે છે કે, કદી કોઈ વસ્તુપર વિભાવ દૃષ્ટિથી જોવું નહીં. સહજ સ્વભાવે સદાકાલ વર્તવું એજ મારી ચુડીઓ છે. મેં સ્થિરતારૂપ ભારી અર્થાત્ બહુ મૂલ્યવાળાં કંકણ ધારણ કર્યાં છે. મોહનીય કર્મનો ક્ષય થતાં સ્થિરતા ગુણ પ્રગટે છે. પ્રમાદ ગુણ—સ્થાનક કરતાં અપ્રમાદ આદિ ઉપરના ગુણસ્થાનોમાં ઘણી સ્થિરતા પ્રકટે છે. મોહનીયનો ક્ષય કરીને સ્થિરતારૂપ કંકણ ધારણ કર્યાં છે. સ્થિરતારૂપ કંકણ એમ સૂચવે છે કે સદાકાલ આત્મસ્વામિની આજ્ઞામાં સ્થિર રહેવું, કદાપિ કાળે ચંચળ થવું નહીં અને મેરુ પર્વતની પેઠે મનને વશ કરી સ્થિર થવું. હે સખી મેં હૃદયમાં ધ્યાનરૂપ ઉર્વશીને ધારી છે. સ્ત્રીઓ પોતાના હૃદયમાં શોકમાદળીયાને ધારણ કરે છે. ધ્યાનરૂપ ઉર્વશી છાતીમાં ધારણ કરવાથી કોઈ તરફથી પીડા થતી નથી. ધ્યાનના યોગે મોહશત્રુનું જોર ચાલતું નથી. ધ્યાનથી અનેક કર્મની નિર્જરા થાય છે. ધ્યાનથી પરમાત્મપદ પામી શકાય છે. ધ્યાનરૂપ ઉર્વશીએ મારી અત્યંતશોભા અને મારા ગુણો શિખવા માટે મારી છાતીમાં આવીને વાસ કર્યો છે. મારા પ્રિય આત્માના ગુણોરૂપ મોતીની માળા મેં હૃદયમાં ધારણ કરી છે.

**सुरन सिंदूर भांग रंगराती, निरते वेनी समारी।**
**उपजी ज्योत उद्योत घट त्रिभुवन, आरसी केवल कारी. अवधू०॥४॥**

ભાવાર્થ.—પોતાના સ્વામિના શુદ્ધગુણોમાં રમવું. પોતાના સ્વામીની સાથે અસંખ્ય પ્રદેશોરૂપ અંગને ભેટવું, તેને સુરત કહે છે. સુરતરૂપ

સિંદૂરને મેં કપાલે લગાડ્યું છે, તેમજ અનુભવ ભાંગના રંગવડે હું રાતી થઈ ગઈ છું. કેટલાક લોકો શરીરપર લાલી લાવવાને માટે ભાંગનો પાક બનાવીને ખાય છે તેથી તેઓનું શરીર લાલચોળ બને છે; તેમ અનુભવરૂપ ભાંગનો જે પાક બનાવીને ખાય છે, અથવા અનુભવ ભાંગનું જે પાન કરે છે, તેનું અન્તરંગ ગુણરૂપ શરીર પુષ્ટ બને છે. અનુભવ જ્ઞાનરૂપ ભાંગની ખુમારીથી અગમ નિગમ પરખાય છે. અનુભવ ભાંગની ખુમારી ચઢ્યા પછી માનસિક પીડાઓથી આત્મા દુઃખી થતો નથી અને સદાકાલ અનુભવ સુખના ઘેનમાં ને ઘેનમાં ગમગીન રહે છે. અનુભવ ભાંગ રસનો સ્વાદ જુદાજ પ્રકારનો છે. અનુભવ ભાંગની ઘેન ચઢ્યા પછી કદી પાછી ઉતરતી નથી અને તેથી આ દુનિયાની કિંચિત્ માત્ર પણ સ્પૃહા રહેતી નથી, અનુભવ ભાંગમાં એવા પ્રકારની અદ્ભુત શક્તિ રહી છે કે તેથી રોમે રોમે આનન્દ આનન્દ પ્રકટે છે અને આધિ-વ્યાધિ અને ઉપાધિનું તે વખતે સ્વપ્ન પણ દેખાતું નથી. અનુભવના પણ ગુણસ્થાનક ગુણસ્થાનક પ્રતિ ઘણા ભેદ પડે છે. બાહ્ય દુનિયાના ખેલથી નિવૃત્ત થએલી હું નિરતિ વેણીને સમારૂં છું; અર્થાત્ જડપદાર્થોપર રતિ ધારણ કરતી નથી. આવી સ્થિતિમાં હું સ્વામિના મહેલપર ગુણસ્થાનકરૂપ પગથીયાપર થઈને જવા લાગી, તે વખતે મારા હૃદયમાં અનુભવ જ્ઞાનરૂપ પ્રકાશ પ્રકટ્યો; તેથી મારૂં હૃદય, અનુભવરૂપ આરસીવડે ત્રણ ભુવનના પદાર્થોને પ્રકાશવા લાગ્યું.

**उपजी धुनि अजपाकी अनहद, जीत नगारे वारी ।**
**झडी सदा आनन्दघन बरखत, बिन मोरे एक तारी ॥अबधू०॥५॥**

ભાવાર્થ.—સમતા કહે છે કે મારા પતિની સંગે રહેતાં જેની હદ નથી એવી અજપા જાપની ધ્વનિ ઉત્પન્ન થઈ અને મારા પતિને હું સોહં, સોહં, અને હંસ, હંસ, એ જાપવડે સ્મરવા લાગી. જેમ જેમ મારા પતિનું સ્મરણ કરવા લાગી તેમ તેમ જીત નગારાવાળી અનહદ ધ્વનિ વિશેષતઃ પ્રગટ થવા લાગી. મારા હૃદયમાં આનન્દની છાયા છવાઈ ગઈ. જેમ જેમ હું મારા સ્વામીનું નિરીક્ષણ કરવા લાગી અને તેમના સ્વરૂપમાં શુદ્ધ ઉપયોગથી રમણ કરવા લાગી, તેમ તેમ આનન્દ મેઘની ઝડી કે જેમાં મયૂરનો શબ્દ પણ સંભળાય નહીં એવી વરસવા લાગી. સર્વત્ર અસંખ્યાત પ્રદેશમાં નખથી મસ્તકપર્યન્ત આનન્દની ઘટા છાઈ રહી અને દુઃખનું સ્વપ્ન પણ હું ભૂલી ગઈ. મારા આનન્દઘનસ્વામિના સહવાસથી ત્રિવિધતાપ ટળી ગયા; કોઈ પણ જાતનો ઉપદ્રવ હવે રહ્યો

નહીં. મનની ચંચળતાથી ઉત્પન્ન થતા અનેક પ્રકારના વિકારો શમી ગયા. અત્યન્ત હૃદયને પીડનારી ઈર્ષ્યારૂપ લ્હુ પણ શમી ગઈ અને મારા અસંખ્યાત પ્રદેશરૂપ ઘરમાં જ્ઞાનાદિ અનેક ગુણો પ્રકાશ કરવા લાગ્યા; તેથી ખરેખરી હું આજ સૌભાગ્યવંતી સ્ત્રી બની. હે અવધૂત આત્મન્! મારી આવી ઉત્તમ દશા થઈ તે આપની કૃપાનુંજ ફળ છે. આપની કૃપાદૃષ્ટિથી દુઃખી મનુષ્યો પણ સત્ય સુખના ભોક્તા બને છે. મારી આવી ઉચ્ચ સુખમય દશા થઈ તેમાં આપની શોભા છે, એમ શ્રી આનન્દઘનજી કહે છે.

## पद २९.

( राग गोडी. )

**निसानी कहा बतावुं रे, तेरो अगम अगोचर रूप ।**
**रूपी कहुं तो कछु नहीं रे, बंधे कैसे अरूप ॥**
**रूपारूपी जो कहुं प्यारे, ऐसे न सिद्ध अनूप ॥ निसा० ॥ १ ॥**

ભાવાર્થ.—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ કહે છે કે, હે આત્મન્! મારી પાસે આવીને પૃચ્છા કરનારા જિજ્ઞાસુઓને હું તારી શી નિશાની ( ચિહ્ન ) જણાવું. કારણ કે તારૂં ગમ પડે નહીં એવું સ્વરૂપ છે; તેમજ તું બાહ્યદૃષ્ટિથી અગોચર છે; તેથી લોકોને હું ત્હારૂં સ્વરૂપ કયા લક્ષણથી ઓળખાવી શકુ? જો હું તને રૂપી કહું છું તો તું આંખે દેખાવો જોઇએ; તેમજ રૂપી તો જડ વસ્તુ હોય છે તેથી તને રૂપી કહું તો કશું તત્ત્વ પ્રાપ્ત થતું નથી. જો હું તને અરૂપી છે એમ કહું તો અનાદિકાળથી એકાંતે અરૂપી આત્મા આકાશની પેઠે બંધાવો ન જોઈએ; અરૂપી આત્મા શી રીતે કર્મરૂપ રૂપી પદાર્થથી બંધાઈ શકે? રૂપી અને અરૂપી બે કહું તો સિદ્ધપરમાત્મામાં એવું આત્માનું લક્ષણ ઘટતું નથી. વર્ણાદિમયરૂપી વસ્તુ છે તેવા કંઈ અનુપમ સિદ્ધપરમાત્મા નથી, માટે એમ પણ કહેતાં સમ્યક્ઘટના થતી નથી. દુનિયામાં જડવાદીઓ શરીર, રક્ત અને શ્વાસ, વગેરે રૂપીપદાર્થને આત્મા માને છે અને તેનો સંયોગ ટળે છે તેને આત્માનો નાશ માને છે. ભૂતવાદીઓ પંચભૂતથી ભિન્ન આત્માને માનતા નથી. પંચભૂતના સંયોગથી આત્મા ઉત્પન્ન થાય છે અને પંચભૂતનો સંયોગ ટળતાં રૂપી એવા આત્માનો નાશ થાય છે. આવા પ્રકારના રૂપી આત્માને માનો વા ન માનો તે સરખું નથી. એવા આત્માને માનવાથી શું? અર્થાત્ કશું કંઈ નહીં. અનાદિકાળથી કેવલ શુદ્ધ, અરૂપ આત્મા છે, બંધ અને મુક્તિની તો

ફક્ત કલ્પના છે, આત્માનો બંધ પણ નથી અને મોક્ષ પણ નથી, આમ કેટલાક અદ્વૈતવાદિયો માને છે. પણ એકાંત તેવો આત્મા માનવાથી તે કર્મથી બંધાય નહીં અને કર્મથી બંધાયા વિના જન્મ, જરા અને મરણ તથા સંસારમાં દેહાદિનું ધારવું બની શકે નહીં. કર્મની સાથે આત્માના સંબંધ વિના જન્મ, મૃત્યુ વગેરે ઘટે નહીં. કર્મનો સંબંધ તો છે, પણ એકાન્ત અનાદિકાળથી શુદ્ધ આત્મા માનતાં કર્મની બન્ધવ્યવસ્થા ઘટતી નથી, ઇત્યાદિ વિરોધ આવે છે.

**शुद्ध सनातन जो कहुं रे, बंध न मोक्ष विचार ।**
**न घटे संसारी दिसा प्यारे, पुण्य पाप अवतार. ॥ निसा० ॥ २ ॥**

**ભાવાર્થ.**—આનન્દઘનજી મહારાજ કહે છે કે, જો હું આત્માને શુદ્ધ સનાતન કહું છું તો તે પણ બરાબર ઘટતું નથી. અનાદિકાળથી આત્મા શુદ્ધ છે, સનાતન છે, એમ કહેતાં શુદ્ધ આત્માનો બંધ અને શુદ્ધ આત્માનો મોક્ષ સિદ્ધ થતો નથી. કારણ કે સનાતન શુદ્ધ આત્મામાં અશુદ્ધતા નથી. શુદ્ધતા વિના કર્મનો બન્ધ નથી. નિયમ એવો છે કે અનાદિથી શુદ્ધ આત્મા હોય તો તે બંધાય નહીં અને અનાદિથી શુદ્ધ આત્મા હોય તેનો મોક્ષ કહેવાય નહીં; જે બંધાતો નથી તેનો મોક્ષ કેવી રીતે કહેવાય? શુદ્ધઆત્માને અનાદિકાળથી માનતાં ચોરાશી લક્ષ યોનિમાં આત્માનું પરિભ્રમણ, સંસારમાં અનેક અવતાર લેવા, જન્મ-જરા મૃત્યુની પ્રાપ્તિ થવી, પુણ્યના હેતુઓ દ્વારા પુણ્યતત્ત્વથી બંધાવું અને પાપના હેતુઓથી આત્માનું પાપતત્ત્વથી બન્ધાવું, પુણ્યથી આત્માનું શુભગતિમાં અવતરવું, પાપતત્ત્વના બંધનથી દુ:ખનું ભોગવવું અને વસ્ત્રોની પેઠે શરીરોને લેવાં અને તેમજ મૂકવાં; ઇત્યાદિ સાંસારિક દશાની ઘટના સિદ્ધ થતી નથી. માટે આનન્દઘનજી કહે છે કે હે પ્રિય આત્મન્! હું ત્હને ઓળખવાની નિશાની શી રીતે બતાવી શકું? કેટલાક વાદીઓ આત્માને શુદ્ધ સનાતન માને છે તેમના મત પ્રમાણે વિચારતાં તેમાં પુણ્ય, પાપ, પુનર્જન્મ, જરા, મરણ, પાંચ પ્રકારનાં શરીર, સ્વર્ગ અને નરક વગેરે સાંસારિક દશાની સિદ્ધિ થતી નથી. શુદ્ધ સનાતન આત્મા હોય તો શામાટે પ્રભુભક્તિ કરવી જોઈએ? શુદ્ધ સનાતન આત્મા માનનારાઓને શામાટે તપ, જપ, સંયમ, તીર્થયાત્રા અને દેવપૂજા વગેરે કરવું જોઈએ? શુદ્ધ સનાતન વાદીઓને શામાટે સન્યસ્ત અંગીકાર કરવું જોઈએ? શુદ્ધ સનાતન આત્મા માનતાં કોઈ પણ ધર્મસંસ્થા, ક્રિયા, ભક્તિ, ઉપાસના, વગેરેની ઉપયોગિતા સિદ્ધ થતી નથી.

**सिद्ध सनातन जो कहुं रे, उपजे विनसे कौन ।**
**उपजे विनसे जो कहुं रे, नित्य अबाधित गौन. ॥निसा०॥३॥**

ભાવાર્થ.—જો આત્માને સિદ્ધસનાતન કહું તો તે પણ યોગ્ય નથી. કારણ કે કર્મના યોગે સંસારમાં ઉત્પન્ન થનાર અને નષ્ટ થનાર તે વિના અન્ય કોણ માની શકાય ? આત્મામાં ઉત્પાદ અને વ્યય થાય છે, ચોરાશી લક્ષ યોનિમાં આત્મા કર્મના યોગે જન્મ જરા અને મૃત્યુ પામે છે, અમુક ગતિમાં ઉત્પન્ન થાય છે અને અમુક ગતિમાંથી ચ્યવે છે; તે કર્મ માન્યાવિના ઘટી શકે નહીં, આત્માની સાથે કર્મનો સંબન્ધ માનતાં ઉત્પાદ અને ચ્યવનની સિદ્ધિ થાય છે. અન્ય ગતિમાં ઉત્પાદ અને અન્ય ગતિમાંથી ચ્યવન, આત્મા વિના અન્ય કોઈનું નથી. આનંદઘનજી કહે છે કે આત્માને સિદ્ધસનાતન માનતાં કર્મયોગે ઉત્પાદવ્યયની દશા આત્માને થાય છે તે ન થવી જોઈએ, એ આદિ વિરોધ આવે છે માટે એકાંત, પ્રથમથી (અનાદિકાળથી) આત્માને સિદ્ધ (અષ્ટકર્મરહિત) સનાતન (અનાદિકાળથી રહેનાર) માની શકાય નહીં.

ક્ષણે ક્ષણે આત્મા ઉત્પન્ન થાય છે અને નષ્ટ થાય છે એવો એકાંત ઋજુસૂત્રનયકથિત બૌદ્ધોનો ક્ષણિકવાદ અંગીકાર કરૂં છું, તો તે પક્ષમાં પણ અનેક વિરોધ આવે છે, અને નિત્ય તથા અબાધિત આત્મદ્રવ્યની ગૌણતા થઈ જાય છે. આત્મા નિત્ય છે, અચલ છે અને સ્થિર છે ઇત્યાદિ સિદ્ધાંત વાકયોની સિદ્ધિ થતી નથી, તેમજ એકાંતે ઉત્પાદ અને વિનાશ સ્વભાવવાળો આત્મા માનતાં અનેક વિરોધ આવે છે. દ્રવ્યરૂપ અનુસ્યૂત તત્ત્વ વચ્ચે માન્યા વિના ઉત્પાદ અને વિનાશનો સંબન્ધ નહીં ઘટતાં, પુણ્ય, પાપ, શુભ, અશુભ, અવતાર, બન્ધ અને મુક્તિ વગેરેની સિદ્ધિ થતી નથી અને તેની સિદ્ધિ વિના આત્મા ઉત્પાદવ્યય આદિ અનેક વિરોધના સ્થાનભૂત થાય છે; માટે એકાંતે સિદ્ધ સનાતન આત્મા માનવાથી આત્માનો ઉત્પાદ અને વ્યય પણ, અનુભવપ્રમાણ અને યુક્તિથી સિદ્ધ થતો નથી; ત્યારે હવે હું આત્માનું શું લક્ષણ બતાવું કે જેથી તેમાં કોઈ જાતનો વિરોધ આવેજ નહીં, એમ અન્તરમાં આનંદઘનજી વિચાર કરી કથેછે.

**सर्वांगी सब नय धनी रे, माने सब परमान ।**
**नयवादी पल्लो ग्रही प्यारे, करे लराई ठान. ॥ निसा० ॥ ४ ॥**

ભાવાર્થ.—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ અન્તરમાં ઉંડો આલોચ કરીને, અનેકાન્ત નયદ્વારા આત્માનું લક્ષણ વિચારીને, આત્માનું

લક્ષણ સમ્યક્ બંધ બેસતું કરીને અને અનુભવમાં લાવીને, તે પ્રમાણે આત્મતત્ત્વનો નિર્ધાર કરીને કહે છે કે, પૂર્વોક્ત આત્માનાં જે જે લક્ષણો બાંધ્યાં તે એકાંતે અમુક અમુક નયની અપેક્ષાથી અને અન્ય નય સંબન્ધ શૂન્ય હોવાથી વિરોધી લક્ષણો જણાયાં; પણ સર્વ અંગોને અપેક્ષાએ સ્વીકારનાર, નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત એ સાત નયનો સ્વામી, આત્માનાં સર્વ લક્ષણને તે તે નયની અપેક્ષાએ કર્મસંબંધથી પ્રમાણ માને છે. નૈગમ નયની અપેક્ષાએ તથા વ્યવહાર નયની અપેક્ષાએ આત્મા રૂપી પણ કહેવાય છે. નિશ્ચય નયની અપેક્ષાએ આત્મા અરૂપી કહેવાય છે. સંસારી આત્મામાં એકી વખતે વ્યવહાર નયથી રૂપીપણું અને નિશ્ચય નયથી અરૂપીપણું ઘટે છે. સંગ્રહનયની અપેક્ષાએ શુદ્ધ સનાતન આત્મા કહેવાય છે. શુદ્ધ નિશ્ચય નયની અપેક્ષાએ સિદ્ધ સનાતન પણ કહેવાય છે. દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ આત્મા નિત્ય છે અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ ઉત્પાદ અને વ્યય થવાથી આત્મા અનિત્ય પણ છે. ઋજુસૂત્ર નયની અપેક્ષાએ આત્મા ક્ષણિક કહેવાય છે. સંગ્રહ નયની અપેક્ષાએ આત્મા એક કહેવાય છે અને વ્યવહાર નયની અપેક્ષાએ આત્મા અનેક કહેવાય છે. એવંભૂત નયની અપેક્ષાએ આત્મા સિદ્ધબુદ્ધ ગ્રહાય છે. એવં ભિન્ન નયોની તત્તત્ અપેક્ષાએ તત્તત્ નયાનુસારે, સાપેક્ષાએ સર્વ નયોને માનનાર અનેકાંતવાદી જૈન, સર્વ નયોની ભિન્ન ભિન્ન માન્યતાને સત્યપણે સ્વીકારે છે. એકેક નયને એકાંતે માનનારા નયવાદીઓ નયહઠનો કદાગ્રહ કરીને બીજા નયના ધર્મનું ખંડન કરે છે; એમ પરસ્પર નિરપેક્ષાએ એકાંતવાદીઓ ભિન્ન નયકથિત ધર્મોનું ખંડન કરીને પરસ્પર લડી મરે છે. એકાંતસંગ્રહનયથી અદ્વૈત દર્શન ઉત્પન્ન થયું છે. વ્યવહાર નયના હઠથી સાંખ્યદર્શન ઉત્પન્ન થયું છે અને એકાંત ઋજુસૂત્રની માન્યતાથી બૌદ્ધદર્શન ઉત્પન્ન થયું છે.

**अनुभव अगोचर वस्तु हैरे, जानवो एहीरे लाज ।**
**कहन सुननको कछु नही प्यारे, आनन्दघन महाराज.॥निसा०५**

ભાવાર્થ.—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ આ પ્રમાણે સાત-નયોની અપેક્ષાએ આત્માનાં ભિન્ન ભિન્ન લક્ષણોવડે આત્માનું સ્વરૂપ માનીને પોતાના મનનો સંતોષ પ્રગટ કરે છે. સાત નયોની સાંકળથી, સાપેક્ષાએ આત્માના સર્વ ધર્મોનું ગ્રહણ થાય છે. તેથી તત્તત્ નયની તત્તત્ અપેક્ષાઓને તત્તત્ નયોવડે ગ્રહણ કરવાથી આત્માનાં ભિન્ન ભિન્ન લક્ષણમાં વિરોધ આવતો નથી. આનન્દઘનજી મહારાજ, પોતાના અનુભવથી કહે છે, કે આત્મા બાહ્ય ઇન્દ્રિયોથી અગોચર છે,

તેનો સમ્યગ્, અનુભવજ્ઞાનમાં કિંચિત્ ભાસ થાય છે. અમોએ કહ્યું તે પ્રમાણે આત્માના સ્વરૂપને જાણવાનો ઉપાય જાણી લો. અનુભવ અગોચર આત્મતત્ત્વને જાણવું જોઈએ; કહેવા અને સાંભળવાથી કંઈ નથી અર્થાત્ કહેવા સાંભળવા માત્રથી આત્મા કંઈ અનુભવ પ્રતીત થતો નથી. આત્માનું સ્વરૂપ જાણવામાટે અનુભવ જ્ઞાન કરવું જોઇએ. અનુભવ જ્ઞાનમાં જે ભાસે છે તે સત્ય ભાસે છે. આત્માના સ્વરૂપનો અનુભવ આવવો જોઇએ. અનુભવ થયાવિના આત્માનું કથન અને શ્રવણ કંઈ લેખે આવતું નથી; અનુભવજ્ઞાન થયા પછી આત્માનો નિશ્ચય થાય છે. આત્મતત્ત્વનો અનુભવ આવ્યાવિના આત્માની પરિણુતિ સુધરતી નથી; માટે આનન્દઘનજી કહે છે કે આનન્દનો સમૂહ જેમાં છે, એવા આત્માનો અનુભવ કરવો જોઇએ. સાતનયોદ્ધારા કલાકોના કલાકોપર્યંત, આત્મતત્ત્વસંબંધી વિચારો ગુફાઓ વગેરે એકાન્ત સ્થાનોમાં કરીને આત્મતત્ત્વનો અનુભવ કરવો જોઈએ. ન્યાયશાસ્ત્રની દશ બાર કોટીઓથી શાસ્ત્રાર્થ કરીને આત્માની માન્યતા સિદ્ધ કરી એટલે અનુભવજ્ઞાન પ્રાપ્ત થયું એમ સમજવું નહીં. અનુભવ, વાણીથી સમજાવાતો નથી, અનુભવજ્ઞાન કહેવા અને સાંભળવા માત્રમાં નથી; અર્થાત્ કથન અને શ્રવણની પેલીપાર પોતાની મેળે પોતાનો આત્મા અનુભવ કરે, એવું જ્ઞાન પ્રાપ્ત થતાં આત્માની નિશાનીની પ્રતીતિ થાય છે.

### પદ ૨૨.

( राग गोडी )

**विचारी कहा विचारे रे, तेरो आगम अगम अथाह. ॥ वि० ॥**
**विनु आधे आधा नहीं रे, बिन आधेय आधार;**
**मुरगी बिन इंडा नहीं प्यारे, या बिन मुरगकी नार. ॥वि०॥१॥**

ભાવાર્થ.—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ કહે છે કે હે પ્રભો ! તારા આગમનું સ્વરૂપ પંડિત પુરૂષો શી રીતે વિચારી શકે? વલી શ્રીમદ્ કથે છે કે હે ભગવન્! ત્વદુચ્ચારિત આગમની કોઈને ગમ પડે નહીં એમ છે. જેઓની અન્તરદૃષ્ટિ ખીલી છે, એવા કોઈ વિરલા જ્ઞાનીયો તારા આગમનો સાર ખેંચી શકે છે. તારા આગમરૂપ સમુદ્રનો પાર નથી, તેનો કોઈ ત્યાગ પામી શકતું નથી. તારા જેવા થાય છે તેજ, કેવલ જ્ઞાનદૃષ્ટિથી પ્રત્યક્ષપણે સર્વ વસ્તુઓને દેખવાથી સર્વ જ્ઞેયનો પાર પામે છે. હે પ્રભો ! તારા આગમમાં જે જે ભાવો વર્ણવ્યા છે તે હૃદયમાં સમ્યક્ પરિણમે છે. આધેયવિના આધાર નથી તેમ દ્રવ્યરૂપ આધારવિના ગુણ પર્યાયરૂપ આધેય નથી. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય,

આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, જીવાસ્તિકાય અને ઉપચારથી છઠ્ઠું કાલ દ્રવ્ય એ છ દ્રવ્ય આધાર છે અને પ્રત્યેક દ્રવ્યમાં રહેનાર ગુણપર્યાય તે આધેય છે. અનાદિકાળથી આધાર અને આધેય એ બે સાથે છે; –પ્રથમ દ્રવ્યરૂપ આધાર હતો અને પશ્ચાત્ ગુણપર્યાયરૂપ આધેય થયો એમ નથી. આધાર અને આધેય બન્ને અનાદિકાળથી છે–ષડ્દ્રવ્યરૂપ જગત્ અનાદિકાળથી છે. દ્રવ્યરૂપ અધિકરણવિના પર્યાયરૂપ આધેય નથી. દૃષ્ટાંત–મુરઘીવિના ઇંડાં નથી અને ઇંડાવિના મુરઘી નથી. ઇંડાં અને મુરઘીમાં પ્રથમ કોણ? આવો પ્રશ્ન ઉત્પન્ન થાય ત્યારે પ્રત્યુત્તરમાં જણાવવાનું કે ઈંડાં અને મુરઘી એ બન્નેનો પ્રવાહ અનાદિકાળથી છે, એ બેમાં કોઈ પહેલું અને બીજું પશ્ચાત્ એમ છેજ નહીં. કોઈ પુછે કે પ્રથમ ઈશ્વર કે પ્રથમ જગત્? ત્યારે તેના ઉત્તરમાં જણાવવાનું કે જો ઈશ્વરને પ્રથમ કહીએ તો આકાશવિના ઈશ્વર અન્યત્ર રહી શકે નહીં; આકાશ તે જગત્રૂપ છે; જો આકાશ પશ્ચાત્ છે એમ કહીએ તો આકાશરૂપ આધારવિના ઈશ્વરની સ્થિતિ ઘટતી નથી; આ બાબતમાં ઘણી ચર્ચા છે. વિશેષ અધિકાર જાણવો હોય તો अस्मदीयकृत परमात्मदर्शन पुस्तक વાંચવું. સારાંશમાં ઉત્તર તરીકે સમજવાનું કે બન્ને અનાદિકાળથી સાથે છે.

**भुरटा बीज विना नहीं रे, बीज न भुरटा टार,**
**निसि विन दिवस घटे नहीं प्यारे, दिन बिन निसि निरधार.॥वि०॥२**

ભાવાર્થ.—બીજવિના ભુરટા (ઘાસ) નથી અને ભુરટાવિના બીજ નથી, ભુરટો હોય તોજ બીજ આવી શકે છે અને બીજ હોય તોજ તેમાંથી પૃથ્વી અને જલના સંયોગે–બીજમાંથી અંકુર ઉત્પન્ન થઈ શકે છે અને ભુરટો આવી શકે છે. રાત્રીવિના દિવસ ઘટતો નથી અને દિવસવિના રાત્રી ઘટતી નથી; દીવસનું ઉચ્ચારણ કરતાં અપેક્ષાએ રાત્રી છે એમ સિદ્ધ થાય છે અને રાત્રી કહેતાં દિવસ છે એમ અપેક્ષાએ સિદ્ધ થાય છે. તેમજ અમુક ઉત્સર્ગ માર્ગ કહેતાં અપવાદ માર્ગની સિદ્ધિ થાય છેજ. અપવાદવિના ઉત્સર્ગની સિદ્ધિ થતી નથી અને ઉત્સર્ગવિના અપવાદની સિદ્ધિ થતી નથી. अस्ति વિના नास्तिની સિદ્ધિ થતી નથી. અમુક દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવવડે અમુક પદાર્થની અસ્તિતા છે તો તેના પ્રતિપક્ષી, અમુક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ તે પદાર્થમાં नास्तिता આવે છે. વ્યવહારવિના નિશ્ચયની સિદ્ધિ થતી નથી અને નિશ્ચયવિના વ્યવહારની સિદ્ધિ થતી નથી. રસવિના જિવ્હાની સિદ્ધિ થતી નથી અને

જિહ્વાવિના રસની સિદ્ધિ નથી. તેમજ જ્ઞાનવિના જ્ઞેયની સિદ્ધિ થતી નથી અને જ્ઞેયવિના જ્ઞાનની સિદ્ધિ થતી નથી; જ્ઞાન કહેતાં જ્ઞેય પદાર્થ છેજ; એમ અપેક્ષાએ સિદ્ધ ઠરે છે. પરોક્ષ પ્રમાણ વિના પ્રત્યક્ષ પ્રમાણની સિદ્ધિ થતી નથી અને પ્રત્યક્ષ પ્રમાણ કહેતાં પરોક્ષ પ્રમાણ છે એમ સિદ્ધ થાય છે. જીવવિના અજીવની સિદ્ધિ થતી નથી અને અજીવ કહ્યાવિના અન્ય જીવ દ્રવ્ય છે એમ સિદ્ધ થતું નથી. શુભવિના અશુભની સિદ્ધિ થતી નથી. અશુભ સિદ્ધ થતાં અન્ય કોઈ શુભ છે એમ સિદ્ધ થાય છે. બન્ધવિના મોક્ષની સિદ્ધિ ઠરતી નથી અને મોક્ષની સિદ્ધિ થયાવિના બન્ધની સિદ્ધિ ઘટી શકતી નથી; એમ અનાદિકાળથી બન્નેનું સહવર્તિત્વ માનતાં સકલ વિરોધ ટળે છે અને સત્ય સિદ્ધાન્ત યથાતથ્યરૂપે પ્રકાશે છે.

**सिद्ध संसारी विन नहीं रे, सिद्ध बिना संसार;**
**करता विन करनी नहीं प्यारे, बिन करनी करतार. ॥बि०॥२॥**

ભાવાર્થ.—શ્રીમદ્ આનન્દઘનજી અન્ય દૃષ્ટાન્તથી નીચે પ્રમાણે જણાવે છે. સંસારી જીવોવિના સિદ્ધો નથી, અને સિદ્ધવિના સંસારી જીવો સિદ્ધ થતા નથી; સંસાર હોય તોજ મોક્ષ ઘટે છે. સિદ્ધ પરમાત્માઓ છે એમ કહેતાં, સંસારી જીવો છે એમ અપેક્ષાએ સિદ્ધ થાય છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અન્તરાય એ અષ્ટકર્મથી જ્યારે આત્મા રહિત થાય છે ત્યારેજ તે સિદ્ધ થાય છે. પ્રથમ સંસાર અને પશ્ચાત્ સિદ્ધ એમ પણ નથી તેમજ પ્રથમ સિદ્ધ અને પશ્ચાત્ સંસાર એમ પણ નથી. સંસાર અને સિદ્ધ બન્ને અનાદિકાળથી સહવર્તમાન છેજ. દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નારકીના જીવોનો સંસારમાં સમાવેશ થાય છે. અદ્વૈતવાદિયો સિદ્ધ અને સંસાર બન્ને વસ્તુતઃ છેજ નહીં એમ, એકાન્ત પક્ષનો સ્વીકાર કરે છે; પણ તે યોગ્ય નથી. કેટલાક, મુક્ત આત્માઓ પુનઃ સંસારમાં પાછા અવતાર ગ્રહણ કરે છે એમ માને છે, તે પણ સત્ય સિદ્ધાન્ત નથી; મુક્ત થયા બાદ સિદ્ધ પરમાત્માઓ કર્મના અભાવે સંસારમાં અવતાર ધારણ કરી શકતા નથી. કેટલાક મુક્ત દશામાં જ્ઞાન અને સુખને માનતા નથી, તેવા મતવાદીઓની મુક્ત દશા પાષાણની દશા કરતાં વિશેષ નથી. કેમકે એવા પ્રકારની મુક્તિની કોઈ મનુષ્ય ઈચ્છા કરે નહીં. કેટલાક સંસાર અને મુક્તિના કર્તા તરીકે ઈશ્વરને માને છે પણ તે સિદ્ધાન્ત સત્ય ઠરતો નથી. ઈશ્વર અને જગત્ એ બે અનાદિકાળથી છે; ઈશ્વર જગત્નો કર્ત્તા નથી તેમજ જગત્ કંઈ ઈશ્વરને બનાવી શકતું

નથી; રાગ, દ્વેષ અને ઇચ્છા, વગેરેથી રહિત ઈશ્વર છે, તેને જગત્ અને સિદ્ધસ્થાન બનાવવાનું કંઈ પણ પ્રયોજન નથી; ઇત્યાદિ ઘણું વક્તવ્ય છે, પણ તે વાત તત્ત્વદીપિકા વગેરે ગ્રંથોમાં અમે જણાવી છે માટે અત્ર વિવેચન કર્યું નથી. કર્ત્તા વિના ક્રિયા નથી અને ક્રિયાવિના કર્ત્તા સિદ્ધ થતો નથી. આત્મામાં ષટ્કારકો ઘટે છે. કર્ત્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન અને અધિકરણ એ છ કારકોનો કર્ત્તા આત્મા છે અને તત્સંબંધી ક્રિયા પણ આત્મામાં રહી છે. ઇત્યાદિ અત્ર ઘણું સમજવાનું છે.

**जनम मरण बिना नहीं रे, मरण न जनम विनाश,**
**दीपक बिन परकाशता प्यारे, बिन दीपक परकाश. ॥वि०॥४॥**

**ભાવાર્થ.**—મૃત્યુવિના જન્મ નથી અને જન્મવિના મૃત્યુની સિદ્ધિ થતી નથી; ચોરાશીલક્ષ જીવયોનિમાં આત્મા કર્મના યોગે જન્મ. મરણ કર્યા કરે છે, જે જે ગતિમાં જેટલું જેટલું આયુષ્ય બાંધ્યું હોય છે તેટલું આયુષ્ય પૂર્ણ થતાં તત્તત્ગતિ યોગ્ય શરીરને છોડીને કર્યા કર્મ પ્રમાણે અન્યગતિમાં અવતાર લેવો પડે છે, એક ગતિમાંથી આયુષ્યના ક્ષયે અન્યગતિમાં જતાં તૈજસ અને કાર્મણ એ બે શરીરસાથે લેઈને જાય છે, તૈજસ અને કાર્મણ શરીર એ બે આત્માના અસંખ્યાત પ્રદેશોની સાથે ક્ષીર નીરવત્ પરિણમે છે. પરોક્ષ મતિ અને શ્રુત જ્ઞાનથી તૈજસ અને કાર્મણ શરીર દેખી શકાતાં નથી; કેવલ જ્ઞાનિયો કાર્મણ અને તૈજસ એ બે શરીરને દેખી શકે છે. તૈજસ અને કાર્મણ એ બે શરીર બહુ સૂક્ષ્મ હોય છે. તૈજસ અને કાર્મણશરીર એ બે નામકર્મની પ્રકૃતિયો છે. તૈજસ શરીર આહાર પચાવવાનું કાર્ય કરે છે. પરગતિમાં ઉત્પન્ન થતાં, આત્મા કર્મના યોગે આહાર ગ્રહણ કરે છે. અને તેનું પાચન તૈજસવડે થાય છે અને પશ્ચાત્ તે તે ગતિયોગ્ય ઔદારિક અથવા વૈક્રિય શરીર બંધાય છે. તૈજસ શરીરમાં ઉષ્ણતા રહી હોય છે. અષ્ટકર્મના વિકારથી કાર્મણ શરીર બને છે. પાપ પુણ્ય વગેરે સર્વ કર્મોને જીવ પરભવમાં લેઈ જાય છે અને પાપ પુણ્યના અનુસારે અશુભ વા શુભ શરીર, દુઃખ અને સુખ વગેરેને પામે છે અને પુનઃ આયુષ્ય ક્ષય થતાં મૃત્યુ પામે છે. જન્મ અને મૃત્યુ બન્ને અનાદિ કાળથી સહવર્તમાન છે. દીપકવિના પ્રકાશ નથી અને પ્રકાશવિના દીપક નથી.—દીપકવિના પ્રકાશ રહી શકતો નથી,—મણિવિના પ્રભા નથી અને પ્રભાવિના મણિ નથી; બન્ને અનાદિકાળથી છે. તેમજ નિદ્રાવિના જાગ્રતિની સિદ્ધિ થતી નથી અને જાગ્રતિવિના નિદ્રા-

ની સિદ્ધિ થતી નથી; તેમ જ્ઞાનવિના આત્મા નથી અને આત્માવિના જ્ઞાન નથી. જ્ઞાન એ આત્માનો સ્વાભાવિક ધર્મ છે. જેઓ જ્ઞાનને આત્માનો ધર્મ માનતા નથી તેઓ મોટી ભૂલ કરે છે. અનંત જ્ઞાનમય આત્મા છે એમ સિદ્ધાન્તોથી સિદ્ધ થાય છે.

**आनन्दघन प्रभु वचनकीरे, परिणति धरी रुचिवंत।**
**शाश्वत भाव विचारके प्यारे, खेलो अनादि अनन्त.॥वि०॥५॥**

ભાવાર્થ.—સહજ આનન્દના સમૂહભૂત એવા સર્વજ્ઞ વીતરાગ પ્રભુનાં વચન, કે જે આગમો વગેરેમાં ગુંથાયલાં છે તેનો પાર પામી શકાય તેમ નથી; દ્વાદશાંગીરૂપ જિનવાણીનો આધાર સર્વ ભવ્ય જીવોને છે; ભગવાનના આગમોમાં સર્વ પદાર્થોનું સ્વરૂપ વર્ણવ્યું છે. કલિકાલમાં જિનેશ્વર આગમોનો આધાર છે. હે રૂચિમન્તો ! પ્રભુવચનની શ્રદ્ધારૂપ પરિણતિને ધારણ કરો, તેમજ વીતરાગ પ્રભુના વચન પ્રમાણે આત્માની ચારિત્ર પરિણતિને ધારણ કરો, વીતરાગ પ્રભુનાં વચનોને વિચારીને વીતરાગદશા થાય તેમ પ્રયત્ન કરો, પ્રભુ વચનની પ્રતીતિ થયાવિના મોક્ષમાર્ગમાં પ્રવેશ થઈ શકતો નથી. પ્રભુની વાણીમાં વિશ્વાસ ધારણ કરીને જે મનુષ્યો પોતાના આત્મામાં રમણતા કરે છે, તે અલ્પ કાલમાં મુક્ત થાય છે. પ્રભુના આગમ ઉપર રૂચિ થતાં પ્રભુની ઉપર પ્રેમ થાય છે અને તેથી આત્મા, પ્રભુના સદ્ગુણો લેવાને સમર્થ બને છે. આત્મા, પ્રભુનું આલંબન પામીને સાલંબન ધ્યાનમાં મગ્ન થાય છે. પ્રભુનાં વચનો વિચારીને તેનાં રહસ્યોને વિચારવાને સમર્થ બને છે અને તેથી તે જિનાગમોમાં કહેલા, અનાદિ પ્રવાહપ્રચલિત શાશ્વત ભાવોને વિચારી શકે છે. આધાર અને આધેય શાશ્વત છે. દ્રવ્ય અને પર્યાય શાશ્વત છે. પંચદ્રવ્ય શાશ્વત છે. નવ તત્ત્વ શાશ્વત છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી લોક શાશ્વત છે. બીજ અને અંકુરનો પ્રવાહ શાશ્વત છે. રાત્રી અને દિવસનો અનાદિ પ્રવાહ શાશ્વત છે, અનાદિ કાળથી સિદ્ધ અને સંસાર શાશ્વત છે. કર્ત્તા અને ક્રિયા એ બે શાશ્વત છે, જન્મ અને મૃત્યુ, તેમજ દીપક અને પ્રકાશ વગેરે સર્વ પદાર્થો દુનિયામાં અનાદિ અનન્તકાળ સ્થિતિવાળા છે; તેથી તે શાશ્વતભાવો છે. શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ કહે છે કે, પ્રભુએ ઉપદેશેલા શાશ્વતભાવો વિચારીને હેય, જ્ઞેય અને ઉપાદેયનો વિવેક કરીને અનાદિ અનન્ત એવા આત્મામાં ખેલો; અર્થાત્ આત્માનું ધ્યાન કરો; આત્મામાં તલ્લીન બનો.

पद २३.

( राग आशावरी. )

अवधू अनुभव कलिका जागी, मति मेरी आतम समरन लागी,
॥ अवधू० ॥

जाये न कहुं और ठिगनेरी, तेरी विनता वेरी ।
माया चेरी कुटुंब करी हाथे, एक डेढ दिन घेरी॥अवधू० ॥१॥

ભાવાર્થ.—હે અવધૂત ! હવે મારા હૃદયમાં અનુભવ કલિકા જાગ્રત્ થઈ છે; અને તેથી મારી મતિ આત્માનું સ્મરણ કરવા લાગી છે. હવે તે ચેતી ગઈ છે કે ક્રોધાદિક શત્રુઓ મારા હિતના કરનાર નથી. તે ક્રોધાદિક પરભાવ પાસે જતી નથી. અનુભવ કલિકા ખીલ્યા પછી સુમતિએ માયા દાસીના સર્વ કુટુંબને પોતાના વશમાં કરી દોઢ દીવસસુધી ઘેરી લીધું અને તેથી હવે રાગ, દ્વેષ વગેરે શત્રુઓનું જોર નરમ પડ્યું છે અને હવે તેમનું જોર હઠવા લાગ્યું છે. સુમતિનો એટલો બધો પ્રતાપ છે કે માયાના કુટુંબથી હવે મારા સામું જોવાતું નથી. ચેતન કહે છે કે, માયાએ મ્હને ચોરાશીલક્ષ યોનિમાં ભમાવીને મારૂં સર્વ ધન ફોલી ખાધું હતું; તે મને ઇન્દ્રજાલની વિદ્યાની પેઠે કંઇને કંઈ ઠેકાણે મોહ પમાડતી હતી; તેથી મારી શુદ્ધ બુદ્ધિ નષ્ટ થઈ હતી. તે મને મમત્વ દારૂનું પાન કરાવીને ઘેનમાં ચકચૂર રાખતી હતી તેથી મેં મારા ખરા સ્વરૂપને જાણ્યું પણ નહીં; હવે તો સુમતિ જાગવાથી ખરેખરૂં મને દેખાવા લાગ્યું અને હવે સુમતિના પ્રતાપથી જાગ્રત્ થયો છું.

जरा जनम मरन वस सारी, असरन दुनिया जेती ।
देढव कांई न वागमें मीयां, किसपर ममता एती.॥ अवधू० ॥२

ભાવાર્થ.—જેટલી દુનિયા છે તેટલી દુનિયાની અંદર રહેનાર સર્વ જીવો જન્મ, જરા અને મૃત્યુના વશમાં પડ્યા છે. "કોનવીશરણું કોનવીશરણું," જગત્માં કોઈ શરણ નથી, મૃત્યુથી રક્ષણ કરનાર કોઈ નથી, સંસારમાં સર્વત્ર દુઃખના હેતુઓમાં જીવો ફસાયા છે. દુઃખકારક પદાર્થોને પણ સુખની ભ્રાન્તિથી સુખકારક માનીને પામર જીવો ફસાય છે. મધુલિપ્ત ખડ્ગધારને ચાટવાની પેઠે સાંસારિક પદાર્થોમાંથી જીવોને સુખ મળે છે, અર્થાત્ જીવો સુખનો ઉપભોગ લેવા પ્રયત્ન કરે છે, પણ ઉલટો દુઃખનો ઉપભોગ પ્રાપ્ત થાય છે. તો પણ સંસારિ જીવોને બાહ્ય વસ્તુઓની મમતા

છૂટતી નથી. તેના ઉપર દૃષ્ટાન્ત આપીને આ વાતની પુષ્ટિ કરતા છતા શ્રીમદ્ આનન્દઘનજી કહે છે કે, કોઈ મીયાં બાગમાં લીંબોડીઓ વીણુતા હતા, મીઠી લીંબોડીના ઝાડની મીઠી લીંબોડીઓ વીણુતા હતા તેમજ કડવી લીંબોડીના ઝાડની કડવી લીંબોડીઓ વીણુતા હતા. (એ ઝાડ પણુ વાસ્તવિક રીતે જોતાં દોઢ ઝાડ ગણુાય.) આવી સ્થિતિમાં મીયાં હતા, તેના ઘરે કોઈએ બીબીને આવીને પુછ્યું કે, મીયાં કયાં ગયા છે, ત્યારે બીબીએ કહ્યું કે મીયાંસાહેબ બાગમાં ગયા છે. બાગ તે શી વાત !!! પણુ મીયાંભાઈ લીંબોડી વીણે છે તેવી રીતે આ સંસારમાં જીવો દુ:ખને ભોગવતા છતા સુખનો ડોળ ધારણુ કરે છે. આત્મા કહે છે કે અહો ! મેં પણુ અજ્ઞાન ભ્રાન્તિથી મીયાંના બાગની પેઠે વેદનીય કર્મરૂપ લીંબડાની કડવી લીંબોડીઓ વીણી, પણુ કડવાશ વિના કંઈ અન્ય સ્વાદ અનુભવ્યો નહીં. લીંબોડી સમાન કયા સાંસારિક પદાર્થોપર આટલી બધી મમતા હવે મારે ધારણુ કરવી જોઇએ ? અલબત કોઈ પણુ પદાર્થ ઉપર મમતા ધારણુ કરવી યોગ્ય નથી. સુમતિના યોગે હવે જણુાયું કે, સંસારરૂપ વૃક્ષનું મૂળ મમતા છે, મમતાનું નચાવ્યું આખું જગત્ નાચે છે, હવે અશરણુભૂત સંસારમાં કોઈના ઉપર મમતા કરવી યોગ્ય નથી; એમ સુમતિના યોગે આત્મા કહે છે.

**अनुभव रसमें रोग न सोगा, लोकवाद सब मेटा ।**
**केवल अचल अनादि अबाधित, शिवशंकरका भेटा. ॥अवधू०॥२**

ભાવાર્થ.—આત્મામાં અનુભવ કલિકા જાગ્રત્ થવાથી પશ્ચાત્ અનુભવ રસ પ્રાપ્ત થાય છે, અનુભવ રસનું પાન કરવાથી આત્મા તે પરમાત્મા થાય છે અનુભવ રસમાં રોગ અને શોક નથી. આત્માનો અનુભવ થતાં મનના ઉપર રાગ દ્વેષની અસર અલ્પ થવાથી મનની સ્વસ્થતા જળવાઈ રહે છે અને મનનું સ્વાસ્થ્ય જળવાઈ રહેવાથી શરીરપણુ નિરોગી રહે છે. મનની અસ્વસ્થતાથી ઘણુા રોગો પ્રકટી નીકળે છે. મનમાં ભય, શોક, ચિન્તા, રાગ, દ્વેષ, ક્રોધ, લોભ, કામ, અને તૃષ્ણા, વગેરે દોષો પ્રગટવાથી અસ્વસ્થતા ઉત્પન્ન થાય છે અને મનની અસર શરીર અને આત્મા બન્નેપર થાય છે. અનુભવ રસ પ્રાપ્ત થતાં મનની અસ્વસ્થતા રહેતી નથી અને તેથી મનની નિર્મલ દશા રહેવાથી રાગાદિભાવ કર્મ અને જ્ઞાનાવરણીયાદિ દ્રવ્યકર્મબંધરૂપ રોગ ઉત્પન્ન થતો નથી; તેમજ અનુભવ રસથી દુનિયાના પદાર્થો સંબંધી મનમાં શોક ઉત્પન્ન થતો નથી. લોકોની સાથે અનેક પ્રકારના વાદ કરવા વગેરે અનુભવ રસનું પાન કરતાં મટી જાય છે. અનુભવ રસનું

પાન કરતાં આત્માનું સ્વરૂપ જુદાજ પ્રકારનું થાય છે. અનુભવ રસનું પાન કરતાં આત્માની દિવ્ય દૃષ્ટિનો પ્રકાશ ખીલે છે. અનુભવ કલિકાનો રસ જે પીએ છે તેજ તેનો અનુભવ જાણે છે. કથન અગર શ્રવણમાત્રથી અનુભવ રસ પ્રાપ્ત થતો નથી; અનુભવ કલિકાની હૃદયમાં પ્રથમ જાગ્રતિ કરવી જોઇએ. અનુભવજ્ઞાની અન્તરથી રોગ શોકનો અનુભવ કરતો નથી, તેમજ લોકો ગમે તે બોલે તે તરફ લક્ષ્ય આપતો નથી; લોકાપવાદથી બ્હીતો નથી. અનુભવ જ્ઞાની દીવાની દુનિયાના બોલની ઉપેક્ષા કરે છે; કેવલ સત્તાએ અનાદિ કાળથી અચલ અબાધિત કલ્યાણરૂપ શંકરરૂપ પરમાત્મ સ્વરૂપને તે અનુભવના બળે ભેટે છે; અર્થાત્ પ્રાપ્ત કરે છે. અનુભવી બાહ્ય દૃષ્ટિને બંધ કરીને અન્તરદૃષ્ટિથી મોક્ષ માર્ગપ્રતિ પ્રયાણ કરે છે; દીવાની દુનિયાના બોલવા ઉપર લક્ષ આપતો નથી. તે તો પોતાના સ્થાન પ્રતિ ગુણસ્થાનકરૂપ ભૂમિ ઉલ્લંઘન કરીને પ્રયાણ કરે છે અને કલ્યાણમય પરમાત્મા શંકરને ભેટે છે અર્થાત્ પોતે પરમાત્મા બને છે.

वर्षाबुंद समुद्र समानि, खबर न पावे कोई ।
आनन्दघन व्है ज्योति समावे, अलख कहावे सोई ॥अवधू०॥४॥

ભાવાર્થ.—વૃષ્ટિના બિન્દુઓ સમુદ્રમાં સમાઈ જાય છે પણ તેની ખબર કોઇને પડતી નથી. અનેક વાદળાંની વૃષ્ટિ સમુદ્રમાં પડે છે તે સમુદ્રના જલરૂપ થઈ જાય છે, અર્થાત્ સમુદ્રમાં તે સમાઈ જાય છે તો પણ કોઇને તેની ખબર પડતી નથી; તેમજ આત્માની જ્યોતિ આત્મામાં સમાય છે. કેવલ જ્ઞાનરૂપ જ્યોતિ કે જેમાં લોકાલોક ભાસે છે તે પણ આત્મામાં સમાઈ જાય છે, તેજ આનન્દનો ઘન અને અલક્ષ્ય કહેવાય છે એમ અનુભવીઓ જણાવે છે. અનુભવજ્ઞાનવિના અલક્ષ્ય આત્માનું સ્વરૂપ પ્રતીતિગોચર થતું નથી. આત્માની જ્યોતિ કંઈ આત્માથી ભિન્ન નથી, આત્મા અને આત્મજ્યોતિ બન્ને એક રસરૂપ થઇને રહે છે; તેને કોઈ વિરલા અનુભવીઓ જાણે છે. અનુભવજ્ઞાનના પણ ઘણા ભેદ છે. જેમ જેમ અધ્યાત્મજ્ઞાનની ઉચ્ચ કોટીપર પગ મૂકવામાં આવે છે, તેમ તેમ જુદો અને નવો ભાસ થતો જાય છે. સૂત્રસિદ્ધાન્તના જ્ઞાતા, ગીતાર્થ યોગી મુનિવરનું ધ્યાનની ઉત્તમતાએ અનુભવજ્ઞાન ખીલતું જાય છે, તેમ તેમ પૂર્વના વિચારો કરતાં નવીન અનુભવમાં વિશેષ વિશ્વાસ થતો જાય છે; અનુભવ જ્ઞાનની જ્યોતિ આત્મામાં સમાય છે. અનુભવી, અનુભવજ્ઞાનને કોઈ પણ ચેષ્ટાથી અન્યોને પોતાનું અનુભવજ્ઞાન જણાવવા સમર્થ થતો નથી; જ્યારે અન્ય જ્ઞાની તે દશાને પ્રાપ્ત કરે છે, ત્યારેજ

તેને તે બાબતનો નિશ્ચય થાય છે. કોઈપણ વસ્તુને વાંચી અને સાંભળી એટલે કંઈ જ્ઞાની બની જવાતું નથી. તે તે વસ્તુઓના સ્વરૂપનો અનુભવ કરવો જોઇએ; આત્મતત્ત્વનો અનુભવ પ્રાપ્ત કરવો જોઈએ. આત્મ અનુભવ કલિકા જાગ્રત્ થતાં પોતાના સ્વરૂપની રમણુતા ખીલે છે અને આત્મસમાધિમાં મન લયલીન રહે છે એમ શ્રી આનંદઘનજી કહે છે.

पद २४.

( राग रामग्री. )

**मुने महारो कब मिलसे, मन मेलू. ॥ मुने० ॥**

**मन मेलु विण केलि न कलिये वाले कवल कोई वेलू.॥ मुने० ॥१॥**

ભાવાર્થ.—શુદ્ધ ચેતના કહે છે કે મારા મનનો મેળાપી શુદ્ધ ચેતન ક્યારે મળશે; હવે તો મારાથી વિયોગ સહેવાતો નથી, શુદ્ધ ચેતનની પ્રાપ્તિવિના મારૂં ચિત્ત ભમે છે અને કોઈ ઠેકાણે જરામાત્ર પણ ચેન પડતું નથી; મનના મેળાપીવિના કેલિ કરી શકાતી નથી. મનના મેળાપીવિના હૃદય ખુલ્લું થઈ શકતું નથી અને તેવિના આનન્દની ખુમારી ઉત્પન્ન થતી નથી. કોઈ વેળૂ ( રેતી )ના કોળીયા વાળે પણ તેમાં ચીકાશવિના રેતીનો કોળીયો વળે નહીં અને મુખમાં રેતીના કોળીયાનો પ્રક્ષેપ કરતાં તુર્ત નિરસ ( ખરાબ ) લાગવાથી થુથુ કરીને બહાર કાઢવો પડે છે; તેમ, મનના મેળાપવિના પરસ્પર સંબંધ થતો નથી અને મનનો મેળ મળ્યાવિના સંબંધ બાંધવામાં આવે છે તો રેતીના કોળીયા જેવું થાય છે, માટે મારા મનનો મેળાપી શુદ્ધ ચેતન મળ્યાવિના કોઈ પણ રીતે મને આનન્દ થનાર નથી. શુદ્ધ ચેતનમાં સહજ આનન્દનો દરિયો વિલસી રહ્યો છે, શુદ્ધ ચેતનમાં અનન્ત જ્ઞાનાદિ ઋદ્ધિ વિલસી રહી છે, મારો પ્રાણુનાથ શુદ્ધ ચેતન છે; જેમ હંસી હંસવિના રહે નહી તેમ હું પણ મારા સ્વામીવિના કદાપિ રહી શકું નહીં. મારા સ્વામીવિના કોઈની સાથે એક ક્ષણુ માત્ર પણ ચેન પડે નહીં; તેમજ મારા સ્વામિવિના હું અન્યને જોવું નહીં અને અન્યના ઉપર રૂચિ ધારણુ કરૂં નહીં, શુદ્ધ ચેતના કહે છે કે, મારા સ્વામીનું મન કોઈ જાણી શકે જ નહીં તેમ મારા સ્વામીવિના મારૂં મન પણ કોઈ જાણી શકે નહીં. મારા મનનો મેળાપી મારો સ્વામી છે તેનું હું તો સ્મરણુ કર્યાં કરૂં છું. કહ્યું છે કે.

**मन मळतां मेळो कह्यो, मेळा बीजा फोक ।**
**मनमेळावण बोलवुं, रणमां जेवी पोक ॥ १ ॥**

मन मळयावण प्रेम नहि, मनमेळो मुश्केल ।
बुद्धिसागर जाणवुं, अनुभवीने सहेल ॥ २ ॥

શુદ્ધચેતના આ પ્રમાણે કહ્યા બાદ હવે પોતાના સ્વામીરૂપ મનમેળાપીને કહે છે, તે જણાવે છે.

आप मिल्याथी अन्तर राखे, मनुष्य नहीं ते लेलू ।
आनन्दघन प्रभु मन मलियाविण, कोनवि विलगे चेलू॥मुने०॥२॥

ભાવાર્થ.—શુદ્ધચેતના કહે છે કે, પોતે મળ્યાબાદ અન્તર રાખે તે મનુષ્ય ગણાય નહીં પણ તે તો લબાડ (લેલું) જાણવો. હે આનન્દઘન પ્રભો ! મન મળ્યાવિના એક નાનું બાળક ( ચેલું ) પણ વળગતું નથી અર્થાત્ કોઈની સાથે મેળાપી થતું નથી. તે દૃષ્ટાંત પ્રમાણે હવે આપ મારા સ્વામી થઇને કેમ મારીપાસે આવતા નથી. હે આત્મસ્વામિન્ ! આપની સાથે મારૂં મન મળ્યું છે અને હવે તમે મને મળતા નથી તેમાં શું આપની શોભા છે ? નાનું બાળક પણ મન મળ્યા પછી અન્તર રાખતું નથી, તો આપ હવે આનન્દના સમૂહભૂત ત્રણ જગત્‌ના સ્વામી થઇને મન મળ્યાબાદ મળતા નથી એવું લબાડ પુરૂષોના જેવું આપને વર્તન શોભે નહીં; માટે હવે તમે તેરમા ગુણસ્થાનકે આવીને મારો હસ્ત ઝાલો. સ્વામી પોતાની સ્ત્રીને મળવા આવે તેમાં સ્વામીની શોભા છે. તમારા આવવાથી લોકાલોકમાં પ્રકાશ થશે. ત્રણ જગત્‌માં આપની કીર્તિ પ્રસરશે, જન્મ, જરા અને મરણની ઉપાધિ દૂર થશે, તમારા અને મારા વિરહરૂપ અન્તરાયકર્મ દૂર થશે. તમારી અને મારી સાદિઅનન્તમા ભાગે એકતાનો ક્ષાયિકભાવે સંબંધ થશે. શુદ્ધચેતના કહે છે કે આપ મારા ઘરમાં પ્રવેશ કરશો ત્યારથી આપને અસંખ્યાત પ્રદેશે સમયે સમયે અનંત સુખ પ્રગટશે. મારી તરફ આપશ્રીનું પ્રયાણ થતાં દશમા ગુણસ્થાનક ભૂપ્રદેશમાં મોહનીયનો નાશ થશે અને બારમા ગુણસ્થાનકમાં આવતાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અન્તરાય એ ત્રણ પ્રકારનાં કર્મ તે-રૂપ મેલનો નાશ થશે. મારા ઘરમાં આવતાં હે ચેતનસ્વામિન્ ! અનન્તકોટી સૂર્ય અને ચંદ્ર કરતાં પણ અનન્ત ગુણ અધિક આપની પ્રકાશક શક્તિ થશે; માટે મારી વિજ્ઞપ્તિ શ્રવણ કરીને મન મળ્યા બાદ અન્તર ન રાખતાં ત્વરિત મળો. એવં શુદ્ધચેતનાની વિજ્ઞપ્તિ શ્રી આત્મસ્વામિપ્રતિ છે એમ શ્રી આનન્દઘનજી જણાવે છે.

पद २५.

( राग रामग्री. )

क्यारे मुने मिलसे महारो संत सनेही ॥ क्यारे० ॥
संत सनेही सूरिजन पाखे, राखे न धीरज देही ॥ क्यारे०॥१॥

ભાવાર્થ.—શુદ્ધચેતના, અનુભવને કહે છે કે હે અનુભવ ! સન્ત પુરૂષોનો સ્નેહી એવો મારો આત્મસ્વામી મને હવે ક્યારે મળશે. સન્તસ્નેહી સ્વજનવિના હવે તો દેહમાં રહેનારો મારો પ્રાણ પણ ધૈર્ય ધારણ કરી શકતો નથી. હે અનુભવ ! તું જરા વિચાર તો કર કે મારા સન્તસ્નેહ ચેતનવિના મને શી રીતે રહેવાય? સન્તસ્નેહી વિના આખું જગત્ મને શૂન્ય જેવું લાગે છે. વિરહીણી સતી સ્ત્રીની જેટલી દશાઓ શાસ્ત્રોમાં વર્ણવવામાં આવી છે તેટલી સર્વે દશાનો મને સંતાપ છે તે હે અનુભવ ! શું તું નથી જાણતો ? મારા સન્તસ્નેહી શુદ્ધાત્મસ્વામી વિના અસંખ્યાત પ્રદેશરૂપ ઘરમાં જ્ઞાનાવરણીય કર્મની પંચપ્રકૃતિનો કચરો ચઢ્યો છે, દર્શનાવરણીય કર્મની નવ પ્રકૃતિરૂપ કચરો ચઢ્યો છે, વેદનીય કર્મની બે પ્રકૃતિ, તેમજ મોહનીય કર્મની અઠ્ઠાવીશ પ્રકૃતિ, તેમજ આયુષ્ય કર્મની ચાર પ્રકૃતિ, તેમજ નામકર્મની એકશો ત્રણ પ્રકૃતિ, તેમજ ગોત્રકર્મની બે પ્રકૃતિ, તેમજ અન્તરાયકર્મની પાંચ પ્રકૃતિરૂપ કચરાના ઢગલા સર્વત્ર ઘરમાં વ્યાપી ગયા છે, તે કચરો કાઢીને ઘર સાફ કરવાનું છે. મારા સ્વામી જો મારાપ્રતિ પ્રયાણ કરે તો ચારિત્ર અને ધ્યાન વગેરેની મદદથી ઘરની ઉજ્જવલતા કરી શકું. મારા સ્વામીવિના હું બેભાન જેવી થઈ ગઈ છું, એક ક્ષણમાત્ર પણ મારા સ્વામીવિના ચેન પડતું નથી. શુદ્ધચેતનસ્વામી વિના મારી સ્થિરતા રહેતી નથી. મારા સ્વામીવિના ચાર ગતિમાં પરિભ્રમણ કરીને અનન્તકાળ મેં ગુમાવ્યો, અનન્તાં દુઃખ પામી, અદ્યાપિ પર્યન્ત સર્વે દુઃખનો અન્ત આવ્યો નહી. હે અનુભવ ! કૃપા કરીને કહે કે મારા સ્વામી હવે ક્યારે મળશે ? જો તું દિવસ, વાર અને સ્થાન, વગેરે જણાવે તો હું આનન્દમય બની જાઉં અને શેરીએ શેરીએ તોરણ વિરચાવું અને અનેક હર્ષપરિણામનાં પુષ્પો બિછાવું; આ પ્રમાણે અત્યંત શુદ્ધપ્રેમના ઉદ્ગારથી આનન્દઘનજી અન્તરની ચેતનાની દશા જણાવે છે.

जन जन आगल अन्तरगतनी, वातलडी कहुं केही ।
आनन्दघन प्रभु वैद्य वियोगे, किम जीवे मधुमेही ॥क्यारे०॥२॥

ભાવાર્થ.—હે અનુભવ! હું મનુષ્ય મનુષ્યપ્રતિ મારા હૃદયની કેટલી વાત કહું? હવે તો શુદ્ધચેતનપતિના વિયોગની ચરમદશા અનુભવાય છે. મારા મનમાં શુદ્ધચેતનના સ્વરૂપ વિના અન્ય કોઈ વસ્તુનું સ્મરણુ થતું નથી. મારા સ્વામીનું શુદ્ધ સ્વરૂપ વિચારૂં છું ત્યારે એકતાનમય ચિતરેલી પૂતળીની પેઠે સ્થિર થઈ જાઉં છું, અથવા વાયુરહિત દીપકની જ્યોતિની પેઠે સ્થિર થઈ જાઉં છું; એમનું પરોક્ષપણે સ્વરૂપ વિચારતાં તલ્લીન બની જાઉં છું અને તે વખતે જાણે સાક્ષાત્ શુદ્ધચેતન ભેટ્યા જેવો આનંદ થઈ રહે છે. शब्दप्रमाण, अनुमानप्रमाण અને उपमानप्रमाणनो परोक्षप्रमाणમાં સમાવેશ થાય છે, મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનો પરોક્ષપ્રમાણુમાં સમાવેશ થાય છે, અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાનનો દેશથકી પ્રત્યક્ષ પ્રમાણુમાં સમાવેશ થાય છે અને સર્વથકી કેવલજ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણુ છે. सम्यक्चेतनानो પ્રાદુર્ભાવ ચોથા ગુણુસ્થાનકથી છે. ક્ષયોપશમભાવથી સમ્યક્ ચેતના, ચોથા ગુણુસ્થાનકથી તે બારમા ગુણુસ્થાનક પર્યંત છે. ક્ષયોપશમભાવીય સમ્યક્ ચેતનાનો પરોક્ષપ્રમાણુમાં સમાવેશ થાય છે અને તેથી તે ચેતનાદ્વારા આત્માનું ધ્યાન પણુ પરોક્ષપ્રમાણુરૂપ બારમા ગુણુસ્થાનક પર્યંત છે. ક્ષાયિકભાવથી શુદ્ધચેતના, કેવલજ્ઞાનરૂપ છે અને તેનો ત્રયોદશમા ગુણુસ્થાનકમાં પ્રાદુર્ભાવ થાય છે. પરોક્ષપણે શુદ્ધચેતના કહેવામાં આવે ત્યારે તે ક્ષયોપશમભાવની જાણવી. રાગદ્વેષના ઉપશમાદિ ભાવથી શુદ્ધ થએલી ચેતનાને પણુ અપેક્ષાએ શુદ્ધચેતના કહેવામાં આવે છે, પણુ તે જ્ઞાનની અપેક્ષાએ ક્ષયોપશમભાવની છે એમ ખાસ લક્ષ્યમાં રાખવું. શુદ્ધચેતના, અનુભવને કહે છે કે હવે મારાથી જીવી શકાતું નથી. મધુમેહી નામનો પ્રમેહ જેને થાય છે તે વૈદ્યના વિયોગે જીવી શકતો નથી, તેમ હું પણુ મારા આનન્દના સમૂહરૂપ આત્મસ્વામી વિના કેમ જીવી શકું? હે અનુભવ! હવે કેમ જીવી શકાય, તે વાત તું મારા સ્વામીને જઈને કહે. અને મારા શુદ્ધચેતનસ્વામી ક્યારે મળશે તે જણાવ!

पद २६.

( राग आशावरी. )

अवधू क्या मागुं गुन हीना, वे[1] गुन गनि न प्रवीना. ॥अवधू०॥
गाय न जानुं बजाय न जानुं, न जानुं सुरभेवा।
रीज न जानुं रीजाय न जानुं, न जानुं पद सेवा॥ अवधू० ॥१॥

---

१ पांठान्तर—वेतो गुन गन गनन प्रवीणा. ડહેલાની પ્રતિમાં પાઠ છે.

ભાવાર્થ.—આનંદઘનજી કહે છે કે હે આત્મન્! હું શી યાચના કરૂં? મારામાં યાચના કરવાની કોઈ પણ પ્રકારની યોગ્યતા જણાતી નથી. આનન્દઘનજી કહે છે કે હું ગુણવડે હીન છું. હે આત્મન્! તારા ગુણનો ગણ ગણવાને હું પ્રવીણ નથી. જેનામાં ગુણ હોય તેની યાચના સફળ થાય છે. ગુણોથી ઇચ્છિત વસ્તુઓની પ્રાપ્તિ થાય છે. જે જે વસ્તુઓની પ્રાપ્તિમાટે ઇચ્છા હોય તે પૂર્વે તે તે વસ્તુઓની પ્રાપ્તિમાટે કયા કયા ગુણનો અધિકાર મેળવવો જોઈએ તેનો પ્રથમ નિશ્ચય કરવો જોઈએ. સદ્‌ગુણોવડે અધિકાર પ્રાપ્ત કર્યા વિના કોઈ વસ્તુ મળનાર નથી. પરમાત્મપદ પ્રાપ્તિની યોગ્યતા મારામાં જણાતી નથી. તેનું કારણ બતાવે છે કે, પ્રભુના ગુણોને ગાવાની જ્ઞાતૃતાશક્તિ પણ કેવી હોવી જોઈએ તેનો સમ્યગ્ અવબોધ નથી. કોઈ વાદ્ય વગાડીને પરમાત્મદેવને પ્રાપ્ત કરવાની કળા પણ જાણતો નથી. ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, અને નિષાદ સ્વરો તથા ચન્દ્ર અને સૂર્યનાડી સ્વર વગેરેના ભેદોને પણ પરિપૂર્ણતયા અવબોધી શકતો નથી. રીજ પણ જાણતો નથી અને રીઝાવવાનું સ્વરૂપ પણ સમ્યગ્રીત્યા અવબોધતો નથી. પરમાત્મ પ્રભુના ચરણકમલની સેવા પણ બરાબર જાણતો નથી. પ્રભુની સેવાના અનેક ભેદ છે. પ્રભુની સેવા કરવી એ કંઈ સામાન્ય વાત નથી. મન વચન અને કાયાનું અર્પણ કર્યા વિના પ્રભુની સેવા થઈ શકતી નથી. સ્વાર્થનો ત્યાગ કર્યા વિના પરમાત્મપદની સેવા થઈ શકતી નથી. શુદ્ધ પ્રેમ અને નિષ્કામ કરણી એ બેની જ્યારે પ્રાપ્તિ થાય છે ત્યારે પ્રભુપદની સેવાના અધિકારી બની શકાય છે. પ્રભુપદની સેવાર્થે હૃદયશુદ્ધિની આવશ્યકતા છે; કમલના જેવું હૃદય બનાવવું જોઈએ. સેવાની કથની કરવી તે શિષ્ય જેવી છે અને સેવામાં રહેવું તે ગુરૂ બરોબર છે. મારામાં પ્રભુપદની સેવાની યોગ્યતા નથી, તેમ સેવાને યોગ્ય જે ગુણો જોઈએ તેઓને પરિપૂર્ણ જ્ઞાનવડે આરાધી શકતો નથી; એમ આનંદઘનજી કહે છે.

**वेद न जानुं किताब न जानुं, जानुं न लच्छन छंदा ।**
**तरक वाद विवाद न जानुं, न जानुं कवि फंदा. ॥अबधू०॥२॥**

ભાવાર્થ.—ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચાર વેદને પણ હું જાણતો નથી. હિન્દુધર્મના જેટલા ભેદો છે તે સર્વ વેદાંતર્ગત છે. અમુક વેદ અને અમુક શ્રુતિની મુખ્યતાએ અમુક વેદાંતદર્શન ઉત્પન્ન થયું છે. પ્રથમના ચાર વેદોમાંથી ઘણી શ્રુતિયો નષ્ટ

થઈ છે. "यजुर्वेदः सहस्रपात्" યજુર્વેદનાં હજાર પદ છે પણ તે પ્રમાણે હાલ જણાતાં નથી. વેદને કોઈ ઈશ્વરકૃત પૌરૂષેય માને છે, ત્યારે જૈમિની વગેરે વેદ ઈશ્વરકૃત નથી, અનાદિથી છે; એમ યુક્તિ દેખાડી અપૌરૂષેય માને છે. કેટલાક ત્રણ હજાર વર્ષ પૂર્વે વેદ બન્યા છે એમ માને છે. વેદના આધારે જેટલા ધર્મ નીકળ્યા છે તેની એકસરખી માન્યતા હાલ જોવામાં આવતી નથી. વેદમાં પશુયજ્ઞ વગેરે કરવાનું લખ્યું છે એમ સનાતન વેદમાર્ગીઓ જણાવે છે ત્યારે આર્યસમાજીઓ વેદમાં પશુયજ્ઞ કરવાનું લખ્યું નથી તથા શ્રાદ્ધ વગેરે નથી એમ જણાવે છે. કુરાનમાં ખુદાની સ્તુતિ છે. ઉપર્યુક્ત દૃષ્ટિપ્રમાણે શ્રીમદ્ આનન્દઘનજી કહે છે કે હું કુરાનને પણ જાણતો નથી. તેમજ છન્દઃશાસ્ત્રોનાં લક્ષણોને પણ હું જાણતો નથી, તેમજ શ્રીમદ્ આનંદઘન કહે છે કે, તર્કશાસ્ત્રમાં પ્રકાશિત વાદ અને વિવાદને પણ હું જાણતો નથી. ચાર પ્રમાણ, અનુમાનનાં પંચ અંગ અને લક્ષણ વગેરેના તથા વાદ અને વિવાદના અનેક ભેદ જણાવ્યા છે તે પણ હું જાણતો નથી અને કવિયો કવિતા રચવાની અનેક યુક્તિયો કળાઓ જાણે છે તે પણ હું જાણતો નથી. શ્રીમદ્ આનંદઘનજી આ પ્રમાણે બોલે છે ત્યારે તે શું વેદ, તર્કશાસ્ત્ર, કાવ્યરચના વગેરે નહિ જાણતા હશે? અલબત તે સર્વ જાણે છે. પણ પ્રભુની પ્રાપ્તિમાટે સર્વજ્ઞ વીતરાગની આજ્ઞા પ્રમાણે સાપેક્ષપણે અને પરિપૂર્ણપણે હું જાણતો નથી એમ શ્રીમદ્‌ના કહેવાનો આશય પ્રતીત થાય છે. અન્ય વિદ્વાનો બાહ્યદૃષ્ટિથી એકાંતપણે આજીવિકા, કદાગ્રહ અને ગડ્ડરિક પ્રવાહ વગેરેમાં તણાઇને જેવો અર્થ કરે છે અને જેવું જ્ઞાન ધરાવે છે તે પ્રમાણે હું પૂર્વોક્ત બાબતોને તેઓના આશય પ્રમાણે અવબોધી શકું છું, પણ સ્યાદ્વાદદૃષ્ટિ પ્રમાણે તે તે બાબતોને હું પરિપૂર્ણપણે અવબોધી શકતો નથી. અનેકાંત મત પ્રમાણે હેય, જ્ઞેય અને ઉપાદેયપણે તો જાણું છું. નંદીસૂત્રની આજ્ઞા પ્રમાણે સમ્યગ્દૃષ્ટિને મિથ્યાત્વ શાસ્ત્રો પણ સમ્યકત્વપણે પરિણમે છે અને મિથ્યાદૃષ્ટિઓને સમ્યકત્વોત્પાદક શાસ્ત્રો પણ મિથ્યાત્વપણે પરિણમે છે; અતએવ અનેકાન્તદૃષ્ટિથી પરિપૂર્ણપણે ઉપર્યુક્ત તે તે શાસ્ત્રોને જાણીને અને તે તે બાબતોને પરિપૂર્ણ સમ્યકત્વપણે પરિણમાવીને પ્રભુપદની યાચના કરવાનું હું જાણતો નથી.

जाप न जानुं जुवाब न जानुं, न जानुं कवि बाता।
भाव न जानुं भगति न जानुं, जानुं न सीरा ताता.॥अवधू०॥३॥

ભાવાર્થ.—ભગવાનના નામનો જાપ કરવાની વિધિને પણ યથાર્થ જાણતો નથી. ઉપાંશુ અથવા અજપા જાપ આદિ જાપના ભેદોને પરિ-

પૂર્ણતયા જાણતો નથી. પરમાત્માના સ્વરૂપવિષે કોઈ પ્રશ્ન કરે તો તેનો કેવી રીતે ઉત્તર દેવો તે પણ હું સમ્યગ્ પરિપૂર્ણ અવબોધી શકતો નથી. ભાવના પરિપૂર્ણ સ્વરૂપને પણ અવબોધી શકતો નથી. ભક્તિના નવ ભેદ છે અને ભક્તિના ચાર પણ ભેદ છે. સાત નયથી ભક્તિનું સ્વરૂપ વાચ્ય છે. પરમાત્માનો સાક્ષાત્કાર થાય તેવી ભક્તિ પણ હજુ જોઈએ તે પ્રમાણમાં પરિપૂર્ણપણે જાણી શકતો નથી. ભક્તિના પરિપૂર્ણ સ્વરૂપને કેવલજ્ઞાની વિના અન્ય કોઈ જાણી શકતું નથી. હું ઉષ્ણ અને શીતનું પણ પરિપૂર્ણ સ્વરૂપ જાણી શકતો નથી. આત્માને રતિ અને અરતિ કેવા કારણથી થાય છે, ઘડીમાં આત્મા હર્ષને ધારણ કરે છે અને ઘડીમાં આત્મા શોકને ધારણ કરે છે તેનું પણ પરિપૂર્ણસ્વરૂપ અવબોધાતું નથી; ત્યારે હે આત્મન્! હું શું માગી શકું! ગુણહીન એવા મારે શું માગવું જોઈએ. ગુણવિનાનો ઘટાટોપ અલંકૃત વન્ધ્યા ગાયનીપેઠે ફલપ્રદ થઈ શકતો નથી. પૂર્વોક્ત કથન પ્રમાણે મારી દશા છે, તેથી યાચના કરવી વ્યર્થ છે. હૃદયમાં સદ્ગુણો ઉત્પન્ન થાય છે ત્યારે સ્વયમેવ સર્વ વસ્તુઓની પ્રાપ્તિ થાય છે. ગુણોથી ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિ સત્વર થાય છે. પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત્યર્થે સદ્ગુણો મેળવવાની અત્યંત આવશ્યકતા છે. અનન્ત જ્ઞાનાદિક ગુણો આત્મામાં છે. માગ્યાથી કંઇ મળવાનું નથી પણ સદ્ગુણો પ્રાપ્ત કરવાથીજ પરમાત્મપદ મળવાનું છે. મારી શક્તિવડેજ પરમાત્મપદ પ્રગટ કરવાનું છે; માટે સદ્ગુણો મેળવવા પ્રયત્ન કરવાની જરૂર છે. એક વિદ્વાન્ કહે છે કે, " તમો જેની ઇચ્છા કરો છો તે માટે ગુણો મેળવો, જરા માત્ર પણ યાચના કરશો નહીં યાદ રાખશો કે સ્વયમેવ તે ઇચ્છિત વસ્તુઓની પ્રાપ્તિ થવાનીજ."

**ग्यान न जानुं विग्यान न जानुं, न[1] जानुं भज नामा।**
**आनन्दघन प्रभुके घर द्वारे, रटन करूं गुणधामा॥अवधू०॥४॥**

ભાવાર્થ.—હું જ્ઞાનનું સ્વરૂપ પણ સમ્યગ્રીત્યા અવબોધી શકતો નથી. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન એ પાંચ જ્ઞાનના એકાવન ભેદ થાય છે. મતિજ્ઞાનના અઠ્ઠાવીશ ભેદ થાય છે. શ્રુતજ્ઞાનના ચૌદ ભેદ છે. અવધિજ્ઞાનના છ ભેદ થાય છે. મનઃપર્યવજ્ઞાનના બે ભેદ થાય છે. લોક અને અલોક સર્વ પદાર્થના સર્વ ગુણપર્યાયોનો સાક્ષાત્ એક સમયમાં જાણનાર કેવલજ્ઞાન એકજ છે. પંચજ્ઞાનનું પરિપૂર્ણ સ્વરૂપ તો શ્રી કેવલીભગવાન્ જાણે છે. મતિજ્ઞાન અને

---

૧ પાઠાંતર—न जानु पद नामा.

શ્રુતજ્ઞાનમાં વિજ્ઞાનનો સમાવેશ થાય છે. તત્ત્વસંબંધી વિશેષ પ્રકારે સૂક્ષ્મજ્ઞાન થાય છે તેને વિજ્ઞાન કહે છે. જ્ઞાન અને વિજ્ઞાનનું સ્વરૂપ જે પ્રમાણમાં મારે જાણવું જોઈએ તે પ્રમાણમાં યથાર્થ જાણી શકતો નથી. તેમજ શ્રી આનન્દઘનજી પોતાની લઘુતાને દેખાડતા છતા કહે છે કે, હું પ્રભુને ભજવાનું પણ બરાબર પરિપૂર્ણતા જાણી શકતો નથી. પ્રભુને ભજતાં ધ્યાતા, ધ્યેય અને ધ્યાનની એકતા થઈ જાય છે. આત્મા અને પરમાત્માની ત્યાં ભિન્નતા ભાસતી નથી. વિકલ્પ અને સંકલ્પનો નાશ થાય છે; એવા પ્રકારનું ભજન (સેવન) હું જાણી શકતો નથી. પ્રભુના ભજનથી આત્મા પ્રભુરૂપ બની જાય છે. મનોવૃત્તિ ખરેખર પરમાત્મમય બની જાય છે. આવી રીતે પ્રભુને ભજવાનું જ્ઞાન પણ જાણતો નથી. શ્રીમદ્ જે અંશે ઉપર્યુક્ત વિષયો પરિપૂર્ણ જાણતા નથી તે તે બાબતમાં પોતાનું અજાણપણું દેખાડે છે તે એક જાતની લઘુતા છે. શ્રી આનન્દઘનજી મહારાજ કહે છે કે, હવે આનન્દના સમૂહભૂત અને અનન્ત જ્ઞાનદર્શન અને ચારિત્રગુણસ્થાનકભૂત એવા પરમાત્માના સમ્યક્ત્વરૂપ બારણા આગળ રહીને પ્રભુના જ્ઞાનાદિ ગુણોનું યથાશક્તિ પ્રમોદભાવથી પ્રેમ ધારણ કરીને સ્મરણ કરૂં છું, પ્રભુના સમ્યક્ત્વરૂપ દ્વાર આગળ પ્રભુના ગુણો ગાતો બેઠો છું, તેથી નિર્ગુણી એવા મારામાં ઢંકાયલા જ્ઞાનાદિ ગુણો પ્રગટશે, એવો મને નિશ્ચય થાય છે. પ્રભુના ગુણોનું ગાન કરતાં જે જે મારે માગવાનું છે એવું પરમાત્મપદ ખરેખર સ્વયમેવ આવરણ ટળતાં મારામાં પ્રગટ થશે.

### पद २७.

(राग आशावरी.)

अवधू राम राम जग गावे, विरला अलख लखावे. ॥ अ० ॥
मतवाला तो मतमें राता, मठवाला मठ राता ।
जटा जटाधर पटा पटाधर, छता छताधर ताता ॥ अ० ॥ १ ॥

ભાવાર્થ.—હે અવધૂત આત્મન્! દુનિયા રામ રામ ગાઈ રહી છે. કેટલાક તો રામ રામ રામ એમ બોલીને મોટી મોટી માળાઓ ગણે છે, પણ કોઈ વિરલા રામનું અલક્ષ્ય સ્વરૂપ સમજી શકે છે. રામાનુજં, ગોસ્વામી, કબીરપંથી, દાદુપંથી, નાનકપંથી, નિર્મલા અને ઉદાસીન વગેરે મતવાળાઓ પોતાના મતમાં રાચી રહ્યા છે. મઠમાં રહેનારા શંકર, ગિરિ, ભારતી, સરસ્વતિ, પર્વત અને પુરી, વગેરે દશ નામવાળા, શૃંગેરીમઠ, દ્વારિકામઠ, જ્યોતિર્મઠ અને શારદામઠ વગેરે મઠમાં રાચીને રહ્યા છે; અર્થાત્ પોતાના મઠના રાગી બન્યા છે. મઠનું મહત્વ અને

મઠની ક્રિયાઓ કરીને એકાંતે પોતાની માન્યતામાંજ સત્ય સમાયલું છે, એમ કદાગ્રહથી બોધ કરે છે. જટાને ધારણ કરનારા મતવાળા બાવાઓ પોતાના પક્ષમાં રાચી રહ્યા છે. લાકડીના પટ્ટા અને ચીપીયા વગેરેને ધારણ કરનારાઓ પોતાના મતમાં રાચી રહ્યા છે અને પોતાનો મત સ્થાપન કરવા તેઓ અનેક યુક્તિયો કરે છે. છત્રને ધારણ કરનાર છત્રપતિ રાજાઓ પોતપોતાના પક્ષમાં કદાગ્રહ કરીને રાચી રહ્યા છે અને રાજ્યસત્તાના તોરમાં અહંત્વ ધારણ કરીને પોતાનો કક્કો ખરો કરવા અનેક પ્રકારના જુલમ કરે છે. પોતે લીધેલી રાજહઠને મૂકતા નથી. એક લાખનો સ્વામી,–અહંકારી મનુષ્ય–એક શેર દારૂ પીધા જેટલી ઘેન પોતાના મગજમાં રાખે છે, ત્યારે છત્રપતિ રાજાઓ કે જેઓ અહંકારમાં મસ્ત બન્યા છે અને જેના ખભે આંખો આવી છે તેઓ માયાના છાકમાં છાકી જઈને રામને ઓળખવાના અધિકારી શી રીતે બની શકે? છત્રને ધારણ કરનાર કેટલાક મઠના મહન્તો અને સન્યાસીઓ પોતાના પક્ષમાં ઉગ્ર અભિમાન ધારણ કરનારાઓ અલક્ષ્ય સ્વરૂપમય રામને ઓળખી શકતા નથી. મત કદાગ્રહના યોગે પોતપોતાના મતમાં મતધારિયો રાચી માચી રહ્યા છે.

**आगम पढी आगमधर थाके, माया धारी छाके।**
**दुनियांदार दुनीसें लागे, दासा सब आशाके. ॥ अ० ॥ २ ॥**

**ભાવાર્થ.**—કેટલાક આગમને ભણનારા આગમ ધરો પણ થાકયા; અર્થાત્ પોતાના પ્રમાદના યોગે આગમો ભણીને પણ જે સાર ખેંચીને રાગદ્વેષની મન્દતા કરવાની હતી તે કરી નહીં અને મમત્વયોગે ગચ્છના ભેદે એકાન્તે ખંડનમંડનમાં પડીને આગમોના આધારે જેવી રીતે ચાલવાનું હતું તેવી રીતે ચાલી શકયા નહીં. સર્વજ્ઞકથિત આગમોનું પરિપૂર્ણ પ્રામાણ્ય છે, તે આગમોનો અભ્યાસ કરીને સમકિતપૂર્વક પોતાના આત્માનો અનુભવ મેળવીને અન્તરદૃષ્ટિ ધારણ કરવી જોઈએ અને ચારિત્રમાં યથાશક્તિ પ્રવૃત્તિ કરવી જોઈએ, ઇત્યાદિ ફળ ન બેસાડયું તો આગમ ભણીને થાકવા જેવું કર્યું કહેવાય છે, તેમાં આગમોનો દોષ નથી કિન્તુ તેપ્રમાણે ન વર્તે તેનો દોષ છે. શુદ્ધાત્મસ્વરૂપની પ્રાપ્તિ કરવી તેજ આગમોની શિક્ષા છે. માયાને ધારણ કરનારાઓ માયામાં છાકી ગયા છે. માયા મહાદેવીએ જગતના સર્વ જીવોને પોતાના કબજામાં લીધા છે. બાજીગર જેમ પૂતળીઓને નાચ નચાવે છે, તેમ માયા સર્વે જીવોને નાચ નચાવી રહી છે. જીવો માયાના વશમાં વર્તે છે અને કસાઇના બકરાની પેઠે મનમાં ફુલાય છે, એ પણ એક

આશ્ચર્યની વાત છે. માયારૂપ રાક્ષસી જીવોના જ્ઞાનાદિ સત્વનું ભક્ષણ કરી જાય છે. માયામાં સપડાયલો પ્રાણી પોતાને-ગાંડાની-પેઠે મહાન્, પ્રતિષ્ઠિત, વિવેકી અને દક્ષ તરીકે સમજે છે. માયારૂપ અશુદ્ધતા જેના મનમાં ભરપૂર ભરી છે તેને નિરૂપાધિદશાના સુખનું સ્વપ્ન પણ ક્યાંથી આવી શકે ? સાન્નિપાતિક મનુષ્યની પેઠે લક્ષ્મી વગેરે માયાને ધારણ કરનારા જીવોની દશા થાય છે. દારૂ પીધેલા વાનરને વીંછી કરડ્યો હોય અને પછી જેવી દશા થાય તેવી માયાને ધારણ કરનારાઓની દશા થાય છે. દુનિયાના મનુષ્યો જગત્‌ના વ્યવહારમાં અર્થાત્ રાગ અને દ્વેષમાં પ્રવર્તે છે. दुनिया छे दीवानी रे, तेमां शुं तुं चित्त धरे ॥ जोने जरा जागी रे, मायामां मुंझी शाने मरे ॥ घडीमां सारो घडीमां खोटो, दुनिया बोले बोल ॥ साराने खोटो कोई कहेवे, कोण करे तस तोल ॥ समजीने सहु सहेवुं रे, करशे जेवुं, तेवुं भरे ॥ दुनिया. ॥ १ ॥ દુનિયા મોહના વશમાં પડીને પોતાના અલક્ષ્ય આત્મસ્વરૂપ પ્રતિ ધ્યાન આપતી નથી. સર્વ મનુષ્યો આશારૂપ દાસીના વશમાં વર્તે છે. કોઈ વિરલા મનુષ્યો આત્માના સ્વરૂપને ઓળખવા લક્ષ દે છે.

**बहिरातम मूढा जग जेता, मायाके फंद रहेता।**
**घट अंतर परमातम ध्यावे, दुर्लभ प्राणी तेता० ॥ अ० ॥ ३ ॥**

**ભાવાર્થ.**—બાહ્યવસ્તુઓમાં આત્મત્વબુદ્ધિ ધારણ કરનારા જગત્‌માં જેટલા મૂઢ મનુષ્યો છે, તેઓ માયાના ફંદમાં વર્તે છે. મૂઢ મનુષ્યો માયામાં જેટલું પ્રિયત્વ અને સુખત્વ ધારણ કરે છે, તેટલું પોતાના આત્મામાં પ્રિયત્વ અને સુખત્વ બુદ્ધિને ધારણ કરતા નથી. મૂઢ મનુષ્યો પોતાના આત્માની કિંમત ખાવાપીવામાં અને એશઆરામ મારવામાં આંકી દે છે. મૂઢ મનુષ્યોની દૃષ્ટિમાં અનેક પ્રકારના દોષમય સ્વાર્થો સમાયા હોય છે. મૂઢ મનુષ્યો દરેક પ્રવૃત્તિ માયાની મુખ્યતાએ કરે છે અને અન્તે “વિષ્ઠાનો કીટક વિષ્ઠામાંજ મરે” તેની પેઠે માયામાંજ માયા માયા કરતા મરી જાય છે અને માયામાંજ ઉત્પન્ન થાય છે. મૂઢ મનુષ્યો સ્વાર્થદૃષ્ટિથી જ્યાં ત્યાં અનેક પાપાચરણોને કરતા છતા ફરે છે. મૂઢ મનુષ્યો લોભના વશ થઈને દેવ, ગુરૂ અને ધર્મથી પણ દૂર રહે છે. મૂઢ મનુષ્યો જ્યાં ત્યાં પોતાની મૂઢ દૃષ્ટિનાં ચશ્માં પહેરીને જાય છે તેથી તેઓ સત્યતત્ત્વની પરીક્ષા કરવા પણ સમર્થ બનતા નથી. મૂઢ મનુષ્યો સાંસારિક પદાર્થોને ભોગવવામાં અને મેળવવામાંજ વિષ્ટામાં રાચેલા શૂકરની પેઠે જીવનની સફલતા

સમજે છે, તેઓ દુનિયાદારીની જંઝાળમાં ફસાઈ જઈને આત્મદેવને અવબોધી શકતા નથી. મૂઢ જીવો પાષાણ અને વજ્રના જેવા કદાગ્રહી હોય છે. મૂઢ મનુષ્યો બાહ્યવસ્તુઓમાં આત્મબુદ્ધિને ધારણ કરે છે. મૂઢ મનુષ્યો બાહ્યવસ્તુઓમાં સુખની બુદ્ધિ ધારણ કરીને બાહ્યવસ્તુઓ માટે લડે છે, મરે છે અને દુર્ગતિમાં જાય છે, તેમજ કુદેવ, કુગુરુ અને કુધર્મમાં ફસાઈ જઈને આત્માને સમ્યક્રૂપણે અવબોધી શકતા નથી. મૂઢ મનુષ્યો જડ અને ચેતનની ભિન્નતાને જાણી શકતા નથી. પોતાના હૃદયમાં આત્માને ઓળખીને તેની ભાવના કરે એવા મનુષ્યો જગત્માં દુર્લભ છે. પોતાના હૃદયમાં આત્મારૂપ ચિદાનન્દ પરમાત્મા વિરાજી રહ્યા છે. આત્મતત્ત્વનું જ્ઞાન કરવાથી સત્યતત્ત્વનો અવબોધ થાય છે. અધ્યાત્મશાસ્ત્રના અભ્યાસીઓ હૃદયમાં પરમાત્મતત્ત્વની ભાવના કરે છે; જેઓએ તત્ત્વજ્ઞાની ગુરૂની ઉપાસ્તિથી આત્મતત્ત્વસંબંધી જ્ઞાન કર્યું છે, તેઓજ હૃદયમાં પરમાત્મસ્વરૂપની ભાવના કરી શકે છે. પરમાત્મતત્ત્વની ભાવના માટે અન્ય ઘણા સદ્ગુણો મેળવવાની જરૂર છે. આત્મતત્ત્વનો અનુભવ કરવા માટે અનેક શાસ્ત્રો કે જેમાં આત્માની શક્તિયો સંબંધી ઘણું વિવેચન કરવામાં આવ્યું હોય તેવાં શાસ્ત્રોનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવું જોઈએ. સાત નયોદ્વારા આત્માની માન્યતાનો પરિપૂર્ણ અભ્યાસ કરવો જોઈએ. જગત્ની સર્વ ઈષ્ટ વસ્તુઓ ઉપર રાગ અગર અનિષ્ટ વસ્તુઓપર દ્વેષ ન કરવો જોઈએ. દયા, દાન, વિવેક, સન્તસેવા, ગુરૂની સેવા ચાકરી, ગુરૂનું બહુમાન અને ગુરૂનું વૈયાવચ્ચ કરવું જોઇએ. મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ અને કારૂણ્ય એ ચાર ભાવના આદિ ભાવનાઓને ભાવવી જોઇએ. કીર્તિ અને પ્રતિષ્ઠાપ્રાપ્તિ અને તેના નાશમાં સમાન વૃત્તિ રાખવી જોઈએ. જ્ઞાન, દર્શન અને ચારિત્રને પરમધન સમજવું જોઇએ. નિશ્ચયનય અને વ્યવહારનયથકી ચારિત્રનું સ્વરૂપ અવબોધવું જોઇએ. આત્માની શક્તિયો ખીલવવાના ઉપાયો અવબોધવા જોઇએ. સાધ્યદૃષ્ટિ અંતરમાં રાખવી જોઇએ. સાંસારિક પદાર્થોથી અલિપ્ત રહેવાનો અભ્યાસ કરવો જોઈએ. ગાડરીયા પ્રવાહની પેઠે પ્રવૃત્તિ ન કરતાં દરેક બાબતોને બરાબર જાણીને પ્રવૃત્તિ કરવી જોઈએ. સર્વ વસ્તુઓમાં સારમાં સાર આત્મા છે એમ નિશ્ચય કરવો જોઈએ. આત્મતત્ત્વજ્ઞાની સત્પુરૂષોની સંગતિ કરવી જોઈએ. સદ્ગુરૂને વારંવાર તત્ત્વની પૃચ્છા કરવી જોઈએ, સદ્ગુરૂની સાથે ઘણા લાંબા કાળપર્યંત સાથે વસવું જોઈએ, કારણ કે ગુરૂની સાથે દરરોજ રહેવાથી પ્રતિદિન અભિનવજ્ઞાનની પ્રાપ્તિ કરી શકાય છે. આ પ્રમાણે ઉપાયોને આદરતાં કોઈ વિરલા મનુષ્યો આત્માનો અનુભવ કરીને હૃદયમાં આત્મરૂપ પર-

આત્મતત્ત્વની ભાવના કરે છે. હૃદયમાં પરમાત્મપ્રભુની ભાવના કરવાથી આત્મા તે પરમાત્મા થાય છે. આત્મા સમાન અન્ય કોઈ જગત્માં વસ્તુ નથી. આત્માના જ્ઞાનાદિ ગુણો ખીલવતાં આત્મા તે પરમાત્મા બને છે, પણ કોઈ વિરલા મનુષ્યો આત્મતત્ત્વની ભાવના કરે છે.

खग पद गगन मीन पद जलमें, जो खोजे सौ बौरा ।
चित्त पंकज खोजे सो चिन्हे, रमता आनन्द भौरा ॥अ०॥४॥

ભાવાર્થ.—પક્ષીઓનો આકાશમાં કેવી રીતે પદન્યાસ થાય છે, તેમજ જલમાં મત્સ્યોનો કેવી રીતે પદન્યાસ થાય છે, તતસંબંધી શોધ કરનાર મૂર્ખ ગણાય છે; તદ્વત્ જડ વસ્તુઓમાં સુખને જે શોધે છે તે પણ મૂર્ખ છે. પક્ષીઓના આકાશમાં પગલાં તથા મત્સ્યોનાં જલમાં પગલાં શોધવાથી કંઈ પણ ફળ પ્રાપ્ત થતું નથી, તેવી રીતે પરવસ્તુઓ કે જે ક્ષણિક છે તેમાં આત્મત્વ બુદ્ધિને ધારણ કરે છે તે મૂર્ખ છે, તેમજ જડ વસ્તુઓમાં સુખબુદ્ધિથી મમતા ધારણ કરી આયુષ્ય વ્યતીત કરે છે તે પણ મહા મૂર્ખ છે. ગમે તે ભાષાના પ્રોફેસરો બનો, જડ વસ્તુઓના શોધકો બનો, પણ જ્યાંસુધી આત્મતત્ત્વનો અનુભવ કર્યો નથી તાવત્ ઉચ્ચ કોટીપર ચઢવાના અધિકારી બની શકતા નથી અને મનુષ્યો સહજ ચિદાનન્દપદના સુખને પ્રાપ્ત કરી શકતા નથી. આત્માનું જ્ઞાન કરવાથી મનુષ્યજન્મની સફલતા થાય છે. सव्व नाणेसु अप्पनाणं सेठं; सव्व धम्मेसु अप्प धम्मं सेठं ॥ સર્વ પ્રકારના જ્ઞાનોમાં આત્માના જ્ઞાનની શ્રેષ્ઠતા છે. સર્વપ્રકારના, સર્વવસ્તુઓના ધર્મોમાં આત્મધર્મની શ્રેષ્ઠતા છે. ગમે તે રીતે પણ આત્મતત્ત્વની પ્રાપ્તિ કરવી જોઈએ. આત્માની ક્યાં શોધ કરવી જોઈએ ? ઉત્તરમાં શ્રીમદ્ અધ્યાત્મ તત્ત્વવેત્તા આનન્દઘનજી કથે છે કે, જે આત્મતત્ત્વના જિજ્ઞાસુ ભવ્ય સૂક્ષ્મદષ્ટિ ધારકો હૃદયકમલમાં સત્, ચિત્ અને આનન્દમય આત્મભ્રમરને શોધે છે તે પરિપૂર્ણ આનન્દને પામે છે અને તેમની શોધ અન્તે સત્યસુખમય બને છે, માટે હૃદયકમળમાં આત્માનું ધ્યાન ધરો. જ્ઞાન, દર્શન અને ચારિત્રમાં આત્મા રમણતા કરે છે માટે તેને રામ કહે છે. રામ એવા શબ્દો ગાનારા તો ઘણા છે પણ હૃદયકમલમાં જ્ઞાન, દર્શન, આનન્દ અને વીર્યાદિ ગુણમય આત્મારૂપ રામનું જે ધ્યાન ધરે છે તેવા મનુષ્યો વિરલા છે. આનન્દનો ઘન એવો આત્માજ રામ છે અને તે સમતારૂપ સીતાની સાથે રહે છે એવા આત્મારૂપ રામનું સ્યાદ્વાદપણે જે ધ્યાન ધરે છે તે પરમાત્મપદને પામે છે.

---

૧ अन्तर પાઠાન્તર.

## पद २८.

( राग आशावरी. )

**आशा औरनकी क्या कीजे, ज्ञान सुधारस पीजे. ॥ आ० ॥**
**भटके द्वार द्वार लोकनके, कूकर आशा धारी ।**
**आतम अनुभव रसके रसिया, उतरे न कबहु खुमारी. ॥आ०॥१॥**

ભાવાર્થ.—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ કહે છે કે હે ચેતન! તારે અન્યોની આશા શા માટે કરવી જોઇએ? હે ચેતન! તારે તો જ્ઞાનરૂપ અમૃતરસ પીવો જોઈએ. લોકના બારણે બારણે રોટલાના કકડાની આશાએ વારંવાર ભટકતા કૂતરાની પેઠે તેં અનાદિકાળથી આશાને ધારણ કરી, પણ તેમાં જરામાત્ર પણ સન્તોષ મળ્યો નહીં. ધનની આશા, કીર્તિની આશા, માનની આશા, આજીવિકાની આશા, પુત્રાશા, લલનાશા, કામાશા, વૈભવાશા અને પૌદ્ગલિક સુખાશા, વગેરે અનેક પ્રકારની આશાઓ ધારણ કરીને ચેતન ચતુર્ગતિરૂપ સંસારમાં પરિભ્રમણ કરે છે. આશાના યોગે ચેતન તાઢ અને તડકાનાં દુ:ખોને સહે છે. આશાના યોગે ચેતન, અનેક પ્રકારનાં મરણાંત કષ્ટોને સહે છે. ઘાંચીની ઘાણીના વૃષભની પેઠે આશાના વશમાં ચેતન જ્યાં ત્યાં અન્યોને કરગરતો ફરે છે. બાહ્યવસ્તુઓની આશાએ અનેક પ્રકારનાં પાપાચરણોને સેવે છે. આશામાં ફસાયલો ચેતન અનેક પ્રકારના વિકલ્પો અને સંકલ્પો કરીને આસ્રવમાં ઘસડાતો જાય છે; આશારૂપ ખાડીનું તળીયું દેખાતું નથી. હે ચેતન! આશાના વશમાં પડીને તું કેમ પોતાનું શુદ્ધ ધન જોતો નથી. તું ચૈતન્યલક્ષણ લક્ષિત છે. પર વસ્તુઓ ગમે તેવી દુનિયામાં પ્રિય ધન તરીકે મનાયલી હોય પણ તે જડ છે. જડથી તું ભિન્ન છે. જડ વસ્તુઓની ઇચ્છા કરવી તે વિષસમાન છે. જડ વસ્તુઓનો અર્થાત્ આશારૂપ વિષનો ત્યાગ કરીને આત્માનો અનુભવરૂપ અમૃતરસ પીવો જોઈએ. પરવસ્તુની પ્રાપ્તિ અર્થે થતી આશાની ક્ષણિક સુખખુમારી અલ્પકાળમાં ટળી જાય છે. આત્માના અનુભવરૂપ અમૃતરસના પાનથી આત્માનુભવ રસિકોને જે ખુમારી ચઢે છે તે તો ઉતારવાથી પણ કદાપિ ઉતરતી નથી અને તે આત્માનુભવ અમૃતરસપાનથી જે સહજસુખનું ઘેન ચઢે છે તેની આગળ ઇન્દ્ર, ચન્દ્ર અને નાગેન્દ્રનાં સુખ પણ એક બિન્દુ માત્ર પણ નથી, માટે હે ચેતન! તારામાં સહજ સુખ છે તેને મૂકીને તારે અન્ય વસ્તુઓની આશા શા માટે કરવી જોઈએ?

आशा दासीके जे जाया, ते जन जगके दासा ।
आशा दासी करे जे नायक, लायक अनुभव प्यासा. ॥ आ०॥२॥

ભાવાર્થ,—જે આશા દાસીના પુત્રો બને છે તે મનુષ્યો જગત્‌ના દાસ બને છે. દાસીના પુત્રો દાસત્વ કરે એવો નિયમ છે. આશાના વશીભૂત થએલા મનુષ્યો નિર્જીવ પદાર્થોની સ્પૃહા ધારણ કરીને અનેક પ્રકારની ઉપાધિયો વેઠે છે. આશાના દાસભૂત બનેલા મનુષ્યો નીચ મનુષ્યોની લાજ મૂકીને સેવા કરે છે અને અન્ય મનુષ્યોને રાંક જેવું મુખ કરીને કરગરે છે. સ્પૃહાથી મનુષ્ય પોતે ગમે તેવો હોય તોપણ પરતંત્ર બને છે. સ્પૃહાયોગે જેના મુખ સામું જોતાં અરૂચિ થાય તેના સામું જોઇને તેની સ્તુતિ કરવી પડે છે. અનેક પદાર્થોની સ્પૃહા કરીને મરણપર્યંત સતત પરિશ્રમ વેઠવામાં આવે છે તોપણ અન્તે કહેવું પડે છે કે, હાય અરે ! દુનિયામાં કંઇ સુખ જોયું નહીં, આવા અસુખના ઉદ્‌ગારો કાઢવા પડે છે. ધનપતિ થવાની આશા, સત્તાધારી થવાની આશા, રાજ્યતંત્ર કબજામાં કરવાની આશા અને સર્વના ઉપરી બનવાની આશા. તે આશાઓ પૈકી અમુક આશાઓ પાર પડે છે, તોપણ જે જે પદાર્થો મળે છે તેનાથી ખરૂં સુખ મળતું નથી. આશાનો સ્વભાવજ એવો છે કે કદાપિ કાળે તેનો પાર આવતો નથી. આશાના યોગે પ્રવૃત્તિચક્રમાં ગુંથાવું પડે છે અને માનસિક પીડાઓના વશમાં રહેવું પડે છે. આશાઓ મધમાખીઓની પેઠે હૃદયમાં ગણગણાટ કર્યા કરે છે. એક આશા પુરી થતાં અન્ય જડ વસ્તુની સ્પૃહા થયા કરે છે. જેઓ આશાને પોતાની દાસી બનાવીને તેના નાયક બને છે તેઓ અનુભવ અમૃતપાન કરવાના અધિકારી બને છે. આશાના દાસો જે હોય છે તે તો કદાપિ અનુભવ અમૃતપાનના અધિકારી બની શકતા નથી. સાકરનું ભક્ષણ કરવાનો અધિકાર ગધેડાને નથી તેમજ, જેઓ આશાદાસીના પુત્રો બને છે તેઓ અનુભવ અમૃતરસ પાનના અધિકારી કયાંથી બની શકે ? જેઓ સ્પૃહાના વિચારોને મનમાં ઉત્પન્ન થતાજ વારે છે, તેજ ખરા જ્ઞાની છે. જેઓ પર પુદ્ગલ વસ્તુમાં સુખ નથી, એમ જાણી જડ વસ્તુઓમાં મમત્વથી બંધાતા નથી અને ધન, કીર્તિ, સ્ત્રી, ધન, પુત્ર, વૈભવ, ઘરબાર, માન અને પ્રતિષ્ઠા, આદિની સ્પૃહા ધારણ કરતા નથી, તેઓ નિઃસ્પૃહી હોવાથી જગતને તૃણવત્ ગણે છે. જીવનની આશાનો પણ જેઓએ ત્યાગ કર્યો છે, તેઓ આત્મજ્ઞાનપૂર્વક અનુભવ અમૃતપાનના અધિકારી બને છે.

मनसा प्याला प्रेम मसाला, ब्रह्म अग्नि परजाली ।
तन भाठी अवटाई पिये कस, जागे अनुभव लाली. ॥आ० ॥३॥

ભાવાર્થ.—મનરૂપ પ્યાલામાં આત્માના શુદ્ધ સ્વરૂપનો પ્રેમરૂપ મશાલો ભરીને અને તે તનરૂપ ભઠ્ઠીમાં મનપ્યાલામાંના પ્રેમમશાલાને બ્રહ્મરૂપ અગ્નિથી બાળીને અને તેને સારી પેઠે ઉકાળીને તે મશાલાનો કસ કાઢીએ તો અનુભવ જ્ઞાનરૂપ લાલી આત્મામાં જાગ્રત્ થાય છે. જગત્‌ના જીવો સુખની આશાએ અનેક પ્રકારના રસના પ્યાલાઓને ઘટઘટાવી જાય છે પણ ભ્રાંત જીવો અલ્પકાળ પશ્ચાત્ તેનું ઘેન ઉતરે છે એટલે, પૂર્વે હતા તેવા આળસુ અને શોકગ્રસ્ત બની જાય છે; માટે શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ કહે છે કે હે જગત્‌ના જીવો ! તમો પુદ્ગલરસના ભરેલા પ્યાલાઓને પી પી ને થાકી ગયા પણ તમને કૌવત પ્રાપ્ત થયું નહીં અને આનન્દની ખુમારી પણ રહી નહીં, માટે હવે બાહ્યની ઉપાધિ પરિહરીને મનપ્યાલામાં આત્મશુદ્ધ સ્વરૂપનો પ્રેમરૂપ મશાલો ભરીને બ્રહ્મઅગ્નિથી ઉકાળીને પીઓ કે જેથી. હે ભવ્ય જીવો ! તમને અનુભવ લાલી પ્રાપ્ત થશે. એ રસપાનથી વૃદ્ધાવસ્થા, મૃત્યુ અને જન્મ વગેરેની ઉપાધિયો છૂટી જશે. રોગ, શોક, ચિન્તા, રાગ, દ્વેષ અને ભય, વગેરેનો નાશ થશે. આત્મામાં અપૂર્વ શાંતિ પ્રગટશે, બાહ્યવસ્તુઓની આશાઓ વિલય પામશે, મનમાં આશાની ભસ્મ પણ રહેવા પામશે નહીં; મનમાં નિસ્સ્પૃહભાવ ઉત્પન્ન થવાનો આ અત્યુત્તમ ઉપાય છે. શુદ્ધાત્મસ્વરૂપ પ્રતિ શુદ્ધપ્રેમ ઉત્પન્ન થતાં આશાઓરૂપ લાકડાં ખરેખર જ્ઞાનરૂપ અગ્નિથી બળીને ભસ્મ થશે, માટે આત્મજ્ઞાનવડે શુદ્ધાત્મ સ્વરૂપનો અત્યંત પ્રેમ ધારણ કરો, તેનાથી અનુભવજ્ઞાન પ્રાપ્ત થશે. અનુભવ જાગ્રત્ થતાં આશાના તરંગો શાંત થઈ જવાના. જે મનુષ્યો આવા અત્યુત્તમ ઉપાયને ધારણ કરી તે પ્રમાણે વર્તે છે તેઓ આશા, તૃષ્ણા-સ્પૃહા વગેરેનો નાશ કરે છે અને આત્માનો અનુભવ કરીને અનુભવ સુખ ખુમારીના ભોક્તા બને છે. અનુભવજ્ઞાન પ્રાપ્ત થતાં આત્મામાં આનન્દ પ્રગટે છે અને મુખ પણ પ્રસન્ન રહે છે. શરીરમાં પણ જાણે આનન્દ ઉભરાઈ જતો હોય તેમ ભાસ થાય છે.

**अगम पियाला पीयो मतवाला, चिन्ही अध्यातम वासा ।**
**आनन्दघन चेतन[1] व्है खेले, देखे लोक तमासा. ॥ आ० ॥४॥**

ભાવાર્થ.—શ્રીમદ્ આનન્દઘનજી આ પ્રમાણે ઉદ્ગારો કાઢીને હવે આગળ જણાવે છે કે, અનુભવપ્યાલાને પીવાના વિચારવાળા હે આત્મન્! કોઈ બાહ્યદૃષ્ટિધારક મનુષ્યોને જેની ગમ (સમજણ) પડે નહીં એવા અગમ અનુભવ પ્રેમરસના પ્યાલાને તું પી જા. અધ્યાત્મસ્વરૂ-

---

૧ चैतन व्है ને ઠેકાણે सो जगमां એવો અન્ય પ્રતિમાં પાઠ છે.

પમાં સ્થિરતા કરીને અનુભવ પ્રેમરસ પ્યાલો પીવાનો છે. સર્વ પ્રકારનાં શાસ્ત્રોમાં અધ્યાત્મશાસ્ત્ર ઉત્તમ છે. સર્વ પ્રકારના જ્ઞાનમાં અધ્યાત્મજ્ઞાન ઉત્તમ છે. अध्यातमज्ञाने करी विघटे भव भीय भीत, सत्यधर्म ते ज्ञान छे, नमो नमो ज्ञाननी रीत ॥ श्री ઉત્તરાધ્યયન સૂત્રમાં કથ્યું છે કે, अप्पनाणेण मुणी होई. આત્મજ્ઞાનવડે મુનિપણું પ્રાપ્ત થાય છે. અધ્યાત્મજ્ઞાનનાં શાસ્ત્રો વાંચીને પણ તેમાં સ્થિરતા કરવી જોઈએ. આત્મામાં શુદ્ધ ઉપયોગથી રમણતા કરવી જોઈએ. અધ્યાત્મજ્ઞાનવડે અગમ એવા અનુભવ પ્યાલાનું સ્વરૂપ જાણીને અનુભવ પ્રેમરસ પ્યાલાને હે ચેતન ! તું પી જા. તેથી આનન્દનો સમૂહભૂત ચેતન પોતાના સ્વરૂપમાં ખેલશે, અર્થાત્ લ્હેર મારશે. અનુભવપ્રેમરસની ખુમારી એટલી બધી ચડશે કે તે આત્માના અસંખ્યાત પ્રદેશે વ્યાપી જશે અને તેના પ્રતાપે અન્તે દિવ્ય જ્ઞાનશક્તિ ખીલશે અને તેથી લોકમાં રહેલા સર્વ પદાર્થોનું નાટક દેખાશે. માટે હે આત્મન્ ! તારે તો અનુભવ પ્રેમરસ પ્યાલો પીવો જોઈએ. જગત્માં અધ્યાત્મયોગીઓ આવા ઉત્તમ પ્યાલાને પીવા સમર્થ થાય છે. આવો પ્યાલો પીતાં કોઇની સ્પૃહા રહેતી નથી. શેઠ, રાજા, ચક્રવર્તિ અને ઇંદ્રોની પણ પરવા રહેતી નથી. બાહ્ય પદાર્થો કે જે બાહ્યદૃષ્ટિથી દેખતાં સુંદર લાગે છે પણ અનુભવજ્ઞાનના યોગે અન્તરદૃષ્ટિ થતાં તેમાં કંઈ સાર દેખાતો નથી. અનુભવરસ પ્યાલાના પીનારાઓ દુનિયાના સર્વ તમાસા દેખે છે અને પોતાના સ્વરૂપની લ્હેરમાં આનન્દી રહે છે. દેહ છતાં પણ મુક્તિના સુખનો અનુભવ કરે છે. શ્રીમદ્ આનન્દઘનજી કહે છે કે અનુભવ પ્રેમરસ પ્યાલો પીધા પછી ચેતન જુદાજ પ્રકારે ખેલીને દુનિયાને તમાસારૂપ દેખે છે.

## पद २९.

(राग आशावरी.)

अवधू नाम हमारा राखे, सो परम महारस चाखे. ॥ अवधू० ॥
नहीं हम पुरूषा नहीं हम नारी, वरन न भात हमारी ।
जाति न पांति न साधन साधक, नहीं हम लघु नहीं भारी. ॥अ०॥१॥

ભાવાર્થ.—પિતાનું નામ પુત્ર રાખે છે, પિતા પુત્રને મૃત્યુ વખતે કહી જાય છે કે હે પુત્ર ! તું મારૂં નામ રાખજે. પોતાનું નામ રાખવા પુત્રોની જરૂર છે અને તદર્થે વૃદ્ધાવસ્થામાં પણ કેટલાક પુરૂષો લગ્ન કરે છે. શ્રીમદ્ આનન્દઘનજી વિચાર કરે છે કે મારે તો કોઈ શિષ્ય તરીકે સાધુ નથી, ત્યારે મારૂં નામ કોણ રાખશે ? તત્સંબંધી અન્તરમાં

ઉંડો આલોચ કરીને કહે છે કે, અમોને કોઈ ઓળખવાને વિરલા સમર્થ થાય છે. નિશ્ચયનયથી અમારૂં અવધૂત સ્વરૂપ છે. દુનિયાની બાહ્યદૃષ્ટિમાં ન આવે એવું સ્વરૂપ છે. અમારા મૂળ સ્વરૂપને ઓળખીને અમારૂં જે નામ રાખે છે તે પરમ આનન્દરૂપ મહારસને આસ્વાદે છે. પિતા વગેરેના નામને રાખનારા પુત્રો પરમ આનન્દ મહારસને આસ્વાદી શકતા નથી; તે તો બિચારા દુઃખિયા, શોકી, ભય અને ઉપાધિમાં ફસાઈ ગએલા દેખાય છે. શુદ્ધ નિશ્ચયનયથી અધ્યાત્મજ્ઞાનમાં ઉંડા ઉતરીને અમારૂં નામ સાર્થક રાખનારાઓ તો ક્ષણે ક્ષણે પરમ આનન્દરૂપ અમૃતરસને આસ્વાદે છે. શ્રીમદ્ આનન્દઘન કહે છે કે, મને કોઈ, પુરૂષ તરીકે જાણશો નહીં. કેમકે હું પુરૂષ નથી; અમુક શરીરના અવયવોથી પુરૂષ ગણાય છે અને અમુક શરીરના અવયવોથી જગત્માં નારી ગણાય છે. હે મનુષ્યો ! યાદ રાખશો કે હું પુરૂષ વા સ્ત્રી નથી. જ્યાંસુધી હું પુરૂષ અગર હું સ્ત્રી છું એવો અહંભાવ પ્રગટે કે રહે ત્યાંસુધી આત્માના શુદ્ધધર્મની પ્રાપ્તિ થઈ શકતી નથી. વ્યવહારમાં પુરૂષ વા સ્ત્રી એમ શબ્દો બોલવામાં આવે પણ અન્તરથી પુરૂષ વા સ્ત્રીત્વ ધર્મનો અહંભાવ પ્રગટવો ન જોઈએ, એવી દશા જેને પ્રગટ થઈ છે તે અમારૂં નામ રાખી શકે છે. આગળ વધીને તેઓશ્રી જણાવે છે કે અઢાર વર્ણ આદિ દુનિયામાં બાહ્યદૃષ્ટિથી જેટલી વર્ણો અને જાતિ કહેવાય છે તદ્રૂપ હું નથી. બ્રાહ્મણ, વૈશ્ય, ક્ષત્રિય અને શૂદ્ર એ ચાર જાતિયો શરીર ઉપર રહે છે, તે હું નથી. હું કોઈ પંક્તિમાં નથી. હું બાહ્યદૃષ્ટિથી સાધન વા સાધક નથી, તેમ હું લઘુ અગર ભારે નથી.

**नहीं हम ताते नहीं हम सीरे, नहीं दीर्घ नहीं छोटा ।**
**नहीं हम भाइ नहीं हम भगिनी, नहीं हम बाप न बेटा. ॥ अ० ॥२॥**

**ભાવાર્થ.**—હું આત્મા ઉષ્ણ પણ નથી અને શીત પણ નથી. ઉષ્ણ એ પુદ્ગલનો પર્યાય છે અને શીત પણ પુદ્ગલનો પર્યાય છે. પુદ્ગલદ્રવ્યથી આત્મા ભિન્ન છે. આત્મામાં ઉષ્ણપણું અને શીતત્વ રહેતું નથી. પુદ્ગલદ્રવ્યમાં લઘુત્વ અને મહત્વ, સ્કંધોની અપેક્ષાએ ગણાય છે. પુદ્ગલથી આત્મા ભિન્ન હોવાથી તેમાં ન્હાના અને મોટાનો સંબંધ ઘટતો નથી. હું કોઈનો ભ્રાતા પણ નથી અને હું આત્મા કોઇની બેન પણ નથી. હું આત્મા કોઇનો બાપ પણ નથી અને હું આત્મા કોઇનો બેટો પણ નથી. અરૂપી અસંખ્ય પ્રદેશમય હું આત્મા છું. આત્મા કોઇના મૂળ રૂપને પેદા કરવાને શક્તિમાન્ નથી તેથી તે અન્ય આત્માનો પિતા પણ નથી. કેટલાક મનુષ્યો પોતાને પિતાના અહંત્વમાં લીન કરે છે

અને પોતાનામાં પિતાનું અહંત્વ કલ્પીને વ્યર્થ અનેક પ્રકારની ઉપાધિયો, શોક, ચિન્તા અને રાગ વગેરેથી દુઃખી થાય છે, આત્મા કોઈનો પિતા નથી. સાંસારિક સંબંધોને ખરા માનીને મૂળ સ્વરૂપ આત્મા ભૂલે છે અને તેથી રાગ અને દ્વેષમાં ફસાય છે. પુત્રોની ઉપર મોહ ધારણ કરે છે, તેથી આત્મા પોતાનું મૂળ સ્વરૂપ નિહાળી શકતો નથી. આત્માને કોઈ ઉત્પન્ન કરનાર નથી, તેથી આત્મા કોઇનો પુત્ર નથી; છતાં મોહના યોગે આત્મા પોતાને અમુકનો પુત્ર કલ્પે છે અને તેથી પોતે ભ્રાંતિના વશમાં પડે છે, પિતાની ઉપર મમતા રાખીને પોતાનું મૂળ સ્વરૂપ શોધી લેતો નથી. હું અમુકનો પુત્ર છું, અમુક મારો પિતા છે, તેવિના અન્યોના સંબંધથી ભિન્ન છું એમ સંકુચિત દૃષ્ટિથી તે જગત્ના સર્વ પ્રાણીઓને પોતાના આત્મવત્ માની શકતો નથી. પોતાને પોતાના શુદ્ધસ્વરૂપે ઓળખતો નથી, તેથી જગત્ના પદાર્થોમાં અહં અને મમત્વથી આત્મા બંધાય છે. આત્મા કોઈનો સહોદર ભ્રાતા નથી, શરીરના સંબંધથી અમુકને ભ્રાતા કલ્પવો અને શરીરના સંબંધથી અમુકને ભગિની કલ્પવી એ પણ વસ્તુતઃ વિચારતાં ભ્રાંતિ છે. પોતાના આત્મવત્ સર્વ આત્માઓ છે. 'શરીર અને જ્ઞાતિ વગેરેના આરોપથી આત્માને બરાબર અવબોધી શકાતો નથી. બાહ્યદૃષ્ટિ ધારકો શરીર આદિનો આરોપ આત્મામાં કરે છે. અધ્યાત્મજ્ઞાનીઓ આત્માનેજ આત્મરૂપે અવબોધે છે, તેથી તેઓ આનન્દઘનનું નામ રાખી શકે છે. બાહ્યવસ્તુઓ જડ છે, તેથી તેમાં આત્માનું કંઈ પણ નથી. જેઓ ઉપર કથ્યા પ્રમાણે આત્માનું સમ્યક્ સ્વરૂપ જાણે છે તેજ આનન્દઘન સ્વરૂપ અવબોધવા સમર્થ થાય છે.

**नहीं हम मनसा नहीं हम शब्दा, नहीं हम तरणकी धरणी।**
**नहीं हम भेख भेखधर नाहीं, नहीं हम करता करणी।।अवधू।।०३।।**

**ભાવાર્થ.**—શ્રીમદ્ આનન્દઘનજી નીચે પ્રમાણે અવબોધે છે. હું મન નથી. મનના બે ભેદ છે. ૧ દ્રવ્યમન, અને બીજું ભાવમન. દ્રવ્યમન, વર્ગણાનું બનેલું છે અને વિચારમય ભાવમન છે. દ્વાદશમા ગુણસ્થાનક પર્યન્ત ભાવમન છે અને દ્રવ્યમન તો ત્રયોદશમા ગુણસ્થાનકમાં પણ હોય છે. પાંચ અનુત્તરવિમાનના દેવતાઓના પ્રશ્નોના ઉત્તર શ્રી કેવલિભગવાન્ દ્રવ્યમનને અમુક અક્ષર સંજ્ઞારૂપે પરિણમાવીને આપે છે. દ્રવ્યમનથી આત્મા ભિન્ન છે. જેમ જેમ મનોદ્રવ્યની શુદ્ધતા થતી જાય છે તેમ તેમ ઉત્તમ શુદ્ધ લેશ્યા પ્રગટે છે અને ભાવમન પણ ઉચ્ચ પ્રકારનું થાય છે. મનસંબંધી વિશેષ જાણવાની

ઇચ્છા હોય તેણે વિશેષાવશ્યક, તત્ત્વાર્થ, તથા अस्मदीयकृत પરમાત્મજ્યોતિ વગેરે ગ્રન્થો વાંચવા અગર સાંભળવા. શબ્દ પણ જડ છે. કેટલાક "शब्दगुणमाकाशम्." શબ્દ, આકાશનો ગુણ છે એમ કહે છે પણ તે યોગ્ય નથી. स्याद्वादरत्नाकरावतारिका અને सम्मतितर्क વગેરેમાં શબ્દ, આકાશનો ગુણ નથી એમ અનેક પ્રમાણોથી બતાવ્યું છે. ટેલીફોન વગેરેમાં શબ્દોની એક સ્થાનથી અન્યત્ર ગતિ થતી પ્રત્યક્ષ જોવામાં આવે છે, માટે અ-રૂપી એવા આકાશનો શબ્દ ગુણ નથી. આકાશ અક્રિય છે અને શબ્દ તો ગતિ કરે છે માટે તે પુદ્ગલદ્રવ્ય સ્કંધરૂપ છે, એમ અવબો-ધવું. સચિત્ત, અચિત્ત અને મિશ્ર એમ ઉપાધિ ભેદથી શબ્દના ત્રણ પ્રકાર થાય છે. શબ્દવર્ગણાનું વિશેષ સ્વરૂપ વિશેષાવશ્યકમાં છે. તેમજ તેનું કિંચિત્ સ્વરૂપ अस्मदीयकृत तत्त्वविन्दुમાં છે. પુદ્ગલદ્રવ્યરૂપ શબ્દ હોવાથી શબ્દથી ભિન્ન આત્મા છે. આત્માનો વાચક શબ્દ છે તેથી શબ્દ પણ અપેક્ષાએ બ્રહ્મ કહેવાય છે. शब्दब्रह्म એ નામથી વેદાં-તિયો શબ્દને માને છે અને પૂજે છે. શબ્દ એ ભાવશ્રુતનું કારણ હો-વાથી દ્રવ્યશ્રુતરૂપ છે અને ભાવશ્રુતની કારણતાથી જૈનો પણ શબ્દરૂપ શાસ્ત્રને નમે છે અને પૂજે છે. પણ અત્ર કહેવાનું એ છે કે શબ્દરૂપ આત્મા નથી, માટે શબ્દવૃન્દથી ભિન્ન આત્મા છે એમ નિશ્ચય કરવો. ઘાસ જેનાપર ઉગે છે એવી પૃથ્વી પણ હું આત્મા નથી, તેમજ વે-ષથી પણ હું ભિન્ન છું, વેષને ધારણ કરનાર તો શરીર છે, પણ હું આત્મા વેષને નિશ્ચય ધારણ કરતો નથી, તેમજ બાહ્યવસ્તુઓનો હું કર્ત્તા નથી અને કરણી–ક્રિયા તેથી પણ હું ( આત્મા ) ભિન્ન છું.

**नहीं हम दरसन नहीं हम परसन, रस न गंध कछु नाहीं ।**
**आनन्दघन चेतनमय मूरति, सेवक जन बलि जाहीं. ॥अ०॥४॥**

ભાવાર્થ.—હું દર્શન નથી; સાત નયમાંથી એકેક નયને (એકાંતે) માનીને જે દર્શન ઉત્પન્ન થયાં છે તદ્રૂપ હું નથી. સંગ્રહાદિ એકેક નયથી ઉત્પન્ન થએલાં દર્શનો તે સાગરમાં ઉઠેલા તરંગો જેવાં છે. તરંગોનો સાગરમાં સમાવેશ થાય છે પણ સાગરનો તરંગમાં સમાવેશ થતો નથી. આત્મરૂપ સાગરનાં અન્ય દર્શન તે બિન્દુરૂપ છે, માટે તેમાં સંપૂર્ણ સાગરરૂપ આત્માનો સમાવેશ થાય નહીં. અનેકાન્ત દર્શનરૂપ સાગરમાં અન્ય સર્વ દર્શનોનો સમાવેશ થાય છે, માટે એકાંત એકેક નયથી ઉત્પન્ન થએલ દર્શનો તે સંપૂર્ણ આત્મારૂપ નથી. કાળો, અને પીલો વગેરે વર્ણ તે હું આત્મા નથી. ભારે, હલકો, ઉષ્ણ, શીત, ચીકણો, લુખો, સુવાળો અને બરસટ એ આઠ પ્રકારના સ્પર્શ છે, તેથી આત્મા ભિન્ન.

છે, માટે સ્પર્શ તે હું આત્મા નથી. મીષ્ટ, કડવો અને આમ્લ, વગેરે રસો છે તે પુદ્ગલદ્રવ્યના પર્યાય છે તે જડ છે તેથી હું આત્મા ભિન્ન છું. સુરભિ અને અસુરભિ એ બે પ્રકારનો ગન્ધ છે, એ બે પ્રકારનો ગન્ધ તેપણ હું આત્મા નથી; ગન્ધરૂપ જડ વસ્તુથી આત્મા ભિન્ન છે તેથી ગન્ધરૂપ પરવસ્તુમાં સુખબુદ્ધિ ધારણ કરવી તે યોગ્ય નથી. જે જે દૃશ્ય પદાર્થો દેખાય છે તેમાં હું-આત્મા-કોઈ પણ રીત્યા નથી. શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ કહે છે કે, ચૈતન્યની મૂર્તિમય અને આનન્દનો સમૂહભૂત આત્મા છે, એજ મારૂં સ્વરૂપ છે; એવી રીતે મને જે ઓળખે છે તેજ મારૂં નામ રાખે છે. અને એવા આત્માને ઓળખનારા સેવકો આનન્દઘનરૂપ આત્માની બલિહારી જાય છે, અર્થાત્ તેના સેવકો આત્માની ઉપાસનારૂપ બલઈઆં લેછે. આત્માનું સ્વરૂપ અત્યંત સૂક્ષ્મ છે. વ્યવહાર અને નિશ્ચયનયથી આત્માનું સ્વરૂપ સમજવું જોઈએ. બાહ્ય જે જે પદાર્થોમાં અહંત્વ અને મમત્વ થાય છે તે મોહના યોગથી થાય છે. બાહ્યવસ્તુઓમાં આત્મા નથી. પૂર્વોક્ત બાહ્યપુરૂષાદિ આકારોમાં આત્મત્વનો આરોપ માનીને જેઓ અહંત્વ અને મમત્વભાવને ધારણ કરે છે તેઓ આત્મસ્વરૂપને ઓળખી શકતા નથી. આત્માના ચૈતન્યાનન્દ ગુણોને જેઓ ઓળખે છે, તેઓ અમારૂં નામ રાખે છે એમ શ્રી આનન્દઘનજી કહે છે.

### પદ ૩૦.

( राग आशावरी. )

साधो भाई समता रङ्ग रमीजे, अवधू ममता सङ्ग न कीजे. ॥सा०॥
संपति नाहीं नाहीं ममतामें, ममतामां मिस मेटे ।
खाट पाट तजी लाख खटाउं, अन्त खाखमें लेटे. ॥ सा०॥१॥

**ભાવાર્થ.**—હે સાધુપુરૂષો ! બન્ધુઓ ! સમતાના સંગમાં રમવું જોઈએ. હવે મમતાનો સંગ ન કરવો જોઈએ. મમતાભાવમાં ખરી લક્ષ્મી નથી. મમતામાં રમવાથી કાળાશ લાગે છે. લાખો રૂપૈયાના વા સોનૈયાના કમાનાર અન્તે ખાટલા, પાટલા અને ઘરબાર, વગેરેનો ત્યાગ કરીને ચાલ્યા ગયા અને તેઓના શરીરની સ્મશાનમાં રાખ થઈ ગઈ. મહાન્ ચક્રવર્તિ રાજાઓ, વગેરે મનુષ્યો ચાલ્યા ગયા પણ તેઓની સાથે સાંસારિક વૈભવ ગયો નહીં. શ્રીયશોવિજય ઉપાધ્યાય અધ્યાત્મસારમાં લખે છે કેઃ—

॥ श्लोकाः ॥

विषयैः किं परित्यक्तैर्जागर्ति ममता यदि,
त्यागात् कञ्चुकमात्रस्य भुजङ्गो नहि निर्विषः ॥ १ ॥
कष्टे नहि गुणग्रामं प्रगुणीकुरुते मुनिः,
ममता राक्षसी सर्वं भक्षयत्येकहेलया ॥ २ ॥
व्याप्नोति महतीं भूमिं वटवीजाद्यथा वटः,
तथैकममतावीजात् प्रपञ्चस्यापि कल्पना ॥ ३ ॥

જો હૃદયમાં મમતા જાગ્રત્ છે તો વિષયોના ત્યાગવડે શું? કાંચળીના ત્યાગમાત્રથી સર્પ કંઈ નિર્વિષ થતો નથી. મુનિ મહાપ્રયત્ને ગુણોના સમૂહને ભેગો કરે છે પણ મમતા રાક્ષસી જો વળગે છે તો એક ક્ષણમાત્રમાં મુનિના સર્વ ગુણોનું ભક્ષણ કરે છે, ત્યારે તે ગૃહસ્થમાં, ગુણ ઉત્પન્ન થવા દે નહીં એમાં શું કહેવું? વડના બીજથી ઉત્પન્ન થએલો વડ જેમ મોટી ભૂમિને વ્યાપ્ત કરે છે, તેમ એક મમતા બીજની કલ્પનાથી અન્ય સર્વ કલ્પનાઓ મનને વ્યાપ્ત થાય છે. એક ન્હાના બાળકથી તે વૃદ્ધપર્યંત સર્વ મનુષ્યોના હૃદયમાં મમતા વ્યાપીને રહે છે. જે વસ્તુ કદાપિકાળે સુખની આપનારી નથી, તે વસ્તુમાં પણ મમતાવંત મુંઝાય છે અને તેના ઉપરથી મૂર્ચ્છા ઉતારી શકતો નથી. મનુષ્યોની દૃષ્ટિમાં મલીનતા લાવનારી અને અનેક મનુષ્યોમાં પરસ્પર યુદ્ધ કરાવનાર મમતા છે. દેશની મમતા, જાતિની મમતા, ગામની મમતા, રાજ્યની મમતા, કુટુંબની મમતા, પુત્રની મમતા, પુત્રીની મમતા, ઘરહાટની મમતા, ગાડીવાડીલાડીની મમતા, શરીરની મમતા અને પરિગ્રહની મમતા એમ અનેક પ્રકારે મનુષ્યોના હૃદયમાં મમતાનો ઉત્પાદ થાય છે. એક નિર્જીવ વસ્તુની મમતા ધારણ કરીને મૂર્ખ જીવો અનેક પ્રકારનાં દુઃખોને ભોગવે છે. મમતાવંત જીવો આંધળાની પેઠે વિવેકદૃષ્ટિથી કંઈ પણ દેખી શકતા નથી. મમતાના વિચારોથી કંજુસાઈપણું વૃદ્ધિ પામે છે. મમતાના વિચારોથી આત્માઓ હૃદયમાં મમતાના સંસ્કારોની વૃદ્ધિ કરે છે અને તેથી પરભવમાં પણ દુઃખી થાય છે.

**धन धरतीमें गाडै बौरे, धूर आप मुख ल्यावे ।**
**मूषक साप होवेगा आखर, तातें अलच्छी कहावे ॥ सा० ॥२॥**

ભાવાર્થ.—મૂર્ખ મનુષ્યો ધનનું રક્ષણ કરવા ધનને જમીનમાં દાટે છે અને તે દાટેલા વાસણના મુખ ઉપર ધૂળ વાળે છે. શ્રીમદ્ આનન્દઘનજી કહે છે કે, તે ધનના ઉપર ધૂલ વાળતા નથી, પણ

સ્વકીય વદનપર ધૂળ નાખે છે. કારણ કે ધનની પ્રાપ્તિ માટે અનેક પાપ-કર્મોનો સંચય કરે છે અને તે પાપનો ભોક્તા ગમે તે ગતિમાં પોતે બને છે અને જમીનમાં દાટેલા ધનના ભોગવનારાઓ તો પ્રાયઃ અન્ય મનુષ્યો બને છે; તેમજ દાટેલા ધનની મૂર્ચ્છા રહેવાથી, ધનમાં વાસના રહે છે, તેથી તે જીવને મૃત્યુ પામીને ધનના ઉપર ઉંદર, સર્પ અને બીલી, વગેરેના અવતારો ગ્રહણ કરીને રહેવું પડે છે અને અનેક પ્રકારનાં દુઃખ ભોગવવાં પડે છે; માટે બાહ્યનું ધન તે અલક્ષ્મી છે. બાહ્યધનથી કોઈ સુખી થયો નથી અને ભવિષ્યમાં કોઇ સુખી થનાર નથી. મમતાવાળો મનુષ્ય અનેક પ્રકારનાં પાપ કરે છે. શ્રીઉપાધ્યાયે અધ્યાત્મ-સારમાં કહ્યું છે કે:—

॥ श्लोकाः ॥

ममत्वेनैव निःशङ्कमारम्भादौ प्रवर्तते ।
कालाकालसमुत्थायी धनलोभेन धावते ॥ १ ॥
स्वयं येषां च पोषाय खिद्यते ममतावशः ।
इहामुत्र च ते नस्युस्त्राणाय शरणाय च ॥ २ ॥
ममत्वेन बहून्लोकान् पुष्णात्येकोऽर्जितैर्धनैः ।
सोढा नरकदुःखानां तीव्राणामेक एव तु ॥ ३ ॥
ममतान्धोहि यन्नास्ति तत्पश्यति न पश्यति ।
जात्यन्धस्तु यदस्त्येतद्भेद इत्यनयोर्महान् ॥ ४ ॥

મૂઢ મનુષ્ય મમતાવડે શંકારહીત થઈને હિંસા આદિ પાપના આરંભમાં વર્તે છે. કાલ વા અકાલમાં ઉઠીને ધનના લોભવડે દોડે છે. પોતે જેઓના પોષણમાટે મમતાવશથી ખેદાતુર થાય છે તે લોકો આ ભવમાં અને પરભવમાં પણ તેના રક્ષણમાટે થતા નથી. મમત્વવડે ઘણા લોકોને એક મનુષ્ય પેદા કરેલા ધનવડે પોષે છે અને તીવ્ર પાપના ઉદયથી તે નરકમાં જાય છે, ત્યારે નરકમાં એકલો મહાદુઃખોને ભોગવે છે; બીજાઓ આવીને તેમાં ભાગ લેતા નથી, મમતાવડે અન્ધ થએલ મનુષ્ય જે ખરી વસ્તુ નથી, અર્થાત્ જે નથી તેને દેખે છે અને જે છે તેને દેખતો નથી. જાત્યન્ધતો દેખી શકતો નથી, પણ તે જે વસ્તુ નથી તેને દેખી શકતો નથી. જાત્યન્ધ કરતાં પણ જે મમતાવડે અન્ધ થએલ છે તે વિશેષતઃ અન્ધ છે. શ્રીઉપાધ્યાય ભગવાન્ દેખનાર કોણ છે તે સંબંધી કહે છે કે:—

॥ श्लोकः ॥

भिन्नाः प्रत्येकमात्मानो विभिन्नाः पुद्गला अपि ।
शून्यः संसर्ग इत्येवं यः पश्यति स पश्यति ॥ १ ॥

પ્રત્યેક આત્માઓ ભિન્ન છે અને પુદ્ગલો પણ ભિન્ન છે. પુદ્ગલો તે આત્મા નથી અને આત્મા તે પુદ્ગલ નથી; બેનાં ન્યારાં કૃત્ય છે. બેનો સંબંધ શૂન્ય છે; એમ જે દેખે છે તેજ ખરો દેખનાર જાણવો. ધતુરા અને મદિરાનો પાની તે વખતે જેમ ખરાનો ખ્યાલ કરી શકતો નથી, તેમ મમતાવંત પણ સત્ય દેખી શકતો નથી.

**समता रतनागरकी जाई, अनुभव चंद सुभाई;**
**कालकूट तजी भावमें श्रेणी, आप अमृत ले आई. ॥ सा० ॥ ३ ॥**

ભાવાર્થ.—ભાવજ્ઞાનરૂપસમુદ્રની સમતા પુત્રી છે. અને અનુભવરૂપ ચન્દ્ર તે સમતાનો ભ્રાતા છે: કાલકૂટ વિષ તજીને પોતે સમતા અમૃતને લેઈ આવે છે. સમતાની આવી અપૂર્વશક્તિ છે કે જે વિષને ત્યજીને પોતે અમૃતનું આકર્ષણ કરે છે અને અમરપદ પ્રાપ્ત કરવા માટે અમૃતનો સંગ્રહ કરે છે; માટે સમતાની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. સમતાથી બે ઘડીમાં કેવલજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. સમતાની પ્રાપ્તિ થતાં અનુભવ સહેજે આવેછે. સમતાની આવી અપૂર્વદશા પ્રાપ્ત કરવામાટે પ્રયત્ન કરવો જોઈએ. શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાય ભગવાન્ સમતાનું સ્વરૂપ આ પ્રમાણે વર્ણવે છે.

॥ श्लोकाः ॥

किं दानेन तपोभिर्वा यमैश्च नियमैश्च किम्,
एकैव समता सेव्या तरिः संसारवारिधौ ॥ १ ॥
आश्रित्य समतामेकां निर्वृत्ता भरतादयः,
नहि कष्टमनुष्ठानमभूत्तेषां तु किञ्चन ॥ २ ॥
क्षणं चेतः समाकृष्य समता यदि सेव्यते,
स्यात्तदा सुखमन्यस्य यद्वक्तुं नैव पार्यते ॥ ३ ॥
कुमारी न यथा वेत्ति सुखं दयितभोगजम्,
न जानाति तथा लोको योगिनां समतासुखम् ॥ ४ ॥
अन्यलिङ्गादिसिद्धानामाधारःसमतैव हि,
रत्नत्रयफलप्राप्ते यया स्याद् भावजैनता ॥ ५ ॥
एकस्य विषयो यः स्यात् स्वाभिप्रायेण पुष्टिकृत्,
अन्यस्य द्वेषतामेति स एव मतिभेदतः ॥ ६ ॥
विकल्पकल्पितं तस्माद्द्वयमेतन्न तात्त्विकम्,
विकल्पोपरमे तस्य द्वित्वादिवदुपक्षयः ॥ ७ ॥

દાનવડે શું? તપવડે શું? યમોવડે શું? નિયમોવડે શું? એક સમતાજ સંસારસમુદ્રમાં વહાણ સમાન છે. એક સમતાને અંગીકાર કરીને

ભરત અને કુરગડુ વગેરે મુક્ત થયા; તેઓને કિંચિત્ પણ અનુષ્ઠાન કષ્ટ થયું નહોતું. ચિત્તને ક્ષણવાર ખેંચીને જો સમતા સેવાય તો એટલું બધું સુખ થાય છે કે તે અન્યની આગળ કહેતાં તેનો પાર આવી શકતો નથી. કુમારી જેમ દયિત ભોગજન્ય સુખને જાણતી નથી તેમજ લોકો પણ યોગિઓના મનમાં થતું સમતાનું સુખ જાણી શકતા નથી. અન્ય લિંગાદિવડે સિદ્ધ થએલાઓને સમતાજ આધારભૂત છે. સમતાવડે રત્નત્રયીની પ્રાપ્તિપૂર્વક ભાવ જૈનતા પ્રાપ્ત થાય છે. સમ્યક્ત્વવિના સમતાની પ્રાપ્તિ થતી નથી. એકને જે વિષય પોતાના અભિપ્રાયવડે પુષ્ટિ કરનારો લાગે છે તેજ વિષય અન્યને મતિ ભેદથી દ્વેષકારક લાગે છે. એક વસ્તુ ઉપર એકને રાગ થાય છે અને એકને તેજ વસ્તુપર દ્વેષ થાય છે તેથી સમજવાનું કે રાગત્વ અને દ્વેષત્વ એ બે મતિની કલ્પનાથી કલ્પિત છે. તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં કોઈ વસ્તુ સુખકર નથી અને કોઈ વસ્તુ દુઃખકર પણ નથી. રાગદ્વેષનો વિકલ્પ ક્ષય થતાં સર્વત્ર એકસરખી સમાનતા પ્રગટે છે. આવી ઉત્તમ સમતામાં હે સાધુઓ! રમવું જોઈએ અને મમતાનો ત્યાગ કરવો જોઇએ. સમતામાં સહજ સુખ સમાયું છે.

**लोचन चरन सहस चतुरानन, इनतें बहुत डराई;**
**आनन्दघन पुरुषोत्तम नायक, हितकरी कंठ लगाई ॥ सा० ॥४॥**

ભાવાર્થ.—જેને આંખો સહસ્ર છે અને જેને પાદ પણ હજારો છે અને જેને ચાર મુખ છે એવા મોહને દેખીને સમતારૂપ લક્ષ્મી બહુ ભય પામી. મોહરૂપ રાક્ષસની આવી વિચિત્ર આકૃતિને દેખી કોણ ભય ન પામે? મોહ રાક્ષસ સદાકાલ સમતાને દુઃખ દેવા પ્રયત્ન કરે છે અને તે સમતાનું હરણ કરવા હજારો આંખોથી દેખ્યા કરે છે અને હજારો ચરણોથી ચાલ્યા કરે છે. સમતા પણ જાણી જાય છે કે મોહ રાક્ષસ મારો નાશ કરવા છિદ્ર જોયા કરે છે અને મારા ઉપર તે અન્તરથી દ્વેષ રાખ્યા કરે છે. એમ તેને નિશ્ચય થયો અને તેથી તે ભય પામી, ત્યારે સમતાની આવી અવસ્થા દેખીને આનન્દના સમૂહભૂત અને સકલ કર્મનો ક્ષય કરવાનું પુરૂષાર્થ જેમાં છે એવા સર્વ પુરૂષોમાં ઉત્તમ પુરૂષોત્તમે, સમતા લક્ષ્મીને પોતાના કંઠમાં લગાવી દીધી, અર્થાત્ સમતાનો સ્વીકાર કર્યો એમ શ્રીઆનન્દઘનજી મહારાજ કહે છે. ઉત્તમ સહજ સુખની પ્રાપ્તિ સમતાથી થાય છે. સમતાથી અનેક ભવમાં કરેલ કર્મોનો ક્ષય થાય છે. સમતાથી અનેક ભવ્ય જીવો ભૂતકાળમાં મુક્ત થયા, વર્તમાનમાં મહાવિદેહ ક્ષેત્રમાં

થાય છે અને ભવિષ્યમાં અનેક મનુષ્યો સમતાવડે મુક્તિપદ પ્રાપ્ત કરશે. સમતા રાખો ! સમતા ખરી છે ! એમ બોલવા માત્રથી કંઈ એકદમ સમતા પ્રગટતી નથી, પણ આત્મા અને જડ વસ્તુઓનો વિવેક પ્રાપ્ત કરી હૃદયની શુદ્ધિ કરવાની જરૂર છે. દરેકને પોતાને કેટલાક પ્રિય પદાર્થો લાગતા હોય અને પોતાને કેટલાક અપ્રિય પદાર્થો લાગતા હોય, તે સંબંધી વિચાર કરીને પ્રિય અને અપ્રિયત્વપણું ન પ્રગટે એવો જ્ઞાનપૂર્વક માનસિક અભ્યાસ કરવાની આવશ્યકતા છે. જીવોના દોષ દેખવાની તથા નિન્દા કરવાની વૃત્તિને હઠાવવી જોઈએ. સમતા એજ આત્માનું શુદ્ધ ચારિત્ર સમજીને તેને પ્રાપ્ત કરવા મધ્યસ્થ દૃષ્ટિને ખીલવવાની જરૂર છે. સમતા એજ આત્માનો વસ્તુતઃ શુદ્ધ ધર્મ છે, એમ સમજીને દરેક કાર્યો કરતાં, બેસતાં, ઉઠતાં, ચાલતાં અને વાત કરતાં, અન્તરમાં સમતાનો પરિણામ ધારવો જોઈએ. એમ શ્રી આનન્દઘનજી પોતાને તથા સાધુઓને ઉપદેશે છે.

## पद ३१.

श्रीराग.

**कित जान मते हो प्रान नाथ,**
**इत आप निहारो घरकी साथ० ॥ कि० ॥ १ ॥**

**ભાવાર્થ.**—ચેતના કહે છે કે, હે પ્રાણનાથ ! તમે સંસારમાર્ગ અને મુક્તિમાર્ગ એ બે માર્ગ જાણીને કેમ સંસારમાર્ગ પ્રતિ પ્રયાણ કરો છો? સારાંશ કે તમે સાંસારિક માર્ગની કેમ અભિલાષા કરો છો ? હે આત્મસ્વામિન્ ! તમે મોક્ષમાર્ગ પ્રતિ ગમન કરીને આપશ્રીના સહજ મૂળઘરના કુટુંબને દેખો; આત્માનો વિવેકગુણ પ્રગટ થતાં ચેતના આપ્રમાણે સ્વકીય સ્વામીને સત્ય અને અસત્ય માર્ગનું સ્વરૂપ અવબોધેછે. સાંસારિક માર્ગ અનેક પ્રકારનાં સંકટોથી ભરેલો છે. સાંસારિક માર્ગમાં પડેલા જીવો જરા માત્ર પણ સહજ શાન્તિ પ્રાપ્ત કરી શકતા નથી. સંસાર બળતા અગ્નિ સમાન છે. સંસાર ઇન્દ્રજાળની માયા સમાન ક્ષણભંગુર છે. સંસારના માર્ગે જીવો અનાદિકાળથી ગમન કરેછે, પણ કોઈ જીવ સંસારમાં રહીને સુખ પામ્યો નથી અને પામવાનો નથી. नाम संसार, स्थापना संसार, द्रव्य संसार અને भाव संसार, એ ચાર ભેદે સંસાર છે. ચતુર્ગતિરૂપ સંસારમાં જીવો આડા અવળા પરિભ્રમે છે, કિન્તુ એક સ્થાનમાં ઠરીને સહજ સુખ પ્રાપ્ત કરી શકતા નથી. મોહરા-

જાની રાજધાનીભૂત સંસારનો ત્યાગ કરીને અનેક જીવોએ ભાગવતી દીક્ષા અંગીકાર કરી; જ્ઞાની પુરૂષો અસાર એવા સંસારના માર્ગોનો ત્યાગ કરીને ધર્મમાર્ગનું ગ્રહણ કરે છે. ક્રોધ, માન, માયા, લોભ, ઈર્ષ્યા, ક્લેશ, હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, કીર્તિવાંછા, પરિગ્રહ, વિષયબુદ્ધિ, નિન્દા અને મિથ્યાત્વ, વગેરે સર્વ સંસારના માર્ગ છે. મનોદંડ, વચનદંડ, કાયદંડ, આર્તધ્યાન, રૌદ્રધ્યાન અને કૃષ્ણાદિક અશુભ લેશ્યા એ સંસારના માર્ગો છે. અશુદ્ધ પરિણતિ તરફ પ્રયાણ કરો છો, તેનો ત્યાગ કરીને શુદ્ધ ધર્મરૂપ પોતાના ઘરમાં આવીને સ્વકુટુમ્બને હે ચેતન ! તમે દેખો.

**उत माया काया कब न जात, यहु जड तुम चेतन जग विख्यात ।**
**उत करम भरम विष वेली अंग, इत परम नरम मति मेलि रंग.।।कि.।।२**

ભાવાર્થ.—હે ચેતન સ્વામિન્ ! તેણી તરફ કાયાની માયારૂપ સ્ત્રી કોણ જાતમાં છે ? અર્થાત્ માયા તરફ તમે જાઓ છો પણ માયા ઉત્તમ જાતિની સ્ત્રી નથી. માયાની જાત કાંઈ હિસાબમાં નથી માટે માયારૂપ નીચ જાતની સ્ત્રી સાથે તમારે સંગ કરવો જોઈએ નહીં. હે આત્મપ્રભો ! તમો ચેતન છો અને માયા તો જડ છે. માયાદિનો પરિવાર સર્વ જડ છે. જ્ઞાનાદિ ગુણશૂન્ય વર્ણાદિમય વસ્તુને જડ કહે છે. પૌદ્ગલિક વસ્તુઓમાં કંઇ પણ સુખ નથી. જડ વસ્તુઓ કદી તમને ચહાતી નથી પણ તમે ઉલટા જડ વસ્તુઓની ઇચ્છા કરો છો. જડ વસ્તુઓના અનેક માલીક થઇ ગયા અને ભવિષ્યમાં તેના અનેક માલીક થશે તોપણ જડ વસ્તુઓ કદાપિ કોઈની ભૂતકાળમાં થઈ નથી અને ભવિષ્યમાં થનાર નથી. ચેતનને જડની સંગતિ કરવી એ કોઈ પણ રીતે સમીચીન નથી. કાગડાનો સંગ કરનારો હંસ જેમ શોભા પામતો નથી, તેમ જડનો સંગ કરનાર ચેતન કદી શોભાપાત્ર બનતો નથી. હે પ્રાણનાથ ! માયાની તરફ કર્મભ્રાંતિરૂપ વિષવલ્લી અંગ છે, તેથી સાંસારિક મોહમાયા તરફ પ્રવૃત્તિ કરશો તો જ્ઞાનાવરણીયાદિક અનેક પ્રકારનાં કર્મને ગ્રહણ કરશો; કર્મની ભ્રમણામાં પડેલા તમે ચતુરશીતિ લક્ષ જીવયોનિમાં વારંવાર પરિભ્રમણ કરો છો. કર્મની ફાંસી મહા દુઃખકારી છે, કર્મરૂપ વિષવલ્લીનાં અશુભ ફળોનું આસ્વાદન કરીને આપ મહા દુઃખના ભોક્તા બનશો. જો આણી તરફ, અર્થાત્ સમતા કહે છે કે મારી તરફ પધારશો તો ઉત્તમ નિર્મલ મતિના મેળાના રંગમાં રંગિત થશો અને સહજ નિર્મલ આત્મિક સુખ પ્રાપ્ત કરી શકશો. હે

આત્મસ્વામિન્! મારી તરફ પધારવાથી આપની નિર્મલ બુદ્ધિ થશે. આપ શ્રી પોતાના શુદ્ધ ચૈતન્ય સ્વરૂપને પ્રાપ્ત કરી શકશો. હે આત્મસ્વામિન્! તે તરફ આપ શ્રી ગમન ન કરો. કૃપા કરીને આપના મૂળ ઘર તરફ પધારો.

**उत काम कपट मद मोह मान, इत केवल अनुभव अमृत पान।**
**अलि कहे समता उत दुःख अनंत, इत खेले आनन्दघन वसंत. कि. ३**

ભાવાર્થ.—હે આત્મસ્વામિન્! તમે સંસાર પ્રતિ ગમન કરશો નહીં. તેણી તરફ કામ નામનો મહા લુંટારો વસે છે તે સર્વ પ્રાણીઓને વિષયવાસનાની લાલચમાં સુખની ભ્રાંતિ દેખાડીને ઠગે છે. મનુષ્યોનાં હૃદયને તે બાળીને ભસ્મ કરે છે. પુરૂષ ભોગવવાની ઇચ્છાને સ્ત્રીવેદ કહે છે. સ્ત્રી ભોગવવાની ઇચ્છાને પુરૂષવેદ કહે છે. બન્નેને ભોગવવાની ઇચ્છાને નપુંસક વેદ કહે છે. પહેલા ગુણસ્થાનકથી તે નવમા ગુણસ્થાનક પર્યંત પુરૂષ, સ્ત્રી અને નપુંસકવેદનો ઉદય હોય છે. નવમા ગુણસ્થાનકના અન્તે તે ટળે છે. વેદોદયરૂપ કામથી રાજાઓ, ચક્રવર્તિયો, અને ઇન્દ્રો પણ મુંઝાય છે. વિષયવાંછાના ત્યાગરૂપ બ્રહ્મચર્યની પ્રાપ્તિ કોઈ વિરલા મુનિવરોને થાય છે. કાયાથી બ્રહ્મચર્ય ધારણ કરી શકાય છે, પણ વેદ અભિલાષાના ત્યાગરૂપ માનસિક બ્રહ્મચર્યનું પાલન કોઈ વિરલા યોગિયો કરી શકે છે. કામના ફંદમાં અનેક પ્રાણીઓ ફસાયા છે. કામ ગમે તેવા બ્રહ્મચારીઓની લાજ લુંટે છે. હે આત્મસ્વામિન્! તમે સંસારપન્થમાં ગમન કરશો તો કામના વેગમાં સપડાશો અને તેથી આપ દુઃખાગારમાં પ્રવેશ કરીને દુઃખી થશો. સંસારપન્થ તરફ કપટનું અત્યંત બળ છે. સર્વ પ્રાણીઓને કપટ પોતાના વશમાં રાખે છે અને અત્યંત દુઃખ અર્પે છે. અષ્ટપ્રકારનો અહંકાર પણ તમને અત્યંત પીડા કરશે, મોહના સમાન કોઈ પ્રબલ દુઃખ દેનાર નથી. મોહ કેશરીસિંહસમાન જગત્માં છે. મોહનો નાશ થતાં સર્વનો નાશ થાય છે. મોહના ફંદમાં આપ ફસાશો તો કદી છૂટવાના નથી. સાંસારિક માર્ગ તરફ પૂજા સત્કાર અભિલાષારૂપ માન નામનો અરિ રહ્યો છે. માન પૂજાની લાલસામાં આપ શ્રી ફસાશો તો કદી ખરૂં સુખ દેખી શકવાના નથી. તેથી સમતાની સખી ચેતના કહે છે કે હે પ્રાણનાથ! સંસારપન્થ તરફ અનન્ત દુઃખ રહ્યું છે અને મુક્તિમાર્ગ તરફ તો સદાકાળ વસંત ઋતુ છે અને તેવડે આનન્દનો સમૂહ પ્રાપ્ત થાય છે, માટે અમારી તરફ હે આત્મન્! પધારો એમ શ્રી આનન્દઘન કહે છે.

पद ३२.

( राग सामेरी. )

निठुर भये क्युं ऐसें, पिया तम० ॥ निठु० ॥
मैं तो मन वच क्रम करी राऊरी, राउरी रीत अनेसें० ॥निठु०॥१॥

ભાવાર્થ.—સુમતિ પોતાના આત્મસ્વામીને કહે છે કે હે મારા પ્રિય ! તમે એવા કેમ નિષ્ઠુર, ( દયાહીન ) બની ગયા છો ? હે શુદ્ધ ચેતનસ્વામિન્ ! કેમ મારા સામી દૃષ્ટિ પણ કરતા નથી ? હું મન વચન અને કાયાવડે તમારી છું. તમારી પ્રાપ્તિ માટે ઈર્યાસમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ અને આદાનભંડમત્તનિક્ષેપનાસમિતિને ધારણ કરૂં છું. તેમજ મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિને ધારણ કરૂં છું. તમારી પ્રાપ્તિ માટે પંચ મહાવ્રતને પાળું છું. તમારી પ્રાપ્તિ માટે મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ્ય અને કારૂણ્ય એ ચાર પ્રકારની ભાવના મનમાં ભાવું છું. મનમાં હે સ્વામિન્ ! તમારૂં ક્ષણે ક્ષણે સ્મરણ કરૂં છું. મારા મનમાં તમોજ છો. મારા મનમાં તમારા વિના અન્ય રાગ-દ્વેષાદિને પ્રવેશ કરવા દેતી નથી. સ્વપ્નામાં પણ હે સ્વામિન્ ! તમેજ ભાસો છો. ગમે તેવા દુઃખના સંયોગોમાં તમારા વિના અન્યનો આ-ધાર કદાપિ હું મનથકી પણ ઇચ્છવાની નથી. હે મારા પ્રિય સ્વામિન્ ! મારા મનમાં આપની આજ્ઞાને ધરી છે, તેથી મારૂં મન આપનું કર્યું છે. તેમજ વાણીમાં પણ તમારા વિના અન્યનું રટન નથી. વાણીરૂપ તંબુરાથી આપના ગુણોનું ધૂનમાં રહીને ગાન કર્યા કરૂં છું. પરા, પ-શ્યન્તી, મધ્યમા અને વૈખરી એ ચાર પ્રકારની ભાષા પણ આપનીજ કરી દીધી છે. કાયા યોગવડે પણ આપનેજ અનુસરાય છે તેમ છતાં હે સ્વામિન્ ! કેમ તમે હવે દયા કરીને દર્શન દેતા નથી. શું હજી પણ સ્વામિની સેવા બજાવવામાં કંઈ ખામી છે ? જે મારી પાસે હતું તે સર્વ મેં તો આપનું કર્યું છે, માટે હવે દયા લાવી દર્શન આપો.

फ़ूले फ़ूले भमर कैसे भाऊं री भरत हुं, निवहै प्रीत क्यूं ऐसें ।
मैं तो पियु ते ऐसी मिली आली, कुसुम वास संग जैसें० ॥नि०॥२॥

ભાવાર્થ.—સુમતિ કહે છે કે હે સ્વામિન્ ! હું ફુલફુલ પ્રતિ ભ-મરો ભમરી ( ફેરો ) ખાઈને જેમ ભમે છે, તેમ તમારા ગુણોની સુગંધી લેવા ભમું છું. તેમ છતાં હે સ્વામિન્ ! તમે કેમ દર્શન આપતા નથી. આમ કરવાથી તમારી અને મારી પ્રીતિ શી રીતે નભી શકે ? સુમતિ પોતાની બ્હેન સમતાને કહે છે કે હે સખિ ! હું તો સ્વામીને કુસુમને

જેમ વાસ મળે તેમ મળી છું. કુસુમ અને કુસુમની વાસ એ બે જુદાં નથી તેમ હું પણ મારા પતિને એવી રીતે મળીને રહું છું અર્થાત્ મારા સ્વામીના ધ્યાનમાં તલ્લીન બની છું. મારા સ્વામીરૂપ દ્રવ્યમાં રહેલા ગુણપર્યાયોરૂપ અંગોનું ધ્યાન ધર્યા કરૂં છું. મારા સ્વામીમાં રહેલા પ્રત્યેક ગુણોનું એક સ્થિર ઉપયોગથી સ્મરણ કરૂં છું. મારા સ્વામીના ગુણોમાં એવી લીન બની ગઈ છું કે એક ક્ષણમાત્ર પણ બાહ્યમાં લક્ષ્ય દેવું એ મને રૂચતું નથી. મારામાં રહેલી રમણતારૂપ લોહચુંબક શક્તિવડે મારા સ્વામીને આકર્ષ્યું છે. કારણ કે આકર્ષણશક્તિ વિના સ્વામીનું મન ખેંચી શકાતું નથી. મારી મારા સ્વામી ઉપર પૂર્ણ વિશ્વાસથી પ્રીતિ છે તો મારા સ્વામીનો મારાપર ભાવ થવાનો એમ નિશ્ચય સિદ્ધાંત છે. સ્ત્રીના મનમાં સ્વામી ઉપર પૂર્ણ પ્રેમ હોય છે તોજ સ્વામીનું મન આકર્ષવા શક્તિમાન્ થાય છે. પોતાના સ્વામીનું પૂર્ણ ભાવથી આરાધન કરનારી સ્ત્રી પોતાના સ્વામીને પ્રાપ્ત કર્યા વિના રહેતી નથી. શુદ્ધ પ્રેમભાવ જેવો સજીવન અને આકર્ષણ મન્ત્ર કોઇ નથી, એવો મેં નિશ્ચય કર્યો છે તેથીજ હું મારા સ્વામીના ગુણોની સાથે તન્મયતાથી પરિણમી છું.

**ऐंठी जान कहा परे एती, नीर निवहियें भैसें ।**

**गुन अवगुन न विचारो आनन्दघन,कीजिये तुम तैंसै० ॥ नि० ॥ ३ ॥**

ભાવાર્થ.—ભેંસાએ (પાડાએ) એઠું કરેલું નીર જાણીએ છીએ તોપણ તેથી નિર્વાહ કરવો પડે છે. એટલું જાણીને હે સ્વામિન્! તમો મારામાં ગુણ છે અને અવગુણ છે તેનો વિચાર ન કરો. તમે મને ગમે તેવી પણ પોતાની જાણીને મારૂં નિર્વહન કરો, અને આપની સાથે સદાકાળ રાખો. હે સ્વામિન્! આપ તો સાગરની પેઠે ગંભીર છો. આપ સર્વ વાતોને પોતાના હૃદયમાં સમાવી શકો છો. તેથી મારા ગુણ અને અવગુણનો વિચાર કર્યા વિના મારો સ્વીકાર કરો. પાર્શ્વમણિના સમ્બન્ધથી લોહ જેમ સુવર્ણ બની જાય છે, તેમ હું પણ આપના સમ્બન્ધથી શુદ્ધ કેવલ ચેતનારૂપે બની જઈશ. પાષાણ જેવા અજ્ઞો પણ જ્ઞાનિયોની સંગતિથી જ્ઞાની બને છે. सत्संगतिः कथय किं न करोति पुंसां. ઉત્તમ પુરૂષોની સંગતિ કહો કે શું કરી શકતી નથી. હે સ્વામિન્! આપ જેવા છો તેવી મને આપ કરવાને સમર્થ છો. આપની અનન્ત શક્તિ છે. હે આત્મસ્વામિન્! આપના અસંખ્યાત પ્રદેશ છે. આત્મસ્વામિના એકેક પ્રદેશે અનન્ત જ્ઞાન, અનન્ત સુખ અને અનન્ત વીર્ય આદિ અનન્ત ગુણો છે. આપના અનન્ત ગુણો અસ્તિભાવે રહ્યા છે અને

આપનામાં અનન્તગુણો નાસ્તિભાવે રહ્યા છે. એક જડ વસ્તુ અન્ય જડ વસ્તુને પોતાની સંગતિના સામર્થ્યથી પોતાના જેવી બનાવી શકે છે. આપ તો ચેતન છો, આપની શક્તિ જેવી કોઈની ત્રણ ભુવનમાં શક્તિ નથી. માટે હવે કૃપા કરીને મારો સ્વીકાર કરીને મને આનન્દઘનભૂત આપના જેવી બનાવો એમ સુમતિ કથે છે. એ પ્રમાણે પોતાના હૃદયોદ્ગારને શ્રી આનન્દઘનજી કાઢે છે.

## पद ३२.

( राग गोडी. )

**मिलापी आन मिलावोरे, मेरे अनुभव मिठडे मित्त.॥ मि०॥**
**चातक पीउ पीउ रटेरे, पीउ मिलावन आन;**
**जीव पीवन पीउ पीउ करे प्यारे, जिउ निऊ आन ए आन.॥मि०॥१॥**

ભાવાર્થ—સમતા પોતાના પ્રિય અનુભવ મિત્રને કહે છે કે, હે મેલાપી ( મેલાપ કરાવી આપનાર ) તમે આવીને મારા સ્વામીની સાથે મેલાપ કરાવી આપો. સમતા પ્રાપ્ત થાય તોપણ અનુભવજ્ઞાનવિના આત્મસ્વરૂપની પ્રાપ્તિ થતી નથી. અનુભવજ્ઞાન પ્રાપ્ત કરવામાટે પિસ્તાલીશ આગમ વગેરે જિનાગમોનો ગુરૂગમ લેઇને અભ્યાસ કરવો જોઈએ. સિદ્ધાન્તોનો અભ્યાસ કર્યાબાદ આત્માનું ધ્યાન ધરવું જોઈએ. આત્માનું ધ્યાન કરતાં કરતાં આત્મસમાધિ પ્રાપ્ત થાય છે અને પશ્ચાત્ આત્માનુભવજ્ઞાન પ્રાપ્ત થાય છે. અનુભવજ્ઞાનવિના આત્માનો મેળાપ થતો નથી માટે સમતા અનુભવમિત્રને વિજ્ઞપ્તિ કરે છે. સમતા પોતાના હૃદયની વાત અનુભવને જણાવે છે. મેઘરૂપ પ્રિયના સામું દેખીને પપૈયો પંખી પિઉ પિઉ, ( પ્રિય પ્રિય ) એવા શબ્દો રટ્યા કરે છે. પ્રિય એવા મેઘને બોલાવીને લાવવામાટે તે પિઉ પિઉ બોલ્યા કરે છે, તેમ મારો જીવરૂપ પપૈયો પોતાના શુદ્ધાત્મરૂપ સ્વામીને ઘેર લાવવામાટે પિઉ પિઉ, ( પ્રિય પ્રિય ) એવા શબ્દો રટ્યા કરે છે. મારા સ્વામી તે મેઘની ઉપમાને ધારણ કરે છે અને મારો જીવ પપૈયાની ઉપમાને ધારણ કરે છે. જેમ પપૈયાને મેઘથી પ્રેમ લાગ્યો છે અને મેઘના સંયોગથી આનન્દ પામે છે તેમ મારો જીવરૂપ પપૈયો આત્મારૂપ મેઘની પ્રાપ્તિમાટે સદાકાલ તેનું સ્મરણ કર્યા કરે છે અને આત્મારૂપ મેઘની પ્રાપ્તિ થતાં પરિપૂર્ણ આનન્દને ધારણ કરે છે. હે અનુભવ! હું સદાકાલ શ્વાસોચ્છ્વાસે મારા આત્મસ્વામીનો જાપ જપ્યા કરૂં છું અને મારા મનમાં થતો જાપ દેખીને શ્વાસોચ્છ્વાસ પણ હંસ એવા શબ્દથી મારા હંસ સ્વામીનો

જાપ જપવાનું શિખ્યો હોય તેમ જણાય છે. મારા જાપની અસર જડ એવા શ્વાસોશ્વાસને થઈ પણ હે અનુભવ! મારા આત્મસ્વામી હજી મને મળ્યા નથી હવે હું શું કરૂં?

**दुःखियारी निसदिन रहुरे, फिरू सब सुध बुध खोय,**
**तन मनकी कबहु लहु प्यारे, किसें दिखाउ रोय. ॥ मि० ॥ २ ॥**

ભાવાર્થ.—સમતા કહે છે કે હે અનુભવ! હું રાત્રી દિવસ દુઃખીયારી, દુઃખને ધારણ કરી રહું છું અને મારા તન મનની શુદ્ધિ તથા મારી બુદ્ધિને તજી જ્યાં ત્યાં ફર્યા કરૂં છું. હવે આવી મારી સ્થિતિ કોને રૂદન કરી દેખાડું? હે અનુભવ! તું સર્વ મારી સ્થિતિ જાણે છે. તારી આગળ મારૂં દુઃખ કહેવાથી તું મારા સ્વામીને મેળવી આપે તેમ છે. તારા ઉપર મારો પૂર્ણ વિશ્વાસ છે. તું અતિ ગંભીર છે અને મારા મનમાં અને તનમાં થતી વિયોગની પીડાને તું સારીપેઠે અનુભવે છે. તારા સમાન જગત્માં કોઈ દુઃખનો નાશ કરનાર નથી. તારી અનુભવશક્તિનું વર્ણન થઈ શકે તેમ નથી. તારા દર્શનવિના કોઈ પણ આત્મસ્વામીને મળવા સમર્થ થતો નથી. તારાવિના કોઇને અનન્ત સુખ પ્રાપ્ત થયું નથી અને ભવિષ્યમાં થનાર નથી. હે અનુભવ! તું અમારો પૂર્ણ વિશ્વાસી છે માટે હવે ગમે તેમ કરી મારા આત્મસ્વામીને સાક્ષાત્ મેળવી આપ, અનન્ત શક્તિના સ્વામી વિના મને કોઈ પણ ઠેકાણે સુખ થતું નથી. હે અનુભવ! તું મળ્યો છે તેથી હવે આશા રહે છે કે મારા સ્વામી ખરેખર તારૂં કહ્યું માનશે. શ્રુતજ્ઞાન શાસ્ત્રોનું ઘણા કાળપર્યંત સેવન કરતાં હે અનુભવ! તારૂં દર્શન થાય છે. તારા મેળાપથી મારો હંસ તને દુઃખની વાત કથવા તૈયાર થયો છે. હે અનુભવ, પોતાના સ્વામીવિના મને જરાવાર પણ જંપ વળતો નથી. ઉઠતાં, બેસતાં, ખાતાં અને પીતાં અંશમાત્ર પણ ચિત્ત ઠરતું નથી. હે અનુભવ! દુઃખીયારી સ્ત્રીના આવી રીતે ક્યાંસુધી દિવસ જાય? તે તું સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર!

**निसि अंधारी मुहि हसेरे, तारे दांत दिखाय;**
**भादो कादोमें कियो प्यारे, असुअन धार वहाय० ॥ मि० ॥ ३ ॥**

ભાવાર્થ.—હે અનુભવ! અંધારીરાત્રી પોતાના[1] મુખના તારારૂપ દાંતને દેખાડીને મને હસે છે. અંધારી રાત્રી કહે છે કે અરે મૂર્ખી! તું એકપક્ષી પ્રીતિને કેમ ધારણ કરે છે? તું પોતાના પતિને માટે આટ-

---

૧ मोहे એવો ડહેલાની પ્રતિમાં પાઠ છે.

હું બધું દુઃખ સહન કરે છે અને તારા પતિને તો તારો હીસાબ નથી. અરે તું ગાંડી છે. તું બાવરી બની ગઈ હોય, એમ જાણે બોલતી હોય, તે પ્રમાણે આચરણ કરીને અંધારી રાત્રી મને હસે છે. અંધારી રાત્રી આ પ્રમાણે મને દેખી હસે છે તે વાતને પણ હું સહન કરૂં છું. હવે તો મારે માથે દુઃખના પોટલા એટલા બધા પડ્યા છે કે તેનો પાર પામી શકતી નથી. મેં મારા પતિના વિયોગથી રોઈ રોઈને અશ્રુની ધારા વહાવીને ભાદરવા માસના કાદવની પેઠે કાદવ કરી નાખ્યો, તેથી ચક્ષુનું તેજ પણ ઘટી ગયું, પણ અશ્રુધારાસહ રૂદન કરવાથી પણ મારા આત્મસ્વામીને બિલકૂલ મારી દયા આવી નહીં. સ્વામી વિયોગીની સ્ત્રીનું હૃદય દુઃખના સાગરમાં ડુબી ગએલું હોય છે તેથી તેને સહજ સુખનું સ્વપ્ન પણ આવતું નથી, તે હે અનુભવ! તુ સારીપેઠે જાણે છે માટે તું મારા સ્વામીનો મેળાપ કરી આપ. સ્વામી વિયોગિની સ્ત્રીના મનમાં અસંખ્ય વિચારો પ્રગટે છે અને વિઘટે છે. સમતા પરમાત્મ સ્વામીને મળવા માટે સદાકાળ આતુર રહે છે. પરમાત્મ સ્વામીને મેળવે છે ત્યારેજ તે ઠરીને સ્થિર થાય છે. ઉત્કૃષ્ટ સમતાથી બે ઘડીમાં પરમાત્મ સ્વામીનો ત્રયોદશમા ગુણસ્થાનકમાં મેળાપ થાય છે. છદ્મસ્થાવસ્થામાં સમતાના પણ ગુણસ્થાનકની અપેક્ષાએ ભેદ પડે છે. અનુભવ મિત્રને પામી સમતા આ પ્રમાણે હૃદયના ઉદ્ગાર કાઢે છે. સમતા પોતાના સ્વામીનો જાપ જપે છે તે પણ હવે બતાવે છે.

**चिंत्त चातक पीउ पीउ करे रे, प्रणमे दोकर पीस ।**
**अबला शुं जोरावरी प्यारे, एती न कीजे रीस० ॥ मि० ॥ ४ ॥**

ભાવાર્થ.—હે અનુભવ! મારૂં ચિત્તરૂપ ચાતક મારા આત્મરૂપી મેઘને મળવાને માટે પિઉ પિઉ એવા શબ્દની રટના રટ્યા કરે છે અને બે હાથ જોડીને નિત્યાનિત્ય ધર્મમય શુદ્ધ ચેતન સ્વામીને પ્રણમે છે, અને કથે છે કે હે વહાલા! અબળાથી જોરાવરી કરીને આટલી બધી રીસ ન કરવી જોઇએ. આ પ્રમાણે મારા સ્વામીનો હું ક્ષણે ક્ષણે પ્રિય પ્રિય આત્મા એવા શબ્દોથી ચાતકની પેઠે જાપ જપ્યા કરૂં છું, મન વાણી અને કાયાએ ત્રણ યોગના બળવડે મારા સ્વામીને રીઝવવા હું બને તેટલો પ્રયત્ન કરૂં છું. હે સ્વામિન્! હવે તો કૃપા કરીને મારા ઘેર પધારો અને સાક્ષાત્ દર્શન આપો. તારામાટે હું અનેક પ્રકારનાં તપ તપું છું, તારા

---

૧ चित्तचातक चिहुदिशि फिरेरे એવો ડહેલાની પ્રતિમાં પાઠ છે. ચિત્તરૂપ ચાતક ચારે દિશાએ ફરે છે, એવો ત્યાં અર્થ લેવો.

માટે અનેક પ્રકારનાં અનુષ્ઠાન કરૂં છું, તને મળવાને માટે હું અનેક પ્રકારની ધર્મની ક્રિયાઓ કરૂં છું, તારા ગુણોનાં ગીત પ્રેમ ધારીને જ્યાં ત્યાં અવસર પામીને ગાઉં છું, તારી શોભાનું વર્ણન કરૂં છું, હે શુદ્ધ ચેતન ! હવે મને મળ. આપના જે જે અપરાધો કર્યા હોય તદર્થે અનેક પ્રકારનાં પ્રાયશ્ચિત્ત કરૂં છું, આપના મેળાપના માટે સર્વ વસ્તુનો ત્યાગ કરી ભાગવતી દીક્ષા અંગીકાર કરી તને, વનમાં, ગુફામાં, પહાડમાં અને આકાશમાં જોયા કરૂં છું, હે શુદ્ધ ચેતન ! આપની પ્રાપ્તિમાટે મેં જડવસ્તુઓમાં થતી પ્રિયાપ્રિય બુદ્ધિને પણ ત્યાગી છે, હવે તો એક આધાર તારો છે. તારા દર્શનવિના એક ક્ષણ પણ કરોડ વર્ષ જેટલો લાગે છે, માટે હે શુદ્ધ ચેતન ! હવે તું પ્રત્યક્ષ પ્રમાણથી દર્શન આપ. આ પ્રમાણે હું ક્ષણે ક્ષણે શુદ્ધ ચેતનાનો જાપ જપીને પ્રાર્થના કરૂં છું એમ સમતા પોતાના અનુભવ મિત્રને કહે છે.

**[1]आतुर चातुरता नहीं रे, सुनि समता टुक बात ।**
**आनन्दघन प्रभु आय मिले प्यारे, आज घरे हर भात. ॥ मि० ॥५॥**

**ભાવાર્થ.**—સમતા અનુભવ મિત્રને કહે છે કે, હે અનુભવ ! તું કદાપિ એમ કથીશ કે આટલીબધી પોતાના શુદ્ધ ચેતન સ્વામીને મળવાની આતુરતા રાખવી તે યોગ્ય નથી, કારણ કે ઘણી આતુરતામાં ચાતુરીનો વિવેક રહેતો નથી. આના ઉત્તરમાં હું એટલું કહું છું કે હે અનુભવ ! પોતાના શુદ્ધ ચેતન સ્વામીને મળવાને આતુર થએલી સ્ત્રીને ચાતુર્ય ન રહે તો તેથી પ્રેમમાં હાનિ નથી, કારણ કે ઘણી આતુરતા થઇ હોય ત્યારે જોઇએ તેવું ચાતુર્ય દેખાડી શકાતું નથી અને રહેતું પણ નથી; માટે મારા સંબંધી તમારે અત્યંત વિચાર કરવો ઘટે છે અને મારા શુદ્ધ ચેતન સ્વામિનો મેળાપ કરાવી આપવો ઘટે છે. તમો જ્ઞાની છો. હવે વિશેષ હું કંઈ પણ તમારી આગળ કહી શકતી નથી, આ પ્રમાણે સમતાનું બોલવું સાંભળીને અનુભવે તેણીની સર્વ વાત તેણીના સ્વામી શુદ્ધ ચેતનને કહી, તેથી સમતાને પડતા દુઃખની વાત સાંભળીને શુદ્ધ ચેતનના મનમાં ઘણું લાગી આવ્યું, અને આનન્દના સમૂહભૂત એવા આત્મપ્રભુ સમતાના ઘેર આવી અનેક પ્રકારે સમતાને સુખના દાતાર બન્યા. સમતા પોતાના સ્વામી, શુદ્ધ ચેતનના સમાગમથી સુખી બની.

---

૧ **आतुरता नहि चातुरी रे** એવો ડહેલાની પ્રતિમાં પાઠ છે. સમતા કથે છે કે, જ્યાં પ્રિયસ્વામિને મળવાની મનમાં આતુરતા છે ત્યાં ચાતુરી રહેતી નથી, તેથી મારી ચાતુરી તરફ લક્ષ ન દેતાં મારી આતુરતાને લક્ષ્યમાં રાખીને હે સ્વામિન્ ! હવે મને કૃપા કરીને મળો.

મોહની અનેક પ્રકાની મલીનતાનો તેણીએ ત્યાગ કર્યો, રાગ અને દ્વેષ તેનાથી દૂર થયા. કોઈ પણ પ્રકારની લાલસાઓ હવે રહી નહીં; સર્વ પ્રકારની ઈચ્છાઓ તેણીની શાન્ત થઈ. તેના ઘરમાં સર્વત્ર ઉજ્વલતા પ્રકાશવા લાગી. કેવલ જ્ઞાન અને કેવલ દર્શન એ બે ચક્ષુથી પોતાના સ્વામીને નિરખીને સહજાનન્દમય બની ગઈ. કોઈ જાતનું અંશમાત્ર પણ તેને દુ:ખ રહ્યું નહીં. આનન્દઘન શુદ્ધ ચેતનના સંયોગે તન્મય બનીને અનન્ત આનન્દ ભોગવવા લાગી; એમ શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ પોતે હૃદયના આનન્દ ઉદ્ગારોથી સમતાનું સ્વરૂપ કથે છે.

## પદ ૩૪.

( राग गोडी. )

**देखो आली नट नागरको सांग. ॥ देखो० ॥**
**औरही और रंग खेलति तातें, फीका लागत अंग ॥ देखो० ॥ १ ॥**

ભાવાર્થ.—ચેતના કહે છે કે, હે સમતા સખિ ! નટનાગર, અર્થાત્ નાગરિકમાં ઉસ્તાદ એવા આત્મારૂપ નટનો વેષ તો જુઓ, કેવી તેની દશા થઇ ગઈ છે ? તે ક્ષણે ક્ષણે અશુદ્ધ પરિણતિના યોગે જુદા જુદા પ્રકારના રંગ ખેલે છે, તેથી તેનો રંગ ફીકો લાગે છે. અશુદ્ધ પરિણતિના યોગે આત્મસ્વામી ક્ષણમાં સ્પર્શેન્દ્રિય સુખો ભોગવવા વળખાં મારે છે. ઘડીમાં અનેક પ્રકારનાં મિષ્ટાન્નો ખાવાની ઇચ્છા કરે છે, ઘડીમાં અનેક પ્રકારનાં નાટક જોવાની ઇચ્છાથી અનેક જાતની પ્રવૃત્તિ કરે છે, ઘડીમાં અનેક જાતની ચિન્તાઓ કરે છે, ઘડીમાં હાસ્યના ખેલ ખેલવા મંડી જાય છે, ઘડીમાં દીનતા દેખાડે છે અને પોતાને દીન ધારી અન્યોની ખુશામતનો ખેલ આરંભે છે. ઘડીમાં કીર્તિના ખેલમાં ફસાઈ જઈને અનેક પ્રકારના ઉપાયોથી કીર્તિનાં બણગાં સાંભળવાની ઇચ્છામાં લયલીન થઈ જાય છે. ઘડીમાં ભ્રાંતિવડે અનેક જડ પદાર્થોમાં અહંત્વ અને મમત્વ કલ્પીને તેઓની પ્રાપ્તિ માટે અનેક પ્રકારના પ્રયત્નો કરે છે. ઘડીમાં નામની મમતામાં લલચાઈને પોતાનું નામ અમર કરવા અનેક પ્રકારના વિકલ્પસંકલ્પો કરે છે. ઘડીમાં અન્ય મનુષ્યોને શત્રુઓ કલ્પીને તેઓનો નાશ કરવા, મન, વચન અને કાયાથી પૂર્ણ પ્રયત્ન કરે છે. ઘડીમાં તૃષ્ણારૂપ મદિરાનું પાન કરીને અનેક પ્રકારના પદાર્થોને પ્રાપ્ત કરવા હિંસારંભોને સેવે છે. ઘડીમાં માનના આવેશમાં આવી જઈને અહંકારનો ખેલ ભજવે છે; પોતાના સમાન અન્ય કોઇને માનતો નથી. ઘડીમાં અનેક પ્રકારના કપટોના

ખેલમાં રમણતા કરે છે તેથી આત્મસ્વામીને અસંખ્યાત પ્રદેશે અનન્ત કર્મવર્ગણારૂપ મલીનતા લાગે છે અને તેથી બહુ મલીન થવાથી તેમનો રંગ ફીક્કો લાગે છે, અર્થાત્ તેઓ પોતાના સ્વરૂપે શુદ્ધ દેખાતા નથી.

औरह तो कहा दीजे वहुत कर, जीवित है इह ढंग ।
मैरो और विच अन्तर एतो, जैतो रूपे रंग ॥ देखो० ॥ २ ॥

ભાવાર્થ.—હવે આના કરતાં વિશેષ શું કરવું જોઈએ? મારો પ્રાણ સ્વામીને અર્પ્યો છે, મારૂં જીવન આવા પ્રકારનાં ઢંગવાળું છે. મારા અને મારા સ્વામી વચ્ચે એટલું જ અંતર છે કે જેટલું રૂપું અને રૂપાના રંગમાં અન્તર છે. કહેવાનો સારાંશ એ છે કે જેમ રૂપું અને રૂપાના શ્વેત રંગ વચ્ચે કિંચિત્ પણ અન્તર નથી તેમ મારા અને મારા સ્વામી વચ્ચે વસ્તુતઃ જોતાં જરામાત્ર અન્તર નથી, તેમ છતાં મારા સ્વામી પરભાવમાં રમણતા કરે છે અને પોતાના શુદ્ધ ઉપયોગમાં રમણતા કરવાની પ્રવૃત્તિ આદરતા નથી. અનાદિ કાળથી અશુદ્ધ પરિણતિના બળે એકદમ મારા સ્વામી પોતાની પરિણતિ સુધારી નાખે તેમ જણાતું નથી, તો પણ જો તેઓ પોતાની શુદ્ધતા કરવા ધારે તો હું પણ સહાય કરવા તૈયાર થઈ ગઈ છું. મારા સ્વામી એવી ભ્રાંતિમાં પડી ગયા છે કે, તે ખરી વસ્તુને ખોટી જાણે છે અને અસત્ એવા સંસાર પ્રપંચને સત્ માને છે; આવી તેમની સ્થિતિમાં પણ મારે તેમના ઉપર અત્યંત પ્રેમ ધારીને તેમની શુદ્ધિ કરવી જોઇએ. સતી સ્ત્રીઓ પોતાના સ્વામી ભ્રમિત થઈ ગયા હોય છે તો પણ તેઓનાપર અત્યંત પ્રેમ ધારણ કરે છે અને પોતાના સ્વામિની સેવા કરે છે. પોતાના સ્વામિની સેવામાંજ સતી સ્ત્રીઓ મીઠા મેવા માને છે. રૂપાનો રંગ જેમ રૂપાથી જુદો પડતો નથી તેમ સતી સ્ત્રી પોતાના સ્વામિથી ત્રણે કાલમાં જુદી પડતી નથી. (પરમાર્થે સંબન્ધમાં આનન્દનો સાગર રહેલો છે.) સતી સ્ત્રી પોતાના સ્વામિની સાથે તાદાત્મ્યસંબન્ધથી વર્તે છે. ચેતના કહે છે કે, હું નરક અને નિગોદમાં પણ મારા સ્વામિની સાથે રહું છું, પણ મારા ચેતન સ્વામીનો કદાપિ ત્યાગ કરતી નથી. મારા સ્વામી જો આત્મવીર્ય ફોરવે તો ખરેખર સકલ કર્મનો ક્ષય કરી શકે, પણ તેઓ મોહ ઉંઘમાં ઘોરે છે તેથી હું બહુ દુઃખિની થઈ ગઈ છું.

तनु सुध खोय घूमत मन ऐसें, मानुं कछुइक खाइ भंग ।
एते पर आनन्दघन नावत, और कहा कोउ दीजें संग. ॥ देखो० ॥३॥

ભાવાર્થ.—ચેતના કહે છે કે, હે સમતા સખી ! મારા સ્વામિને વિજ્ઞપ્તિ કરી કરીને હું તો થાકી ગઈ. મારા સ્વામિની પ્રાપ્તિ અર્થે મેં તનુની શુદ્ધિનું પણ સ્મરણ કર્યું નહીં અને મારૂં મન મારા આત્મસ્વામિના વિરહે જેમ કોઈએ અત્યંત ભાંગ પીધી હોય અને તેનું મન જેમ ભમે છે તેમ ઘુમે છે. વિરહી સ્ત્રીના મનની સ્થિતિ ચોક્કસ રહેતી નથી. વિરહી સ્ત્રીનું મન અનેક વિચારોમાં ઘેરાઈ જાય છે. મારા મનમાં પતિના વિરહે અનેક ચિન્તાઓ પ્રકટે છે. એક ચિન્તાને હઠાવું છું તો બીજી ચિન્તા તુર્ત મનમાં પ્રવેશે છે. મારા મનમાં એકદમ અનેક વિચારો સપાસપ પ્રવેશ કરે છે. હદની બહાર ઘણા વિચારો કરવાથી મગજની નસો નિર્બળ બની જાય છે અને વિચારોનો ધોધપ્રવાહ એટલો બધો જોસબંધ ચાલે છે કે તેને પૂર્ણ બળ વિના અટકાવી શકાતો નથી. ક્ષણે ક્ષણે ચિન્તા, શોક અને ઉદ્વેગના વિચારોથી મગજ ઘુમે છે. ક્યાં છું અને શું કરૂં છું અને મારે શું કરવું જોઈએ તેનું પણ મને ભાન રહેતું નથી. ચિન્તા ચિતાની પેઠે મારૂં અન્તરંગ બાળી નાખે છે. મન, વાણી અને કાયાની વિચિત્રતા કરી નાખે છે. ઉઠતાં, બેસતાં, ખાતાં, પીતાં અને ચાલતાં, ચેતનસ્વામિના વિચારોથી મન ઘેરાઈ ગયું છે. હવે હું શું કરૂં ? શુદ્ધ ચેતનસ્વામિ પ્રતિ મારી ફરજ હું બજાવું છું અને તેમની પ્રાપ્તિ માટે અનેક પ્રકારના પ્રયત્નો કરૂં છું, અનેક પ્રકારની પ્રાર્થનાઓ કરૂં છું. આત્મસ્વામિ માટે તનની અને મનની શુદ્ધિ પણ ખોઈ. મારી આવી દશા થઈ તોપણ જો આનન્દના સમૂહભૂત આત્મસ્વામી મારા ઘેર ન આવે તો શું આના કરતાં અન્ય કોઈ સંગ કરવાનો બાકી છે ? અર્થાત્ આના કરતાં બીજો કોઈ સંબંધ ઉત્તમ નથી, એવો સંબન્ધ મેં મારા સ્વામીથી બાંધ્યો છે, તેમ છતાં આત્મસ્વામી ન પધારે તો શું કરવું ? હવે તો સંબન્ધની પરાકાષ્ઠા થઈ; એમ આનન્દઘન કહે છે.

## पद ३५.

( राग दीपक अथवा कन्हरो. )

करे जारे जारे जारे जा. । करे० ॥

सजी सणगार बनाये भूखन, गई तब सूनी सेजा. ॥ करे० ॥१॥

ભાવાર્થઃ—સમતા પોતાના સ્વામિને મળવા માટે સર્વ પ્રકારના શણગાર સજવા લાગી અને સર્વ પ્રકારના શણગાર સજીને સ્થિરતારૂપ શય્યામાં ગઈ તો ત્યાં પોતાના સ્વામિને દેખ્યા નહીં. આત્મસ્વામી તે વખતે મમતાના ઘેર ગયા હતા. શય્યાને શૂન્ય દેખીને

તે મનમાં વિચારવા લાગી કે, અહો ! આવા વખતે શુદ્ધ ચેતનસ્વામિનો વિયોગ થયો છે, આનું કારણ શું ? ખરેખર પૂર્વભવમાં કરેલ કર્મ આ વખતે સ્વામિને મળવામાં વિઘ્ન કરે છે. શાસ્ત્રોમાં કથ્યું છે કે, લાભાંતરાય કર્મના ઉદયથી લાભની પ્રાપ્તિ થતી નથી. દાનાંતરાય કર્મના ઉદયથી દાન દેઈ શકાતું નથી. ભોગાંતરાય કર્મના ઉદયથી ભોગની પ્રાપ્તિ થતી નથી. ઉપભોગાંતરાય કર્મના ઉદયથી ઉપભોગની પ્રાપ્તિ થતી નથી. વીર્યાંતરાય કર્મના ઉદયથી વીર્યશક્તિની ખીલવણી થતી નથી, તેમ મારા પતિનો આવા ટાણે વિયોગ થાય છે તેનું કારણ પૂર્વભવનું અન્તરાયકર્મ છે. મારા સ્વામિને મળવામાં અન્તરાયકર્મ વચ્ચે આવે છે. અન્તરાયકર્મના ઉદયથીજ નિમિત્તો પણ પ્રતિકૂળતાને ભજે છે. રામ અને સીતા વચ્ચે વિયોગ પડાવનાર કર્મ હતું, નળ અને દમયંતી વચ્ચે વિયોગ પડાવનાર કર્મ હતું, પવનકુમાર અને અંજના વચ્ચે વિયોગ પડાવનાર કર્મ હતું, રૂક્મિણી અને તેના પુત્રો વચ્ચે વિયોગ પડાવનાર કર્મજ હતું, શ્રી ઋષભદેવને એક વર્ષ પર્યંત આહાર અને જલનો સંબન્ધ તજાવનાર કર્મ હતું, તેમ મારા સ્વામિની મતિ ફેરવનાર પણ કર્મ છે અને મારા ચેતનસ્વામિથી મારો વિયોગ કરાવનાર પણ કર્મ છે. સમતા કહે છે કે હે કર્મ ! તને કેમ બિલકૂલ દયાજ આવતી નથી ? તું કેમ આટલું બધું નિષ્ઠુર બન્યું છે ? હવે તો તેં દુઃખ દેવામાં બાકી રાખી નથી. હજી તારી ઇચ્છા હોય તે કર્મ તું કર ! કર !! તારૂં થાય તેટલું કરી લે. હે કર્મ ! મારા પતિથી વિયોગ કરાવીને તારે મને જેટલી પીડવાની હોય તેટલું પીડવા તારૂં કાર્ય કર્યા કર !

**विरह व्यथा कछु ऐसी व्यापति, मानुं कोई मारति वेजा ।**
**अंतक अंत कहा लूं लेगो प्यारे, चाहे जीव तूं लेजा. ॥ करे०॥२॥**

**ભાવાર્થઃ**—સમતા કહે છે કે, હે શુદ્ધ ચેતના સખિ ! મને જાણે કોઈ બરછીના ભાલા મારીને પીડતું હોય તે પ્રમાણે મારા શુદ્ધ ચેતન સ્વામિના વિરહથી પીડા થાય છે. શારીરિક પીડાનાં તો ઔષધો છે, પણ વિયોગરૂપ માનસિક પીડાનાં ઔષધ ખરેખર મારા સ્વામિના મેળાપ વિના અન્ય કોઈ નથી. બાવના ચંદનથી પણ આત્મસ્વામિના વિયોગનો તાપ શમતો નથી. જ્ઞાનાદિ અનંત ઋદ્ધિના ધણી એવા શુદ્ધ ચેતન મળ્યા વિના અન્તરમાં થતો વિરહતાપ શમાવાનો નથી. મારા અંગના પ્રદેશે પ્રદેશે, અગ્નિના બાણ ભોંકવાની જે વેદના થાય તેના કરતાં અનન્તગુણી વેદના થાય છે. હવે તો હે

કર્મરૂપ ચંડાળ કાળ! ક્યાંસુધી તું મારો અન્ત લેઈશ. હવે તો મારો અન્ત આવે તો ઠીક, અગર હે કર્મચંડાળ કાળ! તારો અંત આવે તો ઠીક. આ પ્રમાણે કર્મને ચંડાળ કાળની ઉપમા આપીને ઉપાલંભ દેઈ પોતાના આત્મસ્વામીને પણ તેજ વાક્યથી સંબોધીને કહે છે કે, હે પ્યારા આત્મસ્વામિન્! તમો અન્તકના સમાન થઈ મારો અન્ત ક્યાં-સુધી લેશો? હવે તો એક, જીવ લેવો બાકી રહ્યો છે, તે તમારી ઇચ્છા હોય તો હવે જીવ પણ લેઈ જાઓ. સમતાનાં આ વાક્યો સ્વામિ-વિરહનું અત્યંત દુઃખ દર્શાવે છે. શુદ્ધ ચેતન સ્વામિના વિરહથી સમતા અત્યંત દુઃખિયારી બનીને આ પ્રમાણે હૃદયના ઉદ્ગારો કાઢે છે. જીવન અર્પીને પણ સ્વામીનો વિરહ ટાળવાની તેની અત્યંત ઉત્કૃષ્ટ ઇચ્છા થઈ છે. પોતાના સ્વામિને મળવાને પોતાના જીવનો પણ હીસાબ ગણુતી નથી. સમતાને પોતાના સ્વામિના મેળાપ વિના બિલકૂલ ચેન પડતું નથી. તે ઉપર્યુક્ત વાક્યોથી સ્પષ્ટ અવબોધાય છે. સમતાનું હૃદય અત્યંત પ્રેમમય છે. પોતાના સ્વામિ વિના તેને કોઈ પણ બાબ-તનું ભાન રહ્યું નથી.

**कोकिल काम चंद्र चूतादिक, चेतन मत है जेजा ।**
**नवल नागर आनन्दघन प्यारे, आई अमित सुख देजा. ॥करे०॥३॥**

**ભાવાર્થ.**—સમતા કહે છે કે કોકિલ, કામ, ચન્દ્ર અને આમ્રાદિક સર્વે મદોન્મત્ત અવસ્થામાં જે જે વસ્તુઓ હેતુભૂત છે, તે તે વસ્તુઓ મારા ચેતન સ્વામિના મેળાપના અભાવે સુખકર નથી. સમતાનો કહેવાનો અભિપ્રાય એ છે કે, મારા શુદ્ધચેતનવિના કોકિલાદિ દુઃખકર છે. અ-નહદ ધ્વનિ તે અન્તરમાં કોકિલાનો સ્વર સમજવો. અન્તરમાં ધ્યાન ધરીને આત્મસ્વભાવે રમવું તે રૂપ કામ સમજવો. અન્તર શાંતભાવ-રૂપ ચન્દ્ર સમજવો. ચારિત્રરૂપ આમ્રવૃક્ષની અનુભવ કલિકારૂપ મોર સમજવો. ઇત્યાદિ સર્વે હેતુઓ મારા સ્વામિને મળવામાં પ્રેરણા કરાવે છે અને તે મારા શુદ્ધ ચેતન સ્વામિને મળવામાં અભિમત છે. પણ શુદ્ધચેતનસ્વામિના અભાવે કંઈ પણ આનન્દ મળતો નથી. મારા શુદ્ધચેતનસ્વામિના મેળાપના જે જે અભિમત હેતુઓ છે તે અમુક અંશે પ્રાપ્ત થયા છે, તેથી આત્મપ્રભુ મળવાની આશા બંધાઈ છે. આશામાં ને આશામાં જીવન વહનારી સમતા આશાના ઉદ્ગારોથી કહે છે કે હે નવલનાગર! (પ્રથમની બહિરાત્મદશાથી ખસીને અ-ન્તરાત્મદશાને પ્રાપ્ત કરનાર) આનન્દના સમૂહભૂત મારા પ્રિય સ્વામિન્! મારા સ્થિરતારૂપ ઘરમાં આવીને તું મને અમીરી (સ્વતન્ત્ર દશાના

અધિકારથી સિદ્ધદશાની ખુમારી ) સુખને દેઈ જા. અર્થાત્ આત્મિક સહજસુખને અત્ર આવીને આપ. તું બાહ્યપ્રદેશમાં પરિભ્રમણ કરે છે તે અસત્ય છે, દુઃખકર છે, માટે બાહ્યપ્રદેશમાં લેશમાત્ર પણ ગમન કર નહીં. પરસ્વભાવમાં રાચવું અને માચવું એજ બાહ્યપ્રદેશગમન છે. બાહ્યપ્રદેશગમનથી કદી સુખ મળ્યું નથી અને ભવિષ્યમાં મળનાર નથી. આત્માના સ્વભાવમાં રમણુતા કરવી તે અન્તરપ્રદેશ છે. અન્તરપ્રદેશમાં, આવીને હે અન્તરાત્મ નવલનાગર! મને સુખ આપ!! અન્તરમાં આત્મા, રમણુ કરે છે તો અનન્તસુખ પ્રગટે છે એમ આનન્દઘનજી કહે છે.

## पद ३६.

( राग मालसीरी. )

**वारे नाह संग मेरो, यूंही जोबन जाय ।**
**ए दिन हसन खेलनके सजनी, रोते रेन विहाय. ॥वारे० ॥१॥**

ભાવાર્થ.—ક્ષાયિક શુદ્ધચેતના કહે છે કે, હે સમતા સખિ! હું તને મારી દુઃખવાર્તા શુણાવું છું. મારા ચેતનસ્વામી ક્ષયોપશમભાવના ચરિત્રધારક હોવાથી તથા છદ્મસ્થ દશાવાળા હોવાથી હજી અન્તરાત્મદશામાં છોટા છે અને હું તો તેરમા ગુણુસ્થાનકમાં રહેનારી ક્ષાયિક શુદ્ધચેતના અર્થાત્ કેવલજ્ઞાનદૃષ્ટિ છું. મારા સ્વામિ હજી અન્તરાત્મદશાવાળા હોવાથી મારી દશાને જાણી શકતા નથી. મારૂં હૃદય નહીં જાણવાને લીધે અને મારા સંબન્ધમાં નહીં આવવાના લીધે મારૂં ભરયૌવન વય ચાલ્યું જાય છે. મારા તેરમા ગુણુસ્થાનકનો સમય અનન્ત આનન્દની રમત રમવાનો છે. અનન્ત શુદ્ધ રમણુતાનો ખેલ ખેલવાનો આ વખત છે, અને આવા પ્રસંગે આનન્દ મળે નહીં તેથી તેવા અનેક પ્રકારની ચિન્તાઓમાં આકુળવ્યાકુળ બની ગઈ છું અને મારા દિવસ રોવામાં વીતે છે, એ શું ઓછી ખેદજનક વાત છે? હે સમતા સખિ! મારા દુઃખની વાત બાલ સ્વામી જાણી શકતા નથી. હું તેમની આગળ દુઃખનાં રોદણાં જેટલાં રડું તેટલાં ફોક છે. કારણુ કે મારા દુઃખને જાણે નહીં તેની આગળ દુઃખની વાત કરવી તે અરણ્યમાં રૂદન બરોબર છે. अंधा आगळ आरशी, बहेरा आगळ गीत । मूरख आगळ रसकथा, त्रणे एकज रीत ॥ આ કહેવતની પેઠે મારી વીતક વાર્તા બાલુડા સ્વામિની આગળ સમજવી. હે સખી! યૌવનવય જે ગાળે છે તેનેજ તેનું ભાન થાય છે. મારા સ્વામિ હાલ તો છાદ્મસ્થિક

જ્ઞાનને ધારણ કરે છે, હજી તેઓશ્રીની ઉપરનાં ગુણસ્થાનક પ્રાપ્તિરૂપ મોટી ઉમર થઈ નથી, તેથી મારો સંબન્ધ કેવા પ્રકારનો છે તે પરોક્ષ દૃષ્ટિપણાથી શી રીતે જાણી શકે ?

**नग भूपणसे जरी जातरी, मोतन कछु न सुहाय ।**

**इक बुद्ध जियमें ऐसी आवत है, लीजें री विष खाय. ॥वारे० ॥२॥**

ભાવાર્થ.—ક્ષાયિક શુદ્ધચેતના કહે છે કે, હે સમતા સખિ ! હું નંગ, (નગીના) અને આભૂષણોથી જરીજાતરી-થઈ છું અર્થાત્ અલંકૃત થઈ છું તો પણ મારા તનમાં પહેરેલાં ઘરેણાં વગેરે અલંકારો મને ગમતા નથી અને એક બુદ્ધિ મારા મનમાં એવી આવે છે કે જાણે વિષ ખાઈને મરી જાઉં. મારા સ્વામિવિના આભૂષણો શરીરે પહેરેલાં જરા માત્ર પણ શોભાને આપવા સમર્થ થતાં નથી. ફક્ત હવે તો વિષ વગેરેનું ભક્ષણ કરીને મૃત્યુ કરૂં કે જેથી મારૂં દુઃખ સર્વે ટળી જાય. આવી શુદ્ધચેતનાની દશા દેખીને પોતાના સ્વામિના મનમાં કંઈ પણ દયાભાવ ઉત્પન્ન થયાવિના રહે નહીં? અત્યંત સ્વામિપ્રેમમાં મગ્ન થએલી શુદ્ધચેતના વિયોગથી થતા પોતાના દુઃખથી કંટાળીને આ પ્રમાણે છેલ્લા પ્રાણનાશક માર્ગ ઉપર આવે છે. ચેતનસ્વરૂપ સ્વામિના આનન્દરસની પ્યાસી શુદ્ધચેતના, શરીર અને પ્રાણને પણ પોતાના સ્વામિની આગળ હીસાબમાં ગણતી નથી. શરીરના ઉપરથી બિલકૂલ મમતા ઉતારીને પોતાના સ્વામીમાં લીન થઈ ગઈ છે. એક સ્થિર ઉપયોગથી પોતાના સ્વામિનું ધ્યાન ધરે છે. સ્ત્રીનો સ્વભાવ એવો છે કે પોતાના સ્વામિના અસંબંધે તે મૃત્યુના વિચાર કરે છે, તેની ઘટના શુદ્ધચેતનામાં કવિએ ઘટાવી છે. શુદ્ધચેતનાના હૃદયમાં સ્વામીના સંબંધે અત્યંત ઘર કર્યું છે. આત્મસ્વામિની બાલ્યાવસ્થા છે, તેથી શુદ્ધચેતનાની વિજ્ઞપ્તિનો અમલ થઈ શકે નહીં, તેથી શુદ્ધચેતના હૃદયમાં અત્યંત દુઃખ પામે તે વાત અનુભવમાં આવી શકે છે. જગત્ વ્યવહારમાં પણ વર બાલક હોય અને સ્ત્રી મોટી હોય તો વિપરીત પરિણામ આવે છે. શ્રીમદ્ આનન્દઘનજીએ હૃદયથી ચિત્રેલા પાત્ર પ્રમાણે જગત્ વ્યવહારમાં પણ મોટી વયની સ્ત્રીને નાના વરના લીધે વિપરીત પરિણામ પ્રાપ્ત થાય છે માટે વ્યવહારમાં પણ બાલલગ્નના કુરીવાજોને અટકાવવાનો ખાસ બોધ મળે છે.

**ना सोवत हे लेत उसास न, मनहीमें पिछताय ।**

**योगिनी हुंयके निकसूं घरतैं, आनन्दघन समजाय. ॥वारे०॥३॥**

ભાવાર્થ.—શુદ્ધચેતના કહે છે કે, હું ઉંઘતી પણ નથી અને

ઉચ્છ્વાસ પણ લેઈ શકતી નથી. મારા ચેતનસ્વામિના બાળસંબન્ધે નિદ્રા પણ જાણે રીસાઈ હોયની તેમ જણાય છે. નિદ્રા અર્ધું દુઃખ હરે છે, પણ ચિન્તાવિનાના મનુષ્યને નિદ્રા આવે છે; જ્યાં ચિન્તાનો અત્યંત વેગ હોય છે ત્યાં નિદ્રા રહેતી નથી. કોઈ પણ જાતના વિચારોના પ્રવાહમાં પડેલું મન જ્યાંસુધી શાંત થતું નથી, ત્યાંસુધી નિદ્રા આવતી નથી. મારા ચેતનના બાળસંબન્ધે મારૂં મન કોની આગળ ખાલી કરૂં ? સતી સ્ત્રી આવા સંબન્ધે સુખે ઉંઘે નહીં, શ્વાસ પણ લેઈ શકે નહીં અને મનમાં પસ્તાય, એમાં હે સમતા સખી ! કંઈ પણ આશ્ચર્ય નથી. હે સમતા સખી ! હવે તો સ્વામિના બાળ સંબન્ધે રહેવામાં દુઃખની વૃદ્ધિ શ્વાસોચ્છ્વાસે થયા કરે છે. મારા સ્વામિની બાલ્યાવસ્થાથી ઘાતક કર્મોએ મારાપર ઘેરો ઘાલ્યો છે અને તે સ્વામીની મોટી ઉમર થયાવિના, અર્થાત્ બારમા ગુણસ્થાનકના અન્તે આવ્યાવિના મારાથી દૂર થનાર નથી. મારા સ્વામિની બાલ્યાવસ્થા હોવાથી તેઓ પરભાવ રમતમાં ખેલ્યા કરે છે. પોતાના ઘરમાં શું થાય છે તેની ખબર રાખતા નથી. કષાય, નોકષાય, આદિ પ્રમાદના સ્થાનોમાં રમત રમવા દોડી જાય છે. પોતાની માતા અને પિતાનું કહ્યું પણ કરતા નથી. ઘરમાં રહેવું કોઈ પણ પ્રકારે સુખકારી જણાતું નથી. હે સમતા સખી ! તું આનન્દઘનરૂપ આત્માને સમજાવ, નહીં તો હવે યોગિની થઈને ઘરમાંથી નીકળી જઈશ. [ લઘુ આનન્દઘનસ્વામીને ગમે તેમ સમજાવી ઘરમાંથી નીકળીને યોગિની થઈ જાઉં એમ મનમાં વિચાર આવે છે. ] પોતાના સ્વામિપર અત્યંત પ્રેમદશાના ઉદ્ગારો શુદ્ધચેતનાના છે, એમ શ્રી આનન્દઘનજી કહે છે.

## पद ३७.

( राग वेलावल. )

**ताजोगें चित्त ल्याऊं रे वाहाला. ॥ ता० ॥**
**समकित दोरी शील लंगोटी, घुल घुल गांठ घुलाऊं ।**
**तत्त्व गुफामें दीपक जोऊं, चेतन रतन जगाऊं रे, वाहाला. ॥ ता० ॥ १ ॥**

ભાવાર્થ.:—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ કહે છે કે, હે વ્હાલા (પ્રિય) પ્રભુ ! તે યોગમાં ચિત્ત ખેંચુ છું. બાહ્યથી દેખાતી યોગિની દશા તો સર્વે ધારણ કરી શકવાને સમર્થ બને છે, પણ અન્તરથી યોગીની દશા ધારણ કરવાને કોઈક વિરલા સમર્થ થાય છે, માટે હું તો અન્તરના યોગમાં ચિત્ત ધારણ કરૂં છું. અન્તરની યોગદશાનો વેષ

કેવા પ્રકારનો છે અને તે કેવી રીતે ધારણ કરવો, તે યોગિરાજ જણાવે છે. સમકિતરૂપ દોરી અને શીલરૂપ લંગોટી ધારણ કરૂં છું અને તે દોરીને વચ્ચે વચ્ચે ધુલી ધુલી ગાંઠો, સમકિતના સડસઠ બોલરૂપ લગાઉં છું. તત્ત્વરૂપ ગુફામાં પ્રવેશ કરીને ત્યાં જ્ઞાનરૂપ દીપક પ્રકટાવું છું અને તત્ત્વરૂપ ગુફામાં ચેતનરૂપ રત્નનો પ્રકાશ ખીલવું છું. ચેતનરૂપ રત્નને કર્મરૂપ મેલ લાગેલો છે, તેને હું દૂર કરૂં છું. આત્મા રત્નની પેઠે પ્રકાશક છે. રત્નપર લાગેલી મલીનતાનો જેમ નાશ થાય છે, તેમ આત્માના અસંખ્યાત પ્રદેશો સાથે લાગેલી કર્મપ્રકૃતિયોનો પણ નાશ થાય છે. રત્ન પાર્થિવ વસ્તુ છે, તેથી તેનું મૂલ્ય ઠરે છે; પણ આત્મા, પાંચ તત્ત્વની પેલી પાર છે અને તે આત્મરૂપ રત્ન ત્રણ કાલમાં નિત્ય રહે છે, માટે તેની કિંમત થઈ શકતી નથી. પાર્થિવ રત્ન ક્ષણિક સુખ આપવા સમર્થ થાય છે, પણ પાર્થિવ રત્ન, પોતે સુખ શી વસ્તુ છે, તે જાણી શકતું નથી. આત્મારૂપ રત્ન નિત્ય સુખ આપે છે, અર્થાત્ તે અનન્ત સુખનો સ્વયં જ્ઞાતા તથા ભોક્તા બને છે અને અનન્ત સુખને પોતાના અસંખ્યાત પ્રદેશમાં ધારણ કરે છે, તેથી આત્મારૂપ રત્નનો પ્રકાશ કરવાનો યોગ હું તત્ત્વગુફામાં બેસી ધારણ કરૂં છું.

**अष्टकर्म कंडेकी धूनी, ध्यान अगन जलाऊं;**
**उपशम छनने भस्म छणाउं, मलीमली अंग लगाउंरे, वाहाला. ।।ता० २**

ભાવાર્થઃ—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય એ અષ્ટ કર્મ છે; એ અષ્ટ કર્મનું આત્માના પ્રદેશની સાથે ક્ષીર નીરવત્ બંધાવું, આત્માના પ્રદેશોની સાથે કર્મનું ચોંટવું, તેને બંધ કહે છે. કર્મનું ઉદયમાં આવવું અને આત્માને વિપાકનો અનુભવ કરાવવો તેને ઉદય કહે છે. કર્મને ખેંચીને ઉદયમાં લાવવાં તેને ઉદીરણા કહે છે. કર્મોનું આત્માના પ્રદેશોની સાથે પડી રહેવું તેને સત્તા કહે છે. બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા, એ ચાર પ્રકારે કર્મ બંધાય છે. પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, રસબંધ અને પ્રદેશબંધ, એ ચાર પ્રકારે કર્મનો બંધ થાય છે. કાષ્ઠ જેમ અગ્નિથી બળીને ભસ્મીભૂત થાય છે તેમ, અષ્ટકર્મરૂપ કાષ્ઠને ધ્યાનરૂપ અગ્નિથી બાળી તેની ધૂણી કહાડું છું અને ઉપશમરૂપ ચાલણીથી તેની ભસ્મને છાણીને, તે ભસ્મને ભેગી કરીને મારા અંગે ચોળું છું; અર્થાત્ આવા પ્રકારની ભસ્મને મારા અંગમાં ચોળીને અન્તરની યોગદશાને ધારણ કરૂંછું. ઉપશમ ભાવરૂપ ચાલણીથી કર્મની ભસ્મ, સમ્યક્પણે ચાળી શકાય છે. ધ્યાનરૂપ અગ્નિથી કર્મરૂપ કાષ્ઠ બળીને ભસ્મ થાય છે. ધ્યાનના ચાર ભેદ

છે. આર્તધ્યાન, રૌદ્રધ્યાન, ધર્મધ્યાન અને શુકલધ્યાન, તેમાં આદ્યનાં બે ધ્યાન ત્યાગ કરવાયોગ્ય છે, માટે આર્તધ્યાન અને રૌદ્રધ્યાનનો ત્યાગ કરીને ધર્મધ્યાન અને શુકલધ્યાનને ધ્યાઉંછું અને તે ધ્યાનવડે કર્મને બાળી ભસ્મ કરૂંછું. મારા મનને હું એક ધ્યેય વસ્તુમાં સ્થિર રાખુંછું. રાગ અને દ્વેષનો ત્યાગ કરીને, આત્માનું ધ્યાન ધરીને, અન્તરંગયોગ ભૂમિકામાં પ્રવેશ કરૂંછું. તત્ત્વગુફામાં સિદ્ધ થવાને સિદ્ધાસન લગાવી આપ્રમાણે યોગમાર્ગને સેવું છું.

**आदि गुरूका चेला होकर, मोहके कान फराउं,**
**धर्म शुक्ल दोय मुद्रा सोहे, करुणा नाद बजाउं रे, वाहाला. ।।ता०।।२।।**

ભાવાર્થઃ—ધર્મની આદિ કરવાથી સર્વે તીર્થંકરો આદિકર–તે તે તીર્થની અપેક્ષાએ–મનાય છે, તેથી नमुथ्थुणंसूत्रમાં आइगराणं એવો પાઠ સર્વ તીર્થંકરને સાધારણપણે લાગુ પડે એવા વિશેષણરૂપે મૂકયો છે. તીર્થંકરો આદિકર છે; તેઓ તીર્થંકર ગણાય છે અને ગુરૂઓની પરંપરાની અપેક્ષાએ તે ગુરૂ પણ ગણી શકાય છે. તેઓની આજ્ઞા માનીને મોહના કાન ફાડીશ, અર્થાત્ મોહનો નાશ કરીશ. (વ્યવહારની અપેક્ષાએ દીક્ષા આપનાર ગુરૂ ગણાય છે. આ આધ્યાત્મિક પદ છે તેથી અધ્યાત્મ નયની અપેક્ષાએ ભિન્ન અર્થ કરવામાં આવે તો તેથી વ્યવહાર ધર્મ ઉત્થાપનની આશંકા કરવી નહીં, કારણ કે વ્યવહારનયની અપેક્ષાએ વ્યવહાર ગુરૂ સત્ય છે અને નિશ્ચયનયની અપેક્ષાએ નિશ્ચય ગુરૂ સત્ય છે.) સર્વ ગુણોની આદિમાં સમ્યકત્વ ગુણ ઉત્પન્ન થાય છે. સમ્યકત્વના દેનાર ગુરૂ આદ્યગુરૂ ગણાય છે, તેમની આજ્ઞામાં રહીને કર્મનો નાશ કરીશ. સર્વ ગુણોમાં સત્યાસત્યનો નિર્ણય કરનાર વિવેક ગુણ ઉત્પન્ન થાય છે, તે વિવેકગુણવડે સર્વે ધર્મકાર્યો કરી શકાય છે, માટે તે પણ આદ્યગુરૂ નિશ્ચયથી ગણાય છે; તેમ યોગીઓના ગુરૂ આદિનાથ ગણાય છે. મત્સ્યેન્દ્ર, ગોરખ, વગેરે યોગીઓ પોતાના ગુરૂ તરીકે આદિનાથને માને છે. જૈનશાસ્ત્રમાં ઋષભદેવને આદિનાથ કહે છે, યોગીઓના ગુરૂ આદિનાથ છે અને તે અષ્ટાદશ દોષરહિત આદિનાથ તે શ્રીઋષભદેવ સ્વામી છે, માટે તે પણ પૂર્વોક્ત અપેક્ષાએ ગુરૂ છે; તેમનો આજ્ઞાધારકરૂપ શિષ્ય બનીને, મોહમહામલ્લના કાન ફાડીશ. ધર્મ અને શુકલ ધ્યાનરૂપ બે મુદ્રાને બે કર્ણમાં ધારણ કરવાથી બે કાન શોભે છે, કરૂણારૂપ શૃંગનાદ બજાવવાથી સર્વ મનુષ્યોના હૃદયમાં દયાભાવને ઉત્પન્ન કરાય છે, કારૂણ્યભાવનારૂપ નાદવડે આત્માની દયાવૃત્તિ ખીલે છે અને પરમાત્મદેવની અન્તરમાં પ્રસન્નતા

પ્રગટે છે, અર્થાત્ આત્મા તે પરમાત્મારૂપે બને છે; માટે હું આવી યોગની દશાને ધારણ કરવા ઇચ્છુંછું.

**इहविध योग सिंहासन बैठा, मुगति पुरीकुं ध्याऊं रे;**
**आनन्दघन देवेन्द्रसें जोगी, बहुर न कलिमें आउं रे, वाहाला ता. ॥४॥**

ભાવાર્થઃ—આપ્રમાણે યોગસિંહાસનપર બેસીને હું મુક્તિપુરીનું ધ્યાન ધરૂંછું. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ, એ યોગનાં આઠ અંગ ગણાય છે. યોગસિંહાસનમાં બેસીને યોગનાં અંગ સેવ્યાથી અનેક પ્રકારની લબ્ધિઓ પ્રાપ્ત કરી શકાય છે. યોગનાં અંગ સમ્યગ્રીત્યા સેવવાથી અઠ્ઠાવીશ લબ્ધિઓ પૈકી અમુક લબ્ધિયોની પ્રાપ્તિ થાય છે. પંચમ આરામાં પણ કેટલીક લબ્ધિઓની પ્રાપ્ત થાય છે. શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યે યોગશાસ્ત્રમાં યોગનાં અંગોનું સારી રીતે વર્ણન કર્યું છે, તેમજ શ્રીહરિભદ્રસૂરિએ (ચૌદસો ચુમ્માલીશ ગ્રન્થ બનાવનાર પૂર્વાચાર્યે) યોગબિંદુમાં યોગનું બહુ સૂક્ષ્મ સ્વરૂપ વર્ણવ્યું છે. શ્રીહરિભદ્રસૂરિએ યોગદૃષ્ટિસમુચ્ચય ગ્રન્થમાં યોગની દૃષ્ટિઓ સારી રીતે વર્ણવી છે. શ્રીમદ્ચિદાનન્દજીએ ચિદાનન્દ સ્વરોદયમાં યોગનું સ્પષ્ટરીત્યા સ્વરૂપ વર્ણવ્યું છે. આનન્દનો ઘન એવો આત્મા કહે છે કે, દેવેન્દ્રની પેઠે હું યોગસિંહાસનારૂઢ થઈને બહુવાર કલિયુગમાં ન આવું એવી સ્થિતિને પ્રાપ્ત કરૂં; એવી શ્રીમદ્ આનન્દઘનજી યોગદશાની અભિલાષા ધરાવે છે. યોગદશાના વર્ણનવાળું નીચેનું પદ પણ વિચારીને યોગમાં પ્રવૃત્તિ કરવી જોઈએ.

**योग पद.**

मनमोह्या जंगलकेरी हरणीने ए राग.

**जोगी थइने अलख हुं जगावुं रे, सोऽहंसोऽहंपरमप्रभुध्यावुं रे. जोगी०**
**उदासीनता कंथा पहेरूं, वैराग्यनी भभूति चोळावुं रे. जोगी० ॥१॥**
**दयाभावनी चाखडीओ धरूं, शीलव्रतनो लंगोट लगाउं रे. जोगी० ॥२॥**
**सर्वत्यागरूप शीर्ष मुंडावुं, प्रभुधारणा खप्पर धराउं रे. जोगी० ॥ ३ ॥**
**ध्यानदंडने प्रेमे धारूं, पवनपावडी उपयोग लावुं रे. जोगी० ॥४॥**
**अन्तर आत्मप्रदेशे विचरूं, दयागंगमां स्नाने सुहाउं रे. जोगी० ॥५॥**
**अस्तिनास्तिमय परब्रह्ममां, ब्रह्मांड आखुं हुं समाउं रे. जोगी० ॥६॥**
**अनुभवअमृतभिक्षा मागुं, हुंतो धूणी संयमनी जगाउं रे. जोगी० ॥७॥**

अन्तरआतमपरमातमनी, ऐक्यभावना भांग घुंटावुंरे. जोगी० ॥८॥
मनप्यालामां भरीनेपीतां, देखुं उलटी आंखे सुखपावुंरे. जोगी० ॥९॥
"बुद्धिसागर"योगमहोदय, पामी निश्चय निर्भयथाउंरे. जोगी० ॥१०॥

યોગદશાની ભાવના જ્ઞાનિપુરૂષોજ ધારણ કરે છે. યોગનાં ખરેખર અંગો ધારણ કરવાની ભાવના શ્રીમદ્ આનંદઘનજી ભાવે છે.

## पद ३८.

( राग मारू. )

मनसा नट नागरसूं जोरी हो. म०
नट नागरसूं जोरी सखी हम, और सबनसों तोरी हो. ॥ म० ॥ १ ॥

ભાવાર્થ.—શુદ્ધ ચેતના કહે છે કે, હે સમતા સખી! મેં તો મારા ચેતન સ્વામીના સંબન્ધનીજ એકાન્તે ઇચ્છા ધારણ કરી, મેં મારા શુદ્ધ ચેતન સ્વામિની સાથે પ્રીતિ બાંધી છે. મારા મનમાં તેનો દૃઢ નિશ્ચય થયો છે, નટનાગર અર્થાત્ નાગરીકોમાં નટ જેમ ચતુર હોય છે, તે જેમ અનેક પ્રકારના ખેલ ખેલે છે, તેમ મારો નટનાગર એવો આત્મા અનેક પ્રકારના ખેલ ખેલે છે. મેં મારા શુદ્ધ ચેતન પરમદેવની સાથે પ્રીતિ જોડી છે અને અન્ય જડ પદાર્થોની પ્રીતિ હે સખી! મેં તોડી છે, કેમકે સાંસારિક પદાર્થોમાં સુખ બુદ્ધિ ધારણ કરીને અદ્યાપિપર્યંત મેં તે પદાર્થોમાં અત્યંત રાગ ધારણ કર્યો, જડ પદાર્થોમાં ઈષ્ટ બુદ્ધિ ધારણ કરીને અનેક જીવોની સાથે કલેશ કર્યો, જડ પદાર્થોમાં રાગ ધારણ કરીને અનેક જીવોના પ્રાણો-નો મેં નાશ કર્યો, સુવર્ણ, રૂપું, મોતી, હીરા, ઘરબાર, વસ્ત્ર અને પાત્ર, આદિ જડ પદાર્થોની પ્રાપ્તિમાટે અનેક મનુષ્યોનું દાસત્વ કર્યું, જેની અંદરના જીવો પોતાનો પ્રાણ ત્યાગ કરીને ગયા છે એવા મોતિ વગેરેના હાર ધારણ કર્યા અને તેમાં આસક્તતા ધારણ કરી, પણ અંશમાત્ર સુખ મળ્યું નહીં, ક્ષણિક ધનરૂપ માનેલા પદાર્થો જ્યાંના ત્યાં પડતા રહ્યા, કોઈપણ પદાર્થ પરભવમાં સાથે આવ્યા નહીં. આશ્ચર્ય છે કે, ધનાદિક પદાર્થોમાટે મનુષ્ય રૂવે છે, પણ મનુષ્યો માટે ધનાદિક જડ પદાર્થો રોતા નથી. ધનાદિક માટે મનુષ્યો પ્રાણ ખુવે છે, પણ મનુષ્યોમાટે ધનાદિક પદાર્થો હર્ષ શોક બેમાતું કશું કાંઈ કરતા નથી, એમ મને અનુભવ નિશ્ચયતઃ થયો છે, તેથી સર્વ પદાર્થોપર થતા પ્રીતિના સંબ-ન્ધને તોડી નાખ્યો અને તેથી કોઈપણ જડ પદાર્થની હવે ઇચ્છા કે

મમતા થતી નથી; હવે ફક્ત એક શુદ્ધ ચેતનપર દૃઢ પ્રીતિ ઉપજી છે. મારા ચેતન સ્વામી છે તેજ સુખના સાગર છે, એમ અનુભવ થયો છે.

**लोक लाजसूं नाहीं काज, कुल मरयादा छोरी हो;**
**लोक बटाउं हसो बिरानो, अपनो कहत न कोरी हो. ॥ म० ॥ २ ॥**

ભાવાર્થ:—શુદ્ધચેતના કહે છે કે, હે સમતા સખી ! હવે લોક-લજ્જાનું અંશમાત્ર પણ કાજ (કાર્ય) નથી, લોકની લાજ રાખીને કયાંસુધી બેશી રહેવું ? કેમકે લોકની લાજ રાખવામાં આવે છે તો, આત્મ-સ્વામિની પ્રીતિનો સંબન્ધ પરિપૂર્ણ ભજવી શકાતો નથી. હવે મારે અને દુનિયાને મેળ આવે તેમ જણાતું નથી. મારે આત્મસ્વામિનીસાથે પ્રીતિ છે, ત્યારે લોકોની દુનિયાના જડ પદાર્થોનીસાથે પ્રીતિ છે. મારે સહજ સુખ ધારણ કરવા ઇચ્છા છે, દુનિયા તો કૃત્રિમ સુખમાં રાચીમાચી રહી છે. મને સત્સ્વરૂપમાં રમણતાની લય લાગી છે, લોક તો અસત્‌માં લય લગાડે છે. હું નિર્મલ થવા પ્રયત્ન કરૂંછું, દુનિયા મલીનતાની વૃદ્ધિમાં ઘસડાતી જાય છે. મારે અન્તરદૃષ્ટિથી અન્તરનું સામ્રાજ્ય નિરખવાનું છે, દુનિયા બાહ્યદૃષ્ટિથી બાહ્યસામ્રાજ્ય નિરખે છે. મારી દૃષ્ટિ લોકથી વિરૂદ્ધ છે અને લોકનું વર્તન મને વિરૂદ્ધ લાગે છે; દબાઈ દબાઈને લોકની દૃષ્ટિ પ્રમાણે બાહ્યથી આજ સુધી વર્તન ચલાવ્યું પણ હવે અન્તરથી લોક વિરૂદ્ધ મારૂં મન કાર્ય કર્યાં કરે છે. જે લોકને ઈષ્ટ નથી, તેને હું ઈષ્ટ ગણું છું, માટે એવું પરસ્પર વિરૂદ્ધકાર્ય તજીને મેં તો સર્વ સંગનો પરિત્યાગ કરી, મારા આત્મસ્વામિનીસાથે પ્રીતિ જોડી અને લોક-લજ્જાનો ત્યાગ કર્યો, તેમજ અનાદિકાળથી પરભાવ સંબન્ધ વર્તનરૂપ કુળમર્યાદાને છોડી છે, અર્થાત્ મારા ચેતનસ્વામિની પ્રીતિ રમણતામાં વિઘ્ન કરનારી કુળમર્યાદાથી કંઈ પણ સુખ પ્રાપ્ત થવાનું નથી એવું જાણી મેં સત્ય આત્મસ્વામિના પ્રેમનો માર્ગ પકડયો છે. મારાથી અ સંબન્ધી એવા સાંસારિક માર્ગમાં ગમન કરનારા અને મુક્તિમાર્ગ તરફ અરૂચિ ધારણ કરનારા લોક હસો, ગમે તે બોલો, મારી મસ્કરી કરો, તો પણ હવે હું પાછી હઠવાની નથી. હું જાણુંછું કે દુનિયા પારકી વાત કરવામાં શૂરી પૂરી હોય છે, પારકાની વાત કરવામાં રાત્રી અને દીવસ ગાળેછે, પણ દુનિયા પોતાના સ્વાર્થની વાત કોઈની આગળ જરામાત્ર પણ કહેતી નથી, અર્થાત્ પારકાને સર્વે કહેવા દોડે છે, પણ પોતાની વાત કહેતાં અચકાય છે. આવી દુનિયા ગમે તે ધારે પણ મારે આત્મસ્વામિના પ્રેમથી છુટું પડવાનું નથી.

मात तात अरू सज्जन जाति, वात करत है भोरी हो;
चाखे रस क्युं करी छूटे, सुरिजन सुरिजन टोरी हो. ॥ म० ॥ ३ ॥

ભાવાર્થ:—શુદ્ધચેતના કહે છે કે, મારી માતા તથા પિતા અને સ્વજન જાતિ, મને બાહ્ય જડપદાર્થોમાં લલચાવી સંસારમાં રાખવાનેમાટે ભોળી ભોળી વાતો કરેછે, અર્થાત્ નાનાં બાળકને સમજાવવા જેવી વાતો કરે છે. તેઓ એમ જાણે છે કે, શુદ્ધચેતનાને આપણે બાહ્ય દુનિયાના ખેલોમાં લલચાવી આપણા સંબન્ધમાં રાખીશું, પણ હું તો સર્વ પ્રકારની વાતોને અવબોધુંછું, તેથી બાહ્ય જડ પદાર્થોમાં રાગ અને દ્વેષ ધારણ કરીને ફસાઈ જાઉં તેમ સ્વપ્નમાં પણ કોઈએ આશા રાખવી નહીં. જડ પદાર્થો વર્ણ, ગંધ, રસ અને સ્પર્શવાળા છે, જડ પદાર્થોમાં ત્રણ કાલ જડતા વ્યાપી રહી છે. પુદ્ગલ દ્રવ્યના અનેક પ્રકારના પર્યાયો થયા કરે છે. શરીર, વાણી અને મનના પુદ્ગલ સ્કંધો પણ અનેક આકારોને ધારણ કરે છે અને પાંચ ઇન્દ્રિયોદ્વારા ગ્રાહ્ય જડ પદાર્થો અનેક પ્રકારના આકારોને ભવિષ્ય કાલમાં ધારણ કરશે, તેવા જડ પદાર્થોને અનન્ત કાળપર્યંત અનુભવ્યા, ચાખ્યા, પણ તેનાથી નિત્ય સુખની ગંધ પણ આવી નહીં, પણ મારા ચેતન સ્વામિના પરિચયમાં હું જેમ જેમ આવવા લાગી તેમ તેમ, હું કંઈક નિત્ય સુખની ઝાંખી અનુભવવા લાગી. અસંખ્યાત પ્રદેશી એવા ચેતન સ્વામિનો અનુભવ જેમ જેમ વધતો ગયો તેમ તેમ, મારા હૃદયમાં આનન્દનો સાગર પ્રગટવા લાગ્યો. મારા આત્મસ્વામિસાથે સ્થિરોપયોગે સ્થિર થઇ ત્યારે, અનન્ત સુખની ઝાંખીનો સાક્ષાત્કાર થયો. અર્થાત્ અપૂર્વ આનન્દરસનો સ્વાદ અનુભવવા લાગી. હવે મેં આનન્દરૂપ અમૃત રસ ચાખ્યો છે. સન્તજનોનાં ટોળેટોળાં મળીને જે આનન્દ અમૃતને આસ્વાદે છે, તેવો આનન્દરસ-અમૃતરસ મેં શુદ્ધ ચેતનની સંગતિથી આસ્વાદ્યો છે. કરોડો દેવતાઓ છોડાવવા આવે તો પણ, હવે મારા પતિનો સંગ છૂટે નહીં. હવે તો મારા શુદ્ધચેતન પતિના સમાગમમાં સદાકાલ લયલીન રહેવાની.

औरहनो कहा कहावत औरपें, नाही कीनी चोरी हो;
काछकछ्यो सो नाचत निवहे, और चाचर चर फोरी हो.॥ म० ॥ ४॥

ભાવાર્થ:—શુદ્ધચેતના કહે છે કે, હે સમતાસખી! અન્યની વાત અન્યને શા માટે બીજાની પાસે કહેવરાવવી જોઈએ? તેમ મારી વાત

અન્યોને હું શા માટે કહું ? કેમકે મારા હૃદયમાં જેવો અનુભવ પ્રગટ્યો છે, તેવો અનુભવ અન્યોના હૃદયમાં જ્યાંસુધી પ્રકટ્યો નથી, ત્યાંસુધી તેઓ મારી વાતને અન્તઃકરણથી સ્વીકારી શકે નહીં, પણ જે સત્ય છે તે ગગનમાં ચઢીને ગાજે છે. સત્ય ગમે ત્યાં ગમે તેવા પ્રસંગે સત્ય તરીકે ભાસ્યાવિના રહેતું નથી, અસત્યના ઢગલાઓમાં પણ સત્યનો અણુ-પ્રકાશ કર્યાવિના રહેવાનો નથી. ઘુવડો સૂર્યને ન દેખે તેમાં કંઈ સમ ખાવાની જરૂર નથી. સાકર ખાવાથી ગળી લાગે, પણ જેણે સાકરને ખાધી નથી તે ગળી ન માને, તેથી કંઈ સમ ખાવાની જરૂર રહેતી નથી. મેં જે મારા ચેતનસ્વામિનો સંબન્ધ કર્યો છે, તેમાં કોઈની મેં ચોરી કરી નથી. સ્વામી બે પ્રકારના છે, દ્રવ્ય સ્વામી અને દ્વિતીય ભાવસ્વામી. અન્ય શરીરધારી જીવને અન્યજીવ સ્વામી તરીકે કલ્પે છે; સ્ત્રીઓ પુરૂષોને જગત્ વ્યવહારમાં સ્વામીતરીકે કલ્પે છે, પણ તેવા પ્રકારના સ્વામિનો તો ક્ષણિક સંબન્ધ ટળી જાય છે. દ્રવ્ય સ્વામીઓ તરીકે અનેક જીવો થયા, પણ તેથી નિત્ય સુખ પ્રાપ્ત થયું નહીં. દ્રવ્યસ્વામિઓને શરીરસંબન્ધથી ધારણ કરવામાં આવે છે, સંસારમાં અનેક જીવો દ્રવ્યસ્વામિઓના સંબન્ધ કલ્પીને અન્તે નિરાશ થયા; એકેક જીવની સાથે અનેકવાર દ્રવ્યસ્વામિના સંબન્ધોને ધારણ કર્યા, પણ સ્વપ્નના સ્વામિની પેઠે ક્ષણિક સ્વામિની બાજી, સત્ય સુખ આપવા સમર્થ થઈ નહીં. શુદ્ધચેતના કહે છે કે, આત્મારૂપ સ્વામી તે ભાવસ્વામી ગણાય છે, આત્મસ્વામિનો સંબન્ધ નિત્ય સહજ સુખ અર્પે છે, માટે મેં તો આત્મસ્વામિની સાથે સંબન્ધ જોડ્યો તે કદાપિ કાળે છોડવાની નથી. કાછ કછ્યો તે નાચીને નિભાવવો જોઈએ; અર્થાત્ લીધેલો વેષ ભજવવો જોઇએ, ચાચરની ચર અર્થાત્ ચઉટાના લોકોની ચરને (વાતને) મેં ફોડી નાખી, અર્થાત્ દુનિયા શું કહેશે તે મારે જોવાનું નથી, મારે તો મારા શુદ્ધ ચેતનસ્વામીના સંબન્ધમાં લયલીન થવાનું છે.

**ग्यान सिंधू मथित पाई, प्रेम पीयूष कटोरी हो;**
**मोदत आनन्दघन प्रभु शशिधर, देखत दृष्टि चकोरी हो. ॥म०॥५॥**

ભાવાર્થઃ—શુદ્ધચેતના કહે છે કે, હે સમતા સખી ! મેં જ્ઞાનસિંધુનું મથન કર્યું અને તેમાંથી પ્રેમામૃતને કાઢી તેની કટોરી ભરી અને આનન્દઘનસ્વામીરૂપ ચંદ્રમાને દેખી દષ્ટિરૂપ ચકોરી પ્રમુદિત થઈ અને તે પ્રેમામૃત કટોરીનું પાન કરવા લાગી. તાત્પર્યાર્થ કે શ્રુતજ્ઞાનરૂપ સિન્ધુનું મથન કર્યું ત્યારે, તેના સારમાં ગ્રહણ કર્યું કે આત્મામાં રમણતા કરવી, સર્વ જડ વસ્તુઓનો પ્રેમ અસત્ય છે, આત્માના ઉપર પ્રેમ ધારણ કરવાથી

બાહ્ય વસ્તુઓનો પ્રેમ છૂટે છે અને આત્મામાં આનન્દ અમૃતરસની ખુમારી પ્રગટે છે. જગત્માં આત્માવિના કોઈપણ વસ્તુપર પ્રેમ કરવો ઉચિત જણાતો નથી, કેમકે જડવસ્તુઓના પ્રેમથી ઉલટું પ્રાન્તે દુઃખ પ્રગટે છે, માટે આત્માપર પ્રેમ ધારણ કરવો તેજ ખરેખર ઉચિત છે. શુદ્ધ ચેતનની દૃષ્ટિરૂપ ચકોરી તે આનન્દઘન એવા ચન્દ્રને દેખી અત્યંત હર્ષ ધરે છે. શુદ્ધચેતનાની દૃષ્ટિ ખરેખર ક્ષણે ક્ષણે આત્મામાં લાગી રહી છે. ચકોરી ચંદ્રના સામી દૃષ્ટિ ધારણ કરીને અમૃત પાન કરે છે, તેમ શુદ્ધચેતના પણ આત્માને દેખીને આનન્દરૂપ અમૃતનું પાન કરે છે. શુદ્ધચેતના પોતાના આત્મપતિનું સ્વરૂપ નિહાળે છે, અનુભવે છે અને ક્ષણે ક્ષણે અનન્ત કર્મની નિર્જરા કરે છે. શુદ્ધ ચેતના નવીન કર્મ આવવા દેતી નથી અને પ્રાચીન કર્મનું પરિશાટન કરે છે. શુદ્ધચેતના પોતાના આત્મસ્વામીના અસંખ્યાત પ્રદેશોમાં વાસ કરીને સ્વામીના અંગને નિર્મલ કરે છે. પોતાના સ્વામિની મલીનતા ટાળીને બારમા ગુણસ્થાનકના અન્તે તેમને શુદ્ધ, બુદ્ધ, પરમાત્મા બનાવે છે. સાદિ અનંત કાળપર્યંત ક્ષાયિક ભાવે શુદ્ધચેતના આત્મપ્રભુની સાથે સિદ્ધસ્થાનમાં રહે છે; એમ શ્રીઆનન્દઘનજી પોતાના ઉદ્દગારોથી જણાવે છે.

## પદ ૩૯.

( राग जय जयवंती )

**तरसकी जइ दइ को दइकी सवारीरी,**
**तिक्षण कटाक्ष छटा लागत कटारीरी. ॥ तर० ॥ १ ॥**

ભાવાર્થઃ—શુદ્ધચેતના કહે છે કે, હે સમતા સખી! મારા શુદ્ધચેતનપતિ મારા ઘેર આવતા નથી, પણ કુમતિ, મમતા અને તૃષ્ણા વગેરેને ત્યાં વારંવાર જાય છે અને અશુદ્ધ પરિણતિના ઘેર પડી રહે છે. મારા પતિ મારૂં કહેવું કંઈ પણ હીસાબમાં ગણતા નથી. મારા ચેતનસ્વામી પોતાનું શુદ્ધસ્વરૂપ ગાઢ નિદ્રામાં ઉંઘી ગયેલાની પેઠે ભૂલી ગયા છે. હે સમતા સખી! હું સ્વામિ વિરહરૂપ તૃષાથી જ્વલી જાઉં છું. ગરીબના ઉપર વળી દૈવની સ્વારી ચઢી આવે છે, તેમ કર્મ પણ એવું ઉદયમાં આવ્યું છે કે, તે મારા સ્વામીને મારા ઘર પ્રતિ આવતાં વારે છે; મારા ચેતન પતિની બુદ્ધિમાં ફેરફાર કરે છે. દગ્ધ થયા ઉપર જેમ ડામ લગાવવો તેના જેવી મારી અવસ્થા થઈ છે. કર્મની સ્વારીએ મારા ઉપર ઘેરો ઘાલ્યો છે, અર્થાત્ મને ચારે તરફથી પીડે છે. મારી શુદ્ધતાને હરી લીધી હોય તેવું

છાયો છ—

થયું છે. હે સખી! તીક્ષ્ણ કટાક્ષની છટા, મને સ્વામિના વિયોગે હૃદયમાં કટારી મારી હોય અને જેવું દુઃખ થાય, તેવું દુઃખ ઉત્પન્ન કરે છે. સ્વામિના પ્રેમવિના સુખનાં કારણો પણ મને દુઃખરૂપે પરિણમ્યાં છે. સંતોષ, વૈરાગ્ય, વિનય અને વિવેક, વગેરે મારા સ્વામિના મિત્રો પણ મને શાન્તિ આપવા સમર્થ થતા નથી. હવે હું શું કરૂં? હે સમતા સખી! મન વચન અને કાયાએ હું મારા સ્વામિની આજ્ઞા ઉઠાવવા તત્પર થઈ છું, તેમ મારામાં જે કંઈ ભૂલ આવી હોય તો, મારા સ્વામિની આજ્ઞા પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવા તૈયાર થઈ છું. હે સમતા સખી! હવે તો તું મારા સ્વામિને સમજાવીને મારા ઘેર લાવ! કારણ કે પ્રમત્તદશા ટાળીને અપ્રમત્તદશાવડે મારા સ્વામિની આજ્ઞા ઉઠાવવા હું તત્પર બની છું. મારા સ્વામી મારા સ્થિરતારૂપ ઘરમાં આવ્યાવિના મને કોઈ પણ રીતે ચેન પડનાર નથી. અનન્ત ગુણોની અસ્તિતા અને અનન્તગુણોની નાસ્તિતારૂપ ધર્મ મારા સ્વામીમાં રહ્યો છે. મારો આત્મસ્વામી વ્યવહારનયવડે અનેકરૂપ છે અને નિશ્ચયનયવડે એકરૂપ છે.

**सायक लायक नायक, प्रानको पहारीरी,**

**काजर काज न लाज वाज, न कहुं वारीरी. ॥ तर० ॥ २ ॥**

**ભાવાર્થ:**—શુદ્ધચેતના કહે છે કે, હે સમતાસખી! મારો આત્મનાથ આવા પ્રસંગે મારી આશાને પૂર્ણ કરતો નથી, તેથી તે બાણસમાન લાગે છે, હૃદયમાં લાગેલું બાણ જેમ પ્રાણનો અપહાર કરે છે, તેમ મારો શુદ્ધ ચેતન સ્વામી પણ આવા ટાણે મને મળતો નથી, તેથી બાણની પેઠે પ્રાણાપહારક બન્યો છે. હવે મને કાજળનું પ્રયોજન જણાતું નથી; કાજળનું કાર્ય સુખાવસ્થામાં હોય છે. હવે લાજની પણ જરૂર નથી. હે સમતા સખી! સ્વામિને મળવાની અત્યંત ઇચ્છા ઉત્પન્ન થઈ છે. જ્યાં ત્યાં મને સ્વામિનું જ મનન થાય છે. ચતુર્થ ગુણસ્થાનકથી ચેતનાની શુદ્ધિ થતી જાય છે. ચોથા ગુણઠાણા કરતાં પાંચમા ગુણસ્થાનકમાં ચેતનાની અનન્ત ગુણી વિશેષ શુદ્ધિ થતી જાય છે. પાંચમા ગુણસ્થાન કરતાં છઠ્ઠા ગુણસ્થાનકમાં ચેતનાની અનન્ત ગુણી વિશેષ શુદ્ધિ થતી જાય છે. છઠ્ઠા ગુણઠાણા કરતાં સાતમામાં ચેતનાની અનન્ત ગુણી વિશેષ શુદ્ધિ થાય છે, એમ ઉપર ઉપરના ગુણસ્થાનકમાં ચેતનાની વિશેષ પ્રકારે શુદ્ધિ થતી જાય છે. ચેતના પોતાના આત્મસ્વામીનું વારંવાર સ્વરૂપ વિચાર્યા કરે છે. આઠમા ગુણઠાણાથી ક્ષપકશ્રેણિનો તથા શુક્લ ધ્યાનનો આરંભ થાય છે. શુક્લ ધ્યાનમાં શુદ્ધચેતના પોતાના

ચેતન સ્વામીના સાથે એકતાનો અનુભવ કરે છે, તોપણ તેરમા ગુણ-સ્થાનકની પ્રાપ્તિ વિના પોતાના ચેતન સ્વામિને સાક્ષાત્પણે મળી શકતી નથી, તેમ પોતાના ચેતન સ્વામિને સાક્ષાત્પણે પ્રાપ્ત કર્યા વિના ચેતના ઠરીને ઠામ બેસી શકતી નથી. પોતાના સ્વામિનો સાક્ષાત્ સંબન્ધ થયા વિના ચેતનાના ઉપર્યુક્ત ઉદ્ગારો નીકળેછે. મોહનીયકર્મના ઉદયથી ચેતન ઉપરના ગુણસ્થાનકમાં ચઢીને પાછા પડી જાય છે, તેથી તેમનો વિરહ થવાથી ચેતનાની આવી દશા થઈ છે, એમ ચેતના પોતાના ઉદ્ગારોને જણાવે છે.

**मोहनी मोहन ठग्यो, जगत ठगारीरी;**
**दीजिये आनन्दघन, दाह हमारीरी. ॥ तर० ॥ ३ ॥**

ભાવાર્થઃ—શુદ્ધચેતના કહે છે કે, હે સમતાસખી! મોહ પમાડ-નારા એવા મારા ચેતન સ્વામીને, ઠગારી એવી મોહિનીએ ઠગ્યો છે. મોહિની સર્વ જીવોને જડ વસ્તુઓમાં મુંઝાવીને પોતાના કબજામાં રાખે છે. ત્રણ ભુવનમાં મોહિનીનું જોર વ્યાપી રહ્યું છે. મોટા મોટા મુનિયોને પણ મોહિની હેઠળ પાડે છે. મોહિની સર્વ જગત્ને ઠગે છે. દુનિયા આંધળી થઈને મોહિનીના પાશમાં ફસાઈ જાય છે. રણસંગ્રામમાં કરોડો મનુષ્યોનો નાશ કરનારા એવા યોદ્ધાઓ પણ, મોહિનીના દાસ બનીને મોહિનીને પગે લાગે છે. જગત્ના લોકો મોહિનીના પાશમાં ફ-સાઈ જઈને પોતાનું શુદ્ધ સ્વરૂપ અવલોકવા સમર્થ બની શકતા નથી. મોહિનીના પેટમાં અજ્ઞાન જીવો કીડાની પેઠે પરભાવરૂપી વિષ્ઠા ચુંથી રહ્યા છે. જગત્ના લોકો દેખતી આંખે પણ આંધળાની પેઠે મોહિ-નીના સંગમાં સુખ માની પ્રાણનો પણ નાશ કરે છે. અનાદિ કાળથી લાગેલી એવી મોહિની પોતાનું સમગ્ર બળ વાપરીને જીવોને પુતળીની પેઠે પંચેન્દ્રિય વિષયનાટકમાં નચાવે છે. જગત્ની મોહિનીના પાશમાં ફસાએલા જીવો, જડયંત્રની પેઠે ઉઠે છે, બેસે છે, ખાય છે અને પીએછે. મોહિનીના તાબામાં જગત્ના સર્વ જીવો છે, તેનામાં એવી ઇંદ્રજાળ શક્તિ છે કે, લોકો સત્યને અસત્ય કરી માને છે અને અસત્યને સત્ય-તરીકે માને છે. હે આનન્દઘન ચેતન સ્વામી! આપ હવે મોહિનીની માયાજાળને તોડી નાખો અને મારા હૃદયમાં આપના પરોક્ષપણાથી વિયોગરૂપ દાહ ઉત્પન્ન થયો છે માટે, પુષ્કરાવર્ત મેઘસમાન એવું આ-પનું દર્શન ધો, કે જેથી મારા હૃદયનો દાહ શાન્ત થાય અને આનન્દની છાયા છવાઈ જાય; એમ શ્રી આનંદઘનજી કહે છે.

पद. ४०.

( राग आशावरी. )

मीठडो लागे कंतडोने, खाटो लागे लोक;
कंत विहुणी गोठडी, ते रणमांहे पोक. ॥ मी० ॥ १ ॥

ભાવાર્થઃ—સમતા પોતાની શ્રદ્ધા સખીને કહે છે કે, હે શ્રદ્ધા સખી! મને તો મારો આત્મસ્વામી પ્રિય લાગે છે અને લોક ખાટો અર્થાત્ અરૂચિકર લાગે છે. દુનિયાદારીમાં હવે મને બીલકુલ ગમતું નથી–दुनिया छे दीवानी रे, तेमां शुं तुं चित्त धरे, जोने जरा जागी रे, मायामां मुंझी शाने मरे. घडीमां सारो घडीमां खोटो दुनिया बोले बोल, सारा ने खोटो कोइ कहेवे कोण करे तसतोल; समजीने सहु सहेवुं रे करशे जेवुं तेवुं भरे. ॥ दुनिया० ॥१॥ दुनिया जीती नहि जीताशे तेमां राखे चित्त, जशअपयशमां मन जो वर्ते तो नहि थाय पवित्र, जगत भान भूले रे कारज सहु सहेजे सरे. ॥ दुनिया० ॥ દુનિયાના કોઈ પણ સ્થાનમાં જરા માત્ર શાન્તિ નથી. દુનિયાનો પ્રવાહ જુદાજ પ્રકારનો છે. દુનિયાની રીતિપ્રમાણે ચાલીને કોઈ મનુષ્ય પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરી શકતો નથી. રાગ અને દ્વેષાદિના યોગે દુનિયા સદા કાલ ચાલ્યા કરે છે. આકાશ અને પાતાળમાં જેટલો ફેર છે, તેટલો આત્મા અને લોકમાં ફેર છે. અનાદિકાળથી લોકપ્રવાહ પતિત જીવો કદી સુખ પામી ઠર્યા હોય એમ લાગતું નથી. લોકની એક કહેણી અને એક રહેણી કદી થઈ નથી અને થવાની નથી. દુનિયાએ કોઈનો એક સરખો યશ પણ ગાયો નથી અને દુનિયાએ કોઈનો એક સરખો અપયશ પણ ગાયો નથી. દુનિયામાં ચિત્ત રાખવાથી કોઈએ સદાકાળની શાન્તિ લીધી નથી અને કોઈ લેવાનો નથી, માટે લોકની વાત હવે મને રૂચતી નથી. મારા શુદ્ધ ચેતન સ્વામી વિનાની ગોષ્ટી તે હવે મને રણમાં પોક મૂકવા બરાબર લાગે છે, અર્થાત્ રણમાં મોટી પોક મૂકીને રૂદન કરવાથી કંઈ વળતું નથી, તેમ લોકની સાથે ગોઠડી કરવાથી કંઈ પણ સુખ જણાતું નથી; મને તો મારા શુદ્ધ ચેતનની ગોષ્ટીમાં સર્વ પ્રકારનું સુખ છે, એમ નિશ્ચય થયો છે.

कंतडाने कामण, लोकडामें शोक;
एक ठामे केम रहे, दूध [1]कांजी थोक. ॥ मी० ॥ २ ॥

ભાવાર્થઃ—મારા શુદ્ધ ચેતનરૂપ કાંતમાં, એવી કંઈ આકર્ષણ શક્તિ

---

૧ ચરોતર દેશમાં છાશની આશને કાંજી કહેવામાં આવે છે, તે કાંજી અને દુધનો મેળ મળતો નથી. કાંજીનો સામાન્ય અર્થ ખટાશવાળો પદાર્થ લેવો.

રહી છે કે, તેના સામું દેખવાથી જાણે કંઈ કામણ કર્યું હોય તેની પેઠે, હું તેનામાં લીન બની જાઉં છું અને તેથી આનન્દની છાયા છવાઈ જાય છે. મારા આત્મપતિના સ્વરૂપને નિરખતાંજ જે આનંદ થાય છે, તે આનન્દ વૈખરી વાણી કથી શકતી નથી. દુનિયામાં તો શોક જણાય છે. દુનિયા સામે દૃષ્ટિ કરૂં છું તો, જ્યાં ત્યાં સર્વ પ્રાણીઓને અનેક પ્રકારની ચિન્તારૂપ ચિતામાં બળતા દેખું છું. દુનિયા સામું દેખતાંજ શોકનું વાતાવરણ પ્રગટ થાય છે. દુનિયામાં જે ઈષ્ટ પદાર્થો મનની ક-લ્પનાના યોગે મનાય છે, તેનો વિયોગ થતાં શોક ઉત્પન્ન થાય છે. દુનિયામાં અનિષ્ટ પદાર્થોનો સંયોગ થતાં શોક પ્રગટી નીકળે છે. અનેક પ્રકારના રોગ થવાથી તથા તેનું સ્વરૂપ સાંભળવાથી પણ ભય અને શોક થાય છે. દુનિયામાં ભવિષ્યત્‌કાલ સંબન્ધી શોક થયા કરે છે. દુ-નિયામાં સર્વ જીવોની ભિન્ન ભિન્ન મતિ પ્રવર્તે છે, તેથી એક કાર્ય એકને સારૂં લાગે છે તો, તેજ કાર્ય અન્યને ખોટું લાગે છે. દુનિયામાં ગમે તેટલા ઉપાયો કરવામાં આવે છે તોપણ, શોક તો રહ્યા કરે છે. દુનિયાદારીને વળગતાં આત્મસ્વામી મળતા નથી, માટે આત્મસ્વામીને મળવા પ્રયત્ન કરવામાં આવે તો દુનિયાદારીનો ત્યાગ કરવો પડે છે. આત્મસ્વામીની સેવા અને દુનિયાદારીમાં પ્રવૃત્તિ, એ બે કાર્ય સાથે થતાં નથી. ભસવું અને આટો ફાકવો, એ બે સાથે થઈ શકતાં નથી, તેમ દુનિયાદારી અને આત્માની સેવા, એ બે સાથે રહી શકતાં નથી. જેમ દૂધ કાંજીનો થોક (સમૂહ) એ બે એક સ્થાનમાં રહી શકતાં નથી, તેમ મારા મનરૂપ સ્થાનમાં આત્મસેવા ભક્તિ અને દુનિયાદારી, એ બે એકી વખતે રહી શકતાં નથી.

**कंत विण चउगति, आणुं मानुं फोकः**
**उघराणी सिरड फिरड, नाणुं ते जे रोक. ॥ मी० ॥ ३ ॥**

**ભાવાર્થઃ**—સમતા કહે છે કે, હે શ્રદ્ધા સખી ! મારા આત્મસ્વામી-વિનાનું ચતુર્ગતિનું આણું મેં અનન્તવાર કર્યું અને કરાશે તો પણ તે મિથ્યા છે, મારા આત્મસ્વામિની પ્રાપ્તિવિના હું ગમે તે ગતિમાં ગમન કરૂં પણ તે મિથ્યા છે. આત્મસ્વામિવિના કોઈ પણ ગતિમાં જંપવારો નથી, ઉઘરાણી સિરડ ફિરડ અર્થાત્ દ્રવ્યપ્રાપ્તિના નિશ્ચયવાળી નથી. દ્રવ્ય મળે વા મળે પણ નહીં એવી ઉઘરાણીરૂપ કહેણી ધર્મ, તેવડે ધર્મની પ્રાપ્તિ થાય વા ન થાય, તેનો નિશ્ચય કહેવાય નહીં. આત્માની કથની કરવી, ધર્મ સંબન્ધી મોટી મોટી વાતો કરવી, પણ તે કથની

ઉઘરાણીના જેવી છે-कथनी कथे सहु कोई, रहेणी अति दुर्लभ होई, जब रहेनीका घर पावे, तब कथनी लेखे आवे ॥ કથની તો ઘણા કરે છે, પણ જ્ઞાનાદિ ગુણોવડે આત્માની ઉચ્ચ સદ્‌વર્તનરૂપ રહેણીને તો કોઈ વિરલા પામે છે. સદ્‌વર્તનની પ્રાપ્તિ થયાવિના કથની લેખે આવતી નથી. શુક, રામનું નામ જાણે છે, પણ તેનો પરમાર્થ જાણતો નથી. ષડત્રીશ પ્રકારની રસોઈની વાતો કરવામાં આવે તોપણ ખાધાવિના શું? નાનું બાળક રસોઈના ભેદનાં નામ જાણતો નથી તોપણ રસોઈ આસ્વાદીને તૃપ્તિ પામે છે. બંદીજન ભાટ ચારણ વગેરે યુદ્ધમાં કડખા ગાવે છે, પણ તેઓ લડાઈ-માંથી ભાગી જાય છે, શુરાઓજ મસ્તક કપાવે છે. कहणीतो जगत मजुरी रहणी है बंदी हजुरी, कहेणी साकरसम मीठी, रहणी अति लागे अनीठी ॥ કથની તો જગતની મજુરી સમાન છે અને રહેણી તે બંદી હજુરી છે. કથની તો સાકર સમાન મીઠી લાગે છે, પણ બોલ્યા પ્રમાણે વર્તવું તો અનિષ્ટ લાગે છે. શુષ્કજ્ઞાની બનીને મોટી મોટી શાસ્ત્રોની વાતો કર-વામાં આવે, તેમજ સભાઓમાં લાંબા લાંબા હાથ કરીને લાંબાં લચક ભાષણ કરવામાં આવે, તોપણ કંઈ રહેણી આવ્યા વિના આત્મ સ્વામિની પ્રાપ્તિ થતી નથી. શ્રાવકનાં વ્રત અને સાધુનાં વ્રત અંગીકાર કરીને આત્માના ગુણોનો પ્રકાશ કરવા માટે, આત્મ સ્વભાવમાં રમણતા કરી સદ્‌ગુણો પ્રાપ્ત કરવા, દુર્ગુણો ટાળવા, જ્ઞાન ધ્યાનની પ્રાપ્તિ કરવી અને આત્માના સદ્‌ગુણો ખીલવીને અંતે નિરૂપાધિક સુખ ભોગવવું. આત્મજ્ઞાનવડે આત્માની પ્રાપ્તિ માટે, અષ્ટાંગ યોગની સાધના કરવી તે, રોકડા નાણાની પેઠે રોકડો ધર્મ છે, અથવા તેજ આત્મસ્વામીની પ્રાપ્તિભૂત ધર્મ છે. પર ભવમાં અર્થાત્ દેવ લોકમાં વિષય સુખ ભોગ-વવા માટે જે કરવામાં આવે છે તે, ઉઘરાણી સમાન છે; માટે રોકડા નાણાની પેઠે આત્મસ્વામીની પ્રાપ્તિના ઉપયોગમાં વર્તવું; આત્માનું સહજ સુખ પ્રાપ્ત કરવા માટે, જ્ઞાન ધ્યાનમાં રમણતા કરવી એ રોકડો ધર્મ છે.

कंत विना मति मारी, अहवाडानी बोक;
धोकं[1] छुं आनन्दघन, अवरने टोकं, ॥ मी० ॥ ४ ॥

ભાવાર્થ:—સમતા પોતાની શ્રદ્ધાસખીને કહે છે કે, મારા શુદ્ધાત્મ સ્વામીને પ્રાપ્ત કર્યા વિનાની મારી મતિ અહવાડાની બોક જેટલી છે,

૧ ઢોક એવો પણ પાઠાન્તર છે. તેનો અર્થ એવો છે કે હું અવરને ધક્કો મારી ને કાઢી દઉં છું અને ચેતનને નમસ્કાર કરૂં છું.

અર્થાત્ બહુ ટુંકી છે. અહવાડાની બોકમાં થોડું જલ રહી શકે છે, તેમ અહવાડામાં પણ કુવાનું પાણી રેડવામાં આવે છે, તેથી અહવાડાનું જલ પણ ખુટી જાય છે, અર્થાત્ અહવાડાની બોકનું પાણી કયાં સુધી પહોંચી શકે? તે પ્રમાણે આત્મસ્વામીને પ્રાપ્ત થયા વિનાની, અર્થાત્ આત્માનું સ્વરૂપ જેના વડે પ્રાપ્ત થાય છે, એવા અનુભવ જ્ઞાન વિનાની મતિ તે અહવાડાની બોક પેઠે ટુંકી છે. આત્મા પ્રત્યક્ષપણે પ્રાપ્ત થતાં કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે. કેવલ જ્ઞાનવડે લોક અને અલોકનું એક સમયમાં જ્ઞાન થાય છે. જગત્ના સર્વ પદાર્થો શ્રી કેવલજ્ઞાનવડે એક સમયમાં ભાસે છે, આવા ક્ષાયિકભાવના કેવલજ્ઞાનનો પાર પામી શકાતો નથી. પરોક્ષપણે આત્માની પ્રાપ્તિરૂપ જે અનુભવ જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે અનુભવવિનાના જ્ઞાનના કરતાં ઉચ્ચ છે. જે બુદ્ધિવડે આત્માની પ્રાપ્તિ થઈ નથી, તે બુદ્ધિ ખરેખર અહવાડાની બોક પેઠે ટુંકી છે. આત્મા જેનાથી જણાય છે, એવી શ્રુતબુદ્ધિનો વા મતિનો પાર આવતો નથી. પાતાલી કુવાનું જલ જેમ ખુટતું નથી, તેમ આત્માના સ્વરૂપને પ્રાપ્ત થએલી બુદ્ધિનો પણ અન્ત આવતો નથી. પ્રતિદિન આત્મજ્ઞાનતો વૃદ્ધિ પામ્યા કરે છે; આત્મજ્ઞાનનો પાર પામી શકાતો નથી. બાહ્ય જડ વિદ્યાના મોટા મોટા પ્રોફેસરો બનો તોપણ, અગાધ જ્ઞાન ઉત્પન્ન થવાનું નથી. આત્મજ્ઞાન વિના વ્યાવહારિક જ્ઞાનથી કદી આત્મસ્વામિની પ્રાપ્તિ થવાની નથી. આત્માનું સમ્યક્ સ્વરૂપ ઓળખાય અને આત્મસ્વામિની પ્રાપ્તિ થાય, તેજ જ્ઞાનની આવશ્યક્તા છે; દુનિયાની બુદ્ધિયોની મારે જરૂર નથી. સમતા કહે છે કે, આનન્દનો સમૂહ જેમાં છે એવા આત્મસ્વામિ વિના અન્ય સર્વ અહિતકર, દુઃખકર, ઉપાધિકર, લાગે છે; એક ફક્ત આત્મસ્વામિ મને સુખકારી લાગે છે, માટે તેને હું નમું છું અને અવરને તરછોડુંછું, અર્થાત આત્મસ્વામી વિના સર્વ અહિતકર લાગે છે, એક આત્મામાંજ રમણતા કરવી તેજ શ્રેષ્ઠ—સુખકારી—લાગે છે, એમ શ્રી આનન્દઘનજી કહે છે.

## पद ४१.

(राग मारु.)

**पिया वीनुं शुद्ध बुद्ध भूली हो.**
**आंख लगाइ दुःख महेलके जरुखे झूलीहो. ॥ पिया० ॥ १ ॥**

ભાવાર્થઃ—સમતા કહે છે કે, હે ચેતને! મારા આત્મપતિ વિના હું શુદ્ધતા બુદ્ધતા, ભૂલી ગઈ છું. પતિના વિયોગથી મારી આન્તરિક દશા

જુદા પ્રકારની થઈ પડી છે. શુદ્ધ ચેતન પતિના વિયોગમાં મારા મહેલમાં મને ગમતું નથી, તેથી મહેલના ઝરૂખે બેસીને આંખ લગાવીને આત્મપતિને જોવાને માટે ઝુરૂં છું. ચક્ષુમાંથી અશ્રુની ધાર વહ્યા કરે છે. આત્મપ્રિય વિના સતી સ્ત્રીને કોઈ પણ ઠેકાણે ચેન પડતું નથી. પોતાના પતિ વિના સતી સ્ત્રી અન્ય પતિના સામું પ્રાણાંતે પણ જોતી નથી. સતી સ્ત્રીનું ચિત્ત પોતાના સ્વામીમાંજ લાગેલું હોય છે. સતી સ્ત્રી પોતાના સ્વામીની આજ્ઞા મસ્તકપર ચડાવે છે. અનન્ત દુઃખો અને અનન્ત ઉપાધિયો આવી પડે છે, તોપણ સતી સ્ત્રી પોતાના સ્વામી વિના અન્યને તાબે થતી નથી. સતી સ્ત્રી પોતાના સ્વામીનું પ્રાણાન્તે પણ વચન ઉલ્લંઘતી નથી. સતી સ્ત્રીને પોતાના સ્વામી વિના અન્ય કોઈ વ્હાલો નથી. સતી સ્ત્રીનું મન સ્વામી વિના બેભાન દશામાં રહે છે. સતી સ્ત્રી પોતાના સ્વામીનું ઘર મૂકીને અન્ય ઘરમાં પ્રવેશ કરતી નથી. સતી સ્ત્રી ગમે તેવા દુઃખી દશાવાળા પોતાના સ્વામીને પસંદ કરે છે. સતી સ્ત્રી સ્વામીના સુખે સુખી થાય છે અને સ્વામીના દુઃખે દુઃખી થાય છે. શુદ્ધ ચેતના કહે છે કે, હે સમતે! મારા જેવી સતીસ્ત્રી, ઝરૂખે જઈ સ્વામીની એક સ્થિર દૃષ્ટિથી વાટ જોઈને જીવન ગાળે છે, પણ સ્વામી દેખાતા નથી, તેથી કેટલું દુઃખ થાય તેનો તો તું વિચાર કર! સતી સ્ત્રીનું હૃદય કેવું હોય છે, તે સતી સ્ત્રીજ જાણે છે, તો હે સમતે! તું સતી સ્ત્રી છે, તું મારી સખી છે, તેથી સતી સ્ત્રી પતિ વિના કેવી રીતે ઝુરીને દીવસ ગાળે છે એ વાત તું સારી રીતે જાણે છે, માટે તું કહે કે, હું હવે શું કરૂં? અનન્ત ઋદ્ધિના સ્વામી, એવા શુદ્ધચેતન પતિનાં દર્શન વિના એક ક્ષણ જાય છે તેપણ વર્ષ જેવો દુઃખકર લાગે છે, માટે હવે હું શું કરૂં?

**हसती तबहुं विरानीयां, देखी तनमन छीज्यो हो.**
**समजी तब एती कही, कोइ नेह न कीज्यो हो.॥ पिया०॥२॥**

ભાવાર્થઃ—સમતા કહે છે કે, હે ચેતન! હું પહેલાં પતિવિયોગી સ્ત્રીઓની બેચેન દશાને દેખીને તેમજ, પતિ વિયોગી સ્ત્રીઓનાં રૂદનને અવલોકીને હું હસતી હતી; પતિ વિયોગી સ્ત્રીઓને દેખીને હું એમ કહેતી હતી કે, અરે! તમો કેમ દુઃખી થાઓછો? કેમ ગાંડા જેવી બની ગયેલી દેખાઓ છો? એ પ્રકારે તેમની વિયોગી ચેષ્ટાઓ દેખીને હું મારા મનમાં હસતી હતી, પણ જ્યારે હવે હું પતિ વિયોગની દશાને અનુભવું છું, ત્યારે હું એટલું કહું છું કે કોઈ સ્નેહ કરશો નહીં. સ્નેહના સંબન્ધે જેઓને અનુભવ થયો હોય છે તેઓ કહે છે કે, સ્નેહીનો વિયોગ જેટલું દુઃખ

આપે છે તેટલું દુઃખ, અન્ય કોઈ આપવા સમર્થ નથી. સ્નેહીઓ સ્નેહનું સ્વરૂપ જાણી શકે છે. ગર્ભિણી સ્ત્રી ગર્ભની વેદનાનો અનુભવ કરી શકે છે; પણ વન્ધ્યાસ્ત્રીને ગર્ભિણીના દુઃખનો અનુભવ થઈ શકતો નથી. પતિ વિયોગી સ્ત્રીજ પતિ વિયોગી સ્ત્રીના દુઃખનો અનુભવ જાણે છે. પ્રેમમય પતિનું સ્વરૂપ જે જાણે છે તે સ્ત્રી, પતિના વિયોગથી અત્યંત દુઃખી થાય છે. શુદ્ધચેતનપતિ પર પ્રેમ થયા બાદ શુદ્ધ ચેતનના વિયોગથી બિલકૂલ ગમતું નથી, મારે પણ એવું થયું છે, તેથી હે સમતે ! હવે એટલું કહું છું કે, કોઈ સ્નેહ કરશો નહીં. સ્નેહિજ સ્નેહની કિમ્મત આંકી શકે છે. શુદ્ધ ચેતના પ્રેમના યોગે આ પ્રમાણે કહે છે. પ્રિય પ્રેમી વિયોગી સ્ત્રીના આવા ઉદ્ગારો નીકળે છે. ચેતનાએ પોતાના સ્વામીનું સ્વરૂપ ઓળખ્યું ત્યારે તેને શુદ્ધાત્મપતિપર પ્રેમ પ્રગટયો. આત્મા ઉપર પ્રેમ તો પ્રગટયો, પણ પરોક્ષ દશામાં સાક્ષાત્ આત્મસ્વામી દેખાતો નથી, તેથી સ્મૃતિરૂપ ઝરૂખામાં બેસી ચેતના, આત્માને સાક્ષાત્ દેખવાની રાહ જોઈ રહી છે. ચેતના એટલા બધા સ્થિર ઉપયોગમાં રહીને દેખે છે કે, તેને થાક લાગે છે. સાક્ષાત્ આત્માને દેખવાના અભાવરૂપ વિયોગથી ચેતના ઝુર્યા કરે છે અને તે સમતાને પોતાની સ્થિતિ જણાવે છે. ચેતનાને પરોક્ષ ભાવેસ્નેહ થાય છે, પણ તેરમા ગુણસ્થાનકની પ્રાપ્તિ વિના આત્મા સાક્ષાત્ દેખાતો નથી, તેથી સ્નેહ કર્યા છતાં પણ ગુણસ્થાનકના અભાવે દર્શન થતાં નથી, માટે દર્શનના અભાવે દુઃખ થાય છે, તેથી તે પોતાનો બળાપો જાહેર કરે છે.

**प्रीतम प्राणपति विना प्रिया कैसें जीवे हो,**
**प्रान पवन विरहादशा भुयंगम पीवे हो. ॥ पिया० ॥ ३ ॥**

ભાવાર્થઃ—શુદ્ધચેતના કહે છે કે, મારા શુદ્ધચેતનરૂપ પ્રિય પ્રાણપતિ વિના હે સમતે ! હું તેની વહાલી શી રીતે જીવી શકું ? મારા પ્રાણ મારા પતિ છે, મારા શ્વાસોચ્છ્વાસ પણ મારા સ્વામી છે; મારી આંખો અને પાંખો મારા પ્રાણપતિ છે. સતી સ્ત્રીઓનું સર્વસ્વ તેમનું નથી પણ તેમના સ્વામીઓનું છે. સતી સ્ત્રીઓ પોતાનું સર્વસ્વ પોતાના પ્રાણપતિનું માને છે, તેઓ પોતાના પ્રાણ પણ એવા સંબન્ધમાં જોડે છે કે, પોતાના પતિની સાથે એકરસરૂપ થઈ જાય છે, તેથી પતિના વિયોગે પ્રાણ રહે નહીં એમ બને છે. હે સમતે ! મારા આત્મપતિના વિરહે, વિરહ દશારૂપ સર્પ, પ્રાણ પવનનું પાન કરી જાય છે. સારાંશ કે વિરહ દશાથી પ્રાણનો નાશ થાય છે, માટે હવે હું જીવી શકું તેમ નથી. જગ-

તમાં પણ ઘણાં દૃષ્ટાંત વાંચવામાં તથા સાંભળવામાં આવ્યાં છે કે, પતિનાં વિરહે ઘણી સ્ત્રીઓના પ્રાણ તુર્ત ચાલ્યા ગયા છે. અન્તરમાં પણ વિચારીએ તો શુદ્ધચેતન પતિવિના, શુદ્ધચેતનાના ચૈતન્યત્વ પ્રાણ રહી શકતા નથી. શુદ્ધ ચેતના અને શુદ્ધચેતન કદાપિ કાળે પુષ્પ અને પુષ્પની વાસ, તેમજ મણિના પ્રકાશની પેઠે જુદાં પડી શકતાં નથી. શુદ્ધ ચેતન સ્વામી જેમ જેમ અસંખ્યાત પ્રદેશરૂપ ઘરપ્રતિ પ્રયાણ કરતા જાય છે અને ચોથા ગુણસ્થાનકથી ઉપરના ગુણસ્થાનકની ભૂમિ ઉલ્લંઘતા જાય છે, તેમ તેમ શુદ્ધચેતનાના ચૈતન્યરૂપ પ્રાણ બળવાન્ થતા જાય છે અને શુદ્ધ ચેતનાનું વાન વળતું જાય છે, શુદ્ધ ચેતનાને આનન્દનો પાર રહેતો નથી, પણ જ્યાંસુધી શુદ્ધ ચેતન સ્વામી પોતાની સ્ત્રીને દર્શન આપે નહીં ત્યાંસુધી શુદ્ધચેતના સતી, ખરેખર આ પ્રમાણે પતિના વિરહથી અન્તરમાં પ્રગટતી દશાને જણાવે તે યોગ્ય છે. આત્મસ્વામીના વિયોગથી શુદ્ધ ચેતનાના પ્રાણ ક્ષણે ક્ષણે નીકળે છે, તેને વિરહ દશારૂપ સર્પ પીવે છે, એમ અન્તરમાં જોતાં જણાશે. શુદ્ધ ચેતના કહે છે કે, હે સમતે! હવે હું આગળ વધીને કંઈક કહું છું તે તું સાંભળ.

**शीतल पंखा कुमकुमा, चंदन कहा लावे हो,**
**अनल न विरहानल पेरै, तनताप बढावे हो. ॥ पिया० ॥४॥**

ભાવાર્થ:—સમતાએ જાણ્યું કે, અહો! શુદ્ધ ચેતનાના પ્રાણ નીકળવા માંડ્યા છે, તેને મૂર્ચ્છા આવે છે, તેની આંખો ઠેકાણે-સ્થિર જણાતી નથી, હવે શું કરવું? આમ વિચાર કરતાં તેને સુજી આવ્યું કે, શીતળ ઉપચાર કરવાથી કંઈક શુદ્ધ ચેતનાને શાન્તિ વળશે. એમ નિશ્ચય કરીને સમતાએ જળ છાંટેલા પંખાથી પવન નાખવા માંડ્યો અને શરીરે બાવના ચંદનનો લેપ કર્યો; બાવના ચંદન ગમે તેવા તાપને શાન્ત કરે છે. સર્વ પ્રકારના ચંદનમાં ઉત્તમોત્તમ બાવના ચંદન ગણાય છે. કુમકુમ આદિથી તેના શરીરને શીતળ કરવા અનેક પ્રકારના પ્રયત્ન કર્યા, પણ શુદ્ધ ચેતનાને જરા માત્ર શાન્તિ વળી નહીં, ઉલટું શીતળ ઉપચાર હેતુઓથી વધારે તાપ થવા લાગ્યો અને હૃદય બળવા લાગ્યું અને શ્વાસોચ્છ્વાસ પણ ઉષ્ણ નીકળવા લાગ્યો. સમતા તો વિચારમાં પડી ગઈ અને પૂછવા લાગી કે, હે સખી! શીતલ ઉપચારો તને કેમ ગુણ કરી શકતા નથી? ત્યારે શુદ્ધ ચેતના કહેવા લાગી કે, હે સખી સમતા! આ કંઈ અનલ (અગ્નિ) નથી, પણ આ તો પતિના વિયોગરૂપ વિરહાનલ છે, અનલની પેઠે તનને તાપ વધારનાર માત્ર આ વિરહાનલ નથી, પણ આ વિરહાનલ જુદા પ્રકા-

રનો છે, તેથી હે સખી ! તેં કરેલા શીતોપચાર ઉલટા શરીરનો તાપ વધારે છે. શુદ્ધ ચેતના સ્ત્રીની આત્મપતિવિના જે દશા થાય છે, તે બરાબર અત્ર વર્ણવી છે. શુદ્ધ ચેતનાની શાન્તિ બાહ્યોપચારથી થતી નથી. પોતાના આત્મપતિની પ્રાપ્તિ વિના શુદ્ધ ચેતનાને આનન્દ મળતો નથી.

**फागुनचाचर इकनिशा, होरी सिरगानी हो,**
**मेरे मन सबदिन जरे, तन खाख उडानी हो. ॥ पीया० ॥५॥**

ભાવાર્થઃ—શુદ્ધચેતના કહે છે કે, હે સખી સમતે ! ફાગુણ શુદી પૂર્ણિમાની એકજ રાત્રીએ ઘેરીયાઓ હોળી સળગાવે છે. ગુજરાત અને મારવાડ દેશમાં આ રીવાજ ઘણો પ્રચલિત છે. મારવાડમાં તો હોળીનું એક મોટું પર્વ ગણાય છે; પરદેશમાં ગએલાં મનુષ્યો પણ પ્રાયઃ મારવાડમાં હોળીના ટાંકણે ઘેર જાય છે. બે ત્રણ ચાર રસ્તા જ્યાં ભેગા થતા હોય, જ્યાં મોટા મોટા ચોરા હોય, ત્યાં ઘેરીયાઓ લાકડાં ઉંચકી લાવીને હોળી સળગાવે છે અને તેથી મોટા મોટા ભડકાઓ થાય છે; તે હોળીની ભસ્મ લેઇને મૂઢ મનુષ્યો પોતાના શરીરે લગાવે છે; કોઈ કપાળે લગાવે છે. કેટલાક હોળીની રાખ ઘેર લેઇ ધાન્યના કોઠારમાં પ્રક્ષેપે છે. સમતા કહે છે કે, ફાગુણ માસની પૂર્ણિમાએ તો ઘેરીઆઓ એક રાત્રીનીજ હોળી સળગાવે છે, પણ મારા મનમાં તો સર્વ રાત્રી અને દિવસમાં પતિના વિયોગરૂપ હોળી સળગ્યા કરે છે અને શરીર, રક્ત આદિને બાળીને ભસ્મ કરે છે. મારી આ કેવી દુર્દશા થઈ છે. મારૂં મન ચિન્તારૂપ હોળીથી બળ્યા કરે છે અને તેથી બળતી અગ્નિમાં પડેલા મનુષ્યની પેઠે મને જીવતાં છતાં પણ, અનન્તગણું દુઃખ થાય છે; આવી મારી દુઃખદશાથી વિશેષ વખત જીવી શકું તેમ હવે જણાતું નથી. શુદ્ધચેતના આ પ્રમાણે પોતાની આન્તરિક સ્થિતિ સમતાને જણાવે છે. સ્વામીવિના શુદ્ધ ચેતનાની આવી દશા જોઇને, સમતાએ શુદ્ધ ચેતનને સર્વ હકીકત જણાવી અને શુદ્ધ ચેતનને ખૂબ ઉપાલંભ આપ્યો અને કહ્યું કે, સતી સ્ત્રીને દુઃખ આપવું એમાં તમારી કંઈ પણ શોભા વધતી નથી. પોતાની સ્ત્રીને મૂકીને તૃષ્ણા આદિ; વેશ્યા સ્ત્રીઓના ઘેર જવું એમાં તમને કદી સુખ મળનાર નથી; એમ સમજાવ્યાથી શુદ્ધ ચેતન બોધ પામ્યા. પશ્ચાત્ શું બન્યું તે આગળ જણાવે છે.

**समता महेल बिराजहे, वाणीरस रेजाहो,**
**बलि जाउ आनन्दघन प्रभु, ऐसे निठुर न व्हेजाहो.॥पीया० ॥६॥**

ભાવાર્થ:—સમતા કહે છે કે પૂર્વોક્ત દશાને શ્રવણ કરી, શુદ્ધ ચેતન પતિ શુદ્ધચેતનાના મહેલમાં બિરાજ્યા અર્થાત્ પધાર્યા, તે વખતે વાણી રસના રેજાઓની શોભા કરવામાં આવી. શુદ્ધચેતનાની સાથે શુદ્ધ ચેતનનો સંબન્ધ થયો તે વખતે શુદ્ધ ચેતનની અમૃતમય વાણી શોભવા લાગી. સમતા પોતે ચેતનની સ્ત્રી છે, તે આત્માનીસાથે અસંખ્ય પ્રદેશરૂપ મહેલમાં વિરાજી એમ ચેતના કહે છે, એવો પણ અર્થ નીકળે છે. આત્મપતિનાં વચનો શ્રવણ કરીને સમતા આનન્દમય બની ગઈ. પોતાના સ્વામીના સંબન્ધે પોતાની સફલતા માનવા લાગી. સમતાના સંબન્ધે ચેતનની શોભામાં અનંતગણો વધારો થયો. સમતાના યોગે આત્મપતિને સર્વ જીવોપર એક સરખી દૃષ્ટિ વહેવા લાગી અને સર્વ જીવોની સાથે અનાદિકાળથી બાંધેલાં વૈરઝેર ટળી ગયાં. સમતાના યોગે આત્મપતિની ત્રણ લોકના જીવો સ્તુતિ કરવા લાગ્યા અને આત્મામાં જ્ઞાનાદિ વૈભવનો અનંતગણો વધારો થયો; આત્મામાં ક્ષાયિકભાવે ગુણો પ્રગટ્યા. સમતા સ્ત્રી, પોતાના સ્વામીનાં ઓવારણાં લેઇને, તેમજ ઉપાલંભ આપીને કહેવા લાગી કે, હવે સ્વામિન્! તમો પૂર્વની પેઠે નિષ્ઠુર થશો નહીં; ક્ષાયિકભાવે સમતાની પ્રાપ્તિ થયાબાદ આત્મા પરમાત્મ સ્વરૂપને પ્રાપ્ત કરે છે, તેથી પશ્ચાત્ પરમાત્મા સમતાનો ત્યાગ કરતા નથી, માટે સમતાનો ઉપાલંભ યોગ્ય છે. આનન્દના સમૂહભૂત એવા હે સ્વામિન્! મને કદી છોડશો નહીં; એમ શ્રીઆનન્દઘનજીએ સમતા સંબન્ધ દર્શાવ્યો.

### पद ४२.

( राग सारंग अथवा आशावरी. )

**अब हम अमर भये न मरेंगे. अ०**
**या कारन मिथ्यात दीयो तज, क्युकर देह धरेंगे. ॥ अ० ॥ १ ॥**

ભાવાર્થ:—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ, ક્ષયોપશમભાવથી કહે છે કે, હવે મેં મારા આત્માનું સ્વરૂપ ઓળખ્યું. મારો આત્મા અમર છે. કર્મના યોગે મરણ છે, પણ વસ્તુતઃ આત્માનું તો મરણ નથી. હું આજસુધી એમ જાણતો હતો કે, હું આત્મા મરૂં છું, પણ પિસ્તાલીશ આગમ, ચૂર્ણિ, ભાષ્ય, નિર્યુક્તિ, ટીકા, અને પરંપરા તથા જ્ઞાનવડે જોતાં સ્પષ્ટ જણાયું કે, આત્માતો દ્રવ્યપણે નિત્ય છે. આત્માના અસંખ્યાત પ્રદેશમાંથી એક પ્રદેશ પણ ટળતો નથી—ખરતો નથી. શ્લોક ॥ नैनं छिन्दन्ति शस्त्राणि, नैनं दहति पावकः नचैनं क्लेदयंत्यापो, न शोषयति मारुतः ॥ १ ॥ ભગવદ્ગીતા ॥

આત્માના અસંખ્ય પ્રદેશોને શસ્ત્ર છેદી શકતું નથી. આત્માના અસંખ્ય પ્રદેશોને અગ્નિ બાળી શકતો નથી. આત્માના અસંખ્ય પ્રદેશો જલથી ભિંજાતા નથી અને વાયુ તે પ્રદેશોને શોષવી શકતો નથી. અનન્તકાળ ગયો અને અનન્તકાળ જશે તો પણ, મારા અસંખ્ય પ્રદેશોમાંથી એક પણ પ્રદેશ ન્યૂન થવાનો નથી. એક શરીર છોડીને અન્ય શરીરમાં જવું પડે છે અને તે વખતે પ્રાણનો વિયોગ થાય છે, તેને મૃત્યુ કહેવામાં આવે છે. હું તો આત્મા છું અને એક શરીરને છોડી અન્ય ગતિમાં અન્ય શરીર ધારૂં છું, હું તો દ્રવ્યરૂપે જેવો છું તેવો ને તેવો રહું છું, તેથી મારૂં મરણ તો થતું નથી. મારૂં મરણ થયું એમ કહું તો તે ઘટતું નથી, કારણ કે અસંખ્યાત પ્રદેશોનો અને ચૈતન્યનો સર્વથા નાશ થતો નથી. અન્ય ગતિમાંથી મનુષ્યની ગતિમાં આવ્યો તો પણ, પ્રથમ આરંભમાં સ્તનપાન પ્રવૃત્તિ સંજ્ઞારૂપ ચૈતન્યને સાથે લેઈ આવ્યો હતો, તેથી હું આત્મરૂપે ત્રણ કાલમાં વિદ્યમાન છું, માટે હવે અમરરૂપ પોતાના આત્માને નિશ્ચયનયથી મેં જાણ્યો તેથી હું અમર થવાનો. હવે તો હું આત્મા મરૂંછું એવી ભ્રાન્તિને અધ્યાત્મજ્ઞાનદ્વારા તજી દઈશ. જન્મ અને મરણના હેતુઓ, મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ છે, તેમાં મિથ્યાત્વબુદ્ધિના હેતુઓનો મેં ત્યાગ કર્યો છે, તો હવે કેમ દેહોને ધારણ કરીશું? અર્થાત્ મિથ્યાત્વ હેતુઓ જતાં અન્ય મરણના હેતુઓ પણ જવાનાજ. મિથ્યાત્વ ગયા બાદ અન્ય મરણના હેતુઓ પણ થોડા કાળમાં—અલ્પ ભવમાં નષ્ટ થઈ જાય છે, માટે હવે અમે અમર થયા છીએ. કારણમાં વિચાર કરીને આનન્દઘનજી કહે છે કે, અમે અમર એવા આત્માને દેખ્યો માટે અમર થયો. कडेमाणेकडे એવું શ્રી મહાવીર પ્રભુના વચનરૂપ, વ્યવહારનયની માન્યતાને સ્વીકારીને, તે આ પ્રમાણે બોલે છે.

**राग दोस जगबंध करत है, इनको नास करेंगे,**
**मर्यो अनंत कालतें प्रानी, सो हम काल हरेंगे. ॥ अ० ॥ २ ॥**

ભાવાર્થ:—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ કહે છે કે, રાગ અને દ્વેષ એ બે જગત્માં બન્ધન છે, માટે અમે રાગ અને દ્વેષનો નાશ કરીશું. હજી મારામાંથી રાગ અને દ્વેષ ગયા નથી, પણ હવે તો સમતાવડે રાગદ્વેષનો નાશ કરીશું. रागद्वेषके त्यागबिन मुक्तिको पद नांहि, कोटीकोटी जपतप करे, सबे अकारज थाइ ॥ १ ॥ राग ने रीसा दोय खवीसा ए तुम दुःखका दीसा, जब तुम उनकुं दूर करीसा तब तुम शिवका इसा ॥आप०॥ મહાત્માઓએ પોકાર કરીને કહ્યું છે કે, સર્વ જીવોને સંસારમાં બાંધનાર રાગ અને દ્વેષજ છે. સંસા-

શ્માં જ્યાં ત્યાં રાગ અને દ્વેષમાં ફસાયલા પ્રાણીઓ નજરે પડે છે. રાગ અને દ્વેષની ફાંસીમાં સર્વે જીવો લટકાય છે અને તેથી અનન્તશઃ મૃત્યુને પામે છે. જગત્‌ના પદાર્થોમાં ઇષ્ટત્વ અને અનિષ્ટત્વની બુદ્ધિથી જીવો મનમાં રાગ અને દ્વેષને ધારે છે. કોઈ વખત રાગદશા ઉત્પન્ન થાય છે અને કોઈ વખત દ્વેષ દશા ઉત્પન્ન થાય છે; કર્મરૂપ અગ્નિની ગાડીમાં રાગદ્વેષનું અંજીન છે અને તેમાં જીવ મુસાફર છે. આજ-સુધી રાગ અને દ્વેષથી હેરાન થયો, પણ હવે તો હું રાગ અને દ્વેષનો નાશ કરીશ. રાગ અને દ્વેષના યોગે અનન્ત કાળથી પ્રાણી મર્યો. પણ હવે તો અમે કાલને હરણ કરીશું. રાગ દ્વેષ અને અજ્ઞા-નથી આત્મા પરવસ્તુમાં આત્મત્વની ભ્રાન્તિ ધારણ કરીને કષાયોના વશમાં થાય છે અને તેથી કર્મના યોગે શરીરો ધારણ કરે છે અને ચોરાશી લક્ષ જીવયોનિમાં પરિભ્રમણ કરે છે, માટે હવે મારે રાગ અને દ્વેષની જરૂર નથી. હે રાગ દ્વેષ ! હવે તમે દૂર થાઓ ! ! હવે તમે પો-તાનું સામર્થ્ય બજાવવા સમર્થ નથી. રાગ અને દ્વેષનો નાશ કરવા હું ઉભો થયો છું, હવે દરેક વખતે રાગ અને દ્વેષ થશે નહીં એવો હું ઉપ-યોગ રાખીશ. મારા મનની શુદ્ધિ કરવાને હું આત્મોપયોગમાં રમીશ અને કાળનો નાશ કરીશ; એમ શ્રીમદ્‌ આનન્દઘનજી કહે છે.

**देह विनासी हुं अविनासी, अपनी गति पकरेंगे,**
**नासी जासी हम थिर वासी, चोखे व्है निखरेंगे. ॥ अ० ॥ २ ॥**

ભાવાર્થઃ—શ્રીમદ્‌ આનન્દઘનજી કહે છે કે, દેહ તો વિનાશી છે. ક્ષણે ક્ષણે દેહમાં હાનિ વૃદ્ધિ થયા કરે છે. દેહમાંથી કેટલાંક પુદ્ગલો ખરે છે અને કેટલાંક નવાં દેહમાં આવે છે. ઔદારિક, વૈક્રિય, આહારક, તેજસ અને કાર્મણ એ પાંચ પ્રકારનાં શરીર છે. પાંચ પ્રકારના દેહો-માં પણ ક્ષણે ક્ષણે ફેરફાર થયા કરે છે. શરીરો વિનાશી છે અને હું આત્મા તો અવિનાશી છું. આત્મા ત્રણ કાલમાં દ્રવ્યરૂપે એકસરખો રહે છે. આત્માના અસંખ્યાત પ્રદેશો છે અને તે અવિનાશી છે, તેથી હું અવિનાશી ચૈતન્યમય આત્મા છું. દેહમાં અને વાણીમાં ઉત્પન્ન થતો અહંત્વાધ્યાસ અને મમત્વાધ્યાસનો ત્યાગ કરીને અમો અમારી (શુદ્ધ ચેતનની) ગતિને પકડીશું. અમારા શુદ્ધ ચેતન સ્વરૂપનેજ અમે ગ્રહણ કરીશું. પુદ્ગલથી ભિન્ન અમારૂં સ્વરૂપ જે છે તેનેજ અમે ગ્રહણ કરીશું. કર્મની પ્રકૃતિયોથી ભિન્ન અમારૂં જ્ઞાનાદિ સ્વરૂપ છે, તેજ હું છું એમ નિશ્ચય કરીને, અમારા શુદ્ધ ચૈતન્ય સ્વરૂપમાં રમણતા કરીશું; જેથી અમારા આત્મદ્રવ્યથી જે ભિન્ન છે તે નષ્ટ થશે. અસંખ્યાત પ્રદેશોમાં

લાગેલું અષ્ટ પ્રકારનું કર્મ નષ્ટ સ્વભાવવાળું છે, તે નાસી જશે (દૂર થશે) અને (હું) આત્મા તો સ્થિરતા રૂપમાં વાસ કરીશ. અસંખ્યાત પ્રદેશોમાં અનન્ત ગુણોની સ્થિરતા કર્મના નાશવડે કરીશ. મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગને ટાળી આત્માની શુદ્ધતા કરીશ. પંચ મહાવ્રત દીક્ષાવડે સર્વ વિરતિરૂપ ચારિત્ર અંગીકાર કરીને, સકલ કર્મનો ક્ષય કરીશ અને કર્મનો સંબન્ધ ટાળીને જ્ઞાનાદિ ગુણોની સ્થિરતા કરીશ. હું પોતાના સ્વરૂપે સ્થિર થઈશ અને કર્મને ટાળી સ્વચ્છ શુદ્ધ થઇને નીકળીશ, અર્થાત્ શુદ્ધ, બુદ્ધ, નિરંજન, નિરાકાર, પરમાત્મા સ્વરૂપે થઈશ; એમ શ્રી આનન્દઘનજી મહારાજ કહે છે.

**मर्यो अनन्तवार विन समज्यो, अब सुख दुःख विसरेंगे,**
**आनन्दघन निपट निकट अक्षर दो, नहीं समरे सो मरेंगे.॥अ०॥४॥**

ભાવાર્થ:—આત્મા પોતાનું સમ્યક્રીત્યા સ્વરૂપ અવબોધ્યાવિના અનન્તવાર મર્યો. આત્માના અજ્ઞાનથીજ આત્મા બાહ્યવસ્તુઓમાં મારૂં તારૂં કરીને અનાદિકાળથી પરિભ્રમણ કરે છે. ભ્રાન્તિના યોગે આત્મા એક ગાંડા મનુષ્યની પેઠે જ્યાં ત્યાં પરિભ્રમણ કરે છે અને પરવસ્તુનો પોતાનામાં આરોપ કરે છે. કુકડો જેમ આરીસામાં પોતાનું પ્રતિબિંબ દેખીને ભ્રાન્તિના યોગે પ્રતિબિંબની સાથે યુદ્ધ કરે છે અને પોતાની ભ્રાન્તિથી પોતેજ દુઃખી થાય છે, તેમ આત્મા પણ પરવસ્તુમાં મમત્વની ભ્રાન્તિથી અને પોતાના જ્ઞાનવિના, અન્તવાર જન્મ જરા અને મૃત્યુ પામ્યો, હવે તો પોતાના આત્માનું શુદ્ધ સ્વરૂપ જણાયું. શાતા વેદનીય અને અશાતા વેદનીય એ બેથી સાંસારિક સુખ અને દુઃખ થાય છે, પણ હવે તો સુખ અને દુઃખને ભૂલીશું. શાતા અને અશાતાનો ઉદય આવે છતે તેમાં હું લેપાઇશ નહીં. માન, અપમાન, લાભ, જીવિતવ્ય અને મરણના પ્રસંગોમાં યથાશક્તિ આત્મોપયોગમાં રહીને મનપર મોહના આવેશોને આવવા નહિ દઉં. હવે તો બાહ્યનો સર્વ પ્રપંચ મારાથી ભિન્ન છે, એવો નિશ્ચય કરીને મારા આત્માને સમતાવડે ભાવીશ. હવે હું પિણ્ડસ્થધ્યાનમાં પ્રવૃત્તિ કરીશ અને હંસ અર્થાત્ ચેતનનું ધ્યાન કરીને અજરામર પદ અવસર આવે પ્રાપ્ત કરીશ. આ ભવમાં તો મુક્તિની પ્રાપ્તિ નથી, પણ અલ્પભવમાં અમર થઈશ. મુક્તિમાં સાદિ અનન્તમા ભાગે સદાકાળ સ્થિર રહીશ. શ્રીમદ્ આનન્દઘનજી કહેછે કે, પિંડમાં વારંવાર ઉત્પન્ન થતા નિપટ,—તદ્દન નિકટ (પાસે રહેલ) એવાં હંસ એ બે અક્ષરથી બોધ્ય જે ચેતન, તેને જે સ્મરણ કરશે નહી તેજ મરશે; કારણ કે જે ચેતનનું સ્મરણ કરશે નહી તે રાગ

દ્વેષના પાસમાં સપડાશે અને તેથી તે સંસારમાં ભમશે. આનન્દઘનજી કહે છે કે, શ્વાસોચ્છ્વાસદ્વારા ઉઠતા એવા હંસ શબ્દ વાચ્ય આત્માનું ધ્યાન–સ્મરણ કરીએ છીએ, તેથી અમો તો અલ્પભવમાં અમર થઇશું.

राग टोडी. पद त्रेतालीशमुं.

मेरी तुं मेरी तुं कांही डरेरी, मेरी.
कहे चेतन समता सुनि आखर, और दैढ दिन जूठ लरेरी. मेरी० ॥१॥

ભાવાર્થ:—આત્મા, પોતાની સ્ત્રી સમતાની વિજ્ઞપ્તિ શ્રવણ કરીને તેને કહે છે કે, તુંજ મારી ખરી સ્ત્રી છે. હવે હું તારા ઉપર કદી ક્રોધ કરનાર નથી. હે સમતે! તું શામાટે ડરે છે. આટલા દીવસપર્યંત હું મમતાના ઘેર કૂતરાની પેઠે પડી રહ્યો હતો અને તેની ઇન્દ્રજાળવિદ્યાથી હું ભ્રમિત થયો હતો પણ હવે જાગ્રત્ થયો છું. ચેતન કહે છે કે, હે સમતા! આખર મમતા દોઢ દીવસ લડીને થાકશે, અર્થાત્ અલ્પકાળમાં મમતાનું જોર ટળશે. મમતા હવે મારી પાસે આવશે તો પણ હવે હું તેની સન્મુખ જોનાર નથી. ગમે તેવા ઉપાયોથી મમતા મને લલચાવશે તો પણ હવે હું તેના કહેવાથી લલચાઈ જવાનો નથી. પરવસ્તુમાં મારાપણાની બુદ્ધિને મમતા કહે છે, આદર્શમાં પડેલા પ્રતિબિંબની પેઠે પરવસ્તુઓ ક્ષણિક છે. સ્વપ્નમાં ભાસતા પદાર્થો જેમ પોતાના થતા નથી, તેમ પરવસ્તુઓમાં આત્મા પોતાનાપણું કલ્પે છે પણ, તે વસ્તુતઃ સત્ય નથી. આત્મા સમ્યક્ત્વ પામીને સમજી ગયો કે, મમતા એ અશુદ્ધપરિણતિ છે. મમતા દુઃખ દેનારી છે, માટે મમતાની ભ્રાન્તિ તજવી જોઇએ. મમતાનો છાંયલો લેવો પણ સુખકારી નથી. મમતા છેવટ દોઢ દીવસ લડીને દૂર થઈ જવાની છે. હવે હે સમતે! હું તારાથી કદી દૂર થનાર નથી, એમ ખાત્રી ધારણ કર.

एती तो हुं जानुं निहचे, रीचींपर न जराउ जरेरी,
जब अपनो पद आप संभारत, तब तेरेपर संग परेरी. ॥ २ ॥

ભાવાર્થ:—એટલું તો હું નિશ્ચય જાણું છું કે, રીચીપર (પીતળપર) સાચુ નંગ જડવાનું કાર્ય કોઈ ઝવેરી કરે નહીં. જ્યારે પોતાનું શુદ્ધ પદ પોતે આત્મા સંભારે છે, ત્યારે ખરેખર આત્માથી તારા પ્રસંગમાં પડાય છે. આત્મસ્વામી સમતાને કહે છે કે, જ્યારે હું પોતાનું શુદ્ધ સ્વરૂપ સંભારૂં છું ત્યારે, દેહ, વાણી અને મનથી હું ભિન્ન છું એમ સત્ય ભાસે છે. જે જે દૃશ્ય પદાર્થો જગત્માં સુખ હેતુભૂત મનાયલા છે, તેમાં ખરેખર સુખ નથી, એમ જોઉંછું. હું અને મારૂં એવા

પ્રકારની અહંતા અને મમતાની ભાવનામાં પણ જરામાત્ર શાન્તિ નથી. બાહ્ય પદાર્થોની પ્રાપ્તિમાં અનેક પ્રકારના સંકલ્પ અને વિકલ્પ કર્યા, પણ બાહ્ય પદાર્થોની પ્રાપ્તિથી કિંચિત્ પણ સુખ ભાસ્યું નહીં. બાહ્ય દુનિયામાં પ્રતિષ્ઠા, કીર્તિ, વિસ્તારવાને અનેક પ્રકારની ઉપાધિયો વેઠી અને બુદ્ધિ પ્રમાણે અનેક પ્રકારનાં કીર્તિવર્ધક આચરણો આચર્યાં, પણ તેથી જરામાત્ર નિત્ય આનંદ પ્રાપ્ત થયો નહીં. સ્વપ્નમાં ભાસેલી દુનિયામાં કોણ સદાકાળ રહેનાર છે? જગત્માં સર્વ લોકોની આગળ પોતાના સુખાર્થે અનેક પ્રકારનું બુદ્ધિચાતુર્ય દેખાડ્યું, પણ સર્વ લોકોને એકસરખો ભાસ થયો નહીં; એવા આ જગત્માં કોણ પુરૂષ સમજીને મમતાના વશમાં પડી રહે? અલબત કોઈ પણ પડી રહે નહીં. મમતા સ્ત્રી કાચી છે અને જૂઠી છે, તેમજ દુઃખની દેનારી છે, એમ નિશ્ચય થતાં કયો સત્યજ્ઞાતા મનુષ્ય, મમતાના પાશમાં ફસાઈ જાય? હવે તો મારૂં શુદ્ધ સ્વરૂપ મેં બરાબર જાણ્યું, તેથી હે સમતે! હું તારા સંબન્ધમાં આવ્યો છું અને હવે તને કદાપિ છોડનાર નથી; એમ નિશ્ચયથી કહું છું.

**औसर पाइ अध्यातमशैली, परमातम निजयोगधरेरी,**
**शक्तिजगावे निरुपम रुपकी, आनन्दघन मिली केलि करेरी. ॥**
**मेरी० ॥ ३ ॥**

ભાવાર્થ:—આત્મા પોતાનું શુદ્ધ સ્વરૂપ અવબોધીને, અવસર પામી અધ્યાત્મ શૈલીનો જ્ઞાતા થયો; ખરેખર આત્માને તુર્ત મુક્તિમાર્ગમાં પ્રવેશ કરાવનારી અધ્યાત્મ શૈલી છે. જડને જડપણે ઓળખાવનારી અને આત્માને આત્મપણે ઓળખાવનારી અધ્યાત્મ શૈલી છે. અનેક પ્રકારની વિદ્યાનો અભ્યાસ કરીને વિદ્વાન બનેલા મનુષ્યો, જ્યાંસુધી અધ્યાત્મ શૈલીને જાણતા નથી ત્યાંસુધી, તેમની અન્ય વિદ્યાથી દારૂને પીનારા મર્કટની પેઠે મનમર્કટની ચંચળ દશા રહ્યા કરે છે. જેઓ બાહ્ય પરિણતિમાં રાચી-માચી રહ્યા છે, તેઓ અધ્યાત્મ શૈલીથી પરાઙ્મુખ રહે છે; તેઓના મનમાં અધ્યાત્મ શૈલીની ગંધ માત્ર પણ પ્રવેશતી નથી. પંચમ કાળમાં અધ્યાત્મ શૈલીનો રાગ થવો પણ દુર્લભ છે. આત્મા પોતાનું શુદ્ધ સ્વરૂપ ઓળખીને નિજશક્તિ પ્રગટાવી, પોતાનામાં સત્તાએ રહેલું પરમાત્મપદ છે, તેના યોગને ધારણ કરવા લાગ્યો. હેય જ્ઞેય અને ઉપાદેયનો વિવેક કરીને અન્તર દૃષ્ટિ ધારણ કરવા લાગ્યો. પોતાના શુદ્ધસ્વરૂપમાં ઉપયોગ રાખીને સ્થિર થવા લાગ્યો. બાહ્ય દશાના મનમાં જે જે સંકલ્પો પ્રગટવા લાગ્યા તેને વારવા લાગ્યો. મમતાના કુવિચારોનો મનમાં સંચાર થતાંજ તેઓનો ક્ષય કરવા લાગ્યો અને બાહ્ય જગત્ દેખતાં છતાં

પણ નહીં દેખવા જેવી સ્થિતિને ધારણ કરવા લાગ્યો. પોતાના શુદ્ધ ગુણોની શક્તિયોને સમતાનાયોગે પ્રગટાવવા લાગ્યો અને આનન્દનો સમૂહભૂત એવો શુદ્ધાત્મા સમતાનીસાથે એક સ્થિર ઉપયોગગાં રમણતારૂપ ક્રીડા કરવા લાગ્યો, અર્થાત્ સ્વકીય સહજ શુદ્ધાનન્દને ભોગવવા લાગ્યો; એમ શ્રી આનન્દઘનજી આત્મા અને સમતાનું સ્વરૂપ હૃદયના અનુભવથી જણાવે છે.

## पद ४४.

( राग टोडी. )

**तेरी हुं तेरी हुं एती कहुं री, इन बातमें दगो तुं जाने,**
**तो करवत काशी जाय ग्रहुं री. ॥ तेरी० ॥ १ ॥**

**ભાવાર્થ:**—સુમતિ સ્ત્રી પોતાના આત્મપતિને કહે છે કે, હે શુદ્ધ ચેતન ! હું તારી છું, હું તારી છું !! કદાપિ હું અન્યની થવાની નથી અને આ બાબતની વાર્તામાં તું જો દગો જાણે તો હું કાશી જઇને મારા શિરપર કરવત મૂકાવી પ્રાણનો ત્યાગ કરૂં. એવું કથી સુમતિ પોતાનો અપૂર્વ પતીપ્રેમ અને સ્વામીવિશ્વાસની પ્રતિજ્ઞા કરે છે અને પોતાના સ્વામીને કદાપિ દગો ન દઉં એમ નિશ્ચય કરી જણાવે છે. આત્માને કુમતિ અનેક પ્રકારના વિચારોથી ભરમાવે છે. પલક પલકમાં આત્મામાં અનેક—હિંસા, જૂઠ, ચોરી અને વ્યભિચાર, આદિ કુવિચારોને કુમતિ પ્રગટાવવા પ્રયત્ન કરે છે, પણ સુમતિ પોતાના સ્વામીને શિખામણ આપીને, હિંસા આદિના કુવિચારોને આવતા અટકાવે છે. કુમતિના અનેક પ્રકારના દાવપેચોને સુમતિ જાણી લે છે અને કુમતિના દાવપેચો ખરાબ છે, એમ આત્મસ્વામીને જણાવે છે. ચારિત્ર મોહનીયની પ્રકૃતિયોના ઉછાળામાં આત્મા ભળી ન જાય, તેમાટે સુમતિ ક્ષણે ક્ષણે આત્માને વિવેક કરાવે છે અને આત્માને અહિતરૂપ દગો દેવાનું કોઈ પણ કૃત્ય સુમતિ થવા દેતી નથી. પોતાના સ્વામીને પોતાના પ્રાણની પેઠે જાળવે છે. સુમતિ સતિ સ્ત્રી હોવાથી આત્માના શત્રુઓના ફોડવાથી, ફુટી જઇને દગો કરે તેવી નથી. સુમતિને કુમતિના જાદુની અસર થતી નથી તેમજ કુમતિની પ્રપંચ જાળને તે ક્ષણમાં તોડી દે છે. સુમતિ કહે છે કે, હે આત્મન્! હું તારી સ્ત્રી છું, માટે તું હવે મારો પરિપૂર્ણ વિશ્વાસ ધારણ કરીને મારી શિખામણ પ્રમાણે ચાલ.

**वेद पुरान किताब कुरानमें, आगमनिगम कछुं न लहुंरी,**
**वाचाफोर सिखाइ सेवनकी, में तेरे रसरंग रहुंरी. ॥ तेरी० ॥ २ ॥**

**मैरे तो तुं राजी चहिये, औरके बोल में लाख सहुरी,**
**आनन्दघन पियावेगे मिलो प्यारे, नहींतो गंगतरंग वहूरी.॥तेरी०॥३॥**

**ભાવાર્થ:**—ઋગ્, યજુર્, સામ અને અથર્વવેદ એ ચાર વેદ, તેમજ ભાગવત, માર્કંડ, શિવપુરાણ, વિષ્ણુપુરાણ, વગેરે અઢાર પુરાણ, તેમજ દિગંબરી જૈનોએ આદિનાથ વગેરેનાં રચેલ પુરાણ, તેમજ અન્ય કિતાબો અને મહમદ પેગંબરનું રચેલું કુરાન, વગેરે ગ્રન્થો અને નિગમમાં હું બરાબર સમજતી નથી, તેમ શબ્દથી પણ ભિન્ન એવું ત્હારા સંબન્ધી અનુભવજ્ઞાન તેથી લેઈ શકતી નથી. સુમતિ કહે છે કે, તું શાસ્ત્રોવડે પ્રાપ્ય છે, પણ શાસ્ત્રો વાંચીને પણ અનુભવ દૃષ્ટિ ખીલવ્યાવિના તને પ્રાપ્ત કરી શકાતો નથી. તને સેવવાની શિખામણની વાચાને તે અમુક અપેક્ષાએ જણાવે છે, પણ અનુભવ જ્ઞાનની દૃષ્ટિવિના ત્હને પ્રાપ્ત કરી શકાતો નથી; આગમો વાંચીને ત્હારા સ્વરૂપનો અનુભવ કરવો જોઈએ. શાસ્ત્રો તો ત્હારા સ્વરૂપની દિશાને દેખાડે છે, પણ અનુભવજ્ઞાનવિના ત્હારા સ્વરૂપનો નિર્ધાર થતો નથી, તેથી હવે તો હું તારા સ્વરૂપના શુદ્ધ રસરંગમાં લીન બનીને રહીશ; કેમકે ત્હારા સ્વરૂપમાં મને આનન્દ પડે છે. ॥ ૨ ॥ સુમતિ કહે છે કે, હે આત્મસ્વામિન્! મ્હારે તો એક તું રાજી હોય એટલે બસ. તું મારાપર રાજી છે તો અન્ય લાખો મનુષ્યોના અનેક પ્રકારના માર્મિક શબ્દોને સહન કરીશ. “राजाराणी राजी तो क्या करे मीयां काजी” એ કહેવત અનુસારે હે આત્મન્! તું સદાકાળ મારા ઉપર રાજી હોય તો, કરોડો દુશ્મનોનું પણ કંઈ ચાલવાનું નથી; કર્મની પ્રકૃતિયોરૂપ શત્રુઓ અન્તે પરાજય પામીને તારી પૂઠ છોડી દેશે. હે આનન્દના ઘનભૂત વ્હાલા આત્મસ્વામિન્! હવે તો જલ્દી મને મળો. હવે ક્ષણમાત્ર પણ તમારો વિયોગ સહન થતો નથી. હવે તો વિજ્ઞપ્તિ કરવામાં બાકી રાખી નથી અને હવે જો તમે નહીં મળશો તો પ્રાણનો ત્યાગ કરીને ગંગા નદીમાં શરીરને વહન કરાવીશ, અર્થાત્ તમારી પ્રાપ્તિ માટે હું મારો પ્રાણભોગ આપીશ, એવો ધ્વનિ નીકળે છે, માટે હવે હે સ્વામિન્! જલ્દી મળો; એમ શ્રીઆનન્દઘનજી કહે છે.

## पद ४५.

राग टोडी.

**ठगोरी भगोरी लगोरी जगोरी ममता माया आतम लेमति,**
**अनुभव मेरी और दगोरी. ॥ ठगोरी ० ॥ १ ॥**

**ભાવાર્થ:**—આત્માની પાછળ લાગીને જ્ઞાનાદિ ૠદ્ધિને ચોરનારા હે

મમતા અને માયાદિક ઠગો ! તમે ભાગી જાઓ, હવે તમારૂં કંઈ પણ ચાલવાનું નથી. આજસુધી હે ઠગો ! તમોએ જે દુષ્ટ આચરણો સેવ્યાં છે અને અન્યનાં ગળાં કાપ્યાં છે, તે હવે કંઈ મારાથી છાનું નથી. હે ઠગો ! તમે એમ વિચારતા હશો કે, આત્મા તો ઘેનમાં પડ્યો છે, તેમજ નિદ્રામાં ઉંઘી ગયો છે, તેથી આપણને કોણ પુછનાર છે ? પણ આવી મિથ્યા કલ્પનાને દૂર કરો, હવે તો મારા આત્મપતિ જાગ્યા છે અને તે પોતાનું પરાક્રમ સ્ફોરવ્યા વિના રહેનાર નથી. આત્મા બેભાન દશામાં માયા અને મમતાની બુદ્ધિ ધારણ કરીને તેઓની સાથે ફર્યો હતો, પણ હવે તે જાગ્યો છે. શુદ્ધ દૃષ્ટિથી સત્ય અને અસત્યની પરીક્ષા કરવાને સમર્થ થવાય છે. હવે તો તેઓ જડના ધર્મને જડ તરીકે જાણે છે અને ચેતનના ધર્મને ચેતન તરીકે જાણે છે, અર્થાત્ પોતાના ધર્મને અને પરના ધર્મને ઓળખવા શક્તિમાન્ થયા છે; હવે તેમની આંખમાં હે ઠગો ! તમો કાંઈ આંજી જાઓ તેમ જણાતું નથી. મારો શુદ્ધ ચેતન સ્વામી અનંત શક્તિનું ધામ છે, સિદ્ધ પરમાત્માનો બંધુ છે. હે ઠગો ! તે તમારો મૂળમાંથી નાશ કર્યાવિના રહે તેમ જણાતું નથી, માટે હવે વેલાસર મૂઠી વાળીને ભાગી જાઓ; હવે હું તમને ચેતાવું છું. સુમતિ કહે છે કે, મારો સ્વામી જાગ્રત્ થતાં હવે હું ઉત્સાહવાળી અને નિર્ભય બની છું, તેથી હવે તમે દગો કરાવવાને શક્તિમાન્ થવાના નથી; આ પ્રમાણે વિવેક દૃષ્ટિવાળી સુમતિ, ઉદ્ગારો કહાડે છે અને પોતાની ભેદદૃષ્ટિનો અનુભવ ખ્યાલ કરાવે છે.

**भ्रात न तात न मात न जात न, गात न वात न लागत गोरी,**
**मेरे सबदिन दरसन परसन, तान सुधारस पानपयो(गो)री. ॥**
**ठगोरी० ॥ २**

ભાવાર્થઃ—સુમતિ કહે છે કે, હવે તો મને ભ્રાત-તાત-મા જાતિ અને સ્વકીય શરીરની પણ વાત કરવી હે સુમતે ! સારી લાગતી નથી. હવે તો મારા પતિના સ્વરૂપમાં હું લયલીન થઈ ગઈ છું. હવે મને સર્વ દીવસ આત્મપતિનું દર્શન અને તેમને સ્પર્શ કરવો તે સ્પર્શન અને તેમની સાથે લીન થઈ જવું તે તાનરૂપ અમૃતરસ તેમાં ગરકાવ થઈ જવું તેજ ગમે છે. દુનિયાના કોઈ પણ પદાર્થમાં મારૂં ચિત્ત લાગતું નથી. સુમતિ કહે છે કે, સમતે ! મને મારા આત્મસ્વામીના અનંતગુણ વિશિષ્ટ સ્વરૂપમાં લીનતા થઈ જાય છે. મારા સ્વામીના ગુણો વિચારૂં છું ત્યારે આનન્દમય બની જાઉં છું. જ્યારે મારા સ્વામીના ગુણોનું સ્વરૂપ વિચારતાં વિચારતાં, ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ ત્રણની એકતારૂપ એક તાન થઈ જાય છે ત્યારે આનન્દરૂપ અમૃતરસનું પાન કરૂં

છું અને તે વખતે અનુભવ દશાના યોગે મારી અપૂર્વ સ્થિતિને અનુભવું છું, તથા તે વખતે જગત્ છતાં પણ જગત્નું ભાન ભૂલાય છે અને સ્થિરોપયોગમાં આધિ, વ્યાધિ અને ઉપાધિના દુઃખની ગંધ પણ જણાતી નથી. તેવા પ્રસંગે હું જાણું છું કે, અહો મારા અનન્ત જ્ઞાનાદિ ગુણવિશિષ્ટ આત્મસ્વામીના સંબન્ધમાંજ મારૂં અમૂલ્ય જીવન છે અને તેમની સાથે સ્વરૂપરમણતારૂપ તન્મય દશા કરીને રહેવું તેજ ઈષ્ટમાં ઈષ્ટ કર્તવ્ય સમજાય છે. સહજ નિત્ય સુખની ખુમારી આત્મામાં રમણતા કરવાથીજ ઉત્પન્ન થાય છે. આત્મા અને હું એકરૂપ છું; આવું ઐકય થતાં ઘણાં કર્મનાં આવરણો ટળે છે અને અપૂર્વ દર્શન ઉત્પન્ન થાય છે અને તેથી આત્મસ્વામી સંબન્ધ સહજપણે રહે છે; એમ સુમતિ પોતાની સખી સમતાને કહે છે.

**प्राननाथ विछरेकी वेदन, पार न पामुं अथाग थगोरी,**
**आनन्दघन प्रभुदर्शन औघट, घाट उतारन नावमगोरी. ॥**
**ठगोरी० ॥ ३ ॥**

ભાવાર્થ:—સુમતિ કહે છે કે, હે પ્રાણનાથ! તમારા વિરહની વેદનાનો હું પાર પામી શકતી નથી, કારણ કે વિરહરૂપ દુઃખસાગરનો કાંઠો દેખાતો નથી અને તેના ઉંડાપણાનો પણ પાર નથી; માટે હે આનન્દના સમૂહભૂત આત્મન્! હવે જલ્દી દર્શન આપો! પ્રત્યક્ષપણે દર્શન આપો; પરોક્ષપણે પણ અનુભવયોગે તમારાં દર્શન થાય છે, પણ તેમાં હજી આવરણ જણાય છે. આંધળો હસ્તના સ્પર્શવડે મનુષ્યને જાણે અને કોઈ દેખતો આંખવડે સાક્ષાત્ મનુષ્યને જાણે, તેટલો પરોક્ષાનુભવ અને પ્રત્યક્ષમાં ફેર છે. સાક્ષાત્ પ્રત્યક્ષ આત્માનું દર્શન આ કાળમાં નથી, તોપણ ભાવના તો તેની વર્તે છે, તેથી સુમતિ પણ સાક્ષાત્ આત્માનાં દર્શન કરવાની પ્રાર્થના કરે છે. સુમતિ કહે છે કે, અનુભવ દર્શન અને અનુભવ સ્પર્શન કરતાં પ્રત્યક્ષ દર્શન અને પ્રત્યક્ષ તન્મયતારૂપ સ્પર્શન, અનંતગુણ અધિક છે, માટે હે આનન્દઘન આત્મન્! સાક્ષાત્ દર્શન આપો અને પતિનો સાક્ષાત્ દર્શનનો વિયોગ તે રૂપ દુઃખસાગર ઉતરવાને, જિનાગમરૂપ નાવની માગણી કરૂં છું તે સ્વીકારો. જિનાગમરૂપ નાવમાં બેસીને વિયોગરૂપ દુઃખસાગર ઉતરીને હે પ્રભો! તમારાં દર્શન કરવાની અત્યન્ત ઉત્કંઠાને હું ધારણ કરૂં છું; એમ શ્રી આનન્દઘન મહારાજા પોતાના હૃદયમાં અધ્યાત્મતત્ત્વનું ધ્યાન કરીને કહે છે.

पद ४६.
(राग टोडी.)

**चेतन चतुर चोगान लरीरी. ॥ चेतन० ॥**
**जीतलै मोहरायको लसकर, मिसकर छांड अनादि धरीरी. ॥ चेतन० ॥ १ ॥**

ભાવાર્થ:—આત્માની અનન્ત શક્તિ છે, આત્માની શક્તિનો કદાપિ પાર આવનાર નથી, આત્મા મોહરાજાનીસાથે રણમાં લડીને તેને હરાવે છે, મોહરાજાનું લશ્કર પણ મહા જબરૂં છે, મોહનીય કર્મની અઠ્ઠાવીશ પ્રકૃતિયો છે, મોહનીય કર્મના બે ભેદ છે, ૧ દર્શનમોહનીય અને બીજી ચારિત્રમોહનીય; તેમાં દર્શનમોહનીયના ત્રણ ભેદ છે. સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય અને મિથ્યાત્વમોહનીય. જે સમ્યક્ત્વમાં મુંઝાવે છે તેને સમ્યક્ત્વ મોહનીય કહે છે. જેમાં અન્તર્મુહૂર્ત પર્યંત જૈનધર્મપર રૂચિ પણ નહીં અને દ્વેષ પણ નહીં તેને મિશ્રમોહનીય કહે છે. જીવને અજીવ માનવો, ધર્મને અધર્મ માનવો, આદિ દશ પ્રકારનું મિથ્યાત્વ છે તેને મિથ્યાત્વ મોહનીય કહે છે. ચારિત્ર મોહનીયના પચ્ચીશ ભેદ છે, અનંતાનુબન્ધિ ક્રોધ, માન, માયા અને લોભ, અપ્રત્યાખ્યાની ક્રોધ માન, માયા અને લોભ, તેમજ પ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા અને લોભ, તેમજ સંજ્વલનના ક્રોધ, માન, માયા અને લોભ, એ સોળ કષાય જાણવા; તેમજ હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંચ્છા, તથા સ્ત્રીવેદ, પુરૂષવેદ અને નપુંસકવેદ એ નવનો કષાય, સર્વ મળીને ચારિત્ર મોહનીયની પચ્ચીશ પ્રકૃતિ, તથા દર્શન મોહનીયની ત્રણ ભેગી કરતાં, મોહની અઠ્ઠાવીશ પ્રકૃતિયોરૂપ યોદ્ધાઓ આત્માની સાથે અનાદિ કાળથી યુદ્ધ કરે છે. શુદ્ધ ચેતના પોતાના સ્વામીને કહે છે કે, હવે તું મોહના લશ્કરને પોતાની અશુદ્ધ પરિણતિરૂપ કાળીમાને તજીને જીતી લે; હવે તું પોતાનો સમય ગુમાવીશ નહીં. બન્ધ, ઉદય, ઉદીરણા અને સત્તામાંથી મોહનીય કર્મની પ્રકૃતિયોને ઉડાવી નાખ. હે શૂરવીર! હવે રણમેદાનમાં ખરૂં શૂરાતન દેખાડી દે, હવે કેમ વાર લગાડે છે.

**नागी काढले ताडले दुश्मन, लागे काची दोय घरीरी,**
**अचल अवाधित केवलमनसुफ, पावे शिवदरगाहमरीरी. ॥ चेतन० ॥ २ ॥**

ભાવાર્થ:—હે ચેતન! તું મ્યાનમાંથી જ્ઞાનરૂપ તરવાર કાઢીને દુષ્ટ-મોહ નૃપના સુભટોને માર, કેમકે પોતાના શત્રુઓની જે ઉપેક્ષા કરે છે અને સમય પામીને તેનો નાશ કરતો નથી તે મૂર્ખ ગણાય છેઅને તેને ઘણું

ખમવું પડે છે. પોતાના દુશ્મનોનું શલ્ય ગમે ત્યાંથી શોધીને કાઢી નાખવું જોઈએ. હે ચેતન ! મોહ શત્રુએ આપણું બુરૂં કરવામાં બાકી રાખી નથી, હવે તો દુશ્મનોને મારી હઠાવ. પોતાનું ખરૂં શૂરાતન ફોરવીને તેની સાથે લડતાં, કાચી બે ઘડીમાં તું મોહ શત્રુનું નિકંદન કરી નાખીશ. શૂરવીર થઈ મોહ શત્રુનો નાશ કર્યાંથી કદાપિ સમયે, ચલે નહીં એવી અને કદાપિ કાળે જેને કોઈ પણ પ્રકારની બાધા થવાની નથી એવી અને સર્વ દુનિયાના પદાર્થોને એક સમયમાં જાણે છે એવું કેવલજ્ઞાન જેમાં છે, એવી દર્શન ચારિત્રાદિ અનન્ત ગુણોવડે ભરેલી, શિવદરગાહ (મુક્તિ)ને તું પામી શકે, એમાં જરામાત્ર પણ આશ્ચર્ય નથી, માટે હે ચેતનસ્વામિન્! હવે તમે તૈયાર થાઓ. હે ચેતનસ્વામિન્! તમે સજાતીય એવા સંસારી આત્માઓની સાથે લડાઈ કરશો નહીં. હે સ્વામિન્! તમે જે દેખો છો તે તમારા દુશ્મનો નથી, પણ દુશ્મનો તો અન્તરમાં રહ્યા છે, માટે અન્તરમાં રહેલા મમતાદિ શત્રુઓનો સ્વકીય જ્ઞાનથી નાશ કરો. ભૂતકાળમાં અનેક જીવો મોહશત્રુને હઠાવીને મુક્ત થયા અને ભવિષ્યમાં થશે. તમારી શક્તિનો ખ્યાલ કરો. શત્રુના તાબામાં રહેવું એ ભીરૂનું લક્ષણ છે. પોતાના સજાતીય એવા કોઈ પણ આત્માઓ ઉપર દ્વેષ કરવો વા તેઓનું બુરૂં કરવા પ્રયત્ન કરવો, તે અધમાધમનું લક્ષણ છે. તમારા જેવા બહાદૂરે તો હવે, મોહનો સત્યજ્ઞાન તરવારથી નાશ કરવો જોઈએ. હવે વાર ન લગાડો, મોહનો ક્ષય કરો. પોતાના કુટુંબ સમાન અન્યોની સાથે લડાઈ કરે છે તે મૂર્ખજ છે, તે આગળ હવે જણાવે છે.

**और लराइ लरे सो बावरा, सूर पछाडे नाउ अरिरी,**
**धरम मरम कहा बुजे न औरे, रहे आनन्दघन पद पकरीरी ॥**
**चेतन० ॥ ३ ॥**

ભાવાર્થઃ—શૂરો ખરા શત્રુને બાથમાં ઘાલીને પછાડે નહીં અને અન્યથા અન્યની સાથે લડાઈ કરે તો તે મૂર્ખ ગણાય છે. અન્યો પોતાના સત્યધર્મનો મર્મ જાણી શકતા નથી, માટે હે આત્મસ્વામિન્! તું હવે મોહ શત્રુને મારી નાખ. બાહ્ય યુદ્ધો તો જીવો અનાદિ કાળથી કરે છે અને તેથી તેઓ ચતુર્ગતિરૂપ સંસારમાં વારંવાર પરિભ્રમણ કરે છે. મનુષ્યો પોતાની જાતિનાઓને શત્રુઓ તરીકે કલ્પે છે, પણ વસ્તુતઃ તેઓ શત્રુ નથી; પણ તેઓની અંદર રહેલા રાગ અને દ્વેષ શત્રુઓ છે. પોતાની અંદર રાગ દ્વેષાદિ શત્રુ રહ્યા છે ત્યાંસુધી, અન્ય જીવોને શત્રુભૂત માનવામાં આવે છે, પણ પોતાનામાંથી રાગ દ્વેષાદિ શત્રુઓ જતા રહે છે ત્યારે, કોઈ

પણ જીવોપર શત્રુપણાની બુદ્ધિ ઉત્પન્ન થતી નથી. પોતાનામાં ભય રહ્યો હોય છે ત્યાંસુધી બાહ્યમાં ભયના હેતુઓ દેખાય છે, પણ પોતાનું હૃદય નિર્ભય થતાં બાહ્યમાં ભયના હેતુઓ ભાસતા નથી. અન્ય મનુષ્યો વગેરેને શત્રુઓ તરીકે જણાવનારા અન્તરમાં રહેલા રાગદ્વેષાદિ શત્રુઓ છે, માટે સમજવાનું કે અન્યના ઉપર શત્રુ બુદ્ધિ કેમ કરવી જોઈએ; તેમજ જેના ઉપર શત્રુ બુદ્ધિ ધારણ કરીએ છીએ, તે વસ્તુતઃ શત્રુઓ નથી. ખરા શત્રુઓ તો મોહના રાગાદિ સુભટો છે, તેનો જે જ્ઞાન દર્શન અને ચારિત્રવડે નાશ કરે છે, તેજ ખરેખરો શૂરવીર છે. પોતાના ખરેખરા શત્રુઓને જાણનાર આત્મા સત્ય ધર્મનું રહસ્ય જાણે છે અને તેથી તે બાહ્ય શત્રુઓને શત્રુ તરીકે નહીં માનતાં, અન્તરમાં રહેલા રાગાદિને શત્રુ સમજીને તેનો નાશ કરવા રૂપ, સ્વધર્મને ગ્રહણ કરે છે અને તેથી તે પોતાનું આનન્દસમૂહભૂત શુદ્ધરૂપસ્થાન તેને પકડીને રહે છે, અર્થાત્ આત્મા પોતાના શુદ્ધાનન્દ સ્વરૂપમાં રમણતા કરે છે અને સકલ કર્મનો ક્ષય કરે છે, એમ શુદ્ધ ચેતના પોતાના સ્વામિની શૂરવીરતા જણાવે છે અને પોતાના સ્વામીને કર્મનો ક્ષય કરવા ઉત્સાહ આપે છે; એવું શ્રીમદ્ આનન્દઘનજી સ્વકીય હૃદયોદ્ગારથી ગાય છે.

### પદ ૪૭.

(राग टोडी.)

**पिय बिन निशदिन, झूरुं खरीरी. पिय,**
**लहुडी वडीकी कहानी मिटाइ, द्वारतें आंखे कवन टरीरी. ॥**
**पिय० ॥ १ ॥**

ભાવાર્થ:—સમતા શ્રદ્ધાને કહે છે કે, હું મારા આત્મપતિની મોટી સ્ત્રી છું અને મમતા નાની સ્ત્રી છે. તેમ છતાં મારા ચેતનસ્વામી મારી તરફ પ્રેમ દૃષ્ટિથી નિરખતા નથી. મમતાએ મારા સ્વામીને અનેક પ્રપંચોથી એવા ભ્રમિત કર્યા છે કે, મારા નિર્મમત્વ દ્વારની આગળ પણ તેઓ આવી શકતા નથી અને તેથી હું મારા સ્વામીને બારણે રહી નિરખ્યા કરૂં છું, પણ મારા સ્વામી દેખાતા નથી. કુમતિ પોતાના પ્રમત્તરૂપ ઘરમા ભરમાવીને લઈ જાય છે અને મૂર્છારૂપ મદિરાનું પાન મારા સ્વામીને કરાવે છે. મિથ્યાત્વરૂપ ધત્તુરાનું પણ ભક્ષણ કરાવે છે અને અવિવેકરૂપ ગાંજાની ચલમો ભરીને આપે છે, તેથી મારા સ્વામીનું ભાન ઠેકાણે રહ્યું નથી. મારા સ્વામીને ઘરમાં લાવવાનેમાટે અનેક પ્રકારની યુક્તિઓ રચું છું, પણ તે મારૂં જોર ફાવવા દેતી નથી; મારા સામું જોઇને તે અત્યંત દ્વેષ કરે છે; મમતા, વિષયની વાસનાઓથી મારા સ્વામીને લલચાવ્યા કરે છે. કોઈ પણ રીતે મારા સ્વામી મારા

બારણે આવે એમ હું ઇચ્છા કરૂં છું અને રાત્રી દિવસ આશા વડે અનેક પ્રકારના વિચાર કરતી કયારની ઝુરયા કરૂં છું. હવે તો મારૂં મન સ્થિર રહેતું નથી. મારામાં કોઈ જાતનું દૂષણ દેખાતું નથી, તેમ છતાં મારા આત્મરૂપ સ્વામી કુમતિના વશમાં પડી ગયા છે, તેથી હું અહર્નિશ બળ્યા કરૂં છું.

**पट भूखन तन भौंक न ओढे, भावेन चौंकी जराउं जरीरी;**
**शिवकमला आली सुख न उपावत, कौन गिनत नारी अमरीरी.**
**पिय० ॥ २ ॥**

ભાવાર્થઃ—શરીર ઉપર વસ્ત્ર અને દાગિનાને જરાવાર ધારણ કરૂંછું તો તે બિલકુલ ગમતા નથી, તેમજ જડાવ જડેલી ચોકીવાળા દાગિના પહેરૂંછું તો તે પણ બિલકુલ ગમતા નથી. મને મુક્તિ સ્ત્રીરૂપ સખી, પતિના વિરહે સુખ ઉત્પન્ન કરી શકતી નથી, તો દેવતાની સ્ત્રીઓની તો ગણતરીજ શી? કે તે મને સુખ આપી શકે? હે શ્રદ્ધા! મને ત્રણ ભુવનમાં કોઈપણ ઠેકાણે, કોઈ જરા માત્ર પણ સુખ આપી શકે એમ લાગતું નથી. પતિવિનાની હું એકલી અબળા કયાં જઈ શકું? મને મારા પતિવિના ઘરમાં કે બહાર સર્વત્ર ચેન પડતું નથી. મનમાં અનેક પ્રકારના વિચારો આવીને પાછા સરી જાય છે. દુષ્ટ પતિવિયોગરૂપ ચોર મારૂં પ્રાણરૂપ ધન ક્ષણે ક્ષણે હરણ કરે છે. જગત્‌ના જેટલા દૃશ્ય પદાર્થો છે તે સર્વે દૃશ્ય પદાર્થો જડરૂપ હોવાથી તેઓ મને સુખ આપી શકતા નથી અને સત્ય સુખના ઉપાયો પણ બતાવી શકતા નથી. આખું જગત્ જડની સંગતથી જડ જેવું બની ગયેલું દેખાય છે, તેથી તે મારા જેવી દુઃખિયારીની ખબર પણ કયાંથી પુછી શકે? મારા શુદ્ધાત્મ સ્વામીવિના કોઈ પણ મને શોભા આપી શકતું નથી, તેમજ મારી પ્રતિષ્ઠામાં વધારો કરી શકતું નથી. અજ્ઞ મનુષ્યો બાહ્ય પ્રવૃત્તિની ધમાલમાં આંધળાની પેઠે યત્ર તત્ર (જ્યાં ત્યાં) અહર્નિશ રાચી માચી રહ્યા છે. કેટલાક પંડિતો કહેવાય છે તે પણ શબ્દ સૃષ્ટિની રચનામાં અને તેની લીલામાં તન્મય બની ગયા છે, તેથી તેઓ પણ મારા સ્વરૂપને જાણી શકતા નથી. ચૈતન્ય વાદનો અસ્વીકાર કરનારા નાસ્તિકો તો મારા સ્વરૂપની ગંધ પણ જાણતા નથી, તેથી તેઓ મને કયાંથી ઓળખી શકે? મારા શુદ્ધાત્મપતિ વિના વસ્ત્ર અને આભૂષણોની શોભા કોને દેખાડું? ઉલટી વસ્ત્રાભૂષણની શોભા દુઃખમાં વધારો કરે છે. કેમકે શુદ્ધાત્મ પતિના વિરહે સુખનાં સાધનો પણ બિલકુલ ગમતાં નથી.

**सास उसास विसास न राखे, निणद निगोरी भोर लरीरी;**
**और तबीब न तपत बुझावत, आनन्दघन पीयूष जरीरी. पिय०॥३॥**

ભાવાર્થઃ—શુદ્ધચેતના સખી શ્રદ્ધાને કહે છે કે, હે બ્હેન ! કુમતિ શ્વાસોચ્છ્વાસનો વિશ્વાસ પણ મારો રાખતી નથી અને મારા પ્રતિ મારા પતિને એક શ્વાસોચ્છ્વાસ પણ છુટો મુકતી નથી, કારણ કુમતિ જાણે છે કે, જો હું આત્માને ક્ષણ માત્ર પણ છુટો મુકીશ તો પછી મારા સર્વે દાવ પેચો નિષ્ફળ જવાના કેમકે તે સુમતિના સમજાવવાથી તેની પાસે ચાલ્યો જશે, તેથી તે મારા ઉપર અત્યંત દ્વેષ રાખે છે અને મારા પતિને મારા ઉપર વિશેષ અરૂચિ થાય તેમ ભરમાવવામાં બાકી રાખતી નથી. વળી મારી સાથે સવારના પહોરમાં નગુરી લડી પણ ખરી અને મને ખુબ ધમકાવી, તો પણ મારા સ્વામી કાંઇ પણ બોલ્યા નહીં, તેથી મને બહુ દુઃખ લાગ્યું અને તેથી મારા શરીરમાં એટલો બધો તાપ વધી ગયો છે કે, તેને મટાડવાને કોઇ પણ વૈદ્ય શક્તિમાન્ જણાતો નથી. હવે તો એકજ ઉપાય છે કે, મારા આનન્દના સમૂહભૂત આત્મસ્વામી અનુભવ કૃપા દૃષ્ટિરૂપી અમૃતને વરસાવે, તો મારા શરીરનો તાપ ઓલવાય અને પરિપૂર્ણ શાંતિ થાય. મારા આત્મસ્વામીની જો મારા ઉપર કૃપા હોય તો મને કોઈ પણ દુઃખ આપવાને સમર્થ થતો નથી. મારા આત્મસ્વામીની કૃપાદૃષ્ટિ થતાં અત્યંત સ્થિરતા વધે છે, અને સહજ સુખની ધારા વર્ષે છે અને તેથી એક ક્ષણમાત્રમાં અનંત કાળનાં દુઃખો ભૂલી જવાય છે. મારા સ્વામીની અમીમય દૃષ્ટિની વૃષ્ટિ થતાં સહજ આનન્દની છાયા છવાઈ જાય છે. હે સખી ! તું ચતુર છે, માટે તારી આગળ શું વિશેષ કહું ! તું સર્વ સમજે છે.

### पद ४८.

( राग मारु जंगलो. )

**मायडी मुने निरपख किणही न मुकी ॥ निरपख. ॥ माय० ॥**
**निरपख रहेवा घणुंही झूरी, धीमे निजमति फूकी ॥ माय० ॥१॥**

ભાવાર્થઃ—સમ્યક્ત્વમતિ કહે છે કે, હે વિદ્યા માતર્ ! મને પક્ષપાત વિનાની કોઈએ મૂકી નથી. કોઇએ મને નિરપક્ષ રહેવા દીધી નથી. જિનેશ્વર સર્વજ્ઞ મહાવીરના વચનાનુસારે નિરપક્ષ રહેવા હું ઘણું ઝૂરી, મેં ઘણાં ફાંફાં માર્યાં, પણ પક્ષવાળાઓએ પોતાની સ્વચ્છન્દતાવાળી બુદ્ધિથી મારૂં સ્વરૂપ વિષ મિશ્રિત અન્નની પેઠે કરી નાખ્યું. શાસ્ત્રોમાં રહેલી ધર્મ વિદ્યાથી સમ્યગ્મતિ ઉત્પન્ન થવી જોઇએ પણ

જગત્ના લોકો દૃષ્ટિ રાગવાળી મતિ ધારણ કરીને, પોતાનો પક્ષ જૂઠો હોય છે તોપણ તેનું સમર્થન કરે છે. દાખલા તરીકે વિચારો કે આ જગત્ અનાદિકાળનું છે, તેનો કોઈ બનાવનાર નથી, બનાવવાનું પ્રયોજન પણ સિદ્ધ થતું નથી; રાગ અને દ્વેષરહિત સિદ્ધ પરમાત્મા કદી કોઈ વસ્તુને બનાવતા નથી, તેમજ સિદ્ધ પરમાત્માઓ પુનઃ અવતાર લેઈ શકતા નથી, છતાં કેટલાક તે તે પક્ષધારક કૂલમાં જન્મેલાઓ, પક્ષપાતવડે પોતાનો અસત્ય સિદ્ધાન્ત સ્થાપન કરવા યુક્તિયો રચેછે. યજ્ઞમાં પશુહોમ વગેરેથી હિંસા-પાપ થાય છે, છતાં પક્ષપાત બુદ્ધિથી પોતાનો કદાગ્રહ છોડતા નથી. તેમજ કેટલાક ઈશુખ્રીસ્તના પન્થને સ્વીકારે છે અને કદાગ્રહ બુદ્ધિથી ઈશ્વર જગત્નો બનાવનાર નથી છતાં માને છે. કેટલાક અનેક પ્રકારની સત્ય યુક્તિયો જાણતા છતાં પણ ચાર્વાક અર્થાત્ જડવાદનો માર્ગ ત્યાગતા નથી. કેટલાક દારૂ અને માંસ વગેરે પદાર્થોને ખાનારાના કૂળમાં જન્મેલા હોવાથી, થએલી પક્ષપાત બુદ્ધિને ધારણ કરી તેનીજ કુયુક્તિયોથી પુષ્ટિ કરેછે. દાદુપંથી-નાનકપંથી વગેરે એકાન્ત વાદીઓ, સ્વપક્ષ રાગ દૃષ્ટિથી સાચું બતાવ્યા છતાં પણ દૃષ્ટિરાગના બળથી અસત્ય સિદ્ધાન્તોને પણ સત્ય તરીકે સ્વીકારે છે.

**योगीयें मलीने योगण कीनी, यतियें कीनी यतणी ॥**
**भगतें पकडी भगताणी कीनी, मतवाले कीनी मतणी. ॥माय० ॥२॥**

**ભાવાર્થઃ**—સમ્યક્ત્વ મતિ કથે છે કે, હે જનની ! એકાન્તમતધારક યોગિઓએ ભેગા થઇને મને યોગમાર્ગરૂપે પરિણમાવી, અર્થાત્ તેઓએ મને પોતાના વશ કરી યોગિની તરીકે બનાવી દીધી. ઇન્દ્રિયોને કબજામાં રાખનાર એવા બૌદ્ધ ધર્મના યતિઓએ મને તેમના પન્થમાં ખેંચીને યતણી બનાવી દીધી. જૈનના સાધુઓને યતિ કથવામાં આવે છે, પણ તેઓનું અત્ર ગ્રહણ કરવું નહીં, કારણ કે તેઓ તો અનેકાન્તવાદને ધારણ કરેછે, અનેકાન્તવાદમાં પક્ષપાત નથી; જૈનયતિઓ દરેક વસ્તુઓને અપેક્ષાએ માને છે, તેથી જૈનના સાધુઓ સર્વજ્ઞ જિનેન્દ્રની આજ્ઞાનુસારે સત્ય સિદ્ધાન્ત સ્વીકારતા હોવાથી તેઓ વસ્તુતઃ નિષ્પક્ષપાતી છે. જૈનના સાધુ સરખા બૌદ્ધના સાધુઓ કેટલાક વેષાદિના અંશે દેખાય છે, તેથી શ્રીમદ્ આનન્દઘનજી તેમને યતિ કથે તે સત્ય છે. મતિ કહે છે કે, નરસિંહ, કબીર વગેરે ભક્તોએ મને પકડીને પોતાની ઇચ્છિત ભક્તિમાં મારો ઉપયોગ કરીને, મને ભક્તાણી બનાવી દીધી. ભક્તિમાંજ મોક્ષ છે,

સાધુ થવાની જરૂર નથી, જ્ઞાન પ્રાપ્ત કરવાની આવશ્યકતા નથી; આમ એકાન્તે અજ્ઞ ભક્તિના સિદ્ધાન્તને માની અન્યનું ઉત્થાપન કરી ભક્તોએ મને પક્ષપાતમાં ખેંચીને તેમની ભક્તાણી બનાવી દીધી. તેમજ વૈષ્ણવ આદિ મતને માનનારાઓએ મને ખેંચીને પોતાના તાબામાં લેઈ, તે તે મતની મતણી બનાવી દીધી. શાંકર, વૈષ્ણવ વગેરે મતવાળાઓ પોત-પોતાના મતની પુષ્ટિ કરવામાં મતિનો ઉપયોગ કર્યા કરેછે અને તેઓ યુક્તિયોની શોધમાં પક્ષપાતની મતિને ખેંચી લેઈ જાય છે. પૂર્વના મતોનું દલન કરીને કેટલાક, નવીન મતોને કુમતિથી પ્રગટ કરે છે, જેથી દુનિયાના લોકો પણ તેમાં ફસાઈ જાય છે. ખરેખર પ્રભુ મહાવીર જિનેશ્વર કથિત ધર્મનો ત્યાગ કરીને અજ્ઞાની જીવો અન્ય મતોમાં ફસાય છે.

**केणे मुकी केणे लूंची, केणे केसे लपेटी ॥**
**एक पखो में कोइ न देख्यो, वेदना किणही न मेटी. ॥ माय०॥३॥**

ભાવાર્થ:—સમ્યક્ત્વ મતિ કહે છે કે, હે ધર્મવિધા માતર્ ! કેણે તો મારો ત્યાગ કર્યો. અજ્ઞાનવાદીઓ કહે છે કે, મતિ અર્થાત્ જ્ઞાનજ દુ:ખકારક છે, માટે જ્ઞાનનો ત્યાગ કરવો જોઇએ અને અજ્ઞાનનો પક્ષ સ્વીકારવો જોઇએ. અજ્ઞાનવાદી કહે છે કે, જ્ઞાનથી શત્રુ મિત્રનો ભેદ માલુમ પડે છે તેથી દુ:ખ ઉપજે છે, જ્ઞાનથી સત્ય અને અસત્યનું ભાન થાય છે તેથી સત્ય ઉપર રાગ અને અસત્યપર દ્વેષ ઉત્પન્ન થાય છે, માટે મતિ (જ્ઞાન) તેજ ખરાબ છે. જ્ઞાનથી ધર્મ અને અધર્મ જણાય છે, તેથી ધર્મપર રાગ અને અધર્મપર દ્વેષ ઉત્પન્ન થાય છે, અર્થાત્ જ્ઞાનથી જગત્માં ક્લેશ-દુ:ખ ઉપજે છે, માટે જ્ઞાનનો ત્યાગ કરવો જોઇએ; આમ અજ્ઞાનવાદી પોતાનો પક્ષ સ્વીકારીને મતિનો ત્યાગ કરે છે. પણ વસ્તુત: અજ્ઞાનવાદી પક્ષપાતધારી મતિથીજ પોતાનો પક્ષ જમાવે છે અને મને પછી મૂકી દેવાનું જણાવે છે. અજ્ઞાનવાદીને પુછવામાં આવે કે તું અજ્ઞાનની પુષ્ટિ કરે છે તે જ્ઞાનથી કરે છે કે અજ્ઞાનથી કરે છે ? ઉત્તરમાં તે કહેશે કે જ્ઞાનથી. બસ. જ્ઞાનથી અજ્ઞાનનો પક્ષ સિદ્ધ કરીને જ્ઞાનનેજ પુન: છોડવાનો ઉપદેશ દેવો એ પક્ષપાતજ છે. મતિ કહે છે કે કેટલાક લોકોએ મને લુંચી, મને છિન્ન ભિન્ન કરી નાખી. અથવા કેટલાક લોકો એકાન્તે લોચમાંજ ધર્મ માની અન્ય જ્ઞાન, સમતા વગેરેનો ત્યાગ કરે છે, તેઓની એકાંતે લોચ બુદ્ધિ થવાથી તેમણે તેવારૂપે મને પરિણમાવી. કોઈ યોગીઓએ કેશમાં ગંગાને લપેટવાની પક્ષપાત બુદ્ધિમાં મને ખેંચીને મને પણ કેશમાં લપેટી દીધી. અર્થાત્ જટાજૂટ ધારણ કરીને તેમાં ધર્મ માનવાની બુદ્ધિરૂપે મને પરિણમાવી.

કેટલાક બાવાઓ એકાન્તે મિથ્યાત્વના યોગે એમજ માને છે કે, લાંબી જટા રાખી તેમાં ગંગાને લપેટી રાખવાથી મુક્તિ મળે છે. આવા મૂર્ખ લોકો પણ મતિને મિથ્યાત્વમાં ખેંચીને પોતાના કેશમાં લપેટે છે. બાહ્ય દૃષ્ટિધારક મિથ્યાદર્શનીઓમાં નિરપક્ષ સ્યાદ્વાદરૂપ એક સત્ય પક્ષ ધારણ કરનાર કોઈ દીઠો નહીં, તેથી તેઓથી મારી વેદના ટળી નહીં.

**राम भणी रहीमान भणाई, अरिहंत पाठ पठाई ॥**
**घरघरने हुं धंधे वलगी, अळगी जीव सगाई. ॥ माय० ॥ ४ ॥**

ભાવાર્થ:—મતિ કહે છે કે, હે વિદ્યાજનની! રામના નામનું ભજન કરનારાઓએ મને રામમાં જોડી રામનો પાઠ ભણાવ્યો. રામ સ્નેહી, રામાનન્દી વગેરે પન્થના સાધુઓ તથા ભક્તો રામરામ જપ્યા કરે છે. રામરામ જપનારાઓ પોતાનો પક્ષ તાણીને પ્રભુનાં અન્ય નામ જપવામાં ધર્મ માનતા નથી. કૃષ્ણ અને હરિનું નામ જપનારાઓ પોતાના પન્થમાં રાચે છે, માચે છે અને શિવનું નામ પણ દેતાં પાપ માને છે. શિવનું નામ ભજનારાઓ અન્યનું નામ દેતાં અરૂચિને ધારે છે, તે પણ મને પક્ષપાતમાં તાણે છે. અરિહંત જપનારાએ મને અરિહંતનો પાઠ પઢાવ્યો, અરિહંતનો પાઠ ભણતાં અનેક ભવનાં પાપ ટળે છે. અરિહંતના સમાન જગત્માં કોઈ અન્ય દેવ નથી, અરિહંત ભગવાનનો ઉપદિષ્ટ ધર્મ સમાન અન્ય કોઇ ધર્મ નથી. અરિહંત એ શબ્દનો અર્થપૂર્વક જાપ કરતાં સકલ કર્મનો ક્ષય થાય છે, પણ મરીચિની પેઠે જે ઉત્સૂત્ર પ્રરૂપણા કરીને જે જૈનધર્મમાં નિન્હવો થઈ પન્થ કાઢે છે, તે મહા પાપ ઉપાર્જન કરે છે. શ્રીમદ્ આનન્દઘનજીએ કહ્યું છે કે, पाप नहि कोइ उत्सूत्रभाषणजिसो. धर्म नहि कोइ जगसूत्रसरीखो ॥ सूत्रअनुसार जे भविक किरिया करे, तेहनो शुद्धचारित्र परखो. ॥ धार० ॥ જગત્માં જિનેશ્વરનાં આગમો વિરૂદ્ધ ઉત્સૂત્ર ભાષણ કરવું તેના સમાન કોઈ પાપ નથી અને જિનકથિત આગમોના અનુસારે ઉપદેશ દેવો તેના સમાન કોઇ ધર્મ નથી. પિસ્તાલીશ આગમો વગેરેના અનુસારે ઉપદેશ દેવો જોઇએ. ઉત્સૂ ભાષણ કરનારાઓ, અરિહંતનો સત્ય પાઠ ભણતાં મને કદાગ્રહમાં ખેં છે, તેઓ ઉત્સૂત્ર પ્રરૂપણાવડે મને કુયુક્તિ કદાગ્રહના પક્ષમાં ખેંચે છે. નામમાત્રનો જાપ કરવામાં આવે અને વસ્તુસ્વરૂપ સમજવામાં ન આવે તેમજ ઉત્સૂત્ર ભાષણ, કદાગ્રહ, વગેરે દોષને સેવવામાં આવે તો અરિહંત પાઠમાં સ્થપાયલી મતિને, સમ્યગ્ અનેકાન્ત જ્ઞાનના અભાવે પક્ષમાં ખેંચાઈ લેઈ જવાય એમ બનવા યોગ્ય ધારીને, શ્રીમદ્ આનન્દઘનજી

આ પ્રમાણે ઉપદેશે છે. ઉત્સૂત્ર ભાષણ કદાગ્રહ જેનામાં નથી, એવા મનુષ્યો મુક્તિની બુદ્ધિથી અલ્પબોધ છતાં પણ અરિહંતનો પાઠ ભણી મુક્ત થાય છે. મહાપુણ્યના ઉદયે અરિહંતનું નામ સાંભળવામાં તથા જપવામાં આવે છે. અરિહંત પાઠ પઢાઈનો અર્થ અમારી બુદ્ધિ પ્રમાણે કર્યો છે, તેનો ખરો અર્થ અનુભવમાં આવતો નથી. કેટલીક જૂની પ્રતોમાં આ પદ દેખવામાં આવતું નથી, તેથી આ પદ આનન્દઘન-કૃત છે કે અન્યકૃત છે તેનો હાલના વિચારાનુસારે નિર્ણય થતો નથી. તત્ત્વં જ્ઞાનિ ગમ્યમ્. મતિ કહે છે કે, અનેક પન્થરૂપ ઘરઘરને ધંધે લાગી છું. સર્વ પન્થવાળાઓ મને તેમના પન્થમાં ખેંચી જઈ મારાથી પોતાનું કાર્ય કરે છે, પણ તેથી મારા ચેતન સ્વામી અને મારી સગાઈ થતી નથી; તેમજ મુક્ત દશા થતી નથી.

**केणे ते थापी केणे उथापी, केणे चलावी किण राखी ॥**
**केणे जगाडी केणे सूआडी, कोइनुं कोई नथी साखी. ॥माय०॥५॥**

ભાવાર્થઃ—મતિ કહે છે કે, હે વિદ્યામાતર્! મને કોઈએ સ્થાપન કરી, કેટલાકે ઉત્થાપી, કેટલાકે પોતાના મત સ્થાપનમાં અને અનેક પ્રકારના પક્ષવાદમાં પ્રવર્તાવી અને કેટલાકે મને સમ્યગ્ ઉપયોગમાં ન લીધી, કેટલાકે સ્થિર રાખી, કેટલાકે મને સદાકાળ જાગ્રત્ રાખી, કેટલાકે શૂન્યદશા એજ મુક્તિ છે એવું માની મને સુવાડી, અર્થાત્ શૂન્યવત્ કરી નાખી; કેટલાક શૂન્યપણામાં મુક્તિ માને છે તે પન્થવાળાઓ કહે છે કે મુક્તદશામાં જ્ઞાન રહેતું નથી; તેમના મતમાં મતિનું સુવા-પણું જાણવું. કેટલાક અનેક પ્રકારના તર્ક કરવા અને અનેક યુક્તિયોથી લીધેલા પક્ષનું મંડન કરવું અને અનેક પ્રકારની યુક્તિયોથી વિપક્ષનું ખંડન કરવું, એજ કાર્યમાં મારો ઉપયોગ કરે છે. કેટલાક ર[illegible]દ્વેષના યોગે પોતપોતાના પક્ષમાં મારો ઉપયોગ કરેછે. એકેક વસ્તુમ[illegible]પેક્ષા-એ અનન્ત ધર્મ રહ્યા છે, તેનો કેટલાક એકાન્ત વાદિયો સ્વી[illegible]ર કરતા નથી. एगंते होइ मिच्छत्तं એકાન્તે મિથ્યાત્વ હોય છે. જ્યાં એકાન્ત વાદ નથી, તે અનેકાન્ત વાદ કથાય છે. અનન્ત કેવલજ્ઞાનવંત શ્રીવીર પ્રભુએ જગત્માં સર્વ વસ્તુઓમાં રહેલા અનન્ત ધર્મોને જણાવવાને અનેકાન્ત વાદની પ્રરૂપણા કરી છે. સાત નયપૂર્વક વસ્તુતત્ત્વનો વિચાર કર્યા વિના, વસ્તુનું સમ્યક્ સ્વરૂપ અવબોધાતું નથી. શ્રી મહાવીર કથિત જૈન ધર્મમાં કોઈ પણ બાબતનો વસ્તુ ધર્મમાં પક્ષપાત નથી. અન્ય દર્શનોમાં તો એકાન્તવાદ હોવાથી રાગદ્વેષ યોગે મને તેઓ પક્ષપાતમાં ખેંચે છે, એમ મતિ કહે છે. અન્ય દર્શનો—પન્થો, જડવાદ વગેરેમાં

કોઇનું કોઈ સાક્ષી નથી. મને જે વિત્યું છે તેની સાક્ષી કોઈ નથી, મારી વિતકવાર્તા હું પોતે જાણું છું; એમ મતિ કથે છે.

धींग दुर्बलने ठेलीजे, ठींगे ठींगो वाजे ॥
अबला ते केम बोली शकियें, वड योद्धाने राजे. ॥ माय० ॥६॥

ભાવાર્થ:—મતિ કહે છે કે, હે વિદ્યામાતર્! કોઈ સર્વ બાબતોમાં બળવાન્ હોય છે તે દુર્બળને, મને પક્ષમાં લેઈ હરાવે છે. બળવાન્ યુક્તિવાળો નિર્બળને હરાવે છે. સરખે સરખા હોય તો પરસ્પર શાસ્ત્રાર્થ કરીને સરખા ઉતરે છે. જે પન્થવાળા અનેક પ્રકારની યુક્તિયો કરે છે અને મતિને પક્ષમાં તાણી અનેક પ્રકારના શાસ્ત્રાર્થ, વાદવિવાદો કરે છે, તેવા પન્થવાળાઓ અન્ય નિર્બળ પક્ષવાળાઓને હરાવે છે. ખ્રીસ્તિઓ, વેદાન્તિયો, આર્યસમાજીઓ, બૌદ્ધો અને મુસલ્માનો પોતપોતાના ધર્મનો પક્ષ વિસ્તારવાને માટે અનેક પ્રકારની યુક્તિયો કર્યા કરે છે. પોતાના પક્ષમાં મને ખેંચી અનેક પ્રકારનાં મંડન ખંડન કર્યા કરે છે. એકાન્તવાદરૂપ પક્ષપાત વિનાના અનેકાન્તવાદ જાણનારા ખરા જૈનો મને સમ્યક્ પક્ષપાત રહિતપણે ધારણ કરે છે. દુનિયામાં જૈનધર્મ સમાન અન્ય કોઈ ધર્મ નથી. જૈનધર્મના પ્રવર્ત્તકો, આચાર્યો, સાધુઓ વગેરે ગચ્છ ક્રિયાના ભેદે સંકુચિત દૃષ્ટિ ધારણ કરીને હાલમાં કેટલાક પરસ્પર ચર્ચાઓ કરે છે. એક વખત જૈનધર્મ પાળનારની સંખ્યા ચાલીશ કરોડની હતી. જૈનો અનેક પ્રકારનાં શાસ્ત્ર અને અનેક પ્રકારની ભાષાઓનો અભ્યાસ કરીને, અન્યોને જૈનો બનાવતા હતા. જૈનશાસ્ત્રોનો પરિપૂર્ણ અભ્યાસ કર્યાવિના જે નામમાત્રથી જૈનો કથાય છે, તે જૈનધર્મને જાણી પણ શકતા નથી અને જૈનધર્મની વૃદ્ધિ પણ કરી શકતા નથી અને જૈનધર્મનું આરાધન પણ કરી શકતા નથી. જૈનો લાખો અને કરોડો રૂપૈયા અન્ય માર્ગોમાં વાપરે છે, તેથી જૈનધર્મનો ઉદ્ધાર થતો નથી. જૈનગુરૂકુલો અને સાધુ પાઠશાલાઓ વગેરેમાં લાખો અને કરોડો રૂપૈયા વાપરવામાં આવશે તો જૈનોની અને જૈનધર્મની જગત્માં અસ્તિતા રહેશે. મતિ કહે છે કે, ઉત્તમ એવા જૈનધર્મ સિવાય સર્વત્ર મને એકાંત પક્ષમાં મોહ યોદ્ધાએ ખેંચી. હું અબળા છું તે મોહરૂપ બળવાન્ યોદ્ધાના રાજ્યમાં શું બોલી શકું? મોહની આગળ મારૂં શું જોર ચાલી શકે? મતિ કહે છે કે, મોહવડે એકાન્ત વાદીઓમાં મારી ખરાબ દશા થઈ.

जे जे कीधुं जे जे कराव्युं, तेह कहेती हुं लाजुं,
थोडे कहे घणुं प्रीछी लेजो, घरशुं तीरथ नहीं बीजुं. माय० ॥ ७ ॥

ભાવાર્થ.:—મતિ કહે છે કે, હે જનની! મોહયોદ્ધાના વશમાં થએલા એકાન્તવાદીઓએ જે જે મિથ્યા આચરણ કર્યું અને જે જે મિથ્યા મન, વાણી અને કાયાની પ્રવૃત્તિ કરાવી, તે કહેતાં હું લજ્જા પામું છું. સાંસારિક કાર્યોમાં પ્રવૃત્તિના વિચારો મારી પાસે મનુષ્યોએ એવા અશુભ કરાવ્યા કે તેનું વર્ણન કરતાં મને લજ્જા ઉત્પન્ન થાય છે. મોહ રાજાએ મારી પાસે ક્રોધથી અશુભ વિચારો કરાવ્યા, માનથી અશુભ વિચારો કરાવ્યા, માયાથી અશુભ વિચારો કરાવ્યા, લોભથી અશુભ વિચારો કરાવ્યા, ઈર્ષ્યાથી અશુભ વિચારો કરાવ્યા, નિન્દાથી અશુભ વિચારો કરાવ્યા, હિંસાના વિચારો કરાવ્યા, અસત્ય વદવાના વિચારો કરાવ્યા, સ્તેયકર્મના વિચારો કરાવ્યા, વ્યભિચારના વિચારો કરાવ્યા, પરિગ્રહના વિચારો કરાવ્યા, વિશ્વાસઘાતના વિચારો કરાવ્યા, કુદેવ, કુગુરૂ અને કુધર્મની માન્યતાના વિચારો કરાવ્યા, વિષયવાસનાના વિચારો કરાવ્યા અને માન-પૂજા, કીર્તિ વગેરે અનેક પ્રકારના પાપ વિચારો મારીપાસે કરાવ્યા; એમ જગત્‌માં સર્વ જીવોને, મોહે પોતાના તાબામાં લીધા છે. મોહરાજાએ સંસાર નાટક રચીને સર્વ જીવોને પાત્રરૂપે બનાવીને નચાવે છે, મને પણ ખેંચીને પોતાની ઇચ્છા પ્રમાણે પ્રવર્તાવે છે. હે જનની! તમો થોડી વાત કરતાં ઘણું સમજી લેશો. ઘરથકી અન્ય તીર્થ મોટું નથી, તમે મારી મા છો તેથી આપ પૂજ્યા હોવાથી આપની આગળ મારી કર્મકથા કથું છું. મારો સ્વામી જે ચેતન છે તે મારૂં તીર્થ છે, પણ તેની પ્રાપ્તિ થાય તેમ એકાન્તવાદીઓની આવી પ્રવૃત્તિથી જણાતું નથી.

**आप वीती कहेतां रीसावे, तेथी जोर न चाले ॥**
**आनन्दघन वहालो बांहडी जाले, तो बीजुं सघळुं पाले.**
**॥ माय० ॥ ८ ॥**

ભાવાર્થ:—મતિ કથે છે કે, હે અષ્ટપ્રવચન માતર્! પોતાના દુઃખની વાત પોતાના મનુષ્યને કહેવાથી ફાયદો છે, તેમ છતાં પોતાનાંજ મનુષ્યો રીસાય તો તેથી જોર ચાલી શકતું નથી. મતિ કથે છે કે, મારો આનન્દનો ઘનભૂત આત્મસ્વામી જો મારો હાથ ઝાલે તો બીજી સઘળી વાત પાલવે. પોતાના સ્વામિની કૃપાવિના કોઈ પણ કાર્યની સિદ્ધિ થતી નથી. કેટલાક રાગથી મને રાગના પક્ષમાં ખેંચેછે. કામરાગ, સ્નેહરાગ અને દૃષ્ટિરાગ; એ ત્રણ પ્રકારના રાગમાં લોકો ફસાઈ જાય છે. રાગથી મનુષ્ય, જાતિઅંધ કરતાં વિશેષ અંધ બને છે. શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાય ભગવાન્ કહે છે કે, जातिअन्धनो रे दोष

न आकरो, जे नवी देखे रे अर्थ; मिथ्या दृष्टि रे तेहथी आकरो, माने अर्थ अनर्थ.— જાતિઅંધનો દોષ આકરો નથી, કારણ કે તે ચક્ષુવિના પદાર્થને દેખી શકતો નથી; મિથ્યા દૃષ્ટિ જીવ તો તેથી પણ બહુ અંધ છે, કારણ કે અર્થને પણ અનર્થ માને છે. સત્યને અસત્ય માને છે. ધર્મને અધર્મ માને છે. દ્વેષ ધારનારાઓ પણ મતિને વિપરીત માર્ગમાં ખેંચે છે. દ્વેષી જીવો સત્ય ધર્મને ઓળખી શકતા નથી. દ્વેષના યોગે મનુષ્યો સંસારમાર્ગે તરફ ઘસડાય છે. દ્વેષના યોગે મનુષ્યો ન કરવાનું પાપાચરણ કરે છે. દ્વેષના યોગે મનુષ્યો નયોની અપેક્ષાએ સત્યતત્ત્વને ગ્રહી શકતા નથી. રાગદ્વેષના યોગે મનુષ્યો પોતાની મતિને પક્ષપાતમાં તાણે છે. અનુભવીઓ આ બાબતને સમ્યક્ અવબોધી શકે છે. આનન્દઘન આત્મા જો કૃપા કરે તો મને, એટલે મતિને સમ્યક્રૂપે પરિણમાવી શકે. આત્મા જો પોતાના સ્વરૂપમાં પરિણમે છે તો મતિને સમ્યક્ત્વ દૃષ્ટિરૂપે પરિણમાવીને તેના સકલ કલેશોને હરે છે. અષ્ટ પ્રવચનરૂપ માતાની આગળ સર્વત્ર સર્વ પન્થોમાંથી ભમીને આવેલી અને જૈનદર્શનમાં અનેકાન્ત પક્ષ દેખી સ્થિર થએલી, મતિ આ પ્રમાણે પોતાનું હૃદય ખાલી કરે છે. શુદ્ધચેતના તે જનનીરૂપ છે અને સમ્યગ્મતિ તે પુત્રીરૂપ છે, સમ્યગ્મતિ પોતાની જનની શુદ્ધચેતનાને ઉપર્યુક્ત વચનોવડે વિજ્ઞપ્તિ કરે છે, એમ પક્ષાંતર અર્થદ્વારા અવબોધવું. રાગ અને દ્વેષથી જે મતિને ધર્મમાં પરિણમાવે છે તેનાથી મતિને આનન્દ પડતો નથી. રાગ અને દ્વેષ રહિત આત્મામાં મતિને પરિણમાવવાથી આત્મામાં અનંત સુખ પ્રગટે છે. મતિ, શુદ્ધચેતનારૂપ માતાને કહે છે કે, જો મારો હાથ અનન્તાનન્દઘનરૂપ આત્મા ઝાલે તો અન્ય અનેક પ્રકારનાં દુઃખને હું સહન કરી શકું. આત્મામાં મતિનું અવસ્થાન થાય એમ શુદ્ધચેતનાની આગળ મતિ કહે છે; એમ આનન્દઘનજી જણાવે છે.

### पद ४९.

( राग सोरठ. )

**कंचन वरणो नाह रे, मुने कोई मिलावो ॥ कं० ॥**
**अंजन रेख न आंख न भावे, मंजन शिर पडो दाह रे ॥**
**मुने कोई० ॥ १ ॥**

ભાવાર્થ:—સમતા કહે છે કે, મારો સ્વામી, કંચન સમાન વર્ણવાળો છે; તેવા પ્રકારના મારા સ્વામીને અરે! કોઈ મારા હિત કર-

નારાઓ મેળવી આપો. કરોડો મણ કાષ્ઠવડે ચેતાવેલી અગ્નિમાં સુવર્ણ નાખવામાં આવે છે તો તેનું વાન તેવું ને તેવું રહે છે અને સુવર્ણનો નાશ થતો નથી, તેમ આત્માની પણ તેવીજ સ્થિતિ છે. ત્રણ કાલમાં આત્મદ્રવ્યનો નાશ થતો નથી. આત્માની સત્તા કંચનની પેઠે નિર્મલ છે. ત્રણ કાલમાં આત્મદ્રવ્યનું સ્વરૂપ ફરતું નથી. મારા આત્મસ્વામિની આંખમાં અંજનની રેખા નથી અને અંજન પણ તેમને આંખમાં ભાવતું નથી. મારા સ્વામિની ચક્ષુઓ જુદાજ પ્રકારની છે અને તેમની આંખનું તેજ પણ જુદાજ પ્રકારનું છે. મારા સ્વામિની આંખોવડે સર્વ પ્રકારની વસ્તુઓ દેખાય છે. મારા સ્વામીને સ્નાન કરવું ગમતું નથી, કારણ કે બાહ્યસ્નાનની તેમને કંઈ પણ આવશ્યકતા નથી; તેથી સ્નાનના શિરપર દાહ પડો, અર્થાત્ સ્નાનનું નામ પણ ન રહો, એમ કહેવાનો આશય પ્રતીત થાય છે. મારા સ્વામી સત્તાએ નિર્મલ છે, તેઓ બાહ્ય શરીરિઓની પેઠે બાહ્ય જલથી સ્નાન કરતા નથી. બાહ્ય સ્નાનથી બાહ્ય મલનો નાશ થાય છે, અર્થાત્ બાહ્ય સ્નાન કરનારાઓ આત્માની શુદ્ધિ કરવા સમર્થ થતા નથી. કહ્યું છે કે,

શ્લોક.

समता नदी संयमतोय पूर्णा, सत्यावहाशील तटाद्योर्मिः ॥
तत्राभिषेकं कुरु पांडुपुत्र, न वारिणा शुद्धयति चान्तरात्मा ॥ १ ॥

શ્રીકૃષ્ણ કહે છે કે, હે પાંડુપુત્ર ! સમતા નદી છે અને તે સંયમજલથી પૂર્ણ છે, સત્ય પ્રવાહવાળી છે, વલી તે શીલતટવાળી છે, દયારૂપ ઉર્મીવાળી છે; તેમાં તું સ્નાન કર. અન્તરાત્મા જલવડે શુદ્ધ થતો નથી, આત્માને બાહ્યસ્નાનની જરૂર નથી; એવો મારો શુદ્ધ ચેતનસ્વામી કોઈ મેળવી આપો. કારણ કે સ્ત્રીની શોભા સ્વામીથી છે.

कौन सेन जाने पर मनकी, वेदन विरह अथाह ॥
थर थर धूजे देहडी मारी, जिम वानर भरमाह रे ॥
मुने० ॥ २ ॥

ભાવાર્થ:—સમતા કહે છે કે, મારા શુદ્ધ ચેતન સ્વામિના વિરહથી મને અથાગ (જેનો પાર ન પમાય તેટલી) વેદના થાય છે. મને જે પતિવિરહની વેદના થાય છે તેને હુંજ જાણી શકું છું. પરના મનના આશયો અન્ય શી રીતે જાણી શકે? ગર્ભિણીને જે પ્રસવ સમયે તેના મનમાં જે વેદના થાય છે, તેને વન્ધ્યા સ્ત્રી શી રીતે

જાણી શકે? તે પ્રમાણે મારા મનમાં જે વેદના થાય છે, તેને અન્ય શી રીતે જાણી શકે. મારી દશા જેવી જેઓની દશા થાય છે તેજ મારા મનની વેદનાને કદાપિ-કોઈક અંશથી-અનુભવવડે અવબોધવા સમર્થ થઈ શકે. આત્મસ્વામીનો પ્રેમ ખરેખર મારા મનની વિચિત્ર દશા કરે છે. મારા સ્વામિના વિરહથી અને તેમના અત્યંત સ્મરણથી મારી દેહલતા થરથર ધ્રુજે છે. કેવી રીતે ધ્રુજે છે તે બતાવે છે; જેમ કોઈ વાનર ભ્રમિત થયો હોય અને વાનર યૂથથી છૂટો પડ્યો હોય તે જેમ થરથર ધ્રુજે છે, તેમ હું પણ આત્મપતિના વિયોગે થરથર ધ્રુજું છું. અરે ! મારી આવી દશાથી શું પરિણામ આવશે તે સમજાતું નથી; માટે અરે ! કોઈ સન્ત-ઉપકારી હોય તેઓ મારા સ્વામીનો મેળાપ કરી આપે. દયાળુ પુરૂષો સદાકાળ અન્યોનાં દુઃખડાં ટાળવા પ્રયત્ન કરે છે. આ પણ ભાવપ્રાણરક્ષણ કરવારૂપ ભાવદયાનું કાર્ય છે, માટે કોઈ સન્તો ભાવદયા લાવીને મારા આત્મસ્વામીનો મેળાપ કરી આપો. મેળાપ કરાવી આપનારનો ઉપકાર કદાપિકાળે હું ભૂલીશ નહીં. સન્ત પુરૂષો અનેક પ્રકારનાં દુઃખ વેઠીને પણ અન્યોનું શ્રેય કરે છે. મારો શુદ્ધ ચેતન સ્વામી જે મેળવી આપે તેનાં હું ઉવારણાં લઉં. અહો ! કોઈ ઉપકારી ઉપકાર કરો ! કરો !!

देह न गेह न नेह न रेह न, भावे न दूहा गाहा ॥
आनन्दघन वालो बांहडी झाले, निश दिन धरुं उमाहा रे ॥
मुने० ॥ ३ ॥

ભાવાર્થઃ—સમતા કહે છે કે, મારા સ્વામીના મેળાપવિના મને દેહ ( શરીર ) ગમતી નથી; કારણ કે દેહમાં વસવાનું મુખ્ય પ્રયોજન એ છે કે સ્વામીનો મેળાપ થાય. સ્વામિવિના ઘરમાં રહેવું પણ ગમતું નથી. પતિ વિયોગી સ્ત્રીને ઘર પણ સ્મશાનની પેઠે શોક, અર્થાત્ ચિન્તા ઉત્પન્ન કરાવે છે. મારા શુદ્ધ ચેતનવિના દેહ અને ઘરની શોભા પણ કોઈ કામની નથી. મારા સ્વામિવિના કોઈનાપર સ્નેહ પ્રગટતો નથી. જગત્માં જે પ્રિય લાગે છે તેનાપર સ્નેહ પ્રગટે છે. મારા શુદ્ધચેતન સ્વામિવિના હવે મને કોઈ પ્રિય લાગતું નથી. કૃત્રિમ પ્રેમ તે પ્રેમ નથી, કૃત્રિમ સ્નેહ તે સ્નેહ નથી. સત્યપર પ્રેમ થયા પછી તે કોટી ઉપાયોથી પણ છૂટતો નથી. આત્મા અનંતસુખનો મહાસાગર છે અને તે પોતાનો સ્વામી છે; એમ જાણતાં અન્ય વસ્તુઓપરથી સ્નેહ ઉતરી જાય છે, એમ અત્ર અવબોધવું. મારા સ્વામિ વિના

અન્ય કોઈ વસ્તુની શોભા હવે મને રૂચતી નથી. બાહ્યની સર્વ શોભાઓ ક્ષણિક છે, બાહ્યની કોઇ પણ વસ્તુની સદા એકસરખી શોભા રહેતી નથી. કોઈના શરીરની શોભા પણ એકસરખી રહેતી નથી. બાહ્યની શોભાથી કોઈ નિત્ય સુખી થયું નથી અને ભવિષ્યમાં થનાર નથી. મારા સ્વામિવિના મને દુહા અને ગાથાઓનું ગાન કરવું તે પણ રૂચતું નથી. મારા સ્વામિવિના દુહા અને ગાથાઓનું ગાન તે ખરેખર અરણ્યમાં પોક મૂકવા બરોબર લાગે છે. હવે તો એકજ વિચારમાં લીન થઇ ગઈ છું અને તે એજ શુદ્ધ વિચાર આવ્યો છે કે, આનન્દનો સમૂહભૂત એવો મારો આત્મસ્વામી મારો હાથ ઝાલે તો મારો બેડો પાર થઈ જાય; એવા મનોરથો કર્યા કરૂં છું; એમ શ્રી આનન્દઘનજી કથે છે.

## पद ५०.

( राग धन्याश्री. )

**अनुभव प्रीतम कैसे मनासी ॥ अ० ॥**
**छिन निर्धन सधन छिन निर्मल, समलरूप बतासी ॥**
**अनु० ॥ १ ॥**

ભાવાર્થ:—સમતા મનમાં ઊંડો આલોચ કરીને કહે છે કે, હે અનુભવ મિત્ર ! મારા શુદ્ધ ચેતન સ્વામી કેવી રીતે મનાય અને મારે ઘેર આવી શકે? કારણ કે મારાથી રીસાયલો ચેતન વિભાવ દશામાં રહે છે. ક્ષણમાત્રમાં સાંસારિક દશામાં નિર્ધન થાય છે અને પુણ્યના યોગે સાંસારિક દશામાં ક્ષણવારમાં ધનવાન્ બની જાય છે. સાંસારિક દશામાં ક્ષણવારમાં પુણ્યોત્પાદક શુભ એવા નિર્મલ પરિણામને ધારણ કરે છે, અર્થાત્ પાપરૂપ મલ જેની અંદર નથી એવા શુભ પરિણામને ધારણ કરે છે. શુભ પરિણામથી પુણ્યનો બન્ધ થાય છે અને અશુભ પરિણામથી પાપનો બન્ધ થાય છે. પ્રસન્નચંદ્રરાજર્ષિએ અંતર્મુહૂર્તમાં મનમાં અશુભ પરિણામ ધારણ કરીને સાતમી નરક યોગ્ય પાપદલિક ગ્રહણ કર્યાં. તંદુલીયો મત્સ્ય મનમાં અશુભ પરિણામને ધારણ કરીને સાતમી નરકમાં જાય છે. અશુભ પરિણામની અપેક્ષાએ શુભ પરિણામ નિર્મલ કથાય છે. ક્ષણમાં આત્મા અશુભ પરિણામરૂ લીનતાને ધારણ કરે છે, પણ રાગદ્વેષરૂપ પરભાવના યોગે આત્મ અશુદ્ધ પરિણતિરૂપ સ્ત્રીના પાશમાં ફસાય છે અને શાતા અને અ

શાતાની ચેષ્ટાને કરે છે. સ્વર્ગગતિમાં તે પુણ્યના ઉદયથી દેવલોકનાં સુખ ભોગવે છે, તેમ નરક ગતિમાં પાપના ઉદયથી દુઃખ ભોગવે છે. કોઈ વખત શુભ અને કોઇ વખત અશુભ પરિણામને ધારણ કરે છે. અપ્રશસ્ય રાગદ્વેષની પરિણતિને અશુભ પરિણામ કહે છે અને પ્રશસ્ય રાગદ્વેષની પરિણતિને શુભ પરિણામ કહે છે, શુભ અને અશુભ પરિણામ અર્થાત્ વિષમદશા છે, તેથી મારો સ્વામી સમદશારૂપ મારા ઘરમાં આવી શકતો નથી.

छिनमें शक्र तक्र फुनि छिनमें, देखुं कहत अनासी ॥
विरज न विच्च आपा हीतकारी, निर्धन झूठ खतासी ॥
अनु० ॥ २ ॥

ભાવાર્થઃ—ક્ષણમાં મારો સ્વામી દેવતાનો રાજા ઇન્દ્ર બને છે અને ક્ષણમાં તક્ર ( છાશ ) પીનારો ભરવાડ બને છે અને ક્ષણમાં અનેક પ્રકારની આશાને ધારણ કરનારો થાય છે અને હે અનુભવ ! જ્યારે હું એનું શુદ્ધ રૂપ દેખું છું ત્યારે તો તે અનાશી ( આશાવિનાનો ) દેખાય છે. મારો શુદ્ધચેતન વસ્તુતઃ નિસ્પૃહ છે, પણ અશુદ્ધ પરિણતિ સ્ત્રીના પાશમાં ઉપર્યુક્ત દશાને પ્રાપ્ત કરે છે. આવી આત્માની સ્થિતિ દેખીને પંચ તરીકે વચ્ચે પડવાની કોઇને ( વિરજન ) જરૂર નથી, કારણ કે આત્માનો હિતકારી આત્માજ છે. આત્માનો શત્રુ આત્મા છે, તેમ આત્માનો મિત્ર આત્મા છે. આત્મા પોતાની મેળે પોતાનો ઉદ્ધાર કરે છે અને પ્રમાદથી આત્મા પોતાનેજ નરકમાં પાડે છે. આત્માજ દેવતા છે, આત્માજ નારકી થાય છે, આત્માજ તિર્યંચ થાય છે અને આત્માજ મનુષ્ય થાય છે. કર્મથી આત્માજ ભમનાર છે અને કર્મનો નાશ કરી આત્માજ શિવ બુદ્ધ-સિદ્ધ થાય છે, માટે મારો સ્વામી જાગ્રત થતાં પોતાનુંજ હિત કરનાર છે, એમ મને નિશ્ચય છે. હાલ તો તે અશુદ્ધ પરિણતિના યોગે નિર્ધન બની જૂઠાં ખાતાં ખતવે છે, પણ જ્યારે દુઃખના પાશમાં ફસાશે અને અનેક પ્રકારની પીડાઓ થશે ત્યારેજ તે અશુદ્ધ પરિણતિના ઘરમાંથી છુટીને મારા ઘેર આવવાનું મન કરશે. અદ્યાપિ પર્યંત તેણે વિવેકદૃષ્ટિથી પોતાની જાતનો વિચાર કરી જોયું નથી, તેથી તે સંસારમાં અશુદ્ધ પરિણતિની સાથે અનેક પ્રકારના મોજ શોખ મારે છે. ધનધાન્ય, ઘરબાર અને કુટુંબ, વગેરે પરવસ્તુમાં રાચી માચી રહે છે, ખોટાં ખાતાં ખતવે છે, પણ દેવું ચૂકવતાં અનેક પ્રકારનાં દુઃખ ભોગવશે ત્યારેજ મારા સ્વામિની બુદ્ધિ ઠેકાણે આવશે.

तोही तूं मैरो मैंहि तुं तेरी, अन्तर काहैं जनासी ॥
आनन्दघन प्रभु आन मिलावो, नहि तर करो धनासी ॥
अनु० ॥ ३ ॥

ભાવાર્થઃ—ઉપર્યુક્ત દશાને ધારણ કરનાર હે આત્મન્ ! તું ગમે તેવો છે તો પણ તું મારો છે. સ્વામીની દુઃખી અને નિર્ધન અવસ્થામાં પણ સતી સ્ત્રી પોતાના સ્વામીનો ત્યાગ કરતી નથી. સતી સ્ત્રી સ્વામીની સાથે ગમે તેવા સંયોગોમાં પતિ સાથે દુઃખ ભોગવે છે, છતાં પોતાના પતિને સત્ય માર્ગે બતાવે છે. પોતાનો પતિ ક્રોધ કરે, રીસ કરે, તરછોડે, અને અપમાન કરે તોપણ સતી સ્ત્રી પૂર્વોક્ત ક્રોધ વગેરેના બોલને સહન કરે છે. અશુદ્ધ પરિણતિરૂપ વેશ્યાના ફંદમાં ફસીને સ્વામી, કદાપિ સ્ત્રીનું મુખ ન જુવે અને પોતાની સ્ત્રીનું બુરૂં ઇચ્છે તોપણ સતી સ્ત્રી પોતાના સ્વામીપર ઓછું લાવતી નથી અને પોતાના સ્વામીનું બુરૂં ઇચ્છતી નથી–ઉલટી પોતાની ચાતુરીવડે પોતાના સ્વામીને સત્ય સુજાડે છે, અસત્યનો ત્યાગ કરાવે છે, પોતાના સ્વામીનું ઈષ્ટ ચિંતવે છે, સ્વકીય સ્વામીને ગમે તેમ કરી સત્ય માર્ગે બતાવે છે અને સ્વકીય શુદ્ધ પ્રેમથી સ્વકીય સ્વામીનું આકર્ષણ કરે છે. આ પ્રમાણે સતીનું કર્ત્તવ્ય હું સમજું છું, તેથી તું મારો તે મારો છેજ અને હે ચેતન સ્વામિન્! તમારી હું છું; તમારાવિના હું કોઈ અન્યની–મારા શરીરની રાખ થઈ જાય તોપણ–થવાની નથી, માટે હે મારા સ્વામિન્! તું મારા અને તારા વચ્ચે કેમ અન્તર (ભેદભાવ) જણાવે છે. તને મારાવિના ચાલે તેમ નથી અને મને તારાવિના ચાલે તેમ નથી. આપણે તો એકરૂપ થઇનેજ રહેવાનું છે; એવો આપણો મૂળ સ્વભાવ છે તેથી તેમ કર્યાવિના છૂટકો નથી. આ પ્રમાણે સમતા અનુભવના દેખતાં પોતાના આત્મસ્વામીને કહે છે અને અનુભવને કહે છે કે, આનન્દના સમૂહભૂત એવા આત્મપ્રભુનો મેળાપ કરી આપો. હે અનુભવ ! જો તમે મેળાપ ન કરાવી આપો તો ધનાસી કરો, અર્થાત્ વદાય થાઓ. તમારૂં કાર્ય તમે ન બજાવો તો મારી સાથે રહેવાનું શું કારણ છે ? અલબત મારૂં કામ કરી આપો.

पद ५१.

(राग धमाल.)

भादुंकी राति कातिसी वहे, छातीय छिन छिन छिना ॥
भादुं० ॥ १ ॥

ભાવાર્થઃ—ભાદરવા માસની રાત્રી વાદળાની ઘોર ઘટાથી બહુ

કાળી હોય છે. પતિવિયોગિની સ્ત્રીને પોતાના પતિવિના ભાદરવાની રાત્રી કાતીના સમાન લાગે છે. ગુજરાતમાં શ્રાવણ વદની રાત્રી જે હોય છે તેને મારવાડમાં ભાદરવાની રાત્રી કહે છે. સમતાને પોતાના આત્મપતિની ભાદરવાની રાત્રીરૂપ વિભાવદશા તે એક છાતી (હૃદય) ચીરવાને માટે કાતી હોય તેવી લાગે છે અને મારી છાતીના તિલ તિલ જેવડા કડકા કરી નાખે છે. એક વૈરિણી જેવું કાર્ય કરે તેવી ભાદરવાની રાત્રીરૂપ કાતી મારૂં કાળજું કાપવાનું કાર્ય કરે છે. મારા આત્મપતિવિના મારા હૃદયના કકડા થઈ જાય છે. સમતા કહે છે કે, આવી મારી વિભાવ દશારૂપ રાત્રી સ્થિતિ કરે છે. ઈષ્ટ વિયોગ, અનિષ્ટ સંયોગ, રોગચિંતા અને અગ્રશૌચરૂપ મેઘની ઘટાઓ, વિભાવ દશારૂપ રાત્રીમાં ચઢી હોય છે. હિંસાનુબન્ધી રૌદ્રધ્યાન, મૃષાનુબન્ધી રૌદ્રધ્યાન, સ્તેયાનુબન્ધી રૌદ્રધ્યાન અને પરિગ્રહાનુબન્ધી રૌદ્રધ્યાન એ ચાર રૌદ્રધ્યાનના પાયારૂપ જ્યાં અત્યંત કાલિમા રહી છે, એવી વિભાવ દશારૂપ રાત્રી છે, જ્યાં શાતા અને અશાતાવેદનીયની વૃષ્ટિ થયા કરે છે. 'વિભાવરૂપ રાત્રીમાં ઈર્ષ્યારૂપ વિદ્યુત્ ચમકે છે. આવી ભયંકર રાક્ષસી રાત્રી મહા દુઃખ દેવાવાળી છે. સમતા કહે છે કે, આવી ભાદરવાની ભાવરાત્રીરૂપ કાતી મારી છાતીના કકડા કરી નાખે છે, હવે મને બિલકૂલ ચેન પડતું નથી. આત્મપતિ વિયોગિની એવી મારી દશાને દેખી કોના મનમાં દયા ન ઉત્પન્ન થઈ શકે? અલબત દયાળુઓના મનમાં દયા ઉત્પન્ન થયાવિના રહે નહીં.

**प्रीतम सब छवी निरखके हो, पीउ पीउ पीउ कीना ॥**
**वाही बिच चातक करें हों, प्रानहरे परवीना ॥ भादुं० ॥ २ ॥**

**ભાવાર્થઃ**—પ્રીતમ (વ્હાલા) એવા આત્મસ્વામીની, સર્વ પ્રકારના અવયવથી પરિપૂર્ણ એવી મૂર્તિ કોઈ વેળા નિરખીને પ્રિય-પ્રિય શબ્દનો ઉચ્ચાર કર્યો. જે જેનું ધ્યાન કર્યા કરે છે તેને તેના સ્વરૂપનો ભાસ થાય છે. સમતા પણ આત્મસ્વામિનું ધ્યાન ધર્યા કરે છે, તેથી તેને આત્મપ્રભુની મૂર્તિનું અર્થાત્ આત્મસ્વરૂપનું દર્શન થાય તેમાં આશ્ચર્ય નથી. સમતાના યોગે ક્ષયોપશમભાવે આત્માનું દર્શન થાય છે અને તેથી પોતાના સ્વામીના સ્વરૂપને સમતા દેખે છે. નવપદની પૂજામાં પણ કહ્યું છે કે. प्रकृति सातने उपशमे क्षय जे होवे, तिहां आप रूपे सदा आप जोवे. શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાયના વચનાનુસારે પણ પોતાના સ્વરૂપને દેખી શકાય છે. સમતા પોતાના આત્મસ્વામીનું અનુભવજ્ઞાનથી દર્શન કરી શકે છે, એમ અનુભવમાં આવે છે. હવે સમતાના ઉદ્ગારો જણાવવામાં આવે છે. સમતા કહે છે કે, હે સ્વામિન્! તમારી

મૂર્તિનું અર્થાત્ તમારા સ્વરૂપનું મેં દર્શન કર્યું અને તે વખતે મેં પ્રિય પ્રિય એવા શબ્દોનો એકદમ ઉચ્ચાર કર્યો, તે વખત મને સાં. ભરી આવે છે. આપના સ્વરૂપચન્દ્રને દેખી મારા ચિત્તચકોરે પિયુ પિયુ શબ્દની હવે રટના રટવા માંડી છે. આપનાં દર્શનવિના અન્યત્ર ક્ષણવાર પણ ગમતું નથી. ચિત્તરૂપ ચાતકના પિયુ પિયુ શબ્દો મારા પ્રાણને હરવાને ચતુર થયા છે. અર્થાત્ મારો હે સ્વામિન્! તમારા ઉપર અત્યંત અકથ્ય પ્રેમ છે, તેથી તમારો વિરહ ખમાતો નથી. હવે સાક્ષાત્ પ્રત્યક્ષ દર્શન આપો. શ્રીમદ્ આનન્દઘનજી ક્ષયોપશમભાવની મુખ્યતાએ સમતા અને આત્મસ્વામિના ઉપર્યુક્ત સંબન્ધના ઉદ્ગાર કહાડે છે.

**एक निसी प्रीतम नाउंकीहो, विसरगई सुधनाउ ॥**
**चातक चतुर विना रहीहो, पीउ पीउ पीउ पीउ पाउ ॥**
**भादुं० ॥ २ ॥**

ભાવાર્થ:—સમતા કહે છે કે, એક રાત્રીના સમયમાં પ્રીતમ (વ્હાલા) શુદ્ધ ચેતન સ્વામિના ધ્યાનમાં ને ધ્યાનમાં એવી દશા થઇ કે ધ્યાતા-ધ્યેય અને ધ્યાનની એકાગ્રતા થઈ ગઈ અને તેથી હું અને મારો સ્વામી બન્ને ભિન્ન છીએ એવું ભાન રહ્યું નહીં. હું અને પ્રીતમ તે એકરૂપ થવાથી તેમનું નામ ભૂલી ગઈ. સવિકલ્પ ધ્યાતા-ધ્યેય અને ધ્યાનની સ્થિતિથી પર એવા નિર્વિકલ્પ ધ્યાનમાં ચઢી ગઈ તેથી હું અને સ્વામી ભિન્ન છીએ એવો ઉપયોગ રહ્યો નહીં. તેમજ એક રસરૂપસ્થિતિમાં એવો અપૂર્વભાવ પેદા થયો કે તે વખતે મારૂં અને મારા સ્વામિનું નામ પણ સવિકલ્પ દશાવાળું ભૂલી ગઈ અને અપૂર્વ આનન્દરસમાં બુડી ગઈ, પણ એવામાં ચિત્તચાતકે મારૂં નિર્વિકલ્પસ્વરૂપ ફેરવી નાખ્યું, અર્થાત્ સવિકલ્પદશામાં આવી અને તેથી ચિત્તચાતકને હું ઠપકો દેઈ કથવા લાગી કે, હે ચાતક! હું સવિકલ્પકદશામાં આવતાં ચતુર એવા મારા સ્વામિવિના એકલી રહી અને તેથી પ્રિય શબ્દનો જાપ જપવા લાગી. પ્રિય સ્વામિને નિર્વિકલ્પદશામાં મળવા બાદ સવિકલ્પદશામાં પ્રિય પ્રિય એવો સ્મરણ પ્રતાપે જાપ ચાલ્યા કરે છે. સવિકલ્પદશામાં આત્મપ્રભુનો સમતા જાપ કરે છે અને તે વખતે આત્માના સંબન્ધવિના એકલી સમતા આત્માને વિજ્ઞપ્તિ કરે છે. નિર્વિકલ્પદશામાં આત્મસ્વામિનો મેળાપ થાય છે, તે વખતે સહજ આનન્દની ખુમારીમાં સર્વ નામભાવનાના ભેદો ભૂલાય છે, ત્યારે આત્માનું

નામ પણ ત્રિપુટીની એકયતામાં ભૂલી જવાય છે, પણ ક્ષયોપશમ ભાવના યોગે પાછી સવિકલ્પદશા પ્રાપ્ત થાય છે અને પ્રીતમનો જાપ જપવો પડે છે.

**एक समे आलापके हो, कोने अडाणे गान ॥**
**सुघड बपीहा सुरधरे हो, देत है पीउ पीउ तान ॥ भादुं० ॥ ४ ॥**

**ભાવાર્થઃ**—સમતા કહે છે કે, હે અનુભવમિત્ર! એક વખત મારા પતિના ચિંતવનમાં હું એકલી બેઠી હતી અને તે વખતે મારા પતિના સ્વરૂપનું વારંવાર સ્મરણ કરતી હતી,મારા પતિના મેળાપના વિચારોમાં હું ગરકાવ થઈ ગઈ હતી, અર્થાત્ મારા પતિના પ્રેમમાં હું તન્મય બની ગઈ હતી અને પતિના વિયોગે હું અન્તરમાં વિલાપ કરતી હતી, તેવામાં અટાણે અર્થાત્ બે વખતે સુઘડ બપૈયાએ સ્વર કર્યો, અથવા મારા પતિનું હું સ્મરણ કરતી હતી તે વખતે સુઘડ બપૈયાએ સ્વરનો આલાપ કરીને મારા પિયુ પિયુ એવી શબ્દની રટનામાં તેણે તાન પૂર્યું, અર્થાત્ તેના સ્વરના આલાપથી મારા પતિના સ્મરણમાં વિશેષતઃ તાન ધારણ કરવા લાગી. પતિવિયોગિની સ્ત્રી પોતાના પતિનું સ્મરણ કરતી હોય અને તે વખતે બપૈયો પિઉ પિઉ શબ્દ કરે છે, તો પતિવિયોગિની સ્ત્રી પોતાના પતિની રટનામાં વિશેષતઃ પ્રવૃત્તિ કરે છે અને પતિને મળવા વિશેષતઃ ઉત્સુક થાય છે. સમતા પતિનું ધ્યાન ધરતી હતી અને એવામાં મનરૂપ બપૈયાએ સ્વરનો આલાપ કર્યો, તેથી સમતા પોતાના શુદ્ધચેતનને મળવા વિશેષતઃ ઉત્સુકતા ધારણ કરવા લાગી એવો અનુભવ નીકળે છે. સમતા મનની સમાનસ્થાપક સ્થિતિને જાળવી રાખે છે, તેથી મન પણ સમતાને પરમાત્મ પ્રભુ મેળવવામાં ક્ષયોપશમ ધ્યાનવડે મદત કરે છે. સમતાના કાર્યમાં મન બારમા ગુણસ્થાનક પર્યંત મદત કરે છે. ભાવમનની મદતવિના ઘાતીકર્મનો ક્ષય થતો નથી. મનની મદતથી કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રગટે છે, માટે સમતાને મનબપૈયો સ્વરના આલાપથી તાન આપે છે; એમ અનુભવ પ્રતીત થાય છે અને તેથી સમતા પોતાના શુદ્ધ ચેતનપતિને મેળવવા અત્યંત પ્રવૃત્તિ કરે છે.

**रात विभाव विलात है हो, उदित सुभाव सुभान ॥**
**सुमता साच मते मिले हो, आए आनन्दघन मान ॥**
**भादु० ॥ ५ ॥**

**ભાવાર્થઃ**—સમતા કહે છે કે, પ્રિય પ્રિય એવા શબ્દનો તાન

લગાવું છું તેથી જાગ્રતદશા થાય છે અને તેથી મારા સ્વામીનો ઉપયોગ રહે છે અને તેથી વિભાવદશારૂપ રાત્રીમાં સ્વામીના નામસ્મરણ ઉપયોગથી એક મોટું અવલંબન મળે છે અને અંતરમાં નિદ્રાનું જોર પણ ટળે છે. વિભાવદશારૂપ રાત્રી ઘટતી જાય છે. છેવટ ઘટતાં ઘટતાં બિલકૂલ વીતી જાય છે અને તેથી અરૂણોદયરૂપ અનુભવ જ્ઞાન પ્રગટે છે. અનુભવજ્ઞાનરૂપ અરૂણોદય પ્રગટતાં અંધારૂં છુપાઈ જાય છે અને પશ્ચાત્ કેવલજ્ઞાનરૂપ સૂર્યનો પ્રકાશ પડતાં અંધારાનું નામ માત્ર પણ રહેતું નથી. આવી રીતે કેવલજ્ઞાનરૂપ સૂર્ય કે જેનાથી લોકાલોકનો સાક્ષાત્ ભાસ થાય છે, તેનો ઉદય થતાં આનન્દના સમૂહભૂત એવા પરમાત્મા સ્વામી તે સમતાના ઘેર આવીને તેને પોતાની માની માનપૂર્વક મળ્યા. વિભાવ દશારૂપ રાત્રીના યોગે આત્મપતિ પોતાની સ્રીને બરાબર દેખી શકતા નહોતા, પણ કેવલ જ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થતાં તુર્ત સમતાને મળ્યા. ચોથા ગુણસ્થાનકમાં મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન હોય છે અને અવધિજ્ઞાન પણ ચોથા ગુણઠાણે હોય છે. સાતમા ગુણસ્થાનકમાં મનઃપર્યવજ્ઞાન પ્રગટે છે. દશમા ગુણસ્થાનક પર્યંત લોભનો ઉદય હોય છે, તેથી મોહનીય કર્મની અપેક્ષાએ દશમા ગુણસ્થાનક પર્યંત વિભાવદશારૂપ રાત્રી છે. ઘાતી કર્મની અપેક્ષાએ બારમા ગુણસ્થાનક પર્યંત વિભાવ દશારૂપ રાત્રી કથાય છે. બારમા ગુણસ્થાનકથી તેરમા ગુણસ્થાનકમાં જતાંજ, કેવલજ્ઞાન સૂર્ય પ્રગટ થાય છે. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનની પક્વદશાને અનુભવજ્ઞાન કથે છે. સમતાને તેરમા ગુણસ્થાનકમાં પરમાત્મ સ્વામીનો સાક્ષાત્ મેળાપ થાય છે. શ્રીમદ્ આનન્દઘન કહેછે કે, સમતાને પૂર્વોક્ત દશામાં પરમાત્મ પ્રભુ મળ્યા.

## पद ५२.

( राग जय जय वंती. )

**मेरे प्रान आनन्दघन तान आनन्दघन ॥ ए आंकणी ॥**
**मात आनन्दघन तात आनन्दघन,**
**गात आनन्दघन जात आनन्दघन ॥ मे० ॥ १ ॥**

ભાવાર્થ:—શ્રીમદ્ આનન્દઘનજી કહે છે કે, હવે તો મને દુનિયામાં કોઈ પણ વસ્તુ પોતાની ભાસતી નથી. જડ વસ્તુઓમાં મને બિલકૂલ સુખબુદ્ધિ ભાસતી નથી; હવે તો એક આનન્દનો સમૂહભૂત આત્માજ પ્રિય લાગ્યો છે. આનન્દઘન આત્મા તેજ હવે મારો પ્રાણ છે

નિર્ધાર્યો છે. સ્પર્શ-રસ-ઘ્રાણ-ચક્ષુ-અને શ્રોતેન્દ્રિય એ પાંચ ઇન્દ્રિયો તેમજ મન-વચન અને કાયબલ એ ત્રણ બલ, તથા શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય, એ દશ પ્રાણવડે, જીવો જગત્‌માં જીવે છે, પણ એ દશ પ્રાણ ક્ષણિક છે, માટે એ ખરા પ્રાણ નથી. ખરો પ્રાણભૂત તો મારો આનન્દનો સમૂહભૂત આત્મા છે, એમ મેં હવે નિશ્ચય કર્યો છે. આજસુધી બાહ્યતાનમાં હું પ્રેમ ધારણ કરતો હતો, પણ હવે તો સમજ્યો કે મનવડે જે તાન ઉત્પન્ન થતું હતું તે હું નથી. હવે તો ભાવતાન આનન્દઘન આત્માજ છે એમ નિશ્ચય કર્યો છે. શરીરાદિકને ઉત્પન્ન કરવામાં સહાયીભૂતને હું માતા માનતો હતો, પણ હવે તો ચેત્યો અને જાણ્યું કે જગત્‌માં જન્મના સંબન્ધે અનેક માતાઓ કરી પણ, કોઈ સત્યસુખ આપવા સમર્થ થઈ નહીં; સત્ય માતા કદાપિ નષ્ટ થતી નથી. હવે તો આનન્દઘન આત્મા તેજ મારી માતા છે એવો નિશ્ચય કર્યો. તેમજ શરીરના સંબન્ધે સંસારમાં ભમતાં અનેક પિતાઓ કર્યા પણ, કોઈ પિતાએ જન્મ જરા અને મૃત્યુના દુઃખથી મારૂં રક્ષણ કર્યું નહીં અને કોઈ પિતાએ નિત્ય સુખ આપ્યું નહીં. આત્મામાં અનન્ત સુખ છે અને તે પરમાત્મા થઈ શકે છે માટે મારો પિતા આનન્દઘન આત્માજ છે, એવો મેં નિશ્ચય કર્યો છે. ગાત અર્થાત્ શરીર પણ અસંખ્ય પ્રદેશરૂપ આનન્દઘન આત્મા તેજ મારૂં છે, એવો મેં નિશ્ચય કર્યો છે. શરીરના પંચ ભેદ છે, તેવાં પૌદ્ગલિક શરીરો અનેક ધારણ કર્યાં પણ કોઈ જડ શરીર સત્ય સુખ આપવાને સમર્થ થયું નહીં, માટે હવે શરીરની મમતાનો ત્યાગ કર્યો છે અને આત્માના અસંખ્ય પ્રદેશો તેજ ત્રણ કાલમાં નિત્ય હોવાથી, તથા અનન્ત સુખોદધિભૂત હોવાથી તે અસંખ્ય પ્રદેશોને મેં મારૂં ગાત્ર સ્વીકાર્યું છે. ચાર પ્રકારની બ્રાહ્મણાદિ જાતિનો ત્યાગ કરીને મેં આત્માનેજ જાતિ તરીકે માન્યો છે, કારણ કે તે આનન્દનો સમૂહભુત છે.

**काज आनन्दघन साज आनन्दघन,**
**साज आनन्दघन लाज आनन्दघन ॥ मे० ॥ २ ॥**

ભાવાર્થઃ—હવે મારે સર્વ પ્રકારના કાર્યરૂપ આનન્દઘન આત્મા છે. આત્માવિના હવે મારે કોઈપણ બાહ્યકાર્યનું પ્રયોજન નથી. અનાદિકાળથી સંસારમાં પરિભ્રમણ કરતાં કરતાં બાહ્યનાં અનેક કાર્યો કર્યાં પણ સહજસુખની પ્રાપ્તિ થઈ નહીં, તેમજ બાહ્યદૃષ્ટિનાં કાર્યોથી ઘણાં દુઃખ વેઠવાં પડ્યાં. મરણના છેલ્લા શ્વાસોચ્છ્વાસપર્યંત જીવો બાહ્યનાં કાર્યોમાં ચિત્ત રાખે છે, તેથી બાહ્ય પદાર્થોમાં જેવા જેવા પ્રકારની વાસનાઓ રહી હોય છે, તેવા તેવા પ્રકારના અવતારો પુનઃ

ધારણ કરવા પડે છે અને તેથી જન્મમરણના પ્રવાહમાં જીવો સદાકાળ વહ્યા કરે છે. બાહ્યનાં સર્વ કાર્યમાંથી લક્ષ્ય હઠાવીને જ્ઞાનાદિ અનંત ગુણરૂપ કાર્યમાંજ હું આત્મા છું એમ મેં નિશ્ચય કર્યો છે.

સર્વ પ્રકારે જે દુનિયામાં બાહ્ય સાજ કહેવાય છે, તે બાહ્ય સાજ આત્મિક સુખ અર્પવાને સમર્થ થતો નથી. હવે તો આત્માજ સર્વ પ્રકારનો સાજ મેં ધાર્યો છે અને તે અનન્ત આનન્દનો મહાસાગર છે. આત્માવિના અન્ય સાજનું મારે મમત્વ નથી; એમ આનન્દઘનજી પોતાના મનમાં નિશ્ચય કરે છે.

દુનિયામાં જે લાજ (લજ્જા) ગણાય છે તે ખરેખરી લજ્જા નથી, કારણ કે દુનિયાની લજ્જાથી સત્યસુખ અનુભવાતું નથી. દુનિયાની લજ્જા અનેક કારણોથી ઉત્પન્ન થાય છે અને તે દેશ, કૂળ, ધર્મ, આચાર પ્રમાણે જુદી જુદી હોય છે, અર્થાત્ તેમાં કશું કંઈ તત્ત્વ નથી. હવે આનન્દ આત્માજ લાજ છે એમ નિશ્ચય કર્યો છે. આત્માવિના કોઈ અનન્ત સુખભોગરૂપ લાજનું રક્ષણ કરવા સમર્થ નથી, માટે લજ્જારૂપ પણ આત્માજ છે.

**आभ आनन्दघन गाभ आनन्दघन,**
**नाभ आनन्दघन लाभ आनन्दघन ॥ मे० ॥ ३ ॥**

**ભાવાર્થઃ**—હવે મારે બાહ્ય આભ (અભ્ર)-પર મમત્વ કરવાની જરૂર નથી. બાહ્ય આભથી દુનિયાનું જીવન વહે છે. બાહ્ય આભ અર્થાત્ મેઘથી વૃષ્ટિ થાય છે અને તે દુનિયાને જીવાડે છે, પણ સદાકાલ તે સુખ આપવા સમર્થ થતો નથી. મારો આનન્દસમૂહભૂત આત્મા ખરેખર આભભૂત છે, તેમાં ઉપશમ અમૃતઘન રહ્યો છે, તેની પ્રાપ્તિ થયાબાદ જન્મમરણનાં દુઃખ રહેતાં નથી, માટે સત્ય અભ્રરૂપ મારો આત્માજ છે એમ મેં નિશ્ચય કર્યો છે. બાહ્ય દુનિયાની રીતિપ્રમાણે ગાભ (ગર્ભ) કહેવાય છે, તે પણ સત્યસુખના પ્રદાતા નથી; તેનાથી તો દુઃખનોજ અનુભવ થાય છે. મારો આત્માજ ગર્ભરૂપ છે; ગર્ભમાંથી જેમ પ્રાણીઓ બહાર નીકળે છે તેમ મારા આત્મામાંથી અનન્તસુખ પ્રગટે છે, માટે આત્માજ ગર્ભરૂપ છે. નાભિરૂપ મારો આત્માજ છે. બાહ્યની નાભિ તે ખરેખરી નાભિ નથી, કારણ કે બાહ્ય નાભિથી કોઇ પણ જીવને અદ્યાપિપર્યંત સહજસુખ મળ્યું નથી. આત્માના આઠ રૂચક પ્રદેશ નાભિકમલના સ્થાનમાં રહે છે અને તેને આઠ પ્રકારનાં કર્મ અનાદિકાળથી લાગતાં નથી તેથી નાભિકમળના સ્થાનમાં રહેલા આઠ રૂચક પ્રદેશ, સિદ્ધપરમાત્માના પ્રદેશો સમાન નિર્મલ છે. તે રૂચકપ્રદેશોજ ખરેખરી નાભિરૂપ છે

અને તે રૂચકપ્રદેશરૂપ નાભિ તેજ આનન્દઘનરૂપ મારો આત્મા છે. નાભિકમળમાં આઠ રૂચકપ્રદેશોનું ધ્યાન ધરતાં આત્મજ્યોતિનો પ્રકાશ થાય છે અને આત્મા સમાધિસુખનો અધિકારી બને છે. કર્મનું અપવર્તન થાય છે અને ઘણાં કર્મોની નિર્જરા પણ થાય છે, માટે આઠ રૂચકરૂપ નાભિ તેજ મારો આત્મા છે, એમ મેં નિશ્ચય કર્યો છે. બાહ્ય પદાર્થોના લાભ તે ખરેખરા લાભ નથી, કારણ કે બાહ્યના લાભો ક્ષણિક છે અને ખરા સુખને આપનાર નથી. આત્માના જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ સદ્‌ગુણોનો લાભ તેજ ખરેખરો લાભ છે અને તે લાભ આત્મારૂપ છે, એજ લાભ ખરો છે એમ શ્રીમદ્ આનન્દઘનજી નિશ્ચય કરે છે.

## पद ५२.

(राग सोरठ मुलतानी)

॥ नटरागिणी ॥ सहेली ॥

सारा दिल लगा है, बंसी वारेसूं ॥
वारेसुं प्रान प्यारेसूं ॥ सा० ॥
मकराकृत कुंडल, पीतांबर पटवारेसूं ॥ सा० ॥ १ ॥

—શ્રીમદ્ આનન્દઘનજી પોતાના આત્માને કૃષ્ણરૂપ ...ણો ગાય છે. શ્રીમદ્ કહે છે કે, શ્વાસોચ્છ્વાસ પ્રાણદ્વારા ...દની વાંસળી બજાવનાર આત્મારૂપ શ્રીકૃષ્ણની સાથે ...; અથવા સમાધિ લાગતાં પહેલાં મગજમાં અન... છે તે, અનહદ ધ્વનિરૂપ વાંસળીને વગાડનાર ... સાથે મારૂં દીલ લાગ્યું છે. કેવલ કુંભક પ્રાણા... અન્તરમાં વાંસળીના શબ્દ જેવા ઝીણા સ્વરનું ...ને તેનો વગાડનાર આત્મારૂપ શ્રીકૃષ્ણ છે તેની ...ગ્યું છે. શ્રીમદ્ કહે છે કે, તે અન્તરમાં બંસી વગા... ...ણુ પ્યારો આત્મારૂપ શ્રીકૃષ્ણ છે. તે આત્મારૂપ ... બતાવે છે. જેણે વિવેકરૂપ મોડ ધારણ કરેલો છે, ...ારૂપ મુકુટને પોતાના મસ્તકે ધાર્યો છે; ક્ષમારૂપ મુકુટથી ... થાય છે અને મોહનાં શસ્ત્રોથી શ્રુતજ્ઞાન ઉપયોગરૂપ ...ગજનું) રક્ષણ થાય છે. આત્મારૂપ શ્રીકૃષ્ણે ધૈર્યરૂપ મકરાકૃતિ ...ાં છે, તે એમજ સૂચવે છે કે મકર, (મગર) જેમ ગ્રહણ કરેલી ... છાડતો નથી, તેમ આત્મારૂપ શ્રીકૃષ્ણ, પોતે ધારણ કરેલા ...ાદિ ગુણોને તજનાર નથી. આત્મારૂપ શ્રીકૃષ્ણ પોતાના શુદ્ધ

સ્વરૂપની ટેકને કદાપિકાળે હવે તજનાર નથી એમ જણાય છે. શ્રીકૃષ્ણ પીતાંબર વસ્ત્ર ધારણ કરે છે, તેમ આત્મારૂપ શ્રીકૃષ્ણ શીયલરૂપ પીતાંબર વસ્ત્રને ધારણ કરે છે; તે આત્મારૂપ શ્રીકૃષ્ણને બાહ્ય ભોગોની લીલા ગમતી નથી. બાહ્ય સ્ત્રીઓની સાથે તેને ખેલ કરવાનું મન થતું નથી. આત્મારૂપ શ્રીકૃષ્ણને છપ્પન ભોગનું પ્રયોજન જણાતું નથી. આત્મારૂપ શ્રીકૃષ્ણ બાહ્યનાં યુદ્ધો કરતા નથી. આત્મારૂપ શ્રીકૃષ્ણ, અન્તરમાં રહેલા મોહાદિનો નાશ કરે છે, માટે એવા આત્મા કૃષ્ણની સાથે રાત્રી અને દીવસ મારૂં મન લાગી રહે છે.

**चंद्र चकोर भये प्रान पपईया, नागर नंद दूलारेसूं ॥**
**इन सखीके गुन गंद्रप गावे, आनन्दघन उजीयारेसूं ॥**
**सा० ॥ २ ॥**

ભાવાર્થ:—આત્મારૂપ શ્રીકૃષ્ણ, તે શીતલ સમતાનો પ્રકાશ કરે છે તેથી તે ચન્દ્રરૂપ છે, તેની આગળ હું ચકોર જેવો થયો છું. આત્મારૂપ કૃષ્ણ તે ખરેખર મેઘના સમાન છે અને તેની આગળ મારો ભાવ પ્રાણ તે પપૈયાની પેઠે આચરણ કરે છે. નગરના લોકોને મારો આત્મારૂપ શ્રીકૃષ્ણ આનન્દ આપે છે, તેમ અનેક પ્રકારના ધર્મના ઉપદેશવડે નાગરિક લોકોને સત્ય સુખ દેખાડે છે. હે સમતા સખી ! આત્મારૂપ શ્રીકૃષ્ણના ગુણો મોટા મોટા મહર્ષિયોરૂપ ગાંધર્વો ગાયા કરે છે. આનન્દઘનરૂપ આત્મા તે શ્રીકૃષ્ણ છે, તે પોતાના ગુણોવડે પ્રકાશી છે, તેની સાથે મારૂં ચિત્ત લાગ્યું છે. પોતાના ગુણોને જે કર્મથી ખેંચીને પોતાનામાં લાવે એવા આત્માને કૃષ્ણ કહે છે. અધ્યાત્મશૈલીથી આવા પ્રકારના શ્રીકૃષ્ણને જેઓ માને છે, તે અચલ શિવરૂપ અચ્યુતધામમાં પ્રવેશ કરે છે. આત્મારૂપ શ્રીકૃષ્ણપર નીચેનું પદ મનન કરવા લાયક છે.

**पद.**

( हवे मने हरिनाम शुं नेह लाग्यो ए राग. )

रमजो रंगे कृष्णजी रंगमां रे राची, गणी मायाने तमे काची रे ॥ रमजो० ॥
असंख्य प्रदेशी आर्यक्षेत्रमां, सुमति यशोदाना जाया ॥
विवेकनन्दना तनुज सोहाया, समता व्रज देशे आया रे ॥ ॥ रमजो० ॥ १ ॥
स्थिरता रमणता राधा ने लक्ष्मी, तेहना प्रेममां रंगाया ॥
धारणा द्वारकामां वास कर्यो रुडो, चरण वसुदेव राया रे ॥ ॥ रमजो० ॥ २ ॥
भाव दया देवकीना रे छोरु, आकाश उपमाथी काळा ॥
अनुभवदृष्टि मोरलीना नादे, लय लागी लटकाला रे ॥ ॥ रमजो० ॥ ३ ॥

सात नयोनां वाक्योनी मटकी, वेचे महीयारण सारी ॥
क्षयोपशम ज्ञानवृत्ति आहीरण, आत्मज्ञान दधि धारी रे ॥ ॥ रमजो० ॥ ४ ॥
नाद ज्ञानदृष्टि लकुटीथी भागी, ज्ञान अमृतदही चाख्युं ॥
गिर्वाणीना धारी गिरधारी, ज्ञानीए भावथी ए भाख्युं रे ॥ ॥ रमजो० ॥ ५ ॥
आतमध्याननो रास रमाडीने, आनन्दवृत्तियोने आपे ॥
रागद्वेषादिक मोटा जे राक्षस, तेहने मूलमांथी कापे रे ॥ ॥ रमजो० ॥ ६ ॥
निश्चय विष्णु व्यवहारे कृष्ण, अवतारी जीव पोते ॥
आतम कृष्ण ने आतम विष्णु, बीजे शीदने तुं गोते रे ॥ ॥ रमजो० ॥ ७ ॥
अध्यातमथी कृष्ण छे आतम, औदयिक जलधि निवासी ॥
परभाव नागराज जीतीने उपर, पोढ्या छे विष्णुविलासी रे ॥ ॥ रमजो० ॥ ८ ॥
निजगुण कर्त्ता परगुण हर्त्ता, आतम कृष्ण कहेवायो ॥
समज्याविण ताणं ताणा करीने, अन्तरभेद को न पायो रे ॥ ॥ रमजो० ॥ ९ ॥
आतम कृष्णने भावोने गावो, लेशो मानवभव ल्हावो ॥
बुद्धिसागर हरि आतमराया, अन्तरदृष्टिथी ध्यावो रे ॥ ॥ रमजो० ॥१०॥

આનન્દઘન આત્માજ શ્રીકૃષ્ણ છે એમ આનન્દઘનજી કહે છે.

## पद ५४.

(राग प्रभाती आशावरी.)

रातडी रमीने अहियांथी आविया ॥ ए देशी ॥

मूलडो थोडो भाई व्याजडो घणोरे, केम करी दीधोरे जाय ॥
तलपद पूंजी में आपी सघलीरे, तोहे व्याज पुरुं नवि थाय ॥
॥ मू० ॥ १ ॥

ભાવાર્થઃ—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજા કથે છે કે, અહો કર્મની કેવી વિચિત્ર ગતિ છે. મૂળ આઠ પ્રકારનાં કર્મ છે અને તેની એકશો અઠ્ઠાવન પ્રકૃતિયો છે. એકવાર પાપકર્મ કર્યું હોય છે તે દશગણું વિપાક આપે છે, જેથી કર્મ થકી વિપાકોદય વખતે અન્યકર્મો બંધાય છે અને તે પ્રમાણે કર્મની પરંપરા વધે છે. મૂળકર્મ અલ્પ હોય છે અને તે કર્મની પરંપરારૂપ વ્યાજકર્મ ઘણું થાય છે, મૂળકર્મ વિપાકોદયમાં આવે છે તેને ભોગવવામાં આવે છે અને તેને ભોગવીને મૂળકર્મ ચૂકવતાં પહેલાં તો તેનું વ્યાજરૂપ પરંપરા કર્મ તો ઘણું વધે છે. હવે કેમ કરી કર્મરૂપ દેવું મારાથી આપી શકાય? મેં મારી સર્વ શક્તિવડે સર્વ પૂંજી ચૂકવી તોપણ પરંપરા કર્મ વૃદ્ધિરૂપ વ્યાજ પુરૂં થતું નથી. કર્મનો વિપાકોદય ભોગવતાં આત્મા મુંઝાય છે અને તે રાગદ્વેષમાં

મુંઝાય છે તેથી નવીન કર્મ બાંધે છે. રાગદ્વેષના યોગે કર્મ બંધની સ્થિતિ વૃદ્ધિ પામે છે. મન વચન અને કાયાના યોગ થકી પ્રદેશબંધ અને પ્રકૃતિ બંધ પડે છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને અન્તરાય એ ચાર કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીશ કોડાકોડી સાગરોપમની છે. મોહનીય કર્મની સિત્તેર કોડાકોડી સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ છે. નામકર્મ અને ગોત્રકર્મની વીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે અને આયુષ્ય-કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીશ સાગરોપમની છે. બાર મુહૂર્તની જઘન્ય સ્થિતિ ત્રીજા વેદનીય કર્મની છે. નામ કર્મ અને ગોત્રકર્મની જઘન્ય સ્થિતિ આઠ મુહૂર્તની જાણવી. બાકીના પાંચ કર્મની અન્તર્મુહૂર્તની જઘન્ય સ્થિતિ જાણવી. અશુભ પાપ પ્રકૃતિનો રસ લીંબડાના રસની પેઠે કડવો જાણવો અને શુભ પુણ્ય પ્રકૃતિનો રસ શેલડીના રસની પેઠે મિષ્ટ જાણવો. કર્મની સ્થિતિ અને રસ સંબન્ધી વિશેષ વ્યાખ્યાન કર્મગ્રન્થમાંથી જોઈ લેવું.

**व्यापार भागो जलवट थल वटें रे, धीरे नहीं निंसानी माय ॥**
**व्याज छोडावी कोइ खंदा ( कांधा ) परठवे रे, तो मूल आपुं सम खाय ॥ मू० ॥ २ ॥**

ભાવાર્થ:—શ્રીમદ્ આનન્દઘનજી કહે છે કે, પ્રમત્ત આદિ દશાના યોગે અને પૂર્વભવકૃત કર્મના ઉદયથી ધર્મનો વ્યાપાર ભાગ્યો. શ્રુત અને ચારિત્રધર્મ તે થલવટ અને જલ માર્ગના વ્યાપાર સમાન છે. શ્રુત અને ચારિત્રવિના ધર્મરૂપ ધનની વૃદ્ધિ થતી નથી. ધર્મધનની વૃદ્ધિમાટે આગમોરૂપ શ્રુતનો અભ્યાસ કરવો જોઈએ, તેમજ જિનેન્દ્ર કથિત ચારિત્રધર્મ ગ્રહણ કરવો જોઈએ. नाणस्सफलं विरइ, । ફलं विरतिः ॥ જ્ઞાનનું ફળ વિરતિ છે. જ્ઞાનનો અભ્યાસ કરીને જ્ઞાની બન્ય પશ્ચાત્ ભાગવતી દીક્ષા અંગીકાર કરવી જોઇએ અને અપ્રમત્ત યોગ ચારિત્ર પાળવું જોઇએ. શ્રુતધર્મ અને ચારિત્રધર્મમાં પ્રમાદ કરવાથી બે માર્ગનો વ્યાપાર પડી ભાગે છે અને વ્યાપાર પડી ભાગવાથી નિર્ધનાવસ્થા આવી જાય છે અને કોઈ સદ્ગુરૂ મહારાજ શ્રદ્ધા, વિનય, વિવેક વગેરે ગુણોની યોગ્યતાવિના શ્રુતધર્મ અને ચારિત્રધર્મને ધીરતા નથી, અર્થાત્ યોગ્યતા આવ્યાવિના કોઈ સદ્ગુરૂ ધર્મધનને ધીરી શકતા નથી. પ્રમાણિકપણાની નિશાની માગીને વ્યાપાર કરવા ધર્મનાણું ધીરવામાં આવે છે. કોઈ સત્પુરૂષ મુનિરાજ, કર્મની પરંપરાની વૃદ્ધિરૂપ વ્યાજ છોડાવીને કર્મનાં કાંધાં પરઠવે તો, મૂળ રકમ સમ ખાઇને

આપું. સારાંશ કે કોઈ અતિશય ધારક મુનિ ગુરૂવર્ય્ય કૃપાદષ્ટિ કરીને એવો બોધ આપે કે, જેથી પૂર્વકર્મ ભોગવ્યા પશ્ચાત્ નવીન પરંપરા વૃદ્ધિરૂપ વ્યાજ થાય છે તેનાથી મારો છૂટકો થાય. પૂર્વકૃત કર્મના વિપાકોદય ભોગવતાં નવીન કર્મ બંધાય નહીં એવી દશા કરાવી આપે. મૂળ કર્મનાં કાંધાં કરી આપે તો સર્વ કર્મને ભોગવી કર્મનું દેવું સર્વથા ચૂકવું એમ પ્રતિજ્ઞાપૂર્વક કથું છું.

**हाटडुं मांडुं रुडा माणक चोकमां रे, साजनीयांनुं मनडुं मनाय ॥**
**आनन्दघन प्रभुशेठ शिरोमणि रे, बांहडी झालजो रे आय ॥**
**॥ मू० ॥ ३ ॥**

ભાવાર્થઃ—શ્રીમદ્ આનન્દઘન કથે છે કે, આ પ્રમાણે કોઈ મુનિરાજ કર્મનાં કાંધાં કરી આપે અને વ્યાજ છોડાવે તો વિવેકરૂપ માણેકચોકમાં ધર્મનું મહાન્ હાટ (દુકાન) માંડું અને ક્ષમા, માર્દવ આર્જવ, મુક્તિ (નિર્લોભતા.) તપ, સંયમ, સત્ય, શૌચ, અકિઞ્ચનતા અને બ્રહ્મચર્યરૂપ સ્વજનોનું મન મનાવીને મારો વ્યાપાર શરૂ કરૂં. શ્રીમદ્ આનન્દઘનજી મહારાજે દીક્ષા અંગીકાર કરી હતી, તેથી તેઓશ્રી કહે છે કે, ચારિત્રમાં વિશેષ સ્થિર થાઉં અને સિદ્ધાન્તોનો વિશેષતઃ અભ્યાસ કરૂં, પ્રમાદ દશા ટાળીને અપ્રમત્ત ગુણઠાણે રહું, જ્ઞાન દર્શન અને ચારિત્રની રૂડી રીતે આરાધના કરૂં, નવીન કર્મ બાંધું નહીં અને પૂર્વકૃત કર્મની નિર્જરા કરૂં. વૈરાગ્ય ભાવનાવડે સર્વ ગુણોની પુષ્ટિ કરૂં, ઉત્સૂત્ર પ્રરૂપણા ન થાય અને જૈનાગમો પ્રમાણે સમ્યક્ પ્રરૂપણા-રૂપ પ્રમાણિકપણાની વૃદ્ધિ કરીને, શ્રુતધર્મ અને ચારિત્ર ધર્મની આરાધના કરૂં. શ્રી વીરપ્રભુનું ચતુર્વિધ સંઘરૂપ શાસન એકવીશ હજાર વર્ષ પર્યંત ચાલશે એમ નિશ્ચય છે. સાધુરૂપ ગુરૂનો કદી નાશ થવાનો નથી. સાધુરૂપ ગુરૂ થયાવિના ષટ્કાયની રક્ષા થઈ શકતી નથી, માટે સાધુપણામાં મારે સમ્યક્ પ્રકારે ધર્મ ધનનો વ્યાપાર વૃદ્ધિ પામે તેમ વર્તવું જોઇએ; એમ તેમના હૃદયની ભાવના હોય તેમ લાગે છે. શ્રીમદ્ આનન્દઘનજી કહે છે કે, આનન્દના ઘનભૂત એવા ત્રણ ભુવનના સ્વામી સર્વ પ્રકારના ધર્મમાં શ્રેષ્ઠ શિરોમણિ એવા, હે તીર્થંકર પરમેશ્વર ! તમે મારી બાંહ્ય આવીને ઝાલો, અર્થાત્ મને ધર્મ વ્યાપારમાં સહાય કરો અને મને ક્ષાયિક ધર્મ ઋદ્ધિથી ભરપૂર આપના જેવો શ્રેષ્ઠ બનાવો; હું આપનું અવલંબન લઉં છું.

पद ५५.

( राग धन्याश्री. )

चेतन आपा कैसे लहोइ. चेतन ।
सत्ता एक अखंड अबाधित, इह सिद्धान्त पख जोइ. ॥ चेतन ॥ १ ॥
अन्वय अरु व्यतिरेक हेतुको, समज रूप भ्रम खोइ ।
आरोपित सर्व धर्म औररहे, आनन्दघन तत सोइ. ॥ चेतन० ॥ २ ॥

ભાવાર્થ.—પોતાના આત્મસ્વરૂપને કેવી રીતે પામી શકાય? ચેતન પ્રશ્ન કરીને કહે છે કે, આત્માને આત્મરૂપે અનુભવ્યાવિના આત્મતત્ત્વની પ્રતીતિ થતી નથી, માટે આત્માની સત્તા એક છે, આત્મા અખંડ છે, આત્માના અસંખ્યાત પ્રદેશ છે, આત્માના એક પ્રદેશનો પણ કદી નાશ થયો નથી અને થવાનો નથી, આત્માની સત્તા કદી ખંડિત થતી નથી, આત્માના ચૈતન્ય ધર્મની સત્તાનો કદી બાધ થતો નથી; એમ સિદ્ધાન્તોના પક્ષથી આત્માનું સત્તામાં રહેલું સ્વરૂપ જાણવું જોઇએ. કર્મગ્રન્થ, તત્ત્વાર્થસૂત્ર, વિશેષાવશ્યક, આચારાંગ અને ભગવતીસૂત્ર વગેરે સિદ્ધાન્તોથી આત્માનું સમ્યક્ સ્વરૂપ અવબોધી શકાય છે. यस्य सत्त्वे यस्य सत्त्वं अन्वयः यदभावे यदभावः व्यतिरेकः જેના સત્ત્વથી જેનું સત્ત્વ હોય તે અન્વય હેતુ જાણવો અને જેના અભાવે જેનો અભાવ હોય તેને વ્યતિરેક હેતુ કથેછે. આત્માનું અસ્તિત્વ છતે જ્ઞાનનું અસ્તિત્વ છે; જ્યાં આત્મા નથી ત્યાં જ્ઞાન નથી.—જેમ જડ વસ્તુઓ. આ પ્રમાણે આત્માની સિદ્ધિ અન્વય અને વ્યતિરેકથી થાય છે, આત્મા છે, આત્મા કર્મનો કર્તા છે અને આત્મા કર્મનો ભોક્તા છે, તેમજ આત્મા કર્મનો સંહર્તા છે, આત્મા કર્મથી મૂકાય છે, તેથી મોક્ષ છે અને મોક્ષના ઉપાય છે, આ છ બાબતોપર વિશેષ વિચા કરી આત્માનું સ્વરૂપ ધ્યાવતાં આત્માનો અનુભવ આવે છે. આત્માનું જ્ઞાન થતાં બહિરાત્મબુદ્ધિનો નાશ થાય છે અને અન્તરાત્મત્વ પ્રગટે છે. બાહ્યદશાની ભ્રમણા ટળે છે અને પોતાના શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ કરવા સતત ઇચ્છા પ્રગટે છે અને આત્મા પોતાનામાં પરમાત્મપણું સત્તાએ રહ્યું છે તેને દેખે છે.

॥ श्लोक ॥

अविद्यातिमिरध्वंसे, दशाविद्याञ्जनस्पृशा ।
पश्यन्ति परमात्मानमात्मन्येव हि योगिनः ॥ १ ॥

યોગિયો અવિદ્યારૂપ અંધકારનો નાશ થએ છતે અને વિદ્યારૂપ

અંજનથી સ્પર્શિત થએલી દૃષ્ટિવડે, પોતાના આત્મામાંજ પરમાત્માને દેખે છે. શરીર, મન અને વાણી વગેરેને પોતાનાં માનવાં તે તો આ-રોપમાત્ર છે. આત્માવિના સર્વ જડ વસ્તુઓ પોતાની નથી. પોતાનું શુદ્ધસ્વરૂપ પ્રાપ્ત કરવું જોઇએ. શ્રીમદ્ આનન્દઘનજી મહારાજા કથે-છે કે, આનન્દનું ઘનરૂપ આત્મતત્ત્વ તેજ સત્ય છે, માટે આત્મદૃષ્ટિથી આત્માને નિહાળવો જોઈએ.

## पद ५६.

( राग धन्याश्री. )

**वालुडी अवला जोर किश्युं करे, पिउडो परघर जाय ।**
**पूरवदिसि पश्चिम दिशि रातडो, रविअस्तंगत थाय. ॥ वालु० ॥१॥**

ભાવાર્થ:—સમતા સ્ત્રી પોતાના સ્વામિના મિત્ર એવા વિવેકને કથે છે કે, હે વિવેક! તું વારંવાર કથે છે કે, તું પોતાના સ્વામિને અવિરતિ સ્ત્રીના ઘેર કેમ જવા દે છે? કેમ વારતી નથી? તો તેના ઉત્તરમાં કહેવાનું કે હું હજી નાની છું, તેથી હું તેમની આગળ શું જોર કરી શકું? મારા સ્વામિ આગળ મારૂં કશું કંઈ ચાલતું નથી, મ્હને જે દુઃખ પડે છે તે હું જ જાણું છું.

મારૂં દુઃખ કોઈનાથી દેખ્યું જાય તેમ નથી, દુનિયામાં પ્રકાશક સૂર્ય પણ ઉગતી વખતેજ મારૂં દુઃખ દેખીને અને મારા સ્વામિની નિષ્ઠુરતાને દેખીને, લાલચોળ બની જાય છે. સૂર્ય દુનિયાને ભલામાટે પ્રકાશ આપે છે. કોઈ અનીતિથી ચાલે છે તો તે સહન કરી શકતો નથી. સત્યનો પક્ષ લેનાર આખી દુનિયા છે તો દુનિયાની ચક્ષુભૂત એવો સૂર્ય પણ મારૂં દુઃખ અને પતિની અનીતિ દેખી લાલ-ચોળ બને તેમાં શું આશ્ચર્ય? પ્રાતઃકાલમાં સૂર્યે પોતાની રક્ત પ્રભા જણાવીને સૂચવ્યું કે હે ચેતન! તું અનીતિનો માર્ગ ત્યજીને પોતાની સ્ત્રીના ઘેર રહે, હવે હું ઉગ્યો છું એટલે તું પણ અજ્ઞાન નિદ્રાનો ત્યાગ કરીને–જાગ્રત થઈ–પોતાની ખરી સ્ત્રીના ઘેર જા; એમ સૂર્યનું સૂચવન ખરેખર વાસ્તવિક હતું, તો પણ ચેતને હિસાબમાં ગણ્યું નહિ. સૂર્ય છેક આથમવાની તૈયારી કરવા લાગ્યો તોપણ ચેતને પોતાનું કથ્યું માન્યું નહિ; એમ જાણીને ક્રોધથી જાણે લાલચોળ બન્યો હોય, એવો સૂર્ય પણ મ્હારૂં દુઃખ દેખીને અસ્તંગત થયો.

સમતા કથે છે કે, હે વિવેક! મારા પતિ મ્હને મૂકીને અન્યના-પર આસક્ત થાય છે તેમાં તેમનીજ હાનિ છે. જગત્‌માં મોટા મોટા

પુરૂષો અન્ય સ્ત્રીપર આસક્ત થવાથી રાવણની પેઠે નષ્ટ થયા છે. રાવણ-સમાન કોઈ બળવાન્ નહોતો, પણ પોતાની સ્ત્રી છતાં અન્ય (સતી સીતા)-પર આસક્ત થવાથી અન્તે સર્વ હાર્યો.

જે પુરૂષ અન્ય સ્ત્રીની ખુબસુરતીમાં મોહ પામીને, અનીતિના માર્ગે ચાલે છે તેની ખુવારી થયાવિના રહેતી નથી. જેવું કર્મ કરવામાં આવે છે તેવું ફળ પામવામાં આવે છે. પાપકર્મ કરીને કોઈ પુણ્યનું ફળ ભોગવનાર નથી. લીંબડો વાવીને કોઈ આમ્રફળનો આસ્વાદ કરી શકતો નથી; મુંજ જેવા રાજાએ પરસ્ત્રીની સાથે દોસ્તી બાંધી તેથી તે અન્તે ઘેર ઘેર ભિક્ષા માગવાનું મહાદુઃખ પામ્યો અને તેના શરીરનો નાશ કરવામાં આવ્યો અને તેની ખોપરીપર કાગડાની ચાંચો પડી.—ઈત્યાદિ વાત જાણવી હોય તેને ભોજપ્રબંધ વગેરે ગ્રન્થો જોવા. તેમજ ધવળ શેઠે શ્રીપાલની સ્ત્રી ઉપર ખરાબ દૃષ્ટિ ધારણ કરી તેથી, તે અન્તે દુઃખના સાગરમાં પડ્યો અને મરણ પામ્યો. કરણ ઘેલાએ પોતાના મંત્રીની સ્ત્રીપર વિષયરાગ ધારણ કરીને અનીતિનો માર્ગ લીધો, તેથી તેણે ગુર્જર દેશનું રાજ્ય ગુમાવ્યું અને તેની સ્ત્રીને અલ્લાઉદ્દીન બાદશાહે પોતાની બેગમ કરી; એ રીતે કરણ ઘેલાના અપકૃત્યથી ગૂર્જર-દેશ પરતન્ત્ર થયો. કૌરવોએ પાંડવોની સ્ત્રી દ્રૌપદીનાં ચીર તણાવ્યાં અને પરસ્ત્રીની લાજ લેવા ધારી ત્યારથી, ભારત દેશ ક્ષયકર મહાભારત યુદ્ધનો સંકલ્પ પાંડવોના મનમાં થયો અને અન્તે ભીમે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે દુઃશાસનનો નાશ કર્યો અને સકળ કૌરવો રણમાં નાશ પામ્યા; ભારત દેશની પડતીનાં લક્ષણ આરંભાયાં. સિદ્ધરાજે રાણા રાખેંગારની સ્ત્રી રાણકદેવીના-પર મોહ ધર્યો તેથી અન્તે તે શ્રાપ પામ્યો અને તેની દુર્દશા થઈ. મુસલમાન બાદશાહોએ પારકી સ્ત્રીઓનાપર જુલમ ગુજાર્યા તેથી તેઓની પડતી થઈ. મરાઠાઓ પણ પરસ્ત્રીના ફંદમાં ફસાવા લાગ્યા તેથી તેઓનો અસ્ત થવા લાગ્યો. પરસ્ત્રીનો સંગ કરીને કોઈએ અદ્યાપિ પર્યંત સુખ લીધું નથી અને કોઈ લેશે પણ નહીં.

જે પુરૂષો પરસ્ત્રીના ઘરમાં પ્રવેશ કરે છે, તે પોતાની પ્રતિષ્ઠા અને નીતિનો ભંગ કરે છે, તેથી તેઓ સત્ય સુખ પામવાને શક્તિમાન્ થતા નથી. લૌકિક શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે, ઇન્દ્ર સરખા પણ પરસ્ત્રીના પ્રેમથી શ્રાપ પામ્યા અને અશાન્તિના ખાડામાં ઉતર્યા. જે દેશનો અને જે રાજ્યનો અસ્ત થવાનો હોય છે તેમાં પરસ્ત્રી આસક્ત દોષ લાગુ પડે છે. જે ધર્મ આખી દુનિયામાં ફેલાયલો હોય છે તે ધર્મના નેતાઓમાં પણ વ્યભિચાર દોષ ઉદ્ભવે છે તો, તે ધર્મની પાયમાલી થાય છે. પરસ્ત્રીઓના પાસમાં ફસાવાથી દેવતાઓમાં લડાઈ

થાય છે અને તેથી મહાન્ ઉત્પાદ થાય છે. પુરૂષનો ઉત્તમ ધર્મ એ છે કે, તેણે પરસ્ત્રીના ઘરમાં કામાસક્ત ભાવથી પ્રવેશ કરવો નહિ.

સમતા વિવેકને કહે છે કે, હે વિવેક! તમે મારા દૃષ્ટાન્તપર ખ્યાલ કરો, જેના ઉગવામાત્રથી મનુષ્યો જાગ્રત થાય છે અને દેશમાં આનન્દ ફેલાઈ રહે છે, એવો સૂર્ય પણ પોતાની પૂર્વદિશારૂપ સ્ત્રીનો ત્યાગ કરીને પશ્ચિમદિશારૂપ પરસ્ત્રીમાં રાતડો એટલે આસક્ત થાય છે ત્યારે તેનો અસ્ત થાય છે; આખી દુનિયામાં આ દૃષ્ટાન્ત પ્રત્યક્ષ છે. સૂર્ય સરખાની પણ પશ્ચિમદિશારૂપ પરસ્ત્રીના સંબન્ધથી અસ્તદશા થાય છે તો અન્યનું શું કહેવું? સૂર્યની આગળ અન્ય શા હિસાબમાં છે? માટે હે વિવેક! મ્હને મૂકીને ચેતનસ્વામી અવિરતિના ઘેર જાય છે અને તેનાપર આસક્ત થયા છે તેનું ફળ શું આવશે?

અવિરતિ સ્ત્રીની સંગતિથી માંસાદિ અભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ કરવાની ટેવ પડે છે, તેમજ દારૂ આદિ અપેય પદાર્થોનું પાન થાય છે. હિંસા, અસત્ય, સ્તેય, વ્યભિચાર, ક્રોધ, માન, માયા, લોભ, લાંચ અને વિશ્વાસઘાત વગેરેથી નહિ વિરામ પામવું તેને અવિરતિ કથે છે. અવિરતિ પરિણતિના સંગમાં રહેવાથી ઉપર્યુક્ત દોષોનો મનમાં ઉદ્ભવ થાય છે અને તેથી કર્મરૂપ મલીનતાવડે આત્મા અશુદ્ધ બને છે. અવિરતિની સંગતિથી–જડ વસ્તુઓમાં સુખની ભ્રાન્તિ થવાથી–જડમાં મમતાદિથી બન્ધન થાય છે. અવિરતિ પરિણામથી જગત્ના સર્વ જડપદાર્થોને અનન્તકાળસુધી ભોગવ્યા અને અનન્તકાળપર્યંત ભોગવવામાં આવશે તો પણ, કદી સત્યસુખની પ્રાપ્તિ થઈ નથી અને ભવિષ્યમાં થનાર નથી. અવિરતિના ઘરમાં પ્રવેશનાર ત્વરિત દુઃખને પ્રાપ્ત કરે છે. પતિની વ્હાલી સ્ત્રી અર્થાત્ પતિવ્રતા સ્ત્રી, પોતાના પતિ અને પોતાનામાં ભેદ દેખતી નથી, તેથી તે સદાકાલ પતિને કલ્યાણકર માર્ગ દેખાડે છે. વિવેકને સમતા કહે છે કે, મ્હારે પણ ગમે તેવી પતિની દુઃખદશામાં પણ પતિનેજ સર્વસ્વ માની, તેમના પ્રતિ શુદ્ધભાવે વર્તવાની ફરજ છે અને તે હું બજાવું છું.

સમતા પોતાના ચેતન સ્વામિના મૂળ સ્વભાવનું કથન કરે છે અને તદ્દ્વારા સ્વામિ માહાત્મ્યનું ગાન કરી પોતાના આત્મપતિને જાગૃતિની સૂચના કરતી છતી તે જણાવે છે કે,

**पूनमससीसम चेतन जाणिये, चन्द्रातप सम भाण ।**
**वादलभर ज़िम दलथिति आणीये, प्रकृति अनावृत ज़ाण. ॥**

**ભાવાર્થ:**—પૂર્ણિમાના ચંદ્રસમાન આત્મા જાણવો અને ચન્દ્રની જ્યોત્સ્ના સમાન પ્રકાશક જ્ઞાનરૂપ ભાનુ જાણવો; જ્ઞાનને અત્ર ભાનુ કથીને ઉપમા આપી છે. પૂર્ણિમાનો ચન્દ્ર સમ્પૂર્ણ કલાથી વિરાજીત હોય છે. વાદલના સમૂહની પેઠે કર્મદલની સ્થિતિ જાણવી, આત્માને કર્મ લાગેલાં છે તો પણ આત્માનો મૂળ સ્વભાવ તો શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ અનાવૃત (અનાચ્છાદિત) છે.

પૂર્ણિમાના ચન્દ્રને ચારે તરફથી વાદળાંનો સમૂહ ઢાંકી દે છે તોપણ, ચન્દ્રનો ઝાંખો ઝાંખો કિઞ્ચિત્ પ્રકાશ પડે છે. ચન્દ્રનો મૂળ-સ્વભાવ અનાવૃત છે, તેથી તે વાદળાંથી રહિત થાય છે. ચન્દ્રની ચારે તરફ વાદળાં ફરી વળે તોપણ ચન્દ્રના પ્રકાશનો વસ્તુતઃ નાશ થતો નથી; ફક્ત પ્રકાશના ઉપર આવરણ આવવાથી તિરોભાવે પ્રકાશ રહે છે. તે પ્રમાણે આત્માના અસંખ્યાત પ્રદેશોને જ્ઞાનાવરણીયાદિ કર્મ અનાદિકાળથી લાગેલાં હોય છે, તેથી આત્માનો જ્ઞાનપ્રકાશ આચ્છાદિત થાય છે, અર્થાત્ આત્માનું જ્ઞાન તિરોભાવે હોય છે. જેમ જેમ કર્મનાં આવરણ ટળે છે, તેમ તેમ જ્ઞાનનો આવિર્ભાવ થતો જાય છે. સંસારી આત્માનું લક્ષણ નીચે પ્રમાણે જાણવું.

॥ શ્લોક ॥

यः कर्त्ता कर्मभेदानां, भोक्ता कर्म्मफलस्य च ।
संसर्त्ता परिनिर्वाता, स ह्यात्मा नान्यलक्षणः ॥

જે કર્મનો કર્ત્તા છે અને કર્મફલનો ભોક્તા છે, ચતુર્ગતિમાં જે ભમનાર છે અને જે કર્મપટલનો પરિનિર્વાતા છે તેજ આત્મા જાણવો. આત્મા કહો, જીવ કહો, પ્રાણી કહો વા સત્ત્વ કહો ઇત્યાદિ શબ્દો ચેતનને કથે છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગવડે આત્મા કર્મ કર્ત્તા બને છે. આત્મા કર્મનો કર્ત્તા છે એમ કથવાથી, સાંખ્યવાદનો-આ કે જે કર્મનો કર્ત્તા વસ્તુતઃ છેજ નહિ તેનો-પરિહાર કર્યો. જ્યા સાંખ્યનો આત્મા કર્મનો કર્ત્તા નથી ત્યારે તે કર્મનો ભોક્તા પણ ન ઠ એ સ્વાભાવિક છે. સાંખ્યનો મત માનનારાઓનું તપ, જપ શિખામુંડન અને સંન્યાસગ્રહણ વગેરેનું સાર્થકપણું સિદ્ધ ઠરત નથી, કારણ કે જ્યારે આત્મા કર્મનો કર્ત્તા તથા ભોક્તા નથી, ત્યાર તેને દુઃખ પણ ન થવું જોઈએ અને ધર્મક્રિયાઓ પણ ન કરવી જોઈ ઈત્યાદિ વિરોધો આવે છે, અર્થાત્ વ્યવહાર નયવડે કર્મનો કર્ત્તા તથા ભોક્તા આત્મા માનવો જોઇએ ત્યારે જ ઉપર્યુક્ત સર્વ વાતની સિદ્ધિ

થાય છે. સાંખ્યવાદમાં પ્રકૃતિને કર્ત્રી માનવામાં આવે છે પણ આત્માથી ભિન્ન એવી પ્રકૃતિનો આત્માની સાથે સંબન્ધ થયાવિના, શરીરનું ધારવું, જન્મ અને મરણ વગેરેના સંબન્ધમાં આત્મા આવી શકે નહિ અને તેથી પુણ્ય પાપ વગેરેનો પણ આત્માની સાથે સંબન્ધ ન ઘટવાથી આત્માની પૂર્વે નિર્મલતા અને પશ્ચાત્ પણ નિર્મલતા સિદ્ધ ઠરવાથી તપ, જપ અને વ્રત, વગેરેની સિદ્ધિ થઈ શકતી નથી. આત્માનીસાથે કર્મ કહો વા પ્રકૃતિ કહો વા માયા કહો, તેનો સંબન્ધ થાય તોજ સુખ દુઃખનો કર્તા તથા ભોક્તા આત્મા સિદ્ધ ઠરી શકે. આત્માની સાથે કર્મનો સંબન્ધ અનાદિ કાળથી છે, આત્મા નિત્ય છે અને તે અનાદિ અનંત છે. આત્માની સાથે અનાદિ કાળથી કર્મ લાગ્યાં છે. વેદાન્તીઓ પણ આત્માને નિત્ય માને છે અને પ્રારબ્ધ, સંચીયમાન અને ક્રિયમાણ એ ત્રણ પ્રકારનાં કર્મ માને છે, તે વિષે ભગવદ્ગીતામાં પ્રતિપાદન કર્યું છે. આત્માનીસાથે કર્મનો સંબન્ધ માન્યાવિના ઉચ્ચત્વ, નીચત્વ, સુખ અને દુઃખ, વગેરે ઘટી શકતું નથી, યુરોપ અને અમેરિકા દેશમાં પણ કર્મનો સિદ્ધાન્ત મનાવા લાગ્યો છે. કર્મવિના આત્માનો પુનર્જન્મ સંભવતો નથી. બૌદ્ધો પણ અમુક અપેક્ષાએ કર્મવાદને સ્વીકાર્યાવિના રહેતા નથી. જીવોને ઈશ્વરે કર્મ લગાડ્યાં એમ તો કોઈ રીતે સિદ્ધ થતું નથી. ઈશ્વર રાગ અને દ્વેષરહિત છે તેથી તે કોઈને કર્મ લગાડવાની જંઝાલમાં પડતો નથી. કર્મનો કર્ત્તા આત્મા છે, એમ અનેક રીતે સિદ્ધાન્ત સિદ્ધ થાય છે. અદ્વૈતવાદિયો **सर्वत्र अखिलं ब्रह्मनेह नानास्ति किञ्चन** આ શ્રુતિવડે બ્રહ્મવિના કશું કંઈ નથી એમ સિદ્ધ કરે છે, તો પણ તેઓને અસત્ એવી માયાનો સ્વીકાર કરવો પડે છે અને પ્રારબ્ધાદિ કર્મનો પણ સ્વીકાર કરવો પડે છે. અદ્વૈતવાદીને પણ માયા કહો કે, કર્મ કહો તે તેને માનવું પડે છે. પૌરાણિકો પણ કર્મનું નીચે પ્રમાણે પ્રતિપાદન કરે છે.

॥ શ્લોક ॥

**यथा यथा पूर्वकृतस्य कर्म्मणः फलं निधानस्थमिवावतिष्ठति ।**
**तथा तथा तत्प्रतिपादनोद्यता, प्रदीपहस्तेव मतिः प्रवर्तते ॥**
**यद्यत् पुराकृतं कर्म, न स्मरन्तीह मानवाः ।**
**तदिदं पाण्डवश्रेष्ठ, दैवमित्यभिधीयते ॥ १ ॥**
**मुदितान्यपि मित्राणि, सुक्रुद्धाश्चैव शत्रवः ।**
**न हि मे तत् करिष्यन्ति, यन्न पूर्वकृतं त्वया ॥ २ ॥**

પુરાણોમાં આ પ્રમાણે કર્મને પ્રતિપાદન કરનારા ઘણા શ્લોકો

આવે છે. જૈન શાસ્ત્રોના સંબન્ધમાં આવેલા બ્રાહ્મણોએ પુરાણો રચ્યાં છે, તેથી તેઓએ કર્મનો સિદ્ધાન્ત સ્વીકાર્યો છે, એમ કેટલાક આર્યસમાજીઓ કહે છે; જો કે જૈનેતર દર્શનકારીઓએ કર્મનો સિદ્ધાન્ત માન્યો છે તો પણ ખુલ્લે ખુલ્લું કહેવું પડે છે કે, જૈનદર્શનમાં જેવું કર્મનું સ્વરૂપ વર્ણવ્યું છે તેવું અન્ય દર્શનના વિદ્વાનોએ વર્ણવ્યું નથી. જૈન શાસ્ત્રોમાં લખેલું કર્મનું સ્વરૂપ વાંચવામાં આવે તો તેનો પૂર્ણ અભ્યાસી એવા ઉદ્ગાર કાઢશે કે, કર્મનું આવું સ્વરૂપ વર્ણવનાર સર્વજ્ઞ હોવો જોઇએ અને તે કર્મનું સ્વરૂપ શ્રી મહાવીરે પ્રતિપાદ્યું છે, તેથી તે કેવલજ્ઞાની છે એમ માનવાની આપોઆપ ફરજ પડવાની. શ્રી કેવલજ્ઞાની મહાવીરપ્રભુએ, જે કર્મનું સ્વરૂપ વર્ણવ્યું છે તેનો અનુભવ બરાબર થાય છે. શ્રી મહાવીરપ્રભુના વખતમાં થનાર ગૌતમબુદ્ધે પણ પોતાના ભક્તોને કહ્યું હતું કે "इत एकनवतौकल्पे शक्त्या मे पुरुषो हतः तेन कर्मविपाकेन पादे विद्धोस्मि भिक्षवः" હે ભિક્ષુકો ! અહીંથી એકાણુમા ભવમાં મેં શક્તિવડે પુરૂષને હણ્યો હતો, તેથી આ ભવમાં મારો પગ વિંધાયો છે, આવા ગૌતમ બુદ્ધના વાક્યથી પણ કર્મની થીઅરી સર્વ મનુષ્યોને માન્યાવિના છૂટકો થવાનો નથી. કર્મનો સિદ્ધાન્ત માન્યાવિના પુનર્જન્મનો સિદ્ધાન્ત ટકી શકતો નથી; જૈનશાસ્ત્રોમાં પ્રતિપક્ષીઓની સેંકડો દલીલો તોડીને કર્મસિદ્ધાન્તનું સમર્થન કર્યું છે. જૈન શાસ્ત્રોમાં કથ્યા પ્રમાણે આત્માનું સ્વરૂપ માન્યાવિના કર્મનો સિદ્ધાન્ત સિદ્ધ ઠરતો નથી.

કર્મ પુદ્ગલરૂપ છે તેથી તે મૂર્ત છે, મૂર્ત એવું કર્મ આત્માને ઉપઘાત કરવા સમર્થ થાય છે. "अणाइयंतंपवाहेण" પ્રવાહવડે કર્મ અનાદિકાળનું છે.

પ્રશ્ન—આત્માની સાથે અનાદિકાળથી કર્મનો સંયોગ છે ત[illegible] તેનો વિયોગ કેવી રીતે થાય ?

ઉત્તર—અનાદિ સંયોગ છતાં પણ જેમ કાઞ્ચન અને ઉપલનો (માટી[illegible] વિયોગ દેખવામાં આવે છે, તેમ આત્માની સાથે લાગેલા ક[illegible] પણ સમ્યગ્ જ્ઞાનાદિ સામગ્રીવડે વિયોગ થાય છે. અનાદિકાળથી બી[illegible] માંથી અંકુર અને અંકુરમાંથી બીજ થવાનો સંબન્ધ ચાલ્યો આવે [illegible] છતાં બીજને બાળી નાખવામાં આવે છે તો; તેમાંથી પશ્ચાત્ અનાદિ[illegible] ચાલતો આવેલો અંકુરજનન ધર્મસ્વભાવ વિનાશ પામે છે, તે પ્રમા[illegible] આત્માની સાથે અનાદિકાળથી કર્મ લાગેલું છે છતાં પણ આત્મજ્ઞાના[illegible] સામગ્રીવડે અમાદિ કર્મપ્રવાહનો નાશ થાય છે.

કર્મબન્ધના ચાર ભેદ છે, પ્રકૃતિબન્ધ, સ્થિતિબન્ધ, રસબન્ધ અને પ્ર[illegible]

દેશબન્ધ. સ્થિતિરસ અને પ્રદેશના સમુદાયને પ્રકૃતિબન્ધ કહે છે. અધ્યવસાયવડે ગ્રહણ કરેલ કર્મદલિકની સ્થિતિ, અર્થાત્ તેના કાલનો નિયમ તેને સ્થિતિબન્ધ કથે છે. કર્મપુદ્ગલોના શુભાશુભ અથવા ઘાતી અઘાતી જે રસ તેને અનુભાગ અથવા રસબન્ધ કહે છે. સ્થિતિ તથા રસની અપેક્ષાવિના કર્મપુદ્ગલોના દલિકનું ગ્રહણ કરવું તેને પ્રદેશબન્ધ કહે છે. કહ્યું છે કે प्रकृतिसमुदायः स्यात्, स्थितिः कालावधारणं अनुभागो रसः प्रोक्तः प्रदेशो दलसञ्चयः ॥ १ ॥ એ ઉપર્યુક્ત ચાર પ્રકાર મોદકના દૃષ્ટાન્તથી અવબોધવા.

## मोदकनुं दृष्टान्त.

વાતરોગના નાશમાટે બનાવેલા મોદકમાં વાયુને હરવાનો સ્વભાવ (પ્રકૃતિ) રહ્યો હોય છે. પિત્તરોગ નાશક દ્રવ્યથી બનેલા મોદકમાં પિત્તનો નાશ કરવાનો સ્વભાવ રહ્યો હોય છે. કફરોગ નાશક દ્રવ્યથી બનાવેલા મોદકમાં કફનો નાશ કરવાની પ્રકૃતિ હોય છે. કોઈ મોદક એક દીવસ રહે છે, કોઈ બે દીવસ રહે છે અને કોઈ મોદક એક માસ પર્યંત પણ રહે છે. કોઈ મોદક તીખો હોય છે, કોઈ મોદક કડવો હોય છે, કોઈ મોદક મિષ્ટ હોય છે; તેમ કર્મનો રસ પણ અવબોધવો. કોઈ મોદક પાશેરનો હોય છે, કોઈ મોદક અર્ધશેરનો હોય છે અને કોઈ મોદક શેરનો પણ હોય છે; તેમ કર્મસ્કંધમાં પણ ન્યૂનાધિક્ય જાણવું.

અષ્ટ પ્રકારના કર્મમાં કોઈ કર્મ જ્ઞાનને આચ્છાદન કરે છે અને કોઈ કર્મ દર્શનનું આચ્છાદન કરે છે. જ્ઞાનનું આચ્છાદન કરે છે તેને જ્ઞાનાવરણીય કર્મ કહે છે. દર્શનનું આચ્છાદન કરે છે તેને દર્શનાવરણીય કર્મ કહે છે. અવ્યાબાધ સુખનું આચ્છાદન કરે છે તેને વેદનીય કર્મ કથે છે. ક્ષાયિક સમ્યક્ત્વ અને ક્ષાયિક ચારિત્રનું આચ્છાદન કરનાર કર્મને મોહનીય કર્મ કહે છે. મોક્ષની સાદિ અનન્ત સ્થિતિનું આચ્છાદન કરનાર કર્મને આયુઃકર્મ કથે છે. આત્માના અરૂપી ગુણનું આચ્છાદન કરનાર કર્મને નામકર્મ કહે છે. આત્માના અગુરૂ લઘુ ગુણનું આચ્છાદન કરનાર કર્મને ગોત્રકર્મ કહે છે. આત્માના વીર્યનું આચ્છાદન કરનાર કર્મને વીર્યાંતરાય કથે છે. અષ્ટ કર્મનો અનુક્રમ જણાવે છે.

જ્ઞાનનું આચ્છાદન થયાથી દર્શનનું આચ્છાદન થાય છે, દર્શનનું આચ્છાદન થવાથી શાતા અને અશાતા વેદાય છે, શાતા અને અશાતા વેદતાં મુંઝાવું થાય છે તેથી મોહનો ઉદય થાય છે, મોહના ઉદયથી આયુષ્ય બંધાય છે, આયુષ્યનો બન્ધ થવાથી નામ કર્મ કે જેનાથી રૂપી-

પણું પ્રાપ્ત થાય છે તે દશાને ધારણ કરવી પડે છે, નામકર્મથી શરીરનો સંબન્ધ ધારણ કરતાં ઉચ્ચ વા નીચકૂળમાં અવતાર થવારૂપ ગોત્ર કર્મ પ્રાપ્ત થાય છે અને ઉચ્ચ વા નીચ અવતારોમાં ઈષ્ટ વસ્તુઓની પ્રાપ્તિ વગેરેમાં વિઘ્ન કર્મ આવીને ખડું થાય છે, તેથી ગોત્ર કર્મ પશ્ચાત્ અંતરાય કર્મ જાણવું.

એક સમયમાં મિથ્યાત્વાદિ પરિણામ યોગે આત્મા સાત અગર આઠ કર્મને બાંધે છે. કર્મનું સ્વરૂપ અત્ર વિશેષ પ્રકારે વર્ણવવામાં આવે તો કર્મની વ્યાખ્યાનોજ એક મહાન્ ગ્રન્થ બની જાય, પણ અન્ય કર્મ ગ્રન્થ વગેરે ગ્રન્થોમાં તેનું વિશેષ સ્વરૂપ કથવામાં આવ્યું છે, માટે અત્ર વિશેષ લખવાની જરૂર રહેતી નથી.

કર્મના સંબન્ધથી જીવો ચોરાસી લક્ષ જીવયોનિમાં પરિભ્રમણ કરે છે અને ત્યાં કર્મનો ઉદય ભોગવવો પડે છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગથી કર્મ બંધાય છે, માટે મિથ્યાત્વાદિનો નાશ કરવા પ્રયત્ન કરવો.

કર્મ ગમે તેવું બળવાન્ છે અને તે આત્માના ગુણોનો ઘાત કરે છે, તો પણ તેનો નાશ કરીને અનેક જીવો મુક્તિપદ પામ્યા, મહા વિદેહમાં પામે છે અને પામશે. સંસારી જીવો કર્મના વશમાં છે તોપણ તેઓ સદ્ગુરૂ થકી બોધ પામીને કર્મને જીતવા સમર્થ બને છે. કર્મના વિપાકો ભોગવતાં સમતા રાખવાની ખાસ જરૂર છે. જન્મ જરા અને મરણના દુઃખને વિસ્તારનાર કર્મ છે. ચાર ગતિમાં પરિભ્રમણ કરાવનાર કર્મ છે, પણ તે કર્મ ઉદયમાં આવે ત્યારે દીન ન બનવું જોઇએ. કર્મનો વિપાક ભોગવતી વખતે આર્તધ્યાન અને રૌદ્રધ્યાન કરવાથી નવીન કર્મની પરંપરા વૃદ્ધિ પામે છે. જીવો કર્મ બાંધતી વખતે ઉપયોગ ન રાખે અને ભોગવતી વખતે રડે તેથી શું વળે? કર્મ બાંધતી વખતે ચેતવાની ખાસ જરૂર છે.

રાગ અને દ્વેષ એ ભાવ કર્મ છે, દ્રવ્ય કર્મનો નાશ કરવો હે તો ભાવ કર્મનો નાશ કરવો જોઇએ. રાગ અને દ્વેષથી જે કર્મ બંધ છે તેમાં રસનો બંધ પડે છે. મન વચન અને કાયાથી કર્મ બંધાય છે પણ રાગ દ્વેષની પરિણતિવિના ચીકણા કર્મ બંધાતાં નથી. જે જે કર્મ કરવામાં આવ્યાં હોય તેનો પશ્ચાત્તાપ કરવાથી બાંધેલાં કર્મ પણ ટળ જાયછે; પ્રતિક્રમણની આવશ્યક્તા તે માટે સ્વીકારવામાં આવી છે. રાચી માચીને જીવો નિકાચિત કર્મ બાંધે છે. નિકાચિત કર્મના પણ જઘન્ય અને ઉત્કૃષ્ટ આદિ ભેદ પડે છે; ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ જે નિકાચિત કર્મ બાંધ્યું હોય છે, તે ભોગવ્યા વિના છૂટકો થતો નથી. કોઇની આંખે

હરકત કરવામાં આવે છે તો પરભવમાં તે હરકત કરનારની આંખે કોઈ જાતનો રોગ થાય છે. શ્રીમહાવીરસ્વામીએ પૂર્વે ભવમાં શય્યાપાલકના કાનમાં તપાવેલું સીસું રેડાવ્યું હતું, તેથી શ્રીવીરપ્રભુના ભવમાં ગોપે તેમના (પ્રભુના) કાનમાં ખીલા માર્યા. જે જે પ્રકારનું જે જે નિમિત્તે અન્યને દુઃખ થાય એવું કર્મ કરવામાં આવે છે તો તેનું ફળ પણ કર્ત્તાને ગમે તે ભવમાં પ્રાયઃ તેવી રીતે ભોગવવું પડે છે. કોઈના પગને છેદવામાં આવે છે તો, આવતા ભવમાં તે પગ છેદનારના પગ છેદાય છે. કોઇને આળ ચડાવવામાં આવે છે તો, સીતાની પેઠે આળનું દુઃખ ભોગવવું પડે છે. કોઈને નીચ કહેવામાં આવે છે તો, તેનું ફળ પણ નીચ થઈને ભોગવવું પડે છે. જેવો આઘાત તેવો પ્રત્યાઘાત એ નિયમ કર્મમાં પણ જોવામાં આવે છે; અર્થાત્ જેવાં કર્મ કરવામાં આવે છે તેવાં ભોગવવાં પડે છે.

ઘાતી અને અઘાતી એવા કર્મના બે ભેદ છે. ઘાતી કર્મનો નાશ કરતાં અઘાતી કર્મ સ્વયમેવ ટળી જાય છે. ઘાતી કર્મમાં પણ મોહનીય કર્મ બળવાન્ છે. સર્વે કર્મમાં મોહનીય કર્મ રાજાસમાન છે. મોહનીય કર્મનો નાશ થતાં સર્વે કર્મનો નાશ થાય છે. મોહનીય કર્મનો નાશ કરવાની ખાસ જરૂર છે. ક્રોધ, માન માયા અને લોભ તેના સોળ ભેદ છે. નવ નોકષાય અને મિથ્યાત્વ એ મોહનીય કર્મના ભેદ અવબોધવા. મોહનીય કર્મનું એટલું બધું બળ છે કે મોટા મોટા ઇન્દ્રાદિઓને પણ ધ્રુજાવી દે છે. કર્મ બળવાન્ છે છતાં આત્માના શુદ્ધ બળથી તેનો નાશ થાય છે. ઉદ્યમથી કર્મનો નાશ થાય છે. ઉદ્યમવડે જ્યારે ત્યારે પણ કર્મને જીતી શકાય છે. કર્મ જડ છે અને આત્મા ચેતન છે. ચેતન પોતાના સ્વરૂપમાં રમણતા કરે તો કર્મ નષ્ટ થયાવિના રહેતું નથી. સંવરતત્ત્વના આરાધનવડે સકલ કર્મનો નાશ થાય છે. જ્યારે ત્યારે પણ કર્મનો નાશ કર્યાવિના આત્માને ખરૂં સુખ પ્રાપ્ત થવાનું નથી. વિષય લાલસાઓને પ્રથમ હઠાવવી જોઈએ. જ્ઞાન દર્શન અને ચારિત્રની આરાધના કરવાથી કર્મ ટળવા લાગે છે અને આત્માના જ્ઞાનાદિ ગુણો પ્રગટવા લાગે છે. શ્રી મહાવીર પ્રભુએ બાર વર્ષપર્યંત ધ્યાન ધર્યું ત્યારે મોહનીય કર્મનો નાશ કર્યો; એકદમ કંઈ કર્મ નષ્ટ થતું નથી. પ્રથમ સદ્ગુરૂઓ પાસેથી તત્ત્વોનું સ્વરૂપ સમજવું જોઇએ. કેટલાક લોકો કર્મમાં લખ્યું હશે તેમ થશે, એમ માની લેઇને ઉદ્યમ બિલકૂલ કરતા નથી, તેઓ જાણે કર્મના દાસ બની ગયા હોય તેમ દેખાય છે. કેવલજ્ઞાનવિના કયા કર્મનો ઉદય છે તે જાણી શકાતું નથી, માટે ઉદ્યમ કરવો જોઇએ. ઉદ્યમ કર્યાવિના કર્મનો ઉદય છે કે નહિ તે જાણી

શકાતું નથી. કર્મમાં લખ્યું હશે તેમ થશે એમ બોલીને બેસી ન રહેવું જોઇએ. શ્રી મહાવીરસ્વામી કર્મમાં લખ્યું હશે તેમ જાણીને બેસી રહ્યા નહોતા; તેઓ શ્રી તો સાધુ થઇને ઉદ્યમમાં તલ્લીન બન્યા હતા. ઉદ્યમથી ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ભાંગે બાંધેલાં ભોગાવલી કર્મસિવાય, બાકીનાં ઘાતી કર્મનો નાશ થાય છે. શુભ પરિણામથી અશુભ કર્મનો નાશ થાય છે. શુભરાગ અને દ્વેષ સહચારિ પરિણામને શુભ પરિણામ કહે છે અને અશુભ રાગ અને દ્વેષ સહચારિ પરિણામને અશુભ પરિણામ કહે છે. અશુભ પરિણામને ટાળવાને માટે શુભ પરિણામના હેતુઓને અવલંબવાની જરૂર છે. અને શુદ્ધ પરિણામ કરવાને માટે શુદ્ધ પરિણામના હેતુઓને અવલંબવાની જરૂર છે. વૈરઝેર, હિંસા, જૂઠ, ચોરી, ભય, કામ, ચિન્તા અને શોક, વગેરેના વિચારોને અશુભ પરિણામ કહેવામાં આવે છે. ભય શોક, વૈર, અને ગુસ્સાના વિચારથી શરીરની પ્રકૃતિ બગડે છે, કેમકે મનને અને શરીરને અત્યંત નિકટ સંબન્ધ છે. મનમાં ઉત્પન્ન થએલા ખરાબ વિચારના પરિણામની અસર શરીરપર થયાવિના રહેતી નથી, તેમજ શરીરપર થયેલી અસરથી વાયુ, પિત્ત અને કફના વિકારો થાય છે અને તેથી અનેક રોગોની ઉત્પત્તિ થાય છે. રોગોત્પાદક કર્મની ઉદીરણા કરનાર તથા વાયુ, પિત્ત અને કફની વિષમતા કરનાર ખરેખર–ગુસ્સાના શોકના તથા–ભયના અશુભ વિચારો છે. ગુસ્સાના, વૈરના, ભયના, શોકના ખરાબ વિચારો, રોગો તથા માનસિક દુઃખજ ઉત્પન્ન કરીને બેસી રહેતા નથી, પણ તેઓ તો આત્માને પણ કર્મથી ભારે કરે છે અને તેથી આત્મા ભવિષ્યમાં અનેક અવતારો ધારણ કરે છે, તથા જન્મ, જરા મરણનાં દુઃખ પામે છે. અશુભ પરિણામોથી અશુભ કર્મની ઉદીરણા પણ થાય છે, તેથી અશુભ વિચારો કોઈરીતે પોતાના આત્માનું તથા અન્યોના આત્માનું શ્રેયઃ કરી શકતા નથી. ભય, શોક, હિંસા અને ગુસ્સા વગેરેના અશુભ પરિણામથી તે ખરાબ વિચારોવાળા હૃદયમાં સૂક્ષ્મ સંસ્કારો પડે છે અને તેથી ભવિષ્યકાલમાં તીડના ઈંડાંની પેઠે તે કુવિચારો પ્રગટી નીકળે છે અને તેથી આત્માની અધોગતિ થાય છે; માટે અશુભ વિચારોનાં પરિણામોને તો હૃદયમાં ઉત્પન્ન થતાંજ વારવાં જોઇએ. શુભ વિચારોના પ્રવાહને ગંગા નદીની પેઠે હૃદયમાં વહેવરાવવો. પ્રાણ જાય તો ભલે જાઓ પણ અશુભ વિચારોને તો હૃદયમાં પ્રગટ થવા દેવા નહિ; એવો દૃઢ સકલ્પ કરીને તે પ્રમાણે વર્તવાથી માનસિક કુવિચારો બંધ થતાં શુભ પરિણામની ધારા હૃદયમાં વહે છે અને તેથી અશુભ કર્મ ( પાપકર્મ ) પણ પુણ્યના ફલરૂપે પરિણમે છે અને શુભ કર્મ વિપાકની ઉદીરણા થાય છે, અર્થાત્ અશુભ

કર્મવિપાકની ઉદીરણા થતી નથી. અત્યંત ઉગ્ર વેગવાળા શુભ વિચારના પ્રવાહથી અશુભ કર્મ પણ શુભ કર્મરૂપે પરિણમે છે અને અશુભ કર્મની નિર્જરા થાય છે, તેમજ અશુભ કર્મનું અપવર્તન થાય છે અને શુભ કર્મ માટે ઉદ્વર્તનકરણ કરી શકાય છે. શુભ પરિણામમાંથી શુદ્ધ પરિણામમાં પ્રવેશ કરવામાટે, સમતાની પ્રાપ્તિ કરવી જોઇએ. સમતાની પ્રાપ્તિથી શુદ્ધ પરિણામ ધારણ કરી શકાય છે, માટે ભવ્ય જીવોએ શુભ પરિણામ રાખી અનુક્રમે આગળ વધવું. એકદમ શુદ્ધ પરિણામના શિખરપર ચડવા માટે કુદકો મારવાથી સમતાનું શિખર પ્રાપ્ત થશે નહિ અને શુભ પરિણામનાં પગથીયાં પણ ગ્રહણ કરી શકાશે નહિ. દયા, પ્રેમ, ભક્તિ, સાધુસેવા, ગુરૂવંદન, તીર્થયાત્રા, સુપાત્રદાન, આદિ ધર્માનુષ્ઠાન વગેરે શુભ કૃત્યોને સ્વાધિકાર પ્રમાણે સેવવાની ખાસ જરૂર છે. જે મનુષ્ય શુભ પરિણામ યાને શુભ રાગાદિનાં પરિણામ કે, જે પુણ્યને ઉત્પન્ન કરે છે તેને પણ ધારણ કરવા શક્તિમાન્ થયો નથી અને રાત્રી દિવસ અશુભ પરિણામ અને પાપારંભનાં કૃત્યોને કર્યા કરે છે, તેવો મનુષ્ય શુભ પરિણામને છોડી એકદમ શુદ્ધ પરિણામ ધારણ કરવા શક્તિમાન્ થતો નથી. પ્રથમતો, પ્રેમ, સ્નેહ, પરોપકાર, દયા, દાન, દેવગુરૂની ભક્તિ અને સર્વનું શ્રેયઃ કરવાના સુવિચારો કરવા. જગત્‌ના ભલામાટે શુભ પ્રવૃત્તિ કરવી. જગત્‌ના જીવોને પોતાના આત્મસમાન માનીને તેઓને આત્મદૃષ્ટિથી દેખવા અને રિપુઓને પણ આત્મદૃષ્ટિથી જોવા; કે જેથી સત્ત્વગુણની ભાવના ખીલવા માંડશે અને પરમાર્થવૃત્તિ થવાથી સ્વાર્થના વિચારોનો સ્વયમેવ નાશ થશે. આત્માને આત્મરૂપે અને જડને જડરૂપે દેખવાની વિવેકશક્તિ પ્રાપ્ત થતાં શુદ્ધ પરિણામની ધારાને પ્રાપ્ત કરવા ચેતનનો અધિકાર પ્રગટેછે અને અન્તે શુદ્ધ પરિણામથી, સકલ કર્મનો ક્ષય થાય છે; માટે અષ્ટ કર્મનો નાશ કરવાની ઇચ્છા ધારણ કરનારે ઉપર્યુક્ત ઉપાયો પ્રમાણે પ્રવૃત્તિ કરવી. આત્મારૂપ ચન્દ્રના ઉપર કર્મરૂપ વાદળ લાગેલાં છે, છતાં તેને ઉપર્યુક્ત ઉપાયોથી હઠાવી શકાય છે; એમ સમતાએ વિવેકને જણાવ્યું. જો આત્મા ઉપર્યુક્ત કથેલી મારી શિખામણ માને તો, નિરભ્ર (વાદળવિનાના) ચન્દ્રના પ્રકાશની પેઠે પ્રકાશિત થઈ શકે, પણ તેમને હે વિવેક ! તમારા જેવા સમજાવે તો જ સમજી શકે. મારા સ્વામિજી મારી શિખામણ ત્યજીને મ્હારૂં ઘર છોડીને પરઘેર એટલે, અવિરતિના ઘેર ભમે છે, તેમાં તેમનું કોઈપણ રીતે શુભ થઈ શકતું નથી, પણ પોતાની ઘણી હાનિ થાય છે તે નીચે મુજબ.

**परघरभमतां स्वादकियोलहे, तन धन यौवनहाण ।**

**दिनदिन दीसे अपयंस वाधतो, निजजन न माने कांण॥बा०॥२॥**

**ભાવાર્થ:**—સમતા વિવેકને કથે છે કે, આત્મસ્વામી પરઘેરમાં વિષય બુદ્ધિથી પરિભ્રમણ કરતાં કયો સ્વાદ લહે છે? અલબત કોઈ-પણ સત્યસુખનો સ્વાદ ચાખી શકતા નથી. તન, ધન અને યૌવનની હાનિ થાય છે, પ્રતિદિવસ અપયશની જગત્‌માં વૃદ્ધિ થાય છે અને સ્વજનો પણ તેનું કથન માનતા નથી.

જગત્‌માં વ્યાવહારિક દૃષ્ટિથી જોતાં આ બાબતના સાક્ષાત્ હજારો પુરાવા નજરે પડે છે. જે પુરૂષો પોતાની સ્ત્રીની હિત શિક્ષાનો ત્યાગ કરીને શ્વાનની પેઠે નિર્લજ્જ થઈ પરઘેર ભમતા ભમે છે અને પરસ્ત્રી-ઓના ફંદમાં ફસાય છે, તેથી તે કોઈ જાતનું સુખ પામી શકતા નથી. તેઓ પરસ્ત્રીઓના ગુલામ બને છે અર્થાત્ પરસ્ત્રીઓના રાગી બનીને તેઓ પતિધર્મને જલાંજલિ આપે છે.

પતિયો સ્ત્રીઓને કહે છે કે, તમારે સ્ત્રીનો ધર્મ સમ્યગ્રીત્યા પાળવો જોઈએ; ત્યારે પુરૂષોએ પોતાનો પતિધર્મ કેમ બરાબર ન પાળવો જોઇએ? અર્થાત્ પાળવો જોઇએ. પતિ જો અન્ય સ્ત્રીની પાસે જાય તો તેમાં કંઈ નહિ અને સ્ત્રી અન્ય પુરૂષની પાસે જાય તો તેને ઘરમાંથી બહાર કાઢવી; આ તો નીતિથી જોતાં અન્યાયજ કહી શકાય. જે પુરૂષો અન્ય સ્ત્રીઓનાં રૂપમાં લુબ્ધ બને છે તે ખરેખર અજ્ઞાની છે. તેઓ પોતાના આત્માને અધર્મના ખાડામાં ઉતારે છે. પોતાની સ્ત્રીને જેમ પતિવિના અન્યના ઉપર વિષયાભિલાષની વૃત્તિથી જોવું યુક્ત નથી, તેમ પુરૂષને પણ પોતાની સ્ત્રીવિના અન્ય સ્ત્રી ઉપર વિષ-યાભિલાષની દૃષ્ટિથી જોવું યોગ્ય નથી. જે પુરૂષો પોતાની સ્ત્રીઓને ક્રોધવડે મારે છે કૂટે છે અને તેઓનું બુરૂં કરવા પ્રવૃત્તિ કરે છે, તેઓ કદી ક્લેશ રહિત અવસ્થા ભોગવી શકતા નથી અને તેઓ કદી પોતાની સ્ત્રીઓનું પણ ધર્મરૂપ શ્રેયઃ કરવા સમર્થ થતા નથી.

પુરૂષો પોતાની સ્ત્રીઓને મૂકી અન્યને ઘેર ભટકે છે તેથી તેઓ અન્તે નષ્ટ થાય છે. મોટા મોટા બાદશાહો પણ પરસ્ત્રીના પાશમાં ફસાઈ અન્તે મહા દુઃખી થયા; મુસલમાનોનું દિલ્હીનું રાજ્ય પ્રાયઃ તેવા કારણોથી ચાલ્યું ગયું. પુરૂષ, જે લગ્નની વખતે પ્રતિજ્ઞા કરે છે તે પરસ્ત્રીને સંગી થવાથી નભાવી શકતો નથી. પરસ્ત્રીનો સંગી મનુષ્ય, ચેષ્ટાઓમાં વિષય ઘેલો બની જાય છે અને તેથી તે વીર્યનો નાશ કરે છે અને તેથી તે પોતાનું શરીર સામર્થ્ય વ્યર્થ ગુમાવે છે, અર્થાત્ અનેક પ્રકારના રોગોને બોલાવે છે. પરસ્ત્રીસંગિ વ્યભિચારીઓને અનેક પ્રકા-રના રોગ થાય છે અને તેથી તેઓ રાત્રી દીવસ પીડાતા પડી રહે

છે. પરસ્ત્રીનો સંગ કરનાર મૂઢ જાણવો. પરસ્ત્રીનો સંગી શરીરની ક્ષીણતા કરે છે અને આયુષ્યની દોરી ટુંકી કરે છે. પરસ્ત્રીનો સંગી પોતાની સ્ત્રીના પ્રેમથી ભ્રષ્ટ થાય છે, છેવટે સત્યથી ભ્રષ્ટ થાય છે અને તેથી ઉત્તરોત્તર સદ્ગુણોનાં પગથીયાંથી નીચે ઉતરે છે. “જે મનુષ્ય એક પાપ કરે છે તે અન્ય પાપ પણ કર્યાવિના રહેતો નથી.” પરસ્ત્રીનો સંગી મનુષ્યોનો ઘાત પણ કરે છે. પરસ્ત્રીનો સંગી આંખનું તેજ ઘટાડે છે અને હૃદયને કાળું બનાવે છે, તેમજ અસત્ય વદીને, વાણીને અપવિત્ર બનાવે છે. પરસ્ત્રીનો સંગી મનુષ્ય, સત્યના પ્રકાશથી દૂર રહે છે અને અજ્ઞાનરૂપ અંધકારમાં પ્રવેશ કરે છે. પરસ્ત્રીસંગી, વિષયવાસનારૂપ દુષ્ટ રાક્ષસીઓનો ગુલામ બને છે અને તે બ્રહ્મતેજને ધારણ કરવા શક્તિમાન્ થતો નથી. પરસ્ત્રીના સંગથી પુરૂષ, અનેક કુવિચારોના તાબે થાય છે અને તે અભક્ષ્ય ભક્ષણ અને અપેયનું પણ પાન કરે છે. પરસ્ત્રી સંગથી પુરૂષ, પોતાના સન્તાનોને પણ નિર્બલ બનાવે છે અને પ્રાયઃ પોતાની ભવિષ્યની પ્રજાને પણ પોતાના ખરાબ વિચારોનો વારસો આપતો જાય છે. પરસ્ત્રી સંગી પુરૂષ–કામનો દાસ બનીને–બે હાથ જોડીને વેશ્યાઓને નમસ્કાર કરે છે અને પોતાનાં અમૂલ્ય પુરૂષ જીવનને ધૂળમાં રગદોળે છે. પરસ્ત્રીના સંગથી પોતાની અમૂલ્ય કાયાનો અકસ્માત્ નાશ કરે છે. પરસ્ત્રી સંગી પુરૂષો દુનિયામાં અનેક કુવિચારો કરીને મનોવર્ગણાને ખરાબ બનાવે છે અને તેથી તેઓના સમાગમમાં આવનારને પણ તેઓના જેવા કુવિચારોની અસર થાય છે.

જેઓ પરસ્ત્રીનાં કટાક્ષો સહન કરવાને શક્તિમાન્ થતા નથી, અર્થાત્ કટાક્ષથી બચતા નથી, તેઓ પોતાના ઘરનું શ્રેયઃ કરવા શક્તિમાન્ થતા નથી. જેઓ હૃદયમાં પરસ્ત્રીની છબી રાખે છે, તેઓ અન્તરમાં અશાન્તિને ધારણ કરે છે. જેઓ પરસ્ત્રીના રૂપમાં મોહ પામે છે તેઓના ઉપર મોહ રાજાની ધાડ આવે છે. જેઓ પરસ્ત્રીને દેખી વિકારી બની જાય છે, તેઓ જગત્ના લોકોના ઉપદ્રવ હરવાને શક્તિમાન્ બની શકતા નથી. જેઓ પરસ્ત્રીઓને દેખવામાંજ અને તેઓને ભોગવવામાંજ પ્રયત્નવાન્ છે, તેઓનાથી જગત્નું તેમજ પોતાનું ભલું થઈ શકતું નથી. જે પરસ્ત્રીપર થતી અશુભ વિષયવાસનાને તાબે રાખવા સમર્થ થયો નથી, તે પોતાનું તથા પોતાના કુટુંબનું અને જગત્નું કલ્યાણ કરવા સમર્થ થતો નથી. જે પોતાની મનોવૃત્તિથી પરસ્ત્રીઓના ભોગમાં સર્વસ્વ માની લે છે, તે સર્વ પ્રકારના કલ્યાણથી દૂર રહે છે.

જે દેશમાં પુરૂષો ઘણા વ્યભિચારી થાય છે અને સાધુઓ, સંન્યા-

સીઓ, પણ બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થાય છે તે દેશની અધોદશા થાય છે અને તેવા દેશમાં તે વખતે કોઈ મહાન્ દેશોદ્ધારક અથવા ધર્મોદ્ધારક પુરૂષનો જન્મ થતો નથી. વ્યભિચારી પુરૂષો અને વ્યભિચારી સ્ત્રીઓના પરસ્પરના સંબન્ધમાંથી કોઈ મહા પુરૂષના જન્મની આશા રાખવી તે વ્યર્થ છે. વ્યભિચારી પુરૂષના શરીર સત્ત્વથી ઉત્પન્ન થનાર બાળકોમાં પ્રાયઃ અદ્‌ભુત સામર્થ્ય પ્રગટી શકતું નથી. વ્યભિચારી પુરૂષોના ઉત્તમ વિચાર રહી શકતા નથી, તેથી તેઓ પોતાની સ્ત્રીની સાથે પણ કલેશ કરે છે, અને ઘરમાં કુસંપ, અપ્રીતિ, ક્રોધ અને કલેશનાં બીજ વાવે છે અને તેથી તેનું ફળ પોતાને ચાખવું પડે છે. વ્યભિચારી પુરૂષોને અબળાઓ જીતી લે છે. તેવા પુરૂષો દેશમાં યોદ્ધાઓનું કાર્ય કરી શકતા નથી અને બહુચરાજીના ફાતડાની પેઠે પોતાની હીન સત્ત્વ દશાને પ્રગટ કરે છે. વ્યભિચારી પુરૂષોનાં શરીરો નિર્બલ થાય છે. તેઓ ભય, ચિન્તા, વ્હેમ, અવિશ્વાસ અને ક્રોધ વગેરે દોષોને વારંવાર સેવ્યા કરે છે, તેથી અગ્નિના સ્પર્શની પેઠે તેઓનાં રૂધિર અને વીર્ય બળીને ભસ્મ થઈ જાય છે. ભય-ચિન્તા અને અત્યંત સંતાપથી તેઓનું હૃદય ધબકે છે. અકસ્માત્ ભયથી મગજના જ્ઞાનતંતુઓના પરપોટાઓ ફાટી જાય છે અને તેથી તેઓ વિકળ બને છે. વ્યભિચારી પુરૂષો તનની હાનિ કરે છે, એટલુંજ નહીં પણ તેઓ ધનની પણ હાનિ કરે છે. વ્યભિચારી શેઠીઆઓ પરસ્ત્રીના સંગથી લાખો વા કરોડો રૂપૈયાના ધૂમાડા કરી નાખે છે. આશ્ચર્યકારક વાત એ છે કે, જે શેઠીઆઓ પોતાના સદ્‌ગુરૂપર જેવો પ્રેમ ધારણ કરી શકતા નથી, તેવો પ્રેમ તેઓ પરસ્ત્રીપર ધારણ કરે છે. વ્યભિચારી શેઠીઆઓ પોતાના વડેરા સદ્‌ગુરૂજન, કરતાં પરસ્ત્રીનો વિશેષતઃ વિનય સાચવે છે અને તેની સેવા ચાકરીમાં ચાકરની પેઠે પ્રવૃત્તિ કરે છે. વ્યભિચારી રાજાઓએ પરસ્ત્રીના સંગથી રાજ્ય ખોયાં છે, વ્યભિચારી રાજાઓએ પરસ્ત્રીના સંગથી મસ્તક કપાવ્યાં છે, અર્થાત્ વ્યભિચારી રાજાઓએ પોતાના દેશની ધૂળધાણી કરી છે. વ્યભિચારી રાજાઓએ પોતાની પાછળ સારા પુત્રોને પ્રાયઃ ઉત્પન્ન કર્યા નથી. વ્યભિચારી રાજાઓએ પોતા દેશને પરતંત્ર કર્યા છે. વ્યભિચારી રાજાઓએ પરસ્ત્રી લાલચથી અનીતિનો માર્ગ ગ્રહણ કરીને રૂધિરની નદીઓ વહેવરાવી છે. વ્યભિચારી રાજાઓ પોતાનું વીર્ય વ્યર્થ ગુમાવી દે છે અને તેથી તેઓ પોતાના મનની કુટેવને વશ કરવા સમર્થ થતા નથી અને તેઓ સ્વદેશ અને પરદેશને વશમાં રાખવા ઈચ્છા કરે છે એ કેવું આશ્ચર્ય છે! વ્યભિચારી રાજાઓ, ઠાકોરો અને શહેનશાહો દુષ્ટ સ્ત્રીઓના હસ્તથી ગમે તે પ્રયોગે મૃત્યુના આધીન થાય છે. વ્યભિચારી રાજાઓ, ઠાકોરો અને ન્યાયાધીશો વગેરે

પોતે અનીતિ આચરે છે તેઓ અન્યને સજા કરવા પ્રવૃત્તિ કરે છે તે પણ એક આશ્ચર્ય છે. વ્યભિચારી રાજાઓ, વેશ્યા વગેરેના પોષક બને છે. વ્યભિચારી રાજાઓ, ઠાકોરો, શેઠીઆઓ વગેરે સાધુ સન્ત, માબાપ વગેરેની સેવા મૂકીને પરસ્ત્રીઓની સેવા કરે છે. જે સ્ત્રીઓની ચામડીમાં રૂધિરથી રક્તવર્ણ વ્યાપી રહ્યો છે અને ઘણા દ્વારથી અશુચિ નીકળે છે તેવા શરીરપર મોહ પામે છે, એજ તેઓની બુદ્ધિની પરીક્ષાની બલિહારી છે. વ્યભિચારી રાજાઓ, રાણાઓ, ઠાકોરો, શેઠીઆઓ વગેરે પરસ્ત્રીના સંગથી દારૂનું પાન કરે છે. તેઓ દારૂની ઘેનમાં અનેક પ્રકારની લવરી કર્યા કરે છે અને કોઈ વખતે તેઓ રસ્તામાં જતાં પડી જાય છે અને તેવા પ્રસંગનો લાભ લેઈ કૂતરાંઓ પણ, પોતાના કરતાં મનુષ્ય થઇને પણ નીચ બનેલા પુરૂષોના મુખમાં ઉંચી ટાંગ રાખી મૂતરે છે. વ્યભિચારી પુરૂષો કેળવાયલા હોય તોપણ તેઓ કેળવણીને દૂષણ દે છે. વ્યભિચારી પુરૂષો પોતાના ધનનો કુમાર્ગે વ્યય કરવા પાછી પાની કરતા નથી. વ્યભિચારી પુરૂષો પોતાના કુટુંબની પણ દયા કરી શકતા નથી અને કુલટા સ્ત્રીઓનાં ખીસ્સાં તર કરે છે. હિંદુસ્થાનમાંથી વ્યભિચારનો જો દોષ જાય તો પશ્ચાત્ ઉન્નતિનાં પગથીયાંપર પાદ મૂકી શકાય. પરસ્ત્રીલંપટપણાનું દૂષણ યુવાવસ્થામાં લાગે છે. જેઓને બ્રહ્મચર્યની હૃદય કેળવણી આપવામાં આવે છે, તેઓ પરસ્ત્રીલંપટત્વદોષથી મુક્ત થાય છે.

સર્વ દેશોમાં ગુરૂકૂળો વગેરેમાં બ્રહ્મચર્યની કેળવણી, હૃદયમાં પૂર્ણ અસર કરે એવી આપવામાં આવે તો, ઘણા દોષોથી મનુષ્યો દૂર થઈ શકે અને તેઓ શુભ માર્ગમાં પ્રવેશ કરી શકે. જે પુરૂષો ગૃહસ્થાવાસમાં પ્રવેશ કરે છે, તેઓને પુરૂષધર્મની પરિપૂર્ણ કેળવણી આપવામાં આવતી નથી, તેમજ પુરૂષ અને સ્ત્રીનાં લગ્ન થાય છે ત્યારે પણ પુરૂષે કેવીરીતે વર્તવું અને સ્ત્રીએ કેવીરીતે વર્તવું તેની સમજણ બરાબર આપવામાં આવતી નથી તે ભૂલ ભરેલું છે. બ્રાહ્મણ વણિક વગેરે જ્ઞાતિયોમાં તો બાલલગ્નની હોળી સળગાવવામાં આવે છે અને તેમાં પ્રિય એવા પુત્રોને તથા પુત્રીઓને હોમવામાં આવે છે અને ધનનો ધૂમાડો કરીને એમ સૂચના કરવામાં આવે છે કે "પોતાના દેશની પડતી અને ધર્મની પડતી માટે અમો પાકયા છીએ" અહો! જ્યાં બાલલગ્નની હોળીઓ સળગતી હોય! ત્યાં શરીરની અને મનની ઉન્નતિની આશા કયાંથી રાખી શકાય? બાળલગ્નથી પુરૂષાર્થની વૃદ્ધિ થતી નથી. જે દેશમાં બાળલગ્નનો પ્રચાર છે તે દેશ પરતંત્ર થાય છે. જે દેશના મનુષ્યો વિષયવાસનાનાં સુખ ભોગવવાં એજ જીંદગીનું ફળ માને છે,

તે દેશનો ઉદય થતો નથી. જે દેશના મનુષ્યો બાળલગ્નને પુષ્ટિ આપે છે તે લોકો ગુલામ બને છે. જે દેશના મનુષ્યો બાલપણામાંજ સ્ત્રી સેવનમાં પ્રવૃત્તિ કરે છે તે દેશના મનુષ્યો તન, ધન અને યૌવન વગેરેનો નાશ કરે છે અને તેવા મનુષ્યો દેશને શ્રાપ સરખા છે.

પરસ્ત્રીલંપટત્વ દોષમાંથી યુવકવર્ગ પ્રથમથીજ દૂર રહે તેમાટે, ગુરૂકૂળોએ તેમજ શાળાઓમાં ખાસ ઉત્તમ બ્રહ્મચર્યની કેળવણી આપવી જોઇએ; વૃદ્ધોને સુધાર્યા પૂર્વે યુવકવર્ગને સુધારવાની અત્યંત આવશ્યકતા છે. ભવિષ્યની ઉન્નતિનું આ એક પગથીયું છે, માટે દરેક દેશમાં પરસ્ત્રીલંપટપણામાંથી પુરૂષો દૂર રહે, એવી સરસ કેળવણી આપવી જોઇએ. જે પુરૂષો ધર્માભિમાની અને દેશહિતેચ્છુ છે, તે તો પરસ્ત્રી સંગથી દૂર રહે છે. દુનિયામાં જન્મીને વિષય સુખ ભોગવવામાંજ મનુષ્ય જન્મની સાર્થકતા જેઓ સમજતા નથી, તેવા ઉત્તમ પુરૂષો તો પોતાના આત્માનું શ્રેય અને દુનિયાનું ભલું થાય તેવા ઉપાયોમાં પ્રવૃત્તિ કરે છે. જેઓ પરસ્ત્રીમાં આસક્ત છે તેઓ સ્વાર્થી છે. લગ્ન વખતે કરેલી પ્રતિજ્ઞાથી જેઓ ભ્રષ્ટ થાય છે તેઓ અન્યને પણ ભ્રષ્ટ કરે છે, માટે તેવા પુરૂષોને ઉપદેશ આપી સુધારવા જોઇએ.

જે દેશમાં સ્ત્રીઓ, ધાર્મિક કેળવણી તેમજ, શારીરિક કેળવણીનાં રહસ્યો સમજવાને શક્તિમાન્ થઈ નથી અને વિષયભોગને જીંદગીનું મુખ્ય કર્તવ્ય સમજે છે, તેવી સ્ત્રીઓ, પોતે પણ પતિવ્રતાના ધર્મને પાળી શકતી નથી અને પોતાના સમાગમમાં આવનાર પુરૂષોને પણ લલચાવી ભ્રષ્ટ કરે છે; તેવી અધમ સ્ત્રીઓ પોતે હીન અને નીચ બને છે અને અનેક પુરૂષોને પણ નીચ બનાવે છે.

ધાર્મિક કેળવણી અને બ્રહ્મચર્ય તથા શારીરિક કેળવણી પામ્યાવિનાની બાળાઓ જ્યારે મોટી ઉમરની થાય છે અને પતિવ્રત ધર્મથી પરાઙ્મુખ થાય છે, ત્યારે કેટલીક વખત તેઓ કૂળ અને ધર્મને દૂર મૂકીને વેશ્યાનો ધંધો સ્વીકારે છે, અર્થાત્ નિર્લજ્જ બનીને તેવી ભ્રષ્ટ વેશ્યા સ્ત્રીઓ દેશની અને ધર્મની પાયમાલી કરવાને રાક્ષસીઓની ફરજ બજાવે છે. કેટલાક દેશના રક્ષણ કરનાર રાજાઓ તથા લક્ષ્મીમન્ત શેઠીઆઓ આવી રાક્ષસી જેવી સ્ત્રીઓના પાશમાં ફસાય છે, તેથી તેઓને માન આપીને ચાટના કૂતરાની પેઠે પોતાના અવતારને નીચ બનાવે છે; એવા રાજાઓ, ઠાકોરો અને લક્ષ્મીમન્તોથીજ દેશ અને ધર્મની પાયમાલી થાય છે.

સ્ત્રીઓ જો પતિવ્રતા ધર્મથી અલંકૃત હોય અને પુરૂષોને બો' આપીને ઠેકાણે રાખી શકે તો, પુરૂષો કદી ભ્રષ્ટ થઈ શકે નહિ. હિન્દુ-

સ્થાનમાં પ્રથમ સતી સ્ત્રીઓ ઘણી હતી, તેથી પૂર્વે દેશની ચડતી હતી. બાલ્યાવસ્થામાંજ કન્યાઓને પતિવ્રતાની ઉત્તમ ધાર્મિક કેળવણી આપવામાં આવે તો વેશ્યાઓ અને કુલટા-પુંશ્ચલી સ્ત્રીઓનો ઘટાડો થાય અને સતીધર્મ પાળનારી સ્ત્રીઓની વૃદ્ધિ થાય. દેશના અને ધર્મના આગેવાન પુરૂષોએ આ સૂચનાને લક્ષ્યમાં લેઈ બાલ્યાવસ્થામાંથી તેવી ઉત્તમ કેળવણી આપવામાટે પ્રયાસ કરવો જોઇએ.

પારમાર્થિક કાર્ય કરનારા મહાત્માઓને ઉત્પન્ન કરવા હોય તો, ઉપર્યુક્ત સૂચના પ્રમાણે વર્તવાની ખાસ જરૂર છે.

જે પુરૂષો દારૂ અને માંસના ભક્ષકો બને છે, તેઓ પરસ્ત્રીલંપટ વિશેષતઃ બને છે. દારૂનું પાન કરનાર પુરૂષ, વ્યભિચારના દોષમાં સપડાઈ જાય છે. દારૂની લેજતમાં પુરૂષો અનેક પ્રકારના કુકર્મી બને છે. દારૂથી વિષય વિકારને ઉત્તેજન મળે છે અને તેથી તેવા પુરૂષોને કુલટા સ્ત્રીઓ ફસાવી નાખે એમાં કાંઈ આશ્ચર્ય નથી. પચ્ચીશ વર્ષપર્યંત વા છેવટમાં છેવટ વીશ વર્ષપર્યંત બ્રહ્મચર્યનું સંરક્ષણ કરીને વ્યવહારિક અને ધાર્મિક કેળવણીનો અભ્યાસ કરવામાં આવે તો, ખરેખર ભવિષ્યની પ્રજા સુધરે અને તેથી પરસ્ત્રીના ત્યાગી અને ધર્મનો ઉદય કરનારા પુરૂષો ઉત્પન્ન થઈ શકે. હાલ મનમાં વિષયાભિલાષની ઉત્પત્તિ થાય તેવા સંયોગો જ્યાં ચારે તરફ હોય, ત્યાં પુત્ર અને પુત્રીઓને રાખવામાં આવે છે તેથી, તેમજ તેઓને બાલ્યાવસ્થામાં પરણાવી દેવામાં આવે છે તેથી, તેઓના આત્માની તથા મનની અને શરીરની ઉન્નતિ જોઇએ તેવી દેખવામાં આવતી નથી. આ પ્રમાણે અધોગતિના માર્ગમાં ઘસડાતા મનુષ્યવર્ગનો જો ઉદ્ધાર કરવામાં નહિ આવે તો, ખરેખર પ્રતિદિન મનુષ્યોના આયુષ્યની ઘટતી થયા કરશે, માટે હવે તો ભારતવાસીઓ તથા અન્ય દેશના મનુષ્યોએ ખાસ ચેતવાની જરૂર છે અને વ્યભિચાર નામના દોષને દરિયામાં હાંકી કાઢવો જોઈએ છે. વ્યભિચાર દોષથી મનુષ્યોમાં ખુનગાર લડાઇઓ થઈ છે, અને થાયછે. વ્યભિચાર દોષથી વૈર ઝેર અને કલેશની પરંપરાઓ પ્રાપ્ત થાય છે.

પુરૂષો પરસ્ત્રીમાં આશક્ત થઇને તન ધનની હાનિ કરે છે, તે પ્રમાણે યૌવનની પણ હાનિ કરે છે; તેટલાથી બસ થતું નથી પણ તેઓની પ્રજાની પણ હાનિ થાય છે, અર્થાત્ ભવિષ્યની પ્રજાનું અહિત કરે છે, તેમજ પોતાની ખરાબ વાસનાના છાંટાઓથી અન્યોનું પણ અહિત કરે છે. તેવા પુરુષો દયા, પ્રેમ, ભ્રાતૃભાવ, ભક્તિ,

સરલતા, શક્તિ અને વિશ્વાસ વગેરે સદ્ગુણોનો નાશ કરે છે અને દોષના સમૂહથી પોતાના હૃદયને કલંકી બનાવે છે; પરભવમાં પણ તેઓ દોષના સંસ્કારોને સાથે લેઈ જાય છે, તેથી વડના બીજમાંથી જેમ વડ પ્રગટે છે, તેમ દોષના સંસ્કારોથી અવસર મળતાં દોષો પ્રગટી નીકળે છે; માટે પુરૂષોએ પરસ્ત્રીના સંગમાં રાગી ન બનવું જોઇએ, તેમજ સકલ દેશોમાં પણ સુરીવાજનો ફેલાવો કરવા પ્રયત્ન કરવો જોઇએ. આ પ્રમાણે બાહ્ય જગત્ના પુરૂષો પરસ્ત્રીના સંગથી દુઃખી થાય છે અને પરસ્ત્રી ભોગત્યાગથી તેજ પુરૂષો સુખી થાય છે, એમ જણાવીને હવે સમતા, અધ્યાત્મદૃષ્ટિથી આત્મસ્વામિ સંબન્ધી વિવેચન કરે છે.

સમતા વિવેકને કહે છે કે, હે વિવેક! આત્મસ્વામી પરનારીના અર્થાત્ અવિરતિના ઘરમાં પ્રવેશ કરે છે, તેથી પ્રથમતો પોતાના પ્રદેશોની મલીનતા કરે છે અને જ્ઞાનાદિ ઋદ્ધિની હાનિ કરે છે. અવિરતિપણામાં મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન પ્રગટી શકતાં નથી, તેમજ અનંત સુખ ઋદ્ધિ પ્રગટી શકતી નથી; ઉલટું શ્રુતજ્ઞાનાદિ જે રૂદ્ધિ પ્રાપ્ત થઈ હોય છે તે પણ અવિરતિ નારીના ઘરમાં જવાથી નષ્ટ થઈ જાય છે, અર્થાત્ આત્માના ગુણોની પુષ્ટિરૂપ યૌવન પણ અવિરતિના ઘરમાં રમતાં નષ્ટ થઈ જાય છે. ચૌદપૂર્વીઓ, આહારકલબ્ધિધારકો, મનઃપર્યવજ્ઞાનીઓ અને અગીયારમા ગુણસ્થાનકપર ચડેલા એવા આત્માની યૌવનાવસ્થાને પામેલાઓ, પણ અવિરતિના ઘરમાં રમણતા કરતાં નીચેના ગુણસ્થાનકમાં આવે છે, તેથી તે ગુણવૃદ્ધિરૂપ યૌવનને હારી જાય છે, માટે હે વિવેક! મારૂં કહેવું તમો લક્ષ્યમાં લેશો. હે વિવેક! મારા ચેતનસ્વામી અવિરતિ નારીના ઘરમાં જાય છે, તે બિલકૂલ અયોગ્ય છે. અવિરતિનું સ્વરૂપ અને તેના પ્રપંચોને જો ચેતન જાણે તો તેના ઘરમાં જઈ શકે નહિ. હે વિવેક! હું અવિરતિનું સ્વરૂપ વર્ણવું છું તે કૃપા કરીને સાંભળો.

### "अविरतिनुं स्वरूप."

હિંસા, અસત્ય, સ્તેય, અબ્રહ્મ અને પરિગ્રહ આદિથી વિરામ ન પામવો તેને અવિરતિ કહે છે. દારૂ અને માંસાદિ વસ્તુઓથી વિરામ ન પા તેમજ બાહ્ય વસ્તુઓના ભોગથી વિરામ ન પામવું તેને અવિરતિ કહેવામાં આવે છે. અવિરતિથી હિંસા વગેરેનાં પાપકૃત્યો થાય છે. અવિરતિ એજ આશ્રવનું ઘર છે. અવિરતિના પરિણામથી સમયે સમયે કર્મ બંધાય છે.

અવિરતિની પ્રેરણાથી અનેક મનુષ્યો અનેક જાતની સાવદ્ય પ્રવૃત્તિ કરે છે. અવિરતિની પ્રેરણાથી કરોડો મનુષ્યો યુદ્ધ કરવામાં પ્રવૃત્તિ કરે છે. અવિરતિની પ્રેરણાથી મનુષ્યો જૂઠું બોલવાના પ્રપંચને ત્યાગી શકતા નથી. અવિરતિની પ્રેરણાથી મનુષ્યો અનેક પ્રકારનાં પાપયન્ત્રોને બનાવે છે. અવિરતિની પ્રેરણાથી મનુષ્યો જગત્‌ના સર્વ પદાર્થોને પોતાના કરવા પ્રયત્ન કરે છે. અવિરતિના પરિણામથી મનુષ્યો રાત્રી અને દિવસનો વિવેક રાખ્યાવિના, આહાર ભક્ષણમાં પ્રવૃત્તિ કરે છે. અવિરતિની પ્રેરણાથી મનુષ્યો વ્રત અને પ્રત્યાખ્યાનના ખરા સ્વરૂપને ધારણ કરી શકતા નથી, અર્થાત્ આચારમાં મૂકી શકતા નથી. અવિરતિ પરિણામથી મનુષ્યો કોઈ પણ પ્રકારના પદાર્થોની પ્રાપ્તિથી સન્તોષ પામતા નથી. અવિરતિ પરિણામથી ચારિત્ર માર્ગમાં પ્રવેશ થઈ શકતો નથી. અવિરતિ પરિણામથી જાણેલું પણ આચારમાં મૂકી શકાતું નથી, તેથી સમકિત છતાં વ્રતાદિક વિરતિના અભાવે અવિરતિપણું કહેવાય છે. અવિરતિથી દેવતાઓ ચારિત્ર માર્ગ ગ્રહણ કરી શકતા નથી. શ્રેણિક રાજા અવિરતિથી ચારિત્રમાર્ગ ગ્રહણ કરી શકયા નહોતા. અવિરતિથી ઉત્તમ મોક્ષમાર્ગમાં પ્રબલ કારણીભૂત ચારિત્રની સમ્મુખ ગમન કરી શકાતું નથી. અવિરતિથી પરભાવમાં રમણતા થાય છે અને તેથી આત્માની ઉચ્ચદશા થતી નથી. અવિરતિ દુઃખની ખાણ છે. અવિરતિથી દુઃખની પરંપરા ભવોભવમાં પ્રાપ્ત થાય છે. અવિરતિપણાનું જીવન ઉત્તમ ગણાતું નથી. અવિરતિ પરિણતિથી અનાદિકાળથી આત્મા દુઃખ પામ્યો અને જ્યાંસુધી એના સમાગમમાં આત્મા વર્તશે ત્યાંસુધી દુઃખ પામશે. કોઈ આત્મા અવિરતિની સંગતિથી સુખી થયો નથી અને થનાર નથી. રાગ અને દ્વેષરૂપ પરભાવના ઘરની અવિરતિ છે, તેથી તે આત્માની ખરેખર શુદ્ધ પરિણતિ નથી, અર્થાત્ વિભાવદશાથી ઉત્પન્ન થએલી પરિણતિ છે. અવિરતિની પાસે સત્યસુખનો બિન્દુ પણ નથી, તેથી અવિરતિની સંગતિ કરનારાઓ સત્ય સુખનો બિન્દુપણ પ્રાપ્ત કરી શકતા નથી. અવિરતિની સંગતિથી આત્મા પોતાના મૂલ સ્વભાવને ત્યાગીને વિભાવને ગ્રહણ કરે છે. અવિરતિની સંગતિથી આત્માના ગુણોનો પ્રગટભાવ થતો નથી. દુનિયા અનેક જાતની પાપપ્રવૃત્તિમાં મસ્તાન બનેલી છે અને તેથી તે સત્યસુખની આશા રાખે છે, તે શું બનવાનું છે? અવિરતિએ દુનિયાના સર્વ જીવોને પોતાના વશમાં રાખ્યા છે અને તે જીવોને પરભાવમાં પ્રવૃત્ત કરાવ્યા કરે છે, અર્થાત્ તેઓને સુખની લાલચ દેખાડીને પોતાના તાબામાં રાખીને ગુલામ બનાવે છે. અવિરતિના વશમાં રહેલા જીવો લડે છે, મરે છે, રૂવે છે, કલેશ કરે

છે અને પોતાના સ્વાર્થમાટે અનેક પ્રાણીઓની હિંસા થાય તેવાં કાર્ય કરે છે. અવિરતિના નચાવ્યા લોકો સંસારમાં નાચ્યા કરે છે. અવિરતિના નચાવ્યા લોકો નાચે છે, એટલુંજ નહિ પણ ભિક્ષુકોની પેઠે અન્યો તરફ યાચના કરીને પોતાને કંગાલ તરીકે જણાવે છે. અવિરતિના વશમાં રહેલા પ્રાણીઓ જગત્માં સર્વ પ્રકારનું દુઃખ પામે છે. છેવટ નરક અને તિર્યંચની ગતિમાં મોકલનાર પણ અવિરતિ છે. અવિરતિમાં સુખ માનનારા મનુષ્યો ખરાબપોરે લુંટાય છે અને પરવસ્તુની ભ્રમણામાં પોતાનું સત્યસુખ કે, જે આત્મામાં રહ્યું છે તેને દેખી શકતા નથી. અવિરતિની સંગતિથી મનુષ્યો જગત્નું ભલું કરવા સમર્થ થતા નથી. અવિરતિની સંગતિથી મનુષ્યો પોતે ઉચ્ચગુણસ્થાનકપર ચઢી શકતા નથી અને અન્યોને પોતાના આત્માવડે પીડા કરે છે, માટે હે વિવેક! મારો ચેતન અવિરતિના ઘેર રહી તન, ધન, અને યૌવનને હારે છે, તે મેં તારી આગળ વર્ણવ્યું. મારા સ્વામિની આટલીજ બુરી દશા થાય છે તેમ નહિ, પણ તેના કરતાં તેમની વિશેષ બુરી દશા થાય છે; તેને હવે સમતા જણાવે છે.

**कुलवट छांडी अवटऊवटपडे, मन मेहुवाने घाट ।**
**आंधो आंधो मिले बेजण, कोण देखाडे वाट. ॥ बा० ॥ ४ ॥**

ભાવાર્થઃ—સમતા કથે છે કે, મારા ચેતનસ્વામી પોતાની કૂળવટ છાંડીને મનરૂપ મેહુવા અર્થાત્ મેવાસીના ઘાટે જાય છે અને તેથી તે આડા અવળા માર્ગમાં ચડી જાય છે. ડુંગરોમાં રહેનાર નીચ મૂર્ખ જાતને મેવાસી કહે છે, તેને ચોરી કરવાની ટેવ હોય છે. મેવાસી આડા અવળા માર્ગમાં ચાલે છે. મેવાસીના ઘાટે ચઢેલો મનુષ્ય પણ તેની સાથે જ્યાં ત્યાં આથડે છે અને તેથી તે રાજમાર્ગથી દૂર રહે છે. ચોર મેવાસી લોકો રાજમાર્ગમાં ભય આદિ અનેક કારણોથી ચાલી શકતા નથી, તેમ અત્ર મનને મેવાસીની ઉપમા આપવામાં આવી છે. મનરૂપ મેવાસી અભિમાનરૂપ ડુંગરમાં રહે છે અને તૃષ્ણારૂપ કોતરમાં પડી રહે છે, તેમજ લોભરૂપ શિખરોપર વાસ કરે છે. વિષયેચ્છારૂપ ગુફાઓમાં મનમેવાસી પડી રહે છે. હિંસાભાવરૂપ ચામડાંને મનમેવાસી શરીરપર ઓઢે છે. ક્રૂરપરિણામરૂપ બાણના ભાથાને મનમેવાસી ધારણ કરે છે. મનમેવાસી ક્રોધરૂપ કૃષ્ણતાને શરીરપર ધારણ કરે છે. મનુષ્યોના વ્રતરૂપ ધનને મનમેવાસી લુંટી લે છે. આર્તધ્યાનરૂપ તરવારવડે મનમેવાસી ધર્મધ્યાનરૂપ સન્તનો નાશ કરે છે. મનમેવાસી

કૃષ્ણ લેશ્યારૂપ કાળીકાનો ઉપાસક બને છે અને તેની આગળ સદાકાળ ઉભો રહે છે અને દુષ્ટાધ્યવસાયરૂપ પશુઓની પ્રાપ્તિમાટે પ્રાર્થના કરે છે. મનરૂપ મેવાસી ચંચળતારૂપ ડાકલું વગાડે છે .અને અન્ય સુવિચારોને ભય પમાડે છે. મનરૂપ મેવાસી ક્લેશરૂપ મદિરાના પ્યાલા પીએ છે અને દુર્ગતિરૂપ આડા અવળા માર્ગમાં પરિભ્રમણ કર્યા કરે છે. મનરૂપ મેવાસી અશુદ્ધ પરિણતિની સાથે ખેલ ખેલ્યા કરે છે અને આત્માઓના ઘરમાં ચોરી કરે છે, તેમજ અજ્ઞાનરૂપ અરણ્યમાં જ્યાં ત્યાં સ્વેચ્છાએ આથડે છે. મનરૂપ મેવાસી કપટકળારૂપ કાતીને ધારણ કરે છે. મનરૂપ મેવાસી આશારૂપ ઝુંપડામાં વાસ કરે છે. મનરૂપ મેવાસી ધર્મ રાજાના દેશમાં લુંટ ચલાવે છે. મનરૂપ મેવાસીનો ઈર્ષ્યા, કલહ, ઉદ્વેગ આદિ પરિવાર છે. મનરૂપ મેવાસી મદોન્મત્ત થઈને અબ્રહ્મરૂપ સરોવરમાં ઝીલ્યા કરે છે. મનરૂપ મેવાસીની ક્રૂર દૃષ્ટિ છે અને તે ધર્મ રાજાની પ્રજાને પંજેળે છે. મનરૂપ મેવાસી દુષ્ટ કાર્યો કરવામાં પાછીપાની કરતો નથી. મનરૂપ મેવાસી જાતે આંધળો છે એટલે, સારાંશ કે તે સત્ય તત્ત્વને દેખી શકતો નથી, તેથી મનમેવાસી, સત્યના માર્ગમાં પ્રવેશ કરી શકતો નથી. દુર્જનની પેઠે મનરૂપ મેવાસીની સંગતિ કરતાં કોઈ મનુષ્યે સહજ સુખ પ્રાપ્ત કર્યું નથી અને કોઈ કરનાર નથી. મનમેવાસી દુર્જન છે, તેથી તેની સંગતિ અસત્ કહેવાય છે.

## જેવી સઙ્ગતિ તેવી અસર.

જગત્માં કહેવત છે કે, જેવી સંગત કરવામાં આવે છે, તેવી અસર થાય છે. શુભ પદાર્થે કરતાં અશુભ પદાર્થની વિશેષ અને જલ્દી અસર થાય છે. એક હડકાયું કૂતરૂં મનુષ્યને કરડે છે તેથી મનુષ્યને પણ હડકવા હાલે છે અને હડકવાયો થએલો મનુષ્ય, અન્ય મનુષ્યને કરડે છે, તો તેને પણ હડકવાયુ પ્રગટે છે, અર્થાત્ અન્ય અન્યને કરડવાથી વિષની પરંપરા ચાલે છે, તેમ વિષ આદિ પરમાણુઓની અસર આ દૃષ્ટાન્ત પ્રમાણે જલ્દી થતી માલુમ પડે છે. દૂધના ઘટમાં દારૂ ભરવામાં આવે છે તો દારૂના પુદ્ગલોની વિશેષ અસર થાય છે. એક મણ દુધમાં એક રૂપૈયાભાર વિષ નાખવામાં આવે છે તો દૂધના કરતાં ઝેરની અસર વિશેષ થતી જોવામાં આવે છે. તેવી રીતે શુભ પદાર્થોપર અશુભ પદાર્થો પોતાની અસર કરવા ચૂકતા નથી. કસ્તુરીના ઘટમાં કસ્તુરીની સાથે અન્ય દુર્ગંધી પદાર્થ રાખવામાં આવશે તો, કસ્તુરીને દાબી દેઈ દુર્ગંધી પદાર્થ પોતાની દુર્ગંધી ફેલાવશે; તે પ્રમાણે નીચ

મનુષ્યોની સંગતિથી આત્મા નીચ બને છે. અસત્ સંગતિથી દુર્ગુણોનો પ્રવેશ થયાવિના રહેતો નથી. ગધેડાની સાથે ઘોડો બાંધવામાં આવશે તો ભૂંકતાં આવડશે નહિ તોપણ લાત મારવાની ટેવને તો શિખવાનો, કેમકે જડ પદાર્થો પણ પોતાની શક્તિની અન્ય પદાર્થોપર અસર કરે છે, તો અશુભ વૃત્તિધારક દુર્જનો અન્ય મનુષ્યોને કેમ ખરાબ અસર કર્યાવિના રહે? અલબત ન રહે. અસત્ જનની સંગતિથી જે હાનિ થાય છે તેવી હાનિ અન્યથી થતી નથી. અસત્ સંગતિથી દુઃખની પરંપરાઓ પ્રાપ્ત થાય છે. અસત્ સંગતિથી સુબુદ્ધિનો નાશ થાય છે અને દુર્બુદ્ધિની ઉત્પત્તિ થાય છે. વનમાં વાસ થાય તો સારૂં પણ અસત્ જનની સંગતિ સારી નહી, કેમકે તેથી પોતાની ઉચ્ચ દશાનો નાશ થાય છે. અસત્ જનની સંગતિ અનાદિકાળથી કરવામાં આવેલી છે, તેથી અસત્ જનની સંગતિ કરતાં અંશમાત્ર પણ મહેનત પડતી નથી પણ સુજનની સંગતિ કરતાં તો ભગીરથ પ્રયત્ન કરવો પડે છે. જેને ઉચ્ચ થવું હોય તેને પોતાના કરતાં વિશેષ ગુણી હોય, તેની સંગતિ કરવી જોઇએ. રાગીની સંગતિ કરતાં કદી ત્યાગી બની શકાતું નથી, તેમજ જેને યોગની ઉત્તમ અવસ્થા પ્રાપ્ત કરવી હોય તેણે યોગીની સંગતિ કરવી જોઇએ, કેમકે જો તે યોગીને તજી ભોગીની સંગતિ કરશે તો યોગીની દશા પ્રાપ્ત કરી શકશે નહિ. અન્યની સંગતિ કરવી તેમાં લાખો અને કરોડો વિચારો કરવાની જરૂર છે. ઔષધો લેવામાં જેમ ઘણી તપાસ કરવાની આવશ્યકતા છે, તેમ અન્ય મનુષ્યોની સંગતિ કરવામાં પણ અનેક વિચાર કરવાની જરૂર છે. કેટલીક વખત બકરી કપાસ ખાવા જાય છે અને ઉન મૂકી આવે છે; તેની પેઠે અન્યના ગુણો અને દોષોનો વિચાર કર્યાવિના અન્યની સંગતિ કરવાથી, સદ્‌ગુણોના બદલે દોષ પાત્ર બનવાનો વખત આવે છે. અન્યના આચાર અને વિચારથી અન્યની ઉત્તમતા વા નીચતા પારખી શકાય છે. હિન્દુસ્થાનના કેટલાક લોકો અન્ય દેશના મનુષ્યોની સંગતિ કરે છે, પણ તેઓના ગુણ લેતા નથી, પણ તેઓના અશુભ આચાર અને અભક્ષ્ય ભક્ષણ વગેરે દોષોને ગ્રહણ કરે છે. નાનાં બાળકોને તો સારા આચારવાળાઓની સંગતિ કરાવવી જોઇએ. બાલ્યાવસ્થામાં વિચાર કરતાં પણ પ્રથમ આચારની જરૂર છે. બાળક પ્રથમ વિચારો કરતાં આચારનું અનુકરણ કરે છે. જેના દયા આદિ શુભ આચારો હોય, તેની સંગતિ કરવાની જરૂર છે. આચાર, વિચાર, સુધરવાનો આધાર સત્સંગતિ ઉપર છે. આચારમાં જે મનુષ્યો હીન હોય છે, તેઓ અન્યને સદાચરણી બનાવી શકતા નથી. સદાચાર પાળનારની સંગતિ કરવાથી સદાચાર શિખી શકાય છે.

સુ આચાર એ પ્રથમ ધર્મ છે. જ્ઞાન પામવું કંઈ સહેલ નથી. સદાચાર પાળતાં પાળતાં જ્ઞાનની યોગ્યતા પ્રગટે છે. મનુષ્ય જીંદગીની કિમ્મત થતી નથી. જો પ્રથમથી મનુષ્યને અસત્ જનની સંગતિ થઈ તો તેની અમૂલ્ય જીંદગીની ધૂળધાણી થાય છે, માટે સત્સંગતિ કરવાની ઘણી જરૂર છે. મનુષ્યની ઉન્નતિ કંઈ ખાવાથી, પીવાથી અને સારાં વસ્ત્ર પહેરવામાત્રથી થતી નથી. સદ્સંગતિ થયાવિના મનયોગ, વચનયોગ અને કાયાના યોગની શુદ્ધતા થતી નથી. ભોજ્ય પદાર્થોને લાભાલાભ સમ્બન્ધી વિવેક કરીને વાપરવાની જરૂર છે, તેમ અન્યની સંગતિમાંપણ લાભાલાભનો વિવેક ધારણ કરવાની અત્યંત જરૂર છે. મન, વાણી અને કાયા ઉપર સારી વા નઠારી સોબતથી અસર થાય છે. અસત્ સંગતિથી અનન્તગણી હાનિ થાય છે, તેમ સત્ સંગતિથી અનન્તગણો લાભ થાય છે. સતસંગતિની કિમ્મત થતી નથી, અર્થાત્ સતસંગતિની ઉપમા આપવામાં આવે એવો કોઈ જગત્માં પદાર્થ નથી. શુદ્ધ દેવ, ગુરૂ, અને ધર્મની શ્રદ્ધાવાળા અને ધર્મના આચાર પાળનારા મનુષ્યોની સંગતિ કરવાની ઘણી જરૂર છે. શ્રીમહાવીર પ્રભુની સંગતિથી ચંડકોશીયો સર્પ પણ દેવલોકમાં ગયો, તેમજ શ્રીવીરપ્રભુની સંગતિથી કરોડો મનુષ્યો અને કરોડો દેવતાઓ હિત પામ્યા. શ્રીવીર પ્રભુની સંગતિથી ગૌતમાદિ બ્રાહ્મણોને અપૂર્વ ધર્મલાભ પ્રાપ્ત થયો. શ્રીવીર પ્રભુની સંગતિથી ચૌદ હજાર સાધુઓ થયા અને એક લાખ અને ઓગણસાઠ હજાર તો વ્રતધારી ઉત્તમ શ્રાવકો થયા, ઈત્યાદિ ઘણા જીવો સત્ય સુખને ભજનારા થયા. તેજ સમયમાં ગોશાલાની અસત્ સોબતથી લાખો મનુષ્યો ઉન્માર્ગમાં પેઠા. અસત્ સંગતિથી મનુષ્યો માંસ ખાય છે, દારૂ પીએ છે. અસત્ સંગતિથી કરોડો મનુષ્યો મિથ્યાત્વ દૃષ્ટિ ધારણ કરે છે અને સત્ય દેવ, ગુરૂ ધર્મની નિન્દા કરે છે. અસત્ સંગતથી જૈનધર્મ પાળનારાઓના કૂળમાં જન્મેલા કેટલાક યુવકો, પોતાના ધર્મના આચાર અને વિચારથી ભ્રષ્ટ થાય છે અને મિથ્યાત્વ ધર્મમાં પ્રવેશ કરે છે. અસત્ સંગતિથી મનુષ્યો રાગ દ્વેષની વૃદ્ધિ કરે છે. અસત્ સંગતિથી મનુષ્યો સત્યને અસત્ય માને છે અને અસત્યને સત્ય માને છે. અસત્ સંગતિથી મનુષ્યની સુબુદ્ધિનો નાશ થાય છે. અસત્ સંગતિથી મનુષ્યો મોજ શોખ અને વિષયાભિલાષમાં પ્રવૃત્તિ કર્યા કરે છે. અસત્ સંગતિથી મનુષ્યો ધર્મને ઢોંગતરીકે માને છે અને વિષયોત્તેજક પદાર્થોમાં ફસાઈ જાય છે. અસત્ સંગતિથી મનુષ્યો, સ્વાર્થના અને પરજીવોના નાશ થઈ જાય એવા વિચારો, તેમજ આચારોને સેવે છે. અસત્ સંગતિથી પિસ્તાલીશ આગમો તથા પૂર્વાચાર્યોના રચેલા સદ્-

ગ્રન્થોપર આસ્તિકતા પ્રગટતી નથી. અસત્ સંગતિથી મનુષ્યો તીર્થંકરોના તત્ત્વોની શ્રદ્ધા ધારણ કરી શક્તા નથી. અસત્ સંગતિથી મનુષ્યો છળ પાખંડના આચારો અને વિચારો સેવે છે. અસત્ સંગતિથી મનુષ્યો જૈનધર્મની નિન્દા કરે છે, સાધુઓની નિન્દા કરે છે. કેટલાક તો મિથ્યાજ્ઞાનની (જડવાદની) કેળવણી પામીને તપ, જપ, ધર્માનુષ્ઠાન વગેરેના સામું પણ જોતા નથી. અસત્ સંગતિથી કેટલાક પાપ અને પુણ્યને પણ માનતા નથી. અસત્ સંગતિથી મનુષ્યો મોક્ષમાર્ગથી દૂર રહે છે. અસત્ સંગતિથી પશુઓ અને પંખીઓ પણ પાપમાર્ગમાં પ્રવૃત્તિ કરે છે, તો મનુષ્યોનું તો શું કહેવું ! મનુષ્ય ઉચ્ચ થશે વા નીચ થશે તેનો અભિપ્રાય બાંધવો હોય તો, તે સારા અગર ખોટા, આસ્તિક વા નાસ્તિક, સદાચારી વા ભ્રષ્ટાચારી, મનુષ્યોમાંથી- કયા મનુષ્યોની સોબત કરે છે તેનો બરાબર ખ્યાલ કરવો. આમ્રવૃક્ષ પણ લીંબડાના વૃક્ષની સંગતિથી બગડે છે. લીંબડાનાં મૂળ અને આંબાનાં મૂલનો સંયોગ થયો હોય અને લીંબડાનો રસ જો આંબાની ડાળીઓમાં જતો હોય, તો આમ્રની મધુરતામાં ન્યૂનતા થયાવિના રહેતી નથી. પોતાની બુદ્ધિ અને સ્વાત્મ પુરૂષાર્થનો અનુભવ કર્યાવિના કુતર્કવાદીઓનો સમાગમ કરવામાં આવે છે, તો ખરેખર તેનાથી હાનિ થયાવિના રહેતી નથી. અસત્ પુરૂષ કરતાં તેને સુધારવામાં પોતાનું આત્મ સામર્થ્ય વિશેષ છે, એમ ખાત્રી થતી હોય તો તેને સુધારવા બનતો પ્રયત્ન કરવો. અસત્ સમાગમથી અજ્ઞાન જીવો ઉલટા માર્ગે ચઢી જાય છે. સંપ્રતિ સુધારાના નામે કેટલાક ધર્મના આચાર અને શ્રદ્ધાથી ભ્રષ્ટ થાય છે, તેનું કારણ અસત્ સંગતિ અને તેઓની અપરિપક્વ બુદ્ધિનું પરિણામ છે.

વર્તમાનકાલમાં લોકો બણગાની પેઠે ઉચ્ચ સ્વરથી અગડં બગડં બોલે છે, ભવાઈની ભૂંગલની પેઠે ભાષણો આપે છે, પણ તેઓના આચાર તરફ જોવામાં આવે તો કહેણી અને રહેણીમાં આકાશ અને પાતાલ જેટલો ફેરફાર માલુમ પડે છે. પચ્ચીશ વર્ષના અકેળવાયલા એક સામાન્ય મનુષ્યમાં પ્રેમ, દેશાભિમાન, ધર્માભિમાન, પરોપકાર, દાન અને નીતિની રહેણી અને પ્રભુપર જેવી શ્રદ્ધા હોય છે, તેવી એક કેળવાયલા વર્ગ પૈકી કોઈક ગ્રેજ્યુએટને પણ હોતી નથી. કેવલજ્ઞાનીના મુખમાંથી નીકળેલા આચારોના ઉપદેશ કરતાં હાલના મનુષ્યો જે કંઈ કરે છે, તે પૂર્વના આચારોપદેશ જેવું ન હોય તેમ બનવા યોગ્ય છે. કરોડો વા લાખો ભાષાના વિદ્યાભ્યાસમાત્રથી મનુષ્ય, સદ્‌ગુણોવિના મહાન્ થઈ શકતો નથી. અસત્ સંગતિથી મનુષ્યો બાલ્યાવસ્થામાંથી કુસંસ્કારને હૃદયમાં સ્થાપે છે અને

મોટી ઉમર થતાં કુસંસ્કારોને આચારમાં મૂકે છે, માટે બાલ્યાવસ્થાથી અસત્ મનુષ્યોની સોબત ન રહેવી જોઈએ. કુસોબતની અસર બાળક ઉપર તુર્ત થાય છે, કારણ કે બાલક જેવું દેખે છે, સાંભળે છે, તેવું કહે છે. તેનામાં પરીક્ષા કરવાની બુદ્ધિનો વિવેક ન પ્રગટવાથી, ખરેખર તે તુર્ત જેના તેના આચારો અને વિચારોના આધીન થઈ જાય છે. તે ઉપર એક દૃષ્ટાન્ત કહે છે. પાદરા પાસે એક નાનું ગામ હતું, ત્યાં એક ભિલ્લ રહેતો હતો, તેના ઘરમાં બે નાનાં બાળક હતાં, ભિલ્લના ઘરની પાસે એક દેવીની સ્થાપના હતી, પેલો ભિલ્લ દેવીની આગળ કુકડાને ભોગ આપવામાટે છરાવડે કાપી નાખતો હતો, પેલાં બે બાળકોએ તેનું આચરણ જોયું, તેવામાં એક દિવસ ભિલ્લ વગડામાં ગયો હતો, પેલાં બે બાળક દેવીના સ્થાનક આગળ ગયાં તેમાંથી એક બાળકના મનમાં કંઈક સ્ફુરી આવ્યું અને તે ઘરમાંથી એક મોટો છરો લઈ આવ્યો અને તેના કરતાં નાનું બાળક હતું તેના ગળામાં છરો માર્યો અને દેવીની આગળ પેલા બાળકને મારી નાખેલું રહેવા દીધું, પશ્ચાત્ વગડામાંથી ભિલ્લ આવ્યો અને તેની આગળ એક પેલો છરો મારનાર બાળક દેખાયો. પેલા ભિલ્લે પૂછયું કે, નાનું બાળક ક્યાં છે? ત્યારે તેણે કહ્યું કે, તેને માતાના પારાની આગળ માતાને ચઢાવ્યો છે. ભિલ્લને સંશય થયો અને તેણે ત્યાં જઈ જોયું, તો બાળક મરેલું દેખ્યું. પેલા છોકરાને પુચ્છયું–કેમ તેં આ નાન્હા છોકરાને મારી નાખ્યો? ત્યારે તેણે કહ્યું કે બાપા તમે કુકડાને માતાના પારે મારીને ચડાવો છો, ત્યારે મેં મારા નાન્હા ભાઇને મારી નાખીને માતાની આગળ ચડાવ્યો, અર્થાત્ બાપા મેં પણ તમારી પેઠે કામ કર્યું. આથી તે બાળકનો પિતા બહુ રડ્યો, દુઃખી થયો, "હાથનાં કર્યાં હૈયે વાગ્યાં." એ કહેવતની પેઠે તેનું થયું. આ રીતે પોતાના ઘરમાં જે મોટા કહેવાય છે, તે જેવું આચરણ કરે છે તેવું નાનું બાળક પણ આચરણ કરે છે. હિંસાદિ દુર્ગુણી મનુષ્યોના ઘરમાં ઉછરેલાં બાળકો પણ બાલ્યાવસ્થામાંથીજ ખરાબ સંસ્કારોને ગ્રહણ કરે છે. જૈનનાં બાળકો જૈન ધર્મના સંસ્કારને બાલ્યાવસ્થાથી ગ્રહણ કરે છે. મોટી ઉમર થતાં કદાપિ કોઇને અસત્ જનની સંગતિ થઈ જાય છે તો, તે નાસ્તિક ને પાપી બની જાય છે, માટે જૈનોને બેહાથ જોડીને પ્રાર્થના કરવાની કે તમારાં પુત્ર અને પુત્રીઓને ધર્મી બનાવવાં હોય તો ઉત્તમ સાધુઓ અને સાધ્વીઓ વગેરેના સત્ સમાગમમાં રાખવાં. ઈંગ્લીશ વિદ્યા ભણાવવામાં આવે તો પણ, સાધુઓનો પરિચય રખાવવો અને ધર્મના પુસ્તકોનો અભ્યાસ કરાવવો. જો એપ્રમાણે નહિ કરવામાં આવે તો અસત્ સંગતિથી ઉલટું પરિણામ આવવાનું અને તમે પશ્ચાત્તાપ પામવાના.

પૂર્વનો અને વર્તમાનનો મુકાબલો કરવાનું કાર્ય કંઈ સહેલ નથી. મોટા મોટા પ્રોફેસરો પણ પૂર્વના આચારો અને વર્તમાનના આચારોનો મુકાબલો કરતાં–સત્યનો સારાંશ ખેંચતાં બેહોશ બની જાય છે, માટે જૂનાનો ત્યાગ અને નવાનો આદર કરતાં અનેક વિચારો કરશો અને અનેક સત્પુરૂષોની સલાહ લેશો. હિંદુસ્થાનના લોકો વૈર, ઝેર, કલેશ અને આળસનો ત્યાગ કરે અને દયા, ભક્તિ, દાન, સત્ય, મૈત્રીભાવ વગેરેના વિચારોપર આવે તો ખરેખર તેઓ ધર્મ માર્ગમાં પ્રવેશ કરી શકે. જૈનોએ ધર્મસંબન્ધી અન્યોને ઉપદેશ દેવો જોઇએ. સુજ્ઞ જૈનોને અન્યધર્મ સ્વીકારવાની કંઈ જરૂર રહેતી નથી; જૈનધર્મમાં નીતિ આદિ સર્વ સિદ્ધાન્તોનો સમાવેશ થાય છે. અજ્ઞ જૈનો જૈનધર્મથી ભ્રષ્ટ થાય તેમાં તેઓના હૃદયમાં રહેલા અજ્ઞાનનો દોષ છે. જૈનધર્મ સંબન્ધી અનેક શાસ્ત્રોનો ગુરૂગમથી અભ્યાસ કર્યા વિના, માત્ર કેળવાયલાપણાનો ફાંકો રાખીને કેટલાક મનુષ્યો કુતર્કો કરે અને અસત્ સંગતિના યોગે જૈન ધર્મથી ભ્રષ્ટ થાય, તેમાં તેઓનો પોતાનો દોષ છે, કારણ કે તેઓએ જૈન શાસ્ત્રોનો ગુરૂગમપૂર્વક અભ્યાસ કર્યો નથી. ધર્મના સિદ્ધાન્તો જેવા જૈન શાસ્ત્રોમાં છે, તેવા અન્ય ઠેકાણે નથી. અસત્ સંગતિથી મનુષ્યો પ્રથમથીજ કુસંસ્કારવાળા બની જાય છે, તેથી તેઓના હૃદયમાં કદાગ્રહનો પ્રવેશ થાય છે અને પશ્ચાત્ તે સત્ય સિદ્ધાન્તોની માન્યતા સ્વીકારી શકતા નથી. અસત્ સંગતથી મનુષ્યો સત્યસિદ્ધાન્તોની તુલના કરવા શક્તિમાન્ થતા નથી. અસત્ સંગતિથી એકાન્તે જૂનું તે ઝેર જેવું વા જૂનું તે અમૃત જેવું, એમ સંકુચિત દૃષ્ટિવડે જુદીજ જાતનો વિપરીત અર્થ ગ્રહણ કરવામાં આવે છે, અર્થાત્ જૂના જમાનામાં અને નવીન જમાનામાં સત્ય કેવા રૂપે છે તેને અસત્ સંગતિથી પારખી શકાતું નથી. અસત્ સંગતિથી મનુષ્યો અવનતિના માર્ગમાં ગમન કરે છે અને પોતાની ઘોર પોતાના હાથે ખોદે છે. અસત્ સંગતિથી મનુષ્યો સ્વાર્થના પ્રપંચોમાં મસ્ત બનીને જગત્ના ભલામાટે શુભ પ્રવૃત્તિ કરી શકતા નથી. અસત્ સંગતિથી મનુષ્યો સાત્ત્વિક ગુણથી માનસિક ઉન્નતિ કરી શકતા નથી. અસત્ સંગતિથી મનુષ્યો પોતાની અને પરની દયા કરવાને શક્તિમાન્ થતા નથી. અસત્ સંગતિથી મનુષ્યો દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને અનુસરી હિત અને અહિત માર્ગને જાણવા સમર્થ થતા નથી. અસત્ સંગતિથી મનુષ્યો ખાવું પીવું અને લ્હેર મારવામાંજ મનુષ્ય જીવનનો સાર સમજે છે. અસત્ સંગતિથી મનુષ્યો સર્વની સાથે મૈત્રીભાવ ધારણ કરવાને શક્તિમાન્ થતા નથી. અસત્ સંગત્ કરવાથી પુરૂષો અને સ્ત્રીઓ મન, વાણી અને કાયાથી શુભકાર્ય કરવાની શ-

ક્તિને ગુમાવે છે અને મન, વાણી તથા કાયાથી પાપમાં પ્રવૃત્તિ કરે છે. અસત્ સંગતિથી મનુષ્યો અવિરતિ, કષાયના આડે માર્ગે ચડે છે અને તેથી તેઓ આત્માને પરમાત્મારૂપે બનાવી શકતા નથી. અસત્ સંગતિથી મનુષ્યો અશુભ વિચારરૂપ વાતાવરણમાં ઉછરીને અશુભ આચારોને સેવે છે અને તેથી અન્યોને પણ અશુભ માર્ગમાં દોરે છે. જગત્માં કુસંગતિથી મનુષ્યો લડે છે, એક બીજાનો નાશ કરવા પ્રયત્ન કરે છે, આ પ્રકારે અસત્ સંગતિ બળતા અગ્નિની પેઠે આત્માઓના ગુણોને ભસ્મ કરે છે, માટે જે જે મનુષ્યોના સમાગમથી દુર્ગુણો ઉત્પન્ન થાય તે તે મનુષ્યોની સોબત ત્યાગવાની જરૂર છે.

મનુષ્યોએ ભવિષ્યની ઉન્નતિ કરવી હોય તો, બાલ્યાવસ્થાથી સત્સંગતિના હેતુઓને પોતાની આસપાસ રચવા જોઇએ. અસત્ સંગતિનો ત્યાગ કરીને સતસંગતિ કરવાની ઘણી જરૂર છે. જે કોઈ ભૂતકાળમાં મહાત્માઓ થયા, વર્તમાનમાં થાય છે અને ભવિષ્યમાં થશે તેનું કારણ સત્ મનુષ્યોની સંગતિ છે. સત્પુરૂષોની સંગતિથી જગત્માં ધર્મોદ્ધારક મહાત્માઓ ઉત્પન્ન થયા છે. સત્સંગતિથી મનુષ્યો દયા, પ્રેમ, ભક્તિ, મૈત્રીભાવ, વગેરે સદ્ગુણોને ધારણ કરવા શક્તિમાન્ થાય છે. સત્સંગતિથી મનુષ્યો મન, વાણી અને કાયાથી સતકાર્યો કરવાને શક્તિમાન્ થાય છે. સત્સંગતિથી મનુષ્યો પાપના વિચારોને તજી દે છે અને કલ્યાણના વિચારોને અંગીકાર કરે છે. સત્સંગતિથી મનુષ્યો દુનિયામાં ધર્મનો ફેલાવો કરી શકે છે. સત્સંગતિથી મનુષ્યો જગત્ના સર્વ જીવોને પોતાના કુટુંબ સમાન માનીને તેઓનું ભલું કરવા પ્રયત્ન કરે છે. સત્સંગતિથી મનુષ્યો પોતાની જીંદગી અમૃતરૂપ કરે છે. આ જગત્માં સત્સંગતિ છે તે સત્ય ધર્મનું મૂળ છે. સત્સગતિથી મનુષ્યો પરમાત્માની પ્રાપ્તિ કરે છે. સહજ સુખની પ્રાપ્તિ કરવાની ઇચ્છા હોય તેણે સત્સંગતિ કરવી. જે દેશમાં સત્પુરૂષોનો વિશેષતઃ પ્રાદુર્ભાવ થાય છે, તે દેશના મનુષ્યો ઉચ્ચ માર્ગમાં ગમન કરે છે અને તે દેશમાં શાન્તિ પ્રસરે છે. રજોગુણ અને તમોગુણનો નાશ કરવો હોય તો ઈન્દ્રિયો ઉપર જય મેળવનારા ત્યાગી સન્તપુરૂષોની સંગતિ કરવી જોઇએ. સત્ત્વગુણના આનન્દને પ્રાપ્ત કરવો હોય તો સત્પુરૂષોની સોબત કરવી. અજ્ઞાનરૂપ અંધકારને હઠાવી દેવું હોય તો આત્મજ્ઞાની સન્તપુરૂષોની સોબત કરવાની અત્યંત જરૂર છે. જ્યાંસુધી અજ્ઞાનીઓના સમુદાયમાં મનુષ્યો પડી રહે છે અને અજ્ઞાનીઓની પુંઠ પાછળ ગધેડાની પેઠે ચાલ્યા કરે છે, ત્યાંસુધી તેઓ સત્સંગતિનું માહાત્મ્ય અવબોધી શકતા નથી. સત્સંગતિનો લાભ મેળવનાર મોક્ષનો માર્ગ

ખુલ્લો કરે છે અને દુર્ગતિનો માર્ગ રૂંધે છે, અર્થાત્ પોતે સંસાર સમુદ્ર તરે છે અને કરોડો મનુષ્યોને તેનો લાભ આપતો જાય છે. સત્પુરૂષોની સંગતિ કરવી એ પ્રકાશમાં રહેવા બરોબર છે. સત્પુરૂષો ખરેખર દિવ્યદૃષ્ટિધારકો છે, માટે તેઓની સંગતિ કરનારાઓ પોતાની હૃદય ચક્ષુ ખોલે છે. સત્પુરૂષોની સંગતિમાં બાવના ચંદનની શીતલતા સમાયલી છે. દુનિયામાં જે જે ઉત્તમ શાસ્ત્રો અને ગ્રન્થો વિદ્યમાન્ છે તે સત્પુરૂષોના હૃદયમાંથી ઉત્પન્ન થયા છે. સત્પુરૂષો શાસ્ત્રોને બનાવે છે માટે સત્પુરૂષોની સંગતિમાં સર્વ શાસ્ત્રોનું રહસ્ય સમાયલું છે એમ અવબોધવું. સત્સમાગમ સૂર્યની પેઠે મનુષ્યોના હૃદયોનો પ્રકાશ કરેછે. મહાત્માઓ સાધુઓ, સૂરિયો, ઉપાધ્યાયો, વગેરે સત્પુરૂષો ગણાય છે. સદ્ગુણોની શાળા ખરેખર સત્પુરૂષજ છે. સત્સંગતિ કરનારાઓ સત્સંગતિરૂપ ગંગાનદીમાં અનન્ત ભવકૃત કર્મમેલને ધુવે છે અને શુદ્ધબુદ્ધ અવિનાશી બને છે. જેના તેજથી લોકાલોક ભાસે છે એવા આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવો હોય તો, જ્ઞાની સાધુઓની સોબત કરવાની જરૂર છે. શ્રાવક ધર્મના અધિકાર પ્રમાણે શ્રાવકધર્મ અને સાધુધર્મના અધિકાર પ્રમાણે સાધુધર્મ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો, મહાત્મા મુનિ સદ્ગુરૂના સેવક બનવું જોઇએ.

મનુષ્યમાત્રમાં સદ્ગુણો અને દુર્ગુણો રહ્યા છે. હાલમાં કોઈનામાં સર્વે ગુણો હોતા નથી, કેમકે કોઈનામાં અમુક અંશે દોષ વિશેષ હોયછે અને ગુણો થોડા હોય છે, તેમ કોઈનામાં સદ્ગુણો વિશેષ હોય છે અને દુર્ગુણો થોડા હોય છે. કોઇનો સદ્ગુણ લેવાય અને દુર્ગુણ ન લેવાય, એવી દશા જેનામાં થઈ છે તેવો મનુષ્ય, ગમે ત્યાં જાય છે પણ સદ્ગુણોનેજ ગ્રહણ કરી શકે છે. કેટલાક મનુષ્યો એવા હોય છે કે તેઓ જેના સમાગમમાં આવે તેના દુર્ગુણોની તેના ઉપર અસર થાય છે, માટે તેવા પુરૂષોએ તો સદ્ગુણી મનુષ્યોના સમાગમમાં રહેવું જોઇએ. જેનામાં ગુણાનુરાગથી એવી શક્તિ પ્રાપ્ત થઈ હોય કે, ગમે તેના ગુણોજ લઇ શકે તેને, અર્થાત્ ખરી દશા પ્રાપ્ત થએલી હોય તેને, અન્યોને સુધારવા પ્રયત્ન કરવો. અસત્ સંગતિ બાળ જીવોએ તો કદી કરવી નહિ, એમ જગત્માં વ્યવહારધર્મથી ઉપદેશ દેવામાં આવે છે અને દુષ્ટ અને સજ્જન મનુષ્યોની સોબત સંબન્ધી વિવેક દર્શાવવામાં આવે છે અને દુષ્ટ અજ્ઞાની મનુષ્યોની સોબતનો ત્યાગ કરવો એમ સિદ્ધાન્ત પ્રતિપાદવામાં આવે છે.

સમતા કહે છે કે, હે વિવેક! જગત્ની સ્થૂલ ભૂમિકામાં પણ જ્યારે સુસંગતિ અને કુસંગતિનું ફળ મળે છે, તો મારા ચેતનસ્વામી,

અશુદ્ધમનરૂપ મેવાસીની સોબતમાં ચઢેલા છે તેથી કુસંગતિનું ફળ પ્રાપ્ત કરે, એમાં શું આશ્ચર્ય ? મનરૂપ મેવાસી અનાચારી છે અને અન્ધ છે, તેથી તેના સમાગમથી મારા સ્વામિને કોઈપણ જાતનો લાભ થવો મુશ્કેલ છે. મનરૂપ મેવાસી અધમમાં અધમ છે, તેથી તેની સંગતિથી આત્મા પોતાનું મૂળસ્વરૂપ ભૂલી જઈને ભ્રાન્તિમાં પડવાથી, તેની કિમ્મત કરી શકતો નથી. મનરૂપ મેવાસીની સગતિથી આત્મસ્વામી સત્યસુખથી દૂર રહેવાના. અંધ એવા મનમેવાસી છે અને પોતે અજ્ઞાનથી અન્ધ જેવા થયા છે, તો એવા બેમાંથી કોણ સત્ય ધર્મનો માર્ગ દેખાડી શકે? મનરૂપ અંધ મેવાસીનો દોરાયો ચેતન દોરાય છે અને તેથી તે ચતુર્ગતિમાં વારંવાર પરિભ્રમણ કરે છે, કારણકે આંધળો અન્યને સુખરૂપ વાટ દેખાડવા સમર્થ થઈ શકે નહિ. આત્મા મોહ આવરણથી અન્ધ બને છે તેથી તે મનરૂપ મેવાસીની ઇચ્છાપ્રમાણે પ્રવૃત્તિ કરે છે. મનની સંગતિથી આત્મા સદાકાલ સંસારમાં પરિભ્રમણ કરે છે અને જન્મ જરા અને મરણનાં દુઃખો પ્રાપ્ત કરે છે.

પોતાનો મૂળધર્મ શો છે, તેનો હે વિવેક! મારા ચેતનસ્વામી બિલકુલ વિચાર કરતા નથી; અંધાને અંધ મળે તો તેમાંથી કોઈને કોઈ સત્ય માર્ગ દેખાડી શકે નહિ, તેમ મારા સ્વામી પણ મનરૂપ મેઘના ઘાટમાં જઈ ચડ્યા છે અને તેથી મનરૂપ મેઘના ઘોર અન્ધકારમાં પોતાની જ્ઞાનશક્તિ પ્રગટવાના અભાવે કંઈપણ જોઈ શકતા નથી. ઘરમાંથી પોતે બહાર નીકળ્યા અને ત્યારબાદ મિથ્યાત્વરૂપ આડા અવળા માર્ગમાં ચાલવા લાગ્યા અને તેથી તે ભ્રાન્ત બની ગયા, તેવામાં મનરૂપ મેઘ ઘમઘોર ચડ્યો, બહુ અંધારૂં થઈ ગયું, હવે તેમને તેવા સ્થાનમાંથી સત્યમાર્ગમાં જવાને, એવા વખતે કોણ વાટ દેખાડી શકે ? પોતાની શક્તિથી તો તે સત્યમાર્ગ પકડી શકે તેમ નથી, કેમકે અવિરતિરૂપ પરસ્ત્રીના ઘરમાં જવાથી અજ્ઞાનરૂપ રાત્રીમાં મન મેઘના ઘમઘોર અંધકારથી કઈ તરફ જવું ? કયો સત્યમાર્ગ ? તે તેમને સુજતું નથી. હવે તો હે વિવેક! તું દેખતો છે, માટે તેમને આવા પ્રસંગે સત્યમાર્ગ દેખાડે તોજ તેમની દશા સુધરે. હે વિવેક! કૂળવટ છોડીને જે પરઘેર ભમે છે, એવા પુરૂષોની દુનિયાની સ્થૂલ ભૂમિમાં પણ તેવી બૂરી દશા દેખવામાં આવે છે.

જગત્માં જે પુરૂષો કૂળવટ છોડીને ઉન્માર્ગે ગમન કરે છે તે દુઃખી થયાવિના રહેતા નથી. પોતાની પવિત્રાઈ જાળવવી હોય તેણે કૂળવટનો ત્યાગ કરવો નહિ. પોતાના શુદ્ધ ધર્મ પ્રમાણે ચાલવું અને પોતાની પવિત્રતા જળવાઈ રહે અને પોતાની ઉત્તમ દશા રહે તે

પ્રમાણે ટેકથી વર્તવું, તેને કૂળવટ કહેવામાં આવે છે. ઉત્તમ પુરૂષો પ્રાણ જાય તોપણ પોતાની કૂળવટ છોડતા નથી. જે મનુષ્યોમાં અલ્પ. બુદ્ધિ હોય છે અને હૃદયના શૂન્ય હોય છે, તે અન્યના કહેવા પ્રમાણે દોરવાઈ જાય છે અને પોતાના કૂળને હીન કરે છે. નીતિ પ્રમાણે પ્રવૃત્તિ કરીને પ્રમાણિકપણું જાળવનારા મનુષ્યોનાં ચરિત્રો અને તેનાં નામો પુસ્તકોમાં સુવર્ણના અક્ષરે લખાય છે. ઉદેપુરના રાણા પ્રતાપસિંહે ગમે તેવા દુઃખના પ્રસંગોમાં પણ પોતાની કૂળવટ છોડી નહિ. તે રાણો જંગલોમાં ભટકયો, ખાવાના પણ સાંસા પડ્યા, તોપણ પોતાની દીકરી બાદશાહને આપી નહિ, એવી તેની કૂળવટ રીતિથીજ હાલ ઉદેપુરના રાણા તરીકે પ્રતાપસિંહની કીર્તિ સર્વત્ર એકસરખી છવાઈ રહી છે. મનુષ્યોમાં પ્રથમ પ્રમાણિકતા આવવી જોઇએ. વિદ્વત્તા કરતાં પણ પ્રમાણિકતાં કરોડ દરજ્જે ઉચ્ચ છે; પ્રમાણિકત્વની કિમ્મત પ્રમાણિકત્વ ધાર્યાવિના સમજાતી નથી. પ્રમાણિકપણું જાળવી રાખવું એ કંઈ સામાન્ય મનુષ્યનું કાર્ય નથી. મોટા મનુષ્યો કે જે પ્રમાણિકત્વને ખરૂં ધન લેખે છે તેઓ પ્રમાણિકત્વનું સંરક્ષણ કરે છે. જે મનુષ્ય, દયા, પ્રેમ ભ્રાતૃભાવ, બાર વ્રત, ઉત્તમ સદાચાર અને પ્રાણી ઘાતનો ત્યાગ, આદિ ઉત્તમ આચારો અને વિચારોને પાળે છે, તેનું ઉત્તમ કૂળ ગણાય છે. જે મનુષ્યો પ્રમાણિકપણું રાખે છે તેની પાસે લક્ષ્મી હાથ જોડીને રહે છે; દેવતાઓ પણ તેને સહાય કરે છે.

**"सद्गुणोथी मनुष्यो कूलवटधारक गणी शकाय छे"**

મનુષ્યો સદ્‌ગુણોવિના કૂળવટધારક ગણી શકાતા નથી. મનુષ્ય, મનુષ્ય તરીકે કૂળવટવિના ગણી શકાતો નથી. જે સર્વ જીવોની દયા કરે છે અને માંસાદિ અભક્ષ્ય પદાર્થનું ભક્ષણ કરતો નથી તે મનુષ્ય ગણી શકાય છે. મનુષ્યનો મૂળધર્મ એ છે કે, તેણે દરેક કાર્યનો પોતાની મનીષાથી વિચાર કરવો અને સત્ય માર્ગમાં પ્રવૃત્તિ કરવી. મનુષ્યે સર્વ જીવોને પોતાના આત્મા સમાન ગણી કોઈનું પણ બુરૂ કરવા પ્રયત્ન કરવો નહિ. સર્વ જીવોની સાથે આત્મત્વ બુદ્ધિવડે ઐક્ય અનુભવવું. સર્વ જીવોના કલ્યાણમાં પ્રવૃત્તિ કરવાથી સર્વ જીવોને પોતાના કુટુંબ સમાન ગણી શકાય છે. કોઈપણ પ્રાણીની હિંસા કરવાનો વિચાર છોડી દેવો જોઇએ. કોઈ જીવનું મનવડે પણ બુરૂં ચિંતવવું નહિ. સંસારી જીવો કર્મના વશ છે, માટે સર્વની એક સરખી બુદ્ધિ હોતી નથી. આપણે પણ કોઈ વખત તે જીવોના ઠેકાણે હતા. આપણે જ્યારે તે જીવોના સરખા હતા ત્યારે, તે વખતે ઉત્તમ મહાત્માઓ આપણા ઉપર કરૂણા કરતા હતા અને કરૂણા કરીને આપણને અનેક દોપો-

માંથી મુક્ત કરતા હતા. હવે આપણે ઉચ્ચ થયા અને તે વખતનું સ્થાન અન્ય જીવોએ ગ્રહણ કર્યું, તો હવે આપણો વખત આવ્યો છે, માટે આપણે આપણાથી ન્યૂન શક્તિવાળા અને અપરાધી પ્રાણીઓપર કરૂણા કરવી જોઇએ અને જનનીની દૃષ્ટિ ધારણ કરીને તેઓના દોષો ધોવા જોઇએ. મનુષ્ય તરીકે આપણે થયા તેટલામાત્રથી ખુશી થવાનું નથી, પણ મનુષ્ય તરીકેની આપણે ફરજો બજાવીશું નહિ તો, પોતાના આત્માનો મહાન્ અપરાધ કર્યો ગણાશે. ખાવું, પીવું, પહેરવું અને અનેક પ્રકારની મોઝમઝા મારવી, એટલું કરવાથી ફક્ત મનુષ્ય તરીકે આપણે ગણાવાના નથી, પણ પોતાની ધર્મરૂપ કૂળવટ સાચવવાથી મનુષ્ય તરીકે ગણાઈશું. દયા આદિ સદ્દગુણોથી મનુષ્ય તરીકે ગણાવાનો હક્ક છે. સર્વે જીવોની સાથે મૈત્રીભાવથી વર્તવું જોઇએ. કોઈનું પણ બુરૂં કરવા પ્રવૃત્તિ કરવી તે ખરેખર પોતાના આત્માનું બુરૂં કરવા પ્રવૃત્તિ કરી એમ અવબોધવું. દુઃખી પ્રાણીઓને દુઃખમાંથી મુક્ત કરવા માટે યથાયોગ્ય ઉપાયો આદરવા જોઇએ. પોતાના સ્વાર્થ માટે પ્રયત્ન કરવો એટલામાત્રથી કંઈ તમે જગત્માં મનુષ્ય તરીકે ગણવાના નથી, પણ તમારી પાસે જે શક્તિ હોય તે શક્તિથી જગત્ને લાભ આપીને પ્રાણીઓને ઉચ્ચ બનાવવા જોઈએ, તેમજ આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને પોતાના આત્માની શક્તિયોનો પ્રકાશ કરવો જોઈએ. પ્રત્યેક મનુષ્યોને સદ્દગુણોની કેળવણી આપવી જોઇએ અને સત્યસુખ તરફ વાળવા જોઇએ. સર્વ મનુષ્યોને પોતાની જાત સમાન લેખી તેઓની સાથે પ્રેમથી વર્તવું જોઇએ. પોતાના પ્રાણનો નાશ કરવા તૈયાર હોય, એવા મનુષ્યોપર પણ દયા લાવી, બને ત્યાંસુધી તેઓનું ભલું કરવા ચૂકવું નહિ. આત્મા પરમાત્મારૂપ છે, એમ માનીને અષ્ટ પ્રકારના કર્મનો ક્ષય કરવા રાગ અને દ્વેષની વૃત્તિયોને હઠાવવી જોઇએ. આ જગત્માં મોજશોખ માટે ફક્ત મનુષ્ય જન્મ નથી, પણ જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ અનેક સદ્દગુણો પ્રાપ્ત કરવા મનુષ્ય જન્મ છે; એમ જે વિવેક દૃષ્ટિથી વિચારી શકે છે, ત્યાગ કરવા લાયકનો ત્યાગ કરેછે, આદેય વસ્તુઓને આદરે છે અને સર્વ પદાર્થોને સાત નયવડે યથાર્થપણે જાણે છે, શુદ્ધાચાર સેવે છે, વિનયગુણથી વર્તે છે, તેજ મનુષ્ય કહેવાય છે અને તેવો મનુષ્ય સત્યને સત્ય જાણી તે પ્રમાણે વર્તીને પોતાની કૂળવટ જાળવવા સમર્થ બને છે. અનેક પ્રકારની વાસનાઓના તાબે થએલ, પુરૂષ અને સ્ત્રીઓ ભલે શરીરથી મનુષ્ય ગણાય, પરન્તુ વસ્તુતઃ સદ્દગુણોવિના મનુષ્ય તરીકે ગણાવાનો હક્ક નથી. જેનામાં હિંસાની બુદ્ધિ છે, જૂઠ્ઠુ બોલવું એ તો ભાજીપાલા બરોબર છે અને જે ચોરીતો હાલતાં ચાલતાં કરે

છે, વ્યભિચારતો રમત ગમત જેવો થઈ પડયો છે, જેઓને પોતાના આત્માને તારવાની બુદ્ધિ નથી, તેમજ કલેશ, વૈર, નિન્દા, ટંટા, લોભ, આદી દુર્ગુણોનું જે પુરૂષો અને સ્ત્રીઓ ઘર બને છે, તેઓ ખરા મનુષ્ય તરીકે ગણી શકાય નહિ. દુર્ગુણોના માર્ગમાં વહન કરનારા મનુષ્યો કૂળવટથી દૂર જાય છે એમ અવબોધવું. વેશ્યાગમન અને દારૂપાન કરનારા ભલે ભાષા વા ધનવડે દુનિયામાં મોટા ગણાતા હોય, પણ તેમનો આત્મા પશુઓની વાસના કરતાં ન્યૂન નથી. જેઓના આત્માઓ કૂતરાઓની પેઠે અદેખાઈ કરે છે અને લડી મરે છે, તેઓ મનુષ્ય જાતિવાળા હો પણ ઇર્ષ્યાદિવડે તો કૂતરા કરતાં પણ ઉચ્ચ નથી. જેઓના આત્માઓ સર્પની પેઠે ક્રોધવડે વાસિત છે અને ક્રોધવડે મહાપાપ કર્મ કરે છે. તેઓ ક્રોધવડે સર્પના સમાન છે. મનુષ્યનો અવતાર મળ્યો પણ મનુષ્યના સદ્ગુણોવિના મનુષ્યપણું વસ્તુતઃ ઘણાતું નથી. મનુષ્યના ગુણો પ્રમાણે વર્તનારાઓ ઉત્તમ કૂળવટને સાચવી શકે છે.

મનુષ્યોએ સદ્ગુણો ધારણ કરવા એજ સામાન્યતઃ મનુષ્યની કૂળવટ ગણાય છે. મનુષ્યના ગુણો ધારણ કરવાને જે શક્તિમાન્ થાય છે, તે જૈન ધર્મને આરાધવાને શક્તિમાન્ થાય છે. ઉપર ઉપરના ઘટાટોપથી કંઈ વળવાનું નથી. મનુષ્યોએ ધર્મનું સ્વરૂપ સમજવું જોઇએ અને પશ્ચાત્ તે પ્રમાણે વર્તવું જોઇએ. પુરૂષે પોતાની કૂળવટ સાચવવી જોઈએ, તેમ સ્ત્રીએ પણ વિનય, ભક્તિ, પ્રેમ, ક્ષમા, પતિવ્રતા આદિ ધર્મોવડે પોતાની કૂળવટ સાચવવી જોઇએ.

કેટલાક હિન્દુઓ સમજ્યાવિના પોતાની કૂળવટ તજી દે છે અને ખ્રીસ્તિયો બની જાય છે, તેમ કેટલાક જૈનો પણ પોતાનો સત્ય પવિત્ર જૈનધર્મ તજી દે છે અને અન્યધર્મમાં જાય છે, તેઓ કંઈપણ આત્મતત્ત્વને જાણ્યાવિના અન્યધર્મમાં પ્રવેશ કરે છે, પણ જૈનધર્મના આચારો, વિચારો અને સિદ્ધાન્તો જે પુરૂષો જાણે છે, તેઓ જૈનધર્મનું આરાધન કરીને પોતાનું તથા જગતનું કલ્યાણ કરે છે અને તેઓ શાન્તિની છાયા સર્વત્ર પ્રસારી શકે છે. સ્થૂલભૂમિકામાં પણ પોતાના મનુષ્યપણાની ખીલવણી માટે ઉત્તમ નીતિ પ્રમાણે વર્તે અને સત્ય આચારને પાળે તો, જગતમાં વ્યવહાર દૃષ્ટિથી પણ પુરૂષો પુરૂષધર્મને અને સ્ત્રીઓ સ્ત્રીધર્મને શોભાવી શકે અને અન્ય પ્રજા ઉપર પણ સારી અસર કરી શકે; મનુષ્યોએ માર્ગાનુસારીપણાના પ્રથમ ગુણો પ્રાપ્ત કરવા જોઇએ. માર્ગાનુસારીપણાના ગુણોવિના વ્યવહાર ધર્મની પ્રાપ્તિ થઈ શકતી નથી, તો નિશ્ચય ધર્મની તો શી વાત કહેવી? માર્ગા-

નુસારીપણાના ગુણો ખીલવવાથી ધર્મની યોગ્યતા પ્રગટે છે અને જૈનધર્મની કૂળવટ સાચવી શકાય છે. માર્ગાનુસારી ગુણો પ્રાપ્ત થતાં મોક્ષમાર્ગમાં પાદ મૂકવાનો અધિકાર મળે છે. મનુષ્ય દરેક કાર્યમાં પ્રમાણિકપણાથી વર્તે તો સંસાર વ્યવહારમાં પોતાના જીવન ચારિત્રની અન્યના ઉપર શુભ અસર કર્યાવિના રહે નહિ. પોતાની કૂળવટને દૂષણ પ્રાપ્ત થાય એવું કોઈપણ કાર્ય કરવું નહિ; એમ જગત્માં ઉત્તમ મનુષ્યો પોતે તે પ્રમાણે વર્તી અન્યને પણ તેવો બોધ આપે છે. ઉત્તમ જનો, કૂળવટનો ત્યાગ કરવાથી અનેક પ્રકારની હાનિ થાય છે, એમ હજારો દૃષ્ટાન્તોથી બોધ આપીને અન્ય મનુષ્યોને ઠેકાણે લાવે છે; આ પ્રમાણે સંસાર વ્યવહારમાં ઉપયોગ દેતાં કૂળવટની સ્થિતિ જણાઈ આવે છે.

સમતા કહે છે કે, હે વિવેક મિત્ર! જ્યારે આ પ્રમાણે જગત્માં પણ કૂળવટ છાંડવાથી અનેક પ્રકારના કુફાયદાઓ થાય છે અને કૂળવટનું સ્વરૂપ સમજીને તે પ્રમાણે વર્તવાથી અનેક સુલાભ પ્રાપ્ત થાય છે, અર્થાત્ જ્યારે જગત્માં પણ આમ છે, ત્યારે સૂક્ષ્મ ભૂમિકામાં પણ તે પ્રમાણે હોય તેમાં શું આશ્ચર્ય? હે વિવેક! મારા ચેતનસ્વામી પોતાની કૂળવટનો મૂળધર્મ જે પોતાના શુદ્ધ ધર્મમાં રમણતા કરવી તે છે, તેનો ત્યાગ કરીને પરભાવરૂપ અકૂળવટમાર્ગમાં રમે અને અવિરતિ સ્ત્રીના ઘેર પડી રહે, તો તેમના શિરપર અનેક દુઃખો આવી પડે અને ચોરાશી લક્ષ જીવ યોનિમાં પરિભ્રમણ કરવું પડે, એમાં શું આશ્ચર્ય? ચેતનનો મૂળધર્મ જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે; હિંસા, જૂઠ, ચોરી, રાગ, દ્વેષ, ઈર્ષ્યા, ઈચ્છા, કામ, ક્લેશ, પરવસ્તુગ્રહણ, પરવસ્તુનું ભોગવવું, પરવસ્તુઓનું મમત્વ, પરવસ્તુઓમાં અહંત્વ, ઈત્યાદિ ચેતનનો, મૂળધર્મ નથી; તેને ચેતન ગ્રહણ કરે તો કૂળવટનો ત્યાગ કર્યો કહેવાય.

પરપદાર્થપર રાગ કરવો તે આત્માની કૂળવટથી વિરૂદ્ધ છે. જેટલું અહંત્વ અને મમત્વ, પરવસ્તુમાં થાય છે, તે આત્માની કૂળવટ વિરૂદ્ધ છે; પરવસ્તુઓમાં અહં અને મમત્વ કલ્પવાનો હક્ક આત્માને નથી. આત્મા જ્યારે પોતાનું શુદ્ધ સ્વરૂપ સ્મરતો નથી, ત્યારે તે પર-વસ્તુમાં રમણતા કરે છે. પોતાના શુદ્ધ સ્વભાવની બહાર અંશમાત્ર પણ આત્મા ગમન કરે છે તો, તેને જડ વસ્તુના દાસ બનવું પડે છે. પોતાનો મૂળધર્મ ત્યાગીને કાચના કકડા સરખી પણ જેની કિમ્મત નથી, એવી પરવસ્તુમાં આત્માને જવું બિલકૂલ યોગ્ય નથી; પોતાના શુદ્ધધર્મમાં રહેવાથી આત્માની શોભા બની રહે છે. જગત્માં પણ કહેવાય છે કે, હદમાં રહો તો માન છે, હદ ઓળંગતાં તમારી કિમ્મત નથી. ખરેખર પોતાનો મૂળ સ્વભાવ બદલવાથી દરેક વસ્તુની કિમ્મત

ઘટી જાય છે. આ બાબતની સિદ્ધિનાં જગત્માં ઘણાં સ્થૂલ દૃષ્ટાન્તો છે. જે વસ્તુઓ, કસ્તુરી, દૂધપાક, વગેરે સારી કહેવાય છે તે ઉદરમાં ગયા બાદ પોતાનો સ્વભાવ તજીને અન્યરૂપે પરિણમે છે, તેથી તે વિષ્ઠારૂપ બનતાં હસ્તમાં પણ રાખવાનું મન થતું નથી. નાળીયેર પોતાના રૂપે રહે છે ત્યાંસુધી મંગલ હેતુભૂતતરીકે માનવામાં આવે છે, પણ તેનાં કાચલાં થતાં કચરાની ટોપલીના સ્વાધીન કરવામાં આવે છે. વસ્ત્ર પોતાનારૂપે સ્વચ્છ રહે છે ત્યાંસુધી તેને શરીરનો સંબન્ધ રહે છે, પણ તે વસ્ત્ર વિપરિણામને પામે છે તો તેને ફેંકી દેવામાં આવે છે. દૂધ પોતાના મૂળરૂપે રહે છે ત્યાંસુધી, તેને રૂષિયો સરખા પણ પીવે છે, પણ જ્યારે તે વિકારથી ફાટી જાય છે ત્યારે તેને પરઠવી દેવામાં આવે છે. સૂર્ય પોતાના મૂળરૂપે દેખાય છે ત્યાંસુધી, લોકો તેનો સત્કાર કરે છે, પણ જ્યારે તે અસ્તંગત થાય છે ત્યારે લોકો બહુ માન કરતા નથી. અશ્વો પોતાનું કાર્ય બજાવે છે તાવત્ જગતમાં લોકો તેનો આદર કરે છે, કિન્તુ યદા તેઓ સ્વકીયરૂપને ત્યાગી વૃદ્ધ થઈ વિપરિણામ પામે છે, તદા તેઓ આદર યોગ્ય થતા નથી. નૃપતિ પોતાના મૂળધર્મ પ્રમાણે પ્રવૃત્તિ કરે છે અને નીતિનો ત્યાગ કરતો નથી, તાવત્ તેની શોભા બની રહે છે, પણ જ્યારે તે નૃપતિનો ધર્મ ભૂલી જાય છે ત્યારે તેનો અસ્ત થાય છે. સાધુ સ્વકીય મૂળધર્મ પ્રમાણે વર્તે છે તાવત્ તેની શોભા બની રહે છે, પણ પોતાના મૂળધર્મનો ત્યાગ કરે છે ત્યારે તે રાગદ્વેષના ખાડામાં પડીને ભ્રષ્ટ થાય છે. મનુષ્ય મનુષ્યના ગુણો પ્રમાણે વર્તે છે તાવત્, તે શોભા પામે છે; અન્યથા પશુ પંખી કરતાં તેનું વિશેષ મૂલ્ય ગણાતું નથી.

હે વિવેક ! જગત્માં પણ આ પ્રમાણે હરેક પદાર્થો પોતાના શુદ્ધધર્મ પ્રમાણે વર્તે છે ત્યાંસુધી, તે તે વસ્તુઓની પોતાના સ્વરૂપે શોભા રહે છે, ત્યારે આત્મા કે જે ત્રણ ભુવનનો સ્વામી અને સિદ્ધનો ભ્રાતા-સત્તાએ ગણાયછે, તે પોતાના મૂળ શુદ્ધધર્મને તજીને અન્યત્ર રાગ અને દ્વેષમાં રમણતા કરે, ત્યારે તેની શોભા કયાંથી રહે? અલબત ન રહે. આત્મા પોતાનો શુદ્ધધર્મ ભૂલે છે તે એક જાતનો ગુન્હો કરે છે. સામાન્ય મનુષ્યો ભૂલ કરે તેતો બનવા યોગ્ય છે, કિન્તુ આત્મા થઇને જડ જેવો બની જાય તેતો અયોગ્ય જ ગણાય. અવિરતિના ઘરમાં જવું, પરવસ્તુઓની ઇચ્છાઓ કર્યા કરવી, પરવસ્તુઓની ઝંખના કરીને તે તે વસ્તુઓની ભિક્ષુકની પેઠે યાચના કરવી, પરવસ્તુઓમાં હું અને મ્હારૂં એવા મિથ્યા અધ્યાસથી અંધાઈ જવું, એ આત્માનો મૂળધર્મ નથી; ખરેખર આત્માએ પોતાનો મૂળધર્મ વિસાર્યો છે

તેથી તેણે પોતાનું સહજ સુખ પ્રાપ્ત કર્યું નથી. આત્મા પોતાનું ભાન ભૂલીને જડવસ્તુઓમાં ઝાંઝવાના જલની પેઠે સુખ શોધે છે પણ મળતું નથી અને અન્તે હાયવરાળ કરી દુઃખી થાય છે. ચતુર્ગતિના ચોરાશી લક્ષ બજારમાં તે ભટકયા કરે છે, પણ હજી તે હરાયાઢોરની પેઠે નિત્ય સુખના સમ્મુખ થયો નથી. આત્માએ પોતાનો જ્ઞાન, દર્શન, ચારિત્ર અને શુદ્ધ વીર્યાદિ મૂળધર્મ વિસાર્યો છે, તેથી તેમનું પૂજ્યપણું જગત્‌માં દેખાતું નથી. જ્યાંસુધી તેઓ અસત્–ક્ષણિક, જડ વસ્તુઓની પૂજા કરે અને તેના નોકર બને, ત્યાંસુધી તેમની પૂજા–બહુમાન–આદિ ન થાય તેમાં શું આશ્ચર્ય? હે વિવેક! આ પ્રમાણે સર્વ વૃત્તાંત ત્હારી આગળ કથ્યું, હવે તને યોગ્ય લાગે તે કર! સમતાનું ઉપર્યુક્ત સર્વ વૃત્તાંત સાંભળીને વિવેકે, આત્માની પાસે ગમન કર્યું અને આત્માને સર્વ સત્ય વૃત્તાંત કથ્યું અને તેથી શું થયું તે અધુના જણાવે છે.

**बन्धु विवेके पीउडो वुजव्यो, वार्यो परघर संग ।**
**आनन्दघन समता घर आणे, वाधे नवनव रंग. ॥वालुडी०॥५॥**

ભાવાર્થ.—સમતાના કથનથી વિવેક બંધુએ આત્મસ્વામીને બોધ આપ્યો અને તેનો મૂળ શુદ્ધ ધર્મ સમજાવ્યો. ખરેખર વિવેકમાં સત્ય અને અસત્યનો ભેદ પાડવાની અને સત્ય ગ્રહણ કરાવવાની અપૂર્વ શક્તિ રહી છે. વિવેકના સદુપદેશથી હેય, જ્ઞેય અને ઉપાદેય તત્ત્વનું ભાન થાયછે. દર્શનાદિ સર્વ ગુણોમાં પ્રથમ વિવેક પ્રગટે છે. અહો! વિવેકનું કેવું માહાત્મ્ય છે? ગમે તેવા આત્માને પણ વિવેક, ક્ષણમાં ઠેકાણે લાવે છે. મોક્ષ માર્ગમાં પ્રવૃત્તિ કરાવનાર વિવેક છે. અસત્યથી આત્માને દૂર કરનાર વિવેક છે.

જગત્‌ની સ્થૂલ ભૂમિકામાં પણ વિવેકનું માહાત્મ્ય સર્વ લોકો સ્વીકારે છે અને લોકો કહે છે કે, વિવેક પ્રગટયાવિના મનુષ્ય તે મનુષ્ય તરીકે ગણાતો નથી. विवेको दशमो निधिः વિવેક દશમો નિધિ છે. વિવેક ત્રીજી આંખ છે. સંસાર વ્યવહારમાં વિવેકના, કલ્પના ભેદે જુદા જુદા પ્રત્યેક દેશોમાં ભેદ પડી ગયા છે, તોપણ વિવેકવિના કોઇને ચાલતું નથી. દરેક ધર્મવાળાઓ અને દરેક દેશવાળાઓ પોતપોતાની બુદ્ધિપ્રમાણે વિવેકની કલ્પના કરેછે, તે સર્વ કલ્પનાવાળા વિવેકમાંથી ઉત્તમ વિવેકનો નિશ્ચય કરી શકાય છે. વિવેક વિના હૃદય મંદિરમાં અંધારૂં વર્તે છે. અનેક પ્રકારની ઈંગ્લીશ, સંસ્કૃત અને પ્રશીયન, આદિ ભાષાઓના પ્રોફેસર બનો, પણ વિવેકવિના સત્ય સુખની પ્રાપ્તિ દુર્લભ છે. એક વિદ્વાન્ કહે છે કે, જેનામાં વિવેક નથી તેનામાં

કંઈ નથી. હજારો મીંડાં કરવામાં આવે પણ આગળનો એકડો ભુસી નાખવામાં આવે તો, મીંડાંની કંઈ પણ કિમ્મત થઈ શકતી નથી. વિવેક પ્રગટતાં અનુક્રમે સર્વે સદ્ગુણો પ્રગટવાના એમ નક્કી માનશો. વિવેકથી મનુષ્યો અનેક કાર્યમાં લાભ અને અલાભને દેખી શકે છે. વિવેક ચક્ષુથી અદૃશ્ય ધર્મને દેખી શકાય છે. જેનામાં વિવેક પ્રગટ્યો હોય છે તે મનુષ્ય, પૂર્વાચાર્યોના પગલે ચાલીને જૈનધર્મનો ફેલાવો કરવા તૈયાર થાય છે. વિવેક શક્તિ ખીલવાથી જૈનધર્મની શ્રદ્ધા થાય છે. હિંદમાં પૂર્વે વિવેકી મનુષ્યો હતા તેથી પૂર્વનું હિન્દ સર્વ દેશોમાં મુકુટ સમાન ગણાતું હતું, પણ સંપ્રતિ હિન્દના મનુષ્યો, સનાતન વિવેક દૃષ્ટિ અને વિવેકમય આચારોને કોરે મૂકીને, પાશ્ચાત્યોના નહિ ગ્રહ કરવા યોગ્ય કેટલાક–અભક્ષ્ય ભક્ષણાદિ–આચારોના ઉપાસક બને છે અને અવિવેક માર્ગ તરફ ઘસડાય છે. ધર્મ સંબન્ધી વિવેકમાં જૈનશાસ્ત્રોમાં ઘણું કહેવામાં આવ્યું છે, માટે ધર્મના આચારો અને વિચારોનો ત્યાગ કરવો તેજ અવિવેક જાણવો. જૈનોના દરેક આચારો શાસ્ત્રમાં વિવેક દૃષ્ટિથી પ્રતિપાદન કરવામાં આવ્યા છે, માટે પારકું તે સારૂં અને પોતાના ઘરનું ખોટું એવી અવિવેક બુદ્ધિ ધારણ કરવી ન જોઈએ. વિવેક દૃષ્ટિથી સુજ્ઞ મનુષ્યો આચારોને સેવેછે અને વિવેક દૃષ્ટિથી વસ્ત્રો વગેરે પહેરે છે. ઉચ્ચમાં ઉચ્ચ સુધારાઓને સાયન્સવિદ્યાથી શોધવામાં આવશે તો, તેમાં જૈનધર્મના આચારોજ અન્તે કાયમ રહેવાના. ઉષ્ણ જળ પીવું, પેશાબ ઉપર પેશાબ કરવો નહિ, અમુક વાસણમાં જમવું, અમુક વિધિથી ખાવું, અમુક રીતિથી ન્હાવું, અમુક રીતિથી ઘર બંધાવવાં, ઇત્યાદિ સર્વ જૈનશાસ્ત્રોમાં જે કહેવામાં આવ્યું છે, તે શરીર, મન અને આત્માની ઉન્નતિ અર્થેજ અનુભવી શકાય છે. જૈનોનો પૂર્વનો પહેરવેષ અત્ર હિન્દુસ્થાન દેશની હવા આદિને સાનુકૂળ છે અને અલ્પ ખર્ચથી સંસાર વ્યવહાર નભાવી શકાય તેવો છે. મનુષ્યો વિવેક દૃષ્ટિથી વિચાર કરશે તો જૈનોના આચારોને સત્ય માની શકશે. આચારો સંબન્ધી જે હાલ સુધારકો પ્રયત્ન કરે છે તેઓ જૈનશાસ્ત્રોને વાંચશે તો માલુમ પડશે કે, જૈનશાસ્ત્રોના આચારો, વ્રતો અને નિયમોપ્રમાણે વર્તાયતો દુનિયાની ઉન્નતિ થયા વિના રહે નહિ. જૈન શ્રાવકોના આચારો શાસ્ત્રોમાં સારી રીતે પ્રતિપાદવામાં આવ્યા છે, તે પ્રમાણે બાર વ્રત વગેરેમાં પ્રવૃત્તિ થાય તો, દુનિયામાં સર્વ જીવોને શાન્તિ કરવામાં સહાયક બની શકાય અને પોતાના આત્માની ઉન્નતિ કરી શકાય. દુનિયાનું ભલું કરવાને માટે વ્રતોની આવશ્યકતા છે. દરેક વ્રતોનું સ્વરૂપ સમજીને જે મનુષ્યો તેનો આદર કરેછે તે ઉચ્ચ બનેછે અને અન્યોને

ઉચ્ચ બનાવે છે. જૈનશાસ્ત્રોમાં સદ્ગુણો લેવાનો ઉપદેશ કર્યો છે અને દુર્ગુણો ટાળવાનો ઉપદેશ કર્યો છે. બ્રહ્મસમાજીઓ, થીઓસોફીસ્ટો અને અન્ય જે પન્થો દુનિયામાં ઉભા થયા છે, તે પન્થના મનુષ્યો વિવેક દૃષ્ટિથી જૈનશાસ્ત્રોનાં કથેલાં તત્ત્વો-ગુરૂગમથી-વાંચશે તો નવા પન્થની પ્રવૃત્તિમાં પડશે નહિ. કેટલાક જૈનનામ ધરાવનારા જૈનો પણ જૈન-શાસ્ત્રોના રહસ્યને સમજતા નથી અને ગુરૂગમપૂર્વક જૈન સિદ્ધાન્તોને શ્રવણ કરતા નથી, તેથી તેઓની વિવેકદૃષ્ટિ ન ખીલવાથી અન્ય પ-ન્થમાં દાખલ થાય છે અને અધમ આચારમાં ગુંચાય છે, તેથી તેઓ દુર્ગતિમાં જાય છે. વિવેક દૃષ્ટિથી સર્વ ધર્મના સિદ્ધાન્તોને વિચારવામાં આવશે તો અન્તે જૈનધર્મજ સત્ય લાગશે. વેદ વા બૌદ્ધધર્મના સિદ્ધા-ન્તોનો ફેલાવો થવા માંડશે કે તુર્ત દુનિયાનું લક્ષ્ય જૈનશાસ્ત્રો જોવામાં ચોંટશે અને જૈનશાસ્ત્રોની અનેકાન્ત શૈલીથી દુનિયાપર જૈનધર્મરૂપ સૂર્યનાં કિરણો ફરીથી એકવાર પડશે અને દયાનો સિદ્ધાન્ત સર્વત્ર ફેલાશે. જૈનશાસ્ત્રોમાં જૈનધર્મનું સારી રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે, પણ વિવેક શક્તિ ખીલ્યાવિના માત્ર નામ ધારક કેટલાક જૈનો તેનો અપૂર્વ લાભ પ્રાપ્ત કરી શકતા નથી. જૈનધર્મની પડતી હાલ થાય છે એમ કેટલાકને લાગતું હશે, પણ કેટલાક વર્ષ પશ્ચાત્ યુગપ્રધાનો જન્મ લેશે અને જૈનધર્મના ઉચ્ચ સિદ્ધાન્તોને પૃથ્વીમાં ફેલાવશે. જેમ જેમ ઉચ્ચ મનુષ્યો થશે અને ધર્મ તરફ ચિત્ત ધરશે, તેમ તેમ જૈનધર્મના તેઓ અધિકારી બનશે. હાલ જેને ઈંગ્લીશ ભાષાના યુવકો પ્રોફેસરો માનેછે, તેના કરતાં પૂર્વના મુનિ મહાત્માઓ સામાન્ય નહોતા. પૂર્વના જૈનોના જેવાં ઉચ્ચ વર્તન હાલ દેખાતાં નથી, પણ જૈન તત્ત્વજ્ઞાનનો પ્રકાશ થતાં ખરા જૈનો પ્રગટવાના. વિવેક દૃષ્ટિ આ પ્રમાણે જૈનધર્મ સંબન્ધીની ઉચ્ચતા દર્શાવે છે. વિવેક દૃષ્ટિવિના મનુષ્યો દુનિયામાં ઘણા ખત્તા ખાય છે. વિવેક દૃષ્ટિથી મનુષ્યો, પોતાના કરતાં જે વિશેષ ગુણવાળા મનુષ્યો છે તેને માન આપે છે અને તેઓને અનુસરી ચાલે છે. વિવેક દૃષ્ટિથી પતિવ્રતા સ્ત્રી ઘરનાં સર્વ કાર્યો યતના પૂર્વક કરે છે. વિવેક દૃષ્ટિથી મનુષ્ય, સદાચાર અને અનાચારનો ભેદ જાણીને સદાચારમાં પ્રવૃત્તિ કરે છે. વિવેક દૃષ્ટિથી મનુષ્યો અનેક કુકર્મોનો ત્યાગ કરીને સુકૃત્યને ભજનારા થાય છે. વિવેક દૃષ્ટિથી મનુષ્યો સારૂં તે મારૂં માને છે. વિવેક દૃષ્ટિથી મનુષ્યો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને અનુસરી સર્વ બાબતોમાં પ્રવૃત્તિ વા નિવૃત્તિ કરે છે. જગત્માં એક સાથે હજાર સૂર્ય ઉગે પણ જો વિવેકરૂપ સૂર્ય ન ઉગે તો દુનિયામાં છતી આંખે અંધારૂં ગણાય.

શ્રાવક અને સાધુધર્મનો ભેદ પણ વિવેક દૃષ્ટિથી દેખાય છે.

ગૃહસ્થ શ્રાવકને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર વર્ગ આરાધવાના છે. ચોથા ગુણસ્થાનકના શ્રાવકો બાર વ્રત અંગીકાર કરી શકતા નથી. ચોથા ગુણઠાણુાના શ્રાવકો વ્રતપચ્ચખાણ કરતા નથી, પણ વ્રત પ્રત્યાખ્યાન કરનારને સહાય કરે છે અને જૈનધર્મની રક્ષામાટે પોતાના પ્રાણુનું પણ સમર્પણ કરે છે. ચોથા ગુણસ્થાનકમાં ઘણા જૈનો હોય છે. વ્રતપચ્ચખાણ કરનારા પાંચમા ગુણસ્થાનકવાળા, ચોથા ગુણસ્થાનક કરતાં અલ્પ શ્રાવકો હોય છે. શ્રાવકોએ જૈનધર્મની રક્ષા કરવી જોઇએ. ચોથા ગુણસ્થાનકના શ્રાવકને યાવજ્જીવ રહે એવો અનંતાનુબન્ધી ક્રોધ, માન, માયા અને લોભ હોતો નથી; બાકીના કષાયો હોય છે. જૈનધર્મની શ્રદ્ધા જેને વ્યવહારથી પરિપૂર્ણ હોય છે, તેને ચોથું ગુણસ્થાનક હોય છે. ગમે તે વર્ણના મનુષ્યો જો જૈનધર્મની પૂર્ણ શ્રદ્ધા ધારણ કરે છે તો, ચોથા ગુણસ્થાનકમાં દાખલ થઈ શકે છે. પશુઓ અને પંખીઓ પણ બોધ પામે છે તો ચોથા અને પાંચમા ગુણસ્થાનક પર્યંત આવી શકે છે. ચોથા ગુણસ્થાનકના અધિકારવાળાએ ચતુર્થ ગુણસ્થાનકમાં રહેવું જોઇએ અને પાંચમા ગુણસ્થાનકનો અધિકાર પ્રાપ્ત થાય ત્યારે પંચમ ગુણસ્થાનકના ધર્માનુષ્ઠાનમાં દાખલ થવું જોઇએ. છતી શક્તિને ગોપવવી નહિ એટલું અત્ર ધ્યાનમાં રાખવાનું છે. ચતુર્થ ગુણસ્થાનકધારકો પ્રથમા ગુણસ્થાનકવાળાને મદત આપીને ચોથા ગુણસ્થાનકમાં લાવવા પ્રયત્ન કરે છે. ચતુર્થ ગુણસ્થાનકવર્તી જીવો કરતાં પાંચમા ગુણસ્થાનકમાં રહેનારાઓ ઉત્તમ ગણાય છે. અવિરતિ શ્રાવકોએ તથા વિરતિ શ્રાવકોએ, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારે વર્ગની આરાધના કરવી જોઈએ. શ્રાવકોએ શ્રાવકના અધિકાર પ્રમાણે દયા પાળવી જોઇએ. શ્રાવકોએ સંસાર વ્યવહાર બંધારણુની સાથે જૈનધર્મને જાળવવાની જરૂર છે. જૈનધર્મ સર્વ મનુષ્યોને પાળવા યોગ્ય ધર્મ છે તેથી ગૃહસ્થ દશામાં પોતાના અધિકાર પ્રમાણે વર્તવાની જરૂર છે. જે ધર્મ રાજકીય પ્રકરણુની સાથે સંબન્ધવાળો ન થઈ શકે તે ધર્મ દુનિયામાં ટકી શકતો નથી. રાજકીય સંબન્ધવાળો જૈનધર્મ થઈ શકે છે, તો તેનો સર્વત્ર ફેલાવો થાય છે. જૈનધર્મ, રાજાઓ વગેરે સર્વેને પાળવા યોગ્ય ધર્મ છે. ગૃહસ્થદશામાં ચોથા ગુણસ્થાનકનો વા પાંચમા ગુણસ્થાનકનોજેને ધર્મ આચરવો હોય, તેણે તે બેમાંથી ગમે તે ગુણસ્થાનકનો ધર્મ આચરી શકાય છે. દુનિયાનો મોટો ભાગ ગૃહસ્થ દશામાં પૂર્વે જૈનધર્મ આરાધતો હતો. તે બે ગુણસ્થાનકમાંથી ગમે તે ગુણસ્થાનકમાં રહીને જૈનધર્મ આરાધતો હતો. તેમ વર્તમાનકાળમાં અને ભવિષ્યકાળમાં પણ તે પ્રમાણે ગૃહસ્થ-

ામાં રહીને યથાશક્તિ જૈનધર્મ આરાધવો જોઇએ અને વૈરાગ્યવડે ધુની દીક્ષા ગ્રહણ કરીને સાધુના વ્રતોવડે જૈનધર્મ આરાધવો ઈએ; એમ વિવેક દૃષ્ટિથી શાસ્ત્રાધારે સમજાય છે.

અવિવેક દૃષ્ટિવાળા કેટલાક શ્રાવકો પોતાના ગૃહસ્થધર્મ પ્રમાણે ર્મ, અર્થ, કામ અને મોક્ષનું આરાધન કરી શકતા નથી, તેઓ ખરે-ર પોતાના ગુણસ્થાનકના અધિકારથી ભ્રષ્ટ થાય છે. જેઓ સંસા-માં રહીને ધર્મ અને મોક્ષ આરાધવાની ઇચ્છા કરતા હોય, તેઓ ગૃહ-સ્થધર્મથી પણ ભ્રષ્ટ થાય છે, માટે ધર્મ અને મોક્ષ એ બે વર્ગ આરાધવાની ઇચ્છાવાળાએ તો સાધુ થવું જોઇએ અને જો શ્રાવક દશામાં રહેવું હોય તો ચારે વર્ગનો વિવેક રાખવો જોઇએ. જેઓ સાધુ થઇને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર વર્ગની આરાધના કરવા ઇચ્છે છે, તે પોતાના સાધુના અધિકારધર્મથી ભ્રષ્ટ થાય છે. સાધુને ચારે વર્ગનો વિવેક થાય તેવી દેશના દેવાનો અધિકાર છે, પણ આરાધનતો મોક્ષ અને ધર્મ એ બે વર્ગનુંજ કરવું જોઈએ. સાધુવર્ગે છઠ્ઠા ગુણસ્થાનકની આરાધના કરવી જોઇએ. જોકે છઠ્ઠા ગુણસ્થાનકમાં સંજ્વલનના રાગ અને દ્વેષ, સાધુઓ અને સાધ્વીઓને થાય છે, પણ તેથી સાધુધર્મથી ભ્રષ્ટ થવાતું નથી. જો તેઓ પ્રત્યાખ્યાની આદિ રાગ અને દ્વેષ કરે અને શ્રાવકની સાવદ્ય કરણી કરે તો સાધુધર્મથી ભ્રષ્ટ થઈ શકે; આવી વ્યવસ્થા પણ વિવેકબુદ્ધિથી અવબોધાય છે.

સાધુનાં પઞ્ચમહાવ્રત અંગીકાર કરીને, દ્રવ્ય—ક્ષેત્ર—કાલ અને ભાવ-પૂર્વક પાળવાં જોઇએ, તે પણ વિવેક દૃષ્ટિથી સમજાય છે. શ્રાવક કરતાં ગુરૂરૂપ સાધુની અનન્તગણી ઉચ્ચતા છે. સાધુવિના ચારિત્રધર્મ, વ્યવહારથી સર્વથા ટકી શકતો નથી, તે પણ વિવેક દૃષ્ટિથી સમજાય છે. ઉન્નતિ અને અવનતિના માર્ગોનું સ્વરૂપ વિવેકદૃષ્ટિથી સમજાય છે. મનુષ્યોમાં કયા સદ્ગુણો છે અને કયા દુર્ગુણો છે, તેપણ વિવેકદૃષ્ટિથી સમજાય છે. કયા દેશના કયા આચારો કેટલા અંશે અસત્ય છે તેપણ વિવેકદૃષ્ટિથી સમજાય છે. વિવેક શક્તિથી મનુષ્યો અનિષ્ટનો પરિહાર કરે છે અને ઈષ્ટનો સ્વીકાર કરે છે. વિવેકદૃષ્ટિથી મનુષ્યો દુર્ગુણોને છોડીને સદ્ગુણોને અવલંબે છે અને અન્યોને પણ ઉત્તમ માર્ગે ચડાવે છે.

પૂર્વના જૈનો વિશેષ વિવેકદૃષ્ટિધારકો હતા તેથી તેઓએ વ્યાવ-હારિક અને આત્મિક ઉન્નતિ કરી હતી. પૂર્વના જૈનો શારીરિક ઉન્ન-તિમાં શ્રેષ્ઠ હતા તેનું કારણ પણ વિવેકદૃષ્ટિ છે. પૂર્વના જૈનો સાત ક્ષેત્રમાં વિવેક દૃષ્ટિથી ધન ખર્ચતા હતા. હાનિકારક માર્ગમાં ધનનો વ્યય કરતા નહોતા. પૂર્વના જૈનો દાન દેવામાં અત્યંત વિવેક

ધારણ કરતા હતા. હાલપણ વિવેક દૃષ્ટિથી તે પ્રમાણે વર્તવામાં આવે તો ઉન્નતિક્રમમાં આગળ પગલું ભરી શકાય અને કરોડો મનુષ્યોના આત્માઓને ઉચ્ચ કરી શકાય. પૂર્વના જૈનો શાસ્ત્રોનાં તત્ત્વોને, ધનની પેઠે હૃદયમાં ધારણ કરતા હતા અને તેઓ અવસરજ્ઞ હતા તેથી જૈનધર્મનું રક્ષણ અને વૃદ્ધિના ઉપાયોને આંખ આગળ ખડા કરી શકતા હતા. પૂર્વના જૈનો સર્વ ક્રિયાઓને નિયમસર કરતા હતા, તેથી તેમનું શરીર તંદુરસ્ત રહેતું હતું. મતલબકે, ઉન્નતિ પોષક તત્ત્વોને આંખ આગળ ખડાં કરનાર વિવેકદૃષ્ટિ છે.

ષડાવશ્યક ક્રિયાની આવશ્યકતા પણ વિવેક દૃષ્ટિથી વિચારતાં સત્ય ઠરે છે. આલસ્ય, પ્રમાદ, કલેશ, કુસંપ, નિન્દા અને સ્વાર્થ વગેરેથી કદી પૂર્વકાળમાં કોઇની ઉન્નતિ થઇ નથી અને વર્તમાનમાં કોઇની થતી નથી, તેમ ભવિષ્યમાં કોઈની થનાર નથી; એમ વિવેક દૃષ્ટિથી સમજાય છે.

સંસાર સમુદ્રમાં વિવેક દૃષ્ટિ એક મોટી સ્ટીમરના જેવી છે, તેને જે પ્રાપ્ત કરે છે તે ઈષ્ટ સ્થાનમાં જાય છે. સંસાર સમુદ્રમાં વિવેક દૃષ્ટિવિના ઘણા મનુષ્યો બુડે છે. કીકીવિના આંખની શોભા નકામી છે, નાકવિના મુખની શોભા નકામી છે, પતિવ્રતવિના સ્ત્રીની શોભા નકામી છે, દાનવિના ઘરની શોભા નકામી છે, સત્યવિના જીવ્હાની શોભા નકામી છે, ગંધવિના પુષ્પની શોભા નકામી છે; તેમ વિવેક-દૃષ્ટિવિના મનુષ્યની શોભા નકામી છે.

સર્વ શાસ્ત્રો ન ભણાય તેનો શોક નથી, પણ જો વિવેક પ્રાપ્ત ન થાય તો શોક સમજવો. મનુષ્યો શરીરાકારથી સર્વે સરખા છે, પણ તેમાં ઉત્તમ કોણ છે, તેતો વિવેકવિના પારખી શકાતું નથી. વિવેક દૃષ્ટિધારકો સત્યસુખપ્રતિ ગમન કરે છે અને કરોડો મનુષ્યોને ઉત્તમ માર્ગ પ્રતિ વાળે છે. વિવેક દૃષ્ટિથી મનુષ્યો સર્વ જગત્માંથી સારતત્ત્વને ખેંચી લે છે અને તેઓ જે કરે છે તેમાં ઘણો લાભ થાય છે. વિવેક દૃષ્ટિથી મનુષ્યો સર્વ આશયોની અપેક્ષાઓને સમજવા લાયક બને છે. અમુક દેશમાં અમુકરીતે વર્તવું અને અમુક કાળમાં અમુકરીતે વર્તવું, અમુક મનુષ્યોની સાથે અમુકરીતે વર્તવું અને અમુક દશામાં અમુક રીતિએ વર્તવું; વડેરાઓની સાથે અમુકરીતિએ વર્તવું, તેમજ સાનુકૂળ અને પ્રતિકૂળ સંયોગોમાં અમુકરીતિએ વર્તવું, ઇત્યાદિ વિવેકથી સમજાય છે અને તે માટે પ્રવૃત્તિ કરી શકાય છે. સર્વ કાર્યોમાં વિવેકની જરૂર છે. વિવેકબુદ્ધિથી નીતિના સિદ્ધાન્તો સચવાય છે. વિવેક દૃષ્ટિથી જગત્ના વ્યાવહારિક કાયદાઓ ઘડાયા છે. ઉપસંહારમાં કહેવાનું કે વિવેક દૃષ્ટિવિના ઉન્નતિક્રમનું પગથીયું પ્રાપ્ત થવું દુર્લભ છે. વિવેક

દૃષ્ટિવિના દુનિયામાં ઉત્તમ થઈ શકાતું નથી. દુનિયામાં વિવેક એ સદાનો ભાનુ છે અને તે હૃદયની ઉન્નતિ કરે છે. દુનિયામાં આ પ્રમાણે વિવેકની દશા છે, તે સહેજે સમજી શકાય છે. હવે અન્તર વિવેકને કહેછે.

આત્માની સૂક્ષ્મ જ્ઞાનાદિ સૃષ્ટિમાં વિવેકની ખાસ જરૂર હોય એમાં શું પૂછવું? કેમકે, વિવેકથી આત્મા પોતાનું શુદ્ધ સ્વરૂપ ઓળખે છે. હવે વિવેકે આત્માને કહ્યું કે, હે આત્મન્! તારી સત્ય સ્ત્રીતો સમતા છે અને અવિરતિ તો તારી ખરી સ્ત્રી નથી, તેથી અર્થાત્ વિવેકે પરિપૂર્ણ સમતાનું સત્યસ્વરૂપ સમજાવ્યું તેથી, આત્માનું ભાન ઠેકાણે આવ્યું અને તેણે અવિરતિ સ્ત્રીની સંગતિ છોડી અને સમતાની સંગતિ પ્રાપ્ત કરવાની શુદ્ધેચ્છા દર્શાવી. ચેતને કુમતિના પરભાવરૂપ ઘરમાં જવાનો ભાવ તજ્યો અને તેણીના સામું કદીપણ ન જોવાની અને તેણીના લલચાવ્યાથી નહિ મુંઝાવાની પ્રતિજ્ઞા કરી, અર્થાત્ સમતાની પ્રાપ્તિમાટે આત્માએ પોતાના શુદ્ધસ્વરૂપનો ઉપયોગ ધારણ કર્યો, પોતાના મનમાં ઉત્પન્ન થતા અશુભ વિચારોને હઠાવ્યા અને સમતાપર અત્યંત પ્રેમ ધાર્યો; આ પ્રમાણે સમતા સ્ત્રીની પ્રાપ્તિમાટે આત્માએ શુદ્ધદશા અંગીકાર કરી. આત્માએ આ પ્રમાણે કર્યું તે યોગ્ય ગણી શકાય, કારણ કે જગત્માં પણ પુરૂષને સ્ત્રીની પ્રાપ્તિમાટે પુરૂષ યોગ્ય ગુણો ધારણ કરવા પડેછે.

પુરૂષમાં જ્ઞાન, પ્રેમ, ભક્તિ, પરોપકાર, દયા, સત્ય અને પુરૂષાર્થ આદિ સદ્ગુણો હોય છે તો, તેની યોગ્યતા પ્રમાણે તેને ઉચ્ચ સ્ત્રી મળે છે. ભૂંડને પોતાની યોગ્યતા પ્રમાણે ભૂંડણી મળે છે. ચકલાને પોતાના અધિકાર પ્રમાણે ચકલી મળે છે. પૂર્વભવ સંબન્ધ, સ્નેહ અને સદ્ગુણો પ્રમાણે પુરૂષને સ્ત્રીનો સંબન્ધ મળતો આવે છે. સંસારમાં તો કદાપિ લાકડે માંકડાની પેઠે થાય, પણ અન્તરમાં તો આત્માની જ્ઞાનાદિગુણોની સંપત્તિ ખીલે તેના ઉપર સમતા સ્ત્રીનો આધાર છે. આત્મા, બાહ્ય દશાનો અર્થાત્ રાગ દ્વેષનો ત્યાગ કરે છે તો તે સમતાના ઘેર આવી શકે છે અને સમતાને ભેટી શકે છે. આત્માએ ઉત્તમ શુદ્ધદશા સ્વીકારી તેથી વિવેકે આનન્દના ઘનભૂત એવા આત્માને સમતાને ઘેર આણ્યા અને તેથી બન્નેનો મેળાપ થયો. સમતા અને આત્માનો એકરસરૂપ સંબન્ધ થતાં, આત્માને સહજ સુખના નવા નવા રંગો પ્રગટવા લાગ્યા, અર્થાત્ ક્ષણે ક્ષણે સહજ સુખની ખુમારીનો અનુભવ રંગ પ્રગટવા લાગ્યો અને ક્ષણિક સુખની ભ્રાન્તિ ટળી. સમતાના ઘરમાં રહેલો આત્મા પોતાના આનન્દમાં મ્હાલે છે ત્યારે તેને બાહ્ય સૃષ્ટિના દૃશ્યવિષયોનું ભાન હોતું નથી. સમતાના યોગ્ય

આત્માની દૃષ્ટિમાં સમાનતા ભાસે છે ત્યારે સર્વ વસ્તુઓને સાક્ષીભૂત થઇને અવલોકી શકે છે. ઉપરના ગુણસ્થાનકમાં સમતાના યોગે ચડે છે અને પોતાનું શુદ્ધ અનન્તવીર્ય પ્રગટાવવા પ્રયત્ન કરે છે. જ્ઞાન દર્શન અને ચારિત્ર ગુણોની ક્ષણે ક્ષણે અનન્ત વિશુદ્ધિ કરે છે. સમતાના યોગે આત્મા, આધિ, વ્યાધિ અને ઉપાધિનાં દુઃખોનું સ્વપ્ન ભૂલી જાય છે અને પોતાના શુદ્ધ ચૈતન્યની-યૌવન દશાને ખીલવે છે. પ્રમાદનાં સ્થાનકોથી અત્યંત ભિન્ન થઈ પોતાના અસંખ્ય પ્રદેશોમાં આનન્દ ખુમારીવડે સ્થિર થાય છે. પોતાના શુદ્ધ સ્વરૂપ તરફ ગમન કરતો છતો, મમતાના વિકારોનો પ્રલય કરે છે અને શુદ્ધ કંચનની પેઠે પોતે નિર્મલ થાય છે. અન્તરની અસંખ્યપ્રદેશરૂપ સૃષ્ટિની અનેક અપૂર્વ શક્તિયોને સાક્ષાત્ વેદે છે અને સર્વત્ર વિષમ દૃષ્ટિની જે પૂર્વની પ્રવૃત્તિ હતી તેને દૂર કરે છે. સમતાના સંબન્ધમાં આવ્યાવિના સમતાના સંબન્ધની સુખ ખુમારી અનુભવાતી નથી. સમતાના સંબન્ધે અનન્તકર્મની નિર્જરા થાય છે. સમતાના સંબન્ધે આત્મા અન્તર સૃષ્ટિનો કર્તા બને છે અને બાહ્ય સૃષ્ટિનો હર્તા બને છે. સમતાનો સંબન્ધ થતાં આત્મા પોતાના સ્વરૂપમાં તલ્લીન બને છે. સમતાના યોગે આત્મા પોતાનું આન્દમય શુદ્ધ જીવન અમર કરે છે, અર્થાત્ તે બાહ્ય ભાવથી મરે છે, પણ અન્તરથી સત્ય જીવનથી જીવે છે. સમતા ગુણીયલ છે તેથી તે આત્માને પરમ શાન્તિ આપે છે. શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ કહે છે કે, સમતાના ઘેર ચેતન આવતાં અનુભવ સુખનો રંગ વધે છે અને ચેતન સદાકાલ શાશ્વત સુખનો ભોક્તા બને છે.

સૂચના—(આ પદમાં રાગ દ્વેષયુક્ત મનને, મેવાસી ગણેલ છે.)

## पद ५७.

(राग आशावरी.)

**देखो एक अपूरव खेला, आपही बाजी आपही बाजीगर।**
**आप गुरु आप चेला॥ देखोः॥ १॥**

ભાવાર્થ:—શ્રીમદ્આનન્દઘનજી મહારાજ, સમતાના યોગે આત્માની જે દશા થાય છે તે બતાવે છે. સમતાના સંબન્ધમાં આત્મા આવે છે ત્યારે અન્તર સૃષ્ટિનો ખેલ આત્મા ખેલે છે અને તે અપૂર્વ ખેલ છે. હે લોકો! આત્માનો અપૂર્વ ખેલ દેખો! બાહ્યના ખેલ દેખવાને માટે કેમ જ્યાં ત્યાં આથડો છો? આ અપૂર્વ આત્માનો ખેલ દેખશો ત્યારે બાહ્ય ખેલપર પ્રેમ થશે નહિ.

## बाह्य खेल करतां अन्तरनो खेल अपूर्व केवी रीते छे ?

જે ખેલ દેખવાથી અપૂર્વ આનન્દ પ્રગટે છે, તે અપૂર્વ ખેલ કહેવાય છે. બાળકોને નાન્હાં નાન્હાં રમકડાંનો ખેલ અપૂર્વ આનન્દવાળો તે દશામાં ભાસે છે અને તેથી તેઓ તે દશામાં આનન્દથી જીવી શકે છે. જરા મોટી ઉમર થતાં બોલબેટ, વગેરે રમત ખેલવામાં યુવકોને અપૂર્વ આનન્દ મળે છે. યુવાવસ્થામાં બાલ્યાવસ્થાના ખેલો નિસ્સાર ભાસે છે, પણ તે વખતે યુવાવસ્થાના ખેલો આનન્દપ્રદ દેખાય છે. યુવાવસ્થામાં સ્ત્રીના ખેલ, નાટક જેવા ખેલ, કુસ્તીના ખેલ, હાથી યુદ્ધના ખેલ, પશુ પંખીના ખેલ, વેશ્યાના નાચ, ઘોડાના ખેલ અને અનેક પ્રકારના તમાસા જોવામાં અપૂર્વ આનન્દ જણાય છે, કિન્તુ વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં યુવાવસ્થાના ખેલોમાં આનન્દ ભાસતો નથી, પણ જાણે યુવાવસ્થામાં છોકરવાદી કરી હોય તેવું લાગે છે. વૃદ્ધાવસ્થામાં સુન્દર યૌવનવન્તી સ્ત્રીઓમાં પણ અપૂર્વ આનન્દ ભાસતો નથી. આ પ્રમાણે બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થાના ભેદે દુનિયાના ખેલો અપૂર્વ ભાસનારા પણ નિસ્સાર લાગે છે અને તેમાં કંઈ આનન્દપ્રદત્વ જણાતું નથી, અર્થાત્ બાહ્ય પદાર્થોના અપૂર્વ ખેલો તે અમુક વયની અપેક્ષાએ હોય છે, પણ અમુક અવસ્થાએ તેમાં કંઈ સાર જણાતો નથી. જે વસ્તુઓપર પૂર્વે મન ચોંટતું હતું અને તેમાં લયલીન થતું હતું, તેજ મન અન્યાવસ્થા યોગે, તેનામાં પ્રેમથી ચોંટતું નથી. જે વેશ્યાઓના ખેલો દેખનારને આનન્દપ્રદ લાગે છે, તેજ ખેલો ખેલનારી વેશ્યાઓને આનન્દપ્રદ લાગતા નથી. તેને વળી અન્ય ખેલમાં આનન્દ લાગે છે. બાહ્ય સૃષ્ટિમાં કોઈ અપૂર્વ ખેલ નથી. આત્મજ્ઞાન પ્રાપ્ત થતાં બાહ્ય પદાર્થોના ખેલોપર પ્રેમ રહેતો નથી. બાહ્ય પદાર્થો અમુક વખતે અપૂર્વ લાગે છે, પણ તેના કરતાં કોઈ અન્ય વસ્તુપર મન લાગ્યું તો પૂર્વના ખેલપર પ્રેમ રહેતો નથી. રૂપૈયો ન દેખ્યો હોય ત્યાંસુધી પૈસાપર પૂર્ણ પ્રેમ હોય છે, પણ રૂપૈયો પ્રાપ્ત થતાં પૈસાની અપૂર્વતા જણાતી નથી. સોનામહોર દેખતાં રૂપૈયાની અપૂર્વતા કંઈ હિસાબમાં ગણાતી નથી. મોતિ, પન્ના અને હીરાની પ્રાપ્તિ થતાં સુવર્ણ મહોરમાં અપૂર્વતા ભાસતી નથી. રત્નની પ્રાપ્તિ થતાં મોતિ વગેરેમાં અપૂર્વતા ભાસતી નથી; એમ ઉત્તરોત્તર ચડતી વસ્તુઓ મળતાં તેઓનામાં પ્રેમ લાગે છે અને પૂર્વની વસ્તુઓપર પ્રેમ રહેતો નથી. આ પ્રમાણે વિચાર કરતાં નિશ્ચય થાય છે કે, બાહ્યની વસ્તુઓમાં એકસરખો પ્રેમ રહેતો નથી અને તે વસ્તુઓ આનન્દ દેનારી પણ હોતી નથી. પ્રથમ ગરીબ મનુષ્યને કોઈ સામાન્ય પદવી લેવામાટે મનમાં બહુ પ્રેમ ઉપજેછે

અને તેથી વહીવટદાર અને ન્યાયાધીશની પદવીમાં તેને અપૂર્વતા ભાસે છે, પણ જ્યારે તે પદવીને પ્રાપ્ત કરે છે ત્યારે તેમાં તેને અપૂર્વતા ભાસતી નથી, પણ લોર્ડ વગેરે પદવીઓપર અપૂર્વ પ્રેમ પ્રગટે છે અને તેમાં અપૂર્વતા ભાસે છે. રાજાની પદવી મળતાં ચક્રવર્તિની પદવીમાં અપૂર્વતા ભાસે છે, પણ ચક્રવર્તિની પદવી મળતાં તેમાં અપૂર્વ પ્રેમ રહેતો નથી. પ્રથમ ગરીબ અવસ્થામાં એક લક્ષાધિપતિની સોબત માટે મન ચોંટે છે. લક્ષાધિપતિયોની સોબત થતાં કરોડાધિપતિયોની સોબતમાં અપૂર્વ પ્રેમ ભાસે છે અને તેઓની સોબત થતાં રાજાઓની સોબત કરવામાં મન લલચાય છે, પણ તેઓની સોબત થતાં તેમાં અપૂર્વતા કલ્પેલી હતી, તેનો લોપ થઈ જાય છે. પ્રથમ પોતાના ગામ કરતાં અન્ય ગામ દેખવામાં અપૂર્વતા સમજાય છે, પશ્ચાત્ અમદાવાદ જેવું શહેર દેખવામાં અપૂર્વતા ભાસે છે અને તેના કરતાં મુંબાઈ અને કલકત્તા જેવાં મોટાં શહેર દેખવામાં આવે છે તો, અમદાવાદમાં અપૂર્વતા ભાસતી નથી. લંડન અને પારીસ દેખતાં મુંબાઈ અને કલકત્તામાં અપૂર્વતા અને અપૂર્વ પ્રેમ ભાસતો નથી, તેમ ઇન્દ્રપુરી દેખતાં લંડન અને પારીસની અપૂર્વતા હૃદયમાંથી ઉડી જાય છે, તેના કરતાં પણ અન્ય કંઇ વિશેષ દેખવામાં આવે છે તો તેની અપૂર્વતા ઉડી જાય છે; આ પ્રમાણે દૃશ્ય પદાર્થોમાં ભાસતી અપૂર્વતા અવસ્થા ભેદે અને દૃશ્ય ભેદે બદલાતી જાય છે, માટે બાહ્ય કોઈ પદાર્થમાં અપૂર્વતાની અવધિ ઠરતી નથી. બાહ્ય પદાર્થોની શ્રેષ્ઠતા પણ મનઃકલ્પિત છે, તેથી તેની અવધિ જણાતી નથી. રસવાળા પદાર્થો ઉત્તરોત્તર અપૂર્વ અપૂર્વ ભાસ્યા કરે છે, પણ અન્તે રસવાળા પદાર્થોની અપૂર્વતા છેલ્લામાં છેલ્લી અવધિએ પણ સત્ય ઠરતી નથી. ભોજ્ય અને પેય પદાર્થોમાં પણ પૂર્વના ભોગવેલા પદાર્થોપર પ્રેમ રહેતો નથી, તેમ અપૂર્વતા ભાસતી નથી અને ઉત્તરોત્તર ભોજ્ય પદાર્થોમાં અપૂર્વ પ્રેમ અને અપૂર્વતા ભાસે છે, પણ ઉત્તરોત્તર તે તે ભોજ્ય અને પેય પદાર્થોની પ્રાપ્તિ થતાં અપૂર્વતા અને અપૂર્વ પ્રેમ કપૂરના પરમાણુની પેઠે વિલય પામે છે. દુનિયામાં બાહિરના જે પદાર્થો પૂર્વે ન દેખ્યા હોય, તેનાપર બહુ પ્રેમ રહે છે, પણ તે તે પદાર્થો દેખાયાબાદ તેમાંની અપૂર્વતા મનમાંથી ટળી જાય છે. પ્રથમ મનુષ્યોને માન પૂજામાં અપૂર્વ પ્રેમ પ્રગટે છે, પણ જ્યારે આખી દુનિયા માન આપે છે અને સન્માન કરે છે, ત્યારે માનમાં પણ અપૂર્વતા અને પ્રેમ રહેતો નથી. મનુષ્યને જો પુત્ર ન હોય તો પુત્ર પ્રાપ્તિમાટે અપૂર્વ પ્રેમ વહે છે, કિન્તુ યદા પુત્રો–ભૂંડના સન્તાનની પેઠે ખૂબ થાય છે, ત્યારે ઉલટો અપૂર્વ પ્રેમના ઠેકાણે કંટાળો આવે છે. કોઈપણ

બાહ્યવસ્તુઓ નવી દેખવામાં આવે છે ત્યારે તેમાં અપૂર્વતા અને પ્રેમ-વૃત્તિ પ્રગટે છે, પણ જ્યારે તે દરરોજ દેખવામાં આવે છે ત્યારે, તેમાં કંઈ અપૂર્વતા ભાસતી નથી. નાટકમાં પ્રથમ જ્યારે કોઈ નવો ખેલ મૂકવામાં આવે છે ત્યારે તે ખેલની અપૂર્વતા ભાસે છે, પણ જ્યારે દરરોજ તે ખેલ દેખવામાં આવે છે ત્યારે, અંશમાત્ર પણ અપૂર્વતા દેખાતી નથી. મતલબકે બાહ્યવસ્તુઓના ખેલમાં અપૂર્વતા ભાસે છે તે વખતઆવે ઉડી જાય છે. મનુષ્યાકાર ધારણ કરવો તે પણ એક જાતનો ખેલ છે. બાહ્ય ખેલ જોવામાં અને તેમાંથી આનન્દ લેવા મનુષ્યો પ્રયત્ન કરે છે પણ અન્તે તેમાં ફાવતા નથી અને આનન્દના ઠેકાણે દુઃખ દેખે છે. જગત્‌માં બાહ્ય ખેલોની ક્ષણિકતા છે, બાહ્ય તેવા ખેલોથી આનન્દ લેવા મનુષ્યો પ્રયત્ન કરે છે, પણ તે આનન્દ ખરેખરો નથી. બાહ્યવસ્તુઓ દ્વારા જે આનન્દ લેવો છે તે પરતંત્રતા છે અને વસ્તુતઃ વિચારીએ તો માલુમ પડે છે કે, આનન્દ જડવસ્તુઓમાંથી ઉત્પન્ન થતો નથી, માટે બાહ્યવસ્તુઓના ખેલને કદી અપૂર્વ ખેલતરીકે ગણી શકાય નહિ.

બાહ્ય સૃષ્ટિમાં, બાહ્ય વસ્તુઓનો આનન્દપ્રદ કોઈ અપૂર્વ ખેલ નથી, એમ જ્યારે સહેતુક સિદ્ધ કર્યું ત્યારે, અપૂર્વ ખેલ ક્યાં રહે છે? અને તેનો ખેલનાર કોણ છે? કોણ ખેલે છે? અને કોણ ખેલાવે છે? ઇત્યાદિ રહસ્ય સમજવાની અત્યન્ત આવશ્યકતા છે, તેનું સમાધાન નીચે પ્રમાણે છે. આત્માની અન્તર ગુણોની સૃષ્ટિનો અપૂર્વ ખેલ છે. આત્માજ બાજીરૂપ છે અને આત્માજ બાજીગર છે. આત્મામાં સમયે ઉત્પાદ વ્યય થયા કરે છે અને દ્રવ્યપણે ધ્રૌવ્ય વર્તે છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર ગુણોનો અન્તરમાં અપૂર્વ ખેલ થયા કરે છે. ખેલ ખેલનાર આત્મા પોતે ગુરૂ છે અને પોતાને આજ્ઞા કરે છે અને તે પ્રમાણે સદ્દગુણોની પ્રાપ્તિ માટે એક સ્થિર ઉપયોગમાં વર્તે છે, માટે પોતેજ શિષ્ય છે. ગુરૂનું જે કાર્ય છે અને શિષ્યનું જે કાર્ય છે તે સ્થૂલ વ્યવહારમાં તો બન્નેનું ભિન્ન ભિન્ન દેખાય છે, પણ અન્તરાત્મામાં તો ગુરૂનો ધર્મ પણ આત્મા બજાવે છે અને શિષ્યનો ધર્મ પણ આત્મા બજાવે છે. બાહ્યમાં તો ગુરૂ અને શિષ્યની ભિન્નતા વર્તે છે પણ આત્મામાં તો ગુરૂ અને શિષ્ય આત્મા સ્વયં હોવાથી–બન્ને ભાવનું ઐક્ય હોવાથી, શુકલ ધ્યાનમાં પ્રવેશ થાય છે. બન્નેનું જ્યાં ઐક્ય ત્યાં નિશ્ચય છે અને ભેદ પડે ત્યાં વ્યવહાર છે. આત્મા ધ્યાતા છે, આત્માજ ધ્યેય છે અને આત્માજ ધ્યાનરૂપ છે. આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપને પૂજે છે માટે, સ્વયં શિષ્ય ગણાય એમાં અધ્યાત્મની

અપેક્ષાએ કાંઈ આશ્ચર્ય નથી. આત્મા પોતેજ પૂજ્ય છે માટે તે અપેક્ષાએ ગુરૂ છે; આ પ્રમાણે અધ્યાત્મ દૃષ્ટિથી અન્તરમાં અનુભવ કરવામાં આવે છે તો અપૂર્વ ખેલ જણાય છે અને તે અપૂર્વ ખેલ સદાકાલ એક રૂપે રહેછે અને તે સહજ નિત્ય આનન્દપ્રદ છે, માટે અપૂર્વ કહેવાય છે. શ્રીમદ્ આવો અપૂર્વ ખેલનો અન્તરમાં અનુભવ કરીને અન્યને દર્શનાર્થે સંબોધે છે. અધ્યાત્મ દૃષ્ટિથી આત્મા ગુરૂ અને ચેલો છે, એવું જાણી વ્યવહારથી ગુરૂશિષ્યનો ભાવ છોડવો નહિ. દરેક વચન અપેક્ષાવાળાં છે.

**लोक अलोक विच आप विराजित, ज्ञानप्रकाश अकेला ।**
**बाजी छांड तहां चढ बैठे, जिहां सिंधुका ( सिद्धका ) मेला—**
**देखो० ॥ २ ॥**

**ભાવાર્થ:**—આત્માનો આવો અપૂર્વ ખેલ સિદ્ધાત્મામાં પણ પ્રથમથી ઉતારી શકાય છે અને અપ્રમત્તાદિ ગુણસ્થાનકે ચડીને સિદ્ધ થયા, તેથી કારણ કાર્યભાવ તરીકે પણ આત્મામાં અપૂર્વ ખેલરૂપ અર્થ ઉતારી શકાય છે. સકલ કર્મનો ક્ષય કરીને નિર્મલ-પરમ શુદ્ધ બનેલ આત્માને, સિદ્ધ કહેવામાં આવે છે. સિદ્ધ ભગવાન્ ક્યાં રહે છે તે જણાવવામાં આવે છે, લોક અને અલોકના વચ્ચે એટલે બેના મધ્યમાં સિદ્ધ ભગવાન્, આપ અર્થાત્ પોતે બિરાજે છે. લોકના અન્તે સિદ્ધપરમાત્માઓ છે અને ત્યાંથી આગળ અલોક શરૂ થાય છે. આત્મા ત્રયોદશમ ગુણસ્થાનકમાં કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રાપ્ત કરે છે. કેવલ જ્ઞાનવડે લોક અને અલોક સર્વ પ્રત્યક્ષ દેખાય છે. દરેક વસ્તુઓ દ્રવ્યરૂપે અનાદિ અનન્ત છે, કેવલજ્ઞાનમાં તે તે વસ્તુઓ અનાદિ અનન્તરૂપે દ્રવ્યપણે હોવાથી તેનો અનાદિ અનન્તરૂપે ભાસ થાય છે. પર્યાયરૂપે દરેક વસ્તુઓ સાદિસાંત છે, માટે કેવલજ્ઞાનમાં તેઓ સાદિસાન્તપણે ભાસે છે. કેવલજ્ઞાનરૂપ એકજ પ્રકાશ તેરમા ગુણ સ્થાનકમાં છે. ક્ષાયિક ભાવના કેવલજ્ઞાન વખતે, ક્ષયોપશમ ભાવનું મતિજ્ઞાન વા શ્રુતજ્ઞાન હોતું નથી. એક કેવલજ્ઞાનમાં લોકાલોકનો ભાસ થાય છે. તેરમા ગુણસ્થાનકમાં કેવલી સર્વ ક્રિયાઓ કેવલજ્ઞાનરૂપ પ્રકાશયોગે કરે છે. કેવલજ્ઞાનીજ સર્વજ્ઞ કહેવાય છે. શ્રી ચોવીશમા તીર્થંકર મહાવીર પ્રભુ કેવલજ્ઞાની હતા, તેથી તેમણે સત્ય ધર્મનો ઉપદેશ આપ્યો છે અને તે પિસ્તાલીશ આગમ વગેરે વાંચવાથી સમ્યક્ રીત્યા અવબોધાય છે. તેરમા ગુણસ્થાનકમાં ચાર ઘાતી કર્મ હોતાં નથી, કારણકે ચાર ઘાતી કર્મનો સર્વથા નાશ થવાથી, ત્રયોદશમ ગુણસ્થાનકની

પ્રાપ્તિ થાય છે; કિન્તુ ત્યાં ચાર અઘાતીયાં કર્મ વર્તે છે. તેરમા ગુણુસ્થાનકથી ચઉદમા ગુણુસ્થાનકમાં જવાય છે. કેવલજ્ઞાન થયા પશ્ચાત્ છેલ્લી વખતે શુકલ ધ્યાનના-ચરમ બે પાયાનું અનુક્રમે ધ્યાન કરવું પડે છે અને ચાર અઘાતિ કર્મનો નાશ કરવો પડે છે. અઘાતી કર્મનો નાશ થતાં ચઉદમું ગુણુસ્થાનક પૂર્ણુ થાયછે અને ચઉદમા ગુણુસ્થાનકનું ઉલ્લંઘન કર્યા પશ્ચાત્ આત્મા સિદ્ધ સ્થાનમાં જાયછે.-એક સમયમાં સિદ્ધ સ્થાનમાં પહોંચે છે. સિદ્ધસ્થાન, ચતુર્દશ રજ્જ્વાત્મક લોકના અન્તે છે, પશ્ચાત્ ત્યાંથી અલોકની શરૂઆત થાય છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર, ભગવતીસૂત્ર, આચારાંગસૂત્ર વગેરે પિસ્તાલીશ આગમોમાં, લોકના અગ્રભાગપર સિદ્ધ સ્થાન છે એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જૈનદર્શનમાં આ પ્રમાણે સિદ્ધસ્થાન કથ્યું છે. અદ્વૈતવાદમાં મુક્તિનું સ્થાન અન્ય કલ્પવામાં આવ્યું નથી. સાંખ્યદર્શનમાં મુક્તિનું સ્થાન અન્ય માન્યું નથી. બૌદ્ધ દર્શનમાં પણુ મુક્તિનું સ્થાન અન્ય જણાવ્યું નથી. કર્મથી મુક્ત થએલ આત્મા સિદ્ધ સ્થાનમાં એક સમયમાં જાય છે અને ત્યાં સાદિ અનન્તમા ભાંગે રહે છે. એરંડામાંથી બીજ ઉર્ધ્વ ઉછળે છે અને મલીનતા ( માટી ) દૂર થતાં તુંબિકા જેમ જલઉપર આવે છે તેમ, કર્મનો નાશ થતાં આત્મા સિદ્ધસ્થાનને પ્રાપ્ત કરે છે; એમ સર્વજ્ઞ શ્રી મહાવીરપ્રભુએ મુક્તિનું સ્વરૂપ બતાવ્યું છે. સિદ્ધસ્થાનમાં અનન્ત સિદ્ધો રહે છે. ભૂતકાલમાં અનન્તજીવો કર્મોનો ત્યાગ કરીને સિદ્ધ સ્થાનમાં ગયા અને મહાવિદેહ ક્ષેત્રમાંથી વર્તમાનકાળે જાય છે અને ભવિષ્યમાં અનન્ત જીવો કર્મનો ક્ષય કરીને મુક્તિસ્થાનમાં જશે.

સંસારની બાજી જે, રાગદ્વેષરૂપ ભાવ કર્મ અને અષ્ટધા દ્રવ્ય કર્મની બાજીને છોડીને આત્મા તે સ્થાનમાં જાય છે. જ્યાં અનન્ત સિદ્ધોનો મેળાપ થાય છે ત્યાં કેવલીઓ ચડી ગયા; અહો ! કેવું આત્માઓનું સામર્થ્ય? અહો કેવો અપૂર્વ ખેલ? જહાં સિન્ધુકા મેલાના કરતાં, જહાં સિદ્ધકા મેલા એમ પાઠ હોવો ઘટે છે; તેવો પાઠ મનમાં ધારીને ઉપર્યુક્ત અર્થ કર્યો છે. સિન્ધુકામેલાના ભાવાર્થમાં સમજવાનું કે, અનન્ત ગુણના ધારક સિન્ધુસ્વરૂપ સિદ્ધાત્માઓ જ્યાં છે ત્યાં, જીવ અષ્ટ કર્મને ક્ષય કરીને ગયો અને પરમાત્મપદ પામ્યો, અર્થાત્ પોતાનું પરિપૂર્ણ શુદ્ધસ્વરૂપ પ્રાપ્ત કર્યું. અહો કેવી જીવની અલૌકિક શક્તિ! શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ આ પ્રમાણે આત્માની શક્તિના અપૂર્વ ખેલને, મનમાં ભાવી, તેમાં આનન્દ પામીને અન્યોને પણુ આવો ખેલ દેખાડે છે. ખરેખર આ ખેલજ

સત્ય છે, કારણકે તેથી દુઃખની પરંપરા ટળે છે અને સત્ય સુખ પ્રાપ્ત થાય છે, માટે સર્વ ખેલ કરતાં આ ખેલ અપૂર્વ છે. આવો, હે ભવ્યજીવો! ખેલ ખેલો, કે જેથી અન્ય સંસારના સર્વ ખેલો ખેલવાના બન્ધ પડે. બાહ્યના ખેલોનો પાર આવવાનો નથી અને તેથી ખરૂં સુખ મળવાનું નથી. આવો-આત્માની પરમાત્મદશા થાય તેવો-ખેલ ખેલવાને શ્રાવકનાં વ્રત અંગીકાર કરવાં જોઇએ અથવા શક્તિ હોય તો સાધુનાં પંચમહાવ્રત અંગીકાર કરવાં જોઇએ. સાધુ થઈને પંચાચાર પાળવા જોઇએ. હાલના કાળમાં કંચન અને કામિનીનો ત્યાગ કરવામાં આવે તો સાધુપણું સારી રીતે પામી શકાય. પૂર્વના સમય જેવું હાલ ચારિત્ર ન પાળી શકાય તેથી ચારિત્ર ન લેવું એમ કદી મનમાં નિશ્ચય કરવો નહિ. સાધુ થવાથી ઘણી ઉપાધિયો દૂર કરી શકાય છે, ચારિત્રના આચારમાં પ્રવૃત્ત થએલ આત્મા દુનિયાથી દૂર રહી શકે છે અને ઉત્સર્ગ અને અપવાદ માર્ગે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવાનુસારે આત્માની ઉચ્ચતા કરી શકે છે; ચારિત્રના સુખનો અનુભવ ચારિત્ર લીધાવિના થતો નથી. ગમે તેટલા વિદ્વાન્ થાઓ અને માનસન્માનથી તમારા આત્માને ધન્ય માનો, પણ ચારિત્ર પદ લીધાવિના નિરૂપાધિ દશાના સુખનો અનુભવ આવનાર નથી અને આશ્રવના હેતુઓનો પરિહાર થનાર નથી. ચારિત્ર ગ્રહણ કર્યાથી અને ગુરૂગમપૂર્વક તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવાથી, આત્માના અપૂર્વ ખેલનું ભાન થાય છે અને તેથી અન્તરમાં ઉતરી શકાય છે. આત્માની જ્ઞાનાદિ સૃષ્ટિના ખેલમાં ઉતરતાં બાહ્ય સૃષ્ટિના ખેલો વિલય પામે છે. કહ્યું છે કે, અન્તરમાં જે ઉતરે છે તેનું બાહ્યમાં ચિત્ત ચોંટતું નથી. અન્તરની વાતો કરવામાં આવે તેટલા માત્રથી કંઈ કાર્ય સિદ્ધ થતું નથી, કેમકે કહેવું તે રૂપું છે અને કરવું તે સોનું છે અને તેનો અનુભવ લેવો એ રત્ન છે. આત્માની વાતો કરીકરીને કંઠ બેસાડવામાં આવે, પણ જ્યાંસુધી આત્માના ગુણો પ્રાપ્ત કરવા, ચારિત્રનો યથાશક્તિ માર્ગ પકડવામાં ન આવે ત્યાંસુધી શુષ્ક જ્ઞાનીપણું છે. જે સદાચારો સેવવા, તે આવા અપૂર્વ ખેલનો હૃદયમાં ઉપયોગ રાખીને સેવવા. ઉપયુક્ત અપૂર્વ ખેલ વાંચીને વાચકોએ તેવો ખેલ અન્તરમાં પ્રગટાવવો જોઇએ. અન્તરના ખેલમાં આનન્દનો મહાસાગર છે. જ્ઞાની પુરૂષો અન્તરના ખેલનો અભ્યાસ કરેછે. બાળ જીવો બાહ્ય વસ્તુઓમાં ખેલે છે અને અધ્યાત્મજ્ઞાનીઓ અન્તરમાં ખેલે છે. સાધુ વા શ્રાવકના અધિકાર પ્રમાણે, બાહ્યનાં કાર્ય કરતાં છતાં, પણ અન્તરનો અપૂર્વ ખેલ ખેલવા અત્યંત ઉત્સાહ ધારણ કરવો. આત્માનો અન્તરનો અપૂર્વ ખેલ છે, તેમાં સ્વસ્વભાવે રહી ખેલવું,

પણ બાહ્ય ષટ્દર્શનના વાદમાં પડીને, રાગદ્વેષના ખરાબ ખેલમાં ન પડવું; એમ શ્રીમદ્ પોતાનો આશય પ્રગટ કરીને કહે છે.

**वाग्वाद खट नाद सहुमे, किसके किसके बोला ।**
**पाहाणको भार कांही उठावत, एक तारेका चोला: ॥ देखो०॥२॥**

ભાવાર્થઃ—ષડ્દર્શનરૂપ નાદથી ઉત્પન્ન થએલ વાણીનો વાદ સકલ દર્શનોમાં છે, એમાં કોનું કોનું બોલીએ? દર્શનવાદરૂપ પાષાણને હે જીવ! તું કેમ ઉઠાવે છે? વસ્તુતઃ જોઈએ તો એક તારના ચોલાની પેઠે આત્મામાં તે ષડ્દર્શનનો સમાવેશ થાયછે, એકતારાના તંબુરામાંથી છ સ્વર નીકળે છે તેમ, આત્મામાંથી ષડ્દર્શન પ્રગટ્યાં છે અને સમ્યક્ત્વ જ્ઞાન થતાં તેમાં સમાઈ જાય છે.

॥ श्लोक ॥

गौतमश्च कणादश्च, कपिलश्चपतञ्जलिः ।
व्यासश्च जैमिनिश्चापि, दर्शनानि षडेवहि ॥ १ ॥

ન્યાયદર્શન, વૈશેષિકદર્શન, સાંખ્યદર્શન, યોગદર્શન, વેદાન્તદર્શન, (ઉત્તર મીમાંસા) જૈમિનીયદર્શન (પૂર્વ મીમાંસા) આ ષડ્દર્શનના વાદમાં કોનું કોનું સત્ય કહી શકાય? એકેક દર્શનના વાદરૂપ પત્થરના ભારને મસ્તકપર શામાટે ઉપાડવો જોઇએ, દરેક દર્શનો અમુક અમુક નયની અપેક્ષાએ ઉત્પન્ન થયાં છે, નયચક્રમાં કહ્યું છે કે,—

॥ गाथा ॥

जावइया वयणपहा तावइयाचेव हुंति नयवाया ।
जावइया नयवाया तावइयाचेव हुंति नयवाया ॥ १ ॥

જેટલા વચનના માર્ગ છે તેટલા નયવાદો છે અને જેટલા નયવાદો છે તેટલા વચન માર્ગો છે. દુનિયામાં જેટલાં દર્શનો છે તે સર્વેનો ગમે તે નયોમાં સમાવેશ થયાવિના રહે તો નથી. અનેકાન્ત (જૈનદર્શન) માં સર્વ દર્શનનો સાપેક્ષાએ સમાવેશ થાય છે. ન્યાય અને વૈશેષિક દર્શન અમુકરૂપે આત્માનું અને પરમાત્માનું અસ્તિત્વ સ્વીકારે છે. સાંખ્યદર્શન પણ પુરૂષરૂપે આત્માનું અસ્તિત્વ સ્વીકારે છે. જૈનશાસ્ત્રકારોએ ષડ્દર્શનનાં નામ નીચે પ્રમાણે દર્શાવ્યાં છે.

॥ श्लोक ॥

दर्शनानि षडेवात्र, मूलभेदव्यपेक्षया ।
देवता तत्त्वभेदेन, ज्ञातव्यानि मनीषिभिः ॥ १ ॥
बौद्धं नैयायिकं सांख्यं, जैनं वैशेषिकं तथा ।
जैमिनीयं च नामानि, दर्शनानाममून्यहो ॥ २ ॥

આ જગત્‌માં મૂલભેદની જ અપેક્ષાએ ષડ્‌દર્શન છે. ઈષ્ટદેવ અને તત્ત્વ એ બે ભેદવડે ષડ્‌દર્શન મનુષ્યોએ જાણવાં જોઈએ. બૌદ્ધદર્શન, નૈયાયિકદર્શન, સાંખ્યદર્શન, જૈનદર્શન, વૈશેષિક દર્શન, જૈમિનિયદર્શન, એ ષડ્‌દર્શનનાં નામ જાણવાં. હવે બૌદ્ધદર્શનનું સ્વરૂપ કથે છે.

तत्र बौद्धमते तावत्, देवता सुगतः किल ।
चतुर्णामार्यं सत्यानां, दुःखादीनां प्ररूपकः ॥ ३ ॥
दुःखं संसारिणः स्कन्धा, स्ते च पञ्च प्रकीर्तिताः ।
विज्ञानं वेदना संज्ञा, संस्कारो रूपमेव च ॥ ४ ॥
समुदेति यतो लोके, रागादीनां गणोऽखिलः ।
आत्मात्मीयभावाख्यः समुदयः स उदाहृतः ॥ ५ ॥
क्षणिकाः सर्वसंस्कारा, इत्येवं वासनायकाः ।
समार्ग इह विज्ञेयो, निरोधो मोक्ष उच्यते ॥ ६ ॥
पञ्चेन्द्रियाणि शब्दाद्या, विषयाः पञ्च मानसम् ।
धर्मायतनमेतानि, द्वादशायतनानि च ॥ ७ ॥
प्रमाणे द्वेच विज्ञेये, तथा सौगतदर्शने ।
प्रत्यक्षमनुमानं च, सम्यग्ज्ञानं द्विधा यतः ॥ ८ ॥
प्रत्यक्षं कल्पनापोढ –मभ्रान्तं तत्र बुद्ध्यताम् ।
त्रिरूपाल्लिङ्गतो लिङ्गि –ज्ञानं त्वनुमानसंज्ञितम् ॥ ९ ॥
रूपाणि पक्षधर्मत्वं, सपक्षे विद्यमानता ।
विपक्षे नास्तिता हेतो –रेव, त्रीणि विभाव्यता ॥ १० ॥

શ્લોકાર્થઃ—બૌદ્ધદર્શનમાં સુગત બુદ્ધ નામનો દેવ છે, ગૌતમબુદ્ધે બૌદ્ધધર્મની સ્થાપના કરી છે, હિમાલય પર્વતની ખીણમાં કપિલ વસ્તુ નગરમાં તેનો જન્મ થયો હતો. તેના પિતાનું નામ શુદ્ધોદન અને માતાનું નામ મહામાયા હતું, તે પરણ્યો હતો, તેને એક પુત્ર થયો હતો, સાંસારિક ક્ષણિક વસ્તુઓને દેખી તે વૈરાગી બન્યો હતો. રાત્રીના વખતમાં ઘરમાંથી નાસી ગયો હતો અને તેણે સન્યસ્ત ગ્રહ્યું હતું. તેણે ઘણા સંન્યાસીઓનો સમાગમ કર્યો હતો. આજથી અઢી હજાર વર્ષ પહેલાં હિન્દુસ્થાનમાં જૈનધર્મ અને વેદધર્મ એ બે ધર્મ ચાલતા હતા, તે વખતે સાંખ્યમતવાળાનું જોર હતું. ગૌતમ બુદ્ધ કેટલાક સંન્યાસીઓની પાસે ગયો, પણ તેનું મન શાન્ત થયું નહિ. તે અમુક પર્વતોની ગુફામાં રહ્યો અને ત્યાં તેણે પોતાનું શરીર શોષવી નાખ્યું, પણ તેના મનની વાસનાઓ ટળી નહિ, શ્રીપાર્શ્વનાથની પરંપરાના કેટલાક સાધુઓને મળ્યો અને એક આચાર્યના શિષ્ય તરીકે થયો એમ કહેવાય છે, પણ

મિથ્યાદૃષ્ટિના યોગે અનેકાન્તમાર્ગની શ્રદ્ધા થઈ નહિ. કારણકે સમ્યક્ત્વની પ્રાપ્તિ દુર્લભ છે. યથાપ્રવૃત્તિકરણવડે જીવો ઘણી કર્મની સ્થિતિ ખપાવે છે, તો પણ સમ્યક્ત્વની દૃષ્ટિ પ્રાપ્ત થવી દુર્લભ છે. ગૌતમ બુદ્ધના મનમાં અનેક વિચારો થવા લાગ્યા. આત્માનું સ્વરૂપ જોવા ઘણા વિચારો કર્યા અને તેમાં પોતાની મેળે તેણે નવો સિદ્ધાન્ત સ્થાપ્યો, પણ જો તેણે જૈનધર્મનું રહસ્ય અવબોધ્યું હોત તો નવીન પન્થ કાઢત નહિ. તેના મનમાં અનેક વિચારો આવવા લાગ્યા અને નષ્ટ થવા લાગ્યા, તેથી તેણે એમ નિશ્ચય કર્યો કે આત્મા તે વિચારરૂપ છે, વિચાર ક્ષણે ક્ષણે ફરેછે, તેથી વિચારરૂપ આત્મા ક્ષણિક છે; એવું તેના મનમાં ખાસ બેસી ગયું, તેથી તે ઉપર તેણે અનેક યુક્તિયો ગોઠવી પ્રયાગમાં એક સિદ્ધાન્તનો નક્કી વિચાર કરી તેણે ઉપદેશ દેવાનું કાર્ય શરૂ કર્યું. તેના ઉપદેશથી ચારેવર્ણમાંના ઘણા લોકો તેના શિષ્ય થયા. શ્રી મહાવીર પ્રભુના સમાનકાલમાં તેણે પોતાના મતનો પ્રચાર કર્યો. પૂર્વકાલમાં જૈન અને વેદ એ બે ધર્મ હતા, તેમાં ગૌતમ બુદ્ધના સ્થાપેલા ધર્મે વધારો કર્યો, ત્યારથી હિન્દુસ્થાનના લોકો ત્રણ ધર્મમાં વહેંચાઈ ગયા. હવે બૌદ્ધદર્શનસંબન્ધી વિચાર કરવામાં આવે છે.

બૌદ્ધદર્શનમાં ચાર આર્ય સત્ય કહેવાય છે; દુઃખ, સમુદય, માર્ગ અને નિરોધ એ ચાર આર્ય સત્યનો પ્રરૂપક ગૌતમ બુદ્ધ છે.

સંસારી જીવને દુઃખ વર્તે છે, સ્કંધોના પાંચ ભેદ છે, વિજ્ઞાન, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને રૂપ, એ પાંચનું સ્વરૂપ ગ્રન્થોમાંથી જાણી લેવું. જેનાથી રાગાદિનો સકલ સમૂહ પ્રગટે છે તેને આત્માત્મીય ભાવરૂપ સમુદય આર્ય સત્ય કહે છે. વિદ્યુત્‌ના તેજની પેઠે અથવા સન્ધ્યાના રાગની પેઠે સર્વ સંસ્કારો ક્ષણિક છે, સર્વ વાસનાઓ પણ ક્ષણિક છે, એવી રીતે વિચારવું તેને માર્ગનામા આર્ય સત્ય કહે છે. કર્મોથી મુકાવું તેને નિરોધનામા આર્ય સત્ય કહે છે. પાંચ ઇન્દ્રિયો અને શબ્દાદિ પાંચ વિષયો તેમજ મન અને ધર્મ કરણી કરવાનું સ્થાન તે દેવગુરૂનું મન્દિર, એ ઉપયુક્ત બાર સ્થાનકો છે. બૌદ્ધદર્શનમાં પ્રત્યક્ષ અને અનુમાન એ બે પ્રમાણ છે, તેથી સમ્યગ્ જ્ઞાન પણ બે પ્રકારનું કથાય છે. તર્ક અને વિતર્કથી રહિત તથા ભ્રાન્તિથી રહિત પ્રત્યક્ષ પ્રમાણ જાણવું. ત્રણ રૂપથી અનુમાન પ્રમાણની સિદ્ધિ થાય છે **पक्षधर्मत्व, सपक्षत्त्व** અને **विपक्षत्त्व**, આ ત્રણ રૂપ જાણવા યોગ્ય છે તેથી તેનું સ્વરૂપ બતાવે છે. પક્ષ ધર્મપણું એટલે, યથા આ પર્વત અગ્નિમાન્ છે કારણ કે અત્ર ધૂમ છે; અગ્નિવિના ધૂમ હોય નહિ, તેથી ધૂમના યોગે પર્વતમાં અગ્નિ છે એમ સિદ્ધ થયું, એ પ્રથમ પક્ષ ધર્મત્વ કથાય

છે. સપક્ષપણું એટલે સપક્ષમાં છતાપણું તે આ પ્રમાણે, જે જે ધૂમવાન્ હોય છે તે તે અગ્નિમાન્ હોય છે, આ રસોડામાં ધૂમ્ર છે તેથી ત્યાં અગ્નિ છે, તેમ આ પર્વત ધૂમવાન્ છે તેથી ત્યાં અગ્નિ છે, એ સપક્ષત્વ કથ્યું. વિપક્ષમાં અછતાપણું તે આ પ્રમાણે છે, જલાશયમાં ધૂમ નથી માટે તે અગ્નિમાન્ નથી, એમ અવબોધવું તે વિપક્ષપણું જાણવું. આ ત્રણ રૂપવડે અનુમાન પ્રમાણુ સિદ્ધ થાય છે અને તેથી સાધ્યની સિદ્ધિ કરવામાં આવે છે. આ પ્રમાણે બૌદ્ધદર્શનનું સ્વરૂપ સામાન્યતઃ અવબોધવું.

ગૌતમબુદ્ધે પોતાનો ધર્મ વિસ્તારવામાટે ઘણા સાધુઓ અને સાધ્વીઓ બનાવી. ગામોગામ અને શહેરો શહેર બૌદ્ધધર્મ પ્રસરવા લાગ્યો. બૌદ્ધધર્મના આચાર્યો અન્યધર્મોની સાથે હરિફાઈ કરવા લાગ્યા. પરોપકાર ગુણને અને ક્ષણિકત્વને મુખ્ય કરીને તેઓએ ઉપદેશ આપ્યો, તેથી બાલજીવો પણ પરોપકાર ગુણનો લાભ લેઇને તે ધર્મમાં દાખલ થવા લાગ્યા. કેટલાક સામાન્ય રાજાઓએ તે ધર્મને સહાય આપી. બૌદ્ધધર્મે ચાર વર્ણનો અનુક્રમ તોડી નાખ્યો અને તેઓ સકલ માનવ જાતને એકસરખી માનવા લાગ્યા. બૌદ્ધધર્મીઓ વેદધર્મીઓને પોતાના ધર્મમાં યજ્ઞ વગેરેમાં દોષ બતાવીને ખેંચવા લાગ્યા અને પોતાના ધર્મની પ્રભુતા કરવા લાગ્યા, પણ તેમના ક્ષણિક વાદના સામે માત્ર જૈનધર્મીઓ બહાદૂરીથી ઉભા રહ્યા અને તેથી બૌદ્ધોપરાજય પામ્યા. જૈનધર્મના આચારો અને વિચારોએ બૌદ્ધોને પણ જૈનો બનાવ્યા; વેદધર્મીઓને પણ જૈનો બનાવ્યા. આર્ય સુહસ્તિ અને સંપ્રતિ રાજાના સમયમાં, એટલે આજથી લગભગ બાવીસેં વર્ષ ઉપર જૈનધર્મ હિન્દુસ્થાનની ચારે દિશાએ પ્રસર્યો હતો. જૈનસાધુઓ અને સાધ્વીઓના આચારો અને ઉપદેશથી દુનિયાનું લક્ષ્ય જૈનધર્મપ્રતિ ખેંચાયું હતું. જૈનધર્મની સાથે હરિફાઈ કરતાં બૌદ્ધધર્મ પાછો પડ્યો હતો; મલ્લવાદીસૂરિના વખતમાં બન્નેધર્મની વલ્લભીપુર નગરમાં શિલાદિત્ય નૃપતિ સમક્ષ ચર્ચા ચાલી અને તેમાં બૌદ્ધધર્મના આચાર્યો હાર્યા અને પરદેશ ગમન કરવું પડ્યું તથા શંકરાચાર્યના વખતમાં પણ બૌદ્ધોને ઘણું ખમવું પડ્યું, તેથી હિન્દુસ્થાનમાંથી બૌદ્ધધર્મે અન્યદેશમાં પ્રયાણ કર્યું. વેદાન્તીઓની સાથે જૈનાચાર્યો ઉભા રહ્યા, અર્થાત્ ધર્મશાસ્ત્રોની ચર્ચામાં જૈનાચાર્યો અન્યોની સામે ઉભા રહીને પોતાના ધર્મને ફેલાવવા લાગ્યા. દક્ષિણમાં અને ગુજરાતમાં ઘણા રાજાઓએ જૈનધર્મને માન આપ્યું અને જૈનધર્મને પાળનારા કુમારપાલ વગેરે રાજાઓ થયા. બૌદ્ધધર્મમાં આત્માને ક્ષણિક માનવામાં આવે છે. ક્ષણે ક્ષણે આત્મા ઉપજે છે અને નવો

ઉત્પન્ન થાય છે. બૌદ્ધધર્મમાં સાધુઓને ગુરૂ તરીકે માનવામાં આવે છે. તેઓના સાધુઓ પીતવસ્ત્ર ધારણ કરે છે અને તેઓ ભક્તોના બનાવેલા મઠોમાં રહેછે. તેઓ પોતાના ધર્મનો ઉપદેશ આપવા અત્યંત ઉદ્યમ કરે છે. હાલ અડતાલીશ કરોડ બૌદ્ધધર્મ પાળનારાઓની સંખ્યા છે. યુરોપદેશમાં બૌદ્ધધર્મ ફેલાવા-લાગ્યો છે. જૈનોએ જૈનધર્મનાં શાસ્ત્રોનો પરિપૂર્ણ અભ્યાસ કરીને પોતાના ધર્મનો ફેલાવો કરવા કમર કસવી જોઇએ. બૌદ્ધધર્મનાં શાસ્ત્રોમાં નાતજાતનો ભેદ નથી, તેપ્રમાણે જૈનશાસ્ત્રોમાં પણ જૈનધર્મ પાળવામાં નાતજાતનો ભેદ નથી. બૌદ્ધ મનુષ્યોમાં માંસાહારનો પ્રચાર વધી પડ્યો છે અને તેથી તેઓ દયાના સિદ્ધાન્ત ઉપર પાણી ફેરવવા લાગ્યા છે. બૌદ્ધધર્મ અદ્યાપિપર્યંત રાજકીય ધર્મ બની રહ્યો છે, ત્યારે જૈનધર્મ હવે રાજકીય ધર્મ રહ્યો નથી, તેનું કારણ એ છે કે જૈનો પ્રાયઃ વણિક રહ્યા અને તેઓએ સંકુચિત દૃષ્ટિ ધારણ કરી. જૈનાચાર્યો પ્રમાદને તજીને વિશાલ દૃષ્ટિથી, હવે જૈનધર્મ ફેલાવવામાટે પ્રયત્ન કરે તો, પુનઃ જૈનધર્મની ઝાહોજલાલી થાય. આત્મભોગ આપ્યાવિના અને જગત્નાપર કરૂણા લાવ્યાવિના દુનિયામાં જૈનધર્મનો ક્યાંથી ફેલાવો થઈ શકે? અત્ર કેટલુંક મૂળ વિષયથી દૂર જઇને કહેવામાં આવ્યું, છે પણ તે ખરેખર જૈન દર્શનને ઉપયોગી હોવાથી અપ્રાસંગિક ગણાશે નહિ, કારણ કે જૈનધર્મમાં સર્વ ધર્મનો અપેક્ષાએ સમાવેશ થાય છે ત્યારે તેવા જૈનધર્મના પ્રચારમાટે જે કંઈ કહેવામાં આવે તે સર્વ અમૂલ્ય લાભ માટેજ હોઈ શકે. હવે ન્યાયદર્શનનું કિંચિત્ સ્વરૂપ દર્શાવવામાં આવે છે.

॥ श्लोक ॥

अक्षपादमते देवः सृष्टिसंहार कृच्छिवः ।
विभुर्नित्यैक सर्वज्ञो, नित्यबुद्धिसमाश्रयः ॥
तत्त्वानि षोडशाऽमुत्र, प्रमाणादीनि तद्यथा ।
प्रमाणं च प्रमेयं च, संशयश्च प्रयोजनम् ॥
दृष्टान्तोऽप्यथ सिद्धान्तोऽवयवास्तर्क निर्णयौ ।
वादो जल्पो वितण्डा च, हेत्वाभासाः छलानि च ॥
जातयो निग्रहस्थानान्येषामेव प्ररूपणा ।
अर्थोपलब्धिहेतुः स्यात् प्रमाणं तच्चतुर्विधम् ॥
प्रत्यक्षमनुमानंचोपमानं शाब्दिकं तथा ।
तत्रेन्द्रियार्थ सम्पर्कोत्पन्नमव्यभिचारिकम् ॥
व्यवसायात्मकं ज्ञानं, व्यपदेशविवर्जितम् ।
प्रत्यक्षमनुमानं तु, तत्पूर्वं त्रिविधं भवेत् ॥

पूर्ववच्छेषवच्चैव, दृष्टं सामान्यतस्तथा ।
तत्राद्यं कारणात् कार्यमनुमानमिहोदितम् ॥
रोलम्बगवलव्यालतमालामलिन त्विषः ।
वृष्टिं व्यभिचरन्तीह नैवं प्रायाः पयोमुचः ॥
कार्यात् कारणानुमानं यच्च तच्छेषवन् मतम् ।
तथाविधनदीपूरान्मेघो वृष्टौ यथोपरि ॥
यच्च सामान्यतो दृष्टं तदेवं गतिपूर्विका ।
पुंसि देशान्तरप्राप्तिर्यथा सूर्येऽपि सा तथा ॥
प्रसिद्धवस्तुसाधर्म्यादप्रसिद्धस्य साधनम् ।
उपमानं समाख्यातं यथा गौर्गवयस्तथा ॥
शाब्दमाप्तोपदेशस्तु, मानमेवं चतुर्विधम् ।
प्रमेयं त्वात्मदेहाद्यं, बुद्धीन्द्रियसुखादिच ॥
किमेतदिति संदिग्धः प्रत्ययः संशयो मतः ।
प्रवर्तते यदर्थित्वा–त्तत्तु साध्यं प्रयोजनम् ॥
दृष्टान्तस्तु भवेदेष, विवादविषयो नयः ।
सिद्धान्तस्तु चतुर्भेदः सर्वतन्त्रादिभेदतः ॥
प्रतिज्ञाहेतु दृष्टान्तो–पनयानिगमास्तथा ।
अवयवाः पञ्च तर्कः संशयोपरमो भवेत् ॥
यथा काकादिसम्पातात्, स्थाणुना भाव्यमत्र हि ।
उर्ध्वं सन्देहतर्काभ्यां, प्रत्ययो निर्णयो मतः ॥
आचार्यशिष्ययोः पक्षप्रतिपक्षपरिग्रहात् ।
या कथाभ्यासहेतुः स्याद–सौ वाद उदाहृतः ॥
विजिगीषोः कथा या तु, छलजात्यादि दूषणा ।
स जल्पः सा वितण्डा तु, या प्रतिपक्षवर्जिता ॥
हेत्वाभासा असिद्धाद्या, छलं कूपो नवोदकः ।
जातयो दूषणाभासाः पक्षादिर्दुष्यते नयैः ॥
निग्रहस्थानमाख्यातं, परो येन निगृह्यते ।
प्रतिज्ञाहानि सन्यास–विरोधादिविभेदतः ॥

શ્લોક ભાવાર્થ:—અક્ષપાદ એટલે, ગૌતમર્ષિના મતમાં સૃષ્ટિનો ઉત્પાદ તથા સંહાર કરનાર ઈષ્ટદેવ શિવ (મહાદેવ) છે. શિવને વિભુ અર્થાત્ સર્વત્ર વ્યાપક માનવામાં આવે છે. તે નિત્ય છે, એક છે અને તે સર્વજ્ઞ છે અને નિત્ય બુદ્ધિનો આશ્રયભૂત છે, તેમાં ષોડતત્ત્વ માનવામાં આવે છે. પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાન્ત, સિદ્ધાન્ત,

અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, સ્થલ, જાતિયો અને નિગ્રહસ્થાન, એ સોળ પદાર્થોને ગૌતમ પ્રતિપાદન કરે છે.

પ્રત્યક્ષ પ્રમાણુ, અનુમાન પ્રમાણુ, ઉપમાન પ્રમાણુ અને શાબ્દિક પ્રમાણુ એ ચાર પ્રમાણુ છે.

તત્ર ઈન્દ્રિયાર્થ સંપર્કોત્પન્ન, અવ્યભિચારી અને વ્યવસાયાત્મક જ્ઞાન છે, તે વ્યપદેશ વર્જિત છે. પદાર્થોની સાથે ઇન્દ્રિયોના સંયોગથી જે જ્ઞાન થાય છે તેને, પ્રત્યક્ષ પ્રમાણુ કહે છે.

પ્રત્યક્ષ પ્રમાણુ પૂર્વ જેને છે એવું અનુમાન પ્રમાણુ ત્રણુ પ્રકારે હોય છે. ૧ પૂર્વવત્ નામનું અનુમાન પ્રમાણુ. ૨ શેષવત્ નામનું અનુમાન પ્રમાણુ. ૩ સામાન્યનામા અનુમાન પ્રમાણુ. તેમાં એ ત્રણુ ભેદો પૈકી કારણુથકી કાર્યનું જે અનુમાન થાય છે, તેને પ્રથમ પૂર્વવત્ નામનું અનુમાન અવબોધવું.

ભ્રમર, મહીષ, હસ્તિ અને સર્પ તથા તમાલ વૃક્ષ એ સર્વે શ્યામ કાન્તિવાળા જગત્માં વૃષ્ટિ વર્ષવાના કાર્યપ્રતિ વિશેષતઃ પ્રવર્તે છે, પણ તે મેઘ સદૃશ નથીજ, અર્થાત્ વૃષ્ટિ નહિ કરનાર, અભ્રસમાન ભ્રમરાદિકો છે, કારણુ કે અન્ને શ્યામવર્ણુવાળા છે, માટે વૃષ્ટિ કરવારૂપ કારણે વાદળમાં કાર્ય સિદ્ધિ થઈ અને ભ્રમરાદિકોમાં વૃષ્ટિ કારણુ ન હોવાથી કાર્યની અસિદ્ધિ થઈ.

કાર્યથકી કારણુનું અનુમાન કરવું તેને શેષવત્ અનુમાન માનેલું છે. નદીના પૂરરૂપ કાર્યથી પર્વત આદિપર મેઘ થયો છે, એમ જાણુવું તે શેષવત્ અનુમાન અવબોધવું. જેવી સૂર્યમાં ગતિપૂર્વક દેશાન્તર પ્રાપ્ત છે, તેવી પુરૂષને વિષે ગતિ પૂર્વક દેશાન્તર પ્રાપ્તિ છે, એવું જે અનુમાન કરવું તેને સામાન્યનામા અનુમાન કથે છે.

પ્રસિદ્ધ વસ્તુના સાધર્મ્યથી અપ્રસિદ્ધ વસ્તુને સાધવી તેને ઉપમાન પ્રમાણુ કહે છે. જેમ જેવી ગાય છે તેવો ગવય છે.

આપ્તપુરૂષના વાકયને શાબ્દપ્રમાણુ કહે છે. પ્રમાણુવડે જે ગ્રાહ્ય થાય તેને પ્રમેય કહે છે. આત્મા, દેહાદિબુદ્ધિ, ઇન્દ્રિય સુખ, અને દુઃખ વગેરે પ્રમેય પદાર્થ છે.

કેમ આ શું છે? એવા સંદેહ પ્રત્યયને સંશય કહે છે. જે અર્થિત્વથી પ્રવર્તે છે અને જે સાધ્ય છે તેને પ્રયોજન કહે છે.

જે વિવાદવિષય ન હોય તે દૃષ્ટાન્ત કહેવાય છે. સર્વતંત્ર, પ્રતિતંત્ર, અધિકરણુ અને અનુકરણુ એ ચાર ભેદવાળો સિદ્ધાન્ત છે.

પ્રતિજ્ઞા તે સાધ્યપક્ષ, यथा पर्वतो वह्निमान् જેમ આ પર્વત અગ્નિમાન્ છે એ પ્રતિજ્ઞા છે, હેતુ તે કારણ છે. पर्वतो वन्हिमान् धूमात् અત્ર ધૂમ હેતુથી પર્વતમાં અગ્નિ સાધ્ય છે. દૃષ્ટાન્તમાં, રસોડું અવબોધવું. રસોડામાં ધૂમાડો છે તેથી તે અગ્નિમાન્ છે, તેમ પર્વત પણ ધૂમવાળો છે તેથી અગ્નિમાન્ છે, એમ નિશ્ચય કરવો તેને નિગમ કહે છે. આ પ્રમાણે અનુમાનના પાંચ અવયવો છે. સંશયનો નાશ જેનાથી થાય તેને તર્ક કહે છે.

સંદેહ અને તર્કવડે પશ્ચાત્ જે પ્રત્યય, (પ્રતીતિ) થાય છે તેને નિર્ણય કથે છે. જેમ કાકાદિના બેસવાથી આ સ્થાણુ (લાકડાનું ઠુંઠું) છે. તેવી પ્રતીતિ થાય છે.

आचार्यशिष्ययोः पक्षप्रतिपक्षपरिग्रहात् ।
या कथाभ्यासहेतुः स्या-दसौ वाद उदाहृतः ॥

આચાર્ય અને શિષ્યની પરસ્પર પૂર્વપક્ષ તથા ઉત્તરપક્ષના સંવાદથી જે અભ્યાસ કારણિક કથા પ્રવૃત્તિ થાય છે, તેને આચાર્યે વાદ કહેલો છે.

विजिगीषोः कथा यातु, छलजात्यादि दूषणा ।
स जल्पः सा वितण्डा तु, या प्रतिपक्षवर्जिता ॥

વિશેષ જીતવાની ઈચ્છા કરનારની છળ જાત્યાદિ દૂષણ સહિત જે કથા હોય, તે જલ્પ કહેવાય છે, અને પ્રતિપક્ષરહિત જે કથા હોય તેને વિતણ્ડા વાદ કહ્યો છે.

हेत्वाभासा असिद्धा याच्छलं कूपो नवोदकः ।
जातयो दूषणाभासाः पक्षादिर्दूष्यते न यैः ॥

જે હેતુ ન હોય અને હેતુ સરખા દેખાય, તે હેત્વાભાસ કહેવાય છે, અસિદ્ધ બાધિત વગેરે; નવીન જળવાળો આ કૂપ છે તેનો અર્થ નવ પ્રકારના જળવાળો એવો વિપરીત જે અર્થ કરવો તે છળ કહેવાય છે. દૂષણાભાસ એટલે જે દૂષણ ન હોય અને તે દૂષણ સદૃશ દેખાય, છે તે દૂષણાભાસરૂપ જાતિઓ કહેવાય છે. જે હેત્વાભાસાદિવડે સાધ્યપક્ષાદિ દૂષિત થતા નથી.

निग्रहस्थानमाख्यातं, परो येन निगृह्यते ।
प्रतिज्ञाहानिसंन्यासविरोधादिविभेदतः ॥

જેવડે પ્રતિપક્ષનો પરાજય કરાય છે, તેને નિગ્રહસ્થાન કહ્યું છે. પ્રતિજ્ઞા, હાનિ, સંન્યાસ, વિરોધાદિક ભેદથી તે નિગ્રહસ્થાન અનેક પ્રકારનું છે.

હવે સાંખ્યદર્શનનું વિવેચન કરાય છે.

सांख्या निरीश्वराः केचित्केचिदीश्वरदेवताः ।
सर्वेषामपि तेषां स्या–त्तत्त्वानां पञ्चविंशतिः ॥
सत्त्वं रजस्तमश्चेति, ज्ञेयं तावद्गुणत्रयम् ।
प्रसादतापदैन्यादि–कार्यलिङ्गक्रमेण तत् ॥
एतेषां या समावस्था, सा प्रकृतिः किलोच्यते ।
प्रधानाव्यक्तशब्दाभ्यां, वाच्या नित्यस्वरूपिका ॥
ततः सञ्जायते बुद्धि–र्महानिति यथोच्यते ।
अहङ्कारस्ततोऽपि स्या–त्तस्मात्षोडशको गणः ॥
स्पर्शनं रसनं घ्राणं, चक्षुः श्रोत्रं च पञ्चमम् ।
पञ्च बुद्धीन्द्रियाण्यत्र, तथा कर्मेन्द्रियाणि च ॥
पायूपस्थवचः पाणि–पादाख्यानि मनस्तथा ।
अन्यानि पञ्च रूपादितन्मात्राणीति षोडश ॥
रूपात्तेजो रसादापो, गन्धाद्भूमिः स्वरान्नभः ।
स्पर्शाद्वायुस्तथैवं च, पञ्चभ्यो भूतपञ्चकम् ॥
एवं चतुर्विंशतितत्त्वरूपं, निवेदितं सांख्यमते प्रधानम् ।
अन्यस्त्वकर्त्ता विगुणस्तु भोक्ता, तत्त्वं पुमान्नित्यचिदभ्युपेतः ॥
पञ्चविंशतितत्त्वानि, संख्ययैवं भवन्ति च ।
प्रधाननरयोश्चात्र, वृत्तिः पङ्ग्वन्धयोरिव ॥
प्रकृतिवियोगो मोक्षः पुरुषस्य बतैतदन्तरं ज्ञानात् ।
मानत्रितयं चात्र, प्रत्यक्षं लैङ्गिकं शाब्दम् ॥

કેટલાક સાંખ્યો નિરીશ્વર છે. ઈશ્વર જગત્‌નો કર્ત્તા નથી એમ કેટલાક સાંખ્યો માને છે–રાગદ્વેષ રહિત ઈશ્વરને જગત્ બનાવવાનું કંઈ પણ પ્રયોજન નથી. કેટલાક સાંખ્યો ઈશ્વરને દેવપણે માનનારા પણ છે. બન્ને પક્ષકારોને પંચવિંશતિ તત્ત્વ માન્ય છે.

પ્રથમ તો સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ ત્રણ ગુણ જાણવા. સત્ત્વગુણનું ચિન્હ પ્રસન્નતા છે. પરિતાપ ઉપજાવવો એ રજોગુણનું ચિન્હ છે. દીનતા, ક્રોધ પ્રમુખ તમોગુણનાં ચિન્હ છે; એ ત્રણ ગુણોની સમાન અવસ્થાને ખરેખર પ્રકૃતિ કહે છે.

પ્રકૃતિથી બુદ્ધિ ઉપજે છે, તે મહત્ તત્ત્વ કથાય છે. બુદ્ધિ મહત્તત્ત્વથી અહંકાર ઉદ્ભવે છે અને તેથી સોળ પ્રકૃતિનો સમૂહ ઉદ્ભવે છે; તે જણાવે છે.

સ્પર્શેન્દ્રિય (ત્વચા) રસેન્દ્રિય (જિવ્હા) ઘ્રાણેન્દ્રિય (નાસિકા) ચક્ષુરિન્દ્રિય (આંખો) અને પાંચમી શ્રોત્રેન્દ્રિય (કર્ણ) આ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે.

ગુદા, લિંગ, વચન, હાથ અને પગ આ પાંચ કર્મેન્દ્રિયો જાણવી તેમજ, મન અને અન્ય-રૂપ, રસ, ગંધ, શબ્દ અને સ્પર્શ એ પાંચ તન્માત્રાઓ ઉપર્યુક્ત દશમાં મેળવતાં સોળનું વૃન્દ થાય છે.

રૂપમાંથી તેજ, રસમાંથી જલ, ગંધમાંથી પૃથ્વી, શબ્દમાંથી આકાશ, સ્પર્શથી વાયુ, તેમજ પાંચ રૂપાદિ તન્માત્રાઓથકી પંચભૂત ઉપજે છે. આ રીતે સાંખ્ય મતમાં પ્રધાન એવું ચોવીશ તત્ત્વનું સ્વરૂપ વર્ણવ્યું. પચ્ચીશમું પુરૂષતત્ત્વ, આત્મા છે. પુરૂષતત્ત્વ અર્થાત્ આત્મા અકર્ત્તા છે, વિગુણ છે, પણ ભોક્તા છે અને તે જ્ઞાનવડે સહિત તથા નિત્ય છે. સાંખ્ય મતમાં પ્રકૃતિ તથા પુરૂષ એ બેની વૃત્તિ પંગુ અને અંધની પેઠે છે; પ્રકૃતિના વિયોગથી મોક્ષ છે. આ મતમાં પ્રત્યક્ષ અનુમાન અને શાબ્દ એ ત્રણ પ્રમાણ છે.

હવે જૈનદર્શનનું સ્વરૂપ કથે છે.

जैनेन्द्रो देवता यत्र, रागद्वेषविवर्जितः ।
हतमोहमहामल्लः, केवलज्ञानदर्शनः ॥
सुरासुरेन्द्रसम्पूज्यः सद्भूतार्थप्रकाशकः ।
कृत्स्नकर्मक्षयंकृत्वा, संप्राप्तः परमं पदं ॥
जीवाजीवौ तथा पुण्यं, पापमाश्रवसंवरौ ।
बन्धो विनिर्जरामोक्षौ, नव तत्त्वानि तन्मते ॥
तत्र ज्ञानादिधर्मेभ्यो, भिन्नाभिन्नविवृत्तिमान् ।
शुभाशुभं कर्मकर्त्ता, भोक्ता सर्वफलस्य च ॥
चैतन्यलक्षणो जीवो, यश्चैतद्विपरीतवान् ।
अजीवः समताख्यातः, पुण्यं सत्कर्मपुद्गलाः ॥
पापं तद्विपरीतं तु, मिथ्यात्वाद्यास्तु हेतवः ।
यस्तैर्बन्धः स विज्ञेय, आश्रवो जिनशासने ॥
संवरस्तन्निरोधस्तु, बन्धो जीवस्य कर्मणः ।
अन्योऽन्यानुगमात्मा तु, यः संबन्धो द्वयोरपि ॥
बद्धस्य कर्मणः शाटो, यस्तु सा निर्जरा मता ।
आत्यन्तिको वियोगस्तु, देहादेर्मोक्ष उच्यते ॥
एतानि नव तत्त्वानि, यः श्रद्धत्ते स्थिराशयः ।
सम्यक्त्वज्ञानयोगेन, तस्य चारित्रयोग्यता ॥

तथा भव्यत्वपाकेन, यस्य तत्रितयं भवेत् ।
सम्यग्ज्ञानक्रियायोगा-ज्जायते मोक्षभाजनम् ॥
प्रत्यक्षं च परोक्षं च, द्वे प्रमाणे तथा मते ।
अनन्तधर्मकं वस्तु, प्रमाणविषयस्त्विह ॥
अपरोक्षतयार्थस्य, ग्राहकं ज्ञानमीदृशम् ।
प्रत्यक्षमितरज्ज्ञेयं, परोक्षं ग्रहणेक्षया ॥
येनोत्पादव्ययध्रौव्य-युक्तं यत्तत्सदीष्यत ।
अनन्तधर्मकं वस्तु, तेनोक्तं मानगोचरम् ॥
जैनदर्शनसंक्षेप, इत्येष गदितोऽधुना ।
पूर्वापरपराघातो, यत्र क्वापि न विद्यते ॥

શ્લોકાર્થ:—જે દર્શનમાં રાગદ્વેષરહિત અને જેણે મહા મોહમલ્લ હણ્યા છે અને જેણે કેવલ જ્ઞાન અને કેવલ દર્શન પ્રાપ્ત કર્યું છે, એવા જિનેશ્વર દેવો છે એવું જૈનદર્શન જાણવું. તે જિનેશ્વરો સુરાસુરોના ઇન્દ્રોથી સંપૂજ્ય છે અને વસ્તુના યથાર્થ ધર્મના પ્રકાશ કરનારા છે અને તેઓ અન્તે સર્વ કર્મના ક્ષય કરીને સિદ્ધ સ્થાનમાં જાય છે અને ત્યાં સમયે સમયે અનન્તસુખ ભોગવે છે. મોક્ષ સ્થાનનું પૂર્વે વર્ણન કરવામાં આવ્યું છે, માટે અત્ર વિસ્તાર કર્યો નથી.

જૈનદર્શનમાં નવ તત્ત્વો છે તે જણાવે છે. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બન્ધ અને મોક્ષ.

જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને વીર્યાદિ ગુણોથી ભિન્ન અને કથંચિત્ અભિન્ન, સંસારદશામાં શુભાશુભ કર્મકર્તા અને તેના ફલનો ભોક્તા એવો આત્મા જાણવો.

ચેતના લક્ષણ જેનું છે, એવો આત્મા છે. ચેતના લક્ષણ જેમાં નથી તેને અજીવ કહે છે. શુભ કર્મ પુદ્ગલોને પુણ્ય કહે છે અને તેનાથી વિપરીત અશુભ કર્મ પુદ્ગલોને પાપ કહે છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ, એ ચારવડે શુભાશુભ કર્મોનું ગ્રહણ થાય છે, માટે તેને આસ્રવ કહે છે. શુભાશુભ કર્મોનું જે જે ઉપાયોથી રોકવું તેને સંવર કહે છે. જીવ અને કર્મનું ક્ષીર અને નીરની પેઠે પરસ્પર સંબન્ધે મળી જવું તેને બન્ધ કહે છે. શરીર અને કર્મના આત્માથી તદ્દન વિયોગ થવો તેને મોક્ષ કહે છે. ઉપર્યુક્ત નવ તત્ત્વોની જે સ્થિરાશય મનુષ્ય, શ્રદ્ધા કરે છે, તે સમ્યક્ત્વ અને જ્ઞાનને પામે છે અને તેને ચારિત્રની યોગ્યતા પ્રાપ્ત થાય છે, તેમજ ભવ્યત્વના પરિપાકે

જેને એ ત્રણ રત્ન પ્રાપ્ત થાય છે, તે સમ્યગ્ જ્ઞાન અને ક્રિયાના યોગથી મોક્ષનું ભાજન બને છે.

જૈનદર્શનમાં પ્રત્યક્ષ અને પરોક્ષ એ બે પ્રમાણ છે. અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાનનો પ્રત્યક્ષ પ્રમાણમાં સમાવેશ થાય છે. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનો પરોક્ષ પ્રમાણમાં સમાવેશ થાય છે. જૈનદર્શનમાં અનન્ત ધર્માત્મક વસ્તુ હોય છે અને તે પ્રમાણમાં વિષયભૂત થાય છે. દ્રવ્ય, ગુણ અને પર્યાયથી દરેક પદાર્થોનો વિચાર કરાય છે.

અપરોક્ષતાવડે પદાર્થોનું ગ્રહણ કરનારૂં જે અવધિજ્ઞાનાદિક જ્ઞાન તે પ્રત્યક્ષ પ્રમાણ જાણવું અને અનુમાનાદિ ઈતર પ્રમાણથી જાણી શકાય તે પરોક્ષજ્ઞાન જાણવું.

જેવડે ઉત્પાદ એટલે ઉત્પન્ન થવું, વ્યય એટલે નાશ થવું અને ધ્રૌવ્ય એટલે નિશ્ચલ રહેવું એ, ત્રણ પ્રકારથી યુક્ત સર્વ વસ્તુ, સત્ ઈચ્છાય છે તે વડે અનંત ધર્માત્મક સર્વ વસ્તુ પ્રમાણ ગોચર કથેલું છે.

આ પ્રમાણે પૂર્વાપર વિરોધરહિત જૈનદર્શનનો સંક્ષેપ કહ્યો.

હવે વૈશેષિક દર્શનનું સ્વરૂપ કથે છે.

देवता विपयो भेदो, नास्ति नैयायिकैः समम् ।
वैशेपिकाणां तत्त्वेतु, विद्यतेऽसौ निदर्श्यंते ॥
द्रव्यं गुणस्तथाकर्म, सामान्यं च चतुर्थकम् ।
विशेपसमवायौच, तत्त्वपट्कं च तन्मते ॥
तत्र द्रव्यं नवधा, भूजल तेजोऽनिलान्तरिक्षाणि ।
कालदिगात्ममनांसिच, गुणः पुनः पञ्चविंशतिधा ॥
स्पर्शरसरूपगन्धाः शब्दः संख्याविभागसंयोगौ ।
परिमाणं च पृथक्त्वं, तथा परत्वापरत्वे च ॥
बुद्धिः सुखदुःखेच्छा, धर्माधर्मप्रयत्नसंस्काराः ।
द्वेपः स्नेहगुरुत्वे द्रवत्व वेगो गुणा एते ॥
उत्क्षेपावक्षेपावाकुञ्चनकं प्रसारणं गमनम् ।
पञ्चविधं कर्मैतत्परापरे द्वे तु सामान्ये ॥
तत्र परं सत्ताख्यं द्रव्यत्वाद्यपरमथविशेषस्तु ।
निश्चयतो नित्यद्रव्यवृत्तिरन्त्यो विनिर्दिष्टः ॥
य इहायुतसिद्धाना माधाराधेयभूतभावानाम् ।
संबन्ध इह प्रत्यय हेतुः सहिभवति समवायः ॥

प्रमाणं च द्विधामीषां, प्रत्यक्षं लैङ्गिकं तथा ।
वैशेषिकमतस्यैवं, संक्षेपः परिकीर्त्तितः ॥

શ્લોકાર્થ:—વૈશેષિક દર્શનમાં નૈયાયિકની પેઠે દેવ વગેરેની માન્યતા છે, પણ તત્ત્વોસંબન્ધી ભિન્નતા છે તે દર્શાવે છે. દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એ છ તત્ત્વ છે. કોઈ અભાવ નામનો સાતમો પદાર્થ માને છે. द्रव्यगुणकर्मसामान्यविशेष समवाया भावाः सप्त पदार्थो इति तर्कसंग्रहे उक्तं. તેમાં દ્રવ્યના નવ ભેદ છે. પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, આકાશ, કાલ, દિક્, આત્મા અને મન એ નવ દ્રવ્ય છે. સ્પર્શ, રસ, રૂપ, ગન્ધ, શબ્દ, સંખ્યા, વિભાગ, સંયોગ, પરિમાણ, પૃથકત્વ, પરત્વ, અપરત્વ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, ધર્મ, અધર્મ, પ્રયત્ન, સંસ્કાર, દ્વેષ, સ્નેહ, ગુરૂત્વ, દ્રવત્વ અને વેગ એટલા ગુણો છે. ઉત્ક્ષેપણ, આક્ષેપણ, આકુંચન, પ્રસારણ અને ગમન એ પાંચ કર્મ છે. પરત્વ અને અપરત્વ એ બે સામાન્ય છે. ત્યાં સત્તાખ્ય પર સામાન્ય છે અને દ્રવ્યત્વાદિ અપર સામાન્ય છે અને અન્ત્યવૃત્તિ-વિશેષ પદાર્થ તો, નિશ્ચયથી નિત્ય-દ્રવ્યવૃત્તિવિશેષપણે બતાવ્યો છે.

આ મતમાં નિત્યસિદ્ધ એવા આધારાધેયભૂત પદાર્થોનો જે સંબન્ધ એટલે મળવું તે, સમવાય પ્રતીતિરૂપ કારણ કહેવાય છે.

વૈશેષિક દર્શનમાં પ્રત્યક્ષ અને અનુમાન એ બે પ્રમાણ છે. વૈશેષિક મતનું આ પ્રમાણે સંક્ષેપથી વર્ણન કર્યું.

હવે જૈમિનીય દર્શનનું સ્વરૂપ કહે છે.

**श्लोक.**

जैमिनीया पुनः प्राहुः सर्वज्ञादिविशेषतः ।
देवो न विद्यते कोऽपि यस्य मानं वचो भवेत् ॥
तस्मादतीन्द्रियार्थानां साक्षाद् द्रष्टुरभावतः ।
नित्येभ्यो वेदवाक्येभ्यो यथार्थत्वविनिश्चयः ॥
अत एव पुराकार्यो वेदपाठः प्रयत्नतः ।
ततो धर्मस्य जिज्ञासा कर्तव्या धर्म साधनी ॥
नोदना लक्षणो धर्मो नोदना तु क्रियांप्रति ।
प्रवर्तकं वचः प्राहुः स्वः कामोऽग्निं यथा यजेत् ॥
प्रत्यक्षमनुमानं तु शाब्दं चोपमया सह ।
अर्थापत्तिरभावश्च षट्प्रमाणानि जैमिनेः ॥
तत्र प्रत्यक्षमक्षाणां सम्प्रयोगः सतासति ।
आत्मनो बुद्धिजन्मेत्य–नुमानं लैङ्गिकं पुनः ॥

शाब्दं शाश्वतवेदोत्थमुपमानं तु कीर्तितम् ।
प्रसिद्धार्थस्य साधर्म्यादप्रसिद्धस्य साधनम् ॥
दृष्टाद्यनुपपत्त्या तु कस्याप्यर्थस्य कल्पना ।
क्रियते यद्बलेनासावर्थापत्तिरुदाहृता ॥
प्रमाणपञ्चकं यत्र वस्तुरूपेण जायते ।
वस्त्वसत्तावबोधार्थं तत्राभावप्रमाणता ॥
जैमिनीयमतस्यापि संक्षेपोऽयं निवेदितः ।
एव मास्तिकवादानां कृतं संक्षेपकीर्तनम् ॥

જૈમિની દર્શનવાળાઓ અર્થાત્ પૂર્વમીમાંસકો કહે છે કે, સર્વજ્ઞાદિ વિશેષથી કોઈ જગત્માં એવો કોઈ દેવ નથી કે, જેનું વચન પ્રમાણુભૂત ગણાય. કોઈ જગત્નો કર્તા નથી, તેમજ જગત્માં કોઈ સર્વજ્ઞ ઈશ્વર નથી, માટે અતીન્દ્રિય પદાર્થોને સાક્ષાત્ દેખવાના અભાવથી નિત્ય એવાં વેદવાકયોથી યથાર્થત્વનો નિશ્ચય થાય છે, તે માટેજ પહેલાં પ્રયત્નથી વેદનો પાઠ કરવો. ઋગ્વેદ, યજુર્વેદ, શ્યામવેદ અને અથર્વવેદનો અભ્યાસ કરવો અને તેથી ધર્મસાધન કરાવનારી ધર્મજિજ્ઞાસા કરવી.

પ્રેરણા લક્ષણુયુક્ત ધર્મ છે. ક્રિયાપ્રતિ પ્રેરણા હોય છે. સ્વર્ગની ઇચ્છાવાળો અગ્નિનું યજન કરે એ વચન ક્રિયાપ્રતિ પ્રવર્તક છે.

પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન, અર્થાપત્તિ અને અભાવ એ છ પ્રમાણુ જૈમિનીય દર્શનમાં છે.

ઇન્દ્રિયોથી જે વસ્તુઓનું જ્ઞાન થાય છે, અર્થાત્ પ્રત્યક્ષ થાય છે, તેને પ્રત્યક્ષ પ્રમાણુ કહે છે અને આત્માની બુદ્ધિવડે ઉત્પન્ન થએલને લૈંગિક અનુમાન પ્રમાણુ કથે છે.

શાશ્વત, વેદોને શાબ્દપ્રમાણુ કથે છે. પ્રસિદ્ધ અર્થના સાધર્મ્યથી અપ્રસિદ્ધ અર્થનું સાધન કરવું તેને ઉપમાન પ્રમાણુ કથે છે.

જે બળવડે દૃષ્ટાદિની અનુપપત્તિવડે કોઈપણુ અર્થની કલ્પના કરવામાં આવે છે તેને અર્થાપત્તિ પ્રમાણુ કહે છે.

જૈમિનીય મતમાં વસ્તુપ્રમાણુવડે, પાંચ પ્રમાણુ થાય છે અને વસ્તુની અસત્તાના બોધના માટે તેમાં અભાવ પ્રમાણુતા ગણાય છે.

જૈમિનીય મતનો પણુ આ પ્રમાણે સંક્ષેપ કહ્યો અને આ પ્રમાણે સર્વ આસ્તિકવાદોનું સંક્ષેપથી વિવેચન કર્યું.

કેટલાક આચાર્યો નૈયાયિકમતથી વૈશેષિક દર્શનમાં ભેદ માનતા

નથી. તેઓના મતમાં પાંચ આસ્તિકવાદિઓ છે તેઓને, ષડ્દર્શનની સંખ્યા પૂર્ણ કરવા માટે લૌકાયિત મત ગ્રહણ કરે છે અને તે નીચે પ્રમાણે.

लौकायिता वदन्त्येवं नास्ति जीवो न निर्वृतिः ।
धर्माधर्मौ न विद्येते न फलं पुण्यपापयोः ॥
एतावानेवलोकोऽयं यावानीन्द्रियगोचरः ।
भद्रे वृकपदं पश्य यद्वदन्त्यबहुश्रुताः ॥
पिबखाद च चारुलोचने यदतीतं वरगात्रि तन्नते ।
नहि भीरु गतं निवर्त्तते समुदय मात्रमिदं कलेवरम् ॥
पृथ्वी जलं तथा तेजो वायुर्भूतचतुष्टयम् ।
आधारो भूमिरेतेषां मानं त्वक्षजमेव हि ॥
पृथ्व्यादि भूतसंहत्या तथा देहपरिणतैः ।
मदशक्तिः सुराङ्गेभ्यो यद्वत्तद्वच्चिदात्मनः ॥
तस्मादृष्टपरित्यागाद्यददृष्टे प्रवर्तनम् ।
लोकस्य तद्विमूढत्वं चार्वाकाः प्रतिपेदिरे ॥
साध्यवृत्तिनिवृत्तिभ्यां या प्रीतिर्जायते जने ।
निरर्था सा मते तेषां धर्मः कामात्परो नहि ॥
लौकायितमतोऽप्येवं संक्षेपोऽयं निवेदितः ।
अभिधेयतात्पर्यार्थः पर्यालोच्य सुबुद्धिभिः ॥

લૌકાયિત એટલે નાસ્તિકવાદિ મત કહેવાય છે; તેઓ એમ કહે છે કે, જીવ નથી, મોક્ષ નથી, ધર્મ અધર્મ અને પુણ્યપાપનું ફળ નથી.

પુનઃ તે નાસ્તિક મત દેખાડે છે કે, જેટલો આ ઇંદ્રિયોવડે દેખાય છે તેટલોજ લોક છે. જેમ હે ભોળી સ્ત્રી ! આ વૃકનું–પગલું જો, એમ અલ્પ બોધવાળાઓ કહે છે.

વળી હે મનોહર નેત્રવાળી સ્ત્રી! પાન કર, ભોજન કર. હે સુન્દરાઙ્ગિ! જે ગયું તે તારૂં નથી. હે બીકણ સ્ત્રી ! જે ગયું તે પાછું આવતું નથી અને આ શરીર માત્ર ચાર ભૂતના મળવાથી ઉત્પન્ન થયેલું છે, એટલે અસ્થિર છે.

પૃથ્વી, જળ, અગ્નિ અને વાયુ. એ ચાર ભૂત છે અને તે જળાદિનો પૃથ્વી આધાર છે અને પ્રમાણ તો તેઓને ઇન્દ્રિય ગ્રાહ્ય છેજ. પૃથ્વી આદિ ચાર ભૂતના સમૂહવડે, તેમજ દેહમાં પરિણામ થવાવડે, જેમ મદિરાના અંગોથી મદશક્તિ પ્રગટે છે, તદ્વત્ આત્માનું ચૈતન્યજ્ઞાન પ્રગટે છે. તે કારણથી દેખાતા સુખનો ત્યાગ કરી, અદૃષ્ટ વસ્તુમાં પ્રવૃત્તિ

કરવી તે લોકનું વિશેષ મૂઢપણું જાણવું. આ પ્રમાણે ચાર્વાકવાદિઓ સ્વીકારે છે. સાધ્ય એટલે બુદ્ધિગ્રાહ્ય વસ્તુ વિષે, પ્રવૃત્તિ અને નિવૃત્તિવડે જે લોકમાં પ્રીતિ થાય છે તે નિરર્થક છે. તેઓના મતમાં કામથકી અન્ય બીજો કોઈ ધર્મ નથી.

લૌકાયિત એટલે ચાર્વાક—વા નાસ્તિક મત આ પ્રમાણે સંક્ષેપથી કહ્યો. કહેવા લાયક જે તાત્પર્યાર્થ છે, તે જ્ઞાની પુરૂષોએ સર્વ પ્રકારે વિચારવા યોગ્ય છે.

શ્રીમાન્ હરિભદ્રસૂરિએ ષડ્દર્શન સમુચ્ચય ગ્રન્થમાં ઉપર્યુક્ત સ્વરૂપ બતાવ્યું છે. કેટલાક સારભૂત શ્લોકોનું અત્ર આલેખન કર્યું છે.

ષડ્દર્શનમાં કયું દર્શન સત્ય છે, તેનો આધાર તેના પ્રરૂપક ઉપર રહે છે. શ્રી જિનેશ્વર ભગવાન્ કેવલજ્ઞાની છે અને તે સમવસરણમાં બેસીને પદાર્થોનું જેવું સ્વરૂપ છે તેવું બતાવે છે, માટે શ્રી તીર્થંકરનું વચન સત્ય પ્રમાણરૂપ ઠરે છે. અર્થાત્ રાગદ્વેષનો પરિપૂર્ણ ક્ષય થવાથી અને કેવલજ્ઞાન ઉત્પન્ન થવાથી, શ્રી કેવલીભગવાન્ સત્યોપદેશ આપે છે, માટે તીર્થંકર કથિત જૈનદર્શન પ્રમાણ છે.

દરેક દર્શનવાળાઓના શાસ્ત્રોમાં, થોડા ઘણા અંશે ષડ્દર્શન વા તે તે સમયે ચાલતાં અન્યઅન્યદર્શનોના ખંડન મંડનની ચર્ચા હોય છે. ભારતવર્ષની બહિરના દેશોમાં પણ ધર્મના અનેક પન્થો છે અને તેઓમાં અન્ય પન્થોની ચર્ચા હોય છે. વેદન્તશાસ્ત્રોમાં અન્યદર્શનોની ચર્ચા છે. સર્વ દર્શનવાળાને ત્યાં વાગ્વાદનો નાદ હોય છે. મુખ્ય ષડ્દર્શનના વાદરૂપ નાદ પૂર્વકાલમાં હતા. વાગ્વાદ કરીને સર્વે મનુષ્યો પોતપોતાનો ધર્મ સ્થાપન કરે છે. હવે આ સર્વ દર્શનોમાંથી કયું દર્શન સત્ય છે, તેનો શ્રીમાન્ આનન્દઘનજી નિશ્ચય કરીને કહે છે કે, જૈનદર્શન સત્ય છે, કારણ કે, જૈનદર્શનમાં જેવું વસ્તુઓની અપેક્ષાએ સૂક્ષ્મસ્વરૂપ પ્રતિપાદન કર્યું છે તેવું અન્યદર્શનમાં કર્યું નથી. અમે કયા દર્શનવાળાનું બોલીએ ! અન્યદર્શનવાળાઓ પોતાનું સત્ય માને છે અને અન્યનું એકાન્ત અસત્ય માને છે. જૈનદર્શનમાં તો જગત્માં ચાલતા સર્વ દર્શનોનો અપેક્ષાએ સમાવેશ થાય છે. દરિયામાં નદીઓનો સમાવેશ થાય છે, પણ નદીઓમાં સમુદ્રનો સમાવેશ થતો નથી, તેમ જૈનદર્શનરૂપ સાગરમાં અન્યદર્શનરૂપ નદીઓનો સમાવેશ સાપેક્ષ દૃષ્ટિથી થાય છે, કારણ કે જૈનદર્શન નયોની અપેક્ષાએ સર્વ દર્શનોના સારને ગ્રહણ કરે છે. સાપેક્ષવાદનું સ્વરૂપ જણાતાં અન્ય નિરપેક્ષવાદથી ઉત્થિત એકાન્ત દર્શનોની કોણ શ્રદ્ધા કરે? જૈનદર્શનમાં સર્વ દર્શનનો નયોની સાપેક્ષ દૃષ્ટિથી સમાવેશ થાય છે, માટે અન્ય બૌદ્ધાદિ

દર્શનનો ચર્ચારૂપ વાદ કેમ કરવો? અન્યદર્શનોનો જેમાં સમાવેશ થાયછે, એવા જૈનદર્શનને મૂકીને અન્ય એકાન્ત દર્શનનું ગ્રહણ અને તેની ચર્ચારૂપ પાષાણુનો ભાર કોણ ઉપાડે? અર્થાત્ કોઈ સુજ્ઞ અનેકાન્ત દૃષ્ટિધારક, અન્યદર્શનોના મિથ્યાવાદરૂપ પાષાણ ભારને ઉપાડે નહિ. અન્યદર્શનો એકેક નયથી ઉઠેલાં હોવાથી, અન્ય નયની માન્યતાના અભાવે મિથ્યાત્વરૂપ હોવાથી (પાષાણ ભારરૂપ હોવાથી) તેનો વિવાદ કરવાની કંઈ જરૂર નથી.

જૈનદર્શન છે તે સર્વ નયથી પરિપૂર્ણ હોવાથી, એકતારના ચોલાની પેઠે સર્વ પ્રકારથી આરાધવા યોગ્ય છે. એકતારના ચોલામાં સર્વત્ર એકતાર હોય છે, તેમ જૈનદર્શનના સર્વ સિદ્ધાંતોમાં નયોનો સાપેક્ષવાદરૂપ, એકતાર હોવાથી જૈનદર્શન આરાધવા યોગ્ય છે.

અન્ય સકલ દર્શનમાં એકાન્ત વાગ્વાદની ચર્ચા છે. જૈનદર્શન સર્વ નયોથી સાપેક્ષ હોવાથી અન્ય સર્વ દર્શનોને પોતાનામાં સમાવી શકે છે. જૈનદર્શનનો વિશાલ આશય છે અને તે સર્વદા–સર્વથા–સાર્વત્રિક દૃષ્ટિથી સર્વ પદાર્થોના સ્વરૂપને પ્રતિપાદન કરે છે, માટે જૈનદર્શન સર્વથા આરાધવા યોગ્ય છે. અન્ય દર્શનોનું શું શું બોલીએ? અર્થાત્, સાપેક્ષવાદમય જૈનદર્શનને પામી એકેક નયની એકાંતે માન્યતાથી ઉઠેલાં અન્ય દર્શનોની એકાંતતા સંબન્ધી શું શું બોલીએ? સર્વ પ્રકારના એકાંતનયથી ઉઠેલા ઝઘડાને શમાવીને, જે અનેકાંતનયથી પરસ્પર અવિરોધી–સર્વ પદાર્થોના ધર્મોને જણાવનાર જૈનદર્શનની પ્રાપ્તિ થવાથી, હવે કંઈ પણ એકાંતવાદોત્થિતદર્શનો સંબન્ધી બોલવાની જરૂર રહેતી નથી.

જૈનદર્શનરૂપ એક તારામાંથી ષટ્સ્વર નીકળે છે. અર્થાત્ જૈનદર્શનરૂપ એક તારામાં અન્ય ષડ્દર્શનરૂપ ષટ્સ્વરનો સમાવેશ થાય છે. જૈમિનીય, સાંખ્ય, વૈશેષિક, બૌદ્ધ, ચાર્વાક અને નૈયાયિક આદિ અન્ય સર્વ દર્શનોનો તેમાં સમાવેશ થાય છે, માટે સર્વ નયોના અંગથી પરિપૂર્ણ એવું જૈનદર્શન પામીને અન્ય દર્શનમાં કોનું કોનું બોલીએ? અર્થાત્ જૈનદર્શનમાં સાપેક્ષ નયવાદથી સર્વ દર્શનોનો સમાવેશ થવાથી એકાન્ત નયવાદની માન્યતા સંબન્ધી કંઈ પણ બોલવાની જરૂર રહેતી નથી.

એકાન્ત નયથી ઉત્થિત બૌદ્ધાદિદર્શનો સમ્યગ્જ્ઞાનના અભાવે પત્થરના ભાર સમાન છે. તે દર્શનોથી જન્મ, જરા અને મૃત્યુનાં દુઃખ ટળવાનાં નથી. બાહ્યથી અને અન્તરથી જૈનદર્શન પરિપૂર્ણ સત્ય અને સુન્દર છે, એમ શ્રીમદ્ આનન્દઘનજીના કથનનો આશય છે. મુક્તિનું સ્થાન શ્રીમાન્ આનન્દઘનજી લોકના અન્તે પોતાના જ્ઞાનથી બતાવે છે. તે

સિદ્ધ સ્થાનમાં સર્વ સિદ્ધોનો મેલો છે; એમ ઉપર આનન્દઘનજી કથે છે અને તે પ્રમાણે જૈનેતર દર્શનો મુક્તિ અને સિદ્ધોનું સ્વરૂપ માનતાં નથી, તેથી તે પત્થરભારસમાન છે. આજ પદમાં તેમને મુક્તાત્માનું જે સ્વરૂપ માન્યું છે તેનાથી વિરૂદ્ધ પડનારાં દર્શનો શ્રીમાન્ આનન્દઘનજીની સિદ્ધાન્ત માન્યતાથી વિરૂદ્ધ હોવાથી, એકાન્તવાદરૂપ પાષાણભારરૂપ કહેવાય, તેમાં અતિશયોક્તિ નથી. પાષાણનો ભાર જેમ રત્નોની પ્રાપ્તિ થતાં ત્યાગ કરવા યોગ્ય છે, તેમ જૈનદર્શનરૂપ રત્નની પ્રાપ્તિ થતાં મનુષ્યો અન્યદર્શનોના પાષાણભારને કેમ ઉઠાવી શકે? અર્થાત્ ઉઠાવી શકે જ નહિ.

જૈનેતર દર્શનોના નિરપેક્ષ વાદના સિદ્ધાન્તો, કેવી રીતે નિર્બલ છે તે, સમ્મતિતર્ક, વિશેષાવશ્યક, અષ્ટસહસ્રી, સ્યાદ્વાદમંજરી; તત્ત્વાર્થસૂત્ર ટીકા, વગેરે સેંકડો ગ્રંથોમાં દર્શાવ્યું છે. મૂળસૂત્રોની ટીકાઓમાં પણ તત્ તત્ સમયે પ્રચલિત અન્યદર્શનોના સિદ્ધાન્તોની નિર્બલતાને જણાવી છે. શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાયે શાસ્ત્રવાર્તાસમુચ્ચય ગ્રન્થની ટીકામાં અન્ય ધર્મોના સિદ્ધાન્તોનું યુક્તિપુરસ્સર ખંડન કર્યું છે. જૈનદર્શન સર્વાંગી છે અને અન્યદર્શનો અંગભૂત છે, તેથી તેઓમાં પણ એકેક નયની અપેક્ષાએ અંગરૂપ સત્ય રહેલું છે. જૈનદર્શનનો ફેલાવો દુનિયામાં વધતો જાય તો, આખી દુનિયામાં વિશાલ દૃષ્ટિધારક મનુષ્યો ઉત્પન્ન થઈ શકે અને તેથી મતસહિષ્ણુતાનો ગુણ દુનિયામાં પ્રસરી શકે. દુનિયામાં અનેક ધર્મ પન્થો છે, સર્વ પ્રકારના ઝનૂન કરતાં ધર્મનું ઝનૂન વિશેષતઃ બળવાન્ હોય છે અને તેથી ધર્મ ઝનૂનના લીધે યુદ્ધો થાય છે. સર્વ નયોથી ઉદ્ભવેલ સાપેક્ષવાદ અવબોધતાં એકાન્તવાદનો હઠ-અસહિષ્ણુતા, કલેશ અને સંકુચિત દૃષ્ટિ વગેરે દોષો ટળી જાય છે, માટે આખી દુનિયામાં વિશાલ દૃષ્ટિ, મતસહિષ્ણુતા, કદાગ્રહ ત્યાગ, સદાચાર, વગેરે પ્રસરાવવામાટે અને સર્વત્ર શાન્તિ પ્રસરાવવામાટે જૈનદર્શનનો ફેલાવો કરવાની ઘણી જરૂર છે. જૈનધર્મના ફેલાવાથી સર્વત્ર પ્રેમભાવના અને દયાભાવના પ્રસરાશે. શ્રીમાન્ આનન્દઘનજી જૈનદર્શનને ઉત્તમોત્તમ માને છે. આપણે પણ તેમના પગલે ચાલવું જોઈએ અને જૈનદર્શનના સિદ્ધાન્તોનો, પ્રાણની આહૂતિ આપીને અર્થાત્, ધર્માર્થેમ્ જીવન હોમીને જૈનતત્ત્વોનો ફેલાવો કરવો જોઇએ.

ભક્તિયોગ, ઈશ્વરોપાસના, ક્રિયાયોગ, જ્ઞાનયોગ, શુદ્ધપ્રેમ અને પરોપકાર આદિ સર્વ ધર્મકાર્યોનો જૈનધર્મમાં સમાવેશ થાય છે. શ્રી

જૈનદર્શનના ફેલાવામાટે શ્રીમદ્ હેમચંદ્ર ભગવાને જે પ્રયત્ન કર્યો છે તે અત્યંત સ્તુત્ય છે; જૈનદર્શનની ઉન્નતિ અર્થે કરોડો ઉપાય કરવા જોઇએ. શ્રીમાન્ આનન્દઘનજીએ વગડામાં કેટલાક વખત પર્યંત રહીને પણ જૈનદર્શનના સિદ્ધાન્તોની ઉત્તમતા ગાઈ છે, તેજ બતાવી આપે છે કે તેમના મનમાં જૈનતત્ત્વોપ્રતિ અપૂર્વ પ્રેમ હતો અને તે જૈન-ધર્મમાં તન્મય બની ગયા હતા.

જૈનદર્શનમાં ષડ્દ્રવ્યોનું વર્ણન કરવામાં આવ્યું છે, તેમાં પણ આત્મા મુખ્ય છે. સ્યાદ્વાદ દૃષ્ટિથી મનાયલા આત્મામાં જૈનેતર દર્શનોનો પણ અન્તર્ભાવ થાય છે, માટે સર્વ ધર્મના આશ્રયભૂત આત્માનો આદર કરવો જોઇએ. એકેક નયના આગ્રહથી ઉત્થિત જૈનેતર દર્શનોનો સર્વ નયોની સાપેક્ષાએ જેમાં સમાવેશ થાય છે, એવા અનેકાન્ત નય પ્રતિ-પાદ્ય તત્ત્વને મૂકીને પત્થરભાર સમાન જૈનેતર દર્શનોને કોણ સેવે? અર્થાત્ કોઈ અનેકાન્તવાદી સેવે નહીં.

જૈનદર્શનકથિત તત્ત્વોની પ્રૌઢતાનો ખ્યાલ વિદ્વાનો કરી શકે છે. પાશ્ચાત્ય અને પૌર્વાત્ય જડવાદનો નાશ કરવામાટે જૈનદર્શન-કથિત તત્ત્વોનો અભ્યાસ કરવો જોઇએ. વેદાન્તદર્શન પણ આત્માની અસ્તિતા પ્રસરાવવા પ્રયત્ન કરે છે. હિન્દુધર્મ પણ કોઇક અપેક્ષાએ જૈનધર્મને સહાય કરે છે. કેટલાક ખ્રીસ્તિયો અને મુસલ્માનો પુન-ર્જન્મ માનતા નથી અને તેઓ પુનર્જન્મનું ખંડન કરે છે, ત્યારે વેદ-ધર્મવાળાઓ આત્માનો પુનર્જન્મ પ્રતિપાદન કરવા પ્રયત્ન કરે છે. આત્માની અસ્તિતા, પુનર્જન્મની સિદ્ધિ અને દયા વગેરેના પ્રતિપા-દનમાં વેદધર્મવાળાઓ જૈનોની સાથે ઉભા રહીને, પ્રતિપક્ષીઓના પ્રશ્નોનું ખંડન કરે છે. ઘણા વેદધર્મીઓ પૂર્વે ગૌતમાદિ એકાદશ ગણ-ધરોની પેઠે જૈનધર્મીઓ બન્યા છે. જૈનાચાર્યોએ યજ્ઞમાં હોમાતા પશુઓ વગેરે કુધર્મનું સારી રીતે ખંડન કર્યું છે.

સાપેક્ષવાદમય શ્રી જૈનદર્શનને પૂર્વે ચારે વર્ણ માનતી હતી. ખરેખર અમૃતનો સ્વાદ લહ્યા પછી કોણ વિષને ગ્રહણ કરે. જૈનદર્શન અમૃત સમાન છે. જૈનદર્શન અન્યધર્મવાળાઓની સાથે મૈત્રીભાવથી વર્તવાની સૂચના કરે છે, તેથી જૈનદર્શનનો મહિમા ત્રણ ભુવનમાં ગાજી રહ્યો છે. સદ્ગુણોને પ્રાપ્ત કરવા અને દોષોનો નાશ કરવો, એજ જૈનદર્શનનું ચારિત્ર છે. આવા ઉત્તમ સત્યધર્મના પ્રરૂપક કેવલજ્ઞાની શ્રીવીરપ્રભુનું ચરિત્ર આખી દુનિયામાં વંચાય અને જૈનદર્શનનો સર્વે મનુષ્યો લાભ લે એમ થવું જોઇએ.

જૈનતત્ત્વો અને જૈનેતર દર્શનોનાં તત્ત્વોમાં જૈનદર્શન પ્રતિપાદ્ય તત્ત્વો કેવી રીતે-પ્રમાણથી સત્ય સિદ્ધ ઠરે છે, તે અસ્મદીય પરમાત્મદર્શન વગેરે ગ્રન્થોમાં જણાવ્યું છે. જૈનેતર સર્વ ધર્મોના મુકાબલામાં જૈનધર્મનાં તત્ત્વો, આચારો અને વિચારો વિશેષતઃ પરિપૂર્ણ ઉત્તમ સત્ય ઠરે છે; એમ અમો મુક્ત કંઠથી કહીએ છીએ.

જૈનેતર સર્વ ધર્મના ચર્ચાવાદોમાં કયા દર્શનમાં, કયું તત્ત્વ, કઈ અપેક્ષાએ સત્ય છે, તે જૈનદર્શન નયોની અપેક્ષાએ જણાવે છે અને અનેક ધર્મોના ઝઘડાના વિવાદને ટાળી દેછે, માટે શ્રીમાન્ આનન્દઘનજીએ એકતારના ચોલાની ઉપમા જૈનદર્શનને આપી છે. આવા ઉત્તમ જૈનદર્શનને પુનઃ જગત્માં ફેલાવવા પ્રયત્ન કરનારા વીરપુરૂષો ઉત્પન્ન થાઓ! હવે જૈનદર્શન અને આત્માની પરિપૂર્ણ આદેયતાને જણાવી પુનઃ શ્રીમાન્ આનન્દઘનજી જૈનદર્શન અને તત્ કથિત આત્મતત્ત્વની શ્રેષ્ઠતા અને તેની પ્રાપ્તિમાટે હૃદયોદ્ગાર કાઢે છે.

**षट्पद पदके जोगसिरिखस, क्यों कर गजपद तोला।**
**आनन्दघन प्रभु आय मिलो तुम, मिट जाय मनका झोला ॥**
**देखो० ॥ ४ ॥**

**ભાવાર્થઃ**—ષટ્પદ (ભ્રમર)ના એકેક પદ (પગ)ના સમાન જૈનથી ભિન્ન દર્શનો અને પન્થો વગેરે છે. અને હસ્તિના પાદ (પગ) સમાન જૈન દર્શન છે. અન્ય દર્શનો ભ્રમરના ષટ્પદ સમાન છે, તેઓનાથી હસ્તિના પદ સમાન જૈનદર્શનની તુલના શી રીતે થઈ શકે? અર્થાત્ જૈનદર્શનની તુલના થઈ શકેજ નહીં. જૈનદર્શનની તુલના કોઈ પણ દર્શનની સાથે થઈ શકે નહીં કેમકે, સહસ્ર દર્શનરૂપ ભ્રમરોના પદો શ્રી જૈનદર્શનરૂપ હસ્તિપદમાં સમાઈ જાય છે. હજારો નદીઓ પાસિફીક મહાસાગરમાં સમાઈ જાય, પણ પાસિફીક મહાસાગર કોઈ નદીમાં સમાઈ જાય નહીં, તદ્વત્ અત્ર પણ જૈનદર્શનરૂપ મહાસાગરમાં અન્યધર્મ દર્શનરૂપ નદીઓ સમાઈ જાય છે, પણ અન્યદર્શનરૂપ નદીઓમાં જૈનદર્શનરૂપ પાસિફીક મહાસાગર સમાઈ જતો નથી. અસંખ્યનયોથી ભરપૂર શ્રી જૈનદર્શન છે અને અન્યદર્શનો તો એકેક નયની માન્યતાવાળાં છે, તેથી અન્ય એકેક નયકથિત અન્ય સહસ્ર ધર્મપન્થોનો જૈનદર્શનમાં-સાપેક્ષ નયવાદના યોગે, સમાવેશ થાય છે. સાત નય અને સપ્તભંગી અને ચાર નિક્ષેપાથી જૈનતત્ત્વોનું સ્વરૂપ પ્રતિપાદન કરવામાં આવ્યું છે, માટે ઉપર્યુક્ત જૈનધર્મની બરોબરી કરે એવો કોઈ ધર્મ દુનિયામાં નથી.

નિત્યવાદનો પણ જૈનદર્શનમાં સમાવેશ થાય છે અને અનિત્યવા-
દનો પણ જૈનદર્શનમાં સમાવેશ થાય છે. આત્માનું નિત્યત્વ માનનારા
વેદાન્તીઓ અને આત્માનું અનિત્યત્વ માનનારા બૌદ્ધો, એ બન્નેના
વાદનો જૈનદર્શનમાં સમાવેશ થાય છે, તેથી જૈનદર્શનના આરાધકોને
અન્યધર્મ ગ્રહણ કરવાની જરૂર પડતી નથી. જૈનદર્શનમાં એક-
વાદ અને અનેકવાદનો સમાવેશ થાય છે. એક આત્મા ( એક બ્રહ્મ )-
ને માનનારા અદ્વૈત વાદિયો છે અને આત્માને ભિન્ન ભિન્ન માનનારા
રામાનુજીઓ તથા વૈશેષિકો છે, તેથી તે બન્નેનો પણ જૈનદર્શનમાં
સમાવેશ થવાથી જૈનોને અન્યદર્શ અંગીકાર કરવાની જરૂર પડતી નથી.
જૈનદર્શનમાં ભેદત્વ અને અભેદત્વ એ બેનો પણ પદાર્થોમાં અન્તર્ભાવ
થાય છે. જૈનદર્શનમાં કર્તૃત્વવાદ અને અકર્તૃત્વવાદનો પણ સમાવેશ
થાય છે. જૈનદર્શનમાં કર્મવાદ અને અકર્મવાદનો પણ અન્તર્ભાવ
થાય છે. જૈનદર્શનમાં શબ્દનય અને અર્થનયનો પણ સમાવેશ થાય છે.

આત્માઓને ચતુર્દશ પગથીયાંપર ચઢવાના ઉપાયો પણ જૈનદ-
ર્શનમાં જણાવ્યા છે. આવું ઉત્તમ જૈનદર્શન મનુષ્યના આત્માને પર-
માત્મા થવાનું જણાવે છે. ઉન્નતિક્રમના લાખો ઉપાયોને જૈનદર્શન
દર્શાવે છે. અધમમાં અધમ જીવનો પણ ઉદ્ધાર થવાની રીતિને જૈન-
દર્શન જણાવે છે. આત્મામાંથી ક્ષયોપશમભાવે જેવા જેવા પ્રકારનું જ્ઞાન
પ્રગટે છે, તે તે જ્ઞાનના પ્રકારો સર્વ આત્મામાં સમાય છે. આત્મા-
માંથી વસ્તુતઃ જોતાં ધર્મપન્થના વિચારો પ્રગટે છે. દુનિયામાં જેટલા
ધર્મના પન્થો છે અને તેના આચારો અને વિચારો છે, તે સર્વે આત્મા-
માંથી પ્રગટ્યા છે, પણ તેમાં વિચાર કરવાનો છે કે, આત્મામાંથી
સમ્યગ્જ્ઞાન પ્રગટે છે અને તેનાથી જૈનધર્મનો નિશ્ચય થાય છે; તેજ
ધર્મ ખરો છે. સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ ચારિત્રવડે મોક્ષ-
માર્ગમાં પ્રવેશાય છે, માટે આત્મામાં સમ્યગ્જ્ઞાન પ્રગટાવવા પ્રયત્ન કરવો
જોઇએ. શ્રી તીર્થંકરોના વચનાનુસારે સાત નય આદિથી નવતત્ત્વોનું સ્વરૂપ
અવબોધતાં સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થાય છે. એક પદાર્થમાં અનન્તધર્મ
રહેલા છે, તેને ભિન્ન ભિન્ન અપેક્ષાએ સમજાવવા માટે ભિન્ન ભિન્ન
નયોની સાપેક્ષતા સમજવી જોઈએ. અન્યદર્શનકારોએ નયોની અપે-
ક્ષાએ પદાર્થોનું સ્વરૂપ જાણ્યું નથી, તેથી આત્માસંબન્ધી જેવા વિચારો
પ્રસંગે ઉદ્‌ભવ્યા તે જણાવી દીધા. અન્યદર્શનકારો પૈકી કોઇને આત્માની
નિત્યતાના વિચારો ઉદ્‌ભવ્યા તો તેણે તેવોજ ઉપદેશ દીધો. કોઈ દર્શન-
કારને આત્મા અનિત્ય લાગ્યો તો તેણે તેવોજ ઉપદેશ દીધો. કોઈને વિચાર
કરતાં કરતાં શંકરાચાર્યના પેઠે સર્વનો એક આત્મા લાગ્યો તો તેણે

તેવોજ ઉપદેશ ફેલાવવા પ્રયત્ન કર્યો. કોઈને આત્માનું અસ્તિત્વ મનમાં ન ઉતર્યું તો તેણે ચાર્વાકપણું આદર્યું. આમ તેઓની જેવી મતિ હતી તે પ્રમાણે ક્ષયોપશમાનુસારે, જેવું મનમાં આવ્યું તેવું એકજ નયની અપેક્ષાએ કથન કરવા માંડયું અને પોતાનાથી વિરૂદ્ધ વિચાર કરનારાઓના મતનું યુક્તિથી ખંડન કર્યું, પણ અન્ય દર્શનકારોનું, કયા નયની અપેક્ષાએ, આત્માના ક્ષયોપશમની કઈ દશાએ, શું કહેવાનું છે, તેના અનવબોધથી પરસ્પર ધર્મવાદની તકરારોમાં–કોનું કહેવું, કઈ રીતિએ, કેટલા પ્રમાણમાં–સત્ય છે તેનો તેઓએ સાર ખેંચ્યો નહિ.

જૈનદર્શનના પ્રરૂપક શ્રી કેવલજ્ઞાની તીર્થંકર મહારાજા હોવાથી, સમવસરણમાં બાર પર્ષદાની આગળ તેમણે પ્રત્યેક નયોનું સ્વરૂપ દર્શાવ્યું અને એકેક નયના વિચારો દર્શાવ્યા, તેમજ દુનિયામાં એકેક નયના વિચાર કેવી રીતે ઉદ્ભવે છે અને તે એકાન્ત એક નયનેજ માની અન્ય નયોનો તિરસ્કાર કરવાથી તેઓ મિથ્યાત્વપણાને પામે છે, તે પણ દર્શાવ્યું; સર્વ નયોના વિચારોને પરસ્પર સાપેક્ષપણે માનતાં અનેકાંતનયવાદ ઉત્પન્ન થાય છે અને તેથી પ્રત્યેક દ્રવ્યના ધર્મોનું સારી રીતે જ્ઞાન થાય છે, તે પણ દર્શાવ્યું. આ પ્રમાણે જૈનદર્શનમાં સર્વ નયવાદોની સાપેક્ષતાથી સર્વ ધર્મોનો સમાવેશ થવાથી હઠ, કદાગ્રહ, કલેશ, અને જડવાદપણું (નાસ્તિકત્વ) બિલકૂલ ટળી જાય છે. સ્વયંભુરમણ સમુદ્રની પેઠે અગાધ ગંભીર એવું જૈનશાસન દુનિયામાં વિજય કરે છે અને સૂર્યની પેઠે સર્વ મનુષ્યોને સત્ય દેખવામાં મદત કરે છે. સર્વજ્ઞકથિત જૈનશાસનમાં આત્માનું નયોની અપેક્ષાએ સત્ય સ્વરૂપ દર્શાવ્યું છે. જૈનદર્શનનું જ્ઞાન કરીને આદેયભાગનો વિવેક કરવામાં આવે તો, આત્માજ આદેય તરીકે લાગે છે અને આત્માનો શુદ્ધસ્વભાવ પ્રગટ કરવો એજ રહસ્ય આકર્ષી શકાય છે. સર્વ પ્રકારના વિચારોનો આશ્રય આત્મા છે. રાગ અને દ્વેષના યોગે આત્મામાંથી અશુદ્ધ વિચારો પ્રગટે છે અને તેથી આત્માનો સહજ આનંદગુણ અનુભવાતો નથી. રાગ અને દ્વેષના યોગે આત્મા કર્મની રાશિ ગ્રહણ કરે છે, માટે રાગ અને દ્વેષના વિચારો આવતાજ દબાવવા. આત્માના ક્ષયોપશમની ભિન્નતાએ મનુષ્ય મનુષ્યપ્રતિ ભિન્ન ભિન્ન વિચાર પ્રગટે છે.

આત્માના ક્ષાયિકભાવના જ્ઞાને એક કેવલજ્ઞાન વર્તે છે, તેથી સર્વ કેવલજ્ઞાનીઓ એકસરખું જાણે છે અને એકસરખું દેખે છે. આત્માની આવી અપૂર્વ જ્ઞાનલીલા ખરેખર આત્મામાં રહી છે. આત્માની પ્રાપ્તિ

થતાં ઉપર્યુક્ત જૈનેતર દર્શનનાં વિવાદો તથા રાગદ્વેષના વિકલ્પો ટળે છે, માટે શ્રીમાન્ આનન્દઘનજીએ ષડ્દર્શનનું સ્વરૂપ જણાવીને, તથા આત્માનીજ ઉપાસના અને આત્મધર્મની પ્રાપ્તિનો સાધ્ય સદ્ઉપદેશ જણાવીને જગત્પર અતુલ ઉપકાર કર્યો છે.

**आनन्दघन प्रभु आय मिलो, तब मिट जाय मनका जोला.** ખરેખર આ વાકયથી આત્મદર્શન–આત્મપ્રાપ્તિની અત્યંત તીવ્રેચ્છા દર્શાવી છે. હવે તેનું દિગ્દર્શન કિઞ્ચિત્ કરવામાં આવે છે– આનન્દનો ઘન એવો આત્મા, શરીરમાં વ્યાપી રહ્યો છે.—કોઈ ઠેકાણે છે અને તે અત્ર આવનાર છે એમ નથી. જ્યારે ત્યારે પણ શરીરમાં રહેલા આત્માની પ્રાપ્તિ કરવાની જરૂર છે. આત્માનું દર્શન કરવું, આત્માની નિર્મલતા કરવી. આમ શુદ્ધાત્મસ્વરૂપમય થઈ તેનેજ આવી મળવાનું કહેવામાં આવે છે. આત્માની અસ્તિતા સ્વીકારનારાં જૈન, વેદાંત, સાંખ્ય અને નૈયાયિક વગેરે દર્શનો આત્માની પ્રાપ્તિ માટે ઘણું કહે છે. આત્માની સ્તુતિકારક ઉપનિષદોમાં શ્રુતિયો છે. જૈનદર્શનમાં તો આત્માજ સાધ્ય–ઉપાદેય સ્વીકારેલ છે.

આનન્દનો ઘન એવો આત્મા છે. આત્માની ઉપાસના કરનારને આનન્દગુણનો અનુભવ આવે છે. આખા શરીરમાં વ્યાપી રહેલું અને અનન્તશક્તિમય આત્મતત્ત્વ છે. આત્મા અનન્તગુણનો સાગર છે, તેનો પાર મન પામી શકતું નથી. આત્મા અરૂપી છે. રૂપરહિત આત્મા છે, એમ જ્ઞાનિયોએ આત્માનો સાક્ષાત્કાર કરીને કથ્થું છે. અરૂપી આત્માની ભાવના કરતાં રૂપીપદાર્થોમાં થએલો અહંત્વાધ્યાસ ટળી જાય છે અને તેથી રૂપીપદાર્થોમાં રાગાદિ પરિણામવડે બંધાવાનું થતું નથી. સર્વ દૃશ્ય પદાર્થો કોઈ પણ રીતે આત્માને પ્રતિબંધન કરતા નથી. રૂપીપદાર્થો જેવા કે, સુવર્ણ, મોતિ વગેરે આવો વા જાઓ, તોપણ તત્સંબન્ધી હર્ષશોક પ્રગટતો નથી. આત્મા અરૂપી છે અને આત્મામાં રહેલ આનન્દ અરૂપી છે એમ નિશ્ચય થાય છે, ત્યારે દૃશ્યપદાર્થોમાં ઇષ્ટાનિષ્ટત્વ પરિણામ રહેતો નથી. બાહ્યપદાર્થોના સંબન્ધમાં આવતાં અને તેઓનો વ્યવહાર કરતાં છતાં પણ, અન્તરથી આત્મા તો કૂટસ્થ સાક્ષી તરીકે અનુભવાય છે. અરૂપી આત્માના જ્ઞાનથી રૂપીપદાર્થો ભાસે છે. જ્યારે વસ્તુસ્થિતિ આ પ્રમાણે છે, ત્યારે મનુષ્યોએ દૃશ્ય પદાર્થોના ગુલામ બનવું એ કોઈ પણ રીતે યોગ્ય નથી. આત્મા અરૂપી છે, એવો નિશ્ચય થતાં પશ્ચાત્ જગતના જડ પદાર્થો માટે મહાન્ યુદ્ધ કરવાનું મન થતું નથી. આત્મા જડ પદાર્થોના સંબન્ધમાં રહે છે તેથી તે કંઈ જડ બનતો નથી; વસ્તુતઃ આત્માનું અરૂપપણું નિશ્ચયથી બની

રહ્યું છે. આ પ્રમાણે અરૂપી આત્માનો બોધ થાય છે, ત્યારે શરીરની શોભા, શરીરના શણગાર, શરીરમાટે કરાતાં અનેક પાપકૃત્યો અને શરીર નષ્ટ થતાં પોતાના નાશની થતી બુદ્ધિ, ટળી જાય છે અને શરીરને એક વસ્ત્ર બરોબર લેખવામાં આવે છે, અર્થાત્ તેથી આત્મા શરીરનો દાસ બની જતો નથી; પણ આત્મા ખરેખર શરીરને વસ્ત્રની પેઠે માનીને તેનાવડે શુભ કાર્યો કરવા પ્રવૃત્તિ કરે છે. શરીરમાંથી આત્મા છૂટે છે, તોપણ બાહ્ય દૃશ્ય પદાર્થોમાં આત્મા અહંત્વ અને મમત્વ પરિણામથી બંધાતો નથી. અલબત આ પ્રમાણે અરૂપી આત્માનો નિશ્ચય થતાં, જ્ઞાની આત્મા જગત્ના ઉપર તરતો હોય અને જગત્માં નિર્લેપ હોય, એમ પોતાનો અનુભવ કરી શકે છે. અરૂપી આત્મા છે એમ અવબોધતાં અહંત્વ અને મમત્વનાં પરિણામો ત્વરિત વિલય પામે છે અને જગત્માં ઉપકારનાં કૃત્યો કરવામાં-તન, મન અને ધનને સારી રીતે વાપરી શકાય છે; મારો આત્મા અરૂપી છે તો દૃશ્ય વસ્તુઓને કેમ સર્વના ભલામાટે ન વાપરવી જોઇએ? દૃશ્ય પદાર્થો કોઈ પણ આત્માના નથી, દૃશ્ય પદાર્થોને ગમે તેટલા એકઠા કરવામાં આવે તો-પણ, તે અરૂપી આત્માના થતા નથી, માટે તેનો ધર્માર્થે ઉપયોગ કરવો જોઇએ. આ પ્રમાણે જ્ઞાનિના મનમાં વિચાર આવતાં દૃશ્ય લક્ષ્મી વગેરે પદાર્થોનું તે દાન કરી શકે છે. જેણે આત્મા અરૂપી છે એમ નિશ્ચય કર્યો છે, તે બાહ્યપદાર્થોનું દાન કરી શકે છે; કદાપિ તે કંજુસપણું રાખતો નથી. આત્મજ્ઞાનિનું આવું લક્ષણ છે તે છાનું રહી શકતું નથી. આત્માનું અરૂપ સ્વરૂપ ભાવવાથી અનેક પ્રકારની બાહ્ય ઉપાધિ, વ્યાધિ અને આધિમાં મુંઝાવાતું નથી. આત્માને અરૂપી ભાવનારા મનુષ્યો, પરસ્પર ઐક્ય રાખી શકે છે અને પરસ્પર દેશ જાતિનો ભેદ ટાળીને સહાય કરી શકે છે. ગમે તેવા દુ:ખકર પ્રસંગોમાં પણ અરૂપી આત્માનું સ્મરણ કરીને નિર્ભય અને દુ:ખ રહિત બને છે. અરૂપી આત્મા ભાવનારા મનુષ્યો, અન્તરથી સૂક્ષ્મપણે એક રસરૂપ થઈને-પરસ્પરના આત્માને સૂક્ષ્મ દૃષ્ટિથી દેખીને આનન્દમાં રહે છે. અરૂપી આત્મા ભાવનારા મનુષ્યોને બાહ્યપદાર્થોની મમતા નડી શકતી નથી; તેઓ વખત આવે એક શ્વાસોચ્છ્વાસમાં સકલ કર્મનો ક્ષય કરી નાખે છે. અરૂપી આત્માને ભાવનારા મનુષ્યો શુદ્ધ પ્રેમ, શુદ્ધ સંબન્ધ અને શુદ્ધ ઐક્યનો અનુભવ કરી શકે છે. અરૂપી આત્માની ભાવના કરનારાઓની અન્તર્દૃષ્ટિ ખીલે છે અને તેથી તે સ્થૂલ દૃશ્યપદાર્થોમાં તન્મય બનતા નથી, પણ પ્રત્યેક આત્માઓની સાથે આત્મવત્ સંબન્ધ રાખવાને સમર્થ થાય છે. અરૂપી આત્માની ભાવના ભાવનારાઓ

દૃશ્યપદાર્થોનો નાશ થતાં ચિન્તા, શોક, ભય અને ક્લેશ વગેરે કરતા નથી; તેઓ જાણે છે કે, ભલે આખી દુનિયા દૃશ્યપદાર્થોવડે પોતાની ઉન્નતિ માનીને તેમાટે મરી મથે, તોપણ તે ખરૂં સુખ પામી શકતી નથી, પણ આધ્યાત્મિક દૃષ્ટિથીજ અન્તરની સૃષ્ટિમાં પ્રવેશ કરતાં સહજ સુખની યોગ્યતા મળે છે. અરૂપી આત્માની ભાવના કરનારાઓ ધર્મ કારણ પ્રસંગે શરીરની આહૂતિ આપવા પણ ચૂકતા નથી. તેઓ અધ્યાત્મદૃષ્ટિથી સહજાનન્દ સાગરમાં ઝીલે છે. બાહ્યપદાર્થોમાંજ સર્વસ્વ છે એવી તેઓની વૃત્તિ ન હોવાથી, દુનિયામાં છતાં દુનિયામાં નથી, એવી દશાનો ઘણીવાર અનુભવ કરે છે. અરૂપી આત્મા છે એવી ભાવનાથી મનુષ્યો પરસ્પર આત્માઓને સહાય કરે છે અને પ્રત્યેક શરીરમાં રહેલા આત્માઓને કોઈ પણ જાતની પીડા ન થાય તેમ પ્રવૃત્તિ કરે છે. અરૂપી આત્માની ભાવના કરનારા મનુષ્યો મૃત્યુ સમયે દીનતા તથા મમતાને ધારણ કરતા નથી. તેઓ તો પોતાના આત્માને અમર લેખે છે, તેથી તેઓને મૃત્યુ પ્રસંગે પણ આનન્દજ હોય છે. અહો! અરૂપી આત્માની ભાવનાથી આત્મામાં કેટલું બધું સામર્થ્ય પ્રગટે છે? તે આ પ્રમાણે વિચાર્યું. હવે આત્મા અવિનાશી છે, એની ભાવના કરવાની રીતિ દર્શાવવામાં આવે છે.

આત્મા અવિનાશી છે, એવી ભાવના ભાવતાં, ભય અને ઉદ્વેગ મનમાં પ્રગટતો નથી. આત્મા અવિનાશી છે એમ ભાવના ભાવતાં, ગમે તેવાં દુઃખોમાં અને પ્રાણનાશ પ્રસંગમાં પણ અંશમાત્ર પણ, મન ઉપર ખરાબ અસર થતી નથી અને ઉલટું મન શાન્ત દશામાં ઝીલે છે. આત્મા અવિનાશી છે, ત્રણ કાલમાં એકરૂપ રહે છે. આત્મા નિત્ય છે અને તે સહજાનન્દ સ્વરૂપમય છે. જ્ઞાનીને આ પ્રમાણે આત્માનો નિશ્ચય થતાં દુનિયામાં કોઇ બુરૂં કરે એવી ચિન્તા પ્રગટતી નથી. પૂર્વકાલમાં આત્માને અવિનાશી માનીને અનેક મુનિયોએ વધ વગેરે ઉપસર્ગોને સહન કર્યા છે. આત્માને અવિનાશી તો લાખો યાને કરોડો મનુષ્યો માને છે, પણ અવિનાશીની દશાપ્રમાણે વર્તન કરનારતો કોઈ વિરલા નીકળી આવે છે. મનુષ્યો આત્માને અવિનાશી ભાવે તો નિર્ભય-ધીરવીર બની શકે છે; વસ્તુતઃ આત્મા અવિનાશી છે માટે અનેક ઉપસર્ગ પ્રસંગોમાં પોતાને નિર્ભયતા રહે છે. મનુષ્યો આનન્દના માટે જ્યાં ત્યાં ભટકે છે, પણ કૃત્રિમ આનંદથી તેઓને શાંતિ મળતી નથી; આત્મા જ આનન્દમય છે. જે વખતે આત્મામાં તન્મયપણું થઈ જાય છે અને બાહ્યમાં મનોવૃત્તિની સ્ફુરણા થતી નથી, ત્યારે આનન્દની ખુમારી પ્રગટે છે. ખરો આનન્દ પ્રત્યેક મનુષ્યો પ્રગટાવી શકે છે.

ગમે તે ધર્મના અને ગમે તે દેશના મનુષ્યો આત્માનું સમ્યગ્જ્ઞાન કરીને આત્માનો આનન્દ પ્રગટાવી શકે છે.

ઉપર્યુક્ત રીતિપ્રમાણે સાંસારિક વિષયોથી પરાઙ્‌મુખ થઇને અન્તરમાં રમણતા કરનારા ગમે તે દર્શનના મનુષ્યો આત્માના આનન્દને પ્રાપ્ત કરી શકે છે.

આત્માનો આનન્દગુણ અમુક દર્શનવાળાને ત્યાં કોઈએ 'રજીષ્ટર કરી આપ્યો નથી; જે આત્માના શુદ્ધસ્વભાવમાં રમણતા કરે છે તે આત્માનો સહજાનન્દ પ્રાપ્ત કરે છે. આનન્દનો ઘન આત્મા છે. આત્મામાં સત્યઆનન્દનો સાગર ભર્યો છે, તેમ છતાં ભ્રમણાથી મનુષ્યો અન્યત્ર આનન્દ શોધે છે. મન દ્વારા આત્માના આનન્દની પ્રતીતિ થાય છે. બાહ્યપદાર્થો કે જે આનંન્દરૂપ ભ્રમણાથી કલ્પાયલા છે, તેનામાટે મનુષ્યો પોતાનો પ્રાણ અર્પણ કરે છે, પણ તેમાં ખરા આનન્દના જ્ઞાનાભાવે મનુષ્યજન્મને તેઓ હારે છે સુજ્ઞો ! મન, વાણી અને કાયામાં થતું અહંત્વ દૂર કરી દો અને આત્મામાંજ લક્ષ્ય રાખ્યા કરો, સર્વત્ર આત્મામાંજ આનન્દ છે, એવી ભાવનાથી દેખ્યા કરો, આત્માનું સ્વરૂપ વિચારવામાટે આત્મિક ગ્રન્થોનું વાચન કરો, અર્થાત્ આત્મામાં તન્મય બની જાઓ તો ત્વરિત આનન્દનો પ્રાદુર્ભાવ થશે. લાખો અને કરોડો રૂપૈયા ખર્ચતાં પણ આનન્દનો છાંટો મળતો નથી; ગાડી, વાડી અને તાડીમાં સદાકાળ મશગુલ રહેવાથી આનન્દનો છાંટો મળતો નથી, કેમકે ખરો આનન્દ સ્થૂલપદાર્થોમાં નથી. અન્તરમાંજ આનન્દનો મહાસાગર છે, તેમાં તમારા મનને ડુબાવી દો, પશ્ચાત્ આપોઆપ આનન્દનો સ્વાદ અનુભવી શકશો. સહજાનન્દ પ્રાપ્ત કરવાનેમાટે મનુષ્યજીવન છે. આત્માના આનન્દમાં મસ્ત રહેનારા મુનિયો, યોગીઓ અને ધ્યાનીઓ બાહ્યજગત્‌ની શહેનશાહીને નાકના મેલ સમાન ગણે છે. આત્માના આનન્દમાં મસ્ત રહેનારાઓ જગત્‌ના સ્થૂલપદાર્થોમાં આનન્દ શોધવા ભટકતા નથી; તેઓને તો આત્મજ્ઞાનવડે હૃદયમાં આનન્દના ઉભરાઓ પ્રગટ્યા કરે છે. તેઓ રાજાઓ, ચક્રવર્તિયો અને કરોડાધિપતિ શેઠીયાઓની પણ અંશમાત્ર સ્પૃહા રાખતા નથી. આત્માનો આનન્દ શોધનારાઓ સ્થૂલપદાર્થોમાં મમત્વથી બંધાતા નથી. તેઓ સદાકાળ રાગ અને દ્વેષનો ઉદય આવતો વારે છે અને આત્માના આનન્દવડે જીવી શકે છે. આત્માનો આનન્દ ભોગવીને મનુષ્યો અમર બને છે, અર્થાત્ તેઓ કદાપિ, જન્મ જરા અને મરણને ધારણ કરતા નથી.

મનમાં પ્રગટતા અનેક પ્રકારના ક્રોધ, માન, માયા અને લોભાદિ દોષોને ટાળીને પ્રથમ હૃદયની શુદ્ધિ કરવી જોઈએ, આત્માના જ્ઞાનવડે આત્માના પ્રદેશમાં વિચરવું જોઈએ, આત્માના સ્વરૂપનો અનુભવ પ્રાપ્ત કરવો જોઈએ, અર્થાત્ જગતશાળાનું પરિપૂર્ણ જ્ઞાન મેળવવું જોઈએ અને સદાકાલ આત્મભાવના ધારણ કરવી જોઈએ. વ્યવહારચારિત્ર, તપ, જપ, પૂજા, સેવા, ભક્તિ અને યોગ વગેરેની આરાધના કરવાનું કારણ, તપાસીને તપાસવામાં આવે તો આત્માનો સત્ય આનન્દ પ્રાપ્ત કરવો તેજ છે. સત્યાનંદમાટે ધર્મની ક્રિયાઓ કરવાની છે; પ્રથમ પ્રેમ ઉત્પન્ન થાય છે અને પશ્ચાત્ સહજાનન્દગુણ પ્રગટે છે, માટે આત્માપર પ્રથમ અત્યંત શુદ્ધપ્રેમ કરવો જોઈએ, અર્થાત્ દરેક આત્માઓપર શુદ્ધ-પ્રેમ ધારણ કરવો જોઇએ; એમ શુદ્ધપ્રેમ સર્વત્ર ધારણ કરવાથી ધર્મની ક્રિયાઓમાં પણ, જ્ઞાનવડે શુદ્ધપ્રેમ ઉત્પન્ન થશે અને તેથી આત્મામાં શુદ્ધાનન્દ પ્રગટશે. આત્માના આનન્દનો સાક્ષી આત્માજ છે. આત્માના આનન્દગુણને, આસ્વાદની અન્યત્ર પરીક્ષા આપવી પડતી નથી. આત્માનો આનન્દસમૂહ પ્રાપ્ત કરવાનો મનુષ્યજીંદગીનો મુખ્ય ઉદ્દેશ છે, માટે મનુષ્યોએ નિત્યાનન્દસ્થાનભૂત આત્માનું ધ્યાન કરવું. ભ્રમરના પદ જેમ હસ્તિપદમાં સમાઈ જાય છે, તેમ આત્માના આનન્દમાં સર્વ પ્રકારના આનન્દ સમાઈ જાય છે. સર્વ પ્રકારના આનન્દો–ઉપાધિ-ભેદવડે દુનિયામાં જે મનાયા છે તે–જો આત્મા ન હોય તો તે આનન્દને કોણ જાણી શકે? અલબત કોઈપણ જાણી શકે નહિ. આત્મા છે તો સર્વ પ્રકારના આનન્દો, ઉપાધિ–ભેદવડે જાણી શકાય છે. આત્માના જ્ઞાનવડે આનન્દ જણાય છે, માટે આ પ્રમાણે અનુભવ-કરતાં નિશ્ચય થાય છે કે, સર્વ દેશકાલ અને ઉપાધિથી નિરવચ્છિન્ન સત્યઆનન્દનો દરિયો આત્મા છે. આનન્દનો ઘન એવો આત્મા મૂકીને રાગદ્વેષ વધે એવા વાદના ઝઘડાઓને કરવાથી મનમાં વિકલ્પસંકલ્પ પ્રગટે છે અને તેથી આનન્દના ઠેકાણે અનેક પ્રકારના દુઃખનો અનુભવ થાય છે, માટે સહજાનન્દનો સાગર પ્રાપ્ત કરવો હોય તો, સર્વ પ્રકા-રની વિકલ્પસંકલ્પ દશા મૂકીને આત્માનું ધ્યાન ધરવું જોઈએ. શ્રીમાન્ આનન્દઘનજી મહારાજ કહે છે કે, હે આત્મન્! હવે તો તું પ્રાપ્ત થા! હે આત્મન્! ત્હારૂં શુદ્ધસ્વરૂપ પ્રાપ્ત થાય તો રાગદ્વેષ વિકલ્પસંકલ્પરૂપ મનના ઝોલા ટળી જાય. હે આત્મન્! તું આનન્દનો દરિયો છું, માટે ત્હારૂં શુદ્ધસ્વરૂપ પ્રાપ્ત થતાં મનનો ઝોલો કદી રહેતો નથી, માટે આનન્દના સમૂહભૂત હે આત્મપ્રભુ! હવે તો પ્રાપ્ત થાઓ! પ્રાપ્ત થાઓ!!

## पद ५८.

राग वसन्त.

**प्यारे आय मिलो कहां येंते जात, मेरो विरहव्यथा अकुलात गात ॥ प्यारे० ॥ १ ॥**

**एक पेसाभर न भावे नाज, न भूषण नही पट समाज. ॥ प्यारे० ॥ २ ॥**

ભાવાર્થઃ—શુદ્ધચેતના, પોતાના આત્મસ્વામિને સંબોધીને કથે છે કે, હે પ્રિય! આપશ્રી હવે આવીને મળો. આપશ્રી અહીંથી ક્યાં ગયા છો? વિરહની વ્યથાવડે મારૂં ગાત્ર અકળાય છે. શુદ્ધચેતનાના ઉદ્ગાર ખરેખર પ્રેમમય છે. પોતાના સ્વામીપર તેનો શુદ્ધપ્રેમ છે. અનન્ત-ગુણધામભૂત ચેતનની પ્રાપ્તિમાં તેની રગોરગમાં શુદ્ધપ્રેમ વહે છે અને તેથી તે પોતાના ચેતનસ્વામીવિના આખા જગત્‌ને શૂન્ય દેખે તે પણ બનવા યોગ્ય છે. પોતાના શુદ્ધપ્રેમથી તે કહે છે કે, વિરહની વ્યથા-વડે મારૂં ગાત્ર અકળાય છે. આજ તેનાં વાકયો સૂચવી આપે છે કે પોતાના સ્વામિની પ્રાપ્તિમાટે તેણે પોતાનું સર્વસ્વ કુરબાન કર્યું છે. પોતાના સ્વામિવિના તેણીના મનમાં અન્યનો ભાસ નથી. શુદ્ધચેતના આવી શુદ્ધ પ્રેમદશાથી પોતાના સ્વામીને આકર્ષણ કરે, એમાં કંઈ આશ્ચર્ય નથી.

જગત્‌ની સ્થૂલભૂમિકામાં પણ પતિવ્રતા સ્ત્રી પોતાના સ્વામિપર શુદ્ધપ્રેમ, અર્થાત્ પતિવ્રતાનો જેવો પ્રેમ જોઇએ તેવો પ્રેમ ધારણ કરે છે. આર્યદેશની પતિવ્રતા સ્ત્રીઓ પ્રાણ પડે તો પણ અન્યનાપર વિષ-યેચ્છા—ભોગદૃષ્ટિથી દેખતી નથી. ખરી પતિવ્રતા સ્ત્રી પોતાના સ્વામીથી પટંતર રાખતી નથી અને પતિને સત્યમાર્ગમાં સદાકાલ રાખે છે. પતિના દોષની અન્ય આગળ નિન્દા કરતી નથી, તેમ પતિના હૃદયની વાત અન્યને કહેતી નથી. જગત્‌ના જીવોપર પ્રેમ રાખે છે, પણ તેમાં વિષયભોગનો અંશ પણ ધારતી નથી. પતિવ્રતા સ્ત્રી કદી પતિપર ક્રોધાયમાન થતી નથી; કદાપિ પોતાનો અપરાધ થયો હોય તો પતિની પાસે માફી માગી લે છે. પોતાના પ્રાણ કરતાં પણ તે પતિ-વ્રતાધર્મની અનન્તગણી કિમ્મત આંકે છે. તેને સ્વપ્નામાં પણ પરપુ-રૂષ ઉપર વિષયપ્રેમ પ્રગટતો નથી. પોતાના પતિને તે દુઃખમાં સારી રીતે સહાય કરે છે. ગમે તેવા સંકટના પ્રસંગોમાં પણ, પતિના ગૃહમાં રહે છે અને તાવત્ સેવા કરે છે; પોતાના પતિપર પ્રાણ પાથરે છે. આર્યદેશમાં પૂર્વે આવી ઘણી સ્ત્રીઓ હતી; આવી ઉત્તમ સ્ત્રીઓ જે દેશમાં પાકે છે તે દેશની ઉન્નતિ થયાવિના રહેતી

નથી. નિર્મલ પ્રેમથી સ્ત્રીઓ પોતાના સ્વામીની કૃપા મેળવી શકે છે. જગત્‌માં સ્થૂલભૂમિકામાં પતિવ્રતા સ્ત્રીને, પતિના વિયોગે એક પૈસાભર પણ અનાજ ભાવતું નથી અને શરીરે ભૂષણ ધારવાં તે પણ તેને રૂચતાં નથી, તેમ શરીરે સુન્દર વસ્ત્રો ધારણ કરવાં તે પણ તેને રૂચતાં નથી; જગત્‌ની વ્યવહારદશામાં જ્યારે પતિવ્રતા સ્ત્રીની આવી દશા છે, ત્યારે અન્તરમાં શુદ્ધચેતના સ્ત્રી પોતાના સ્વામીની પ્રાપ્તિમાટે શુદ્ધપ્રેમવૃત્તિથી ઉપર્યુક્ત ઉદ્ગારો કાઢે અને પોતાના સ્વામિના વિયોગે તેને બાહ્યજગત્‌ની પતિવ્રતાની પેઠે કોઈ પણ બાહ્યપદાર્થો ગમે નહિ તે બનવા યોગ્યજ છે. આત્મા, ક્રોધ, માન, માયા અને લોભરૂપ કુમિત્રોની સોબત કરે છે અને તેથી તે આશારૂપ ગુલામડીના વશમાં ફસાઈ જાય છે, અર્થાત્ પોતાનું શુદ્ધ સ્થિરતારૂપ ઘર મૂકીને અનેક પ્રકારના પદાર્થોના મોહથી પરભાવરૂપ વેશ્યાના ઘેર જાય અને તેથી તે જન્મ જરા અને મરણનાં દુઃખ પામે, તેમાં કશું આશ્ચર્ય નથી. આત્મા જ્યારે પરભાવરૂપ વેશ્યાના ઘેર ગમન કરે છે, ત્યારે તેઓ પોતાના મૂલ ધર્મને વિસરી જાય છે. પોતાના મૂળ ધર્મથી દૂર આત્મા થાય છે એટલુંજ નહિ પણ, તે ચોરાશી લક્ષ યોનિમાં પરિભ્રમણ કરે છે અને હલકામાં હલકી દશાને ધારણ કરે છે; આવી આત્માની દશા પરઘેર જવાથી થઈ છે. પોતાના ઘરનો ત્યાગ કરવાથી અને પરઘેર કૂતરાની પેઠે વિષયાશાથી ભટકવાથી, સંસારમાં કોઈ પુરૂષ સુખી થયો નથી અને થશે પણ નહિ. જે પુરૂષ પોતાની સ્ત્રીનો ત્યાગ કરે છે, તેનો તિરસ્કાર તેનું હૃદયજ કરે છે. શુદ્ધચેતનાના ઘરમાં આત્માનું એકદમ આવી જવું, તે કંઈ સહેલ વાત નથી. શુદ્ધચેતનાના ઘરમાં જતાં પૂર્વે આત્માને અનેક ક્રોધાદિ કુમિત્રોની અને વિષયવાસનારૂપ વેશ્યાની સંગતિ છોડવી પડે છે, અનેક પ્રકારના રાગોની સંગતિ છોડવી પડે છે, પરપુદ્ગલ વસ્તુની ચાહના તજવી પડે છે અને પતિવ્રતા સ્ત્રીના ઘરમાં રહેવા યોગ્ય એવા વિવેક, સંયમ, શુદ્ધપ્રેમ અને સત્યભાવ આદિ ગુણોને ધારણ કરવા પડે છે.

શુદ્ધપ્રેમવિના આત્માને પોતાના ઘરમાં સ્થિરતા થઇ શકતી નથી. બાહ્યપદાર્થોનો સ્વાર્થ જેમાં નથી તેને શુદ્ધપ્રેમ કહે છે. પોતાની શુદ્ધચેતના સ્ત્રીવિના અન્ય પરવસ્તુપર પ્રેમ કરવો યોગ્ય નથી. પરવસ્તુમાં સુખ નથી, ખરૂં સુખ તો શુદ્ધચેતનાના સંગે છે; એમ જ્યારે આત્માને અનુભવ થાય છે ત્યારે તે શુદ્ધચેતનાપર પ્રીતિ ધારણ કરે છે. આત્માનો શુદ્ધચેતનાપર પ્રેમ વર્તે અને શુદ્ધચેતનાનો આત્માપર પ્રેમ થાય; ત્યારે બેનો એકરસરૂપ સંબન્ધ થાય છે.

શુદ્ધચેતના પોતાના સ્વામિને પોતાની શુદ્ધપ્રેમવૃત્તિથી વિનવે એ ખરેખર યોગ્ય છે. એક કવિ કહે છે કે, શુદ્ધપ્રેમ મોક્ષનું દ્વાર છે. એક કવિ તો તેનાથી પણ આગળ જઇને કહે છે કે, શુદ્ધપ્રેમ એ પ્રભુનો પ્રતિનિધિ છે. કોઈ પણ પ્રકારની વાસનારહિત-નિર્દોષ ગુણહેતુભૂત-પ્રેમની ઝાંખી જેને થાય છે, તેજ પ્રેમનું રહસ્ય અનુભવી શકે છે. શુદ્ધપ્રેમ એ આનન્દનું ઘર છે. શુદ્ધપ્રેમ થયાવિના આત્મપ્રભુની પ્રાપ્તિ થઈ શકતી નથી. જેના હૃદયમાં શુદ્ધપ્રેમ નથી તે આનન્દને સ્વપ્નામાં પણ દેખી શકતો નથી. શુદ્ધપ્રેમસાગરમાં શરીર, મન અને વાણી તો એક તૃણસમાન ભાસે છે. શુદ્ધપ્રેમસાગરની નીચે શુદ્ધધર્મનાં રત્નો છે. જે શુદ્ધ મનુષ્ય પ્રેમસાગરના તળીએ જઈ શકતો નથી, તે શુદ્ધ આનન્દાદિ રત્નોને પ્રાપ્ત કરી શકતો નથી. શુદ્ધપ્રેમાદિકથી આનન્દની સરિતાઓ નીકળે છે અને તે જગત્‌ને આનન્દ અર્પવા સમર્થ થાય છે. શુદ્ધપ્રેમમાં ખરેખર, ક્રોધ, વિશ્વાસઘાત, હિંસાપરિણામ, માન, કપટ, લોભ, અસૂયા, હૃદયભેદ, છળ અને પ્રતિકૂળભાવનો અંશમાત્ર પણ રહેતો નથી. શુદ્ધપ્રેમના દરિયામાં જેઓ સ્નાન કરે છે, તેઓ અહંત્વભાવનું ભાન ભૂલી જાય છે. આખા જગત્‌ના જીવોપર જેની શુદ્ધપ્રેમદૃષ્ટિ છે, તેવા મહાત્માઓ ત્રણ જગત્‌ને પવિત્ર કરવા સમર્થ થાય છે. જેનામાં શુદ્ધપ્રેમ નથી, તે પ્રભુને મળવાને યોગ્ય બન્યો નથી. જેનામાં શુદ્ધપ્રેમ છે, તે સર્વ જીવોની સાથે ઐક્ય અનુભવે છે અને ગમે તેવા હિંસક જીવોપર તેની સાથે પ્રેમથી વર્તી શકે છે. શુદ્ધપ્રેમ એ અનન્તમાનુનો લોહચુંબક છે; તે સર્વ જીવોને પોતાની તરફ આકર્ષી શકે છે અને આનન્દને પ્રગટાવી શકે છે.

શુદ્ધપ્રેમરૂપ વારિથી દોષીઓના દોષોને ધોઈ નાખવામાં આવે છે. શુદ્ધપ્રેમરૂપ ચન્દ્રથી કોને જગત્‌માં શાન્તિ થતી નથી? શુદ્ધપ્રેમમાંથી આનન્દનો મહાસાગર પ્રગટે છે. શુદ્ધપ્રેમની આગળ સત્તા, ધન અને બાહ્યમાન-પ્રતિષ્ઠા તો નાકના મેલ સમાન છે. શુદ્ધપ્રેમ કરનાર નિસ્પૃહ હોવો જોઈએ. વિષયભોગાર્થે જે પ્રેમ થાય છે તે શુદ્ધપ્રેમ નથી. શુદ્ધપ્રેમના ઉદરમાં તો જ્ઞાન, દર્શન અને ચારિત્રગુણો ભર્યા હોય છે. શુદ્ધપ્રેમરૂપ સૂર્યનાં કિરણોથી હિંસારૂપ હિમ ગળી જાય છે અને કલેશ, નિન્દાદિ સૂક્ષ્મ જંતુઓનો અભાવ થઈ જાય છે. શુદ્ધપ્રેમની કોઈ અપેક્ષાએ અવધિ નથી, એમ કહીએ તો તેમાં કાંઈ આશ્ચર્ય નથી. કામાર્થે-પ્રેમને ધારણ કરનારાઓ ઘણા છે, સ્વાર્થનેમાટે પ્રેમને ધારણ કરનારાઓ ઘણા છે, અમુક વ્યક્તિમાં કોઈ પણ આશાને લેઈ પ્રેમ ધારણ કરનારાઓ ઘણા છે, રૂપાદિની મનોહરતા અને બાહ્યમાં કલ્પાએલી

ઈષ્ટતાને લેઈ· પ્રેમને ધારણ કરનારાઓ તો ઘણા છે, સત્તા, ધન, માન અને કીર્તિની લાલચથી અમુક વસ્તુ સંબન્ધી પ્રેમ ધારણ કરનારાઓ અસંખ્ય છે, પણ સદ્દગુણોની પ્રાપ્તિમાટે અને સર્વના ભલા માટે, કોઈ પણ બાહ્યપદાર્થની ઈચ્છાવિના–સર્વદા–સર્વત્ર, સર્વથા પ્રેમ ધારણ કરનારાઓ તો વિરલા છે. અશુદ્ધપ્રેમને ધારણ કરનારાઓ તો પગલે પગલે મળે છે, પણ શુદ્ધપ્રેમને ધારણ કરનારાઓ તો વિરલા મળી આવે છે. કેટલાક વિષયપ્રેમના કાવ્યોમાં દુનિયાને પ્રેમી બનાવનારા તો મળી આવે છે, પણ શુદ્ધપ્રેમનાં કાવ્યો રચીને શુદ્ધપ્રેમનું પોતે પાત્ર બનનારાઓ તો અલ્પ મળી આવે છે. અશુદ્ધપ્રેમના ક્ષારોદધિતો યત્રતત્ર બહુ દેખવામાં આવે છે, પણ શુદ્ધપ્રેમના અમૃતોદધિતો અલ્પ દેખવામાં આવે છે. અશુદ્ધપ્રેમના સરોવરને સુકાતાં વાર લાગતી નથી, પણ શુદ્ધપ્રેમોદધિતું તો કદાપિકાળે સુકાવાપણું થતું નથી. અશુદ્ધપ્રેમ સંધ્યાના રાગની પેઠે ક્ષણિક છે અને શુદ્ધપ્રેમનો રંગ તો ચોલમજીઠ સમાન છે. શુદ્ધપ્રેમથી સર્વ દોષો ટળે છે અને સ્વાર્થાદિથી ઉત્પન્ન થએલ અશુદ્ધ પ્રેમ અનેક દોષોને પ્રગટાવી શકે છે. શુદ્ધપ્રેમમાં સત્વગુણની પ્રધાનતા હોય છે. શુદ્ધપ્રેમ સર્વ જીવોનું શ્રેયઃ કરવા સમર્થ થાય છે. શુદ્ધપ્રેમના પણ તે તે સદ્દગુણોની અપેક્ષાએ અનેક ભેદ પડે છે. જેના હૃદયમાં પરમાત્મતત્ત્વસંબન્ધી શુદ્ધપ્રેમ પ્રગટે છે, તેના મુખઉપર આનન્દની છાયા દેખાવ આપે છે, અર્થાત્ તેનું મુખ પ્રફુલ્લ રહે છે. શુદ્ધપ્રેમની કિમ્મત આંકી શકાતી નથી. શુદ્ધપ્રેમથી આનન્દનો પ્રકાશ થયાવિના રહેતો નથી. શુદ્ધપ્રેમથી અહંત્વ અને મમત્વ રહેતું નથી.

શુદ્ધચેતના સ્ત્રી પોતાના સ્વામિપર શુદ્ધપ્રેમ ધારણ કરે છે, તેથી તેને આત્મસ્વામિવિના બિલકૂલ અન્યત્ર ચેન પડે નહિ અને કોઈપણ બાહ્યપદાર્થમાં ચિત્ત રંગાય નહિ, એ પણ બનવા યોગ્ય છે. શુદ્ધચેતના સ્ત્રી પોતાના આત્મસ્વામીના ગુણોમાં તલ્લીન બની ગઈ છે, અર્થાત્ શુદ્ધચેતના સ્ત્રી પોતાના આત્માની સાથે ઐક્ય ધારે છે, તે ખરેખર યોગ્ય છે, કારણ કે, પોતાના સ્વામિથી તે અભિન્નપણે વર્તે છે. રાગ અને દ્વેષરહિત ચેતનાને શુદ્ધચેતના કહે છે. શુદ્ધચેતના એ આત્મસ્વામિની ખરી સ્ત્રી છે. કદાપિકાળે તે પોતાના સ્વામીના અસંખ્યાતપ્રદેશોથી ભિન્ન થતી નથી. શુદ્ધચેતના સ્ત્રીની અલૌકિકતા છે. બાહ્ય પદાર્થોમાં રાગ અને દ્વેષથી શુદ્ધચેતના લેપાતી નથી. પોતાના આત્માના અનન્તગુણોને શુદ્ધચેતના પ્રકાશે છે. શુદ્ધચેતનામાં સર્વજ્ઞેયોનો ભાસ થાય છે. પ્રત્યેક આત્માઓમાં શુદ્ધચેતના રહી છે. પ્રતિશરીર ભિન્ન ભિન્ન આત્માઓ છે. આત્મામાં રમણતા કરવાથી અનન્તગણું સુખ પ્રગટે છે. શુદ્ધચેતના

અને આત્માનું પરિપૂર્ણ ઐક્ય કરાવી આપનાર આત્મરમણતા છે. શુદ્ધ ચેતના જે વિજ્ઞપ્તિ કરે છે તેમાં રમણુતા રહેલી છે. આત્મામાં રમણુતા પ્રગટયાવિના શુદ્ધચેતનાથી આવા ઉદ્ગારો કાઢી શકાય નહિ. મનુષ્યોએ શુદ્ધ ચેતનાને પ્રાપ્ત કરવી જોઈએ. જેના હૃદયમાં અમુક અંશે શુદ્ધ ચેતના પ્રગટી છે, તે આ બાબતનો અનુભવ કરી શકે છે. શ્રીમાન્ આનંદઘનજીને આ બાબતનો-અમુક ગુણુસ્થાનકની હદે-અમુક અંશે, ક્ષયોપશમભાવે અનુભવ પ્રકટયો હતો, તેથી તેમણે આ બાબતનો ઉલ્લેખ કર્યો છે. શુદ્ધ ચેતના અને આત્માની એક જાતિ છે. શુદ્ધ ચેતનાના આ પ્રમાણે પ્રેમ ઉદ્ગારો નીકળેલા આપણે જાણ્યા, હવે શુદ્ધ ચેતના આગળ વધીને પોતાના સ્વામીને મળવાને શુદ્ધ પ્રેમથી વિજ્ઞપ્તિ કરી પોતાનું હૃદય ખાલી કરે છે તે દર્શાવે છે.

**मोहन रास न दूसत तेरी आसी ।**
**मदनो भय है घरकी दासी ॥ प्यारे० ॥ ३ ॥**

ભાવાર્થ:—શુદ્ધ ચેતના કહે છે કે, મારા મનને મોહ પમાડનાર મોહન! હું તારા ઉપર પ્રેમ ધારણુ કરીને આશાવાળી બની છું, તેથી તારો રાસ કંઈ દોષયુક્ત થતો નથી, કેમકે તારીસાથે હું રમણુતારૂપ રાસ ખેલવા ધારૂં છું, તેમાં કામ વા ભયની વૃત્તિનો અંશમાત્ર સંબન્ધ નથી. મદન વૃત્તિ અને ભય વૃત્તિ તો એક ઘરની દાસી સમાન છે, તેના સંબન્ધવડે હું તારી સાથે રાસ ખેલવા માગતી નથી, પણુ નિર્દોષ શુદ્ધ પ્રેમવૃત્તિથી તારીસાથે રમણુતારૂપ રાસ ખેલવા ઈચ્છું છું. કામ અને ભય એ બેનો નિકટ સંબન્ધ છે; કામ સેવનારને અમુક સંયોગોવચ્ચે ભય ઉત્પન્ન થાય છે, પણુ મારો રાસ નિર્દોષ શુદ્ધ ધર્મવાળો છે, તેથી મને કામ અને જગત્નો પણુ ભય નથી. હે ચેતન! હું આપની સાથે સહજ શુદ્ધ ધર્મથી મળવા માટે ઇચ્છું છું, માટે આપ કોઇ જાતની મનમાં શંકા લાવશો નહિ.

જગતની સ્થૂલ ભૂમિકાના વ્યવહારમાં પણુ પતિવ્રતા સ્ત્રી પોતાના સ્વામિનીસાથે રાસ રમે છે અને તે મદનની શાન્તિ અને ભયને હિસાબમાં ગણુતી નથી; ઉત્તમ પતિવ્રતા સ્ત્રી કામના ઉપર જય મેળવે છે અને વ્યાવહારિક પ્રેમથી તે પોતાના પતિની સાથે રાસ રમે છે. અધમ સ્ત્રીઓ પશુવૃત્તિની પેઠે કામની લાલસાઓ પૂર્ણુ કરવાને માટેજ પતિપર પ્રેમ ધારણુ કરે છે. કામની શાન્તિ માટે અધમ સ્ત્રીઓ પતિપર પ્રેમ ધારે છે, અન્યથા વ્યભિચારાદિક કૃત્યમાં પ્રવેશ કરે છે અને પતિવ્રતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે. પતિવ્રતા સ્ત્રી પોતાના પતિની સાથે અમુક હેતુવિના પ્રાયઃ

લૌકિક-નિષ્કામ પ્રેમથી વર્તે છે અને તે કામને જીતીને તેને (કામને) પોતાનો ગુલામ બનાવે છે. કામની વૃત્તિને તે પશુની પેઠે જીતી લે છે અને તેથી તે પોતાના સદ્વર્તનમાટે નિર્ભય રહે છે. ભયના સંયોગોને જીતવાથી ભયને તે પગતળે રૂની પેઠે દબાવી દે છે. પોતાના નિર્મલ-લૌકિક નિષ્કામ પ્રેમથી તે સઘળી દુનિયામાં આનન્દથી વિચરે છે. પતિવ્રતાનો મૂળધર્મ સાચવીને તે પોતાના સ્વામિસાથે રાસ રમે છે; પશુ વૃત્તિની પેઠે વિષયભોગમાં નિમગ્ન થવું એવું કંઇ રાસનું રહસ્ય નથી; નિર્મલ અને લૌકિક-નિષ્કામ પ્રેમથી જીવનને વહવું એજ રાસનું મુખ્ય રહસ્ય છે. વૈષ્ણવોમાં રાસ રમવાની પ્રવૃત્તિ ચાલે છે, તેમાં પણ વિશેષતઃ વલ્લભાચાર્ય સ્થાપિત પુષ્ટિમાર્ગમાં રાસ રમવાનો રીવાજ હોય છે; તેઓ પોતાના શ્રીકૃષ્ણ અને ગોપીઓને પણ રાસ લીલામાં વારંવાર દેખે છે, તેમજ તેમના આચાર્યો પણ રાસલીલાની પ્રવૃત્તિને વખાણે છે, પણ તેમાં ઉત્તમ જ્ઞાન અને નિષ્કામ પ્રેમના અભાવે રાસલીલાનો ઉદ્દેશ ભુલાય છે. નિષ્કામ પ્રેમ અને નિર્દોષ બુદ્ધિથી રાસ રમવાનો મૂળ ઉદ્દેશ ભૂલી જવાય અને તેના ઠેકાણે વિષયભોગની લીલાજ પ્રસરે તો અધર્મનું હૃદયમન્દિર બની શકે તેમાં આશ્ચર્ય નથી. સૂક્ષ્મ ભૂમિકામાં આત્મા એ શ્રીકૃષ્ણ છે અને તેની જ્ઞાન દર્શન અને દયા આદિ, વૃત્તિયોરૂપ ગોપીકાઓ છે; તેની સાથે ક્ષણે ક્ષણે આત્મા રમે છે; તેનાથી તે વિભાવમાં પ્રવેશતો નથી, પણ ઉલટો સ્વસ્વભાવના રાગમાં વિશેષતઃ સ્થિર થઇને સહજ આનન્દ રસ આસ્વાદે છે. આત્માએ આવી સ્થિતિનો રાસ રમવો એવું તેનું મૂળ રહસ્ય છે, તે જો દૂર રહે અને ઉલટું હૃદયમાં કામાદિ રાસનું ચિત્ર ખડું થાય, તો તેને કુરાસ કહેવામાં આવે તેમાં કંઈ આશ્ચર્ય નથી. યુરોપ દેશના મનુષ્યોમાં જુદી રીતે આ રાસક્રીડાનો આશ્રય લેવામાં આવે છે. દુનિયામાં પણ લૌકિક નિષ્કામ પ્રેમની યોગ્યતા લાવ્યાવિના આવા રાસોથી વિપરીત પરિણામ આવે છે, અર્થાત્ પુરૂષો અને સ્ત્રીઓ કામ અને ભયનોજ રાસ રમે છે એવી તેમના હૃદયની ખાત્રી થાય છે. લોકોત્તર નિષ્કામ પ્રેમ મેળવવો એ કંઈ ન્હાના છોકરોના ખેલ નથી. આત્માનું જ્ઞાન થતાં નિષ્કામ પ્રેમનું દ્વાર ખૂલે છે, માટે મનુષ્યોએ નિષ્કામ પ્રેમમાટે આત્મજ્ઞાનની ઉપાસના કરવી જોઇએ. પ્રેમવિના સહજ આનન્દમાં પ્રવેશ થઈ શકતો નથી. કામ અને સ્વાર્થ તથા ભય વગેરે નીકળી જતાં પ્રેમની શુદ્ધિ થાય છે. પારદ ધાતુને મારીને તેની શુદ્ધિ કરી વાપરવાથી શરીરપુષ્ટિ થાય છે, પણ કાચો પારો ખાવાથી ઉલટી શરીરની અને પ્રાણની હાનિ થાય છે. તે પ્રમાણે પ્રેમની પણ કામ, સ્વાર્થ, આશા અને ભય વગેરે

દોષોને બાળીને શુદ્ધિ કરવી જોઇએ; પશ્ચાત્ તેવો શુદ્ધપ્રેમ આનન્દનાં દ્વાર ખુલ્લાં કરવા સમર્થ થાય છે. કાચા પારાના ભક્ષણની પેઠે મનુષ્યો કામ, સ્વાર્થ, ભય અને અવિશ્વાસથી ભરેલા પ્રેમને ધારણ કરી નીચ માર્ગમાં ઉતરી જાય છે અને દુઃખના ખાડામાં પડે છે. અશુદ્ધ પ્રેમથી પોતે દુઃખી થાય છે અને પોતાના સંબન્ધમાં આવતાં હજારો મનુષ્યોને અશુદ્ધ પ્રેમનો પાઠ શિખવીને દુઃખી કરે છે. વિષયની શાન્તિનો મુખ્ય ઉદ્દેશ જેમાં છે એ કંઈ પતિસાથેનો શુદ્ધ પ્રેમ નથી. જગત્માં પશુ-વૃત્તિના પ્રેમને ધારણ કરનારી કરોડો સ્ત્રીઓ છે. પોતાના પતિથી કામ ભોગની તૃપ્તિ ન થાય તો, તેઓ છેડા છુટકા કરે છે, અન્ય પુરૂષની સાથે પશુ પ્રેમથી જોડાય છે અને વ્યભિચાર કર્મ કરે છે; જગત્નો ભય લાગવાથી હૃદયમાં કંપે છે અને કરેલા પતિને અનેક પ્રપંચોથી મારી નાખે છે. અન્યને પતિ કરે છે, ત્યાં પણ ન ફાવ્યું તો અન્યને પતિ કરે છે, અર્થાત્ મનમાં અનેક પુરૂષોની સાથે પશુવૃત્તિ પ્રેમનો સંબન્ધ ધારણ કરવા ઇચ્છા કરે છે. આવી અધમ સ્ત્રીઓ પ્રેમ એ વસ્તુનું લક્ષણ જાણી શકતી નથી, તેથી તે સુધરેલા કહેવાતા પણ વસ્તુતઃ બગડેલા એવા કેટલાક, દેશોમાં પોતાના પતિની સાથે પશુ પ્રેમવૃત્તિ લગ્ન કરે છે અને અન્યની સાથે પણ જુદાજ પ્રકારનાં પ્રેમ લગ્ન કરે છે. આવા પ્રેમ લગ્નથી અનિષ્ટ પરિણામો ઉત્પન્ન થાય છે. વિષયભોગ પ્રેમ એજ મનુષ્ય જીવનનો મુખ્ય ઉદ્દેશ કલ્પીને, જે સ્ત્રીઓ અને પુરૂષો સંસારમાં વર્તે છે, તેઓ હજી નિષ્કામ પ્રેમના પગથીએ ચડયાં નથી. એવા પુરૂષો ઉત્તમ પુરૂષો તરીકે બની શકતા નથી અને તેવી સ્ત્રીઓ પતિવ્રતા સ્ત્રીઓનું ઉત્તમ જીવન ગુજારી શકતી નથી. આર્યાવર્તમાં જૈનધર્મના પ્રતાપથી સસારમાં-ગૃહસ્થ દશામાં પુરૂષ અને સ્ત્રીનો ઉત્તમ લૌકિક-નિષ્કામ પ્રેમ પ્રાયઃ હોવો જોઇએ. આ સંબન્ધી શિક્ષણ આપવા, તેવાં હજારો ચરિત્રો મયણા-સુંદરી અને શ્રીપાળ વગેરેનાં મોજુદ છે. કેટલાક કવિયો પ્રેમને પરમેશ્વર કહે છે, પણ લેખક તો જો શુદ્ધ પ્રેમ હોય તો તેનાવડે પરમાત્મપદની પ્રાપ્તિ થાય છે એમ માને છે. સ્ત્રી અને પુરૂષનું ઐક્ય સાંધનાર પ્રેમ છે, પ્રેમની સાંકળથી આખું જગત્ જોડાયલું છે; હવે મૂળ વિષયપર આવીએ. સ્થૂલ જગત્ની ભૂમિકામાં પણ સ્ત્રી પોતાના પતિપર લૌકિક નિર્મલ પ્રેમ ધારણ કરે છે અને પતિવ્રતાના ધર્મોને સાચવી પ્રેમથી બન્નેનું ઐક્ય અને બન્નેની તન્મયતારૂપ રાસ રમે છે, તોજ પોતે આનન્દ પામે છે.

જગત્ની સ્થૂલ ભૂમિકા કરતાં, અન્તરની શુદ્ધચેતના સ્ત્રી પોતાના

આત્મસ્વામિની સાથે તન્મય દશાએ શુદ્ધ રમણતારૂપ રાસ રમવાને માટે, સ્વામિની પાર્થના કરે અને તેમાં મદનવૃત્તિ અને ભય વૃત્તિને ઘરની દાસીસમાન ગણીને તેનો હિસાબ ગણે નહી તે યોગ્ય છે, અર્થાત્ હૃદયોદ્ગારથી આત્મસ્વામિને વિજ્ઞપ્તિ કરેછે તે ખરેખર યોગ્ય કરે છે. હૃદયમાં જેવું હોય છે તેવું શુદ્ધ પ્રસંગોમાં બહાર નીકળ્યાવિના રહેતું નથી. તે પોતાના અન્તરની શુદ્ધ દશાને પ્રગટ કરે છે અને સ્વાર્થદોષ પરિહારતાને દર્શાવે છે.

આત્મસ્વામિની સેવામાં તે એકસ્થિરોપયોગથી હાજર થઇને ઉપર્યુક્ત વચનો વદે છે. પોતાનો શુદ્ધ પ્રેમ તેની વાણીદ્વારા-બોલતાંજ ઝળકી ઉઠે છે. શુદ્ધચેતનાની આવી શુદ્ધપ્રેમ લક્ષણાભક્તિ અને એકતા, તેમજ લીનતા ભક્તિથી, પતિનું તે આકર્ષણ કરે તેમાં કંઈ પણ આશ્ચર્ય નથી. જગત્માં સર્વેને આકર્ષણ કરનારી પ્રેમશક્તિ છે. પ્રેમમાં તલ્લીન બનેલ મનુષ્ય હું અને તું વિસરી જાય છે. શુદ્ધચેતના પ્રેમની પ્યાસી બની છે અને તેથી તેની આવી દશાથી તે પોતાના સ્વામિનું આકર્ષણ કરી શકે એ બનવા યોગ્ય છે.

શુદ્ધચેતનાનું જીવન શુદ્ધભાવ પ્રાણ છે. શુદ્ધચેતના પોતાના અસંખ્યાત પ્રદેશી આત્મસ્વામિને મળવાનેમાટે અધિકારી બની છે. તે તેના બોલવાપરથી સિદ્ધ થાય છે અને તે ઉપરના ગુણસ્થાનકની ભૂમિકામાં જઈને બોલે છે એમ અનુમાન થાય છે. મદનવૃત્તિ અને ભયવૃત્તિ પણ દાસીસમાન થઈ શકે એવી તેણે પોતાની આત્મશક્તિ પ્રાપ્ત કરી છે. હવે તે આગળ વધીને પોતાના ચેતનસ્વામી સંબન્ધી શું કહે છે અને કેવી પ્રવૃત્તિ કરે છે તે દર્શાવવામાં આવે છે.

**अनुभव जाहके करो विचार, कद देखे द्वैताकी तनमें सार ॥**
**प्यारे० ॥ ४ ॥**

**जाय अनुभव जइ समजाये कंत, घर आये आनन्दघन भये**
**वसन्त ॥ प्यारे० ॥ ५ ॥**

ભાવાર્થઃ—શુદ્ધચેતના સ્ત્રી પોતાના મિત્ર અનુભવને કહે છે કે, જેના તનુમાં દ્વૈતભાવનાની સારડી લાગી રહે છે તેને કેટલુંબધું દુઃખ થાય છે, તેનો હે અનુભવ! વિચાર કરો. ચેતનસ્વામી દ્વૈતભાવનાની સારડીથી મારા હૃદયમાં મહા વ્યથા ઉત્પન્ન કરે છે; તેનાથી મને જે દુઃખ થાય છે તેનો ક્યારે તે વિચાર કરે છે? પતિ અને પત્નીની ભિન્નતા એ એક જાતની હૃદયને સારનારી સારડી છે. મારા સ્વામી

અને મારી જુદાઈ કોઈ પણ રીતે અંશમાત્ર સુખપ્રદ નથી. બન્ને વચ્ચે ભેદ પડાવનારી વિભાવ દશા છે. શુદ્ધચેતના કથે છે કે, મારી સાથે સ્વામીનો ભેદભાવ એ કોઈ રીતે સ્વપ્નમાં પણ શાંતિ કરનાર નથી.

શુદ્ધચેતનાનું ખરેખર આ વાસ્તવિક કથન છે. જગત્‌ની સ્થૂલ ભૂમિકામાં પણ નીતિશાસ્ત્રના વેત્તાઓ, સ્ત્રીની સાથે પુરૂષની દ્વૈતભાવનાને, હૃદયને વ્હેરનારી સારડી કથે છે. સ્થૂલ-બાહ્ય જગત્‌માં પણ સ્ત્રીની સાથે પુરૂષ ભેદભાવ રાખે તો તે સ્ત્રીને અત્યંત દુઃખકર લાગે છે. પુરૂષ અને સ્ત્રીના સમાન વિચાર, આચાર અને વય આદિ હોય છે તો બન્નેનું સર્વાવસ્થામાં ઐક્ય રહી શકે છે. સંસારની બાહ્ય ભૂમિકામાં પણ પુરૂષ અને સ્ત્રીના સ્વભાવનું મળતાપણું દેખવામાં આવે છે તો લગ્ન પશ્ચાત્ બન્નેની અદ્વૈતતા અર્થાત્ એકતા કાયમ રહે છે. પુરૂષમાં નીચે પ્રમાણે ગુણો હોવા જોઇએ. સ્ત્રીના હૃદયને જાણનાર હોવો જોઇએ. વિષય સ્વાર્થની બુદ્ધિથી લગ્ન કરનાર ન હોવો જોઇએ, કારણકે વિષયના પ્રેમથી સ્વાર્થી બનેલો પુરૂષ પોતાની સ્ત્રીની સાથે અમુક કારણોથી અણબનાવ થતાં, અથવા પોતાની સ્ત્રીથી અન્ય સ્ત્રીના રૂપાદિકની મનોહરતા અને શ્રેષ્ઠતા વધુ દેખતાં, પોતાની સ્ત્રીપરનો પ્રેમ ઉતારી દેછે અને પરસ્ત્રી સાથે લંપટ બને છે. આવાં દુનિયામાં લાખો દૃષ્ટાન્તો જોવાં હોય તો જોઈ શકાય તેમ છે, માટે પોતાની સ્ત્રીવિના અન્યની સ્ત્રી સાથે પત્ની પ્રેમનો સંબન્ધ ત્યાગનાર પુરૂષ હોવો જોઇએ. પોતાની સ્ત્રીના શ્રેયમાટે તેને ઉચ્ચ કોટીપર ચઢાવનાર હોવો જોઇએ, અર્થાત્ પોતાની સ્ત્રીને ઉન્નતિ માર્ગમાં સહાય કરનાર પુરૂષ હોવો જોઇએ. કામ અર્થાત્ વિષયભોગનેમાટે સ્ત્રી લગ્ન છે એટલુંજ માત્ર સમજનાર ન હોવો જોઈએ. કામભોગની આશાએ સ્ત્રીને ખુશી કરવી આવી વૈષયિક બુદ્ધિને ધારણ કરનાર ફક્ત ન હોવો જોઇએ. કારણકે સ્ત્રીનો આત્મા પણ પોતાના આત્માની બરોબર છે. ભોગકર્મના ઉદયથી સ્ત્રીના સંબન્ધમાં આવે તો પણ, ભોગકર્મને વખત આવે ત્યાગ કરવાની ઇચ્છાવાળો હોવો જોઇએ. સંસારમાં રહ્યા છતાં જલકમલવત્ નિર્લેપ દશા ધારણ કરવાનો ભાવ જેના હૃદયમાં છે એવો પુરૂષ હોવો જોઇએ ક્ષમા, વિવેક, દયા, દાન, ગુણાનુરાગ, ધર્મ, પ્રેમ, તત્ત્વદૃષ્ટિ, ગંભીરતા, સહનશીલતા, ધૈર્યતા, વીરતા, સમાનતા, દક્ષતા અને સમયજ્ઞ આદિગુણોને ધારણ કરનાર પુરૂષ હોવો જોઇએ. ધર્મ કાર્યમાં સ્ત્રીને સહચારિ બનાવનાર હોવો જોઇએ. શ્રી જૈનધર્મનાં તત્ત્વોનો જ્ઞાતા હોવો જોઇએ. કરેલી પ્રતિજ્ઞાને વહન કરનાર પુરૂષ હોવો જોઇએ. સંસાર વ્યવહારમાં જોડાતાં પહેલાં પોતાના આત્માની તુલના કરનાર હોવો જોઇએ. ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચાર

વર્ગને આરાધન કરવાની શક્તિવાળો હોવો જોઇએ. શ્રી જિનેશ્વર ધર્મમાં અને તેમના આગમોમાં જેનું હૃદય શ્રદ્ધાથી રંગિત થઈ ગયું છે એવો પુરૂષ હોવો જોઇએ. સંસારમાં અનેક પ્રકારની ઉપાધિયોમાં સ્થિરતા ધારણ કરી શકે એવો પુરૂષ હોવો જોઇએ. નીતિના સદ્વર્તનથી પોતાની શ્રેષ્ટતાની ખ્યાતિ કરાવનાર પુરૂષ હોવો જોઇએ. પ્રસંગોપાત્ત પોતાની સ્ત્રીને પ્રેમ અને વિવેકથી હિતશિક્ષા આપનાર હોવો જોઇએ, અર્થાત્ વેશ્યા અને અન્ય સ્ત્રીઓના સમાગમમાં વિષયભોગેચ્છાથી ન આવનાર જે હોય, આર્ય રીતિ, નીતિ અને સદાચારથી પોતાનું, પવિત્ર જીવન ગાળનાર હોય, પોતાની સ્ત્રીનાપર વિષયભોગવિનાનો પણ અન્ય નિર્મલ આત્મપ્રેમને ધારણ કરનાર હોય, તેવા પુરૂષ ખરેખર લગ્નસંસ્કારને યોગ્ય ગણી શકાય છે; એમ વિદ્વાનો જણાવે છે. લગ્નના મંડપમાં ગમન કરીને સ્ત્રીસાથે લગ્ન કર્યાં અને પતિ બની ગયા એટલાથી કંઈ પતિ તરીકેની યોગ્યતા પ્રાપ્ત થઈ શકતી નથી. તેનામાં ઉપર્યુક્ત ગુણો હોવા જોઇએ, તેમજ અન્ય પણ ઘણા ગુણો હોવા જોઇએ. હવે પતિની સાથે લગ્ન કરતાં સ્ત્રીએ કયા કયા ગુણો ધારણ કરવા જોઇએ તે દર્શાવે છે.

સ્ત્રીમાં સ્વાભાવિક ગુણ કરૂણાનો હોવો જોઇએ. પોતાના પતિ-સિવાય અન્ય સર્વ પુરૂષોપર નિષ્કામ-શુદ્ધ પ્રેમ ધારણ કરનારી હોવી જોઇએ. પોતાના પતિપર પણ સકામ અને નિષ્કામ પ્રેમને ધારણ કરનારી હોવી જોઇએ. કેટલીક મારવાડની ક્ષત્રિય-રાણીઓની પેઠે પ્રાણ પડે તોપણ શીયલવ્રતથી ભ્રષ્ટ ન થનારી અને દયાની દૃષ્ટિથી સર્વ જીવોનું ભલું કરનારી હોવી જોઇએ. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે વર્ગની, ગૃહસ્થદશામાં આરાધના કરનારી હોવી જોઇએ. તે પરપુરૂષને વિષયભોગની બુદ્ધિથી કદાપિ ન દેખનારી હોય, સ્વકીય ગૃહકાર્યની વ્યવસ્થા કરનારી હોય, પતિના પર પ્રાણ પાથરનારી હોય, વિવેક દૃષ્ટિથી ગૃહકાર્ય કરનારી હોય, કુલટા સ્ત્રીઓની સંગતિ કરનારી ન હોય, કામભોગને માટેજ પાણિગ્રહણ કર્યું છે એવી બુદ્ધિને ધારણ કરનારી ન હોય, કામભોગ છે તેજ મનુષ્ય જીવનનું કર્તવ્ય છે એમ ન સમજતી હોય, મનમાં ઉત્પન્ન થતા કામના વિચારોથી ઉન્માર્ગમાં ગમન કરનારી ન હોય, પતિની સાથે કલેશ કરનારી ન હોય, અનેક પદાર્થોના સ્વાર્થની સિદ્ધિ માટેજ પતિને કરવો જોઇએ, એવું જેના મનમાં સાધ્ય બિન્દુ ન હોય, સ્વાર્થ સરે તાવત્ પતિને માને અન્યથા પતિથી પરાઙ્મુખ થઈ જવું એવા દોષવાળી ન હોય, હૃદયમાં અન્ય અને વાણીમાં અન્ય એવા દ્વિધા ભાવને ધારણ ન કરતી હોય, પતિથી કપટ કરીને અન્ય બાજી રમનારી ન હોય, ધર્મમાર્ગમાં જેની અત્યંત

પ્રીતિ હોય, દેવ ગુરૂ અને ધર્મની ઉપાસના કરનારી હોય, લગ્ન કર્યા પશ્ચાત્ પતિની સાથે બનતું ન આવે તો દરરોજ ક્લેશ કરનારી ન હોય ઈત્યાદિ, ગુણવાળી સ્ત્રી પતિવ્રતા ધર્મ પાળવાને માટે લાયક બને છે. પતિવ્રતા સ્ત્રી પોતાના સ્વામિમાં અને પોતાનામાં ભેદ અવબોધતી નથી. શુદ્ધ હૃદયથી સ્વકીય પતિની સાથે સંબન્ધ ધારણ કરે છે. પતિવ્રતા સ્ત્રી વિષયભોગના સ્વાર્થને હીસાબમાં ગણુતી નથી, તેથી તે પોતાના પતિના મૃત્યુ પશ્ચાત્ પોતાનું જીવન પૂર્ણ બ્રહ્મચર્યમય ગાળે છે, અર્થાત્ પતિવિનાના જીવનને ધર્મકાર્યમાં ગાળે છે. પતિવ્રતા સ્ત્રી પોતાના પતિપર ક્રોધ કરતી નથી. જે સ્ત્રી, પતિ જો પોતાનું ઈષ્ટકાર્ય કરે તો ક્ષણમાં ખુશી થાય અને કદાપિ તેનું ઈષ્ટકાર્ય જો ન થયું તો પતિના ઉપર ક્રોધ કરીને મુખ ચડાવી દે અને પતિની ગુપ્ત વાતો અન્ય શત્રુ આગળ પ્રકાશી દે, તે ઉત્તમ સ્ત્રી કહી શકાય જ કેમ? પોતાના કુટુંબીઓનું અને જગતનું ભલું કરવા ઉત્તમ સ્ત્રીઓની વૃત્તિ હોવી જોઇએ. જૈન ધર્મોન્નતિ કરવાને માટે તન, મન, ધન અને પ્રાણની આહૂતિ આપવા ઉત્તમ સ્ત્રી સદાકાલ તત્પર રહે છે. ઉત્તમ સ્ત્રીઓ પોતાના ઘેર આવેલા અતિથિયોની સેવા-ચાકરી કરે છે, પોતાનાથી જે વડીલો હોય તેની આગળ વિનય દેવી તરીકે દેખાય છે, ભક્તિ, વ્રત, પ્રત્યાખ્યાન, શ્રદ્ધા, ધર્મક્રિયા, પ્રતિક્રમણ, સામાયક અને તપ વગેરેને આચારમાં મૂકીને અન્યની આગળ દૃષ્ટાન્તરૂપ બની જૈનધર્મનો ફેલાવો કરવા બનતા ઉપાયો કરે છે, ગૃહસ્થાવાસમાં રહીને યથાશક્તિ શ્રાવિકાનાં વ્રત અંગીકાર કરે છે, જૈનધર્મના સિદ્ધાન્તોની હૃદયમાં પૂર્ણ શ્રદ્ધા ધારણ કરે છે, પોતાના પતિને દુઃખમાં સહાય કરે છે, સ્વકીય પતિને ઉત્તમ સલાહો આપવાને મંત્રીના જેવા ગુણો ધારણ કરે છે, પોતાના પતિથી સ્વકીય હૃદયની ભિન્નતા ધારતી નથી અને પોતાના પતિપર પૂર્ણ વિશ્વાસ રાખેછે, પરમાર્થ બુદ્ધિથી જગતનું શ્રેયઃ કરવા પ્રવૃત્તિ કરે છે અને મનમાં લજ્જાને ધારણ કરે છે, તેમજ મનમાં સાગરની પેઠે સર્વ વાતોને સમાવે છે, મનમાં સહનશીલતા ધારણ કરે છે, ક્ષમા, માર્દવતા, સરલતા અને ધૈર્ય આદિ ગુણોનું આશ્રમ-સ્થાન બને છે, સર્વ જીવોપર પરોપકાર કરવા મનમાં ઈચ્છા ધારણ કરે છે, અહં અને મમત્વનાં બીજ બાળવામાટે ઉત્તમ જ્ઞાનની સંપ્રાપ્તિ કરે છે, જગતની વસ્તુઓની જે આશા તેની દાસી બની શકતી નથી, ધર્મના રક્ષણમાટે અને દેશના રક્ષણમાટે સિંહણની પેઠે શૂરતાને ધારણ કરે છે, પતિની પેઠે પોતે પણ વ્યાવહારિક અને ધાર્મિક જ્ઞાનનો પ્રતિદિન અભ્યાસ વધારતી રહે છે, ઉત્તમ જૈનધર્મના આચારો અને વિચારોને તજી,

ફુરીવાજોના ફન્દમાં ફસાતી નથી, ગૃહનાં સર્વ કાર્યોને યતનાથી કરે છે અને પોતાનાં સંતાનોને વ્યાવહારિક અને ધાર્મિક કેળવણી આપે છે, તેમજ ઉત્તમ આચારોને શિખવે છે. અનેક પ્રકારના સુન્દર શણગાર સજવા અને ગાડી વાડી અને તાડીમાં મશગુલ થઇને મોજ શોખ મારવામાંજ ઉત્તમ સ્ત્રી પોતાના જીવનનું સાધ્યબિન્દુ લક્ષતી નથી; પોતાના આત્માની ઉન્નતિ અને અન્ય જીવોની ઉન્નતિ અર્થે પોતાનું જીવન છે એમ ઉત્તમ સ્ત્રી સમજે છે. સંસારના સર્વ જડ પદાર્થો ક્ષણિક છે, જડ પદાર્થો કોઈના થયા નથી અને થશે નહિ. શરીરની સુન્દરતા ક્ષણિક છે, એમ પતિવ્રતા સ્ત્રી સમજે છે, તેથી તે શરીર અને રૂપ આદિનો અહંકાર કરતી નથી, તેમ શરીરની ટાપટીપ અને વસ્ત્રો તથા આભૂષણોથી અન્યોને આકર્ષણ કરવાનું તે પસંદ કરતી નથી. પતિની સેવા કરવામાં આત્મભોગ આપે છે. વસ્તુતઃ જ્ઞાનગર્ભિત વૈરાગ્યથી તે ભોગને રોગ સમાન જાણે છે અને વ્યવહાર અને નિશ્ચયનયથી જૈનધર્મની આરાધના કરે છે, પોતાના ઉત્તમ નીતિમય અને ધર્મમય આચારો અને વિચારોથી મન, વાણી અને કાયાની શુદ્ધિ કરે છે, આવી રીતે ઉત્તમ પતિવ્રતા સ્ત્રીઓ જો હિન્દુસ્થાનમાં વધુ ઉત્પન્ન થશે તો હિન્દુસ્થાન પુનઃ જાગ્રત થશે; વર્તમાન એક દેશીય-દૃષ્ટિથી દેખાતા સુધારા, કિન્તુ ભવિષ્ય દૃષ્ટિથી દેખાતા કુધારાઓનો ચેપ, આર્યસ્ત્રીઓને જો લાગુ પડશે તો તેઓની સ્થિતિ ત્રિશંકુની પેઠે થશે. યુરોપ અને અમેરિકા દેશના લોકો પણ ભારતવર્ષની સ્ત્રીના પતિવ્રતા ધર્મોને હવે પ્રશસવા લાગ્યા છે. કહેવાતા સુધારાના શિખરે પહોંચેલા પણ, આર્યાવર્તમાં-જૈનશાસ્ત્રમાં કથેલા પતિવ્રતા સ્ત્રીના ધર્મને પ્રશંસે છે, કેમકે ઉત્તમ પુરૂષ અને ઉત્તમ સ્ત્રી બન્ને પરસ્પર સંપીને સંસારમાં રહે છે અને પરસ્પર એક બીજાનું ભલું કરવા પ્રયત્ન કરે છે, અર્થાત્ પરસ્પરની ઉન્નતિ કરવા સ્ત્રી અને પુરૂષ પ્રયત્ન કરે છે. પરસ્પર મનનું ઐક્ય રાખીને ઉત્તમ સ્ત્રી અને પુરૂષ વર્તે છે, તેથી દ્વિધાભાવરૂપ સારડીનું દુઃખ રહેતું નથી; તેથી શાતાવેદનીયજન્ય પૌદ્ગલિક સુખ ભોગવે છે. શુદ્ધચેતના કહે છે કે, હે અનુભવ ! ઉપર્યુક્ત સંસારદશામાં પણ પુરૂષ અને સ્ત્રીના ગુણો અને તેમાં દ્વિધાભાવનો અભાવ વર્તે છે એવું મેં જણાવ્યું, અર્થાત્ આવી રીતે સસારની સ્થૂલ ભૂમિકામાં પણ ઉત્તમ પુરૂષ અને પતિવ્રતા સ્ત્રીમાં દ્વૈતભાવ રહેતો નથી, એમ જ્યારે છે ત્યારે સૂક્ષ્મ આત્મપ્રદેશમાં મારો અને મારા ચેતનસ્વામીનો દ્વિધાભાવ રહે એ કેટલું બધું અનિષ્ટ છે? તેનો જરા વિચાર કરો! ત્રણ ભુવનમાં એકી અવાજે કહેવાય છે કે, આત્મા એજ ઉત્તમમાં ઉત્તમ અનન્ત ગુણમય પુરૂષ છે અને શુદ્ધચેતનાજ ઉત્તમમાં ઉત્તમ અનન્ત સુખપ્રદા સ્ત્રી છે.

આ જગત્‌ની કહેણી ખરેખર સત્ય છે અને તેથી મારાથી મારા સ્વામી ભેદભાવ રાખીને વિભાવ દશારૂપ અન્ય સ્ત્રીની સંગતિથી પુદ્ગલ એંઠને આસ્વાદવા, ભિક્ષુકની પેઠે, ત્રણ ભુવનના નૃપ છતાં પ્રયત્ન કરે અને મારાથી ભિન્નતા રાખે તેમાં કોને મુખ નીચું ઘાલવું પડે ? તેનો જરા વિચાર કરો ! મારી સાથે દ્વિધાભાવ રખાવનાર વિભાવ દૃષ્ટિ છે. જો તેને તે તજી દે તો મારી અને તેમની અદ્વૈતતા થઈ જાય એમાં જરા-માત્ર પણ શંકા નથી. મારી સાથે દ્વિધાભાવ રાખવાથી તેમની અને મારી બન્નેની શોભા નથી અને અનન્ત સહજ સુખનો ભોગ પણ નથી, માટે હે અનુભવ ! તમે કૃપા કરીને મારા ચેતનસ્વામિને સમજાવો. મારી અને તેમની અદ્વૈતતા કરી આપો, કે જેથી બન્નેનું ઐક્ય થવાથી પરમાત્મદશા પ્રગટ થાય.

અનુભવે શુદ્ધ ચેતનાની વિજ્ઞપ્તિ શ્રવણ કરી અને તેણે આત્માની પાસે ગમન કર્યું; આત્માની પાસે જઇને આત્માને શુદ્ધચેતનાનું સર્વ કથન સંભળાવ્યું અને આત્માને શુદ્ધ ચેતના સમ્મુખ કર્યો અને વિભાવ દશાનો સંગ તજાવ્યો. આત્મપતિ, પોતાની સત્ય સ્ત્રી-શુદ્ધચેતનાના ગૃહમાં ક્ષાયિકભાવે ત્રયોદશમ ગુણસ્થાનકમાં આવ્યા. કેવલજ્ઞાન અને કેવલ દર્શનરૂપ ક્ષાયિકભાવની શુદ્ધચેતનાને ભેટયા. આત્માનું અને શુદ્ધચેતનાનું ઐક્ય થઈ ગયું. આનન્દના ઘનભૂત ચેતન જ્યારે શુદ્ધચેતનાના ગૃહમાં આવ્યા ત્યારે અન્તરના ક્ષાયિકભાવના સદ્ગુણોની વસન્તઋતુ ખીલી ઉઠી. આત્માના અસંખ્યાત પ્રદેશે સમયે સમયે અનન્તગણું સુખ પ્રગટવા લાગ્યું. આત્મા તે પરમાત્મારૂપ થયો. સદાકાળની અન્તરની ક્ષાયિકભાવ સદ્ગુણોની વસન્ત ઋતુના અનન્ત સુખમાં બન્નેનું સદાકાલનેમાટે ઐક્ય થયું; એમ શ્રી આનન્દઘનજી કહેછે.

## पद ५९.

(राग कल्याण.)

**मोकूं कोउ कैसी हूतको, मेरे काम एक प्राण जीवनसूं ।**
**और भावे सो बको ॥ मोकूं० ॥ १ ॥**

ભાવાર્થઃ—સમતા કહે છે કે, ભલે કોઈ ગમે તેવી રીતે મને ધૂત્કારો, પણ મારે તો મારા પ્રાણજીવન એવા આત્મસ્વામિનુંજ કામ છે-દુનિયામાં અન્ય લોકો મનમાં આવે તે બકો અર્થાત્ બબડયા કરો, પણ મારે તે તરફ જોવાનું નથી; મારા પ્રાણજીવનની પ્રાપ્તિ માટે હું ગમે તેમ કરીશ. દીવાની દુનિયાના બોલ ઉપર લક્ષ્ય આપવાનું નથી. દુનિ-

યાના લોકો ગમે તેનાપર ભિન્ન ભિન્ન અભિપ્રાયવાળી ટીકા કર્યાવિના રહેતા નથી. દુનિયાના બોલ્યાપર જો લક્ષ્ય આપવામાં આવે તો કોઈપણ કાર્ય થઈ શકે નહિ. તીર્થંકરો સંબન્ધી પણ દિવાની દુનિયા એકસરખો અભિપ્રાય ધરાવી શકતી નથી. એક વિદ્વાન્ કહે છે કે તું તારૂં કાર્ય કરે જા, અન્યની ટીકાથી તારૂં કાર્ય છોડીશ નહિ; જો તારા હૃદયમાં તે કાર્ય સારૂં અને પરિણામે હિતકર લાગે છે તો દુનિયાની ટીકાને તારે શામાટે સાંભળવી જોઈએ. એક અધ્યાત્મજ્ઞાની તો એટલાસુધી લખે છે કે જગત્‌ના લોકોની ટીકાથી કોઈ બચ્યો નથી, માટે તારે પોતાના કાર્યમાં જ લક્ષ આપવું જોઈએ. એક મહાત્મા જણાવે છે કે, જેનાપર કોઈ ટીકા કરતું નથી, તેની મહન્તોમાં ગણતરી છે કે નહિ તે નક્કી કહી શકાય નહિ. સૂર્યના ઉદય પૂર્વે કાગડાઓ કાકા શબ્દો કર્યા કરે છે, તેથી કંઈ સૂર્ય, ઉગવાનું કાર્ય બંધ કરતો નથી. એમ મનમ આશય લાવીને સમતા પોતાના મિત્ર અનુભવને દર્શાવે છે કે, ભલે દુનિયા ગમે તેમ કહે પણ મારે તો મારા જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ભાવ પ્રાણના પતિ–એવા આત્મસ્વામિનું કામ છે; મારા કાર્યનું પ્રયોજન જે ન જાણી શકે, તે મારી નિન્દા કરે તો તેમાં મારૂં શું જાય છે? કહ્યું છે કે,–

॥ શ્લોક ॥

**नवेत्ति योयस्य गुणप्रकर्षं, सतस्यनिन्दां प्रकरोतिनित्यं,**

**किरातकन्या करिकुम्भजातं मुक्ताफलं त्यज्य बिभर्त्ति गुञ्जां ॥ १ ॥**

જે જેનો ગુણ જાણતો નથી, તે તેની નિન્દા કરે છે–ભિલ્લની કન્યા કરિકુંભસ્થળથી ઉત્પન્ન થએલ મુક્તાફળ( મોતિ )નો ત્યાગ કરીને ચણોઠીને ગ્રહણ કરે છે, તેમ જગત્‌ના લોકો અજ્ઞાનના યોગે ગમે તેવી નિન્દા કરે છે, માટે મારી પણ જગત્‌ના લોકો ગમે તેવી રીતે ટીકા કરે તોપણ મારે મારા પ્રાણપતિને મળવાનું કાર્ય ત્યજવાનું નથી.

મોટા મોટા મુનિવરોની પણ દુનિયા ટીકા કર્યા કરે છે, તેથી મુનિવરો પોતાનું આત્મધર્મ પ્રાપ્તિનું કાર્ય તજી દેતા નથી. કોઈ એમ કહે કે, આત્મામાં કંઈ સાર નથી, આત્માની પ્રાપ્તિમાટે સંસાર છોડી દેવો એ મૂર્ખપણાનું લક્ષણ છે, આત્માની પ્રાપ્તિ થાય તો શું અને ન થાય તોય શું? ઈત્યાદિ દુનિયા ગમે તેવું અઘટતું બોલે તોપણ હું મારા આત્મપતિને છોડવાની નથી. કોઈ એમ કહે કે તારો ચેતનસ્વામી ભ્રાન્ત બની ગયો છે, તને ચ્હાતો નથી, તારા ઉપર દ્વેષ ધારણ કરે છે, ઈત્યાદિ વાકયો બોલે તોપણ મારે તો મારા ચેતનસ્વામીને મળવું જોઈએ. કોઈ એમ કહે કે, સ્ત્રીએ પુરૂષપર આટલો બધો પ્રેમ

ન કરવો જોઇએ, પ્રેમની પણ હદ હોય છે, રાત્રી અને દિવસમાં વારંવાર સ્વામીનુંજ રટન કર્યા કરવું એ કંઈ સારૂં ગણાય નહિ, ઇત્યાદિ વાક્યોને પણ ભલે દુનિયા બોલો, પણ પોતાના સ્વાભાવિક શુદ્ધ ચેતનસ્વામીને મળવું અને તેમનું હૃદયમાં વારંવાર સ્મરણ કરવું, એ કોઈપણરીતે સ્ત્રીને નુકશાનકારક નથી. સ્ત્રીનો પોતાના ચેતનસ્વામીપરનો પ્રેમ છૂપાવ્યો કદી છૂપાતો નથી. પાન ચાવવું અને મુખ રક્ત ન થાય એમ તો કદાપિ બને કે? મારા સ્વામીને હું ચાહીશ અને તેમનું એક સ્થિરોપયોગથી ધ્યાન ધરીશ તો અવશ્ય મારા ચેતનસ્વામી, પરભાવદશારૂપ પરસ્ત્રીનો ત્યાગ કરીને, મારા શુદ્ધ રમણતારૂપ મન્દિરમાં પધારશે. મારા જ્ઞાનાદિ આધારભૂત ચેતનસ્વામિની પ્રસન્નતાને માટે અનેક તપ, જપ, ધ્યાન, સમાધિ અને લીનતાના ઉપાયો કરૂં તેમાં કોઇ જાતની લજ્જા શામાટે રાખું? અર્થાત્ મારા ચેતનસ્વામીની પ્રાપ્તિમાટે ગમે તે કરૂં અને ગમે તે બોલું તેમાં દુનિયાના બોલવા ઉપર કંઈપણ લક્ષ્ય આપવાની જરૂર નથી. સમતા કહે છે કે, હું ચેતનની સ્ત્રી છું અને અનન્ત ગુણમય એવા ચેતન મારા પતિ છે, એમ ત્રણ ભુવન જાણે છે; આ વૃત્તાંત કંઈ છાનું નથી તો મારા ચેતનની પ્રાપ્તિ માટે સાધ્વી બનું અને સકળ સંસાર છોડું તો તેમાં મેં કંઇ વિશેષ કર્યું કહેવાય નહિ. મનમાં, તનમાં અને વાણીમાં મારા ચેતનસ્વામી વ્યાપી રહ્યા છે, અર્થાત્ મારી રગોરગમાં ચેતનસ્વામી વસી રહ્યા છે, તેથી હું મારા સ્વામિને મળવામાટે અત્યંત આતુર બની છું સમતા આત્મસ્વામિનેજ શરણ્યમાં શરણ્યભૂત માનીને પુનઃ નીચેપ્રમાણે ઉદ્ગાર કાઢે છે.

**मैं आयी प्रभु सरन तुमारी, लागत नाहि धको ॥**
**भुजन उठाय कहुं औरनसुं, करहुं जकरही सको ॥ मोकू० ॥२॥**

ભાવાર્થ:—સમતા કહે છે કે, હે પ્રભો! હું તમારા શરણે આવી છું, તેથી મને કોઈ જાતનો ધક્કો લાગવાનો નથી, હાથ ઉઠાવીને અન્ય લોકોને કહું છું કે તમારી શક્તિ હોય તો મને પકડી શકો. જ્ઞાન, દર્શન, અને શાશ્વત સુખમય ચેતનસ્વામિનું શરણ અંગીકાર કર્યા પછી હવે મને કોઇનો ભય રહ્યો નથી, તેમ કોઇની સ્પૃહા પણ રહી નથી. દુનિયાના સર્વ જડ પદાર્થોને હું તૃણવત્ ગણું છું. રાગદ્વેષાદિ શત્રુઓને પણ હવે હું હિસાબમાં ગણુતી નથી. રાગદ્વેષાદિ શત્રુઓમાં જો હવે ખરેખરી શક્તિ હોય તો મને પકડવાને તૈયાર થાઓ!! અજ્ઞલોકોને રાગદ્વેષાદિ શત્રુઓ પકડી શકે છે, પણ હું હવે અજ્ઞાન દશાવાળી રહી

નથી; તેથી મારા ઉપર તેઓનું કશું-કંઈ જોર ચાલવાનું નથી. ત્રણ ભુવનનો સ્વામી મારો આત્મા છે. તેના શરણે હું ગઈ છું તેથી હે રાગાદિ શત્રુઓ! તમારૂં કશું કંઈ ચાલવાનું નથી. સ્વામીનું શરણ પામેલી સ્ત્રીને ત્રણ ભુવનમાં કોઇનો ભય રહેતો નથી.

સમતાની આવી, પતિપર શુદ્ધ પ્રેમદશા ખરેખર આદરણીય છે. સકલ દુનિયાની લજ્જા, ભય અને સ્પૃહાનો ત્યાગ કરીને સ્વકીય પતિના શરણમાં મસ્ત બનેલી,-એ હાથ ઉઠાવીને-તે જે બોલે છે તે ખરેખર ધન્યવાદને પાત્ર છે. સ્ત્રીમાં જે ગુણો જોઇએ તે સર્વે ગુણો સમતામાં દેખવામાં આવે છે. દુનિયામાંથી ઈષ્ટત્વ અને અનિષ્ટત્વ ઉઠી ગયું છે અને તેને ફક્ત પોતાનો ચેતનસ્વામીજ એક ઈષ્ટ લાગ્યો છે. સમતા પોતાના ચેતનવિના કશું કંઈ દેખતી નથી, અર્થાત્ તેનો આત્મા તેના ચેતનસ્વામીપર તલ્લીન બની ગયો છે. પ્રત્યેક મનુષ્યોમાં આવી સમતા પ્રગટે અને તે આત્માની પ્રાપ્તિમાટે તેવી દશા ધારણ કરે, તો મુક્તિ-સ્થાન કંઈ વેગળું નથી.

જગત્‌ની સ્થૂલભૂમિકામાં પણ ઉત્તમ પતિવ્રતા સ્ત્રી સ્વકીય સ્વામિપર આવો ઉત્તમ પ્રેમ ધારણ કરે છે અને પોતાના સ્વામિના શરણમાં રહે છે. તે કામાભિલાષ, રૂપરાગ, શરીરરાગ અને કુટિલ પુરૂષોના ફન્દમાં ફસાતી નથી. વ્યભિચારી દુષ્ટ પુરૂષોનું જોર પતિવ્રતા ઉપર ચાલી શકતું નથી. પતિવ્રતાને અન્ય કામી પુરૂષો પકડવાને શક્તિમાન્ થતા નથી. નિર્દોષ, નીતિમય પ્રેમને ઉત્તમ પતિવ્રતા સ્ત્રી ધારણ કરે છે. કુલટા-પુંશ્ચલી સ્ત્રીઓથી દેશની અધોગતિ થાય છે અને ઉત્તમ પતિવ્રતા સ્ત્રીઓથી દેશની ઉન્નતિ થાય છે. પતિવ્રતાના શુદ્ધ ઉત્તમ ગુણથી જગત્‌માં તે પૂજ્ય બને છે અને સતી તરીકે પ્રખ્યાતિને પામે છે અને સોળ સતીઓની પેઠે તે પ્રાતઃસ્મરણીય થાય છે. કદાપિ મેરૂપર્વત ચલાયમાન થાય, કદાપિ સૂર્ય પશ્ચિમ દિશામાં ઉદય પામે, તો પણ ઉત્તમ પતિવ્રતા સ્ત્રી જ્યાંસુધી ગૃહાવાસમાં રહે તાવત્, સ્વપતિનું શરણ કરે છે અને પોતાના પતિવ્રતાના ધર્મોનું સંરક્ષણ કરે છે; હજારો દુષ્ટ કામી પુરૂષો તેની લાજ લુંટવા પ્રયત્ન કરે તો પણ તે કદાપિ ભ્રષ્ટ થતી નથી. સિંહણની પેઠે શૂરી એવી પતિવ્રતા સ્ત્રીના ધર્મતેજથી દુષ્ટ પુરૂષો પણ ભાગી જાય છે. તે પતિના શરણે હોય છે તેથી અન્ય દુષ્ટ લોકોનું કશું કંઈ ચાલતું નથી. બાલ્યાવસ્થામાં સ્ત્રીજાતીને માતા અને પિતાનું શરણ હોય છે, યુવાવસ્થામાં પતિનું શરણ હોય છે, પશ્ચાત્ તેને પુત્રો થતાં પુત્રોથી તેનું રક્ષણ થાય છે. પતિવ્રતા સ્ત્રીઓના પ્રતાપથી મારવાડના ઉદેપુર આદિના-શિશોદીઆ આદિ ક્ષત્રિ-

યોએ મુસલ્માનોથી હિંદુધર્મનું સંરક્ષણ કર્યું હતું. પતિવ્રતાધર્મ ધારણ કરનારી એવી કેટલીક ક્ષત્રિયાણીઓને મુસલ્માન બાદશાહો પણ પકડી શક્યા નહોતા. વ્યાવહારિક અને ધાર્મિક વિદ્યાવાળી તેમજ, ધર્મમાં અત્યંત શ્રદ્ધાવાળી એવી પતિવ્રતા સ્ત્રીઓથી દેશ શોભી શકે છે.

જ્યારે સ્થૂલ જગત્‌ની ભૂમિકામાં પતિવ્રતા સ્ત્રીનું આવું ઉત્તમ સદાચાર અને પ્રેમમય વર્તન હોય છે, ત્યારે અન્તરમાં ત્રણ ભુવનનો સ્વામી એવો આત્મ સ્વામી જેનો છે, એવી સમતા સ્ત્રીનું ઉપર્યુક્ત પ્રેમમય અને સ્વામિની આજ્ઞાયુક્ત સદ્‌વર્તન અને તેથી નિર્ભય જીવન હોય એમાં કંઈ આશ્ચર્ય નથી. સમતા સ્ત્રીનો એકેક બોલ વારંવાર સ્મરણ કરવા યોગ્ય છે.

હવે ઉપર્યુક્ત હૃદયોદ્ગાર કાઢયા પશ્ચાત્, સમતા સ્ત્રી શું કથે છે, તે હવે નીચે જણાવવામાં આવે છે.

**अपराधि चित्त ठान जगतजन, कोरिकभांत चको ॥**
**आनन्दघन प्रभु निहचे मानो, इहजन रावरोथको ॥ मोकू०॥३॥**

**ભાવાર્થઃ**—અપરાધિ ચિત્તસ્થાનભૂત એવા જગત્‌ના લોકો કરોડો રીતિથી મને જુઓ, અથવા જગત્‌ના લોકો દોષરૂપાપરાધવાળું ચિત્ત જેનું છે એવી મને માનીને, કરોડો રીતિયોથી મને-દોષ દૃષ્ટિથી જુઓ તો પણ, તેમાં મારૂં કંઈ જવાનું નથી. ભલે આખી દુનિયા મારા ઉપર દોષ કાઢવાની બુદ્ધિથી જુએ તોપણ કંઈ મારો આત્મા દુનિયા તરફ ઢળવાનો નથી. દુનિયાના જોવા ઉપર મારે જોવાનું નથી, તેમ આપે પણ દુનિયાના કહેવાપર લક્ષ્ય ન આપવું જોઈએ. દુનિયાના લોકોની એકસરખી દૃષ્ટિ નથી. જેવી વૃત્તિથી દેખવામાં આવે છે તેવી સામી વસ્તુ જણાય છે. ઈષ્ટ અને અનિષ્ટત્વનો સાર ખેંચવાનેમાટે જગત્‌ના લોકોની ભિન્ન દૃષ્ટિયો પડે છે. જગત્‌ના લોકો મનને આગળ કરીને દરેક વસ્તુઓની પરીક્ષા કરવા જાય છે, પણ મનમાં પરીક્ષા કરવાની પૂર્ણ શક્તિ નથી. જગત્‌ના લોકો બાહ્યદૃષ્ટિના યોગે મારૂં સ્વરૂપ બરાબર ન જાણે અને તે મારા દોષ જોવા જાય, તેથી હું કંઈ મારા નિશ્ચયથી ડગવાની નથી, અર્થાત્ દુનિયા મનમાં આવે તેવું બોલ્યા કરે, તેથી મારે શું? કહ્યું છે કે,

भले ते दुनिया माने, अमारी दृष्टिथी अवळुं ।
गमे ते चित्तमां मानो, खराने शुं मनावानुं–॥
स्वभावे जे हशे ते छे, परीक्षा जो करो कोटी ।
नथी त्यां न्याय दुनियानो, खरुं सर्वज्ञने भासे ॥

अधुरानी परीक्षा शी ? अधुराने परीक्षा शी ?
परीक्षानी नथी पदवी, अहो सर्वज्ञवण बीजे-॥
थयो नहि ने थवानो नहि, जगत्‌नो एक मत क्यारे ।
मनोवृत्तितणां वाद्यो, प्रकाशे मुखथी नाना ॥

દુનિયા અમારી દૃષ્ટિથી ગમે તે અવળું બોલ્યા કરે તેની અમારે પરવા નથી. શુદ્ધાત્મ સ્વામિવિના મને અન્ય કશું કંઈ રૂચતું નથી. ચોલમજીઠનો રંગ મને મારા આત્મસ્વામિની સાથે લાગ્યો છે તે કદાપિ છૂટવાનો નથી. દોષાશ્રયભૂત એવા ચિત્તના યોગે જગત્‌ના લોકો મારા વિષે ગમે તેવું માને, તેથી મારે તેઓને મારી ખરી વાત મનાવવા જવાની જરૂર નથી. દુનિયાના મનુષ્યોને મનાવવા જતાં કદાપિ ચોલમજીઠનો રંગ આવવાનો નથી. પોતાની વાત ખરી છે અને સર્વજ્ઞ વાણીની તેમાં સાક્ષી છે તો અન્ય લોકો ગમે તેમ બોલે તેનાપર લક્ષ આપવાની કશી જરૂર જણાતી નથી. ખરૂં તત્ત્વ અન્તે ગગનમાં ચડીને ગાજે છે. ખરૂં તત્ત્વ જેટલા જોરથી છુપાવવામાં આવે છે, તેના કરતાં બમણા જોરથી તે બહાર આવે છે. ત્રણ ભુવનના સ્વામી અને લોકાલોક પ્રકાશક એવા મારા ચેતન સ્વામીમાં તન્મય થતાં દુનિયાની સ્પૃહા શી ? દુનિયા કરોડોગણી પરીક્ષા કરે તો પણ વસ્તુનો સ્વભાવ જેવો હોય છે તેવો અન્તે માલુમ પડ્યાવિના રહેતો નથી, માટે મારે દુનિયાનો ન્યાય જોઈતો નથી; કારણ કે, વસ્તુનું ખરૂં સ્વરૂપ સર્વજ્ઞને ભાસે છે. અધુરાની પરીક્ષા જગત્‌માં હોતી નથી, તેમજ સર્વજ્ઞ દૃષ્ટિવિનાની અધુરી એવી દુનિયાને સ્વબુદ્ધ્યા પરીક્ષાનો અધિકાર પણ નથી. ખરી પરીક્ષાની પદવી સર્વજ્ઞવિના અન્યને ઘટી શકતી નથી. જગત્‌ના લોકોમાં કોઈ પણ બાબતની પરીક્ષામાં બે મત પડ્યાવિના રહેતા નથી. અમુક આચાર્યને કોઈ સારા માને છે, તો અમુક તેને બુરા માને છે; અમુકને કેટલીક દુનિયા વ્યભિચારી માને છે, તો કેટલીક દુનિયા તેને બ્રહ્મચારી માને છે. જગત્‌ના લોકોનો એક મત આજસુધી-ધર્મ વગેરે કોઈ બાબતમાં થયો નથી અને થવાનો નથી. શ્રી તીર્થંકર ભગવાનને પણ ત્રણસે ત્રેસઠ પાખંડીઓ, પાખંડી માનતા હતા. શ્રી તીર્થંકર જેવા સર્વજ્ઞ છતાં પણ જગત્‌ના લોકો એકમતના થયા નહિ, તો અન્ય બાબતમાં જગત્‌નો એકમત ક્યાંથી થઈ શકે ?-મનુષ્યોની મનોવૃત્તિનાં વાદ્યો પ્રત્યેક મનુષ્યોના મુખથી ભિન્ન ભિન્ન પ્રકાશ્યા કરે છે. જગત્‌ના લોકોની ભિન્ન ભિન્ન દૃષ્ટિયો છે. મારે તો મારા પતિનું શરણ છે. મારૂં મન નિર્દોષી છે તેમ છતાં અપરાધી તરીકે જગત્‌ના

લોકો-કરોડો ઉપાયોથી મને દેખે તો તેથી શું? ફક્ત મારા પતિનો મારાપર પ્રેમ હોવો જોઇએ.

હે આનન્દના ઘનભૂત ચેતન! તમે નિશ્ચય થકી માનશો કે, આ જન આપ શ્રીરાવનોજ છે; શરણ્યમાં શરણ્ય આપશ્રીજ છો, અર્થાત્ આપની સ્ત્રી હું છું. ખરેખર અન્તઃકરણથી કહું છું કે, મારા ઉપર ફક્ત આપની કૃપાદૃષ્ટિ જોઇએ. સમતા મારી છે અને સમતાની સંગતિ એક ક્ષણમાત્ર પણ છોડનાર નથી, એમ આપના નિશ્ચયવિના અન્ય હું કશું-કંઈ ઇચ્છતી નથી.

સમતાનું કહેવું ખરેખર યોગ્ય છે, કેમકે તેનું હૃદય પોતાના પતિવિના અન્યત્ર અંશમાત્ર નથી. પોતાના પતિના પ્યારપર તે તન, મન અને પ્રાણને પણ વારી જાય છે. સમતાની આવી હૃદયની લાગણીની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે. સમતા સ્ત્રી, દુનિયાદારીની પરવા રાખતી નથી. પોતાના શુદ્ધચેતન સ્વામિને,-આવી તેની ઉત્તમ દશાથી-તે પોતાનાથી અભિન્ન કરી શકે તેમાં કાંઈ આશ્ચર્ય નથી.

બાહ્ય જગત્ની સ્થૂલ ભૂમિકામાં પણ ઉત્તમ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિપર પ્રેમ ધારણ કરે છે અને દુનિયા ગમે તેમ બોલે, ગમે તેવું જુએ, તોપણ તે પોતાના સ્વામિને આશ્રયભૂત માનીને રહે છે. પોતાના સ્વામિની કૃપાનેજ ઉત્તમ પતિવ્રતા સ્ત્રી ઇચ્છે છે. અન્ય પુરૂષોના ભમાવ્યાથી ભમી જતી નથી, અર્થાત્ પતિવ્રતાના ટેકને અચલ ધ્રુવવત્ ધારે છે. સમતા તો બાહ્ય સ્થૂલ જગત્ની ભૂમિકામાં ગણાતી પતિવ્રતા સ્ત્રી કરતાં પણ, અનન્તગણી ઉત્તમ છે તેથી તેનો પ્યાર પોતાના ચેતનસ્વામીપર કેટલો હોય, તેનો ખ્યાલ તેના અનુભવવિના ક્યાંથી આવી શકે? ઉત્તમ સ્વભાવવાળી સમતા પ્રત્યેક જીવોમાં સત્તાએ છે, તેથી ઉપર્યુક્ત વૃત્તાંતને અન્તરમાં ઘટાવવું અને પરમાત્મપદની પ્રાપ્તિ કરવી એમ આનન્દઘન કથે છે.

## પદ ૬૦.

( राग सारंग. )

**अब मेरे पति गति देव, निरञ्जन ॥ अब० ॥**

**भटकूं कहा कहा सिर पटकूं, कहा करूं जन रञ्जन ॥ अब०॥१॥**

**ભાવાર્થ:**—શુદ્ધ પરિણતિ કહે છે કે, હવે તો મારા નિરંજન દેવ પતિ તેજ મારે શરણભૂત છે. હવે હું ક્યાં ભટકું? અને ક્યાં જઈ શિર પટકું? અને શામાટે જનરંજન કાર્ય કરૂં? મારા પતિ નિરંજન છે. એમ વસ્તુતઃ મેં જાણી લીધું. નિરંજન દેવ તેજ મારા પતિ છે તો કેમ

અન્યપતિ શોધવામાટે ભટકવું? અર્થાત્ નિશ્ચયનયથી અવલોકતાં કેમ અન્ય પુરૂષને પતિ માની તેની આગળ મસ્તક નમાવવું જોઇએ? બાહ્ય પતિયો સદાકાલ એકસરખા રહેતા નથી. બાહ્ય પતિને પૌદ્ગલિક શરીર હોય છે. બાહ્ય પતિ મરીને અન્યગતિમાં જાય છે, પણ મારો અન્તરનો સિદ્ધ પરમાત્મારૂપ પતિ તો કર્મથી ન્યારો છે; તેને જન્મ, જરા અને મરણ નથી. વર્ણ, ગંધ, રસ અને સ્પર્શમય પુદ્ગલ (શરીર) અને કર્મથી તે ભિન્ન છે. નિરંજન દેવનું કદાપિ રૂપ બદલાતું નથી. તેને મળ્યાબાદ કદાપિ ભિન્ન થઈ શકાતું નથી. બાહ્યનો પતિ ઉપાધિસહિત હોય છે. અન્તરના નિરંજન પતિને કોઈ પણ પ્રકારની ઉપાધિ હોતી નથી. બાહ્યપતિના સંબન્ધે ક્ષણિક સુખ થાય છે અને નિરંજન પતિના સંયોગે તો સમયે સમયે અનન્ત સુખ-સદાકાલ થાય છે. બાહ્ય પતિનો સંબન્ધ સદાકાલ રહેતો નથી અને અન્તરના નિરંજન આત્મપતિનો સંબન્ધ તો કદાપિ કાળે ટળતો નથી. બાહ્યથી કલ્પાયેલ પતિ એક ઠેકાણે સ્થિર રહેતો નથી. નિરંજન દેવ પતિતો એક ઠેકાણે સ્થિર રહે છે. બાહ્યનો પતિ વિભાવ દશાથી કરાય છે અને અન્તરનો આત્મપતિ તો સ્વાભાવિક છે. બાહ્યના શરીરાકારથી માનેલા પતિને અનેક પ્રકારના રોગો થઈ શકે છે, પણ અન્તરના નિરંજન ચેતન પતિને વસ્તુતઃ કોઈ જાતના રોગો થતા નથી. બાહ્યના પતિની શરીર વગેરેની શોભા સદાકાલ એકસરખી રહેતી નથી અને અન્તરના નિરંજન ચેતન પતિની શોભા તો સદાકાલ એકસરખી રહે છે. અન્તરનો આત્મપતિ જો પ્રમોદ પામ્યો તો કદાપિ સંગને તજતો નથી. બાહ્યનો પતિ તો સ્ત્રીની બાહ્ય શોભાથી ખુશ થાય છે અને અન્તરનો આત્મપતિ તો શુદ્ધ રમણતા વગેરે અન્તરના ધર્મથી ખુશ થાય છે. બાહ્યનો પતિ, વૃદ્ધાવસ્થાથી જર્જરીત થાય છે, પણ અન્તરના આત્મપતિને તો કદાપિ વૃદ્ધાવસ્થા લાગુ પડતી નથી. બાહ્યનો પતિ સાકાર હોય છે અને અન્તરનો પતિ તો નિરાકાર હોય છે. બાહ્યનો પતિ તો કર્મના યોગે પરતંત્ર થઈ ચતુર્ગતિમાં પરિભ્રમણ કરે છે, પણ અન્તરનો નિરંજન આત્મપતિ તો સ્વતંત્ર છે. બાહ્યપતિને અનેક શત્રુઓથી ભય રહે છે, અન્તરના આત્મપતિને કોઈપણ શત્રુ નથી, તેથી તે સદાકાલ નિર્ભય રહે છે; માટે શુદ્ધ પરિણતિ કથે છે કે, સત્ય-સ્વાભાવિક પતિ નિરંજન આત્મદેવ છે, માટે હવે તો બાહ્ય પતિમાટે ભટકવાની નથી, અને કોઇને શિર ઝુકાવાની નથી. મારા પતિને મેં પરખી લીધા અને મારી ભ્રમણા ભાગી ગઈ. મારા પતિના સમાન અન્ય-અસંખ્ય બાહ્ય પતિઓ નથી. બાહ્ય પતિ તે વસ્તુતઃ પતિ તરીકે નથી, કારણ કે તે જન્મ, જરા અને મરણથી

પત્નીનું રક્ષણ કરવા સમર્થ થતો નથી, માટે મનુષ્યો પૈકી કોઈ પુરૂષને પતિ તરીકે માની તેનું મન, રંજન કરવાથી હવે સર્યું. અનાદિકાળથી અનેક પતિયો કર્યાં પણ ચતુર્ગતિના ફેરા ટળ્યા નહિ. બાહ્ય જડ વસ્તુઓમાં પતિની કલ્પના થાય છે તે નિશ્ચયનયથી જોતાં સત્ય નથી. ખરેખર શુદ્ધ પતિ જણાયાવિના શુદ્ધ પ્રેમપણ થઈ શકતો નથી. શરીર, રૂપ, વાણી અને વસ્ત્રની શોભાથી જે પ્રેમ ઉત્પન્ન થાય છે તે ઉપાધિજનિત છે. અન્તરના શુદ્ધ ગુણોદ્વારા થતો પ્રેમ તે નિર્મલ,-નિષ્કામ પ્રેમ ગણાયછે, માટે અન્તરમા નિરઞ્જન પતિમાં તેવો પ્રેમ કરવો ઘટે છે. રૂપાદિકથી થતો પ્રેમ ક્ષણિક છે, માટે તેવા પ્રેમમાં હવે હું રંગાઇને અશુદ્ધ બનવાની નથી. હું તો શુદ્ધ પરિણતિ છું, માટે મારે તો શુદ્ધાત્મપતિનો પ્રેમ કરવો ઘટેછે; કેમકે, બાહ્યનો ઠાઠમાઠ અને શરીરની ટાપટીપ કરીને ધરેલી શોભાથી અન્તરનો નિરઞ્જન પતિ રીજતો નથી. અન્તરના પતિ માટે અન્તરમાં જે શુદ્ધ થાય છે, તેને અન્તરનો પતિ મળે છે; એમ શુદ્ધ પરિણતિ નિશ્ચય કરીને હવે આગળ શો વિચાર કરે છે તે જણાવે છે.

**खञ्जन दृगन दृगन लगावुं-चाहू न चिंतवन अञ्जन ।**
**सज्जन घट अन्तर परमातम-सकल दुरित भयभञ्जन ॥**
**अव० ॥ २ ॥**

**ભાવાર્થઃ**—મારા નિરઞ્જન દેવપતિની ખંજન જેવી આંખોની સાથે આંખો લગાવું છું, અર્થાત્ મારા પતિની દિવ્ય ચક્ષુઓની સાથે મારી આંખોને એકતારની પેઠે જોડીને, મારા પતિના સ્વરૂપમાં લીન બની જાઉં છું અને આંખમાં વિકલ્પરૂપ-સંકલ્પરૂપ અંજન આંજવાને ઇચ્છા કરતી નથી-પતિની આંખોની સાથે આંખો મિલાવતાં વિકલ સંકલ્પ ચિન્તનરૂપ અંજનની જરૂર રહેતી નથી. આત્માની નિર્વિકલ્પ દશામાં એ આંખ મિલાવાનું સિદ્ધ ઠરે છે. સકલ દુરિત ભયભંજન એવા હૃદયમાં રહેલા પરમાત્માને મળવું તેનીજ લગની લાગી રહી છે. સકલ કર્મના નાશ કરનાર પરમાત્મા છે; પણ તેમની સાથે તન્મયપણે પરિણમ્યાવિના કર્મનો નાશ થતો નથી. પરમાત્માની સાથે તન્મય થવાની પ્રવૃત્તિ કરતાં કર્મની વર્ગણાઓ ખરી જાય છે.

શુદ્ધ પરિણતિની આવી પ્રવૃત્તિ ખરેખર ધન્યવાદને પાત્ર છે. પોતાના આત્મપતિનેજ દેખવાની તેની ભાવના નિર્વિકલ્પદશાને પ્રાપ્ત કરાવી શકે છે. શુદ્ધચેતના, ખરેખર નિર્વિકલ્પ સમાધિમાં ઉતરીને અનન્ત સુખની ખુમારી ભોગવે તેમાં કંઈ આશ્ચર્ય નથી. નિર્વિકલ્પદશામાં શુદ્ધ પરિણતિની સ્થિર આંખ રહેછે અને તેથી તે એક

નજરથી સ્વકીય ચેતનસ્વામિને અવલોકી શકે, તેમજ સ્વામી અને સ્ત્રી એ બેમાં હું તુંનો ભેદ વિસરીને, એકરૂપ બની જાય અને તેથી તે અનંત સુખસાગરમાં તલ્લીન રહે એ બનવા યોગ્ય છે. ભૂતકાલમાં અનન્ત આત્માઓ શુદ્ધ પરિણતિના યોગે પરમાત્મપદ પામ્યા, વર્તમાનમાં મહાવિદેહમાં પામે છે અને ભવિષ્યમાં અનન્ત આત્માઓ સિદ્ધ પરમાત્મપદને પામશે; રાગ અને દ્વેષના યોગે થએલી અશુદ્ધ પરિણતિને ટાળી શુદ્ધ પરિણતિ કરવી જોઇએ. મનુષ્યો આત્મ પ્રેમથી અશુદ્ધ પરિણતિને પણ શુદ્ધ પરિણતિમાં ફેરવી નાખે છે. આત્માના ઉપર શુદ્ધ પ્રેમથી જોવું જોઈએ. જગત્‌ના સર્વ જીવો ઉપર નિષ્કામ પ્રેમથી જોવું જોઈએ. શુદ્ધ પરિણતિની પ્રાપ્તિ એકદમ થઈ શકતી નથી; રાગ અને દ્વેષની વૃત્તિયોને હઠાવવાથી શુદ્ધ પરિણતિ થઈ શકે છે. રાગ અને દ્વેષની અશુદ્ધતા ટાળતાં નિરંજન પરમાત્મ પતિની પ્રાપ્તિ થાય છે. અપ્રશસ્ય એવા રાગ અને દ્વેષને પ્રથમ પ્રશસ્ય રાગ અને દ્વેષમાં ફેરવી નાખવા. જગત્‌ના સર્વ જીવો પોતાના આત્મસમાન લાગે તો અપ્રશસ્ય રાગ અને દ્વેષ ટળી જાય છે અને પ્રશસ્ય રાગ અને પ્રશસ્ય દ્વેષની પરિણતિ થાય છે. સદ્‌ગુણનો રાગ થતાં દુર્ગુણનો રાગ ટળે છે અને દુર્ગુણોપર દ્વેષ પ્રગટે છે. આત્મા પોતાના મૂળધર્મને ધર્મ તરીકે માની તેમાં રમણતા કરે છે, તેથી તે શુદ્ધ પરિણતિને પ્રાપ્ત કરે છે; આ રીતે મનુષ્યો શુદ્ધ પરિણતિને પ્રગટાવવાને માટે સમર્થ થાય છે.

શુદ્ધપરિણતિ પોતાના નિરંજન દેવ પતિને સર્વસ્વ માનીને તેની સ્તુતિ કરે છે અને તેનેજ પોતાના હૃદયમાં ધારણ કરે છે; તે નીચે મુજબ–તેના ઉદ્‌ગારોથી જણાવે છે.

**एह कामगवि एह कामघट, एही सुधारस मंजन ॥**
**आनन्दघन प्रभु घटवनके हरि, काम मतंगज गंजन ॥**
**अव० ॥ ३ ॥**

**ભાવાર્થઃ**—શુદ્ધ પરિણતિ કથે છે કે, મારો આત્માજ કામગૌ છે. કામધેનુ જેમ મનોવાંછિત પૂરે છે, તેના કરતાં પણ મારો શુદ્ધ આત્મદેવ અનન્તગુણ અધિક સુખ આપવા સમર્થ થાય છે. આત્મસ્વામી તેજ કામ ઘટ છે. આત્મસ્વામિની અસ્તિતાવિના કામ કુંભ પણ કંઈ આપવા સમર્થ થતો નથી. આત્મસ્વામી છે તેજ અમૃતરસ મંજન છે. આનન્દનો ઘન જેમાં છે એવો આત્મ પ્રભુજ, મારા મનરૂપ

વનના કામરૂપ હસ્તિનો નાશ કરનાર સિંહ છે. સર્વ પ્રકારની શુભોપમાથી મારો આત્મસ્વામી શોભે છે. શુદ્ધપરિણુતિ કથે છે કે, મારા મનરૂપ વનમાં આત્મસ્વામિ તે એક સિંહસમાન શોભે છે. સિંહથી જેમ અન્ય પશુઓ ભાગી જાય છે, તેમ શુદ્ધપરિણુતિના હૃદયમાં આત્મસ્વામીનું ધ્યાન થતાં, કામરૂપ ગજ તુર્ત પલાયન કરી જાય છે. શુદ્ધપરિણુતિનો પોતાના ચેતનસ્વામીપર જે શુદ્ધ પ્રેમ છે તે ખરેખર અપૂર્વ છે.

શુદ્ધપરિણુતિએ આત્માને જે ઉપમાઓ આપી છે તે ખરેખર યોગ્ય છે. શુદ્ધપરિણુતિના હૃદયની ખરેખર આવી ઉત્તમ દશાજ હોય છે. મનુષ્યોએ શુદ્ધપરિણુતિના ઉપર્યુક્ત ઉદ્‌ગારો વાંચીને પોતાના આત્મામાં રહેલી શુદ્ધપરિણુતિને પ્રગટાવવા પ્રયત્ન કરવો જોઇએ. શુદ્ધપરિણુતિ પ્રાપ્ત કર્યાવિના મુક્તિમાં પ્રવેશ થવાનો નથી. આત્માની શુદ્ધપરિણુતિ જેના હૃદયમાં પ્રગટશે તેને ઉપર્યુક્ત ભાવનાઓ જાગ્રત્ થશે. મનુષ્યોએ શુદ્ધપરિણુતિનું પ્રથમ સ્વરૂપ જાણવું જોઇએ. શુદ્ધ-પરિણુતિ પ્રાપ્ત કરતાં નવનેજા પાણી આવે છે. બાહિરના ત્યાગમાત્રથી વા શુદ્ધપરિણુતિ સંબન્ધી શુષ્કજ્ઞાનિયોની પેઠે મોટી મોટી વાર્તાઓ કરવાથી કંઈ શુદ્ધપરિણુતિની પ્રાપ્તિ થઈ શકતી નથી. પૂર્વ ભવના ધર્મ-સંસ્કાર અને આત્મજ્ઞાન દશા અને સતત આત્મભાવના એ ત્રણ ઉપાયોથી શુદ્ધપરિણુતિની પ્રાપ્તિ થઈ શકે છે. શુદ્ધપરિણુતિ થઈ કે તુર્ત આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપને પ્રગટ કરે છે. શુદ્ધપરિણુતિ પ્રાપ્ત કરવાની પૂર્વે અનેક સદ્‌ગુણોની જરૂર છે.—ધારો કે મુક્તિરૂપ મહેલનાં લાખ પગથીયાં હોય તો શુદ્ધપરિણુતિ એ ઠેઠ મહેલની નજીકનું પગથીયું છે. પહેલાં હજારો પગથીયાં ન ચઢયો હોય તે એકદમ શુદ્ધપરિ-ણુતિના પગથીએ ચઢી જવા ધારે તે અયોગ્ય છે. મુક્તિ મહેલપર પગથીયાંના અનુક્રમથી ચઢી શકાય છે. શુદ્ધપરિણુતિની મોટી મોટી વાર્તાઓ કરવી અને પૂર્વેનાં હજારો પગથીયાંપર તો ચડવાની વૃત્તિ પણ ન હોય, તો તે શુદ્ધપરિણુતિનો અધિકારી કેમ બની શકે ?

શુદ્ધપરિણુતિની પ્રાપ્તિમાટે સમાનદૃષ્ટિની અત્યન્ત જરૂર છે. સમા-નદૃષ્ટિનાં પણ અસંખ્ય પગથીયાં છે. કોઈનામાં એકગણી સમાનદૃષ્ટિ ખીલી હોય છે, કોઈનામાં દશગણી સમાનદૃષ્ટિ ખીલી હોય છે. કોઈ-નામાં હજારગણી સમાનદૃષ્ટિ ખીલી હોય છે, કોઈનામાં લાખગણી સમાનદૃષ્ટિ ખીલી હોય છે. કોઈનામાં કરોડગણી સમાનદૃષ્ટિ ખીલી હોય છે, કોઈનામાં પરાર્ધ્યગણી સમાનદૃષ્ટિ ખીલી હોય છે. જે જે અંશે રાગદ્વેષ ટળે છે તત્તદંશે સમાનદૃષ્ટિ ખીલતી જાય છે. જેમ

જેમ સમાનદૃષ્ટિ ખીલતી જાય છે, તતતદંશે શુદ્ધપરિણુતિ પણ થતી જાયછે. ક્ષયોપશમભાવની શુદ્ધપરિણુતિ પણ અપેક્ષાએ કથાય છે. ક્ષાયિકભાવે શુદ્ધપરિણુતિ થાય છે તે કદી ટળતી નથી. ક્ષયોપશમભાવની શુદ્ધપરિણુતિમાં હાનિ વૃદ્ધિ થયા કરે છે. સમાનદૃષ્ટિના પગથીયે જે પાદ મૂકે છે, તે શુદ્ધપરિણુતિને અમુક અંશે અધિકારી બને છે. મનુષ્યોએ દરેક કાર્યો કરતાં સમાનદૃષ્ટિ પ્રાપ્ત કરવાને અભ્યાસ કરવો જોઇએ.

સમાનદૃષ્ટિની ન્યૂનતાએ અન્યાય કરવામાં આવે છે, માટે સમાનદૃષ્ટિથી આખી દુનિયાને દેખવાની ટેવ પાડો. સમાનદૃષ્ટિને અંશ પ્રગટતાં, અન્યાય, સ્વાર્થ, મારામારી અને મ્હારૂં ત્હારૂં ઇત્યાદિને નાશ થશે. સમાનદૃષ્ટિવાળો આખી દુનિયાને શહેનશાહ છે. સમાનદૃષ્ટિ ધારક, પોતાના આત્માને અને અન્ય આત્માઓને સત્ય ન્યાય આપી શકે છે. સમાનદૃષ્ટિધારક, સ્વાર્થના દોષોને હૃદયમાં ઉત્પન્ન થવા દેતો નથી. સમાનદૃષ્ટિધારક, ક્ષુદ્ર એવી સંકુચિત દૃષ્ટિથી બંધાઈ જતો નથી. મોક્ષમાર્ગે દેખવામાં વિષમતાના પર્વતો આડા આવે છે, પણ સમાનદૃષ્ટિધારક મેરૂ પર્વત જેવો ઉચ્ચ બને છે અને તેથી તેની દૃષ્ટિથી કોઈ પદાર્થ દેખતાં, વચ્ચે વિષમભાવનું વિઘ્ન આવતું નથી. સમાનદૃષ્ટિધારકનું સઘળી દુનિયા ઘર બને છે. સમાનદૃષ્ટિધારકના હૃદયમાં સત્ત્વગુણ ખીલી ઉઠે છે. સમાનદૃષ્ટિવડે જગત્‌ના સર્વ જીવો પોતાના આત્મસમાન લાગે છે. તેને પ્રેમ સર્વ જીવોપર વહે છે અને તેથી સર્વ જીવોપર તેની કરૂણાદૃષ્ટિ રહે છે. સમાનદૃષ્ટિધારક, કોઈના આત્માનું અશુભ ચિંતવી શકતો નથી, તેથી તે જગત્‌ને પૂજ્ય બને છે. રાગ અને દ્વેષની મલીનતાને પણ સમાનદૃષ્ટિથી દૂર કરી શકાય છે, માટે શુદ્ધપરિણુતિની પ્રાપ્તિ કરવી હોય તેઓએ સમાનદૃષ્ટિગુણને ખીલવવો જોઇએ. પોતાના વર્તનમાં અન્તરથી કેવી સ્થિતિ છે, તેને જે વિચાર કરે છે તેને શુદ્ધપરિણુતિ પ્રાપ્ત કરવાની યોગ્યતા મળે છે. કાયાની સ્થૂલ ક્રિયાઓથી શુદ્ધપરિણુતિ ભિન્ન છે. પૌદ્ગલિક ક્રિયાથી શુદ્ધપરિણુતિ ભિન્ન છે; અન્તરમાં શુદ્ધપરિણુતિ હોય છે તેથી તે બાહ્ય ચક્ષુથી દેખાતી નથી. બાહ્યથી તો સર્વ મનુષ્યો એકસરખા લાગે છે, પણ અન્તરની પરિણુતિની ઉત્તમતા અને અશુભતાના ભેદે ખરેખરા તેઓના ભેદ પડે છે. આત્માને સત્ય ધર્મ, શુદ્ધપરિણુતિમાં છે.

શુદ્ધપરિણુતિના ઉદ્ગાર ખરેખરી ભક્તિથી ભરેલા છે. શુદ્ધપરિણુતિના ઉદ્ગારમાં પ્રેમલક્ષણા ભક્તિને પ્રવાહ વહે છે. લઘુતા, એકતા અને લીનતા પણ દેખાય છે. સ્ત્રી પોતાના સ્વામિને ભક્તિથી વશ

કરે છે. અત્ર પણ શુદ્ધપરિણતિ પોતાના સ્વામિને ભક્તિથી પોતાના ઘરમાં લાવવા પ્રયત્ન કરે છે. પોતાના દીલરૂપ વનમાંથી રાગ અને દ્વેષાદિક પ્રાણીઓને હઠાવવા માટે, તે પોતાના આત્મસ્વામિને સિંહની ઉપમા આપે છે. પોતાના સ્વામિનું સામર્થ્ય જાણીને તે ઉપમાઓ આપે છે, તેથી તે જ્ઞાનયોગદ્વારા પતિભક્તિમાં પ્રવિષ્ટ થએલી છે. પોતાના સ્વામિપર અત્યન્ત શુદ્ધ પ્રેમથી મસ્તાની બનેલી છે અને તેથી તે ત્રણ ભુવનના સ્વામી એવા નિરંજન આત્મદેવની સાક્ષાત્પણે પ્રાપ્તિ કરે એમ નિશ્ચયતઃ ભાસે છે. આનંદઘનજી કથે છે કે, એવા આત્માને હૃદયમાં ધારવો જોઈએ.

### पद ६१.

(राग जयजयवन्ती.)

मेरीसु तुमतें जुकहा, दूरीके होनैं सबैरीरी ॥ मेरी० ॥ १ ॥
रुठेसें देख मेरी मनसा दुःख घेरीरी ॥
जाके सङ्ग खेलो सोतो, जगतकी चेरीरी ॥ मेरी० ॥ २ ॥
शिरछेदी आगे धरे, और नहीं तेरीरी ॥
आनन्दघनकीसो, जो कहुं हुं अनेरीरी ॥ मेरी० ॥ ३ ॥

ભાવાર્થ:—સુમતિ પોતાના ચેતનસ્વામિને કહેછે કે, હે ચેતનનાથ! મ્હને તમોએ તમારાથી જલ્દી દૂર થવાને જે કહ્યું તે મેં અવબોધ્યું, અને તેથી આપને રૂઠેલા જેવા દેખીને મારૂં મન દુઃખથી ઘેરાઈ ગયું છે. આપશ્રી કુમતિના ભંભેરવાથી કાનના કાચા થઈને મ્હને દૂર થવાનું કહોછો તેમાં આપને તો તેનો (મનમાં) કંઈ હીસાબ નથી, પણ મારા મનમાં દુઃખ માતું નથી. હું આપની સ્ત્રી છું તેથી મને આટલું બધું દુઃખ ઉત્પન્ન થાય છે; જો હું તમારી સ્ત્રી ન હોઉં તો જરામાત્ર પણ દુઃખ મનમાં થાય નહિ. પોતાની સ્ત્રીને દૂર થવાનું કહો એ શું સામાન્ય વાત છે? પોતાની સ્ત્રીને દૂર થવાનું કહેતાં પહેલાં આપે વિવેકદૃષ્ટિથી ઘણો વિચાર કરવો જોઇએ.

જગત્ની સ્થૂલ ભૂમિકામાં પણ કોઈ પુરૂષ પોતાની ખરી પત્નીને પોતાનાથી દૂર થવાનું કહે છે, તો તેણીના હૃદયમાં કારીઘા લાગે છે અને વખતે તે પ્રાણને પણ તજી દે છે. પતિ કાચા કાનનો હોય છે અને અન્ય સ્ત્રીઓનો ભંભેરાયલો ભૂત જેવો બનીને સ્ત્રીનું અપમાન કરે છે, તો તેમાં પતિને શરમાવું પડે છે અને પશ્ચાત્તાપ કરવો

પડે છે. અન્ય સ્ત્રીના વશમાં પડેલો પતિ પોતાની સ્ત્રીના પ્રેમને તજી દે છે, તેથી તે દુઃખના ખાડામાં ઉતરે છે. અન્ય સ્ત્રી ગમે તેવી હોય તોપણ તે પોતાની નથી અને તેના સંગથી કોઈપણ પુરૂષ ભૂતકાલમાં સુખી થયો નથી; વર્તમાનમાં સુખી નથી અને ભવિષ્યમાં સુખી થનાર પણ નથી. પરસ્ત્રીના સંગથી પોતાની સ્ત્રી તૃણસમાન ભાસેછે અને તેણીની કોઈપણ ચેષ્ટા ગમતી નથી, કેમકે પરસ્ત્રી પોતાનો લાભ જુએ છે અને અન્ય પુરૂપને પોતાના વશમાં એટલોબધો કરી દે છે કે, દીવસને પણ રાત્રી કહેવરાવે છે. પરસ્ત્રીના સંબન્ધમાં વિજાપુરના એક યતિ અમૃતવિજય કહે છે કે, पशु परे पासमां ते पकडाणा ते पकडाणा, जुवतीनी झाळमां जे जकडाणा। राजन साजन महाजन मोटा, छवीलीना वश ते थइ गया छोटा. ॥ पशु० ॥ જેણે પરસ્ત્રીની યારી કરી છે, તે પશુવત્ પરસ્ત્રીના પાશમાં ફસાયા છે. રાજાઓ, શેઠીઆઓ અને મોટા સત્તાધારીઓ પણ પરસ્ત્રીના ફન્દથી છોટા થઈ ગયા છે. પરસ્ત્રીની કુસંગતિથી વ્યભિચાર કર્મ થાય છે અને તેથી પશ્ચાત્ અન્ય અનેક પાપો થાય છે, એક પગથીયું ભૂલતાં અન્ય પગથીયાં ભૂલાય છે, તેમજ હીસાબમાં એક ઠેકાણે ભૂલ આવતાં આખા હીસાબમાં ભૂલ આવે છે. શરીરનો એક ભાગ બગડતાં આખા શરીરને તેથી હરકત થાય છે, તેમ ગુણો પરસ્પર શ્રૃંખલાના અવયવોની પેઠે બંધાયલા છે, તેથી એક દુર્ગુણ પ્રવેશતાં અન્ય દુર્ગુણોપણ પ્રવેશ કરે છે. વ્યભિચારી પુરૂપ જગતનું એઠું ખાવા જેવું કરે છે. વિષયનો પ્રેમ અન્તે સ્વાર્થની મલીનતાને પ્રગટ કરી અનેક દુઃખો ઉપજાવે છે અને પુરૂષના અમૂલ્ય આત્મહીરાને કલંકયુક્ત કરે છે. પરસ્ત્રીના વશમાં પડેલ પુરૂષ પોતાની સ્ત્રીને ઘરમાંથી કાઢવાને માટે પ્રયત્ન કરે છે અને તેનો તિરસ્કાર કરીને પોતાની જાતને હીન કરે છે. પતિના તિરસ્કારથી કોઈક વખતે તો સ્ત્રીનો પ્રાણપણ નીકળી જાય છે. ઉત્તમ પતિવ્રતા સ્ત્રી એવા વખતે પતિને ઉત્તમ અસરકારક શબ્દોથી પોતાની ઉત્તમતા જણાવે છે અને અન્ય સ્ત્રી તે પોતાની થવાની નથી, એમ સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે, અર્થાત્ પતિની આગળ પોતાનું ખરૂં સ્વરૂપ જાહેર કરે છે. સત્યને કોઈનો ભય નથી, તેથી સત્ય કહેતાં તે શરમાતી નથી, અર્થાત્ તે અત્યંત દુઃખથી વ્યાપ્ત થએલી હોય છે તો પણ અસરકારક શબ્દોથી પોતાના સ્વામિને સત્યસ્વરૂપ જણાવે છે અને પતિને ઠેકાણે લાવે છે.

જ્યારે જગતની સ્થૂલ ભૂમિકામાં પણ, આ પ્રમાણે ઉત્તમ સ્ત્રી પોતાના ભ્રમિત પતિને હિમ્મત ધારણ કરીને ઠેકાણે લાવે છે, તો આત્માની સૂક્ષ્મ ભૂમિકામાં અર્થાત્ આત્મામાં રહેલી સુમતિ, આવા

પ્રસંગે પોતાને દૂર થવાનું કહેનાર સ્વામિને, અસરકારક શબ્દોથી વિવેક થવામાટે સ્પષ્ટ વાત કરે તેમાં કંઈ પણ આશ્ચર્ય નથી.

સુમતિ કથે છે કે, હે આત્મપ્રભો ! આપ જેના સંગે ખેલો છો, તે તો જગત્‌ની કુમતિ છે અને તે જગત્‌ની દાસીભૂત છે. દાસી તે દાસીજ કહેવાય, તેમ કુમતિ પણ મોહ ચંડાલની બેટી હોવાથી દાસીજ છે. મોહ ચંડાલની બેટીરૂપ કુમતિ કોઈનું શ્રેયઃ કરવાને શક્તિમાન્ થતી નથી. દાસીના કહેવા પ્રમાણે ચાલનાર પુરૂષો પણ દાસરૂપ બને છે. ત્રણ ભુવનના સ્વામી, એવા હે આત્મન્ ! તમને જગત્‌ની દાસી એવી કુમતિની સંગતિ કરવી અને તેની સાથે ખેલવું બિલકૂલ ઘટતું નથી. આપને સત્ય જણાવવું તે આપની સ્ત્રીની ફરજ છે, માટે ગમે તેવા સંયોગોમાં પણ આપને સત્ય જણાવ્યું છે અને સત્ય જણાવીશ. તમારા મનમાં એમ આવે કે કુમતિ તે મ્હને અન્તઃકરણથી ઇચ્છે છે, પણ વખત આવે કુમતિ આપની થવાની નથી. જ્યારે ખરો સમય–વખત આવશે ત્યારે કુમતિ કંઈ પણ કરી શકવાની નથી. વખત આવે પોતાનું શિર છેદીને જે તારી આગળ ધરે અને મૃત્યુને હીસાબમાં ન ગણે તે તારી ખરી સ્ત્રી જાણવી; અન્ય તારી સ્ત્રી ગણાય નહિ. જો હું જૂઠ કહેતી હોઉં તો તમારી સોગન છે, અર્થાત્ હે આનન્દના ઘનભૂત આત્મન્ ! હું આપની છું; સોગનપૂર્વક કહું છું કે, હું તમારી છું. મારૂં કથેલું આપશ્રી હૃદયમાં ધારણ કરશો. એમ આનન્દઘન ગાવે છે.

## पद ६२.

( राग मारु. )

पीया वीन सुधबुध खूंदीहो, विरहभुयंग निशासमे ॥
मेरी सेजडी खूदीहो ॥ ॥ पीया० ॥ १ ॥
भोयण पान कथा मिटी, किसकुं कहुं सूधीहो ॥
आजकाल घरआनकी, जीव आस विलुद्धीहो. ॥
॥ पीया० ॥ २ ॥

ભાવાર્થઃ—સમતા કથે છે કે, મારા પ્રિય ચેતન સ્વામિવિના મારી શુદ્ધબુદ્ધિ તે, કુબ્જાદાસી જેવી ખુંધી હતી, તેની પેઠે ખુંદી અર્થાત્ વક્ર થઈ ગઈ છે, અર્થાત્ મનની શુદ્ધિ રહેતી નથી અને બુદ્ધિ પણ –વિરહ દશાથી ઠેકાણે રહેતી નથી. વિરહિણી સ્ત્રીની શુદ્ધબુદ્ધ દશા જગત્‌ની સ્થૂલ ભૂમિકામાં પણ જોવામાં આવતી નથી. જેને જેની

સાથે પ્રેમ હોય છે તેને તેનાવિના ગમતું નથી. પ્રેમીનો વિરહ બહુ દુઃખદાયી હોય છે. સ્થૂલ ભૂમિકામાં પણ પ્રેમીના વિરહે પ્રેમી લલનાઓ પ્રાણુને પણ તૃણુવત્ ગણે છે, તો સૂક્ષ્મ આત્મભૂમિકામાં સુમતિનો પ્રેમ આત્મા ઉપર અથાગ હોય, એમાં કોઈપણ પ્રકારનું આશ્ચર્ય જણાતું નથી.

સુમતિ કહે છે કે, હે સ્વામિન્! આપશ્રીના વિરહે વિરહરૂપ સર્પે રાત્રીના વખતમાં મારી શય્યાને ખુંદી નાખી, અર્થાત્ ખરાબ કરી દીધી; પ્રેમમય સુમતિને વિરહ એક સર્પરૂપ ભાસે છે. સર્પ જેમ ભયંકર અને પ્રાણુવિનાશક છે; તેમ વિરહ પણ પ્રેમમય સ્ત્રીને ભયંકર અને પ્રાણુવિનાશક લાગે છે. અંધકારમાં સર્પનું જોર જેમ વિશેષ હોય છે, તેમ રાત્રીમાં વિરહરૂપ સર્પનું જોર વિશેષ હોય છે. ઉત્તમ પ્રેમની સ્થિતિમાં વિરહ તે સર્પ સમાન ભાસ્યાવિના રહેતો નથી. સુમતિનો પોતાના આત્મસ્વામીપર કેટલો બધો પ્રેમ છે, તે આ તેના શબ્દોજ જણાવી આપે છે. હંસીપણ હંસવિના પ્રાણુનો ત્યાગ કરે છે. સારેવડી (સારસ પંખીણી) પણ સારેવડા પંખીવિના જીવી શકતી નથી. પંખીઓમાં પણ આવો પ્રેમ હોય છે, ત્યારે સુમતિનો આત્માપર અમેય પ્રેમ હોય એમાં શું કહેવું?

સમતા આટલું કહીને બેસી રહેતી નથી, પણ હજુ તે આગળ પોતાની વિતક વાર્તા જણાવે છે. भोयणपान कथा मिटी. ભોજન અને જલપાન કરવાનું તો દૂર રહ્યું, કિન્તુ તેની કથા પણ પતિના વિરહે મટી ગઈ, અર્થાત્ ટળી ગઈ. પતિવિના ભોજન અને પાનનું પણ ભાન રહ્યું નથી. ભોજન અને પાન કર્યાવિના ચાલતું નથી, પણ સુમતિ તો ચેતન પતિના વિરહે શરીરનું ભાન ભૂલી ગઈ. શરીર કોના માટે ઉભું રાખવાનું છે? પતિના વિરહે શરીરની કિમ્મત પણ નથી, તો પછી ભોજન પાનની કથા કરવાની વાતજ ક્યાં રહી. ઉચ્ચ નિષ્કામ પ્રેમની ધૂનમાં તેણીને શરીર નભાવવાનું ભાન ન રહે તે બનવા યોગ્ય છે, અર્થાત્ પ્રેમની આગળ ભોજન, પાન અને શરીર પણ અસારભૂત છે.

જગત્ની સ્થૂલ ભૂમિકામાં પણ પ્રેમની આગળ શરીર, પ્રાણ અને ભોજનાદિની અસારતા, ઉત્તમ પતિવ્રતા સ્ત્રીઓને ભાસે છે. પ્રેમના સમાન કોઈ સંયોગીકરણ નથી. સેંકડો યોજન દૂર છતાં ચકોરનો ચન્દ્રપર પ્રેમ લાગી રહ્યો હોય છે. સાત રાજલોક પર્યંત સિદ્ધ પરમાત્મા દૂર છે તો પણ, યોગિયોનો સિદ્ધોના ઉપર પરમ પ્રેમ વર્તે છે. જો પ્રેમને કાઢી નખાય તો સંબન્ધની વ્યાખ્યા નિર્મૂલ થઈ જાય છે. અગ્નિના બળથી જેમ અગ્નિયંત્ર ચાલે છે, તેમ પ્રેમના બળથી

સંસારના સંબન્ધો પ્રવર્તે છે. પતિ અને પત્નીનો સંબન્ધ પ્રેમથી ટકી રહે છે, તેમાંથી જો પ્રેમ કાઢી નાખવામાં આવે તો, પતિ તે પતિ નથી અને સ્ત્રી તે સ્ત્રી નથી. યુરોપ વગેરેમાં પતિ અને પત્નીમાં વ્યાપી રહેલ પ્રેમસૂત્ર નષ્ટ થાય છે, તેથી છૂટા છેડાનો રીવાજ બહુ વધી પડ્યો છે. પત્ની અને પતિમાં પ્રેમ હોય છે તો તેઓ સંપીને રહી શકે છે અને પરસ્પરનું બોલેલું મિષ્ટ લાગે છે. ચેતનવિનાનું શરીર મડદું ગણાય છે, તેમ પ્રેમવિનાનો પતિ અને પત્નીનો સંબન્ધ બેડીના જેવો અપ્રિય લાગે છે. રક્તથી જેમ સંપૂર્ણ શરીરની પુષ્ટિ થાય છે, તેમ પ્રેમથી સંબન્ધ પોષાય છે. ઉત્તમ પત્નીઓ પતિપર નિષ્કામ-ઉત્તમ પ્રેમ સંબન્ધ ધારણ કરે છે, તેથી તેઓની વિરહ દશા પણ ભિન્ન પ્રકારની હોય છે; વિષય પ્રેમના સંબન્ધે બંધાયેલ પુરૂષો અને સ્ત્રીઓમાં સત્ય પ્રેમ હોઈ શકે નહિ. પ્રેમી પતિવ્રતા સ્ત્રીઓનાં હૃદય વિરહાગ્નિથી તપે છે અને તેઓને ભોજન વગેરેમાં પણ રૂચિ રહેતી નથી. પતિના વિરહે પતિવ્રતા સ્ત્રીઓની શુદ્ધ બુદ્ધિ ઠેકાણે રહેતી નથી. તેઓના મનમાં જે લાગી આવે છે તેનું વૃત્તાંત તેઓ અન્યને શી રીતે કહી શકે !

સમતા પણ આત્માની સ્ત્રી છે, તેથી પતિના વિરહે તેના મનમાં જે જે વિચારો થાય તે કોની આગળ કહી શકે? જેની આગળ પોતાનું હૃદય ખોલી શકાય તે, પોતાનો સ્વામી પોતાને ઘેર નથી; કુમતિના ઘરમાં જઈ રહ્યો છે, તેથી પોતાની શુદ્ધિ કોની આગળ કહી શકે? સમતા કથે છે કે, કુમતિના ઘેરથી આજકાલ મારો સ્વામી પાછો આવશે, એવી આશામાં હું લુબ્ધ થઈ ગઈ છું. ચેતન ચતુર છે, કુમતિની કપટકલા જાણશે, અર્થાત્ કુમતિનો કૃત્રિમ પ્રેમ જાણશે એટલે તે મારા ઘેર આવશે એવી મારા મનમાં આશા વ્યાપી રહી છે. સુમતિનું હૃદય નિર્મલ છે, તેથી તેના મનમાં જે આશા પ્રગટી છે તે સત્યજ છે; કારણ કે ઉત્તમ સ્ત્રીની આશા જ્યારે ત્યારે પણ ફળ્યાવિના રહેતી નથી. સુમતિનો શુદ્ધ પ્રેમજ સ્વામિને ઘેર આવવાની આશારૂપ સાક્ષી આપીને સુમતિને જીવાડે છે, કેમકે સુમતિના શુદ્ધ પ્રેમમાં ચેતન વસી રહ્યો છે. પ્રાણ, શરીર અને ભોજન તે પણ અસાર ગણીને તે પોતાના ચેતન સ્વામીપર શુદ્ધ પ્રેમથી સંયમ કરે છે. તેને ચેતનની ધારણા છે, ચેતનનું ધ્યાન છે, તેથી ચેતનને પોતાના ઘેર લાવી શકે એવો નિશ્ચય છે. શુદ્ધ પ્રેમમય સંયમથી આત્માને પોતાને ઘેર સુમતિ આકર્ષી શકે, તેમાં કંઈ પણ આશ્ચર્ય નથી. સુમતિ શ્વાસોશ્વાસે આત્માનું ધ્યાન ધરે છે, તેથી તે પોતાના ધ્યાન બળથી આત્માને સ્વપ્રતિ આકર્ષેજ. સુમતિના મનમાં વારંવાર ચેતનસ્વામીનો વિચાર છે;

વિચારમાં અનન્તગણું બળ રહ્યું છે, તેથી તે ચેતનનું સ્મરણ કરીને ચેતનને પોતાના ઘેર લાવી શકે એમ નિશ્ચય થાય છે. પોતાના ઘેર ચેતનસ્વામી આવશે એવી આશાથી તે જીવે છે, અર્થાત્ પોતાનું જીવન નિર્વહે છે. હવે સુમતિની ચેતનસ્વામિના વિરહથી જે દશા થાય છે તે સ્વકીયોદ્દગારથી સ્વયં જણાવે છે.

**वेदन विरह अथाहहै, पाणी नवनेजाहो ॥**
**कौन हवीब तबींब है, टारे कर करेजाहो. ॥ पीया० ॥ ३ ॥**
**गाल हथेली लगायके, सुरसिन्धु समेलीहो ॥**
**असुअन नीर वहायके, सिंचु कर वेलीहो. ॥ पीया० ॥४॥**

ભાવાર્થ:—સમતા કહે છે કે, મને વિરહની અથાગ (જેનો પાર ન પમાય એટલી) વેદના થાય છે. મને જે વિરહની વેદના થાય છે, તેનો પાર હું પામી શકતી નથી. મારી ચક્ષુમાંથી અશ્રુરૂપ જલની ધારા એટલી બધી વહે છે કે, તેનું માપ નવનેજાએ થઈ શકે. એવો કોણ હુશિયાર વૈદ્ય છે કે, તે વિરહની વેદનાથી મારા કાળજામાં જે કોળ (કળ) થાય છે તેને ટાળે.

ગાલપર હથેલી લગાવીને, ચક્ષુમાંથી સિન્ધુ જેટલું અશ્રુરૂપ નીર વહેવરાવીને, હસ્તરૂપ વેલીને સિંચું છું. પતિના વિરહે વિરહિણી એવી સુમતિની ઉપર્યુક્ત-બે ગાથાઓમાં કહેલી એવી-દશા થાય એમાં કંઈ કહેવા યોગ્ય નથી. પોતાના ચેતનપતિના વિરહે સુમતિનું કાળજું કોરાઈ જાય અને તેથી તે ચક્ષુમાંથી અશ્રુની ધારા વહેવરાવે એમાં કંઈ આશ્ચર્ય નથી. શુદ્ધ પ્રેમ દશામાં વિરહની વેદનાનો પાર આવતો નથી. સુમતિનું હૃદય સ્વામિના વિરહે અત્યંત મૂર્છાવાળું થયું છે. શુદ્ધ પ્રેમના સંબન્ધવિના ચક્ષુમાંથી અશ્રુની ધારા વહેતી નથી. અત્યંત અવિચળ પ્રેમખુમારી વિના કાળજામાં કળ આવતી નથી. હૃદયનો પ્રેમ કેવો છે, તે ચક્ષુથી માલુમ પડ્યાવિના રહેતો નથી. તેની ચક્ષુમાંથી અશ્રુની ધારાનો પ્રવાહ વહ્યા કરે છે, તેજ જણાવી આપે છે કે, સુમતિનો આત્મા ઉપર અથાગ પ્રેમ છે. પ્રેમની સૃષ્ટિમાં અદ્‌ભૂત લીલા જણાય છે. પોતાનો સ્વામી કુમતિના ઘેર જાય છે, તેમાં પતિનો વાંક છે અને સુમતિનો અંશમાત્ર પણ દોષ નથી, છતાં સુમતિનો, અહો! કેટલોબધો પ્રેમ પોતાના સ્વામિપર છે. હૃદયમાં હોય છે તે હોઠપર આવ્યાવિના રહેતું નથી. કહેવત પણ છે કે "જેવું હૈયામાં તેવું હોઠે." આ કહેવત સમતાના વચનથી સત્ય જણાઈ આવે છે અને તેથી ઉત્તમોત્તમ પતિવ્રતા સ્ત્રી સુમતિને આપણે કહી શકીએ.

જગત્‌માં ક્ષુદ્ર સ્વાર્થસાધક સ્ત્રીનો પોતાના સ્વામીપર સ્વાર્થિક પ્રેમ હોય છે. સ્વામી યાવત્ પોતાનું કાર્ય કરે તાવત્ તે કાર્યના સ્વાર્થે ક્ષુદ્ર સ્ત્રીનો સ્વામીપર પ્રેમ વર્તે છે, અર્થાત્ તાવત્ કૃત્રિમ પ્રેમનું વર્તન સ્વામિસાથે ચલાવી શકે છે, પણ પોતાનો સ્વાર્થ જ્યારે નથી સધાતો ત્યારે તુર્ત તે પ્રેમના સ્થાનમાં રોષના વિકારોને દર્શાવીને પતિની વૈરિણી બને છે. શુદ્ધ પ્રેમની મલીનતાને સ્વાર્થિક પ્રેમ કહીએ તો ચાલી શકે તેમ છે. સ્વાર્થિક પ્રેમથી પુત્ર પણ પોતાના પિતાનો શુદ્ધ પ્રેમ મેળવી શકતો નથી. સ્વાર્થસાધુ પુત્રો પોતાના પિતાથી કોઈ પણ જાતનો સ્વાર્થ ન સરે વા પિતાથી પોતાની કંઈક હાનિ થાય, તો તુર્ત પિતાના પ્રતિપક્ષી બનીને પિતાનું બુરૂ કરવા પ્રયત્ન કરે છે. સ્વાર્થથી બનેલા શિષ્યો પોતાનો સ્વાર્થ ન સરે, વા ગુરૂ પોતાને ધમકાવે તો ગુરૂના શત્રુ બનીને ગુરૂની નિન્દાનાં બણુગાં ફુંકે છે અને ગુરૂની હેલના કરવા અનેક પ્રકારના પ્રપઞ્ચો રચે છે. જગત્‌માં આવું ઘણે ઠેકાણે દેખવામાં આવે છે. શિષ્યોના આવા પ્રેમને સ્વાર્થ પ્રેમ વા મલીન પ્રેમ કહીએ તો તે સત્યજ છે. અધમ મનુષ્યો મલીન સ્વાર્થ પ્રેમના સંબન્ધથી પોતાનું કાર્ય સાધવા તત્પર થાય છે. પોતાની ઇચ્છાને ગમે તે પ્રકારે સિદ્ધ કરવાને ક્ષુદ્ર મનુષ્યો, ઉપર ઉપરની પ્રેમની ચેષ્ટાઓ દર્શાવે છે, પણ તે માલુમ પડયાવિના રહેતી નથી. ગમે તેવા પ્રતિકૂલ પ્રાણાપહારક સંયોગોમાં પણ શુદ્ધ પ્રેમ તો એવોને એવો સુવર્ણની પેઠે બન્યો રહે છે. અગ્નિના સંબન્ધમાં આવતાં કાષ્ટ બળીને તુર્ત ભસ્મીભૂત થાય છે, તેમ પ્રતિકૂળ સંયોગરૂપ અગ્નિના સંબન્ધમાં આવતાં મલીન સ્વાર્થિક પ્રેમ બળી જાય છે. સુવર્ણને લાખો મણ અગ્નિમાં નાખવામાં આવે, તો પણ તે પોતાનું રૂપ બદલતું નથી. સુવર્ણની પેઠે જેનો પ્રેમ વર્તે છે તેને ધન્ય છે; મલીન સ્વાર્થાદિ પ્રયોજનથી જગત્‌માં જે પ્રેમના સંબન્ધો થાય છે, તેમાં અંશમાત્ર પણ ઉત્તમતા નથી.

**અચળ પ્રેમનાં જીવતાં નાસ્યો કોઇકજ ઠેકાણે દેખવામાં આવે છે.**

જગત્‌ની સ્થૂલ ભૂમિકામાં શુદ્ધ પ્રેમનાં પાત્રો કવચિતજ દેખવામાં આવે છે. શ્રાવકોમાં, સાધુઓમાં, મંડળોમાં, ઘરમાં, ગચ્છમાં અને સભાઓમાં પણ શુદ્ધ પ્રેમનાં પાત્રો કલ્પવૃક્ષની પેઠે કોઇકજ દેખવામાં આવે છે. સ્વાર્થના લીધે ગુરૂનાપર પ્રેમથી પ્રાણ પાથરનારાઓ અમારી આંખે ઘણા દેખવામાં આવ્યા છે, પણ સ્વાર્થની પ્રતિકૂલતા થતાં તેઓ દ્વેષના પાત્રોમાં ફેરવાઈ ગએલા અનુભવ્યા છે. સ્વાર્થવિનાનો શુદ્ધ પ્રેમ ગમે તેવા પ્રતિકૂળ સંયોગોમાં એક સ્થિતિવાળો

જેઓને રહે છે, તે જગત્‌માં ઉચ્ચમાં ઉચ્ચ પ્રેમી છે; આવા પ્રકારના ઉચ્ચ પ્રેમીઓ તેજ મનુષ્યપણું શોભાવી શકે છે. ઇન્દ્રજાળના પ્રેમનીપેઠે જેનો ક્ષણિક પ્રેમ છે, એવા હીન મનુષ્યોનાં હૃદય કૂતરાની ચાટ જેવાં હોય છે. જેણે પ્રેમનું પરિપૂર્ણ સ્વરૂપ જાણ્યું નથી અને જે સ્વાર્થમાં સડે છે, તેના સંબન્ધને પ્રેમસંબન્ધ કહી શકાયજ નહિ. પ્રેમમાં દયા, ભક્તિ અને વાત્સલ્યવિના કશું કંઈ દેખાતું નથી. જે મનુષ્યો વિવેકશક્તિથી હીન છે, તેઓના હૃદયમાં શુદ્ધ પ્રેમનું સ્વપ્ન પણ આવતું નથી. જે પ્રેમ ક્ષણમાં ઉત્પન્ન થાય છે અને ક્ષણમાં ટળે છે તે શુદ્ધ પ્રેમ નથી, પણ પ્રેમનો વિકાર ( રોગ ) છે. કોઇપણ પ્રકારના સ્વાર્થ પ્રયોજનથી કરેલો પ્રેમ તે શુદ્ધ પ્રેમ નથી. કામી, લોભી, કપટી, ક્રોધી, માની અને પૌદ્ગલિક પદાર્થોની પ્રાપ્તિમાટે પ્રેમ કરનારાઓ, દુનિયામાં પગલે પગલે મળી આવે છે, પણ જેના શુદ્ધ પ્રેમમાં કોઈ પણ જાતનું પ્રયોજન નથી, તેમ છતાં એકરસતા દેખવામાં આવે છે, તેવા જ્ઞાની મનુષ્યો –ઉત્તમ યોગીઓ તરીકે કોઈક વિરલા દેખવામાં આવે છે. કેટલીક સ્વાર્થસાધક પ્રેમસંબન્ધવાળી સ્ત્રીઓનો પોતાના પતિયોપર સ્વપ્નસદશ પ્રેમ હોય છે અને તેથી તે કદાપિ ઉત્તમ–શુદ્ધપ્રેમવાળી સ્ત્રીઓની કોટીમાં ગણાવાને લાયક બનતી નથી.

સમતાનો ઉત્તમોત્તમ શુદ્ધ પ્રેમ છે; સુવર્ણની પેઠે તેના હૃદયનો પ્રેમ નિર્મલ છે, તેથી તેના વિચારો અને આચારો અને શારીરિક ચેષ્ટાઓમાં અભિનવતા દેખાય તેમાં શું પુછવું? શ્રીમદ્ આનન્દઘનજીએ સુમતિનો અપૂર્વપ્રેમ દર્શાવ્યો છે અને અન્તરમાં સુમતિની પ્રેમદશાનો આબેહુબ ચિતાર આપ્યો છે. સુમતિનો તેવા પ્રકારનો વાસ્તવિક પ્રેમ આત્માના ઉપર હોઇ શકે છે. આત્મસ્વામિની પ્રાપ્તિમાં પ્રથમ શુદ્ધ પ્રેમની આવશ્યકતા છે. શુદ્ધ પ્રેમના યોગે આત્માની અપ્રાપ્તિના સમયમાં વિરહદુ:ખનો અનુભવ થાય છે. સુમતિ, આત્માવિના મુંઝાય છે. સુમતિ આત્મસ્વામિની પ્રાપ્તિ કરવામાટે તલપાપડ થઈ છે. આત્માવિના સુમતિને અંશમાત્ર ચેન પડતું નથી. સુમતિ શુદ્ધ પ્રેમમાં મનની તન્મયતા કરીને આત્માવિના અન્ય કશું–કંઈ સ્મરતી નથી. જે જે મહાત્માઓએ પરમાત્મપદની પ્રાપ્તિ કરી છે, તેઓના હૃદયમાં પૂર્વે સુમતિના યોગે આત્મા ઉપર શુદ્ધ પ્રેમ, પ્રગટ્યો હતો–આત્માની પ્રાપ્તિ કરવામાં આત્મપ્રેમ રમણતાની આવશ્યકતા છે અને તેવા પ્રકારનો સુમતિમાં શુદ્ધ પ્રેમ પ્રગટેલો હોવાથી, તે આત્મસ્વામિના વિરહે આવો વિયોગ દશાનો અનુભવ કરે છે. સુમતિ વિશેષતઃ સ્વામિના વિયોગે

હૃદયને ખાલી કરી વિરહવ્યથા જણાવે છે, તે નીચે મુજબ દર્શાવ-વામાં આવે છે.

श्रांवण भादुं घनघटा, विच वीज जबूकाहो ।
सरिता सरवर सब भरे, मेरा घटसर सब सूकाहो. ॥पी०॥५॥
अनुभव बात बनायकें, कहे जैसी भावेहो ।
समता टुक धीरज धरे, आनन्दघन आवेहो. ॥ पी० ॥ ६ ॥

**ભાવાર્થ:**—સમતા કથે છે કે, શ્રાવણ અને ભાદ્રપદ માસમાં મેઘની ઘટા આકાશમાં છવાઈ જાય છે અને ઝરમરઝરમર મેઘ વર્ષ્યા કરે છે અને વચ્ચે વચ્ચે વિદ્યુત્‌ના ઝબકાર પણ થયા કરે છે; મેઘવૃષ્ટિના યોગે નદીઓ અને સરોવર ભરપૂર ભર્યાં હોય છે, તોપણ તેવા સમયે મારૂં હૃદયરૂપ સરોવર શુષ્ક હોય છે; મારા સ્વામિરૂપ મેઘની કૃપા-વૃષ્ટિવિના મારૂં હૃદય સરોવર શુષ્ક હોય એમાં કંઈપણ આશ્ચર્ય નથી. બાહ્યસ્થૂલ ભૂમિકાનો મેઘ દેખીને મારા અન્તરના આત્મમેઘનું સ્મરણ થાય છે. જો આત્મમેઘની વૃષ્ટિ થાય તો મારૂં હૃદય સરોવર રેલં-છેલ થઈ જાય.

શ્રીમદ્‌ આનન્દઘનજી મહારાજ કથે છે કે, સુમતિ અનુભવની વાર્તા મનમાં જેવી ભાવે તેવી બનાવીને આત્મસ્વામિને પરોક્ષ દશામાં પણ કથે છે, અર્થાત્‌ અત્યન્ત પ્રેમી એવી સમતાને પરોક્ષ અને પ્રત્યક્ષનું ભાન પણ લીનતા થતાં રહેતું નથી. પોતાના મનમાં અનુભવવાર્તા બનાવીને તે વિયોગદશાજન્ય ઉદ્ગારોને બહાર કાઢે છે. પરોક્ષદશામાં સમતાને અનુભવવાર્તા સ્ફુરે છે. પરોક્ષદશામાં અનુભવ જ્ઞાન હોય છે. અનુભવજ્ઞાનથી અનુભવવાર્તા કરી શકાય છે. છદ્મસ્થદશામાં પણ સમ-તાને અમુક ગુણસ્થાનકસુધી પ્રેમ ખુમારી છે, પશ્ચાત્‌ પ્રેમનું રૂપ બદ-લાઇ જાય છે અને ચારિત્રરમણતા પ્રગટ થાય છે અને તે વખતે દશમા ગુણસ્થાનકથી ઉપરના ગુણસ્થાનક ઉપર જતાં અલ્પ સમય લાગે છે. જો સમતા ઉપરના ગુણસ્થાનકપર જવામાટે અલ્પ સમયનું ધૈર્ય ધારણ કરે તો, આનન્દઘનરૂપ પરમાત્મસ્વામી તેના ઘેર આવ્યા-વિના રહે નહિ. વ્યાકરણ અગર ન્યાયનાં સૂત્રોની ગોખણપટ્ટીમાત્ર કર-વાથી આવી, આત્મપ્રભુપ્રતિ શુદ્ધ પ્રેમ ખુમારી જાગ્રત્‌ થતી નથી. જેના હૃદયમાં સમતાની જાગૃતિ થાય અને આત્મપ્રભુની પ્રાપ્તિમાટે ઉપર્યુક્ત વિરહ દશાના ઉદ્ગારો નીકળે, તેજ મનુષ્ય પોતાના શુદ્ધ સ્વરૂ-પને પ્રાપ્ત કરી શકે છે. શુદ્ધ પ્રેમથી આત્મપ્રભુનું ધ્યાન ધર્યાંવિના

બાહ્ય દશાનું ભાન ભૂલાતું નથી, તે માટે શ્રી દેવચન્દ્રજી પણ શ્રીઋષભદેવના સ્તવનમાં કહે છે કે, प्रीति अनंती पर थकी, जे तोडे हो ते जोडे एह, परम पुरुषथी रागता, एकत्वता हो दाखी गुण गेह, ऋषभ जिणंदशुं प्रीतडी. શ્રી દેવચંદ્રજી પણ પ્રભુપર પ્રેમ કરવાનેમાટે હૃદય ખુલ્લું કરે છે. પરમપુરૂષની સાથે રાગ કરવો તેને ગુણગૃહભૂત આત્માનું ઐકય દર્શાવ્યું છે. આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે, જડ વસ્તુઓનો રાગ પરિહરવો હોય અને આત્માની આનન્દ દશા પ્રાપ્ત કરવી હોય, તો આત્માના ઉપર અત્યંત શુદ્ધ પ્રેમ ધારણ કરવો જોઇએ. શુદ્ધ પ્રેમમાં સર્વ આત્માઓનું ઐકય ભાસે છે. જગત્ જીવોનું વાત્સલ્ય તત્સમયે અનુભવાય છે. સર્વ જીવોપર શુદ્ધ પ્રેમનો પ્રવાહ વહે છે, તેથી દ્વેષરૂપ મલીનતા ટળી જાય છે. જે મનુષ્યો વીતરાગપદ પ્રાપ્ત કરવા ઇચ્છતા હોય, તેઓને આ દશાજ પ્રથમ અનુભવવામાં આવશે. શુદ્ધ પ્રેમવિના આ જગત્માં કોઇપણ મનુષ્ય તીર્થંકર નામકર્મ બાંધવાને સમર્થ થઇ શકતો નથી. દેવ, ગુરૂ અને ધર્મનો રાગ પણ પ્રેમમાં સમાઇ જાય છે. દેવ, ગુરૂની ભક્તિને પણ જીવાડનાર પ્રેમ છે. ગુરૂની કૃપાદૃષ્ટિનું સિંચન કરનાર પણ પ્રેમ છે. મહાત્માઓનો આશીર્વાદ મેળવી આપનાર પણ પ્રેમ છે. શુદ્ધ પ્રેમમાં શરીર, મૃત્યુ, લજ્જા અને દુનિયાના વિરૂદ્ધ વિચારની કંઈ પણ પરવા રહેતી નથી.

સુમતિએ પોતાના ચેતન સ્વામિપર શુદ્ધ પ્રેમથી રંગાઇને ઉપર પ્રમાણે જે જે કથન કર્યું છે, તેનું રહસ્ય પુનઃ પુનઃ મનન કરવા જેવું છે.

### पद ६३.

( राग मारु. )

व्रजनाथसें सुनाथविण, हाथोहाथ बिकायो ॥
विचको कोउ जन कृपाल, सरन नजर नायो. ॥ व्रज० ॥ १ ॥
जननी कहुं जनक कहुं, सुत सुता कहायो ॥
भाइ कहुं भगिनी कहुं, मित्र शत्रु भायो. ॥ व्रज० ॥ २ ॥
रमणी कहुं रमण कहुं, राउ रजतुलायो ॥
देवके पति इन्द चन्द, कीट भृंग गायो. ॥ व्रज० ॥ ३ ॥
कामी कहुं नामी कहु, रोग भोग मायो ॥
निशपतिधर देह गेह धरि, विविध विविध धरायो. ॥व्रज०॥४॥

विधिनिषेध नाटक धरी, भेख आठ (ठाय) छायो ॥
भाषा षट्वेद चार, सांग शुद्ध पढायो. ॥ व्रज० ॥ ५ ॥
तुमसे गजराज पाय, गर्दभ चढी धायो ॥
पायस सुग्रहका विसारी, भीख नाज खायो. ॥ व्रज० ॥ ६ ॥
लीलाशु हडुक नचाय, कहोजु दास आयो ॥
रोम रोम पुलकित हूं, परम लाभ पायो. ॥ व्रज० ॥ ७ ॥

ભાવાર્થ:—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ, વીતરાગ પરમાત્માને કૃષ્ણુ કહીને તેની સ્તુતિ કરે છે. તેઓ શ્રીવ્રજદેશમાં ગયા હોય અને તત્સમયે પરમાત્માજ કૃષ્ણરૂપ છે, એવું સાપેક્ષ દૃષ્ટિથી વર્ણુન કર્યું હોય! તેમ લાગે છે. વ્રજ એટલે સમૂહ. આત્માના અસંખ્ય પ્રદેશરૂપ વ્રજ દેશ જાણવો અને તેના પરમાત્મા નાથ હોવાથી વ્રજનાથ કહેવાય છે. ગુણોના સમુદાયને વ્રજ કહેવો અને તેના નાથ પરમાત્મા વીતરાગ અવબોધવા. શ્રીમદ્ આનન્દઘનજી, પરમાત્માની ભક્તિનાં પોતે ભક્ત-સ્વાભાવિક રીત્યા બનીને ભક્તિનું અદ્ભુત ચિત્ર હૃદયમાં ચિત્રે છે અને હૃદયની ઉદ્ભવતી ભક્તિની ઊર્મિયો વાણીથી બહાર કાઢે છે.

પરમાત્માની ભક્તિથી સર્વ પ્રકારનાં પાપ ટળે છે, પણુ પ્રભુની સેવાવિના અનન્તકાળ પર્યંત સંસારમાં પરિભ્રમણુ કરવું પડ્યું; જ્ઞાન દર્શન, ચારિત્ર, વીર્ય અને અનન્તસુખના નાથ, એવા પરમાત્માની ભક્તિ, સેવા અને તેમના ધ્યાનવિના ચેતન જગત્માં કંદ મૂળાદિ અવતારોમાં હાથોહાથ વેચાયો, ગૌ આદિ પશુઓના તથા ગુલામોના અવતારોમાં ઘણીવાર વેચાયો. સંસારમાં ચારે તરફ અવલોકતાં પરમાત્મદેવવિના વચ્ચે અન્ય કોઇ શરણુ મારી દૃષ્ટિમાં આવ્યું નહિ. સકલ ગુણાગાર અને અષ્ટાદશ દોષરહિત પરમાત્મદેવ વિના અન્ય કોઈ જગત્માં શરણુ નથી, માટે હે દેવ! હવે હું તારે શરણે આવ્યો છું. શ્રીપરમાત્મ પ્રભુની ભક્તિમાં લયલીન થયાવિના અને સર્વ પ્રકારની ભ્રાંતિને ટાળીને પરમાત્માનું શરણુ કર્યાવિના જીવની સંસારમાં કેવી દશા થઈ તે હવે શ્રીમદ્ દર્શાવે છે.

અનેક પ્રકારના જનનીના અવતાર થયા, તેમજ અનેકશઃ પિતા તરીકેના અવતારો ધારણુ કર્યા. જગત્માં અનેકશઃ પુત્રોના અવતાર ધારણુ કર્યા, તેમજ અનેક વખત પુત્રીઓના અવતાર પણુ ધારણુ કર્યા. અનેક વખત અનેક જીવોના ભ્રાતા તરીકે જીવ થયો, અનેકવાર અનેક જીવો સાથે બેન તરીકેના સંબન્ધો સંસારમાં પરિભ્રમતાં ધારણુ કર્યા.

અનેકશઃ અનેક જીવોના મિત્ર તરીકે સંબન્ધ ધારણ કરવો પડ્યો. અનેકશઃ અનેક જીવોની સાથે શત્રુ તરીકેનો સંબન્ધ ધારણ કરવો પડ્યો. હે ભગવન્! અનેકશઃ અનેક જીવોની સાથે સ્ત્રી તરીકેના સંબન્ધ ધારણ કરવા પડ્યા. જગત્માં કર્મના યોગે અનેક પ્રકારના અવતારો લેવા પડ્યા. કોઈ વખત રાજા થયો અને કોઈ વખત રજ (ધૂળ)ની સમાન જગત્માં ગણાયો. દેવતાઓના પતિ ઇન્દ્ર અને ચન્દ્રાદિના અવતારો ધારણ કર્યા અને ઘણીવાર કીટ અને ભૃંગના અવતારો ધારણ કર્યા. એમ આપની આગળ હે ભગવન્! વૃત્તાંત મારૂં કહું છું. જગત્માં સ્ત્રીવેદ, પુરૂષવેદ અને નપુંસકવેદના યોગે કામીની અવસ્થા ધારણ કરી. હે ભગવન્! અનેક પ્રકારનાં નામ ધારણ કર્યાં, તેમાં કયા કયા નામોની યાદી કરૂં? નામ અને રૂપમાં જગત્ના જીવો બંધાય છે અને પોતાનું શુદ્ધ સ્વરૂપ પારખી શકતા નથી. અનેક પ્રકારના રોગ સહન કર્યાં, તેમજ અનેક પ્રકારના ઇન્દ્રિયજન્ય ભોગો ભોગવ્યા, પણ જરામાત્ર શાંતિ પામ્યો નહિ. વિધિ અને નિષેધનાં નાટક ધારણ કરીને આઠ પ્રકારના વેષથી છવાયો. કેટલીક પ્રતિયોમાં મેખ-ठायछायो એવો પણ પાઠ છે. ભેખરૂપ સ્થાનથી છવાયો, એવો તેનો અર્થ કરવો. છ પ્રકારની ભાષા, ચાર વેદ અને તેના અંગોના શુદ્ધ પાઠો ભણ્યો, પણ હે ભગવન્! આત્મામાં ઉતર્યાવિના અને યથાવિધિ સેવાભક્તિથી તેની આરાધના કર્યાવિના મારૂં ઠેકાણું પડ્યું નહિ. હે પરમાત્મદેવ! આપના સમાન ગજરાજને પામ્યા છતાં પણ મોહરૂપ ગર્દભપર ચઢીને સંસારમાર્ગમાં દોડ્યો, સારા ઘરનું વા પોતાના અસંખ્યાત પ્રદેશરૂપ ગૃહનું આનન્દરૂપ પાયસ ભોજનનો ત્યાગ કરીને પુદ્ગલરૂપ એંઠ-અનાજની ભીક્ષા મેં માગી ખાધી. હે ભગવન્! સંસારની લીલાભૂમિમાં વેગે નાચીને હવે તો તમારા શરણે આ દાસ આવ્યો છે-આપનું શરણ પામીને શરીરના રોમે રોમે પુલકિત થયો છું. આપના દર્શનથી પરમલાભ પામ્યો છું. પરમાત્મા વીતરાગદેવના શરણે આવવાથી કર્મનો સંબન્ધ બિલકૂલ રહેતો નથી. પરમાત્માનું શરણ, પરમાત્માનો આશ્રય, ખરેખર સર્વ પ્રકારના ગુણોને પ્રગટાવે છે. મન, વચન અને કાયાનું અર્પણ પરમાત્માને કર્યાવિના પરમાત્માનું શરણ કર્યું કહેવાતું નથી. અહંત્વ અને મમત્વના પરિણામનો લય કરીને પરમાત્માના સ્વરૂપમાં લીન થઈ જવું, તેજ પરમાત્માનું શરણ કર્યું કહેવાય છે. પરમાત્માને શુદ્ધપ્રેમથી પ્રાપ્ત કરી શકાય છે. શુદ્ધપ્રેમના યોગે અન્તરમાં રહેલું શુદ્ધ પરમાત્મત્વ પ્રગટ થાય છે. શ્રીમદ્ આનન્દઘનજી હવે પ્રભુને કેવી રીતે વિનવે છે તે દર્શાવે છે.

ऐरि पतितके उधारन तुम, कहिसो पीवत मामी ।
मोंसु तुम कब उधारो, क्रूर कुटिलकामी. ॥ व्रज० ॥ ८ ॥
और पतित केइ उधारे, करणी बिनुं करता ॥
एककाही नाउं लेउं, जूठे बिरुद धरता. ॥ व्रज० ॥ ९ ॥
करनी करी पार भए, बहोत निगम साखी ॥
शोभा दइ तूमकूं नाथ, अपनी पत राखी. ॥ व्रज० ॥ १० ॥
निपट अज्ञानी पापकारी, दासहै अपराधी ॥
जानुजो सुधारहो, अब नाथ लाज साधी. ॥ व्रज० ॥ ११ ॥
औरको उपासक हुं, कैसें कोइ उधारुं ॥
दुविधा यह राखो मत, यावरी विचारुं. ॥ व्रज० ॥ १२ ॥
गई सो गइ नाथ, फेर नहीं कीजे ॥
द्वारे रह्यो ढींगदास, अपनो करी लीजे. ॥ व्रज० ॥ १३ ॥
दासको सुधारी लेहु, बहुत कहा कहियें ॥
आनन्दघन परमरीत, नाउंकी निवहियें. ॥ व्रज० ॥ १४ ॥

ભાવાર્થઃ—અરે હું પતિતનો ઉદ્ધારક છું. એમ તમે હે હરિ ! જે કથો છો તે શું ? નશો પીને કહો છો ? કારણ કે અદ્યાપિ પર્યંત મારા જેવા પાપીનો ઉદ્ધાર કર્યાવિના પતિત ઉદ્ધારક એવું બિરૂદ કેમ ધારણ કરી શકાય? ક્રૂર, કુટિલ અને કામી એવો જે હું તેનો તમો ઉદ્ધાર કરો તો પતિત-ઉદ્ધારક બિરૂદને સત્ય જાણી શકું. અનેક પતિતને આપે ઉદ્ધાર્યા અને કરણીવિના કર્ત્તા તરીકે કહેવાયા, પણ હું આપને પુછું છું કે, એકનું તો નામ આપો ! કરણીવિના કર્તા થવાથી આપ અસત્ય બિરૂદને ધારણ કરનાર છો એમ કેમ ન માની શકાય?—આ વચન પ્રેમભક્તિના આવેશવાળું છે.

ધર્મ કરણી કરીને અનેક મનુષ્યો સંસાર સમુદ્રને તરી ગયા એ બાબતમાં શાસ્ત્રો શાક્ષી તરીકે છે. પોતે ધર્મ કરણી કરીને તરી ગયા અને આપને શોભા આપીને આપની પત રાખી એમ મને તો જણાય છે. પરમાત્માની, મુક્તિદશા પામવામાં નિમિત્ત કારણતા છે. પરમાત્માનું ધ્યાન ધરીને અનેક મનુષ્યો સંસાર સમુદ્ર તરી ગયા, તેમાં ભગવાને જીવોને તાર્યા એમ જે કહેવાય છે, તે ભગવાનમાં નિમિત્ત કારણનો ઉપચાર કરીને કર્ત્તાપણાના આરોપે અવબોધવું.

શ્રીમદ્ આનન્દઘનજી કથે છે કે, અત્યંત પાપરૂપ અપરાધને કરનાર દાસ છે. હવે જો મારી લાજ હૃદયમાં ધારીને મને સુધારશો અને તારશો તો આપની ઉદ્ધારકતા અવબોધીશ. પરમાત્માને હૃદય નથી. મન, વાણી અને કાયાથી રહિત સિદ્ધ પરમાત્મા છે, પણ ભક્ત, ભક્તિના આવેશમાં આવીને ઉપર્યુક્ત વાણી વદે છે.

આપ કહેશો કે, તું અન્યનો ઉપાસક છે, માટે તને હું કેવી રીતે ઉદ્ધારી શકું? આવી દ્વૈતભાવના રાખો નહિ. ઉપાસ્ય અને ઉપાસક એનો ભેદ છે એવો વિચાર આપને કરવો યોગ્ય જણાતો નથી. પરમાત્માને દુવિધા હોતી નથી, તો પણ ભક્ત ભક્તિના પ્રેમાવેશમાં આવીને ભગવાન્‌ને આ પ્રમાણે કહે છે. રાગદ્વેષનો પરિપૂર્ણ ક્ષય થવાથી પરમાત્મામાં કોઈ પણ જાતની બાહ્ય દુવિધા નથી. ભક્તિના ઉલ્લાસમાં આવેલો અને પ્રેમમાં લદબદ થએલો ભક્ત જે બોલે છે, તેમાં ભક્તિરસની અને પ્રાર્થનાની મુખ્યતા અને હૃદયની શુદ્ધતા અને ભક્તિજન્ય નમ્રભાવ જોવાની આવશ્યકતા છે. ભક્તિના રસની ધૂનમાં મસ્ત બનેલ ભક્ત, પરમાત્માની સાથે ઐક્ય અનુભવે છે અને તેવા ભક્તિસાધ્ય ઐકયભાવમાં પરમાત્મદશાનો અનુભવ કરી શકે છે. ભક્તિની ધૂનમાં રસિક બનેલ ભક્ત, એક નાન્હા બાળકની પેઠે પ્રભુને પિતાતરીકે માનીને લાડકવાયાં વચનો વદે છે અને તે વખતે તે જગતની સાથેનું દ્વૈતભાન ભૂલી જાય છે. ભક્તિરસથી તેનું હૃદય આનન્દમય બને છે, તત્ સમયે સત્વગુણ ખીલી ઉઠે છે અને પોતાને અમૃત ક્રિયાના અનુષ્ઠાનમાં આસક્ત થએલો દેખે છે. પ્રભુ ને હું જુદા છીએ એવું પણ તે ભાન ભૂલી જાય છે અને પરસ્પરની અદ્વૈતતામાં ભક્તિયોગની સમાધિને અનુભવે છે. હે પરમાત્મ નાથ! જે વાત ગઈ તે ગઈ, હવે તો ફેર આવું કરશો નહિ. સેવકનો ઉદ્ધાર કરવામાં લગારમાત્ર વાર લગાડો નહિ. સેવકને તારવો એ આપની મુખ્ય ફરજ છે. આપને પ્રાપ્ત કરવાના ભક્તિરૂપ દ્વાર આગળ-નજીક આ દાસ છે તેને પોતાનો કરી લો. આપનો હું શુદ્ધ પ્રેમના યોગે બન્યો છું હવે, આપ એમ કહો કે તું મારો છે, એટલે બસ; આપના સેવકને આનન્દનો પાર રહેવાનો નથી. હવે તો આપના દાસને હે પ્રભો! સુધારી લો. આપને વારંવાર બહુ શું કહેવું? હે આનન્દના ઘનભૂત પરમાત્મ હરિ! આપના નામની પરમ રીતિને આપે નિર્વહવી જોઇએ; એમ શ્રી આનન્દઘનજી મહારાજ શ્રીકૃષ્ણરૂપ વીતરાગદેવને વિનવે છે. हरति पापानीति हरिः જે પાપોને હરે છે તે હરિ કહેવાય છે. સિદ્ધ પરમાત્મા, શ્રીકૃષ્ણ વા શ્રીહરિ છે. પરમાત્માને બાહ્યની ગોપીઓની લીલા નથી.

તે દુનિયાને ઉત્પન્ન કર્ત્તા નથી, તેમ દુનિયાનો નાશ પણ કર્ત્તા નથી. કોઈના ઉપર રાગ પણ કર્ત્તા નથી, તેમ કોઈના ઉપર દ્વેષ પણ કર્ત્તા નથી. રાગ અને દ્વેષનો ક્ષય કરીને ક્ષાયિક ભાવે સિદ્ધ થએલ પરમાત્માને અત્ર કૃષ્ણ કહીને સ્તુતિ કરી છે. સિદ્ધ વીતરાગ પરમાત્માને વિષ્ણુ કહીને આનન્દઘનજીએ સ્તવ્યા છે. કેવલજ્ઞાનમાં લોકાલોક ભાસે છે, માટે સિદ્ધ ભગવાન્ કેવલજ્ઞાનની અપેક્ષાએ વિષ્ણુ કહેવાય છે. જિનદેવનાં અનેક નામો છે. ગમે તે નામથી વીતરાગ જિનેશ્વરની સ્તુતિ કરવામાં આવે તો તેથી કર્મનો ક્ષય થાય છે. વસ્તુતઃ વિચારીએ તો બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ તરીકે અરિહંત ભગવાન્ સંઘટે છે અને અપેક્ષાએ સિદ્ધ પરમાત્માને બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ કહેવામાં આવે છે, પણ પુરાણોમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનું જે સ્વરૂપ લખ્યું છે તે જૈનાગમો વિરૂદ્ધ હોવાથી જૈનોને માન્ય નથી; કેમકે રાગ અને દ્વેષની ચેષ્ટાવાળાને દેવ તરીકે પૂજવામાં મિથ્યાત્વ લાગે છે. ઉપર પ્રમાણે વ્રજનાથને વિનંતિ કરી; તેમાંથી સાર ગ્રહણ કરીને ભક્તોએ ભક્તિરસમાં ઉતરવું જોઇએ.

### પદ ૬૪.

( राग वसंत. )

अब जागो परमगुरु परमदेव प्यारे, मेटहुं हम तुम बिच भेद.
॥ अब० ॥ १ ॥

आली लाज निगोरी गमारी जात, मुहि आन मनावत विविध भात॥
॥ अब० ॥ २ ॥

अलिपर निर्मूली कुलटी कान, मुनि तुहि मिलन बिच देत हान.
॥ अब० ॥ ३ ॥

पति मतवारे और रंग, रमे ममता गणिकाके प्रसङ्ग. ॥ अब० ॥४॥

अब जडतो जडवास अंत, चित्त फुले आनन्दघन भए वसन्त.
॥ अब० ॥ ५ ॥

ભાવાર્થઃ—સમતા પોતાના આત્મસ્વામિને જાગ્રત્ થવાને વિજ્ઞપ્તિ કરે છે. ચેતન મમતાના સંગે પ્રમાદ-નિદ્રાધીન થયા છે, તેને જગાડવા સમતા કહે છે કે, હે પ્યારા પરમગુરો અને હે પરમદેવ! તમે હવે તો જાગ્રત્ થાઓ! મારા અને તમારા વચ્ચે ભેદ પડ્યો છે તે આપના

જાગવાથી મટી જવાનો છે, અથવા મારા અને તમારા વચ્ચેનો ભેદ આપશ્રી જાગીને હવે મટાડો.

મમતા લાજવિનાની નગુરી અને ગમારજાત છે. મારી પાસે તે વિવિધ પ્રકારની આજ્ઞા મનાવે છે. પારકાનું નિર્મૂલ કરવા તે કુલટી છે અને તે કાળી છે. મર્યાદાને ઉલ્લંઘન કરનારી કુલટા મારૂં નિર્મૂલ કરવાને ચૂકે તેવી નથી. મને અને તમને મળવામાં તે હાનિ કરે છે અર્થાત્ વિઘ્ન કરે છે. અહો! આ જગત્‌માં પતિની મતિ વિપરીત થવાથી પતિવ્રતા સ્ત્રીને કેટલુંબધું વેઠવું પડે છે? મતવાળા પતિ મમતા ગણીકાના પ્રસંગમાં રાચી રહ્યા છે, પણ જ્યારે જડ વસ્તુઓ છે તે જડવાસરૂપ છે અને સડણપડણ વિધ્વંસણ સ્વભાવવાળી છે, એમ તેનું મૂળસ્વરૂપ અનુભવથી માલુમ પડે છે ત્યારે, આનન્દના ઘનભૂત આત્મસ્વામીનું ચિત્ત પ્રફુલ્લ થાય છે અને તે મારા ઘેર આવે છે અને તે વખતે વસન્તઋતુની શોભા બની રહે છે; એમ સમતા વદે છે.

શ્રીમદ્ આનન્દઘનજી કથે છે કે, મમતાની સંગતિમાં ચેતન જાય છે, તેથી તે પરભાવ નિદ્રામાં ઘેરાય છે. આત્માની ખરી સ્ત્રી સમતા છે; તે આત્માને જાગ્રત્ કરવા અને મમતાનો પ્રસંગ ત્યજવા અનેક પ્રકારની સત્ય વાર્તાને જણાવે છે. સમતાને અને આત્માને મળવામાં હાનિ પહોંચાડનાર મમતા છે. ખરેખર સમતાની આ હૃદયવાણી મનન કરવા લાયક છે. મમતાને અન્યદર્શનીઓ માયા કહે છે, તેના વશમાં આખું જગત્ બંધાઈ ગયું છે; સંસાર કારાગૃહમાં જીવને બાંધી રાખનાર મમતા છે.

આત્માની સાથે અશુદ્ધભાવે રહેનારી મમતા, જગત્‌ની સ્થૂલ ભૂમિકામાં જીવોને પોતાના તાબે કરી તેઓની પાસે અનેક પ્રકારના કુખેલો ભજવાવે છે. આત્માના મૂળધર્મમાં વિકાર કરીને તે આત્માને ભ્રાંતિના ખાડામાં ઉતારે છે. આત્માની સહજદશાનું ભાન ભૂલાવનાર મમતા છે. મોટા મોટા બાદશાહો, શહેનશાહો, ચક્રવર્તિયો અને ઇન્દ્રો પણ મમતાના વશથી અનેક પ્રકારની ચેષ્ટાઓ કરે છે. વસ્તુતઃ વિચારવામાં આવે તો દુઃખનું મૂળ મમતા જણાય છે. મમતામાં અશુદ્ધ પ્રેમ ભર્યો હોય છે. સ્વાર્થનો પ્રાણ મમતા છે. સ્વપ્નાની પેઠે ક્ષણિક એવા જડ પદાર્થોમાં મમતા કરીને અનેક મનુષ્યો મૃત્યુ પામ્યા, પણ અંશમાત્ર સુખને પામ્યા નહિ. મમતા રાક્ષસી આખી દુનિયામાં રાત્રી અને દિવસમાં અનેક પ્રકારના વેષથી પરિભ્રમણ કરે છે. યાવત્ મમતા હોય છે તાવત્ શુદ્ધપ્રેમનો સ્વાદ ચાખી શકાતો નથી. અનેક પ્રકારની જડ વસ્તુ-

ઓની મમતા ધારણ કરીને અનેક પ્રકારના પ્રપંચો જેઓ રચતા હોય, તેઓ પ્રત્યેક મનુષ્યોની સાથે શુદ્ધપ્રેમ કેવી રીતે ધારણ કરી શકે? મમતાવાળો મનુષ્ય આત્માની મહત્તા બિલકૂલ અવબોધી શકતો નથી. મમતાના વશ થએલાઓ અન્યોનાં દુઃખો દેખીને વજના જેવું કઠીન હૃદય કરે છે; તેમનું હૃદય દયાથી આર્દ્ર થતું નથી. મમતાવંત મનુષ્ય સામાન્ય નજીવી વસ્તુઓને માટે પણ અનેક પ્રકારની હાયવરાળ કરે છે. મમતામાં આસક્ત મનુષ્ય સ્વાર્થવિના અન્ય કશું કંઈ દેખતો નથી. મમતાના યોગે મન અધોદિશાપ્રતિ ઘસડાય છે. મમતાવંત, વિવેકદૃષ્ટિને બંધ કરી અવિવેક માર્ગતરફ ઘસડાય છે. મમતાથી જગત્માં અનેક ભયંકર યુદ્ધો થયાં છે. મમતા જીવોને પૂતળીની પેઠે નચાવે છે, તોપણ મનુષ્યો મમતાના વિચારોમાં અંધ બને છે; એ મહાન્ આશ્ચર્ય છે! ઉચ્ચ અને નીચ માર્ગના વિવેકને મમતાધારક ભૂલે છે અને તે અન્ય જીવોની દયાને હૃદયમાં ધારણ કરતો નથી. મમતાના યોગે મનુષ્યો, મનુષ્યનું અમૂલ્ય જીવન ક્ષણમાં હારી જાય છે. મમતાના યોગે તપસ્વીઓ પણ લપસી જાય છે. મમતાનું ઘેન જુદાજ પ્રકારનું છે. મમતાના ઘેનમાં ઘેરાયલો આત્મા પોતાના શુદ્ધસ્વરૂપને અવબોધી શકતો નથી.

મમતાના સંસ્કારો ટાળવા એ કંઈ સામાન્ય કાર્ય નથી. પ્રબલ જ્ઞાન અને વૈરાગ્યના બળવડે મમતાની પરિણતિ ટળે છે. અનેક પ્રકારની કુમતિને અર્પનાર મમતા છે. મમતાની પરિણતિને ટાળવામાટે મહાત્માઓ અનેક પ્રકારના ઉપાયો કરે છે. હે મમતા! હવે તું હૃદયમાંથી બહાર નીકળી જા; ત્હારા જેટલું કોઈએ આત્માનું બગાડ્યું નથી. મમતાના સંગથી સ્વપ્નામાં પણ સુખ કોઇને મળ્યું નથી અને કોઇને કદાપિ મળનાર નથી. મમતાના સંગથી આત્માની જ્ઞાન દર્શન અને ચારિત્રાદિ ઋદ્ધિ પ્રગટ થતી નથી. મમતાનો સંબન્ધ જે ઇચ્છે છે, તે પોતાના સત્ય સુખને જલાંજલિ આપે છે. મમતાથી સમતાનો પરિણામ રહેતો નથી. અનેક પ્રકારની દુઃખની પરંપરાનું ઘર મમતા છે. ચારિત્રના ખીલેલા ઉદ્યાનની શોભાને મમતા ભ્રષ્ટ કરેછે. મનુષ્યની કિમ્મતને મમતા ઘટાડી દેછે, તેમ મનુષ્યપણાંથી પણ ભ્રષ્ટ કરે છે. મમતાથી કદાગ્રહ પ્રગટે છે અને તેથી આત્મિક શક્તિનો વ્યય થાય છે. ચેતનને, દુઃખમય મમતાની સંગતિનો ત્યાગ કરાવવાને માટે સમતા જે ઉપદેશ આપે છે, તે હૃદયમાં ધારણ કરવાની જરૂર છે.

સમતાની વિજ્ઞપ્તિ બરાબર છે. મમતાનો સંગ ત્યાગ કરવાથી સમતા અને આત્માનું ઐક્ય થાય છે. સમતાનો આત્મસ્વામીપર અન-

વધિ પ્યાર છે, તે તેણીના હૃદયોદ્ગારથી અવબોધાય છે. સમતાના હૃદયમાં આત્મસ્વામીજ વસી રહેલા છે, તે તેણીના ઉદ્ગારથી સિદ્ધ થાય છે. આત્મસ્વામિને વિવેકદૃષ્ટિથી સત્ય અને અસત્યનો ભેદ અવબોધાવવા તેણે પોતાનું અને મમતાનું સુખમય અને દુઃખમય ચરિત્ર ખડું કર્યું છે, કે જેનો હૃદયમાં પરિપૂર્ણ સાર ઉતરી શકે અને તેથી આત્મા સમતાના ઘેર ગયાવિના રહે નહિ. છેવટે તેણીના વચનથી આનન્દના ઘનભૂત એવા આત્માએ અવબોધ્યું કે, જડવાસનો અન્ત જડ છે. જડમાં મમતા કરવામાં આવે છે, પણ જડવસ્તુઓ તો અન્તવાળી અર્થાત્ ક્ષય સ્વભાવવાળી છે. જે જડવસ્તુઓપર મમતા કરવામાં આવે છે તે જડવસ્તુઓનો નાશ થતો પ્રત્યક્ષ દેખવામાં આવે છે, તેથી તે જડવસ્તુઓપર મમતા રાખવાથી કશો ફાયદો થવાનો નથી. ક્ષણિક જડવસ્તુઓપર આત્મા અત્યન્ત મમતા ધારણ કરે, તેથી કંઈ ક્ષણિક જડવસ્તુઓ આત્માનો ઉપકાર જાણતી નથી, તેમજ આત્માની સાથે રહેતી નથી. આત્માએ સમતાના ઉપદેશથી જડવસ્તુઓપર થતું મમતાનું સ્વરૂપ અવબોધ્યું અને નિશ્ચય કર્યો કે ક્ષણિક જડવસ્તુઓની મમતા કરવી તે કોઈ પણ રીત્યા હિતકારક નથી અને તેથી સત્યાનન્દનો અંશમાત્ર પણ પ્રગટવાનો નથી. આ પ્રમાણે નિશ્ચય થવાથી આત્મા પોતાની સ્ત્રી સમતાપ્રતિ વિલોકવા લાગ્યો અને તેણે સમતાના ઘરમાં આવાગમન કર્યું. આનન્દના ઘનભૂત એવા આત્માનું ચિત્ત હર્ષથી પ્રફુલ્લ થયું અને સમતાના ઘેર આવવાથી વસન્ત ઋતુની શોભાની પેઠે આત્માની શોભા ખીલવા માંડી. સમતાના સંબન્ધે આત્માની શોભા ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામે છે. સમતાનો સંગ થતાં આત્મા આનન્દ પ્રદેશમાં ઉતર્યો અને આનન્દનો ભોગ કરવા લાગ્યો; એમ શ્રી આનન્દઘન કથે છે.

### पद ६५.

( साखी )

**रास शशी तारा कला, जोसी जोइ न जोस।**
**रमता सुमता कब मिले, भगै विरहा सोस. ॥ १ ॥**

ભાવાર્થઃ—આત્માંની સ્ત્રી સમતા કહે છે કે, જ્યોતિષ્શાસ્ત્રના સર્વજ્ઞ ગણક! તું મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ, મિથુન, એ બાર રાશિ. તથા ચંદ્રમા, તારા, કલા, અને ગ્રહો વગેરેને જોઇને કહે કે, મારો, મારા આત્મપતિની સાથે ક્યારે

મેળાપ થશે ? મારા પતિનો મેળાપ થાય એવો દીવસ ક્યારે આવશે ? મને કયા કયા ગ્રહો નડે છે ? તે તું વિચારીને જો અને મેળાપનો વખત બતાવ, કે જેથી મારા પતિના વિરહથી થતો શોક ટળી જાય. પુણ્ય અને પાપના સંયોગ તથા વિયોગને જ્યોતિષશાસ્ત્ર પણ સૂચવે છે, માટે પતિના સંયોગમાં પણ જ્યોતિષશાસ્ત્ર અપેક્ષાએ ઉપકારી છે. કોઈ પરિપૂર્ણ જ્યોતિષશાસ્ત્રનો જ્ઞાતા હોય છે તે સારી રીતે નિમિત્તોને કહી શકે છે. સમતા જ્યોતિષીને પતિના વિયોગનો સંયોગ થાય તેની આશાએ પ્રશ્ન કરે છે. પતિવિરહિણી સ્ત્રી ગમે તે પતિસંબન્ધના નિમિત્તોને શોધ્યા કરે છે. સમતાનો પણ પોતાના પતિની સાથે અનાદિથી વિરહ થયો છે. શુદ્ધાત્મસ્વામીવિના તેને વિરહવ્યથાનાં દુઃખ થાય છે, તેથી તે હૃદયમાં વિચારીને પૂછે છે કે, હે ગણક ! મારો સ્વામી ક્યારે મળશે ? પોતાના સ્વામીની પ્રાપ્તિ કરવાનું શું કારણ છે, તે હવે જણાવે છે.

( राग गोतकडा—गोडी रागमां. )

**पियाविन कौन मिटावे रे, विरहव्यथा असराळ. ॥ पिया० ॥ १ ॥**
**निंद निंमाणी आंखतेरे, नाठी मुज दुःख देख ॥**
**दीपक शिर डोले खरो प्यारे, तन थिर धरे न निमेष. ॥ पिया० ॥ २ ॥**
**सखि सरिण तारा जगी रे, विनगी दामनी तेग ॥**
**रयणी दयण मते दगो प्यारे, मयण सयण विनुवेग. ॥ पिया० ॥ ३ ॥**

ભાવાર્થઃ—હે ગણક ! હવે તું જલદી જોશને જોઇને મને શાંતિ થાય તેમ કર. હે જ્યોતિષ ! મારા પ્રિય શુદ્ધાત્મ સ્વામિવિના અત્યંત—વિશાળ વિરહવ્યથાને કોણ મટાડી શકે ? ક્ષણે ક્ષણે મને રાગ અને દ્વેષ પીડે છે, અનેક પ્રકારની ચિંતાઓ ચિતાની પેઠે બાળે છે અને તેથી આત્મવીર્યની ક્ષીણતા થાય છે. આનંદની લાલી મુખ ઉપર હવે પ્રગટતી નથી, માટે હે જોષી ! હવે ભવિષ્યનો વર્તારો જણાવ. હે ગણક ! મારા દુઃખને જોઇને સકલ પ્રાણિયોને પ્રિય એવી નિદ્રા પણ જતી રહી છે અને દીપકની જ્યોતીની પેઠે મારૂં મગજ ભમ્યા કરે છે અને તેથી ક્ષણમાત્ર પણ શરીરને સ્થિર રાખવાની શક્તિ રહી નથી. મન, વાણી અને કાયાની અસ્થિરતા એટલી બધી વધી ગઈ છે કે, હું શું બોલું છું, શું વિચારૂં છું, શું કરૂં છું, તેનું પણ ભાન રહ્યું નથી. કોઈ મનુષ્યને ભૂત વળગ્યું હોય અને તેની જેવી સ્થિતિ થાય છે, તેવી મારી સ્થિતિ જણાય છે. મારો પ્રાણ, આ શરીરમાં આવી દશા છતાં ક્યાંસુધી રહેશે, તે સમજાતું

નથી. જે રાત્રિમાં ચંદ્ર છુપાયેલો છે તે રાત્રિ,-તારા તથા વિજળીના પ્રકાશવાળી-મને વગર તરવારવડે સ્વજનવિનાનીને દગો દેવાને માટે પ્રયત્ન કરે છે અર્થાત્ રાત્રિ મને તારાના પ્રકાશરૂપ તરવારવડે મારવા દગો કરે છે. આવી દશામાં સ્વામિવિના વિશેષ કાળ રહી શકાય નહીં; તેમ હે ગણક! તું સારી પેઠે જાણે છે. અંધારી રાત્રિમાં દ્વેષ, ઈર્ષ્યા, વહેમ, ચંચળતા, ભય અને ઉદ્વેગરૂપી ભૂતો, અનેક પ્રકારે દેખાવ દઇને મને ભય પમાડે છે. કાળરૂપ જાર પુરૂષ મને એકલી જોઈને સતાવવાને માટે પ્રયત્ન કરે છે. વિષયવાસનારૂપ રાક્ષસી તાડના જેવું રૂપ કરીને મને ભય પમાડે છે. મૂર્ચ્છારૂપ ચુડેલ મારાં શુદ્ધધર્મરૂપ રક્તને ચુસી જાય છે. માટે હે ગણક! વિચારીને મારો ભવિષ્ય વર્તારો જણાવ.

**तन पिंजर झुरै पर्यो रे, उडि न सके जिऊ हंस ॥**
**विरहानल जालाजली प्यारे, पंख मूल निरवंश. ॥ पी० ॥ ४ ॥**
**उसास सास वटाउकीरे, याद वेदै निसिरांड ॥**
**नमनैं उसासा मनी, हटकैन रयणी मांड. ॥ पी० ॥ ५ ॥**

ભાવાર્થ:—સમતા કહે છે કે, હે ગણક! ઉપર્યુક્ત દુ:ખની તીવ્ર જ્વાલાથી મારા શરીરરૂપ પીંજરામાં જીવ હંસ પડ્યો પડ્યો ઝૂરે છે, અર્થાત્ ખેદ પામે છે; આયુષ્ય કર્મના ઉદયે તે શરીરરૂપ પંજરમાંથી ઉડી શકતો નથી, તેમ નિકળી શકતો નથી; વિરહરૂપ જ્વાલાથી તે બળ્યા કરે છે, અર્થાત્ તેની સર્વ વિરતિ અને દેશવિરતિરૂપ પાંખોનું મૂળ દગ્ધ થયું છે, તો કહો કે, તેથી તે શી રીતે ઉડી શકે? આવી દશામાં મારા જીવ હંસને કેવું દુ:ખ થતું હશે, તે સર્વજ્ઞ વિના કોઈ જાણી શકતું નથી. બાહ્ય તાપથી તપ્ત જીવો કોઈપણ ઉપાયથી શીતળ બને છે, પણ અંત: તાપથી તપ્ત જીવો ઉપશમરૂપ મેઘધારાની વૃષ્ટિવિના શાંત થઈ શકતા નથી. મારા પ્રિય જીવ હંસની પણ તેવી સ્થિતિ છે. અનંત શાન્તિનું ધામ એવો મારો સ્વામી મને મળે તો અનેક પ્રકારના અંત: તાપ શાંત થઈ જાય! એમાં કાંઈપણ આશ્ચર્ય નથી, માટે અનંતગુણનો ધામભૂત મારો સ્વામી મને ક્યારે મળશે? તે જોષ જોઇને હે જોષી! મને કહે.

શ્વાસોચ્છ્વાસરૂપ વેગગામી વટેમાર્ગુ વિરહદશારૂપ રાત્રિની સાથે વાદ વદે છે અને કહે છે કે, હે વિરહદશારૂપી રાત્રિ! હવે તું કાંઇપણ નિયમમાં રહે, તું હવે દૂર થા! એમ મનાવી છતાં તે માનતી નથી, જરા-માત્ર પણ પાછી ખસતી નથી અને તેથી હું રાત્રિમાંનેરાત્રિમાં દુ:ખ ભોગવું છું. શુદ્ધ પતિ વિરહરૂપ રાત્રિ ટળ્યાવિના મારા ઘરમાં પ્રકાશ થવાનો નથી અને જ્ઞાન પ્રકાશ થયાવિના અનેક પ્રકારનાં રાત્રિનાં

દુઃખો ટળવાનાં નથી. તેમજ અન્ય ભાવાર્થમાં સમજવાનું કે, ચતુર્ગતિરૂપ રાત્રિને શ્વાસોચ્છ્વાસરૂપ વટેમાર્ગુઓ સમજાવે છે કે, તું હવે નિયમમાં આવ.

इह विधि छै जे घरधणी रे, उससुं रहै उदास ॥
हरविधि आइपूरी करी रे, आनन्दघन प्रभु पास. ॥ पी० ॥ ६ ॥

ભાવાર્થઃ—એવા પ્રકારના વિધિવાળા આત્માથી, અર્થાત્ મમતાના તાબામાં રહેલા આત્માથી સમતા ઉદાસ બને છે અને દુઃખી રહે છે. જ્યાંસુધી મમતાના ઘરમાં આત્મા રહે છે અને મમતાનું કહ્યું કરે છે, ત્યાંસુધી આત્મા અને સમતાનો મેળાપ થતો નથી. પરવસ્તુમાં મમત્વભાવ રહે છે, ત્યાંસુધી રાગ દ્વેષના પક્ષમાં આત્મા રહેછે. રાગ અને દ્વેષના યોગે આત્મા પોતાનું શુદ્ધસ્વરૂપ નિરખી શકતો નથી. મમતાના સંબન્ધથી આત્મા સત્ય તત્ત્વોને સત્યપણે અને અસત્ય તત્ત્વોને અસત્યપણે દેખી શકતો નથી. વસ્તુની ઉપાધિના ભેદથી મમતાના અનેક ભેદ પડે છે. શરીર, મન અને વાણીમાં જ્યાંસુધી મમતાનો અધ્યાસ દઢપણે રહ્યો છે, ત્યાંસુધી આત્મા સમતાના ઘરમાં પ્રવેશ કરવાને અધિકારી બની શકતો નથી; તે અનેક પ્રકારનાં કુકૃત્યો કરવાને પ્રવૃત્તિ કર્યા કરે છે. આશાના ઉદ્ગારો કાઢે છે. હાસ્યનું કુતૂહલ કરે છે. ભવની ભવાઈઓ રચે છે. વિષય વિષ્ઠાનો ભુંડ બને છે. જ્યાં ત્યાં દોષદૃષ્ટિધારક કાક્ બને છે. સ્પૃહાથી શ્વાનવત્ બને છે. તૃષ્ણારૂપ મદિરાનું પાન કરીને મર્કટમાફક બને છે અને તેથી આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા અને પરિગ્રહ સંજ્ઞાને ધારણ કરી સંસારમાં સ્થિર રહે છે ત્યાંસુધી, તેના કુલક્ષણોથી સમતા ઉદાસમાં રહે છે. સમતાના મુક્તિરૂપ ઘરમાં જવાને માટે તે ગુણસ્થાનકરૂપ ભૂમિનું ઉલ્લંઘન કરી શકતો નથી, અર્થાત્ તે આત્મા જ્યારે પરવસ્તુ ઉપરથી મમતાભાવ ઉતારે છે અને પરવસ્તુને રાગદ્વેષ હણીને સમભાવે નિરખે છે, ત્યારે તે સત્તામાં રહેલા આનંદને પ્રગટાવી શકે છે. આનંદઘનરૂપ બનેલો આત્મા અનેક પ્રકારથી સમતાને આવી મળે છે અને સમતાની સર્વ આશાઓ પૂર્ણ કરે છે. સાદિ અનંતમા ભાંગે સમતાની સાથે શિવરૂપ ઘરમાં સમયે સમયે અનંત સુખ ભોગવતો રહે છે; એમ શ્રી આનંદઘનજી મહારાજ કથે છે.

### पद ६६.

(राग आशावरी.)

साधुभाइ अपना रूप जब देखा. साधु० ॥
करता कौन कौन फुनी करनी, कौन मागेगो लेखा.॥साधु०॥१॥

साधुसंगति अरु गुरुकी कृपातैं, मिट गइ कुलकी रेखा ॥
आनन्दघनप्रभु परचो पायो, उतर गयो दिल भेखा. ॥साधु०॥२

ભાવાર્થ:—આત્મધ્યાની મહાત્મા મુનિવર પોતાના સ્વરૂપની મસ્તીમાં આવીને કથે છે કે, હે સાધુબન્ધો ! જ્યારે મેં પોતાનું આત્મ-સ્વરૂપ દેખ્યું ત્યારે મારી પૂર્વની વૃત્તિ ફરી ગઇ. અદ્યાપિ પર્યંત ભ્રમ-બુદ્ધિથી પરવસ્તુના કર્તા તરીકે મેં પોતાને માન્યો હતો, પણ હવે તો જણાયું કે પરવસ્તુનો કર્ત્તા શુદ્ધ નિશ્ચયનયથી હું નથી, તેમજ શુદ્ધ નિશ્ચયનયથી જોતાં પરવસ્તુની કરણી તે મારી વાસ્તવિક કરણી નથી, અને તેથી સ્વપ્નના રાજાની પેઠે જડવસ્તુઓનો અધિપતિ તથા કર્ત્તા તરીકેનો મારો ભ્રમ હવે દૂર થયો. બાહ્યવસ્તુઓની કરણી તે નરકની નિસરણી છે. બાહ્યવસ્તુઓનું કર્તવ્ય કાર્ય વસ્તુતઃ જોતાં આત્માને નથી, કારણ કે શુદ્ધ નિશ્ચયનયથી આત્મા આત્માના સ્વભાવનો કર્તા છે અને જડ દ્રવ્ય પોતાના સ્વભાવનું કર્તા છે. હવે હું આત્મધર્મનો કર્તા આત્માને માનું છું તેથી હવે પુદ્ગલદ્રવ્યના કર્તાપણાનું વા પુદ્ગલદ્રવ્ય સંબન્ધી લેખું કોણ માગશે ? શ્રીપંચમહાવ્રતધારી વૈરાગી, ત્યાગી, જ્ઞાનિસાધુની સંગતિથી અને ગુરૂમહારાજની કૃપાદૃષ્ટિથી કુલની રેખા હવે ટળી ગઈ, અર્થાત્ હવે કૂળ, જાતિ, શરીર વગેરેમાં થતી અહંત્વ ભ્રાન્તિ ટળી ગઇ તેથી, જાતિ, કૂળ, વેષ, વગેરેમાં અભિમાન ધારણ કરવું બિલકૂલ અસત્ય જણાયું છે. આનન્દનો સમૂહ જેમાં છે એવા આત્માનો નિશ્ચય થયો, સારાંશ કે હવે મને આત્મતત્ત્વનો અનુભવ થયો તેથી હવે મારે પર-જડ વસ્તુની સ્પૃહા કરવી ઘટતી નથી. ઉપાધ્યાય ભગવાન્ તત્-સંબન્ધી આ પ્રમાણે કહે છે.

॥ श्लोक ॥

स्वरूपप्राप्तितोऽधिक्यं प्राप्तव्यं नावशिष्यते ॥
इत्यात्मराजसम्पत्त्या निःस्पृहोजायतेमुनिः ॥ १ ॥

આત્મસ્વરૂપની પ્રાપ્તિથી જગત્માં અન્ય અધિક કંઈ પ્રાપ્તવ્ય બાકી રહેતું નથી. આત્મારૂપ રાજાની સંપત્તિવડે મુનિ નિસ્પૃહ થાય છે, તેમજ અન્યત્ર કથ્યું છે કે;

गाथा—

आयसहावविलासी, आयविसुद्धो ठियोनियेधम्मे ॥
नरसुरविसय विलासं तुच्छं निस्सारमन्नंति ॥ १ ॥

જે આત્મા સ્વકીય શુદ્ધ સ્વરૂપનો વિલાસી છે અને જે આત્મા

પોતાના ધર્મમાં વિશુદ્ધ છે, તે આત્મા મનુષ્ય અને દેવના વિષયવિલાસને તુચ્છ અને નિસ્સાર માને છે. પોતાના આત્મસ્વરૂપનો નિશ્ચય થતાં મુનિવરો કર્મથી પોતાના આત્માને ભિન્ન કરેછે. ઉપદેશપ્રાસાદમાં કહ્યું છે કે,

॥ श्लोक ॥

कर्मजीवंच संश्लिष्टं, सर्वदाक्षीरनीरवत्
विभिन्नीकुरुतेयोऽसौ, मुनिहंसो विवेकवान् ॥ १ ॥

વિવેકી મુનિરૂપ હંસ, આત્માને કર્મના સંબન્ધથી ભિન્ન કરે છે. તે-પ્રમાણે અધ્યાત્મતત્ત્વમાં રમણતા થતાં દિલની, અર્થાત્ હૃદયની અહંતા ટળી, શરીરાદિમાં થતી આત્મબુદ્ધિ ટળી અને આત્મા આત્મસ્વરૂપે ભાસ્યો. એમ શ્રીમદ્ આનન્દઘનજી કથે છે.

પદ ૬૭.

(राग आशावरी.)

राम कहो रहेमान कहो कोउ, कान कहो महादेव री. ॥
पारसनाथ कहो कोउ ब्रह्मा, सकल ब्रह्म स्वयमेव री ॥राम०॥१॥
भाजनभेद कहावत नाना, एक मृत्तिका रूप री ॥
तैसें खंडकल्पना रोपित, आप अखंड स्वरूप री. ॥ राम० ॥२॥

ભાવાર્થ:—શ્રીમદ્ આનન્દઘનજી કથે છે કે, જગત્‌ના લોકો પરમાત્માનાં જુદાં જુદાં નામો પાડીને અને નામોના ભિન્ન ભિન્ન વિપરીત અર્થ કલ્પીને પરસ્પર લડે છે અને એકબીજાના દેવનું ખંડન કરે છે. જે શ્રી સર્વજ્ઞ વીતરાગ તીર્થંકરનાં આગમોનો સારી રીતે અભ્યાસ કરે છે અને સાત નયોપૂર્વક જૈનશાસનની શૈલી જાણીને પરમાત્માનાં નામોના સમ્યગ્ અર્થ કરે છે, તેના મનમાં સાપેક્ષ બુદ્ધિ પ્રગટવાથી તે સ્વ અને પરનું કલ્યાણ કરી શકે છે. અરિહંત પરમાત્માને કોઈ રામ કહે તો જૈન શૈલીથી તે પણ ઘટી શકે છે. કોઈ તીર્થંકર પરમાત્માને રહેમાન કહે તો તેપણ અપેક્ષાએ ઘટી શકે છે. કોઈ તીર્થંકર પરમાત્માને અર્થની સાપેક્ષાથી શ્રીકૃષ્ણ, હરિ અને વિષ્ણુ કથે તો તેપણ સમ્યક્ ઘટી શકે છે. કોઈ તીર્થંકર પરમાત્માને જૈન શૈલીપૂર્વક શબ્દનો અર્થ કરીને મહાદેવ કથે તો તેપણ ઘટી શકે છે. કોઈ એટલે જૈનો શ્રી તીર્થંકરને-પાર્શ્વનાથને પરમાત્મા કથે છે તો તેપણ યથાર્થ સત્ય છે, કેમકે સર્વ તીર્થંકરો પરમાત્માઓ છે. સર્વ પૂર્વે કહ્યા તે આત્માઓ છે. સર્વ

જીવોમાં એકસરખું આત્મત્વ વા ચૈતન્યત્વ રહ્યું છે. જીવોના બે ભેદ છે. ૧ સંસારી જીવો. ૨ સિદ્ધના જીવો. અષ્ટકર્મવડે સંસારમાં જે જીવો પરિભ્રમણ કરે છે, તેને સંસારી જીવો કહે છે અને જે જીવો કર્મનો નાશ કરી મુક્તિમાં ગયા તેને સિદ્ધો કહે છે. તે સર્વ જીવોમાં ચૈતન્ય વા બ્રહ્મ વ્યાપી રહ્યું છે; સારાંશ કે સર્વ જીવોમાં જ્ઞાનની સત્તા છે. સંગ્રહનયની અપેક્ષાએ સત્તાવડે સર્વે આત્માઓ એકસરખા છે. એકાંત વ્યવહાર વા સંગ્રહને માનતાં મિથ્યાત્વ છે. એક માટીનાં પચ્ચીશ વા લાખ વાસણ જુદાં જુદાં કરવામાં આવે, તોપણ તે મૃત્તિકાની અપેક્ષાએ તો મૃત્તિકારૂપજ છે, તેમાં કંઈ ભેદ નથી; આકારની અપેક્ષાએ ભિન્ન ભિન્ન ગણાય છે. સંગ્રહનયની સત્તાથી અભેદરૂપ છે અને વ્યવહારનય ગ્રાહ્ય આકૃતિભેદથી—મૃત્તિકાનાં ભાજનો અનેકરૂપ છે. ખંડખંડ કલ્પનાના આરોપથી ભિન્ન ભિન્ન જણાય છે. સત્તાની અખંડ કલ્પનાથી અખંડરૂપ વસ્તુ ગણાય છે. આત્મામાં પણ તેમજ સમજવાનું છે. વ્યવહારનયની અપેક્ષાએ વ્યક્તિથી સર્વે આત્માઓ ભિન્ન ભિન્ન છે, અને તે વસ્તુતઃ વ્યક્તિથી ભિન્ન છે તે સત્ય છે. સંગ્રહનય સત્તાથી સર્વે આત્માઓ એકરૂપ ગણાયલા છે; નયોની અપેક્ષાએ આમ અવબોધવું.

**निजपद रमे राम सो कहिये, रहिम करे रहेमानरी ॥**
**करशे कर्म कान सो कहिये, महादेव निर्वाणरी. ॥ ॥राम० ३॥**
**परसे रूप पारस सो कहिये, ब्रह्म चिन्हे सो ब्रह्मरी ॥**
**इहविध साधो आप आनन्दघन, चेतनमय [illegible]ःकर्मरी.॥राम०४॥**

ભાવાર્થઃ—શ્રીમદ્ આનન્દઘનજી કથે છે કે, પોતાના શુદ્ધાત્મસ્વરૂપમાં જે રમણતા કરે છે તેને રામ કહેવામાં આવે છે. રાગ અને દ્વેષનો ત્યાગ કરીને પોતાના શુદ્ધસ્વરૂપમાં સહજ સ્વભાવે જે જીવો રમ્યા, રમે છે અને રમશે; તેઓને રામ કહેવામાં સમ્યક્ અર્થ ઘટી શકે છે. જે જીવોપર રહેમ કરે, અર્થાત્ દયા કરે, કોઈ પણ જીવના પ્રાણનો નાશ કરે નહીં અને સર્વ જીવોની દયા કરવાનો જે ઉપદેશ આપે છે, તેમ જ દ્રવ્ય દયા અને ભાવ દયાનો જે સાગર છે, તેને જૈન શૈલીની અપેક્ષાએ રહિમાન્ કથાય છે. જે કર્મને આત્માના પ્રદેશોમાંથી ખેંચીને બહાર કાઢે છે, રાગ અને દ્વેષ કરતો નથી, વૈરાગ્ય, ત્યાગ અને બ્રહ્મચર્યવડે જે પોતાના સ્વભાવમાં રમે છે, સાધુમાર્ગનું આરાધન કરે છે, અને પ્રમાદ દશાનો ત્યાગ કરીને જે અપ્રમત્ત દશામાં રમણતા કરે છે; અર્થાત્ શુદ્ધ નિશ્ચયનય કથિત શુદ્ધાત્મસ્વરૂપમાં જે ઉપયોગ ધારે છે તેને

કૃષ્ણ કહેવામાં આવે છે. રાધા વગેરે ગોપીઓની સાથે વિષયબુદ્ધિથી જે રાગદ્વેષમાં ફસાઈ જઇને રમણતા કરે છે, એવા મનઃકલ્પિત લીલાધારી કૃષ્ણને નહીં માનતાં, જૈનશાસ્ત્રોમાં વર્ણવેલા શ્રીનેમિનાથ તીર્થંકરના શ્રાવક તરીકે શ્રીકૃષ્ણ થયા છે કે, જે આવતી ચોવીશીમાં તીર્થંકર થવાના છે એવા શ્રીકૃષ્ણને પરમાત્મા માનવા જોઈએ. અધ્યાત્મની અપેક્ષાએ આત્માની સાથે લાગેલાં કર્મને ખેંચી કાઢે તેને કૃષ્ણ કથે છે. જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મનો ક્ષય કરીને જે પંચમીગતિમાં ગયા તેને મહાદેવ કથે છે.

॥ श्लोक ॥

यदुक्तं रागद्वेषौ महामल्लौ, दुर्जितौ येन निर्जितौ ।
महादेवंतु तंमन्ये, शेषा वै नामधारकाः ॥ १ ॥
भवबीजांकुरजनना, रागाद्याक्षयमुपागतायस्य ।
ब्रह्मा वा विष्णुर्वा, जिनो हरो वा नमस्तस्मै ॥ २ ॥

શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય મહાદેવ બત્રીશીમાં કથે છે કે, રાગ અને દ્વેષ એ બે દુર્જિત મહામલ્લ છે; તે બેને જે જીતે છે તેને મહાદેવ કથવા; બાકીના તો નામધારક સમજવા. સંસારરૂપ બીજના ઉત્પન્ન કરનાર રાગ અને દ્વેષ જેના ક્ષય થયા છે, તેને બ્રહ્મા કહેવામાં આવે, વા વિષ્ણુ કહેવામાં આવે, વા હર કહેવામાં આવે, વા જિન કહેવામાં આવે, વા અન્યનામ આપવામાં આવે, તેમને મારો નમસ્કાર થાઓ. પોતાના સ્વરૂપને ક્ષાયિક ભાવે સ્પર્શ્યા, અર્થાત્ પામ્યા એવા ત્રેવીશમા તીર્થંકરને પાર્શ્વનાથ કથે છે. અધ્યાત્મશૈલીથી પોતાના શુદ્ધસ્વરૂપને જે સ્પર્શે છે તે પણ પાર્શ્વ તરીકે કથાય છે, પણ તે યૌગિક અર્થની અપેક્ષાએ સમજવું. રૂઢાર્થની અપેક્ષાએ તો ત્રેવીશમા તીર્થંકરને પાર્શ્વનાથ કહેવામાં આવે છે. જે પોતાનું શુદ્ધ બ્રહ્મસ્વરૂપ જાણે છે અને બહિરાત્મદશાની ભ્રમણાનો ત્યાગ કરે છે, તેને બ્રહ્મા કથવામાં આવે છે; આ પ્રમાણે જૈનશૈલીપ્રમાણે સાનુકૂળ યૌગિકાર્થ કરીને, આનન્દના ઘનભૂત એવા પોતાના આત્માના સદ્ગુણોની સાધના કરે છે તે, કર્મરહિત શુદ્ધચૈતન્મય થાય છે; એમ શ્રી આનન્દઘનજી સદુપદેશથી હિત–શિક્ષા કથે છે.

પદ ૬૮.

( राग आशावरी. )

" साधुसङ्गतिनुं माहात्म्य. "

साधुसङ्गति विनु कैसें पैयें, परम महारस धाम री. ॥ ए आंकणी ॥
कोटि उपाय करे जो बौरो, अनुभवकथा विश्राम री. ॥ साधु० ॥ १ ॥

**શીતલ સફલ સંત સુરપાદપ, સેવૈ સદા સુછાંઇ રી. ॥**
**વંછિત ફલે ટલે અનવંછિત, ભવસન્તાપ બૂજાઇ રી. ॥ સાધુ૦ ॥૨॥**

ભાવાર્થઃ—શ્રીમદ્ આનન્દઘનજી, આ પદમાં સાધુસંગતિનું અપૂર્વ માહાત્મ્ય જણાવે છે. સાધુસંગતિવિના અનુભવકથા વિશ્રામભૂત અને પરમ મહારસધામ ક્યાંથી પામી શકાય? કોટી ઉપાયો કરવામાં આવે તોપણ સાધુસંગતિવિના મુક્તિ મળે નહિ. તેમને એટલોબધો નિશ્ચય થયો છે કે, સાધુસંગતિ સમાન અન્ય કોઈ હિતકારક નથી. સર્વથી ઉત્તમ ઉપકાર કરનારા સાધુઓ છે. ધર્મનું રક્ષણ કરનાર સાધુઓ છે અને ધર્મના નેતાઓ પણ સાધુઓ છે. સાધુઓવિના દુનિયામાં શાંતિ વર્તતી નથી. દુનિયામાં સર્વથી મહાન્ આત્મભોગ આપનારા સાધુઓ છે. સ્વપરના કલ્યાણમાટે સાધુ થવાની અત્યન્ત આવશ્યકતા છે. ઉપકારરૂપ પ્રાણતત્ત્વવડે જગત્‌ને પોષનારા સાધુઓ છે. લક્ષ્મી અને સ્ત્રીનો ત્યાગ કરીને આત્મતત્ત્વની ખરેખરી ઉપાસના કરનારા સાધુઓ છે. આત્મતત્ત્વસંબન્ધી મહાન્ શોધ કરનારા સાધુઓ છે.

સાધુઓથી દુનિયા શોભી રહી છે. ગૃહસ્થ કરતાં સાધુઓ અનન્તગણા ઉત્તમ છે. સાધુઓવડે જગત્‌માં ધર્મની ક્રિયાઓ ચાલી રહી છે. તીર્થંકરો તો હાલ નથી, પણ તીર્થંકરોની ખરી સેવા બજાવનાર સાધુઓ છે; તેઓ ધર્મનો ઝુંડો ગ્રહણ કરીને જગત્‌નું ભલું કરે છે. તીર્થંકરદેવની પટ્ટપરંપરાને વધારનાર સાધુઓ છે. અનેક પ્રકારના પરિસહો સહન કરીને ધર્મનો ફેલાવો કરનારા સાધુઓ છે. શ્રી મહાવીરપ્રભુના શાસનને ચલાવનાર સાધુવર્ગ છે. ધર્મતત્ત્વાદિ સંબન્ધી અનેક ગ્રન્થો રચનારા સાધુઓ છે. બૌદ્ધો અને વેદાન્તીઓની સાથે ધર્મતત્ત્વસંબન્ધી વાદવિવાદ કરીને જૈનધર્મનું રક્ષણ કરનારા સાધુઓ છે. ભૂતકાલમાં પણ ધર્મના નેતા તરીકે સાધુઓ હતા, વર્તમાનમાં પણ તે છે અને ભવિષ્યમાં પણ તેમનાથીજ જૈનશાસન ચાલશે.

સાધુ, યતિ, શ્રમણ, ભિક્ષુક, ક્ષમાક્ષમણ આદિ સાધુપદનાં નામ અવબોધવાં. આખી દુનિયા સાધુઓના ઉપકારતળે દટાયલી છે. દેવતાઓ પણ સાધુપદના ઉપકારતળે દબાયલા છે. જો જગત્‌માં વાયુ એક કલાક વાતો બંધ રહે તો દુનિયામાં કોલાહલ મચી જાય, તેમ જગત્‌માં જો સાધુઓ ન રહે તો દુનિયામાં હાહાકાર વર્તાઇ જાય. સૂર્યના કરતાં પણ અનન્તગણો ઉપકાર કરનારા સાધુઓ છે. જૈનશાસ્ત્રોના આધારે સાધુઓજ આખી દુનિયાના ગુરૂઓ છે. ગૃહસ્થ કદી સાધુનો ગુરૂ હોતો નથી.

ગૃહસ્થો કરતાં સાધુઓ ચારિત્રકોટીમાં અનન્તગણા ઉત્તમ છે, તેથી ગૃહસ્થના ગુરૂતરીકે સાધુવર્ગ સદાકાલ વર્તે છે. શરીરને સુધારવાને ઘણી દવાઓ જગત્માં છે, વાણીને સુધારવાને માટે વ્યાકરણો છે, પણ મનને અને આત્માને સુધારવા માટે સાધુઓવિના અન્ય કોઈ નથી. હાલના વખતમાં પ્રથમથી સાત ગુણસ્થાનક વિદ્યમાન છે. છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનકના અધિકારી સાધુઓ છે. સાધુઓને છઠ્ઠા ગુણસ્થાનકમાં સંજ્વલનો ક્રોધ, માન, માયા અને લોભ થાય છે, પણ તેથી કંઈ સાધુપણું ટળી જતું નથી. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ પ્રમાણે સાધુઓ ચારિત્ર પાળી શકે છે. પાંચમા આરાના છેડા સુધી સાધુઓ રહેવાના છે, તેથી સાધુઓ આ કાળમાં નથી એમ કોઇએ ઉત્સૂત્ર ભાષણ કરવું નહિ. જે મનુષ્ય સાધુપદનું ખંડન કરે છે, તે જૈનશાસનનું ખંડન કરે છે એમ વિચારવું. સાધુઓને પણ વ્રતોમાં દોષ લાગી શકે છે, પણ તેનું પ્રાયશ્ચિત્ત છેદસૂત્રોમાં દર્શાવ્યું છે. ઉત્સર્ગ અને અપવાદમાર્ગે સાધુનાં વ્રતો સમજવાની જરૂર છે. ફક્ત ઉત્સર્ગમાર્ગથીજ સાધુનાં વ્રતોનું સ્વરૂપ સમજવાથી સાધુવર્ગ ઉપર શ્રદ્ધા રહેતી નથી, તેમ અપવાદમાર્ગથીજ સાધુનાં વ્રતો જાણવાથી સાધુઓને ઉત્સર્ગ સાધુમાર્ગ પાળવામાં શિથીલતા થાય છે.

શરીરના બળપ્રમાણે સાધુવ્રતોનું આરાધન થઈ શકે છે. પૂર્વની પેઠે વર્તમાનકાલમાં સાધુના આચારો બરાબર સાધુઓ ન પાળી શકે, તેથી સાધુપણું નથી એમ કોઇએ શંકા કરવી નહિ. જે જે કાલે જે જે સાધુઓ પોતાની યથાશક્તિપ્રમાણે વ્રતો પાળે છે અને જિનાગમો પ્રમાણે દેશના દે છે, તે તે કાળે તે તે સાધુઓ ઉત્કૃષ્ટ સાધુઓ જાણવા. કંચન અને કામિનીનો ત્યાગ અને જૈનાગમના અનુસારે દેશના અને સંવિગ્નપક્ષને જે ધારે છે, તેને આ કાળમાં ધન્યવાદ ઘટે છે. આ કાલમાં સાધુઓ નથી અને સાધ્વીઓ નથી એ પ્રમાણે કહેનારને સંઘમાં રાખવો નહિ. જે શ્રાવક એમ કહે કે, આ કાળમાં કોઈ સાધુ નથી તો તેપ્રમાણે કહેનાર હજી શ્રાવકજ નથી; એમ માનીને કોઇએ તેની સંગતિ કરવી નહિ.

આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓ સર્વે જૈનધર્મના પ્રવર્તક છે. શ્રાવકો તો શ્રમણોપાસકો ગણાય છે. સાધુ ગુરૂની આજ્ઞાપ્રમાણે જે ચાલે નહિ તે શ્રાવક ગણી શકાય નહિ. ચારિત્ર લીધાવિના ચારિત્ર પાળવાનો અનુભવ થતો નથી. ગીતાર્થ મુનિરાજોએ, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવપ્રમાણે-અમુક રીત્યા ચારિત્ર પાળવું જોઇએ; તે અવબોધી

શકે છે, અર્થાત્ અમુક કાળમાં અમુક રીત્યા ચારિત્ર પાળી શકાય છે તેનો નિર્ણય, ચારિત્ર ગ્રહણ કરનારા ગીતાર્થ મુનિરાજો કરી શકે છે.

સાધુઓના મનમાં ચારિત્ર કોટીનો જે અનુભવ થાય છે, તે ગૃહસ્થોને થઈ શકતો નથી. જૈનધર્મના રાજા આચાર્ય છે અને ઉપાધ્યાય પ્રધાન છે. જૈનધર્મની રક્ષા કરવી અને જૈનધર્મનો ફેલાવો કરવો એ કાર્ય સાધુઓનું છે. દુનિયાના સર્વ દર્શનીઓના સાધુઓ કરતાં જૈનસાધુઓના ઉત્તમ આચારો છે; એમ કેટલાક અન્યધર્મીઓ પણ મુક્ત કંઠથી કથે છે. ખરેખર જૈનસાધુઓના આચારો ધર્મમય છે.

જગત્માં સાધુઓની અત્યન્ત આવશ્યકતા છે. સાધુઓ અને સાધ્વીઓના આચારો અને વિચારોની ઉત્તમ અસર ખરેખર ગૃહસ્થ વર્ગપર થયાવિના રહેતી નથી. સાધુઓની ઉન્નતિથી જગત્ને મહાન્ લાભ પ્રાપ્ત થાય છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રોનો સાધુઓ વ્યાપાર કરે છે. રાગ અને દ્વેષમાં સંસારી જીવો ફસાયા છે. સાધુઓ રાગ અને દ્વેષનો નાશ કરવા ક્ષણે ક્ષણે ઉત્તમ ભાવનાઓ ભાવે છે. ગૃહસ્થ મનુષ્યો કરતાં સાધુઓના અનન્તગણા પરિણામ નિર્મલ રહે છે. પિસ્તાલીશ આગમોમાં સાધુવર્ગની મહત્તા દર્શાવી છે. મોક્ષમાર્ગનું આરાધન કરનાર અને સાધુ તથા શ્રાવક ધર્મનો ઉપદેશ દેનાર સાધુઓ છે. બૌદ્ધ, વેદાન્ત વગેરે સર્વ દર્શનોમાં સાધુઓની અત્યંત મહત્તા દર્શાવી છે. તીર્થંકરો પણ ગૃહસ્થાવાસ છોડીને સાધુપણું અંગીકાર કરે છે. સંસારનો ત્યાગ કર્યાવિના સાંસારિક ઉપાધિયોથી નિવૃત્ત થવાતું નથી. સાધુઓવિના અન્ય કોઈ ધર્મનો ઉદ્ધાર કરવા સમર્થ થતો નથી. દિગંબરો તો, સાધુ થયાવિના મુક્તિ મળતી નથી એમ માને છે. વીરપ્રભુએ શ્રી સુધર્માસ્વામિને પોતાનો ભાર સોંપ્યો હતો. સાધુ, સાધ્વી શ્રાવક અને શ્રવિકા એ ચતુર્વિધ સંઘમાં સાધુની પ્રથમ નંબરે મુખ્યતા છે. સાધુઓની નિન્દા કરનારાઓ પોતાના કૂળનો નાશ કરે છે. સર્વથા પ્રકારે દુનિયાની મોહકર વસ્તુઓ અને તન, મનનો ભોગ આપીને પોતાનું અને પરનું કલ્યાણ કરનારા સાધુઓ છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ, એ અષ્ટાંગયોગનું સાધુઓ આરાધન કરે છે. સર્વ જીવોની દયા પાળવાને માટે સાધુઓ સમર્થ થાય છે, પણ છકાયના કૂટામાં ખુંચેલો વિદ્વાન્ ગૃહસ્થ કદાપિકાળે સાધુઓના જેવી દયા પાળવાને સમર્થ થતો નથી.

ઘોર કર્મ કરનારા પાપીઓ પણ સાધુઓના ઉપદેશથી સંસારસમુદ્રને તરી ગયા છે. નાસ્તિક મનુષ્યો પણ સાધુઓના ઉપદેશથી

આસ્તિક બને છે. સાધુઓ પોતાના સત્ત્વગુણને ખીલવીને રજોગુણ અને તમોગુણનો નાશ કરે છે તથા ઉપદેશથી અન્યોના રજોગુણ અને તમોગુણનો નાશ કરે છે. રજોહરણ અને મુખવસ્ત્રિકાના ધારક સાધુઓ મહામંગલરૂપ ગણાય છે. સાધુઓના દર્શનથી અનેક પ્રકારના દોષો ટળે છે. શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે–

શ્લોક.

साधूनां दर्शनं पुण्यं, तीर्थभूताहि साधवः ।
तीर्थः फलति कालेन, सद्यः साधुसमागमः ॥ १ ॥

સાધુઓના દર્શનથી પુણ્ય થાય છે. તીર્થસ્વરૂપ સાધુઓ છે. સાધુઓને શાસ્ત્રોમાં જંગમ તીર્થરૂપ કહ્યા છે. સ્થાવર તીર્થ તો અમુકકાળે ફલ આપે છે, પણ સાધુનો સમાગમ તો તુર્ત ફળ આપી શકે છે.

સાધુઓની મન, વાણી અને કાયાથી જગત્‌માં અનેક પ્રકારના ઉપકાર થાય છે. સાધુના બોધથી જેટલો ઉપકાર થાય છે, તેટલો કરોડો વા અસંખ્ય રૂપૈયાથી પણ ઉપકાર થતો નથી. સાધુના ધર્માચારો દેખીને આસ્તિક લોકોના હૃદયમાં ઉત્તમ પ્રકારની અસર થાય છે. ગૃહસ્થ મનુષ્યો દુનિયાની ઉપાધિમાં વિશેષતઃ પડેલા હોય છે, તેવા પ્રકારની ઉપાધિ, સાધુઓને નહિ હોવાથી તેઓ પ્રભુધ્યાન, ધર્મગ્રન્થોનું વાચન, સદુપદેશ, અને ધર્માચારોમાં વિશેષ પ્રકારે પ્રયત્ન કરે છે. સાધુઓ આર્તધ્યાન અને રૌદ્રધ્યાનના વિચારોનો નાશ કરે છે અને ધર્મધ્યાનાદિમાં તત્પર થાય છે. સુભટો લડાઇને ઇચ્છે છે, વૈદ્યો રોગીઓ ઘણા થાય તો અમારી આજીવિકા ચાલે એમ ઇચ્છે છે, પણ સાધુઓ તો જગત્‌માં શાન્તિને જ ઇચ્છે છે. સાધુઓના શુભ વિચારોથી જગત્‌ને ઉત્તમ લાભ મળે છે. વ્યાકરણ, ન્યાય અને ધર્મશાસ્ત્રોનું સાધુઓ રક્ષણ કરે છે. સાધુઓ દેશોદેશ–ગામોગામ વિહાર કરીને ધર્મનો ઉપદેશ આપે છે. શ્રી વીરપ્રભુના મુક્તિગમન પશ્ચાત્‌ અનેક પ્રકારનાં દુઃખો વેઠીને સાધુઓએ અદ્યાપિપર્યંત ધર્મનું રક્ષણ કર્યું છે.

વજ્ર જેમ અભેદ્ય છે, તેમ સાધુઓ પણ જગત્‌માં સમજવા. જે કાલમાં ગૃહસ્થવર્ગમાં ઉત્તમતા થશે તે કાલે સાધુવર્ગમાં પણ ગૃહસ્થો કરતાં અનન્તગુણી ઉત્તમતા થશે. પરમેશ્વરની વાણીનો ફેલાવો કરનારા સાધુઓ છે. દયારૂપી ગંગાનદીનો પ્રવાહ સાધુઓના મુખથી નીકળ્યો છે, નીકળે છે અને ભવિષ્યમાં પણ નીકળશે. સર્વ તીર્થોને પ્રવર્તાવનાર સાધુઓ છે. જૈનાગમોને પ્રવર્તાવનાર સાધુઓ છે. સામાન્ય સાધુઓ કરતાં

ગીતાર્થ સાધુઓ અનન્તગુણુ ઉત્તમ અવબોધવા. ઉત્તમ જ્ઞાનસંપન્ન સાધુઓ આત્મભોગ આપીને દુનિયાના મનુષ્યો વગેરેનું સારી રીતે કલ્યાણુ કરી શકે છે. સાધુમાર્ગના પ્રતિપક્ષીઓનું પણુ સાધુઓ શ્રેયઃ કરવા પ્રયત્ન કરે છે અને તેઓનાપર મૈત્રીભાવને ધારણુ કરે છે. જગત્માં પવિત્રતાને સાધુઓ સદાકાળ ફેલાવ્યા કરે છે. અન્યાયી રાજાઓને પણુ પ્રતિબોધ આપીને ધર્મમાં યોજનાર પૂર્વે ઘણા સાધુઓ થઈ ગયા છે. પિસ્તાલીશ આગમોમાં સાધુઓના આચારસંબન્ધી ઘણું કહેવામાં આવ્યું છે. કોઈવિખત ઘણા નાસ્તિક મનુષ્યો પ્રગટ થાય છે અને ધર્મની હાનિ કરવા પ્રયત્ન કરે છે, ત્યારે સાધુવેષે યુગપ્રધાન આચાર્ય વગેરે સાધુઓની ઉત્પત્તિ થાય છે અને તેઓ નાસ્તિકવાદનો નાશ કરીને જૈનધર્મનો ફેલાવો કરે છે. કંચનકામિનીના ત્યાગી અને આત્મભોગ આપીને ધર્મનો ઉપદેશ દેનારા, એવા સાધુઓનો પંચમ આરાના છેડાસુધી નાશ થવાનો નથી. શુદ્ધપ્રેમ અને દયાનું સ્થાન સાધુવર્ગ છે. ગૃહસ્થો સર્ષવના દાણા બરોબર છે અને સાધુઓ મેરૂપર્વતના સમાન મહાન્ છે. સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, મેઘ, નદીઓ અને વનસ્પતિયોના ઉપકાર કરતાં સાધુઓનો અનન્તગુણુ વિશેષ ઉપકાર છે. શ્રી સુધર્મસ્વામી, શ્રી ઉમાસ્વાતિવાચક, શ્રી શીલાંકાચાર્ય, શ્રી ભદ્રબાહુ, શ્રી વજ્રસ્વામી, શ્રી અભયદેવસૂરિ, શ્રી હેમચન્દ્ર, શ્રી હીરવિજયસૂરિ, શ્રી મુનિસુંદરસૂરિ, શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાય, વગેરે મહાવિદ્વાન્ સાધુવર્ગથી જૈનશાસનની ઉન્નતિ થઈ છે. પંડિત સાધુઓના બનાવેલા હજારો ગ્રન્થો અદ્યાપિ પર્યંત મોજુદ છે. ગૃહસ્થને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે વર્ગની આરાધના કરવી પડેછે અને સાધુઓને તો ધર્મ અને મોક્ષ એ બે વર્ગની આરાધના કરવાની હોય છે. સાધુઓ મરણુપર્યંત પોતાનું જીવન ધર્મમાં ગાળે છે, અર્થાત્ તેઓ ધર્મના સદાકાલ નેતાઓ હોય છે. ગૃહસ્થોના ઉપદેશ કરતાં સાધુઓએ આપેલા ધર્મોપદેશની અસર મનુષ્યોને ઘણી થાય છે. સાધુઓનો વેષ દેખતાં મનુષ્યોના મનમાં જુદા પ્રકારની ભાવના પ્રગટે છે. જડવસ્તુઓ પણુ પોતાના ધર્મની અસર ચેતનપર કરે છે, તો સાધુઓ અન્ય મનુષ્યોપર ધર્મની પૂર્ણુ અસર કરે તેમાં કોઈ પણુ પ્રકારનું આશ્ચર્ય નથી. આ જગત્માં વૈરાગ્યનું પાત્ર સાધુઓ વિના અન્ય કોઈ નથી. જેના હૃદયમાં કરૂણાનો સમુદ્ર છે, તેવા સાધુઓ જગત્માં ઉત્તમોત્તમ પરોપકાર કરવા સમર્થ થાય છે. સંસાર અસાર છે એમ કહેનારા ઘણા ગૃહસ્થો ફોનોગ્રાફની પેઠે દેખાય છે, પણુ સંસાર અસાર છે એવું પરિપૂર્ણુ ભાન કરાવી આપનારા અને તેના પાત્રભૂત બનનારા તો સાધુઓ છે. દાન આપવાનેમાટે સાધુ-

વર્ગના સમાન ઉત્તમ કોઈ પાત્ર નથી. સાધુઓ સાધુના વેષથી અકાર્ય કરતાં લજ્જા પામે છે, પણ ગૃહસ્થો તો અકાર્ય કરતાં પ્રાયઃ સાધુઓની પેઠે લજ્જા ન પામી શકે એ બનવા યોગ્ય છે. બાવીસ પરિસહોને સાધુઓ વેઠે છે અને અધ્યાત્મ ભાવનાથી પોતાના આત્માને પોષે છે. પંચ પરમેષ્ઠીમાં સાધુઓને ગણવામાં આવ્યા છે. ગૃહસ્થને કોઈ વખત ગૃહસ્થવેષે કેવલજ્ઞાન થાય છે, તોપણ દેવતાઓ ગૃહસ્થવેષે રહેલા કેવલીને ખમાસમણ દેઈને વાંદતા નથી, પણ ગૃહસ્થવેષમાં કેવલજ્ઞાન ઉત્પન્ન થતાં સાધુનો વેષ પહેર્યાબાદ કેવલીને દેવતાઓ વંદન કરે છે; એમ જૈનાગમોમાં દર્શાવ્યું છે. ગૃહસ્થાવાસમાં રહેલા એવા તીર્થંકરને સાધુ વાંદે નહિ, કારણકે ગૃહસ્થાવાસમાં રહેલા તીર્થંકરમાં સર્વ વિરતિપણાનો અભાવ છે, માટે ગૃહસ્થાવાસમાં તીર્થંકરો ચોથા ગુણઠાણે હોય છે. કોઈ એમ કહેશે કે ઈન્દ્રો ગૃહસ્થ તીર્થંકરને વંદન કરે છે અને સાધુઓ ગૃહસ્થાવાસમાં રહેલા એવા તીર્થંકરને કેમ વંદન કરે નહિ? તેના ઉત્તરમાં અવબોધવાનું કે ચોથા ગુણઠાણા કરતાં છઠ્ઠા ગુણઠાણાની અત્યંત ઉચ્ચતા છે, તેથી સાધુવ્રતમાં રહેલા સાધુઓ ગૃહસ્થવેષમાં રહેલા તીર્થંકરોને વાંદે નહિ. કારણ કે ગૃહસ્થદશા કરતાં સાધુદશાની સદા-સર્વથા પૂજ્યતા રહેલી છે, તેમ તેવી અનાદિકાલની ઉત્તમ વ્યવસ્થાને સાધુઓ પાળે છે. ભોગ અવસ્થા કરતાં યોગ અવસ્થા મોટામાં મોટી છે, તેથી સંસારના ભોગનો ત્યાગ કરીને તીર્થંકરો પણ દીક્ષા અંગીકાર કરે છે.

હાલમાં બકુશ અને કુશીલ એ બે પ્રકારનાં ચારિત્ર પ્રવર્તે છે. બકુશ અને કુશીલ નિર્ગ્રંથના આચારો ભગવતી સૂત્રના પચીશમા શતકમાં દર્શાવ્યા છે. ભગવતી સૂત્રના આધારે સાધુઓના આચારો જોવામાં આવે તો સાધુવર્ગની ઉત્તમતા અને પૂજ્યતાનો ખ્યાલ ગૃહસ્થવર્ગના મનમાં વિશેષ રહ્યા કરે.

સાધુવર્ગની અલૌકિકતાનો ભાસ ગૃહસ્થોને થયાવિના રહેતો નથી. સાધુઓ, ગૃહસ્થોથી સાંસારિક બાબતમાં ન્યારા રહે છે, પણ ધાર્મિક બાબતમાં બન્ને વર્ગ સાથે રહીને કેટલાંક-ધાર્મિક કાર્યો કરે છે. નિરૂપાધિદશામાં સહજ સુખ સમાયલું છે એવું ગૃહસ્થોને સાધુઓ દર્શાવી શકે છે. સ્વતંત્ર અને આનન્દમય જીવન ગાળવાનેમાટે સંસારનો ત્યાગ કરીને મનુષ્યો સાધુનો વેષ અંગીકાર કરે છે. આત્મજ્ઞાન અને ધ્યાનથી સાધુઓ પરમાત્મપદને પ્રાપ્ત કરે છે. પરમાત્મ સંબન્ધી વિશેષ જ્ઞાન સાધુઓના હૃદયમાં સ્ફુરે છે.

શ્રીમદ્ આનન્દઘનજી મહારાજે ગૃહસ્થવેષનો ત્યાગ કરીને સાધુ-

નો વેષ પહેર્યો હતો અને મરણપર્યંત સાધુના વેષમાં રહીને આત્મજ્ઞાન સંબન્ધી શાસ્ત્રાનુસારે વિચારો કર્યા હતા.

પ્રશ્ન—શ્રીમદ્ આનન્દઘનજીએ જૈનસાધુ થયા બાદ કફની પહેરી હતી અને હાથમાં તંબુરો રાખતા હતા એમ કેટલાક લોકો કહે છે તે વાત શું ખરી છે?

ઉત્તર—અમારા સમજવા પ્રમાણે તે વાત ખરી નથી. શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ સત્તરસેં ને ચાલીશની સાલ લગભગ વિદ્યમાન હતા. તેમના સમકાલીન શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાય, શ્રી વિનયવિજયજી ઉપાધ્યાય, શ્રી સત્યવિજય પન્યાસ, શ્રી માનવિજય, શ્રી લાવણ્યવિજય, શ્રી વિજયપ્રભસૂરિ અને શ્રી જ્ઞાનવિમલસૂરિ, વગેરે ઘણા સાધુઓ થયા છે, તે વખતમાં જો આનન્દઘનજીએ કફની પહેરી હોત તો તેનો ઉલ્લેખ તેઓ કર્યાવિના રહેત નહિ. શ્રીમદ્ આનન્દઘનજીએ પણ પોતે સાધુવેષ ત્યાગ કરીને કફની પહેરી એવું કોઈ ઠેકાણે લખ્યું નથી. કોઈ પણ પદમાંથી તેમણે કફની પહેરી એવું નીકળી આવતું નથી. સાધુનો વેષ ઉત્તમ નિમિત્ત કારણ છે. તેનો ત્યાગ કરવાને કદી તેમનું મન લલચાય નહિ. સાધુનો વેષ ત્યાગ કરવાનું કોઈ પણ કારણ તે વખતમાં બન્યું હોત તો, તે વખતના સાધુઓ તથા પાછળથી લગભગ પચ્ચીશ પચ્ચાશ વર્ષપર થએલા સાધુઓ કોઈ પણ પુસ્તકમાં જણાવ્યાવિના રહેત નહિ. કદાપિ એમ માનો કે કોઈ વખતે શ્રમણસંઘે સાધુનો વેષ ત્યાગવાની આનન્દઘનજીને ફરજ પાડી હોય! પણ એવું કોઈ પણ લેખિત પુરાવાથી સિદ્ધ થતું નથી. આવું કાંઈ કારણ–મહાન્ બનાવ બન્યો હોત તો તેની નોંધ કોઈ પણ વિદ્વાને પટ્ટાવલી વગેરેમાં લીધી હોત, પણ તેવું બનેલું કોઈ પણ પ્રમાણથી સિદ્ધ થતું નથી, તેમ શ્રીમદ્ આનન્દઘનજી મહારાજે આગમો વિરૂદ્ધ ભાષણ કર્યું હોય એવું કોઈ પણ પ્રમાણથી સિદ્ધ થતું નથી.

શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ નિસ્પૃહ યોગી અને અધ્યાત્મજ્ઞાની હતા, તેથી તેમને જનસંસર્ગ અમુક સંયોગમાં વિશેષ રૂચિકર થઈ પડતો નહોતો; એમ અનુમાન ઉપર આવવું પડે છે. તેઓશ્રી શ્રાવકોની હાજી હા કરતા નહોતા એમ કિંવદન્તીના આધારે કહેવાય છે. પોતાનામાં સાધુના ગુણો છતાં ઉચ્ચ પ્રકારનું ચારિત્ર પાળવાની ભાવના રાખતા હતા, તે તેઓશ્રી કૃત નેમિનાથના સ્તવનપરથી માલુમ પડી આવે છે. તેઓશ્રીના વખતમાં ગચ્છોના મતોથી ભિન્ન ભિન્ન ગચ્છોમાં પરસ્પર સંપ જોઈએ તે પ્રમાણમાં–ક્લેશયોગે–નહોતો

એમ અનુમાન કરી શકાય છે. તેઓશ્રી ચઉદમા અનન્તનાથના સ્તવનમાં કહે છે કે,

गच्छना भेद वहु नयण नीहाळतां, तत्त्वनी वात करतां न लाजे ।
उदरभरणादि निज कार्य करता थका, मोह नडीया कलिकाल राजे. ॥ धार० ॥

ગચ્છના ભેદ ઘણા પડ્યા છે. પોતપોતાના ગચ્છની સત્યતા અને તેની પુષ્ટિમાટે ભિન્ન ભિન્ન ગચ્છવાળા પ્રાયઃ પ્રવૃત્તિ કરતા હતા અને તેથી અન્ય ગચ્છની તથા અન્ય ગચ્છના સાધુઓની તુચ્છતા દેખાડવા પ્રયત્ન કરનારાઓને શિક્ષા આપી છે કે, એ પ્રમાણે પ્રવૃત્તિ કરીને તત્ત્વની વાત કરતા તેઓ લાજતા નથી. આ કારણથી મોહદશામાં પ્રવેશાય છે. આ ઉપરથી સાર ખેંચવાનો કે, તેઓએ પ્રમાદી સાધુઓએ ગચ્છના ભેદે અન્ય ગચ્છની સાથે ક્લેશની ઉદીરણા કરી પ્રમત્ત બનવું નહિ. અન્ય સાધુઓને શિખામણ આપતાં એ પ્રમાણે કહેવામાં આવે છે. આ સાધુઓની ઉન્નતિમાટે શિખામણ છે, પણ સાધુઓના ખંડનમાટે નથી, તેમજ ઉપર્યુક્ત વાક્યથી કોઈ ગચ્છનું ખંડન પણ કર્યું નથી. ગચ્છના ભેદે પરસ્પર ગચ્છના સાધુઓએ-ઈર્ષ્યા, દ્વેષ અને કુસંપથી લડવું ન જોઇએ; એટલુંજ હૃદય હાર્દ એ વાક્યમાંથી ખેંચી શકાય છે. આગમોના અનુસારે તેમનું કથન છે. તેઓશ્રી કહે છે કે,

पाप नहि कोइ उत्सूत्र भाषण जिश्यो, धर्म नहि कोइ जगसूत्र सरिखो ।
सूत्र अनुसार जे भविक किरिया करे, तेहनो शुद्ध चारित्र परिखो. ॥ धार० ॥

ઉત્સૂત્ર ભાષણ કરવામાં તેમણે મોટામાં મોટું પાપ દર્શાવ્યું છે. સૂત્રોના અનુસારે ઉપદેશ દેવાસમાન કોઈ ધર્મ નથી. સૂત્ર અનુસારે ક્રિયા કરનારનું શુદ્ધ ચારિત્ર ગણાય છે. પિસ્તાલીશ આગમો અને સુવિહિત આચાર્યોના બનાવેલા ગ્રન્થો ઉપર તેમની અપૂર્વ શ્રદ્ધા હતી અને તે બાબતની માન્યતાને તેઓ શ્રી નમિનાથના સ્તવનમાં મુક્ત કંઠે પ્રકાશે છે; તે નીચે મુજબ—

सूत्रने चूर्णी भाष्य निर्युक्ति, वृत्ति परंपर अनुभव रे ।
समय पुरुषनां अंग कह्यां ए, छेदे ते दुर्भव्य रे. ॥ षड्० ॥

સૂત્ર, ચૂર્ણિ, નિર્યુક્તિ, ભાષ્ય, વૃત્તિ, પરંપરા અને અનુભવ એ જૈનદર્શન સિદ્ધાન્તરૂપ પુરૂષનાં અંગ કહ્યાં છે એ અંગોને જે છેદે તે દુર્ભવ્ય છે. આગમની પંચાંગીની માન્યતા માટે શ્રીમદ્ આનન્દઘનજીનું આ વચન બસ છે. પંચાંગીની માન્યતાધારક અને વૈરાગી તેમજ અધ્યાત્મજ્ઞાની, એવા શ્રીમદ્ આનન્દઘનજીએ સાધુનો વેષ તજ્યો નથી; તેમણે તંબુરા અને કફની ધારણ કરી નથી. આનન્દઘનજી

વગડામાં અને ગુફામાં તેમજ નિર્જન સ્થાનમાં નિરૂપાધિ દશા ભોગવવા રહેતા હતા, તેમ અનુમાન કરી શકાય છે. ગચ્છ કદાગ્રહ ક્લેશથી તેઓ દૂર રહેતા હતા, એમ તેઓશ્રીનાં વચનો કહી આપે છે. પંચાંગીના ખરા આશયને તેઓ માન્ય કરતા હતા. આવા ઉત્તમ શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ સાધુવર્ગની ઉત્તમતા કેટલીબધી મનમાં માનતા હતા, તે બાબતનો ઉત્તર તેમનું બનાવેલું આ પદ સારી રીતે આપી શકે છે.

શ્રીમદ્ આનન્દઘનજી જેવા અધ્યાત્મપુરૂષ શિરોમણિ, સાધુઓનું માહાત્મ્ય અને સાધુની સંગતિનું અપૂર્વ વર્ણન આપે છે, તેથી તેમની વ્યવહારધર્મ અને નિશ્ચયધર્મની ઉત્તમ અનુભવદશા જણાઈ આવે છે. આનન્દઘનજીને સાધુની સંગતિથી અપૂર્વ લાભ મળ્યો હોય, એમ આ પદથી અનુભવાય છે. સાધુઓ ઉપર તેમનો કેટલો બધો પ્રેમભાવ છે તે આ પદથી સિદ્ધ થાય છે. સાધુની સંગતિવિના આત્મા પરમાનન્દ રસનું ધામ બનતો નથી. અનુભવ કથાનો વિશ્રામ જ્યાં છે એવું પરમ મહારસ ધામ (મોક્ષ) પ્રાપ્ત કરવું હોય તો, સાધુની સંગતિની જરૂર છે. મૂર્ખ કોટી ઉપાય કરે તોપણ સાધુની સંગતિવિના પરમ મહારસ ધામ એવું, મોક્ષપદ પ્રાપ્ત કરી શકતો નથી. સાધુની સંગતિથી અનેક પ્રકારના લાભો થાય છે. અનુભવ જ્ઞાનની પ્રાપ્તિ કરવી હોય તો સાધુની સંગતિ કરવી.

સન્ત કે જેને સાધુ કહે છે એવા સાધુ, શીતલ એવું કલ્પવૃક્ષ છે. સાધુરૂપ કલ્પવૃક્ષની શીતલ છાયાથી આત્મા આનન્દમય બની જાય છે. વૃક્ષોની હવાથી અનેક પ્રકારના શારીરિક ફાયદાઓ થાય છે, પણ સાધુરૂપ જંગમ કલ્પવૃક્ષોથી તો, શારીરિક, વાચિક, માનસિક અને આત્મિક લાભો શીઘ્ર પ્રાપ્ત થાય છે. કલ્પવૃક્ષ જેમ અનેક પ્રકારની ચિન્તાઓ ટાળવા સમર્થ થાય છે, તેમ સાધુરૂપ કલ્પવૃક્ષ પણ અનેક પ્રકારની ચિન્તાઓ ટાળવા સમર્થ બને છે. કલ્પવૃક્ષ વાંચ્છિતફળ અર્પવાને સમર્થ બને છે, તેમ સાધુઓ પણ મનુષ્યોની શુભ ઇચ્છાઓને સફલ કરે છે. સાધુરૂપ કલ્પવૃક્ષની સેવાથી અવાંછિત ટળે છે. સૂર્યના તાપથી તપ્ત થએલ મનુષ્યો, જો કલ્પવૃક્ષનો આશ્રય લે છે તો તેઓનો તાપ શાન્ત થાય છે, તેમ સાધુરૂપ જંગમ કલ્પવૃક્ષોનો આશ્રય પામીને મનુષ્યો ભવસંતાપને શાન્ત કરે છે. ક્રોધ, માન, માયા અને લોભના તાપથી મનુષ્યોનાં મન સંતપ્ત રહે છે. સાધુની સંગતિ થવાથી ક્રોધ, માન, માયા અને લોભના આવેગ ટળે છે અને તેથી મનુષ્યોને શાન્તિ મળે છે. રાગ અને દ્વેષનો નાશ કેવી રીતે કરવો, તત્સંબ-

ન્ધીના ઉપાયોને સાધુ મહારાજા બતાવે છે. રાગ અને દ્વેષરૂપ માનસિક રોગનો નાશ કરવાને સાધુઓસમાન આ જગત્માં કોઈ ઉત્તમ વૈદ્ય નથી.

સાધુરૂપ કલ્પવૃક્ષની છાયામાં સદાકાલ રહેવાને માટે પ્રયત્ન કરવો જોઇએ. સાધુની સાધુતાને ભક્તપુરૂષો જાણી શકે છે. પ્રદેશી રાજાના સમાન કોઈ નાસ્તિક નહોતો, પણ કેશીકુમારનો સમાગમ થતાં પ્રદેશી નૃપના હૃદયમાં રહેલું મિથ્યાત્વ અન્ધકાર ટળી ગયું. શ્રી હેમચન્દ્રના બોધથી કુમારપાળ રાજાનું ઉચ્ચ મન થયું અને કુમારપાલે શ્રાવકનાં બાર વ્રત ઉચ્ચર્યાં. શ્રી સુહસ્તિ આચાર્ય મુનિવરના ઉપદેશથી સંપ્રતિ રાજાએ જૈનધર્મ અંગીકાર કર્યો. સાધુના ઉપદેશથી દૃઢપ્રહારીએ દીક્ષા અંગીકાર કરી. શ્રી દેવર્ધિગણિ ક્ષમાક્ષમણે જગત્ના જીવોની ઉચ્ચ દશામાટે પુસ્તકો લખાવ્યાં; આમ પૂર્વકાલમાં જૈનસાધુઓએ હિન્દુસ્થાન અને તેની આસપાસના દેશોમાં જૈનધર્મનો ઉપદેશ દીધો હતો. તત્સંબન્ધીના લેખો મળી આવે છે. સાધુઓ બરાબર ચારિત્ર પાળતા નથી એમ જે ગૃહસ્થો કહે છે, તેઓ જો સાધુ થઇને બરાબર ચારિત્ર પાળે તો, અન્ય સાધુઓ તેઓનો દાખલો લેઈ ઉત્કૃષ્ટ ચારિત્ર પાળવા પ્રયત્ન કરશે, કેમકે કહેવાના કરતાં કરી બતાવવું તે કરોડગણું ઉત્તમ છે. હિન્દુસ્થાનમાં દયાનો અપૂર્વ સિદ્ધાન્ત પ્રસાર કરનારા સાધુઓ છે. ગૃહસ્થો સંસારના અનેક બંધનમાં બન્ધાયલા હોવાથી સાધુઓની પેઠે સર્વત્ર વિહાર કરીને મનુષ્યોને બોધ આપવા કદાપિ સમર્થ બની શકે નહિ. સાધુઓના ઉપદેશથી મનુષ્યો ખરૂં સુખ મેળવવા સમર્થ બને છે, માટે સાધુને કલ્પવૃક્ષની ઉપમા આપી છે ;તે બરાબર છે. કલ્પવૃક્ષ જેમ પુણ્યવંત ભૂમીમાં ઉત્પન્ન થાય છે, તેમ સાધુરૂપ કલ્પવૃક્ષ પુણ્યવંત ક્ષેત્રમાં ઉત્પન્ન થાય છે. કલ્પવૃક્ષનો મહિમા અપરંપાર છે, તેમ સાધુરૂપ કલ્પવૃક્ષનો મહિમા પણ અપરંપાર છે. કલ્પવૃક્ષને સર્વે ઇચ્છે છે, તેમ સાધુરૂપ કલ્પવૃક્ષને પણ સર્વે ઇચ્છે છે. કલ્પવૃક્ષના કરતાં સાધુરૂપ ભાવ કલ્પવૃક્ષ અનન્તગણું ઉપકારી છે, માટે તેને હે ભવ્ય મનુષ્યો ! સેવો. શ્રીમદ્ વિશેષતઃ સાધુસંગતિ માહાત્મ્યને વર્ણવે છે.

**चतुर विरंची विरञ्जन चाहे, चरणकमल मकरन्द री ॥**
**को हरि भरम विहार दिखावे, शुद्ध निरञ्जन चंद री ॥**
**॥ साधु० ॥ ३ ॥**

ભાવાર્થઃ—કુશળ એવો બ્રહ્મા પણ સાધુના ચરણકમલ મકરન્દમાં

રંગાવાને ચાહે છે. સાધુવિના કોણ ભ્રમરૂપ વિહારને અપહરી, શુદ્ધ નિરઞ્જન ચન્દ્રરૂપ પરમાત્માને દેખાડવા સમર્થ થઈ શકે? અલબત સાધુવિના શુદ્ધ નિરઞ્જન ચન્દ્રરૂપ પરમાત્માને દેખાડવા અન્ય કોઈ સમર્થ થઈ શકતો નથી. અન્ય સનાતન વેદધર્મીઓનાં પુરાણોમાં પણ સાધુની સંગતિનું આ પ્રમાણે અપૂર્વ માહાત્મ્ય વર્ણવ્યું છે. બ્રહ્મા સાધુની સંગતિવિના જગત્માં અન્ય કિઞ્ચિત્ સારભૂત વસ્તુ માનતો નથી. જગત્માં બ્રહ્મા જેવાની પણ આવી સન્તસમાગમેચ્છાની દશા છે, તો અન્યનું શું કહેવું! અન્યદર્શનીઓના શાસ્ત્રાધારે જોતાં શ્રીકૃષ્ણ પણ, સાધુની સંગતિ ઇચ્છતા હતા અને સાધુઓના ચરણકમલનું પ્રક્ષાલન કરતા હતા અને તે સાધુઓને દેખી, ઉભા થઈ હાથ જોડતા હતા. મહાદેવ પણ સાધુની સંગતિની શ્રેષ્ઠતા સ્વીકારે છે. વસિષ્ઠઋષિની સંગતિથી વિશ્વામિત્ર એક ઘડીમાં સુધરી ગયા; વસિષ્ઠ અને વિશ્વામિત્રને તપશ્ચર્યાફલ અને સંગતિફળની મહત્તા સંબન્ધી વિવાદ થયો તેમાં પણ સાધુની સંગતિનું ફળ મહાન્ સિદ્ધ થયું. જ્યારે બ્રહ્માદિક પણ સાધુસંગતિ સંબન્ધી ઉત્તમ વિચારો ધરાવે છે, એમ અન્યદર્શનીઓનાં પુરાણોથી જણાય છે, ત્યારે જૈનશાસ્ત્રો સાધુની સંગતિનું ઉત્તમોત્તમફળ દેખાડે એમાં કાંઈ પણ આશ્ચર્ય નથી. ભ્રમણાનો વિહાર અપહરીને સાધુવિના અન્ય કોઈ પરમાત્મારૂપ શુદ્ધચન્દ્રને દેખાડવા સમર્થ થતો નથી.

આત્મા, સાધુની સંગતિવિના સંસારની ભ્રમણામાં સત્ય સુખ પામ્યો નહિ. સાંસારિક વસ્તુઓને પોતાની માની આત્મા જે તે વસ્તુઓની પ્રાપ્તિ માટે રઝળ્યો, કૂટાયો-પીટાયો, પણ સત્યસુખ આસ્વાદી શકયો નહિ. પરવસ્તુની ભ્રમણામાં આત્મા પોતાનું શુદ્ધસ્વરૂપ ભૂલ્યો અને તેથી તેણે આશ્રવના માર્ગમાં અનાદિકાળથી પ્રયાણ કર્યું. સદ્ગુરૂના સમાગમથી આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપને ઓળખે છે. શ્રી મહાવીરસ્વામી પૂર્વે પ્રથમ ભવમાં સાર્થવાહ તરીકે હતા ત્યારે, તેમણે સાધુના સમાગમથી સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું હતું. સાધુના સમાગમથી મોક્ષમાર્ગનું જ્ઞાન થાય છે. સંસારના વિષયભોગોમાં સુખ નથી એમ સાધુના સદુપદેશથી જીવો જાણી શકે છે. શુદ્ધ નિરઞ્જન પરમાત્મતત્ત્વના દર્શાવનારા સદ્ગુરૂ સાધુરાજનું જેટલું માહાત્મ્ય વર્ણવીએ તેટલું અલ્પ છે. સાધુસંગતિ એ મોક્ષનું દ્વાર છે, આનન્દનો સાગર પ્રાપ્ત કરવો હોય તો, સાધુસંગતિ કરવી જોઇએ. સાધુની સંગતિનો અનુભવ કરીને શ્રીમદ્ આનન્દઘનજી છેલ્લી કડીઓને નીચે પ્રમાણે કહે છે.

**देव असुर इन्द्रपद चाहु न, राज न काज समाज री ॥**
**सङ्गति साधु निरन्तर पावुं,आनन्दघन महाराज री ॥साधु०॥४॥**

**ભાવાર્થઃ**—પોતાના શુદ્ધાન્તઃકરણથી શ્રીમદ્ કહે છે કે,-દેવ, અસુર અને દેવોના પતિ ઇન્દ્રને પણ હું ઈચ્છતો નથી, મારે કોઈ રાજ્યથી પ્રયોજન નથી, કોઈ પણ કાર્યના સમૂહને ઇચ્છતો નથી, તેમ ઉપલક્ષણથી, લક્ષ્મી, ઘરબાર, હાટ, વસ્ત્ર, સત્તા અને માનપૂજાને પણ ઇચ્છતો નથી, પણ આનન્દનો ઘન જેનાથી પ્રાપ્ત થાય છે એવા સાધુની સંગતિનેજ ફક્ત ચાહું છું; એમ શ્રીમદ્ કથે છે. શ્રીમદ્‌ની આ હૃદય-વાણીથી લેખકના મનમાં અત્યન્ત અસર થાય છે. અહો! આવા યોગીન્દ્ર પુરૂષને પણ સાધુસંગતિમાટે અત્યુત્તમ ઇચ્છા છે, ત્યારે આપણે તો સાધુની સંગતિ માટે અવશ્ય ઈચ્છા ધારણ કરવી જોઈએ. શ્રીમદે એક સાધુસંગતિનીજ ઇચ્છા મનમાં રાખી છે. સાધુસંગતિમાં સર્વ પ્રકારનું સુખ સમાયું છે. સાધુની સંગતિમાં પરમાત્મતત્ત્વ રહ્યું છે. સહજાનન્દનો આવિર્ભાવ કરવો હોય અને આનન્દની ખરી ખુમારી ભોગવવી હોય તો, સાધુની સંગતિ કરવી જોઈએ. શ્રીમદ્ આનન્દઘનજીને સાધુની સંગતિનો પૂર્ણ અનુભવ થયો છે અને સાધુસંગતિથી આનન્દરસનો સ્વાદ લીધો છે તેથી આ પ્રમાણે હૃદયવીણા વગાડે છે. સાધુના સમાગમથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે; આત્મજ્ઞાન પામેલા સાધુઓની આન્તરિકદશા જુદા પ્રકારની હોય છે. કેટલાક લોકો કહે છે કે, જે અધ્યાત્મજ્ઞાની થાય છે તેને સાધુવર્ગ તરફ પૂજ્યબુદ્ધિ રહેતી નથી, પણ આ પ્રમાણે તેઓનું કથવું શશશૃંગવત્ અસત્ય ઠરે છે. અધ્યાત્મજ્ઞાની શ્રીમદ્ આનન્દઘનજી છે, એમ વિદ્વાનો કબુલ કરે છે, તેવાશ્રી આનન્દઘનજીનો સાધુઓ પ્રતિ કેવો પ્રેમ છે, તે આ પદથી જણાઈ આવે છે. અધ્યાત્મજ્ઞાન હૃદયમાં પરિણમે છે ત્યારે સાધુઓ ઉપર પૂર્ણ શ્રદ્ધા અને પૂર્ણ પ્રેમ ઉપજે છે અને સાધુઓની સંગતિનું વ્યસન પડે છે, એમ શ્રીમદ્ આનન્દઘનજીના વાકયપરથી સિદ્ધ થાય છે. શુષ્કઅધ્યાત્મીઓનો સાધુઓ પ્રતિ પૂજ્યભાવ ન રહે એ કદી સંભવી શકે, પણ તેથી કંઇ તેમાં અધ્યાત્મજ્ઞાનનો દોષ ગણાય નહિ. શ્રીમદ્ યોગ, અધ્યાત્મ અને શુદ્ધક્રિયાના રાગી હતા, તેથી તેઓનું હૃદય શુદ્ધ પ્રેમ અને ભક્તિ તથા ધ્યાનથી ઉચ્ચ થતાં,-સંયમની ઉત્તમ દશાના અનુભવથી—આવા ઉદ્ગારો નીકળે તે અનુભવમાં આવે છે. શુષ્ક જડ જેવા ક્રિયાવાદી અને શુષ્ક અધ્યાત્મવાદીઓનું હૃદય, શુદ્ધપ્રેમ અને અનુભાવજ્ઞાનથી રહિત હોય છે તેથી તેઓનાં હૃદય કદાગ્રહવાસનાઓથી વાસિત બને છે અને તેથી તેઓને યથાર્થ આત્મતત્ત્વનો લાભ પ્રાપ્ત થઈ શકતો નથી. જેનાથી સમ્યકત્વબોધિની પ્રાપ્તિ થઈ હોય, એવા ધર્મગુરૂ તરીકે તો એક સાધુગુરૂ મસ્તકે અવશ્ય ધારણ કરવા જોઇએ, તેમ ચારિત્રકોટિની અપેક્ષાએ અન્ય સાધુઓની સંગતિ કરવી જોઇએ.

સર્વે સાધુઓ એકસરખા ન હોય તે તો અનુભવસિદ્ધ છે. વાચકો તથા લેખકોના શુભ પરિણામ પણ એક દિવસમાં મન્દ, મન્દતર, ઉચ્ચ, ઉચ્ચતર થયા કરે છે, તે ઉપરથી મનુષ્યોએ સાર ખેંચવાનો છે કે, સાધુઓ પણ પોતપોતાની યોગ્યતા પ્રમાણે શુભ, શુભતરાદિ પરિણામને ધારણ કરે છે. કોઈ સાધુમાં જ્ઞાનગુણ ખીલ્યો હોય છે અને કોઈ સાધુમાં વૈયાવૃત્ય ગુણ ખીલ્યો હોય છે. સાધુઓને પણ આઠ કર્મ લાગ્યાં હોય છે, તેથી તેઓને પણ કર્મના ઉદયે કોઈ વખત દોષો લાગી શકે છે; પણ તેઓ દોષોનો નાશ કરવા પ્રાયશ્ચિત્ત વગેરે કરે છે અને પોતાના આત્માની શુદ્ધિ કરે છે. સાધુવર્ગ પાપકર્મથી ડરે છે. અરે ! હું સાધુ થયો છું, મારા દોષથી ધર્મની અપભ્રાજના થશે અને ધર્મની હીનતા થશે, માટે મારે આ કૃત્ય કરવું ઘટે નહિ, અર્થાત્ હવેથી મારે દોષ સેવવો નહિ એવું સાધુના મનમાં આવે છે. ગૃહસ્થો તો એમ કહે છે કે, અમે સંસારી છીએ, તેથી અમે તો કર્મથી ખરડાયલા છીએ, અમોએ ક્યાં વ્રત ઉચ્ચર્યાં છે? એમ પણ કહી દે છે, પણ સાધુવર્ગથી તે પ્રમાણે કહી શકાતું નથી. ગૃહસ્થ તો નિઃશંક થઇને કોઈ પણ પાપમાં પ્રવૃત્તિ કરે છે, પણ સાધુઓને તો દોષ સેવતાં ભય અને લજ્જા ઉત્પન્ન થયાવિના રહેતી નથી. કોઈ સાધુમાં એક દોષ હોય, તેથી તે સર્વ પ્રકારના દોષવાળો સિદ્ધ ઠરતો નથી. સાધુમાં રહેલા એક દોષથી તેનામાં રહેલા અન્ય ગુણોને પણ દોષરૂપે માની લેવાનો નીચ સ્વભાવ ત્યાગ કરવો જોઇએ. સર્વગુણી વીતરાગ છે. સાધુઓ થયા એટલે કોઈ પણ પ્રકારનો દોષ હોવોજ ન જોઈએ, એવો સિદ્ધાંત નથી. ક્રોધ, માન, માયા, લોભ, કામ, આદિ દોષો દશમા ગુણઠાણાના ઉપર અને કેવલજ્ઞાન થયાવિના સર્વથા પ્રકારે ટળતા નથી, તેથી હાલના સમયમાં તરતમ યોગે ગુણોની અધિકતા જેનામાં દેખાય તેનું બહુ માન કરવું. જે જે અંશે જે જે સાધુમાં, જે જે ગુણ દેખાય તે તે અંશે તેનું બહુમાન કરવું. પંચમકાલમાં સર્ષવ જેટલો પણ જેનામાં ગુણ દેખાય તેના ગુણને પર્વતસમાન કરી માનવો, કોઈ સાધુનું કોઈ ખરાબ આચરણ હોય તેથી સર્વે સાધુઓ તેવા પ્રકારના હોઈ શકતા નથી. કોઈ સાધુમાં કોઈ ગુણ વિશેષ ખીલ્યો હોય છે અને અન્ય કોઈ દોષ હોય છે. અર્થાત્ પાંચ આંગળીઓની પેઠે સાધુઓની પણ સમાનતા હોતી નથી. કોઈ સાધુમહાત્મા ચારિત્રથી ભ્રષ્ટ થયા હોય, વા થતા હોય તો તેમને પુનઃ સહાય આપીને આગળ ચઢાવવા જોઇએ. પણ પડ્યાપર પાટુ મારવાની પેઠે તેમને ઠેઠ હેઠળ પાડવા પ્રયત્ન ન કરવો જોઈએ. દોષ સેવીને દોષને દોષ તરીકે માનનાર કોઈ સાધુ

હોય, તો માતૃદૃષ્ટિથી તેમના દોષનું પ્રક્ષાલન કરી ઉચ્ચ કોટીપર લાવવા પ્રયત્ન કરવો. પંચમકાળમાં દેશકાલાદિ અનુસારે જે ચારિત્રનો ખપ કરતા હોય અને પ્રમાદ-દશાનો પરિહાર કરવા પ્રયત્ન કરતા હોય, એવા સાધુઓની સેવા, ભક્તિ અને બહુમાન કરવું. સાધુઓને ત્રિકાલ વન્દન કરવું. સાધુઓની આહાર, પાણી અને વસ્ત્ર-પાત્રથી વૈયાવચ્ચ કરવા અત્યન્ત ભાવ ધારણ કરવો, સાધુઓની નિન્દા કરવી નહિ. ગુણાનુરાગદૃષ્ટિ ધારણ કરીને સાધુઓના ગુણોને ગ્રહણ કરવા. જૈનશાસનનો પ્રાણ સાધુવર્ગ છે. ગૃહસ્થોએ સાધુવર્ગની ઉન્નતિ કરવા તન, મન અને ધનનો ભોગ આપવો. પોતાની માતાના દોષો દેખવામાં જેમ કોઈ ગૃહસ્થ દોષદૃષ્ટિને ધારણ કરતો નથી, તેમ સાધુઓના દોષ જોવાને માટે દોષદૃષ્ટિને ધારણ ન કરવી, તેમ સાધુઓએ યથાશક્તિ સંયમમાર્ગમાં પ્રવૃત્તિ કર્યા કરવી. પ્રતિદિન ઉચ્ચ ગુણો પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવો. શ્રીમદ્ આનન્દઘનની પેઠે ઉત્તમ સાધુઓની સંગતિ કરવા પ્રયત્ન કર્યા કરવો. કોઈ પણ સાધુના ગુણો જોવા અને ગુણો લેવા. શુદ્ધપ્રેમથી સાધુવર્ગની ભક્તિ કરવા અને તેમના ગુણો લેવા તેમની સંગતિ કરવી, એમ શ્રીમદ્ પોતાના આન્તરિક હૃદયથી જણાવે છે.

### पद ६९.

(राग अलहियो वेलावल.)

**प्रीतकी रीत नहीं हो, प्रीतम प्रीत० ।**
**मैं तो अपनो सरव शृंगारो, प्यारेकी न लई हो. प्रीतम०॥ १ ॥**

ભાવાર્થ:—સમતા પોતાના આત્મસ્વામીને કથે છે કે, હે પ્રીતમ! આ પ્રીતની રીત નથી. મેં તો પોતાનો સર્વ શૃંગાર હે પ્યારા! આપને માટે કર્યો, પણ આપના ધ્યાનમાં કંઈ આ બાબત આવતી નથી. પત્નીના મનમાં પતિનામાટે ઉચ્ચ અભિપ્રાય હોય અને પતિનામાટે સ્વકીય સર્વ શૃંગાર કરતી હોય, પણ પતિના મનમાં કંઈ ન હોય તો એક પાક્ષિક પ્રીતિ ગણાય છે. एक पखी प्रीति केम परवडे, उभय मिल्या होय सन्धि. આ સુવર્ણમય વાક્યની ઝાંખી અત્ર માલુમ પડે છે. સમતા પોતાના આત્મપતિને ઉદ્દેશીને આજ હેતુથી કહે છે કે, આ શું પ્રીતિની રીતિ ગણાય કે? આપના ઉપર હું પ્રાણ પાથરૂં છું, તેમજ મારા હૃદયમાં આપવિના અન્ય કોઈ નથી; મારૂં જે કંઈ છે તે સર્વે આપનું છે. હું આપના ઉપર વિશુદ્ધ પ્રેમ ધારણ કરૂંછું અને આપના મનમાં તો તે બાબતનું કંઈ નથી, તેથી આપની સ્ત્રીના મનમાં શું થતું હશે તે અન્ય કોણ જાણી શકે? પ્રીતિ જો પરસ્પર હોય છે તો, તે પ્રીતિનો

રસ આનન્દમય દેખાય છે. જગત્‌માં પણ કહેવત છે કે, જે પ્રીતિરસનો રસીલો હોય તેની સાથે પ્રીતિની રીતિ શોભી શકે છે. જેનામાં પ્રેમ નથી તેની સાથે કોઈ પ્રીતિ કરવા જાય છે તો તેમાં આનન્દરસ અનુભવાતો નથી. પ્રેમરસનો જે જ્ઞાતા ન હોય તેની આગળ પ્રેમરસનો શૃંગાર કદી શોભી શકતો નથી અને તેથી ઉભયને કદર્થના અને ઉદ્વેગ થાય છે. प्रीत ऐसी कीजीए, जैसे शिरके बाल, काटे कटावे पिछु कटे, पण नहि छोडे ख्याल. ઇત્યાદિ કહેણીઓ જગત્‌માં પ્રેમનામાટે મોજુદ છે. જગત્‌ના સ્થૂલ પદાર્થોપર પણ આત્મામાંથી પ્રેમ પ્રગટે છે. આત્મા જો પોતાની મૂળદશાને અવબોધી શકે તો, સમતા કહે છે કે મારાઉપર વિશુદ્ધ પ્રેમને ધારણ કરી શકે. વિશુદ્ધ પ્રીતિવિના પરસ્પરની પ્રીતિની રીતિ ગણાય નહિ, તેમજ એક પાક્ષિક પ્રીતિમાં પ્રીતિની રીતિ ગણાય નહિ.

मैं वस पियके पियसंग औरके, या गति किन सीखई ॥
उपगारि जन जाय मनावो, जो कछु भई सो भई हो. ॥
॥ प्रीतम० ॥२॥
विरहानल जाला अतिहि कठीन है, मोसें सही न गई ॥
आनन्दघन युं सघन धारा, तब ही दे पठई हो.
॥ प्रीतम० ॥ ३ ॥

ભાવાર્થઃ—સમતા કહે છે કે, અહો ! આ પ્રીતિની રીતિ કેમ ગણાય? હું મારા પ્રિય સ્વામિના વશમાં છું અને પ્રિયસ્વામી તૃષ્ણા અને કુમતિ આદિના વશમાં છે, તો તેમને આવી ગતિ કોણે શિખવી? હું મારા સ્વામિના વશમાં છું તો તેમણે મારા સંબન્ધમાંજ રહેવું જોઇએ. કુમતિ અને તૃષ્ણાના સંબન્ધમાં તેઓ જાય છે, તે કોઈ રીતે સારૂં નથી. હે ઉપકાર કરનારા મનુષ્યો ! હવે તો તમે જઇને મારા સ્વામિને મનાવી લાવો. અદ્યાપિ પર્યન્ત જે બન્યું તે બન્યું, હવે તેવું ન બને તેમ થવું જોઇએ. મારા સ્વામિના વિરહરૂપ અગ્નિની જ્વાલા, અત્યન્ત કઠીન છે; મારાવડે તે સહન કરી શકાઈ નહિ, તેમાટે આનન્દના ઘનરૂપ મેઘવૃષ્ટિની ધારા મોકલવાની પ્રાર્થના કરૂં છું, માટે તેને તુર્ત મોકલી આપો.

રાગ અને દ્વેષવૃત્તિના ઘરમાં આત્મા જે ક્ષણમાં જાય છે તે સમયે આત્માની સાથે સમતાનો વિયોગ થાય છે. સમતા આત્માને પ્રાપ્ત કરવામાં અત્યન્ત શુદ્ધ પ્રેમને ધારણ કરે છે. આત્માના શુદ્ધ સ્વરૂ-

પ્રમાંજ તે રાગ ધારણ કરે છે, તેથી પોતાના સ્વામિના વશમાં છે એમ નિશ્ચયરીત્યા તે બોલે છે. કિન્તુ આત્મા તો કુમતિ અને તૃષ્ણાના યોગે સમતાના શુદ્ધ સંબન્ધને અને તેના પ્રેમને પણ જાણી શકતા નથી અને તે કુમતિનું કહ્યું કરે છે, તેથી તે અન્યના સંગી છે એમ સમતાનું કહેવું યથાર્થ સમજાય છે. પોતાનાપર શુદ્ધ પ્રેમને ધારણ કરનારી એવી સમતાના સંગી આત્મા થતો નથી અને ભ્રાન્તિથી કુમતિના સંગમાં રહે છે, તેથી આવી ગતિ કોણે શિખવી? એમ કહી સમતા ઠપકો (ઉપાલંભ) આપે છે તે યોગ્યજ છે. જગત્માં પણ કહેવત છે કે, પોતાના વશમાં છે તેને મૂકીને પરસ્ત્રીની સંગતિ જે કરે છે તેનું ડહાપણ ધૂળસમાન છે. મૂઢ પુરૂષ પરસ્ત્રીના પરવશપણામાં ફસાઇને પોતાના આત્માને નીચ બનાવે છે અને નીતિનો ભંગ કરે છે. મૂઢ પુરૂષને આવી ગતિ શીખવનાર કુમતિવિના અન્ય કોઈ નથી. કુમતિના વશમાં પડેલા મનુષ્યોની બુદ્ધિમાં મલીનતા થઈ જાય છે અને તેઓનું મન હડકાયા કૂતરાની પેઠે વિષયવેગથી જ્યાં ત્યાં આથડે છે. મૂઢ પુરૂષો ત્યાં સન્તોષ અને સુખ પ્રાપ્ત કરવા જાય છે, પણ દુઃખના ખાડામાં ઉતરે છે અને અનેક પ્રકારની આપત્તિનાં વાદળાંઓથી ઘેરાય છે. મૂઢ પુરૂષ પોતાની સત્ય સ્ત્રીનો સંગ ત્યાગ કરીને, અન્યત્ર–અન્ય સ્ત્રીની સોબત કરે છે તેમાં તેને કોઈ પણ પ્રકારનો લાભ પ્રાપ્ત થતો નથી અને સ્વાર્થપ્રેમની મલીનતાના ધુમાડાથી તેની ચક્ષુમાંથી અશ્રુનો પ્રવાહ અન્તે નીકળ્યાવિના રહેતો નથી. થુવર દુગ્ધના પાનથી કદી તૃષાની શાન્તિ થતી નથી, તેમ પરસ્ત્રીના સંગથી કદાપિ અંશમાત્ર પણ શાન્તિ પ્રાપ્ત થતી નથી. પોતાના સ્વામિપર સમતાનો અત્યન્ત વિશુદ્ધ પ્રેમ છે, તેથી પોતાના સ્વામિને પોતે કહે છે, પણ અજ્ઞાનદશાથી આત્મસ્વામી પોતે માનતા નથી, તેથી અનુભવજ્ઞાન વગેરે ઉપકારી મનુષ્યોને તે વિનવે છે અને મારા સ્વામિને મનાવી લાવો એમ કથે છે. અનુભવથી આત્માને સત્ય સ્ત્રીનો અનુભવ થાય છે. અનુભવવિના સત્યનો નિર્ધાર થઈ શકતો નથી. આત્માની પ્રાપ્તિ કરાવનાર અનુભવ છે, માટે તે ઉપકારી કહેવાય છે. આત્માનો વિરહ તે સમતાને અગ્નિની જ્વાલા કરતાં વિશેષ પ્રકારે બાળે છે. પ્રેમીના વિરહરૂપ અગ્નિને કોઈ સહન કરી શકતું નથી. સમતા વિરહ અગ્નિથી બળે છે, માટે તે આનન્દઘનરૂપ મેઘની ધારાને ઇચ્છે છે તે યથાયોગ્ય કાર્ય છે. આનન્દઘનરૂપ મેઘની ધારાથી વિરહની અગ્નિ શાન્ત થાય છે, અર્થાત્ આત્મા કુમતિનો સંગ ત્યાગ કરે છે અને સમતાના સંગમાં જ્યારે આવે છે, ત્યારે આનન્દઘન મેઘની વૃષ્ટિ વર્ષ્યા કરે છે અને તેથી આનન્દની છાયા છવાઈ જાય છે.

पद ७०.

( साखी. )

**आतम अनुभव रसकथा, प्याला पिया न जाय ॥**
**मतवाला तो ढहि परे, निमता परे पचाय ॥ १ ॥**

ભાવાર્થઃ—આત્માના અનુભવરસની કથાનો પ્યાલો પી શકાતો નથી, કારણ કે જે મતવાળો મનુષ્ય, આત્માનુભવ રસકથાનો પ્યાલો પીવે છે તો ઢળી પડે છે, મૂર્ચ્છા પામે છે, બેભાન થઈ જાય છે. સારાંશ કે, તે આત્માનુભવરસકથાના પ્યાલાને પચાવી શકતો નથી. નિમતા અર્થાત્ જે મનુષ્યોને કોઈપણ પ્રકારનો મતઆગ્રહ, કે હઠભાવ નથી અને જે અનેકાન્તપણે સર્વ પદાર્થોનું સ્વરૂપ અવબોધે છે અને જે કોઈપણ પ્રકારના વ્યવહાર વા નિશ્ચયના એકાન્તપક્ષને પકડતો નથી, તેજ અધ્યાત્માનુભવરસકથાના પ્યાલાને પચાવી શકે છે.

શ્રીમદ્ આનન્દઘનજીએ આ સાખીને અનુભવજ્ઞાનના ઉદ્ગારથી લખી છે. આ સાખીનો અર્થ એટલોબધો છે, કે તેના ઉપર એક મોટું પુસ્તક લખી શકાય. અધ્યાત્મજ્ઞાનરસના અધિકારીવિના પારાની પેઠે અધ્યાત્મજ્ઞાન પચાવી શકાતું નથી અને ઉલટું અનર્થથી પરંપરાને વધારે છે. અધ્યાત્માનુભવરસકથાનો પ્યાલો પીધાવિના સાંસારિક દુઃખોની નિવૃત્તિ થવાની નથી. સર્વ પ્રકારના જ્ઞાનમાં અધ્યાત્મજ્ઞાનની શ્રેષ્ઠતા મહાત્માઓએ દર્શાવી છે. રાગ અને દ્વેષનો નાશ કરવો હોય તો અધ્યાત્મજ્ઞાનાનુભવરસકથાનો પ્યાલો પીવાની આવશ્યકતા છે. તે માટે શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ કથે છે કે, એકાન્તપણું ત્યાગ કર્યાવિના અધ્યાત્માનુભવરસપ્યાલો પીવાની યોગ્યતા આવતી નથી. એકાન્તવ્યવહારનયને માનનારાઓ મતવાળા કહેવાય છે. એકાન્તવ્યવહારમાં ધર્મ માનનારાઓ અધ્યાત્મજ્ઞાનરસનો પ્યાલો પીવે છે, પણ વ્યવહારના કદાગ્રહથી અધ્યાત્મરસનું પાચન થઈ શકતું નથી, અર્થાત્ કોઈને વાન્તિ (વમન) થાય છે અને જેમ જમેલું ભોજન બહાર નીકળી જાય છે, તેમ વ્યવહાર કદાગ્રહીના મનમાં અધ્યાત્મજ્ઞાનનો રસ ટકી શકતો નથી. અધ્યાત્મજ્ઞાનનો રસ પચાવવો એ કંઈ સામાન્ય કાર્ય નથી. વ્યવહારમતવાદીઓ આત્માનુભવરસની કથાઓને પણ શ્રવણ કરતાં ચીડાઈ જાય છે. જેના હૃદયમાં અધ્યાત્મની અરૂચિ અને તેની યોગ્યતા પણ નથી તે આત્માની સહજાનન્દની ઝાંખીને પ્રાપ્ત કરી શકતો નથી. બે ત્રણ

વર્ષના છોકરાને પારાની માત્રા આપવામાં આવે તો તે જીરવી શકતો નથી, તેમ અધ્યાત્મજ્ઞાનની યોગ્યતા જેનામાં નથી તેની આગળ અધ્યાત્મજ્ઞાનકથા કહેવાથી તેનું હિત થઇ શકતું નથી. ક્રોધીને કોઈ દેવતા વશ થાય તો તેથી તે અનર્થની પરંપરા વધારે છે, તેમ જેનામાં સદ્ગુણોની યોગ્યતા ન આવી હોય અને જેને અધ્યાત્મતત્ત્વપર રૂચિ ન હોય તેનીપાસે અધ્યાત્મજ્ઞાનની કથા કરવાથી તેનું અહિત થાય છે. गया गामडीया राजसभामां, दीली नगर मजार । गायन करतां गायकने तो, दीधा डाम गमार ॥ मूर्खने ज्ञान कबु नहि थाय. આ કહેવત પ્રમાણે અધિકારની પરીક્ષા કર્યાવિના, મત-કદાગ્રહીની આગળ આત્માનુભવરસકથા કરવાથી ઉલટી વક્તાને ઉપાધિ થાય છે. દુનિયામાં જેણે જેટલી યોગ્યતા પ્રાપ્ત કરી હોય છે તેને તેટલું મળે છે. પોતાની ભૂમિકા કઈ છે તેનો નિર્ણય યાવત્ કરવામાં ન આવે, તાવત્ તેને અમુક જ્ઞાન હિતકારક છે કે નહિ ? તે કહી શકાય નહિ. જેની સ્થૂળબુદ્ધિ હોય તેની આગળ અધ્યાત્મતત્ત્વની સૂક્ષ્મ વ્યાખ્યાઓ કરવામાં આવે તો, અરણ્યરૂદનની તુલ્યતાને ધારણ કરી શકે તેમાં કંઈ આશ્ચર્ય નથી. રાસભને તો ઘાસજ આપવું જોઇએ. જો તેને સાકર ખવરાવવામાં આવે તો ઉલટું હિતને બદલે તેનું અહિત થાય છે. વ્યવહારના એકાન્ત કદાગ્રહીને પણ અધ્યાત્મરસકથાનો ઉપદેશ આપવાથી અંશમાત્ર લાભ થતો નથી.

જેઓ એકાન્તે નિશ્ચયનયને માને છે, પણ નિશ્ચયનયકથિત ધર્મપાત્ર બન્યા નથી,-નિશ્ચયનયનું સ્વરૂપ બિલકૂલ સમજતા નથી અને નિશ્ચયને હઠ કરી પકડે છે, તેપણ અપેક્ષાએ જોતાં મતવાળા છે. નિશ્ચયનયનું જેઓ યથાર્થ સ્વરૂપ અવબોધતા નથી અને જેઓ વ્યવહારધર્મની અધિકાર પ્રમાણે થએલી ક્રિયાઓને ત્યાગે છે, તેઓ અધ્યાત્મરસકથાઓને શ્રવણ કરીને શુષ્ક અધ્યાત્મજ્ઞાનિયો બને છે અને તેથી તેઓ અન્તરની રમણતાવિના કહેણી અને રહેણીની ભિન્નતાથી અધ્યાત્માનુભવરસકથાને પચાવી શકતા નથી.

નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂતનય, એ સાત નયોથી ધર્મનું સ્વરૂપ અવબોધ્યાવિના અને સાત નયકથિત ધર્મની શ્રદ્ધા કર્યાવિના, એકાન્ત નયવાદમતનો કદાગ્રહ ટળતો નથી. ધર્મક્રિયાઓની અધિકારતા અધિકારીઓના ભેદે ભિન્ન ભિન્ન છે. વીતરાગનાં વચનો સાપેક્ષજ્ઞાને ભરપૂર છે. જેણે સાત નયોની સાપેક્ષાપૂર્વક તત્ત્વોનું સ્વરૂપ અવબોધ્યું છે તેને કદાગ્રહનું મમત્વ રહેતું નથી, તેથી તે નિર્મમત્વદશાવાળો ગણાય છે. જ્ઞાનની નિર્મમત્વ અને કદાગ્રહરહિત દશા જેણે પ્રાપ્ત કરી છે, તે અધ્યાત્મજ્ઞાનરસનો પ્યાલો

પી શકે છે અને તે અધ્યાત્મરસના પ્યાલાને પચાવી શકે છે. અધ્યાત્મરસનો પ્યાલો પચાવનાર વ્યવહાર અને નિશ્ચયનયકથિત ધર્મતત્ત્વ વ્યાખ્યાઓને, તે તે નયની અપેક્ષાએ સમજે છે, અને તેની શ્રદ્ધા કરે છે, કિન્તુ તત્સંબન્ધી એકાન્તે કોઈ નયની વાતને પકડીને કદાગ્રહ કરતો નથી. તે દરેક નયનાં વચનોના ભાવને સમજી શકે છે અને અધિકાર પ્રમાણે આચરણ કરી શકે છે. નવતત્ત્વ, ષડ્દ્રવ્ય, આદિ દ્રવ્યાનુયોગને પરિપૂર્ણ સમજી શકે છે અને અનેકાન્તપક્ષને ધારણ કરે છે. મહાત્માઓ અધ્યાત્માનુભવરસકથાના પ્યાલાનું પાન કરીને તેને પચાવી શકે છે. અધ્યાત્મરસના પ્યાલાને પીને તેને બરાબર જે પચાવી શકે છે, તે જગત્નો શહેનશાહ બને છે, અર્થાત્ તેને અવધૂતદશાનો અનુભવ આવે છે; આત્મજ્ઞાનરસમાં સદાકાલ તે અલમસ્ત રહે છે. જગત્ની પ્રવૃત્તિને હઠાવીને તે વિરતિપણું ભજે છે. સમતાના અનુભવને તે પામી શકે છે અને તેને આત્માના ઉપર અત્યંત વિશુદ્ધ પ્રેમ પ્રગટે છે, તેથી તે આત્માના અનુભવપ્રદેશમાં ઉતરવા પ્રયત્ન કરે છે અને તે સહજાનન્દને પ્રાપ્ત કરે છે. હવે તેવા આત્માનુભવ પ્રસંગને અનુસરી આત્માની શ્રદ્ધારૂપ સ્ત્રી પોતાની સખી મતિને શિખામણ આપે છે તે અત્ર દર્શાવે છે.

( राग वसन्त धमाल. )

**छबिले लालन नरम कहे, आली गरम करत कहावात ॥टेक॥**
**मांके आगें मामुकी कोई, वरनन करय गिवार ॥**
**अजहुं कपटके कोथरी हो, कहा करे सरधा नार. ॥ छ० ॥१॥**
**चउगति महेल न छारिहो, कैंसे आत भरतार ॥**
**खानो न पीनो इन वातमें हो, हसत भाग कहा हाड. ॥**
**॥ छ० ॥ २ ॥**

ભાવાર્થઃ—શ્રદ્ધા પોતાની સખી મતિને કથે છે કે, હે સખી મતિ! છબીલા અને આપણું પોષણ કરનારા એવા લાલન આત્મસ્વામી તારી સાથે શાન્ત થઇને શાન્ત વાર્તા કરે છે, ત્યારે તું ગુસ્સામાં આવીને કેમ વાર્તા કરે છે? મતિ પોતાના સ્વામિનું શુદ્ધસ્વરૂપ અવબોધતી નથી અને આત્માના સમ્મુખ થતી નથી અને આત્માની સત્ય મહત્તા જાણતી નથી ત્યાંસુધી આત્મા ઉપર મતિનું લક્ષ્ય લાગતું નથી અને આત્મા ઉપર ગુસ્સે થાય છે. આત્માની વાત, મતિને પસંદ પડતી નથી. બાહ્ય વસ્તુઓના સંબન્ધમાં રહેનારી મતિને આત્માના ઉપર પૂર્ણ પ્રેમ પ્રગટતો નથી અને તેથી આત્માની ભક્તિ સેવામાં આસ્તિકતા ધારણ

કરતી નથી. આત્માના મૂળ સ્વરૂપની અજાણ એવી મતિ દુનિયામાં અનેક પ્રકારની કળાઓ કેળવે છે અને પ્રવૃત્તિ માર્ગમાં લાગી રહે છે. આવી મતિની દશા જાણીને શ્રદ્ધા કથે છે કે, હે મતિ ! હું તારૂં સર્વ સ્વરૂપ જાણું છું. જેમ માની આગળ કોઈ ગમાર, મામાનું વર્ણન કરે, તેમ હું પણ તારૂં સર્વ સ્વરૂપ જાણું છું. અદ્યાપિપર્યંત તું કપટની કોથળી છે, અર્થાત્ અનાદિકાળથી તે અદ્યાપિપર્યંત ત્હારામાં કપટ ઘણું છે. હવે તું પોતેજ વિચારીને કહે કે, આત્મસ્વામિને મેળવી આપવામાં શ્રદ્ધા શું કરી શકે ? હે મતિ ! તારામાંથી કપટાદિ દોષો ટળે તો સ્વામિની સાથે હું મેળાપ કરાવી આપું. ક્રોધ, માન, માયા અને લોભના દોષમાંથી મલીન થએલી એવી તું મતિ અને આત્મસ્વામી; એ બેનો મેળાપ થઈ શકે નહિ. એવો સ્વાભાવિક નિયમ છે કે, સ્ત્રીમાં ઉત્તમ સદ્ગુણો હોય છે તો પતિ તેની પાસે રહે છે. પોતાના સ્વામિની પ્રસન્નતા મેળવવામાટે સ્ત્રીએ સદ્ગુણોને ધારણ કરવા જોઇએ અને પોતાના સ્વામિની આજ્ઞામાં રહેવું જોઇએ. ધન્વન્તરિ વૈદ્ય હોય, પણ રોગી પથ્ય ન પાળે તો ધન્વન્તરિ વૈદ્ય પણ રોગીનું ભલું શી રીતે કરી શકે ? તેમ હે મતિ ! હું તારા ભલામાટે પ્રયત્ન કરૂં છું કિન્તુ તું બહિર્વૃત્તિનો ત્યાગ કરીને અન્તરવૃત્તિ ન ધારણ કરે તાવત્ આત્મસ્વામિના પ્રેમને શી રીતે મેળવી શકે? આત્મસ્વામિને મેળવવામાટે તેનાવિના મનમાં કશું કંઈ લાવવું ન જોઈએ. આત્મસ્વામિને રહેવાનેમાટે ખરેખરો પંચમગતિરૂપ મહેલ છે. મુક્ત દશાના મહેલમાં આત્મસ્વામિને રહેવાનો મૂળ ધર્મ છે અને તું તો દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરકગતિ એ ચતુર્ગતિરૂપ મહેલને છોડતી નથી, પંચમીગતિરૂપ મહેલમાં જવાનેમાટે શુભાશુભ વૃત્તિનો ત્યાગ કરતી નથી; ત્યારે હવે વિચાર કર કે તારી પાસે કેવી રીતે આત્મસ્વામી આવી શકે ? ત્હારી આ વાતમાં મારે કાંઈ ખાવા પીવાનું નથી, અર્થાત્ તેમાં કંઈ મારો સ્વાર્થ નથી. મને જે સત્ય લાગે છે તે હું તને જણાવું છું. મારૂં કથ્યું માનતી નથી અને હસતાં મારાં હાડ કેમ ભાગે છે?

શ્રદ્ધા, મતિની ઉદ્ધતાઈથી તેને શિક્ષા આપે છે. આત્મતત્ત્વથી બહિર્મુખવાળી મતિની વૃત્તિ જગત્માં રમ્યા કરે છે અને તેથી બાહ્યમુખ મતિ સ્વચ્છન્દમાં મસ્ત બનીને શ્રદ્ધાની હાંસી કરે ! એમાં કંઈ આશ્ચર્ય નથી. જગત્માં ઘણા વિદ્વાનો મતિના વિકાસથી મદાંધ બનીને દેવ, ગુરૂ અને ધર્મની શ્રદ્ધાની હાંસી કરે છે, આવી પરિસ્થિતિમાં મતિ કંઇ આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરી શકે નહિ. બહિર્મુખવાળી મતિની ચેષ્ટાથી આત્મસ્વામી કદી ખુશ થાય નહિ. શ્રદ્ધા ઉત્તમ સખી છે તેથી

તે મતિને શિખામણ આપે છે, છતાં સ્વચ્છન્દતાથી મતિ, મસ્ત બનીને શ્રદ્ધાની-હાંસીમાં હાડભાગવા જેવી ચેષ્ટા કરે છે. યુરોપાદિ દેશના જડવાદીઓ તથા ચાર્વાકોની મતિ બાહ્યવિષયમાં વિશાલ હોય છે; તેઓ મોટા પ્રોફેસરો હોય છે, કિન્તુ તેઓને આત્મતત્ત્વસંબન્ધી પ્રેમ હોતો નથી અને તેઓને આત્મતત્ત્વની શ્રદ્ધા હોતી નથી. અન્તરંગદશામાં મતિ અને શ્રદ્ધાના પાત્રની આ વાર્તા છે, તેથી વાચકોએ અન્તરમાં ઉતરીને પ્રસ્તુત વિષયનું મનન કરવું. શ્રદ્ધાની આજ્ઞા માનનારી મતિ ખરેખર આત્મસ્વામિને પ્રાપ્ત કરી શકે છે. રાગ અને દ્વેષના યોગે મતિ, બાહ્યમાં રમણતા કરે છે અને આત્માને ઉપાલંભ આપીને કથે કે તું મને દેખાવ દે, તે શું આવી વાક્પટુતાથી આત્માનો સાક્ષાત્કાર થઈ શકે કે? અલબત કદાપિ થઈ શકે નહિ. પરોક્ષદશામાં શ્રદ્ધાની શિક્ષાપ્રમાણે યદિ મતિ પ્રવૃત્તિ કરે, તો તે આત્મસ્વામિની કૃપાપાત્ર ઠરી શકે. ગમે તેટલી વિશાળ બુદ્ધિ હોય પણ આત્મતત્ત્વની શ્રદ્ધા ન હોય તો તેવી લુખી બુદ્ધિથી સત્યસુખ પ્રાપ્ત થતું નથી. નવતત્ત્વાદિકની શ્રદ્ધાવાળી મતિ ન હોય તો, તે મતિને આત્મતત્ત્વ પ્રાપ્ત કરવાની યોગ્યતા આવતી નથી. શ્રદ્ધાવિનાની મતિથી ધર્મમાર્ગમાં ઉંડા ઉતરી શકાતું નથી. જૈન-ધર્મ ઉપર શ્રદ્ધાવિનાની મતિ એક રાક્ષસી સમાન છે, તેથી આત્માના અનન્તસુખનો લાભ મળી શકતો નથી. ધર્મ શ્રદ્ધાવિનાની મતિથી જગત્માં બહુ અશાંતિ ફેલાય છે અને કોઈનું શ્રેયઃ સાધી શકાતું નથી, માટે શ્રદ્ધાસખી મતિને જે શિક્ષા આપે છે તે યોગ્યજ છે. શ્રદ્ધાસખી, મતિને પુનઃ શિક્ષાવચનો નીચે પ્રમાણે કથે છે.

**ममता खाट परे रमे हो, और निंदे दिनरात ॥**
**लैनो न देनो इन कथा हो, भोरही आवत जात. ॥ छ० ॥ ३ ॥**
**कहे सरधा सुनि सामिनी हो, ए तो न कीजे खेद ॥**
**हेरे हेरे प्रभु आवही हो, वदे आनन्दघन भेद. ॥ छ० ॥ ४ ॥**

ભાવાર્થઃ—હે મતિ ! તું બાહ્યવસ્તુઓની મમતારૂપ ખાટલીમાં પડી રહે છે અને રાત્રીદિવસ ગમે તેની નિન્દા કર્યા કરે છે. અર્થાન્તરમાં અવબોધવાનું કે, આત્મસ્વામી મમતારૂપ ખાટલાપર પડી રહે છે અને તું તેની રાત્રીદિવસ નિન્દા કર્યા કરે છે, તેથી કંઇ આત્મસ્વામિની પ્રાપ્તિ થઇ શકે નહિ. એવી વાતમાં કંઇ લેવાનું વા દેવાનું નથી, અને આવી રીતે તારી પ્રવૃત્તિથી દીવસો આવે છે અને જાય છે, અર્થાત્ પ્રાપ્ત થએલા દીવસો નિષ્ફલ જાય છે, પણ સમયની કિમ્મત સમજવામાં તું ખ્યાલ કરતી નથી તે કેટલી મોટી ભુલ છે? હે મતિ ! તું મમતા અને નિન્દામાં

સ્વજીવનકાળ કાઢે છે તેથી કંઈ આત્મસ્વામિને મેળવી શકનાર નથી. આ-માટે અન્તરમાં ઉંડો વિચાર કરીશ તો તને પોતાની ભૂલ અવબોધાશે.

શ્રદ્ધા કહે છે કે, હે સ્વામિની મતિ! આત્મસ્વામિનો એકદમ મેળાપ ન થાય તેથી આટલોબધો ખેદ ન કરવો જોઈએ, હળવે હળવે આત્મપ્રભુ તારા ઘરમાં આવશે. એકદમ ઉતાવળી થઈને તું ચંચળ બની જાય છે અને અધીરી બની કંઇના કંઈ વિચારો કરી ઉદ્વેગ અને શંકાશીલ બને છે તેમ તારે બનવું ન જોઇએ. તું સમતા રાખીને આત્મસ્વામીના સંબન્ધમાં નિશ્શંક થા! આત્મસ્વામી મારા ઘેર પરોક્ષદશામાં પરોક્ષભાવે–શ્રદ્ધાયોગે પ્રતીતિમાં આવશે. અનુભવપ્રત્યક્ષથી હું મારા સ્વામીને મળીશ, મારા ચેતનસ્વામિનું મારે ધ્યાન ધરવું જોઇએ એમ તું દૃઢ ભાવના ધારણ કર! રાગદ્વેષની વૃત્તિને દૂર કરી આત્મસ્વામિના પ્રેમમાં મગ્ન બન! અને ઉદ્વેગ, ચંચળતાનો ત્યાગ કર! એમ કરવાથી આનન્દઘન એવા આત્મપ્રભુ ઉપશમાદિ ભાવે ઘરમાં હળવે હળવે આવશે અને આનન્દના ઘનવડે તારો મેદ વધશે એમ મતિને શ્રદ્ધા કહે છે.

## पद ७१.

(राग आशावरी.)

अनन्त अरुपी अविगत सासतो हो, वासतो वस्तु विचार ॥
सहज विलासी हासी नवी करे हो, अविनाशी अविकार॥अ०॥१॥
ज्ञानावरणी पंचप्रकारनो हो, दरशनना नव भेद ॥
वेदनी मोहनी दोय दोय जाणीए हो, आयुखुं चार विच्छेद ॥ अ०॥२॥
शुभ अशुभ दोय नाम वखाणीए हो, नीच उंच दोय गोत ॥
विघ्नपंचक निवारी आय हो, पंचम गति पति होत ॥ अ० ॥३॥
युगपद भावी गुण भगवंतना हो, एकत्रीश मन आण ॥
अवध अनन्ता परमागमथकी हो, अविरोधी गुण जाण ॥अ०॥४॥
सुंदर सरुपी सुभग शिरोमणि हो, सुणत मुज आतमराम ॥
तन्मय तल्लय तसु भक्ते करी हो, आनन्दघनपद ठाम ॥अ०॥५॥

ભાવાર્થ:—શ્રીમદ્ આનન્દઘનજી કથે છે કે, સિદ્ધપરમાત્માઓ અનન્ત છે. સંગ્રહનયની સત્તાની અપેક્ષાએ એક છે અને વ્યક્તિગ્રાહક વ્યવહારનયની અપેક્ષાએ ભિન્ન ભિન્ન છે અને તે અનન્ત છે. સિદ્ધપ-રમાત્માઓ અરૂપી છે. વર્ણ, ગંધ, રસ અને સ્પર્શમય વસ્તુ રૂપી કથાય છે. સિદ્ધપરમાત્માઓ પુદ્ગલદ્રવ્યથી ભિન્ન થયા છે તેથી તે અરૂપી

કથાય છે. સિદ્ધપરમાત્માઓનું પરિપૂર્ણ સ્વરૂપ વર્ણવી શકાતું નથી. લોકના અગ્રભાગે તેઓ સાદિઅનન્તમા ભાગે રહે છે, તે મુક્તિસ્થાન શાશ્વત છે. સિદ્ધાત્માઓ ત્યાં સમયે સમયે અનન્તસુખ ભોગવે છે. સિદ્ધપરમાત્માઓ સહજસુખમાં વિલાસ કરે છે. પૌદ્ગલિક સુખ કૃત્રિમ છે, પૌદ્ગલિક સુખ ક્ષણિક છે; સહજસ્વભાવે થતું સુખ અનન્ત છે અને તેનો નાશ થતો નથી. કેટલાક પન્થવાળાઓ પરમાત્માને હાંસીના કરનાર માને છે. પણ વસ્તુતઃ જોતાં કર્મરહિત સિદ્ધ, કોઇની હાંસી કરેજ ક્યાંથી? સિદ્ધપરમાત્માઓ અવિનાશી છે, પૌદ્ગલિક વિકારથી રહિત છે. સિદ્ધપરમાત્મામાં એકત્રીસ ગુણો રહ્યા છે, તે પ્રકારાન્તરથી શ્રીમદ્ જણાવે છે. જ્ઞાનાવરણીયના પંચભેદ ટળવાથી પંચપ્રકારનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. દર્શનાવરણીયના નવ ભેદ ટળવાથી નવ ગુણ ઉત્પન્ન થાય છે. વેદનીયના બે ભેદ ટળવાથી આત્મા અવ્યાબાધ સુખ પ્રાપ્ત કરે છે. મોહનીયની અઠાવીશ પ્રકૃતિયો છે પણ તેનો દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય એ બેમાં સમાવેશ થાય છે. દર્શનમોહનીયના નાશથી ક્ષાયિક સમ્યકત્વ ગુણ ઉત્પન્ન થાય છે; ચારિત્રમોહનીયના નાશથી क्षायिकचारित्र પ્રગટે છે. આયુષ્યકર્મની ચાર પ્રકૃતિ છે, તેના નાશથી सादिअनन्तस्थिति પ્રાપ્ત થાય છે. નામકર્મની એકશો ને ત્રણ પ્રકૃતિ છે, પણ તેનો શુભ અને અશુભ એ બેમાં સમાવેશ થાય છે. નામકર્મના નાશથી અરૂપી ગુણ ઉત્પન્ન થાય છે. નીચ અને ઉચ્ચ એ બે ગોત્રકર્મના બે ભેદ છે; ગોત્રકર્મના નાશથી અગુરૂ લઘુ ગુણ ઉત્પન્ન થાય છે. અન્તરાયકર્મના પંચભેદ છે તેના નાશથી अनन्तदान, अनन्तलाभ, अनन्तभोग, अनन्तउपभोग અને अनन्तवीर्य એવા પાંચ ગુણ ઉત્પન્ન થાય છે. સર્વ ગુણોનો આ પ્રમાણે સરવાળો કરતાં એકત્રીશ ગુણ થયા. આ એકત્રીશ ગુણ ગણવાની રીતિ શ્રીમદે કેવી રીતે કરી હશે તે તેઓ જાણે. અમારા સમજવા પ્રમાણે पगामसज्झाय વગેરેમાં એકત્રીશ ગુણ જુદા પ્રકારે જણાય છે. સિદ્ધપરમાત્મામાં એ સર્વ ગુણો યુગપત્સમયમાં રહે છે, સિદ્ધાત્મામાં કેવલજ્ઞાન અને કેવલદર્શન પણ યુગપત્ રહે છે. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના મતપ્રમાણે સિદ્ધપરમાત્માને પ્રથમ સમયે કેવલજ્ઞાનનો ઉપયોગ હોય છે અને દ્વિતીય સમયે કેવલદર્શનનો ઉપયોગ હોય છે. તાર્કિક આચાર્યના મતપ્રમાણે બન્નેનાં આવરણ युगपत्क्षय થવાથી બન્ને ઉપયોગ સાથે હોય છે. આ સંબન્ધી વિશેષ ચર્ચા શ્રી પરમાત્મજ્યોતિ નામના અસ્મદીય ગ્રન્થમાંથી જોઈ લેવી. શ્રી સિદ્ધપરમાત્માના અનન્તગુણો છે, પણ મુખ્ય ત્રણ, તથા એકત્રીશ આદિ વર્ણવ્યા છે. જ્ઞાનાદિ અનન્તગુણના આ-

ધારભૂત સિદ્ધબુદ્ધપરમાત્મા છે. પરમાત્માના સમાન પોતાના આત્મામાં ગુણો છે, પણ તે કર્મના યોગે તિરોભાવે છે, તેને પ્રગટ કરવા પ્રયત્ન કરવો જોઈએ. શ્રીમદ્ આનન્દઘનજી કથે છે કે, હે આત્મન્! તું પણ સત્તાએ સિદ્ધપરમાત્મારૂપ છે. સુંદર સ્વરૂપવાળી વસ્તુઓનો શિરોમણિ છે. હે મારા આત્મારામ! તું સાંભળ અને પરમાત્મસ્વરૂપમાં તન્મય બની જા! અર્થાત્ તું પરમાત્મસ્વરૂપમાં લીન બન અને પરમાત્માની સાથે એકરસરૂપ થઇને આનન્દના સમૂહભૂત શુદ્ધપરમાત્મપદનું સ્થાન થા!

પદ ૭૨.

( राग केदारो. )

मेरे माजी मजीठी सुण एक वात ॥
मिठडे लालन विन न रहु रलियात. ॥ मेरे० ॥ १ ॥
रंगीत चुंनडी लडी चीडा, काथा सोपारी अरु पानका बीडा. ॥
मांग सिन्दूर सदल करे पीडा, तनकठा डाकोरे, विरहा कीडा. ॥
॥ मेरे० ॥ २ ॥

ભાવાર્થ:—સમતા પોતાના આત્મસ્વામિના વિરહે પોતાની જીવનદશા વર્ણવે છે. મજીઠના જેવા રક્ત અને મસ્ત એવા હે મારા આત્મસ્વામિન્! એક મારી વાર્તા શ્રવણ કર! મારૂં લાલનપાલન કરનાર તું છે માટે તું લાલન કહેવાય છે. તુંજ મારા મનમાં મિષ્ટ લાગે છે. હે ચેતનસ્વામિન્! તારા વિના હું આનન્દ પામતી નથી. પતિના વિરહે સ્ત્રીને શૃંગાર આદિ પણ દુઃખ હેતુભૂત થાય છે. રંગીત ચૂનડી, લટ, નાડું, કાથો, સોપારી, પાનનું બીડું, સેંથો અને સિન્દૂર, આદિ સુખકર વસ્તુઓ પણ ગાઢ પીડા કરે છે અને તનરૂપ કાષ્ટને વિરહરૂપ કીટક પોતાના મુખવડે કરડે છે—કોતરે છે અને તેથી પતિવ્રતા સ્ત્રીને જીવતાં છતાં મૃત્યુના દુઃખનો અનુભવ થાય છે. આ કથન અન્તરમાં સમતા અને આત્મા ઉપર ઉતારવાનું છે. અન્તરમાં ઉતરીને સમતા અને આત્માનું સ્વરૂપ અવલોકવું. સ્થૂલ જગતની ભૂમિકામાં પતિના વિરહે સ્ત્રીની જેવી દશા થાય છે, તેના કરતાં અન્તરમાં સમતાને ચેતનના વિરહે વિશેષ દુઃખ થાય છે; બાહ્યની સ્ત્રીને પતિના વિરહે આર્તધ્યાન અને રૌદ્રધ્યાન થાય છે. બાહ્યની સ્ત્રી, વિષયની બુદ્ધિથી વિરહનું દુઃખ પામે છે. વિષયના સ્વાર્થે પ્રેમની ક્ષણિકતાથી, બાહ્ય સ્ત્રી સહજ સુખ પ્રાપ્ત કરી શકતી નથી. બાહ્ય સ્ત્રી અને પતિનો વિયોગ અને સંયોગ ઇન્દ્રજાળની પેઠે ક્ષણિક છે અને ઝાંઝવાના જળની પેઠે ભ્રાન્તિરૂપ છે. બાહ્ય સ્ત્રી વિષયપ્રેમ અથવા સ્વાર્થપ્રેમથી

પતિના વિરહે દુઃખ પામે છે, અને તેથી તો તે મોહનીય કર્મના તાબે થાય છે. અન્તરની સમતા સ્ત્રી પોતાના ચેતનસ્વામિના વિરહે દુઃખ પામે છે, પણ આત્મસ્વામિનો જ્યારે સંયોગ થાય છે ત્યારે તેનો કદાપિ વિયોગ પામતી નથી. સમતા વિરહના ઉદ્ગારોથી તે અકળાય છે તેમ અવબોધાય છે, કિન્તુ તે મોહનીય શત્રુના આધીન થતી નથી. જેમ જેમ સમતા, આત્મસ્વામિના સ્વરૂપમાં તલ્લીન થાય છે અને મળવાનેમાટે વિશેષ ઇચ્છા કરે છે, તેમ તેમ તે આત્મસ્વામિના સન્મુખ ગમન કરે છે અને મોહનીય કર્મની પ્રકૃતિયોને વિખેરે છે. જેમ જેમ તે અન્તરના શુદ્ધ પ્રેમ, શુદ્ધ ભાવના, સમિતિ, ગુપ્તિ અને સંયમ આદિ શૃંગારોને સજે છે, તેમ તેમ તે આત્માભિમુખ થતી જાય છે. તે નીચેના ગુણસ્થાનકનો ત્યાગ કરે છે અને ઉપરના ગુણસ્થાનક ઉપર ચઢે છે. સમતાને પ્રથમ દશામાં આત્મસ્વામિનો પરોક્ષ સંબન્ધ હોય છે. યોગીઓ પરોક્ષપણે આત્માનું ધ્યાન ધરે છે. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનવડે આત્મધ્યાન કરી શકાય છે. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનની સહચારિ સમતા, પરોક્ષ દશામાં આત્માને પરમાત્મદેવરૂપે નિરખીને તેના ઉપર અત્યંત પ્રેમ કરે છે. આત્માવિના સર્વ જગત્ તેને કોઈ પણ પ્રકારે રૂચિકર અને સુખકર લાગતું નથી. આત્મપ્રભુને મળવાનેમાટે તે તલ–પાપડ થઈ જાય છે. અપ્રમત્ત દશામાં મુનિવરો આત્માને મળવાનેમાટે એકમના થઈ જાય છે અને તે વખતમાં તેઓની મનોવૃત્તિ સમતા ભાવમાં પરિણમે છે. તે વખતે મુનિવરોનું આત્મસ્વભાવમાં મન લીન થઈ જવાથી તેઓનું શરીર પણ કઢંગી સ્થિતિમાં આવી પડે છે. શરીરના ભોગે પણ આત્મપ્રભુને પ્રાપ્ત કરવો એવી ધૂનમાં તેઓ શરીરની સ્પૃહા કરતા નથી. અપ્રમત્ત દશાના અનુભવને આસ્વાદનારા યોગિયો સમતાની વિરહ દશાનું આવું જીવન વૃત્તાંત અનુભવી શકે છે. છઠ્ઠા અને સાતમા ગુણઠાણે રહેલા મુનિયો આત્મપ્રભુને પ્રાપ્ત કરવા અત્યંત તીવ્ર ઇચ્છા કરે છે, પણ પરોક્ષ દશામાં સાક્ષાત્ સંબન્ધ થતો નથી તેથી તેઓ આત્મવિરહે ઉપર્યુક્ત વિરહને અનુભવે છે. તેવા મુનિયો અન્તરમાં રહેલી સમતા અને આત્માના પાત્રોની જીવન દશાના વૃત્તાંતનો અનુભવ કરી શકે છે. સમતા પરોક્ષ દશામાં આત્માને ખોળવા અત્યન્ત પ્રયત્ન કરે છે, તે તેના નીચેના ઉદ્ગારોથી જણાવવામાં આવે છે.

जहां तहां ढुंढुं ढोल न मित्ता, पण भोगीनर विण सब युग रीता ॥
रयणी विहाणी दहाडा थीता, अजहु न आवे मोहि छेहा दीता ॥
॥ मेरे० ॥ २ ॥

तन रंग फुन्द भरमली खाट, चुन चुन कलियां विवुं घाट ॥
रंग रंगीली फुली पहेरुंगी नाट, आवे आनन्दघन रहे घर घाट ॥
॥ मेरे० ॥ ४ ॥

ભાવાર્થ.—સમતા કથે છે કે, હું જ્યાં ત્યાં આત્મપ્રભુને ઢોલ વગાડીને ઢુંઢું છું, કિન્તુ હે અનુભવમિત્ર ! કયાંય આત્મપ્રભુ બાહ્યમાં દેખાતા નથી, તેમજ અન્તરમાં પણ પરોક્ષદશામાં સાક્ષાત્ પ્રત્યક્ષપણે દેખાતા નથી અને વળી જ્ઞાન-દર્શન અને આનન્દગુણાદિના ભોગી એવા આત્મપ્રભુવિના સર્વ યુગો રિક્ત (શૂન્ય) લાગે છે. જડવસ્તુના ભોગથી મનુષ્યોને સાચી શાન્તિ મળી નથી, મળતી નથી અને ભવિષ્યમાં મળનાર નથી. જડવસ્તુમાં જડત્વ રહ્યું છે, જડવસ્તુમાં આનન્દગુણ નથી. સમતા જડવસ્તુઓના ભોગથી દૂર રહે છે. સમતાનો ભોગી અપ્રમત્ત ગુણસ્થાન સ્થિત આત્મા છે. શુદ્ધસ્વરૂપનો ભોગી એવા આત્મપ્રભુવિના ઘણો કાલ નિષ્ફલ થયો; સમતાના આવા ઉદ્ગારોથી અવબોધી શકાય છે કે આત્મપ્રભુનો મેળાપ થાય તોજ સમતા સત્યાનન્દને પ્રાપ્ત કરી શકે. અપ્રમત્ત આત્મપ્રભુવિના સમતાનો ભોગી અન્ય કોઈ નથી. સમતા કથે છે કે, રાત્રી ગઈ અને દહાડો થયો, તોપણ અદ્યાપિપર્યંત મને છેહના દેનાર આત્મપ્રભુ મારા ઘેર આવ્યા નથી, સારાંશ કે અનુભવજ્ઞાનરૂપ સૂર્યોદય થયો છે, તોપણ પ્રત્યક્ષપણે અસંખ્યાત પ્રદેશરૂપ ઘરમાં આત્મપ્રભુ પધાર્યા નથી. શ્રુતજ્ઞાનની આત્મસંબન્ધી પરિપકવ જ્ઞાનદશાને અનુભવજ્ઞાનમાં [illegible] શકાય છે. શ્રુતજ્ઞાનરૂપ પાનનો રસ તે અનુભવજ્ઞાન અવબોધવું. રાત્રીમાં [illegible] ભાવરૂપ અન્ય સ્ત્રીના ઘેર પરિભ્રમણ કરવા ગએલા ચેતનસ્વામી, દિવસ [illegible] તો પોતાના ઘેર સાક્ષાત્ દર્શન દે છે. અને અત્ર તો અનુભવજ્ઞાનરૂપ દિવસ થતાં [illegible] છે-[illegible] પણ પ્રત્યક્ષપણે આત્મપ્રભુ છદ્મસ્થાવસ્થામાં પોતાના ઘેર આવતા નથી, તેથી [illegible] થાય સમતાને વિશેષ ખેદનું કારણ ઉત્પન્ન થાય છે.

સમતા પોતાના શરીરના શૃંગારની સર્વથા તૈયારી કરી રહેલી [illegible] અને તે પરોક્ષદશામાં પણ આત્મપ્રભુને વિનવીને પોતાની નિર્મલતા પ્રકટ કરે છે કે, ફાલેલો એવો મારા તનનો રંગ છે અને ભારે ખાટલો છે, તથા કલીયો ચુણી ચુણીને રસ્તાપર વેરૂં છું, રંગમાં રંગાયેલી એવી અને પ્રફુલ્લ થએલી એવી હું વેલને પહેરૂં છું. તો હવે આપ શ્રી આનન્દઘન, ઘરમાં આવે છતેજ મારી શોભાનો વધારો છે. એમ મારી માન્યતા છે.

આધ્યાત્મિક દૃષ્ટિથી વિચારીએ તો સમતાનું રમણતારૂપ રંગથી અંગ રક્ત છે, તેમ મનની સ્થિરતારૂપ ભારે [illegible] લીમાં [illegible] રહે છે.

શુભાધ્યવસાયરૂપ પુષ્પની કલિયો યોગમાર્ગમાં પાથરવામાં આવે છે. આત્મા ઉપરઉપરના ગુણસ્થાનકમાં પ્રવેશ કરે છે ત્યારે, શુભાધ્યવસાયોરૂપ પુષ્પકલિકાઓની સુગંધથી પ્રમોદ પામે છે; અનુભવ રંગમાં રંગેલા વેષને સમતા પહેરે છે. અસંખ્યાત પ્રદેશરૂપ ઘરમાં સમતા રહે છે અને તેમાં પોતાના આત્મપ્રભુને ઉપર્યુક્ત સાજ સજીને બોલાવે છે. આત્મપ્રભુ જ્યારે સમતાના ઘરમાં આવે છે ત્યારે, સમતાની શોભામાં અનન્તગુણી વૃદ્ધિ થાય છે. પોતાના આત્મપ્રભુને ઘરમાં લાવવા માટે સમતા આ પ્રમાણે અન્તરંગ સાધનોને સજે છે અને આત્મપ્રભુની ભક્તિમાં લયલીન બને છે. આત્મપ્રભુની ઉત્તમ ભક્તિમાં લીન બનેલી, એવી સમતાના ઘેર આનન્દના ઘનભૂત એવા ચેતન પ્રભુ પધારે છે ત્યારે ઘરનો ઘાટ શોભે છે; એમ શ્રી આનન્દઘન કથે છે.

## પદ ૭૨.

(राग केदारो.)

भोले लोगा हुं रडुं तुम भला हांसा ॥
सलुणे साजनविण कैसा घरवासा. ॥ भोले० ॥ १ ॥
सेज सुंहाली चांदणी रात, फुलडी वाडी उर सीतल वात ॥
सघली सहेली करे सुखशाता, मेरा तन ताता मूआ विरहा
माता. ॥ भोले० ॥ २ ॥

ભાવાર્થઃ—અનુભવ પરિણતિ પોતાના ચેતનસ્વામિના સંબન્ધમાટે અનેક તર્કો કર્યા કરે છે અને ચેતન પ્રભુની પ્રાપ્તિમાટે ચેતનના ધ્યાનમાં નિમગ્ન થએલી છે. આત્મસ્વામિની ઘરમાં આવવાની વાટ જુએ છે, કિન્તુ તે દેખાતા નથી તેથી તે અન્તરમાં દીલગીર થઇને રડે છે; તેને દેખીને અજ્ઞલોકો હસે છે, તે સમયે અનુભવ પરિણતિ કહે છે કે, હે ભોળા લોકો! હું મારા દુઃખથી રડું છું અને તમે ભલા હસોછો? મારા દુઃખની તમારા મનમાં કંઈ અસર થતી નથી; એમ વ્યાવહારિક પ્રત્યક્ષ સ્થિત વૃત્તાંતથી મને સમજાય છે. હે લોકો! તમે વિચારો તો ખરા કે સલુણા સ્વજનવિના અસંખ્યાત પ્રદેશરૂપ ઘરમાં કેવી રીતે વાસ કરી શકાય ?–સુંવાળી શય્યા, ચાંદની રાત, પુષ્પવાળી વાડી અને તેનો શીતલ વાયુ, તેમજ સર્વ સખીઓ સુખશાતાની વાર્તાઓ કરે છે, પણ આવા સાનુકૂળ સુખકર સંયોગોમાં મારા ચેતનપ્રભુવિના મારૂં શરીર તપી જાય છે અને ચેતનપતિના વિરહથી મત્ત થએલી–જાણે મરી ગએલી–સ્રીના જેવી દશાને અનુભવું છું.

અન્તરમાં અનુભવ પરિણુતિનું ઉપર્યુક્ત સ્વરૂપ અવબોધવાનું છે. બાહ્યમાં આવી સ્ત્રીની દશાવાળાં પાત્રોનો પાર નથી, પણ તેવાં પાત્રોની ક્ષણિકતા છે, માટે શ્રીમદ્ આનન્દઘનજી આન્તરિક પાત્રનું અદ્ભુત સ્વરૂપ દર્શાવે છે. અનુભવ જ્ઞાન પરિણુતિનો સ્વામી આત્મા છે. અનેક આગમોનું પરિશીલન કરતાં અનુભવ પરિણુતિ પ્રગટે છે. અનુભવ પરિણુતિને આત્માની સાક્ષાત્ સંગતિવિના ગમતું નથી. ચેતનપર તેની અન્તરની સુરતા અને રમણુતા લાગી છે, તેથી તે ભોળા મનુષ્યોની આગળ પણ તે વાતનેજ કથે છે. પુરૂષ સમાગમને પ્રોત્સાહિત કરનારાં બાહ્ય સાધનોની પેઠે તે અન્તર સાધનોને પણ વર્ણવે છે. તન્મય દશારૂપ સુંવાળી શય્યા છે, નિર્મલ શ્રુતજ્ઞાનરૂપ ચન્દ્રરાત્રી પ્રગટી રહી છે, ચારિત્ર પાલન વૃત્તિરૂપ પુષ્પવાટિકામાંથી શુભાધ્યવસાયરૂપ સુગંધીનો પ્રવાહ વહે છે અને શુદ્ધ પ્રેમરૂપ શીતલ વાયુ વહ્યા કરે છે. આવા સાનુકૂળ સુખકારક સંયોગોમાં ચેતનપતિવિના અનુભવ જ્ઞાન પરિણુતિ અત્યન્ત તપ્ત બને છે અને મૃતપ્રાય જેવી લીન દશામાં આવી જાય છે; એમ તે હૃદયોદ્ગારથી સ્પષ્ટ ઉચ્ચરે છે. આત્મજ્ઞાન સમાધિમાં મસ્ત રહેનારા મુનિવરોના હૃદયમાં આવી જ્ઞાન પરિણુતિ ખીલી શકે છે. અનુભવ પરિણુતિ ખીલતાં આત્માવિના બાહ્ય દશામાં ચેન પડતું નથી; સાંસારિક વિષય ભોગોમાં રૂચિ વા અરૂચિની ભાવના રહેતી નથી અને તત્સમયે અનુભવ પરિણુતિ–ઉચ્ચ ભૂમિકામાં આત્મપતિનું અલૌકિક મહત્વ અનુભવે છે. આત્મસ્વરૂપ વિલીન દશાની મૂર્છારૂપ સમાધિમાં તે જગત્ને ભુલી જાય છે અને નિર્વિકલ્પ સુખનો પરોક્ષ દશામાં યત્કિંચિત્ અંશે અનુભવ કરે છે; કિન્તુ તેના મનમાં આત્મસ્વામિને સાક્ષાત્ મળવાની ધૂન લાગી રહી હોય છે. સહજ સમાધિ દશાના કિંચિત્ અંશને અનુભવીને જેઓ અપ્રમત્ત દશાને શોભાવે છે, એવા મુનિવરોને અનુભવ પરિણુતિની ભાવનાનો અનુભવ આવે છે અને તેથી તેઓ અન્તરની સુખલીલામાં મસ્તાન બનીને દુનિયા તરફ આંખ મીંચામણાં કરે છે. દુનિયાના લોકોની બાહ્ય પ્રવૃત્તિયોને સ્વપ્નસમાન ક્ષણિક લેખીને મુનિવરો આત્મામાંજ ચિત્ત રાખ્યા કરે છે અને તેથી તેઓને આત્માનો સાક્ષાત્કાર કરવા અત્યન્ત તીવ્રોત્સાહ અને શીઘ્રતા એ બન્નેની સાથે સમાગમમાં આવવું પડે છે. તેઓ જ્યાં જાય છે ત્યાં આત્માની વાર્તા ચર્ચે છે. શરીર છતાં શરીર મારૂં નથી એવી ભાવનામાં આરૂઢ થાય છે; એવા ઉપર્યુક્ત જ્ઞાનસમાધિમગ્ન મુનિવરોને, અનુભવ પરિણુતિના ઉદ્ગારોનો અનુભવ આવે છે. અનુભવ પરિણુતિરૂપ સ્ત્રી પોતાના ચેતનસ્વામિ સંબન્ધી જે કથે છે તે આગળ જણાવે છે.

फिर फिर जोउ धरणी अगासा, तेरा छिपणा प्यारे लोक तमासा ॥
न वले तनतें लोही मांसा, सांइडानी बे धरणी छोडी निरासा. ॥
॥ भो० ॥ ३ ॥
विरहकु भावसों मुज कीया, खबर न पावो तो धिगमे राजीया ॥
दही वायदो जो बतावे मेरा कोइ पीया, आवे आनन्दघनकरुंघरदीया.
॥ भो० ॥ ४ ॥

ભાવાર્થ:—અનુભવ પરિણતિ કથે છે કે, હે આત્મન્! તારૂં પ્રત્યક્ષ દર્શન કરવાને માટે વારંવાર પૃથ્વી અને આકાશને નિરખું છું, પણ હે પ્રિય! તારૂં આચ્છાદિતત્વ વા તારૂં ગુપ્ત થઈ જવું, લોકમાં તમાસા જેવું છે; અસંખ્ય સૂર્યકરતાં પણ જેનો અનન્તગણો પ્રકાશ છે તેનું દેહમાં છુપાઈ જવું એ શું! આશ્ચર્યકર વૃત્તાંત નથી? તારી શોધમાટે આટલો બધો પ્રયત્ન છતાં, તેમજ મારી શોધક બુદ્ધિ અપૂર્વ છતાં તું મારી આંખે સાક્ષાત્ દેખાતો નથી, તેથી લોકોમાં આશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે, અહો! આત્માનું આ કેવું ચરિત્ર છે? હે આત્મસ્વામિન્! મારી આવી દશામાં તું છુપાઈ રહીને લોકોમાં તમાસો ઉત્પન્ન કરે છે, પણ સંતાકુકડીની રમત જેવી ક્રીડા કરવી, હવે તને ઘટતી નથી. તું મને મળતો નથી માટે લોકમાં તમાસો થાય છે, તેથી મને મનમાં બહુ લાગી આવે છે અને શરીરમાંથી લોહી અને માંસ કેમ ગળી જતું નથી? ટળી જતું નથી? ઇત્યાદિ ચિંતવાય છે. અરે! સ્વામિથી ત્યજાએલી નિરાશાવાળી સ્ત્રીના શરીરમાંથી માંસ અને રૂધિર હીન થઈ જાય એમાં શું કંઈ આશ્ચર્ય છે? મને પણ આજ દશા હે આત્મસ્વામિન્! તમારા વિરહે અનુભવાય છે. હે સ્વામિન્! તમે ખોટા ભાવથી મારો વિરહ કર્યો છે;—અનાદિકાળથી રાગદ્વેષના મલીન ભાવથી આત્માએ અનુભવ પરિણતિ સાથે સંબન્ધ રાખ્યો નથી. રાગ અને દ્વેષના પરિણામને કુભાવ કહે છે. અનુભવ પરિણતિ સ્વકીય સ્વામિને ઉપાલમ્ભ આપવાને માટે-મારી સાથે ખોટા ભાવથી વિરહ કર્યો એમ કથે છે. આ બાબતનું હવે તમે યથાર્થ જ્ઞાન ન પામો તો મારા જીવતરમાં ધિક્કાર છે; એમ અનુભવ પરિણતિ કથે છે. પુનઃ તે વિશેષતઃ કથે છે કે, કોઈ વાયદો દઇને મારા આનન્દઘનરૂપ આત્મસ્વામિને બતાવે તો, મારા ઘરમાં મંગલ મહોત્સવના દીપકો કરૂં.

અનુભવ પરિણતિએ પોતાના સ્વામિપ્રતિ કરેલી વિજ્ઞપ્તિનો સાર અધ્યાત્મ તત્ત્વજ્ઞાતાઓના અનુભવમાં આવી શકે તેમ છે. પિસ્તા-

લીશ આગમો અને સુવિહિત આચાર્યોના બનાવેલા અધ્યાત્મ ગ્રન્થો અને દ્રવ્યાનુયોગના ગ્રન્થો વાંચવાથી અનુભવ પરિણતિનું સ્વરૂપ પરિપક્વ દશામાં અવબોધી શકાય છે. શ્રુત જ્ઞાનનું ફળ અનુભવ પરિણતિ છે. 'જૈનાગમો વાંચવા માત્રથી અનુભવ પરિણતિ એકદમ ઉત્પન્ન થઈ જતી નથી; કિન્તુ આગમોનું મનન, સ્મરણ, વારંવાર કરીને તેનો રસ સ્વાદવામાં આવે છે ત્યારે અનુભવ પરિણતિ ખીલી ઉઠે છે, માટે અનુભવ પરિણતિ ખીલવવા જૈનસિદ્ધાન્તોનું શ્રવણ મનન કરવાની આવશ્યકતા છે. કેટલાક શુષ્ક જ્ઞાનિયો અનુભવ પરિણતિનો ખોટો ડોળ ધારણ કરે તો-તેઓની તેવી દશાથી, તેઓ પોતાના આગળના માર્ગમાં પોતેજ વિઘ્ન નાખે છે. અધ્યાત્મ શાસ્ત્રોના પરિશીલનથી અને અન્તરમાં અધ્યાત્મ તત્ત્વરમણતાથી અનુભવ પરિણતિ ખીલી શકે છે. અનુભવ પરિણતિથી આત્મા ભિન્ન નથી. આત્માવિના અનુભવ પરિણતિ નથી. અનુભવ પરિણતિની શુદ્ધતા, શુદ્ધપ્રેમ દશા અને આત્મામાં એક નિષ્ઠા કેવી છે તે તેના ઉપર્યુક્ત ઉદ્ગારથી સહેજે જણાઈ આવે છે. અનુભવ જ્ઞાન પામતાં આત્મામાં આ બાબતનો આભાસ થાય છે. મન, વાણી અને કાયાની પવિત્રતા પણ અનુભવ પરિણતિના યોગે થાય છે. સારાંશ કે ત્રિયોગ પણ સંવર હેતુપણે પરિણમે છે. અનુભવ જ્ઞાન પરિણતિના યોગે કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે અને આત્મા તે પરમાત્મપદરૂપ બને છે. અનુભવ જ્ઞાન પ્રાપ્ત કરવામાટે ગીતાર્થ મુનિવરોની સેવા કરવી જોઇએ. મન, વાણી અને કાયાથી ભિન્ન એવા આત્માના વિચારમાં તલ્લીન થઈ જવું જોઇએ. આ પદના અન્ય ઘણા ભાવાર્થ લખવા હોય તો લખી શકાય તેમ છે.

पद ७४.

(राग वसंत.)

या कुबुद्धि कुमरी कौन जात, जहां रीजे चेतन ज्ञान गात. ॥ या० ॥१॥
कुत्सित साख विशेष पाय, परमसुधारस वारि जाय. ॥ या० ॥२॥
जीया गुन जानो और नांही, गले पडेंगी पलकमांहि. ॥ या० ॥३॥

ભાવાર્થઃ—અન્તરમાં રહેલી સુમતિ, સ્વકીય ચેતન પ્રભુપર શુદ્ધપ્રેમ ધારણ કરીને તેમને શિખામણ આપે છે કે, હે જ્ઞાનસ્વરૂપ ચેતનસ્વામિન્! કુબુદ્ધિ કુમરીપર આપ રીઝયા છો, પણ તેની જાત કોણ છે? તે તમે જાણો છો? તે તો મોહનૃપતિની પુત્રી છે; એવી કુબુદ્ધિનું જો આપ સૂક્ષ્મદૃષ્ટિથી સ્વરૂપ વિલોકશો તો આપ પ્રાણાંતે પણ તેના સામું જોવાનું મન કરી શકશો નહિ.

કુબુદ્ધિથી હિંસા કરવામાં પ્રવૃત્તિ થાય છે. કુબુદ્ધિથી અન્યના પ્રાણનો નાશ કરવા મનુષ્યો મહા યુદ્ધો કરે છે. કુબુદ્ધિથી પ્રેરાયલા મનુષ્યો પોતાની પવિત્ર જિવ્હાને અસત્ય વિષ્ટાથી મલીન કરી, ભૂંડના આચરણોને અન્તરમાં પ્રગટાવે છે. કુબુદ્ધિથી પ્રેરાયલા જીવો ચોરી અને વ્યભિચારમાં આંખ મીંચીને દુઃખના ઢગલા દેખવા છતાં પ્રવૃત્તિ કરે છે. કુબુદ્ધિની પ્રેરણાથી મનુષ્યો લક્ષ્મીની વૃદ્ધિ કરવામાં અનેક પ્રકારનાં પાપોને સેવે છે. અને વજ્રસમાન કઠીન હૃદય કરે છે અને અન્ય જીવોના પ્રાણતત્ત્વને ચુસી લેઈ રાક્ષસની ઉપમાને ધારણ કરે છે. કુબુદ્ધિના યોગે મનુષ્યો ક્રોધ કરીને સ્વપરની અવનતિ કરવા, અન્ધ અને જડની પેઠે પ્રવૃત્તિ કરે છે. કુબુદ્ધિના યોગે મનુષ્યો અનેક પ્રકારની બાહ્યોપાધિયોમાં અભિમાન કલ્પીને, કીટક જેવા છતાં પોતાને મહાન્ કલ્પીને દુઃખના દરિયામાં પ્રવેશ કરે છે. રાવણ અને દુર્યોધન જેવા યોદ્ધાઓનું માનવડે અહિત કરનાર ખરેખર કુમતિજ છે. કુમતિનાં પ્રેર્યા મનુષ્યો અનેક પ્રકારની કપટકળાઓમાં પોતાનું દક્ષત્વ માનીને કસાઈના ઘરના બકરાની પેઠે મકલાય છે અને પોતાનું તથા અન્ય મનુષ્યોનું અહિત કરીને દુર્ગતિમાં જાય છે; હૃદયરૂપ સ્વચ્છાકાશને કાળું કરનાર કપટસમાન અન્ય કોઈ નથી.

જો હૃદયમાં કપટની વૃત્તિ છે તો શું? બાહ્યના આચારો નાટકીયાના આચારો કરતાં વિશેષ કિમ્મતવાળા છે? કુબુદ્ધિના પ્રેર્યા મનુષ્યો લોભદોષના ઉપાસક બને છે; દુનિયાની વસ્તુઓ કે જે ધનાદિક તરીકે કલ્પાય છે તેનાથી આત્મા ભિન્ન છે. આત્માની બાહ્યવસ્તુઓ નથી છતાં, કુબુદ્ધિના યોગે મનુષ્યો લોભદોષમાં રક્ત થઈ-પોતાનું જીવન સુખે ગુજારી શકે તેવી સ્થિતિ છતાં-પરવસ્તુઓના સંચયમાં અનેક પ્રકારની અનીતિને આચરે છે અને સર્વે જીવોનું ભલું કરવાના સિદ્ધાંતને પાતાલમાં ઘાલે છે. કુબુદ્ધિના યોગે કામરાગ, સ્નેહરાગ અને દૃષ્ટિરાગમાં મનુષ્યો ફસાય છે અને સર્વ આત્માઓને સમાનદૃષ્ટિથી જોવાના ઈશ્વરીયસૂત્રને ભૂલી જાય છે. કુબુદ્ધિથી પ્રેરાયલા મનુષ્યો અન્યોના ઉપર દ્વેષ કરે છે. દ્વેષથી પોતાના ગુણો પણ દોષરૂપે પરિણમે છે. મનુષ્યોની આંખમાંથી દ્વેષરૂપ ઝેર જો નીકળી જાય તો, પરમાત્માનું દર્શન કરવામાં કોઈ જાતનો વાંધો રહે નહિ. મૈત્રીભાવરૂપ કલ્પવૃક્ષ, દ્વેષાગ્નિથી ભસ્મીભૂત થાય છે. મનુષ્યો કેવલજ્ઞાન ન પ્રાપ્ત કરે ત્યાંસુધી વીતરાગ કહેવાતા નથી; મનુષ્ય, દોષ અને અપરાધને પાત્ર છે. મળેલી શક્તિયોનો દ્વેષથી દુરૂપયોગ કરીને કોઇનું-શત્રુઓનું પણ ભૂંડું કરવા પ્રવૃત્તિ કરવી, એના-સમાન અન્ય નીચપણું નથી. મનુષ્યોની ચક્ષુમાંથી દ્વેષઅગ્નિ ટળે છે

તો, તેઓની ચક્ષુમાં અમૃત વસે છે અને તેથી તેઓ સર્વત્ર દયાભાવ અને પ્રેમભાવ રાખતાં શીખે છે. દ્વેષરૂપ દાવાગ્નિથી હૃદય બળીને ખાખ થઈ જાય છે માટે કોઇની પણ ઈર્ષ્યા કરવી એ મનુષ્યનું ઉત્તમ લક્ષણ ગણાય નહિ. સર્પની દાઢમાં ઝેર હોય છે, સિંહની મૂછમાં ઝેર હોય છે તેમ, મનુષ્યોને તેઓના હૃદયમાં–ઇર્ષ્યારૂપ ઝેર હોય છે. કોઈ જીવપર ઈર્ષ્યા કરવાથી આત્માની શક્તિયો ઘટવા માંડે છે અને તેથી–ઈર્ષ્યારૂપ ક્ષારથી હૃદયરૂપ ક્ષેત્ર ખારૂં થવાથી, તેમાં ધર્મબીજ વાવવામાં આવે છે તો તે ઉગી શકતું નથી.

મનુષ્યો, કુબુદ્ધિના યોગે કલેશ કરે છે; પરદેશી ફાફડાના કાંટાઓના કરતાં અનન્તગણું દુઃખ દેનાર કલેશ છે. કલેશથી કુસંપનાં બીજ વાવીને મનુષ્યો તેનું ઝેરી ફળ આસ્વાદે છે. મનુષ્યો પરસ્પર કલેશ કરીને, મોટાં યુદ્ધો કરીને પોતાની જાતનો નાશ કરે છે. કુબુદ્ધિની પ્રેરણાથી મનુષ્યોમાં જ્યાં ત્યાં કલેશના આન્તરિક રોગો ફાટી નીકળે છે અને તેથી દુનિયાની પાયમાલી–પૂર્વે ઘણીવાર થઇ છે, વર્તમાનમાં થાય છે અને ભવિષ્યમાં થશે. કલેશથી મનુષ્યો કદી ઉચ્ચ બની શકતા નથી. કલેશ અને દારૂમાં બેભાન કરવાની શક્તિ રહી છે. કુબુદ્ધિની પ્રેરણાથી મનુષ્યો અન્યોના ઉપર આળ પણ ચઢાવે છે. તોપ વા બન્દુકથી અન્યનું જેટલું અહિત કરી શકાય છે તેના કરતાં, અન્યોને આળ દેવાથી સ્વપરનું અનન્તગણું અહિત કરી શકાય છે. અન્યોને આળ દેવાથી પોતાના સદ્‌ગુણો ટળી જાય છે અને પરભવમાં સીતાની પેઠે અહેતુક આળના દોષના ભાગીદાર થવું પડે છે. “જેવો આઘાત તેવો પ્રત્યાઘાત.” તેની પેઠે આળનું ફળ આળજ છે. કુબુદ્ધિથી પ્રેરાયલા મનુષ્યો પરની ચાડીઓ કરે છે. અમુકે આમ કર્યું અને અમુક, અમુક કાર્ય કરતો હતો; આવી પૈશુન્ય વૃત્તિથી મનુષ્યો મનુષ્યજાતિ ધારણ કરે છે તોપણ, અન્તરથી તેઓ મનુષ્યત્વને ધારણ કરી શકતા નથી. કુબુદ્ધિથી જડ વસ્તુઓ કે–જે રૂચિકર લાગે છે, તેના સંબન્ધી રતિ થાય છે અને અરૂચિકર પદાર્થોથી અરતિ થાય છે. કુબુદ્ધિથી પ્રેરાયલા મનુષ્યો પરજીવોની નિન્દા કરીને ગુણાનુરાગને બાળી ભસ્મ કરે છે. કુબુદ્ધિની પ્રેરણાથી મનુષ્યો માયા અને મૃષાવાદ દોષને સેવે છે. કુબુદ્ધિની પ્રેરણાથી મનુષ્યો હૃદયમાં મિથ્યાત્વશલ્યને ધારણ કરે છે. આંબાના ફળને શાખ કહે છે; બગડેલી અર્થાત્ જેના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ બગડી ગયેલ શાખને કુત્સિત શાખ કહે છે. ચેતન ! પરમામૃત સમાન એવી હું સુમતિ, તેનો ત્યાગ કરીને હે ચેતન ! તું કુત્સિત શાખસમાન એવી

કુબુદ્ધિ ઉપર વારી જાય છે, પણ ઉપર્યુક્ત કુમતિનાં કાર્યોનો વિચાર કરીશ તો તને સત્યની પરીક્ષા થશે. કહ્યું છે કે,

॥ શ્લોક ॥

मणिर्लुण्ठतुपादाग्रे काचः शिरसिधार्यताम् ।
परीक्षककरप्राप्ते काचः काचोमणिर्मणिः ॥ १ ॥

મણિ, પાદમાં અથડાઓ અને મસ્તકપર કાચને ધારણ કરો, પણ પરીક્ષકના હાથમાં તે બે પ્રાપ્ત થતાં, મણિ તે મણિ રહેવાની અને કાચ તે કાચજ રહેવાનો. હે ચેતનસ્વામિન્! આ દૃષ્ટાન્તની પેઠે આપ અન્તરમાં ઉંડા ઉતરીને વિચારશો તો કુબુદ્ધિ અને મારૂં યથાર્થ સ્વરૂપ અવબોધી શકશો. હે આત્મન્! ગુણ અને અવગુણના ભેદને સમજો, કેમકે જગત્માં જેનામાં ગુણો હોય છે તેનો આદર થાય છે. ગુણવિનાનો ઘટાટોપ કંઇ મૂલ્યવાળો ગણાતો નથી. જ્યાં ત્યાં ગુણોજ પૂજવા યોગ્ય થાય છે અને દુર્ગુણો ત્યાગ કરવા યોગ્ય થાય છે. કુબુદ્ધિ દુર્ગુણોનો ભંડાર છે, તેના સામું જોતાં અને તેના પ્રતિ જરા પ્રેમ દેખાડતાં તમારા ગળે વળગી પડશે અને તે ચુડેલનીપેઠે દુઃખ દેવા અનેક પ્રકારના પ્રયત્નો કરશે. તમારામાં વિવેકદૃષ્ટિ જાગ્રત થઇ છે, માટે હવે મારા કથનનો પરિપૂર્ણ વિચાર કરો, કેમ કે સુબુદ્ધિને પ્રાપ્ત કરતાં અનેક વર્ષો વીતે છે અને કુબુદ્ધિ તો એક પલકમાં પ્રાપ્ત થાય છે. મનુષ્યો અન્તરમાં ઉંડા ઉતરીને વિચારશે તો, પ્રત્યેક મનુષ્યોને કુબુદ્ધિ અને સુમતિની અશુભ અને શુભ સ્ફુરણાઓ જે જે પ્રસંગો પામીને થાય છે તે જણાશે. ક્ષણે ક્ષણે પોતાના મનમાં ઉત્પન્ન થતી સુમતિ વા કુબુદ્ધિને જોવાની મનુષ્યોએ ટેવ પાડવી અને પાપ કરવાની બુદ્ધિ ઉત્પન્ન થાય તેને તુર્ત દાબી દેવી અને તેજ વખતે સ્વપર કલ્યાણના શુભ વિચારો કરવા. સુમતિ પોતાના ચેતનસ્વામિને અસત્ સંગતિનું દૃષ્ટાન્ત આપીને જાગ્રત કરવા નીચેપ્રમાણે હિતશિક્ષા આપે છે.

**रेखाछेदे वाहिताम, पढीयमीठी सुगुणधाम. या० ॥ ४ ॥**
**ते आगे अधिकेरीताही, आनन्दघन अधिकेरी चाही. या० ॥५॥**

ભાવાર્થઃ—સુમતિ કહેછે કે, હે આત્મસ્વામિન્! કુબુદ્ધિની સંગતિ કરવાથી તમારી અત્યંત હાનિ છે. કુસંગતિથી ગમે તેવા સત્પુરૂષો પણ નીચ બની ગયા છે. કુસંગતિથી સત્તા, બળ, લક્ષ્મી, બુદ્ધિ વગેરેનો નાશ થાય છે. સુમતિ, દૃષ્ટાન્તદ્વારા જણાવે છે કે, કાટની રેખા તેજ તાંબાને છેદી નાખે છે. હે સુગુણધામ! આ મીઠી વાતને વિચા-

રશો. ઉપર્યુક્ત દૃષ્ટાન્તથી પણ અધિક ઉપમા હે આનન્દઘન ચેતનસ્વામીન્! શું તમે ચાહોછો? કુમતિનેમાટે આ જડ દૃષ્ટાન્તથી સમજશો કે કાટ જેવી જડ વસ્તુમાં તાંબાને છેદવાની શક્તિ છે, તો કુબુદ્ધિમાં તેના કરતાં અનંત ગણી શક્તિ—આપની હાનિ કરવામાટે હોય, તેમાં કંઇ આશ્ચર્ય નથી. હે ચેતનસ્વામિન્! આપને ચોરાશીલક્ષ જીવયોનિમાં કુબુદ્ધિએ અનન્તિવાર પરિભ્રમણ કરાવ્યું છે. જડવસ્તુઓમાં અહં અને મમત્વ કરાવનાર કુબુદ્ધિ છે. આપનું ધન તે આપની બનીને ફોલી ખાય છે. પાંચ પ્રકારના પ્રમાદને કરાવનાર કુબુદ્ધિના પાશમાં આપ સપડાઈ જાઓછો, કેમ કે ચાર પ્રકારના કષાયથી તે આપને સદાકાળ પોતાના તાબામાં રાખે છે. કુબુદ્ધિની ઇન્દ્રજાળમાં ફસાવાથી તમો કુબુદ્ધિની લીલાઓમાં આસક્ત બનો છો અને તમારૂં અમૂલ્ય જીવન ધૂળના કરતાં પણ લઘુ કરવા પ્રયત્ન કરો છો, તેમજ સત્યને અસત્ય સમજોછો અને અમૃતનો ત્યાગ કરી વિષયરૂપ ઝેરના પ્યાલા પીવા પ્રયત્ન કરો છો; તે કોઈ રીતે આપને હિતકર નથી. આપ વિવેકજ્ઞાને જો વિચારશો તો મારૂં કથેલું સર્વ સત્ય જણાશે. આથી આનન્દના ઘનભૂત આત્માએ સુમતિનું કથન હૃદયમાં ઉતાર્યું અને શુદ્ધ પ્રેમવડે સુમતિની સંગતિ ઇચ્છી; એમ આનન્દઘન કથે છે.

### પદ ૭૫.

(राग वसन्त.)

लालन बिन मेरो कुन हवाल, समजे न घटकौ निठुर लाल. ॥
॥ लालन० ॥ १ ॥
वीर विवेक तुं मांजि मांयि, कहा पेट दइ आगें छिपाइ. ॥
॥ लालन० ॥ २ ॥
तुम भावे जोसो कीजें वीर, सोइ आन मिलावो लालन धीर. ॥
॥ लालन० ॥ ३ ॥

ભાવાર્થ:—સુમતિ કથે છે કે, હે વીર વિવેક મિત્ર! લાલન, પાલન કરનાર એવા આત્મસ્વામીવિના મારા શા હાલ થવાના?—હાલને ઠેકાણે હવાલ શબ્દ રૂઢ થયો છે. નિષ્ઠુર એવો લાલ, મારા મનની દશા સમજી શકતો નથી. હે વિવેક મિત્ર! મારા હૃદયમાં જે છે, તે તમે સર્વ જાણો છો. પેટ દીધા પછી તમારી આગળ શું છુપાવવા યોગ્ય છે? અર્થાત્ મેં તમારાથી કોઈ વાર્તા કરવામાં કંઈ પણ છુપાવ્યું નથી: મારૂં હૃદય જેવું છે તેવું આપની આગળ ઉઘાડું કર્યું છે. જગત્માં પણ

કહેવત છે કે, જેને પેટ દેવું તેનાથી કંઈ છુપાવવું નહિ. હે વીર વિવેક! હવે તમને જે રૂચે તે કરો અને લાલન અને ધીર એવા આત્મસ્વામિને મેળવી આપો. આપની ફરજ હવે આપે બજાવવી જોઈએ.

સુમતિનું આત્મપ્રતિ ઉક્ત વચન યોગ્ય અને અસરકારક છે. સુમતિ સ્ત્રી પતિવ્રતા છે તેથી તે આટલુંબધું હૃદય ભેદી ભાષણ કરીને વિવેકને પોતાનું દુઃખદ વૃત્તાંત જણાવે છે. જગત્‌ની સ્થૂલ ભૂમિકામાં પણ જે પતિવ્રતા સ્ત્રીઓ છે તે પોતાના પતિવિના અન્યને કદાપિ ઇચ્છતી નથી, પોતાના પતિ કદાપિ કોઈ કારણવશાત્ તરછોડે છે તોપણ તે પતિવ્રતાના ધર્મથી ભ્રષ્ટ થતી નથી. પોતાના શુદ્ધ આચારો અને શુદ્ધ વિચારોથી પ્રાણાન્તે પણ ભ્રષ્ટ થતી નથી. સતીના ધર્મથી એક તસુમાત્ર પણ દૂર થતી નથી. સતીના ધર્મમાં તે પોતાનું સર્વસ્વ હિત સમાયેલું માને છે, તેથી તે જગત્‌માં સતી એવા મહાન્ બિરૂદને ધારણ કરીને જગત્‌માં સર્વત્ર કીર્તિ પ્રસરાવે છે. સુમતિ સ્ત્રીતો તેના કરતાં પણ ઉત્તમ અને આત્માની સ્ત્રી હોવાથી પોતાના સ્વામિપ્રતિ તેનો અત્યંત વિશુદ્ધ પ્રેમ હોય તેમાં કંઈપણ આશ્ચર્ય નથી. તે વિવેક મિત્રની આગળ પોતાનું હૃદય પ્રકાશે છે, તેથી તેનું હૃદય નિર્મલ સ્વચ્છ સરોવરની પેઠે શોભાપાત્ર બની રહ્યું છે; તે હવે પુનઃ અનુભવને જે વિજ્ઞપ્તિ કરે છે તે અત્ર જણાવવામાં આવે છે.

**अमरेकरे न जात आध, मनचंचलता मिटे समाध ला० ॥४॥**
**जान विवेक विचारकी, आनन्दघन कीने अधीन. ला० ॥५॥**

**ભાવાર્થઃ**—સુમતિ કથે છે કે, હે વિવેક! અમારા કરવાથી—મન ચંચલતારૂપ આધિ જતી નથી અને મનની સમાધિ મટી જાય છે, માટે હે સન્મિત્ર વિવેક! ત્હારી આગળ ઉપર્યુક્ત સર્વ આત્મવૃત્તાંતનું નિવેદન કરવું પડે છે; મેં મારાથી બનતા સર્વે ઉપાયો કર્યા કિન્તુ તેથી આત્મસ્વામિને કંઈ અસર થતી નથી અને તેથી મારા મનમાં વિશેષ ચિન્તા—ઉદ્વેગ, ચંચલતા પ્રગટે છે. હું તેમની ખરી સ્ત્રી છું તેથી મારા કથન ઉપર તેમનો વિશ્વાસ ન બેસે અને મારૂં કથન હિસાબમાં ન ગણે, તેથી મારા મનમાં શું થતું હશે? તે હે વિવેક! તું સર્વ જાણે છે. સુમતિનું ઉપર્યુક્ત આત્મોદ્ધારમય સર્વ વૃત્તાંતનું સંભાષણ સાંભળીને વિવેક, શ્રીઆનન્દઘન આત્માની પાસે ગયો અને આત્માની સાથે સુમતિના મેલાપનો સર્વ વિચાર કરીને આત્માનું મન સ્થિર કર્યું અને સુમતિને આનન્દઘનની આધીન કરી, તેથી બન્નેનું ઐક્ય થયું અને બન્નેનો વિરહ ટળ્યો અને સહજ સુખનો આવિર્ભાવ થયો.

આ પદનો સારાંશ એ છે કે, સુમતિ પ્રાપ્ત કરીને પ્રત્યેક વસ્તુઓનો વિવેક કરવો જોઇએ. સુમતિથી વિવેકની પ્રાપ્તિ થાય છે, વિવેકથી આત્મા ઉપાદેય ભાસે છે. નવ તત્ત્વમાંથી હેય, જ્ઞેય અને આદેય ક્યાં ક્યાં તત્ત્વ છે તેનો વિવેકથી પરિપૂર્ણ નિશ્ચય થાય છે. વિવેકથી આત્મતત્ત્વમાં અહર્નિશ રમણતા કરવી જોઈએ. વિવેક દૃષ્ટિથી પરમાત્મ તત્ત્વ અવલોકાય છે. સુમતિને આત્મતત્વની પ્રાપ્તિ કરાવી આપનાર વિવેક છે. જૈનાગમો વાંચીને સત્ય તત્ત્વનો વિવેક પ્રગટાવવો જોઇએ. મુનિવરોની સંગતિ કરવાથી જૈનાગમોનું રહસ્ય અવબોધાય છે અને તેથી આત્માની પ્રાપ્તિ થાય છે, સુમતિ અને વિવેકનુ રહસ્ય અન્તરમાં અનુભવવું જોઇએ.

## પદ ૭૬.

(राग वसंत.)

**प्यारे प्रानजीवन ए साच जान, उत बरकत नांही तिल समान.**
**॥ प्यारे० ॥ १ ॥**

ભાવાર્થ:—સુમતિ અને કુમતિ એ બે આત્માની સ્ત્રીઓ છે. અનાદિકાળથી આત્મા કુમતિના સંગમાં પડી રહે છે. આત્મા ખરેખર કુમતિની સંગતિથી સત્યતત્ત્વનો વિચાર કરી શકતો નથી; આત્મા કુમતિના યોગે શુદ્ધદેવ–ગુરૂ અને ધર્મને ઓળખવા સમર્થ થતો નથી અને મિથ્યાત્વદશામાં પોતાનું જીવન ગાળે છે. કુમતિથી કુદેવને દેવ તરીકે માનવામાં આવે છે. કુગુરૂ અને કુધર્મને, સુગુરૂ અને સુધર્મ તરીકે માનવામાં આવે છે. કુમતિથી સ્થાનાંગ સૂત્રમાં કથેલાં દશ પ્રકારનાં મિથ્યાત્વ પ્રગટી નીકળે છે, કુમતિથી અનેક મનુષ્યો પોતપોતાના નામની પ્રસિદ્ધિને માટે અનેક પન્થો ઉભા કરે છે. કુમતિથી કેટલાક મનુષ્યો કોઈ પણ પક્ષમાં પડી જઈ અનેક પ્રકારની કુયુક્તિયો કરી, સુમતિનું મુખ પણ દેખી શકતા નથી. કુમતિથી કેટલાક એમ કથે છે કે, જગત્માં આત્મા–પુણ્ય–પાપ–ઈશ્વર આદિ કંઇ નથી. કુમતિથી કેટલાક મનમાં પ્રવર્ધિત સ્વેચ્છાચારે પ્રવૃત્તિ કરીને ધર્મથી વિમુખ થાય છે. કુમતિના સંગે જીવો સાંસારિક પદાર્થોની પ્રાપ્તિ માટે, હિંસા, જૂઠ, વિશ્વાસઘાત આદિ અનેક પ્રકારનાં પાપકૃત્ય કરે છે; આગમોના અર્થોને ઉલટાવી પોતાની ધારણા મુજબ અર્થ કરે છે, ધર્મશાસ્ત્રોને ધિક્કારે છે અને વિષયશાસ્ત્રોને આદર આપે છે. કુમતિથી જીવો અનેક પ્રકારનાં પાખંડ કરે છે. કુમતિથી જીવો, અરિહંતદેવ, સુસાધુગુરૂ અને મહાવીરકથિત ધર્મને સ્વીકારતા નથી. કુમતિના પ્રેર્યા જીવો સાધુઓપર દ્વેષ કરે છે

અને સતીપર જેવી વેશ્યાની દૃષ્ટિ હોય છે તેવી દૃષ્ટિ સાધુઓપર ધારણ કરે છે. કુમતિથી પ્રેરાયલા જીવો નવ તત્ત્વ અને ષડ્દ્રવ્યની શ્રદ્ધાને ધારણ કરી શકતા નથી. શ્રી મહાવીર પ્રભુને સર્વજ્ઞ માનતા નથી અને સર્વજ્ઞનો પોતાની સ્વચ્છન્દતા પ્રમાણે અર્થ કરે છે. કુમતિના યોગે જીવો ધર્મતત્ત્વ તરફ પ્રેમ ધારણ કરી શકતા નથી. કુમતિના યોગે જીવો જડ વસ્તુઓને પોતાની કલ્પે છે અને તેથી મમતાના વશમાં રહેલા તેઓ સત્ય અવલોકી શકતા નથી. કુમતિના યોગે જીવો મિથ્યાત્વ, મોહનીય અને મિશ્રમોહનીય આદિમાં તન્મય બની ગયા હોય છે. કુમતિના યોગે સુધારાના પવનથી પ્રેરાયલા જીવો સિદ્ધાંતોના પણ અવળા અર્થ કરે છે અને કોઈ પક્ષમાં પડી જાય છે; તેથી સાત નયોની દરેક વસ્તુઓનું સ્વરૂપ વિચારી શકાતું નથી અને જૈનધર્મની શ્રદ્ધા થઇ શકતી નથી. ચતુર્ગતિમાં જીવોને કુમતિ પરિભ્રમણ કરાવે છે અને પોતાના તાબામાં આત્માઓને રાખે છે. કુમતિ ખરેખર જીવોને પરસ્પર લડાવી મારે છે અને મૈત્રીભાવને દેશવટો આપે છે. કુમતિથી જીવો ધર્મના આચારો અને વિચારોને સત્ય માની શકતા નથી. કુમતિથી જીવો જ્યાં ત્યાં મારૂં મારૂં એવો પ્રત્યય ધારણ કરે છે અને અહંકારદશામાં ઘસડાઇ જાય છે. કુમતિ જ્યાં સુખ નથી ત્યાં આત્માને સુખની ભ્રાંતિ કરાવીને ભમાડે છે. કુમતિના યોગે જીવો સદાકાલ સ્વાર્થમાં ઘસડાય છે, તેથી સત્યને અસત્ય માને છે અને પોતાના મનમાં જે ખોટું હોય છે, તેને સત્ય માની લે છે. અહો ! કુમતિની પ્રબલતા જગત્‌માં કેટલી છે ? કુમતિના યોગે જીવો પાપારંભ પ્રવૃત્તિયોથી પોતાનો ઉદય સ્વીકારે છે અને પાપારંભનાં ભાષણ આપનારાઓને ધર્મગુરૂ તરીકે માને છે અને સત્ય ઉપદેશકને ધિક્કારે છે. કુમતિના યોગે જીવો કુતર્કના અશ્વોપર બેસી કર્મરૂપ વનમાં પરિભ્રમે છે. કુમતિથી જીવો મહાવીર પ્રભુનાં તત્ત્વોને સાંભળવા પણ રૂચિ કરતા નથી.

કુમતિથી જીવો ઉત્સૂત્ર ભાષણ કરીને અનેક ભવની પરંપરાને વધારે છે. કુમતિથી જીવો શ્રી મહાવીરપ્રભુકથીત સદ્‌ગુણનું સ્વરૂપ જે આગમોમાં છે, તેનું ઉત્થાપન કરીને વિપરીતપણે ગુરૂનું સ્વરૂપ માને છે. કુમતિથી જીવો અન્યોપર ક્રોધ કરે છે અને મનમાં વૈરની ઝેરી વાસનાઓને ધારણ કરી નીચ ગતિમાં ઉત્પન્ન થાય છે. કુમતિથી જીવો સ્વાર્થની ફાંસીમાં ફસાય છે અને જન્મ, જરા અને મરણની પરંપરાને પામે છે. કુમતિથી જીવો વસ્તુને વસ્તુપણે જાણી શકતા નથી અને તેથી તેઓ અનેક પ્રકારનાં કપટો રચે છે. કુમતિ, જીવોને લોભમાં આસક્ત કરે છે અને શાંતિ પામવા દેતી નથી. કુમતિ ખરેખર આત્માને

એકાંતવાદ ધારણ કરાવે છે. દુનિયામાં કુમતિના યોગે જીવો અનેક પ્રકારે અનીતિનાં કૃત્યો કરે છે. કુમતિ પોતાના સામર્થ્યે યોગે આત્માની પાસે સ્યાદ્વાદ દૃષ્ટિને આવવા દેતી નથી. અનેકાંતશૈલીનો સ્વાદ ચાખવા જતાં કુમતિ અનેક પ્રકારનાં વિઘ્ન કરે છે.

જ્યારે આત્માની સાથે કુમતિનો સંબન્ધ હોય છે, ત્યારે ક્રોધ, માન, માયા અને લોભ તરફ આત્માનું વલણ હોય છે; તેથી આત્મા અન્ય પદાર્થોને પોતાના માની મલકાય છે અને જડ પદાર્થોમાંથી સુખ ખેંચવા મિથ્યા પ્રયત્ન કરે છે. જ્યારે આત્માની સાથે કુમતિનો સંબન્ધ હોય છે, ત્યારે આત્મા, અન્ય જીવોનું ભલું ઇચ્છી શકતો નથી, કેમકે તે વખતે મોહનું જોર વિશેષ હોય છે. જ્યારે કુમતિનો સંબન્ધ આત્માની સાથે હોય છે, ત્યારે જ્યાં ત્યાં સ્વાર્થ પ્રેમનો સંબન્ધ કરવામાં આવે છે. કુમતિની એવી સ્વાભાવિક દૃષ્ટિ હોય છે કે, તે આત્માને અવળો માર્ગ દેખાડે છે. આત્મા જે જે હેતુઓથી કર્મ બાંધી શકે, તે તે હેતુઓને તે આત્માની આગળ રજુ કરે છે અને આત્માને મિથ્યા ભ્રાંતિમાં પાડે છે. કુમતિથી આત્માના સુખનું આચ્છાદન થાય છે. પરસ્પર જીવોને અનેક પ્રકારનાં ભયંકર યુદ્ધો કરાવનાર કુમતિ છે. પાડો જેમ સરોવરને ડોળી નાખે છે, તેમ મનની શાંતતાને કુમતિ ડોળી નાખે છે. કૃષ્ણલેશ્યા અને નિલલેશ્યાદિના ખરાબ વિચારોને કુમતિ કરાવે છે. કામભોગમાં અને અભક્ષ્ય ભક્ષણમાં સુખની ભ્રાંતિ કરાવનાર કુમતિ છે. સર્વે આત્માઓ એક જાતીય હોવા છતાં, પણ અન્ય આત્માઓને દુષ્ટ શત્રુ તરીકે જણાવનાર કુમતિ છે. માતા અને પિતા વચ્ચે વૈર કરાવનાર કુમતિ છે. બન્ધુઓ બન્ધુઓ વચ્ચે લડાઈ અને દુર્દશા કરાવનાર, તેમજ સ્ત્રી પુરૂષ વચ્ચે ભેદ પડાવીને બન્નેમાં ક્રોધ અને ક્લેશ કરાવનાર કુમતિ છે. રાજાઓમાં ક્લેશ કરાવીને હિન્દુસ્થાનની પાયમાલી કરનાર કુમતિ છે. હિન્દુઓ અને મુસલમાનોમાં ક્લેશ કરાવીને ઘોર યુદ્ધોદ્વારા બંનેની અધોદશા કરાવનાર કુમતિ છે. એક ઘરમાં અનેક પ્રકારના ક્લેશ કરાવનાર કુમતિ છે. હિન્દુસ્થાનના મનુષ્યોનું ખરાબ કરનાર કુમતિ છે. આર્યજનોમાં અનાર્યતાનો વાસ કરાવનાર કુમતિ છે. ગુરૂ અને શિષ્ય વચ્ચે મહાન્ ક્લેશ કરાવનાર કુમતિ છે. ઉછરતા બાળકોમાં વ્યસનોની ટેવ પાડનાર કુમતિ છે. જૈનધર્મમાં અનેક પ્રકારના પંથો પાડનાર કુમતિ છે. જૈનધર્મના સાધુઓને પરસ્પર પ્રેમમાં વિઘ્ન કરનાર કુમતિ છે. ગચ્છોના ભેદવડે જૈનસાધુઓને પરસ્પર ક્લેશી બનાવનાર કુમતિ છે. સાધુઓના ઉપરથી શ્રાવકોની શ્રદ્ધા ઉઠાવનાર કુમતિ છે. સાધુઓને પોતાના ઈષ્ટ કર્તવ્યથી

વિમુખ કરનાર કુમતિ છે. પ્રત્યેક ગચ્છના સાધુઓને ક્રિયાના ભેદે ચર્ચા કરાવીને પરસ્પર વૈરનાં બીજ વવાવનાર કુમતિ છે. પૂજ્ય એવા ગુરૂઓ ઉપર પણ અપૂજ્ય બુદ્ધિ કરાવનાર કુમતિ છે. લોકોમાં નાસ્તિકતા ઉત્પન્ન કરાવીને ધર્મને ઢોંગ તરીકે મનાવનાર, માબાપ અને પૂજ્ય વડીલોનો અવિનય કરાવનાર, જૈનસંઘનો ઉદય કરવામાં અનેક પ્રકારના ક્લેશ અને વિઘ્ન નાખનાર કુમતિ છે. કેળવાયલા (વસ્તુતઃ ધર્મથી ન કેળવાયલા) એવા જૈનબાળકોની ધર્મમાંથી શ્રદ્ધા ઉઠાવી નાખનાર, પોતાના પુત્રોને જૈનતત્ત્વોની કેળવણી નહીં આપવાની મા-બાપોને પ્રેરણા કરનાર, રાજા અને પ્રજા વચ્ચે દ્વેષ કરાવનાર, ધાર્મિક કાર્યોમાં અશ્રદ્ધા તથા પ્રમાદ કરાવનાર કુમતિ છે. જ્ઞાનીઓ અને યોગીઓમાં પણ અહંકાર–માનપૂજા ઉત્પન્ન કરાવનાર કુમતિ છે. શ્રાવકોને અવિનયી, પ્રમાદી અને જ્ઞાનશૂન્ય રાખનાર કુમતિ છે. ધર્મના અભિ-માનથી અન્યોને મારી નાખવાની પ્રેરણા કરાવનાર-કુબુદ્ધિ છે. અધ્યા-ત્મતત્ત્વપર પ્રીતિ ન કરાવતાં બાહ્ય વસ્તુઓપર પ્રીતિ કરાવનાર કુમતિ છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રથી ભ્રષ્ટ કરાવીને બાહ્ય વસ્તુઓમાં ધનની ભ્રાન્તિ કરાવનાર કુમતિ છે. સહજાનન્દ તજાવીને કૃત્રિમ સુખમાં પ્રવૃત્તિ કરાવનાર કુમતિ છે. અનેક જીવોની નિન્દા કરાવનાર, અનેક મનુષ્યોના દોષોને બોલાવનાર અને અનેક જીવોને માંસાહારી અને હિંસક બનાવનાર કુમતિ છે. પૂર્વે અનન્ત જીવોને કુમતિએ દુઃખ આપ્યું, વર્તમાનમાં પણ દુઃખ આપે છે અને ભવિષ્યમાં પણ અનન્ત જીવોને કુમતિ દુઃખ આપશે. કુમતિની પ્રેરણાથી સર્વ અશુભ આચાર અને અશુભ વિચારધારક જીવો, પોતાને ભ્રાન્તિથી પવિત્ર માને છે; અહો ! તે પણ કુમતિની પ્રેરણાની અલૌકિક શક્તિ છે. સુમતિ પોતાના આત્મ સ્વામિને કથે છે કે, હે પ્રિય ! હું જે આ કુમતિ સ્ત્રીનું વર્ણન કરૂં છું તે સત્ય છે, એમ મનમાં જાણ ! કેમકે કુમતિના માયાવી પ્રપઞ્ચો એવા છે કે તેમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ જેવા દેવતાઓ પણ ફસાઈ ગયા છે, અર્થાત્ ઇન્દ્ર, ચન્દ્ર, નાગેન્દ્ર અને દેવો પણ કુમતિના પ્રપંચમાં ફસાય છે, માટે કુમતિની પ્રપંચરૂપ ઇન્દ્રજાળથી દૂર થવું હોય તો મારૂં વચન સત્ય માની લે.

સુમતિનું માહાત્મ્ય વર્ણવે છે. સુમતિ આત્માની સ્ત્રી છે, અર્થાત્ સર્વ જીવોપર શુદ્ધપ્રેમ ધારણ કરાવનાર સુમતિ છે. સર્વ આત્માઓપર મૈત્રીભાવની દૃષ્ટિ ધારણ કરાવનાર સુમતિ છે. સર્વ જીવોપર કરૂણાભાવ ઉત્પન્ન કરાવનાર સુમતિ છે. સર્વ મનુષ્યોના ગુણોનો પ્રમોદભાવ ઉત્પન્ન કરાવનાર સુમતિ છે. સર્વ મનુષ્યોના ભિન્ન ભિન્ન આચારો તથા

વિચારો તરફ માધ્યસ્થભાવ ધારણ કરાવનાર સુમતિ છે. અહિંસા, સંયમ અને તપશ્ચરણમાં પ્રવૃત્તિ કરાવનાર સુમતિ છે. અનિત્ય, અશરણ આદિ બાર ભાવનાઓને હૃદયમાં ગ્રહાવનાર સુમતિ છે. નવતત્ત્વ, ષટ્દ્રવ્ય, સાતનય આદિનો અભ્યાસ કરાવનાર સુમતિ છે. સિદ્ધાન્તોના રહસ્ય તરફ પ્રવૃત્તિ કરાવનાર સુમતિ છે. દયા તરફ અપૂર્વ પ્રેમ કરાવનાર, સત્યને હૃદયમાં ધારણ કરાવનાર; તથા સત્ય બોલાવનાર સુમતિ છે. અસ્તેયમાં પ્રવૃત્તિ કરાવનાર, બ્રહ્મચર્યમાં અપૂર્વ પ્રેમ તથા બ્રહ્મચર્યને ધારણ કરાવનાર, પરિગ્રહની મમતાનો ત્યાગ કરાવનાર, સાધુનાં પંચ મહાવ્રત અને શ્રાવકનાં બાર વ્રતને અંગીકાર કરાવનાર, સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધસંઘની પૂજ્યતા અને તેની ભક્તિ કરાવનાર અને સ્યાદ્વાદ દૃષ્ટિની ખીલવણી કરનાર સુમતિ છે. સાતનયો પૂર્વક પ્રત્યેક પદાર્થનું સ્વરૂપ દર્શાવનાર, જૈનધર્મનાં તત્ત્વોની શ્રદ્ધા કરાવનાર, શ્રીવીરપ્રભુની સર્વજ્ઞતાની શ્રદ્ધા કરાવનાર, હઠયોગ, ભક્તિયોગ અને રાજયોગમાં પ્રવૃત્તિ કરાવનાર, અનેકાન્તપણે તત્ત્વોનું અપૂર્વ રહસ્ય સમજાવનાર, અને વ્યવહાર અને નિશ્ચય નયનું સ્વરૂપ સમજાવનાર સુમતિ છે. જ્ઞાન અને ક્રિયાવડે મોક્ષ થાય છે, એમ સૂક્ષ્મરીત્યા સમજાવનાર સુમતિ છે. સાધુની સંગતિ કરવાથી મહાલાભ પ્રાપ્ત થાય છે, એમ સમ્યક્રીત્યા જણાવનાર સુમતિ છે. અધ્યાત્મતત્ત્વ ઉપર પરિપૂર્ણ પ્રેમ કરાવનાર, આત્માના ત્રણ પ્રકારના ભેદ જણાવનાર, નવતત્ત્વમાં હેય, જ્ઞેય અને ઉપાદેય કોણ છે તેનો પ્રકાશ કરનાર, સંયમમાં અપૂર્વ શક્તિ છે તેને જણાવનાર, અને જગત્માં સારમાં સાર આત્માજ છે અને આત્મામાં સર્વ ઋદ્ધિ છે, એમ દર્શાવનાર સુમતિ છે. આત્મામાં જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યાદિ ગુણો રહ્યા છે, તે તથા આત્મા અને જડ વસ્તુઓનું ભિન્ન સ્વરૂપ દર્શાવનાર સુમતિ છે. કૃત્ય અને અકૃત્યનું સ્વરૂપ સમજાવનાર, ભક્ષ્ય અને અભક્ષ્યનું સ્વરૂપ અવબોધાવનાર, પેય અને અપેય પદાર્થોનો વિવેક કરાવનાર, ઉદયના હેતુઓને સમજાવનાર, સર્વધર્મોમાં જૈન ધર્મની ઉત્તમતા બતાવનાર અને નયોની અપેક્ષાએ દુનિયામાં ચાલતા સર્વે ધર્મો જૈનદર્શનમાં સમાઈ જાય છે, એમ નિર્ણય કરાવનાર સુમતિ છે. શ્રાવક ધર્મ કરતાં સાધુ ધર્મની ઉત્તમતા બતાવનાર, જૈન ધર્મની ઉન્નતિના ઉપાયોને દર્શાવનાર, જૈન ધર્મમાં પ્રવેશ કરાવનાર, જૈન ધર્મના ફીરકાઓમાં સલાહ શાન્તિ ફેલાવનાર, જૈન ધર્મનો ઉપદેશ કરાવનાર અને તીર્થંકરોની પરમાત્મદશા જણાવનાર સુમતિ છે. અન્ય ધર્મીઓપર પણ દ્વેષ-કલેશ ન કરાવનાર સુમતિ છે.

ધર્મના નામે થનાર ભયંકર યુદ્ધોને શમાવનાર સુમતિ છે. ધર્મના ઉપર ચોલમજીઠના જેવો રાગ ધારણ કરાવનાર સુમતિ છે. અનેક જાતના ધર્મોમાં પણ નયોની અપેક્ષાએ રહેલા સત્યને દર્શાવનાર સુમતિ છે. સર્વ પ્રકારના કાર્યોમાં ધર્મકાર્યની ઉત્તમતા જણાવનાર સુમતિ છે.

સર્વ મનુષ્યો વગેરેને પોતાના આત્મા સમાન જણાવનાર સુમતિ છે. સર્વ જીવોની સાથે પરમાર્થ વૃત્તિથી વર્તવાનું ભાન કરાવનાર, સર્વ જીવોની સાથે ઐક્ય કરાવનાર, ભિન્ન ભિન્ન દેશના મનુષ્યોમાં પણ ઐક્ય કરાવનાર, સર્વ દેશોના મનુષ્યોનું ભલું ઇચ્છવાની પ્રેરણા કરનાર, એશીયા, યુરોપ, આફ્રિકા, અમેરિકા અને આસ્ટ્રેલીયાના મનુષ્યોમાં એકસરખાપણાની પ્રેરણા કરનાર, સર્વ દેશોના કારોબારીઓને સુલેહ શાન્તિ જાળવવાની પ્રેરણા કરનાર, અને સર્વ પ્રજાને સરખી રીતે માની તેના ભલામાં ભાગ લેવો જોઇએ એવી રાજાઓને પ્રેરણા કરનાર સુમતિ છે. રાજ્ય અને વેપાર આદિના લોભ માટે યુદ્ધ કરી અનેક મનુષ્યોનાં રક્ત રેડવાં નહી, એવી પ્રેરણા કરનાર સુમતિ છે. અન્ય મનુષ્યોનાં હૃદય દુઃખવવાં નહિ એવી પ્રેરણા કરનાર સુમતિ છે. નાત જાતના ભેદે પરસ્પર કુસંપની હોળી સળગે છે, તેને શમાવવાની પ્રેરણા કરનાર સુમતિ છે. ગચ્છોની ભિન્ન ભિન્ન ક્રિયાઓથી જૈન વર્ગમાં પરસ્પર ગચ્છના મનુષ્યો પ્રતિ જે અણગમો, અદેખાઈ અને દ્વેષ થાય છે તેનો નાશ કરવાની પ્રેરણા કરનાર સુમતિ છે. ધર્મની સામાન્ય તકરારોમાં મનુષ્યો મહાન્ કલેશ કરે છે, તેને શમાવનાર સુમતિ છે. જગત્માં સર્વ જાતના મનુષ્યોના કલ્યાણ અર્થે જૈન ધર્મ છે, એવું સિદ્ધ સમજાવનાર સુમતિ છે. સર્વ પ્રકારના મનુષ્યોમાં ન્યાયની પ્રેરણા કરનાર સુમતિ છે. મનુષ્યોમાં રહેલી નિર્દયતાનો નાશ કરીને દયાની સુકોમળતા પ્રગટ કરાવનાર સુમતિ છે. દુર્જનપણાની વૃત્તિયોનો ત્યાગ કરવાની પ્રેરણા કરનાર સુમતિ છે. આત્માઓએ પરસ્પર પૂર્ણ પ્રેમથી એક બીજાને મદદ કરવી જોઇએ, એમ પ્રેરણા કરનાર, મન-વાણી અને કાયાથી સર્વનું ભલું કરવું જોઇએ, એવી પરોપકારની પ્રેરણા કરનાર અને દેવ, ગુરૂ અને ધર્મની આરાધનાની પ્રેરણા કરનાર સુમતિ છે. જંગમતીર્થ અને સ્થાવરતીર્થનું સ્વરૂપ સમજાવનાર, આખી દુનિયાના જીવોપર શુદ્ધપ્રેમની વૃષ્ટિ કરાવનાર, અને જગત્માં સર્વ જીવોપર ઉપકાર કરવો જોઇએ એવી પ્રેરણા કરનાર સુમતિ છે. અનેક અપરાધ કરનાર શત્રુઓપર ક્ષમા ધારણ કરવી જોઇએ; એવી અન્તરમાંથી પ્રેરણા કરનાર સુમતિ છે. બાવના ચંદનની પેઠે શાન્તિકારક વાણી બોલાવનાર સુમતિ છે. ક્ષમાના ઉત્તમ પાઠો ભણાવનાર સુમતિ છે. ઉત્તમ પ્રકા-

રની લઘુતા ધારણ કરવી જોઇએ, સર્વ જીવોની સાથે નમ્રતાથી વર્તવું જોઇએ અને સ્વપ્નમાં પણ કોઈ બાબતનો અહંકાર ન કરવો જોઈએ, એવી સારી પ્રેરણા કરનાર સુમતિ છે. કપટની બાજીથી કદાપિ શ્રેયઃ થવાતું નથી અને સરલતાથી-સર્વથા-સર્વદા ભલું થાય છે, માટે મન વાણી અને કાયાથી સરલતા ધારણ કરવી, એવી સત્ય પ્રેરણા કરનાર સુમતિ છે. લોભથી કદી શાન્તિ થતી નથી. અદ્યાપિ પર્યંત લોભથી કોઈ સત્ય સુખ પામ્યો નથી અને ભવિષ્યમાં પામનાર નથી. લોભથી ઉલટી મનમાં હાયવરાળ પ્રગટે છે અને મન અશાન્ત રહે છે. લોભથી અનેક પ્રકારની પાપમય પ્રવૃત્તિ થાય છે અને તેથી ઘોર કર્મ બાંધવાં પડે છે, એમ હૃદયમાં નિશ્ચય કરાવીને લોભની મુક્તિનો નિશ્ચય સુમતિ કરાવે છે. મનમાં કોઈ પણ પ્રકારની ઇચ્છા પ્રગટે નહીં એવી સ્થિતિમાં તપની પ્રેરણા કરનાર સુમતિ છે. તપથી અનેક ભવનાં કરેલાં કર્મ ક્ષય થાય છે અને તેથી આત્માની શુદ્ધિ થાય છે, એમ તેનાં સૂક્ષ્મ રહસ્યોને સમજાવીને તેવી પ્રવૃત્તિ કરાવનાર સુમતિ છે. સંયમના સમાન અન્ય કોઈ નથી; જો સંયમમાં આત્માની રમણતા થાય છે તો, મનમન્દિરમાં આત્માનો મહોત્સવ થાય છે એમ સમજવું. સંયમથી આત્માની અનંત શક્તિયો પ્રગટે છે. અલ્પકાલમાં મુક્તિની પ્રાપ્તિ કરાવી આપનાર સંયમ છે, એવી પ્રેરણા કરીને તેમાં આત્માની પ્રવૃત્તિ કરાવનાર સુમતિ છે. જગત્‌માં સત્ય સમાન અન્ય કોઈ ધર્મ નથી; સત્યથી અન્ય કોઈ મહાન્ ધર્મ નથી. સત્યથી દુનિયાનો વ્યવહાર ચાલે છે. જ્યાં સત્ય છે ત્યાં ધર્મ છે અને જ્યાં અસત્ય છે ત્યાં ધર્મ નથી; જ્યાં સત્ય છે ત્યાં પરમેશ્વર છે અને જ્યાં અસત્ય છે ત્યાં માયા છે, એમ સમજનાર સુમતિ છે. **सत्यान्नास्ति परोधर्म्मः** સત્ય સમાન અન્ય કોઈ ઉત્કૃષ્ટ ધર્મ નથી. સત્યથી ધર્મનું સામ્રાજ્ય પ્રવર્તે છે. સત્ય રાત્રી દીવસ જાગ્રત રહે છે. સત્યને કોઈ પણ પ્રકારની આંચ આવતી નથી. સત્યને કોઈ જાતનો ભય નથી. સત્ય ત્રણ ભુવનમાં ગાજે છે. સત્યને દબાવવામાં આવે તો તે દબાતું નથી. સત્ય સમાન અન્ય કોઈ પ્રકાશ નથી. સત્યનો સૂર્ય, જેના હૃદયમાં છે તેની પાસે પરમાત્મા છે; સત્યમાંજ પરમાત્મા વસે છે.

સત્યથકી મન, વાણી અને કાયાની શુદ્ધિ થાય છે. જ્યાં સત્ય છે ત્યાં વ્રત છે. જ્યાં સત્ય છે ત્યાં સન્તપણું છે. સત્યનો પ્રકાશ ત્રણ ભુવનના જીવોને પવિત્ર કરે છે. સત્યરૂપ ગંગાનદી જેના હૃદયમાં વહે છે, તેને આધિ, વ્યાધિ અને ઉપાધિના તાપો અસર કરતા નથી. સત્યના

તેજની આગળ સર્વ પ્રકારનાં તેજ ઝાંખાં પડી જાય છે. સત્યના પ્રતાપથી દુનિયા ટકી રહી છે. સત્ય કદી અસત્યને મદત કરી શકતું નથી. સત્યના મહાસાગરમાં સુખના તરંગો ઉઠયા કરે છે. જે મનુષ્યો જિવ્હાવડે અસત્ય વદે છે, તેઓ મનુષ્યપણાના અધિકારી થયા નથી. જે મનુષ્યો સ્વાર્થના દાસ થઇને સત્યનો તિરસ્કાર કરે છે, તેનો ધર્મ તિરસ્કાર કરે છે. જે મનુષ્યો સત્ય બોલતાં અચકાય છે, તેઓ મોક્ષમાં જતાં પણ અચકાય છે. હૃદયરૂપ ઘરમાં અસત્યરૂપ અંધકાર રાખવાથી કંઈ પણ હિત થતું નથી, પણ–યદિ જો હૃદયરૂપ ઘરમાં સત્યરૂપ પ્રકાશ ધારણ કરવામાં આવે તો આત્મા પરમ સુખનો માર્ગ ગ્રહણ કરી શકે. સત્ય વિનાનાં તપ-જપ વગેરેનાં અનુષ્ઠાનો મુક્તિ આપવા સમર્થ થતાં નથી. સત્ય ધારણ કરવાને માટે મનુષ્યની જીંદગી છે, પણ અસત્ય ધારણ કરવા માટે નથી. સત્ય બોલવા માટે જિવ્હા છે, પણ અસત્ય બોલવા માટે જિવ્હા નથી. હૃદયમાં સત્ય ધારવું તે હૃદયનો સદુપયોગ છે અને જિવ્હાથી સત્ય બોલવું તેજ જિવ્હાનું મુખ્ય પ્રયોજન છે. સત્યની મર્યાદા નથી, અર્થાત્ તે અમુક દેશ–કાળવડે પરિચ્છિન્ન નથી, પણ તે સર્વત્ર રહે છે. સત્યનો મહિમા લાખ્ખો કરોડો જિવ્હાથી કરોડો વર્ષ પર્યંત વર્ણવવામાં આવે તોપણ તે વર્ણવી શકાય તેમ નથી. સત્યની સહાય કરનારા દેવતાઓ છે. સત્ય, અન્તે સુખ દેખાડવા સમર્થ થાય છે અને અસત્ય અન્તે દુઃખ દેખાડવા સમર્થ થાય છે. સત્યમાં પ્રવેશ કરતાં પ્રથમ અનેક દુઃખો સહન કરવાં પડે છે. સત્યની સાક્ષી હૃદય આપેછે અને તેનો નિર્ણય, હૃદય પોતાની મેળે વિવેકદૃષ્ટિથી કરી લે છે. ઉલટી નદી ઉતરીને પેલે પાર જવું અને સત્ય બોલવું એ બે પ્રથમ તો સરખાં લાગે છે, પણ દૃઢ સંકલ્પથી સત્યમાં પ્રવૃત્તિ કરવામાં આવે તો, સત્યનો માર્ગ નિર્ભય અને આનન્દપ્રદ ભાસે છે. પ્રથમાભ્યાસમાં સત્ય બોલવું વજ્રની પેઠે ભારે લાગે છે, પણ પશ્ચાત્ સત્યનો અભ્યાસ થવાથી આકડાના ફૂલના કરતાં પણ તે હલકું લાગે છે. સત્યરૂપ મોટી સ્ટીમરવડે સંસારરૂપ મહાસાગરને સુખે તરી શકાય છે. સત્ય જો હૃદયમાં છે તો સહાયકારકોની ખોટ નથી. સત્યના સાક્ષીઓ લાખો સ્થાનકોથી પ્રગટ થાય છે. સત્યના માટે એક પૈસાનો પણ વ્યય કરવાની જરૂર રહેતી નથી. સત્ય સર્વના હૃદયમાં વસવાને માટે તૈયાર છે, પણ તેને જે આમંત્રણ કરે છે, તેના હૃદયમાંજ તે વસે છે. ગમે તેવો નીચ કુળનો મનુષ્ય હોય, પણ જો તેના હૃદયમાં સત્ય છે તો તે બ્રાહ્મણજ છે. કોઇ મુનિ વા બ્રાહ્મણ હોય, પણ જો તે સત્યથી પરાઙ્મુખ હોય

તો, તે ચંડાલના કરતાં શ્રેષ્ઠ ગણાવાને લાયક નથી. સત્યનાં ગુણસ્થાનકરૂપ પગથીયાં છે. સત્યના ઉપાસકો જ્યાં ત્યાં સુખને દેખી શકે છે. સત્યના ઉપાસકો પરમાત્માના પુત્રો છે, એમ કહીએ તો અતિશયોક્તિ નથી. સત્યના ઉપાસકો કરતાં કોઈ ધનવાન્ વા સત્તાવાન્ નથી. સત્યના ઉપાસકો અગમ્ય એવા મોક્ષ સ્થાનમાં પ્રવેશ કરે છે. મનથી અને ભાષાથી સત્યનું સ્વરૂપ અવબોધવું જોઇએ; એમ સુમતિ, આત્માને સમજાવીને તેમાં પ્રવૃત્તિ કરાવે છે.

સુમતિથી આત્માની શૌચમાં પ્રવૃત્તિ થાય છે; બાહ્ય શૌચ અને અન્તર શૌચ એ બે પ્રકારનું શૌચ છે. બાહ્ય શૌચની પણ અમુક હેતુ પુરસ્સર આવશ્યકતા છે. ગૃહસ્થોને દ્રવ્યશૌચની આવશ્યકતા છે; જલ વગેરેથી શરીરનો મેલ દૂર કરી શકાય છે અને તેથી શરીરની સ્વચ્છતા થતાં મનની જાગૃતિ રહે છે, તેમ ભાવશૌચની પણ અત્યંત આવશ્યકતા છે; હૃદયની શુદ્ધિ કરવી તેને ભાવશૌચ કહે છે. મનનાં પાપોને ધોનાર ભાવશૌચ કરી શકે છે. અશુદ્ધ પરિણતિ એજ ખરે-ખરો હૃદયનો મેલ છે. અજ્ઞાન રાગ અને દ્વેષને ટાળ્યા વિના હૃદયની સત્ય શુદ્ધિ થતી નથી. એક ઠેકાણે શ્રીકૃષ્ણ, અર્જુનને બોધ આપતાં કથે છે કે, હૃદયની શુદ્ધિ જલથી થઈ શકતી નથી. તે કથે છે કે,

શ્લોક.

आत्मनदी संयमतोयपूर्णा, सत्यावहा शीलतटादयोर्मिः ।
तत्राभिषेकं कुरु पाण्डुपुत्र, न वारिणा शुद्ध्यति चान्तरात्मा ॥ १ ॥

આત્મારૂપ નદી છે અને તે સંયમરૂપ જળથી પૂર્ણ છે; સત્ય પ્રવાહ છે, શીલરૂપ તટ છે અને તેમાં દયારૂપ ઊર્મિયો ઉત્પન્ન છે. હે પાંડુપુત્ર! તું તેવી આત્મનદીમાં સ્નાન કર! અન્તરાત્મા, વા (જળ) વડે શુદ્ધ થતો નથી. મનુષ્યો જેટલી શરીરની શુદ્ધિ કરવા લક્ષ આપે છે, તેટલું મનની શુદ્ધિ કરવા લક્ષ્ય આપતા નથી. લાખો કરો મનુષ્યો દરરોજ સ્નાન કરે છે, પણ ભાગ્યે તેઓ હૃદયની શુદ્ધિ તર લક્ષ્ય આપી શકતા હશે. શરીરની શુદ્ધિ જેટલી ઉપયોગી છે, તે કરતાં અનન્તગુણી હૃદયશુદ્ધિ કરવાની જરૂર છે. શરીરની શુદ્ધિ જેટલી આકર્ષક છે, તેના કરતાં હૃદયની શુદ્ધિ અનન્તગુણી વિશેષ આકર્ષક છે. શરીરની શુદ્ધિ કરનારે હૃદયની પવિત્રતાપર ખૂબ લક્ષ્ય આપવું જોઇએ. યાદ રાખવાનું છે કે, શરીરશુદ્ધિનો મુખ્ય ઉદ્દેશ હૃદયસ્વસ્થતા માટે છે. કેટલાક પ્રાતઃકાલમાં નદીઓ વગેરેમાં સ્નાન કરે છે અને કોઈ પોતાને સ્પર્શી જાય છે, તો અભડાઈ જાય છે, અર્થાત્ પોતાને શૌચ-

ધર્મથી પવિત્ર માને છે, પણ તેવા પ્રકારના કેટલાક મનુષ્યોના હૃદયમાં ઉંડા ઉતરીને જોઇએ છીએ તો, ક્રોધ, માન, માયા, લોભ, ઈર્ષ્યા, વિષયવાસના, વિશ્વાસઘાત, હિંસાપરિણામ, અસત્ય અને સ્વાર્થ વગેરે કરોડો ખરાબ વિચારોનો પ્રવાહ વહેતો જણાય છે અને તેથી તેઓ પોતાના મનમાં અનેક પ્રકારના ખરાબ વિચારો કરીને, આચારમાં પણ અશુભપણું દેખાડે છે; માટે તેઓ ઉપરથી સ્વચ્છ પણ અન્તરથી તો કાકની ઉપમાને ધારણ કરનારા કહી શકાય. તેઓનામાં પ્રેમ, ભ્રાતૃભાવ, પરોપકાર, દાન, દયા વગેરે સદ્‌ગુણો તો દબાયલા માલુમ પડે છે. સામાન્ય બાબતોમાં પણ તેઓ પોતાના મનને પાપમાર્ગમાં દોરવી દે છે. પોતાની ઉન્નતિ અને જગત્‌ની ઉન્નતિ માટે તેઓ બેદરકાર રહે છે. સાધુ સન્ત પુરૂષોથી તેઓ ભાગતા ફરે છે. જ્યાં જાય છે ત્યાં સ્વાર્થાભિમુખ વૃત્તિ કરીને જાય છે અને અન્તરથી કપટકળા ધારણ કરીને જાય છે, તેથી તેઓ પોતાનું મન સુધારવાને શક્તિમાન્ બનતા નથી; હૃદયની પવિત્રતાવિના બાહ્યનું ચારિત્ર ઉત્તમફળ દેખાડી શકતું નથી. હૃદયની પવિત્રતાવિના ઉત્તમ પુરૂષોનો બોધ હૃદયને પ્રકાશ કરવા સમર્થ થતો નથી. હૃદયની પવિત્રતાવિના મનુષ્ય, કોઈ પણ મનુષ્યને ઉત્તમ અસર કરવાને માટે શક્તિમાન્ બનતો નથી. હૃદયની પવિત્રતાવિના ઉત્તમ અનુભવજ્ઞાન પ્રગટી શકતું નથી. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન, આ પાંચ પ્રકારનાં જ્ઞાન પ્રાપ્ત કરવાં હોય તો-હૃદયની પવિત્રતા કરવા, હૃદયનું વિવેક જળથી ક્ષાલન કરવું જોઈએ.

પરભવમાં હૃદયની પવિત્રતાજ ખપમાં આવવાની છે, એમ નિશ્ચય માનશો. હૃદયની પવિત્રતા ધારક મનુષ્યો મૌન રહીને મહાત્માઓ બની શકે છે; તેઓ ભાષાજ્ઞાનમાં સામાન્ય હોય છે, તોપણ મોટા મોટા રાજાઓ, બાદશાહો, કવિઓ અને પ્રોફેસરો કરતાં જગત્‌ના ઉપર સારી અસર કરે છે અને દુનિયાને શુભ માર્ગમાં દોરી શકે છે. હૃદયની શુદ્ધિવિના બાહ્ય ક્રિયાના સમૂહોથી આત્માની ઉચ્ચતા થતી નથી. જ્યારે ત્યારે પણ હૃદયની શુદ્ધિથી જ્ઞાનાદિ સદ્‌ગુણો ખીલ્યા છે, ખીલે છે અને ખીલશે. હૃદયની ઉત્તમતા કરવી હોય તો પ્રથમ હૃદયશુદ્ધિ કરવી જોઇએ. જો અનેક પ્રકારના દોષોને ધોઈ નાંખી હૃદયની શુદ્ધિ કરવામાં આવે, તો પરમાત્માની પ્રાપ્તિ કરતાં વાર લાગવાની નથી. કોઈ પણ પ્રકારની ભાષા ભણીને વિદ્વાન્ થવા માત્રથી કંઈ હૃદયની શુદ્ધિ થઈ શકતી નથી. હૃદયની શુદ્ધિનો સંબન્ધ સત્સંગની સાથે છે. સત્પુરૂષોના સમાગમથી તથા તેમના સદુપદેશથી હૃદયની શુદ્ધિ થાય છે.

વિશ્વામિત્રના હૃદયની શુદ્ધિ વસિષ્ઠના સમાગમથી થઈ હતી. પવિત્ર આચારો અને પવિત્ર વિચારોના સેવનથી સત્વર હૃદયની શુદ્ધિ થાય છે. હૃદયમાં સદાકાલ પવિત્ર ગુણોની ભાવના કરવી જોઇએ. હૃદયમાં સ્વાર્થમય જે જે વિચારો થાય તેને તુર્ત દબાવવા જોઈએ. કોઈનું બુરૂં કરવાની વૃત્તિ થાય તો તુર્ત તેને સમાવવી જોઇએ. ગમે તે ધર્મના મનુષ્યોનું મનમાં અંશમાત્ર પણ બુરૂં ચિંતવવું નહિ, તેમજ બુરૂં કરવું નહિ. શુદ્ધ પ્રેમની વૃત્તિથી–સર્વ મનુષ્યોનું ભલું કરવાના વિચારો કરવાથી, અશુભ વિચારોનો પ્રવાહ શમે છે અને શુભ પ્રવાહનો વેગ વૃદ્ધિ પામે છે. મરતી વખતે હૃદયની શુદ્ધિ પરભવમાં સાથે આવે છે અને તેથી ઉત્તરોત્તર શુભ ગુણોની વૃદ્ધિ પામે છે. દર્પણની શુદ્ધિ કરવાથી જેમ દર્પણમાં દરેક પદાર્થો સમ્યક્‌પણે ભાસે છે, તેમ હૃદયની શુદ્ધિ થવાથી સર્વે પદાર્થો હૃદયમાં સમ્યગ્‌રીત્યા ભાસે છે. હૃદયની શુદ્ધિથી દરેક પ્રાણીઓ પવિત્ર થઈ શકે છે. હૃદયની શુદ્ધિવિના ગૃહસ્થ હોય વા સાધુ હોય, પણ કોઈ ઉત્તમ આત્મા થઈ શકતો નથી; સુંદર છટાદાર ભાષણ અને ભાષાની લાલિત્યતા ઉપર કંઈ મોહ પામવાનું નથી. પૃથ્વીના દાનથી અને કરોડો ગાયોના દાનથી જે લાભ થતો નથી તે એક ફક્ત હૃદયની શુદ્ધિ કરવાથી થાય છે. બાહ્યનો ડાકડમાલ અને ભભકો લોકને આંજી નાખે તેવો હોય, પણ જો હૃદયની શુદ્ધિ નથી, તો આત્માની ઉચ્ચતા કદી થઈ શક્તી નથી. હૃદયની શુદ્ધિથી લોહચુંબકની પેઠે અન્ય મનુષ્યોનું પોતાના પ્રતિ આકર્ષણ થાય છે. હૃદયની શુદ્ધિથી સૂર્યના પ્રકાશની પેઠે પોતાના સમાગમમાં આવનાર અનેક મનુષ્યોને પવિત્ર કરી શકાય છે. હૃદયની શુદ્ધિવિના ગુરૂનો બોધ પણ હૃદયમાં ઉત્તમ પ્રકારની અસર કરી શકતો નથી. ગુણાનુરાગ દૃષ્ટિથી, અનુભવપૂર્વક વિચાર કરવામાં આવે તો હૃદયની શુદ્ધિ થાય છે. જે મનુષ્યો અન્ય મનુષ્યોના અનેક સદ્‌ગુણોને મૂકીને દોષોને દેખ્યા કરે છે, તે મનુષ્યો, પોતાના હૃદયની શુદ્ધિ કરવાને સમર્થ થતા નથી. દુનિયામાં દોષો અને સદ્‌ગુણો સર્વત્ર હોય છે. ગુણો દેખવાથી અને હૃદયમાં સદ્‌ગુણોની ભાવના કરવાથી હૃદયની શુદ્ધિ થાય છે. જે જે પાપો અજ્ઞાન વડે થયાં હોય, તેનું ગુરૂ પાસે પ્રાયશ્ચિત્ત લેવાથી હૃદયની શુદ્ધિ થાય છે, અર્થાત્ જે જે દોષાચરણો સેવવામાં આવે તેનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞાથી અને તેની માફી માગવાથી હૃદયની શુદ્ધિ થાય છે. હૃદયની શુદ્ધિ થતાં હૃદય, માખણની પેઠે કોમળ અને સુંદર વાડીની પેઠે અનેક જ્ઞાનાદિ ગુણોથી શોભી ઉઠે છે; આ પ્રમાણે ભાવ શૌચ કરવાની પ્રેરણા સુમતિ કરે છે.

લક્ષ્મીની ઉપાધિમાં પડેલાઓ રાત્રી દીવસ ધાન્યના કીડાની પેઠે લક્ષ્મીના કીડા બને છે અને જેની વસ્તુતઃ કિમ્મત નથી, એવી લક્ષ્મીની કિંમત આંકે છે, પણ જેની કિમ્મતનો પાર નથી એવા આત્માના ઉપર લક્ષ્મીદાસો બિલકુલ લક્ષ્ય આપતા નથી. જેઓ એકાન્તે લક્ષ્મીના દાસ બને છે તેઓ,-પ્રભુભક્તિ, ગુરૂભક્તિ, પરમાર્થ, પ્રેમ, પરોપકાર, આદિ આત્માની ઉન્નતિના હેતુઓ તરફ લક્ષ્ય આપી શકતા નથી. લક્ષ્મીદાસો જડ એવી લક્ષ્મીના ઉપાસકો છે, તેથી તેમની વૃત્તિ વારંવાર જડ પદાર્થોની સાથે સંબન્ધ રાખે છે અને તેથી તેઓ જડ જેવા બની જાય છે; કહ્યું કે જે જેનું ધ્યાનજ ધરે, તે તેવો થઇ જાય. इलि भमरी ध्यानथी, भमरी थइ उड जाय. લક્ષ્મીવન્તો જડ વસ્તુઓના લોભથી ચૈતન્ય તત્ત્વ તરફ પોતાની વૃત્તિને વાળી શકતા નથી, તેથી તેઓ આત્માનું સહજ સુખ પ્રાપ્ત કરવા શક્તિમાન્ થતા નથી. લક્ષ્મીવન્તો દાવાનલની પેઠે સર્વ વસ્તુઓને ઇચ્છે છે, પણ તેમની તૃષ્ણાની શાન્તિ થતી નથી. કોઈ મેરૂ પર્વત જેટલો રત્નનો ભંડાર પામે તોપણ જો તેના હૃદયમાં તૃષ્ણા છે, તો કદી તે ખરૂં સુખ અને ખરી શાન્તિ પ્રાપ્ત કરી શકતો નથી. લક્ષ્મીવન્તો લક્ષ્મીના લોભરૂપ મહાસાગરના તળીએ પ્રવેશે છે. જડરૂપ લક્ષ્મીમાં અન્યોને સુખ આપવાનું જ્ઞાન નથી. જડરૂપ લક્ષ્મીને મૂકી અનેક મનુષ્યો પરભવમાં ગયા, પણ લક્ષ્મીએ તેઓની પાછળ એક પગલું પણ ભર્યું નહી. લક્ષ્મીના અભિલાષીઓ જેનાપર પ્રેમ ધારણ કરવો જોઇએ, તેનાપર પ્રેમ ધારણ કરતા નથી અને પ્રેમના લાયક નહીં એવી જડ વસ્તુઓપર પ્રેમ ધારણ કરે છે. લક્ષ્મીવન્તો લક્ષ્મીના ઘેનમાં છકી જઇને, સન્ત પુરૂષોને પણ તિરસ્કારે છે. લક્ષ્મી ચંચળ છે તેથી તેની પાસે જે જાય છે તેને પણ ચંચળ બનાવે છે. લક્ષ્મી અનેક મનુષ્યો પાસે ગઈ પણ કોઇની તે થઈ નથી, તેથી તે વેશ્યાની પેઠે તેના ઉપાસકોને પણ વેશ્યાના જેવા કપટી, નિર્લજ્જ, મૂઢ અને અધર્મી બનાવે તેમાં શું આશ્ચર્ય? લક્ષ્મીનો નાશ થાય છે, લક્ષ્મીનું દાન દેવાય છે, વા લક્ષ્મીનો ભોગ થાય છે. કંજુસ મનુષ્યો લક્ષ્મીનું દાન પણ કરી શકતા નથી, તેમ તેનો ભોગ પણ કરી શકતા નથી. ભોગી મનુષ્યો લક્ષ્મીને ભોગમાં વાપરે છે, પણ ઉત્તમ મનુષ્યો પોતાના ઉપયોગમાં લક્ષ્મીને વિવેકથી વાપરે છે, તેમજ સુપાત્રમાં લક્ષ્મીનું દાન પણ કરે છે; વિવેકી મનુષ્યો એમ સમજે છે કે લક્ષ્મી કંઈ પોતાની નથી. સર્વ જીવોના શ્રેયમાં લક્ષ્મીનો સદુપયોગ કરવો એજ ઉત્તમ કાર્ય છે. કરોડો રૂપૈયા ભેગા કરવામાં આવે તેથી કંઈ મનુષ્ય જન્મની સફલતા થતી નથી, પણ લક્ષ્મીને સુપાત્રમાર્ગે

વાપરવામાં આવે તોજ મનુષ્ય જન્મની સફલતા થાય છે. જો જડ વસ્તુઓને ઘરમાં ભેગી કરવામાં આવે અને તેનો સદુપયોગ કરવામાં ન આવે તો, તે લક્ષ્મી અને ધૂળમાં કંઈ ફેર જાણવો નહીં. લક્ષ્મીને માટે મનુષ્યનું જીવન છે એમ સમજવું જોઈએ નહી, કેમકે આ જગત્‌માં અસંખ્ય લક્ષ્મીવન્તો થઈ ગયા, ઘણા થાય છે અને ઘણા થશે, તોપણ તેઓ આત્મજ્ઞાન વિના સહજ સુખને પામ્યા નહી, પામતા નથી અને પામશે નહીં. લક્ષ્મીનો સદુપયોગ કરવો જોઈએ; કરોડો લાખો મનુષ્યો દુઃખી હોય અને તેના ભલા માટે લક્ષ્મી ન વાપરતાં પટારામાં ધનને રાખવામાં આવે તો તેથી કંઈ આત્મકલ્યાણ થતું નથી. લક્ષ્મીવન્તોના મનમાં સવાશેર દારૂના કરતાં વિશેષ ઘેન રહે છે, તેનું કારણ એ છે કે તેઓ જડ એવી લક્ષ્મીની સંગતિથી જડકર્મના તાબે થયા હોય છે. ચેતન તત્ત્વના ઉપાસકો ચૈતન્યતત્ત્વની વૃદ્ધિ કરે છે, કારણ કે ચેતનતત્ત્વના ઉપાસકોને જ્યારે ત્યારે ચૈતન્યનો સંયમ ગમે ત્યાં થાય છે. જડ એવી લક્ષ્મીના ઉપાસકોને ક્ષણે ક્ષણે જડનો સંયમ કરવો પડે છે, તેથી તેઓ અજ્ઞાન, મોહ, કલેશ, દ્વેષ, કુસંપ, સ્વાર્થ વગેરે કર્મના કર્ત્તા બને છે. લક્ષ્મીની પ્રાપ્તિ માટે અનેક પ્રકારના જીવહિંસાદિ આરંભો કરવા પડે છે અને સ્વાર્થાદિ દોષોને સેવવા પડે છે, તોપણ આશ્ચર્ય છે કે, મનુષ્ય સંચિત કરેલી લક્ષ્મીનો પુણ્યમાર્ગમાં વ્યય કરતાં અચકાય છે. પોતાના ઘરમાં ઉત્પન્ન થએલાં મનુષ્યોને મનુષ્ય પોતાનાં ધારે છે અને તેના માટે લક્ષ્મી ખર્ચે છે, પણ અન્ય માટે કંજુસાઈ કરે છે. કંજુસ મનુષ્યો લક્ષ્મીના ગુલામ છે અને તેઓ લક્ષ્મીનું રક્ષણ કરવા ચોકીદારની પેઠે અવતાર ધારણ કરે છે. કંજુસ મનુષ્ય, દુનિયાના મનુષ્યોના ઉપકાર હેઠળ દબાયલો છે. મનુષ્યનો અવતાર પામ્યો તેમાં તેને અનેક ઉપકારીઓએ ઉપકાર કર્યા છે, તોપણ, ઉપકારનો પ્રતિબદલો વાળવા પ્રયત્ન પણ કરતો નથી, તે શું વ્યાજબી છે? કંજુસ મનુષ્યની પેઠે જો હવા પણ કંજુસની સાથે કંજુસાઇ કરે અને તેના શરીરમાં પ્રવેશ ન કરે, તો એક પલકમાં તેનો પ્રાણ ચાલ્યો જાય. આ દુનિયાની વસ્તુઓ દરેક પ્રાણીઓના ઉપભોગને માટે છે. સર્વનો તેમાં સરખો હક્ક છે. સર્વના માટે વાયુ છે. સર્વના માટે પંચભૂત છે, તેમાંથી એક મનુષ્ય કંજુસાઈથી વિશેષ ઉપયોગ કરે અને અન્યોને ઉપયોગમાં ખલેલ પહોંચાડે તો દુનિયાની ન્યાયદૃષ્ટિથી તે વિરૂદ્ધ કાર્ય કરે છે, એમ અન્ય વિદ્વાનો કથે છે; તેવી રીતે સર્વ પ્રકારની લક્ષ્મી પોતાને ત્યાં ભેગી કરી તેને ભોંયરામાં દાટિ દેઈ, અન્ય મનુષ્યોના આહારાદિક જીવન વ્યવહારમાં ખલેલ પહોંચા-

ડવી એ વસ્તુતઃ વિચારતાં અન્યાય લાગે છે. કદાપિ એમ કહેવામાં આવે કે પૂર્વભવના પુણ્યના યોગે તેના ઘેર લક્ષ્મી ભેગી થઈ અને તેથી તે લક્ષ્મીવાન્ થયો છે, માટે તેની મરજી હોય તો તે અન્યને આપી શકે તેમાં તેણે શો અન્યાય કર્યો ? આ પ્રશ્નના ઉત્તરમાં કહેવાનું કે પુણ્યવંત તો દાનજ કરી શકે છે. ધર્મબુદ્ધિથી દાન કરી શકાય છે, તેથી મનુષ્યભવમાં પોતાની ફરજ છે કે, જે લક્ષ્મી મળી છે તે પૂર્વભવકૃત પુણ્યોદયથી છે, માટે આ ભવમાં પણ તેવી રીતે ધર્મની વૃદ્ધિમાં લક્ષ્મીનો ઉપયોગ કરવોજ જોઈએ અને-એ ન્યાય છે; તેને કંજુસ મનુષ્ય તોડે છે, તેથી તે અન્યાય કરે છે એમ કહેવું ખોટું નથી. કંજુસાઈ કરવાથી કંજુસ મનુષ્ય, પરભવમાં સાથે લક્ષ્મી લેઈ જતો નથી અને સુખ પણ ભોગવી શકતો નથી, પણ દાતાર મનુષ્ય જગત્ના કલ્યાણ માટે લક્ષ્મીનો સદુપયોગ કરીને પોતાના આત્માની ઉચ્ચ દશા કરે છે. પોતાના કુટુંબાદિ ઉપભોગ કરતાં વિશેષ લક્ષ્મી હોય તો, અવશ્ય તેનો સુપાત્રમાં વ્યય કરી દેવો-તે માટે જરા માત્ર પણ વાર કરવી યોગ્ય નથી. જૈનશાસ્ત્રોમાં પરિગ્રહ પરિમાણવ્રત કથવામાં આવ્યું છે અને તે ખરેખર કેવલજ્ઞાનથી બતાવવામાં આવ્યું છે તે સત્ય છે. પોતાના મનમાં ધારેલા પરિગ્રહથી આજીવિકા ચલાવવી, કે જેથી અન્ય પરિગ્રહ માટે મૂર્ચ્છા થાય નહીં, તેમજ અન્યોના ઉપયોગમાં પણ આવે અને પોતાની પાસે પરિગ્રહ કરતાં વિશેષ લક્ષ્મી થાય તો સુપાત્રમાં તેનો સદુપયોગ થઈ શકે, ઇત્યાદિ અનેક પરોપકારની ખુબીઓને લેઈ પરિગ્રહ પરિમાણવ્રત સ્થાપન કરવામાં આવ્યું છે. લક્ષ્મીનો સદુપયોગ કરનારે વિવેકદષ્ટિને ધારણ કરવી જોઈએ, કે જેથી વિશેષ લાભ થાય. નામ અને કીર્તિની લાલસાથી લક્ષ્મીનો જેઓ વ્યય કરે છે તેઓ યથાર્થ લાભને પ્રાપ્ત કરી શકતા નથી, તેમજ જેઓ ઉપકાર લેવાની બુદ્ધિથી લક્ષ્મીનો વ્યય કરે છે, તેવા મનુષ્યો મધ્યમ ફલને પ્રાપ્ત કરી શકે છે; પણ જેઓ પ્રતિફલની ઈચ્છા વિના વિવેકદષ્ટિથી લક્ષ્મીનો સદુપયોગ કરે છે, તેઓ ઉત્તમ ફળ પ્રાપ્ત કરી શકે છે. મનુષ્યો જો આમ વિચારે અને સમજે તો લક્ષ્મીનો સદુપયોગ કર્યા વિના રહે નહિ.

જેઓ લક્ષ્મીના અભિમાનમાં ભ્રાન્ત થએલા છે, તેઓ જાતિવડે ભલે મનુષ્યો હોય, પણ સદ્ગુણો વિના મનુષ્યની કોટીમાં ગણી શકાય નહીં. જેઓ અનેક પ્રકારના વૈભવોથી પોતાની કાયાને પોષે છે અને મોજશોખમાં લાખોં રૂપૈયાનો ધુમાડો કરી દે છે, તેઓ સ્વાર્થી છે; જેથી તેઓ ઉચ્ચ મનુષ્યકોટીમાં પ્રવેશી શકતા નથી. અન્યોના આત્માઓને દુઃખી દેખી જેના આત્મામાં દયાની બુદ્ધિ પ્રગટતી નથી, તેઓ નિર્દય

અવતારોવાળા જાણવા. પોતાના આત્માને જેમ સુખ પ્રિય લાગે છે; તેમ અન્યોના આત્માઓને પણ સુખ પ્રિય લાગે છે. અન્યોના આત્માઓને જે જે દુઃખો પડતાં હોય, તેનું નિવારણ કરવા પોતાની લક્ષ્મીનો વ્યય ન થાય તો તે લક્ષ્મી નથી, પણ તે ધૂળ કરતાં પણ નકામી છે. સાધુ સાધ્વી આદિ સુક્ષેત્રોમાં લક્ષ્મીનો સદુપયોગ કરતાં જગત્‌માં ધર્મનો ફેલાવો થાય છે અને પોતાને પુણ્યની પ્રાપ્તિ થાય છે. લક્ષ્મીનો તત્ત્વજ્ઞાનના ફેલાવામાં સદુપયોગ કરવાથી અનેક પ્રકારના ફાયદા થાય છે અને અજ્ઞોને પણ સુજ્ઞો કરી શકાય છે.

સંત પુરૂષોની ભક્તિ માટે લક્ષ્મીનો સદુપયોગ કરવાથી જગતનું-સદ્વિચાર અને સદુપદેશવડે ભલું કરી શકાય છે. ગુરૂકૂળો વગેરેમાં લક્ષ્મીનો સદુપયોગ કરવાથી ભવિષ્યમાં ઉન્નતિ કરનાર મનુષ્યો બનાવી શકાય છે અને તેથી ધર્મનો ફેલાવો કરી શકાય છે. સદ્‌ગુણો પામેલા મનુષ્યોથી જગતનું ભલું થાય છે, માટે સદ્‌ગુણધારકોને લક્ષ્મીવડે મદદ કરવાની જરૂર છે. શ્રાવકો અને શ્રાવિકાઓના ભલા માટે લક્ષ્મીવન્તોએ ભક્તિના પરિણામ વડે, તેવા ઉત્તમ ક્ષેત્રમાં લક્ષ્મીનો વ્યય કરવો જોઈએ. યોગના અભ્યાસી એવા મુનિરાજોની ભક્તિ કરવી જોઈએ. જૈનતત્ત્વયોગની પાઠશાલાઓમાં લક્ષ્મીનો સદુપયોગ કરવો જોઇએ. ગૃહસ્થ મનુષ્યોએ લક્ષ્મીનો સદુપયોગ કરી મનુષ્ય ભવની સફલતા કરવી જોઇએ, અથવા પરિગ્રહનો ત્યાગ કરી ત્યાગાવસ્થા ગ્રહણ કરવી જોઇએ, કે જેથી આત્મકલ્યાણ થાય; એમ સુમતિ શિખવે છે, અર્થાત્ આત્માના ગુણોનો પ્રકાશ કરવા સુમતિ વિવેકને પ્રગટાવે છે.

સુમતિથી બ્રહ્મચર્ય ગુણ ધારણ કરવાનો ઉત્સાહ પ્રગટે છે. ભૂતકાળમાં અનેક મનુષ્યોએ બ્રહ્મચર્ય ધારણ કરી સદ્ગતિને પ્રાપ્ત કરી છે અને ભવિષ્યમાં પણ અનેક મનુષ્યો સદ્ગતિને પ્રાપ્ત કરશે. બ્રહ્મચર્યની શક્તિ સમાન અન્ય કોઈ શક્તિ નથી. બ્રહ્મચર્ય ગુણને દેવતાઓ અને ઇન્દ્રો પણ નમસ્કાર કરે છે. બ્રહ્મસ્વરૂપમાં સદાકાલ રમણતા કરવાને માટે બાહ્ય બ્રહ્મચર્યની પણ આવશ્યકતા છે. પૂર્વના વખતમાં મનુષ્યો બ્રહ્મચર્ય લાંબા વખત પર્યંત પાળ્યાબાદ ગૃહસ્થાશ્રમમાં જોડાતા હતા, તેથી તેઓ મહત્ કાર્યો કરવાને શક્તિમાન્ થતા હતા; હાલમાં બાળલગ્ન વગેરેથી આર્યદેશના મનુષ્યોની પડતી દશા થઈ છે અને તેથી તેઓ મગજથી ઉત્તમ-દીર્ઘવિચાર કરવાને શક્તિમાન્ બનતા નથી. પુરૂષે પચ્ચીશ વર્ષ પર્યંત અને કન્યાએ વીશ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળવું જોઇએ. બ્રહ્મચર્યની રક્ષા અને તત્ત્વવિદ્યાની ઉપાસના માટે

નિર્જન સ્નાનમાં ગુરૂકૂળો સ્થાપવાની જરૂર છે. બ્રહ્મચર્યના સંરક્ષણથી વિદ્યાનું મનન સારી રીતે થાય છે. શ્રીહેમચન્દ્રાચાર્ય, શ્રી હીરવિજયસૂરિ, શ્રી મુનિ સુન્દરસૂરિ, શ્રી યશોવિજયજી ઉપાધ્યાય, વગેરે સમર્થ પુરૂષોએ બ્રહ્મચર્યના પ્રતાપથી જૈન ધર્મની ઉન્નતિ કરી હતી. બ્રહ્મચર્યના પ્રતાપથી મનુષ્યો સ્વર્ગીય દેવોની પાસે પોતાનું કાર્ય કરાવે છે. મોજ શોખની વાડીમાં બાલ્યાવસ્થાથી નાનાં નાનાં બાળકો પડી જાય છે, તેથી તેઓ કામના પદાર્થો તરફ આકર્ષાય છે અને તેથી વિપરીત પરિણામના પાત્ર બને છે. બાલકની ઉત્તમ ચડતી દશા કરવાની ઇચ્છા હોય તો ગુરૂકૂળો જેવા આશ્રમોની જરૂર સ્વીકારવી જોઇએ. પૂર્વના જૈનોની ઉન્નતિમાં બ્રહ્મચર્ય એ પણ એક સબલ કારણ હતું. સર્વ વ્રતોમાં બ્રહ્મચર્યને સમુદ્રની ઉપમા આપવામાં આવી છે; તેનું રહસ્ય અત્યન્ત સૂક્ષ્મ છે. સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં કરવાં હોય તો બ્રહ્મચર્યની ખાસ જરૂર છે. આધુનિક સમયમાં ગૃહસ્થાશ્રમની પૂર્વે વીશ વર્ષ પર્યંત તો અવશ્ય બ્રહ્મચર્યને સારી રીતે પાળવું જોઈએ. આ સંબન્ધી જૈનો ખાસ લક્ષ્ય આપશે તો ગૃહસ્થધર્મની ઉન્નતિ થશે અને સાધુ ધર્મની પણ ઉન્નતિ થશે. સુમતિથી બ્રહ્મચર્યના ઉપર્યુક્ત માહાત્મ્યને સાચું જાણી શકાય છે અને તેને સારી રીતે પાળી શકાય છે. આત્માના જ્ઞાનાદિ સદ્‌ગુણોનો પ્રકાશ કરવાની તેમજ ભિન્ન ભિન્ન વિચાર મત સહિષ્ણુતાની પ્રેરણા સુમતિ કરે છે. જગત્‌માં મનુષ્યોનો કોઈપણ વિષય સંબન્ધી એકસરખો મત હોતો નથી; સર્વના વિચારો જુદા જુદા હોવા છતાં, અપેક્ષાવાદથી ભિન્ન ભિન્ન વિચારોમાં રહેલું સત્ય તારવી લેવું અને જે જે અસત્ય વિચારો હોય તે સંબન્ધી મૌન રહી સહનશીલતા ધારણ કરવી, આ કંઈ સામાન્ય કાર્ય ગણાય નહિ. વિચારોની ભિન્નતાથી વ્યક્તિ ઉપર દ્વેષ કરવામાં આવે છે, તેથી વ્યક્તિ કલહયુદ્ધનું રમખાણ બને છે. જે જે મનુષ્યો પોતાનાથી ભિન્ન વિચારો કરે તેને વિરોધી દુશ્મનો માની લેઇને; તેનું અશુભ કરવા વા તેની જાતિ નિન્દા કરવા કટીબદ્ધ થવાથી, મનુષ્યની કોટીમાં પ્રવેશવાનો હક્ક રહેતો નથી. ધર્મભેદ અને વિચારભેદનો ઝઘડો પરિપૂર્ણ સમાવીને તથા ચુકાવીને આ દુનિયામાંથી કોઈ ગયો નથી. શ્રી તીર્થંકરોના સામા પણ વિરૂદ્ધ વિચારો ધરાવનારા તથા ભિન્ન ધર્મ ધારનારા મનુષ્યો હતા. શ્રીતીર્થંકરોએ તેમના કુવિચારોને તથા તેમના ધર્મની અસત્યતાને દર્શાવી છે અને સર્વજ્ઞ દૃષ્ટિવડે સત્ય પ્રકાશ્યું છે, પણ તેઓશ્રીએ ધર્મભેદ થવાથી, અથવા વિચારભેદ થવાથી જાતિનિન્દા, કલેશ અને અશુભ કરવાનાં પરિણામ, વગેરેને ત્યાગ કરવાનો ઉપદેશ આપ્યો છે. પોતાથી ભિન્ન વિચારોવાળા તથા ભિન્ન ધર્મો-

વાળા મનુષ્યોપર કરુણાભાવ ચિન્તવવો અને મૈત્રીભાવ ધારણ કરવો, પણ વ્યક્તિદ્વેષ યુદ્ધ, નિન્દા, વગેરેમાં પડવું ન જોઇએ. કેટલાક મનુષ્યોને તો એવી વૃત્તિ હોય છે કે, પોતાનાથી ભિન્ન વિચારકોના મુખ સામું પણ કદી જોવું નહિ; તેઓના કોઈ ભિન્ન વિચારથી તેઓનું સર્વ ખોટું છે એમ માની લેઈ, પ્રતિપક્ષી વિચાર કરનારાઓને પશુ પંખીથી પણ હલકા ગણે છે અને તેઓને દોષ દૃષ્ટિથી નિહાળે છે; પ્રસંગ આવે તેઓની નિન્દા કરવાને ચૂકતા નથી, તેમ ભિન્ન ધર્મભેદ આદિથી તેઓને દેખતાંજ ક્રોધના આવેશમાં આવી જાય છે; આવી તેઓની અસહિષ્ણુતાથી તેઓ પોતાની ઉચ્ચ દશા કરવા શક્તિમાન્ થતા નથી અને અન્યોનું પણ શ્રેયઃ કરવા શક્તિમાન્ થતા નથી. જે મનુષ્ય વિચારભેદ અને ધર્મભેદની સહિષ્ણુતાને ધારણ કરવા સમર્થ થાય છે, તે અન્યો કરતાં આગળ વધે છે અને સ્વપરનું કલ્યાણ કરવા સમર્થ થાય છે. ધર્મભેદની સહિષ્ણુતાને ધારણ કરનારા મનુષ્યો પોતાના ધર્મનો ફેલાવો કરી શકે છે અને અન્યોને ઉપદ્રવ કરતા નથી. મતભેદની સહિષ્ણુતા ધારણ કરવા પ્રયત્ન કરવો જોઈએ; એમ સુમતિ શીખવે છે. જૈનધર્મમાં કેટલાક ફાંટા પડી ગયા છે, પણ ધર્મભેદની સહિષ્ણુતા રાખવાથી પરસ્પર કલેશ ન થાય તેમ વર્તી શકાય છે.

સુમતિથી આત્માનો સહજ આનન્દ પ્રાપ્ત કરવા પ્રવૃત્તિ થાય છે. સત્ય આનન્દની પ્રાપ્તિ વિના મનુષ્યના જીવનમાં અને પશુ આદિના જીવનમાં ભેદ જણાતો નથી. સત્ય સુખનું સ્વરૂપ સમજવું અને તેની ગમે તે ઉપાયોથી પ્રાપ્તિ કરવી, તેજ મનુષ્ય જીંદગીનું ફળ છે. મનમાં રાગ અને દ્વેષ જે વખતે હોતો નથી તે વખતે કંઇંક સહજ આનન્દનું ભાન થાય છે. મનોવૃત્તિમાં ઉત્પન્ન થતા એવા બાહ્યભાવના ચિન્તાદિ વિચારોને શમાવવાથી અને આત્મસ્વરૂપમાં તન્મય થવાથી આત્માનો સહજ આનન્દ અનુભવાય છે. આત્મા આનન્દનો મહાસાગર છે. આત્મામાંજ આનન્દ છે. આત્માને મૂકી આનન્દની પ્રાપ્તિ માટે અન્યત્ર પરિભ્રમણ કરવાની જરૂર નથી. પૂર્વે જે જે મોટા મહાત્માઓ થયા તેઓએ આત્મામાંજ આનન્દ શોધ્યો હતો અને આત્મામાં રહેલું પરમાત્મતત્ત્વ પ્રગટ કર્યું હતું. બાહ્ય ક્ષણિક—મનોહર પદાર્થોના ઉપભોગ આદિથી જે ક્ષણિક આનન્દને વેદવામાં આવે છે, તે સદાકાળ રહેતો નથી અને વસ્તુતઃ જોતાં તે ક્ષણિક આનન્દનો લેશ પણ જડ વસ્તુઓમાંથી પ્રગટયો હોય એમ જણાતું નથી. ખાતાં પીતાં અને પદાર્થોને જોતાં જે કિંચિત્ આનન્દ થાય છે, તે પણ બાહ્ય વસ્તુઓમાંથી નીકળીને મનમાં પ્રવેશેલો આનન્દ નથી. બાહ્ય વસ્તુઓમાં

આનન્દ નથી, પણ બાહ્ય વસ્તુઓની મદદથી શાતા વેદનીયજન્ય આનન્દનો અનુભવ લેવાય છે. મનમાં થતા રાગ અને દ્વેષના વિકલ્પોને પરિહરી જો આત્મધ્યાન ધરવામાં આવે તો, આત્માના સહજ આનન્દની પ્રતીતિ થાય છે અને તેથી આત્માના નિત્ય સુખનો નિર્ધાર થાય છે તથા આત્માના નિત્ય સુખનો નિર્ધાર થવાથી, બાહ્ય સુખહેતુભૂત વસ્તુઓનો ત્યાગ કરી શકાય છે. જે મનુષ્યો આત્મસુખનો નિશ્ચય કરી શકતા નથી તે બાહ્ય વસ્તુઓને સુખકર માને છે અને તેનો ત્યાગ કરી શકતા નથી. આત્મસુખની પ્રતીતિ થયા વિના કદાપિ સ્ત્રીઆદિનો ત્યાગ કરવામાં આવે, પણ મન પાછું બાહ્ય વસ્તુઓમાં દોડે છે અને બાહ્યના ત્યાગનો ત્યાગ કરાવે છે, અર્થાત્ ત્યાગીનો વેષ પહેર્યા છતાં રાગીની પેઠે મનોવૃત્તિથી વિલાસોના અધીન થવું પડે છે અને તેથી ત્યાગાવસ્થામાં અધિકાર પ્રમાણે આત્મિક સુખ પ્રાપ્ત કરી શકાતું નથી, માટે આત્માના સત્ય સુખની પ્રાપ્તિ માટે, જ્ઞાન, ધ્યાનમાં રમણતા કરવી જોઈએ. આત્મસુખનો અનુભવ થવાથી, સ્વયમેવ બાહ્ય પદાર્થોની લાલચ અને તેની ચિન્તાઓ ટળે છે તથા તેનો ત્યાગ થવાથી ખરૂં ત્યાગીપણું પ્રગટે છે, માટે આત્મસુખનો અનુભવ કરવો જોઇએ. ત્યાગાવસ્થાનો મુખ્ય ઉદ્દેશ એ છે કે, આત્મજ્ઞાનવડે આત્મસુખની પ્રાપ્તિ કરવી. સાંસારિક સંબન્ધથી દૂર રહેતાં રાગ અને દ્વેષના વેગો શમે છે અને તેથી સત્યસુખનો અનુભવ કરી શકાય છે. યોગીઓ વગડામાં અને ગુફામાં રહીને આત્મતત્ત્વનું ધ્યાન ધરે છે અને તેથી તેઓ આત્મસુખનો અનુભવ કરવા અધિકારી બને છે. આત્મતત્ત્વ આરાધકોના શુભ સંકલ્પથી અને તેઓના જ્ઞાનથી જગતનું કલ્યાણ થાય છે. આત્મશક્તિયોને પ્રગટાવ્યા વિના જગતનું કલ્યાણ કરવા કોઈ સમર્થ થતો નથી. યોગવિદ્યાથી સંયમની શક્તિયો ખીલે છે અને તેથી જગત્‌ને તેનો લાભ મળે છે. કોઈ એમ કહેતા હોય કે, યોગી અગર સાધુ થવાથી જગત્‌ને કંઈ ફાયદો થતો નથી ! આમ તેમનું બોલવું શશશૃંગવત્ અસત્ય છે. તત્સંબન્ધી જો લખવા ધાર્યું હોય તો મોટો એક ગ્રંથ લખાય તેટલા વિચારો પરિસ્ફુરે છે.

સંસાર સુધારામાં પણ સુમતિની ખાસ આવશ્યકતા છે. કુમતિની પ્રેરણાથી સંસાર સુધારો કરનારાઓ અવનતિના ખાડામાં ઉતરે છે અને દુનિયાને પણ અવનતિના ખાડામાં ઉતારે છે. સુમતિની પ્રેરણાથી સંસારમાં સમ્યક્ સુધારાઓ કરવાની વૃત્તિ થાય છે. સુમતિની પ્રેરણાથી જગતમાં શાન્તિ અને સમ્પના હેતુઓ રચાય છે. સુમતિની

પ્રેરણાથી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અપેક્ષાએ જે જે બાબતોમાં સત્ય હોય, તે સુજી આવે છે અને તેનો આદર કરવામાં આવે છે. ઢંકાયલું સત્ય પણ સુમતિથી પ્રગટી નીકળે છે. સુમતિવડે સત્ય ધન અને સત્ય સ્થાનની શોધ થાય છે. સુમતિની પ્રેરણાથી દુનિયા નીતિના માર્ગપર ચાલે છે. નીતિના સિદ્ધાન્તોને રચવાની પ્રેરણા કરનાર સુમતિ છે.

ચઉદ પ્રકારનાં ગુણ સ્થાનક છે, સદ્ગુણોવડે ઉપર ઉપરનાં ગુણસ્થાનકોની પ્રાપ્તિ થાય છે. સુમતિની પ્રેરણાથી અનેક ભવ્ય જીવોએ પૂર્વકાળમાં મોક્ષપદને પ્રાપ્ત કર્યું છે. વર્તમાનકાળમાં સુમતિની પ્રેરણાથી અનેક મનુષ્યો ચારિત્રમાર્ગને અંગીકાર કરે છે. સુમતિની પ્રેરણાવડે મનુષ્યો પોતાનું સામર્થ્ય પ્રગટાવવાને શક્તિમાન્ થાય છે. સુમતિની પ્રેરણાથી મનુષ્યો ધર્મધ્યાન અને શુક્લ ધ્યાનમાં પ્રવેશે છે. સુમતિની દૃષ્ટિ અમૃતસમાન છે અને કુમતિની દૃષ્ટિ વિષસમાન છે. સુમતિથી આત્મા પોતાના શુદ્ધસ્વરૂપને પ્રાપ્ત કરે છે. કોઇપણ મનુષ્યમાં સદાચાર, સદ્વિચાર અને પરમાર્થની વૃત્તિ હોયતો સમજવું કે, તે હવે મુક્તિના માર્ગ સન્મુખ ગમન કરે છે; સુમતિનો પ્રકાશ અત્યંત અવર્ણનીય છે. સૂર્ય જ્યાં પ્રકાશી શકતો નથી, ત્યાં સુમતિ પ્રકાશ કરે છે; એવી સુમતિની દશા છે. આવી સુમતિનો સંગ જે મનુષ્યો કરે છે, તે સહજ સુખને પ્રાપ્ત કરે છે.

સુમતિ આત્માની સત્ય સ્ત્રી છે, તેથી તે પોતાના સ્વામી ચેતનને પોતાનું ખરૂં સ્વરૂપ સમજાવીને તેમને પોતાના ઘરમાં લાવવા પ્રયત્ન કરે, તે બરાબર વિવેકનું કાર્ય છે. સુમતિ પોતાના સ્વામીના ઉપરજ પરિપૂર્ણ પ્રેમ ધારણ કરે છે અને તેથી તે પતિવ્રતાના ધર્મને ધારણ કરનારી કહેવાય છે. તે પોતાના સ્વામિને પ્રાણજીવન એ વિશેષણથી સંબોધીને પ્રાર્થના કરે છે. હવે વિચારો કે, તેને પોતાના સ્વામિ વિના જગત્માં શું આદેય છે? અલબત કંઇ નથી. પોતાના સ્વામિને સતી સ્ત્રી ગમે તેવા પ્રસંગોમાં મિષ્ટ શબ્દોથી બોલાવે છે અને કથે છે કે, હે સ્વામિન્! કુમતિની સંગતિથી એક તલમાત્ર જેટલો પણ લાભ નથી; અંશમાત્ર પણ તમારૂં શ્રેય નથી, ઉલટું કુમતિના ઘેર તમે જાઓછો અને તેની પૂર્વોક્ત ચેષ્ટાઓમાં સપડાઓછો, તથા અનેક પ્રકારની દુઃખની પરંપરામાં ફસાઓ છો તેથી તમારી શોભા એક તલમાત્ર પણ રહેતી નથી. કુમતિની સંગતિથી તમારા ઉપર જાદુઈ અસર થાય છે અને તમે પોતાના મૂળ-શુદ્ધ ધર્મને ભૂલો છો, એટલુંજ નહિ પણ ઉલટું અસત્યમાં સત્યની બુદ્ધિને ધારણ કરો છો. અહો! તમારી

આવી ભૂલ તમને કેમ દેખાતી નથી? સુમતિનો આદેયરૂપ આ ઉપદેશ અન્તરમાં ધારણ કરવા લાયક છે. સુમતિ પોતાના આત્મપતિને ઉચ્ચ સત્યવિવેક કરાવવા જે ઉપદેશ આપે છે તે અમૂલ્ય અને હૃદયદ્રાવક છે. હવે તે પુનઃ નીચેપ્રમાણે પોતાના પતિને સંબોધી કથે છે.

**उनसें मांगु दिन नांहि एक, इत पकरि लाल छरि करि विवेक॰ ॥**
**॥ प्यारे॰ ॥ २ ॥**

**उत शठता माया मानडुंब, इत रुजुता मृदुता मानो कुडुंब॰ ॥**
**॥ प्यारे॰ ॥ ३ ॥**

ભાવાર્થઃ—સુમતિ કથે છે કે, હું કુમતિ પાસે એક દિવસની તમારી માગણી કરૂં નહિ; કુમતિને એમ કદાપિ નહિ કહું કે તું મારા સ્વામિને એક દિવસ માટે આપ, કેમકે પતિવ્રતા સ્ત્રી કદાપિકાળે વ્યભિચારિ સ્ત્રીની પાસે પોતાના પતિની એક દિવસ માટે પણ માગણી કરી શકે નહિ હવે અત્ર તો હે લાલ! વિવેક કરીને છરી પકડી છે અર્થાત્ છરી (છ રીત) ગ્રહણ કરી છે અને તેથી સ્વયમેવ તમારે મારી પાસે આવવું પડશે. (૧) ભૂમિશયન, (૨) પરપુરૂષ ત્યાગ, (૩) આવશ્યક કૃત્ય-(૪) સચિત્ત ત્યાગ, (૫) એકાશન, (૬) અને ગુરૂસાથે પાદવિહાર, આ છ રીતને છરી કહેવામાં આવે છે. સુમતિ કથે છે કે, અન્તરમાં રહેલી ધારણારૂપ ભૂમિમાં હું શયન કરીશ અને પરભાવરૂપ પરપુરૂષનો ત્યાગ કરીશ. પરભાવરૂપ પરપુરૂષના સામું પણ નિરખીશ નહિ. આવશ્યક કરણીવડે હું અન્તરના અસંખ્યાત પ્રદેશમાં વિચરીશ. અન્ય જીવોના પ્રાણનો નાશ ન થાય તેવા પ્રકારથી જ્ઞાનામૃતનું ભોજન કરીશ. એક શુદ્ધસ્વરૂપ આહારનુંજ ભોજન કરીશ અને અનુભવ જ્ઞાનરૂપ સદ્ગુરૂની સાથે અન્તરના પ્રદેશમાં જ્ઞાન અને ક્રિયા એ બે પાદથી ગમન કરીશ. આ છ રીતિને અન્તરમાં ધારણ કરી આપની પ્રાપ્તિ કરવા દૃઢ સંકલ્પ કરૂં છું. પરમાત્મસ્વામિની યાત્રા કરવા જનાર યાત્રાળુઓ, સ્થૂલપણે આ છરી પાળે છે અને તેથી તેઓ યાત્રાની સફલતા કરે છે. અન્તરમાં આ પ્રમાણે છરી પાળવાથી હે ચેતન સ્વામિન્! કઈ વસ્તુનું આકર્ષણ ન કરી શકાય? અર્થાત્, મારી શુદ્ધ ભક્તિના પ્રતાપથી આપને હું પ્રાપ્ત કરીશ. હે ચેતન સ્વામિન્! કુમતિની પાસે તો શઠતા, માયા અને માનરૂપ ડુંબો છે, અને તેથીજ તે નીચ જાતિ અને નીચ કર્મ કરનારી છે, એમ જ્ઞાનિ પુરૂષો તુર્ત અવબોધી શકે છે. જગત્માં કુમતિ વિના કોઈ સ્થાને લુચ્ચાઈ દેખવામાં આવતી નથી. જ્યાં કુમતિનો સંચાર થાય છે ત્યાં, શઠતા, કપટ અને અહંકારનો

પણ પ્રવેશ થાય છે. જ્યાં કુમતિનો સંચાર થતો નથી ત્યાં, શઠતા, કપટ અને અહંકારાદિનું ગમન પણ થતું નથી: રાવણના મનમાં પ્રવેશીને કુમતિએ માનને બોલાવ્યો અને રાવણનો નાશ કર્યો. કૌરવોના મનમાં પ્રવેશ કરીને કુમતિએ મોટું યુદ્ધ મંડાવ્યું અને કૌરવોનો નાશ કર્યો. પ્રાણીમાત્રને કુમતિ ઉન્માર્ગમાં લેઈ જાય છે અને સંસારમાં રાખે છે. કુમતિના વશમાં થએલા મનુષ્યો, કપટ, અહંકાર અને લુચ્ચાઈ કરવામાં પોતાનું અમૂલ્ય જીવન ગુમાવે છે. સંસાર નગરમાં અનેક પ્રકારના શરીરરૂપ વેષ ગ્રહાવીને, ચોરાશીલાખ જીવયોનિરૂપ ચોકમાં જીવોને કુમતિ નચાવે છે. એકજ માતાના બે પુત્રોને સ્વાર્થે અને વિષયના સંબન્ધમાં અન્ધ બનાવીને તેઓને પરસ્પર લડાવી મારનાર કુમતિ છે–સર્વ જીવો પોતાના આત્મસમાન છે, તોપણ તેઓના ઉપર હિંસકભાવ પ્રેરનાર કુમતિ છે. ધન, રાજ્ય અને સત્તામાં મોહ પમાડીને જીવોને અહંકારના સમુદ્રમાં કુમતિ નાખે છે. મનુષ્યોમાં અનેક સ્વાર્થે સંબન્ધોને લેઈ કપટકળાઓ કરાવીને તેઓનું પરસ્પર નિકંદન કરાવનાર કુમતિ છે.

હે આત્મન્! અત્રતો ૠજુતા અને મૃદુતા આદિ ખરૂં કુટુંબ છે. સુમતિની પાસે આવતાં ૠજુતા, મૃદુતા, નિર્લોભતા, સમિતિ અને ગુપ્તિ આદિ પોતાના કુટુંબનો મેળાપ થશે અને તેથી તમને સ્વભાવેજ સહજાનન્દની ખુમારીનો લાભ મળશે; આ રીતે સુમતિ બન્ને તરફનું ખરૂં સ્વરૂપ પ્રગટ કરીને દેખાડે છે.

**उत आस तृष्णा लोभ कोह, इत सांत दांत संतोष सोह. ॥**
**॥ प्या० ॥ ४ ॥**

**उत कला क़लंकी पाप व्याप, इत खेले आनन्दघनभूप आप. ॥**
**॥ प्या० ॥ ५ ॥**

**ભાવાર્થઃ**—હે સ્વામિન્! કુમતિના ત્યાંતો, આશા, તૃષ્ણા, લોભ અને ક્રોધ વસેલ છે. કુમતિની પ્રેરણાથી દેવતા, મનુષ્યો અને પશુ પંખી વગેરે પ્રાણીઓ અનેક પ્રકારની આશાઓ કરે છે. જગત્માં આશાસમાન કોઇ મનનું દુઃખ નથી–અનેક પ્રકારના પદાર્થોની આશાથી મનુષ્યો, અનેક પ્રકારનાં માનસિક દુઃખો પ્રગટ કરે છે. કુમતિના ફન્દમાં ફસેલા જીવો, તૃષ્ણાના તાપથી તૃપ્ત થઇ હાયવરાળ કર્યા કરે છે. તૃષ્ણાથી કોઇપણ જીવને ખરી શાન્તિ પ્રગટી નથી–મોટા મોટા પ્રોફેસરોના હૃદયને તૃષ્ણા બાળીને ભસ્મ કરે છે. જગત્ના જીવો તૃષ્ણાના

તાપથી રાત્રી અને દિવસ જરામાત્ર પણ શાન્તિનો અનુભવ કરી શકતા નથી. તૃષ્ણાથી રાજાઓ પણ રંકની પેઠે આચરણ કરે છે. તૃષ્ણારૂપ દાવાનલમાં પડેલા જીવો કયાંથી સુખ પામી શકે?–કુમતિની પ્રેરણાથી જીવો લોભસાગરમાં બુડે છે. લોભસાગરનો કોઈ પાર પામી શકતો નથી. જગત્‌માં લોભસમાન કોઇ દુઃખ દેનાર નથી. લોભી જીવ કયું પાપ કરી શકતો નથી? લોભી મનુષ્ય, છતી આંખે સત્યને દેખી શકતો નથી. મનુષ્યો લોભવડે અન્ય જીવોનાં દુઃખ દૂર કરવા- લક્ષ્મી, સત્તા અને કાયાનો ઉપયોગ કરી શકતા નથી. મનુષ્ય ઉચ્ચ શ્રેણિએ ચડવા પ્રયત્ન કરે છે, કિન્તુ લોભ તેનો પગ ખેંચીને હેઠળ પાડે છે. મનુષ્ય, સદ્‌ગુણરૂપ પુષ્પથી ખીલી ઉઠેલા બાગમાં વિહાર કરવા પ્રયત્ન કરે છે, ત્યારે લોભ તેને દુર્ગુણરૂપ વિષ્ટાના ખાડામાં નાંખી દે છે, લોભના પાસમાં ફસાયલા જીવો અનીતિ માર્ગમાં ગમન કરે છે- સિકંદર બાદશાહે લોભથી લાખો મનુષ્યોના પ્રાણ લીધા, પણ અન્તે તેને બે હાથ ઘસવા પડયા. નવનન્દ રાજાઓએ સમુદ્રમાં લોભવડે સુવ- ર્ણની ડુંગરીઓ (ટેકરીઓ) બનાવી, પણ મરણ પશ્ચાત્ તેઓ સાથે કંઇપણ લેઈ ગયા નહિ. કુમતિના લીધે કાળા નાગસમાન હૃદયમાં ક્રોધ પ્રગટે છે અને તે–દયા–પ્રેમ–મિત્રતા અને સંપનો ક્ષણમાત્રમાં નાશ કરે છે–કુમતિને ત્યાં તો ઉપર્યુક્ત દુઃખકર પરિવાર છે. સુમતિ કહે છે કે, અહિયાં તો–શાન્ત–દાન્ત અને સન્તોષ ગુણની શોભા બની રહી છે; શાન્ત અને દાન્ત ગુણથી વૈર વિરોધ અને ઇન્દ્રિયોના વિષ- યોનું જોર ટળી જાય છે, શાન્ત ગુણથી મનુષ્ય જ્યાં ત્યાં પૂજાય છે અને તે મુક્તિ મહેલના પગથીયાપર ચઢી શકે છે. દાન્તગુણથી મનુષ્ય, મનની આરોગ્યતા સાચવી શકે છે અને એક, ધર્મયોદ્ધા તરીકે જગ- ત્‌માં પ્રખ્યાત થાય છે; ઇન્દ્રિયોને દમ્યા વિના દાન્તગુણ પ્રાપ્ત કરી શકાતો નથી. શાન્ત અને દાન્તગુણવડે મોહરાજાનો પરાજય કરી શકાય છે. ક્રોધનો નાશ કરવા શાન્તગુણ સમાન અન્ય કોઈ યોદ્ધો નથી. સન્તોષ ગુણની શોભાનું વર્ણન કરીએ તેટલું અલ્પ છે. લોભરૂપ સમુદ્રને, સન્તોષરૂપ અગસ્તિ મુની પી જાય છે. લોભના અનેક વિકા- રોને હઠાવી દેનાર સન્તોષરૂપ રસાયનનો અપૂર્વ મહિમા છે. સન્તો- ષરૂપ સૂર્યનાં કિરણો મનરૂપ પૃથ્વીપર પડતાં, લોભરૂપ અન્ધકાર પલા- યન કરી જાય છે. સન્તોષરૂપ અગ્નિ, લોભરૂપ કર્મકાષ્ઠને બાળી ભસ્મ કરે છે. સંતોષરૂપ સિંહનો મનરૂપ વનમાં પ્રવેશ થતાં લોભાદિ મૃગ પ્રાણીઓ આડાંઅવળાં ભાગી જાય છે. સન્તોષરૂપ મેઘની વૃષ્ટિ થતાં લોભરૂપ તાપની ક્ષણમાં શાન્તિ થઈ જાય છે. સન્તોષરૂપ ગરૂડને

દેખતાંજ લોભરૂપ સર્પ નાસી જાય છે. જગત્માં સંતોષ સમાન કોઇ સુખ નથી. સુમતિ કથે છે કે, હે ચેતન સ્વામિન્! મારે ત્યાં ઉપર્યુક્ત શાન્ત, દાન્ત અને સન્તોષાદિ પરિવાર છે. જેની કલંકવાળી કલા છે એવું પાપ કુમતિને વ્યાપી રહ્યું છે, અર્થાત્ કલંકી પાપનું સ્થાન કુમતિ છે; કુમતિ થતાંજ પાપ પ્રગટ થાય છે. અશુભાશ્રવનું મૂળ કુમતિ છે. કુમતિથી પાપની રાશિ પેદા થાય છે. જે જીવો કુમતિના વશમાં પડ્યા છે તે જીવો પાપ કર્મથી બંધાય છે; મનમાં કુબુદ્ધિ ઉત્પન્ન થઈ એટલે જીવને પાપ લાગે છે એમ જીવોએ સમજવું. કુમતિના ઘરની આવી દશા છે અને હે ચેતન! મારા ઘરમાં તો આનન્દનો ઘન જેમાં છે એવા આપ-ત્રણ ભુવનના ભૂપ વિરાજી શકો છો. કુમતિના ઘેર નીચ દુષ્ટોનો વાસ છે અને અત્ર તો આપજ ખેલી શકો છો અને અનન્ત સુખનો ભોગ લેઈ શકો છો, આપના વિના મારા ઘરમાં અન્ય કોઇને આવવાનો હક્ક નથી; આવું સુમતિનુ સંભાષણ સાંભળીને, ચેતનના હૃદયમાં વિવેક જાગૃત થયો અને તે સુમતિના ઘરમાં પધાર્યા અને સહેજ સુખમાં ખેલવા લાગ્યા એમ આનન્દઘન કહે છે.

---

## पद ७७.

(राग रामग्री.)

हमारी लय लागी प्रभुनाम. ॥ हमारी० ॥
अम्ब खास अरु गोसल खाने, दर अदालत नहि काम.॥ह०॥१॥
पंचपच्चीश पच्चास हजारी, लाख किरोरी दास ॥
खाय खरचे दिये विनु जातहे, आनन करकर श्याम.॥ह०॥२॥
इनके उनके शिवके न जीउके, उरज रहे विनुं ठाम ॥
संत सयाने कोय बतावे, आनन्दघन गुनधाम.॥ हमारी० ॥३॥

ભાવાર્થઃ—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ, પોતાની પ્રભુના નામની સાથે પોતાના ચિત્તની લય લાગી છે અને પ્રભુનામ વિના અન્ય કોઈ વસ્તુમાં સાર નથી એમ દર્શાવે છે. શ્રીમદ્ કથે છે કે, અમારા ચિત્તની લય પ્રભુના નામની સાથે લાગી છે. અરિહંતાદિ પ્રભુનાં નામોની સાથે મનને યોજવાથી અન્ય વસ્તુઓમાં ચિત્તની રમણતા થતી નથી અને પ્રભુના નામની સાથેજ મન જોડવાથી પ્રભુના જ્ઞાનાદિક ગુણોનું સ્મરણ થાય છે. જ્યાંસુધી સાલંબન ધ્યાનની યોગ્યતા છે ત્યાંસુધી, પ્રભુનું નામ સ્મરવાથી મનના દોષ ટળે છે અને આત્માના ગુણો વૃદ્ધિ પામે છે.

પ્રભુના નામનો જાપ કરવાથી પ્રભુના ઉપર પ્રેમ પ્રગટે છે અને દુનિયાની જડ વસ્તુઓનો પ્રેમ ટળે છે. પ્રભુના નામનું સ્મરણ કરવાથી આત્માની શક્તિયો ખીલે છે અને પાપકર્મની નિર્જરા થાય છે. કોઈ પણ વસ્તુનો વ્યવહાર તેના નામવિના થવાનો નથી. પ્રભુનું ધ્યાન પણ પ્રભુના નામવિના થવાનું નથી. મરણ વખતે મોટા મોટા પૂર્વધારીઓ પણ અરિહંતાદિક પ્રભુનું નામ જપે છે. નિરાલંબન ધ્યાનમાં પ્રવેશ ન કરાય ત્યાંસુધી, પ્રભુના નામ સાથે પ્રભુના સદ્‌ગુણો સ્મરવાની જરૂર છે. દુનિયામાંની કોઈ પણ વસ્તુ ખરેખર અન્તે-પરભવ જતાં-આત્માનીસાથે આવતી નથી. સાધારણ લોકોની આમ સભા હોય, અગર ઉમરાવોની ખાસ સભા હોય, ગોશાળા હોય, હાથીખાતું હોય, દરબાર અને ન્યાય ચુકવવાની અદાલત હોય, ઇત્યાદિ અનેક વસ્તુઓની મારે ઇચ્છા નથી; કેમકે દુનિયામાં રાજા કોઈ અમર રહ્યા નથી. આમ સભાઓ અને ખાસ સભાઓ પણ જલધિતરંગવત્ રૂપાન્તરતાને પામે છે. કોઈ કાયદો સદાકાલ એકસરખો રહેતો નથી; આવી દુનિયાની દશા છે, તેથી મારૂં ચિત્ત દુનિયામાં ચોંટતું નથી. દુનિયામાં ધનાર્થે મનુષ્યો પ્રયત્ન કરે છે, કિન્તુ ધનથી પણ કોઈ ઠેકાણે-કોઈ ખરી શાન્તિ પામ્યું નથી, વર્તમાનમાં પામતું નથી અને ભવિષ્યમાં પામશે નહિ, એવો અનુભવ પ્રગટ થયો છે. કોઈની પાસે પાંચ હજાર રૂપૈયા હોય, કોઈની પાસે પચ્ચીશ હજાર રૂપૈયા હોય, કોઈની પાસે પચ્ચાશ હજાર રૂપૈયા હોય, કોઈની પાસે લાખ રૂપૈયા હોય અને કોઈની પાસે કરોડ સોનૈયા વા રૂપૈયા હોય, તો પણ તેઓ અન્તે કૃપણતા આદિ દોષથી, ખાધાવિના-ખર્ચ્યાવિના અને સુપાત્રમાં દાન દીધાવિના, ધનના પોટલા અહીં મૂકીને-પરભવમાં ચાલ્યા જાય છે. મમ્મણ શેઠની પાસે અબ્જો રૂપૈયા હતા, કિન્તુ તે કૃપણતાથી અહીં મૂકીને પરભવમાં ચાલ્યો ગયો. ધનને ભેગું કરનારા મનુષ્યો ધન ઉપર પ્રાણ પાથરે છે, અર્થાત્ ધન ઉપર અત્યન્ત પ્રેમ ધારણ કરે છે, કિન્તુ ધન તો ધન ધારણ કરનારની હાંસી કરીને કથે છે કે, અરે ! લક્ષ્મીને ધારણ કરનારા શેઠીયાઓ ! અને રાજાઓ ! તમે ભૂલો છો-હું કદી કોઇની સાથે જતું નથી, તેમ મારો સ્વભાવ એક ઠેકાણે રહેવાનો પણ નથી. કરોડાધિપતિયો અને લક્ષાધિપતિયો લક્ષ્મીના દાસ બને છે, પણ તેથી તેઓ ઠરીને ઠેકાણે બેસી ખરી શાન્તિ પ્રાપ્ત કરી શકતા નથી. કોઈ દેશમાં, કોઈ નગરમાં, કોઈ ગામમાં, કોઈ જાતમાં, કોઈ કૂળમાં અને કોઈના વંશમાં, લક્ષ્મી ઠરીને રહી નથી અને રહેવાની નથી. લક્ષ્મીવન્તો લક્ષ્મીના તોરમાં અન્ય જીવોની દયા કરતા નથી, પણ અન્તે તેઓ

પસ્તાય છે અને મુખ તથા હાથ કાળા કરીને પરભવમાં ચાલ્યા જાય છે. લક્ષ્મીને ઉપાર્જન કરવાને માટે જે જે પાપો કર્યાં હોય છે તે પણ તેઓની સાથે જાય છે. પોતાનાં કરેલાં પાપકૃત્યો પોતાને ભોગવવાં પડે છે. આ ભવમાં જેઓ જેવું વાવે છે, તેવું પરભવમાં તેઓ લણે છે. લક્ષ્મીની મમતાને ધારણ કરનારા મનુષ્યો, અન્યોનું ધન ખેંચીને પોતાની પાસે એકઠું કરે છે, પણ તેથી અન્યોની કેવી દશા થશે તેનો તેઓ વિચાર કરી શકતા નથી. લક્ષ્મીવન્તો લક્ષ્મીના બળે મોક્ષ પ્રાપ્ત કરી શકવાના નથી; કિન્તુ લક્ષ્મીનો સુપાત્ર આદિમાં વ્યય કરીને વા લક્ષ્મીની ઉપાધિ તજીને–અન્તરમાં રમણતા કરીને, તેઓ પરમાત્મપદ પ્રાપ્ત કરી શકે છે. લક્ષ્મીથી મનની ચંચળતા વધે છે અને મનમાં અનેક પ્રકારની ચિન્તાઓ પ્રગટે છે, માટે લક્ષ્મીની પ્રાપ્તિથી સત્યસુખ મળતું નથી.

હૃદયકમલ સ્થિર થયાવિના અર્થાત્ આત્મા શાન્ત થયાવિના તે એનો નથી, તેનો નથી, અર્થાત્ જીવનો નથી અને શિવનો પણ નથી. હૃદયકમલ સ્થિર થવાથી ( હૃદયજ્ઞાન સ્થિર થવાથી ) પોતાનું અને પરનું ભલું કરી શકાય છે. આત્માના જ્ઞાન, દર્શન અને ચારિત્ર ગુણનો પ્રકાશ કરી શકાય છે. પરમાત્માની પરિપૂર્ણ આરાધના કરી શકાય છે અને અન્તે આત્માને પરમાત્મરૂપ કરી શકાય છે. આજ હેતુથી શ્રીમદ્ આનન્દઘનજી કથેછે કે, મારી, પ્રભુના નામની સાથે લય લાગી છે અને સંસારની ઉપાધિ તજાઈ છે. શ્રીમદ્ કથે છે કે, હવે મને સંસારમાં બિલકૂલ રૂચિ થતી નથી. કોઈ વિચક્ષણ આત્મજ્ઞાની સન્ત, આનન્દનો ઘન અને અનેક ગુણના સ્થાનભૂત એવા આત્મ-પ્રભુને બતાવે તો મારૂં કાર્ય સિદ્ધ થાય. હું તો આનન્દઘન ચેતન પ્રભુનું નામ જપ્યા કરૂં છું. સન્ત પુરૂષ કોઈ ચેતન પ્રભુને સાક્ષાત્ બતાવે તો આનન્દનો પાર રહે નહિ. ચેતનપ્રભુનું નામ દ્વારા સ્મરણ કરતાં ઘણો આનંદ થાય છે અને ઉપાધિ દુઃખો ટળી જાય છે, ત્યારે જો તે સાક્ષાત્ મળે તો દુઃખનું નામ પણ ન રહે એમાં શું આશ્ચર્ય ? શ્રીમદ્‌ના ઉપર્યુક્ત હૃદયોદ્‌ગારથી જણાય છે કે, તેઓ પરમાત્માનું ક્ષણે-ક્ષણે રટન કરતા હતા. આપણે પણ તેવી દશા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ.

---

पद ७८.

( राग रामग्री. )

जगतगुरु मेरा, मैं जगतका चेरा, मिट गया वाद विवादका घेरा.॥
॥ जगत्० ॥ १ ॥

गुरुके घरमें नवनिधि सारा, चेलेके घरमे निपट अंधारा ॥
गुरुके घर सब जरित जराया, चेलेकी मढीयां मे छपर छाया. ॥
॥ जगत्० ॥ २ ॥

गुरु मोही मारे शब्दकी लाठी, चेलेकी मति अपराधनी नाठी ॥
गुरुके घरका मरम न पाया, अकथ कहांनी आनन्दघन पाया. ॥
॥ जगत्० ॥ ३ ॥

ભાવાર્થ:—શ્રીમદ્ આનન્દઘનજી કથે છે કે, જગત્‌ના લોકોમાંથી અનેક ગુણ શિખવાના છે. સદ્ગુણોની શાળાભૂત જગત્ છે. જ્ઞાન આપનાર એવા ગુરૂઓ, જગત્‌માં પંચમહાવ્રત પાળતા છતા વિચરે છે. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ પણ જગત્‌માં ઉત્પન્ન થાયછે. તીર્થંકરો પણ જગત્‌માં ઉત્પન્ન થાય છે, તેથી-જગત્ ઘણા ગુણી પુરૂષોનું સ્થાનભૂત હોવાથી-ઘણા સદ્ગુણો જગત્‌માંથી પ્રાપ્ત કરી શકાય છે માટે એ અધ્યાત્મ શૈલીની અપેક્ષાએ જગત્‌ગુરૂ છે એમ કહી શકાય છે. જગત્‌માં વસનારા ઉત્તમ સાધુ પુરૂષો મને અનેક પ્રકારની શિક્ષાઓ આપે છે, તેમજ અનેક પ્રકારની ધર્મવિદ્યાઓનો અભ્યાસ કરાવે છે, માટે मंचाः क्रोशन्ति એ ન્યાય પેઠે જગત્‌નો હું શિષ્ય છું. જગત્‌માંથી અનેક પ્રકારના ગુણને ગ્રહી શકાય છે અને દોષને ત્યાગી શકાય છે, તેથી જગત્‌ને ગુરૂ માનીને ગુણો લેતાં અધ્યાત્મની અપેક્ષાએ વાદવિવાદનો ઝઘડો રહેતો નથી. વ્યવહારનયની અપેક્ષાએ ગુરૂ અને શિષ્યનું શાસ્ત્રાધારે સ્વરૂપ સમજવું. આત્મારૂપ ગુરૂ અને તેનો મનરૂપ શિષ્ય છે. આત્મા પોતે મનના ઉપર હુકમ કરી શકે છે અને આત્માની આજ્ઞાપ્રમાણે મન પ્રવર્તી શકે છે, તેથી મનને શિષ્યની ઉપમા આપવામાં આવી છે. આત્મારૂપ ગુરૂ, આત્મબળથી મનરૂપ શિષ્યને વશ કરી શકે છે. આત્મારૂપ ગુરૂ પ્રમાદી બની જાય છે તો મન શિષ્યનું પ્રબળ વધે છે. આત્મા અપ્રમાદી થઇને મન શિષ્યને આજ્ઞાપ્રમાણે પ્રવર્તાવી શકે છે. આત્મારૂપ ગુરૂના અસંખ્યાત પ્રદેશમાં અનન્તજ્ઞાન, અનન્તદર્શન, ક્ષાયિકચારિત્ર, ક્ષાયિકસમ્યક્ત્વ અને પાંચ પ્રકારની ક્ષાયિક દાનાદિક લબ્ધિ, એ નવ પ્રકારની શ્રેષ્ઠ નિધિ હોય છે અને મનરૂપ શિષ્યના ઘરમાં અજ્ઞાનરૂપ અંધારૂં હોય છે. આત્મારૂપ સદ્‌ગુરૂના અસંખ્યાત પ્રદેશરૂપ ઘરમાં સહજ સ્વભાવ રમણતા, આનન્દ વગેરેની અત્યંત શોભા છે અને મન ચેલાની મનોવર્ગણારૂપ મઢીમાં પુદ્ગલની વર્ગણારૂપ છપરછાયા હોય છે. આત્મારૂપ ગુરૂએ પોતાના મન ચેલાને શબ્દરૂપ લાઠી મારી અને તેથી મન ચેલાની

અપરાધ કરનારી કુમતિને કાઢી નાખી, અર્થાત્ મનમાંથી કુમતિ નાઠી. અજ્ઞાની જીવોએ આત્મારૂપ ગુરૂના ઘરનો-શાસ્ત્રજન્ય અનુભવ જ્ઞાનવિના-સાર પામ્યો નહીં, અર્થાત્ અજ્ઞાનીઓએ આત્મગુરૂનું સ્વરૂપ જાણ્યું નહીં. શ્રી આનન્દઘનજી મહારાજ કથે છે કે, ગુરૂની કૃપાથી જેનું સ્વરૂપ કથી શકાય નહીં એવા આત્માની મેં પ્રાપ્તિ કરી, અર્થાત્ આત્માને ઓળખ્યો.

---

### पद ७९.

( राग जयजयवन्ती. )

ऐसी कैसी घरवसी, जिनस अनेसीरी ॥
याही घररहिसें जगवाही, आपदहै इसीरी. ॥ ऐसी० ॥ १ ॥
परम सरम देसी घरमेंउ पेसीरी, याही तें मोहनी मैसी ॥
जगत संगैसीरी० ॥ ऐसी० ॥ २ ॥
कौरीसी गरज नेसी, गरज न चखेसीरी. (नलखेसीरी)
आनन्दघन सुनो [1]सीवंदी, अरज कहेसीरी. ॥ ऐसी० ॥३॥

ભાવાર્થ:—સુમતિ કથે છે કે, એવી કોઈ ઓર તરેહની વસ્તુ ઘરમાં આવીને કેવી રહી છે કે, જે ઘરમાં પણ તેવા પ્રકારની છે અને જગત્માં પણ તેવા પ્રકારની છે, અને એ વાતને સમજવામાં પણ આપત્તિ પડે છે, અર્થાત્ દુઃખે કરી તે વસ્તુની સમજણ પડે છે. જો એ વસ્તુ ઘરમાંજ રહે છે તો પરમ કલ્યાણને આપનારી થાય છે અને તેજ વસ્તુની એવી મોટી મોહિની છે કે તેથી જગત્ની સાથે સંબન્ધ થાય છે. એ વસ્તુની જેને પ્રાપ્તિ થાય છે તેને, કોઈની પણ ગરજ નથી અને લાખની ( લાખ રૂપૈયાની ) પણ ગરજ નથી. આનન્દના ઘન એવા હે શ્રીમાન્ આત્મન્! આ અન્તરની વસ્તુની વિજ્ઞપ્તિ કથુ છું તે સાંભળશો. અન્ય શબ્દાર્થમાં દાસી અરજ કરે છે તે હે આનન્દઘન ! સાંભળો.

---

### पद ८०.

( राग सारंग. )

चेतन! शुद्धातमकुं ध्यावो, परपरचे धामधूम सदाइ ॥
निज परचें सुख पावो. चेतन० ॥ १ ॥

ભાવાર્થ:—આનંદઘનજી મહારાજ પોતાના આત્માને કહે છે કે,

---

૧. શીરમન્દી એ દ્રાવીડ ભાષાનો શબ્દ છે તે ઉપરથી સીબંદી શબ્દ થયો છે.

હે ચેતન! તું પોતાના શુદ્ધાત્મપદનું ધ્યાન ધર; શુદ્ધાત્માનું ધ્યાન કરતાં કર્મમલીનતાનો નાશ થાય છે. જગત્માં ધ્યાનના સમાન કોઈ ઉત્તમ મોક્ષહેતુ નથી. ધ્યાન કરનારની ઉત્તમતા બતાવે છે.

॥ श्लोक ॥ ઉપદેશ પ્રાસાદમાં.

जितेंद्रियस्य धीरस्य, प्राशान्तस्य स्थिरात्मनः ।
स्थिरासनस्य नासाग्रन्यस्तनेत्रस्य योगिनः ॥ १ ॥
रुद्धवाह्यमनोवृत्तेर्धारणाधारणारयात् ।
प्रसन्नस्याप्रमत्तस्य चिदानन्दसुधालिहः ॥ २ ॥
साम्राज्यमप्रतिद्वंद्व मन्तरेव वितन्वतः ।
ध्यानिनो नोपमा लोके सदेवमनुजेऽपि हि ॥ ३ ॥

જિતેન્દ્રિય, ધીર, પ્રશાન્ત, સ્થિર, સ્થિરાત્મની અને નાસિકાના અગ્રભાગપર જેણે નેત્ર સ્થાપ્યાં છે એવા યોગીરાજની, તેમજ ધ્યેયમાં ચિત્ત સ્થિર કરવું તે ધારણા, તેના આધારથી બાહ્ય મનોવૃત્તિનો રોધ કરનાર, ચિત્તની પ્રસન્નતાને ધારણ કરનાર, અપ્રમત્ત ચિદાનન્દરૂપ અમૃતને આસ્વાદનાર, અન્તરમાં અદ્વિતીય રાગ અને દ્વેષરહિત સામ્રાજ્યને વિસ્તારનાર, એવા ધ્યાનિની, ઉપમા દેવતા કે મનુષ્યમાં કોઈ સ્થળે નથી, અર્થાત્ ધ્યાનિપુરૂષના સમાન જગત્માં કોઈ ઉત્તમ નથી. ધ્યાનસંબન્ધી કથ્યું છે કે–

॥ श्लोक ॥

ध्याता ध्यानं तथा ध्येय मेकतावगतंत्रयम्,
तस्यह्यनन्यचित्तस्य सर्वदुःखक्षयोभवेत् ॥ १ ॥

ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ ત્રણની એકયતા જેણે કરી છે એવા, અનન્ય ચિત્તવાળા યોગિનાં સર્વ દુઃખોનો ક્ષય થઈ જાય છે માટે, હે આત્મન્! પોતાના શુદ્ધસ્વરૂપનું ધ્યાન કરવામાંજ સર્વ પ્રકારની સિદ્ધિ સમજ! પરપુદ્ગલના પરિચયમાં સદાકાલ રાગ, દ્વેષ, પ્રમાદ, ઈર્ષ્યા, વિષયવાસના, ક્લેશ, દુઃખ અને જન્મ મરણની ધામધૂમ સદાકાલ વર્તે છે માટે, પરપુદ્ગલ વસ્તુના પરિચયથી કદી શાન્તિ થવાની નથી; પોતાના શુદ્ધાત્મના સંબન્ધથી હે ચેતન! તમે સુખ પામી શકો. પોતાના શુદ્ધ સ્વરૂપમાં રમણતા કરવાથી આધિ, વ્યાધિ અને ઉપાધિની અનેક પીડાઓ શમે છે અને સહજ શાંતિની હૃદયમાં ઝાંખી પ્રગટી નીકળે છે. સર્વ વસ્તુઓના સંબન્ધથી આત્મા ન્યારો છે, એમ ભાવના ભાવતાં આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપનો આશ્રય કરીને સહજ સુખ પામે છે, માટે હે ચેતન! પોતાનો પરિચય કરવાથી તમે સુખ પામશો; એમ શ્રદ્ધા ધારો!

निज घरमें प्रभुता है तेरी, परसंग नीच कहावो ॥
प्रत्यक्ष रीत लखी तुम ऐंसी, गहिये आप स्वभावो ॥चेतन० २॥

ભાવાર્થ:—શ્રીમદ્ આનન્દઘનજી કહે છે કે, હે ચેતન! પોતાના અસંખ્યાત પ્રદેશરૂપ ઘરમાં તારી પ્રભુતા છે. ચેતનના ઘરમાં ચેતનની પ્રભુતા છે પણ જડવસ્તુના સંબન્ધથી ચેતનની પ્રભુતા નથી. પરવસ્તુના સંબન્ધે જે પોતાની પ્રભુતા માને છે તે ભ્રાન્ત છે. પરવસ્તુના અહંત્વથી રસગારવ, રૂદ્ધિગારવ અને શાતાગારવ ઉત્પન્ન થાય છે. પરવસ્તુના સંબન્ધની અહંતાથી અષ્ટપ્રકારના અહંકાર ઉત્પન્ન થાય છે. પર–જડવસ્તુની લાલચથી જીવ જ્યાં ત્યાં પરિભ્રમણ કરે છે અને કોઈ ઈષ્ટ જડવસ્તુનો લાભ થતાં મનમાં ફુલાઈ જાય છે. પૈસાદાર, લક્ષ્મીના તોરમાં ફુલી જાય છે. વિદ્વાન્, વિદ્યાના ઘમંડમાં ફુલી જાય છે. કોઈ, મનુષ્ય આદિ કુટુંબના પરિવારથી ફુલી જાય છે. કોઈ પોતાને હજારો મનુષ્યો માનતા અને પૂજતા હોય છે તેથી મનમાં ફુલાય છે. કોઈ મહાત્મા, શિષ્યોના પરિવારથી મનમાં મકલાય છે. કોઈને ન મળ્યું હોય અને પશ્ચાત્ કોઈ પરવસ્તુનો લાભ થયો હોય છે તો अघनेन धनं प्राप्तं तृणवत् मन्यते जगत् એ ન્યાયની પેઠે ખભે આંખો ધારણ કરે છે. પર–જડવસ્તુરૂપ જે શરીર, તેની સુંદરતાથી કેટલાક મકલાય છે પણ તે ભ્રમણા છે. સનત્કુમાર સરખો ચક્રવર્તિ પણ રૂપના અભિમાનથી શાન્તિ પામ્યો નહીં. પર–જડવસ્તુના સમાગમથી જે કોઈ મનમાં મકલાય છે તે, ગાડા હેઠળ કૂતરૂં જાય છે અને જાણે છે કે હું ગાડું ચલાવું છું તેવા પ્રકારનો જાણવો. જે શિષ્યની સંપદાથી વા ભક્તની સંપદાથી ફુલે છે તે પણ નીચ જાણવો. પાંચ ઇન્દ્રિયોના ત્રીવીશ વિષયોમાં કંઈ પણ સુખ નથી, તેમ છતાં ત્રેવીશ વિષયોના લાભને પામી જે ફુલાય છે તે કસાઈના ઘરના અજની પેઠે જાણવો. જે આત્માની જાતિથી ભિન્ન, એવા રાગ અને દ્વેષ વગેરેનો સંગ કરેછે તે નીચ જાણવો. આનંન્દઘનજી પોતાના આત્માને કથે છે કે, હે ચેતન! જડકર્મ અને શરીર આદિના સંગથી તમારી પ્રભુતા ગણાતી નથી. પણ ઉલટું નીચત્વ ગણાય છે, દુનિયા જેમાં પ્રભુતા માને છે તેમાં જિનવાણી નીચતા માને છે, માટે પ્રત્યક્ષ આ પ્રમાણે–જડ અને ચેતનની નીચતા અને પ્રભુતાને સમજીને હવે પોતાનો શુદ્ધ સ્વભાવ ગ્રહણ કરવો જોઇએ. રાગ અને દ્વેષ વગેરેનો પરસંગ ટાળ્યાવિના કદી શાન્તિ અને પ્રભુતા પ્રાપ્ત થવાની નથી, અર્થાત્ રાગદ્વેષની અશુદ્ધતા ટાળ્યાવિના સહજ સુખ પ્રાપ્ત થતું નથી; માટે અપ્રમત્ત થઇને આત્માના સ્વભાવને ગ્રહણ કરવો જોઇએ. શામાટે હે ચેતન! તું જડવસ્તુમાં હું અને મારૂં એવો પ્રત્યય ધારે છે.

यावत् तृष्णा मोह हे तुमको, तावत् मिथ्याभावो ॥
स्वसंवेद ज्ञान लहि करवो, छंडो भ्रमक विभावो. ॥चेतन० ॥३॥
समता चेतनपतिकुं इणविध, कहे निज घरमें आवो ॥
आतम उछ सुधारस पीये, सुख आनन्दपद पावो. ॥ चेतन० ॥४॥

ભાવાર્થ:—આનન્દઘનજી કથે છે કે, હે ચેતન! જ્યાંસુધી તને તૃષ્ણા અને મોહ છે ત્યાંસુધી ચારિત્ર નયની અપેક્ષાએ મિથ્યાભાવજ છે. પરના સંબન્ધની પ્રાપ્તિની તૃષ્ણા મનમાં રહે છે ત્યાંસુધી, કદી ખરી શાન્તિ મળી શકતી નથી. તૃષ્ણા રાક્ષસી, જીવોના ભાવ પ્રાણને ચુસી ખાય છે. તૃષ્ણાના અનેક ભેદ છે. ધનની તૃષ્ણા, પુત્રની તૃષ્ણા, કીર્તિની તૃષ્ણા, માનની તૃષ્ણા, પ્રતિષ્ઠાની તૃષ્ણા, પુત્ર અને પુત્રી આદિની તૃષ્ણા, પાંચ ઇન્દ્રિયોના ત્રેવીશ વિષયની તૃષ્ણા, દેવતાઈ ભોગ ભોગવવાની તૃષ્ણા, પરિવારની તૃષ્ણા, ઘરબારની તૃષ્ણા, મનાવા પૂજાવાની તૃષ્ણા, સત્તાની તૃષ્ણા, ઈલ્કાબની તૃષ્ણા, વગેરે તૃષ્ણાના અનેક ભેદોમાંથી ગમે તે જાતની પરવસ્તુ સંબન્ધી તૃષ્ણા એ મિથ્યાત્વ ભાવ છે. પોતાને જે ભાવ ન હોય તેને પોતાનો કલ્પવો. તે મિથ્યા ભાવ જાણવો. સ્વસંવેદન જ્ઞાન એટલે જે જ્ઞાનવડે આત્માના સ્વરૂપની પ્રતીતિ થાય; તેવા પ્રકારનું આત્મજ્ઞાન કરીને ભ્રમક વિભાવનો ત્યાગ કરવો યોગ્ય છે. ભ્રમક વિભાવ દશાનો ત્યાગ કરવો એજ મુખ્ય કર્તવ્ય છે. ક્રોધ કરવો, માન કરવો, માયા કરવી, લોભ કરવો, નિન્દા કરવી, ભોગની ઇચ્છા કરવી, મમતાના વિચારો કરવા, હિંસા, જૂઠ, ચોરી, પરિગ્રહ અને ઈર્ષ્યાના તેમજ સ્વાર્થના વિચારો કરવા ઇત્યાદિ સર્વ પરભાવ છે. હે ચેતન! એક ઘડી પણ પરભાવથી રહીત નીકળી તો મહોત્સવ સરખી તેને માન! આનન્દઘનજીના હૃદયમાં રહેલી સમતા પોતાના શુદ્ધ ચેતનસ્વામીને આ પ્રમાણે કથે છે અને કથે છે કે, હે ચેતનસ્વામિન્! પોતાના અસંખ્યાત પ્રદેશરૂપ ઘરમાં આવીને સ્થિર થાઓ. હે ચેતન! પરભાવ રમણતારૂપ વિષનો ત્યાગ કરીને શુદ્ધ રમણતારૂપ અમૃત રસનું પાન કરો; હવે એક શ્વાસોશ્વાસ પણ નકામો ગુમાવો નહીં. સુખનું સ્થાન એવું પરમાત્મપદ પામો. સમતા કથે છે કે, હે ચેતન! હવે તમે મમતાનો ત્યાગ કરીને પોતાના ઘરમાં આવો. જડવસ્તુ સંબન્ધી વિકલ્પ સંકલ્પ કરવો યોગ્ય નથી. પરવસ્તુને ઘોર નિદ્રાની પેઠે વિસારી દો અને શુદ્ધ ધર્મમાં એક સ્થિર ઉપયોગથી લક્ષ્ય રાખો. એમ શ્રી આનન્દઘન કથે છે.

---

## पद ८१.

( राग सारंग. )

चेतन ऐसा ज्ञान विचारो, सोहं सोहं सोहं सोहं ॥
सोऽहं अणु न बीयासारो. ॥ चेतन० ॥ १ ॥
निश्चय स्वलक्षण अवलंबी, प्रज्ञा छैनी निहारो ॥
इह छैनी मध्यपाती दुविधा, करे जड चेतन फारो. ॥चे०॥२॥

ભાવાર્થઃ—શ્રીમદ્ આનન્દઘનજી પોતાના ચેતનને કથે છે કે, હે ચેતન ! તમે ઉત્તમ આત્મિક જ્ઞાનને વિચારો અને દુનિયાનું જડ વસ્તુ સંબન્ધીનું જ્ઞાન તજીને અધ્યાત્મ જ્ઞાન કરો. આત્માનું સ્યાદ્વાદભાવે સ્વરૂપ અવબોધીને સોઽહં સોઽહં શબ્દનો અન્તરમાં ઉપયોગથી સૂક્ષ્મ જાપ જપો. સઃ- તે પરમાત્મા अहं, તે હું, આત્મામાં સત્તાએ રહેલું પરમાત્મપણું તેજ હું છું, आतम सो परमातमा, परमातम सो सिद्ध; बिचकी दुविधा मिटगइ, प्रगट भइ निज ऋद्धि. આત્મા તે પરમાત્મા છે. પરમાત્મા તેજ સિદ્ધ છે. આત્મા અને પરમાત્મા વચ્ચે ભેદ કરાવનાર કર્મ છે; કર્મનો નાશ થતાં આત્મા તેજ પરમાત્મા કથાય છે. આત્મા તેજ હું છું, આત્મામાં પરમાત્મપણું રહ્યું છે તેજ હું છું, જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ અનન્તગુણમય હું આત્મા છું, એમ સોઽહં શબ્દ વાચ્યાર્થનું મનન કરો. સોઽહં જાપ સારો છે માટે શ્વાસોચ્છ્વાસે ઉપયોગમાં રહી સોઽહંનો જાપ કરો. હે ચેતન ! સોઽહં શબ્દના જાપથી તમે પોતાના શુદ્ધ સ્વરૂપના ઉપયોગમાં રહો અને શુદ્ધ નિશ્ચયનયથી આત્માનું શુદ્ધ લક્ષણ અવલંબીને शुद्ध प्रज्ञारूप छैंणीने દેખો. शुद्ध प्रज्ञारूप छैंणी જડ અને ચેતનની અશુદ્ધ એકાકાર પરિણતિ થઈ ગએલી છે તેની મધ્યમાં પડીને, જડ અને ચેતનની પરિણતિને ભિન્ન કરે છે. અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકમાં શુદ્ધ પ્રજ્ઞારૂપ છેણી ઉત્પન્ન થાય છે અને તે જડ અને ચેતનની એકાકાર પરિણતિને બે પ્રકારે-જુદી કરે છે, અર્થાત્ જડને જડભાવે જણાવે છે અને ચેતનને ચેતનભાવે જણાવે છે. હંસ જેમ પોતાની ચાંચવડે દુગ્ધ અને જલને જેમ ભિન્ન કરે છે, તેમ આત્મા પણ શુદ્ધ પ્રજ્ઞારૂપ છેણીવડે જડ અને પોતાને ભિન્ન ભિન્ન નિર્ધારે છે અને તેથી આત્મા પોતાની સહજ દશાપ્રતિ ગમન કરે છે; અર્થાત્ આત્મા પોતાના શુદ્ધસ્વરૂપને અંશે અંશે પ્રગટ કરે છે. એમ આત્મા પોતાની શુદ્ધતાની વૃદ્ધિ કરે છે. આનન્દઘન કથે છે કે, ચેતન ! આ પ્રમાણે તમે પોતાનું શુદ્ધસ્વરૂપ વિચારો.

तस छैनी कर ग्रहिये जो धन, सो तुम सोऽहं धारो ॥
सोऽहं जानि दटो तुम मोहं, व्है है समको वारो.॥चेतन!०॥३॥
कुलटा कुटिल कुबुद्धि कुमता, छंडो व्है निजचारो ॥
सुख आनन्दपदे तुम बेसी, स्वपरकूं निस्तारो. ॥चेतन०॥४॥

ભાવાર્થઃ—આનંદઘનજી પોતાના આત્માને સંબોધીને કથે છે કે, શુદ્ધોપયોગરૂપ શુદ્ધ પ્રજ્ઞાની છેણી ગ્રહણ કરીને સોઽહંનો જાપ હૃદયમાં ધારણ કરો; એક ક્ષણ માત્ર પણ વિસારો નહિ. સોઽહંનો સમ્યગ્ અર્થ પૂર્ણપણે જાણીને હે ચેતન! તમે મોહને દાટી દો. મોહને દબાવવાથી સમભાવનો વખત આવશે. મોહના વિચારોના ઉછાળાઓ મનમાં પ્રગટ થતાંજ વારવા જોઇએ. મોહના ખરાબ વિચારોનું પ્રબલ નિવારવા માટે સોઽહંનો જાપ જપવો જોઇએ, સોઽહં શબ્દનું જ્ઞાન કરીને ઉપયોગપૂર્વક એકાગ્રચિત્તથી જાપ જપતાં સમભાવની વૃદ્ધિ થાય છે. જ્યાંસુધી ચિત્ત સોઽહં જાપના ઉપયોગમાં રહે છે અને તેમાંજ લયલીન થઇને રહે છે, ત્યાંસુધી મોહના વિચારો આવતા નથી. જ્યારે ચિત્ત સોઽહં શબ્દના ઉપયોગનું આલંબન મૂકે છે ત્યારે, મોહની પરિણતિનો ઉદય મનમાં થાય છે. સોઽહં શબ્દ વાચ્ય ઉપયોગથી આત્મા જ્યારે પોતાના શુદ્ધ સ્વરૂપમાં રમણતા કરે છે, ત્યારે આત્મા પોતે પોતાનો ઉદ્ધારક બને છે. સોહંના જાપે આત્મા ક્ષણે ક્ષણે અનન્તગુણી વિશુદ્ધિ ઉપજાવે છે અને સમભાવરૂપ સરોવરને પ્રગટાવે છે અને તેમાંથી આનન્દ રસનું પાન કરીને ત્રણ પ્રકારના તાપ સમાવે છે. હે ચેતન! તમે કુલટા અને વક્રગતિવાળી અને કુબુદ્ધિવાળી કુમતિને છંડો; કુમતિનો ત્યાગ કરવો એજ પોતાનું ચારિત્ર છે. આત્માના ધર્મને મૂકી પર–જડવસ્તુ સંબન્ધી રાગ દ્વેષ કરવો, તેજ કુમતિનું લક્ષણ છે. રાગ દ્વેષના પ્રચારોને રોકવા અને સોઽહં શબ્દવાચ્ય પોતાનું શુદ્ધ સ્વરૂપ સંભારવું એજ આત્માનો મુખ્ય ધર્મ છે. આત્મા જો આત્માના સ્વભાવમાં રમે તો તેને કર્મ લાગી શકતાં નથી. અનન્ત મુનિવરો પોતાના શુદ્ધાત્મસ્વરૂપમાં રમણતા કરીને મુક્ત થયા, થાય છે અને થશે. શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ કથે છે કે, હે ચેતન! તમે સુખના સ્થાનભૂત એવા આત્મસ્થાનમાં બેસો; અર્થાત્ સ્થિર થાઓ અને સકલ કર્મનો ક્ષય કરીને પોતાને તારો અને અન્યોને પણ આલંબન આપીને તારો. સકલ પરભાવનો ત્યાગ કરીને હવે પોતાનું શુદ્ધસ્વરૂપ ધ્યાવો, તેમાંજ લયલીન બનો.

---

### पद ८२.

( राग सूरति टोडी. )

**प्रभु तोसम अवर न कोइ खलकमें, हरिहर ब्रह्मा विगुते सोतो ॥**
**मदन जीत्यो तें पलकमें ॥ ॥ प्रभु० ॥ १ ॥**
**ज्यों जल जगमें अगन बूजावत, वडवानल सो पीये पलकमें ॥**
**आनन्दघन प्रभु वामारे नन्दन, तेरी हाम न होत हलकमें ॥**
**॥ प्रभु० ॥ २ ॥**

ભાવાર્થ:—હે અશ્વસેન રાજાના પુત્ર, શ્રીપાર્શ્વનાથ પ્રભો ! તારા-સમાન કોઈ જગત્માં નથી. બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણ દેવની ત્રિપુટી કથાય છે, પણ તેઓએ કામને પોતાના તાબામાં કર્યો નહીં, અર્થાત્ તેઓ કામમાં ખૂંચી ગયા. બ્રહ્મા, સરસ્વતિ દેખીને કામાતુર થયા, વિષ્ણુ પણ સ્ત્રીના પાશમાં સપડાયા, મહાદેવ પણ ભિલ્લડીના રૂપમાં મોહ પામ્યા, એમ ત્રણ દેવો કામના જોરથી દબાઈ ગયા. કામની ગતિ અત્યંત બળવાન્ છે. કામના વેગથી તપસીઓ પણ લપસી જાય છે. એકેન્દ્રિય જીવોને પણ કામ સતાવ્યા કરે છે. કામ સર્વ જીવોને પોતાના તાબામાં રાખે છે. કામ લાગ જોઈને મનુષ્યોના હૃદયમાં પેસી જાય છે. કામ વડવાનલના કરતાં પણ મહા દાહક છે. વડવાગ્નિનું પાન કરવું મહાદુર્લભ છે, અર્થાત્ કામ વડવાગ્નિ સમાન છે. અગ્નિ અન્ય પદાર્થોને બાળી ભસ્મ કરે છે, પણ તે મનને બાળી શકતો નથી. કામરૂપ વડવાગ્નિ તો હૃદયને પણ બાળીને ભસ્મ કરે છે. જગત્માં જલ અગ્નિને બુઝાવે છે. જલમાં અગ્નિને બુઝાવવાની શક્તિ રહી છે. તે જલનું પણ પાન કરનાર વડવાનલ છે, અર્થાત્ અગ્નિને બુઝાવનાર જલ છે. હે પ્રભો ! એવા વડવાનલ સમાન કામરૂપ વડવાગ્નિનું તેં પાન કર્યું કામરૂપ વડવાગ્નિનું પાન કરવું મહાદુષ્કર કાર્ય છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરે કામરૂપ વડવાગ્નિનું પાન કર્યું નથી, પણ હે પ્રભો ! તારી અકળશક્તિ છે, તેથી તેં કામરૂપ વડવાગ્નિનું ભક્ષણ કર્યું; માટે હે આનન્દના સમૂહભૂત એવા ત્રણ ભુવનના સ્વામી ! હે વામા-નંદન પાર્શ્વનાથ ! તારા કંઠમાં જેવી કામરૂપ વડવાગ્નિનું પાન કરવાની શક્તિ છે, તેવી અન્ય કોઈ દેવ વગેરેના ગળામાં શક્તિ નથી. હે પ્રભો ! તું કામરૂપ વડવાગ્નિનો પીનારો થયો, માટે તું ખરો મહાદેવ છે. તેથી જ તું નીલવર્ણમય શરીરધારી નીલકંઠ મહાદેવ કથાય છે. હે કામા-રિપાર્શ્વ પ્રભો ! તારા સમાન અવર કોઈ જગત્માં નથી, અમારી

વાણીમાં તમારી બરોબરી કરનાર કોઈ જણાતો નથી; તું વાણીથી પેલીપાર છે. આનન્દઘન કથે છે કે, એવા હે પ્રભો! હું તારૂં ધ્યાન ધરૂં છું.

---

पद ८३.

(राग मारु.)

निस्पृह देश सोहामणो, निर्भय नगर उदार हो. ॥ वसे अंतरजामी. ॥
निर्मल मन मंत्री वडो, राजा वस्तु विचार हो. ॥ वसे० ॥ १ ॥
केवल कमलागार हो, सुण सुण शिवगामी ॥
केवल कमला नाथ हो, सुण सुण निःकामी ॥
केवल कमला वास हो, सुण सुण शुभ गामी ॥
आतमा तुं चूकीशमां, साहेबा तुं चूकीशमां, राजिंदा तुं चूकीशमां, अवसर लही जी. ॥ ए आंकणी० ॥

ભાવાર્થઃ—શ્રીમદ્ આનન્દઘનજી પોતાના આન્તરિક દેશાદિકની હકીકત ગાઇને પોતાના આત્માને બોધ આપે છે. અન્તરમાં શોભાયમાન નિસ્પૃહ દેશ છે. તેમાં વિશાલ નિર્ભય નામનું નગર છે. તેમાં અન્તર્યામી વસે છે. તે નગરમાં ઉત્તમ અને નિર્મલ મનરૂપ મંત્રી છે. વસ્તુનો વિચાર કરનાર જ્ઞાનરૂપ નૃપતિ વસે છે. હે આત્મન્! તું કેવલ કમલાનું સ્થાન છે. મોક્ષમાં ગમન કરનાર હે આત્મન્! નું સાંભળ!! તું કેવલ કમલાનો નાથ છે. હે નિષ્કામી આત્મન્! તારૂં આવું આત્મસ્વરૂપ તું સાંભળ! હે આત્મન્! તું કેવલજ્ઞાનરૂપ લક્ષ્મીનું આવાસસ્થાન છે. તે શુભ ગતિમાં ગમન કરનાર તું આ વાત સાંભળ! અને આવું ત્હારૂં ઉત્તમ સ્વરૂપ પ્રાપ્ત કર! ત્હારા શુદ્ધ સ્વરૂપને તું વિસ્મરીશ નહિ. હે આત્મસાહેબ! હવે તું ચૂકીશ નહિ. હે રાજેન્દ્ર! તું અવસર પામીને ચૂકીશ નહિ. શ્રીમદ્ પોતાના આત્માને ઉદ્દેશીને અમૂલ્ય બોધ આપે છે. બાહ્યદેશ, બાહ્યનગર, બાહ્યલક્ષ્મી અને બાહ્યસ્થાન કરતાં અન્તરનો દેશ, નગર, લક્ષ્મી અને સ્થાન અત્યન્ત સુખકર છે. અન્તરના દેશાદિકને પ્રાપ્ત કરવાને માટે મનુષ્ય ભવની પ્રાપ્તિ થઈ છે, માટે હે ચેતન! હવે તું ચૂકીશ નહિ. આ વચનથી અત્યન્ત અપ્રમત્ત દશામાં પ્રવેશ કરવાની શ્રીમદ્‌ની તીવ્રેચ્છાનું અનુમાન થાય છે. હે આત્મન્! તું પરમાત્મા છે, ત્હારી સત્તા સિદ્ધ સમાન છે. માટે હવે અવસર પામીને ત્હારૂં શુદ્ધસ્વરૂપ પ્રાપ્ત કર.

હવે શ્રીમદ્ અન્તરનગરની વ્યવસ્થા આદિ જણાવે છે.

दृढसन्तोषकामामोदशा, साधुसंगत दृढपोलहो. वसे० ॥
पोलियो विवेक सुजागतो, आगम पायक तोलहो. वसे० ॥२॥
दृढ विश्वास वितागरो, सुविनोदी व्यवहारहो. वसे० ॥
मित्र वैराग विहडे नही, क्रीडा सुरति अपारहो. वसे० ॥ ३ ॥
भावना बार नदी वहे, समता नीर गंभीरहो वसे० ॥
ध्यान चहिवचो भर्यो रहे, समपनभाव समीरहो. वसे० ॥४॥
उचालो नगरी नही, दुष्ट दुःकाल न योगहो. वसे० ॥
इति अनीति व्यापे नही, आनन्दघन पद भोगहो. वसे०॥५॥

**ભાવાર્થ:**—દૃઢ સંતોષેચ્છાપૂર્વક આમોદશા અને સાધુની સંગતિરૂપ પોળ છે. પક્ષાન્તરમાં દૃઢ સંતોષની ઈચ્છારૂપ મોદસા છે. વિવેકરૂપ પોળીઓ ત્યાં સદાકાલ જાગ્રત્ રહે છે. પોલનું રક્ષણ કરનાર એવા આગળ નાખેલા બાંધકામને પાલક કથે છે. આગમરૂપ પાલક ત્યાં છે. પક્ષાન્તરાર્થમાં આગમરૂપ પાયક અવબોધવું. દૃઢવિશ્વાસરૂપ વિતાગરો છે અને જેમાં સુવિનોદી વ્યવહાર છે. વૈરાગ્ય નામનો મિત્ર–કદી દૂર થાય નહિ એવો ત્યાં છે. આત્માના સ્વરૂપમાં રમણતા કરવી તે રૂપ સુરતિ ક્રીડા અન્તરમાં અપાર છે. તે નગરની પાસે બાર ભાવનારૂપ નદી વહે છે. તેમાં સમતારૂપ ગંભીર નીર છે. ગંભીર એટલે–ભાવનારૂપ નદીના સમતા નીરનો–પાર ન પામી શકાય તેવું, અર્થાત્ ઘણું ઉંડું. ચારે બાજુએ બાંધેલા જલના કુંડને ચહિવચો કહે છે, અર્થાત્ અન્તરના નગરમાં ધ્યાનરૂપ ચહિવચો ભર્યો રહે છે અને ત્યાં સમપન–સમપણું–સમાનતારૂપ વાયુ, શીતલ વાય છે. અન્તરની આવી નગરીનો કદી ઉચાળો ભરાતો નથી. અર્થાત્–સારાંશ કે બાહ્ય નગરીનો ઉચાળો ભરાય છે અને તેનો નાશ થાય છે, કિન્તુ અન્તરની નગરીનો કદી નાશ થતો નથી. અંતરના દેશમાં દુષ્ટ દુકાલનો પણ સંબન્ધ રહેતો નથી. અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, મૂષક, શલભ, શુક, સ્વચક્ર અને પરચક્રયુદ્ધ, એ પાંચ ઈતિ કહેવાય છે. એ પાંચ પ્રકારની ઇતિ અને અનીતિની પ્રવૃત્તિ ખરેખર–કદાપિ અન્તરના દેશમાં અને નગરમાં વ્યાપ્ત થતી નથી, પણ સદાકાલ સહજ આનન્દના સમૂહભૂત, એવો જે આત્મા, તેના જ્ઞાન, દર્શનાદિ ગુણોનો અનન્ત ભોગ ભોગવવામાં આવે છે; એમ શ્રીમદ્ આનન્દઘન કથે છે. શ્રીમદે અન્તરના દેશ અને નગરનું જે વર્ણન કર્યું છે, તેની પ્રાપ્તિ

કરવાની આવશ્યકતા છે. અન્તરના દેશ, નગર, રાજા, મંત્રી, વ્યવહાર અને નદી વગેરેનાં નામ દેવામાં આવે, વા તેનું ગાન કરવામાં આવે એટલામાત્રથી અન્તરના દેશાદિની પ્રાપ્તિ થઈ શકતી નથી, કિન્તુ નિસ્પૃહ ભાવ પ્રાપ્ત કરવામાં આવે ત્યારે સમજવું કે, આપણે નિસ્પૃહ દેશમાં પ્રવેશ કર્યો. નિસ્પૃહભાવ પ્રાપ્ત કરવો એ કંઈ સામાન્ય કાર્ય નથી. निःस्पृहस्यतृणं जगत्. નિસ્પૃહીને બાહ્યનું જગત્, એક તૃણસમાન લાગે છે. બાહ્યમાં સ્વાર્થબુદ્ધિ થાય છે તેનો નાશ થાય છે ત્યારે, નિસ્પૃહ દશાની જાગૃતિ થાય છે. જિનેશ્વર ભગવંતે કથેલી એવી સાધુની દીક્ષા અંગીકાર કરતાં નિઃસ્પૃહ દેશમાં પ્રવેશ કરી શકાય છે. બાહ્ય-પદાર્થો સુખકર છે અને તે મારે પ્રાપ્ત કરવા જોઇએ, આવી સ્પૃહાનો કોઈ આત્મતત્ત્વજ્ઞાની મુનિવર નાશ કરે છે. કોઈની પણ સ્પૃહા કર-વાની કંઈ જરૂર નથી. અન્તરમાં સ્પૃહા બુદ્ધિ ન હોય અને વ્યવ-હારથી વ્યવહારમાં પ્રવૃત્તિ થાય, એવો પ્રથમ અભ્યાસ કરવાની જરૂર છે. બાહ્યવસ્તુઓ કદી સુખ આપવા સમર્થ થતી નથી, તેથી તેની સ્પૃહા કરવાની કંઈ જરૂર નથી અને એમ સમજીને આત્માર્થી નિસ્પૃહ-દેશમાં પ્રવેશ કરે છે. નિઃસ્પૃહ દેશમાં ગમન કરવામાં આવે પણ જ્યાંસુધી અન્તરમાં સાત પ્રકારના ભયમાંનો કોઈ પણ ભય છે, ત્યાંસુધી નિર્ભય નગરમાં પ્રવેશ કરી શકાતું નથી.

રોગભય, મરણભય, ઈહલોકભય, પરલોકભય, અકસ્માત્‌ભય, કીર્તિભય અને અપકીર્તિભય, આદિ ભયમાં ચિત્તવૃત્તિ લાગી રહે છે ત્યાંસુધી, નિર્ભય નગરમાં પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી. બાહ્યવસ્તુઓનું મમત્વ વિલય પામે છે, ત્યારે બાહ્યવસ્તુઓના માટે ભય ઉત્પન્ન થતો નથી. શરીરપર મમત્વ હોય છે ત્યાંસુધી રોગનો અને મરણનો ભય મનમાં રહે છે. આ લોકનો ભય અને પરલોકનો ભય દૂર કરવા લાયક છે. આત્માનું શૌર્ય પ્રગટ થયાવિના ઈહલોક અને પરલોકનો ભય ટળતો નથી. મનમાં એકદમ અકસ્માત્ થવાનો ભય રહે છે, તેથી મન ઠરીને સ્થિર થતું નથી અને અનેક પ્રકારની ચિન્તાના સંકલ્પ વિકલ્પ કરે છે અને તેથી નિર્ભય ભાવરૂપ નિર્ભય નગરમાં પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી. આત્મા અજ છે. અવિનાશી છે. અખંડ છે. અરૂપી છે. તેનો, બાહ્યની કોઈ પણ વસ્તુ નાશ કરી શકે તેમ નથી. શરીર, મન અને વાણીથી પણ આત્મા ભિન્ન છે. આત્માના સ્વરૂપનો જ્ઞાતા આત્મા સ્વયં છે. આવા આત્માને પરવસ્તુથી ભય કેમ હોઈ શકે ? ભય સંજ્ઞાથી આત્મા અન્યવસ્તુઓથી ભય પામે છે. આત્માના અસંખ્યાત પ્રદેશમાંથી એક

પ્રદેશ ખંડિત કરવા ત્રણ ભુવનમાં કોઈ સમર્થ નથી. આત્માના એક ગુણનો પરિપૂર્ણ ક્ષય કરવા અન્ય દ્રવ્ય સમર્થ નથી. બાહ્યવસ્તુઓના સંબન્ધથી કીર્તિ અને અપકીર્તિનો ભય રહે છે, તે પણ વસ્તુતઃ અવલોકતાં રજ્જુમાં સર્પની પેઠે ભ્રાન્તિરૂપ છે. રજ્જુમાં સર્પની ભ્રાંતિ ટળે છે ત્યારે રજ્જુથી ભય લાગતો નથી; તેમ બાહ્યપદાર્થોમાં ઈષ્ટત્વ અને અનિષ્ટત્વનો ભાવ ટળતાં કીર્તિ અને અપકીર્તિનો ભય રહેતો નથી.

નિર્ભય દશા પ્રાપ્ત થતાં અન્તરના નિર્ભય નગરમાં પ્રવેશવાનો અધિકાર મળે છે. નિર્ભય ભાવ પ્રાપ્ત થતાં મનની ચંચળતા ટળે છે અને મનની નિર્મળતા થઈ શકે છે. નિર્ભય નગરમાં પ્રવેશ કર્યાવિના નિર્મલ મનમંત્રીની પ્રાપ્તિ થતી નથી. નિર્મલ મનમંત્રીના પ્રતાપથી નિર્ભય નગરની પ્રજાનો સારી રીતે ન્યાય ચુકવી શકાય છે અને તેથી જ્ઞાનરૂપ રાજાનો રાજકારભાર સારી રીતે ચાલી શકે છે. નિર્મલ મનમંત્રીની પ્રાપ્ત થતાં તત્ત્વજ્ઞાનરૂપ રાજા પણ પ્રાપ્ત થઈ શકે છે. તત્ત્વજ્ઞાનરૂપ નૃપતિનું અન્તરમાં રાજ્ય પ્રવર્તે છે. એટલે પ્રતિપક્ષી મોહ નૃપતિનું જોર ટળે છે. જ્ઞાનરાજા દૃઢ સંતોષેચ્છાવડે અન્તરના આમોદને પ્રાપ્ત કરે છે અને તે વીતરાગ ભગવંતે કથેલા એવા ઉત્તમ સાધુની સંગતિ કરે છે. નિર્ભય નગરની દૃઢ સંતોષકામેચ્છારૂપ મોદસા અને સાધુ સંગતિરૂપ દૃઢ પોળ રચાય છે તેથી, મોહનૃપતિના સૈન્યનો ભય રહેતો નથી. દૃઢ પોળની પ્રાપ્તિ થતાં વિવેકરૂપ પોળીયાની પણ પ્રાપ્તિ થાય છે. વિવેકરૂપ પોળીયાથી નિર્ભય નગરનું સારી રીતે રક્ષણ થાય છે. વિવેકરૂપ પોળીયાને મોહનૃપતિના યોદ્ધાઓ લલચાવી શકતા નથી, તેમજ તેનું ભાન ભૂલાવી શકતા નથી. વિવેક એ ત્રીજી ચક્ષુ છે. વિવેકની પ્રાપ્તિવિનાના મનુષ્યો, પશુઓસમાન છે. વિવેકવિના મનુષ્ય અન્ધસમાન છે. વિવેક વિનાનો મનુષ્ય, વસ્તુતઃ જોતાં મનુષ્યની કોટીમાં પ્રવેશ કરવાને માટે અધિકારી બની શકતો નથી. દરેક કાર્યો કરતાં વિવેકની ખાસ જરૂર પડે છે. દરેક પદાર્થોનો વિચાર કરતાં વિવેકવિના ચાલી શકતું નથી. વિવેકવિના મનુષ્યની કિમ્મત નથી. વિવેકવિના મન, વાણી અને કાયાની પ્રવૃત્તિ સુધરતી નથી. વિવેક ખરેખર દશમો નિધિ છે. વિવેક પોલિયો જાગ્રત્ થતાં આગમોની શ્રદ્ધા, તેઓનું મનન, શ્રવણ, વાચન અને તેઓનો અભ્યાસ યથાયોગ્ય થઈ શકે છે અને તે આગમને પાયકતરીકે બનાવવામાં આવે છે. આગમનું પાયક કર્યા બાદ સુવિનોદી વ્યવહારની પ્રાપ્તિ થાય છે. સુવિનોદી વ્યવહારની પ્રાપ્તિ થતાં વૈરાગ્ય મિત્રની પ્રાપ્તિ થાય છે. જે જે વસ્તુઓપર રાગ થાય છે, તે તે વસ્તુઓપરથી રાગ ટળી જાય એવા પ્રકારના આત્મ-

ભાવને વૈરાગ્ય કથે છે. વૈરાગ્યના–દુઃખ ગર્ભિત વૈરાગ્ય, મોહ ગર્ભિત વૈરાગ્ય, અને જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય, એ ત્રણ ભેદ પડે છે. જ્ઞાનગર્ભિત વૈરાગ્યની પ્રાપ્તિ થયાવિના ઉપરના ગુણસ્થાનકની પ્રાપ્તિ થતી નથી. ત્રણ પ્રકારના વૈરાગ્ય પૈકી પોતાને કયો વૈરાગ્ય છે, તે વાચકે સ્વયમેવ વિચારી લેવું. પદાર્થોમાં રાગ થવાનું કારણ શું છે અને વૈરાગ્ય થવાનું કારણ શું છે? એ બે બાબતનો વિવેકદૃષ્ટિથી વિચાર કરતાં વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે. સાંસારિક વસ્તુઓ ખોટી છે, એમ બોલવા વા સાંભળવા માત્રથી ઉત્તમ વૈરાગ્યની પ્રાપ્તિ થતી નથી; સાંસારિક પદાર્થોનું શાસ્ત્રાધારે જ્ઞાન કરવાની આવશ્યકતા છે. દ્રવ્યાનુયોગનો પરિપૂર્ણ અભ્યાસ કરવાથી જ્ઞાનગર્ભિત વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે. શ્મશાનીયા અને હલદરિયા વૈરાગ્યથી કંઈ ઉત્તમ દશાની પ્રાપ્તિ થઈ શકતી નથી. મુખ ઉદાસીન કરીને બેસી રહેવું વા શોકાતુર મન કરી દેવું, એ કંઈ ખરા વૈરાગ્યનું લક્ષણ નથી. તત્ત્વજ્ઞાનના અભ્યાસથી ઉત્તમ વૈરાગ્ય પ્રાપ્ત થાય છે અને તેથી દુનિયાની વસ્તુઓમાં ઈષ્ટત્વ અને અનિષ્ટત્વની બુદ્ધિ રહેતી નથી. ઉત્તમ જ્ઞાનગર્ભિત વૈરાગ્યમિત્રની પ્રાપ્તિ થાય છે ત્યારે, અન્તરમાં રમણતારૂપ સુરત ક્રીડાની પ્રાપ્તિ થાય છે. બાહ્યની રમણતા વૈરાગ્યથી ટળે છે અને તેથી મન અન્તરમાં–આત્મસમ્મુખ થાય છે અને તેથી અન્તરની શુદ્ધ રમણતારૂપ સુરત–ક્રીડામાં સહજ આનન્દ પ્રકટે છે. અન્તરની સુરત ક્રીડાને ઉત્તેજિત કરનાર બાર ભાવનારૂપ નદીની આવશ્યકતા છે. ભાવનારૂપ નદીનું સમતારૂપ જલ છે. નદી અને તેના જલવડે અન્તરની શુદ્ધ રમણતારૂપ ક્રીડા કરવામાં આવે છે અને તેથી આત્મા ક્ષણે ક્ષણે અનન્ત સુખનો ભોગ ભોગવે છે. અન્તરમાં ધ્યાનરૂપ ચહિવચો ભર્યો રહે છે અને તેને સ્પર્શીને સમત્વરૂપ વાયુ વાય છે, તેથી અન્તરનું જીવન ક્ષણે ક્ષણે પુષ્ટ થતું જાય છે; અન્તરમાં સમત્વરૂપ વાયુ પ્રગટાવવામાટે પ્રયત્ન કરવાની જરૂર છે. સમપણું એ શબ્દનો અર્થ એવો થતો નથી કે, સત્ય ધર્મ અને અસત્ય ધર્મને એકસરખા ગણવા. બાહ્ય પદાર્થોમાં ઈષ્ટત્વ અને અનિષ્ટત્વ ભાસે નહિ ત્યારે સમપણું પ્રાપ્ત થાય છે. આત્માની જ્ઞાનાદિ ગુણવડે ઉચ્ચ દશા જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ સમત્વ ગુણ વધતો જાય છે. જે મનુષ્યો સમત્વ ગુણના અધિકારી થવા પ્રયત્ન કરે છે, તેજ મનુષ્યો પરમાત્મપદ પામવા માટે અધિકારી બને છે. ક્ષણિક વસ્તુઓને તેના સ્વભાવે નિરખવી અને જાણવી, કિન્તુ તેમાં ઈષ્ટાનિષ્ટત્વ બુદ્ધિ થવા દેવી નહિ; આવી દશા પ્રાપ્ત કરવા અહર્નિશ અભ્યાસ કર્યા કરવો. સમત્વ ગુણરૂપ વાયુથી દરેક મનુષ્યો અન્તરના ગુણોનું પોષણ કરી શકે

છે અને જ્ઞાનાદિ ગુણોવડે પુષ્ટ બને છે. અન્તરના નિર્ભય નગરમાં સમત્વ વાયુ વાયા કરે છે; તે નિર્ભય નગર કદી નષ્ટ થતું નથી. પરભાવ રમણ વા પ્રમાદરૂપ દુષ્ટ દુકાલનો અન્તરના નગરમાં યોગ થતો નથી, કારણ કે ઉપયોગરૂપ મેઘની ધારાથી અન્તરના દેશમાં સદાકાલ આર્દ્રતા રહે છે અને ઉપયોગરૂપ મેઘની ધારાથી ભાવનારૂપ નદી સદાકાલ પૂર જોસમાં વહ્યા કરે છે. અન્તરના દેશમાં સંવરતત્ત્વનું માહાત્મ્ય એટલું બધું પ્રવર્તે છે કે, ત્યાં ઇતિ અને અનીતિ રહેતીજ નથી. સંવરતત્ત્વ જ્યાં પ્રવર્તે છે ત્યાં અનીતિનો સંચાર થતોજ નથી; અનીતિનો પરિપૂર્ણ નાશ કરનાર સંવર છે. પાંચ પ્રકારના પ્રમાદરૂપ ઇતિનો નાશ કરનાર પણ સંવર તત્ત્વ છે. આવા અન્તરના દેશમાં અને અન્તરના નિર્ભય નગરમાં આનન્દનો ભોગ વર્તે છે; એમ શ્રીમદ્ આનન્દઘનજી કથે છે. દરેકે આવો આન્તરિક ઉત્તમ દેશ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ.

---

## पद ८४.

( रमन राग. )

**लागी लगन हमारी, जिनराज सुजस सुन्यो में. लागी० ॥ टेक.**
**काहूके कहे कबही न छूटे, लोक लाज सब डारी,**
**जैसे अमलि अमल करतसमे, लाग रही ज्युं खुमारी,**
**जिनराज० ॥ १ ॥**

ભાવાર્થઃ—શ્રીમદ્ આનન્દઘનજી કથે છે કે, હે જિનરાજ! મને તમારી સાથે લગન, (લય-સંબન્ધ) લાગી છે. તમારા જ્ઞાનાદિ ગુણોનો અત્યંત પ્રેમી બન્યો છું. હે ભગવન્! તમારી કીર્તિ મેં સાંભળી અને તેથી તમારી સાથે મારી રઢ લાગી છે. તમારી સાથે લાગેલી લગન કદાપિ છૂટી પડવાની નથી. ગમે તેવા લોકો ગમે તેવું મ્હને સમજાવે તોપણ, તમારો સત્ય સંબન્ધ કદી છોડનાર નથી. દુનિયાના લોકની લજ્જાનો ત્યાગ કરીને હે ભગવન્! મેં તમારૂં શુદ્ધસ્વરૂપ અંગીકાર કર્યું છે. ક્ષાયિકભાવે પોતાના ગુણોનો તમોએ પ્રકાશ કર્યો છે, તેવો મારો આત્મા કરવાને, મેં તમારી સાથે સંબન્ધ બાંધ્યો છે. દુનિયાની સર્વે જડવસ્તુઓનો પ્રેમ મેં હવે પરિહર્યોછે. ઉત્તમ ભોજન આસ્વાદ્યા પશ્ચાત્, કુભોજનપર પ્રેમ થતો નથી; તદ્વત્ ઉત્તમ પવિત્ર શુદ્ધ આત્માની સાથે સંબન્ધ કર્યા પશ્ચાત્, જડવસ્તુઓનો પ્રેમ સંબન્ધ રહેતો નથી. હે પ્રભુ! તમારી સાથે લગન

લાગવાથી રજોગુણ અને તમોગુણનો સત્વર નાશ થાય છે અને સત્ત્વગુણ ખીલે છે. મેં તમારી સાથે તમારા શુદ્ધગુણોને ઓળખીને પ્રેમ બાંધ્યો છે, તેથી ચોલમજીઠના રંગની પેઠે લાગેલો પ્રેમ કદી છૂટે તેમ નથી. હે ભગવન્! તમારી સાથે પ્રેમ સંબન્ધ બાંધતાં પૂર્વે તમને મેં મન, વચન અને કાયાનું સમર્પણ કર્યું છે, અર્થાત્ મારા આત્માનું સમર્પણ કરીને મેં તમારી સાથે પ્રેમ બાંધ્યો છે. દીવાની દુનિયા ગમે તેમ કહે તેની મારે પરવા નથી. દુનિયાના માર્ગનો અને પ્રભુની સાથે પ્રેમ સંબન્ધનો અન્તર, આકાશ પાતાળ જેટલો છે. દુનિયાના માર્ગથી પ્રભુના સંબન્ધનો માર્ગ ન્યારો છે. જેમ કોઈ અમલી પુરૂષ, ( અફીણ વગેરેનો વ્યસની પુરૂષ ) અમલ, ( અફીણનો કસુંબો ) કરતી વખતે તેમાં તેને અત્યંત પ્રેમ લાગી રહે છે, અર્થાત્ અમલની ખુમારી જેવી તેને લાગે છે અને તેમાં તે મસ્ત રહે છે, તદ્વત્ પ્રભુની સાથે જેનો પ્રેમ લાગ્યો છે, તે પરમાત્માના ગુણોમાં અમલીની પેઠે સદાકાલ મસ્ત રહે છે અને અપૂર્વ આનન્દની ખુમારી ભોગવે છે. શ્રીમદ્ આનન્દઘનજીએ, પોતાનો જે શુદ્ધ પ્યારનો સંબન્ધ પ્રભુની સાથે જણાવ્યો છે અને પોતાના શુદ્ધ પ્રેમના ઉદ્ગારો જે કાઢ્યા છે, તે ખરેખર અત્યંત અપૂર્વ છે. તેમના ઉદ્ગારોથી તેમનું હૃદય કેટલુંબધું પ્રભુના પ્રેમમાં લયલીન થયું છે, તે વાચકને હૃદયમાં ભાસ્યાવિના રહેતું નથી. વાચકોએ આનન્દઘનજીની પેઠે પરમાત્માની સાથે પ્રેમનો સંબન્ધ બાંધવો જોઇએ. વીતરાગ પરમાત્માની સાથે જે શુદ્ધ પ્રેમનો સંબન્ધ બાંધે છે-તેની નિર્મલ દૃષ્ટિ થવાથી, તે સકલ જગત્‌ની સાથે પ્રેમનો સંબન્ધ બાંધે છે. શ્રીવીતરાગ પ્રભુસાથે પ્રેમની લગની લાગતાં જગત્‌ના સર્વ જીવોસાથે મૈત્રીભાવ પ્રગટે છે. વીતરાગ પ્રભુપર થતો પ્રેમ જગત્‌ના જીવોનું શ્રેયઃ કરવા સમર્થ થાય છે અને પ્રભુપ્રેમી દુનિયાને પોતાના કુટુંબસમાન માને છે. ભાવદયારૂપી ગંગાને પોતાના હૃદયમાં પ્રગટાવીને, તેમાં જગત્‌ના જીવોને સ્નાન કરાવી નિર્મલ બનાવે છે. પોતે દોષોદધિ તરેછે અને અન્યોને તારવા સમર્થ થાય છે.

**जैसें योगी योग ध्यानमें, सुरत टरत नही टारी ॥**
**तैसें आनन्दघन अनुहारी, प्रभुके हुं बलिहारी. जिन० ॥ २ ॥**

**ભાવાર્થઃ**—શ્રીમદ્ આનંદઘનજી કથે છે કે, જેમ યોગી, યોગના સાતમા અંગરૂપ ધ્યાનમાં પ્રવેશ કરે છે અને તે વખતે તે ઇષ્ટ સાધ્ય લક્ષ્યમાં સુરતાને ધારણ કરે છે અને અનેક પ્રકારના ચિત્ત ઉત્થાનના વિક્ષેપોને આવતાં નિવારે છે, પદ્માસન વા સિદ્ધાસન વાળીને યોગી કુંભક

આદિ પ્રાણાયામ કરી, પ્રાણુ અને ચિત્તની શુદ્ધિ કરે છે અને ઇષ્ટ ધ્યેય વસ્તુનું ધ્યાન એકાગ્ર મનોવૃત્તિથી કરે છે, ધ્યેય લક્ષ્યસ્થાનમાંજ સુરતાને ધારે છે, મેરૂ પર્વતની પેઠે ધ્યાનમાં સ્થિર રહે છે, પોતાના મનમાં ઇષ્ટ ધ્યેય વસ્તુનુંજ એકતાનથી ચિંતવન કર્યા કરે છે, અન્ય જાતીય વિચારોની સ્ફુરણા થતાં તુર્ત મનને ધ્યેય વસ્તુમાંજ સાંધી રાખે છે, તેથી તે સ્થિર દીપકની જ્યોતિની પેઠે ધ્યાનમાં અત્યંત સ્થિર રહે છે અને ધ્યાનમાંથી સમાધિમાં પ્રવેશ કરીને સહજાનન્દનો અનુભવ કરે છે, તે પ્રમાણે જેની પ્રભુની સાથે સુરતાની લગની લાગી છે તેની હું બલીહારી જાઉં છું. પ્રભુની સાથે લગની લાગતાં પ્રભુના અસંખ્યાત પ્રદેશોમાં રહેલા અનન્ત જ્ઞાનાદિ ગુણોમાં ધ્યાનવડે રમણતા કરનાર આત્મા, પોતાનો અપૂર્વ વીર્યોલ્લાસ પ્રગટ કરીને સહજાનન્દની ખુમારી પ્રાપ્ત કરે છે. શ્રીમદ્ કથે છે કે, મારી પણ લગની પ્રભુની સાથે તેવા પ્રકારની લાગી છે. મેં ઉપર્યુક્ત દૃષ્ટાન્તોનું અનુકરણ કર્યું છે અને મારા આત્માને પ્રભુ ધ્યાનમાં લગાડ્યો છે. ઇન્દ્રો, દેવતાઓ, મનુષ્યો અને તિર્યંચો વગેરે, ગમે તેવા ઉપસર્ગો કરે તોપણ પ્રભુની લગની લાગેલી છે તે ટળવાની નથી. આનન્દઘનભૂત એવા વીતરાગ પરમાત્માની હું બલિહારી જાઉં છું. કારણ કે વીતરાગ પરમાત્મરૂપ ધ્યેયના યોગે મારા મનમાં શાન્તિ વળે છે અને અપૂર્વ આનન્દની ખુમારી આત્મામાં પ્રગટે છે; પરમાત્માના સંબન્ધમાં સ્થિર થવાથી આત્મા તે પરમાત્મા થાય છે. કથ્યું છે કે,

**इलि भमरी संगथी, भमरी पद पावे, परमातमना ध्यानथी, परमातम पद थावे ॥**

શ્રીમદ્ આનન્દઘનજી યોગીનું દૃષ્ટાન્ત આપીને, પોતાની સુરતા જિનવરમાં એકતારથી લાગી છે તેનો વાણીદ્વારા ઉભરો બહિર્ કાઢે છે. વાચકોએ આનન્દઘનજીની પેઠે પ્રભુની સાથે પ્રેમનો સંબન્ધ બાંધવો જોઇએ. દુનિયાના દરેક ઇષ્ટ પદાર્થ કરતાં વીતરાગ પરમાત્મા વિશેષતઃ અનન્ત ગુણ ઇષ્ટ લાગે છે ત્યારે, વીતરાગ પ્રભુ ઉપર પ્રેમની લગની લાગે છે. અનાદિકાળથી જીવનો વિષયમાં પ્રેમ લાગ્યો છે, તેનો ત્યાગ કરીને વિષયાતીત એવા પરમાત્માની સાથે પ્રેમ સાંધવો એ કંઈ એકદમ બની શકે તેમ નથી; જડ વિષયો કરતાં પ્રભુની અનન્તગણી પ્રભુતા સમજાય છે ત્યારે, પ્રભુના પ્રતિ પ્રેમ ઉત્પન્ન થાય છે. વીતરાગ પરમાત્માના અનન્ત સુખનો અનુભવ આવે છે ત્યારે, વીતરાગ પ્રભુપર શુદ્ધ પ્રેમ ઉત્પન્ન થાય છે. અજ્ઞાવસ્થામાં ગાડરીયા પ્રવાહની પેઠે જે પ્રેમલક્ષણા ભક્તિ કરવામાં આવે છે તેના કરતાં, આત્મજ્ઞાનિની પ્રેમલક્ષણા ભક્તિ અનન્તગુણી શુદ્ધ અને અનન્તગણી ઉચ્ચ અને અનંત કર્મનો ક્ષય કરનારી થાયછે. અધ્યાત્મજ્ઞાનીનો વીતરાગ પ્રભુની સાથે પ્રેમ

ંબન્ધ બંધાય છે તેજ ખરો પ્રેમ સંબન્ધ જાણવો. અજ્ઞાનિનો પ્રેમ, ાભુપર ખાબોચીયા જેટલો હોય છે, ત્યારે આત્મજ્ઞાનિનો વીતરાગ ાભુપર સ્વયંભુ રમણ સમુદ્ર કરતાં પણ વિશેષ પ્રેમ હોય છે. આત્મજ્ઞાન ાપ્ત કરવાથી વીતરાગ પ્રભુપર શુદ્ધ પ્રેમ ઉદ્ભવે છે. વાચકોએ મનને ાભુનીસાથે પ્રેમ બાંધીને-સ્થિર કરીને અપૂર્વ આનન્દ પ્રાપ્ત કરવો.

---

पद ८५.

( राग काफी. )

वारी हुं बोलडे मीठडे, तुजविन मुज नहि सेरे सूरिजन. ॥
लागत और अनीठडे ॥ ॥वारी० ॥ १ ॥

ભાવાર્થ:—સમતા પોતાના ચેતનને કથે છે કે, હે ચેતન! હું તારા મિષ્ટ બોલપર વારી જાઉં છું. હે ચેતન! તારામાં જ્ઞાન અનન્તગણું ભર્યું છે તેથી આપની વાણી અત્યંત પ્રિય લાગે છે. જ્ઞાનવડે-વાણીદ્વારા કરોડો મનુષ્યોને બાવના ચંદનની પેઠે શાન્ત કરો છો. હે આત્મસ્વામિન્! તારૂં શુદ્ધ સ્વરૂપ અવબોધ્યા પશ્ચાત્, મને તારી પૂર્ણ પ્રાપ્તિવિના ચેન પડતું નથી, અર્થાત્ હે શૂરજન! વા હે સ્વજન! તારી પરિપૂર્ણ પ્રાપ્તિવિના મારૂં કાંઈ પણ ઇષ્ટકાર્ય સરવાતું નથી. તારી પ્રાપ્તિ થતાં મારા આનન્દનો પાર રહેવાનો નથી. હે ચેતનસ્વામિન્! તારી સંગતિથી મને સહજ આનન્દનો ઉભરો આવે છે અને તારાવિના અન્ય રાગદ્વેષાદિક અનિષ્ટ લાગે છે. રાગ અને દ્વેષરહિત દશાને સમતા કહે છે. જડ વસ્તુઓમાં મોહદશાથી ઇષ્ટાનિષ્ટપણું કલ્પીને મનુષ્યો રાગદ્વેષમાં ફસાય છે. રાગ અને દ્વેષના યોગે મનુષ્યો, અનેક પ્રકારનાં આશ્રવનાં કાર્યોને કરે છે અને અનેક પ્રકારની દુઃખની રાશિને સંપ્રાપ્ત કરે છે. રાગદ્વેષથી ત્રણકાલમાં કોઈ આનન્દ પામનાર નથી. આ પ્રમાણે સમતા પોતાના ઉદ્ગારો જણાવીને પોતાનું યથાર્થ સ્વરૂપ પ્રકટ કરે છે. સમતાની અદ્ભુત શક્તિ છે. કાચી બે ઘડીમાં તે કેવલજ્ઞાન પ્રાપ્ત કરાવી શકે છે. પ્રત્યેક મનુષ્યો ધારે તો સમતાભાવ રાખવાને સમર્થ થઈ શકે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને પોતપોતાના અધિકાર પ્રમાણે કાર્યો કરવામાં મગજને સમતોલ રાખવું જોઇએ. દરેક દશ્ય પદાર્થોપ્રતિ સમાન દૃષ્ટિથી દેખવું જોઇએ. પદાર્થોમાં પ્રિયત્વ અને અપ્રિયત્વની કલ્પના ઉઠે છે તેને શમાવવી જોઇએ. જગત્શાળામાં જે જે શુભાશુભ પ્રસંગો આવી પડે, તે તે વખતે વિચારવું કે, સમતાને દૃઢ કરવા માટે શુભાશુભ પ્રસંગો ખરેખર કસોટીરૂપજ છે; રાગ અને દ્વેષના વિષમ પ્રસંગોની કસોટીમાં મારે સમતાભાવથી કસાવવું જોઇએ અને કંચનની

આદિ પ્રાણાયામ કરી, પ્રાણ અને ચિત્તની શુદ્ધિ કરે છે અને ઇષ્ટ ધ્યેય વસ્તુનું ધ્યાન એકાગ્ર મનોવૃત્તિથી કરે છે, ધ્યેય લક્ષ્યસ્થાનમાંજ સુરતાને ધારે છે, મેરૂ પર્વતની પેઠે ધ્યાનમાં સ્થિર રહે છે, પોતાના મનમાં ઇષ્ટ ધ્યેય વસ્તુનુંજ એકતાનથી ચિંતવન કર્યા કરે છે, અન્ય જાતીય વિચારોની સ્ફુરણા થતાં તુર્ત મનને ધ્યેય વસ્તુમાંજ સાંધી રાખે છે, તેથી તે સ્થિર દીપકની જ્યોતિની પેઠે ધ્યાનમાં અત્યંત સ્થિર રહે છે અને ધ્યાનમાંથી સમાધિમાં પ્રવેશ કરીને સહજાનન્દનો અનુભવ કરે છે, તે પ્રમાણે જેની પ્રભુની સાથે સુરતાની લગની લાગી છે તેની હું બલીહારી જાઉં છું. પ્રભુની સાથે લગની લાગતાં પ્રભુના અસંખ્યાત પ્રદેશોમાં રહેલા અનન્ત જ્ઞાનાદિ ગુણોમાં ધ્યાનવડે રમણતા કરનાર આત્મા, પોતાનો અપૂર્વ વીર્યોલ્લાસ પ્રગટ કરીને સહજાનન્દની ખુમારી પ્રાપ્ત કરે છે. શ્રીમદ્ કથે છે કે, મારી પણ લગની પ્રભુની સાથે તેવા પ્રકારની લાગી છે. મેં ઉપર્યુક્ત દૃષ્ટાન્તોનું અનુકરણ કર્યું છે અને મારા આત્માને પ્રભુ ધ્યાનમાં લગાડ્યો છે. ઇન્દ્રો, દેવતાઓ, મનુષ્યો અને તિર્યંચો વગેરે, ગમે તેવા ઉપસર્ગો કરે તોપણ પ્રભુની લગની લાગેલી છે તે ટળવાની નથી. આનન્દઘનભૂત એવા વીતરાગ પરમાત્માની હું બલિહારી જાઉ છું. કારણ કે વીતરાગ પરમાત્મરૂપ ધ્યેયના યોગે મારા મનમાં શાન્તિ વળે છે અને અપૂર્વ આનન્દની ખુમારી આત્મામાં પ્રગટે છે; પરમાત્માના સંબન્ધમાં સ્થિર થવાથી આત્મા તે પરમાત્મા થાય છે. કથ્યું છે કે,

**इलि भमरी संगथी, भमरी पद पावे, परमातमना ध्यानथी, परमातम पद थावे ॥**

શ્રીમદ્ આનન્દઘનજી યોગીનું દૃષ્ટાન્ત આપીને, પોતાની સુરતા જિનવરમાં એકતારથી લાગી છે તેનો વાણીદ્વારા ઉભરો બહિર્ કાઢે છે. વાચકોએ આનન્દઘનજીની પેઠે પ્રભુની સાથે પ્રેમનો સંબન્ધ બાંધવો જોઇએ. દુનિયાના દરેક ઇષ્ટ પદાર્થ કરતાં વીતરાગ પરમાત્મા વિશેષતઃ અનન્ત ગુણ ઇષ્ટ લાગે છે ત્યારે, વીતરાગ પ્રભુ ઉપર પ્રેમની લગની લાગે છે. અનાદિકાળથી જીવનો વિષયમાં પ્રેમ લાગ્યો છે, તેનો ત્યાગ કરીને વિષયાતીત એવા પરમાત્માની સાથે પ્રેમ સાંધવો એ કંઈ એકદમ બની શકે તેમ નથી; જડ વિષયો કરતાં પ્રભુની અનન્તગણી પ્રભુતા સમજાય છે ત્યારે, પ્રભુના પ્રતિ પ્રેમ ઉત્પન્ન થાય છે. વીતરાગ પરમાત્માના અનન્ત સુખનો અનુભવ આવે છે ત્યારે, વીતરાગ પ્રભુપર શુદ્ધ પ્રેમ ઉત્પન્ન થાય છે. અજ્ઞાવસ્થામાં ગાડરીયા પ્રવાહની પેઠે જે પ્રેમલક્ષણા ભક્તિ કરવામાં આવે છે તેના કરતાં, આત્મજ્ઞાનિની પ્રેમલક્ષણા ભક્તિ અનન્તગુણી શુદ્ધ અને અનન્તગણી ઉચ્ચ અને અનંત કર્મનો ક્ષય કરનારી થાયછે. અધ્યાત્મજ્ઞાનીનો વીતરાગ પ્રભુની સાથે પ્રેમ

સંબન્ધ બંધાય છે તેજ ખરો પ્રેમ સંબન્ધ જાણવો. અજ્ઞાનિનો પ્રેમ, પ્રભુપર ખાબોચીયા જેટલો હોય છે, ત્યારે આત્મજ્ઞાનિનો વીતરાગ પ્રભુપર સ્વયંભુ રમણ સમુદ્ર કરતાં પણ વિશેષ પ્રેમ હોય છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી વીતરાગ પ્રભુપર શુદ્ધ પ્રેમ ઉદ્ભવે છે. વાચકોએ મનને પ્રભુનીસાથે પ્રેમ બાંધીને-સ્થિર કરીને અપૂર્વ આનન્દ પ્રાપ્ત કરવો.

---

## पद ८५.

( राग काफी. )

**वारी हुं बोलडे मीठडे, तुजविन मुज नहि सरेरे सूरिजन. ॥**
**लागत और अनीठडे ॥ ॥वारी० ॥ १ ॥**

ભાવાર્થ:—સમતા પોતાના ચેતનને કથે છે કે, હે ચેતન ! હું તારા મિષ્ટ બોલપર વારી જાઉં છું. હે ચેતન ! તારામાં જ્ઞાન અનન્તગણું ભર્યું છે તેથી આપની વાણી અત્યંત પ્રિય લાગે છે. જ્ઞાનવડે-વાણીદ્વારા કરોડો મનુષ્યોને બાવના ચંદનની પેઠે શાન્ત કરો છો. હે આત્મસ્વામિન્ ! તારૂં શુદ્ધ સ્વરૂપ અવબોધ્યા પશ્ચાત્, મને તારી પૂર્ણ પ્રાપ્તિવિના ચેન પડતું નથી, અર્થાત્ હે શૂરજન ! વા હે સ્વજન ! તારી પરિપૂર્ણ પ્રાપ્તિવિના મારૂં કાંઈ પણ ઇષ્ટકાર્ય સરવાનું નથી. તારી પ્રાપ્તિ થતાં મારા આનન્દનો પાર રહેવાનો નથી. હે ચેતનસ્વામિન્ ! તારી સંગતિથી મને સહજ આનન્દનો ઉભરો આવે છે અને તારાવિના અન્ય રાગદ્વેષાદિક અનિષ્ટ લાગે છે. રાગ અને દ્વેષરહિત દશાને સમતા કહે છે. જડ વસ્તુઓમાં મોહદશાથી ઇષ્ટાનિષ્ટપણું કલ્પીને મનુષ્યો રાગદ્વેષમાં ફસાય છે. રાગ અને દ્વેષના યોગે મનુષ્યો, અનેક પ્રકારનાં આશ્રવનાં કાર્યોને કરે છે અને અનેક પ્રકારની દુઃખની રાશિને સંપ્રાપ્ત કરે છે. રાગદ્વેષથી ત્રણકાલમાં કોઈ આનન્દ પામનાર નથી. આ પ્રમાણે સમતા પોતાના ઉદ્ગારો જણાવીને પોતાનું યથાર્થ સ્વરૂપ પ્રકટ કરે છે. સમતાની અદ્ભુત શક્તિ છે. કાચી બે ઘડીમાં તે કેવલજ્ઞાન પ્રાપ્ત કરાવી શકે છે. પ્રત્યેક મનુષ્યો ધારે તો સમતાભાવ રાખવાને સમર્થ થઈ શકે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને પોતપોતાના અધિકાર પ્રમાણે કાર્યો કરવામાં મગજને સમતોલ રાખવું જોઇએ. દરેક દશ્ય પદાર્થોપ્રતિ સમાન દૃષ્ટિથી દેખવું જોઇએ. પદાર્થોમાં પ્રિયત્વ અને અપ્રિયત્વની કલ્પના ઉઠે છે તેને શમાવવી જોઇએ. જગત્શાળામાં જે જે શુભાશુભ પ્રસંગો આવી પડે, તે તે વખતે વિચારવું કે, સમતાને દૃઢ કરવા માટે શુભાશુભ પ્રસંગો ખરેખર કસોટીરૂપજ છે; રાગ અને દ્વેષના વિષમ પ્રસંગોની કસોટીમાં મારે સમતાભાવથી કસાવવું જોઇએ અને કંચનની

પેઠે સમતારૂપ સ્વરંગ ન બદલતાં પોતાની સમતાદશાને પ્રગટાવવી જોઇએ. સમતાને માત્ર ઉત્તમ કહેનાર કરતાં, દરેક પ્રસંગોમાં ગમે તેવાં કાર્યો સમભાવથી આચરે છે તે અનન્તગણે દરજ્જે ઉત્તમ છે. લાખો ભાષાની વિદ્વત્તા કરતાં સમતાને સેવનાર અનન્તગણો વિશેષ ઉત્તમ છે.

સમતા, ચેતનની રાગ અને દ્વેષવિનાની શુદ્ધ પરિણતિ છે. આત્માના અસંખ્યાત પ્રદેશરૂપ અંગને તે વ્યાપી રહે છે, તેથી તેને સ્ત્રીની ઉપમા આપવામાં આવી છે. સમતા પોતાના સ્વભાવને પ્રગટ કરીને અનન્ત આનંદનો અનુભવ કરાવે છે. સમતાના સમાન ઉત્તમ કોઈ ચારિત્ર વા ચારિત્રની ક્રિયા નથી. મનુષ્યો, વ્યવહારચારિત્રની ક્રિયાઓ કરે છે, પણ સમતાભાવથી રહિત કરે છે તો તેમની ક્રિયાઓ ઉત્તમ ફળ આપવા સમર્થ થતી નથી. પ્રતિલેખના, પ્રતિક્રમણ વગેરે ક્રિયાઓને કરનારાઓ પણ સમતાવિના હોળીના રાજાની પેઠે શોભે છે. ધર્મની દરેક ક્રિયાઓમાં તો સમતાભાવ રાખવાની ખાસ જરૂર છે. દુનિયાના વ્યવહારોની ક્રિયાઓ કરતાં પણ, જે મનુષ્યો મગજને કાબુમાં રાખી સમતાભાવનો આદર કરે છે તેઓ, તે તે અંશે ઉત્તમ થતા જાય છે. લક્ષ્મીઆદિ અનેક પ્રકારની વસ્તુઓનો લાભ મળતાં અભિમાનથી ફુલાઈ જવું જોઇએ નહીં; તેમજ અનેક પ્રકારની ઇષ્ટ વસ્તુઓનો વિયોગ થતાં શોક, ચિન્તા અને હાયવરાળ કરવી ન જોઈએ. દુષ્ટ દુર્જન મનુષ્યો, અનેક પ્રકારની પીડાઓ કરવા તૈયાર થયા હોય તો પણ,–તે વખતે તેના સામા યોગ્ય ઉપાયો કરવા જોઈએ પણ, મગજની સમતોલતાનો ત્યાગ ન કરવો જોઇએ. અનેક પ્રકારના મનુષ્યોનો સમાગમ થતાં, તેમજ અનેક પ્રકારની વાતચિત થતાં વિવેકદૃષ્ટિથી–અન્તરથી સમતાભાવને ધારણ કરીને સ્વાધિકાર પ્રમાણે વ્યાવહારિક કાર્યો કરે છે, તેઓ પોતાના આત્માને ઉચ્ચ માર્ગે પ્રતિ વહન કરાવે છે. દરેક મનુષ્યોને ગમે તે સ્થિતિમાં આવશ્યક કૃત્યો કર્યાવિના છૂટકો થતો નથી. તેવાં આવશ્યક કૃત્યોમાં સમતાને ધારણ કરવામાં આવે તો, તે આદરેલ કાર્યો કરી શકાય છે અને નવીન કર્મ પણ બાંધી શકાતાં નથી. મહારથીઓથી પણ સમતાભાવ પ્રસંગ પડે રાખી શકાતો નથી. સંસ્કૃત, આંગ્લ આદિ ભાષાઓના પ્રોફેસરો તો હજારો મળી આવે છે, પણ સમતા રાખીને દુનિયામાં આવશ્યક વ્યવહાર આદિ કૃત્યોના કરનારાઓ અલ્પ મળી આવે છે. સમતાથી અનેક પ્રકારની માનસિક રોગોની ઉત્પત્તિ થઈ શકતી નથી. સમતા ધરનાર માનસિક દુઃખને જીતી શકે છે, માટે આત્માની શુદ્ધપરિણતિરૂપ સમતાને ધારણ કરવી

જોઈએ. આવા પ્રકારની સમતા પોતાના સ્વામિને મળવા અત્યંત ઇચ્છા જણાવે છે; તે દર્શાવે છે.

**मेरे मनकुं जक न परत है, विनु तेरे मुख दीठडे ॥**
**प्रेम पीयाला पीवत पीवत, लालन सबदिन नीठडे. ॥वारी०२॥**

ભાવાર્થ:—સમતા કથે છે કે, હે આત્મસ્વામિન્! આપનું મુખ દેખ્યાવિના મારા મનને શાન્તિ થતી નથી. હે સ્વામિન્! આપનું મુખ દેખીશ ત્યારેજ મને ચેન પડવાનું છે. હે સ્વામિન્! આપનો પ્રેમ, તેના પ્યાલા પી પીને આટલા દિવસ વીતાવ્યા. આપશ્રીના પ્રેમથીજ મારૂં અદ્યાપિ પર્યંતનું જીવન વીત્યું છે. આપનો પ્રેમજ મ્હને જીવવામાં સહાયકારી થયો છે. આપશ્રીના શુદ્ધપ્રેમથીજ અદ્યાપિ પર્યંત જીવન ટકાવી શકી છું. હે લાલન! અર્થાત્ હે આત્મન્! ત્હારા પ્રેમથી આશામાં ને આશામાં દિવસો વીત્યા કરે છે. આવા પ્રકારના સમતાના શબ્દોથી સાર એવો નીકળે છે કે, આત્મસ્વામિની પ્રાપ્તિ પૂર્વે પરમાત્મા વા આત્માપર શુદ્ધપ્રેમ ધારણ કરવાની જરૂર જણાય છે. જ્યાંસુધી આત્માપર અત્યન્ત પ્રેમ થયો નથી, ત્યાંસુધી આત્માની પ્રાપ્તિ થતી નથી. પ્રથમ તો શુદ્ધપ્રેમની જરૂર પડે છે. જગત્માં સર્વત્ર શુદ્ધપ્રેમ ધારણ કરવો જોઈએ. સર્વ જીવોપર શુદ્ધપ્રેમરૂપ અમૃતની વૃષ્ટિ વર્ષાવનાર, હિંસા આદિ દુષ્ટ દોષોથી મુક્ત થાય છે. સર્વ જીવોપર પરમાર્થબુદ્ધિથી જે પ્રેમ ધારણ કરવામાં આવે છે, તેને શુદ્ધપ્રેમ કથે છે. જે પોતાના આત્મામાં અત્યન્ત શુદ્ધપ્રેમ પ્રગટાવે છે, તે સર્વત્ર શુદ્ધપ્રેમની દૃષ્ટિ રાખવા સમર્થ થાય છે. સમતા અને આત્માનો સંયોગ કરાવી આપનાર પણ શુદ્ધપ્રેમજ છે. સર્વ જીવોની સાથે શુદ્ધપ્રેમ રાખવાથી સર્વ જીવો પોતાના આત્મસમાન પ્યારા લાગે છે, તેથી હૃદયમાં સાત્વિક ગુણની ઉત્પત્તિ થાય છે અને તેથી શુદ્ધપ્રેમનો ધણી, હૃદયની શુદ્ધતા અને ઉચ્ચતા કરવા સમર્થ થાય છે. જે મનુષ્યોના હૃદયમાં શુદ્ધપ્રેમ પ્રગટ્યો નથી, તે મનુષ્યો, પરમાત્માને ભેટવા સમર્થ થઈ શકતા નથી. જે મનુષ્યના હૃદયમાં શુદ્ધપ્રેમ પ્રગટ્યો નથી, તે મનુષ્ય સમતાને ધારણ કરી શકતો નથી. પ્રથમ સર્વ જીવોપર સમાનતા ધારણ કરવા માટે પોતાના આત્માની પેઠે સર્વ જીવોપર શુદ્ધપ્રેમ થવો જોઈએ. શુદ્ધપ્રેમના પ્યાલાનું પાન કરીને આત્મપ્રભુને મળવા જેઓ યત્ન કરે છે, તેઓ આત્મપ્રભુને મેળવી શકે છે. જેઓ શુદ્ધપ્રેમ શૂન્ય–શુષ્કહૃદયના છે અને સ્વાર્થમય હૃદયવાળા છે, તેઓ સર્વ પ્રાણીઓપર શુદ્ધપ્રેમ ધારણ કરી શકતા નથી અને તેથી તેઓ આત્મપ્રભુનું દર્શન કરી શકતા નથી. શુદ્ધપ્રેમવિના આત્મપ્રભુ

તરફ તેને મળવા માટે એક પગલું પણ ભરી શકાતું નથી. શુદ્ધ પ્રેમલક્ષણાભક્તિનો અમૃતરસ આસ્વાદ્યાવિના કદી આત્મપ્રભુ પ્રાપ્ત કરી શકાતા નથી. જેઓ સર્વ જીવોપર શુદ્ધપ્રેમ રાખવા સમર્થ થતા નથી, તેઓ આત્મપ્રભુપર પણ શુદ્ધપ્રેમ ક્યાંથી રાખી શકે? આત્માપર અત્યન્ત શુદ્ધપ્રેમ જેઓને પ્રગટ્યો છે, તેઓ સર્વ જીવોપર શુદ્ધપ્રેમની દૃષ્ટિથી જુએ છે. જે મનુષ્યો, અન્ય મનુષ્યોના ઉપર વૈર રાખે છે, અન્ય મનુષ્યોની નિંદા કરે છે, અન્યોપર દ્વેષ રાખે છે, અન્ય મનુષ્યોને હલકા પાડવા પ્રયત્ન કરે છે. અન્ય મનુષ્યોનાં દૂષણો દેખવામાંજ લક્ષ્ય રાખે છે; તેઓ પ્રભુના પૂજક, સેવક, ભક્ત, અને પ્રેમી, બન્યા નથી, અર્થાત્ તેઓએ આત્મપ્રભુપર અત્યંત પ્રેમ પણ ધાર્યો નથી; આવી તેમની દશાથી તેવા લોકો શુદ્ધપ્રેમના બારણે પણ આવી પહોંચ્યા નથી, તે સેહેજે સમજાય છે. શુદ્ધપ્રેમ ખીલ્યાથી કોઈ જીવને પોતાના આત્માથી જુદા પ્રકારનો ગણી શકાતો નથી. શુદ્ધપ્રેમ જ્યાં નથી ત્યાં ભક્તિ, સેવા, ધર્મક્રિયા પણ સત્ય નથી. શુદ્ધપ્રેમથી જીવન આનન્દમય બને છે. શુદ્ધપ્રેમથી જગત્ના જીવોનું શ્રેયઃ કરી શકાય છે. સમતા અને આત્માનો સંયોગ કરાવી આપનાર શુદ્ધપ્રેમજ છે, માટે પ્રથમ જિજ્ઞાસુઓએ શુદ્ધપ્રેમ પ્રગટાવવો જોઈએ. શુદ્ધપ્રેમવિના કોઈપણ મનુષ્ય, સમતાના ઘરમાં પ્રવેશ કરી શકતો નથી. શુદ્ધપ્રેમવિના આત્મા કદાપિ સમતાના ઘરમાં આવી શકતો નથી. મનુષ્યોએ શુદ્ધપ્રેમ પ્રગટાવીને આત્મપ્રભુની પ્રાપ્તિ કરવી જોઇએ. કેટલાક શુષ્ક અધ્યાત્મીઓ અને કેટલાક જડ ક્રિયાવાદીઓ બની જાય છે, તેઓ સર્વત્ર શુદ્ધપ્રેમની દૃષ્ટિથી જોઈ શકતા નથી અને તેઓ પોતાનું ઉચ્ચ હૃદય કરી શકતા નથી. જે મનુષ્ય આત્માનાપર અત્યન્ત શુદ્ધપ્રેમ ધારણ કરે છે, તેજ મનુષ્ય આત્માનું દર્શન કરે છે. સમતા આ કારણથીજ શુદ્ધપ્રેમના પ્યાલાની વાત ઉચ્ચારે છે. સમતા પોતાના સ્વામીનાપર અત્યન્ત પ્રેમ રાખીને જીવી શકે છે. શુદ્ધપ્રેમવિના સમતા જીવી શકતી નથી; એવો ભાવ આ પદમાંથી નીકળી આવે છે.

શુદ્ધપ્રેમી પોતાના સમાગમમાં આવનાર સર્વ મનુષ્યોનું શ્રેયઃ કરી શકે છે. શુદ્ધપ્રેમથી મનુષ્ય, સર્વ જીવોપર દયા રાખી શકે છે. આત્મામાં શુદ્ધપ્રેમ ઉત્પન્ન થતાં, જગત્ના સર્વ જીવો પોતાના આત્મસમાન લાગે છે અને તેથી અન્યોનું ભલું તે પોતાનું ભલું માની શકાય છે. શુદ્ધપ્રેમી, અહંમમત્વરૂપ મોહના કિલ્લાને તોડી નાખે છે અને તે આત્માના ઉપયોગમાં રમણતા કરવા તત્પર મનવાળો થાય છે. શુદ્ધપ્રેમી, આત્મામાં તલ્લીન થઈને એકતાનો અનુભવ કરે છે. શુદ્ધપ્રેમી, મન,

વાણી અને કાયાનો ભોગ આપીને પોતાના સ્વરૂપમાં પ્રવેશે છે. આત્માના શુદ્ધપ્રેમને ધારણ કરનાર મનુષ્ય, આત્માવિના જડવસ્તુમાં આનન્દની શૂન્યતાને દેખવાવાળો હોવાથી, સર્વ જડવસ્તુઓમાં સમભાવે રહે છે; આત્મામાં અનન્ત જ્ઞાનાદિ ગુણોની ઋદ્ધિને દેખનાર જડમાં પ્રેમ ધારણ કરી શકતો નથી. શુદ્ધપ્રેમ ભક્તિની ઉત્કૃષ્ટ દશાને ધારણ કરનાર એટલોબધો આત્મપ્રેમી બની જાય છે કે, તેને જ્યાં ત્યાં આત્માનુંજ સ્મરણ થાય છે. આત્મામાં તુંહિ તુંહિ રટનાને ધારણ કરનાર આત્માનો ઉપાસક બનીને તે સમતાનું દ્વાર ખોલે છે અને સમતાની જાગૃતિ કરે છે. સમતાની જાગૃતિ કરીને તે દરેક કાર્યો કરતી વખતે સમતા ધારણ કરવાની ટેવ પાડે છે. પ્રથમતઃ સમતાનો ઉપયોગ ધારણ કરીને દરેક કાર્યોમાં પ્રવૃત્તિ કરતો હોવાથી, ઉત્તમ ક્રિયાયોગને પણ સારી રીતે ધારણ કરી શકે છે. તે પ્રમાદના સ્થાનકોને પણ અન્તરની સમતાથી જીતે છે. અનેક મનુષ્યો ક્લેશ કરાવવા પ્રયત્ન કરે છે તોપણ, તે મગજની સમતોલ સ્થિતિને જાળવી રાખીને પોતાનું કાર્ય કરે છે. તે હર્ષ અને ઉદ્વેગથી દૂર રહી સમતા ભાવમાં સ્થિર રહે છે. ઉત્તમ સમતા ભાવની પ્રાપ્તિમાટે પ્રથમ શુદ્ધપ્રેમ પ્રગટાવવો; એમ ઉપરના શબ્દોમાંથી ધ્વનિ નીકળે છે. સમતા આત્મરૂપ પ્રભુના દર્શનમાં તત્પર બની રહે છે. શુદ્ધપ્રેમથી સમતા આત્મપતિની પ્રસન્નતાને મેળવી શકે છે; સમતા, યોગ્ય આચરણથી આત્માનું આકર્ષણ પોતાના પ્રતિ કરી શકે છે અને તે આત્મારૂપ લાલનને શુદ્ધપ્રેમવડે ધ્યાવે છે. સમતાની પોતાના આત્મસ્વામિપર ઉત્તમ ભક્તિ થવાથી, વિકલ્પ સંકલ્પ જંજાળથી તે દૂર રહી શકે છે અને તે આત્માનોજ મનમાં વિશ્વાસ રાખી નીચેપ્રમાણે ઉદ્ગારો કાઢે છે.

**पूच्छू कौन कहालूं ढुंढुं, किसकुं भेजुं चीठडे ॥**
**आनन्दघनप्रभु सेजडी पाउं तो, भागे आन वसीठडे॥वा०॥३॥**

**ભાવાર્થઃ**—સમતા કથે છે કે, હે સ્વામિન્! આપશ્રીનાં દર્શન કરવાને હું અત્યન્ત આતુર છું. હવે તો હું કોને પુચ્છું? અનેક જનને પુછી પુછીને થાકી ગઈ, પણ આપશ્રીનાં દર્શન પામી શકી નહીં. તેમજ હવે આપશ્રીને ક્યાંસુધી શોધું? અદ્યાપિ પર્યંત અનેક સ્થાનમાં આપને શોધ્યા, પણ પત્તો લાગ્યો નહીં. આનન્દના સમૂહભૂત આત્મસ્વામિની શય્યાને પામું તો અનાદિકાળથી છુટા પડવાનો જે વિરહ છે તે ભાગી જાય. જો હું ભાગ્યવડે આનન્દના ઘનભૂત એવા આત્મપ્રભુની શય્યા પામું તો તેમની પાસે જ આવીને વસું અને અન્યત્ર

કદી જાઉં નહિ. સમતા પોતાના આત્મસ્વામિને મળવા માટે અત્યન્ત આતુર થઈ છે અને તે હવે અનુભવવડે આત્મસ્વામિને મળવાની ઉત્કંઠામાં અન્યોને પુચ્છવાની અને અન્યત્ર શોધ કરવાની પ્રવૃત્તિથી નિરાશ થઇને, અન્તરમાં ચેતનાભિમુખ વૃત્તિ કરીને પોતાના ઉદ્ગારો બહાર કાઢે છે. સમતા પોતાની પ્રવૃત્તિમાં આરૂઢ થઈ છે તેથી તે આત્મપતિની શોધમાં તલ્લીન બની છે. અન્યત્ર શોધ કરીને તે થાકી ગઈ, પણ તેને આત્મસ્વામિની પ્રાપ્તિ થઈ નહીં. કોઈ પણ જાતનું મમત્વ હોય છે ત્યાંસુધી, સમતા પોતાના ચેતનને પ્રાપ્ત કરી શકતી નથી. દુનિયાની વસ્તુઓનું મમત્વ જેમ ત્યાગવાની જરૂર છે, તેમ એકાન્તદૃષ્ટિથી બન્ધાએલ સાંખ્યાદિ દર્શન મમત્વને પણ ત્યાગવાની જરૂર છે.

દુનિયામાં દરેક ધર્મવાળાઓને પોતપોતાના ધર્મનું અત્યંત મમત્વ હોય છે. પોતાના ધર્મમાં દાખલ થનારાપર રાગ અને અન્યધર્મવાળાઓપર દ્વેષ ધારણ કરનારાઓ સમતાથી દૂર રહે છે અને તેથી તેઓ આત્મતત્ત્વની પ્રાપ્તિ કરી શકતા નથી. મનુષ્યો, પોતાના ધર્મની મમતાના લીધે અન્ય ધર્મ પાળનાર મનુષ્યોને દુઃખ દે છે, અન્યધર્મ પાળનારની સાથે યુદ્ધ કરે છે અને હજારો મનુષ્યોનું હૃદય દુભાવે છે, આવી તેમની મમત્વબુદ્ધિથી તેઓ શુદ્ધપ્રેમ અને સમતાવિના પરમાત્માનું દર્શન કરી શકતા નથી.

જગત્માં અનેક ધર્મના પન્થો હોય અને અનેક માન્યતાઓ ભિન્ન ભિન્ન જણાતી હોય, તેમજ પોતાના ધર્મ કરતાં અન્યધર્મવાળાઓનો ધર્મ અસત્ય હોય, તો પણ અન્યધર્મવાળાઓ ઉપર દ્વેષ, ઈર્ષ્યા, વગેરે–અશુભભાવના કરવાની કંઈ જરૂર જણાતી નથી. પોતાનો ધર્મ સત્ય હોય અને અન્ય મનુષ્યોએ આદરેલો ધર્મ અસત્ય હોય તો, અસત્ય ધર્મને સત્ય ધર્મ તરીકે માનવો કે વદવો નહીં કિન્તુ, અસત્યધર્મ પાળનારાઓનું દ્વેષ, ક્રોધ અને સ્વધર્મ મમતાથી અશુભ ચિંતવવું અને તેઓને પીડવા, ઈત્યાદિ કરવું યોગ્ય નથી. અસત્યધર્મ પાળનારાઓને શુદ્ધપ્રેમવડે સત્ય દલીલોથી પ્રતિબોધી પોતાના સમાન ધર્મી બનાવવા એ વાત તો ન્યાયયુક્ત છે. દરેક દેશોમાં ધર્મની મમતાથી અનેક યુદ્ધો થયાં છે અને લાખો મનુષ્યોનાં રક્ત તપ્યાં છે. ધર્મના એકાન્ત મમત્વથી મનુષ્યો, એકતરફ પરમાત્માનું ભજન, સેવન અને ભક્તિ કરે છે અને બીજી તરફ અન્યધર્મ પાળનારાઓ તરફ અશુભ દૃષ્ટિથી દેખ્યા કરે છે; આવી તેમની વિષમ સ્થિતિથી તેઓ રાગ અને દ્વેષના પંજામાં ફસાય છે અને સમતાનું સુખ પણ જોઈ શકતા નથી. જૈનધર્મમાં પણ કાલયોગે ત્રણ ફાંટા પડી ગયા છે. એક ફાંટાવાળા

અન્યના ઉપર દ્વેષ કરે તો તે ખરેખર શુદ્ધપ્રેમથી વિમુખ રહે છે. તપાગચ્છના શ્રાવકો વા સાધુઓ જો ખરતર આદિ ગચ્છના અનુયાયિઓ તરફ અશુભ દૃષ્ટિથી દેખે અને તેઓના પર દ્વેષ કરે અને તેઓનો તિરસ્કાર થાય તેમ વર્તે, તો ખરેખર તેઓ શુદ્ધપ્રેમ અને સમતાની પ્રાપ્તિ કરી શકે નહીં, તેમજ ખરતર આદિ ગચ્છવાળાઓ તપાગચ્છપર દ્વેષ કરે અને તપાગચ્છના અનુયાયિઓપર શુદ્ધપ્રેમ રાખે નહીં, પણ ઉલટા તિરસ્કાર અને ભેદદૃષ્ટિથી દેખે, તો ખરેખર તેઓ સમતાના અને શુદ્ધપ્રેમના ગ્રાહક બની શકે નહી. તેઓ પરસ્પર ગચ્છની તકરારોથી ધર્મનાં યુદ્ધ કરી કલેશ કરે તો, રાગ અને દ્વેષમાં ફસાતા જાય અને મમતાના યોગે કલેશનાં એવાં બી વવાય કે, કદી દરેક ગચ્છવાળાઓ શુદ્ધપ્રેમથી પરસ્પર મળી શકે નહીં. મનુષ્યોએ પોતાના ગચ્છસંબન્ધી સત્ય દલીલો દેખાડવી જોઇએ, પણ અન્ય ગચ્છની નિન્દા તથા અન્ય ગચ્છવાળાઓ સાથે કલેશ કરવો જોઇએ નહીં, અર્થાત્ દરેક ગચ્છવાળાનું કઈ કઈ અપેક્ષાએ શું શું કહેવાનું છે, તે પ્રથમ સમજ્યાવિના, પોતાના પકડેલા મમત્વથી ધમંધમા કરવી જોઇએ નહીં. ગચ્છાદિની મમતાનો ત્યાગ કરીને ગચ્છની ક્રિયાઓ ઉદ્દેશપૂર્વક, શુદ્ધપ્રેમથી જે મનુષ્યો કરે છે, તેઓ સમતાને અમુક અંશે પ્રાપ્ત કરી શકે છે અને આત્મપ્રભુની પ્રાપ્તિના પણ અધિકારી બને છે. મમત્વનો ત્યાગ કરીને આત્માભિમુખ વૃત્તિ કરીને, સમતાભાવમાં રમણતા કરવી જોઇએ. અન્યધર્મવાળાઓ તરફ વા પોતાના સાધર્મિબંધુઓ તરફ પણ આત્મદૃષ્ટિથી વર્તવું જોઇએ. પોતાના સમાન ધર્મિઓની ઉન્નતિ કરવા શુદ્ધપ્રેમથી પ્રયત્ન કરવો, તેમ અન્યધર્મ પાળનારાઓને પણ શુદ્ધપ્રેમથી પોતાના તરફ આકર્ષવા. પોતાના શુદ્ધપ્રેમથી અન્યધર્મવાળાઓનું પોતાના ધર્મપ્રતિ આકર્ષણ કરી શકાય છે, તેટલું અન્યધર્મવાળાઓપર દ્વેષ, ઈર્ષ્યાથી કદી કરી શકાતું નથી. જેઓ મારંમારા કરીને ધર્મની વૃદ્ધિ કરવા ઇચ્છે છે, તેઓ સત્યધર્મની પ્રાપ્તિ કરી શકતા નથી. શ્રીસર્વજ્ઞકથિત જૈનધર્મનાં એવાં ઉચ્ચ અને સત્યસિદ્ધાંતો છે કે, જો તે પ્રમાણે વર્તવામાં આવેતો આખી દુનિયાના મનુષ્યોનું શ્રેયઃ કરી શકાય. જેઓ મહાવીર પ્રરૂપિત જૈનધર્મને સમ્યક્પણે જાણે છે, તેઓ સાપેક્ષ દૃષ્ટિથી—નયોની અપેક્ષાએ, જે જે અંશે અન્યધર્મોમાં સત્ય રહ્યું છે તેને, તે તે નયની અપેક્ષાએ માને છે અને તેવા પ્રકારના જૈનો, વિષમ એકાન્તદૃષ્ટિના નાશથી સમતાના અધિકારી બને છે અને સમતાને પ્રાપ્ત કરીને આત્મપ્રભુની પરિપૂર્ણ અંશે પ્રાપ્તિ કરવા ભાગ્યશાળી બને છે. ગચ્છની કેટલીક તકરારોથી સાધુઓ અને શ્રાવકો,

પરસ્પર ગચ્છના અનુયાયીઓ પ્રતિ-ક્લેશ, નિન્દા અને અરૂચિભાવ દર્શાવે છે તેથી તેઓનું જીવન શાન્ત બનતું નથી-તેઓના મનમાં સમતા ઉત્પન્ન થતી નથી, અર્થાત્ જગત્માં અનેક પ્રકારના ધર્મ પાળનારાઓ જો રાગદ્વેષનો ત્યાગ કરવા પ્રયત્ન કરે અને સમતાભાવ રાખવામાટે પ્રત્યેક જીવોપર શુદ્ધપ્રેમ ધારણ કરે તો, ખરેખર તેઓ આત્મપ્રભુપ્રતિ ગમન કરી શકે. પોતાના શુદ્ધપ્રેમની દૃષ્ટિથી અન્યોની આચરણા, જાતિ, કુળ અને દોષ, તરફ નહિ જોતાં તેમના આત્માઓ-પ્રતિ લક્ષ્ય રાખીને તેઓના સંબન્ધમાં આવવું જોઈએ, અર્થાત્ ગમે તે ધર્મ પાળનારા મનુષ્યો હોય અને પોતાના સત્ય વિચારોથી અન્યધર્મો અસત્ય જણાતા હોય તો, તેવા પ્રસંગે ન્યાયની હદમાં રહીને અન્યોને પોતાના સત્ય સિદ્ધાંતો સમજાવવા અને તેમના ધર્મમાં કઈ કઈ બાબતોમાં કેટલું અસત્ય છે, તે શાન્તભાવથી-સલાહશાન્તિ જળવાઈ રહે તેવી રીતે-સમજાવવા પ્રયત્ન કરવો. દરેક ધર્મમાં કયા કયા નયની અપેક્ષાએ કયું કયું સત્ય રહ્યું છે, તે અને કયા નયની અપેક્ષાએ અસત્ય છે તે સમજાવવું, તેમજ શુદ્ધપ્રેમથી સર્વ જીવોનું શ્રેયઃ ચિંતવવું.

મનુષ્યો, શુદ્ધ પ્રેમની ભાવના પ્રત્યેક જીવોપર ધારણ કરેતો, તેમનું જીવન આનન્દરસામૃતમય બનતું જાય. વિષમ પ્રસંગોમાં પણ શુદ્ધ પ્રેમથી હૃદય ભિંજાયલું રહે, ત્યારેજ સમતાનાં દ્વાર ખુલે છે. અનેક દુષ્ટો, દુર્જનો, નિન્દકો, પરધર્મીઓ, પોતાને ઉપદ્રવ કરતા હોય તોપણ, તેવા વખતે તેઓપર શુદ્ધ પ્રેમની ભાવના કાયમ રહે, ત્યારેજ સમતાના પ્રદેશમાં વસ્તુતઃ ગમન થઈ શકે છે. રાગ અને દ્વેષાદિના કુવિચારોને દૂર કરી મનને શાન્ત કરવું, મનમાં કોઈ પણ પ્રકારના વિકલ્પ સંકલ્પ થવા દેવા નહિ, પશ્ચાત્ મનને આજ્ઞા કરો કે, હે મન! તું સર્વ પદાર્થોને સમભાવે દેખ! આ પ્રમાણે આજ્ઞા કરવાથી મન, રાગ અને દ્વેષથી પાછું હઠશે અને શાન્ત થએલું મન સમપણે જેટલો સમય રહેશે તેટલા સમયમાં તે અલૌકિક આનન્દ પામશે; કેમકે શાન્ત થએલું મન, જ્ઞાનનો પ્રકાશ કરવા સમર્થ થાય છે. શાન્ત થએલું મન, સમતાના પ્રદેશ પ્રતિ ગમન કરે છે અને તેથી આત્માનો શુદ્ધ ધર્મ પ્રગટ થતો જાય છે. સમતા ભાવથી શાન્ત બનેલું મન નિર્મલ હોવાથી આત્માભિમુખ રહે છે અને તેથી ક્ષણે ક્ષણે અનન્ત કર્મની નિર્જરા થાય છે. મનની નિર્મલતા કરવાથી, અનન્તાનન્દમય આત્માની શુદ્ધ દશા પ્રગટે છે અને રાગ દ્વેષાદિ દોષોની પરિક્ષીણતા થાય છે. શાન્ત મન ગમે તેવા વિકટ સંયોગોમાં પણ સદ્બુદ્ધિ પ્રગટાવવા સમર્થ

થાયછે. સમતાનું વર્ણન સર્વે કરે છે, પણ સમતાને આચારમાં મૂકીને સમતાનો પાઠ ભજવી બતાવનારા પુરૂષો વિરલાજ દૃષ્ટિગોચર થાય છે. સમતાની કસોટી, અનેક પુરૂષોના સમાગમમાં તથા રાગ અને દ્વેષની વિષમદશામાં કરી શકાય છે; જ્યાંસુધી સતાવવામાં ન આવે ત્યાંસુધી તો સર્પ પણ શાન્ત થઈ પડી રહેલો જણાય છે, પણ સતાવવામાં આવતાં તે ક્રોધાદિકના વશ થઈ જાય છે; તેવી જે મનુષ્યોની દશા છે તે સહજ સમતાને પ્રાપ્ત કરી શકતા નથી, અર્થાત્ મનની સમદશા રાખીને જગતની પાઠશાલામાં ક્ષણે ક્ષણે-સર્વ પ્રસંગે સમતા ભાવમાં રહેવાની ખાસ જરૂર છે.

સમતાને પ્રાપ્ત કરવાનો મુખ્ય ઉદ્દેશ હૃદયમાં ધારણ કરવો, કેમકે, સન્તપુરૂષો સમતાવડે પરમાત્મ પ્રભુને પ્રાપ્ત કરે છે. સમતા પોતાના શુદ્ધ ચેતન સ્વામિને પ્રાપ્ત કરવા પ્રયત્ન કર્યા કરે છે અને તેમાં તે સફલ થાય છે. સર્વ પ્રકારની વિકલ્પ સંકલ્પ દશા ત્યાગીને સમતા પોતાના સ્વામિના રૂપમાં તલ્લીન થઈ જાય છે અને અન્તે આત્મ-પ્રભુની અસંખ્યાત પ્રદેશરૂપ શય્યામાં બિરાજવાને શક્તિમાન્ થાય છે. અનેક જીવો સમતાને પ્રાપ્ત કરી સિદ્ધ થયા અને ભવિષ્યમાં થશે, માટે ભવ્ય જીવોએ શુદ્ધ પ્રેમપૂર્વક સમતાને પ્રાપ્ત કરી પરમાત્મ પ્રભુને મળવું જોઇએ.

---

## पद ८६.

( राग धमाल. )

सलूणे साहेब आवेंगे मेरे, आलीरी वीरविवेक कहो साच.॥स०<br>
मोसुं साच कहो मेरीसुं, सुख पायो के नाहिं ॥<br>
कहांनी कहा कहुं ऊहांकी, हिंडोरे चतुरगतिमांहि. ॥स०॥ १ ॥<br>
भली भई इत आवही हो, पंचमगतिकी प्रीत ॥<br>
सिद्ध सिद्धंतरस पाककीहो, देखे अपूरवरीत. ॥ स० ॥ २ ॥

ભાવાર્થઃ—સમ્યકત્વ દૃષ્ટિ સ્ત્રી, પોતાના મિત્ર વીર એવા વિવેકને કથે છે કે, હે મિત્ર! મારા સલુણા આત્મપતિ મારા ઘેર આવશે? તત્સંબન્ધી હે મિત્ર! સાચું કથશો? મને સાચે સાચું જણાવો કે, તે મારાથી સુખ પામ્યા કે નહિ? સમ્યકત્વ ત્રણ પ્રકારનાં છે-ઉપશમ, ક્ષયોપક્ષમ અને ક્ષાયિક. ઉપશમ અને ક્ષયોપશમ સમ્યકત્વ પામીને આત્મા પુનઃ ત્યાંથી

મિથ્યાત્વ દૃષ્ટિરૂપ સ્ત્રીના ઘરમાં ચાલ્યો જાય છે. ચોથા ગુણસ્થાનકથી પડીને આત્મા પહેલા ગુણસ્થાનકમાં જાય છે. ચોથા ગુણસ્થાનકમાં આત્મા આવે ત્યારે સમ્યકત્વ દૃષ્ટિ સ્ત્રીનો સંબન્ધ થાય છે અને ત્યાં આત્માને સહજ સુખનો અનુભવ આવે છે, કિન્તુ ચોથા ગુણસ્થાનકથી પહેલા ગુણઠાણામાં પાછો જાય છે તેથી, સમ્યક્ દૃષ્ટિ પોતાના વિવેક મિત્રને કથે છે કે, આત્મસ્વામી મારા ઘરમાં આવીને સુખ પામ્યા હોય તો પાછા કેમ જાય? ખરેખર આત્મસ્વામિનું મિથ્યાત્વ ગુણસ્થાનકમાં ગમન થવાથી સમ્યકત્વ દૃષ્ટિ આમ પુછે તે બનવા યોગ્ય છે. ઉપ- શમ વા ક્ષયોપશમ સમ્યકત્વ પામીને પણ આત્મા–મિથ્યાત્વના ઉદયે, મિથ્યાત્વદૃષ્ટિરૂપ સ્ત્રીના ઘેર જાય છે. તેને સમ્યકત્વ દૃષ્ટિના ઘરનો સુખાનુભવ તો મળ્યો હોય છે, કિન્તુ મિથ્યાત્વના ઉદયથી પ્રથમ ગુણ- સ્થાનકમાં તે અનુભવ રહેતો નથી. સમ્યકત્વ દૃષ્ટિ કથે છે કે, મારો સંગ ત્યાગ કરીને ચેતન ચતુર્ગતિમાં ચાલ્યો; ચોથા ગુણસ્થાનકથી પહેલા ગુણસ્થાનકમાં આત્મા આવે છે એટલે, ત્યાંથી દેવગતિ, મનુ- ષ્યગતિ, તિર્યંચગતિ અને નરક એ ચાર ગતિમાં આત્મા જાય છે. આત્માની કેટલી કથની કરૂં? પ્રથમ ગુણસ્થાનકમાં આત્મા ભ્રાન્તિના યોગે–કુદેવ, કુગુરૂ અને કુધર્મને મોક્ષના ઉપાયો તરીકે માને છે, મિથ્યા શાસ્ત્રોને ધર્મશાસ્ત્રો તરીકે સ્વીકારે છે, તેમજ પ્રથમ ગુણસ્થાનકમાં મિથ્યાત્વ કરણીને ધર્મ કરણી તરીકે સ્વીકારે છે, અર્થાત્ પ્રથમ ગુણ- સ્થાનકમાં આત્મા જાય છે ત્યારે તેની વિપરીત દૃષ્ટિ થઈ જાય છે, અને તેથી અરિહંત દેવને દેવ અને સર્વજ્ઞ તરીકે સ્વીકારતો નથી, તેમજ પિસ્તાલીશ આગમો આદિના પ્રરૂપક અને પંચ મહાવ્રત ધારક સાધુને, સાધુ તરીકે સ્વીકારતો નથી; તેમજ શ્રીમહાવીર દેવ કથિત જૈન ધર્મને સત્યધર્મ તરીકે સ્વીકારતો નથી. મિથ્યાત્વ દૃષ્ટિના યોગે આત્માને જૈન ધર્મના સિદ્ધાન્તોની શ્રદ્ધા થતી નથી. જૈન–શ્રાવક કૂળમાં જન્મેલાઓ પણ કેટલાક જૈન આગમોની શ્રદ્ધા ધારી શકતા નથી; તેનું કારણ એ છે કે, તેમને મિથ્યાત્વ મોહનીયનો ઉદય હોય છે. કેટલાક જૈન ધર્મના સિદ્ધાન્તોનાં નામ પણ જાણતા નથી; એવા ઈંગ્લીશ ભાષાનો અભ્યાસ કરીને અહંકારના વશમાં ઉન્મત્ત બનીને, જૈન આગમોથી વિરૂદ્ધ એવા કુધારાઓને પણ સુધારા તરીકે માનીને મિથ્યાત્વ વ્યવ- હારના ફન્દમાં ફસાય છે અને દુર્ગતિમાં જવાનાં કારણો પોતાની મેળે ઉભાં કરે છે. જૈન આગમો જાણીને તેની શ્રદ્ધા કરવાથી વ્યવહાર સમ્યકત્વમાં પ્રવેશ કરવાનો અધિકાર મેળવી શકાય છે. જૈન ધર્મનાં શાસ્ત્રો જાણ્યાવિના કેટલાક અન્ય ( વેદાન્ત, આર્યસમાજ અને ખ્રીસ્તિ )

ધર્મમાં દાખલ થાય છે. કેટલાક જૈન કૂળમાં ઉત્પન્ન થએલા મનુષ્યો, ગુરુઓ પાસે જઈ જૈન ધર્મનું રહસ્ય સમજતા નથી અને જૈન તત્ત્વોમાં શંકા કરે છે અને વિષયવાસનાની તૃપ્તિ થાય એવા જેમાં રસ્તા હોય, એવા અન્ધ ધર્મમાં પ્રવેશ કરીને બિચારા મિથ્યાત્વથી દુઃખ પામે છે. કેટલાક અજ્ઞ જૈનો સદ્ગુરૂના ઉપદેશની શ્રદ્ધાથી જૈન ધર્મની શ્રદ્ધા ધારણ કરે છે. કેટલાક વિદ્વાનો જૈનતત્ત્વોનું સમ્યગ્ જ્ઞાન કરીને જૈન ધર્મની શ્રદ્ધાને ધારણ કરે છે, પણ અર્ધદગ્ધ જેવા કેટલાક ઉછરતા જૈનો તો જૈનધર્મનાં શાસ્ત્રોનો પરિપૂર્ણ અભ્યાસ કરતા નથી. કોઈક પાસેથી કંઈક સાંભળીને અને કોઈ પુસ્તકમાંથી કંઈક વાંચીને, સ્વચ્છન્દમતિથી–સ્વતંત્રતાના આવેશમાં આવીને મરજીમાં આવે તેમ બકે છે અને જૈન આગમોથી વિરૂદ્ધ કુયુક્તિયોવડે જૈનાગમોના અર્થોનો વિપરીતાર્થ કરીને કુધારાને સુધારા તરીકે ઓળખાવવા પ્રયત્ન કરે છે. કેટલાક સમ્યકત્વની પ્રાપ્તિમાટે પ્રયત્ન કરે છે પણ, દ્રવ્યાનુયોગ આદિનું સૂક્ષ્મ જ્ઞાન કરતા નથી, તેથી તેઓનો ધર્મરંગ ક્ષણિક થઈ જાય છે. કેટલાક જૈન કૂળમાં જન્મીને જૈન તરીકે પોતાને ઓળખાવે છે પણ, જૈનધર્મના આચારો અને વિચારોથી ભ્રષ્ટ હોય છે; તેવા માત્ર નામધારક જૈનોથી જૈન ધર્મની ઉન્નતિ થઈ શકતી નથી. જૈન શાસ્ત્રોના અભ્યાસ કરીને જેઓ જૈન ધર્મના આચાર અને વિચારમાં દૃઢ રહે છે, તેજ જૈનો વ્યવહાર સમ્યકત્વ ધારણ કરવાને સમર્થ બને છે. અરિહંતદેવ, જૈન સુસાધુ ગુરૂ અને શ્રી મહાવીર કથિત ધર્મ, એ ત્રણ તત્ત્વની જેના હૃદયમાં પૂર્ણ શ્રદ્ધા છે તે વ્યવહાર સમ્યકત્વને ધારણ કરવા સમર્થ બને છે. વ્યવહાર સમ્યકત્વ છે તે નિશ્ચય સમ્યકત્વનું કારણ છે. જેઓ વ્યવહાર સમ્યકત્વની ઉત્થાપના કરે છે તે જૈન દર્શનની ઉત્થાપના કરે છે. નિશ્ચય સમ્યકત્વ પ્રાપ્ત કરવાને માટે વ્યવહાર સમ્યકત્વ છે તે રાજમાર્ગ છે; શેરીના માર્ગો સદાકાલ રહેતા નથી અને રાજમાર્ગ છે તે સદાકાલ રહે છે. વ્યવહાર સમ્યકત્વની શ્રદ્ધાથી વ્યવહાર ચારિત્રનું બળ પ્રાપ્ત થાય છે અને તેથી પાંચ યમની સારી રીતે આરાધના થાય છે. વ્યવહાર સમ્યકત્વ શ્રદ્ધાના બળથી, નીતિના આચારોને સારીરીતે પાળી શકાય છે. જિનમન્દિરમાં જવું અને વિધિપૂર્વક પરમાત્માના–સ્તુતિદ્વારા સદ્ગુણો લેવા, સદ્ગુરૂપાસે ગમન કરીને ઉપદેશ લેવો, વ્રત પ્રત્યાખ્યાન કરવાં, ગૃહ સંસારમાં રહેતાં છતાં પણ નિર્લેપદશા રાખવા પ્રયત્ન કરવો, ગૃહસ્થ ધર્મના અધિકાર પ્રમાણે ગૃહસ્થ ધર્મનું આચરણ કરવું, જૈનાગમોને આગળ કરીને ધર્મમાર્ગમાં પ્રવૃત્તિ કરવી, કહેણી પ્રમાણે વર્તવા અભ્યાસ કરવો અને ગૃહસ્થ દશામાં પણ સાધુ-

ધર્મ અંગીકાર કરવાની ભાવના રાખવી,–ઈત્યાદિ આચારોથી ગૃહસ્થ દશામાં પણ વ્યવહાર સમ્યકત્વ દૃષ્ટિની પ્રાપ્તિ કરી શકાય છે. હાલમાં કેટલાક નામધારક જૈનો–ગાડી, વાડી, લાડી અને વિષયોના ઉત્તેજનમાટે લાખો રૂપૈયા ખર્ચે છે, કિન્તુ જૈનધર્મનાં તત્ત્વોનો ફેલાવો કરવા તેઓ જોઇએ તે પ્રમાણે પ્રયત્ન કરતા નથી. હાલમાં જૈનોની સંખ્યા ઘટતી જાય છે. વિદ્વજ્જૈનોએ જૈનધર્મની વૃદ્ધિમાટે પોતાની પાસે જે જે શક્તિયો હોય, તે સર્વેનો સદુપયોગ કરવો જોઇએ. જેના હૃદયમાં જૈન ધર્મની દાઝ નથી એવા મડદાલ મનુષ્યોથી જૈન ધર્મની ઉન્નતિ થવાની નથી. જગત્માં ત્રણ પ્રકારના શૂર કથેલા છે. जननी जणजे त्रण जन, भक्त दाता कां शूर, नहितो रहेजे वांजणी, मत गमावे नूर ॥ ભક્તશૂર, દાતાર શૂર, અને યુદ્ધશૂર. ભક્તશૂર, ધર્મનો ઉદ્ધાર કરવા સમર્થ થાય છે; દાતારશૂર, દીનજનોનો ઉદ્ધાર કરે છે અને યુદ્ધશૂર દેશનો ઉદ્ધાર કરવા સમર્થ થાય છે. હાલ હિન્દુસ્થાનમાં આ ત્રણે પ્રકારના મહાપુરૂષોની અત્યંત આવશ્યકતા છે. હાલમાં મનુષ્યોના ધર્માચારો નાસ્તિકવાદના યોગે શીથીલ થવા લાગ્યા છે અને ધર્મના વિચારો પણ મન્દ થતા જાય છે. પાશ્ચાત્ય વિદ્વાનોના સંસર્ગથી અને તેઓની પ્રવૃત્તિકળાઓની મહત્તાથી પૌર્વાત્યો ધર્મશ્રદ્ધાથી અને ધર્માચારથી ભ્રષ્ટ થવા લાગ્યા છે. જૈનોએ પાશ્ચાત્યોને પોતાના જૈનધર્મના વિચારો આપવા જોઇએ, પણ તેમની નાસ્તિકતાનો સ્વીકાર કરવો ન જોઈએ. ગૃહસ્થ જૈનોમાંથી ધર્મના આચારો અને વિચારોનું બળ મન્દ પડતું જાય છે તેનું કારણ એ છે, કે, સર્વ જૈનો પોતાના ધર્મનાં તત્ત્વોનો પરિપૂર્ણ અભ્યાસ કરતા નથી. ગૃહસ્થ જૈનોનો કેટલોક યુવક વર્ગ અને શ્રીમન્તવર્ગ, સાધુઓ અને આચાર્યોની પાસે ધર્મતત્ત્વાભ્યાસ કરી શકતો નથી, તેથી–આંગ્લભાષાના યુવક વિદ્યાર્થિયો અને કેટલાક શ્રીમન્ત જૈનો, જૈન ધર્મને માટે સ્વાત્મભોગ આપી શકતા નથી અને પોતાના આત્માનું કલ્યાણ કરી શકતા નથી. યુવક વિદ્યાર્થિયોના હૃદયમાં નાસ્તિક ધર્મના સંસ્કારોનાં બીજ ન રોપાય તે માટે, વર્તમાન કાલમાં ચાંપતા ઉપાયો લેવાની જરૂર છે અને જો પ્રમાદના વશ થઈ, સુજ્ઞ જૈનાચાર્યો, સાધુઓ અને શ્રાવકો ચાંપતા ઉપાયોને આચારમાં મૂકવા સંપ્રતિ પ્રયત્ન નહિ કરે તો, ભવિષ્યમાં ભવિષ્યની જૈન પ્રજાને મોટી હાનિ પહોંચશે. જૈનશાસ્ત્રોના અને તેના તત્વોના જ્ઞાનવિનાનો કેટલોક જૈનવર્ગ, ભવિષ્યમાં અન્યધર્મીઓની સંગતિથી અને તેઓના વિચારોથી, વર્ણસંકર ધર્મ જેવા આચારો અને વિચારોની અસ્તિતા ધરાવશે, એમ લાગે છે. તેવું ન થાઓ, એમ ઇચ્છાય છે. કોઈ જૈનને જૈનધર્મ સંબન્ધી વિરૂદ્ધ

મત બાંધવો હોયતો તેણે પ્રથમ પિસ્તાલીશઆગમ-તત્ત્વાર્થસૂત્ર વિશેષાવશ્યક અને સમ્મતિતર્ક જેવા ગ્રન્થોનું શ્રવણ વા વાચન કરવું. ગીતાર્થ ગુરૂની પાસે જઈ અનેક પ્રશ્નો પૂછવા, આટલું કાર્ય કર્યા વિના ઉતાવળીઓ થઈ જે સ્વચ્છન્દમતિથી જૈનધર્મસંબન્ધી વિરૂદ્ધ અભિપ્રાય દેખાડે તો એક મહાન અપરાધ કરે છે અને અજ્ઞતા તથા સ્વચ્છન્દતાના ખાડામાં પડે છે એમ કથવું પડશે. જૈનશાસ્ત્રો અને અન્ય શાસ્ત્રોના તત્ત્વોનો વિવેકબુદ્ધિથી મુકાબલો કરી જવો. જૈનોએ પ્રથમ જૈનશાસ્ત્રોનો પરિપૂર્ણ અભ્યાસ કરીને અન્ય શાસ્ત્રોનું વાચન કરવું, કે જેથી પરસ્પરના સિદ્ધાંતોનું સમગ્ર અવલોકન કરી શકાય-પૂર્વકાલમાં જૈનાચાર્યોની શાસ્ત્ર પઠનસંબન્ધી ઉપર્યુક્ત પ્રણાલીકા હતી. જૈનશાસ્ત્રોના અધ્યયન સંબન્ધી પૂર્વની પ્રણાલીકા પ્રમાણે અધુના જૈનાચાર્યો પ્રવૃત્તિ કરે તો, જૈન તત્ત્વોનો જગત્માં સર્વત્ર ફેલાવો થાય.

શ્રીમહાવીરપ્રભુ સર્વજ્ઞ હતા તેથી તેમના ઉપદેશની શ્રદ્ધા રાખવાથી આત્મા, સમ્યકત્વ દૃષ્ટિને પ્રાપ્ત કરી શકે છે. દરેક જીવોમાં તિરોભાવે સમ્યકત્વદૃષ્ટિ રહી હોય છે; કિન્તુ કારણ સામગ્રી પામ્યા વિના સમ્યકત્વદૃષ્ટિનો આવિર્ભાવ થતો નથી-સમ્યકત્વદૃષ્ટિની પ્રાપ્તિથી આત્માને સહજ સુખનો નિશ્ચય થાય છે. સમ્યકત્વદૃષ્ટિ કથે છે કે, મારા સમાગમમાં આવતાં આત્માને સહજ સુખનો નિશ્ચય તો થાય છે, કિન્તુ તે મિથ્યાત્વ પરિણતિના મિથ્યાત્વ ગુણસ્થાનકરૂપ ઘરમાં પ્રવેશ કરે છે ત્યારે, તે સહજ સુખનો નિશ્ચય ભૂલી જાય છે. જેમ કોઈ દારૂ પીનાર-દારૂના ઘેનમાં પૂર્વની કોઈ સારી વાર્તા ભૂલી જાય છે, તેમ આત્માના પણ-મિથ્યાત્વગુણસ્થાનકમાં જતાં ઉપર્યુક્ત હાલ થાય છે. મિથ્યાત્વગુણસ્થાનકથી આત્મા ચતુર્ગતિમાં ગમન કરે છે. અહો !!! આત્મસ્વામિની મિથ્યાત્વના યોગે કેવી બુરી દશા થાય છે? હવે જો તે પુનઃ અત્ર આવશે તો બહુ સારૂં થશે; મારી પાસે આવતાં તેમને ચતુર્ગતિમાં જવાની રૂચિ ટળી જશે અને પંચમગતિમાં જવાની રૂચિ ઉત્પન્ન થશે; આપણુ તેણીનું કથન સત્ય છે, કારણકે સમ્યકત્ત્વદૃષ્ટિની પ્રાપ્તિવિના કોઇને મુક્તિની ખરેખરી ઇચ્છા પ્રગટતી નથી. સમ્યકત્ત્વ દૃષ્ટિની પ્રાપ્તિથી આત્માની ચતુર્ગતિમાં ગમન કરવાની ઇચ્છા વિરામ પામે છે. આત્મા પોતાના મૂળ-શુદ્ધધર્મ પ્રતિ રૂચિને ધારણ કરે છે: અને સમ્યકત્ત્વ દૃષ્ટિના સંબન્ધથી સિદ્ધ થએલા એવા સ્યાદ્વાદ સિદ્ધાન્ત રસના પાકની અપૂર્વ રીતિને નિરીક્ષે છે. વસ્તુતઃ તે સિદ્ધ સિદ્ધાન્ત રસ પાકનું ભોજન કરીને પુષ્ટ બને છે અને પશ્ચાત્ તેને એકાન્તવાદનાં કુત્સિત ભોજનની રૂચિ થતી નથી. સમ્યકત્ત્વ દૃષ્ટિના ઘરમાં અપૂર્વ સિદ્ધાન્ત-

પાકનું ભોજન છે. વીતરાગની વાણીનાં ગુપ્ત રહસ્યોનું તારતમ્ય સારી રીતે દેખાય છે. સમ્યક્ત્વદષ્ટિ ખરેખર પોતાના આત્મસ્વામિ માટે જે કથે છે તે યોગ્ય છે. મનુષ્યોએ સમ્યક્ત્વ દષ્ટિની યોગ્યતા પ્રાપ્ત કરવામાટે પ્રથમ વ્યવહાર સમ્યક્ત્વના હેતુઓને અવલંબવાની જરૂર છે. બાહ્ય પદાર્થોનું જૈનશાસ્ત્રોના આધારે સ્વરૂપ જાણવું જોઇએ. આત્માઓ અને જડવસ્તુઓનો ભેદ જાણવો જોઇએ. આ પ્રમાણે બાહ્ય હેતુઓને આદરવાથી વ્યવહાર સમ્યક્ત્વ દ્વારા અન્તર સમ્યક્ત્વ દષ્ટિની પ્રાપ્તિ કરી શકાય છે. સમ્યક્ત્વ દષ્ટિને અન્તરાત્માવિના ગમતું નથી. સમ્યક્ત્વ દષ્ટિના ઘરમાં આવતાં બહિરાત્મા પણ અન્તરાત્મા બની જાય છે. સમ્યક્ત્વ દષ્ટિના ઉપર્યુક્ત કથનથી શું બને છે તે અત્ર જણાવે છે.

**वीर कहे एती कहुं हो, आए आए तुम पास ॥**
**कहे समता परिवारसुं हो, हमहै अनुभव दास ॥ स० ॥ ३ ॥**
**सरधा सुमता चेतनाहो, चेतन अनुभव आंहि॰**
**सगति फोरवे निजरूपकीहो, लीने आनन्दघन मांहि॰॥स०॥४॥**

**ભાવાર્થ:**—સમ્યક્ત્વ દષ્ટિનું સંભાષણ સાંભળીને વીર વિવેકના મનમાં અત્યંત-સહજ પ્રમોદ થયો અને તેણે ચેતનને ખાનગીમાં ખૂબ બોધ આપ્યો અને કહ્યું કે, સમ્યક્ત્વ દષ્ટિના ઘરમાંથી નીકળીને મિથ્યાત્વ પરિણતિના મિથ્યાત્વ ઘરમાં પુનઃ પાછું જવું સુખકારક નથી. તમારી સમ્યક્ત્વ દષ્ટિ ખરી સ્ત્રી છે. તેમજ ચેતના અને સમતા આદિ ખરી સ્ત્રીઓ છે અને તેઓ ઉચ્ચ ગુણસ્થાનક મહેલમાં વાસ કરે છે અને મિથ્યાત્વ પરિણતિ છે તે તો નીચ છે, તેથી તે નીચા ઝુંપડામાં વાસ કરે છે અને તેના ઘેર રાગ અને દ્વેષ આદિ નીચ વૃત્તિને ધારણ કરનાર જીવો આવીને વસેછે. તેનો સ્વભાવ નીચ છે તેથી, તેની પાસે જવાથી તમે નીચ બનો છો અને તમારો નીચ સ્વભાવ થવાથી તમે-દુર્ગુણોવડે અનીતિમય બની જાઓ છો અને તેથી તમારી ત્રણ ભુવનમાં લઘુતા દેખાય છે. તેથી હે ચેતન! મિથ્યાત્વ દષ્ટિના ઘરમાં જવું તે કોઈ રીતે હિતકર નથી. સમ્યક્ત્વ દષ્ટિના ઘેર જતાં તમારી મનોવૃત્તિ ઉચ્ચ બને છે અને જગત્ જીવોનું ભલું કરવાની બુદ્ધિ ઉપજે છે. સમ્યક્ત્વ દષ્ટિની સમતા આદિ ઉચ્ચ સખીઓ, કે જે આપની સહજ શુદ્ધ સ્ત્રીઓ છે, તે આપનાં દર્શન કરે છે અને તેઓની પાસે જતાં તે તમને સહર્ષથી વધાવી લેછે અને એના સમા-

ગમથી તમારૂં મન પણ શાન્ત બને છે; તેમજ તમારા હૃદયમાંથી દુર્ગુણો પલાયન કરી જાય છે અને સદ્ગુણોનો ઉત્પાદ થાય છે. વીર વિવેકનું આવું સરસ હિતકર સંભાષણ સાંભળીને ચેતન, સમ્યક્ત્વ દૃષ્ટિના ઘરમાં આવ્યા તે વખતે સમ્યક્ત્વ દૃષ્ટિની મોટી પૂજ્ય સખી સમતા, અથવા સમ્યગ્દૃષ્ટિ પોતે કથે છે કે, હે ચેતનસ્વામિન્, અત્ર પધારો ! પધારો !! અમે સર્વે આપની દાસીઓ છીએ, અર્થાત્ આપની આજ્ઞાપ્રમાણે વર્તનાર છીએ. અમારો અનુભવ હે ચેતન ! તમે કરી શકો છો, માટે તમારા અનુભવ જ્ઞાનની અમે દાસીઓ છીએ. આપને અનુભવ જ્ઞાન પ્રગટે છે, ત્યારેજ તમો અમારા ઉપર અત્યન્ત પ્રેમ ધારણ કરો છો. સમતા, ચેતના અને શ્રદ્ધા, આદિ આત્માની પરિણતિયો છે અને તે ચેતનના અનુભવ જ્ઞાનમાં ભાસે છે, માટે ત્યાં ચેતનનો અનુભવ સાક્ષી છે. આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપની શક્તિ ફોરવે છે, ત્યારે સમતા આદિ સ્ત્રીઓને પ્રાપ્ત કરી શકે છે અને ક્રોધ, માન, માયા, લોભ, કામ અને નિદ્રા આદિ દુર્ગુણોને હૃદયમાંથી દૂર કરી શકે છે. જેમ જેમ દુર્ગુણો ક્ષીણ થતા જાય છે, તેમ તેમ જ્ઞાનાદિ સદ્ગુણો વૃદ્ધિ પામતા જાય છે. અવિરતિ અને કષાયનું જોર જેમ જેમ નરમ પડતું જાય છે અને આત્માની પરિણતિ જેમ જેમ શુદ્ધ થતી જાય છે, તેમ તેમ આત્મા ઉપર ઉપરના ગુણસ્થાનકોમાં પ્રવેશ કરતો જાય છે. જેમ જેમ આત્મા ઉપરના ગુણસ્થાનકોમાં પ્રવેશ કરતો જાય છે, તેમ તેમ અન્તરમાં અનુભવ જ્ઞાનનો પ્રકાશ વધતો જાય છે અને સહજસુખરસનો સ્વાદ પણ વધતો જાય છે. નીચેનાં ગુણસ્થાનકો કરતાં ઉપરનાં ગુણસ્થાનકોમાં તેના જ્ઞાનાદિ ગુણો વિશેષતઃ ખીલે છે, તેથી અપૂર્વ અપૂર્વભાવની પ્રતીતિને તે અનુભવે છે અને તેનું આન્તરિક જીવન, જાણે ક્ષણે ક્ષણે નવું બનતું હોય! એમ તેને લાગે છે. હાલના કાળમાં આગમોના આધારે પ્રથમથી સાત ગુણસ્થાનકપર્યંત જઈ શકાય છે. આત્મા જેમ જેમ શ્રદ્ધા, સુમતિ, અને સમતાના સમાગમમાં તલ્લીન બનતો જાય છે, તેમ તેમ સહજ આનન્દમાં લીન બની જાય છે; એમ શ્રી આનન્દઘનજી કથે છે.

---

## पद ८७.

( राग धमाल. )

विवेकी वीरा सह्यो न परे, वरजो क्युं न आपके मित्त. ॥वि०॥
॥ ए टेक ॥

कहा निगोडी मोहनी हो, मोहत लाल गमार ॥
वाके पर मिथ्या सुता हो, रीज पडे कहा यार ॥ वि० ॥ १॥
क्रोध मान बेटा भये हो, देत चपेटा लोक ॥
लोभ जमाइ माया सुता हो, एक चढ्यो परमोक्ख॥ वि०॥२॥

ભાવાર્થ:—ચારિત્રપરિણતિ નામની ચેતનની સ્ત્રી, પોતાના ચેતનસ્વામિને સંબોધીને કથે છે કે, હે વિવેકી અને વીર અર્થાત્ બહાદૂર ચેતનસ્વામિન્! તમો કર્મભાવરૂપ આપના મિત્રને છોડતા નથી અને કર્મની સોબતમાં રાચીમાચીને રહો છો, તે મારાથી સહન થઈ શકતું નથી. હે ચેતન! કર્મ એ ખરેખર આપનો મિત્ર નથી, કિન્તુ આપનો શત્રુ છે; આપ તેને મિત્ર તરીકે માનીને ઠગાઓ છો. સર્વ જીવોને સંસારમાં પરિભ્રમણ કરાવનાર કર્મ છે. કર્મથકી જીવો અનન્તદુઃખ ભોગવે છે. ચતુર્ગતિમાં કર્મની સંગતિથી જીવો પોતાના શુદ્ધસ્વરૂપને પ્રાપ્ત કરી શકતા નથી. હે વીર સ્વામિન્! હવે તમે કર્મની પ્રપંચજાળ સમજીને તેની સંગતિનો પરિત્યાગ કરો. કર્મનો નાશ કરવાને માટે શ્રી વીરપ્રભુએ શ્રાવકધર્મ અને સાધુધર્મ એ બે ધર્મની પ્રરૂપણા કરી છે. શ્રાવક-જૈનો, સાધુઓ કે જે પંચમહાવ્રતધારી હોય છે તેના ઉપાસક, (સેવક) બનીને શ્રાવકનાં વ્રતોને પાળીને કર્મ ક્ષય કરવા પ્રયત્ન કરે છે. સાધુઓ આગમોના આધારે સાધુધર્મ પાળીને કર્મનો ક્ષય કરવા ઉદ્યમ કરે છે. જૈન શાસ્ત્રોમાં સાધુધર્મને મેરૂપર્વતની ઉપમા આપવામાં આવી છે. સાધુ અને શ્રાવકનો અન્તર મેરૂપર્વત અને સર્ષવના દાણાતુલ્ય જાણવો. સાધુ મેરૂપર્વત સમાન અને શ્રાવક સર્ષવ સમાન જાણવો. ગૃહસ્થ શ્રાવક ગમે તેવો હોય, તોપણ તે દેશથકી ચારિત્રધર્મ પાળવાને માટે સમર્થ થાય છે; અર્થાત્ દેશથકી શ્રાવકના બાર વ્રતને તે પાળી શકે છે;- ગૃહસ્થાવાસમાં સાધુનો ધર્મ આરાધી શકાતો નથી. શ્રાવકને પાંચમા ગુણઠાણાની હદ છે. સાધુઓ સર્વથકી વિરતિને ધારણ કરી શકે છે. જૈન શાસ્ત્રોમાં ગુરૂ તરીકેનો અધિકાર સાધુઓને છે પણ ગૃહસ્થને નથી. ચારિત્રની દીક્ષા અંગીકાર કરનાર એવા સાધુને છઠ્ઠું, સાતમું ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ રત્નોમાં ચારિત્રની અત્યંત ઉત્તમતા-તેના અધિકારે સિદ્ધ ઠરે છે. અનેક પ્રકારની ભાષાનો અભ્યાસ કર્યો હોય, તેમજ ઇન્દ્રમહારાજની પેઠે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન હોય, તોપણ ચારિત્રવિના જ્ઞાનનું ફળ ઉત્પન્ન થતું નથી. કેટલાક ભવાઈની પેઠે ભાષણોની ભૂંગળો ફુંકનારા તો હજારો મળી આવે છે, કિન્તુ જ્યારે તેઓનાં

આચરણો તપાસીએ છીએ, ત્યારે તેઓના સદ્વર્તનમાં ભમરડાં જેટલું મીંડું દેખાય છે. હાલમાં આંગ્લભાષાના અભ્યાસીઓ તથા અન્ય ભાષાના અભ્યાસીઓ ઘણા દેખવામાં આવે છે, કિન્તુ તેમાં કેટલાકોનાં ચરિત્રો તપાસીએ તો તેઓનામાં સદ્વર્તનનો તો દુષ્કાલ પડેલો દેખી શકાય. પૂર્વના વૃદ્ધ મનુષ્યોનું વર્તન અને હાલના કેટલાક કેળવાયલા, અર્થાત્ પોપટની પેઠે ભાષાના જ્ઞાનથીજ માત્ર વિદ્ધત્તાની ધૂનમાં મસ્ત થએલાઓનું, વર્તન તપાસીએ છીએ ત્યારે જૂના વૃદ્ધ મનુષ્યોનું વર્તન ઉત્તમ લાગે છે. ભાષણોની ભવાઇમાં ધર્મવિરૂદ્ધ કુધારાને પણ સુધારા તરીકે મનાવનારા, કેટલાક અર્ધદગ્ધ મનુષ્યોની રહેણી અને કહેણી તપાસીએ છીએ ત્યારે, રહેણીમાં અને કહેણીમાં આકાશ અને પાતાળ જેટલો તફાવત લાગે છે. જે કહેણી પ્રમાણે રહેણી રાખે છે, તેની કહેણીથી જગત્ને સારી અસર થાય છે.

ધર્મની બાબતમાં પણ જેની રહેણી ઉત્તમ હોય છે, તેજ કહેણીથી અન્યોને ધર્મ અર્પી શકે છે. વેશ્યા, બ્રહ્મચર્યનો ઉપદેશ આપે તો, તે હાસ્યપાત્રજ ઠરી શકે. કસાઇ દયાનો ઉપદેશ આપે તો, દયા પાળ્યાવિના તેનો ઉપદેશ હાસ્યમાંજ લીન થઇ જાય, તેમજ ત્યાગી થયાવિના ત્યાગનો જે ઉપદેશ આપે છે તે, હાસ્યપાત્ર બને છે. સંસાર અસાર છે, સંસારમાં કોઈ કોઈનું નથી, કંચનકામિની ખરાબ છે, ઇત્યાદિ ઉપદેશ આપતાં પહેલાં તે તે વસ્તુઓનો ત્યાગ ન કર્યો હોય, તો તે ઉપદેશની અસર અન્ય મનુષ્યોને થતી નથી. આ આદિ કારણથી ત્રણ જ્ઞાનના સ્વામી, એવા તીર્થંકરો પણ ગૃહસ્થાવાસમાં રહે છે ત્યાંસુધી ઉપદેશ આપતા નથી; સંસારનો ત્યાગ કરીને કેવલજ્ઞાની થયા પછી, તીર્થંકરો પણ ઉપદેશ આપે છે. જૈનશાસ્ત્રોમાં સંસારનો ત્યાગ કરીને જે સાધુઓ થઈ પંચમહાવ્રત પાળે છે, તેજ ઉપદેશના અધિકારી છે એમ ઉત્સર્ગતઃ પ્રતિપાદન કર્યું છે અને તેનું કારણ ઉપર્યુક્ત છે, તેમજ કેવલજ્ઞાનવિન સમ્યગ્ઉપદેશ ન આપી શકાય તે છે. ચારિત્રવિના જ્ઞાન અ દર્શનની શોભા વધતી નથી. ચારિત્રપરિણતિવિના જ્ઞાન અને દર્શનથ મુક્તિ પ્રાપ્ત થતી નથી, અર્થાત્ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પામીને પ ચારિત્રની આરાધના કરવાની છે. ચારિત્ર અંગીકાર કર્યાવિના ચારિત્રમોહનીયનો ક્ષય થતો નથી. દશમા ગુણસ્થાનક પર્યંત ચારિત્રમોહનીય છે, માટે તેનો નાશ કરવામાટે ચારિત્ર અંગીકાર કરવાની આવશ્યકતા છે. જેને સર્વ વિરતિરૂપ ચારિત્ર લેવાનો મનોરથ થતો નથી અને જે સર્વ વિરતિરૂપ સાધુચારિત્રને ધિક્કારે છે, તે શ્રાવકપણું પ્રાપ્ત કરી શકતો નથી. પંચમહાવ્રતધારક મુનિવરોની જે નિન્દા કરે છે અને સાધુઓની અપભ્રાજના થાય તેવું બોલે છે, લખે છે અને છપાવે

છે, તે શ્રાવકનો ધર્મ પણ પ્રાપ્ત કરી શકતો નથી, ત્યારે તે સાધુધર્મ તો ક્યારે પ્રાપ્ત કરી શકશે? તે વિચારણીય છે. શ્રાવકે શ્રાવકના અધિકાર પ્રમાણે દેશવિરતિ ધર્મ પાળવો જોઈએ અને સાધુએ સાધુના અધિકાર પ્રમાણે પંચમહાવ્રતઆદિ ચારિત્રધર્મ પાળવો જોઇએ. આત્મા જ્યારે ચારિત્રના સમ્મુખ થશે, ત્યારે તે સકલ કર્મનો ક્ષય કરશે; એમ જૈનાગમો જણાવે છે.

આજ કારણથી ચારિત્રપરિણતિ પોતાના આત્મસ્વામિને અસત્ કર્મમિત્રની સોબત ત્યજાવામાટે જે કથે છે, તે ખરેખર અસરકારક છે. ચારિત્રપરિણતિ કથે છે કે, હે લાલ આત્મન્! તું નગુરી એવી મોહિની ઉપર શા માટે મોહ પામે છે? ગમાર એવી મોહિની ઉપર જે ગમાર હોય છે તેજ મોહ પામે છે. હે ચેતન! તું તો ચતુર છે, સર્વ પ્રકારે હુશિયાર છે, માટે મોહિની ઉપર તું કેમ રીજે છે. તેમજ તેની મિથ્યાત્વ પરિણતિ નામની પુત્રી છે, તેના ઉપર તું કેમ અત્યન્ત પ્રેમ ધારણ કરે છે. મોહિનીને ક્રોધ, માન, આદિ પુત્રો થયા છે અને તેઓને સુજ્ઞ લોક ચપેટા મારે છે; તેમજ તેને લોભ નામનો જમાઈ છે અને તેને માયાનામની પુત્રી છે. સર્વવિનાશક લોભે તો મોક્ષપર સ્વારી કરી છે. મોહિનીનું કુટુંબ અનેક દોષવૃન્દોથી જગત્ના જીવોનું બુરૂં કરવા અહર્નિશ પ્રયત્ન કર્યા કરે છે. હે ચેતન! મોહિનીના ફન્દમાં ફસાવાથી અનેક પ્રકારનાં દુઃખોના ભોક્તા થવું પડે છે. સર્વવિનાશક લોભ, મોક્ષની પ્રાપ્તિમાં અનેક પ્રકારનાં વિઘ્નો નાખે છે. लोभः सर्व विनाशकः લોભ સર્વનો નાશ કરનાર છે. સર્વ પ્રકારના અધર્મનું મૂળ લોભ છે. લોભથી દેવતાઓ, મનુષ્યો અને તિર્યંચો અવિશ્વાસનાં મૂળ જગત્માં રોપે છે. જ્યાં લોભનો સંચાર થાય છે, ત્યાં સદ્બુદ્ધિ રહેતી નથી. લોભથી સર્વ પ્રકારના સદ્ગુણો મલીન થાય છે. ગુણસ્થાનકોની ઉચ્ચ ભૂમિપર ચઢનારને લોભ હાનિ પહોંચાડે છે, અર્થાત્ તે પોતાની બુરી દૃષ્ટિનો ભાવ ભજવ્યાવિના રહેતો નથી. લોભથી સ્વાર્થદૃષ્ટિનું હૃદયમાં સામ્રાજ્ય પ્રવર્તે છે. લોભીના હૃદયમાં મલીન વાસનાઓનો સમૂહ ભેગો થાય છે અને તેથી તે સન્તોષ નામના ગુણને તિરસ્કારી કાઢે છે.

રાજાઓ, લોભાર્થે સૃષ્ટિનો સંહાર કરીને મહા રૌરવ દુઃખોના ભાગીદાર બને છે. મનુષ્યો, પ્રવૃત્તિનું ચક્ર રાત્રી અને દિવસ લોભથી ચલાવ્યા કરે છે અને તેમાં પોતાનું ઉત્તમ જીવન જોતજોતામાં હારી જાય છે. લોભથી શારીરિક, વાચિક, કાયિક અને આધ્યાત્મિક શક્તિઓનો નાશ થાય છે. હે ચેતન! સર્વ પ્રકારનાં દુઃખોથી મુક્ત થવામાં લોભના સમાન અન્ય કોઈ વિઘ્નકર્તા નથી એમ સમજ. પર્વતો સમાન મોટા મોટા મહાત્માઓને

પણ અણુસમાન કરનાર લોભ છે. લોભરૂપ સમુદ્રનો કોઈપણ આ જગત્‌માં પાર પામ્યું નથી, પામતું નથી અને પામશે નહિ. લોભથી જે મનુષ્યો, પોતાના આત્માની ઉન્નતિ કરવા ધારે છે, તેઓ ઉલટા અવનતિના ખાડામાં ઉતરે છે. વસ્તુતઃ આ જગત્‌માં વિચારીએ તો લોભના સમાન કોઈ હલાહલ વિષ નથી. “ લોભસમાન દુઃખ નથી અને સન્તોષસમાન સુખ નથી.” આ કહેવત અક્ષરે અક્ષર સાચી છે. લોભથી મનુષ્યો, મુક્તિના માર્ગમાં કાંટા વેરે છે. સામાન્ય નજીવી બાબતોમાં પણ લોભી મનુષ્યો લડી મરતા દેખાય છે. મનુષ્યો, લોભથી દેવદ્રવ્ય, ગુરૂદ્રવ્ય અને જ્ઞાનદ્રવ્યનું પણ ભક્ષણ કરી જાય છે. નીતિરૂપ કલ્પવૃક્ષને લોભી મનુષ્ય લોભરૂપ કુહાડાવડે છેદી નાખે છે. લોભી મનુષ્યો, અન્ધ મનુષ્યોના કરતાં પણ વિચિત્ર અન્ધ હોય છે; લોભનો નાશ કર્યાવિના મુક્તિ પ્રાપ્ત થતી નથી. મનુષ્યોની અધોદશા કરવામાં લોભના સમાન અન્ય કોઈ શત્રુ નથી. લોભી મનુષ્ય, પોતાના આત્માની ખરી શાન્તિ મેળવવા ભાગ્યશાળી બનતો નથી. એકબીજાના દેશની પાયમાલી કરાવવાનેમાટે, લોભ પરસ્પર વિદેશીય મનુષ્યોના હૃદયમાં ઉત્પન્ન થાય છે અને પરસ્પર વિદેશીય મનુષ્યોને યુદ્ધમાં ઉતારે છે. ખરેખર લોભનું આવું કાળું સ્વરૂપ છે, માટે વિવેકદૃષ્ટિ રાખી હે ચેતનસ્વામિન્! તમે ચેતતા રહેશો. મોહનીયની સંગતિથી એ બધું તેનું કુટુંબ આપને દુઃખ દેવામાં કંઈ બાકી રાખતું નથી. આ પ્રમાણે કથીને પુનઃ ચારિત્રપરિણુતિ પોતાના આત્મસ્વામિને વિનવે છે.

**गई तिथिकूं कहां बंभणाहो, पूच्छे सुमता भाव ॥**
**घरको सुत तेरे मतें हो, कहालौं करत वढाव. ॥ वि० ॥ ३ ॥**
**तव समत उद्यम कीयो हो, मेट्यो पूरव साज ॥**
**प्रीत परमसुं जोरिकें हो, दीनो आनन्दघन राज. ॥ वि० ॥ ४ ॥**

ભાવાર્થઃ—ચારિત્ર પરિણુતિ સમતા ભાવ ધારણ કરીને કથે છે કે, ગઈતિથિ બ્રાહ્મણને કેમ પુછવી? અર્થાત્ ગઈ તિથિને વારંવાર શું ભણવી! તેની પેઠે જે વાત થઈ ગઈ તેને વારંવાર કહી સંભળાવવી યોગ્ય નથી. હે ચેતનસ્વામિન્! તારા મતપ્રમાણે ઘરનું સૂતર વારંવાર કયાંસુધી વધારવું? આટલામાંજ સર્વ સમજી લો. રાગ અને દ્વેષરૂપ મોહનીયનો સંગ છોડીને તમે હવે મારી સંગતિ કરો. મારા સ્થિરતારૂપ ઘરમાં આવતાં આપને સહજ સુખનો ભાસ થશે. આ પ્રમાણે ચારિત્ર પરિણુતિનું સંભાષણ શ્રવણ કરવાથી, ચેતનના હૃદયમાં શુદ્ધભાવની જાગૃતિ થઇ આવી અને તેણે સમત્વભાવરૂપ ઉદ્યમ આરંભ્યો. સમત્વ–સમાનતા–સમતા અને સામ્ય

ભાવનો, સામાન્યતઃ વિચારતાં એકાર્થ માલુમ પડે છે. સમત્વરૂપ ઉદ્યમની પ્રાપ્તિ થવી મહા દુર્લભ છે. રાગ અને દ્વેષની પરિણુતિનો ઉદય ટાળ્યાવિના સમભાવ પ્રગટી શકતો નથી. ચારિત્રમોહનીયનો ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિકભાવ પૈકી ગમે તે ભાવ પ્રગટે છે, તે તે ભાવે સમત્વગુણુ પ્રગટ થાય છે. જડ પદાર્થોમાં ઈષ્ટત્વ અને અનિષ્ટત્વની બુદ્ધિ–જેમ જેમ, જે જે અંશે ટળે છે–તેમ તેમ તે તે અંશે સમત્વગુણુ ખીલતો જાય છે. પંચમ કાળમાં સાત ગુણુસ્થાનક પર્યંત ગમન કરાય છે, તેથી ઉપરનાં ગુણુસ્થાનકોમાં જે સમત્વ ભાવ હોય છે તે હાલમાં પ્રાપ્ત થઈ શકતો નથી. સાતમા ગુણુસ્થાનકને પણુ કોઈ વિરલા મુનિવરો સ્પર્શી શકે છે. સંજ્વલનના રાગ અને દ્વેષ છઠ્ઠા પ્રમાદ ગુણુસ્થાનકે હોય છે, તેથી આ કાલના મુનિવરોમાં તેવો રાગ અને દ્વેષ જણુાય તો તેથી મુનિપદની શ્રદ્ધાનો ત્યાગ કરવો નહિ. સમત્વનો ઉદ્યમ ખરેખર સર્વ ઉદ્યમોમાં શ્રેષ્ઠ છે. વ્યવહાર ચારિત્રને આદર્યાવિના સમત્વની પ્રાપ્તિ થતી નથી. ત્રણુ જ્ઞાનના સ્વામી એવા તીર્થંકરો પણુ પ્રથમ વ્યવહાર ચારિત્રને આદરે છે અને તેવડે સમત્વરૂપ નિશ્ચય ચારિત્રને પ્રાપ્ત કરે છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવવડે વ્યવહાર ચારિત્રની આરાધના થઈ શકે છે. જેઓ ખરા અધ્યાત્મજ્ઞાનને ધારણુ કરે છે તેઓ અવશ્ય વ્યવહાર ચારિત્રને ધારણુ કરે છે. જેના મનમાં વ્યવહાર ચારિત્ર લેવાનો ભાવ નથી, તેને શ્રાવક તરીકે ગણુવામાં હરકત આવે છે. ઉપરના સાધુના ગુણુસ્થાનકમાં જેને ચઢવાનો ભાવ નથી, તે શ્રાવકના ગુણુસ્થાનકમાં કયાંથી રહી શકે? પૌદ્ગલિક વિષયોના સુખોમાં શિથીલ બનીને જે વ્યવહાર ચારિત્રને અંગીકાર કરતા નથી, તેવા જીવો સંસારની ઉપાધિમાં–મુખે અધ્યાત્મજ્ઞાનના શબ્દો બોલતા છતા પણુ–રક્ત થાય છે. સંસારની ઉપાધિ ત્યાગ્યાવિના સાંસારિક ઉપાધિયોના વિચારો હૃદયમાંથી ખસતા નથી. આજ કારણુથી મુક્તિની પ્રાપ્તિમાં વ્યવહાર ચારિત્રની ઉત્તમતા ગણુાય છે. વ્યવહાર ચારિત્ર છે તે કારણુ છે અને નિશ્ચય ચારિત્ર છે તે કાર્ય છે. કારણુવિના કાર્યની સિદ્ધિ થતી નથી. જેણે કારણુ ઉત્થાપ્યું તેણે કાર્ય ઉત્થાપ્યું. જેણે વ્યવહાર ચારિત્રની ઉત્થાપના કરી, તેણે જૈનધર્મની ઉત્થાપના કરી, એમ પણુ કહી શકાય. જમાનાને અનુસરી પંચમહાવ્રત પાળે છે તે ગૌતમસરખા સાધુ જાણુવા. જે કાલે પોતાની જેટલી શક્તિ હોય, તે કાલે તદનુસારે ચારિત્રનો ખપ કરનાર સાધુ આરાધક છે. આજ કારણુથી યથાશક્તિ જીનાજ્ઞાપૂર્વક વ્રતોને પાળનાર મુનિરાજ, જૈનધર્મની આરાધના કરી શકે છે.

જેઓ આશ્રવના માર્ગોનો ત્યાગ કરતા નથી અને સંસારમાં રાચીમાચીને વ્યાપાર વગેરેના આરંભોને કરે છે, અર્થાત્ પાપની ક્રિયાઓને નિર્ભયરીત્યા આદરે છે તેઓને કહેવામાં આવે કે "આમ કરો છો તે ઠીક નથી, ત્યારે તે ગૃહસ્થો કહે કે અમો તો સંસારી છીએ, તેથી છૂટા છીએ તેથી ગમે તે કરીએ? અમારે શું." આ પ્રમાણે બોલનારા ગૃહસ્થો કરતાં જેના ચારિત્રમાં અતિચાર વગેરે લાગે છે અને તેનું ગુરૂ પાસે પ્રાયશ્ચિત્ત લે છે અને કંચન અને કામિનીનો ત્યાગ કર્યો છે, એવા આશ્રમોના આધારે દેશના દેનારા સાધુઓ અનન્તગુણા ઉત્તમ જાણવા. કાળે વસ્ત્રે ડાઘ જણાતો નથી–કાળા રંગમાં કાળું સમાઈ જાય છે, તેમ છકાયનો આરંભ કરનાર ગૃહસ્થ જીવ આરંભાદિથી કાળો છે, તેથી તેને ડાઘ જણાય નહિ; પણ વ્યવહાર ચારિત્રધારક સાધુઓ શ્વેત વસ્ત્ર સમાન છે, અર્થાત્ હંસની પાંખ સમાન શ્વેત છે, તેથી તેમને સહેજ પણ દૂષણ લાગતાં, ધોળામાં કાળાનો ડાઘ માલુમ પડે છે, કાળી કાંમલી જેવા છકાયના આરંભીઓને તો દૂષણ લાગ્યાજ કરે છે, તેઓએ પોતાને નિર્મલ માની લેવાની ભૂલ કરવી નહિ–કેટલાક એમ કથે છે કે "ચારિત્ર લીધા બાદ દોષ લાગે તો મહાપાપ બંધાય, તેના કરતાં ચારિત્ર ન લેવું તે સારૂં છે" આમ વદનારાઓ, માતાના પેટમાંથી બહાર નીકળવું તે સારૂં છે, પરંતુ જો બહાર નીકળ્યા બાદ પાપકર્મ કરાયું તો મહાદુઃખ પ્રાપ્ત થાય છે, માટે માતાના પેટની બહારજ નીકળવું નહિ; આ પ્રમાણે બુમો પાડનારની પેઠે મૂર્ખ જાણવા, અર્થાત્ ચારિત્રમાં દોષ લાગે તો તેને ટાળવો અને આગળ વધવા પ્રયત્ન કરવો, એવું કુશીલ નિર્ગ્રન્થનું લક્ષણ છે. શ્રીમાન્ મહાવીરપ્રભુએ ચારિત્ર લીધું તે વખતે તે પણ છઠ્ઠા ગુણસ્થાનકથી દશમા ગુણસ્થાનક સુધી કુશીલ નિર્ગ્રન્થ હતા. દોષો લાગે તો દોષોને ટાળવા, કિન્તુ વ્યવહાર ચારિત્રને ભાવ ધારીને અંગીકાર કરવું.

અધ્યાત્મજ્ઞાનનો સાર પણ એ છે કે, પંચમહાવ્રતનો સ્વીકાર કરવો. જે મનુષ્યો અધ્યાત્મ જ્ઞાનવડે પાંચ યમરૂપ યોગના પ્રથમ પગથીયાની સિદ્ધિ કરવાને સમર્થ નથી, તે પ્રત્યાહાર, ધારણા અને ધ્યાનાદિની પણ સિદ્ધિ કરવા સમર્થ થતા નથી. અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે, કિન્તુ અધ્યાત્મજ્ઞાન પામ્યા પછી પણ–હિંસા, જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ, મમતા, છકાયના જીવની હિંસા અને હિંસાના વ્યાપાર આદિ આશ્રવ માર્ગોને પરિહરવાની ખાસ આવશ્યકતા છે. કેટલાક અધ્યાત્મજ્ઞાન અને કેટલાક વ્યવહાર એ બે પક્ષમાંથી કોઈ એક પક્ષનો આગ્રહ કરે છે, પણ તેઓ જો સ્યાદ્વાદ દૃષ્ટિથી દેખે તો તેમને કારણ

કાર્યની વ્યવસ્થા પરિપૂર્ણ સમજાય. નીતિના ઉત્તમ સદ્ગુણોનો પણ વ્યવહાર ચારિત્રમાં સમાવેશ થઈ જાય છે, માટે વ્યવહાર ચારિત્રની મહત્તા અને પૂજ્યતા ગણાય છે.

વ્યવહાર ચારિત્રનો મજબુત પાયો કરવાથી તેના ઉપર સમત્વ ભાવરૂપ ભાવ ચારિત્રનો મહેલ સારી રીતે બાંધી શકાય છે. વ્યવહાર ચારિત્રના પણ સાધનોની અપેક્ષાએ અનેક ભેદ પડે છે. સમત્વરૂપ ભાવ ચારિત્ર પરિણતિથી પડનારને, વ્યવહાર ચારિત્ર આલંબન આપે છે અને પુનઃ સમત્વરૂપ ભાવ ચારિત્ર ઉપર ચડાવે છે, માટે વ્યવહાર ચારિત્રનું અવલંબન કરવું. આત્માએ વ્યવહારપૂર્વક નિશ્ચય ચારિત્ર સારભૂત—સમત્વનો ઉદ્યમ કરીને મોહનીય કર્મની પ્રકૃતિયોના સાજને (સમૂહને) દૂર કર્યો. સમત્વના ઉદ્યમથી આત્મા, મોહનીય કર્મનો નાશ કરી શકે છે. સર્વ પ્રસંગોમાં સમત્વ 'પરિણામને' ધારણ કરવા પ્રયત્ન કરવો જોઇએ. આત્માએ પરમાત્માની સાથે પોતાની પ્રીતિ જોડી અને સકલ કર્મનો ક્ષય કર્યો અને તેથી તેણે આનન્દના સમૂહનું રાજ્ય પ્રાપ્ત કર્યું. ચારિત્ર પરિણતિના સમાગમથી આત્મા પોતે ત્રણ ભુવનનો રાજા-પરમાત્મા થયો; એમ શ્રીમદ્ આનન્દઘનજી કથે છે.

---

## पद ८८.

(राग धमाल ॥ यमाल.)

पूछीयें आली खबर नहीं, आये विवेक वधाय. ॥ पू० ॥
॥ ए आंकणी ॥
महानन्द सुखकी वरनीका, तुम आवत हम गात ॥
प्रानजीवन आधारकी हो, खेमकुशल कहो वात ॥ पू० ॥ १ ॥
अचल अबाधित देवकुं हो, खेम शरीर लखंत ॥
व्यवहारि घटवध कथा हो, निहचें करम अनन्त ॥ पू० ॥ २ ॥
बंध मोख्ख निहचें नही हो, विवहारें लख दोय ॥
कुशल खेम अनादिही हो, नित्य अबाधित होय ॥ पू० ॥ ३ ॥
सुन विवेक मुखतें सही हो, वानी अमृत समान ॥
सरधा समता दो मिली हो, ल्याइ आनन्दघन तान ॥ पू० ॥४॥

ભાવાર્થઃ—શ્રદ્ધા સખી પોતાની સમતા સખીને કથે છે કે, હે સમતાસખી! તને આત્મસ્વામિના વૃત્તાંતની ખબર નથી. દેખ-દેખ, વિવેક વધામણી લેઈને આવ્યા છે, તેમને આત્મસ્વામિનું વૃત્તાંત પુછીએ !! આવું શ્રદ્ધાનું વચન સાંભળીને સમતા સખી, વિવેકને કહે છે કે, તમારૂં આવાગમન થતાં અમારા ગાત્રમાં મહાઆનન્દરૂપ જે સુખ થાય છે તે અપૂર્વ છે; તેનું વર્ણન શી રીતે કરી શકાય? તમો આવ્યા એટલે અમારા મનમાં નિશ્ચય થયો છે કે, તમો સ્વામિનું વૃત્તાંત લેઈનેજ આવ્યા છો. અમારા સ્વામિને અને તમારે ગાઢ સંબન્ધ છે, અમારા સ્વામિને સત્ય કથનાર તમે છો. અમારા સ્વામિની સાથે તમો અમારા સંબન્ધી વાર્તા કરીને કુમતિ વગેરેનો સંગ ત્યજાવવા પ્રયત્ન કરો છો, એમ અમારૂં હૃદય સાક્ષી પુરે છે, માટે તમે આવ્યા તેથી મહાનન્દ થયો. હવે અમારા પ્રાણજીવનના આધારભૂત ચેતનસ્વામિની ક્ષેમકુશલ વાર્તા કથો. અન્તરમાં આ સર્વ વૃત્તાંત અવલોકવું જોઇએ. સમતાનાં ઉપર્યુક્ત વચનો સાંભળીને વિવેક પ્રસન્ન મનવડે સમતાની આગળ આત્માનું સ્વરૂપ વર્ણવે છે. અચલ, અબાધિત, આત્મદેવનું અસંખ્યાત પ્રદેશવાળું શરીર ક્ષેમકુશલ છે. અનન્તકાલ વ્યતીત થયો કિન્તુ આત્માના અસંખ્યપ્રદેશમાંથી એક પ્રદેશ પણ ખંડિત થયો નથી. આત્માનું અસંખ્યપ્રદેશરૂપ શરીર પોતાના દ્રવ્યત્વથી ચલાયમાન થયું નથી. અનન્તકાળથી દ્રવ્યરૂપે જેવું છે તેવું ને તેવું સંપ્રતિ પણ છે અને ભવિષ્યમાં પણ તેવુંજ રહેવાનું. દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ આત્મા ત્રણ કાલમાં એકરૂપે વર્તે છે. અસંખ્યપ્રદેશરૂપ શરીરને નિશ્ચયથી અબાધા વર્તે છે, અર્થાત્ આત્માના પ્રદેશોને નિશ્ચયથી જોતાં અન્યદ્રવ્ય બાધા કરવાને સમર્થ નથી. આત્મા ત્રણકાલમાં દ્રવ્યથી એકરૂપ વર્તે છે. તેનો જન્મ થયો નથી માટે તે અજ કહેવાય છે. અસંખ્યાત પ્રદેશો કદી સર્વથા એક-બીજાથી છૂટા પડતા નથી. શુદ્ધ નિશ્ચયનયથી જોતાં આત્મામાં અનંત સુખ ભાસે છે. આત્માના સુખનો ઘટાડો અને વધારો, એવી કથા માત્ર વ્યવહાર-નયથી છે. વ્યવહારનયથી જોતાં આત્મા કર્મવડે આચ્છાદિત થયો છે, અર્થાત્ આત્મા અને કર્મ એ બેનો સંબન્ધ વ્યવહારથી છે. આત્મા અને કર્મનો પરસ્પર સંબન્ધ થાય છે અને આત્મા કર્મવડે બંધાય છે, તેમજ કર્મના નાશથી આત્માની મુક્તિ થાય છે, એમ વ્યવહારનયથી કહેવાય છે. આત્મા અને કર્મ, બંધ અને મોક્ષ. એમ બે લક્ષ્યની કથા વ્યવહારનયની અપેક્ષાએ કરાય છે. શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ આત્માનો બન્ધ નથી અને મોક્ષ પણ નથી. શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ આત્માને અનાદિકાળથી કુશળક્ષેમ છે. અનાદિકાળથી આત્મામાં સત્તાએ કુશલક્ષેમત્વ રહ્યું છે;

તેજ કુશળક્ષેમત્વ, કર્મ ટળતાં પ્રગટે છે. જેની સત્તારૂપે અસ્તિતા હોતી નથી, તેની આવિર્ભાવે અસ્તિતા હોતી નથી. નિત્ય અને અબાધિતપણે આત્મામાં અનાદિકાળથી ક્ષેમકુશળ વર્તે છે, તેજ કર્માવરણ ટળતાં, આવિર્ભાવપણે પ્રકટે છે.

વિવેકના મુખથી અમૃતસમાન ઉપર્યુક્ત વાણી શ્રવણ કરીને, શ્રદ્ધા અને સમતા બે ભેગી મળી અને તે બે આત્મપતિને અસંખ્યાત પ્રદેશરૂપ સ્વગૃહમાં તાણી લાવી.

શ્રદ્ધા અને સમતાના મનમાં ચેતન પતિજ રમી રહ્યો છે. ચેતન પતિ એજ, શ્રદ્ધા અને સમતાનું પ્રાણજીવન છે અને તેથી શ્રદ્ધા અને સમતા પોતાના ચેતનપતિપર અનવધિ શુદ્ધપ્રેમને ધારણ કરીને, સ્વસ્વામી પ્રાપ્ત્યર્થે જે જે બોલે, જે જે કરે, તે સર્વ ઉત્તમોત્તમ કાર્ય ગણાય એમાં કંઈ આશ્ચર્ય નથી. પ્રત્યેકના અંતરમાં શ્રદ્ધા અને સમતા હોય છે, કિન્તુ અન્તરમાં ઉંડો આલોચ કર્યાવિના શ્રદ્ધા અને સમતાનું સ્વરૂપ અવબોધાતું નથી. શ્રદ્ધા અને સમતાની પ્રાપ્તિ કરવામાં આવે તો શિવરૂપ ઘરમાં આત્માનું આવાગમન થયાવિના રહે નહિ. શ્રદ્ધા અને સમતા એ બેમાં અનન્તગણું બળ છે. જે મનુષ્યો અન્તરમાં શ્રદ્ધા અને સમતાની પ્રાપ્તિ કરે છે તેને આ બાબતનો અનુભવ આવે છે. કોઈનામાં શ્રદ્ધા હોય છે, પણ સમતા હોતી નથી. શ્રદ્ધા, સમ્યક્ત્વરૂપ હોય છે. જ્યાં શ્રદ્ધા હોય છે ત્યાં જ્ઞાન તો હોય છેજ. સમતા એ ચારિત્રનું શુદ્ધસ્વરૂપ છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રમાં શ્રદ્ધા અને સમતાનો સમાવેશ થાય છે. જ્ઞાનાદિક ત્રણ શક્તિયો જો ભેગી મળે તો, અન્તરાત્મા તે પરમાત્મા બને છે. શ્રદ્ધાના ઉપર સર્વ બાબતનો આધાર છે. શ્રદ્ધામાં અપૂર્વ બળ છે અને તે સંયમાદિ સર્વ ગુણોને ખેંચી લાવે છે. સર્વ ધર્મકાર્યોનું મૂળ શ્રદ્ધા છે. જો શ્રદ્ધાનો નાશ કરવામાં આવે તો સર્વ ધર્મનો નાશ થઈ જાય છે. પ્રથમ શ્રદ્ધાની પ્રાપ્તિ કરવી. જ્યાં શ્રદ્ધા હોય છે, ત્યાં સમતા પણ આવે છે અને બેનું ભેગું બળ થવાથી, આત્માને તેઓ પોતાના ઘરમાં તાણી લાવે છે, એમ શ્રીમદ્ આનન્દઘન કથે છે.

---

## पद ८९.

(राग धन्याश्री.)

चेतन सकल सकल वियापक होइ. चेतन० ॥

सत असत गुन परजय परिनति, भाव सुभाव गति दोइ. ॥चे०१॥

स्वपर रूप वस्तुकी सत्ता, सीजे एक न दोइ ॥
सत्ता एक अखंड अबाधित, यह सिद्धांत पख होइ. ॥चेतन०॥२॥

अन्वय व्यतिरेक हेतुको, समजी रूप भ्रम खोइ ॥
आरोपित सब धर्म औरहे, आनन्दघन ततसोइ. ॥ चेतन० ॥ ३ ॥

ભાવાર્થ:—શ્રીમદ્ આનન્દઘનજી કથેછે કે, આત્માના જ્ઞાનમાં સર્વ-જ્ઞેયો ભાસે છે તેની અપેક્ષાએ આત્મા, લોકાલોક સર્વવ્યાપક ગણાય છે. આત્મા કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યા પશ્ચાત્ જ્યારે કેવલી સમુદ્દ્ઘાત કરે છે, ત્યારે લોકાકાશમાં અસંખ્ય પ્રદેશોને વિસ્તારે છે; તેની અપેક્ષાએ આત્મા, લોકવ્યાપક ગણાય છે. આત્મા પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ-વડે સત્ છે. આત્માના જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ ગુણો આત્માની અપેક્ષાએ સત્ છે, પણ પરદ્રવ્યની અપેક્ષાએ આત્મદ્રવ્ય અને આત્માના ગુણો અસત્ છે. આત્માના ગુણો અને પર્યાયો તેજ આત્માની પરિ-ણતિ છે. પોતાના શુદ્ધ સ્વભાવમાં રમણતા કરવાની, આત્માની વસ્તુતઃ પરિણતિ છે. હે આત્મન્! ત્હારી શુદ્ધ પરિણતિમાં તારે રમવું જોઇએ. ઔદયિક ભાવ આદિ પાંચ પ્રકારના ભાવ છે; તેનું વર્ણન જ્ઞાનદીપિકા ગ્રન્થમાં કર્યું છે; ત્યાંથી તથા કર્મ ગ્રંથ, પંચ સંગ્રહ વગેરે ગ્રન્થોમાંથી જિજ્ઞા-સુએ વિશેષ સ્વરૂપ જોઈ લેવું. ઉપશમભાવ, ક્ષયોપશમભાવ અને ક્ષાયિકભાવ એ ઉત્તરોત્તર શુદ્ધભાવ કહેવાય છે. આત્મા પોતાના ઉપ-શમાદિ ભાવથી રમે તો, શુભગતિ પ્રાપ્ત કરી શકે છે. દેવલોક અને મનુષ્યભવ એ બે શુભ ગતિ કહેવાય છે; તે એક શુભ ગતિ અને બીજી પંચમગતિને ક્ષાયિક ભાવવડે પ્રાપ્ત કરે છે. ॥ ૧ ॥ ચેતનની સત્તા ચેતનરૂપ છે અને જડની સત્તા જડરૂપ છે. મુક્તિ પામતાં એક ચેતનજ શુદ્ધ રહે છે. ચેતનની એક અબાધિત અખંડ સત્તા છે. ત્રણ કાલમાં ચેતન પોતાની સત્તાને ત્યાગતો નથી; એમ સિદ્ધાન્ત પક્ષથી જોઈને કથવામાં આવે છે ॥ ૨ ॥ અન્વય અને વ્યતિરેક હેતુથી આત્માનું સ્વરૂપ સમજતાં પરવસ્તુઓમાં આત્મત્વની ભ્રમણા હતી તે ટલી જાય છે. પુદ્ગલ દ્રવ્યનો જે જે ધર્મ છે તે આરોપિત ધર્મ છે. શરીરાદિમાં થતી આત્મભ્રાન્તિ ટળી અને ચેતનમાં ચેતનનો ધર્મ છે એમ આત્મતત્ત્વનો નિશ્ચય કર્યો છે, અર્થાત્ આત્માજ સ્વતત્ત્વ છે અને તેજ આનન્દનો ઘન છે, તેજ આરાધ્ય છે, એમ શ્રીમદ્ આનન્દઘનજી કથે છે.

---

पद ९०.

( राग साखी–सोरठो. )

अणजोवतां लाख, जोवे तो एक नहीं ॥
लाधी जोबन साख, वहाला विण एलें गइ. ॥ १ ॥

( राग सोरठ. )

महोटी वहूये मन गमतुं कीधुं ॥ महोटी० ॥
पेटमें पेशी मस्तक रहेंसी, साही स्वामिजीने दीधुं ॥महो०॥१॥
खोले बेसी मीठुं बोले, कांइ अनुभव अमृत जल पीधुं ॥
छानी छानी छरकडा करती, छरती आंख मनडुं विंध्युं॥महो०२॥
लोकालोक प्रकाशक छैयुं, जणतां कारज सिध्युं ॥
अंगोअंगे रंगभर रमतां, आनंदघनपद लीधुं ॥ महोटी० ॥३॥

ભાવાર્થ:—સાખીનો અર્થ ઘણો ગંભીર છે, માટે ગીતાર્થોને પુછી તેનું ખરૂં સ્વરૂપ અવબોધવું; અત્ર સ્વબુદ્ધિ અનુસારે નીચે પ્રમાણે લખવામાં આવે છે. સમતા પોતાની સુમતિસખીને કથે છે કે, જ્યારે ન દેખીએ ત્યારે લાખોની પ્રતીતિ થાય છે, પણ જ્યારે શુદ્ધજ્ઞાનાદિ ગુણોવડે પરીક્ષા કરવામાં તત્પર થઈએ છીએ અને અવલોકન કરીએ છીએ, ત્યારે લાખમાંથી એક પણ દેખાતો નથી. યૌવનાવસ્થારૂપ પામેલી સાખ, મારા શુદ્ધચેતનવિના એળે ગઈ, અર્થાત્ શુદ્ધચેતન સ્વામિની પ્રાપ્તિવિના ખીલેલી મારી યૌવનાવસ્થા એળે એટલે નિષ્ફળ ગઈ, અર્થાત્ જાય છે; એમ ક્ષપકશ્રેણિપર આરોહણ થએલી સમતા, પોતાની સખી સુમતિને કથે છે. ક્ષપકશ્રેણિપર ચઢેલી સમતાની ભર યૌવનાવસ્થા ગણાય છે, પણ તેરમા સયોગી કેવલી ગુણસ્થાનકમાં ગયાવિના પરમ શુદ્ધચેતનસ્વામિનો સાક્ષાત્ સયોગ થતો નથી, તેથી ક્ષપકશ્રેણિમાં રહેલી સમતા, આવા પ્રકારના ઉદ્ગારો કાઢે છે અને પોતાના સ્વામીને મળવા પોતાના સ્વભાવ પ્રમાણે પ્રવૃત્તિ કરે છે, અર્થાત્ મમતાનો નાશ કરવા પોતાની શુદ્ધરમણતારૂપ યુક્તિઓ રચ્યા કરે છે. સમતા જે કરે છે તે–નાની વધુ સુમતિ, મોટી વહુ સમતાનું વર્તન જણાવતી છતી કથે છે. આત્મસ્વામિની લઘુ વધૂ સુમતિ છે અને મોટી વધૂ સમતા છે. સુમતિ કથે છે કે, મારા શુદ્ધચેતનસ્વામિની મોટી વધૂ સમતાએ પોતાના મનમાં જે ગમતું હતું તે પરિપૂર્ણ કર્યું. અહો સમતા તારી બહાદૂરી ! અહો તારી શક્તિ ! તેં તારા નિશ્ચય પ્રમાણે સર્વ કર્યું. શું કર્યું તે હવે જણાવે છે. તેં મમતાના પેટમાં પેશીને

તેની સર્વે વાત જાણી લીધી. મમતાનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ જે પ્રવર્તન થતું હતું તે તેં જાણી લીધું, અર્થાત્ મમતાએ આત્માને કેવી રીતે ભરમાવ્યો તે સારી રીતે તેં જાણી લીધું. અનાદિકાળથી મમતાના પ્રપઞ્ચથી આત્મા પોતાનું શુદ્ધસ્વરૂપ દેખી શકતો નથી. મમતાના પ્રપઞ્ચથી મનુષ્યો અસત્ વસ્તુઓને પણ સત્ય માનીને ઉન્મત્ત બને છે. મમતા ખરેખર, આત્માને નિર્માલ્ય વસ્તુઓમાં પણ ફસાવે છે અને તેથી આત્મા પોતાના અમૂલ્ય આનન્દમય જીવનને હારી જાય છે. મમતાથી અનેક પ્રકારના પાપમાં બળાત્કારે પ્રવૃત્તિ થાય છે. મમતાથી મનુષ્યો સત્યબ્રહ્મતત્ત્વને અવબોધવા અંશમાત્ર પણ પ્રયત્ન કરી શકતા નથી. જગત્માં મમતા સમાન અન્ય કોઈ બન્ધન નથી. વજ્રસમાન બન્ધનોને છેદવા સમર્થ થનારા મનુષ્યો પણ, મમતાનું બન્ધન છેદવા સમર્થ થતા નથી. સંસારમાં મમતાના જે જે સંબન્ધો, જેની જેની સાથે કલ્પ્યા છે તે અસત્ છે, છતાં મનુષ્યો સત્ય આત્મતત્ત્વની પ્રાપ્તિમાટે પ્રયત્ન કરતા નથી. જગત્માં અનેક પ્રકારનાં નામો અને અનેક પ્રકારના દેખાતા દશ્ય વસ્તુઓના સંબન્ધો, વસ્તુતઃ જોતાં કલ્પિત છે; છતાં અજ્ઞાની જીવો હારિલપંખીની પેઠે તેમાં મમતાના યોગે બન્ધાય છે અને રાગદ્વેષનું આલંબન કરી નીચ સ્થાનપર ઉતરતા જાય છે. મમતાથી આત્મા ભ્રાંત બનીને અનન્ત દુઃખના ખાડામાં ઉતરે છે. મમતાથી આત્મા જે જે વસ્તુઓને ગ્રહણ કરે છે, તે તે વસ્તુઓથી ઉલટો દુઃખપાત્ર બનતો જાય છે. જે જે વસ્તુઓપર આત્મા મમત્વ ધારે છે, તે તે વસ્તુઓથી આત્મા બન્ધાય છે. અજ્ઞાનદશાથી જીવો, જગત્માં જ્યાં ત્યાં બન્ધાય છે, અર્થાત્ મમતાવંત જીવો જ્યાંથી છૂટવાનું ધારે છે ત્યાંજ પુનઃ બન્ધાય છે. સર્વે જીવોને દુઃખના ખાડામાં પાડનાર મમતા છે; આવું મમતાનું વર્તન જાણીને સમતાએ તેનો નાશ કરવા તેના પેટમાં પ્રવેશ કર્યો અને દશમા ગુણસ્થાનકના અન્તે મમતાનો પરિપૂર્ણ નાશ કર્યો. મમતાના પેટમાં પેંશીને, અર્થાત્ મમતાનું ઘર જાણીને મમતાનું શીર્ષ કાપીને સ્વામિજીને આપ્યું. ( ૧ )

સમતા શુદ્ધચેતનના ખોળામાં બેસીને મિષ્ટ વચનો બોલવા લાગી, અર્થાત્ આત્મસ્વામિના ખોળાને પ્રાપ્ત થએલી સમતા અમૃતસમાન મિષ્ટ શબ્દોને બોલે છે. સમતાવિના વચનમાં મીઠાશ ઉત્પન્ન થતી નથી.સમતાની વાણીથી-ક્રોધાગ્નિથી બળેલા મનુષ્યો પરમશાંત થાય છે. સમતાએ પોતાના સ્વામિ પાસેથી અનુભવ અમૃત પીધું, અર્થાત્ પોતાના શુદ્ધચેતનસ્વામિના સદ્ગુણોમાં વિશ્રામ પામીને પોતાના સ્વામિના રૂપમાં તલ્લીન થઈ ગઈ અને તેથી ઠેઠ અસંખ્યાત પ્રદેશમાં ઉતરી ગઇ અને ત્યાં

રહેલા અનુભવઅમૃતનું પાન કર્યું. આત્માના અસંખ્યાત પ્રદેશમાં ઉંડા ઉતર્યાવિના અનુભવઅમૃતનું પાન થતું નથી. જ્યાંસુધી રાગદ્વેષના ઉછાળાથી મન ચંચળ રહે છે, ત્યાંસુધી આત્માના પ્રદેશોમાં ઉંડા ઉતરી શકાતું નથી. મમતાનું એટલુંબધુ બળ હોય છે કે, આત્માના પ્રદેશમાં સમતાને પ્રવેશ કરવા દેતી નથી. મમતા આત્માની સાથે સમતાનો સંબન્ધ થવા દેતી નથી, પણ સમતાએ તો-તેજ કારણથી પ્રથમજ મમતાનો નાશ કર્યો, તેથી તેને આત્મસ્વામિને મળતાં અને આત્મસ્વામિના પ્રદેશમાં તલ્લીન થતાં, કોઇ વિઘ્ન કરનાર રહ્યું નહીં; સમતા તેથીજ તેરમા ગુણસ્થાનકની પૂર્વે શુકલધ્યાનદશામાં અનુભવામૃત્ જલનું પાન કરનાર બની, અર્થાત્ અનન્તકાળથી લાગેલી તૃષ્ણા તૃષાનો શીઘ્ર નાશ કર્યો, અને તેણે મમતાનું નામ માત્ર પણ રહેવા દીધું નહીં.

સુમતિ કથે છે કે, સમતારૂપ મોટી વધૂએ પોતાનું પરાક્રમ ફોરવી બતાવ્યું. સુમતિ મોટી એવી સમતા વધૂનું ચરિત્ર બતાવવાને પ્રયત્ન કરે છે અને કથે છે કે, તેણીએ પોતાની શુદ્ધદૃષ્ટિરૂપ ચક્ષુના કટાક્ષાક્ષેપથી છાની છાની રીતે છરકડાં, એટલે પોતાના સ્વામિને રીજવવાની લઘુલાઘવી કળાઓ-ચેષ્ટાઓ કરીને સ્વકીય શુદ્ધચેતનનું મન વિંધી નાંખ્યું, અર્થાત્ પોતાના વશમાં સ્વામિને લેઈ લીધા. તેણીએ શુદ્ધદૃષ્ટિના કટાક્ષાક્ષેપોથી તેના સ્વામીનું મન ખેંચી લીધું. બાહ્ય દેહધારી મનુષ્યોને તો સ્ત્રીઓ કટાક્ષાક્ષેપોથી મોહિત કરી નાખે છે, પણ અન્તરમાં રહેલા શુદ્ધચેતનને સ્વવશમાં કરવા એ કાર્ય કંઈ સાધારણ નથી. શુદ્ધદૃષ્ટિરૂપ ચક્ષુનું સ્વરૂપ સમજવાની તથા તેને પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે. સમતાવિના શુદ્ધદૃષ્ટિ હોઈ શકતી નથી. સમતા સર્વે પ્રકારના પદાર્થોને રાગ અને દ્વેષ વિનાની-શુદ્ધદૃષ્ટિથી અવલોકી શકે છે. શુભ રાગ અને શુભ દ્વેષથી જે જે પદાર્થો અવલોકવામાં આવે છે તેને શુભદૃષ્ટિ કહે છે. અશુભ રાગ અને અશુભ દ્વેષથી જે જે દૃશ્યપદાર્થો દેખવામાં આવે છે તેને અશુભદૃષ્ટિ કથે છે. અશુભદૃષ્ટિનો ત્યાગ કરીને શુભદૃષ્ટિ પ્રાપ્ત કરવાની છે. અશુભદૃષ્ટિનો ત્યાગ કરીને પ્રથમાભ્યાસ દશામાં શુભદૃષ્ટિથી સર્વે પદાર્થો દેખવાની જરૂર છે. આત્માના સદ્ગુણો પ્રાપ્ત કરવાના જે જે ઉપાયો હોય, તેને શુભ રાગથી નિરીક્ષવા જોઈએ. જે જે પદાર્થોના સંબન્ધથી આત્મા બંધાતો હોય, તે તે પદાર્થોને શુભદ્વેષદૃષ્ટિથી એવી રીતે નિરીક્ષવા કે, તેથી તે તે પદાર્થોથી કર્મ બાંધવાનો પ્રસંગ પડે નહીં. શુભ દૃષ્ટિથી પણ આગળ વધીને સર્વ પદાર્થોને રાગ અને દ્વેષની પરિણતિ વિના દેખી શકાય, એવી સમતાદૃષ્ટિની અભ્યાસ દશા આદરવી જોઈએ. જળમાં કમલ રહે છે પણ નિર્લેપ રહે છે, તેવી રીતે આત્માની દશા

કરવી જોઈએ, અર્થાત્ સર્વ પદાર્થોને નિર્લેપદશાથી દેખી શકાય એવી શુદ્ધદષ્ટિ અન્તરમાં રહેલી છે, તેને અધ્યાત્મ ભાવવડે પ્રગટ કરવી જોઇએ.

શુદ્ધદષ્ટિથી જોતાં સર્વ પદાર્થોનું યથાતથ્યસ્વરૂપ અવબોધાય છે. આ મારૂં અને આ ત્હારૂં એવી દૃષ્ટિનો પરિહાર કરીને શુદ્ધદષ્ટિથી પ્રત્યેક પદાર્થોનું સ્વરૂપ વિલોકવું જોઈએ. શુદ્ધદષ્ટિથી મનુષ્ય ઉચ્ચ કોટી પર ચડી શકે છે અને તે ભવિષ્યકાળમાં થનાર પરિણામોને પણ પ્રથમથી નિર્ધારી શકે છે. શુદ્ધદષ્ટિમાં એવી અદ્ભુતશક્તિ રહેલી છે કે, તે દરેક પદાર્થોને તેઓના મૂળસ્વરૂપે જણાવે છે. શુદ્ધદષ્ટિની આગળ સત્યનો પ્રકાશ પડે છે અને અસત્યનો નાશ થાય છે, માટે શુદ્ધ-દષ્ટિથી દરેક પદાર્થો દેખવાનો અભ્યાસ પાડવાની ખાસ જરૂર છે. આપણે દશ્ય પદાર્થોને વારંવાર દેખીએ છીએ, પણ શુદ્ધદષ્ટિથી દેખતા હોઈએ તો નવો સત્યનો પ્રકાશ પડ્યાવિના રહે નહીં. પ્રત્યેક પદાર્થોને તેઓના મૂળધર્મે જોવાની ટેવ પાડવી જોઇએ. અહં અને મમત્વના સંબન્ધથી પ્રત્યેક પદાર્થોને દેખતાં તે તે વસ્તુઓનું સત્યરૂપ દેખી શકાતું નથી. કોઈ પણ ધર્મનાં તત્ત્વો જોવાં હોય તો શુદ્ધદષ્ટિવડે દેખવાં જોઇએ. અમુક ધર્મ પોતાનો છે એવો મમતાભાવ ત્યાગ કરીને, શુદ્ધદષ્ટિથી દરેક ધર્મોમાં રહેલું સત્ય નિરીક્ષવાથી, સત્યનો પ્રકાશ વૃદ્ધિ પામે છે અને સત્યના સન્મુખ ગમન કરી શકાય છે. અહંત્વથી ધર્મની શ્રદ્ધાને પૂર્વે ધારણ કરવામાં આવી હોય છે તો, તે માન્યતાવાળા ધર્મનું સ્વરૂપ શુદ્ધદષ્ટિથી નિરખી શકાતું નથી. શુદ્ધદષ્ટિથી પ્રત્યેક ધર્મમાં નયોની અપેક્ષાએ જે જે સત્ય રહ્યું હોય છે, તે સમ્યક્રીત્યા અવબોધી શકાય છે. શૃંગીમત્સ્ય સમુદ્રમાં રહીને પણ મિષ્ટ જલનું પાન કરે છે, તેમ શુદ્ધદષ્ટિ ધારક આત્મા જ્યાં ત્યાંથી સાપેક્ષવાદ પ્રમાણે, પ્રત્યેક ધર્મોનું સ્વરૂપ સમજે છે અને નયોની સાપેક્ષાએ ધર્મોની સત્યતાનો સ્વીકાર કરે છે અને તેથી તેને 'સત્ય' જ્યાં ત્યાંથી સુઝી આવે છેઃ–આવી શુદ્ધદષ્ટિથી આત્મપ્રભુનું સમ્યક્પણે અવલોકન કરી શકાય છે. શુદ્ધદષ્ટિ ખીલવાથી મનુષ્યો શ્રુતજ્ઞાનના સિદ્ધાન્તોને સાપેક્ષાએ હૃદયમાં ઉતારી શકે છે. જેટલા વચનના માર્ગ છે, તેટલા નયવાદ છે અને જેટલા નયવાદ છે તેટલા પરસમય છે. નયચક્રમાં કથ્યું છે કે.

॥ गाथा ॥

जावइया वयण पहा, तावइया चेव हुंति नयवाया ॥
जावइया नयवाया, तावइयया चेव पर समया. ॥ १ ॥

દુનિયામાં જેટલાં વચનો છે, તે સર્વને નયોની સાપેક્ષાએ ગ્રહણ કરવામાં આવે તો સ્વસમયને પ્રગટ કરે છે અને દુનિયામાં જેટલાં વચનો નયોની અપેક્ષાવિના બોલવામાં અને શ્રદ્ધા કરવામાં આવે છે તેટલા પરસમય છે. નયોની સાપેક્ષા પૂર્વક વચનોને જાણવામાં આવે, શ્રદ્ધા કરવામાં આવે અને બોલવામાં આવે, તો સ્યાદ્વાદશાસનની પુષ્ટિ થાય છે. જો આ પ્રમાણે રાગ અને દ્વેષનો ત્યાગ કરીને સાપેક્ષપણે દરેક વસ્તુઓનું જ્ઞાન કરવામાં આવે છે તો, શુદ્ધદષ્ટિની ખીલવણી થાય છે. આશયોની વિભિન્નતાનો બોધ કરવાને માટે અપેક્ષાવાદ એક જ્ઞાનરૂપ અંજન છે અને તેનાથી શુદ્ધદષ્ટિ ખીલે છે, અર્થાત્ શુદ્ધદષ્ટિનો પ્રકાશ વૃદ્ધિ પામેછે અને ચક્ષુમાંથી રાગ દ્વેષની મલીનતા ટળે છે.

જેને શુદ્ધદષ્ટિની પ્રાપ્તિ કરવી હોય, તેણે નયોનો સાપેક્ષવાદ સમજવો જોઇએ. જો નયોનો સાપેક્ષવાદ સમજવામાં આવે તો, ધૂળમાંથી સુવર્ણ કાઢવામાં આવે છે તેની પેઠે દુનિયામાં પ્રગટેલાં ગમે તેવાં પુસ્તકોમાંથી સમ્યક્સાર ખેંચી શકાય છે; તેમજ મિથ્યા શાસ્ત્રોને પણ શુદ્ધદષ્ટિના પ્રતાપથી સમ્યક્પણે પરિણમાવી શકાય છે; આત્મતત્ત્વ સંબન્ધી ઘણું જાણવામાં આવે છે અને કોઈ પણ જાતનો કદાગ્રહ રહેતો નથી. દરેક વસ્તુઓને ભિન્ન ભિન્ન દૃષ્ટિથી લોકો દેખીને તેને ભિન્ન ભિન્નપણે કથે છે, તે ભિન્ન ભિન્ન દૃષ્ટિના આશયો અને તેનું રહસ્ય અપેક્ષાએ ખેંચી શકાય છે; તેથી શુદ્ધદષ્ટિધારક જીવ કોઈ પણ કદાગ્રહના વશીભૂત થતો નથી. ઉત્તમ શુદ્ધદષ્ટિધારક મનુષ્ય, શ્રીમહાવીર પ્રભુ કથિત સિદ્ધાન્તોનું સાપેક્ષવાદથી પરિપૂર્ણ સ્વરૂપ જાણે છે અને તેથી તે જિનવાણીની અલૌકિકતામાં અપૂર્વ શ્રદ્ધા ધારે છે, તેમજ આત્મતત્ત્વને ઉપાદેય તરીકે જાણી તેની પ્રાપ્તિમાટે સદ્ગુણોનો વ્યાપારી બને છે અને દુર્ગુણોનો નાશ કરવા યથાશક્તિ ઉદ્યમ કરે છે તે, રાગ અને દ્વેષના ઉછાળાઓને સમતાથી વારે છે અને શુદ્ધદષ્ટિથી પોતાના આત્મસ્વરૂપને નિરખ્યા કરે છે. સમતાએ શુદ્ધદષ્ટિથી આત્મ પ્રભુનું મન વશ કરી લીધું, અર્થાત્–આત્મા, સમતાના સંગમાં રહે અને મમતાનો બિલકૂલ વિશ્વાસ કરે નહીં, એવી આત્માની દશા કરી–મમતાનો પરિપૂર્ણ નાશ કરી સમતા પોતાની ઉત્તમ દશામાં વધવા લાગી;–પોતાના આત્મપ્રભુનો એક ક્ષણમાત્ર પણ સંગ ત્યાગતી નથી, અર્થાત્ શુક્લ ધ્યાનવડે પોતાના સ્વામીને સમયે સમયે આરાધવા લાગી. ઘાતી કર્મનો ક્ષય કરીને સમતા પોતાના પતિની સાથે ઉચ્ચ ગુણસ્થાનકની ભૂમિમાં વિચરવા લાગી. મોહના પરિપૂર્ણ નાશથી સમતાની શક્તિ અત્યંત ઉલ્લસવા

લાગી અને તેથી તેણીએ પૂર્ણસ્વરૂપ પ્રગટાવવા માંડ્યું. બારમા ગુણઠાણે ઉત્તમ સમતા આવે છે, અને ત્યાં શુક્લ ધ્યાનનો એકત્વ વિતર્ક અપ્રવિચાર નામનો પાયો હોય છે તેમજ ત્યાં શ્રુતજ્ઞાનનું પરિપૂર્ણ આલંબન હોય છે. બારમા ગુણસ્થાનક સુધી દ્રવ્યમન અને ભાવમન એ બન્ને હોય છે. બારમા ગુણઠાણા પશ્ચાત્ સમતાએ આત્માના સંબન્ધે એક અપૂર્વ ફળ પ્રગટાવ્યું તે જણાવે છે. સમતાએ લોકાલોક પ્રકાશક કેવલજ્ઞાનરૂપ પુત્ર પ્રસવ્યો અને તેથી તેણીનું કાર્ય સિદ્ધ થયું. બારમા ગુણઠાણાના અન્તે મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય, અવધિજ્ઞાનાવરણીય, મનઃપર્યવજ્ઞાનાવરણીય અને કેવળજ્ઞાનાવરણીય, એ પાંચ પ્રકારનાં આવરણોનો સમ્પૂર્ણ ક્ષય કરીને કેવલજ્ઞાન ઉત્પન્ન કર્યું. કેવલજ્ઞાનથી ચઉદ રાજલોક અને અલોકનો પ્રત્યક્ષ ભાસ થાય છે. કેવલજ્ઞાનમાં સર્વ જ્ઞાનનો અન્તર્ભાવ થાય છે. સર્વ પ્રકારના જ્ઞાનની અવધિ કેવલજ્ઞાન છે. લોક અને અલોક જ્ઞેય છે. જ્ઞેયનો સાક્ષાત્ પ્રકાશ કરનાર કેવલજ્ઞાન છે. કેવલજ્ઞાનની જૈનશાસ્ત્રોમાં જેવી ઉત્તમ વ્યાખ્યા કરવામાં આવી છે, તેવી અન્ય દર્શનકારોનાં શાસ્ત્રોમાં જોવામાં આવી નથી. ઉત્તમ એવી સમતાની પ્રાપ્તિવિના કોઇને કેવલજ્ઞાનની ઉત્પત્તિ થઈ શકતી નથી. જે મનુષ્ય ઉત્તમમાં ઉત્તમ એવા સમતાના ભેદને ધારણ કરે છે, તેજ કેવલજ્ઞાન પ્રગટાવી શકે છે. સમતાવિના જ્ઞાનનો પ્રકાશ થતો નથી. સમતાથી બે ઘડીમાં કેવલજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. સમતાના ઘણા ભેદ છે. શ્રીમદ્ આનન્દઘનજી સમતાથીજ કેવલજ્ઞાનરૂપ પુત્રની ઉત્પતિ દર્શાવે છે. મોહનીય કર્મનો જે જે અંશે ક્ષય થાય છે, તે તે અંશે સમતા પ્રગટ થતી જાય છે. મોહનીય કર્મ, દશમા ગુણસ્થાનક પર્યંત વિઘ્ન કરે છે. સમતાથી મોહનો નાશ કરીને ઉપર ઉપરના ગુણસ્થાનકપર ચઢી શકાય છે અને છેવટે સર્વ જ્ઞાનમાં શ્રેષ્ઠ એવું કેવલજ્ઞાન પણ પ્રાપ્ત કરી શકાય છે. સમતા ખરેખર અનેક ગુણો પ્રગટાવવાને સમર્થ થાય છે. સમતા તેરમા ગુણસ્થાનકમાં પરમાત્મ પ્રભુને, પ્રદેશેપ્રદેશરૂપ અંગેઅંગ મિલાવીને મળી અને અનન્ત આનન્દમાં ઝીલવા લાગી, અર્થાત્ આનન્દઘન એવું પરમાત્માનું પદ તેણે પ્રાપ્ત કર્યું; એમ શ્રી આનન્દઘનજી કથે છે.

શ્રીમદ્ આનન્દઘનજીએ ઉપર્યુક્ત જણાવેલ સમતાની દશાને ખરેખર હૃદયમાં ધારણ કરવી જોઈએ. મનુષ્યોએ સર્વત્ર–સર્વદા–સર્વથા–શર્મદા એવી સમતાની દશા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ. આ નાનકડા પદમાં સર્વ સિદ્ધાંતોનો પરમાર્થ આવી જાય છે. સમતાવિના મનુષ્ય

ઉચ્ચ થઈ શકતો નથી અને તે કોઈને ઉપકાર કરવા પણ સમર્થ થઈ શકતો નથી. સમતાના ઉપાસકોથી જગત્ના મનુષ્યોને જે લાભ મળે છે તેવો લાભ અન્ય કોઈથી મળતો નથી. સમતાને ધારણ કરનારાઓ ખરી દયા પાળવાને માટે સમર્થ થાય છે. સમતાધારકોની વાણીથી અનેક મનુષ્યોના રાગદ્વેષ છૂટી જાય છે. સમતાવંતને આખું જગત્ એકરૂપ દેખાય છે, અર્થાત્ તેમાં કોઇ મિત્ર વા કોઈ શત્રુ તરીકે ભાસતું નથી; તેથી તે જે કંઈ કરે છે તે સર્વ પરમાત્માને હૃદયમાં ધારણ કરીનેજ કરે છે એમ સમજવું.

સમતા યાને સમભાવની દશાથી વિમુખ રહેનારાઓ મહાત્માઓની પ્રાપ્તિ કરી શકતા નથી, અને તેવા પ્રકારના મનુષ્યો કોઈનું ઉત્તમ રીતે ભલું કરવા સમર્થ થતા નથી. સમતાની દશાને પ્રાપ્ત કરવા માટે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની અત્યંત જરૂર છે. જેઓ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવાને શક્તિમાન્ થયા નથી, તેઓ સત્તાધારી વા ગમે તેવા પંડિત હોય તોપણ પોતાના મનની ઉચ્ચદશા કરવાને શક્તિમાન્ થતા નથી. અધ્યાત્મજ્ઞાનવિનાનું પાંડિત્ય જગત્માં અશાન્તિ વધારે છે અને તેના ધારકને અહંત્વના ખાડામાં પાડે છે. અધ્યાત્મજ્ઞાનથી સમતાની આવશ્યકતા સમજાય છે અને આત્મસૃષ્ટિમાં ઉતરી શકાય છે. અધ્યાત્મજ્ઞાનથી શરીર, વાણી અને મનની સ્વસ્થતા જાળવી શકાય છે, માટે સમતાને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળાઓએ પ્રથમ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવું. અધ્યાત્મજ્ઞાનથી ધર્મની ક્રિયાઓનાં ગુપ્ત રહસ્યો સમજાય છે અને માનસિકદશાની ઉચ્ચતામાટે પ્રયત્ન કરી શકાય છે. અધ્યાત્મજ્ઞાનથી જેટલી ધર્મની ઉન્નતિ કરી શકાય છે તેટલી અન્યથી થતી નથી. અધ્યાત્મજ્ઞાનથી સર્વ જીવોને પોતાના આત્મસમાન લેખી શકાય છે. અનાદિકાળથી લાગેલી એવી મિથ્યાત્વ ભ્રમણા પણ અધ્યાત્મજ્ઞાનથી ટળે છે. પોતાનો અધિકાર કયો છે તે પણ અધ્યાત્મજ્ઞાનથી જાણી શકાય છે. અધ્યાત્મજ્ઞાનથી પરમાર્થપ્રેમની દૃષ્ટિ પ્રગટે છે. અધ્યાત્મજ્ઞાનથી સર્વ જગત્ને પોતાના કુટુમ્બ સમાન લેખી શકાય છે. અધ્યાત્મજ્ઞાનથી દરેક ધાર્મિક ક્રિયાઓને સ્વાધિકાર પ્રમાણે આદરી શકાય છે. અધ્યાત્મજ્ઞાનવિના શ્રમણપણું પ્રાપ્ત કરી શકાતું નથી. અધ્યાત્મજ્ઞાનવડે ગુણાનુરાગ પ્રગટે છે. અધ્યાત્મજ્ઞાનથી ગુણદૃષ્ટિ પ્રગટે છે અને દોષદૃષ્ટિનો નાશ થાય છે.

જગત્માં ખરેખર અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિવિનાના કેટલાક મનુષ્યો, એવા પ્રકારના હોય છે કે તેઓ સદાકાલ ગમે તેના દોષ જ જોયા કરે છે. કોઇમાં હજારો ગુણો છતાં તેના સામી દૃષ્ટિ ન થતાં, તેનામાં રહેલા

એક બે આદિ જે દુર્ગુણો હોય છે, તેજ તેની દૃષ્ટિમાં આવી શકે છે. વિદ્વાન્ વા અવિદ્વાન્ મનુષ્યવર્ગમાં દોષદૃષ્ટિધારકોની સંખ્યા વિશેષ પ્રમાણમાં હોય છે. પહેલા પ્રકારની દોષદૃષ્ટિને ધારણ કરનારાઓ ગમે તે વસ્તુમાંથી કંઈ પણ દૂષણ શોધી કાઢીને રાજી થનારા હોય છે, તેથી તેઓ દોષદૃષ્ટિની વૃદ્ધિ કરે છે અને દોષદૃષ્ટિના જોરથી પોતાના મનમાં અનેક દોષોને પ્રગટાવે છે. પહેલી દોષદૃષ્ટિ ધારણ કરનાર મનુષ્યો પોતાનું તેમજ અન્યનું શ્રેયઃ કરવા સમર્થ થઈ શકતા નથી, અર્થાત્ તેઓના સમાગમમાં જે જે મનુષ્યો આવે છે, તેઓને તેઓનાથી સદ્ગુણોનો લાભ મળી શકતો નથી, પણ ઉલટો દુર્ગુણોની પ્રાપ્તિ થવાનો સંભવ રહે છે. પહેલી દૃષ્ટિધારકો, દુર્જનની રીતને અનુસરનારાઓ છે, તોપણ તેવા પ્રકારના મનુષ્યો પ્રસંગોપાત્ત મહાત્માઓની સંગતિથી કંઇક કંઈક સુધરે છે અને તેઓ બીજી દૃષ્ટિમાં આવી શકે છે. દ્વિતીય દૃષ્ટિમાં રહેનારા મનુષ્યો, દોષો અને સદ્ગુણો એમ બેને દેખે છે. કોઈ પણ મનુષ્યમાં રહેલા સત્ય અને બ્રહ્મચર્ય એ બે ગુણોને દેખે છે, તેમજ તેનામાં રહેલા ક્રોધ અને વ્યસન આદિ દુર્ગુણોને પણ દેખી શકે છે. તેઓ ગુણોને દેખે છે તોપણ–દોષની ભાવનાથી દોષોથી મુક્ત થતા નથી. અન્ય મનુષ્યોમાં રહેલા દોષોને દેખવાની અર્થાત્ દોષની ભાવના જાગ્રત રહેવાથી પોતાના મનમાં દોષોના સૂક્ષ્મ સંસ્કાર પડે છે તેથી, તે ઉચ્ચ થઇ શકતો નથી. દોષ અને ગુણ એ બેને દેખનારા મનુષ્યો પહેલી દૃષ્ટિવાળા કરતાં સંખ્યામાં અલ્પ હોય છે. બીજી દૃષ્ટિ કરતાં ત્રીજી દૃષ્ટિ અત્યંત ઉત્તમ છે. ત્રીજી ગુણદૃષ્ટિ છે; મનુષ્યોમાં અનેક પ્રકારના અવગુણો હોય છે, છતાં પણ તેમાં જે ગુણ હોય છે તેનેજ ત્રીજી દૃષ્ટિવાળો મનુષ્ય ગ્રહણ કરે છે. શ્રીકૃષ્ણે જેમ કૂતરામાં અનેક દોષો છતાં ફક્ત તેના દાંત વખાણ્યા, તેમ ત્રીજી દૃષ્ટિવાળો મનુષ્ય, અનેક દુર્ગુણો તરફ લક્ષ ન આપતાં તેમાં રહેલા સદ્ગુણો તરફ લક્ષ્ય આપે છે. ત્રીજી દૃષ્ટિધારકો, ગુણોની મહત્તા સારીપેઠે સમજી શકે છે અને તેથી પત્થરમાંથી રત્ન ગ્રહવાની પેઠે ગુણોનેજ દેખ્યા કરે છે, અર્થાત્ મનુષ્યોની શ્વેતબાજુને તેઓ દેખે છે. કાળી બાજુ સામું દેખવાને તેઓ પ્રયત્ન કરતા નથી. વીતરાગપ્રભુવિના સર્વ મનુષ્યવર્ગમાં દોષો અને સદ્ગુણો એ બે હોય છે. દુનિયામાં કોઈપણ એવો મનુષ્ય નથી કે જેનામાં સર્વ ગુણોજ હોય! સર્વ મનુષ્યોમાં દોષો અને ગુણો રહેલા છે, તેથી દોષ દેખનારાઓ તે તે દોષથી મુક્ત થતા નથી. દોષને દેખવાથી અને દોષને દેખી નિંદા કરવાથી અનેક પ્રકારનાં કર્મ ગ્રહણ કરાય છે, એમ તે ત્રીજી દૃષ્ટિવાળો સારીપેઠે જાણે છે; તેથી તે

કોઈનામાં દોષ દેખે છે, વા સાંભળે છે. તોપણ તે દોષીના ઉપર અરૂચિ ધારણ કરતો નથી અને તેની નિન્દા પણ કરતો નથી; ફક્ત તેનામાં રહેલા જે જે સદ્ગુણો હોય છે તેના પ્રતિજ લક્ષ રાખે છે. ગુણદૃષ્ટિવાલો લાખો કરોડો મનુષ્યોના સમાગમમાં આવે છે તોપણ, તે સર્વમાં જે જે અંશે ગુણો ખીલ્યા હોય છે તેનેજ દેખે છે, તેથી તે પોતાના આત્માની ઉચ્ચદશા કરે છે અને અન્યોના આત્માનું પણ ભલું કરવા સમર્થ બને છે. સર્વત્ર ગુણની દૃષ્ટિ ધારણ કરનારાના હૃદયથી પરમાત્મા દૂર રહેતા નથી. ત્રીજી દૃષ્ટિધારકો, પોતાના શુભ મનથી જગત્માં શાન્તિ ફેલાવી શકે છે અને તેમના મનની ઉચ્ચદશા થવાથી કોઇના તે શત્રુ બનતા નથી; તેવા પ્રકારના મનુષ્યો, સન્ત વા મહાત્માની કોટીમાં ગણાય છે. ત્રીજી દૃષ્ટિ ધારણ કરનારાઓ મન, વાણી અને કાયાથી જગત્ના ઉપર જે ઉપકાર કરે છે તેનું વર્ણન થઈ શકે તેમ નથી. આવી–ત્રીજી દૃષ્ટિને ધારણ કરનારાની સંખ્યા અલ્પ હોય છે.

અધ્યાત્મજ્ઞાનની રહેણીથી, ઉત્તમ એવી ત્રીજી દૃષ્ટિની પ્રાપ્તિ થાય છે, માટે પ્રત્યેક મનુષ્યે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. અધ્યાત્મજ્ઞાનનાં પુસ્તકો વાંચવામાત્રથી કંઈ અધ્યાત્મતત્ત્વ પ્રગટી નીકળતું નથી, પણ વારંવાર અધ્યાત્મજ્ઞાનની હૃદયમાં ભાવના રાખવાથી અધ્યાત્મતત્ત્વની પ્રાપ્તિ થાય છે અને તેથી સર્વ મનુષ્યોના આત્માઓને સમભાવની દૃષ્ટિથી દેખી શકાય છે. અધ્યાત્મભાવનાથી સર્વ જીવોને સમાનદૃષ્ટિથી દેખી શકાય છે.

ચારે ખંડના મનુષ્યો, સમાનદૃષ્ટિથી એકબીજાને દેખે તો ખરેખર દુનિયાની શાન્તિ સારી રીતે રહી શકે. સર્વ દેશના મનુષ્યોમાં જો સમભાવની દૃષ્ટિ વધે તો વૈરઝેર અને ખૂનખાર યુદ્ધો નષ્ટ થઈ જાય અને પરસ્પર સાત્ત્વિક પ્રેમ પ્રગટવાથી એકબીજાનું સારી રીતે કલ્યાણ કરી શકાય. દુનિયામાં સર્વ જીવોનું ભલું કરવું હોય તો સમાન દૃષ્ટિ ધારણ કરવી જોઈએ. સમાન દૃષ્ટિથી સમતાની વૃદ્ધિ થયા કરે છે અને તેથી મહાત્માઓની કોટીમાં પ્રવેશાય છે. સમતાથી પોતાના આત્માની ઉચ્ચતાની સાથે જગત્ના જીવોની ઉન્નતિ કરી શકાય છે, માટે સંસારનો સુધારો અને સંસારમાં સહજસુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો, સમતાને પ્રાપ્ત કરવાની ખાસ જરૂર છે.

સમતાના પરિણામથી ઘરસંસારમાં પણ સર્વની સાથે પ્રેમ જળવાઈ રહે છે અને સર્વ જીવોની સાથે એકસરખો સમાનભાવ વર્તે

છે. ખરેખર સમતાના પરિણામથી સંસારમાં રહ્યા છતાં પણ સંસારથી નિર્લેપ રહી શકાય છે.

મનુષ્યો, પ્રત્યેક કાર્યો કરતી વખતે હૃદયમાં સમતાને ધારણ કરે તો, ખરેખર તેમનો આત્મા ઉચ્ચ થયા વિના રહે નહીં. જગત્‌માં ગંગા-નદી આદિ નદીઓ કરતાં અનન્તગણી શીતલ એવી સમતા નદી છે; તેમાં મહાત્માઓ ઝીલ્યા કરે છે. સમતાથી મન સ્થિર રહે છે અને તેથી બુદ્ધિ પણ વૃદ્ધિ પામે છે. જૈનોએ શ્રીમહાવીર પ્રભુના પગલે ચાલી સમતાનો આદર કરવો જોઈએ. સમર્થ પુરૂષોજ સમતાને સેવી શકે છે. અસમર્થ મનુષ્યો મનને કાબુમાં રાખવાને શક્તિમાન્ થતા નથી, તેથી તેઓ સમતાના પ્રદેશમાં વિચરી શકતા નથી. મનના વેગને કાબુમાં રાખવાની જેનામાં શક્તિ પ્રગટી છે, તે સમતાના પ્રદેશમાં વિચરી શકવા સમર્થ થાય છે. સાધુઓ અને સાધ્વીઓ ખરેખર સમતા ભાવવિના ઉચ્ચ થઈ શકતાં નથી. સમતા એ આત્માનો ભાવ પ્રાણ છે. પ્રાણવિના શરીર ટકી શકતું નથી, તેમ સમતાવિના આત્મા પોતાના સ્વરૂપે રહી શકતો નથી. સમતાને પ્રાપ્ત કરીને યોગીઓ જગત્‌માં અદ્‌ભુત કાર્ય કરવાને સમર્થ થાય છે. સમતા વિનાનાં તપ, જપ, વગેરે અનુષ્ઠાનો સફળ થતાં નથી. જગત્‌ના કોઈ પણ પદાર્થોને ઈષ્ટ વા અનિષ્ટ ગણ્યાવિના,-પ્રારબ્ધયોગે પ્રત્યેક પદાર્થના સંબન્ધમાં જ્ઞાનિયો આવે છે તોપણું, તેઓ ઘણા ભાગે નિર્લેપ રહી શકે છે અને કરોડો મનુષ્યોપર સાત્ત્વિક ગુણની અસર કરે છે. અસમતાવન્ત મનુષ્ય અનેક પ્રકારનાં ભાષણો વા લેખો લખીને, જેવી સારી અસર દુનિયાપર કરી શકતો નથી, તેવી સારી અસર ખરેખર સમતાવન્ત મનુષ્ય મૌન રહ્યો છતો પણ કરી શકે છે. સમતા ધારક મનુષ્યો, પશુ પંખીઓ વગેરે પ્રાણીઓઉપર પણ શાન્તિની અસર કરવા સમર્થ થાય છે. ઉત્તમ પ્રકારની ક્ષમા અને ઉત્તમ પ્રકારની દયા તથા ઉત્તમ જ્ઞાન અને ઉત્તમ સંન્યાસનો પણ સમતામાં સમાવેશ થાય છે. સમતાથી આત્માની સર્વ પ્રકારની શક્તિયોનો પ્રકાશ થાયછે, માટે ભવ્ય મનુષ્યોએ સર્વ પ્રકારનાં વ્યાવહારિક કાર્યો તથા પારમાર્થિક કાર્યો કરતી વખતે સમતાને હૃદયમાં ધારણ કરવી. સમતાનું સ્વરૂપ જાણીને તેને આચારમાં મૂકવાની દરરોજ ટેવ પાડવી. ક્ષણે ક્ષણે સમતાના પાઠનો અભ્યાસ કરવાથી આત્મા સમતાના સ્વરૂપને પ્રાપ્ત કરે છે અને જાગ્રત થએલી સમતા પોતાના પરમાત્મ પ્રભુને પ્રાપ્ત કરે છે.

---

पद ९१.

(राग मारु.)

वारोरे कोइ परघर रमवानो ढाल ॥
न्हानी वहुने परघर रमवानो ढाल ॥ ॥ ए आंकणी ॥
परघर रमतां थइ जूठा बोली, दे छे धणीजीने आल. ॥
॥ वारो० ॥
अलवे चाला करती हींडे, लोकडां कहे छे छीनाल ॥
उलंभडा जण जणना लावे, हैडे उपासे साल. ॥ वारो० ॥ २ ॥
वाइरे पडोसण जुओ ने लगारेक, फोकट खाशे गाल ॥
आनन्दघन प्रभु रंगे रमतां, गोरे गाल झबूके जाल. ॥वारो०॥३॥

ભાવાર્થ:—સમતા ઉત્તમ સ્ત્રી છે, તેથી તે આત્માના ઉપર અત્યંત પ્રેમ ધારણ કરે છે. અશુદ્ધ ચેતના, પરપુદ્ગલ વસ્તુઓના સંબન્ધથી ક્રોધાદિકના પરભાવરૂપ પરઘરમાં રમવા ચાલી જાય છે અને તેથી તે કર્મની અશુદ્ધતાને ધારણ કરીને અશુદ્ધ ચેતનારૂપે બની રહે છે. મનુષ્યોના દુર્ગુણો અવલોકવા, અન્ય આત્માઓનું બુરૂં ઈચ્છવું, પરવસ્તુઓને પોતાની કરવામાટે અનેક પ્રકારની પ્રાપંચિક કળાઓનો વિચાર કરવો, મનુષ્યોની હીનતા કરવામાટે તેઓના ઉપર આળ મૂકવાં, પરનો ઉત્કર્ષ દેખીને તેનો અપકર્ષ કરવા પાપના વિચારો કરવા, ગમે તેના દોષો જોવાની ટેવ પાડવી, હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર આદિ કુકર્મોના વિચારો કરવા, સ્વાર્થની બાજી રમવાની યુક્તિયો શોધવી, દુનિયાને ઠગવા માટે અનેક શોધો કરવી, પ્રાણીઓ ઉપર દ્વેષ ધારણ કરીને તેઓનું બુરૂ કરવા અનેક પ્રકારના કુતર્કો કરવા, વિષયભોગ અને મોજ—શોખના વિચારો કરીને અનેક પ્રાણીઓના પ્રાણની આહૂતિ લેવાય એવા પ્રયત્નો કરવા, કેટલાક પ્રાણીઓને પોતાના માનવા અને કેટલાકને બુરા માનવા, મનુષ્યોની હાંસી કરવી, પ્રાણીઓને રીબાવવાના ઉપાયો શોધવા, કપટથી અસત્ય ભાષણ કરવું, યુદ્ધોની સામગ્રીઓ તૈયાર કરવી અને આત્માને નહિ માનતાં જડવાદના સિદ્ધાન્તનો સ્વીકાર કરવો; ઇત્યાદિ અશુદ્ધ ચેતનાનું પ્રવર્તન છે. નીચ પ્રવૃત્તિ કરનારી અશુદ્ધ ચેતના છે, તેથી તે ન્હાની વહૂ ગણાય છે. સમતા સમજુ અને પરહિત કરનારી છે, તેથી તે અશુદ્ધ ચેતનાને હિત શિક્ષા દેછે, કિન્તુ અશુદ્ધ ચેતના તેને ગણકારતી

થી અને નીચ પ્રવૃત્તિમાં વહ્યા કરે છે. સમતાએ જાણ્યું કે મારા કથનની અશુદ્ધ ચેતનાને અસર થતી નથી, માટે હું કોઇને આ વાત જણાવું કે જેથી અન્ય કોઈ,–નાની વધૂને સ્વશક્તિથી ઠેકાણે લાવે. સમતા ખરેખર આત્માની મોટી વધૂ છે અને અશુદ્ધ ચેતના નાની વધૂ (વહુ) છે. ઉપર્યુક્ત એતાદૃશ વિચાર કરીને તે, લોકોને આ પ્રમાણે જણાવે છે કે, અરે કોઈ ઉપકારી પુરૂષ ! નાની વધૂને પરઘર રમવાનો ચાલ પડી ગયો છે તેને વારો–હઠાવો. રાગ અને દ્વેષયોગે પરભાવરૂપ ઘરમાં રમતાં તે જૂઠાબોલી બની છે. સત્ય તત્ત્વને અસત્ય કથે છે અને અસત્ય તત્ત્વને સત્ય કથે છે. ધર્મને અધર્મ કથે છે અને અધર્મને ધર્મ કથે છે. જડધર્મને ચેતનધર્મ તરીકે કહે છે અને આત્મસ્વામિઉપર અનેક પ્રકારનાં આળ ચઢાવે છે. આત્મજ્ઞાન, દર્શન અને ચારિત્રધર્મને વગોવે છે. કુધર્મોનો આત્માપર આરોપ કરે છે. આત્માનાં જે જે કૃત્ય ન હોય તેને આત્માનાં કહે છે. વિભાવિક ધર્મને આત્માનો કહીને ખરેખર તે આત્માના ઉપર આળ ચઢાવે છે. અશુદ્ધ ચેતના આવા ચાળા કરીને પ્રવૃત્તિ કરે છે, તેથી લોકો તેને છીનાલ કથે છે. આત્માની શુદ્ધ સંગતિનો ત્યાગ કરીને રાગ દ્વેષરૂપ પરપુરૂષનીસાથે રમણતા કરવાથી જ્ઞાની લોકો અશુદ્ધ ચેતનાને છીનાલ કહે, તો તેમાં કંઈ ખોટું નથી. અશુદ્ધ ચેતના પ્રત્યેક મનુષ્યના ઉપાલંભોને પામે છે, કારણકે પ્રત્યેક મનુષ્ય સાથે તે દ્વેષ, પરિતાપ વગેરે કરે છે, તેથી લોકોમાં તેનું માન ઘટયું છે. "અશુદ્ધતાથી કોનો ઠપકો ન મળે અને કોણ માનની હાનિ ન કરે?" અશુદ્ધ ચેતનાથી મન, વચન અને કાયાની પણ વિપરીત પ્રવૃત્તિ થાય છે. કોઈ પણ મનુષ્ય અશુદ્ધ ચેતનાની અનીતિમય ચેષ્ટાને દેખ્યા પછી, ઠપકો આપ્યાવિના રહેતું નથી; આવી તેની પ્રવૃત્તિથી તે હૃદયમાં શલ્ય ઉત્પન્ન કરે છે.

સમતા, સુમતિ અને શ્રદ્ધા વગેરે પાડોસણોને કથે છે કે,–તમે લગારેક અર્થાત્ અલ્પ પણ દેખો; અને અશુદ્ધ ચેતનાને ઠેકાણે લાવો, નહિ તો એ ફોકટ ગાળ ખાશે. જો તે પરભાવરૂપ અશુદ્ધતાનો ત્યાગ કરીને આનન્દના ઘનભૂત એવા આત્માની સાથે રમણતા કરે તો, તેના સ્વસ્વભાવરૂપ ગોરા ગાલ ઉપર ઉપયોગરૂપ ઝાલ ઝબુકે, અર્થાત્ ઝાલ નામનું આભૂષણ તેના કાનમાં ઘાલવાથી તેના ગાલ ઉપર પ્રકાશ પડે. સમતાના આ કથનનો સારાંશ એ છે કે, જો અશુદ્ધચેતના પોતાની ભૂલ સમજીને હવેથી આત્માની સંગતિ કરે અને પરપુદ્ગલ વસ્તુના ઘરમાં ન જાય તો તેના ઉપર આત્મપતિની કૃપા થાય અને તેથી તે આનન્દ

જ્ઞાનનું શ્રવણ કરી શકે અને તેના મુખપર આનન્દની છાયા છવાઈ જાય; આત્માની સાથે રમણતા કરતાં અશુદ્ધચેતના તે શુદ્ધચેતનારૂપે બદલાઈ જાય છે. રાગ અને દ્વેષના સંબન્ધથી દૂર થએલી ચેતનાને શુદ્ધચેતના કહેવામાં આવે છે. રાગ અને દ્વેષની અશુદ્ધતાથી કંઈ એકદમ દૂર થઈ શકાતું નથી. ચેતનાને રાગ અને દ્વેષના સંબન્ધવિનાની કરવાનો પ્રતિદિન અભ્યાસ કરવો. રાગ અને દ્વેષવિનાની ચેતના તેજ સર્વોત્તમ ચેતના કહેવાય છે. ચેતનાની અર્થાત્ જ્ઞાનની સર્વોત્તમતા કરવામાટે, ચારિત્રમોહનીયને જીતવા દરરોજ પ્રયત્ન કરવો જોઈએ. રાગ અને દ્વેષ સહચારિજ્ઞાનથી દુનિયાનું તેમજ પોતાનું ઉત્તમ શ્રેયઃ સાધી શકાતું નથી, અર્થાત્ રાગ અને દ્વેષની વૃદ્ધિ કરનારા જ્ઞાનથી, કોઈનું શ્રેયઃ સાધી શકાતું નથી. કહ્યું છે કે,

यज्ज्ञानमेव न भवति, यस्मिन्नुदिते विभाति रागगणः ।
तमसः कुतोऽस्तिशक्ति र्दिनकरकिरणाग्रतः स्थातुम् ॥ १ ॥

"જે જ્ઞાન પ્રગટે છતે રાગદ્વેષાદિ સમૂહ પ્રગટે, તે જ્ઞાનને જ્ઞાનજ ગણાય નહિ. તમની શી શક્તિ છે કે તે સૂર્યના કિરણ આગળ રહી શકે" જે જે અંશે રાગ અને દ્વેષાદિ કષાયોનો નાશ થાય છે, તે તે અંશે ચેતનાની શુદ્ધિ થાય છે અને તે તે અંશે આત્માની ઉચ્ચતા કહેવાય છે. આત્માના સ્વરૂપમાં રમણતા કરવાથીજ શુદ્ધચેતના પ્રગટે છે, એમ લેખકનો સ્વાનુભવ છે.

---

पद ९२.

( राग कानडो )

दरिसन प्रानजीवन मोहे दीजे, बिन दरिसन मोहि कल न परतु है ॥
तलफ तलफ तन छीजे ॥ दरिसन० ॥ १ ॥

कहा कहुं कछु कहत न आवत, विन सेजा क्युं जीजे ॥
सोहुं खाइ सखी काउ मनावो, आपही आप पतीजें ॥ द० ॥ २ ॥

देउर देराणी सासु जेठाणी, युंही सब मिल खीजें ॥
आनन्दघनविन प्रान न रहे छिन, कोडी जतन जो कीजे ॥ द० ॥ ३ ॥

ભાવાર્થઃ—સમતા પોતાના આત્મસ્વામિને કથે છે કે, હે પ્રાણ-

જીવન ! મને આપ દર્શન દો. આપશ્રીનાં દર્શન કર્યાંવિના મને કળ પડતી નથી.–મને અંશ માત્ર પણ ગમતું નથી. માછલી જેમ જલનાં વિયોગે તરફડે છે અને તેનું શરીર બળે છે, તે પ્રમાણે હે સ્વામિન્ ! આપના દર્શનવિના મારો જીવ તલપે છે અને શરીરમાં અગ્નિ ઉઠે છે. વિરહાનલથી શરીર બળે છે, તેનો ઉપાય ફક્ત આપનાં દર્શનવિના અન્ય નથી. સમતા કથે છે કે, હે સુમતિ ! હું વારંવાર આ સંબન્ધી શું કહું? હવે આના કરતાં વિશેષ કહેવાનું કયાંથી લાવું ? આટલું કહેતાં ચેતન ન આવે તો હવે કથવાનું કંઈ બાકી રહેતું નથી. મારા સ્વામિવિના સ્થિરતારૂપ શય્યાની શોભા અંશમાત્ર નથી. હે સુમતિસખી ! સોગન ખાઇને હું તમારીજ છું, એવા શબ્દોના કથનદ્વારા હવે શા માટે ચેતનને મનાવો છો ? હવે તો પોતાની મેળે તે સમજશે; વારંવાર મનામણું કરવાની કંઈ જરૂર નથી. પોતાની મેળે મનુષ્યો અન્તે સમજીને પોતાના માર્ગે ચાલે છે. વાર્યાથી કરવામાં ન આવે તે હાર્યાથી કરવામાં આવે છે, માટે હે સખીઓ ! એની મેળે પોતાના ઘેર સ્વામી આવશે. વિવેકરૂપી દીયર, સરલતારૂપ દેરાણી, મુક્તિરૂપ સાસુ, શુદ્ધઉપયોગરૂપ સસરો, ઈત્યાદિ કુટુમ્બના મનુષ્યો પણ પતિના વિયોગે પોતાના સહજસ્વભાવને મૂકી મારા ઉપર ખીજે છે. પતિના વિયોગે રસ્તામાં ચાલનાર મનુષ્ય પણ સ્ત્રીને ધમકાવે છે, ત્યારે આ બાબતમાં તો શું આશ્ચર્ય ? સમતા કથે છે કે, હે સુમતિસખી ! આનન્દના સમૂહભૂત એવા આત્મસ્વામિવિના મારા પ્રાણ કરોડો ઉદ્યમ કરતાં એક ક્ષણમાત્ર પણ હવે રહેવા શક્તિમાન્ નથી. હવે હે સખી ! વિયોગના દુ:ખની પરાકાષ્ઠા આવી ગઈ છે. સમતાની આવી દશા સ્વામિના અત્યન્ત મેળાપને જણાવે છે. ક્ષપકશ્રેણિએ ચઢતાં પોતાના શુદ્ધચેતનને મળવાની આવી તાત્ત્વિક પ્રવૃત્તિ થાય છે. પોતાના સ્વામિના દર્શનમાં તન્મય થએલી સમતા, ખરેખર આત્માને પ્રાપ્ત કરી શકે છે; એમ શ્રી આનન્દઘનજી કથે છે.

---

### पद ९३.

( राग सोरठ. )

( मुने म्हारा माधवीयाने मळवानो कोड ॥ ए देशी ॥ )

मुने म्हारा नाहलीयाने मलवानो कोड ॥
हुं राखुं माडी कोइ मुने बीजो वलगो झोड. ॥ मुने० ॥ १ ॥

मोहनीया नाहलीया पांखे महारे, जग सवि ऊजड जोड ॥
मीठा बोला मन गमता नाहजी विण, तन मन थाये चोड.॥मुने०॥२॥
कांइ ढोलीयो खाट पछेडी तलाइ, भावे न रेसम सोड ॥
अवर सबे महारे भलारे भलेरा, महारे आनन्दघन शर मोड.॥मुने०॥३॥

ભાવાર્થ:—અનુભવજ્ઞાનપરિણુતિ કથે છે કે, મને મારા સ્વામિને મળવાનો મનોરથ થયો છે. સમ્યગ્મતિરૂપ માતાને અનુભવજ્ઞાન પરિણુતિ કથે છે કે, હે જનની! હું મારા સ્વામિને મળવાની ઇચ્છા રાખું છું પણુ મને અન્ય કોઈ ભૂત જેવો વળગ્યો છે.–મોહ એ ભૂતસમાન છે, અને તેથી અનુભવજ્ઞાન પરિણુતિને મોહની સંગતિ બીલકુલ ગમતી નથી. જેને મોહની દુષ્ટતાનો અનુભવ નથી તેને મોહ પ્યારો લાગે છે, પણુ અનુભવજ્ઞાન પરિણુતિને તો મોહની દુષ્ટ પ્રવૃત્તિનો અનુભવ થયો છે, તેથી તે મોહને ભૂતસમાન ગણીને તેનાથી દૂર રહેવા પ્રયત્ન કરે છે, અર્થાત્ અનુભવજ્ઞાન પરિણુતિને મોહ બીલકૂલ ગમતો નથી. જગત્ની સ્થૂલ ભૂમિકામાં જોતાં માલુમ પડે છે કે, મોહના તાનથી જગત્ના જીવો વિવિધ ચેષ્ટાઓવડે નાચે છે, કુદે છે, રૂવે છે, લ્હેર મારે છે અને હસે છે–ક્ષણુમાં આનન્દી દેખાય છે અને ક્ષણુમાં દીન બની જાય છે, એમ મોહની ચેષ્ટામાં આખું જગત્ ફસાયું છે. મનુષ્યોને ઉચ્ચશ્રેણિપર ચઢતાં મોહ મહાવિઘ્ન કરે છે. પ્રોફેસરો, રાજાઓ અને લક્ષ્મીવન્તો મોહ નાટકનાં પાત્રો બને છે. મોહની આજ્ઞા પ્રમાણે જે પ્રવર્તે છે તે મોહનો દાસ છે. મનુષ્યો, મોહના સેવકો થઇને પોતાને સ્વામી કહેવરાવે છે અને પોતાની આજ્ઞા મનાવવા પ્રયત્ન કરે છે, તે ખરેખર મોહનીજ ચેષ્ટા છે. મોહના યોગથી જેઓ અન્ય મનુષ્યોને સ્વામી તરીકે કલ્પે છે, તેમાં તેઓ મહાભૂલ કરે છે. મોહથી મનુષ્યો અન્યોનીસાથે સંબન્ધ બાંધે છે કિન્તુ તેઓ અન્તે નિત્યસુખનો અનુભવ કરી શકતા નથી. મોહના યોગે મનુષ્યો યત્ર યત્ર સુખાર્થે સ્વાર્પણુ કરે છે, તત્ર તત્ર તેમને દુઃખનોજ અનુભવ આવે છે. સિકંદર બાદશાહ જેવાઓ પણુ મોહથી અન્તે સુખ પામ્યા નહિ. દુનિયા મોહબુદ્ધિથી સુખની શોધ કરવા અનેક પ્રકારની કળાઓ કરે છે, કિન્તુ અદ્યાપિ પર્યંત કોઇએ જડ પદાર્થોથી સત્ય સુખ પ્રાપ્ત કર્યું નહિ. મોહથી રાજાઓ મોટાં મોટાં યુદ્ધો કરીને રક્તની નદીઓ વહેવરાવે છે અને દુનિયાની પાયમાલી કરે છે, પણુ સત્યસુખની ગંધ પણુ તેઓ પ્રાપ્ત કરી શકતા નથી. મોહથી મનુષ્યોના મનમાં એવી પ્રેરણા થાય છે કે,–“અન્ય દેશીઓને તાબે કરવા જોઇએ, નૌકા સૈન્ય

વધારવું જોઇએ, દેશલાભ અને વ્યાપારલાભ માટે અનેક યુદ્ધો કરીને અન્ય મનુષ્યોના પ્રાણુસાટે પણુ આગળ વધવું જોઇએ" તેમજ મોહના લીધે એવા વિચારો થાય છે કે, "સમતા અને આધ્યાત્મિક વિદ્યાથી મારંમારા અને યુદ્ધો કરવાની શક્તિનો નાશ થાય છે, માટે સમતા અને આધ્યાત્મિક વિદ્યાને દાબી દેવી જોઇએ, દયાથી મનુષ્યો બાયલા બની જાય છે અને તેથી અન્ય દેશના લોકોના તાબા નીચે રહેવું પડે છે, માટે દયાને દરિયામાં હડસેલવી જોઇએ, પરભવ કોણે દીઠો છે, ધર્મનાં ફળ કોણે દીઠાં છે, સાધુઓ પરભવ અને ધર્મનાં ફળો દેખાડીને મનુષ્યોને દયામય બનાવે છે, માટે સાધુઓનો બોયકોટ કરવો જોઇએ" એવા વિચિત્ર કુવિચારો મોહના લીધે થાય છે. મોહથી, લક્ષ્મી છે તેજ સારભૂત છે, ઇત્યાદિ અનેક કુવિચારો થયા કરે છે; મોહના આવા દુષ્ટ વિચારોને અનુભવજ્ઞાન પરિણુતિ જાણે છે, તેથી તે મોહને ભૂતસમાન માને છે અને આત્મપતિમાંજ પ્રેમનો અવધિ ધારણ કરે છે.

જગત્માં મોહથી મારૂં મારૂં કરનારા મનુષ્યોનાં શરીર ધૂળ ભેગાં થઈ ગયાં. ખરેખર મોહની ઘેનમાં ઘેરાયલા મનુષ્યો, દેશમાં, જાતિમાં, કૂળમાં અને અન્ય બાબતોમાં મમત્વ કલ્પીને લડી મરે છે. આર્યાવર્તની પાયમાલી કરનાર મોહ છે. જ્યારે રજોગુણ અને તમોગુણરૂપ મોહની વૃદ્ધિ થાય છે ત્યારે, દેશની પાયમાલી થાય તેવાં યુદ્ધો, કલેશો અને સ્વાર્થપણાનાં દુર્લક્ષણો–મનુષ્યોમાં પ્રગટી નીકળે છે. રજોગુણ અને તમોગુણથી થએલો ઉદય ખરતા તારાના પ્રકાશની પેઠે ચિરસ્થાયી રહેતો નથી. પાંડવો અને કૌરવોની મહાભયંકર લડાઈમાં રજોગુણ અને તમોગુણરૂપ મોહનું સામ્રાજ્ય પ્રવર્ત્યું હતું અને તેથી આર્યભૂમિની પડતી દશા થઈ છે. પૃથુરાજ ચોહાણ અને જયચન્દ્રને પરસ્પર લડાવનાર, અહંકાર, ઈર્ષ્યા, ક્રોધ અને નિન્દાદિ દોષરૂપ રજોગુણ અને તમોગુણરૂપ મોહ હતો. તમોગુણરૂપ મોહ કલિયુગ, જેના હૃદયમાં પ્રવેશ કરે છે તેની અવનતિ કર્યાવિના રહેતો નથી. કરણઘેલાના મનમાં પ્રવેશ કરનાર કામરૂપ મોહ હતો અને તેણેજ તે સમયે ગુર્જર ભૂમિનું રાજ્ય, યવનોના હાથમાં સોંપ્યું. મોહ કોઈ વખત પરસ્પરની નિન્દાનું રૂપ લેઇને મોટા મોટા પુરૂષોને પણ લડાવી મારે છે. દરેક ધર્મના આચાર્યોને પણ લડાવી મારનાર મોહ છે. મુસલ્માનોના કેટલાક બાદશાહોએ મોહના યોગે હિન્દુઓને રીબાવી રીબાવી મારી નાખ્યા અને હોજનાં પાણી પાયાં; તેમજ કેટલાક બીજા ધર્મવાળાઓના મનમાં પણ મોહે પ્રવેશ કર્યો અને તેઓને જોર–જુલમથી પોતાનો ધર્મ વધારવાનું જણાવ્યું. આ

રીતે કંચન અને કામિનીની લાલચમાં મનુષ્યોને ફસાવી, તેમની અન્તરની લક્ષ્મી મોહે લૂંટી લીધી. અરે મોહ! તારૂં અપરંપાર જોર છે. બ્રહ્મા અને મહાદેવ સરખા પણ તારા સેવક બની ગયા છે!!

રાજાઓના મનમાં રાજ્યલોભ અને દેશલોભ કરાવનાર તું છે. અરે મોહ! તું જ્યાં પેસે છે ત્યાં ક્રોધ, માન, માયા, લોભ, ક્લેશ, નિન્દા, હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, મારામારી, લડાઈ, ઈર્ષ્યા, અવિશ્વાસ, અશ્રદ્ધા, વિશ્વાસઘાત, આળ અને સ્વાર્થાદિ દોષોજ દેખવામાં આવે છે. અરે મોહ! તું મનુષ્યને રાક્ષસ અને વિકરાળ સિંહ જેવો બનાવે છે. અરે મોહ! તું જેને વળગે છે તે મનુષ્ય, ચંચળ બને છે અને માયાના પાશમાં સપડાય છે. અરે મોહ! તું પોપલીલાના પાખંડને વિસ્તારીને જગત્‌ના જીવોને બહુ હેરાન કરે છે. અરે મોહ! તું જીવોને; દુઃખી કરે છે તેમાં તને શો લાભ છે? ક્રોધ, માન, માયા અને લોભાદિ આકૃતિયોને ધારણ કરનાર મોહ મહામલ્લ છે, તેને જે જીતે છે તેને કરોડો વખત નમસ્કાર થાઓ. મોહે બ્રાહ્મણોનું પ્રાબલ્ય ટાલ્યું. મોહે મુસલ્માનોનું પ્રાબલ્ય હર્યું. મોહે મરાઠાઓનો ઉદય હર્યો. મોહે રજપુતોને રજ જેવા હલકા કરવા પ્રયત્ન કર્યો અને હજી કરે છે, અર્થાત્ કામ, ક્રોધ, મોજમઝા, ઈર્ષ્યા, અભિમાન, વ્યભિચાર, લોભ અને સ્વાર્થ આદિ દોષરૂપ મોહ, જે દેશમાં, જે પ્રજામાં, જે નાતમાં અને જે કુટુંબમાં પ્રવેશ કરે છે તેની તે પાયમાલી કરે છે. યાદવોને પણ પરસ્પર લડાવી મારનાર મોહ હતો. મોહના અશુભ વિચારોથી મનપર ખરાબ અસર થાય છે અને તેની અસર શરીરપર થાય છે, તેથી શરીરમાંથી મળ પણ પૂર્ણ બહિર્ નીકળતો નથી અને શરીરમાંના રક્તપ્રવાહની ગતિને પણ મન્દ કરી દેછે. મોહના અશુભ વિચારોથી શરીર, વાણી, મન અને આયુષ્ય ઉપર ખરાબ અસર થાય છે. મોહના કુવિચારો સેવવાથી મનુષ્યોનું બાહ્ય તથા આન્તરિક બળ ઘટે છે. મોહના આવેશોથી મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનની ઘણી હાનિ થાય છે. મોહના કુવિચારોથી કૃષ્ણલેશ્યાનું જોર વધે છે અને તેની અસર શરીરપર થાય છે અને તેથી–કાયાથી પાપકૃત્યો પણ તુર્ત થઈ જાય છે.

મોહના આવેશોથી પ્રમાણિકપણું ટળી જાય છે અને આત્માના ગુણોનો તિરોભાવ થાય છે. બાલ, યુવાન અને વૃદ્ધ મનુષ્યોને નાટકી-યાની પેઠે નચાવનાર, એવા મોહની લીલાનો પાર પામી શકાતો નથી. મોહ પરસ્પર મનુષ્યોનાં હૃદય મળવા દેતો નથી. આ મારૂં અને આ તારૂં આવો બાહ્ય વસ્તુઓમાં ભેદભાવ કરાવીને મનુષ્યોને અન્તરમાં ન ઉતરવા દેનાર મોહ છે. આશાની મીઠી હવામાં ગુલ્તાન કરાવનાર મોહ છે.

મોહથી મનુષ્યો વૈરની પરંપરાના વિચારો કરીને જગત્માં સ્થિર થાય છે. મોહથી મનુષ્યો સંકુચિત દૃષ્ટિ ધારણ કરીને જગતરૂપ કુટુંબને દુઃખથી પીડાયલું દેખતાં છતાં પણ જગત્નું દુઃખ હરવાને આંખ આડા કાન કરે છે. આધ્યાત્મિક શક્તિયોનો પૂર્ણ વિકાશ કરવામાં મોહે જેટલાં વિઘ્ન નાંખ્યાં છે તેટલાં અન્ય કોઇએ નાંખ્યાં નથી. હાલની સુધારાની કેળવણીમાં પણ મોહે પોતાનું સામ્રાજ્ય વધાર્યું છે અને કલેશ, કુસંપ, હિંસા, સ્વાર્થ, વિષયલંપટતા અને નાસ્તિકતા વગેરે દોષોનો પ્રગટભાવ કર્યો છે. વાયુના કરતાં અને વિદ્યુત્ના કરતાં પણ મોહની અત્યંત બળવાન્ ગતિ છે. અજ્ઞમનુષ્યોના મનમાં તો તેની પૂર્ણ સત્તા પ્રવર્તે છે. અજ્ઞમનુષ્યો જોકે શારીરિક અને વ્યાપારિક બળવાળા હોય છે, છતાં તેઓની દૃષ્ટિમાં, વાણીમાં અને મનમાં, મોહનું પૂર્ણ સામ્રાજ્ય પ્રવર્તતું દેખાય છે. મોહનું કંઈ રાક્ષસ જેવું મોટું શરીર નથી. તેના ઉપર તોપ અને બંદુકનો મારો પણ અસર કરી શકતો નથી. તેમ મોહને પકડવામાં હાથનો પણ ઉપયોગ થઈ શકતો નથી, અર્થાત્ ચર્મચક્ષુથી મોહ દેખી શકાતો નથી. મોહથી મનુષ્યો એક બીજાને શત્રુ કલ્પીને પરસ્પરનો નાશ કરવા પ્રયત્ન કરે છે. મોહથી મૂઢ બની ગએલા મનુષ્યો, જડ વસ્તુરૂપ લક્ષ્મીની કિમ્મત આગળ આત્માના ધર્મને હિસાબમાં ગણુતા નથી. મોહી મનુષ્યો, સત્ય આત્મધર્મ મૂકીને જડવસ્તુઓની પ્રાપ્તિમાટે મનુષ્ય જીવનની સાર્થકતા અવબોધે છે. મોહિમનુષ્ય, સ્વપ્નવૃત્તાંતસમ સાંસારિક ખેલોમાં નિત્યપણું કલ્પે છે. મોહિમનુષ્યો, ઔદયિકભાવની ચેષ્ટામાં સદાકાલ લયલીન રહે છે. મનુષ્યોની પડતીનું મૂળ કારણ મોહના અશુભ વિચારો છે. મોહના કુવિચારોના તાબામાં રહીને જે ઉચ્ચ થવાની આશા રાખે છે તે મિથ્યા ભ્રાન્તિમાં ફસાય છે. ભારતવાસીઓ ક્રોધ, માન, માયા અને લોભરૂપ મોહના કુવિચારોનો ત્યાગ કરે તો તેઓ દેવોના જેવી શક્તિયો પ્રાપ્ત કરી શકે, એમાં કંઈ આશ્ચર્ય નથી. જૈનોની પડતી કરાવવામાં મોહે જેટલું અશુભ કર્યું છે તેટલું અન્ય કોઇએ કર્યું નથી. જૈનધર્મના સિદ્ધાન્તોનો ફેલાવો કરવામાં મોહે આડા આવીને જે વિઘ્ન કર્યું છે, તેવું વિઘ્ન મોહવિના અન્ય કોઈ કરનાર નથી. મનુષ્યોની પાયમાલી કરવામાં મોહે જરામાત્ર કચાશ રાખી નથી. જગત્માં શાન્તિનો ફેલાવો કરવા મહાત્માઓ પ્રયત્ન કરે છે, કિન્તુ મોહ તે કાર્યમાં વિઘ્ન કરે છે અને મહાત્માઓમાં પણ કલેશના કાંટા પ્રક્ષેપે છે. રાત્રી અને દિવસ મોહ જાગ્રત્ રહે છે અને જગત્ના જીવોને પોતાના વશમાં રાખવા પ્રયત્ન કરે છે. ભરત અને બાહુબલીને લોભ અને માનાકારનું રૂપ ધારણ કરાવીને મોહે યુદ્ધમાં ઉતાર્યા

હતા અને કરોડો મનુષ્યોનો ઘાણ કાઢયો હતો. કામનો આકાર ગ્રહણ કરીને મોહે રાવણના મનમાં પ્રવેશ કર્યો હતો અને પોતાની શક્તિની પ્રેરણાથી સીતાનું હરણ કરાવીને, તથા રામની સાથે મહાન્ યુદ્ધ કરાવીને તેમાં રાવણનો નાશ કરાવ્યો. પાંડવોની પાસે જુગાર રમાવનાર પણ મોહ હતો. ચેડા રાજા અને કોણીક રાજા વચ્ચે મહાભારત યુદ્ધ કરાવનાર પણ મોહ હતો. ચમરેન્દ્ર સરખાને પણ તે લડાઈમાં લાવનાર મોહ હતો. સિકંદર બાદશાહને હિન્દુસ્થાન ઉપર ચડાઈ કરવામાં મોહની પ્રેરણા હતી. સિથિયન લોકોની સ્વારીઓથી હિન્દુસ્થાનની પાયમાલી કરાવનાર મોહ હતો.

મહમદગીજનીના હૃદયમાં પેસીને તેને હિન્દુસ્થાન ઉપર સ્વારી કરવાની પ્રેરણા કરનાર મોહ હતો. અલ્લાઉદ્દીન બાદશાહની ક્રૂર વૃત્તિ કરાવનાર મોહ હતો. જૈનો જેને મોહ કહે છે તેને મુસલ્માનો શેતાન કહે છે. દિલ્લીના બાદશાહનાં કુટુંબમાં ઈર્ષ્યા, લોભ, સ્વાર્થ, અને હિંસારૂપે પ્રવેશ કરીને દિલ્લીના બાદશાહોનું રાજ્ય નષ્ટ કરાવનાર પણ મોહજ હતો. હિન્દુસ્થાનના રાજાઓમાં કલેશ, કુસંપ, વૈર, ક્રોધ, વ્યભિચાર, વિષયાન્ધપણું, સ્વાર્થ, વિરોધ, ઠગાઈ, અપ્રમાણિકપણું, આલસ્ય, દારૂ, ભાંગ અને અફીણ વગેરેના વ્યસનમાં પાડનાર અને લુંટફાટ, ચોરી, વિશ્વાસઘાત, અહંકાર, અજ્ઞાન અને નિન્દા વગેરેના દોષો પ્રગટાવીને તેઓની પાયમાલી કરાવનાર મોહજ હતો અને હાલ પણ અજ્ઞાનના ખાડામાં ઉતારનાર મોહજ છે. દેશ, નાત, જાત અને સમાજના મનુષ્યને સ્વાર્થ, વ્યભિચાર, અજ્ઞાન, ઈર્ષ્યા, ક્રોધ, અહંકાર, કપટ લોભ અને હાજીહામાં ફસાવીને, તેમની મોહે પાયમાલી કરી છે, તેમ છતાં હજી તેઓની આંખો ઉઘડતી નથી અને મોહના તાબે રહીને પોતાની ઉન્નતિ કરવા ધારે છે તે ખરેખર આશ્ચર્ય છે. જૈન સાધુઓ તથા શ્રાવકોમાં પણ પરસ્પર ઈર્ષ્યા કુસંપ અને નિન્દા આદિથી ભેદ કરાવીને કલેશનાં બીજ, મોહે વાવ્યાં છે અને ભવિષ્યમાં વાવશે. જ્ઞાતિમાં, સંઘમાં અને દેશમાં સંપના વિચારો ફેલાય છે કે તુર્ત મોહ, કુસંપના વિચારો ફેલાવીને સંપનું નામ નિશાન પણ રહેવા દેતો નથી. પતિ અને પત્ની વચ્ચે કુસંપ કરાવીને ઘરનાં ઘર મોહે ઉખેડી નાખ્યાં છે અને વર્તમાનમાં ઉખેડે છે. પિતા અને પુત્ર વચ્ચે, માતા અને પુત્રી વચ્ચે દુશ્મનાવટ કરાવનાર, કલેશ, નિન્દા, સ્વાર્થ, અહંકાર અને અવિનયરૂપે મોહજ જણાય છે. ભિન્નત્વ કરાવનાર મોહની લીલા અપરંપાર જણાય છે! સહોદર ભ્રાતાઓમાં અને ભગીનીઓમાં અવિશ્વાસ, વિશ્વાસઘાત, સ્વાર્થ, કલેશ અને કુસંપ કરાવનાર મોહજ છે. અરે મોહ!

તું જ્યાં દૂધ પીવાનું હોય છે ત્યાં વિષ પીવાનું કાર્ય કરે છે. એકરસ-રૂપ જેનાં હૃદય થવા આવ્યાં છે એવા મિત્રોમાં પણ અનેક હેતુઓ-દ્વારા કલેશ કરાવનાર હે મોહ! તું છે. જેઓનો પરસ્પર ઉત્તમ પ્રેમ છે એવા મનુષ્યોમાં પણ કલેશની હોળી પ્રગટાવનાર અરે મોહ! તુંજ છે. પ્રીતિનું પાત્ર બનેલી બેનોને લડાવી મારનાર મોહ છે. ગુરૂ અને શિષ્યોમાં કપટ, ઈર્ષ્યા, સ્વાર્થ આદિ દોષો પ્રગટાવીને ગુરૂ શિષ્યોનો ભેદ પડાવનાર મોહ છે. જેની કિમ્મત ન થાય એવા શુદ્ધ પ્રેમનો નાશ કરીને, તેને ઠેકાણે દ્વેષ, અપ્રીતિ અને વૈર વૃદ્ધિરૂપ કુસંસ્કારોનું બીજ રોપનાર મોહ છે. સમુદ્રમાં જેમ તરંગો અનેક આકારરૂપે ઉત્પન્ન થાય છે, તેમ મોહ પણ મનુષ્યોના હૃદયમાં અનેકાકારરૂપે ઉત્પન્ન થાય છે. ભિન્ન ભિન્ન દેશમાં ઉત્પન્ન થએલા મનુષ્યોના હૃદયમાં, હે મોહ! તું દેશાભિમાન, જાત્યાભિમાન, કૂળાભિમાન અને રૂપાભિમાન આદિ આ-કારોવડે દાખલ થઇને, દેશ દેશના મનુષ્યોના હૃદયમાં ભેદભાવ, કુસંપ અને સ્વસ્વાર્થના દોષો પ્રગટાવીને, પ્રત્યેકને હેરાન કરીને તેઓનું અહિત કરે છે. હે મોહ! તારી સંગતિથી મનુષ્યો, સિંહ, અને બાજની પેઠે કૂર બનીને મનુષ્યોનાં હૃદય ચુસે છે અને જીવતાં છતાં પોતાના હૃદયમાંજ દુઃખની ચિતા સળગાવે છે. હે મોહ! તું મંગલના ઠેકાણે શ્મશાન બનાવે છે અને તેમાં પ્રાણીઓને હોમે છે. હે મોહ! તું સમ-તારૂપ નંદન વનને બાળવામાટે દાવાનલની ઉપમાને ધારણ કરે છે. હે મોહ! હવે તો તું દૂર જા!! તારો નાશ શ્રીમન્મહાવીર પ્રભુએ કર્યો અને તેથી તે પરમાત્મા થયા. આજ કારણે નક્કી અમો વીરપ્રભુના સેવક બન્યા છીએ; એમ પ્રસંગોપાત્ત લેખક જણાવે છે. મોહની આવી અશુભ વૃત્તિથી ખરેખર તે ભૂત છે, એમ અનુભવજ્ઞાન પરિણતિ કથે છે તે યથાતથ્ય છે. ભૂતમાં પણ મોહ પ્રવેશ કરે છે, તેથી તે ખરાબ ગણાય છે, માટે મોહ છે તે ભૂતનો પણ ભૂત છે.

અનુભવજ્ઞાન પરિણતિને મોહનો સંબન્ધ બિલકૂલ ગમતો નથી, અને તેથી પોતાના સત્ય હૃદયોદ્ગારથી જણાવે છે કે—**मोहनीया नाहलीया पांखे महारे जगसवि ऊजड जोड** મનને સદ્‌ગુણોવડે મોહ પમાડનાર, અર્થાત્ મનને આકર્ષનાર એવા આત્મસ્વામિવિના મને તો આ જગત્ ઉજડ, બીડ જેવું લાગે છે; સારાંશ કે મનુષ્યવિનાના શૂન્ય બીડવાળા જંગલ જેવું જગત્ લાગે છે. મને મારો આત્મસ્વામીજ પ્રિય લાગે છે. મારા આત્મસ્વામી મિષ્ટબોલનારા છે. તેઓ અનુભવરૂપ અમૃતનાં વચનોવડે મને શાન્ત કરી દે છે. શુદ્ધ સ્વભાવને પ્રગટ કરાવનારાં તેમનાં વચનો છે.

મારા મનમાં હરતાં, ફરતાં, ખાતાં અને ઉઠતાં ક્ષણે ક્ષણે આત્મપતિનું સ્મરણ-ધ્યાન થયા કરે છે. એક આત્માવિના મારા હૃદયમ અન્ય કોઈ ગમતો નથી, તેથી મારા હૃદયનો પૂર્ણ સત્તાવાળો અને શિરચ્છત્ર સ્વામી આત્માજ છે. આજ કારણથી મીઠા બોલા મનગમત નાથજીવિના હે મતિ! મારૂં તન અને મન ચુંટાઈ જાય છે. આત્મ સ્વામિવિના એક શ્વાસોચ્છ્વાસ લેવો તેપણ કરોડો વર્ષ જેટલો દીર્ લાગે છે. શુદ્ધ પ્રેમના અધિકારી એવા આત્મપતિના સ્વરૂપમાંજ મારૂં મન રમી રહ્યું છે. હવે મને ઢોલીયો, ખાટલો, પછેડી, અને તલાઈ તથા રેશમની સોડ આદિપર રૂચિ પડતી નથી. દુનિયામાં અન્ ભલે ગમે તેવા ભલા, અર્થાત્ સારા-મનુષ્યોની દૃષ્ટિમાં દેખાતા હોય કિન્તુ મારે તો શિરનો મુકુટ એવો આનન્દઘનભૂત આત્મપતિજ એ છે. આત્મપતિવિના હવે મારે કંઈ નથી; આત્મપતિજ મારૂં શરણ છે અનુભવજ્ઞાન પરિણતિ થતાં આત્માની પ્રાપ્તિ માટે ઉપર્યુક્ત શ્રેષ્ઠ ઉદ્ગા રોજ નીકળે છે; એમ શ્રી આનન્દઘન કથે છે.

---

## पद ९४.

(राग सोरठ.)

निराधार केम मूकी, श्याम मने निराधार केम मूकी ॥
कोइ नही हुं कोणशुं बोलुं, सहु आलम्बन चूकी. (टूकी) ॥
॥ श्याम० ॥ १ ॥

प्राणनाथ तुमे दूर पधारया, मूकी नेह निराशी ॥
जणजणना नित्य प्रति गुण गातां, जनमारो किम जासी. ॥
॥ श्याम० ॥ २ ॥

जेहनो पक्ष लहीने बोलुं, ते मनमां सुख आणे ॥
जेहनो पक्ष मूकीने बोलुं, ते जनमलगें चित्त ताणे. ॥श्याम०॥३
वात तमारी मनमां आवे, कोण आगल जई बोलुं ॥
ललित खलित खल जो ते देखुं, आम माल धन खोलुं. ॥
॥ श्याम० ॥ ४

घटें घटें छो अन्तरजामी, मुजमां कां नवि देखुं ॥
जे देखुं ते नजर न आवे, गुणकर वस्तु विशेखुं. ॥ श्याम० ॥५

**अवधें केहनी वाटडी जोउं, विण अवधें अति जुरुं ॥**
**आनन्दघनप्रभु वेगे पधारो, जिम मन आशा पूरुं. ॥श्याम० ॥६॥**

**ભાવાર્થઃ**—આત્મા પ્રથમ ગુણુસ્થાનકથી ચોથા ગુણુસ્થાનકમાં જાય છે ત્યારે, તેને સમ્યકત્વદષ્ટિની પ્રાપ્તિ થાય છે, તેમજ ચોથા ગુણુસ્થાનકમાં અધ્યાત્મજ્ઞાનદષ્ટિની પ્રાપ્તિ થાય છે. આત્મા ચોથા ગુણુસ્થાનકથી પહેલા ગુણુસ્થાનકમાં આવે છે ત્યારે, સમ્યકત્ત્વદષ્ટિનું રૂપ ફરી જાય છે અને તે મિથ્યાદષ્ટિનું રૂપ ધારણુ કરે છે. સ્વામિના વિરહે સ્ત્રીની વૃત્તિ પણુ ભિન્ન પ્રકારની થાય છે. પ્રથમ ગુણુસ્થાનકમાં આત્મા ગમન કરે છે ત્યારે, સમ્યકત્વદષ્ટિ વા અન્તરાત્મવૃત્તિનો આધાર કોઈ રહેતો નથી. તે વખતે સમ્યકત્ત્વદષ્ટિ વા અન્તરાત્મવૃત્તિના ઉદ્દગારો જુદા પ્રકારના નીકળે છે. ચોથા ગુણુસ્થાનકવાળી સમ્યકત્વદષ્ટિ, પોતાના સ્વામિને પ્રથમ ગુણુસ્થાનકમાં ગએલા દેખીને દિલગીર થાય છે અને પતિના વિરહે કરૂણાજનક શબ્દોદ્વારા સ્વકીય હૃદયનો ઉભરો બહાર્ કાઢે છે. હે શ્યામ! હે નાથ! મને નિરાધાર તમે શા કારણુથી મૂકી? મારૂં તમારાવિના કોઈ નથી, અર્થાત્ તમારા વિરહે મારૂં કોઈ નથી, તેથી હવે હું કોની સાથે બોલું? સમ્યકત્વદષ્ટિને આત્મા તજે છે તેમાં સમ્યકત્વદષ્ટિનો દોષ નથી, કિન્તુ તેમાં આત્મા ઉપર આવતાં કર્માવરણોનોજ દોષ છે. સમ્યકત્વદષ્ટિ તો પોતાના સ્વામિને કદાપિ ત્યજવા ઇચ્છતી નથી. શુદ્ધ હૃદયથી તે પોતાના સ્વામિને મળે છે, કિન્તુ આત્મા કરેલા કર્મના ઉદયથી પાછો પડીને પહેલા ગુણુસ્થાનકમાં ચાલ્યો જાય છે અને ત્યારે તે એકલી રહે છે તેથી તે સ્વામિના સર્વ આલંબનથી ભ્રષ્ટ થાય છે; તેથી તે સ્વયં કથે છે કે, હું સર્વ આલંબનથી ટુંકી છું અથવા સર્વ આલંબનને હું ચૂકી છું.

હે પ્રાણુનાથ! પ્રથમ ગુણુસ્થાનકની દૂર ભૂમિકામાં તમે પધાર્યા અને મ્હને સ્નેહની આશાવિનાની કરી દીધી! હવે હું શું કરૂં? તમારાવિના અન્યરૂપે પરિણામ પામેલી એવી–હું દરેક જણુના–મનુષ્ય મનુષ્યના ગુણુ ગાઇને જન્મારો કેવી રીતે ગાળીશ? અર્થાત્ મારો જન્મારો કેવી રીતે જશે.

હે પ્રાણુનાથ ચેતન! હું જેનો પક્ષ લેઇને બોલું છે તે મનમાં સુખ લાવે છે અને હું જેનો પક્ષ મૂકીને બોલું છું તે જન્મ લગે મારાથી ચિત્ત તાણે છે, અર્થાત્ મારાથી તે જન્મપર્યંત ભેદભાવને ધારણુ કરે છે. આવું શા કારણુથી થાય છે! તે વાતને, પંડિત પુરૂષો સહેજે સમજી શકે છે. મનોવૃત્તિના અસંખ્ય ભેદ પડે છે; જેની જેવી મનોવૃત્તિ

હોય છે, તેની આગળ તદનુકૂલ મનોવૃત્તિ પ્રમાણે વદવાથી તેના મનમાં આનન્દ પ્રગટે છે અને તેની મનોવૃત્તિથી પ્રતિકૂળ વદવાથી તેને જન્મપર્યંત અરૂચિ થાય છે. આત્મા પ્રથમ ગુણસ્થાનકની ભૂમિમાં પ્રવેશ કરે છે ત્યારે, સમ્યકત્વદષ્ટિ સ્ત્રીની વૃત્તિ પણ–અન્તરાત્મ સ્વામિ-વિના–જુદા પ્રકારની થઈ જાય છે.

અન્તરાત્મવિના સમ્યકત્વદષ્ટિ રહી શકતી નથી. આત્મા જ્યારે ચોથા ગુણસ્થાનકથી પહેલા ગુણસ્થાનકમાં આવે છે ત્યારે, સમ્યકત્વ-દષ્ટિનું પરિણમન પણ મિથ્યારૂપે થઈ જાય છે અને તેથી તે સ્યાદ્વા-દનયવિના એકાન્તવાદથી જે દર્શનનો પક્ષ લે છે, તે દર્શનવાળા ખુશી થાય છે અને જેના દર્શનનું ખંડન કરવામાં આવે છે તેને મનમાં ક્લેશ ઉત્પન્ન થાય છે. મિથ્યાદષ્ટિના યોગે બાહ્યમાં વૃત્તિ વહે છે અને જેવી મનો-વૃત્તિ હોય છે તેવો સામો પદાર્થ દેખાય છે. જે જે દર્શનના વા જે જે પક્ષના વિચારોમાં ચિત્ત દેવામાં આવે છે, તેવીજ મિથ્યા દષ્ટિના-યોગે મનોવૃત્તિ થઈ જાય છે. બાહ્ય સમ્મુખ મનોવૃત્તિ વહેવાથી આત્માભિમુખ ચેતના પ્રવર્તતી નથી. આવું સમ્યકત્વદષ્ટિનું કથન અન્તરમાં ઉંડા ઉતરીને વિચારીએ છીએ તો ખરેખર અનુભવમાં આવે છે.

અન્તરાત્મ સ્વામિથી વિરહિત થએલી સમ્યકત્વદષ્ટિ કથે છે કે, હે આત્મસ્વામિન્! તમારીજ વાત મારા મનમાં આવે છે, અર્થાત્ હું તમારૂં સ્મરણ કર્યા કરૂં છું; તમારી વાર્તાને હું જરા માત્ર ભૂલતી નથી. તમારાવિના ચેતનતત્ત્વનું વર્ણન કોણી આગળ કથી શકું? લલિતવચન બોલનાર ખલને દેખું ત્યારેજ હું સર્વ આત્મિક ધનની વાત હૃદયને ખુલ્લું કરી કહું. લલિતવચન બોલનાર આત્માને, સમ્યકત્વદષ્ટિ પ્રેમના આવે-શમાં ખલ કહીને વ્યંગ્યાર્થમાં બોલાવે છે. સમ્યકત્વદષ્ટિ કથે છે કે, અન્ત-રાત્મસ્વામિ મળે તોજ હું સર્વ ધનને ખુલ્લું કરી બતાવું. આત્મામાં અનન્ત ઘણી ઋદ્ધિ રહી છે, કિન્તુ તે સમ્યકત્વદષ્ટિ થયાવિના જણાતી નથી. પ્રતિશરીર ભિન્ન ભિન્ન હૃદયમાં અન્તર્યામી આત્માઓ છે, અર્થાત્ સમ્યકત્વદષ્ટિ કથે છે કે, પ્રત્યેક દેહધારીઓના હૃદયમાં ભિન્ન ભિન્ન આત્માઓ છે, પણ સમ્યકત્વદષ્ટિ થયાવિના કોઈ સમ્યગ્રીત્યા આત્માનું સ્વરૂપ અવલોકી શકતો નથી.

સમ્યકત્વદષ્ટિ કથે છે કે, જગત્માં અનન્ત આત્માઓ છે. મારામાં પણ અન્તર્યામી આત્મા છે પણ હું કેમ નથી દેખતી? અર્થાત્ હું દેખું છું, કિન્તુ જ્યારે તે સમકિત વમીને પ્રથમ મિથ્યાત્વ ગુણ-સ્થાનકમાં ગમન કરે છે ત્યારે, મારો તેમની સાથે વિયોગ થાય છે.

મારા હૃદયના નાથ તો તેજ છે એમ હું માનું છું, તેથી બાહ્યમાં હું જે જે દેખું છું તે મારી નજરમાં આવતું નથી, અર્થાત્ આત્મસ્વામિ-વિના બાહ્ય દૃશ્યવસ્તુઓ ગમે તેવી હોય છે તો પણ તે મારી ધ્યાનમાં આવતી નથી, અને તે દૃશ્ય વસ્તુઓ મને પસંદ પડતી નથી. હે આત્મસ્વામિન્! તમે સર્વના હૃદયમાં વસો છો, કિન્તુ મારા હૃદયમાં સંપૂર્ણ આવિર્ભાવપણે હું તમને દેખી શકતી નથી. ગુણકર વિશેષ વસ્તુ-રૂપ તમારા સિવાય હે ચેતન! અન્ય જે જે જડવસ્તુઓ દેખું છું, તે મારી નજરમાં આવતી નથી. હું ક્યારની અવધે, એટલે મર્યાદાવડે તમારી વાટ જોઉં છું કે, આજ ચેતન આવશે, કાલ ચેતન (ઘરમાં) આવશે, એવા પ્રકારની અવધિથી તમારી આવવાની વાટ જોઉ છું અને તેમ કરીને મારૂં જીવન વ્યતીત કરૂંછું. આપને આવવાની અવધિ વિના હું હૃદયમાં અત્યન્ત ઝૂરૂં છું, અર્થાત્ આપને આવવાની અવધિથી આશામાં ને આશામાં દિવસ વ્યતીત થાય છે, કિન્તુ અવધિવિના તો દિવસો પણ જતા નથી અને ઝૂરવાનું થાય છે. વિરહિણી સ્ત્રી, પતિને આવવાની અવધિની રાહ જોઇને દિવસ વ્યતીત કરે છે. સમ્યક્ત્વદૃષ્ટિ સ્ત્રી હવે વિરહથી અત્યંત તપ્ત થઈને કથે છે કે, હે આનન્દના સમૂહ-ભૂત ચેતન! તમે હવે વહેલા, અર્થાત્ જલદી મારા ઘરમાં પધારો! કે જેથી મારા મનની સર્વ પ્રકારની ઉત્તમ આશાઓને હું પૂર્ણ કરૂં.

સમ્યક્ત્વદૃષ્ટિ અને અધ્યાત્મદૃષ્ટિની પ્રેમદશા અને તે એના ઉદ્ગાર ખરેખર હૃદયને અસર કરે છે. અધ્યાત્મદૃષ્ટિના પણ અન્તરાત્મપતિના વિરહે ઉપર્યુક્ત ઉદ્ગાર સદૃશ ઉદ્ગારો નીકળે છે. અધ્યાત્મદૃષ્ટિ અને અધ્યાત્મવૃત્તિમાં ઘણો ભેદ છે. આત્મા અને જડવસ્તુનો પરોક્ષ પ્રમાણથી ભેદ જાણવો અને આત્માને આત્મા તરીકે માનવો તેને અધ્યાત્મદૃષ્ટિ કહે છે. અધ્યાત્મદૃષ્ટિનો પ્રારંભકાલ ચોથા ગુણસ્થાનકથી છે અને અધ્યા-ત્મચારિત્ર તો ગુણસ્થાનકના અધિકાર પ્રમાણે પ્રાપ્ત થાય છે. અધ્યા-ત્મવૃત્તિ વા નિશ્ચયચારિત્ર કે-જે કષાયની મન્દતાના યોગે આત્માના નિર્મલ શુભાદિ અધ્યવસાયપણે-કર્મગ્રન્થાદિમાં દર્શાવ્યું છે તે-તત્તદ્ ગુણસ્થા-નકમાં જે જે અંશે કષાયની પરિણતિ ટળે છે, તે તે અંશે ઉદ્ભવે છે. આભ્યંતરચારિત્ર, અધ્યાત્મવર્તન, અધ્યાત્મવૃત્તિ અને નિશ્ચયચારિત્રની ઉપર ઉપરના ગુણસ્થાનકમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જાય છે. અધ્યાત્મદૃષ્ટિ થઈ એટલે કંઈ દેશવિરતિપણું અને સર્વવિરતિપણું તુર્તજ પ્રાપ્ત થઈ શકે એવો નિયમ નથી. અધ્યાત્મદૃષ્ટિ અને ચારિત્રમાં ઘણું અન્તર છે. અધ્યાત્મદૃષ્ટિમાં જ્ઞાન અને સમ્યક્ત્વનો સમાવેશ થાય છે. કિન્ત

વ્યવહાર અને નિશ્ચય ચારિત્રનો સમાવેશ થતો નથી. અધ્યાત્મદષ્ટિનું ફલ વિરતિ છે. ચારિત્ર અંગીકાર કર્યાવિના અધ્યાત્મદષ્ટિનું ફલ બેસતું નથી. અધ્યાત્મદષ્ટિ થયા બાદ ચારિત્ર મોહનીય કર્મની પ્રકૃતિયોને જીતવાનું કાર્ય બાકી રહે છે. અધ્યાત્મજ્ઞાન વા અધ્યાત્મદષ્ટિની પ્રાપ્તિ તો ચોથા ગુણસ્થાનકથી છે, કિન્તુ અધ્યાત્મદષ્ટિથી ઉત્પન્ન થતું દેશવિરતિ અને સર્વવિરતિરૂપ ચારિત્ર તો અનુક્રમે પાંચમા અને છઠ્ઠા ગુણસ્થાનકમાં હોય છે. શ્રાવકનાં બાર વ્રત વા સાધુનાં પંચમહાવ્રતને જે અંગીકાર કરે છે, તે અધ્યાત્મ જ્ઞાનની સફલતા કરે છે અને તેથી તે શુષ્ક અધ્યાત્મજ્ઞાની ગણાતો નથી.

અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરીને બાહ્ય અને આભ્યંતર ચારિત્રની વૃદ્ધિ કરવા પ્રયત્ન કરવો જોઇએ. શ્રીમાન્ મહાવીરપ્રભુ ગૃહસ્થાવાસમાં અધ્યાત્મજ્ઞાની હતા, અર્થાત્ આત્મા અને જડવસ્તુના સ્વરૂપને જાણી આત્મામાં લયલીન થવું જોઇએ એમ અવબોધતા હતા, અને તેથી તે ગૃહસ્થાવાસમાં અવિરતિના યોગે જલ કમલવત્ નિર્લેપ રહેવા પ્રયત્ન કરતા હતા, પણ અન્તે અવિરતિનો છેદ કરી સાધુ ચારિત્રને ગ્રહણ કર્યું અને ચારિત્ર મોહનીયનો નાશ કરવા બાર વર્ષપર્યંત, તપશ્ચર્યા, ધ્યાન અને ક્ષયોપશમભાવ આદિ આત્મસમાધિ અવસ્થાની ઉચ્ચ કોટી પર ચઢીને, છઠ્ઠા ગુણસ્થાનકથી સાતમા, આઠમા, નવમા, દશમા, અને બારમાએ ગયા અને બારમા ગુણસ્થાનકમાં ગમન કરીને તેના અન્તે ઘાતિકર્મનો ક્ષય કરીને, ત્રયોદશમું ગુણસ્થાનક પ્રાપ્ત કર્યું અને ત્યાં કેવલજ્ઞાન અને કેવલદર્શનની પ્રાપ્તિ કરીને ભાવ અરિહંત તરીકે પ્રખ્યાત થયા, તેમજ સમવસરણમાં બેસીને બાર પર્ષદાની આગળ ધર્મ દેશના દેવા લાગ્યા. અધ્યાત્મદષ્ટિ, અધ્યાત્મજ્ઞાન, વા સમ્યક્ત્વજ્ઞાન પ્રાપ્ત કરીને મનુષ્યોએ આગળ વધવું જોઇએ. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનમાં અધ્યાત્મજ્ઞાનનો સમાવેશ થાય છે. પિસ્તાલીશ આગમો આદિ શ્રુતજ્ઞાન છે અને તેમાં અધ્યાત્મજ્ઞાનનો અન્તર્ભાવ થાય છે. યોગજ્ઞાનનો પણ આગમ અર્થાત્ શ્રૂતજ્ઞાનમાં સમાવેશ થાય છે. શ્રુતજ્ઞાનના ચાર અનુયોગ પાડી શકાય છે. દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ધર્મકથાનુયોગ અને ચરણકરણાનુયોગ; તેમાં દ્રવ્યાનુયોગની ઉત્તમતા છે. દ્રવ્યાનુયોગમાં અધ્યાત્મજ્ઞાન વા અધ્યાત્મદષ્ટિનો સમાવેશ થાય છે. દ્રવ્યાનુયોગના જ્ઞાનવિના સમ્યગ્ અધ્યાત્મજ્ઞાન કહેવાતું નથી. દ્રવ્યાનુયોગને જે જાણે છે તેને આત્મતત્ત્વનું જ્ઞાન થાય છે. દ્રવ્યાનુયોગથી આત્માનું સ્વરૂપ જાણીને તેની શ્રદ્ધા કરવામાં આવે તો, ચોથા ગુણસ્થાનકમાં સમ્યગ્ અધ્યાત્મજ્ઞાન વા સમ્યગ્ અધ્યાત્મદષ્ટિની પ્રાપ્તિ

થાય છે. દ્રવ્યાનુયોગપૂર્વક અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરીને પણ ચરણ-કરણાનુયોગકથિત ચારિત્રની પ્રાપ્તિમાટે આત્મપુરૂષાર્થ ફ્રોરવવો જોઇએ. દ્રવ્યાનુયોગ જ્ઞાનના ફ્લ તરીકે ચરણકરણાનુ યોગ છે, માટે દ્રવ્યાનુ-યોગ વા આત્મતત્ત્વનું જ્ઞાન કરીને પણ દેશ થકી પાંચમા ગુણસ્થાનકનું બાર વ્રતરૂપ ચારિત્ર અને સર્વ થકી છઠ્ઠા ગુણસ્થાનકનું સર્વ વિર-તિરૂપ ચારિત્ર, પ્રાપ્ત કરવામાટે પ્રયત્ન કરવો જોઇએ. અવિરતિ અને દેશવિરતિ ગુણસ્થાનક કરતાં સાધુના છઠ્ઠા ગુણસ્થાનકની અનન્ત-ગુણી વિશેષ શુદ્ધિ હોય છે; તત્સંબન્ધીનો અધિકાર કર્મગ્રન્થ, કમ્મ-પયડી અને પંચસંગ્રહ થકી વિશેષ જિજ્ઞાસુએ જાણી લેવો. દ્રવ્યાનુ-યોગમાં જેનો સમાવેશ થાય છે, એવું અધ્યાત્મજ્ઞાન વા અધ્યાત્મદૃષ્ટિની પ્રાપ્તિ કરીને પણ શ્રાવકનાં વ્રત અને સાધુનાં વ્રતરૂપ ચારિત્રકોટી પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો. અવિરતિ અધ્યાત્મજ્ઞાની વા દ્રવ્યાનુયોગજ્ઞાની કરતાં વ્રતધારી શ્રાવક ઉત્તમ અને પૂજ્ય છે અને તેના કરતાં અન-ન્તગુણ ઉત્તમ સાધુવ્રત ધારક મુનિરાજ છે. અધ્યાત્મજ્ઞાન વા યોગ-જ્ઞાનના ફળભૂત ચારિત્રનો સમાવેશ ચરણકરણાનુયોગમાં થાય છે. યોગજ્ઞાન વા અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરીને જેઓ ચારિત્ર અંગીકાર કરે છે, તે ઉત્તમ પ્રકારના મુનિવર બને છે અને તે અપ્રમત્ત દશાના અનુભવામૃત જ્ઞાનનો સ્વાદ કરે છે. અધ્યાત્મજ્ઞાન અને યોગજ્ઞાન પ્રાપ્ત કર્યું એટલે સર્વ કાર્ય કરી લીધું; એમ કોઇએ માની લેવું નહિ, પણ અધ્યા-ત્મજ્ઞાન અને યોગજ્ઞાન પામીને, તીર્થંકરોની પેઠે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને ચારિત્ર અંગીકાર કરવું જોઇએ અને છઠ્ઠા અને સાતમા ગુણ-સ્થાનકની પ્રાપ્તિ માટે આકાલમાં પ્રયત્ન કરવો જોઇએ, વ્યવહાર અને નિશ્ચયનય કથિત ચારિત્રની સ્વાધિકાર પ્રમાણે પ્રાપ્તિ કરવી જોઇએ. સમ્યક્ત્વદૃષ્ટિ અને અધ્યાત્મદૃષ્ટિરૂપ બે સ્ત્રીઓ આત્મપતિ સંબન્ધી જે બોલે છે તેનો અન્તરમાં ખ્યાલ કરવાનો છે.[1]

---

## पद ९५.

( राग अलइयो वेलावल. )

**ऐंसे जिनचरणे चित्त लाउं रे मना,**
**ऐंसे अरिहंतके गुन गाउं रे मना ॥ ऐंसे० ॥**

---

૧ આનન્દઘન બહોતેરીની કેટલીક જૂની પ્રતિયોમાં આ પદ લખેલું જણાતું નથી અને ભીમસિંહ માણેકની નિર્ણયસાગર પ્રેસમાં છપાવેલી ચોપડીમાં આ પદ છે; તેથી આ પદ શ્રીમદ્‌ના ઉદ્‌ગારનું છે કે કેમ ? તેનો ગીતાર્થોએ નિર્ણય કરવો. આ પદનો ભાવાર્થ લખતાં અમોને જોઈએ તેવો સન્તોષ થયો નથી. આ પદના અન્ય પણ ઘણા અર્થ ભાસે છે.

उदर भरनके कारणे रे, गौआं वनमें जाय ॥
चार चरे चिहुं दिश फिरे, वाकी सुरति वाछरुआमांहे रे ॥ऐं०॥१॥
सात पांच साहेलीयां रे, हिलमिल पाणी जाय ॥
ताली दिये खडखड हसे रे, वाकी सुरति गगरुआमांहेरे ॥ऐं०॥२॥

ભાવાર્થ:—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ કહે છે કે, હે ચેતન! તું શ્રી જિનેશ્વર ભગવાનના ચરણમાં આ પ્રમાણે ચિત્ત લાવ! આ પ્રમાણે અરિહંત ભગવાનના ગુણ ગાવામાં ચિત્ત ધારણ કર! પ્રેમ અને ભક્તિથી પ્રભુનું સ્મરણ કર્યાવિના હૃદયની શુદ્ધિ થતી નથી. ખાતાં, પીતાં, ઉઠતાં, બેસતાં અને અનેક પ્રકારનાં વ્યાવહારિક કાર્યો કરતાં છતાં પણ પ્રભુભક્તિમાં લીનતા ધારણ કર! અરિહંત પ્રભુમાં સુરતા રાખીને બાહ્યથી ભોજન વગેરેની પ્રવૃત્તિ કર! સાધ્યને શ્રીમાન્ આનન્દઘનજી દૃષ્ટાન્ત આપીને સમર્થન કરે છે કે, જેમ ઉદરનું પોષણ કરવામાટે ગાયો વનમાં જાય છે–વનમાં ગાયો ચારો ચરે છે અને ચારે દિશાએ પરિભ્રમણ કરે છે, પણ ગાયોની સુરતા તો અન્તરથી તેઓના વાછરડાઓમાં છે; પોતાનાં વાછરડાંઓ ઉપર તેઓને બહુ પ્રેમ હોય છે, તેથી હૃદયમાં તો વાછરડાંઓનું સ્મરણ હોય છે, તે પ્રમાણે હે આત્મન્! તારે પણ પોતાના હૃદયમાં પ્રભુનું સ્મરણ કરવું જોઈએ, અર્થાત્ અનેક પ્રકારની ઉપાધિયોના સંયોગો છતાં પણ, અન્તરથી શ્રી અરિહંત પ્રભુમાં સુરતા ધારણ કરવી જોઇએ. બાહ્ય દુનિયાનાં કાર્યો કરતાં છતાં પણ, અન્તરથી નિર્લેપ રહેવું જોઈએ. આત્મા જો પરમાત્મામાં સુરતા રાખીને અધિકાર પ્રમાણે ઔદયિકભાવે પ્રવૃત્તિ કરે તો, તે જલ કમલવત્ નિર્લેપ રહેવાને યોગ્યતા ધરાવી શકે છે. આવી દશા કંઈ ઉપર ઉપરના પોપટીયા જ્ઞાનથી પ્રાપ્ત થતી નથી. ઉચ્ચ આધ્યાત્મિક જ્ઞાનની જેઓ સંપ્રાપ્તિ કરે છે, તેઓ ક્રમે ક્રમે આવી દશાના અધિકારી બની શકે છે. આત્મતત્ત્વના અનુભવપૂર્વક કથેલા સિદ્ધાંતને અમલમાં મૂકવાથી, આવી–અન્તરમાં સુરતા રાખીને કાર્યો કરવાની શક્તિ પ્રગટે છે. સાત પાંચ સાહેલીઓ હળીમળીને કુવાપર પાણી ભરવા જાય છે, તે સાહેલીઓ મસ્તકપર ઘડાઓ મૂકી ચાલે છે અને પરસ્પર તાળી દેઈને ખડખડ હસે છે અને વાતો કરે છે, પણ તેઓની સુરતા મસ્તકપર મૂકેલા ઘટમાં હોય છે, તેથી મસ્તકપરનો ઘટ પડી જતો નથી, તેપ્રમાણે હે આત્મન્! તારે પણ અન્તરમાં અધ્યાત્મજ્ઞાનના યોગે સુરતા રાખીને ઉદય આવેલી આવશ્યક બાહ્યક્રિયાઓ કરવી જોઈએ અને અન્તરમાં પ્રભુનું સ્મરણ–સતત રાખવું જોઇએ.

नटुआ नाचे चोकमें रे, लोक करे लखसोर ॥
वांस ग्रही वरते चढे, वाको चित्त न चले कहुं ठोर रे॥ऐं०३॥

जुआरी मनमें जुआरे, कामीके मन काम ॥
आनन्दघनप्रभु युं कहे, तमे ल्यो भगवंतको नाम रे॥ ऐंसे०॥४॥

ભાવાર્થઃ—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ, દૃષ્ટાંત આપીને અરિહંતમાં સુરતા ધારણ કરવાનું કથે છે. નટુઓ—નટવો, અર્થાત્ નટ ચોક વચ્ચોવચ્ચ નાચે છે અને તે વખતે મનુષ્યો લાખો બુમો પાડે છે, તથા નટવો વાંસ ગ્રહીને વરત ઉપર ચઢે છે, હેઠળ લોકો ગમે તેટલો શોરબકોર કરે છે તોપણ તેનું ચિત્ત અંશમાત્ર ચલતું નથી;–લોકોના તરફ તે હૃદયથી લક્ષ્ય રાખતો નથી. તે વરત ( દોરડા ) ઉપર ખેલે છે, કુદે છે, નાચે છે, અનેક પ્રકારની અંગચેષ્ટાઓ કરે છે તો પણ તેનું ચિત્ત તેના લક્ષ્યમાંજ સ્થિર હોય છે, તે પ્રમાણે હે ચેતન ! તું પણ અન્તરથી પ્રભુપર પ્રેમથી સ્થિરતા ધારણ કર ! આત્માની પવિત્રાઈ કરવા વિષયવાસનાનો ત્યાગ કર ! નક્કી જાણજે કે ગમે તે વેષમાં પણ સદ્ગુણોવિનાનો ઘટાટોપ નકામો છે. સાધુઓને પણ ગુરૂની આજ્ઞામાં રહીને, આવી પ્રભુ ભજવાની દશા ધારણ કરવાની છે. હૃદયની શુદ્ધિ કરવામાટે અનેક પ્રયત્નો કરવા જોઇએ. તિલક, છાપાં, માળા, વગેરેને ધારણ કરનારાઓ પણ જો અન્તરથી આ પ્રમાણે આત્માની દશા ન કરે તો, કદી ઉચ્ચ બની શકતા નથી. સાધુ અગર ગૃહસ્થે અન્તરથી આ પ્રમાણે પ્રભુના સદ્ગુણોમાં સુરતા ધારણ કરવી જોઈએ. પ્રભુનો એક દિવસમાં લાખ વખત જાપ જપવામાં આવે, પણ પ્રભુનામાં રહેલા સદ્ગુણો પ્રાપ્ત કરવામાં લક્ષ્ય ન હોય, તો હૃદયની શુદ્ધિ થતી નથી, માટે પ્રભુના ગુણોને સમજી પ્રભુના ગુણોમાં સુરતા ધારણ કરવી જોઇએ. હે ચેતન ! તું પણ ગુણો લેવાને માટે હૃદયમાં પ્રભુની સુરતાને ધારણ કર ! પોપટની પેઠે સમજ્યાવિના પ્રભુનું નામ લેવાથી, આત્મામાં દયા, પ્રેમ, જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ ગુણો પ્રગટી શકતા નથી, માટે હે ચેતન ! આ દૃષ્ટાંત હૃદયમાં ઉતારીને બરાબર શુદ્ધ વિચાર, ઉત્તમ આચાર અને ઉત્તમ વાણીની પ્રાપ્તિ કર ! જુગારીના મનમાં ગમે તે કાર્ય-કરતાં પણ અન્તરમાં જુગારની રટણા લાગી રહી-હોય છે અને કામીના મનમાં જેમ કામની રટના, ગમે તે કાર્ય કરતાં પણ લાગી રહી હોય છે, તેપ્રમાણે હે ચેતન ! તું પણ હૃદયથી પ્રભુના સદ્ગુણો લેવા પ્રભુના નામનો જાપ કર્યા કર ! ! આ પ્રમાણે અન્તરથી

પ્રભુના ગુણોની ધૂનમાં રહેવાની સુરતાને હે ચેતન ! તું પ્રાપ્ત કર ! પ્રભુનો સર્વદા અન્તરથી ઉપર્યુક્ત દૃષ્ટાન્તો અવબોધીને જાપ જપ્યા કર ! એમ આનન્દઘનભૂત. શ્રીમદ્ આનન્દઘનજી કથે છે.

---

## पद ९६.

( राग धन्याश्री. )

**अरी मेरो ना हेरी अतिवारो, मैं ले जोबन कित जाउं ॥**
**कुमति पिता बंभना अपराधी, नउ वाहै व जमारो. ॥ अरी०॥१॥**
**भलो जानीके सगाई कीनी, कौन पाप उपजारो ॥**
**कहा कहियें इन घरके कुटुंबते, जिन मैरो काम बिगारो. ॥**
**॥ अरी० ॥ २ ॥**

ભાવાર્થ:—અન્તર્મુખવૃત્તિ નામની ચેતનની સ્ત્રી, પોતાની ચેતના સખીને કહે છે કે, હે અલી–સખી ! મારા દુઃખનો છેડો ( પાર ) કોઈ રીતે આવે તેમ નથી. પક્ષાન્તરાર્થમાં અવબોધવાનું કે હે સખી ! મારો સ્વામી મને મલતાં અત્યંત વિલંબ કરનાર છે, તો હું મારૂં યૌવન લેઇને ક્યાં જાઉં ? કુમતિનો પિતા, મોહ છે તે ખોટી બુદ્ધિ દેનાર છે અને મારા સ્વામીને ભમાવનાર હોવાથી અપરાધી છે. કુમતિનો પિતા મોહ છે તે દુષ્ટ બુદ્ધિથી મારા ચેતનને, મારાથી દૂર રાખીને મારૂં જીવન નિષ્ફલ કરે છે, તેથી મારો જન્મારો વહન થાય તેમ લાગતું નથી. કારણ કે મારી યૌવન અવસ્થા પતિના સમાગમાર્થેજ બનેલી છે. હે ચેતના સખી ! ચેતનની સાથે સમ્યક્ત્વ પિતાએ અને શ્રદ્ધા માતાએ સગાઈ કરી, પણ કોણ જાણે કયું પાપ ઉદયમાં આવ્યું, કે જેથી મારા પતિનો સંબન્ધ થતો નથી. અરે સખી ! મોહ અને મોહના કુટુંબને શું કહેવું ? મોહના કુટુંબનો સ્વભાવજ એવો છે કે, તે આત્માનો મારી સાથે સંબન્ધ થવા દેતું નથી. આત્માની સાથે રમણતા કરવી એજ મારૂં ઈષ્ટ કાર્ય છે, તેને મોહના કુટુંબે બગાડ્યું છે, માટે હવે તેને શું કહેવું ? અર્થાત્ કરોડ વખત ધિક્કાર આપવામાં આવે તોપણ મોહના કુટુંબને કંઈ અસર થવાની નથી, તેથી નફ્ફટ એવા મોહના કુટુંબને ઉપાલંભ આપવો પણ વ્યર્થ છે; કારણ કે દુષ્ટ એવું મોહનું કુટુંબ કદી પોતાનો–દુષ્ટ સ્વભાવ ત્યજનાર નથી. ક્ષયોપશમની અન્તર્મુખવૃત્તિનું ઉપર્યુક્ત વૃત્તાંત અન્તરમાં અનુભવવા યોગ્ય છે. અન્તર્મુખવૃત્તિને આત્માની સાથે મેળાપ કરવામાં વિઘ્ન

નાખનાર, કુમતિનો પિતા મોહ અને તેનું સઘળું કુટુંબ છે. મનુષ્યો; મોહના યોગે અન્તર્મુખવૃત્તિ પ્રાપ્ત કરી શકતા નથી. બાહ્ય પદાર્થોના યોગે ઉત્પન્ન થતી રાગ અને દ્વેષની વૃત્તિને બહિર્મુખવૃત્તિ કથે છે. મોહના ઉછાળાથી અન્તર્મુખવૃત્તિ રહેતી નથી. મોટા મોટા મુનિવરો, કે જેઓ સમાધિમાં અન્તર્મુખવૃત્તિ કરીને રહ્યા હોય છે, તેઓની ક્ષયોપશમ ભાવરૂપ અન્તર્મુખવૃત્તિનો નાશ કરવામાં મોહના કુટુંબને વાર લાગતી નથી, અર્થાત્-જ્ઞાન, દર્શન અને ચારિત્રની ક્રિયા કરનારા એવા સાધુઓ તથા ગૃહસ્થોની અન્તર્મુખવૃત્તિને તે ક્ષણમાં ફેરવી નાખે છે. સ્વયંભુરમણ સમુદ્રમાં ડુબકી મારીને તેના તળીયાનો ત્યાગ લાવવો સહેલ છે, પણ બહિર્મુખવૃત્તિનો ત્યાગ કરીને અન્તર્મુખવૃત્તિ ધારણ કરવી મુશ્કેલ છે. અન્તર્મુખવૃત્તિ કિઞ્ચિત્ થાય છે અને પુનઃ ટળી જાય છે, તેનું કારણ મોહના કુટુંબની અન્તરમાં ઉત્પન્ન થતી સૂક્ષ્મ પ્રવૃત્તિ છે. માનસિક ક્ષેત્રમાં મોહનું કુટુંબ, પોતાની સત્તા પ્રબલ કરવા અન્તર્મુખવૃત્તિની સાથે યુદ્ધ કરે છે, તેથી મનુષ્યોએ આન્તરિક-અંતઃકરણમાં ઉત્પન્ન થતા-કુવિચારોની સાથે યુદ્ધ કરવું જોઈએ. આન્તરિક યુદ્ધમાં અન્તર્મુખવૃત્તિનું પ્રાબલ્ય વધે છે તો, બાહ્યકાયિકાદિ-વ્યવહારમાં પણ નીતિની ઉત્તમતા અને પ્રામાણ્ય દેખવામાં આવે છે. આન્તરિક અન્તર્મુખવૃત્તિને ખીલવવાથી મૈત્રી, પ્રમોદ, મધ્યસ્થ અને કારૂણ્યભાવના તુર્ત પ્રગટી નીકળેછે. મનુષ્યોએ અન્તર્મુખવૃત્તિ ખીલવવામાટે અન્તરમાં ઉત્પન્ન થતા પ્રત્યેક વિચારોનું નિરીક્ષણ કરવું જોઈએ; મનમાં જે જે વિચારો ઉત્પન્ન કરવા તે પોતાની ઇચ્છા મુજબ યોગ્યજ કરવા. આત્માનું બળ વધારીને મન ઉપર એટલો બધો જય મેળવવો જોઈએ કે, બહિર્મુખવૃત્તિના કુવિચારો ઉત્પન્ન થઈ શકેજ નહિ. મનને સ્વચ્છન્દપણે ગમે તેવા વિચારો કરવાની છૂટ રહેવાથી તે બહિર્મુખવૃત્તિના મોહિક વિચારોનેજ વારંવાર સેવ્યા કરે છે, માટે મન ઉપર કબજો મેળવવા માટે આત્મશક્તિ ખીલવવાના સંયમોનું અવલંબન કરવું; સંયમના બાહ્ય હેતુઓનું અવલંબન, પણ અન્તર્મુખવૃત્તિ માટેજ છે. પ્રભુપૂજા, ભક્તિ, ગુરૂનું અવલંબન, પ્રતિક્રમણ, પ્રતિલેખના અને તીર્થયાત્રા વગેરેનો મુખ્ય ઉદ્દેશ અન્તર્મુખવૃત્તિ પ્રાપ્ત કરવાનો હોય છે. અન્તર્મુખવૃત્તિ કરતાં આત્માની અન્તરસૃષ્ટિનું સમ્યગ્રીત્યા અવલોકન કરવું જોઈએ; કારણ કે બાહ્ય પદાર્થોમાંથી ચિત્તને હઠાવવું એ કંઈ સામાન્ય કાર્ય નથી. બાહ્ય પદાર્થોની મનોહરતા, સુન્દરતા અને આકર્ષણીયતા જેટલી છે તેના કરતાં અન્તરસૃષ્ટિની અનન્તગુણી વિશેષ મનોહરતા અને સુન્દરતા

છે; કિન્તુ તેનું જ્ઞાન કર્યાવિના અન્તરમાં મનની રમણતા થતી નથી અને તેથી બહિર્માંજ મનની પ્રવૃત્તિ થયા કરે છે; માટે આત્માના ગુણોનું વિશેષ પ્રકારે જ્ઞાન મેળવવું જોઇએ અને તેમાં પરિપૂર્ણ આનન્દ છે, એવો અનુભવથી નિશ્ચય કરવો જોઈએ, કે જેથી અન્તર્મુખવૃત્તિ કરતાં વિઘ્ન નડે નહિ. અન્તરસ્રષ્ટિની અલૌકિકતા અને સુન્દરતાનો પરિપૂર્ણ અવબોધ થતાં બાહ્ય સ્રષ્ટિ અકિઞ્ચિત્કર ભાસેછે અને તેથી મન બાહ્યમાં ભટકી ભટકીને પણ અન્તરની સ્રષ્ટિમાં પ્રવેશ કરીને ત્યાં આનન્દસમાધિમાં લીન બને છે. અન્તર્મુખવૃત્તિ કરવાને ઘણા ભવોના ધર્મસંસ્કારની આવશ્યકતા સિદ્ધ ઠરે છે. અન્તરની સ્રષ્ટિમાં યથાશક્તિથી ચિત્તને રમાવવું જોઇએ. મનને અન્તરમાં રમાવવાનું કાર્ય ધાર્યા કરતાં પણ અનન્તગણું દુષ્કર છે, તોપણ પૂર્વના મહાત્માઓની ઉત્સાહપ્રવૃત્તિની જીવનકળાનું અનુકરણ કરી, આપણે પણ અન્તર્મુખવૃત્તિ કરવા તૈયાર થવું જોઈએ; પરન્તુ તેમાં એક ઉપયોગી સૂચના કરવામાં આવે છે અને તે એ છે કે, સર્વ બાહ્યભાવોની મમતાનો પ્રથમથી માનસિક (હૃદયથી) ત્યાગ કરવો. મનમાંથી પરવસ્તુઓની મમતાની વાસનાઓને દૂર કર્યાવિના બાહ્યપદાર્થોની સાથેનો મનનો સંબન્ધ છૂટતો નથી. બાહ્યના પદાર્થોનું મને બન્ધન નથી અને તે પદાર્થો મને એટલે આત્માને, હવે બાંધવાને શક્તિમાન્ નથી, એમ ઉચ્ચ ભાવનાવડે દૃઢસંકલ્પથી અન્તર્સ્રષ્ટિમાં પ્રવેશ કરવો. નાના બાળકને જેમ હિતશિક્ષા આપીએ છીએ તેમ મનને આત્મિકસ્રષ્ટિમાં ઉતારવા પ્રેમભાવથી હિતશિક્ષા આપવી. બાળકના ઉપર જેમ દાબ બેસાડવામાં આવે છે, તેમ બહિર્માં ગમન કરતા એવા મન ઉપર પણ દાબ બેસાડવો અને આત્મિકસ્રષ્ટિની રમણતામાં લયલીન બની જાય એવા પ્રાસંગિક ઉપાયોને યોજવા, એમ અન્તર્મુખ વૃત્તિની સાધ્યતા સિદ્ધ કરવાના પ્રયત્નમાં મચ્યા રહેવું.

અન્તર્મુખવૃત્તિની સ્થિરતા સદાકાલ એકસરખી—આ કાલમાં રહેવી એ મહાદુર્લભ છે. અન્તર્મુખવૃત્તિ થાય છે અને પુનઃ ઘડી બેઘડી પશ્ચાત્ રહેતી નથી; એમ અભ્યાસના અનુભવથી અનુભવીઓ કહી શકે છે. અત્ર એટલુંજ સમજવાનું કે અન્તર્મુખવૃત્તિમાં રાગ અને દ્વેષનું ઇન્દ્રિયોવડે ગ્રહણ હોતું નથી. ઇન્દ્રિયોના વ્યાપારોથી ઇન્દ્રિયોને વિમુખ રાખવાથી ઇન્દ્રિયો શાન્ત થાય છે અને નવીન આત્મિક બળ જાગ્રત્ થાય છે, તેથી આત્મા પોતાના શુદ્ધધર્મની પ્રાપ્તિનો અનુભવ કરે છે.

અન્તર્મુખવૃત્તિથી ખરેખરૂં સુખ અનુભવાય છે અને પશ્ચાત્ સહજસુખનો નિશ્ચય થવાથી, ઇન્દ્રિયોના વિષયોપરથી પ્રેમ પણ ઘટતો જાય છે અને આન્તરિક જ્ઞાનાદિક ધર્મની પરિણતિ ઉપર પ્રેમ વધતો જાય છે.

બહિર્મુખવૃત્તિનો જે જે અંશે નાશ થાય છે, તે તે અંશે અન્તર્મુખવૃત્તિ થતી જાય છે. બહિર્મુખવૃત્તિથી સત્યસુખની પ્રાપ્તિ થતી નથી અને પરિણામે દુઃખનીજ પ્રાપ્તિ થાય છે, પણ એ જ્યારે સમજાય છે ત્યારેજ બહિર્મુખવૃત્તિની ચેષ્ટાઓ કરવી યોગ્ય લાગતી નથી. બહિર્મુખવૃત્તિથી મનુષ્યો, રાગ અને દ્વેષના યોગે મનુષ્ય મનુષ્યને પણ શત્રુ કલ્પે છે અને પૃથ્વી, ઘર અને દેશના માટે મહા યુદ્ધો કરી અમૂલ્ય મનુષ્ય જીંદગીનો નાશ કરે છે. હાલમાં ચાલતી ઇટલી અને તુર્કની લડાઈ એક ત્રીપોલીને માટે છે, તેમાં હજારો મનુષ્યોના પ્રાણનો નાશ થાય છે. બંને તરફના હજારો મનુષ્યોનો ઘાણ નીકળી જાય છે અને તેથી બંને દેશના મનુષ્યોપર અનેક પ્રકારનાં સંકટો આવી પડયાં છે. ચીનમાં પણ બહિર્મુખવૃત્તિના સામ્રાજ્યમાટે સરકાર અને પ્રજા વચ્ચે યુદ્ધ જાગ્રત્ થયું છે અને તેમાં અદ્યાપિ પર્યંત સહસ્રશઃ મનુષ્યોનો ઘાણ વળી ગયો છે. ઈરાનમાં પણ બહિર્મુખવૃત્તિના યોગે યુદ્ધો થયા કરે છે. અહો ! બહિર્મુખવૃત્તિથી મનુષ્યોની પાયમાલી કેટલીબધી થાય છે. બહિર્મુખવૃત્તિથી રાજ્યના અધિપતિયો અન્ય દેશોને સ્વાયત્ત કરવાને અનેક પ્રકારનાં પ્રાણાપહારક યન્ત્રોને બનાવે છે અને તેથી મનુષ્યોના થતા નાશમાટે હૃદયમાં અંશમાત્ર પણ દયા લાવતા નથી. બહિર્વૃત્તિથી મનુષ્યોની ધારણાઓ કદી પરિપૂર્ણ સિદ્ધ થતી નથી અને તેઓને ખરૂં સુખ મળતું નથી. બહિર્વૃત્તિ એક મહાશક્તિ છે તે આખી દુનિયાને પોતાના વશ રાખીને મર્કટની પેઠે નચાવે છે, રડાવે છે અને પરિભ્રમણ કરાવે છે. બહિર્મુખવૃત્તિથી મહા ચક્રવર્તિયોને પણ હૃદયમાં સુખ ઉત્પન્ન થતું નથી. ઇન્દ્રોને પણ બહિર્મુખવૃત્તિથી સત્ય સુખ પ્રાપ્ત થતું નથી. બહિર્મુખવૃત્તિની સત્તા નીચે દુનિયા દબાયલી દેખાય છે. બહિર્મુખવૃત્તિથી મનુષ્યોને ખરેખર તેમના કાર્ય પ્રમાણે સ્વપ્નમાં પણ ખરૂં સુખ મળતું નથી; ઉલટું સ્વપ્નું પણ મનુષ્યોના મનને સંતાપ કરવાને અશુભતા દર્શાવે છે. બહિર્મુખવૃત્તિ થતાં કાયસૃષ્ટિ અને કર્મસૃષ્ટિની રચના થવા માંડે છે અને અન્તર્મુખવૃત્તિ થતાં કાયસૃષ્ટિ અને કર્મસૃષ્ટિનો નાશ થવા માંડે છે; એમ બહિર્મુખવૃત્તિ અને અન્તર્મુખવૃત્તિને પરસ્પર વિરોધત્વ છે અને તે જો અન્તરમાં ઉંડા ઉતરીને તપાસીએ તો માલુમ પડયાવિના રહેતું નથી. બહિર્મુખવૃત્તિનાં સાધનો જ્યારે તૈયાર હોય છે ત્યારે તે બહિર્મુખવૃત્તિ, નદીના પૂરની પેઠે પાંચે ઇન્દ્રિયોદ્વારા વહ્યા કરે છે અને અન્તર્મુખવૃત્તિનું આચ્છાદન કરી દેછે, પણ અન્તર્મુખવૃત્તિના પ્રબલ સાધનોનો યોગ થાય છે ત્યારે, બહિર્મુખવૃત્તિના પ્રવાહનું બલ મન્દ પડી જાય છે અને અન્તર્મુખવૃત્તિનું બળ નદીના પ્રવા-

હની પેઠે અન્તરમાં વહે છે અને તેથી બહિર્મુખવૃત્તિથી આત્માને લાગેલાં જે કર્મ હોય છે તેનું પરિશાટન થાય છે. અન્તર્મુખવૃત્તિથી ઇન્દ્રિયો શાન્ત થાય છે અને તેઓ બાહ્ય પ્રપંચના વ્યાપારમાં પડતી નથી. આમ થવાથી અધ્યાત્મજ્ઞાનની નવી નવી શક્તિયો પ્રગટવામાં એક જાતનું નવું બળ આવે છે અને તેથી પાતાળી કુવાના જળની પેઠે નવું જ્ઞાન જાગ્રત્ થાય છે અને તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામ્યા કરે છે. અન્તર્મુખવૃત્તિથી શુદ્ધ પ્રેમ, ઉચ્ચદષ્ટિ, દયા, સત્ય, પ્રમાણિકતા અને પરોપકારદષ્ટિ ખીલી ઉઠે છે અને નિર્દયતા, અસત્ય, વિશ્વાસઘાત, સ્વાર્થપ્રેમ, શઠતા, કપટતા અને વિષયલોલુપતા આદિ દોષો ટળે છે. અન્તર્મુખવૃત્તિથી જગત્માં રહેલા સર્વ આત્માઓ પોતાના આત્મસમાન ભાસે છે અને તેઓનામાં અને પોતાનામાં સમાનતા દેખાય છે. અન્તર્મુખવૃત્તિથી જે સુખ ઉત્પન્ન થાય છે, તે સુખ દુનિયાના કોઈપણ પદાર્થથકી ઉત્પન્ન થતું નથી. અન્તર્મુખવૃત્તિ થતાં મનની ઘણી ચંચળતા મટે છે અને તેથી શ્રુતજ્ઞાનનો ઉપયોગ પણ તાજો રહે છે અર્થાત્ જે જે બાબતોનું વિસ્મરણ થયું હોય છે, તેનો પણ ઉપયોગ જાગ્રત્ થાય છે. અન્તર્મુખવૃત્તિથી દુનિયાની સાથે થએલ વૈર વિરોધ પણ ટળી જાય છે અને મનરૂપ આકાશમાં મૈત્રીભાવનારૂપ ચન્દ્રનો ઉદય થાય છે અને ક્લેશરૂપ અન્ધકારની મન્દતા થતી જાયછે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર ગુણમય અન્તર્મુખવૃત્તિ હોવાથી, તે આત્માના પ્રદેશમાં ઉંડી ઉતરતી જાય છે અને રાગ અને દ્વેષના વિકારોનું નિકંદન કરતી જાય છે. અન્તર્મુખવૃત્તિથી આત્માનો મૂળ શુદ્ધ ધર્મ લક્ષ્યમાં આવે છે તેથી, અર્થાત્ આત્માની સાથે રમણતા કરનારી અન્તર્મુખવૃત્તિ હોવાથી, બહિર્મુખવૃત્તિનાં કાર્યો તેને અરૂચિકર લાગે તેમાં કાંઈ આશ્ચર્ય નથી. જે મનુષ્યો બહિર્મુખવૃત્તિ અને અન્તર્મુખવૃત્તિનું આન્તરિક સ્વરૂપ જાણતા નથી, તેઓ અજ્ઞતાયોગે બહિર્મુખવૃત્તિના રમકડાઓને ભલે ચાહે અને તેમાંને તેમાં લક્ષ્ય રાખે! પણ તેઓ બહિર્મુખવૃત્તિના સેવક બનીને પોતાની સર્વ આશાઓ પરિપૂર્ણ કરી શકતા નથી, અને મનમાં અનેક પ્રકારની ચિન્તાઓથી દુઃખી થાય છે. તેઓ મુખથી શબ્દો બોલીને પણ દુઃખી પણું દેખાડે છે, તેથીજ સિદ્ધ થાય છે કે, તેઓ ઝાંઝવાના જલને પીવાની આશાની પેઠે બહિર્મુખવૃત્તિના સેવક બનીને પણ કંઈ સુખ પ્રાપ્ત કરી શકતા નથી. બાજીગરની બાજીપેઠે બાહ્યવસ્તુમાં બહિર્વૃત્તિથી સુખત્વ ભાસે છે, કિન્તુ અન્તર્મુખવૃત્તિથી વિવેકવડે વિચારતાં બાહ્યમાં સુખનો લેશ પણ ભાસતો નથી. બહિર્મુખવૃત્તિનું જોર અજ્ઞાનાવસ્થામાં વિશેષ હોય છે. બાહ્યવિદ્યાના પ્રોફેસરો

બનેલાઓને પણ બહિર્મુખવૃત્તિ છોડતી નથી, અર્થાત્ તેઓના ઉપર પણ તે પોતાનો હુકમ ચલાવીને દાસની માફક પ્રવૃત્તિ કરાવે છે.

બહિર્મુખવૃત્તિ ધારકો સ્થૂલ જગત્‌ની સ્થૂલ-ક્ષણિક ઉન્નતિ અર્થે પોતાના પ્રાણાદિકનું સ્વાર્પણ કરે છે, કિન્તુ અન્તે ક્ષણિક ઉન્નતિનો વેગ શિથિલ પડે છે અને તે ઉદધિ તરંગની પેઠે પોતાનું ચલત્વ દર્શાવીને વૈરાગ્યનો ઉપદેશ દેવાની પેઠે આચરણ કરે છે. બહિર્મુખવૃત્તિવાળાઓ, બાહ્યમાં સુખના શોધાર્થે પ્રોફેસરો બને છે, બાહ્ય વસ્તુઓના અનેક આકારો બનાવીને તેઓને ભોગ અને ઉપભોગમાં લે છે, પણ અન્તે તેઓ મક્ષિકાની પેઠે હાથ ઘસે છે અને નિરાશાના ઉદ્ગારો કાઢીને દિલગીરી જાહેર કરે છે, તે બહિર્વૃત્તિએ આત્માને ભૂતકાલમાં અંશમાત્ર પણ શાન્તિ આપી નથી અને ભવિષ્યમાં અંશમાત્ર પણ શાન્તિ આપનાર નથી. શ્રીકેવલજ્ઞાનીએ વસ્તુનું જે સ્વરૂપ કથ્યું છે, તે કદી અન્યથા થનાર નથી. બહિર્મુખવૃત્તિથી સસાર છે, અર્થાત્ બહિર્મુખવૃત્તિ એજ સંસાર છે. બહિર્મુખવૃત્તિમાં રાગ અને દ્વેષનો રસ હોય છે તેથી, આત્માને કર્મ પણ ચીકણાં બંધાય છે. બાહ્ય પદાર્થોમાં ઈષ્ટત્વ અને અનિષ્ટત્વ ઉત્પન્ન થતાં રાગ દ્વેષનો ઉદય થાય છે અને તેથી બહિર્મુખવૃત્તિ પ્રગટી એમ કહેવાય છે. પાંચે ઇન્દ્રિયોના વ્યાપારની સાથે રાગ અને દ્વેષના અધ્યવસાયનો પ્રાદુર્ભાવ થાય છે તેથી કર્મનો રસબંધ વિશેષતઃ પડે છે અને તે કર્મરસ, ભવમાં ભ્રમણ કરીને આત્માને ભોગવવો પડે છે. બહિર્મુખવૃત્તિની સાથે કુમતિનો ગાઢ સંબન્ધ છે. કુમતિની પ્રેરણાથી બહિર્મુખવૃત્તિ વૃદ્ધિ પામે છે અને સુમતિનાં કૃત્યોને ઉચ્છેદવા તત્પર થાય છે. અન્તર્મુખવૃત્તિનો આત્માની સાથે અત્યન્ત પ્રેમ સંબન્ધ છે, પરન્તુ આત્મા બહિર્વૃત્તિના યોગે અન્તર્મુખવૃત્તિપર અરૂચિ ધારણ કરે છે. બહિર્મુખવૃત્તિને કુમતિનો પિતા મોહ ઉશ્કેરે છે; તેથી કુમતિના પિતા-મોહનો પણ મહાન્ અપરાધ છે. મોહ વારંવાર બકયા કરે છે અને બહિર્વૃત્તિની સાથે ચેતનને જોડે છે અને ચેતનનું આન્તરિક ધન લુંટે છે, તેથી મોહ અપરાધી ઠરે છે. અન્તર્મુખવૃત્તિ વિદુષી હોવાથી, કુમતિના પિતા-મોહને અપરાધી જાણે છે અને તેથી તે આન્તરિક ઉદ્ગારોથી મોહના કુટુંબને દુષ્ટ તરીકે જણાવે છે અને તેના ઘરના કુટુંબથી કંટાળી જઈને તેના ઉપર અરૂચિ ધારણ કરે છે, અર્થાત્ તેને ધિક્કારની દૃષ્ટિથી નિરીક્ષે છે, તથા પોતાના સ્વામિના સંયોગનો વિયોગ કરાવનાર મોહના ઘરનું કુટુંબ છે; એમ જાણીને તેનું પોતાની સખીઓ આગળ પ્રાકટ્ય કરે છે, અર્થાત્ તે પ્રમાણે કથીને તે પોતાની સખીઓને જાગ્રત્ કરે છે અને ચેતનને

સમજાવવા પ્રેરણા કરે છે. આત્મા ત્રણ ભુવનનો નાથ અને ઉત્તમ હોવાથી અન્તર્મુખવૃત્તિએ તેની સાથે સગાઈ કરી, પણ આત્માએ ક્ષયોપશમ ભાવે સગાઈ કરી હોવાથી; પુનઃ તે મોહ અને તેના કુટુંબના પાશમાં પડ્યો અને તેથી, અન્તર્મુખવૃત્તિ, કોણ પાપ ઉદયમાં આવ્યું? એમ કહીને અત્યન્ત દિલગીરી જાહેર કરે છે. આત્મા મોહના યોગે અન્તર્મુખવૃત્તિનો ત્યાગ કરીને, બહિર્મુખવૃત્તિની સાથે લયલીન બને છે અને અન્તર્મુખવૃત્તિથી પરાઙ્મુખ થાય છે તેમાં ખરેખર મોહનો દોષ છે. મોહના યોગે આત્મા પોતાની ખરી સ્ત્રીનું ભાન ભૂલી જાય છે અને અનન્તકાળથી દુઃખ દેનારી બહિર્વૃત્તિના પાશમાં સપડાય છે. કોઈ વખત અન્તર્મુખવૃત્તિની સાથે રમે છે અને પાછો બહિર્મુખવૃત્તિની સાથે રમે છે, અર્થાત્ જેનું પ્રાબલ્ય વિશેષ હોય છે તેની પાસે તે ખેંચાઈ જાય છે. સંસારમાં આસક્તિ હોય છે ત્યાં સુધી બહિર્મુખવૃત્તિનું વિશેષ પ્રાબલ્ય હોય છે. આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતાં આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપને ઓળખે છે અને તેથી અન્તર્મુખવૃત્તિની સાથે રમણતા કરે છે. આત્મજ્ઞાન થવાથી બહિર્મુખવૃત્તિમાં રમણતા કરવી એ અસત્ય છે, એમ માલુમ પડે છે અને તેથી અન્તર્મુખવૃત્તિ તરફ રૂચિભાવ પ્રગટે છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રમાં પ્રયત્ન કરવાથી અન્તર્મુખવૃત્તિ પ્રગટે છે. છ આવશ્યકોમાં પ્રવૃત્તિ કરવાથી અન્તર્મુખવૃત્તિમાં રમણતા થાય છે અને તેથી અન્તરના સદ્ગુણો ખીલવા માંડે છે. મનુષ્યો, અન્તર્મુખવૃત્તિની પ્રાપ્તિમાટે જૈનાગમોનો અભ્યાસ કરે છે અને તેથી ઇન્દ્રજાળની લીલાવત્ બાહ્યસૃષ્ટિની ક્ષણિકતાનો નિશ્ચય થાય છે; અતએવ ક્ષણિકતાના જ્ઞાનથી, નિત્ય એવા આત્મસુખની પ્રાપ્તિ અર્થે મનુષ્યો—અધ્યાત્મ શાસ્ત્રોવડે અન્તર્વૃત્તિ ખીલવવા પ્રયત્ન કરે છે. બાહ્યવૃત્તિના વેગોને શમાવવાનેમાટે આન્તરિક ભાવનાઓને ભાવવી જોઈએ. સાત નયોવડે આત્મતત્ત્વાદિનું સ્વરૂપ જાણીને અન્તરમાં રમણતા કરવાથી, બહિર્મુખવૃત્તિના વેગો ઉપશમે છે. અન્તર્મુખવૃત્તિના અભ્યાસથી અનેક પ્રકારની લબ્ધિયો પ્રગટે છે અને અન્ય મનુષ્યોને પણ પોતાના આત્મબળથી અસર કરી શકાય છે; અન્તર્મુખવૃત્તિના અભ્યાસથી મનુષ્યોએ કદાપિ કંટાળવું ન જોઇએ. પ્રતિદિન અન્તર્મુખવૃત્તિના અભ્યાસથી હૃદયમાં, તેના સંસ્કારો પડે છે અને તેનાથી ભવિષ્યમાં અન્તર્મુખવૃત્તિના શુભ સંયોગોની પ્રાપ્તિ થાય છે. વર્તમાનમાં પાડેલા સંસ્કારો ભવિષ્યમાં ઉત્તમ ફળ પેદા કરી શકે છે. વિશેષ શું કહેવું? અન્તર્મુખવૃત્તિના હેતુઓને સદાકાળ સેવવા, કે જેથી અન્તર્મુખવૃત્તિ રહે. મોહ કુટુંબના સામુ મનુષ્યોએ આત્મબળથી લડવું જોઇએ અને મોહની પ્રકૃતિયોને ઉદયમાં આવતીજ વારવી જોઈએ. દુર્જન મનુષ્યોના સમાગમમાં રહેવાથી અને તેમના કુવિચારોને હૃદ-

યમાં ઉતારવાથી, બહિર્મુખવૃત્તિને ઉત્તેજન મળે છે અને અન્તર્મુખવૃત્તિ જે અંશે પ્રગટી હોય છે તે અંશે પણ રહેતી નથી. સાધુઓને ધાર્મિક ક્રિયાઓ કરવાની આવશ્યકતા પણ અન્તર્મુખવૃત્તિનેમાટે સિદ્ધ ઠરે છે. ધાર્મિક ક્રિયાઓનાં રહસ્યોને અવબોધ્યાવિના અન્તર્મુખવૃત્તિનો પ્રયત્ન સિદ્ધ થતો નથી. આવશ્યકાદિ ક્રિયાઓમાં અન્તર્મુખવૃત્તિ કરવાનું રહસ્ય સમાયું છે. સૂક્ષ્મ રહસ્યોને અવબોધ્યાવિના અન્તર્મુખવૃત્તિ સાધી શકાતી નથી. સાધુઓ અગર શ્રાવકોની સદાકાલ અન્તર્મુખ-વૃત્તિ રહેવી દુર્લભ છે, કિન્તુ સતત અભ્યાસબળથી અન્તર્મુખવૃત્તિને અમુક કાલાવચ્છેદને પ્રાપ્ત કરી શકાય છે. અન્તર્મુખવૃત્તિનાં સાધનોને સાધનો તરીકે અવબોધવાં જોઇએ અને તેઓને અવલંબવાં જોઈએ. અન્તર્મુખવૃત્તિથી ક્ષાયોપશમિકજ્ઞાનાદિ ગુણોની વૃદ્ધિ થાય છે અને ધારણા તથા ધ્યાન ગુણની સિદ્ધિ થવામાં પણ વાર લાગતી નથી. જે મનુષ્યો, અન્તર્મુખવૃત્તિનાં બાહ્ય સાધનોના પડેલા ભેદોની લડાઇઓ અને તેના વિવાદોમાં જીવન સમય વ્યતીત કરે છે, તેઓ અન્તર્મુખવૃત્તિનો સ્પર્શ કરી શકતા નથી અને અમૃત ક્રિયાના સુખને આસ્વાદી શકતા નથી. જગત્‌ની સ્થૂલ ભૂમિકામાં પણ ગમે તે કાર્ય કરવામાં તે તે કાર્યપરત્વે અન્તર્મુખવૃત્તિ થયાવિના જોઈએ તેવી સિદ્ધિ મેળવી શકાતી નથી. ચિત્રકારો અને વ્યાખ્યાતાઓ અન્તર્મુખ-વૃત્તિથી પોતાના વિષયમાં વિજય વરમાળાને પ્રાપ્ત કરે છે. વિદ્યાર્થિયો અન્તર્મુખવૃત્તિથી વિદ્યાભ્યાસમાં વિજયવંત નીવડે છે. અન્તર્મુખવૃત્તિથી ધ્યેયમાં રમણતા થાય છે અને તેથી ધ્યેય વસ્તુનું યથાર્થ જ્ઞાન થાય છે. બહિર્મુખવૃત્તિવાળા કરતાં અન્તર્મુખવૃત્તિવાળા સૂક્ષ્મ પદાર્થોનું જ્ઞાન કરવામાં આગળ વધે છે અને જગત્‌માં નવીન અનુભવોને પ્રગટ કરી પોતાનું અમર નામ કરે છે.

બહિર્મુખવૃત્તિથી મનની ચંચળતા વધે છે અને તેથી મનરૂપ આદ-ર્શમાં જ્ઞેય પદાર્થો બરાબર ભાસતા નથી. જગત્‌ની સ્થૂલભૂમિકામાં અન્તર્મુખવૃત્તિનો પરિભાષાવડે મનની એકાગ્રતા એવો અર્થ લેવો. જગત્‌ના સ્થૂલવ્યવહારમાં દરેક કાર્ય કરતાં તે તે કાર્યમાં અન્તર્મુખ-વૃત્તિ થાય છે તો, તે બાબતમાં વિજય મળ્યા વિના રહેતો નથી. અન્તર્મુખવૃત્તિ કરવામાં પ્રેમ, ઉત્સાહ અને તે તે વિષયના જ્ઞાનની અત્યંત જરૂર છે. અન્તર્મુખવૃત્તિથી મહાકાર્યોની સિદ્ધિ થાય છે અને ગમે તે કાર્ય કરવું સહેલું થઈ પડે છે.

આત્મામાં અન્તર્મુખવૃત્તિ થવાથી જન્મ-જરા અને મરણનો ભય રહેતો નથી, પણ ઉલટું અન્તર્મુખવૃત્તિથી પોતાનો આત્મા અમર છે

એવો નિશ્ચય થાય છે અને તેથી ધૈર્યરૂપ ચારિત્રબળ ખીલવાથી અન્તરમાં રમણતા થાય છે. આવું અન્તર્મુખવૃત્તિનું સ્વરૂપ અવબોધ્યા પશ્ચાત્ અન્તર્મુખવૃત્તિ સેવવાનો ઉત્સાહ પ્રગટી નીકળે છે. આત્મા ઉપર શુદ્ધ પ્રેમ થવાથી આત્મામાં વૃત્તિ ચોંટે છે અને તેથી જ્ઞાન, દર્શન અને ચારિત્રગુણની વૃદ્ધિ થાય છે. આત્માભિમુખવૃત્તિને પરિભાષામાં અન્તર્મુખવૃત્તિ કહેવામાં આવે તેથી તેનું સ્વરૂપ બદલાતું નથી. આત્માભિમુખવૃત્તિને સેવવાથી મનની શાન્તતા પ્રતિદિન વૃદ્ધિ પામે છે અને જગત્માં મનની સમાનતા જાળવવાનો માર્ગ ખુલ્લો થાય છે. મનુષ્યો દરેક કાર્ય કરતી વખતે અન્તર્મુખવૃત્તિ ધારણ કરવાનો સ્વભાવ સેવે તો અન્તે ઉચ્ચ સામ્યભાવના અધિકારી બને તેમાં કંઈ આશ્ચર્ય નથીઃ અન્તર્મુખવૃત્તિથી દેવતાઓને પણ દાસ બનાવી શકાય છે. અન્તર્મુખવૃત્તિવિના કોઈ પરમાત્મપદ પ્રાપ્ત કરી શકતો નથી. ભૂતકાલમાં જેટલા જીવો સિદ્ધપદ પામ્યા, વર્તમાનમાં–મહાવિદેહ ક્ષેત્રમાં પામે છે અને ભવિષ્યમાં પામશે, તે સર્વે અન્તર્મુખવૃત્તિ થકીજ સમજવું.

અન્તર્મુખવૃત્તિથી યોગીઓ સમાધિનું સત્યસુખ ભોગવીને સ્વકીય જન્મની સફલતા કરી શકે છે.

આત્માભિમુખવૃત્તિના આરાધકોએ મોહના કુટુંબથી સાવચેત રહેવું જોઇએ; એમ શ્રીમદ્ આનન્દઘનજીના કથનનું રહસ્ય અવબોધાય છે. બહિર્મુખવૃત્તિ કરાવનાર મોહનું કુટુંબ જગત્માં જ્યાં ત્યાં પ્રવૃત્તિ કરી રહ્યું છે. મોહના કુટુંબના સામે થયાવિના એનું જોર હઠતું નથી. સાંસારિક પદાર્થોની સિદ્ધિમાં પણ–ભય, શોક, રતિ અને અરતિ વગેરે મોહની પ્રકૃતિયોને જીતનાર, અન્ય મનુષ્યોનો ઉપરી બને છે. મરણ ભયનો ત્યાગ કરનાર એક મરણીયો યોદ્ધો, યુદ્ધમાં આત્મબળ સ્ફુરાવીને વિજયલક્ષ્મી પ્રાપ્ત કરે છે! ત્યારે આત્માના શુદ્ધસ્વરૂપની પ્રાપ્તિ માટે, મરણભય, શોક, રતિ અને અરતિ આદિની સાથે યુદ્ધ કરનાર વિજય લક્ષ્મીની પ્રાપ્ત કરે તેમાં કંઈ આશ્ચર્ય નથી. મરણનો ભય ત્યાગ કરનાર યોદ્ધાના મનમાં આનન્દની ઝાંખી જણાય છે, તે પ્રમાણે મોહ કુટુંબની સાથે યુદ્ધ કરીને આત્માભિમુખવૃત્તિ કરનારના મનમાં આન્દની ઝાંખી જણાય છે અને તેથી તે અન્તરાત્મવૃત્તિની ધૂનમાં અહં અને મમત્વ ભાવને ભૂલે છે. આત્માભિમુખવૃત્તિથી મરણ અને જીવનની ઇચ્છા ટળે છે. અન્તર્મુખવૃત્તિમાં સામ્યરૂપ સૂર્યનો પ્રકાશ પડવાથી અજ્ઞાનરૂપ અંધકારને રહેવાનું સ્થાન મળતું નથી. અન્તર્મુખવૃત્તિ થવાથી બાહ્ય પદાર્થોમાં સુખની કલ્પના રહેતી નથી અને પ્રતિષ્ઠા તે સૂકરીવિષ્ટા જેવી લાગે છે. અન્તર્મુખવૃત્તિના યોગે અસંખ્ય પ્રદેશોમાં

રમણતા કરવાની લગની લાગે છે અને પૂર્વે ભોગવેલા બાહ્ય પદાર્થોમાં રમણતા કરવાની રૂચિ વિલય પામે છે. અન્તર્મુખવૃત્તિના અભ્યાસથી મન, વાણી અને કાયાની પવિત્રતા વૃદ્ધિ પામેછે, તેમજ શુભ લેશ્યાનો પ્રાદુર્ભાવ થાય છે અને અશુભ લેશ્યાનો નાશ થાય છે; તેથી અન્તર્મુખવૃત્તિસાધકના સહવાસમાં જે જે મનુષ્યો આવે છે તે તે સર્વે શાન્ત તથા પવિત્ર બને છે અને તેથી જગત્‌ની અશાન્તિ પણ દૂર કરી શકાય છે. દુનિયાના પ્રત્યેક મનુષ્યો, યદિ અન્તર્મુખવૃત્તિ સેવે તો–તેઓની વૃત્તિ ઉત્તમ થવાથી, સ્વર્ગ સમાન મનુષ્ય લોક બની શકે. જે દેશના મનુષ્યો અન્તર્મુખવૃત્તિના સાધકો છે, તે દેશમાં શાન્તિ સુલેહનો વાવટો ફરકયા કરે છે. બહિર્મુખવૃત્તિના પ્રબળ સાધનોથી અન્યોને તાબે કરવામાં તથા અન્યોનું સુખ હરવામાં કદી સફલતા મેળવી શકાય! પરન્તુ તે સદાકાળ–પાકેલા પાનની પેઠે રહેતી નથી. બાહ્યની ઉત્ક્રાન્તિ ક્ષણિક સ્વભાવવાળી છે, તેથી કોઈ પણ દેશમાં બાહ્યની ઉત્ક્રાન્તિ સદાકાળ રહેતી નથી; બહિર્મુખવૃત્તિની સ્વતંત્રતા સદાકાળ એક સરખી રહેતી નથી, કારણ કે બહિર્મુખવૃત્તિથી થતી ઉત્ક્રાન્તિની અવાધ દેશકાલાવચ્છિન્ન છે. બહિર્મુખવૃત્તિથી ગમે તેટલી ઉન્નતિ થાય, તો પણ માનસિક દોષો ટળ્યાવિના હૃદયમાં સુખની લ્હેરો પ્રગટતી નથી. માનસિક દોષો જ્યાંસુધી છે ત્યાંસુધી, બાહ્ય દેશ–હુન્નર આદિની ગમે તેટલી ઉત્ક્રાન્તિ થઈ હોય, તોપણ આત્માની તો અવક્રાન્તિ અવબોધાય છે. આત્માના સદ્‌ગુણોની ઉત્ક્રાન્તિ થયાવિના ગમે તે દેશમાં ફરો અને ચક્રવર્તિ બનો, તથાપિ સત્ય સુખની ઝાંખી થવાની નથી, પણ માખીના પેઠે હાથ પગ ઘસવા પડશે; એમાં જરામાત્ર પણ શંકા નથી. બહિર્મુખવૃત્તિથી પ્રથમ તો સુખનું ઝરણું દેખાય છે, કિન્તુ અન્તે કિંપાકફળની પેઠે સુખનું નામમાત્ર પણ રહેતું નથી.

અન્તર્મુખવૃત્તિથી મનુષ્યો, ભોગ અને ઉપભોગનાં સાધનોમાટે લડી મરતા નથી અને સન્તોષવૃત્તિથી બાહ્યની આજીવિકાવૃત્તિને ચલાવી શકે છે. આત્માભિમુખવૃત્તિ થવાથી બાહ્યવસ્તુઓ સંબન્ધીનું મમત્વ ઘટે છે અને તેથી અનેક પ્રકારની ઉપાધિ ટળવા માંડે છે. આત્માભિમુખવૃત્તિનો સેવક બનેલો એક રાજા વા એક કરોડાધિપતિ, બાહ્યલક્ષ્મીને કંજુસની પેઠે સંગ્રહી રાખતો નથી, પણ દુનિયાના શ્રેયઃમાટે ખર્ચે છે. અન્તર્મુખવૃત્તિના ઉપાસકો તન, મન અને ધનને અન્ય જીવોના ભલામાટે વાપરે છે. અન્તર્મુખવૃત્તિ પ્રાપ્ત કરવાથી મહાત્માની કોટીમાં પ્રવેશ કરી શકાય છે. અન્તર્મુખવૃત્તિના પ્રતાપે મોટા મોટા ભૂપતિયો

પણ સન્તોષ ગુણમાં ઝીલે છે અને કર (ટેક્ષ) વગેરેને વધારી પ્રજાને પીડતા નથી. અન્તર્મુખવૃત્તિ ખરેખર કૃપણ જનોના હૃદયને પણ આદ્ર કરવા સમર્થ થાય છે અને તેઓની લક્ષ્મીનો પણ સદુપયોગ કરાવે છે. અન્તર્મુખવૃત્તિનો લેશ ભાવ પામીને, ઘાતકો પણ હિંસાનો સ્વભાવ ત્યાગ કરી દયારૂપ ગંગાનદીમાં સ્નાન કરીને નિર્મલ બને છે. ચાર ખંડમાં અન્તર્મુખવૃત્તિનું માહાત્મ્ય ફેલાવનારાઓ દેશના ખરેખરા સુલેહકારો બને છે. જે દેશના મનુષ્યોનો ઘણો ભાગ અન્તર્મુખવૃત્તિને સેવનારો છે, તે દેશમાં શાંતિ પ્રસરે છે અને તેથી તે દેશના મનુષ્યો અન્ય દેશીય મનુષ્યોને પીડવા પ્રયત્ન કરતા નથી, પણ ઉલટા અન્ય દેશીયોના કલહને દૂર કરે છે. પ્રગતિક્રમમાં દુનિયા, ગમે તેટલી આગળ વધે, તો પણ અન્તર્મુખવૃત્તિ થયાવિના માનસિક દોષોને હરવાને અને અન્ય મનુષ્યોને સંતોષ આપવાને સમર્થ થવાની નથી. બાહ્ય વૈભવના શિખરે ચડેલી દુનિયા, ખરેખર આત્માભિમુખવૃત્તિના અભાવે-ઈર્ષ્યા, લોભ, વૈર અને અહંકાર આદિ માનસિક દોષોથી નીચે પડયાવિના રહેતી નથી.

ધર્મના ઉપદેષ્ટાઓ, મહર્ષિયો અને મુનિવરો, જગત્‌ના મનુષ્યોને આત્માભિમુખ કરવામાટે-આત્મભોગ આપીને પ્રયત્ન કરે છે અને તેમના સુવિચારોના પ્રતાપથીજ દુનિયામાં સુલેહ શાન્તિ જાળવી શકાય છે. જૈનોમાં પણ અન્તર્મુખવૃત્તિ સાધકોના પ્રતાપે શાન્તિ જાળવી શકાય છે, પણ જ્યારે બહિર્વૃત્તિના ઉપાસકો ઘણા પ્રગટી નીકળે છે ત્યારે,-જૈનવર્ગમાં પણ-અશાન્તિનો કોલેરા ફાટી નીકળે છે અને તેથી કુસંપરૂપ મૃત્યુના મુખમાં ઘણા મનુષ્યો ફસાઈ જાય છે. અન્તર્મુખવૃત્તિના સમાન મોટી કોઈ અન્ય આગબોટ નથી. સંસાર સમુદ્રની પેલીપાર જવામાટે અન્તર્મુખવૃત્તિની સાધના કરવી જોઇએ. કેટલાક પંચમહાવ્રત્ત ધારક સાધુઓ પણ અન્તર્મુખવૃત્તિથી પરાઙ્મુખ થઈને બાહ્ય વૃત્તિના ઉપાસકો બને છે તો, રાગ અને દ્વેષની લાગણીથી-શાન્તરસના ખેલની હાંસી કરાવે છે અને પોતાના આત્માને અવનતિના ખાડામાં પ્રક્ષેપે છે એમ કહેવાય. અજ્ઞ અને મોહના ઉપાસક બનેલાઓ, બહિર્મુખવૃત્તિરૂપ મદિરાનું પાન કરીને દુનિયામાં કલેશનાં તોફાનો કરીને, શાન્તિના પ્રવાહનો નાશ કરે છે. અજ્ઞમનુષ્યો અન્તર્મુખવૃત્તિના અધિકારી બની શકતા નથી. અજ્ઞ મનુષ્યો ધર્મ અને અધર્મને પરિપૂર્ણ રીતે પરિક્ષી શકતા નથી અને તેથી તેઓ અન્યની પ્રેરણાવડે અન્ધશ્રદ્ધાના પ્રવાહમાં તણાય છે. અજ્ઞમનુષ્યો ધર્મના બહાને બહિર્મુખવૃત્તિમાં રમણતા કરીને ધર્મયુદ્ધો પ્રારંભે છે અને કહે છે કે, અમે ધર્મનામાટે પ્રાણ આપીએ છીએ!

અજ્ઞમનુષ્યો બહિર્મુખવૃત્તિના યોગે સંકુચિત દૃષ્ટિવાળા બનીને અન્ય ધર્મવાળાઓની નિન્દા કરે છે અને મનુષ્યજાતિને મારવામાં પાપ પણ ગણતા નથી. અજ્ઞમનુષ્યો બહિર્મુખવૃત્તિના યોગે સત્યને અસત્ય કહે છે અને અસત્યને સત્ય કહે છે. બહિર્મુખવૃત્તિધારકોની વિપરીત દૃષ્ટિ હોવાથી, તેઓ બાહ્ય પ્રદેશમાં અને બાહ્ય મોજ મઝામાંજ જીવનનું સાર્થક માને છે અને તેથી પોતાનું શુદ્ધ સ્વરૂપ ઓળખવા સમર્થ બની શકતા નથી.

બહિર્મુખવૃત્તિના સેવકો ઘણા ભાગે અધ્યાત્મશાસ્ત્રથી વિમુખ રહે છે અને તેઓ અધ્યાત્મતત્ત્વપર એકાન્તે અરૂચિ ધારણ કરે છે. બહિર્મુખવૃત્તિના ઉપાસકો સંસ્કૃત, ઇંગ્લિશ આદિ ભાષાજ્ઞાનિયો હોય છે, તો પણ તેઓનું ચિત્ત–પદાર્થો સમ્મુખ હોવાથી,–અધ્યાત્મ તત્ત્વપર બિલકુલ ચોંટતું નથી અને તેથી તેઓ અધ્યાત્મ તત્ત્વજ્ઞાતાઓની નિન્દા કરે છે. બહિર્મુખવૃત્તિના સેવકો આત્માભિમુખવૃત્તિને ધિક્કારે છે અને કુયુક્તિયોના વૃન્દથી બાળજીવોને ભમાવીને અન્તરમાં ઉતરવા દેતા નથી. બન્ને વૃત્તિયોના ધર્મો પરસ્પર વિરોધી છે તેથી તે બન્નેની ગતિ ભિન્ન ભિન્ન પ્રકારની દેખાય છે. બહિર્મુખવૃત્તિથી, તળાવને જેમ પાડો ડોળી નાખે છે તેમ, અન્ય મનુષ્યોનાં ચિત્ત પણ ડોળી નાખવામાં આવે છે. બહિર્મુખવૃત્તિના પાશમાંથી છૂટવું અને કાળના પાશમાંથી છૂટવું એ બન્ને સરખું છે. અન્તર્મુખવૃત્તિની પ્રાપ્તિમાટે સાધુનો વેષ પહેરીને પણ કેટલાક આત્માભિમુખવૃત્તિને ધારણ કરી શકતા નથી. બહિર્મુખવૃત્તિ વિજલીના વેગની પેઠે દોડે છે. સત્તા, લક્ષ્મી અને યૌવનાદિના મદથી બહિર્મુખવૃત્તિનું જોર વૃદ્ધિ પામે છે, અર્થાત્ આત્માભિમુખવૃત્તિ થવામાં તે તે વસ્તુઓ અન્તરાયભૂત નીવડે છે. બહિર્મુખવૃત્તિના ઉપાસકો ઉપાધિની ધમાધમમાં પડે છે અને અન્ય મનુષ્યોને પણ ઉપાધિની ધમાધમમાં નાખે છે. બહિર્મુખવૃત્તિધારકો, પોતે માનેલો પક્ષ સત્ય સ્વીકારીને અન્યોના ઉપર હુમલો કરે છે અને અન્ય પક્ષ માનનારાઓનો અપકર્ષ કરવા તન-મન-ધન અને સત્તાથી અનેક ઉપાયો કરે છે. બહિર્મુખવૃત્તિધારકોનો સ્નેહ પણ ક્ષણિક હોય છે, તેથી તેઓ પ્રાયઃ સ્વાર્થનેજ આગળ ધરીને જગત્માં પરિભ્રમે છે. બહિર્મુખવૃત્તિધારકો કેટલીક વખત વેદીયા ઢોરની પેઠે ધર્મનાં વાકયોને બોલી જાય છે, પણ તેઓમાં નીતિના સદ્ગુણો ન હોવાથી તેઓની પ્રતિષ્ઠા પડતી નથી. બહિર્મુખવૃત્તિધારકો ધર્મને પણ બાહ્યમાં માને છે અને તેમાટે બાહ્યમાં દોડે છે. જ્યારે દુનિયામાં ધાર્મિક જ્ઞાનની ન્યૂનતા થાય છે ત્યારે પ્રાયઃ અજ્ઞાનિ મનુષ્યો, ધર્મના અગ્રગણ્ય બને છે અને તેઓ સ્થૂલ બુદ્ધિથી સ્થૂલ

પદાર્થોમાં ધર્મ માનીને સત્ય ધર્મથી પરાઙ્મુખ રહે છે. જેઓની સ્થૂલ બુદ્ધિ છે એવા બાળજીવો, વા સાક્ષર પણ કદાગ્રહી મનુષ્યો, સત્ય ધર્મના સ્વરૂપને પ્રાપ્ત કરી શકતા નથી અને બહિર્મુખવૃત્તિથી ધર્મના નામે અધર્મની વૃદ્ધિ કરે છે. જે સમયમાં ધર્મોપદેશકો બહિર્મુખવૃત્તિના સેવકો બને છે તે સમયમાં, ધર્મના ભેદો, ધર્મના નામે ક્લેશો, ફાંટા અને કુસંપનું જોર વિશેષ હોય છે. જે કાલમાં ધર્મોપદેશકો વ્યાકરણ અને ન્યાયાદિ શાસ્ત્રનો અભ્યાસ કરે છે, પણ અધ્યાત્મ અને યોગજ્ઞાનથી પરાઙ્મુખ રહે છે તે કાલમાં, ગમે તે પન્થમાં અંધાધુંધીનું રાજ્ય પ્રવર્તે છે અને બહિર્મુખવૃત્તિનું પ્રાબલ્ય વધવાથી, મોહનું કુટુંબ પણ મનુષ્યોના હૃદયમાં સ્વતંત્રતાથી પોતાનું કાર્ય બજાવેછે. જે કાલમાં મનુષ્યો બહિર્મુખવૃત્તિયોગે ઉદ્ભવતા સામાન્ય ક્રિયાના કદાગ્રહી ભેદોની અસહિષ્ણુતાથી એક બીજાના ઉપર આક્ષેપ કરે છે, તે કાલમાં જૈન-ધર્મની પ્રગતિ મન્દ થવા માંડે છે અને ઓઘથી જૈનધર્મ માનનારા-ઓની પણ જૈન ધર્મથી પરાઙ્મુખ દૃષ્ટિ થાય છે; આનું કારણ ખરે-ખર બહિર્મુખવૃત્તિજ છે. બહિર્મુખવૃત્તિથી મનુષ્યો મનુષ્યત્વની કિમ્મત અવબોધી શકતા નથી. બહિર્મુખવૃત્તિ જ્યાં જ્યાં હોય છે, ત્યાં ત્યાં મોહનું કુટુંબ તો અવશ્ય હોય છે. બહિર્મુખવૃત્તિનો સંચાર થતાં, મનની ચંચળતા વૃદ્ધિ પામે છે અને તેથી જે જે પદાર્થોથી સુખની આશાનો નિશ્ચય થાય છે, તે તે પદાર્થોથી અંશમાત્ર પણ સુખ મળતું નથી, પણ ઉલટો ક્લેશવડે મનમાં પરિતાપ થાય છે. બહિર્મુખવૃત્તિના પોષક હેતુઓ પૈકી, અવિદ્યા (અજ્ઞાન) વિશેષ પ્રકારે બલવતી છે. બાહ્ય પદાર્થમાં સુખના વિશ્વાસુઓ બહિર્મુખવૃત્તિ ધારણ કરીને સર્વ પ્રકારનાં પાપોને સેવે છે અને પોતાના ત્રણ યોગને પાપમય બનાવી દે છે અને તેથી તેવા મનુષ્યોના સંસર્ગથી અલ્પ શક્તિધારકોને પણ પાપની અસર થાય છે, અર્થાત્ તેઓ પણ બહિર્મુખવૃત્તિરૂપ સિન્ધુના પ્રવાહમાં તણાય છે અને સત્ય ધર્મના સમ્મુખ થઈ શકતા નથી.

અન્તર્મુખવૃત્તિથી બહિર્મુખવૃત્તિનો જ્યારે ત્યારે પણ પરાજય થાય છે. અન્તર્મુખવૃત્તિ કરવામાં પ્રથમ ઘણી મુશ્કેલીઓ પડે છે, પણ જો સતત અભ્યાસ સેવવામાં આવે છે તો અન્તે બહિર્મુખવૃત્તિનો પરાજય કરી શકાય છે. બહિર્મુખવૃત્તિના સંસ્કારો એકદમ કંઈ ટાળી શકાતા નથી, પણ શનૈઃ શનૈઃ અન્તર્મુખવૃત્તિના અભ્યાસથી ટાળી શકાય છે. એકદમ અન્તર્મુખવૃત્તિ ન થાય તેથી હિમ્મત હારવી નહિ, પણ અન્ત-ર્મુખવૃત્તિનો અભ્યાસ સદાકાલ કર્યા કરવો અને બહિર્મુખવૃત્તિનો રોધ થાય તેવા સંકલ્પો કર્યા કરવા. અન્તર્મુખવૃત્તિને પણ કોઈ વખત

બહિર્મુખવૃત્તિ પોતાનાં સાધનો તરીકે ફેરવી નાખેછે, આનું શું કારણ? એવો સ્વાભાવિક પ્રશ્ન ઉઠે, તેના ઉત્તરમાં કહેવાનું કે, અન્તર્મુખવૃત્તિમાં જ્યારે પ્રેમ લાગતો નથી ત્યારે, બાહ્ય પદાર્થમાં પ્રેમ લાગે છે અને તેથી વૃત્તિનું મુખ બહિર્ થાય છે. મનુષ્યોને એટલું તો અનુભવમાં આવે છે કે યત્ર યત્ર ( જ્યાં જ્યાં ) પ્રેમની લગની લાગે છે, તત્ર તત્ર મનની પ્રવૃત્તિ થાય છે. બાહ્ય પદાર્થોમાં વિશેષ પ્રેમ હોય છે તો અન્તરમાં વૃત્તિ લાગતી નથી, પણ આત્મસ્વરૂપમાંજ પૂર્ણ પ્રેમ લાગે છે તો, અનેક જાતના ઉપસર્ગો થએ છતે પણ, શ્રીવીર પ્રભુની પેઠે અન્તરમાંજ વૃત્તિ લાગી રહે છે. જે મનુષ્યોને આત્મતત્ત્વના પ્રેમની લગની લાગી હોય છે, તેઓની વૃત્તિને બહિર્મુખ કરવા ગમે તેટલો પ્રયત્ન કરીએ તોપણ તેઓ સ્વસ્વરૂપ ચૂકતા નથી; સ્કંધક મુનિના શિષ્યો મુનિશ્રી મેતાર્ય અને ગજસુકુમાલની અન્તરમાં પ્રેમની લગની લાગી હતી, તેથી તેઓની અન્તર્મુખવૃત્તિ થઈ હતી અને તેથી તેઓના ઉપર અનેક ઉપસર્ગ આવ્યા તોપણ બહિર્મુખવૃત્તિધારક બન્યા નહિ. જેની પ્રીતિ ખરેખરી રીતે આત્મામાં ચોંટી છે તેને શુદ્ધધર્મે પ્રેમની લગની લાગેલી હોય છે; એમ અનુભવ થાય છે.

પ્રથમ-દેવ, ગુરૂ અને ધર્મમાં પ્રેમ પ્રગટવાથી અન્તર્મુખવૃત્તિ સહેલાઈથી સાધી શકાય છે. મનુષ્યની વૃત્તિ જેણી તરફ પ્રેમ હોય છે તેણી તરફ વર્તે છે; પ્રેમનદીનો પ્રવાહ જેણી તરફ વહેતો હોય છે તેણી તરફ મનોવૃત્તિ લાકડાની માફક તણાતી જાય છે; પ્રારંભાવસ્થામાં વૃત્તિની ગતિ ખરેખર પ્રેમના ઉપર આધાર રાખે છે. પ્રારંભાવસ્થામાં શ્રદ્ધા, આત્મભોગ, ઉદ્યમ અને ઉત્સાહ ઇત્યાદિ ગુણો ખરેખર પ્રેમની પાછળ ગતિ કરે છે. મનોવૃત્તિને પ્રેમ પોતાની શક્તિ પ્રમાણે ખેંચી શકે છે તેથી, અન્તર્મુખવૃત્તિ સાધકોએ અન્તરમાં પ્રેમના પ્રવાહને વહેવરાવવો જોઇએ; કે જેથી અન્તર્મુખવૃત્તિની સાધના સિદ્ધ થઈ શકે; બાહ્ય પદાર્થોના પ્રેમથી બહિર્મુખવૃત્તિ બળવાન્ થઇને પોતાના કાર્યમાં તત્પર રહે છે, તેને એકદમ હઠાવવી એ કાર્ય ઘણું મુશ્કેલ લાગે છે. આત્મામાં રૂચિ વા પ્રેમ પ્રગટ્યાવિના બહિર્મુખવૃત્તિને કરોડો ઉપાયોથી પણ રોધી શકાતી નથી. પ્રેમ વા રૂચિ એમાં શું ! માહાત્મ્ય છે કે જેનાવિના અન્તર્મુખવૃત્તિ પ્રાપ્ત થતી નથી? આવી જિજ્ઞાસા પ્રગટ થતાં પ્રેમનું સ્વરૂપ જણાવવામાં આવે છે.

“ પ્રેમ ”

છદ્મસ્થાવસ્થામાં પ્રેમ એ આત્માની એક પરિણતિરૂપે વર્તે છે, પ્રેમના બે ભેદ છે, (૧) प्रशस्य अने (२) अप्रशस्त, જેનાથી આત્માના

સદ્ગુણો પ્રતિ વલણ થાય અને સદ્ગુણોની પ્રાપ્તિ થાય તેને પ્રશસ્ય પ્રેમ કહે છે. દેવ, ગુરૂ અને ધર્મપર થનાર પ્રેમને પ્રશસ્ય પ્રેમ કથે છે. ગુણ જ્યાં દેખાય ત્યાં પ્રેમને ધારણ કરવો. જેનામાં સદ્ગુણ હોય તેના સદ્ગુણમાં પ્રેમ ધારણ કરવો જોઇએ. હજારો દુર્ગુણો તરફ લક્ષ ન રાખતાં, એક પણ ગુણ જણાય તો તે ગુણપર પ્રેમ કરવો જોઇએ. જે પ્રેમથી આત્માની ગુણોવડે ઉચ્ચ દશા થાય ! તેવા પ્રેમને ધારણ કરવો જોઈએ. પ્રશસ્ય પ્રેમને સ્વર્ગીય પ્રેમ કહેવામાં આવે છે. પ્રારંભમાં ચારિત્ર બળને પ્રેમ ખીલવે છે માટે, તેને પ્રશસ્ય રમણતારૂપ ચારિત્ર પણ કહે છે. સદ્ગુણોમાં પ્રેમ એ એક જાતની ચારિત્રરમણતા અનુભવાય છે. સદ્ગુણિ મનુષ્યોપર પ્રેમ થયાવિના આત્માનું ચારિત્રબળ ખીલી શકતું નથી. પ્રશસ્ય પ્રેમવિના ધર્મના પગથીયા ઉપર આરોહણ થઈ શકાતું નથી. બાળજીવો ધર્મપગથીયાપર પ્રશસ્ય પ્રેમથી આરોહે છે એ વાત ખરી છે. બાહ્યવૃત્તિને અન્તર્મુખવૃત્તિ તરીકે કરવામાં પ્રશસ્ય પ્રેમવિના જરામાત્ર ચાલવાનું નથી. અપ્રશસ્ય પ્રેમનેજ પ્રશસ્ય પ્રેમતરીકે ફેરવી શકાય છે. પ્રેમની કિમ્મત પ્રેમવિના અન્ય કંઈ નથી. પ્રેમથી મન, વાણી અને કાયાનો ભોગ આપવામાં જરામાત્ર ભય ઉપજતો નથી. પ્રેમથી આખી દુનિયાનું આકર્ષણ કરી શકાય છે. પ્રેમ એ સજીવન મૂર્તિ છે; એમ કહીએ તો ચાલી શકે તેમ છે. પ્રેમથી મનુષ્યોએ અન્યોને સર્વસ્વ અર્પણ કર્યું છે. સ્વાર્થ આદિ દોષોથી જે પ્રેમ ધારણ કરવામાં આવે છે તે શુદ્ધ પ્રેમ નથી, પણ પ્રેમનો વિકાર છે. પ્રશસ્ય પ્રેમવિના સંસારની નીતિનું ચક્ર ચાલી શકતું નથી. સાંસારિક નીતિમાં પણ પ્રેમવિના રહી શકાતું નથી. પતિ અને પત્નીવચ્ચે જો પ્રેમ હોતો નથી, તો તે બન્નેને કલેશની હોળીમાં ઝંપલાવવું પડે છે; માટે દુનિયાદારીમાં પણ નૈતિક પ્રેમની આવશ્યકતા સિદ્ધ ઠરે છે. પિતા અને પુત્રોને એક સંબન્ધથી યોજનાર પ્રેમ છે. પશુઓને પોતાનાં બચ્ચાંનીસાથે સંબન્ધ કરાવનાર પ્રેમ છે. માતા અને પિતાના નીતિસંબન્ધને ટકાવી રાખનાર પ્રેમ છે. કૃત્રિમ અપ્રશસ્ય પ્રેમ, વેશ્યા અને તેના યારોવચ્ચે ક્ષણિક સંબન્ધ ઇન્દ્રિયની તૃપ્તિમાટે બંધાય છે. વ્યભિચારી પુરૂષો અને સ્ત્રીઓમાં પણ કૃત્રિમ પ્રેમથી તેવો ક્ષણિક સંબન્ધ બંધાય છે; એવા કૃત્રિમ ક્ષણિક સ્વાર્થિક પ્રેમને પ્રેમજ કહી શકાય નહિ. જૂઠા રૂપૈયા અને જૂઠા નંગ જેવો કૃત્રિમ પ્રેમ, ખરેખર જલ ઉપર રહેલી સેવાળ જેવો છે; એવા કૃત્રિમ પ્રેમને તો સુજ્ઞોએ દેશવટોજ આપવો જોઇએ. અપ્રશસ્ય પ્રેમ કાચના જેવો ક્ષણિક છે. અપ્રશસ્ય પ્રેમમાં વિષયોની લાલચ આદિ દુર્ગુણોનો સંબન્ધ હોવાથી તેનો પરિત્યાગ કરવો જોઇએ. અશુદ્ધ પ્રેમનો ત્યાગ

કરીને શુદ્ધ પ્રેમ આદરવો જોઇએ. પ્રેમસંબન્ધી નીચેની કવિતા મનન કરવા લાયક છે.

### प्रेमदशा.

प्रेम प्रथम छे धर्म पगथियुं, प्रेमविना नहि चाले ।
प्रेमखुमारी बहु मजानी, भेदभाव सहु टाळे ॥ १ ॥
प्रेमविनानुं जीवन लुखुं, गमे नहि घर वनमां,
तोर प्रेमनो अभिनवो छे, जुस्सो प्रगटे तनमां ॥ २ ॥
प्रेमविना नहि भक्ति कदापि, प्रेमविना नहि मित्रो ।
प्रेमे मस्तानी योगीजन, जगमां जुओ चरित्रो ॥ ३ ॥
आत्मप्रतीति प्रेमज आपे, नवधा भक्ति जगावे ।
प्रेमे गुरुनुं हृदय मळे छे, सहुमां ऐक्य बतावे ॥ ४ ॥
प्रेमे योग सधातो साचो, ममता रंग उतारे ।
स्वार्थ दोषना ओघ विनाशे, तन्मयता झट धारे ॥ ५ ॥
प्रेमविना श्रद्धानां फांफां, प्रेमविना शी करणी ।
प्रेम पूज्य छे प्रथम दशामां, भवसागरमां तरणी ॥ ६ ॥
स्वार्थ मेलनो ज्यां नहि छांटो, परम प्रेम ए प्यारो ।
मळ्या पछी नहि जूदुं थावुं, सर्व संबंध विचारो ॥ ७ ॥
हर्षोद्गम रोमोद्गम प्रेमे, मनडुं आनन्दकारी ।
दोष दृष्टिनुं मूल विनाशे, शुद्धप्रेम बलिहारी ॥ ८ ॥
दया दानमां प्रेमज कारण, तननुं भान भूलावे ।
प्रेमसमाधि त्यां नहि आधि, समजु मनमां आवे ॥ ९ ॥
नवयौवनधारी जयकारी, प्रेमविना सहु सूनुं ।
प्रेम प्रभु परखावे पलमां, प्रेमविना सहु जूनुं ॥ १० ॥
इर्ष्या द्वेष ने रीस नहि ज्यां, सम्यग्भावे रहेवुं ।
उत्तमज्ञानी परखे प्रेमज, मुज अनुभवमां एवुं ॥ ११ ॥
समजे शठ नहि प्रेम वस्तु शुं? अनुभव प्रेमी पामे ।
प्रेमीना मन आनन्दसृष्टि, ठरतो प्रेमी ठामे ॥ १२ ॥
प्रेम रमणता परम प्रभुमां, मुज मनमांहि आवी ।
बुद्धिसागर प्रेम खुमारी, परमानन्दनी चावी ॥ १३ ॥

ભાવાર્થ:—ધર્મનું પ્રથમ પગથીયું પ્રેમ છે, કારણ કે ધર્મપ્રતિ રૂચિ-અર્થાત્ પ્રેમ થયાવિના ધર્મની આરાધના થઈ શકતી નથી. પ્રેમવિના દેવગુરૂ અને ધર્મપ્રતિ પ્રવૃત્તિ થઈ શકતી નથી, માટે પ્રેમવિના ધર્મમાર્ગમાં એક ક્ષણમાત્ર પણ ચાલવાનું નથી. પ્રેમ ખુમારી બહુ

મજાની છે; શુદ્ધ પ્રેમની ખુમારીમાં મહાત્મા સાત્વિક આનન્દની મોજ લે છે; જેની સાથે પ્રેમ ખુમારીનો સંબન્ધ થાય છે. તેની સાથે ભેદ-ભાવ રહેતો નથી. શિષ્યને જો ગુરૂના ઉપર બહુ પ્રેમ નથી હોતો તો ગુરૂની સાથે મનનો અભેદ થતો નથી અને ગુરૂની સાથે ભેદ, (વિમ-નસ્કદશા) રહે છે. ગુરૂનો શિષ્યની ઉપર શુદ્ધ પ્રેમ હોય છે તો, પોતાના હૃદયને શિષ્યનું હૃદય બનાવી દેછે. ગુરૂ અને શિષ્યનો સંબન્ધ પ્રેમથી દૃઢ થાય છે; ગોળ અને આટામાં જો ઘી મળે છે તોજ મોદકની સિદ્ધિ થાય છે. દેવના ઉપર પ્રેમ ખુમારી પ્રગટે છે ત્યારેજ, તેમના આકારવાળી મૂર્તિમાં તીર્થંકરત્વની સાક્ષાત્ મનોભાવના પ્રગટેછે અને તે-મની આગળ સ્તુતિ આદિથી પોતાનું હૃદય ખાલી કરી શકાય છે. ધર્મના ઉપર જેનો પ્રેમ-યાને રૂચિ પ્રગટી હોય છે, તે ધર્મને માટે પ્રાણાદિકનું સ્વાર્પણ કરે છે, અને પોતાનામાં ધર્મનેજ દેખી શકે છે.

સતીને પોતાના પતિપ્રતિ અપૂર્વ પ્રેમ હોય છે. જે સ્ત્રીઓએ પાતિ-વ્રત્યધર્મ પાળ્યો છે, તે પ્રાયઃ પતિના પ્રેમથીજ પાળ્યો છે.જે પુરૂષો એક પત્ની ધર્મવ્રતને પાળે છે તેઓ ફક્ત પોતાની પત્નિના શુદ્ધ નીતિમય પ્રેમનાજ પ્રતાપે. આ વાક્ય અપેક્ષાએ અવબોધવું. બ્રહ્મચર્ય આદિ ગુણોવડે પતિવ્રતા સ્ત્રી પોતાનું પાતિવ્રતત્વ સંરક્ષી શકે છે, તેમજ પત્નીવ્રત પાળનારા પુરૂષો બ્રહ્મચર્ય આદિ, ગુણોના પ્રતાપે પત્નીવ્રતને સંરક્ષી શકે છે. બ્રહ્મચર્ય ઉપર રૂચિ અર્થાત્ પ્રેમ હોય છે તો પતિવ્રતા આદિ ધર્મોનું પાલન કરી શકાય છે. જ્યાં પ્રેમ હોતો નથી ત્યાં પરસ્પર એક બીજાનો વિશ્વાસ આવતો નથી. દુનિયાની નીતિના પ્રેમનું જેઓ પાલન કરી શકતા નથી, તેઓ ધર્મ પ્રેમનું પણ પાલન કરવાને શક્તિમાન્ થતા નથી. જે પુત્રનો પોતાના પિતા ઉપર નિર્મલ પ્રેમ હોતો નથી, તે પુત્ર ખરે-ખર પિતાનું હૃદય લેવાને શક્તિમાન્ થતો નથી. પ્રેમની ખુમારીથી મન, વાણી અને કાયાનો ભોગ આપી શકાય છે. મિત્ર પોતાના મિત્રમાં પ્રેમની ખુમારીથી સર્વ સુખને કલ્પી લેછે. નિર્મલ પ્રેમની ખુમારીરૂપ સાગરમાં આખું જગત્ એક પરપોટા જેવું લાગે છે. નિર્મલ પ્રેમ ખુમા-રીરૂપ ગંગા નદીમાં જેણે સ્નાન કર્યું નથી, તે પોતાના ત્રિયોગના દોષોને ધોઈ નાખવાને શક્તિમાન્ બની શકતો નથી. નિર્મલ પ્રેમ ખુમારીનો આનન્દ જેણે આસ્વાદ્યો છે, તેને સ્વાર્થિક સંબન્ધો લુખા લાગે છે અને તેને સત્યસુખનીજ ઇચ્છા વર્તેછે. શુદ્ધ પ્રેમની ખુમારીમાં ધ્યેય વસ્તુનો સાક્ષાત્કાર થાય છે. શુદ્ધ પ્રેમ ખુમારીના અધિકારી કોઈ ભક્ત જ્ઞાનિયો બની શકે છે. તેઓને સર્વ જગત્પ્રતિ પ્રેમભાવ પ્રગટવાથી, સર્વ જગત્ના જીવોની દયા પાળવા તેઓ સમર્થ થાય છે. જ્યાં ભેદભાવ

છે ત્યાં શુદ્ધ પ્રેમ હોતો નથી; કોઈ વખતે સ્વાર્થિક પ્રેમથી એક બીજાને પ્રેમી કહી બોલાવવામાં આવેછે, પણ શુદ્ધ પ્રેમના અભાવે ક્ષુદ્ર પ્રેમનો ક્ષણિક આભાસ ખોટો છે; એમ જણાયાવિના રહેતું નથી. જ્યાં એકેકનાં હૃદય મળીને અમુક વખતે અને અમુક કારણે જુદાં થાય છે ત્યાં શુદ્ધ પ્રેમ નથી; પ્રેમ વસ્તુની પ્રાપ્તિ કરવી એ કંઈ સામાન્ય વાત નથી. જે પ્રેમ, અવસ્થાભેદે અને સ્વાર્થે દોષથી ટળી જાય છે, તે પ્રેમ ઝાંઝવાના જલની પેઠે પ્રેમજ ગણાતો નથી. મૂઢ મનુષ્યોને કાચના શકલમાં જેમ મણિની ભ્રાન્તિ થાય છે, પણ તે ખોટી છે તેમ વિષયાદિનો ક્ષણિક પ્રેમ તે ખરેખરો પ્રેમજ નથી. વેશ્યામાં પત્નીની બુદ્ધિ ધારણ કરવી તે જેમ ભ્રાન્તિ છે, તેમ વૈષયિક પ્રેમને પ્રેમ કહેવો તેપણ ઉપર્યુક્ત દૃષ્ટાન્ત પ્રમાણે ભ્રમબુદ્ધિજ છે; ખરેખર ધર્મપ્રેમવિનાનું જીવન લુખું છે. છદ્મસ્થાવસ્થામાં પણ પ્રથમ–કોઈ બાબતના–પ્રેમવિના લુખું જીવન લાગે છે. શાસ્ત્રપ્રેમ, ગુરૂપ્રેમ, ધર્મકથાપ્રેમ, શાસનપ્રેમ આદિ બાબતોનો, પ્રેમ હોય છે તોજ મનમાં આનંદ પ્રગટે છે. ગમે તેવા જ્ઞાનિને પણ કોઈ–શુભ બાબતમાં પ્રેમની રમણતા હોય છે એમ તેનું જીવનચરિત્ર તપાસતાં માલુમ પડે છે. કોઈનો ધ્યાનમાં પ્રેમ હોય છે તો તેને ધ્યાનવિના રૂચતું નથી. કોઇને જ્ઞાનના ઉપર પ્રેમ હોય છે તો તેને જ્ઞાનવિના ગમતું નથી. કોઇને યોગના ઉપર પ્રીતિની ધૂન લાગી હોય છે તો તેને યોગવિના પોતાનું જીવન લુખું લાગે છે. કોઇને ક્રિયા ઉપર રૂચિ હોય છે તો તે તેમાંજ રક્ત હોય છે. યોગની રૂચિના પણ ભેદ પડે છે. ધર્મ રૂચિ–યાને ધર્મપ્રેમવિના સમ્યક્ત્વ ગુણ પ્રગટતો નથી. શ્રવણપ્રેમવિના પ્રેમજ્ઞાન પ્રગટતું નથી. શાસ્ત્રોમાં દશ પ્રકારની રૂચિ (પ્રેમ) દર્શાવી છે; ખરેખર તેથી ધર્મ માર્ગમાં ગમન કરી શકાય છે. જેનામાં ધર્મપ્રતિ પ્રેમ નથી, તેનું જીવન શુષ્ક છે એમ કહેવામાં આવે તો તેમાં કંઈ આશ્ચર્ય નથી. સતીને જેવો પતિપર પ્રેમ હોય છે, તેવો યતિને ધર્મ, દેવ અને ગુરૂપર પ્રેમ હોય છે. સતીને પતિ પોતાના શ્વાસોચ્છ્વાસ જેવો લાગેછે; તદ્વત્ યતિને દેવ, ગુરૂ અને ધર્મ પણ પોતાના પ્રાણસમાન લાગે છે, શુદ્ધ પ્રેમમાં દેવાદિનું અમૂલ્યત્વ અવબોધાય છે. સામાન્યતઃ કહીએ તો પ્રેમથી મનુષ્યોને ગમે ત્યાં ગમે છે -અને પ્રેમવિના ઘર વા વનમાં પણ ગમતું નથી.

પોતાનામાં શુદ્ધપ્રેમ પ્રગટયાવિના અન્યની પાસે પ્રેમની માગણી કરવી ! એ એક જાતની હાંસીજ છે. શુદ્ધપ્રેમનો તોર નવો અને આત્મબળનો જુસ્સો અર્પનાર છે. પરમાત્માની સાથે સ્કંધક મુનિના શિષ્યોનો શુદ્ધપ્રેમ લાગ્યો હતો ત્યારેજ તેમને શરીરમમત્વ ટળ્યું હતું. ધર્મઉપર અત્યંત પ્રેમ ધારણ કરીને પૂર્વે અનેક જૈનોએ, ચક્રવર્તિની સંપ-

દાનો ત્યાગ કરીને, સર્વ સંગતિ-ત્યાગરૂપ ભાગવતી દીક્ષાને ગ્રહી હતી. શ્રી વીરપ્રભુના સર્વાનુભૂતિ અને સુનક્ષત્રમુનિએ પ્રભુના ઉપર પ્રગટેલા શુદ્ધપ્રેમથીજ પોતાના પ્રભુની ભક્તિના યોગે ગોશાલાની સાથે ભાષણ કર્યું હતું અને શુદ્ધપ્રેમથીજ કાયાની મમતા ટાળી હતી. મનુષ્યોના ઉપર શુદ્ધપ્રેમ ધારણ કરનાર મુનિવર, અન્ય મનુષ્યોને પ્રતિબોધ દેવામાટે ગામોગામ વિચરે છે અને અનેક ક્ષુધાદિ પરિસહોને વેઠે છે; તેમાં પણ શુદ્ધપ્રેમતુંજ પ્રાબલ્ય અવબોધાય છે. ત્રિશલા રાણીના ગર્ભમાં શ્રી વીરપ્રભુ હતા ત્યારે, પ્રભુ પોતાની માતાની ભક્તિથી કંપાયમાન થયા નહિ, તે વખતે ત્રિશલા માતાની જે અવસ્થા થઈ હતી તેમાં પણ પ્રેમની પ્રબલતા હતી. રાજુલે શ્રી નેમિનાથને સ્વામી તરીકે સ્વીકારીને અન્તે દીક્ષા અંગીકાર કરી હતી, તેમાં પણ પ્રેમનું પ્રાબલ્ય અવબોધાય છે. શ્રી વીરપ્રભુએ ચંડકોશિયા સર્પપર દયાની વૃષ્ટિ વર્ષાવીને બોધ દીધો હતો, તેમાં પણ શુદ્ધપ્રેમતુંજ આકર્ષણ હતું; એમ અવબોધાય છે. શુદ્ધપ્રેમરૂપ લોહચુંબકથીજ પૂર્વકાલના શિષ્યો, પોતાના સદ્‌ગુરૂના હૃદયની વિદ્યાઓને આકર્ષવા શક્તિમાન્ થતા હતા. જેના ઉપર આપણો પ્રેમ હોય છે, તેનામાટે આપણો પ્રાણ સમર્પવાને શક્તિમાન્ થઇએ છીએ, તેમાં પણ પ્રેમજ કારણીભૂત છે. જેના ઉપર પ્રેમ છે એવો પુરૂષ બળતા ઘરમાં ઉંઘેલો હોય તો તેને ખેંચી કાઢવાનેમાટે પ્રેમીના તનમાં જુસ્સો પ્રગટે છે. પ્રેમના યોગે માતા પોતાના પુત્રને અગ્નિમાં બળતો દેખીને પોતે અગ્નિમાં પ્રવેશ કરે છે અને પોતાના પ્રાણના ભોગે તેને બહાર કાઢવા પ્રયત્ન કરે છે.

પોતાના મિત્રને નદીમાં તણાતો દેખીને તેનો ખરો મિત્ર નદીમાં પડતું મૂકીને, પોતાના મિત્રને બહાર ખેંચી કાઢે છે; તેમાં પણ પ્રેમની પ્રબલતા અવબોધાય છે. સ્વદેશ પ્રેમના બળથી સ્વદેશીના તનુમાં જુસ્સો પ્રગટે છે અને તે પોતાના પ્રાણ વગેરેનું સ્વાર્પણ કરવા જરામાત્ર અચકાતો નથી. શુદ્ધપ્રેમથી અન્યોનું અશુભ કરવાની પ્રવૃત્તિ થતી નથી. અશુદ્ધ અને એકદેશીય પ્રેમથી પોતાના પ્રેમીઓનુંજ ઇષ્ટ કરવાની પ્રવૃત્તિ થયા કરે છે, પણ પોતાના પ્રેમીઓના જે પ્રતિકૂળ હોય તેનું તો અનિષ્ટ કરવાની પ્રવૃત્તિ રહે છે. એક મનુષ્ય ઉપર પ્રેમ હોય છે તો તેનું શ્રેયઃ ઇચ્છાય છે અને તેની રક્ષા કરી શકાય છે. બે મનુષ્યો ઉપર પ્રેમ હોય છે તો બે મનુષ્યનું શ્રેયઃ કરી શકાય છે અને બેની દયા પાળી શકાય છે. એમ કરતાં કરતાં સર્વ મનુષ્યોપર પ્રેમ થાય છે તો સર્વ મનુષ્યોનું ભલું કરી શકાય છે, અર્થાત્ સર્વ મનુષ્યોમાટે તન, મન અને ધનનું સ્વાર્પણ કરાય છે. સર્વ જીવોપર શુદ્ધપ્રેમ પ્રગટતાં સર્વ જીવોપર મૈત્રીભાવના ખીલે છે અને સર્વ જીવોની દયા

પાળી શકાય છે. દયા, દાન અને શીયલ પાળવામાં પણ પ્રેમનુંજ પ્રથમ પ્રાબલ્ય હોય છે. ન્હાનાં બાળક ઉપર માતાનો અત્યન્ત પ્રેમ હોય છે; તેમ ન્હાના બાળકને પણ માતાના ઉપર અત્યન્ત પ્રેમ હોય છે, પરન્તુ બાળક મોટી ઉમરનું થાય છે ત્યારે પ્રેમના સૂત્રને મલીન કરી દે છે, તેથી તેના ઉપર જનની વગેરેનો પૂર્વના જેવો પ્રેમ રહેતો નથી. મનુષ્યો, સ્વાર્થાદિ દોષોવડે વસ્ત્રની પેઠે પ્રેમને પણ મલીન કરી દે છે. ઉચ્ચ પ્રેમનો પ્રાદુર્ભાવ કરવો હોય તો ઉચ્ચ જ્ઞાન અને સત્વગુણની પ્રાપ્તિ કરવી જોઇએ. જેમ જેમ આત્માની શુદ્ધિ થતી જાય છે, તેમ તેમ ઉચ્ચ પ્રેમની પણ શુદ્ધિ થતી જાય છે.

સ્વર્ગીય પ્રેમમાં વૈધવ્ય, ક્લેશ, વગેરે કંઈ પણ અનર્થત્વ હોતું નથી. શરીર રૂપ આદિના પ્રેમને પ્રેમ કહેવામાં ઘણા વિરોધો આવે છે. મૂઢ મનુષ્યો શરીરના રૂપમાં પ્રેમ ધારણ કરે છે પણ તેમાંથી આત્મા નીકળી જાય છે ત્યારે, તે મૂઢ મનુષ્યો શરીરના પ્રેમની ભૂલ સમજી શકે છે. અમુક કારણથી પ્રેમ બાંધવામાં આવે છે અને અમુક કાર્ય નહિ કરવાથી પ્રેમને ઉતારવામાં આવે છે, આવી દશાના પ્રેમને શું શુદ્ધ પ્રેમ કહી શકાય કે? "અમુક મનુષ્યના ઉપર પ્રથમ તો બહુ પ્રેમ હતો, હવે તો તેના સામું પણ જોવું ગમતું નથી; અમુક મનુષ્ય પ્રથમ તો સારો હતો તેથી તેના ઉપર પ્રેમ કર્યો હતો, હવે તો તે ભ્રષ્ટાચારી બની ગયો છે તેથી તેના ઉપર પ્રેમ આવતો નથી, પણ ઉલટો ક્રોધ આવે છે" આવાં વચનો બોલનારના મનમાં શું ખરા પ્રેમનો આવિર્ભાવ કહેવાય કે? ઘડીમાં પ્રેમ બંધાય અને ઘડીમાં પ્રેમ ચાલ્યો જાય! આ સર્વે કૃત્રિમ પ્રેમનાં લક્ષણ છે. કેટલાંક કાર્યો સાધી લેવાં હોય ત્યારે ધવલશેઠની પેઠે પ્રેમ કરવામાં આવે અને પશ્ચાત્ પ્રાણાપહાર કરવામાં પણ વાર ન લગાડવામાં આવે! એ કદી શુદ્ધ પ્રેમજ કહેવાય નહિ. કેટલીક વખતે કહેવાય છે કે "તમારા ઉપરથી બે કલાક પહેલાં પ્રેમ ઉતરી ગયો હતો, પણ હવે તો પાછો તમારા ઉપર પ્રેમ થયો છે" "હાલમાં તો કંઈ પ્રેમ દેખાતો નથી" "હવે તો હું પ્રેમ કરનાર નથી" "હવે તો હું ઉપર ઉપરથી પ્રેમ રાખીશ" "તમારો પ્રેમ હાલમાં કંઈ જણાતો નથી" "તું પ્રેમના સોગન ખાય તો તું પ્રેમી છે" "મારા ઉપર પ્રેમ છે કે?" ઇત્યાદિ વાકયોમાં કૃત્રિમ પ્રેમનું પોકળ સ્પષ્ટ અવબોધાય છે. પિતા અને પુત્ર, પતિ અને પત્ની, સ્વામી અને સેવક, મિત્ર અને અન્યમિત્ર, ગુરૂ અને શિષ્ય, રાજા અને કોટવાળ, માતા અને દીકરી, રાજા અને પ્રજા, સાધુ અને શ્રાવક, ભક્ત અને

દેવ, સેનાપતિ અને યોદ્ધાઓ, વગેરેમાં જો કૃત્રિમ પ્રેમ હોય છે; તો તેનું પારણામ કદી સારૂં આવતું નથી.

ક્રૂર પ્રાણીઓ પણ પ્રેમથી પોતાનાં બચ્ચાંઓનું રક્ષણ કરે છે અને તેઓના પ્રાણના રક્ષણમાટે પોતાના પ્રાણનું પણ સ્વાર્પણ કરે છે. આ દૃષ્ટાંતથી સાર લેવાનો છે કે, શુદ્ધપ્રેમ જગત્‌નું તથા પોતાનું શ્રેયઃ કરવા શું સમર્થ નથી? અર્થાત્ છેજ. સ્વાર્થ અને ક્રોધાદિક દોષોવડે મનુષ્યોએ કૃત્રિમપ્રેમનું અવલંબન કરીને દુનિયાની અવનતિનું કાર્ય આરંભ્યું છે. કેટલાક રાજાઓએ લોભથી કૃત્રિમપ્રેમને ધારીને સ્વદેશીય અને પરદેશીય પ્રજાનો વિશ્વાસ ખોયો છે. કેટલાક વ્યાપારીઓ સ્વાર્થપ્રપંચના વિકારોમાં તન્મય થઇને, કૃત્રિમપ્રેમથી પવિત્ર જીવનને કલંકિત કરી અન્યોને પણ પોતાના પાપમય વિચારોના પ્રવાહમાં આકર્ષીને જગત્‌ની અવનતિ આરંભે છે. કેટલાક વિદ્યાર્થિયો તેમજ કેટલાક જૈનો કૃત્રિમપ્રેમની શાળામાં અભ્યાસ કરીને-જૈન નામને કલંકિત કરીને, સ્વાર્થ, નિન્દા, શઠતા અને ઈર્ષ્યાદિ દોષથી, ગુરૂઓ, માતાપિતા, બન્ધુઓ, કુટુમ્બીઓ અને અન્ય મનુષ્યોની સાથે સાકર જેવી જિહ્વાથી વિષગર્ભિત પ્રેમનો પ્રપંચ કરીને, શુદ્ધપ્રેમના અંકુરાઓને હૃદયમાં ઉત્પન્ન થતાંજ છેદી નાખે છે, તેથી તેઓ-દેવ, ગુરૂ અને ધર્મપ્રતિ શુદ્ધપ્રેમ ધારણ કરવાની પ્રવૃત્તિને ક્યાંથી ધારણ કરી શકે? કેટલાક ભાષાશાસ્ત્રના અભ્યાસીઓ, તેમજ ન્યાય અને ન્યાયશાસ્ત્રના અભ્યાસીઓ પણ કૃત્રિમપ્રેમના પ્રપંચને વિસ્તારીને પોતાનું આયુષ્ય નિરર્થક વહન કરે છે. કેટલાક બ્રાહ્મણો અને કેટલાક માત્ર વેષથી સાધુ બનેલાઓ, ગુરૂ અને દેવ આદિપર કૃત્રિમપ્રેમ ધારણ કરીને અને સ્વાર્થાદિ દોષવડે, પોતાના આત્માને પાપકલંકયુક્ત કરીને,-દયા, મૈત્રી, ઉચ્ચ હૃદય અને સરલતા આદિ ગુણોથી ભ્રષ્ટ બનીને પોતાની તથા પોતાના આશ્રિતોની જીંદગીને પણ બગાડે છે.

કેટલાક મનુષ્યો, વિનયરત્ન તરીકે પ્રસિદ્ધિ પામેલા મુનિની પેઠે, ઉપર ઉપરનો કૃત્રિમ-વિષમય પ્રેમ દર્શાવીને, મનુષ્યોને દુઃખના સાગરમાં ડુબાવે છે. અનેક પ્રકારના સ્વાર્થના વિચારોને દેશવટો દેવામાં નહિ આવે તાવત્, દુનિયામાં ઉચ્ચ પ્રેમના કલ્પવૃક્ષોના દર્શનની આશા રાખવી તે વ્યર્થ છે. ગમે તેવા સત્તાધિકારીઓ થાઓ, મોટા મોટા પ્રોફેસરો બનો, અત્યંત લક્ષ્મીના અધિપતિ બનો અને ગમે તેવા વક્તા બનો, પણ સ્વાર્થાદિ દોષવડે જેના તેના ઉપર કૃત્રિમ પ્રેમને ધારણ કરો છો ત્યાંસુધી, તમે સત્વગુણના આનન્દને પ્રાપ્ત કરી શકવાના નથી. પ્રેમના અનેક ભેદ પડે છે;-કૃત્રિમ પ્રેમનું સ્વરૂપ તો પૂર્વે દર્શાવ્યું છે. એક પ્રેમ એવો છે કે જેના ઉપર પ્રેમ હોય તેનું, દયા અને દાનાદિવડે

ભલું કરી શકાય, પણ તેવિના અન્યોને મારી નાખવામાં પ્રવૃત્તિ થાય, તે વ્યાઘ્રાદિની પેઠે પાશવીય પ્રેમ અવબોધવો. શરીરની સુન્દરતાને દેખી કોઈના ઉપર પ્રેમ થાય છે તે શારીરિક પ્રેમ કહેવાય છે; એ પ્રેમ પણ ઉત્તમ નથી, કારણ કે તેવા પ્રકારના પ્રેમને તો પશુઓ અને મૂઢ મનુષ્યો-ચામડીના મોહે ધારણ કરે છે. અલ્લાઉદ્દીન અને ઓરંગજેબની પેઠે પોતે જે ધર્મ પાળતા હોય તેનો વિસ્તાર કરવો અને સ્વાભિમત ધર્મ માનનારાઓ ઉપર પ્રેમથી મરી મથવું અને અન્ય ધર્મ પાળનારાઓની કત્તલ કરવી, તેમનું સર્વસ્વ નષ્ટ કરવું અને તેઓના દેવોને ગાળો ભાંડવી, તે તો સંકુચિત ધર્માન્ધ પ્રેમ ગણાય છે. આવા સંકુચિત ધર્માન્ધ પ્રેમને પ્રેમજ કહેવામાં મોટામાં મોટી ભૂલ કરાય છે. આવા પ્રકારનો સંકુચિત ધર્માન્ધ પ્રેમ, સ્વપરનું હિત કરવા સમર્થ થતો નથી. કેટલાક આગમ નિરપેક્ષ, પોતાની બુદ્ધિની કલ્પનાથી પોતાના ધર્મી સાધુઓને સત્ય માની તેઓના ઉપર પ્રેમ ધારણ કરે છે અને તેથી અન્ય-જે જે સાધુઓ, કે જે પોતાના અભિમતથી ભિન્ન હોય તેઓનો નાશ કરવા-તેઓનું ભૂંડું કરવા પ્રયત્ન કરે છે, તેઓ પણ સંકુચિત ધર્માન્ધપ્રેમધારક જાણવા. કેટલાક મનુષ્યો પાંજરાપોળો બાંધે છે અને પશુઓ ઉપર પ્રેમ રાખે છે અને તેઓનું પાલન કરે છે, પણ કદાપિ કોઈ મનુષ્ય વ્યક્તિમાં વા અમુક શ્રાવક વા સાધુમાં કોઈ જાતનો દોષ સાંભળે છે વા દેખે છે, તો તેઓની હેલના કરવા તથા તેઓનું અશુભ કરવા-મન, વાણી અને કાયાથી પ્રવૃત્તિ કરે છે, અર્થાત્ વાઘ, સાપ, મગર અને હડકાયાં કૂતરાંની પણ દયા કરનારા અને તેઓના ઉપર પ્રેમ ધારણ કરનારા મનુષ્યો, અન્ય કોઈ મનુષ્ય વ્યક્તિમાં, દારૂ-પાન, વ્યભિચાર વા અસત્ય ભાષણ વગેરે દોષો હોય છે તો, તેના ઉપર તૂટી પડે છે અને તેના પ્રાણનો નાશ કરવા પ્રયત્ન કરે છે, તેનાં આજીવિકાનાં સાધનોને પણ હરી લે છે અને નિન્દાદિવડે તેના મનને અત્યંત સંતાપીને પરમાધામીની પેઠે વેદના કરવા બાકી રાખતા નથી, એ શું ખેદજનક નથી? અલબત અત્યંત ખેદકારક છે. કેટલાકો વાઘ, સર્પાદિ પશુઓની દયા કરે છે, પણ કોઈ સાધુમાં કંઈ દોષ આવી ગયો હોય, વા એવી વાત પણ સંભળાઈ હોય તો તેના મનને દુઃખવવા અને તેને ધૂળ જેવો હલકો કરવા નિર્દય પરિણામને ધારે છે; આવા પ્રકારના મનુષ્યોના પ્રેમને વિવેકશૂન્ય-તુચ્છ પ્રેમની ઉપમા આપવામાં આવે તો, ખરેખર તે અયોગ્ય નહિ ગણાય. કેટલાક મનુષ્યો, પોતાના શ્રેયઃમાં જે સહાય કરે છે તેના ઉપરજ પ્રેમ ધારણ કરે છે અને અન્યોના પ્રતિ પ્રેમની દૃષ્ટિથી કદી જોતા નથી; આવા પ્રકારના

પ્રેમને સ્વાર્થ પ્રેમ કહેવામાં આવે છે. એક જાતનો પ્રેમ એવો હોય છે કે, કોઈ પણ મનુષ્ય પોતાનું બુરૂં ન કરે ત્યાંસુધી તેના ઉપર પ્રેમ ધારણ કરે છે અને જ્યારે કોઈ બુરૂં કરવા પ્રયત્ન કરે છે તો પશ્ચાત્ પ્રેમના ઠેકાણે દ્વેષાગ્નિમય હૃદય થઈ જાય છે, આપણ વૈકારિક પ્રેમ છે. કેટલાક મનુષ્યો કોઈના સુખના વખતે તેના પ્રેમી બને છે, પણ જ્યારે તેના ઉપર દુઃખ ઉપાધિ આવી પડે છે ત્યારે, તેના ઉપરથી પ્રેમ ઉતારી દે છે; આપણ સ્વાર્થ પ્રેમજ અવબોધાય છે. કેટલાક મનુષ્યો, જે પોતાની માન્યતા પ્રમાણે વર્તે છે તેના ઉપર પ્રેમ ધારેછે અને અન્યના ઉપર પ્રેમદૃષ્ટિથી દેખતા જો પણ નથી, તેઓ પણ પ્રેમની સંકુચિત વૃત્તિથી આગળ વધેલા જણાતા નથી. જેઓ ઘડીમાં પ્રેમી બની જાય અને ઘડીમાં વાઘરીવાડાની પેઠે કલેશ કરી ગાળંગાળા કરે! તેવા પ્રેમધારકોના પ્રેમને અનાર્ય પ્રેમ કહેવામાં આવે છે. જેઓ અનાર્ય પ્રેમથી આગળ વધ્યા નથી, તેઓ સાધુના ધર્મને ગ્રહણ કરવાના અધિકારી ક્યાંથી બની શકે? જેઓ પ્રેમનો ક્રય વિક્રયની પેઠે વ્યવહાર કરે છે તેઓના પ્રેમને વ્યાપારિ પ્રેમ કહેવામાં આવે છે. જેઓ પત્રોમાં પ્રેમના ઉભરાઓ કાઢી દે અને જાણે પ્રેમના સાગરમાં તણાઈ જતા હોય! એવો દેખાવ કરે, પણ તેઓના હૃદયમાં પ્રેમનો છાંટો પણ ન હોય, તેવા પ્રેમને ઇન્દ્રજાલિક પ્રેમ કહે છે. જેઓ આચારોવડે પ્રેમની મૂર્તિરૂપ પોતાને જણાવે અને "અમે પ્રાણને પણ હીસાબમાં ગણતા નથી" એમ બોલી બતાવે અને વખત આવે પ્રેમના ઠેકાણે શત્રુતા દેખાડે, તેને વિષપ્રેમ કહે છે. જેઓ પ્રેમની વાતો કર્યા કરે પણ પ્રેમના વિવેકને સમજી શકે નહિ અને મૂઢપણું દેખાડે, તેઓના પ્રેમને અવિવેક પ્રેમ કહે છે. જે પ્રેમ ઘડી ઘડીમાં પોતાના સ્વરૂપને ફેરવી નાખે અને તેનું ઠેકાણું રહે નહિ, તેને ચલપ્રેમ કહે છે. જે પ્રેમ સુવર્ણની પેઠે પોતાના રંગને બદલે નહિ તેને સુવર્ણ પ્રેમ કથે છે. સુવર્ણને હજારો મણ લાકડાના ઢગલામાં અગ્નિ સળગાવીને નાખવામાં આવે તોપણ તે પોતાનું મૂળ રૂપ તજતું નથી, તેમ શુદ્ધ પ્રેમ પણ હજારો સંકટોમાં એકરૂપે સ્થિર રહે છે. ખરેખર તેવા સુવર્ણ પ્રેમને ધારણ કરનારાઓ જગત્માં વિરલા છે. જે પ્રેમ બીજના ચંદ્રમાની પેઠે વૃદ્ધિ પામે તેને બીજપ્રેમ કથે છે. જે પ્રેમ જેના ઉપર થાય તેના ઉપર પ્રથમ ઘણો હોય અને પશ્ચાત્ પૂર્ણિમાના ચન્દ્રની પેઠે ક્ષય પામતો જાય તેને ક્ષયિ પ્રેમ કથેછે. જે પ્રેમ રાજુલની પેઠે પૂર્વના સંસ્કારથી ઉપજે છે તેને સંસ્કારજન્ય પ્રેમ કથેછે. જે પ્રેમ અમુક એક વ્યક્તિપર હોય અને આખી દુનિયાનાં મનુષ્યોપર અંશમાત્ર પણ ન હોય, તેને એક વ્યક્તિપ્રેમ કથે છે. એક વ્યક્તિપ્રેમથી

આખી દુનિયા ઉપર પ્રેમ ન હોવાથી, કોઈ અપેક્ષાએ ઉપકાર કરી શકાતો નથી. જે પ્રેમરસના સાધ્યબિન્દુનો સાર ન જણાતો હોય તેને साध्यशून्य પ્રેમ કથે છે. જે પ્રેમમાં નિસ્સારતા જણાતી હોય તેને નિસ્સાર પ્રેમ કહે છે. નીતિના સંબન્ધમાં જે પ્રેમ થાય છે તેને નૈતિકપ્રેમ કથે છે. જે પ્રેમથી ઉપરના ગુણસ્થાનક ઉપર ચઢાતું હોય અને દેવગુરૂ ધર્મપર અત્યન્ત શ્રદ્ધા થતી હોય તેને શુદ્ધપ્રેમ કથે છે. આત્માની શુદ્ધતા અને ઉચ્ચતા કરવાનો આશય જેમાં છે, તેવા શુદ્ધપ્રેમને ધર્મિ જીવો ધારણ કરે છે. જેઓ શુદ્ધપ્રેમથી મસ્ત બનેલા છે એવા શ્રાવકો અને મુનિવરો, દેવગુરૂ અને ધર્મમાં અત્યંત પ્રેમને ધારણ કરી આત્માની ઉચ્ચતા કરે છે. શુદ્ધપ્રેમવિના ભક્તિની ઉત્પત્તિ થતી નથી. પ્રારંભમાં જલવિના બીજ ઉગતું નથી, તેમ શુદ્ધપ્રેમવિના ધર્મ-રૂપ બીજ ઉગી શકતું નથી. ઉચ્ચ-શુદ્ધ પ્રેમના પાત્રભૂત બનેલા એવા શ્રીમદ્ આનન્દઘનજી, શ્રી રૂષભદેવને "રૂષભજિનેશ્વર માહરો રે" ઇત્યાદિ વચનોથી સ્તવે છે. તેમની બહોતેરીમાં પણ ઉચ્ચ-શુદ્ધપ્રેમપાત્રોની રચના અનુભવવામાં આવે છે. દ્રવ્યાનુયોગના ગીતાર્થ શ્રીમદ્ દેવચંદ્રજી "રૂષભજિણંદશું પ્રીતડી" ઇત્યાદિ વાક્યોથી પ્રભુની સાથે ઉચ્ચ પ્રેમને ધારણ કરે છે; એમ સિદ્ધ થાય છે. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય... "जगजीवन जगवालहो" तथा "जिणंदराय धरजो धर्मस्नेह" ઇત્યાદિ વાક્યોથી પ્રભુઉપર ઉત્પન્ન થએલા પ્રેમના ઉદ્ગારોને બહાર કાઢે છે. તેમણે કરેલાં પ્રભુનાં સ્તવનોમાં પ્રેમરસ જ્યાં ત્યાં ઉભરાઈ ગએલો જોવામાં આવે છે. શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય, સ્વકૃતસ્તોત્રમાં પ્રભુના બાળક બનીને ઉચ્ચ પ્રેમરસના પ્રવાહને પ્રવાહે છે. શ્રીમદ્ જ્ઞાનવિમલસૂરિ મહારાજ પણ શ્રીસિદ્ધાચલના સ્તવનોમાં, સિદ્ધાચલપ્રતિ પોતાના હૃદ-યમાં ઉત્પન્ન થએલા શુભપ્રેમરસના ઉભરાઓને, વાણીદ્વારા બહાર કાઢી સિદ્ધાચલપ્રેમરસરસિક થયા છે. શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યનો જૈનધર્મને-અતિ સ્તુત્ય-રાજકીય ધર્મ બનાવવાનો પ્રેમ હતો; માટે તેઓ ધર્મરસિક કહે-વાય છે. ઉચ્ચ પ્રેમલક્ષણાભક્તિના પાત્રભૂત શ્રીમદ્ વિજયાનન્દસૂરિ (શ્રીઆત્મારામજી) મહારાજ હતા; તેમણે ઉચ્ચ પ્રેમનો રસ સ્વકૃત સ્તવનોમાં રેડ્યો છે. શ્રીમદ્ ગણધરમહારાજે લોગસ્સસૂત્રમાં ઉચ્ચ પ્રેમલ-ક્ષણભક્તિના ઉદ્ગારો જણાવ્યા છે. શ્રીપરમાત્માના પ્રેમમાં રસિક બનેલા મુનિવરો, ભક્તિદ્વારા પ્રભુના ગુણોને ભજે છે અને પ્રભુના તે તે ગુણોની સ્તુતિ કરીને પોતાનામાં ઢંકાયલા તે તે ગુણોને પ્રકટાવે છે. ગુરૂના પ્રેમમાં મસ્ત બનેલા શિષ્યો, ગુરૂની આજ્ઞાપ્રમાણે પ્રવૃત્તિ કરે છે અને શરીરની મમતા પણ રાખતા નથી. લોહચુંબકની પેઠે આકર્ષણ

કરનાર ઉચ્ચ-શુદ્ધપ્રેમ જેના હૃદયમાં પ્રગટયો હોય છે, તે ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત કરી શકે છે. પ્રેમરસમાં મન પણ એકતાર બની જાય છે; માટે અન્તર્વૃત્તિ કરવામાં ઉચ્ચપ્રેમની અત્યંત આવશ્યકતા છે; એમ સિદ્ધ થાય છે.

આત્મામાં મનોવૃત્તિને રમાડવાની જેની ઈચ્છા હોય, તેણે પ્રથમ અધ્યાત્મજ્ઞાન મેળવવું જોઈએ અને આત્માને પ્રેમરસપાત્રભૂત કલ્પવો જોઈએ, અર્થાત્ આત્મામાંજ પ્રેમરસ કલ્પવો જોઈએ. આ પ્રમાણે આત્માપર પ્રેમમય વૃત્તિ બની રહેવાથી અન્તર્વૃત્તિ પ્રતિદિન વિશેષતઃ ખીલ્યા કરેછે. આત્મામાં પ્રેમ લાગતાં હર્ષોદ્ગમ અને રોમોદ્ગમ થાય છે અને મન આનંદકારી રહે છે. આત્મામાં પ્રેમ લાગતાં દોષદૃષ્ટિનું મૂળ નષ્ટ થાય છે અને સમ્યકત્વની પ્રાપ્તિ થાય છે, તેમજ કોઇની નિન્દા આદિમાં પ્રવૃત્તિ થતી નથી; આવા શુદ્ધપ્રેમની બલિહારી છે! જે મનુષ્યોને આવો આત્મિક-શુદ્ધપ્રેમ પ્રગટયો છે, તેઓને મારો નમસ્કાર થાઓ!! આત્માપર પ્રેમની લગની લાગતાં મનના સંકલ્પવિકલ્પ ટળે છે અને તેથી સમાધિની પ્રાપ્તિ થાય છે. પ્રથમાવસ્થામાં શુભપ્રેમવિના ધર્માનુષ્ઠાનમાં ચિત્ત લાગતું નથી અને ધર્મક્રિયાઓ કરતાં છતાં પણ,-તે તે ક્રિયાઓનો પ્રેમ નહિ હોવાથી શૂન્યતા ભાસે છે. પ્રેમથી પરમાત્માની શ્રદ્ધા થાય છે. ધર્મ પ્રેમથી સમ્યકત્વનું બીજ રોપાય છે, માટે અશુભ, રાગ, દ્વેષ અને ઈર્ષ્યા વગેરે જેમાં ન હોય એવા શુદ્ધ પ્રેમથી વર્તવું જોઇએ. સર્વ જીવોપર પ્રેમથી મૈત્રીભાવના ધારણ કરવી; કેટલાક જીવો અશુભ કરવા પ્રવૃત્તિ કરે તો પણ સામું અશુભ ન કરતાં તેઓના આત્માનું શ્રેયઃ ચિંતવવું,-આવા ઉત્તમ પ્રેમને જૈનધર્મના ઉત્તમ મુનિવરો ધારણ કરે છે. શ્રી મહાવીરપ્રભુએ સર્વ જીવોપર પ્રેમ ધારણ કર્યો હતો;-જ્યારે તે છઠ્ઠા ગુણઠાણે હતા ત્યારે, સર્વ જીવોની સાથે મૈત્રીભાવને ધારણ કર્યો હતો તેથી ઉપસર્ગ કરનારાઓના ઉપસર્ગ સહન કરીને તેઓનાપર મૈત્રીભાવના ભાવી હતી. ધર્મની ક્રિયાઓ કરતાં આવો ઉત્તમ પ્રેમ ધારણ કરવાથી, મનરૂપ આકાશમાં મૈત્રીભાવનારૂપ ચન્દ્ર ખીલી શકે છે. શ્રીમહાવીરસ્વામીએ કેવલજ્ઞાન પામ્યા પૂર્વે -છદ્મસ્થ સાધુ અવસ્થામાં-ઉત્તમ શુદ્ધ પ્રેમ ધાર્યો હતો; તેવા પ્રેમને કોઈ ગીતાર્થ મુનિવર પારખી શકે છે. શઠ મનુષ્યો, કે જેઓ નિરક્ષર અને આગમ તત્ત્વજ્ઞાતા નથી અને અક્ષરના શત્રુઓ છે, તેઓ આવા ઉત્તમ પ્રેમનું રહસ્ય અવબોધી શકતા નથી. અનુભવજ્ઞાની આવા ઉત્તમ-શુદ્ધપ્રેમનો અનુભવ પામી શકે છે. જે અનુભવજ્ઞાની આવો ઉત્તમ પ્રેમ ધારણ કરે છે, તેના મનમાં આનન્દની સૃષ્ટિ ખીલી ઉઠે

છે, અર્થાત્ તેનું મન આનન્દમય બની જાય છે. ઉત્તમ પ્રેમની રમણતા પરમાત્મામાં થવી જોઇએ. પરમાત્માની સાથે પ્રેમવૃત્તિની લય લાગવાથી આત્મરમણતા ઉત્પન્ન થાય છે અને તે રમણતામાં આનન્દરસ હોવાથી ચારિત્રરૂપ તે કહેવાય છે. આવી ઉત્તમ પ્રેમરમણતા પ્રભુના સંબન્ધે કરવી જોઇએ; અને તેવી પરમાત્માની સાથે પ્રેમરમણતા મારા મનમાં શ્રદ્ધારૂપે આવી છે એમ લેખક કથે છે. ખરેખર અનન્તગુણનું ધામ એવા અરિહન્ત અને સિદ્ધની સાથે પ્રેમરમણતાનો તાર બાંધવો તે મુક્તદશાની ચાવી છે. ઉચ્ચ શુદ્ધપ્રેમની ખુમારીમાં જગત્‌ની સ્પૃહાની મલીનતા બિલકૂલ રહેતી નથી. ઉપર્યુક્ત પ્રેમરમણતાથી સિદ્ધ થયું કે, પ્રેમરમણતારૂપ સાંકલે મનરૂપ માંકડું બંધાઈ જાય છે. પ્રેમરમણતા જ્યાં હોય છે, ત્યાં મન હોય છે અને તેથી મનને જીતવું હોય તો ઉત્તમ પ્રેમરમણતા પ્રગટાવવી જોઈએ. અધ્યાત્મજ્ઞાનની પરિપક્વ દશા થવાથી આત્મામાંજ પ્રેમ લાગે છે અને તેથી અન્તર્વૃત્તિ સહેજે ઉદ્દભવે છે. પ્રસંગોપાત્તતઃ બાહ્યવૃત્તિના સંયોગે બહિર્મુખવૃત્તિ થાય છે તોપણ તુર્ત અન્તર્વૃત્તિ કરી શકાય છે; તેનું કારણ એ છે કે, તેવી દશાથી બાહ્યમાં પ્રેમરમણતા રહેતી નથી. જ્યાં પ્રેમ થાય નહિ, ત્યાં ચિત્ત ચોંટે નહિ. બાહ્યમાં સુખત્વ બુદ્ધિ ટળતાં બાહ્યમાં વૈષયિક પ્રેમ રહેતો નથી, તેથી બહિર્વૃત્તિના કુટુંબનું જોર પ્રવર્તતું નથી. બાહ્યવૃત્તિના કુટુંબનું જોર એટલું બધું વિશેષ છે કે, તેના પાશમાં અન્તર્વૃત્તિનો ચેતનસ્વામી ફસાઈ જાય છે અને બહિર્મુખવૃત્તિરૂપ અશુભ સ્ત્રીને સુન્દર માની, અન્તર્વૃત્તિથી પરાઙ્‌મુખ થાય છે. ચેતનસ્વામિની આવી દશા જોઇને અન્તર્વૃત્તિ મનમાં અત્યંત વિચાર કરીને તેનો સઘળો દોષ બહિર્વૃત્તિના મોહ કુટુંબને આપે છે. મોહ કુટુંબે મારૂં સર્વ કાર્ય બગાડયું એમ કહેતી વખતે અન્તર્વૃત્તિની ચેષ્ટા જુદા પ્રકારની થઈ જાય છે. અન્તર્વૃત્તિ અને બહિર્વૃત્તિ એ બેને આત્માની સ્ત્રીઓ કહેવામાં આવી છે. વાચકોએ બહિર્વૃત્તિ અને અન્તર્વૃત્તિનું સ્વરૂપ વિચારીને બહિર્વૃત્તિનો ત્યાગ કરવો જોઇએ અને અન્તર્વૃત્તિને ગ્રહણ કરવી જોઇએ. પ્રેમની દિશા દેખાડવાનું પ્રયોજન પણ અન્તર્વૃત્તિ પ્રાપ્ત કરવાને માટેજ અવબોધવું.

ગૃહસ્થાવાસમાં, કાર્યક્રમ નિયમાનુસારે અન્તર્વૃત્તિની આરાધના કરવી જોઇએ. વ્યાવહારિક ગૃહસ્થાવાસનાં કાર્યોને કરવામાં ગૃહસ્થોએ વિવેકને ધારણ કરવો જોઇએ. ગૃહસ્થોએ પ્રત્યેક કાર્યો કરતી વખતે અન્તર્વૃત્તિ રહે એવી રીતે માનસિક વિચારશક્તિને વાપરવી જોઈએ. સર્વ પ્રકારની અપેક્ષાઓ સમજાય અને અવસરજ્ઞ ગુણવડે સર્વ કાર્યો

કરાય એવી યૌગિક પ્રવૃત્તિ કરવી જોઇએ. જે મનુષ્યો વેદીયા ઢોરની પેઠે એકદેશીય સંકુચિત વિચારશ્રેણિપર ચાલ્યા કરેછે અને અધિકાર તરતમ ભેદનો-સ્વ અને અન્યનેમાટે-વિચાર કરતા નથી, તેઓ પોતાના વિશાલ વિચાર વિવેકને પ્રગટાવી શકતા નથી અને અન્યોના સ્વાધિકારના તરતમ ભેદની દિશા જાણ્યાવિના, તેઓને અન્તર્વૃત્તિના માર્ગે ખેંચી શકતા નથી. અન્તર્વૃત્તિમાં પ્રવેશ કરનારે વ્યવહાર અને નિશ્ચય નયનું તથા ઉત્સર્ગ તેમજ અપવાદનું જ્ઞાન કરવું જોઇએ. અન્તર્વૃત્તિના માર્ગમાં-રાજમાર્ગ થકી ચાલનારા મુનિવરો છે, કારણ કે તેઓએ ગૃહસ્થાવાસની ઉપાધિનો ત્યાગ કર્યો હોય છે. ગૃહસ્થોને આજીવિકાવૃત્તિ, જ્ઞાન અને યોગ્યતાના આધારે અન્તર્વૃત્તિમાં ઉતરવાનું છે. શાસ્ત્રોનું વાચન અને મનન જેમ જેમ વિશેષ કરવામાં આવે છે, તેમ તેમ અન્તર્વૃત્તિ વિશેષ પ્રકારે ખીલતી જાય છે. અત્ર એક ઉપયોગી સૂચના આપવામાં આવે છે કે, અન્તર્વૃત્તિના અભ્યાસકોએ બહિર્વૃત્તિધારકોની નિન્દામાં ન ઉતરવું જોઇએ, તેમજ તેઓને નીચ માનીને પોતાનેજ ઉચ્ચ માની અહંકાર ન કરવો જોઇએ.

કોઈ બહિર્વૃત્તિધારક કરતાં અન્તર્વૃત્તિના પ્રતાપે પોતાનું આત્મબળ વિશેષ ખીલ્યું હોય, તો તેની આગળ પોતાના વિચારોને અમુક અપેક્ષા સાચવીને જણાવવા અને તેઓને પોતાના વિચારમાં આકર્ષવા. કોઈ બહિર્વૃત્તિધારકનું કુયુક્તિબળ વિશેષ હોય અને અન્તર્વૃત્તિધારકનું વિચારબળ તેના કરતાં હીન હોય, તો તેણે બહિર્વૃત્તિધારકને ઉપદેશ દેવાનો અભ્યાસ સેવવો નહિ, કારણ કે તેમ કરવા જતાં તે બહિર્વૃત્તિધારકના કુવિચારમાં આકર્ષાઈ જાય એમ બનવા યોગ્ય છે. અન્તર્વૃત્તિનો અભ્યાસી ભદ્રક હોય અને તે બહિર્મુખવૃત્તિધારક મનુષ્યોને ઉપદેશ દેવાની કલા ન જાણતો હોય, તો તેણે સ્વકીય સાધ્યવૃત્તિનું સાધન કર્યા કરવું, કારણ કે તે અન્યોને ઉપદેશ દેવા જતાં ઉપદેશ કલાના અભાવે કઢંગી સ્થિતિમાં આવી પડે એવો ભય રહે છે. જે અન્તર્વૃત્તિના અભ્યાસકો હોય અને બહિર્વૃત્તિ તથા અન્તર્વૃત્તિનું અન્તર સમજતા હોય અને અન્યોને સમજાવવાને માટે યોગ્ય બન્યા હોય, તેઓએ અન્તર્વૃત્તિનો ઉપદેશ દેવો જોઇએ. કેટલાક અન્તર્વૃત્તિના સ્વરૂપને સમજે છે, પણ અન્તર્વૃત્તિને સેવી શકતા નથી; તેઓ પૈકી કોઈમાં અન્તર્વૃત્તિનો બોધ દેવાની કળા ખીલી હોય છે તો તે અન્તર્વૃત્તિના ઉપદેશથી અન્યોને અસર કરી શકે છે.

અન્તર્વૃત્તિના અભ્યાસથી આ ભવમાં અને પરભવમાં આત્માના સદ્દગુણો ખીલી શકે છે. અન્તર્વૃત્તિના અભ્યાસકો પોતાના મન ઉપર

કાબુ મૂકીને મનને શિષ્ય જેવું બનાવી દે છે, અને તેઓ વાણીના ઉપર એટલો બધો કબજો મૂકે છે કે, વાણીમાંથી એક પણ અયોગ્ય અને અનર્થકર શબ્દ નીકળતો નથી. તેઓની વાણીમાં અમૃત અને સત્યનો વાસ થાય છે. તેઓની આંખ અન્યોના ઉપર પોતાનું તેજ અજમાવે છે, તેમજ તેઓની કાયા પાપમાર્ગમાં પ્રવૃત્ત થતી નથી. તેઓ નીતિના માર્ગમાં મોટરકારની પેઠે દોડે છે અને નૈતિક સિદ્ધાન્ત પાળવામાં મેરૂપર્વતની પેઠે ધૈર્ય ધારણ કરે છે. તેઓ માતાની પેઠે ક્ષમાનું સેવન કરે છે. તેઓ સ્ત્રીની પેઠે શાન્તિને પ્રિય ગણી તેની સાથે રમે છે. અન્તર્વૃત્તિધારકોનું હૃદય, આરીસાની પેઠે શુદ્ધ બનવાથી તેમાં સત્યનો પરિપૂર્ણ ભાસ થાય છે અને હૃદયમાં દયા ગંગાના નિર્મલ પ્રવાહો પ્રવહે છે. તેઓને આખું જગત્ પોતાના એક કુટુંબસમાન લાગે છે, તેથી તેઓ સ્વ અને પરોન્નતિને સારીરીતે-ખરા ભાવથી સાધી શકે છે. અન્તર્વૃત્તિના સાધકો જે ક્રિયા કરે છે તેમાં, ચિત્તને પરોવી દેછે તેથી, તેઓ જે જે કાર્ય કરે છે તેમાં વિજય પામે છે. અન્તર્વૃત્તિના સાધકોનું મન સ્થિર થાય છે અને તેથી તેઓ જ્ઞાનાવરણીય અને મોહનીય આદિ કર્મનો ક્ષયોપશમ વગેરે કરી શકે છે. અન્તર્વૃત્તિના સાધકો ઉચ્ચ કોટીના સંયમ માર્ગમાં પ્રવેશ કરે છે અને અસંયમ માર્ગથી દૂર રહે છે. અન્તર્વૃત્તિના સાધકો પરમાત્મપદને પ્રગટ કરે છે અને માયાના વિકારોને હરાવી વિજયતાને વરે છે.

ધૈર્ય ગુણને ખીલવ્યાવિના અન્તર્વૃત્તિના સાધક બની શકાતું નથી. જગત્માં કર્મના યોગે અનેક પ્રકારની ઉપાધિયો આવી પડવાનો સંભવ છે, તેમ જ્ઞાનિયોને અને યોગિયોને પણ ઉપાધિયો-યાને ઉપાસર્ગો લાગે છે, પણ તે સમયે જો હૃદયમાં ધૈર્ય ગુણ ન હોય તો અન્તર્વૃત્તિ સૂતરના તાંતણાની પેઠે તૂટી જાય છે; અથવા માટીના ઘરની પેઠે ટળી જાય છે. ધૈર્યવિના જ્ઞાન ગુણની પરિપકવદશા થતી નથી અને ધૈર્યવિનાનું જ્ઞાન વનમાં પુષ્પને તાપ લાગતાં-જેમ તે કરમાઈ જાય છે, તેમ ઉપાધિ દશામાં વિલય પામે છે. બાહ્ય વૃત્તિવાળાઓના કેટલાક ઉપદ્રવોથી, ધૈર્યવિનાના કેટલાક અન્તર્વૃત્તિ સાધકો, સિંહ દેખીને કૂતરાં જેમ બે પગમાં પુંછડી ઘાલી ભાગી જાય છે તેમ, પાછા હઠી જાય છે અને દુનિયાના વ્યવહારમાં ખલેલ પહોંચાડે છે. સ્વયંભુરમણ સમુદ્ર તરવાને માટે જેવું સાહસ ઉઠાવવાનું છે, તેવું સાહસ ખરેખર અન્તર્વૃત્તિની સાધના માટે ઉઠાવવાનું છે. ધૈર્યવિનાનો મનુષ્ય, સાંસારિક કાર્યોમાં બીકણપણું દર્શાવે છે તો તેવો મનુષ્ય, અન્તર્વૃત્તિની સાધનામાં-લોકલજ્જા, નિન્દા અને ઉપસર્ગ

આવે ત્યારે ક્યાંથી ઉભો રહી શકે? અલબત ઉભો રહી શકે નહિ. આત્માભિમુખવૃત્તિ રાખવામાં જ્ઞાનગુણની પેઠે ધૈર્યની પણ અત્યન્ત આવશ્યકતા સિદ્ધ ઠરે છે. હાલના કાલમાં છઠ્ઠા ગુણસ્થાનકની અને ક્વચિત્ સાતમા ગુણસ્થાનકની હદ પ્રમાણે અન્તર્વૃત્તિ સાધી શકાય છે.

વ્યવહાર અને નિશ્ચયનયથી અન્તર્વૃત્તિનું સ્વરૂપ અવબોધીને, બે નયોવડે અન્તર્વૃત્તિની સાધના સાધવી જોઇએ. અન્તર્વૃત્તિને સાધવા માટે જે જે નિમિત્ત કારણોને અવલંબવાં પડે અને જે જે વ્રતો તથા શરીરાદિની બાહ્ય ક્રિયાઓ કરવી પડે, તેને વ્યવહારથી અન્તર્વૃત્તિ કહેવાય છે. રાગ દ્વેષાદિના પરિણામની મન્દતા અને આત્મામાં મનની સ્થિરતાવડે જે જે અંશે રમણતા અને સ્થિરતા થાય,–મનની અમુક સાધનોવડે એકાગ્રતા થાય, તેને નિશ્ચયનયથી અન્તર્વૃત્તિ કથે છે. પાતંજલ યોગની પરિભાષાએ–ધારણા, ધ્યાન અને સમાધિને સંયમ કહેવામાં આવે છે; તેવી સંયમ દશામાં રહેવાની ઇચ્છાવાળાને અન્તર્વૃત્તિની સાધના કર્યાવિના છૂટકો થતો નથી.

ધર્મધ્યાનમાં અને શુક્લધ્યાનમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળાએ અન્તર્વૃત્તિની સાધના કરવી જોઇએ. પ્રભુપૂજા અને ભક્તિ આદિની આવશ્યકતા સ્વીકારવાનું કારણ પણ એ છે કે, તેથી અન્તર્વૃત્તિની પ્રાપ્તિ થાય છે. તીર્થયાત્રાની આવશ્યકતા પણ અન્તર્વૃત્તિની પ્રાપ્તિ કરવામાટેજ છે. જે વખતે મન અન્તર્વૃત્તિવાળું હોય છે, તે વખતે વક્તા, શ્રોતા, તથા લેખકને અમુક વિષયનું અલૌકિક જ્ઞાન થાય છે. જે વખતે કોઈ પણ બાબતમાં મન લાગી (ચોંટી) જાય છે ત્યારે, નામ રૂપનું ભાન ભૂલાય છે અને તેથી તેને તે તે બાબતનું અભિનવજ્ઞાન થયાવિના રહેતું નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, મનોવૃત્તિ જો આત્માના સમ્મુખ લાગી રહી હોય છે તો,–બાહ્યનું નામ રૂપ ભૂલાતાં આત્મતત્ત્વ સંબન્ધી અપૂર્વ જ્ઞાન પ્રગટી શકે છે. આત્માના તાબામાં થએલું મન દુનિયાના પદાર્થોમાં લેપાયમાન થઈ શકતું નથી અને રાગ દ્વેષની અલિપ્તતાએ–પ્રારબ્ધયોગે આવેલી ઉપાધિ, શાન્તિથી વેદવા આત્મા સમર્થ થાય છે. અન્તર્વૃત્તિના સામર્થ્યને કોઇની ઉપમા આપી શકાતી નથી. અન્તર્વૃત્તિનું સામર્થ્ય જ્યારે ઉત્પન્ન થશે, ત્યારેજ કેવલજ્ઞાનની ઉત્પત્તિ થશે. પાતાળી કુવાનું જલ કદાપી ખૂટી જાય, પરંતુ અન્તર્વૃત્તિનું સામર્થ્ય કદાપિ ખૂટતું નથી. મોટા મોટા મુનિવરો અન્તર્વૃત્તિના સામર્થ્યને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે.

અન્તર્વૃત્તિની પ્રાપ્તિ કરવામાં મોહનું કુટુંબ વિઘ્ન નાખે છે. કામ ક્રોધ, લોભ, માયા, મત્સર, અહંકાર, હાસ્ય, ભય, શોક, નિન્દા અને

ક્લેશ આદિ મોહના સુભટોને જીત્યાવિના અન્તર્વૃત્તિના પ્રદેશમાં ગમન કરી શકાતું નથી.

મોહના ક્રોધાદિક સુભટોને જીતવામાં ધર્મ સમાયો છે. મોહના કુટુંબને જીતવામાટે જે પ્રયત્ન કરે છે, તે જિનનો અનુયાયી–જૈન કહેવાય છે; જૈન એવું નામ ધારણ કરવાથી વા જૈન કૂળમાં ઉત્પન્ન થવામાત્રથી કંઈ જૈન કહેવાતો નથી, પણ મોહના કુટુંબને જીતવાના પ્રયાસો જે કોઈ કરે છે તે જૈન કથાય છે. જે મનુષ્યો, મોહના કુટુંબના પાશમાં ફસાતા જાય છે, તે મનુષ્ય થવાને માટે પણ લાયક નથી. સદ્ગુણોવિના મનુષ્ય ખરેખર પશુસમાન છે. વિશ્વાસ, એકટેકી, ઉપકાર, આદિગુણો પશુઓમાં રહ્યા હોય છે,–તેવા ગુણો, જે મનુષ્યમાં હોતા નથી તે મનુષ્ય, મનુષ્ય તરીકે ગણી શકાય નહિ. મોહના કુટુંબ ઉપર જીત મેળવવાથી આખી દુનિયાપર જીત મેળવી શકાય છે. આખી દુનિયા મોહના કુટુંબને જીતવા પ્રયત્ન કરશે તો, દુનિયાની ઉન્નતિ થયાવિના રહેશે નહિ. વ્યાવહારિક તથા ધાર્મિક ઉન્નતિમાં વિઘ્ન નાખનાર મોહનું કુટુંબ છે. ઘરની, શેરીની, જાતિની, દેશની અને સમાજની ઉન્નતિમાં પણ વિઘ્નના કાંટા વેરનાર મોહનું કુટુંબ છે. દુનિયાની પાયમાલી કરનાર મોહનું કુટુંબ છે. જે મનુષ્યો રાગ દ્વેષરૂપ બહિર્વૃત્તિના ઉપાસક બને છે, તેઓની સોબત મોહનું કુટુંબ કરે છે. રાગ દ્વેષરૂપ બાહ્યવૃત્તિથી કોઈ પણ દેશની ઉન્નતિ થઈ નથી. જગત્‌ના ઉદાર વિચારોને સાંકડા કરાવી નાખનાર બાહ્યવૃત્તિ છે. મનુષ્યમાત્રના ગંભીર અને ઉદાર વિચારોને હરી લેનાર બાહ્યવૃત્તિ છે, માટે શ્રીમદ્ આનન્દઘનજી બાહ્યવૃત્તિ અને અન્તર્વૃત્તિનું પાત્ર ચીતરીને પોતાને તથા અન્યોને બોધ આપે છે. પોતાના આત્મામાં સ્થિર થઇને, શ્રીમદ્ આવા ઉચ્ચ ઉદ્ગારો કાઢે છે માટે, તેમના વિચારોની અસર અન્યોને સારી રીતે થાય છે. શ્રીમદ્ પોતાના હૃદયમાં ઉત્પન્ન થતી બહિર્ અને અન્તર્વૃત્તિને ચિત્રીને પોતાના આત્માને અન્તર્વૃત્તિ સમ્મુખ કરવા પ્રેરણા કરે છે. મોહના કુટુંબે અન્તર્વૃત્તિનું કાર્ય બગાડ્યું, એમ અન્તર્વૃત્તિના મુખે કહેવરાવીને અન્તર્વૃત્તિનું વિવેકબળ પ્રકટ કરે છે. શ્રીમદે આ બે પાત્ર અને આત્માની દશા જણાવીને વિવેક જ્ઞાનનો માર્ગ ખુલ્લો કર્યો છે. આ પદનો સારાંશ એ છે કે, બાહ્યવૃત્તિનો ત્યાગ કરીને અન્તર્વૃત્તિનો આદર કરવો. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને પોતાના અધિકાર પ્રમાણે, અન્તર્વૃત્તિનો આદર કરવો જોઇએ. અન્તર્વૃત્તિની પ્રાપ્તિમાટે સદ્ગુરૂદ્વારા પ્રયત્નશીલ થવું એજ મનુષ્યોનું મુખ્ય કર્તવ્ય છે.

### पद ९७.

( राग कल्याण )

या पुद्गलका क्या विसवासा, हे सुपनेका वासारे. ॥या पुद्गलका०॥
चमत्कार विजली दे जैसा, पानी वीच पतासा ॥
या देहीका गर्व न करना, जंगल होयगा वासा. ॥या पुद्गलका०॥१॥
जूठे तन धन जूठे जोबन, जूठे है घरवासा ॥
आनन्दघन कहे सबही जूठे, साचा शिवपुरवासा. ॥या पुद्गलका०॥२

ભાવાર્થઃ—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ પોતે જે શરીરમાં રહ્યા છે તેને દેખીને કથે છે કે, અહો! આ શરીરરૂપ પુદ્ગલનો શો વિશ્વાસ ધારણ કરવો? સ્વપ્નમાં, કોઈ ઘરમાં—મહેલમાં—રહેવાનો ભાસ થયો હોય છે અને આંખ જ્યારે ઉઘડી જાય છે ત્યારે તેમાંનું કશું કંઈ હોતું નથી, તદ્વત્ આ પ્રત્યક્ષ દેખાતું શરીર પણ ક્ષણિક હોવાથી તેનો શો વિશ્વાસ કરવો? શરીર અનેક પ્રકારના રોગવડે ક્ષય થાય છે; ગમે તેટલા ઉપાયો કરવામાં આવે છે તોપણ શરીર અન્તે ક્ષય પામે છે. આકાશમાં વિદ્યુત્નો, જેવો ક્ષણિક ભાસ થાય છે તદ્વત્, શરીરનો પણ અણધાર્યો નાશ થાય છે. જલમાં પતાસું જેમ ક્ષણવારમાં ઓગળી જાય છે, તેમ શરીર-પણ ક્ષણવારમાં અણધાર્યું નષ્ટ થઈ જાય છે; આવા ક્ષણિક દેહનો ગર્વ કરવો બિલકુલ યોગ્ય નથી. શરીરનો અન્તે જંગલમાં વાસ થશે, અર્થાત્ જંગલમાં શરીરને બાળી નાખવામાં આવશે, વા અન્યરીત્યા પણ તેનો નાશ થશે, માટે શરીરપર મમતા ધારણ કરવી યોગ્ય નથી. શરીર અને રૂપપર અહંત્વ કરવું બિલકુલ યોગ્ય નથી. શ્રીમદ્ આનન્દઘનજી પોતાના આત્માને કહે છે કે, હે ચેતન! બાહ્ય પદાર્થોની મમતા કરવી બિલકુલ યોગ્ય નથી. જડ પદાર્થોમાં તું નથી અને જડ પદાર્થો તારા નથી. તનુ, ધન અને યૌવન અસત્ય છેજ;—ઘરબાર, મહેલ, હવેલી વગેરે સર્વ અસત્ય છે; કેમકે દુનિયામાં મોટા મોટા ચક્રવર્તિયો થઈ ગયા પણ કોઈનીસાથે પૃથ્વી,—ઘરબાર વગેરે જડ વસ્તુઓ ગઈ નથી અને જવાની નથી. શ્રીમદ્ આનન્દઘનજી પોતાના મનમાં સત્યનો અનુભવ કરીને કથે છે કે, દુનિયામાં આત્મતત્ત્વવિના સર્વ વસ્તુઓ જૂઠી છે;—એક મુક્તિપુરીમાં વાસ કરવો, અર્થાત્ મુક્ત થઈને મોક્ષમાં વાસ કરવો તેજ સત્ય છે. દુનિયાના જડ પદાર્થો કદી કોઈ આત્માના થયા નથી અને થવાના નથી, માટે હે ચેતન! સર્વ પરવસ્તુનું અહં અને મમત્વ પરિહરીને તું પોતાના શુદ્ધાત્મસ્વરૂપમાં રમણતા કર!!

पद ९८.

( राग आशावरी. )

अवधू सो जोगी गुरु मेरा, इन पदका करे रे निवेडा.॥अवधू० ॥
तरुवर एक मूल विन छाया, विन फूले फल लागा. ॥
शाखा पत्र नही कछु उनकुं, अमृत गगने लागा. ॥ अवधू० ॥१॥
तरुवर एक पंछी दोउ वेठे, एक गुरु एक चेला. ॥
चेलेने जुग चुण चुण खाया, गुरु निरंतर खेला. ॥ अवधू० ॥२॥
गगन मंडलके अधविच कूवा, उहां हे अमीका वासा. ॥
सगुरा होवे सो भरभर पीवे, नगुरा जावे प्यासा. ॥ अवधू० ॥३॥

ભાવાર્થઃ—શ્રીમદ્ આનન્દઘનજી કથે છે કે, જે આ પદનો નિવેડો કરે, તે અવધૂત યોગી મારો ગુરૂ જાણવો. તરૂવરને મૂળ જોઇએ, શાખા જોઇએ; શાખા હોય તો પત્ર અને ફૂલ આવે છે, ફૂલ હોય તો ફળ આવે છે અને તેવા વૃક્ષની છાયા પડે છે, પણ આત્મારૂપ વૃક્ષને મૂળ નથી; આત્મા અનાદિકાળથી છે, તેથી તેનું મૂળ હોઈ શકતું નથી. આત્મા અરૂપી છે તેથી તેનું પ્રતિબિંબ પડી શકતું નથી,—રૂપીનુંજ પ્રતિબિંબ પડી શકે છે. આત્મા અરૂપી વૃક્ષ હોવાથી બાહ્યના વૃક્ષની પેઠે તેને પત્ર, શાખા, ફૂલ વગેરેનો સંબન્ધ નથી. આત્માજ કારણ- અને કાર્યરૂપ છે. આત્મા સકલ કર્મનો ક્ષય કરીને પરમાત્મપદ પોતે વરે છે અને તે સિદ્ધ શિલાની ઉપર—એક યોજનના ચોવીસ ભાગ કરીએ, તેમાંથી ત્રેવીસ ભાગ નીચે મૂકીને ચોવીશમા ભાગપર પરમાત્મા થઈને રહે છે. આત્મારૂપ વૃક્ષને પરમાત્મરૂપ ફળ—તે સિદ્ધ-શિલાની ઉપર—એવંભૂત નયની અપેક્ષાએ લાગે છે. આત્મારૂપ વૃક્ષને અજરામર પરમાત્મરૂપ ફળ લાગે છે.

દેહરૂપ વૃક્ષ છે. તેમાં અન્તરાત્મા અને મન એ બે પંખી બેઠેલ છે. અન્તરાત્મા ગુરૂ છે અને મન ચેલો છે. અન્તરાત્મા મનને સારી સારી શિખામણો આપે છે અને પોતાના વશમાં રાખવા પ્રયત્ન કરે છે, તેથી તે ગુરૂપદની યોગ્યતા ધારે છે. મનરૂપ ચેલો સ્વભાવથી ચંચળ છે. બાહ્યજગતના વિષયોમાં તે ભટકે છે. અને જગત્ના પદાર્થોનું ગ્રહણ કરે છે. અન્તરાત્મારૂપ ગુરૂ તો બાહ્યમાં લક્ષ્ય દેતો નથી; પોતાના ગુણોમાં રમણતા કરે છે. બાહ્ય વિષયોને ચુણી ચુણીને

ખાવાનું તે પસંદ કરતો નથી. અન્તરાત્મા ગુરૂ પોતાના સહજ આનંદની ઘેનમાં અન્તરમાં ખેલ્યા કરે છે.

મુખરૂપ ગગનમંડળના વચ્ચોવચ્ચ એક કૂપક છે, ત્યાં એક જાતના રસરૂપ અમૃતનો વાસો છે; ખેચરી મુદ્રાનું ગુરૂગમ જ્ઞાન લેઇને જેણે તેની સિદ્ધિ કરી છે એવો ગુરૂવાળો શિષ્ય, તે અમૃતને પીવે છે અને તેથી તૃષાપિપાસાનો નાશ કરે છે, પણ જેનો કોઈ ગુરૂ નથી એવો મનુષ્ય, પ્યાસો, –તરસ્યો–અર્થાત્ પિપાસા સહિત પાછો ચાલ્યો જાય છે. ગોરક્ષ આદિ યોગિયોની અપેક્ષાએ આવો બાહ્ય અર્થ થાય છે. સહજ યોગીઓને આવા અમૃતની ઇચ્છા હોતી નથી, પણ હઠયોગીઓ આ પ્રમાણે પ્રયત્ન કરે છે. કોઈ પણ વસ્તુનો સાપેક્ષપણે જોતાં એકાન્ત નિષેધ ઘટતો નથી. મનુષ્યશરીરમાં રહેલા ગગનમંડલનો મધ્યભાગ નાભિ છે; ત્યાં આત્માના આઠ રૂચક પ્રદેશરૂપ અમૃતનો કુવો છે. એકેક પ્રદેશમાં અનન્ત આનન્દરૂપ અમૃતનો કૂપ છે. આઠ પ્રદેશ કર્મરહિત નિર્મલ છે. નાભિમાં જે આઠ પ્રદેશોના સ્થાનમાં ગુરૂગમ લેઇને ધ્યાન લગાવે છે, તે આનન્દરૂપ અમૃતના પ્યાલા ભરી ભરીને પીવે છે. નાભિસ્થાનમાં પરાભાષા–દેવવાણી સમાન છે; સુગુરૂનો શિષ્ય પરાભાષાનું રહસ્ય જાણીને આનન્દામૃત કૂપમાંથી આનંદરૂપ પ્યાલો ભરી ભરીને પીવે છે. પરાભાષામાંથી સત્ય વિચારો ઉઠે છે, અથવા શીર્ષ સંબન્ધી ગગનમંડળના મધ્યે બ્રહ્મરન્ધ્રરૂપ આનન્દામૃતનો કૂપ છે, તેમાંથી જેના માથે સુગુરૂ છે તે બ્રહ્મરન્ધ્રમાં આત્માનું ધ્યાન ધરીને–સમાધી લગાવી આનન્દામૃતને ભરી ભરીને પીવે છે. ચૌદ રાજલોક ગગનમંડલના મધ્યમાં તીર્ચ્છો લોક આવ્યો છે, ત્યાં તીર્થંકરોની ઉત્પત્તિ થાય છે અને તેઓ દેશના દે છે તેથી–મનુષ્ય લોકમાં શ્રુતધર્મ અને ચારિત્રધર્મરૂપ અમૃતનો કૂપ રહ્યો છે; સુગુરૂનો શિષ્ય શ્રુતધર્મ અને ચારિત્રધર્મ કૂપમાંથી આનન્દરૂપ અમૃતના પ્યાલા ભરી ભરીને પીવે છે અને નગુરો તરસ્યો પાછો જાય છે.

गगनमंडलमें गउआं विहानी, धरती दूध जमाया.
माखन थासो विरला पाया, छासें जगत भरमाया. ॥ अवधू० ॥४॥
थडविनुं पत्र पत्रविनुं तुंबा, विनजीभ्या गुण गाया.
गावनवालेका रूप न रेखा, सुगुरु सोही बताया. ॥ अवधू० ॥५॥
आतम अनुभव विन नही जाने, अंतर ज्योति जगावे.
घट अन्तर परखे सोही मूरति, आनन्दघन पद पावे. ॥अवधू०॥६॥

**ભાવાર્થ:**—શ્રી તીર્થંકર ભગવાનના મુખરૂપ ગગનમંડળમાં વાણીરૂપ ગાય વિહાણી, અર્થાત્ વાણીરૂપ ગાયનો પ્રકાશ થયો અને વાણીમાંથી નીકળેલા ઉપદેશરૂપ દૂધનો જગત્માં જમાવ થયો. તે દૂધમાંથી જ્ઞાન, દર્શન, ચારિત્ર, અખંડાનંદરૂપ માખણને વિરલા-જ્ઞાનયોગિઓ પામ્યા અને પામે છે અને પામશે; બાકી સ્વમત કદાગ્રહ, કલેશ, વાદ-વિવાદરૂપ ખાટી છાશથી જગત્ના લોક ભરમાયા, ભરમાય છે અને ભવિષ્યમાં ભરમાશે. દૂધનો અસારભાગ છાશ કહેવાય છે તેમ, ભગવાનના ઉપદેશનો સારભાગ મૂકીને અસારતા ગ્રહણ કરનારા પોતાની અવળી મતિના યોગે, છાશ જેવા કદાગ્રહ, કલેશરૂપ ભાગને ગ્રહણ કરે છે. ભગવાનની વાણીથી-હેય, જ્ઞેય અને ઉપાદેય તત્ત્વોનો પ્રકાશ થાય છે. નવતત્ત્વમાં હેય, જ્ઞેય અને ઉપાદેય તત્ત્વોનો વિવેક કરીને જેઓ સમ્યક્ત્વ શુદ્ધચારિત્રરૂપ સમાધિને ગ્રહણ કરે છે; તે માખણરૂપ સારાંશને ગ્રહણ કરનારા જાણવા. શ્રોતાના શ્રોત્રાકાશરૂપ ગગનમંડલમાં શ્રી ભગવાનની વાણીરૂપ ગાય વિહાણી અને તેના દૂધનો હૃદયરૂપ ધરતીમાં જમાવ થયો, તેમાંથી એટલે ઉપદેશરૂપ દૂધમાંથી ઉપાદેય સારરૂપ શુદ્ધધર્મમાખણને કોઈ વિરલા પામ્યા, બાકી અસાર ભાગરૂપ જે છાશ તેમાં આખું જગત્ ભરમાયું છે; એવો અર્થ ગ્રહણ કરવો.

બહિર્ના તંબુરાથી પ્રભુના ગુણો ગવાય છે, એમ સર્વ લોકો જાણે છે. બાહ્ય તંબુરાની ઉત્પત્તિ પ્રથમ તપાસતાં માલુમ પડે છે કે, પ્રથમ તુંબડાના બીજમાંથી અંકુરો પ્રગટે છે, તેમાંથી વેલાનું થડ ઉદ્ભવે છે અને તેમાંથી વેલો મોટો થતાં પત્ર નીકળે છે અને પશ્ચાત્ ફુલ પ્રગટે છે, પશ્ચાત્ મોટું તુંબડું-ફળ ઉત્પન્ન થાય છે, તેનો તંબુરો કરવામાં આવે છે; તંબુરાની જનક કારણ પરંપરા આ પ્રમાણે જોવામાં આવે છે. આત્મારૂપ તંબુરાને થડ, પત્ર, ફૂલ, વગેરે કંઈ નથી. આત્મારૂપ તંબુરો પરાભાષાથી પ્રભુના ગુણો ગાય છે. આત્મારૂપ તંબુરાનો ગાનાર પરાભાષાવડે આત્મારૂપ ગવૈયો છે. તેનું રૂપ વા રેખા કંઈ નથી;- તે કોઈનાથી ઉત્પન્ન થયો નથી, તેથી તેની બાહ્યના તંબુરાની પેઠે કારણ પરંપરા નથી. અસંખ્યાત પ્રદેશરૂપ તંબુરાને આત્મારૂપ ગવૈયો,-પરાભાષાવડે વગાડે છે. એવો આત્મા, સુગુરૂએ બતાવ્યો છે; તેને જે જાણે છે તે પોતાના આત્મારૂપ તંબુરાવડે પરમાત્માનું, જિવ્હાવિના-પરાભાષાવડે ભજન કરે છે. આત્મા નિર્વિકલ્પદશામાં પોતાના સ્વરૂપને સેવે છે. પોતાના શુદ્ધસ્વરૂપને ગાનારો આત્મા પોતેજ છે. આત્મરૂપ તંબુરાની સાથે બંધબેસતું કાવ્ય નીચે પ્રમાણે છે, તે સમજવાથી વિશેષ પ્રકાશ પડશે, માટે અત્ર તે દાખલ કરવામાં આવે છે

## देहतंबुरो.

देहतंबुरो सात धातुनो, रचना तेनी बेश बनी ।
इडा पिंगला सुषुम्णा, नाडीनी शोभा अजब घणी ॥ १ ॥
त्रण तारनी गेबी रचना, त्रण आंगुलीथी वागे ।
अष्टस्थानथी शब्द उठावे, मन मोहन मीठुं लागे ॥ २ ॥
अनेक रागने अनेक रागणी, चेतन तेनो गानारो ।
रजस्तमोगुण सत्त्वभावना, जे आवे ते गानारो ॥ ३ ॥
पिंड अने ब्रह्मांड भावने, देहतंबुराथी गावे ।
वैखरिथी बहिर् सुणावे, मध्यमा प्रेरक थावे ॥ ४ ॥
परापश्यंतीथी गानारो, अलख अलख उच्चरनारो ।
श्रुतप्रयोगे परापश्यंती, भाषामां ते गानारो ॥ ५ ॥
देहतंबुरो अलखधूनमां, परापश्यंतीथी वागे ।
जाग्रत् तुर्यावस्थामांहि, चेतन यथाक्रमे जागे ॥ ६ ॥
देह तंबुरो श्री तीर्थंकर, वगाडता वैखरी योगे ।
शब्द सुणीने भव्यजीवो तस, ज्ञान करे अनुभव योगे ॥ ७ ॥
देह तंबुरो वगाडनारो, चिदानन्द घटमां जागे ।
बुद्धिसागर अलख धूनमां, अनन्त सुख छे वैराग्ये ॥ ८ ॥

( भ० प० सं० भाग ३ जो. )

મનુષ્યો, આત્માના અનુભવવિના પૂર્વોક્ત સૂક્ષ્મ-ગહન આશયોને અવબોધવા શક્તિમાન્ થતા નથી. આત્માનો અનુભવ થતાં આત્મતત્ત્વનો નિશ્ચય થાય છે. શ્રીજ્ઞાનસારમાં કથ્થું છે કે,

## श्लोक.

व्यापारः सर्व शास्त्राणां, दिक्प्रदर्शन एवहि ॥
पारंतु प्रापयत्येकोऽ, नुभवोभववारिधेः ॥ १ ॥
अतीन्द्रियं परंब्रम्ह, विशुद्धानुभवं विना ॥
शास्त्रयुक्ति शतेनाऽपि, न गम्यं यद्बुधा जगुः ॥ २ ॥
न सुषुप्तिरमोहत्वा, न्नापिच स्वापजागरौ ॥
कल्पनाशिल्पविश्रान्ते, स्तुर्या चानुभवे दशा ॥ ३ ॥

સર્વ શાસ્ત્રોનો વ્યાપાર તે દિગ્દર્શનમાત્રજ છે, પણ સંસાર સમુદ્રનો પારતો માત્ર એક અનુભવ પમાડે છે. ઇન્દ્રિયોથી અતીત, ઉત્કૃષ્ટબ્રહ્મ,-વિશુદ્ધઅનુભવવિના,-શાસ્ત્રોની સેંકડો યુક્તિવિના, જાણી શકાતું નથી, એમ પંડિત પુરૂષો વદે છે. આત્માના અનુભવમાં મોહના અભાવે સુષુપ્તિ દશા હોતી નથી. સંકલ્પ અને વિકલ્પનો અભાવ

થવાથી, સ્વાપ તથા જાગર દશા પણ હોતી નથી, પણ જેમાં વિકલ્પતાના શિલ્પની વિશ્રાંતિ છે, એવા અનુભવમાં ચોથી દશા હોય છે. અનુભવનું સ્વરૂપ અનુભવી પુરૂષોજ અવબોધી શકે છે. જેઓ અનુભવજ્ઞાનની પ્રાપ્તિ કરે છે, તેઓ આત્માની જ્ઞાનજ્યોતિનો પ્રકાશ કરે છે અને આત્માની અસંખ્ય પ્રદેશરૂપ વ્યક્તિનો જ્ઞાનથી નિશ્ચય કરે છે, તેમજ આનન્દના સમૂહભૂત એવું પરમાત્મપદ પ્રાપ્ત કરે છે; એમ શ્રીમદ્ આનન્દઘનજી કથે છે.

---

## पद ९९.

(राग आशावरी.)

**अवधू एसो ज्ञान विचारी, वामे कोण पुरुष कोण नारी. ॥अवधू०॥**

**बम्मनके घर न्हाती धोती, जोगीके घर चेली ॥**

**कलमा पढ पढ भईरे तुरकडी तो, आपही आप अकेली. ॥अवधू०॥१॥**

ભાવાર્થઃ—એ અવધૂત! તું આવા પ્રકારના જ્ઞાનનો વિચારી—અર્થાત્ વિચાર કરનારો થા. જે હું નીચે કહું છું તેમાં પુરૂષ કોણ છે અને નારી કોણ છે? તેનો વિચાર કરીને અનુભવ કરીને—ત્હારા આત્માને નિશ્ચય જ્ઞાનરૂપ ઉત્તર આપ! નીચે કહેવામાં આવશે તેમાં પુરૂષ અને સ્ત્રીનું જ્ઞાન થવાથી હે અવધૂત! તું આત્મસ્વરૂપનો વિચાર કરનારો થઈશ! હવે પુરૂષ અને સ્ત્રીનો સૂક્ષ્મ ભાવ નીચે પ્રમાણે ઉત્તર તરીકે વર્ણવવામાં આવે છે. આ પદમાં આત્માને પુરૂષ તરીકે વર્ણવ્યો છે; તેની પાંચ ઇન્દ્રિયો અને મન થકી ઉત્પન્ન થનાર મતિરૂપ સ્ત્રી છે.—અત્ર મતિનું સામાન્યપણે ગ્રહણ કરવું. સમ્યગ્દર્શનની પ્રાપ્તિવિનાની મતિ, જેવા જેવા પ્રકારના સંયોગોને પ્રાપ્ત કરે છે, તેવા તેવા પ્રકારરૂપે તે પરિણમી જાય છે, જ્યારે આત્મા બ્રાહ્મણને ઘેર ઉત્પન્ન થાય છે ત્યારે બ્રાહ્મણના શરીરમાં રહેલ આત્મારૂપ પુરૂષની મતિરૂપ સ્ત્રી, ધોવું ન્હાવું, ઇત્યાદિરૂપે પરિણામ પામતી દેખવામાં આવે છે. ન્હાવું ધોવું એ શૌચ ધર્મ છે;—બ્રાહ્મણના ઘેર આત્મા અવતરે છે ત્યારે તેની મતિ તે કૂળમાં પ્રવર્તતા વિચારો અને આચારોને ગ્રહણ કરીને, ન્હાવા ધોવારૂપ પરિણતિને ધારણ કરે છે. (શ્રીમદ્‌ના સમયમાં બ્રાહ્મણોની ન્હાવાધોવામાં વિશેષ પ્રકારે પરિણામ પામેલી બુદ્ધિ હોવી જોઇએ, અધુના પણ તે વર્ગમાં તેવી મતિવાળા મનુષ્યો ઘણા દેખવામાં આવે છે.) આત્મારૂપ પુરૂષે જ્યારે જોગીનો વેષ પહેર્યો ત્યારે, ધૂણી ધખાવવી, મસ્તકે જટા ધારણ કરવી, કફની પહેરવી અને શરીરે રાખ

ઓળવી, ઇત્યાદિ કાર્યમાં પરિણામ પામીને મતિ તે કાર્યો કરવા લાગી; જોગીની અવસ્થામાં મતિ, ખરેખર જોગીની ચેલી બનીને ઉપર્યુક્ત કાર્ય કરવા લાગી. આત્મા જ્યારે મુસલ્માન તરીકે થયો ત્યારે, તેની મતિરૂપ સ્ત્રી, મુસલ્માની ધર્મરૂપે પરિણામ પામીને કલમાનો પાઠ કરીને તરકડી બની. પરમાર્થતઃ વિચારીએ તો મતિતો પોતાના રૂપે છે, અર્થાત્ તે ઉપર કહેલી બાબતોથી ન્યારી એકલી છે. બાહ્ય સંયોગોના નિમિત્તે-મતિની વૃત્તિ, જ્યાં જેવા પ્રકારના સંયોગો મળેછે ત્યાં, તેવા પ્રકારની થઈ જાય છે. શ્રીમદ્ આનન્દઘનજીએ આત્માને પુરૂષની ઉપમા આપીને અને સમ્યકત્વવિનાની સામાન્ય મતિને સ્ત્રીની ઉપમા આપીને, અન્તરમાં સ્ત્રી પુરૂષનો સંબન્ધ દર્શાવીને અપૂર્વ ભાવ દર્શાવ્યો છે. આત્માની સાથે ચતુર્ગતિમાં મતિ હોય છે-એકેન્દ્રિયની અવસ્થામાં પણ આત્માની સાથે મતિ હોય છે. મતિ અર્થાત્ બુદ્ધિ, એ આત્માની પરિણતિ છે. મતિજ્ઞાન વિના શ્રુતજ્ઞાન પણ હોતું નથી. મતિના બાહ્ય પદાર્થો પર્યાયો છે. મતિમાં જે જે પદાર્થોની ઉપલબ્ધિ થાય છે, તે તે વિષયો અપેક્ષાએ મતિજ્ઞાનના પર્યાયો કહેવાય છે. મતિજ્ઞાનના અઠ્ઠાવીશ ભેદ છે અને ઉત્કૃષ્ટા ત્રણસે ચાલીશ ભેદ છે. મનુષ્યોને મતિતો હોય છે,-જેને મન હોય છે તેને મતિ ઉત્પન્ન થાય છે. પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠા મનના સંબન્ધમાં જે જે પદાર્થો આવે છે, તે તે પદાર્થોનું જ્ઞાન થાય છે અને તેને મતિજ્ઞાન કથાય છે. મતિજ્ઞાન પામેલા જીવો અસંખ્ય છે. અનાદિકાલથી આત્મા મતિને ધારણ કરે છે; કોઈ વખત તે મતિનો સર્વથા પ્રકારે નાશ થતો નથી. સ્ત્રીઓ અને પુરૂષોમાં પણ આત્મારૂપ પુરૂષ અને મતિરૂપ સ્ત્રી, એ બંને વ્યાપીને રહ્યાં હોય છે. દુનિયાનાં દરેક કાર્યોમાં મતિની પ્રવૃત્તિ હોય છે. બ્રાહ્મણના કુળમાં ઉત્પન્ન થએલા આત્માની મતિ, ખરેખર ઉપર લખ્યા પ્રમાણે ન્હાવા અને ધોવારૂપે પરિણમી હોય છે. ન્હાવા અને ધોવામાં શૌચ ધર્મની મુખ્યતા જ્યારથી થઈ છે, ત્યારથી આત્માની આન્તરિક પવિત્રતા માટે તે વર્ગમાં ઓછો ખ્યાલ જોવામાં આવે છે. શરીરના બાહ્યાંગોના મલને સાફ કરવાને માટે બાહ્યસ્નાનની આવશ્યકતા છે, એમતો ગૃહસ્થાવાસમાં રહેલા મનુષ્યો વિવેક દૃષ્ટિથી વિચારી શકે છે, પણ-સત્ય, દયા, ભક્તિ અને આત્મસમાન સર્વ જીવોપર પ્રેમ અને રાગદ્વેષ રહિત દશાવડે, આત્માની પવિત્રતા થાય છે. એકાન્ત ભાવે પરિણામ પામેલી એવી મતિ, તે તે ભાવોને સત્ય સ્વીકારીને અનેકાન્તમાર્ગથી વિપરીતપણે પ્રવર્તે છે. જોગીના વેષમાં રહેલો આત્મા ખરેખર પોતાના મૂળધર્મને વિસ્મરીને, મતિ અર્થાત્ મનોવૃત્તિને ચેલી જેવી માનીને, તેને તાબામાં રાખવા પ્રયત્ન કરે છે અને તેનીપાસે અનેક

પ્રકારનાં અશુભ કર્મો કરાવે છે. કેટલાક મતિને મનોવૃત્તિરૂપ માનીને તેને જીતવાને માટે ભાંગ ગાંજા વગેરે કેફી વસ્તુઓને અંગીકાર કરેછે, પણ તેમાં તેમની ભુલ છે.

જોગી, મતિવૃત્તિને ચેલીરૂપ બનાવવાનેમાટે અનેક પ્રકારની સાધના કરે છે, તેથી જોગીના ઘેર ચેલીરૂપ મતિને જે જાણે છે તે સંસાર ભૂમિમાં આત્મારૂપ પુરૂષ અને મતિરૂપ સ્ત્રીની સૂક્ષ્મ લીલાનો પરભાવરૂપ નાચ જોઇને આશ્ચર્ય પામે છે. આત્માની મતિરૂપ સ્ત્રી, આજુ બાજુના વિચાર-વાતાવરણોને લેઈ તે તે બાબતને અનુસરી ધર્મ માનવા લલચાય છે. મતિ વા બુદ્ધિમાં, એકવાર અમુક બાબત સંબન્ધી નિશ્ચય થાય છે, તો તે નિશ્ચય એકદમ ટળતો નથી. મુસલ્માનના કૂળમાં આત્માએ અવતાર ગ્રહણ કર્યો હોય છે તો, કલમાનો પાઠ કરવો, નિમાજ ભણવો, વગેરેમાં ધર્મ માનીને મતિ તે પ્રમાણે-તે અવતારમાં પ્રવૃત્તિ કર્યા કરે છે અને તેનાથી ભિન્ન ભિન્ન આત્માઓની, ભિન્ન ભિન્ન મતિયોથી, ભિન્ન ભિન્ન ધર્મના-ભિન્ન ભિન્ન આચારોને ધિક્કારીને, તેઓનો નાશ કરવા પ્રવૃત્તિ કરે છે. મુસલમાનના ખોળીયામાં ઉત્પન્ન થએલા આત્મા-રૂપ પુરૂષની મતિરૂપ સ્ત્રી, અન્યધર્મ પાળનારા આત્માઓને કાફ્ર ગણીને તેઓને મારી નાંખવામાં અધર્મ ગણતી નથી. ખ્રીસ્તિ ધર્મને ધારણ કરનાર આત્માની મતિરૂપ સ્ત્રી, પોતાના ધર્મથી ભિન્ન-સર્વ ધર્મને અસત્ય ગણે છે અને પોતે માનેલા ધર્મમાં સત્યતા માનીને,-હિંસા વગેરે પાપાચારોને કરીને પણ પ્રભુને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. બ્રાહ્મણાદિના દિગ્દર્શનથી ઉપલક્ષણવડે કહેવાનું કે, અનેક ધર્મમાં પરિ-ણામ પામેલી મતિ, તે તે ધર્મને સત્ય માનીને તે તે ધર્મના આચા-રોને સેવે છે;-જ્યારે આત્મા બૌદ્ધધર્મના સંબન્ધમાં આવે છે ત્યારે, આત્માની મતિરૂપ સ્ત્રી, બૌદ્ધ ધર્મના આચારોને અવગ્રહાદિ-*ચાર ભેદે ગ્રહણ કરીને-તે ધર્મમાં રાચીમાચીને રહે છે; શાક્તધર્મમાં આત્મા પ્રવેશ કરે છે ત્યારે, તેની મતિરૂપ સ્ત્રી, જગત્‌ને બનાવનારી એક શક્તિ-રૂપ દેવીની કલ્પના કરીને, તેની ઉપાસનામાં આસક્ત થઇને, અનેક પ્રકારનાં પાપ કાર્યોને કરે છે; આત્મા જ્યારે નાસ્તિકરૂપે બને છે ત્યારે, મતિ પોતાની મિથ્યા કલ્પનાનો વિસ્તાર કરવા મંડી જાય છે અને સત્ય વિચારોને પણ અસત્ય ઠરાવવા અનેક પ્રકારના પ્રયત્નો કરે છે; આ પ્રમાણે આત્માએ અનેક ભવમાં અનેક પ્રકારના ધર્મોને મતિની પરિણતિના યોગે સ્વીકાર્યા, મિથ્યાત્વધર્મના અનેક ભેદોને

---

* ચાર ભેદ—અવગ્રહ-ઈહા-અપાય-ધારણા.

આત્માએ સંસારમાં પરિભ્રમણ કરતાં ધારણ કર્યાં,-તેમાં તેણે મતિને પરિણમાવી, પણ તેથી સંસારનો અન્ત આવ્યો નહિ. આત્માની મતિરૂપ સ્ત્રી, અનેક ધર્મરૂપે પરિણમી. કોઈ વખતે કોઈ ધર્મરૂપે પરિણમીને તે ધર્મનું નાટક ભજવી બતાવ્યું અને બીજો ધર્મ ગ્રહણ કર્યો ત્યારે, પૂર્વના મિથ્યાત્વધર્મનો ત્યાગ કર્યો. મિથ્યાત્વદશાના અનેક ધર્મોને મતિએ ગ્રહણ કર્યા અને પશ્ચાત્ તેઓને મૂકી દીધા. આ સંસારમાં મિથ્યાત્વધર્મના હેતુઓ ઘણા છે. મિથ્યાત્વબુદ્ધિનો નાશ થયાવિના સમ્યક્ત્વની પ્રાપ્તિ થતી નથી. મિથ્યાધર્મમાં પરિણામ પામેલી એવી બુદ્ધિવડે, આત્મા ચાર ગતિમાં યથાપ્રવૃત્તિકરણ કરીને ભટક્યો, તોપણ તેનો પાર આવ્યો નહિ. અનેક પ્રકારના મિથ્યા ધર્મોમાં પરિણામ પામનારી મતિ છે અને તે તેઓનાથી જુદી પણ થાય છે. મિથ્યાત્વધર્મના આચારોમાટે મિથ્યા ધર્મમાં પરિણામ પામેલી મતિ, અનેક પ્રકારના કુવિચારો ચલાવીને તેઓનું પોષણ કરે છે. એકાન્ત ધર્મને ગ્રહણ કરીને મતિએ, અનેક મનુષ્યો સાથે ધર્મ યુદ્ધો કરીને, અનેક મનુષ્યોપર દ્વેષ ધારણ કરીને, આત્માને અનન્તકાલ પર્યન્ત સંસારમાં રાખ્યો. એકાન્તધર્મને માનનારી મતિવડે, રાગદ્વેષની વૃદ્ધિ થાય છે, પણ રાગ અને દ્વેષનો ક્ષય થતો નથી. જ્યાં એકાન્તધર્મ માનનારી મતિ હોય છે ત્યાં, રાગ અને દ્વેષને રહેવાનું અને પુષ્ટ બનવાનું સ્થાન મળે છે. મિથ્યાધર્મમાં પરિણામ પામેલી બુદ્ધિના પણ અનેક-મિથ્યાધર્મના પ્રસંગો પામીને-ભિન્ન ભિન્ન પરિણામ થયા કરે છે. મિથ્યાત્વધર્મમાં પરિણામ પામેલી મતિના યોગે, આત્માનું વીર્ય પણ પરભાવમાં પરિણમે છે અને તેથી આત્મા, કર્મના પાસમાં વિશેષ પ્રકારે ફસાતો જાય છે. આખી દુનિયામાં કરોડો મનુષ્યોની, ધર્મની બાબતની મતિ ભિન્ન ભિન્ન હોવાથી, તેઓ એક બીજાને પ્રાયઃ મિથ્યાત્વધર્મવાળા ગણે છે. મનુષ્યનો આત્મા, કારણ સામગ્રી પામીને મિથ્યાત્વધર્મમાં પરિણમેલી બુદ્ધિના યોગે, યથાપ્રવૃત્તિકરણ કરીને આઠે કર્મની સાગરોપમ કોડાકોડી હીન સ્થિતિ કરે છે, પણ તેથી તે સમ્યક્ત્વને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બની શકતો નથી. જ્યારે સંસારમાં પરિભ્રમણ કરતાં કરતાં, શ્રી સર્વજ્ઞ વીતરાગદેવપ્રરૂપિત ધર્મના ધારક, એવા કોઈ સદ્ગુરૂનો સમાગમ થાય છે અને તેમનાં વચનો રૂચે છે અને આત્માની મતિ, અનેકાન્તધર્મ સમજીને તે રૂપે પરિણમે છે ત્યારે, આત્મા, ખરેખર બહિર્ આત્મત્વનો ત્યાગ કરવાને સમર્થ થાય છે. શ્રી સર્વજ્ઞ વીતરાગદેવના શુદ્ધધર્મને ઘણા મનુષ્યો સાંભળે છે, પણ જેની ભવસ્થિતિ પાકી હોય છે તેઓને વીતરાગદેવના ધર્મની રૂચિ થાય છે.

શ્રી સર્વજ્ઞ વીતરાગદેવ કથિત આત્મધર્મની શ્રદ્ધારૂપે મતિ પરિણમે છે ત્યારે, સમ્યગ્‌મતિ કહેવાય છે. સમ્યકત્વમતિનો ઉત્પાદ થતાં આત્મા ખરેખર બહિરાત્મભાવનો ત્યાગ કરીને અન્તરાત્મભાવને પામે છે. મિથ્યાત્વધર્મમાં પરિણામ પામેલી મતિ, ખરેખર સંસારની વૃદ્ધિ કરવામાં બળવતી હોય છે અને સમ્યકત્વરૂપ પરિણામને પામેલી મતિ, ખરેખર સંસારનું કારણ એવા, રાગ અને દ્વેષનો છેદ કરવાને સમર્થ બને છે. મિથ્યાત્વરૂપ પરિણામને પામેલી મતિ, ખરેખર આસ્રવના હેતુઓમાં પરિણમે છે અને સમ્યકત્વરૂપ પરિણામને પામેલી મતિ, ખરેખર ભાવસંવર, અર્થાત્ ભાવસંવરના હેતુઓમાં રૂચિને ધારણ કરે છે. મિથ્યાત્વમતિ ખરેખર અશુદ્ધ પ્રેમમાં તન્મય બનીને રહે છે અને સમ્યકત્વ પરિણામ પામેલી મતિ શુદ્ધ પ્રેમરૂપ સરોવરમાં ઝીલીને શાન્તતારૂપ શીતલતાને પ્રાપ્ત કરે છે. મિથ્યાત્વ પરિણામને પામેલી મતિરૂપ સ્ત્રી, ખરેખર જડમાં સુખ માનીને બાહ્યદૃષ્ટિને ધારણ કરે છે અને અનેકાન્ત ધર્મવડે સમ્યકત્વપરિણામને પામેલી મતિરૂપ સ્ત્રી, આત્મારૂપ પોતાના પુરૂષના અસંખ્ય પ્રદેશો પૈકી; પ્રતિપ્રદેશે અનન્તગણું સુખ રહેલું છે તેની પ્રતીતિ કરીને અન્તર્દૃષ્ટિને ધારણ કરે છે. મિથ્યાત્વરૂપ પરિણામને પામેલી મતિ, ખરેખર બાહ્યપદાર્થોમાં હેય, જ્ઞેય અને ઉપાદેયરૂપ વિવેકને કરતી નથી અને સમ્યકત્વરૂપ પરિણામને પામેલી મતિ, ખરેખર વસ્તુતઃ આત્માના ધર્મને ઉપાદેય ધારે છે અને પૌદ્‌ગલિક ધર્મને હેય માને છે, તથા ચેતન અને જડ એ બન્નેને જ્ઞેય તરીકે માને છે. સમ્યકત્વરૂપ પરિણામને પામેલી બુદ્ધિ, ખરેખર પ્રત્યેક વસ્તુને સમ્યક્‌પણે જાણીને તેનો નિશ્ચય કરે છે. કેટલાક વાદીઓ આત્માને એકાન્તે નિત્ય ધર્મવાળો માનીને અનિત્ય ધર્મનો અપલાપ કરે છે. કેટલાક વાદીઓ આત્માને એકાન્તે અનિત્ય માનીને નિત્ય ધર્મનો અપલાપ કરે છે. આત્મામાં અનેક ધર્મ રહ્યા છે અને તે ભિન્ન ભિન્ન નયોની અપેક્ષાએ અવબોધી શકાય છે. સાત નયો આદિની અપેક્ષાએ આત્મામાં રહેલા અનેક ધર્મોને જણાવનારી સમ્યકત્વમતિ છે. સમ્યકત્વમતિની પ્રાપ્તિ થતાં વસ્તુમાં અનેક ધર્મોને-અપેક્ષાએ જાણી શકાય છે, તેથી પૂર્વકાલમાં મિથ્યામતિવડે કરેલા એકાન્ત ધર્મના નિશ્ચયો ટળી જાય છે. આત્માની મતિરૂપ સ્ત્રી, પોતાનું સ્વરૂપ સમજીને પોતાની દશાને નીચે પ્રમાણે વર્ણવે છે.

**ससरो हमारो बालो भोलो, सासु बाल कुंवारी ॥**
**पियुजी हमारो पोढ्यो पारणीए तो, मेहुं झुलावनहारी.॥अवधू०॥२॥**

ભાવાર્થઃ—મતિ અર્થાત્ બુદ્ધિ કહે છે કે, મારો વ્યવહાર સમ્યક્ત્વરૂપ સાસરો–શ્વસુર છે અને માર્ગાનુસારીના ગુણો આદિ વ્યવહાર ધર્મ આચરણારૂપ મારી સાસુ છે. વ્યવહાર સમ્યકત્વ સસરો બાળો-ભોળો અર્થાત્ બાળક છે. નિશ્ચય નયની અપેક્ષાએ ઉપશમાદિ સમ્યકત્વ તે વસ્તુતઃ સમ્યકત્વ ગણાય છે અને તેની અપેક્ષાએ વ્યવહાર સમ્યકત્વરૂપ સસરો બાળ કહેવાય છે અને તેમાં સરલતા હોવાથી ભોળો ગણાય છે; ભોળાનો અર્થ અત્ર સરલ ગ્રહણ કરવો. વ્યવહાર ધર્માચરણારૂપ સાસુ પણ અન્તરંગ ધ્યાનક્રિયાની અપેક્ષાએ બાળ અર્થાત્ બાલિકા છે અને તે કોઈપણ એક જીવની સાથેજ સદાકાલનો સંબન્ધ બાંધતી નહિ હોવાથી, તે કુંવારી (કુમારી) ગણાય છે. વ્યવહાર સમ્યકત્વ અને સત્ય વ્યવહાર ધર્માચરણાવડે અન્તરાત્માની ઉત્પત્તિ થાય છે, તેથી વ્યવહાર સમ્યકત્વ અને વ્યવહાર ધર્માચરણા એ જનક હોવાથી અન્તરાત્માનાં, પિતા અને માતા ગણાય છે અને તે બેથી અન્તરાત્માની ઉત્પત્તિ થતી હોવાથી, અન્તરાત્મા તે ઉપમાએ પુત્રરૂપ ગણાય છે અને તે મતિનો સ્વામી કહેવાય છે. મતિ અર્થાત્ બુદ્ધિ કથે છે કે, હું મારા સ્વામીને અનેક પ્રકારના પરિણામરૂપ પારણામાં ઝુલાવનારી છું.

દ્વિતીયપક્ષ ભાવાર્થમાં નીચે પ્રમાણે પણ અર્થ થાય છે. આત્મારૂપ સ્વામિની મતિ અર્થાત્ બુદ્ધિ, સ્ત્રી છે; મતિ કહે છે કે, મારો મિથ્યાત્વરૂપ સસરો છે અને તે બાલકની પેઠે અજ્ઞાનની ચેષ્ટા કરનારો હોવાથી બાળક ગણાય છે, તેમજ તે ભોળો અર્થાત્ મૂર્ખ છે. મિથ્યાત્વના સ્પષ્ટ ઉદયે મિથ્યાત્વ ગુણસ્થાનક ગણાય છે,–પહેલા ગુણસ્થાનકમાં રહેલો બહિરાત્મા તે બુદ્ધિનો સ્વામી છે, તેમજ મતિ કહે છે કે મારી મિથ્યાત્વની આચરણારૂપ સાસુ છે; મિથ્યાત્વની આચરણા, અજ્ઞતા યોગે થાય છે તેથી મિથ્યાત્વ ક્રિયારૂપ સાસુને બાળ કહેવામાં આવે છે અને તે મિથ્યાત્વ ક્રિયા, કોઈ અમુક જીવનીજ સાથે માત્ર સંબન્ધ ન ધરાવતી હોવાથી, કુમારી ગણાય છે. કર્મરૂપ પારણામાં બહિરાત્મારૂપ સ્વામી, પ્રમાદભાવે પોઢયો છે તેને મતિ અર્થાત્ બુદ્ધિ કહે છે કે, પરભાવ પરિણતિરૂપ દોરીવડે હું તેને ઝુલાવનારી છું.

તૃતીયપક્ષ ભાવાર્થમાં નીચે પ્રમાણે અર્થ થાય છે. મતિ અર્થાત્ બુદ્ધિ કથે છે કે, મારો આત્મારૂપ સ્વામી છે અને સદ્ગુરૂરૂપ સસરો બાળકની પેઠે શુદ્ધાન્તઃકરણધારક અને ભોળો અર્થાત્ સરલ છે, તેમજ બાલકની પેઠે સત્ય કથનારી અને સદાકાલ કુમારી એવી ગુરૂની વાણીરૂપ સાસુ છે; ઘોડીયાના ચાર પાયારૂપ ચતુર્ગતિવડે યુક્ત; કર્મરૂપ

પારણામાં આત્મસ્વામી પોઢ્યા છે, તેને હું અધ્યવસાયરૂપ દોરીવડે ઝુલાવું છું.

ત્રણ પક્ષના ભાવાર્થમાં પ્રથમ ભાવાર્થ, વિશેષ પ્રકારે અનુભવગમ્ય થાય છે. માર્ગાનુસારી ગુણો તથા દેવ-ગુરૂની ભક્તિ, દયા, પ્રેમ, ભ્રાતૃભાવ, મધ્યસ્થભાવ, સત્યતત્ત્વની જિજ્ઞાસા, અને અહિંસાદિ વ્રતોની ધર્માચરણાવિના, ઉપશમાદિ સમ્યકત્વ પ્રાપ્ત થતું નથી અને તેવિના ચોથા વગેરે ઉપરના ગુણસ્થાનકમાં પ્રવેશ થતો નથી. વ્યવહાર ધર્માચરણાવિના મિથ્યાત્વગુણસ્થાનકથી ઉપરના ગુણસ્થાનકની પ્રાપ્તિ થઈ શકતી નથી;-વ્યવહારથી ધર્મની રૂચિ થતાં સદ્‌ગુરૂના ઉપદેશનો લાભ લેઈ શકાય છે. નિષ્પક્ષપાત બુદ્ધિથી જે મનુષ્યો, જિનવાણીનો ઉપદેશ સાંભળે છે તેઓને સમ્યકત્વ થાય છે. દેવ-ગુરૂ અને ધર્મ એ ત્રણ તત્ત્વની શ્રદ્ધા ધારણ કરવી તેને, વ્યવહાર સમ્યકત્વ કહેવામાં આવે છે. શિષ્યને પંચ મહાવ્રત ઉચ્ચરાવવાં હોય છે ત્યારે,-ગુરૂ તે શિષ્યને-નૈગમ નયની અપેક્ષાએ સમ્યકત્વનો આરોપ કરીને, સાધુનાં પંચ મહાવ્રત ઉચ્ચરાવે છે. વ્યવહાર કથિત વ્યવહાર સમ્યકત્વ અને વ્યવહાર ધર્માચરણા, તે બે નિશ્ચય સમ્યકત્વ અને નિશ્ચય ચારિત્રનાં કારણ છે. કારણ તે વ્યવહાર છે અને કાર્ય તે નિશ્ચય છે. અનેક જીવો વ્યવહાર સમ્યકત્વ અને વ્યવહાર ધર્મક્રિયાઓનું આસેવન કરી, નિશ્ચય સમ્યકત્વ તથા નિશ્ચય ચારિત્ર પામીને મુક્તિ પામ્યા છે; વ્યવહાર સમ્યકત્વ અને વ્યવહાર ધર્મક્રિયાથી બહિરાત્મા, પોતાનું રૂપ બદલીને અન્તરાત્મારૂપે પરિણામ પામે છે. પ્રથમ ગુણસ્થાનકમાં જે મતિ હોય છે તે મિથ્યાત્વદશા પરિણામવડે યુક્ત હોયછે. નિશ્ચય સમ્યકત્વ પામતાં, પહેલા ગુણસ્થાનકમાં પણ છેલ્લી વખતે મિથ્યાત્વનો રસ ઘણો પાતળો પડી ગયો હોય છે,-એવી મતિ હોય છે. વ્યવહારનયની અપેક્ષાએ ચોથા ગુણસ્થાનકમાં પ્રવેશ કરતાં, પ્રથમ ગુણસ્થાનક, હેતુભૂત હોવાથી કારણ ગણાય છે અને સમ્યકત્વ ગુણસ્થાનક કાર્યરૂપ ગણાય છે. નિશ્ચય સમ્યકત્વરૂપ કાર્યના ઘણા હેતુઓ-માર્ગાનુસારીના ગુણો વગેરે, પહેલા ગુણસ્થાનકમાં હોય છે. પહેલા ગુણસ્થાનકમાં મિથ્યાત્વના અસંખ્ય ભેદ પડે છે. સમ્યકત્વ સન્મુખ થએલા જીવને પ્રથમ ગુણસ્થાનકમાં પણ મિથ્યાત્વના રસ બહુ લુખા હોય છે. પહેલા ગુણસ્થાનકમાં પણ કોઈ જીવને-ચારિત્રના એકદેશ તપશ્ચરણ આદિની અપેક્ષાએ-સકામ નિર્જરા હોય છે. પ્રથમ ગુણસ્થાનકમાં પણ નિશ્ચય સમ્યકત્વ હેતુભૂત એવા ઘણા ગુણો મેળવવાના હોય છે, તેથી તે ગુણનું સ્થાનકભૂત એવું ખરેખર મિથ્યાત્વ છતાં પણ પહેલું ગુણસ્થાનક ગણાય છે. વ્યવ-

હાર સમ્યકત્વ અને વ્યવહાર ધર્મક્રિયા એ બે અન્તરાત્માને ઉત્પન્ન કરવામાં જનકરૂપ હોવાથી પિતા અને માતા તરીકે ગણાય છે.

સમ્યકત્વને પ્રાપ્ત કરવામાટે સદ્ગુણોની જરૂર છે. માર્ગાનુસારિના વ્યાવહારિક ગુણોને પ્રાપ્ત કરવાની જરૂર છે. જૈનાગમોનું અધ્યયન, શ્રવણ અને મનન કરવાની જરૂર છે. વ્યવહાર સમ્યકત્વના આચારોને આચારમાં મૂકવાની જરૂર છે. ગાડરીયા પ્રવાહની માફક-અન્ધ શ્રદ્ધાથી કેટલાક મનુષ્યો ધર્મક્રિયાઓ કરે છે, પણ તેઓ સત્ય બોલતા નથી અને ધનના સ્વાર્થે દેવ-ગુરૂના સોગન ખાય છે, અર્થાત્ પ્રમાણિકતા આદિ નીતિના ગુણોથી ભ્રષ્ટ હોય છે, તેવાઓની વ્યવહારધર્માચરણા લુખી ગણાય છે. જેઓની ધર્મક્રિયાઓ, દયા, સત્ય, શુદ્ધપ્રેમ, અસ્તેય, ભક્તિ, મધ્યસ્થતા, ગંભીરતા, વિવેક અને વિનય આદિવડે યુક્ત હોય છે, તેઓ નિશ્ચય સમ્યકત્વના સન્મુખ થાય છે. નૈગમ, સંગ્રહ અને વ્યવહાર, એ ત્રણ નયથી વ્યવહાર સમ્યકત્વનું સ્વરૂપ કથાય છે અને રજુસૂત્ર, શબ્દનય, સમભિરૂઢ અને એવંભૂત નયથી નિશ્ચય સમ્યકત્વનું સ્વરૂપ વસ્તુતઃ પ્રતિપાદન કરાય છે, માટે સાત નયોથી સમ્યકત્વનું સ્વરૂપ જાણવું. ઉત્તરોત્તર નયકથિત-શુદ્ધ સમ્યકત્વની પ્રાપ્તિમાટે પ્રયત્ન કરવો જોઇએ, પણ સાત નય પૈકી કોઈ નયકથિત સમ્યકત્વનું સ્વરૂપ ઉત્થાપવું ન જોઇએ. સમ્યકત્વની દશ રૂચિ કથી છે તે રૂચિઓવડે અન્તરાત્માની પ્રાપ્તિ થાય છે. ભિન્ન ભિન્ન જીવોની ભિન્ન ભિન્ન સમ્યકત્વની રૂચિ દેખીને કોઈનું ખંડન કરવું નહિ; ઉત્તરોત્તર નયકથિતધર્મ બતાવવા પ્રયત્ન કરવો, પણ કોઈ નયના સમ્યકત્વની નિરપેક્ષપણે પ્રરૂપણા કરવી નહિ.

પક્ષપાતનો ત્યાગ કરીને જેઓ સત્યધર્મ શોધે છે, તેઓને સમ્યકત્વનો લાભ મળે છે. શબ્દનયાદિકથિત સમ્યકત્વ ધર્મને જેઓ પામે છે તેઓને, વ્યવહાર સમ્યકત્વનો નિશ્ચયમાં અન્તર્ભાવ થયો છે એમ અવબોધવું. જેઓ બાહ્યગચ્છાદિ ક્રિયાના ભેદે, સાધ્યશૂન્ય દૃષ્ટિએ લડે છે, તેઓ સમ્યકત્વને પ્રાપ્ત કરી શકતા નથી. નિશ્ચય સમ્યકત્વ પામવાથી સાપેક્ષતાએ કારણ કાર્યભાવનો બોધ થાય છે અને પૂર્વ મિથ્યાત્વ બુદ્ધિથી જે કદાગ્રહો કર્યા હોય છે તે જૂઠા લાગે છે. એકાન્ત મિથ્યાત્વ ધર્મમાં જે સત્ય ધર્મની માન્યતા થઇ હતી તે ટળે છે અને પ્રત્યેક વસ્તુનો સ્યાદ્વાદભાવે બોધ થાય છે. સ્યાદ્વાદભાવે વસ્તુઓનો બોધ થવાથી પ્રત્યેક મનુષ્યને અનેકાન્ત શૈલીથી બોધ દેઇ શકાય છે અને પ્રત્યેક મનુષ્યની પ્રગતિમાં મદત કરી શકાય છે. કેટલાક એમ કહે છે કે, "અમારે તો વ્યવહાર સમ્યકત્વ અને વ્યવહાર ધર્મક્રિયાનું પ્રયોજન નથી; ફક્ત જડ અને ચેતન એ તત્ત્વનો નિશ્ચય કરીને-નિશ્ચય

સમ્યકત્વ અંગીકાર કરીને, આત્માનેજ દેવ, ગુરૂ અને ધર્મરૂપ માનીને તેની ઉપાસના, ધ્યાન વા આરાધના કરવી જોઇએ !” નિશ્ચય નયથી આ પ્રમાણે વદનારા મનુષ્યોને સૂચના કે, તેઓએ કાર્યની પરિપૂર્ણ સિદ્ધિ અને કાર્યની સ્થિરતા ન થાય તાવત્ વ્યવહાર સમ્યકત્વ અને વ્યવહાર ધર્મક્રિયાનો ત્યાગ કરવો નહિ. વ્યવહાર સમ્યકત્વ અને વ્યવહાર ધર્મની ક્રિયા કરનારાઓને પણ સૂચના કે, તેઓએ શુદ્ધ પ્રેમ, ભક્તિ, અહિંસાદિ વ્રત, આત્મવત્ સર્વત્ર દૃષ્ટિ, સર્વ જીવોના ગુણો લેવાની દૃષ્ટિ, આત્મગુણપ્રતિ રૂચિ, શાસ્ત્રોનું બહુ માન અને ભક્તિ તથા સંસાર વ્યવહારમાં ઉત્તમ નીતિના સદ્દગુણોને પ્રાણની પેઠે ધારણ કરવાની પ્રવૃત્તિ, આદિ સદ્દગુણોનું અવલંબન કરવું જોઈએ, તેમજ નિશ્ચય સમ્યકત્વરૂપ સાધ્યની પ્રાપ્તિમાટે વ્યવહારધર્માચરણાઓનું અવલંબન કરવું જોઇએ. જ્ઞાનાદિ સદ્દગુણો પ્રાપ્ત કરવાનેમાટે દરરોજ પ્રયત્ન કરવો જોઇએ. દરરોજ સદ્દગુણોની ધૂનમાં મચ્યા રહેવું જોઇએ. ધર્મના સંકુચિત નિરપેક્ષ ભેદમાં બંધાઈને કદી કદાગ્રહ કરીને ધર્મ કલેશ કરવો જોઈએ નહિ. કોઈનો આત્મા દુખાય એવો કોઈ પણ પ્રયત્ન ન કરવો જોઈએ. સાપેક્ષ બુદ્ધિથી ભાષણ કરવાની ટેવ પાડવી જોઇએ. પ્રત્યેક વસ્તુઓનો અનેકાન્ત બુદ્ધિથી નિર્ણય કરવો જોઈએ. ઉત્તમ શુભાચારોવડે આત્માના ગુણોની પુષ્ટિ કરવા પ્રયત્ન કરવો જોઇએ; આ પ્રમાણે વ્યવહાર ધર્મની આચરણાઓને સેવતાં નિશ્ચય સમ્યકત્વની પ્રાપ્તિ થાય છે. વ્યવહાર સમ્યકત્વથી જૈન કોમની જગત્માં અસ્તિતા વર્તે છે. વ્યવહાર સમ્યકત્વનો અપલાપ કરતાં જૈન તીર્થ વા જૈન સંઘનો નાશ થાયછે. નૈગમ, તથા વ્યવહારનયમાન્ય વ્યવહાર સમ્યકત્વવડે જૈન ધર્મની વ્યવસ્થા ચલાવી શકાય છે. શબ્દનય કથિત ઉપશમાદિ સમ્યકત્વને પ્રાપ્ત કરનારા વિરલા હોય છે અને તેનો વ્યવહારદૃષ્ટિથી વા પરોક્ષ પ્રમાણથી નિશ્ચય કરી શકાય નહિ. નૈગમ, સંગ્રહ અને વ્યવહારનય કથિત સમ્યકત્વ તો કારણરૂપ હોવાથી જૈનધર્મનો પ્રચાર કરવામાં બાળજીવોને પણ રૂચિકારક થઈ પડે છે; નૈગમનયથી પ્રથમ સર્વ જીવો ધર્મમાર્ગ પ્રવૃત્તિનો આરંભ કરે છે. પહેલી ચોપડી ભણ્યાવિના સાતમીનો અભ્યાસ થઈ શકતો નથી. પ્રથમ પગથીયા ઉપર પગ મૂક્યાવિના એકદમ પાંચમા વા છઠ્ઠા પગથીયાપર પગ મૂકી શકાતો નથી, તેમ નૈગમનયમાં પણ સમજવું. નૈગમનયના સમ્યકત્વ અને ધર્માચરણની અપેક્ષાએ બાળજીવો જૈનશાસનમાં રહી શકે છે. વ્યવહારનયના સમ્યકત્વવડે અને ધર્માચારવડે બાળજીવો જૈનશાસનમાં રહી શકે છે. જો કે ઉપર ઉપરના નયની અપેક્ષાએ, સમ્યકત્વની

શુદ્ધિ અને ધર્માચરણની શુદ્ધિ હોય છે, તોપણ સર્વ જીવોની એકસરખી સમ્યકત્વ દશા ન હોવાથી, નયોની અપેક્ષાએ ભેદ પડ્યાવિના રહેતા નથી. શુભરાગાદિની ભક્તિવડે જૈન શાસનને ચલાવનારાઓ સર્વ નયોની સાપેક્ષતાથી સમ્યકત્વાદિ ધર્મને સ્વીકારે છે, તેથી નીસરણીના પગથીયાંની પેઠે ઉપરના નયકથિત સમ્યકત્વ ધર્મને પ્રાપ્ત કરી શકાય છે અને નીચેના નયોની અપેક્ષાએ સમ્યકત્વ અંગીકાર કરનારાઓને શુદ્ધ પ્રેમવડે ઉપર ચઢાવી શકાય છે. ઉપરના નયકથિત સમ્યકત્વની દશા, જેનામાં પ્રગટી છે તેને નીચેના નયકથિત સમ્યકત્વની જરૂર રહેતી નથી, તો પણ સર્વ જીવોની અપેક્ષાએ–નયોની સાપેક્ષતાએ અને અધિકારભેદે સમ્યકત્વનો ઉપદેશ દેવો પડેછે. પોતાનો જે નયકથિત સમ્યકત્વમાં અધિકાર છે, તેનો અન્ય જીવોને અધિકાર માની લેઇને અન્ય નયકથિત સમ્યકત્વ ધર્મનું ખંડન કરવું નહિ.

વ્યવહાર સમ્યકત્વ અને વ્યવહાર ધર્મક્રિયાના પરિણામને પામીને, પૂર્વના મિથ્યાત્વ પરિણામનો–બુદ્ધિ ત્યાગ કરે છે. વ્યવહાર સમ્યકત્વાદિવડે નિશ્ચય સમ્યકત્વની પ્રાપ્તિ થાય છે, ત્યારે, મતિ અર્થાત્ બુદ્ધિ તેવા પ્રકારના પરિણામને ધારણ કરે છે. મતિની ઉપર્યુક્ત દશા, કારણ સામગ્રીને પામી થાય છે, તે વાત, ખરેખર મતિ પોતેજ કહી બતાવે છે.

મતિ અર્થાત્ બુદ્ધિ, પોતાની પૂર્વાપર દશાનું વર્ણન પોતાની
મેળે વિવેક પામીને નીચે પ્રમાણે કથે છે.

**नहीं हुं परणी नहीं हुं कुंवारी, पुत्र जणावनहारी ॥**
**काली दाढीको में कोइ नहीं छोड्यो, तोए हजुं हुं बालकुंवारी**
**॥ अवधू० ॥ २ ॥**

**ભાવાર્થ:**—મતિ અર્થાત્ બુદ્ધિ કથે છે કે, હું કોઇની સાથે પરણી નથી. કારણ કે અમુક આત્મા તેજ મારો સ્વામી છે એમ મેં–કોઈ અમુકની સાથે–નિર્ધાર કર્યો નથી, તેમજ હું કુમારી પણ નથી; કારણ કે આત્મસ્વામીવિના હું એકલી કોઈ દિવસ રહી નથી અને રહેવાની નથી. મિથ્યાત્વ પરિણામ પામેલી હું જો હોઉં છું તો કર્મરૂપ પુત્રને ઉત્પન્ન કરૂં છું અને સમ્યકત્વ પરિણામવડે જો હું આત્મરૂપ સ્વામીની સાથે પરિણમું છું તો અન્તરાત્મસ્વામીના સંબન્ધે પરમાત્મરૂપ પુત્રને જણું છું, અર્થાત્ ઉત્પન્ન કરૂં છું. મતિ કથે છે કે, વિભાવદશામાં પરિણામ પામીને કૃષ્ણલેશ્યા પરિણામરૂપ કાલી દાઢી જેની છે એવા, કોઇ પણ જીવને મેં છોડ્યો નથી. મતિ પોતાના માહાત્મ્યનું વર્ણન કરતી

છતી કથે છે કે, કોઈ એવો કાળી દાઢીવાળો મનુષ્ય નથી કે જેને મેં અશુદ્ધપરિણતિવડે સંસારમાં ન રમાડયો હોય! પરભાવદશાના સમયમાં સર્વ આત્માઓને મેં ભોગવ્યા છે. અશુદ્ધપરિણામવડે મેં સર્વે આત્માઓને મારા તાબામાં કરીને તેઓને પરભાવરમણતામાં લયલીન કર્યા છે. પૂર્વે મિથ્યાત્વદશામાં મારૂં બળ ખરેખર-પરભાવમાં પરિણામ પામીને-આત્માને પરભાવમાં રમાડવા સમર્થ બન્યું હતું. પૂર્વની દશા મારી જોઉં છું તો મિથ્યાત્વદશામાં પણ મારી વિચિત્ર ગતિ હતી. મિથ્યાત્વ પરિણામ પામેલી એવી હું પૂર્વસમયમાં પણ પરણેલી નહોતી અને કુમારી પણ નહોતી; તેમ સમ્યકત્વ પરિણામને પામેલી એવી હું કોઈની સાથે પરણેલી નથી. અદ્યાપિ પર્યન્ત હું બાલકુમારિકા છું. સામાન્ય મિથ્યામતિ અને સામાન્ય સમ્યકત્વમતિની અપેક્ષાએ સર્વ આત્માઓની સાથે સંબન્ધ ધરાવનારી એવી મતિનું, આ પ્રમાણે બોલવું થાય છે; એમ વાચકોએ લક્ષ્યમાં રાખવું. પોતાની પૂર્વાવસ્થાની શક્તિ અને સમ્યકત્વાવસ્થાની અપૂર્વ શક્તિને, મતિ પોતે પોતાની મેળે કથે છે.

શ્રીમદ્ આનન્દઘનજી મિથ્યામતિ અને સમ્યકત્વમતિનું જાતિની અપેક્ષાએ, તેના મુખે માહાત્મ્ય જણાવીને દુનિયાની આગળ અપૂર્વભાવ ખડો કરે છે. મિથ્યાત્વપરિણામ પામેલી મતિ, ખરેખર કર્મરૂપ પુત્રને ઉત્પન્ન કરે છે. મિથ્યામતિની સાથે રાગદ્વેષાદિની પરિણતિનો સંબન્ધ ગાઢ હોય છે, તેથી-મિથ્યામતિથી મનુષ્યો પોતાના આત્માના બળનો દુરૂપયોગ કરીને, આત્માના બળને પરવસ્તુમાં પરિણમાવીને,-કર્મરૂપ જડ વસ્તુના કર્તા અને ભોક્તા બને છે અને કર્મના સંબન્ધમાં ક્ષીર-નીરની પેઠે આત્માવડે પરિણમીને શુદ્ધધર્મને પ્રગટ કરી શકતા નથી. રાધાવેધ વગેરેની સાધના કરવી સહેલ છે, પણ મતિને સમ્યક્પણે પરિણમાવવી મુશ્કેલ છે. મિથ્યામતિની પરિણતિ સાથે જ્ઞાનાવરણીયાદિ કર્મની પરિણતિયો પણ સામેલ થાય છે અને તેથી તેઓ સંસારની વૃદ્ધિ કરવામાં પોતાનું સર્વ બળ વાપરે છે. અજ્ઞાનદશામાં સર્વ જીવોને આવી પરિણતિનાં નાટક ભજવવાં પડે છે. મિથ્યામતિના જોરથી રાજા-રાણા-રંકને લક્ષ્મીદારો પણ કર્મની પરંપરા પ્રતિદિન વધારે છે. અજ્ઞાની જીવો એવા તો મિથ્યાત્વપરિણતિના પાસમાં સપડાયા છે કે, તેઓનો છૂટકો ખરેખર સદ્ગુરૂના ઉપદેશવિના થઈ શકતો નથી. મિથ્યાત્વ વિચારોના પ્રવાહોમાં અનેક મનુષ્યો તણાય છે અને તેઓ પોતાનું જીવન શામાટે ગાળે છે! તેનો પણ વિચાર કરતા નથી. આત્માની શક્તિયોને સમ્યક્ પ્રકારે જાણીને-તેઓનો પ્રકાશ કરીને, અન્યોને પણ તેવી રીતે બનાવવામાટે ઉત્તમ મનુષ્યો જીવે છે. અજ્ઞાની જીવો પોતાના એકદેશીય

અહિતસંયુક્ત વિચારોમાં પોતાનું જીવન વ્યતીત કરે છે. મિથ્યામતિના પાશમાં સપડાયલા જીવો, એકનયની દૃષ્ટિવડે અમુક વિચારને ધર્મ તરીકે સ્વીકારીને અન્ય નયોના સાપેક્ષ વિચારો સામું ન જોતાં, મિથ્યાત્વ-વિચારની ધૂનમાં ને ધૂનમાં અનેક પ્રકારના અશુભ વિચારોને તાબે થઈને કર્મની રાશિનો સંચય કરે છે. પહેલી ચોપડી ભણનારની આગળ જેમ એમ. એના સિદ્ધાન્ત કહીએ તો તેને તે વાત જૂઠી લાગે છે, તેમ નૈગમ આદિ એક નયકથિત વસ્તુધર્મને માનનારાઓ અન્યનયકથિત વસ્તુઓના વિચારોને જૂઠા માને છે. દુનિયામાં કોઈપણ વચન ખરેખર સાપેક્ષ નયવાદથી વિચારમાં આવે તો અસત્ય નથી; કોઈ પણ નયની અપેક્ષાએ કોઈ વચન સત્ય હોય છે. જેટલા વચનના માર્ગ હોય છે તેટલા નયવાદો છે અને જેટલા નયવાદો છે તે પરસ્પર એકબીજાની સાપેક્ષતાની સાંકળવડે જોડાયલા હોય છે.

અનેક જાતના વિચારોને નયોની અપેક્ષાવિના મિથ્યામતિધારક મનુષ્યો, જૂઠા માનીને કોઈ વસ્તુના એકાન્તધર્મને સ્વીકારીને પોતાનું જીવન બહુ સંકુચ ક્ષેત્રવાળું કરી દેછે. મિથ્યામતિથી અનેક પ્રકારના વિચારોને નયોની સાપેક્ષતાએ પોતાના હૃદયમાં ગોઠવી શકાતા નથી. સાત આંધળાઓએ હાથીના ભિન્ન ભિન્ન અંગોનો નિશ્ચય કરીને ભિન્ન ભિન્ન અંગોવાળો–હાથીને માની લેઈ પોતપોતાની માન્યતા સિદ્ધ કરવા લાગ્યા અને અંધ છતાં અનેક પ્રકારની વાણીનો આડંબર વધારીને સ્વપક્ષ સ્થાપન કરવા લાગ્યા અને પરપક્ષમાન્ય અંગોનું ખંડન કરવા લાગ્યા. આંધળાઓનું સ્વપક્ષ અંગનું સ્થાપન કર્તવ્ય ખરેખર અંધદશામાંજ શોભી શકે ! અને તેઓને તે કૃત્ય આનન્દપ્રદ થઈ શકે ! કિન્તુ જો તેઓની આંખો ઉઘડે તો પોતાના મિથ્યામતિના વિચારો માટે કેટલોબધો પશ્ચાત્તાપ થાય? તે તેઓ પોતેજ અવબોધી શકે. અંધદશામાં જે મતિ હોય છે તે ચક્ષુથી દેખવાની અવસ્થામાં હોતી નથી. અંધદશાના વિચારો ચક્ષુથી વસ્તુઓનું સમ્યગ્દર્શન થયાબાદ રૂપાન્તરને પામે છે. જગત્ના લોકો આંધળાઓની પેઠે ધર્મરૂપ હાથીના એકેક અંગને બાઝીને તેઓ પોતપોતાના એકેક અંગને સંપૂર્ણ ધર્મરૂપ હાથી માની લેઈને અન્યોના કથનને અસત્ય માને છે. સાંખ્યો વ્યવહારનયના ધર્મઅંગને માનીને સંગ્રહનય માનનારા અદ્વૈતવાદીઓના ધર્મઅંગને અસત્ય માનીને તેનું ખંડન કરે છે. મિમાંસકો ધર્મરૂપ હસ્તીના શબ્દનયરૂપ ધર્માંગને એકાન્તે સત્ય માનીને એકાન્ત ઋજુસૂત્રનયકથિત બૌદ્ધધર્માંગને તોડી પાડવા પ્રયત્ન કરે છે. બૌદ્ધો ધર્મરૂપ હસ્તિના ઋજુસૂત્રનયકથિત ધર્માંગનો એકાન્તે સ્વીકાર કરીને એકાન્ત નૈગમનયકથિત

ઈશ્વર જગતકર્તૃત્વવાદ માનનારા મુસલ્માનો, નૈયાયિકો, અને ખ્રીસ્તિયો વગેરેના ધર્માંગનું ખંડન કરે છે. પુરાણીઓ, મુસલ્માનો, ખ્રીસ્તિઓ અને નૈયાયિકો એકાન્તે ધર્મરૂપ હસ્તિના આરોપરૂપ ધર્માંગનો સ્વીકાર કરીને વ્યવહારનયકથિત એકાન્ત સાંખ્યતત્ત્વ ધર્માંગને અસત્ય માનીને તેનું ખંડન કરે છે. અદ્વૈતવાદીઓ ધર્મરૂપ હસ્તિના સત્તારૂપ ધર્મનો એકાન્ત સ્વીકાર કરીને અન્યનયકથિત ધર્માંગોનો અસ્વીકાર કરીને તેઓનું ખંડન કરે છે. નાસ્તિકો સાંવ્યાવહારિક પ્રત્યક્ષરૂપ એક ધર્માંગનો એકાન્તે સ્વીકાર કરીને અન્યનયકથિત ધર્મરૂપ હસ્તિના અંગોનો અસ્વી-કાર કરીને તેઓની નાસ્તિતાનું પ્રતિપાદન કરે છે. એકેક નયની દૃષ્ટિથી અવલોકનારા તથા તે પ્રમાણે ધર્મને એકાન્તે માનનારા ધર્મવાદીઓ, ૭ આંધળાઓની પેઠે પરસ્પર એકબીજાનું અપેક્ષા સમજ્યાવિના ખંડન કરીને જગત્માં લોકોના વિચારોમાં અશાન્તિ અને મિથ્યાત્વનો રસ રેડીને, દુનિયામાં શુદ્ધ પ્રેમતત્ત્વ અને ધર્મતત્ત્વનું સત્ય બીજ વાવી શકતા નથી. ૭ આંધળાની પેઠે એકાન્ત એકાંગ ધર્મવાદીઓ વિતંડા-વાદ કરીને સાપેક્ષ ધર્મવાદનો નાશ કરે છે. જ્ઞાનીઓનાં વચનોને એકાન્તવાદધારક અજ્ઞાનીઓ સમજી શકતા નથી. તે નીચેના પદથી સમજાશે.

## પદ.

( હવે મને હરિનામશું નેહ લાગ્યો. એ રાગ. )

જ્ઞાનિનાં વચનો સમજે છે જ્ઞાનીઓ વિચારી,મૂર્ખોમાં થાયમારામારીરે.જ્ઞાની.
૭ અંધાંએ એકેક અંગે, બાજી હાથી નિર્ધાર્યો,
એક બીજાનું થાપે ઉથાપે, વિતંડાવાદને વધાર્યો રે. જ્ઞાનિનાં. ૧
પાસું સોનાનું એક રૂપાનું, ઢાલ તણું ભાઈ જાણો,
સોનાની એક કહે છે રે રૂપાની, સમજ્યાવિના ભરમાણો રે. જ્ઞાનિનાં. ૨
સાપેક્ષાએ શાસ્ત્રવચન સહુ, સ્યાદ્વાદદર્શન ગાવે,
સમજ્યાવિના અજ્ઞાનિમાં ઝઘડો, ખંડનમંડન થાવે રે. જ્ઞાનિનાં. ૩
સાત નયોની વાત ન જાણે, પોતાનો મત તાણે,
સાપેક્ષાવણ સમજે ન સાચું, અભિમાન અન્તર આણે રે. જ્ઞાનિનાં. ૪
નયોના જ્ઞાનવણ નિર્ણય ધારે, વસ્તુસ્વરૂપ ન વિચારે,
જ્ઞાનિનું ગાયું કૂટી મારે છે, તરે નહિ અન્ય તારે રે. જ્ઞાનિનાં. ૫
મૂર્ખોના વાદમાં ખાદ ઘણી છે, ખરી સમજ કહે ખોટી,
સુગરી વાનરથી દુઃખ લહી તેમ, વાગે જ્ઞાનીને સટ સોટી રે. જ્ઞાનિનાં. ૬

મૂર્ખોના વૃન્દમાંહિ સમય વિચારી, બોલશો યોગ્યતા નિહાળી,
જેવી સભા તેવું જાણીને બોલવું, લખોને લેખ બહુ ભાળી રે. જ્ઞાનિનાં. ૭

યોગ્યતા જેને પ્રગટી છે જેટલી, તેટલું માનશે રે સાચું,
બાકી બધું અહો ! ધુવડ પેઠે, જોયા વિના સહુ કાચું રે. જ્ઞાનિનાં. ૮

વ્યવહારને નિશ્ચયનય સમજુ, બોલશો બોલને વિચારી,
સાપેક્ષવણુ જૂઠી છે વાણી, લેશો અન્તરમાં ઉતારી રે. જ્ઞાનિનાં. ૯

ભાષારહસ્યના ભેદ વિચારી, સમજો સાપેક્ષાને સારી,
અનુભવ કરશો તો શિવ વરશો, ઉપદેશક ગુણ ધારી રે. જ્ઞાનિનાં. ૧૦

સમજ્યાવણુ ષટ્દર્શન ઝઘડા, થયા અને વળી થાશે,
"બુદ્ધિસાગર" સ્યાદ્વાદદર્શન, સમજ્યાથી ખેદ સહુ જાશે રે. જ્ઞાનિનાં. ૧૧

[ ભજનસંગ્રહ. ભા. ૫ સુરત. ]

એકાન્તનયદૃષ્ટિથી કોઈ પણ પદાર્થનું સ્વરૂપ અવલોકવાથી તેની બાજુઓ દેખી શકાતી નથી. કોઈપણ વસ્તુનું સંપૂર્ણ સ્વરૂપ જોવું હોય તો સર્વ નયોની અપેક્ષાવડે જોવું જોઇએ. નયોની અપેક્ષાવિના કોઈપણ વસ્તુનું સંપૂર્ણ સ્વરૂપ કથી શકાતું નથી અને સમજી શકાતું પણ નથી. કોઇ પણ વક્તા કોઈ ગ્રંથ બનાવે છે તેમાંથી તેનો આશય તો ઘણોખરો તેના હૃદયમાં રહે છે, તેમજ તે ગ્રંથોમાં લખવાની ઘણીખરી અપેક્ષાઓ પણ તેના હૃદયમાં રહે છે. અમેરિકા વગેરેના કેટલાક વિદ્વાનો પણ કથે છે કે, વક્તાનું વા લેખકનું વાક્ય કોઈપણ જાતની તેના હૃદયમાં ધારણ કરેલી અપેક્ષાવિના શૂન્ય હોતું નથી. કોઈ વિદ્વાન્ અન્યને સમજાવતાં કથે છે કે, મારા કહેવાની વા લખવાની આ અપેક્ષા છે. મેં અમુક આશયથી કથ્યું છે વા લખ્યું છે. કેટલાક વિદ્વાનો કહે છે કે, ગ્રન્થોમાંથી લેખકનો આશય શોધી કાઢવો એજ ખરી પરીક્ષા છે. લેખકના આશયની અપેક્ષા જાણ્યાવિના અભિપ્રાય આપતાં ભૂલ થાય છે. વક્તાના વિચારની અપેક્ષા જાણ્યાવિના તેના ભાષણસંબન્ધી અભિપ્રાય બાંધતાં ભૂલ થાય છે. વિચારોનો મહાસાગર મહાન્ છે અને તેના તરંગોથી પણ અધિક અપેક્ષાઓ છે; તેઓના સંપૂર્ણ રહસ્યને જાણવાનેમાટે અને કોઈપણ વિચારને અન્યાય ન મળે તેમાટે નયવાદનું જ્ઞાન કરવું જોઈએ. સાત નયોનું પરિપૂર્ણ જ્ઞાન કરવાથી અને સાપેક્ષવાદને સમ્યક્ પ્રકારે જાણવાથી કોઈપણ વિચારને એકાન્ત અન્યાય મળતો નથી અને સર્વ પ્રકારના વિચારોને દર્શાવવામાં અન્યનયોની અપેક્ષાપૂર્વક બોલવાથી કોઈપણ નયનો તિરસ્કાર થતો નથી. એકાન્ત ભિન્ન ભિન્ન નયોથી ઉત્પન્ન થયેલા પરસ્પર વિરુદ્ધ એવા ધર્મોમાંથી પણ સાત

નયોની સાપેક્ષતાએ સમ્યગ્જ્ઞાનીને-સમ્યક્પણે સર્વે બાબતોનું જ્ઞાન થાય છે. એકાન્તનયથી મિથ્યાત્વધર્મનો સ્વીકાર કરીને મિથ્યાત્વમતિના જોરથી અનેકાન્તવાદીઓ ધર્મયુદ્ધો કરીને કર્મની વૃદ્ધિ કરે છે. સાત નયોની અપેક્ષાએ, એકેક નયકથિત સર્વ ધર્મઅંગોનો જેમાં સમાવેશ થાય છે એવું જૈનદર્શન, જગત્માં સર્વ ધર્મોના અંગોનું સાપેક્ષતાએ પ્રતિપાદન કરતું છતું વિજયવંત વર્તે છે. સાપેક્ષવાદને માટે ભજન-સંગ્રહ છઠ્ઠા ભાગમાંની નીચે લખેલી કવ્વાલિ વાંચવા યોગ્ય છે અને મનન કરવા યોગ્ય છે. અપેક્ષાવાદની માન્યતા સંબન્ધી ઉંડા ઉતરીને તેમાંથી સાપેક્ષ નયજ્ઞાનને ગ્રહણ કરવું જોઇએ.

( કવ્વાલિ. )

અપેક્ષાએ સમજવાને,—સતત ઉદ્યમ અમારો છે.
અમારાં ભાષણો સર્વે, અપેક્ષાથી ભર્યાં સમજો. ૧

અધિકારી પરત્વે છે, અપેક્ષા જ્ઞાન ઉપદેશો,
નથી સહુ એકના માટે, અધિકારે વિચારી લ્યો. ૨

અધિકારી વિષય ભેદે, જગત્માં જીવ છે જૂદા,
અધિકારી નથી સરખા, અધિકારે પડે ભેદો. ૩

અધિકારેજ તરતમતા, જગત્ની ભિન્ન દૃષ્ટિયો,
રૂચે નહિ સર્વને એકજ, અધિકારે રૂચે જૂદું. ૪

અસંખ્યાતા ગણ્યા છે યોગ, સકલ એ મુક્તિના હેતુ,
રૂચિભેદે અપેક્ષાથી, લડો નહિ સાધનોમાંહિ. ૫

ટળે આવરણ જે ગુણનું, થતી તે યોગની રૂચિ,
વિચિત્રાઈ નજર આવે, અનુભવથી વિચાર્યું એ. ૬

ઘણા મુક્તિતણા યોગો, સકલ સાથે નથી થાતા,
ક્રિયા ને જ્ઞાન બે યોગે, મ્હને સાધનવિષે રૂચિ. ૭

કર્યું છું મુખ્ય જે યોગે, પ્રગટ રૂચિબળે સાધન,
રહ્યા ગૌણત્વ જે યોગો, નથી તેનું જરા ખંડન. ૮

અમોને ગૌણ જે યોગો, પ્રગટ તે મુખ્ય અન્યોને,
સકલને લક્ષ્ય મુક્તિનું, અનન્તાં સુખ લેવાને. ૯

ઘણા આસન્ન મુક્તિના, ઘણા દૂરજ મુક્તિથી,
રહ્યા તે મુક્તિ રસ્તામાં, મુસાફર મુક્તિના તે છે. ૧૦

દૂરાસન્નાદિ ભેદોતો, વિરોધી મુક્તિના નહીં તે,
દૂરાસન્નાદિ કાલે પણ, પડે નહિ ભેદ, મુક્તિનો. ૧૧

ખરેખર મુક્તિ રસ્તામાં, વહ્યા તે મુક્તિ લેવાના,
ગમે તે યોગથી જીવો, જિનેન્દ્રોનાં ગ્રહી તત્ત્વો. ૧૨

ગુણો સરખા નથી સહુને, નથી દોષો સકલ સરખા,
ગુણો લેવા ધરી પ્રીતિ, ખરી આત્મોન્નતિ કુંચી. ૧૩

અમારી ફર્જ દુનિયામાં, સદા આત્મોન્નતિ કરવી,
તમારી ફર્જ પણ એ છે, સકલને સાધ્ય છે એકજ. ૧૪

સકલને વિઘ્ન નાખ્યાવણ, અમારો પન્થ લેવાને,
તમારે પણ તથા કરવું, અપેક્ષા વાદથી ચાલો. ૧૫

સદા પુષ્પાર્કની પેઠે, ઉદય મ્હારો થશો જગમાં,
"બુદ્ધચબ્ધિ" આત્મની ચઢતી, અખંડાનંદની પ્રાપ્તિ ૧૬

[ ભજન સંગ્રહ ભાગ છઠ્ઠો. મુંબાઈ. ]

સાપેક્ષનયવાદને અવબોધવાથી સર્વ મનુષ્યો, નયોની અપેક્ષાએ સર્વ ધર્મોનાં જે જે સત્ય તત્ત્વો હોય છે, તે તે નયની અપેક્ષાએ અવબોધે છે. નયોની અપેક્ષાનો વાદ સમજતાં સર્વને અધિકાર ભેદે ધર્માચારનો આદર સમજાય છે. મુક્તિ પામવાના અસંખ્ય યોગો કથ્યા છે, તે સર્વે નયોની અપેક્ષાએ અધિકારપરત્વે સારી પેઠે અવબોધી શકાય છે. નયોની અપેક્ષાએ ભિન્ન ભિન્ન નય દૃષ્ટિવાળા, ભિન્ન ભિન્ન અધિકારીઓને જાણી, તેને માર્ગમાં પ્રવર્તાવી શકાય છે. રૂજુસૂત્રને એકાન્તે માનીને બૌદ્ધ ધર્મની માન્યતા માનનારાઓને અન્યનયોનો સાપેક્ષવાદ સમજાવીને સમ્યગ્મતિવાળા કરી શકાય છે. સંગ્રહનયની સત્તાનો એકાન્તે સ્વીકાર કરીને અદ્વૈતવાદીઓ બ્રહ્મવાદને સામાન્ય માનીને વિશેષ ધર્મને સ્વીકારતા નથી, તેઓને અન્ય નયોની સાપેક્ષતા સમજાવીને અનેકાન્તદૃષ્ટિધારક બનાવવા જોઇએ.-સાત નયોની સાપેક્ષતા જેઓ સમજીને અને સ્વીકારીને જૈનો બન્યા છે તેઓ, એકેક નયથી ઉઠેલા એકાન્ત ધર્મવાદીઓને-અપેક્ષાઓ સમજાવીને, પરસ્પર મિત્ર બનાવીને, તેઓમાં શુદ્ધ ધર્મ પ્રેમનો અમૃત રસ રેડી શકે છે. એકાન્તનયવાદીઓને, તે તે નયોની અપેક્ષાએ તેમાં સત્યત્વ રહ્યું છે તે સમજાવવું; અન્ય નયોવડે કહેવાતો ધર્મ ન માનતાં તેઓનામાં જે જે દૂષણો આવે છે અને તેથી મિથ્યામતત્વ પ્રાપ્ત થાય છે, એમ શુદ્ધ પ્રેમથી સ્યાદ્વાદિ જૈનોએ અન્ય ધર્મવાળાઓને સમજાવવા પ્રવૃત્તિ કરવી. નયોના સ્વરૂપમાં સૂક્ષ્મ ઉંડા ઉતરીને જેઓ નયવાદના પ્રોફેસરો બન્યા છે એવા જૈનો, દુનિયાના લોકોને સમ્યગ્મતિ ઉત્પન્ન કરાવવાનેમાટે શક્તિમાન્ થાય છે. સાત નયોની અપેક્ષા સ્વીકારીને જૈન-

દર્શને દુનિયાના સર્વે ધર્મોને પોતાનામાં ઉતારી દીધા છે; તે જૈનદર્શનને પરિપૂર્ણ અવબોધવાથી નિરપેક્ષવાદને હઠાવી શકાય છે. છ આંધળાને દેખતા કરવાથી તેઓ જેમ પોતાનીમેળે સમ્પૂર્ણ અંગોવડે સહિત હસ્તિને હસ્તિ માની શકે છે, તેમ દુનિયામાં ચાલતા સર્વ ધર્મવાદીઓને સાપેક્ષનયવાદરૂપ દિવ્ય ચક્ષુઓનું અર્પણ કરવાથી તેઓ અનેકાન્તપણે વસ્તુધર્મનો સ્વીકાર કરીને, પ્રથમ વિચારથી જૈનો બને છે અને પશ્ચાત્ આચારથી જૈનો બને છે. કોઈપણ દર્શનનું નામ દેઈને નિન્દા ન કરતાં, તે તે દર્શનમાં એકાન્તનયની માન્યતાથી કઈ કઈ ભૂલો થઈ છે તે બતાવવું અને સાપેક્ષવાદથી અન્યનયોકથિત ધર્મોને તે દર્શન સ્વીકારે તો કેટલા બધા ગુણોથી અનેકાન્તપણાને પામી પ્રકાશિત થાય ! તે અપેક્ષાએ સમજાવવાથી એકાન્ત દર્શનવાદીઓ પોતપોતાના એકાન્ત આગ્રહનો ત્યાગ કરી શકે છે અને અન્યનયકથિત વિશાળ વિચારોને ગ્રહણ કરી શકે છે. સાત નયોની અપેક્ષાએ, સદ્ગુણોની પ્રાપ્તિ થાય અને એકાન્તદૃષ્ટિનો નાશ થાય, એવી પ્રતિપાદક શૈલીથી ઉપદેશ દેવાનો જૈનો પ્રયત્ન કરે તો–સાત નયોના અપેક્ષાવાળા–વિશાળ જૈનધર્મનો તેઓ સારો ફેલાવો કરી શકે. સાત નયો વા અનેક નયોના સાપેક્ષવાદથી એકાન્ત મિથ્યાદૃષ્ટિની મતિ ટળી જાય છે અને સાપેક્ષ નયબોધ થતાં જૈનદર્શનનાં અંગોતરીકે અન્ય ધર્મોને માનીને, અનેકાન્તવાદી નીચે પ્રમાણે–સાપેક્ષનયવાદરૂપ વિશાલ દૃષ્ટિધારક હૃદયમાંથી–ધ્વનિને બહાર કાઢે છે.

(ગઝલ.)

અમારાં અંગ છે સર્વે, જગત્માં ધર્મબંધુઓ,
નથી ન્યારા અમારાથી, તમારા વણ નથી હું તો. ૧
અરે વૈશેષિકો સાંખ્યો, ચરણ મારા તમે બે છો,
અરે મિમાંસકો બૌદ્ધો, તમે છો હાથ બે મ્હારા. ૨
અરે જડવાદી ચાર્વાકો, ઉદર મ્હારૂં તમે છો રે,
ખરા સ્યાદ્વાદિ જૈનો સહુ, સદા મ્હારૂં તમે શિર છો. ૩
ઉપર અંદર ભલી શોભા, સદા છે શીર્ષથી મારી,
જગત્ના ધર્મ મુજ અંગો, મળેલા અંગથી અંગી. ૪
બધા અંગોતણી પુષ્ટિ, અમારી પુષ્ટિ તે નક્કી,
બધાંથી હું નથી જુદો, બધાં છે અંગ મારામાં. ૫
પડે જુદાં તે કુઅંગો, મળ્યાવણ થાય બહુ હાનિ,
નયોની એ અપેક્ષાથી, બધાં તે હું સકલ મુજમાં. ૬

બધાં અંગો અમારામાં, તમારામાં અહો અંશે,
સદા અંગાંગી ભાવે છું, અપેક્ષાએ સકલમાં હું. ૭
સરિતાઓજ સાગરમાં, નદીમાં અંશથી ઉદધિ,
અમારામાં તમારામાં, ખરો એ ભાવ અંશાંશી. ૮
અમારાથી તમો છો સહુ, તમારાથી અહો હું છું,
કરીને સંપ ચાલીશું, સદા આનન્દમાં રહીશું. ૯
પરસ્પર કલેશ દોષોને, હરીને સંપી ચાલીશું,
પરસ્પર અંગની મૈત્રી, કરીશું ઉન્નતિ અર્થે. ૧૦
સકલને ભાગ આપીશું, કરીશું સર્વનું સારૂં,
"બુદ્ધયબ્ધિ" ધર્મિબન્ધુઓ, સદા આનન્દમાં રહીશું. ૧૧

[ભજન સંગ્રહ ભાગ પાંચમો, સુરત.]

આ કાવ્યમાં બે ત્રણ કડીમાં સુધારો કર્યો છે. અનેકાન્તવાદનો સમ્યગ્ અવબોધ થવાથી, નયોની અપેક્ષાએ ષડ્દર્શન આદિ દર્શનોની માન્યતાને જૈનશાસન વા જૈનદર્શનરૂપ સમુદ્રનાં બિન્દુઓ માનીને તેને ગ્રહણ કરે છે. જૈનદર્શનરૂપ મહાસાગરમાં અન્ય દર્શનરૂપ સર્વ નદીઓનો સમાવેશ થાય છે. અન્ય દર્શનીઓ એકેક નયની એકાન્ત દૃષ્ટિવડે ધર્મરૂપ મહાસાગરના અલ્પ પ્રદેશને નિરખી શકે છે, અર્થાત્ સંકુચિત દૃષ્ટિથી અમુક એકાન્ત માન્યતામાં ધર્મ માનીને વાડો બાંધે છે, પણ જૈનદર્શનની સર્વનય સાપેક્ષદૃષ્ટિ હોવાથી ધર્મરૂપ મહાસાગરના સર્વ પ્રદેશોને અવલોકી શકે છે અને દુનિયાના સકલ ધર્મોરૂપ અંશને પોતાના સ્યાદ્વાદદર્શનરૂપ મહાસાગરમાં ભેળવી દે છે; સર્વ નયોપેત સ્યાદ્વાદદર્શનરૂપ મહાસાગરનો મહિમા અલૌકિક છે! દુનિયામાં સાર્વજનિક માન્ય ધર્મ, કોઈપણ ધર્મ થવાનેમાટે યોગ્ય હોય તો તે આવો ઉત્તમ જૈનધર્મ છે. રાજકીય ધર્મ બનવાનેમાટે સર્વ ધર્મનો સમાવેશ જેમાં -નયોની અપેક્ષાએ-થાય છે, એવો જૈનધર્મજ અવબોધાય છે. જ્યારથી જૈનધર્મને અમુક જાતિના બંધારણ જેવી સ્થિતિમાં જોડવા જેવો પ્રયત્ન (કેટલાક સૈકાથી) થયો, ત્યારથી જૈનદર્શનરૂપ મહાસાગરનો મહિમા વૃદ્ધિ પામ્યો નહિ અને તેને પૂજવાનેમાટે સર્વ લોકો ભાગ્યશાલી બની શક્યા નહિ. ઉત્તમ જ્ઞાનિઓના હાથમાં જૈનધર્મ શોભી શકે છે. કેટલાક ક્ષત્રીઓ કે જે વણિક્જાતિરૂપે બનેલા છે, તેઓ જોકે જૈનદર્શનનું અસ્તિત્વ નભાવી શક્યા! કિન્તુ જૈનદર્શન મહાસાગરનો મહિમા પ્રસારી શક્યા નહિ.

નયોની અપેક્ષાએ જૈનદર્શનના સિદ્ધાન્તોનું જેઓએ જ્ઞાન કર્યું

છે એવા જૈનો, આખી દુનિયામાં જૈનધર્મનો-સાપેક્ષનયબોધથી ફેલાવો કરવા શક્તિમાન્ થઈ શકે છે. સર્વનયો પૈકી અપેક્ષાએ જે જે નયોનો બોધ આપવો હોય તે અન્ય ધર્મીઓને આપી તેઓની મિથ્યા મતિને સમ્યગ્રૂપે પરિણમાવવા પ્રયત્ન કરવો; નયોની સાપેક્ષતાથી બોલનાર વક્તા કદી કોઈનાથી હારી શકતો નથી, પણ જેઓ એકાન્તનયે બોધ દે છે તેઓનામાં અનેક દોષો આવવાથી હારી જાય છે. નયોની સાપેક્ષતાએ સર્વ જીવોપર જેઓને શુદ્ધ પ્રેમ પ્રગટયો છે એવા અનેકાન્તવાદિ જૈનો, આખી દુનિયાના ધર્મમતભેદ દૂરી કરીને દુનિયાના મનુષ્યોને ઉત્તમ સુખ આપવા સમર્થ થાય છે.

સ્યાદ્વાદદર્શનીઓએ, જૈનનયોના અને આગમોના અનુસારે જે દર્શનવાળાની સાથે જેટલો ભાગ મળતો ન આવતો હોય, તેમાં વાદરૂપ તકરાર કરવી જોઇએ, કિન્તુ જેટલો જેટલો ભાગ અન્ય દર્શનીઓનો પોતાની સાથે મળતો આવે, તેટલા ભાગમાં તેઓને પોતાની સાથે મળતા કરીને, પરસ્પર તે તે બાબતોમાં મળીને ચાલવું જોઇએ; દાખલા તરીકે માનો કે, કેટલાક વેદધર્મવાળાઓ આત્માને નિત્ય માને છે અને પુનર્જન્મની માન્યતા પણ સ્વીકારે છે, તો તેટલા અંશે, જૈનોએ તેમને પોતાના ધર્મના સમાન માનીને, તે તે બાબતોમાં તેઓને ભેગા રાખીને-તે તે સિદ્ધાન્તોનો ફેલાવો કરવાને બન્નેએ સાથે રહીને પ્રયત્ન કરવો જોઇએ. જૈનધર્મરૂપ મહાસાગરના કેટલાક વિચારો, જેવા કે, દયા, સત્ય, પ્રેમ, પશુહોમત્યાગ, શ્રાદ્ધ નહિ કરવાં, આત્માની નિત્યતા, પુનર્જન્મ, વગેરેને આર્યસમાજીઓ માને છે, તો આર્યસમાજીઓના તે તે સત્ય અંશો છે તે જૈનદર્શનના છે; એમ નયોની અપેક્ષાએ સમજીને-જૈનોએ તેટલા સિદ્ધાન્તોનેમાટે આર્યસમાજીઓ સાથે મેળ રાખીને-તે તે સિદ્ધાન્તોનો ફેલાવો કરવાને બન્નેએ ભેગા મળીને કાર્ય કરવું જોઇએ. સનાતન વેદાન્તિઓ સ્થાપના નિક્ષેપાને માનીને મૂર્તિની માન્યતા સ્વીકારે છે, તે અંશે તેઓ જૈન-દર્શનના એક અંશે મેળાપી હોવાથી, તેમની સાથે મૂર્તિની માન્યતામાં બન્નેએ ભેગા રહીને મૂર્તિના સિદ્ધાન્તને ટકાવી રાખવો. બૌદ્ધો આત્માને એકાન્ત ઋજુસૂત્રનયની અપેક્ષાએ ક્ષણિક માનેછે, જૈનો પર્યાયાર્થિકનયની અપેક્ષાએ આત્માના પર્યાયોને ક્ષણિક માને છે; તે રીતે જૈનોના એકનય અંશને બૌદ્ધો માને છે તો સાપેક્ષ બુદ્ધિથી આત્માના ક્ષણિક પર્યાયોની સિદ્ધિ કરવામાં, બન્નેએ તે અંશે ભેગા મળીને કાર્ય કરવું. વ્યવહારનયને સાંખ્યો માને છે તો તે પણ સાત નયોના એકઅંશી છે; તેઓ એકાન્તે વ્યવહારનયને સ્વીકારે છે તેથી તેઓ મિથ્યાત્વી છે, કિન્તુ સાત નયોને માનનારા જૈનોએ

સાપેક્ષ બુદ્ધિથી વ્યવહારનયની માન્યતામાં તેમને ભેગા રાખીને વ્યવહારનયની સિદ્ધિમાં પ્રયત્ન કરવો. એકેક નયને એકાન્તે માનીને પરસ્પર ધર્મયુદ્ધ મચાવનારા એકાન્તનયવાદીઓનું–સાત નયોની સાપેક્ષતાએ ધર્મના સંપૂર્ણ અંગોને માનનારા એવા જૈનોની આગળ–કશું ચાલતું નથી; ઉલટા તેઓ સાત નયોની સાપેક્ષતા અવબોધીને જૈનદર્શનનો સ્વીકાર કરે છે. જૈનોના ત્રણ ફીરકાઓ થઈ ગયા છે પણ નયોની સાપેક્ષતાએ દિગંબર અને સ્થાનકવાસીઓની સાથે જે આગમોના અનુસારે જે જે ભાગો મળતા આવે, તે તે ભાગોની વા બાબતોની સાથે મળતા રહીને તે તે બાબતોનો પ્રચાર કરવાને દિગંબરો અને સ્થાનકવાસીઓને ભેગા રાખીને કાર્ય કરવું જોઇએ.–દયા, સત્યાદિવ્રતો, નવતત્ત્વ, દ્રવ્યગુણપર્યાય, ચોવીશતીર્થંકર, ષડ્દ્રવ્ય, મોક્ષ, અનેકાન્તવાદ, પુનર્જન્મ, કર્મસિદ્ધિ, વસ્તુમાં અનન્ત ધર્મસિદ્ધિ, આશ્રવનો ત્યાગ, સંવરનો આદર, અધ્યાત્મ યોગ, મોક્ષમાન્યતા, આત્માની દેહવ્યાપકતા, આદિ અનેક જે જે બાબતો મળતી આવતી હોય તે તે બાબતોમાં શ્વેતાંબર જૈનોએ દિગંબરોને સાથે રાખીને ધર્મનો પ્રચાર કરવા પ્રયત્ન કરવો જોઈએ.

જે બાબતો પરસ્પર વિરૂદ્ધ હોય, તેમાં કલેશની ઉદીરણા ન થાય એવી રીતે દલીલોથી તેની સિદ્ધિ કરવી જોઇએ. કોર્ટમાં વકીલો જેમ દલીલોથી તકરારો ચલાવે છે, પણ અન્તરમાં તો એક બીજા ઉપર પ્રેમ હોય છે, તેવી રીતે આપણે–એટલે શ્વેતાંબરોએ અન્ય દિગંબરાદિ જૈનોની સાથે નયોની સાપેક્ષતાએ ભેગા મળીને કાર્ય કરવું જોઇએ. જૈનધર્મનો ફેલાવો કરવામાં આ પ્રમાણે શ્વેતાંબરો મળતી આવતી એવી બાબતોમાં અન્ય જૈનોને અને અન્ય ધર્મીઓને તે તે અપેક્ષાએ ભેગા રાખીને પ્રયત્ન કરે તો, તેઓ દુનિયામાં એકવાર જૈનધર્મનો ફેલાવો કરવાને પૂર્ણતયા શક્તિમાન્ બની શકે. ભિન્ન ભિન્ન ગચ્છવાળાઓનીસાથે પણ જે જે બાબતોમાં મળતાપણું ન આવતું હોય તે તે બાબતોની અપેક્ષાએ ભિન્ન ભિન્નત્વ હોવા છતાં, જે જે બાબતોમાં મળતાપણું આવતું હોય તે તે બાબતોમાં ભેગા રહીને સાત નયોની સાપેક્ષતાએ જૈનધર્મનો ફેલાવો કરવા પ્રયત્ન કરવો જોઇએ. ગચ્છોની બાબતોમાં માનો કે ૭૫ પચ્ચોતેર બાબતોમાં સમાનતા આવે છે અને પચીશ બાબતોમાં નથી આવતી, તો તેથી પચ્ચોતેર બાબતોમાં ભેગા રહીને જૈનધર્મના બોધનું કાર્ય કરવું, પણ તેમ કરવામાં, પેલી પચ્ચીશ બાબતોને આગલ કરીને–પરસ્પર લડીને, જૈનધર્મના પગ ઉપર કુહાડો મારવો ન જોઈએ. પંચાણુ બાબતો મળતી આવતી હોય અને પાંચ બાબતો એક બીજાને મળતી ન આવતી હોય તેથી પંચાણુ બાબ-

તેમાં જૈનોના શીરકાઓએ પરસ્પર ભેગા રહી જૈનધર્મનો પ્રચાર નહિ કરવાથી જૈનધર્મનો પ્રચાર કરવામાં ચાલતા જમાનામાં જૈન-ધર્મને મોટી હાનિ પહોંચે છે. સારાંશ કે, પંચાણુ વા પચ્ચાશ વગેરે જે જે બાબતો મળતી આવતી હોય તેમાં તો ત્રણે શીરકાઓએ ભેગા રહીને કાર્ય કરવું જ જોઇએ, અર્થાત્ પાંચ વા પચ્ચાશ વગેરે જે જે બાબ-તોમાં મળતાપણું ન આવતું હોય, તેની અપેક્ષાએ ભિન્નગચ્છાદિક હોવા છતાં-ક્લેશની ઉદીરણા કરીને, લડી મરીને મળતી બાબતોનો પ્રચાર કરવામાં પણ એકાન્તનયવાદીઓની પેઠે નિરપેક્ષ બુદ્ધિ ન ધારણ કરવી જોઇએ. એકાન્ત વ્યવહારનયના આચારની રૂઢિથી જૈન બનનાર કેટલાક નિરક્ષર જૈનો, એકાન્ત પોતાનોજ કક્કો ખરો કરવાની ટેવને વળગી પડીને, શત્રુઓની પેઠે અન્ય જૈનોની સાથે વર્તીને જૈનધર્મને એક શંકુ-ચિત દૃષ્ટિના રૂઢ ધર્મ જેવો કરી દેવા પ્રયત્ન કરે છે તે ખેદજનક છે. આવા નિરક્ષર જૈનોનું જોર જો કેટલાંક કારણોથી વધી જાય અને નયોની અપેક્ષાએ ચાલનારા જૈન તત્ત્વજ્ઞાનીઓનું જોર જો કમી થાય તો, આવા ન્યાયપ્રિય બ્રિટિશસરકારના રાજ્યમાં જૈનધર્મના પ્રચારની સોનેરી તક જૈનો ખુવે અને તેથી ભવિષ્યની જૈન પ્રજાને તેઓ શ્રાપરૂપ થઈ પડે એમ સમજાય છે. હવે જૈનધર્મના સિદ્ધાન્તોનો અને નયોની અપેક્ષાએ જૈનધર્મની વિશાલતાનો અભ્યાસ શરૂ થવા લાગ્યો છે, તેથી ભવિષ્યની જૈન પ્રજા ખરેખર સાપેક્ષ નયબોધની વિશાલ દૃષ્ટિથી,-જૈનધર્મનો પ્રચાર કરવાને માટે વિશેષતઃ બળવાન્ થશે; એવી આશા રાખવામાં આવે છે. સાત નયોની સાપેક્ષતાએ જૈન-ધર્મના નવતત્ત્વોનો બોધ દેનારા જૈન ગીતાર્થમુનિવરો, મિથ્યા દૃષ્ટિ જીવોને બોધ આપીને-સમ્યગ્નયોપદેશની દૃષ્ટિનો લાભ આપીને-સમ્યગ્ મતિવાળા બનાવે છે. જગત્માં સર્વ જીવોને એકેક નયના એકાન્ત આગ્રહથી મિથ્યાત્વમતિ હોય છે. મિથ્યા મતિની સમ્યગ્મતિ કરવામાં સ્યાદ્વાદ અને સ્યાદ્વાદાદિ સદ્ગુરૂની અપેક્ષાની જરૂર હોય છે. એકેક નયથી એકાન્તદૃષ્ટિધારક અન્ય દર્શનને માનનારા મનુષ્યો ઉપર પણ કદી શત્રુતા ધારણ કરવી ન જોઇએ, કેમકે દુનિયાની શાળામાં કયા મનુષ્યમાં પૂર્વે અજ્ઞાન હોતું નથી? સર્વે જીવોને એકી વખતે અનેકાન્તદૃષ્ટિ પ્રગટી શકતી નથી. મિથ્યાત્વ મોહનીયના ઉદયથી મનુષ્યોને ઘણું ખમવું પડે છે; કોઈ જીવને ગાઢ મિથ્યાત્વ મોહનીયનો ઉદય હોય છે તો ઘણું સમ-જાવ્યા છતાં તે સમજી શકતો નથી અને ઉલટો એકાન્ત પક્ષ તાણીને ક્રોધાદિક દોષોના આવેશથી દુર્ગુણોના તાબે થાય છે; એવા જીવોપર પણ દયા ધારણ કરવી જોઇએ અને કરૂણા દૃષ્ટિથી તેમનું બને તેટલું ભલું

કરવા પ્રયત્ન કરવો જોઇએ. કોઈ જીવ ખરેખર મિથ્યાદૃષ્ટિ હોય તોપણ તેના ઉપર જો બુરી દૃષ્ટિથી જોવામાં આવે તો પડ્યા ઉપર પાટુની પેઠે થાય છે. અનેકાન્તદૃષ્ટિધારકોએ એકાન્તદૃષ્ટિધારકોના આત્માઓ ઉપર પણ શુદ્ધ પ્રેમ ધારણ કરવો જોઇએ. અનેકાન્તવાદીઓના શુદ્ધ પ્રેમથી અન્યજીવો પણ જૈનધર્મને અંગીકાર કરવાની યોગ્યતાને પ્રાપ્ત કરે છે. આગમોનું જ્ઞાન કરીને જેઓએ નયોની અપેક્ષાએ પરિપૂર્ણ ધર્મ-સ્વરૂપ જાણ્યું છે, એવા ગીતાર્થ મુનિવર પ્રોફેસરોએ, અન્ય મનુષ્યોને જૈનધર્મામૃતનું પાન કરાવવાના અનેક ઉપાયોને યોજવા જોઇએ. જૈનધર્મનું રજીષ્ટર કોઈ જાતિને કરી આપ્યું નથી, અર્થાત્ જૈનધર્મ સર્વ જાતના મનુષ્યો પાળવા સમર્થ થાય છે. અનેક પ્રકારના સદ્‌ગુણોના ભંડાર-રૂપ જૈનધર્મને જેઓ આરાધે છે; તેવા મનુષ્યોનું જીવન ખરેખર આખી દુનિયાને શાન્તિ આપવા શુભ આન્દોલનો (શુભ વિચારો વા ઉપાયો) ને પ્રગટાવી શકે છે. સાપેક્ષદૃષ્ટિધારક મનુષ્યો, સર્વ ધર્મના સત્ય સત્ય અંશોને જૈનધર્મરૂપી સમુદ્રના બિન્દુરૂપ માનીને, તેઓનો સંચય કરીને, સર્વ મનુષ્યોને અર્પણ કરે છે અને તેમ કરીને-દુનિયાને અનેકાન્ત દિવ્યચક્ષુનું દાન કરીને-ઉચ્ચ સુખમય ભૂમિકાપર આરોહે છે. આવા ઉત્તમ અનેકાન્ત એવા જૈનધર્મવડે આખી દુનિયાના મનુષ્યોની સેવા કરનાર જૈનો, અન્તે વીતરાગની દશાને પ્રાપ્ત કરીને અખંડ સુખ ભોગવે છે. હાલના કાલમાં વીતરાગ સંયમ નથી, કિન્તુ સરાગ સંયમ છે, તેથી અનેકાન્તવાદિ જૈનોએ શુભ રાગાદિ પરિણતિવડે જૈનધર્મની સેવા કરવી જોઇએ. સર્વ જીવોને સાપેક્ષ નયબોધ-વડે સમ્યગ્‌મતિધારક બનાવવા, એ પ્રભુની સેવા-ભક્તિ વા જૈન શાસનની સેવા વા જગત્‌ના જીવોની ધર્મસેવા સમજવી. મિથ્યામતિથી જીવો કર્મની રાશિ ગ્રહણ કરીને ચોરાશીલક્ષ જીવયોનિમાં પરિભ્રમણ કરે છે, તેઓને સમ્યગ્‌મતિધારક બનાવવાથી તેઓ ધર્મની પ્રાપ્તિ કરીને અખંડાનન્દની પ્રાપ્તિ કરે છે.

સમ્યગ્‌મતિ ઉત્પન્ન થવાથી બહિરાત્મા તે પહેલું ગુણસ્થાનક તજીને ચોથા ગુણસ્થાનકમાં આવે છે. ચોથાથી તે બારમા ગુણસ્થાનક પર્યન્ત અન્તરાત્માની સ્થિતિ હોય છે. સમ્યગ્‌મતિ પોતાના સ્વામીને શુભાધ્યવસાયરૂપ પારણામાં ઝુલાવે છે અને તે અન્તરાત્માના પૂર્ણસંબન્ધે પરમાત્મરૂપ પુત્રને જણે છે. પૂર્વોક્ત નયોની સાપેક્ષતાથી સમ્યગ્‌મતિ પ્રગટવાથી વ્યવહાર સમ્યકત્વ અને વ્યવહાર ધર્મક્રિયારૂપ સસરા અને સાસુને પ્રાપ્ત કરીને સમ્યગ્‌મતિ ખરેખર ઉપશમાદિ નિશ્ચય સમ્યકત્વરૂપ ધર્મપુત્રને ઉત્પન્ન કરે છે, વા પરમાત્મરૂપ પુત્રને ઉત્પન્ન

કરે છે. મુક્તિ જનારા કોઈપણ જીવને શુભમતિએ ભોગવ્યો નથી એમ નથી, અર્થાત્ મોક્ષની પ્રાપ્તિ કરનારા સર્વ જીવોને સમ્યગ્મતિએ ભોગવ્યા છે. સામાન્ય મતિની વિવક્ષાવડે શ્રીમદ્ આનન્દઘનજી મતિની પાસેજ કહેવરાવે છે કે, ઉપર્યુક્ત મિથ્યા અને સમ્યગ્ એ બે દશામાં સર્વ જીવોને મેં ભોગવ્યા છે. મિથ્યાદશામાં પણ કોઇ એક જીવની સાથેજ માત્ર સગપણ નહિ બાંધવાની અપેક્ષાએ બાળકુંવારી ગણાઉંછું; તેવી રીતે સમ્યકત્વ પામ્યા બાદ પણ સર્વ જીવોની સાથે સદાકાળ સગપણ નહિ બાંધવાથી, વા એક જીવની સાથે પણ સદા-કાળ સંબન્ધ બાંધીને અન્યોનો ત્યાગ નહિ કરવાની અપેક્ષાવાળી હું હોવાથી, બાળકુમારી ગણાઉં છું. સમ્યકત્વમતિ અને મિથ્યાત્વમતિનું ઉપર્યુક્ત સ્વરૂપ વાંચીને મનુષ્યોએ, સમ્યગ્મતિની પ્રાપ્તિ કરવી જોઇએ. એક જીવની અપેક્ષાએ સમ્યગ્મતિ સાદિ સાંત કહેવાય છે. સર્વ કાલ, સર્વ ક્ષેત્ર અને સર્વ ભાવ અને સર્વ જીવ દ્રવ્યોની અપેક્ષાએ અનાદિ અનંત ભંગવાળી સમ્યગ્મતિ કહેવાય છે-સમ્યગ્મતિને પામેલા જીવો અસંખ્ય અવબોધવા. પાંચ ઇન્દ્રિય અને છઠ્ઠું મન અને તે પ્રત્યેકના અવગ્રહ, ઈહા, અપાય અને ધારણા, એ ચાર ભેદ ગ્રહણ કરતાં સર્વે મલી ચોવીશ ભેદ થાય છે અને તેમાં વ્યંજનાવગ્રહના ચાર ભેદ ઉમેરતાં અઠ્ઠાવીશ ભેદ થાય છે. તે પ્રત્યેકના બહુ, બહુતર આદિ બાર ભેદ થાય છે; તેથી બારે ગુણતાં ત્રણસે છત્રીશ ભેદ થાય છે અને તેમાં ઔત્પાતિકી, વૈનયિકી, કાર્મણિકી અને પારિણામિકી એ ચાર પ્રકારની બુદ્ધિનો ઉમેરો કરતાં ત્રણસેં ચાલીશ ભેદ થાય છે. વિશે-ષાવશ્યક વગેરેમાં અમોએ મતિનું ઘણું વિવેચન વાંચ્યું છે, પણ તેનો અત્ર વિસ્તાર કરતાં ગ્રન્થ વિસ્તાર ભયના લીધે અત્ર ઉતારો કર્યો નથી. વિશેષ જીજ્ઞાસુઓએ વિશેષાવશ્યક વગેરે ગ્રન્થો જોઈ લેવા. મિથ્યા મતિવાળાને મતિના ત્રણસો ચાલીશ ભેદ, મિથ્યારૂપે પરિણમે છે અને સમ્યગ્મતિવાળાને ત્રણસો ચાલીશ ભેદ, સમ્યગ્રૂપે પરિ-ણમે છે. અવગ્રહ, ઈહા, અપાય અને ધારણા એ ચાર ભેદે મતિજ્ઞાન, સદાકાલ ઉત્તરોત્તર થયા કરે છે. ધારણાના પણ ઉત્તરોત્તર અવગ્રહાદિ લક્ષણભેદે, ભેદ ઉત્પન્ન થયા કરે છે. વિશેષાવશ્યક ભાષ્યમાં મતિનું બહુ વિસ્તારથી સ્વરૂપ પ્રતિપાદન કર્યું છે.

શ્રીમદ્ આનન્દઘનજી મતિની બે પ્રકારની અવસ્થા તેના સ્વ-કીય ઉદ્ગારોથી જણાવે છે. પ્રત્યેક આત્માઓની સાથે મતિ હોય છે. મતિરૂપ ચૈતન્યશક્તિ સર્વત્ર રહી છે. જે સર્વ આત્માઓને આત્મબુદ્ધિથી નિરખે છે અને સર્વ આત્માઓને પોતાના આત્મસમાન માનીને તેની

જે યથાયોગ્ય સેવા સ્વીકારે છે તે મતિની નિર્મલતા કરવાને સમર્થ થાય છે. મતિને આત્મામાં પરિણમાવવી જોઇએ. બાહ્ય ભાવમાં મતિનું પરિણમન થવાથી મતિની પરિણતિ સાથે રાગદ્વેષની પરિણતિ પણ ભેગી થઈને પ્રવહે છે. મતિને સમભાવે પરિણમાવીને તેવડે આત્માની ઉપાસના જેઓ કરે છે, તેઓના આત્માની વિશુદ્ધિ થયાવિના રહેતી નથી. રાગદ્વેષના પ્રવાહમાં મતિ પણ તેની સાથે પરિણમીને કર્મરૂપ પુત્રને ઉત્પન્ન કરે છે એમ કહેવામાં આવ્યું છે તેપણ અનુભવમાં આવે છે. અનેક પ્રકારના બાહ્ય સંયોગોમાં વર્તવા છતાં જે મતિમાં રાગદ્વેષને ભાવરસ પરિણમતો નથી, તે મતિ ખરેખર નિર્મલ અને આત્મભાવે પરિણામ પામનારી હોવાથી, ધર્મરૂપ વા પરમાત્મરૂપ પુત્રને ઉત્પન્ન કરે છે; એમ મતિએ કહ્યું છે તેપણ અનુભવમાં આવે છે. મતિની આવી અવસ્થા જાણીને વિવેકી મનુષ્યો, મતિને આત્મભાવે પરિણમાવવા પ્રયત્ન કરે છે. આત્મભાવમાં મતિને પરિણમાવતાં આત્માની શક્તિયો ખીલવા માંડે છે. ચોથા ગુણસ્થાનકથી-દેશ થકી આત્મસ્વભાવમાં મતિનું પરિણમન થાય છે. બારમા ગુણસ્થાનકપર્યન્ત મતિવડે ધ્યાન ધ્યાઈ શકાય છે. તેરમા ગુણસ્થાનકમાં ક્ષયોપશમ ભાવ ન હોવાથી ત્યાં મતિ નથી. .

મતિને કેવા રૂપે પ્રવર્તાવવી જોઇએ? એ બાબતનો ઉત્તમ વિવેક કોઈ વિરલ મનુષ્યો અવબોધી શકે છે. સંસારરૂપ સમુદ્રની પાર મતિથી ઉતરી શકાય છે. મતિવિના કદાપિ ધર્મની ઉત્પત્તિ થઈ શકતી નથી. મતિની કિમ્મત આંકી શકાતી નથી. મતિથી મહાન્ કાર્યો કરી શકાય છે. જેઓને દ્રવ્યમન હોય છે તેઓને વિશેષ પ્રકારે ભાવ મતિ હોય છે. મનોવર્ગણા જેઓને હોય છે તેઓનામાં ભાવમતિનો વિશેષ પ્રકાશ જોવામાં આવે છે. મનુષ્યો અઢી દ્વીપમાં ઉત્પન્ન થાય છે તેથી મનુષ્યોની અપેક્ષાએ, મતિનું સ્થાનપણ તેટલું થાય છે. મતિ, તેજ અધિકાર પોતાની મેળે સર્વને જણાવતી છતી, નીચે મુજબ કથે છે.

**अढी द्वीपमें खाट खटूली, गगन ओशीकुं तलाइ ॥**
**धरतीको छेडो आभकी पीछोडी, तोय न सोड भराइ०॥अवधू०॥४॥**

ભાવાર્થઃ—મતિ અર્થાત્ બુદ્ધિ કથે છે કે, જેમાં મનુષ્યો વસે છે એવા અઢી દ્વીપમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવરૂપ ચાર પાયાના જ્ઞેય વસ્તુરૂપ ખાટલામાં હું આળોટું છું, અથવા પરભાવ પરિણતિના-દ્રવ્ય ક્ષેત્ર, કાળ અને ભાવરૂપ ખાટલામાં હું આળોટતી છતી પડી રહું છું.

મનોવર્ગણારૂપ ખાટલામાં હું આળોટતી રહું છું; એમ પણ ભાવાર્થ જાણવો. મતિ કહે છે કે, ઉચ્ચ પરિણામરૂપ ગગનનું ઓશીકું અને જ્ઞેય પદાર્થરૂપ પૃથ્વીનો છેડો અર્થાત્ અન્ત તે મારી તળાઈ છે, તેમજ સર્વ આકાશની પિછોડી મેં ઓઢી છે, તોપણ મારી સોડ ભરાતી નથી અર્થાત્ હું ઉપર પ્રમાણે કહેલી મર્યાદામાં સમાઈ શકતી નથી. મતિ કહે છે કે, હું અઢી દ્વીપમાં સદાકાળ વસું છું. દેવલોકમાં ઉંચે પણ હું રહું છું. ધરતીના છેડા સુધી અર્થાત્ પૃથ્વીના અન્તપર્યન્ત હું વસું છું. સાત પૃથ્વીના નીચેના છેડા પર્યન્ત હું વસુંછું. દેવતાઓ અને નારકીના જીવોને પણ મતિ છે, અર્થાત્ ચઉદરાજલોકમાં મતિને ધારણ કરનારા સર્વ જીવો વસે છે. ઉચ્ચમાં ઉચ્ચ અને શુક્લ ધ્યાનાદિ ગુણધારક મતિતો મનુષ્ય લોકમાં–મનુષ્યોને પ્રાપ્ત થાય છે. મતિને ધારણ કરનાર જ્ઞાની આદેશથી સર્વ દ્રવ્યને જાણે છે, સર્વ ક્ષેત્રને જાણે છે, સર્વકાલને જાણે છે અને પરોક્ષપણે સર્વ ભાવને જાણે છે.

આ ગાથામાં મતિએ પોતાનો વાસ જણાવ્યો છે, એવો હૃદયમાં ભાસ થાય છે; ચારિત્રસહિત મતિ તેમજ શ્રુતરૂપ બુદ્ધિનું સ્થાન, મનુષ્ય લોકમાં છે. સમ્યક્ત્વ પરિણામને ધારણ કરનારી મતિ વા બુદ્ધિની ઉત્પત્તિ ખરેખર મનુષ્યલોકમાં–તીર્થંકરો અને કેવલજ્ઞાનીઓના ઉપદેશથી–વિશેષ હોય છે. દ્રવ્ય ચારિત્ર અને ભાવ ચારિત્રાદિના ઉચ્ચ પરિણામને ધારણ કરનારી મતિનો સદ્ભાવ ખરેખર મનુષ્યલોકમાં હોવાથી, અઢી દ્વીપને મતિ પોતાનો ખાટલો કહે તો તે યુક્ત જ છે. કેવલ જ્ઞાનને પ્રાપ્ત કરાવી આપનારી એવી મતિ પણ, મનુષ્યલોકમાં અર્થાત્ અઢી દ્વીપમાં હોવાથી દેવતાઓ પણ મનુષ્ય ભવની ઇચ્છા કરે છે. ઉચ્ચ પરિણામધારક મતિને ઓશીકાની ઉપમા આપવામાં આવે તો તેપણ–ઉપમાની અપેક્ષાએ યોગ્યજ છે. દેવતાઓ મતિને ધારણ કરે છે, પણ તેઓ તેથી વિરતિ પરિણામને ધારણ કરવાને શક્તિમાન્ થતા નથી. ઉપદેશરત્નાકરમાં શ્રીમાન્ મુનિ સુંદરસૂરિ કથે છે કે–**देवा विसयपसत्ता नेरइया विविह दुहसंसत्ता, तिरिया विवेग विगला, मणुआणं धम्मसामग्गी ॥** દેવતાઓ બે પ્રકારના છે; સમ્યક્ત્વ મતિધારક દેવતાઓ અને મિથ્યાત્વમતિધારક દેવતાઓ. તે બે પ્રકારના દેવતાઓ પણ પાંચ ઇન્દ્રિયોના ત્રેવીશ વિષયોમાં આસક્ત હોય છે. નારકીના જીવો બે પ્રકારના છે; સમ્યકત્વમતિધારક કૃષ્ણાદિક નારકી જીવો અને અન્ય મિથ્યાત્વમતિધારક નારકી જીવો, એ બે પ્રકારના નારકી જીવો અનેક પ્રકારનાં દુઃખો ભોગવ્યા કરે છે. તિર્યંચ જીવો પણ બે

પ્રકારના છે; સમ્યકત્વમતિધારક તિર્યંચો અને મિથ્યાત્વમતિધારક તિર્યંચો; એ બે પ્રકારના તિર્યંચો પણ, ઉપરના ગુણસ્થાનકપર આરોહી શકતા નથી. સમ્યકત્વમતિધારક તિર્યંચો પાંચમા ગુણસ્થાનક પર્યન્ત ચઢી શકે છે, પણ તે ગતિમાં ઉપરનાં ગુણસ્થાનક પ્રાપ્ત થઈ શકતાં નથી. મનુષ્યોને સમ્યકત્વ ધર્મ અને ચારિત્ર ધર્મની પરિપૂર્ણ સામગ્રી મળી છે. મનુષ્ય, ચૌદ ગુણસ્થાનકપર્યન્ત ગમન કરી શકે છે; મનુષ્યોની મતિને કોઈ પહોંચી શકે તેમ નથી. ચરમમાં ચરમ એવી ક્ષીણમોહ દશાની મતિ પ્રાપ્ત કરાવી શકે છે. સર્વ મનુષ્યોને મતિની સામગ્રી પ્રાપ્ત થઈ છે. સમ્યકત્વમતિની સામગ્રી પ્રાપ્ત કરીને સમ્યકત્વમતિની પ્રાપ્તિ કરનારા મનુષ્યો વિરલા હોય છે. શ્રીસર્વજ્ઞ પ્રભુની વાણી સાંભળીને સમ્યકત્વ પરિણામભાવે પોતાની મતિને પરિણમાવીને, સહજ સુખરૂપ અમૃતનો સ્વાદ કરનારા કોઈ વિરલા મનુષ્યો હોય છે; એમ મતિ પોતાના મેળે નીચે પ્રમાણે કથે છે.

**गगनमण्डलमें गाय वीआणी, वसुधा दूध जमाई ॥**
**सउरे सुनो भाइ वलोणुं वलोवे तो, तत्त्व अमृत कोइ पाई०॥अ०॥५॥**

**ભાવાર્થ:**—કર્ણરૂપ આકાશમંડલમાં શ્રી સર્વજ્ઞ પ્રભુની વાણીરૂપ ગાય વીઆણી, તેનું શ્રી દ્વાદશાંગીરૂપ પૃથ્વી ઉપર દુગ્ધ જમાવ્યું, તેને વિવેકી મનુષ્યોએ વલોવ્યું તેમાંથી માખણ નીકળ્યું તેને વિરલ મનુષ્યોએ પ્રાપ્ત કર્યું, અને જે છાશ નીકળી તેમાં અનેક મનુષ્યો લલચાયા.

શ્રી સર્વજ્ઞની વાણી ગુરૂપરંપરાએ અદ્યાપિપર્યન્ત ચાલી આવી છે. બોધની-ઉપદેશની-વાણી કર્ણમંડલરૂપ આકાશમાં વીયાય છે અને પુસ્તકોમાં તે લખાય છે. પુસ્તકમાં લખાયલી ભગવાનની વાણીરૂપ દૂધને પંડિત મનુષ્યો ભેગા થઇને વલોવે છે, અર્થાત્ તેનો સાર ખેંચે છે, તેમાં માખણરૂપ અમૃતને કોઈ વિરલા મનુષ્યો પ્રાપ્ત કરી શકે છે; બાકી છાશ જેવા અસાર ભાગમાં ઘણા લોકો રાચીમાચીને આનન્દ ધારણ કરે છે. શ્રી સર્વજ્ઞની વાણીનો સિદ્ધાન્તોમાં સમાવેશ થાય છે. અગીયાર અંગ અને બારમું દષ્ટિવાદ મળીને દ્વાદશાંગી ગણાય છે; તેમાંથી હાલ અગીયાર અંગ વિદ્યમાન છે.-બારમું દષ્ટિવાદ હાલ નથી. હાલમાં પિસ્તાલીશ આગમો અને સુવિહિત આચાર્યોના બનાવેલા હજારો ગ્રન્થો વિદ્યમાન છે, તે સર્વ પ્રમાણભૂત ગણાય છે. સૂત્ર, નિર્યુક્તિ, ચૂર્ણિ, ભાષ્ય, વૃત્તિ, અનુભવ અને ગુરૂપરંપરા એ સર્વનો જે નિષેધ કરે છે તે, ભગવાનની વાણીરૂપ ગાયના દુગ્ધનો નિષેધ અર્થાત્ નાશ કરનારા

અવબોધવો. સિદ્ધાન્તમાંથી સાર ખેંચવો તે-દહીંમાંથી માખણ અથવા ઘીને કાઢવાની ઉપમાને ધારણ કરે છે. અનેક મનુષ્યો આગમ વાંચે છે, પણ વિરલ મનુષ્યો તેમાંથી સાર ખેંચી શકે છે. કેટલાક મનુષ્યો આગમોને વાંચે છે વા સાંભળે છે પણ તેનો સાર શું છે? તે સમ્યક્-રીત્યા અવબોધી શકતા નથી. કેટલાક મનુષ્યો મિથ્યાત્વબુદ્ધિના યોગે આગમોના ભાવાર્થને પણ મિથ્યાત્વરૂપે પરિણમાવે છે. નંદીસૂત્રમાં લખ્યું છે કે, મિથ્યાદૃષ્ટિ જીવો કારણ સામગ્રી પામીને આગમોને વાંચે છે વા સાંભળે છે, પણ તેમને તે મિથ્યારૂપે પરિણમે છે અને સમ્યક્દૃષ્ટિ જીવો મિથ્યાદૃષ્ટિજીવોનાં બનાવેલાં પુસ્તકો વાંચે છે વા સાંભળે છે, તોપણ તેઓને-મિથ્યાશ્રુત પણ સમ્યક્ શ્રુતરૂપે પરિણમે છે. ચાર પ્રકારના અનુયોગમાં આગમોનો સમાવેશ થાય છે. દ્રવ્યાનુયોગ, ચરણ-કરણાનુયોગ, ધર્મકથાનુયોગ અને ગણિતાનુયોગ, એ ચાર અનુયોગને જાણીને પણ કેટલાક જીવો, વસ્તુતઃ સિદ્ધાન્તોમાંથી વિવેકદૃષ્ટિથી સાર ભાગને ખેંચી શકતા નથી. કેટલાક વિદ્વાનો આગમોને જાણે છે પણ તેની શ્રદ્ધા કરતા નથી. समकित चण नव पूरवी अज्ञानी कहेवाय. એ વચનથી વિચારતાં ભવ્ય મનુષ્યોને સમજાશે કે, નવપૂર્વનો અભ્યાસ કરનારાઓ પણ કેટલાક શ્રદ્ધાવિના અજ્ઞાનીઓ હોય છે, કેમકે આગમોને વાંચીને પણ કેટલાક મનુષ્યો તેની શ્રદ્ધાને ધારણ કરી શકતા નથી, અર્થાત્ આગમોની શ્રદ્ધાવિના સમ્યકત્વની ઉત્પત્તિ થઈ શકતી નથી. આગમોને વાંચીને જે મનુષ્યો,-હેય, જ્ઞેય અને ઉપાદેયની બુદ્ધિથી આદેય તત્ત્વને ગ્રહણ કરે છે, તેઓ વિવેકી જાણવા. ભગવાનની વાણીથી નવતત્ત્વનું કથન કરવામાં આવે છે. આગમોમાં અનેક પ્રકારની કથાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. પુણ્ય અને પાપરૂપ આશ્રવ તત્ત્વનું સિદ્ધાન્તમાં કથન આવે છે. આગમોમાં ષડ્દ્રવ્યોની પ્રરૂપણા કરવામાં આવી છે. હેય, જ્ઞેય અને ઉપાદેય બાબતોના અનેક પ્રકારના વિચારોનો સમાવેશ-ખરેખર શ્રી સિદ્ધાન્તોમાં કરવામાં આવ્યો છે, તેવા આગમરૂપ સમુદ્રનો પાર પામવો મહાદુર્લભ છે. આગમરૂપ સમુદ્રમાં સુયુક્તિયો અને કુયુક્તિયોનું સ્વરૂપ દેખાડવામાં આવ્યું છે. આગમરૂપ સાગરમાં જે આદેયતત્ત્વો છે તે અમૃત સમાન છે. આગમરૂપ સાગરમાં અનેક રત્નો ભરેલાં છે. જે જ્ઞાનીઓ આગમરૂપ સાગરને વલોવીને તેમાં જે રત્નરૂપ સારભાગ ખેંચી લે છે, તેઓ ખરા વિવેકી જાણવા. જેઓ આગમરૂપ સાગરને વલોવીને તેમાંથી શુદ્ધાત્મસ્વરૂપરૂપ અમૃતને પ્રાપ્ત કરે છે, તેઓ સત્ય વિવેકી અવબોધવા.

આગમોમાંથી શુદ્ધાત્મધર્મરૂપ અમૃતને પ્રાપ્ત કરવું ! તે કંઈ સામાન્ય વાત નથી. આગમોનું સેવન કરીને તેઓના આધારે સમ્યક્ત્વ ચારિત્રાદિ અમૃતને પ્રાપ્ત કરનારા કોઈ વિરલા મનુષ્યો દેખાય છે.

આગમોરૂપ દુગ્ધને વલોવીને તેમાંથી અનેક પ્રકારના સમ્યક્ત્વ ચારિત્રાદિ સદ્ગુણોને વિરલા મનુષ્યો પ્રાપ્ત કરે છે.

કેટલાક તો આગમોનો અભ્યાસ કરીને, તેનાવડે પગાર આદિ પ્રાપ્ત કરીને, પોતાની આજીવિકામાટે–આગમોનો ઉપયોગ કરે છે. કેટલાક મનુષ્યો, આગમોના આધારે કંઈ બોલીને વા વાંચીને પોતાના ઉદરનું પોષણ કરે છે. કેટલાક આગમોનો અભ્યાસ કરીને અનેક પ્રકારના પન્થો ચલાવીને સંસારની વૃદ્ધિ કરે છે. કેટલાક માન અને પૂજાના લાલચુ જીવો આગમોને અવબોધીને તેના વિપરીત અર્થ કરે છે. કેટલાક આગમોને વાંચે છે વા સાંભળે છે, પણ તેમાંથી કંઈ આચારમાં મૂકી શકતા નથી. કેટલાક આગમોનો અભ્યાસ કરીને રાગદ્વેષ વૃદ્ધિકારક એવી અનેક પ્રકારની ચર્ચાઓ કરીને ઉપશમાદિ હેતુભૂત એવા આગમોનો રાગદ્વેષની વૃદ્ધિમાટે ઉપયોગ કરે છે. કેટલાક આગમોને વાંચી અહંકારના આવેશમાં તણાઈ જાયછે અને પોતાની પંડિતાઈ જણાવવાનેમાટે અન્ય પંડિતોની સાથે વાક્યુદ્ધોને કરે છે અને હજારો મનુષ્યોને ક્લેશરૂપ અગ્નિમાં હોમે છે. કેટલાક વિદ્વાનો સનાતન માર્ગને મૂકીને કુયુક્તિવડે આગમોનો વિપરીતાર્થ કરીને ધર્મમાર્ગમાં અનેક ક્લેશના કાંટાઓ વેરે છે. કેટલાક વિદ્વત્તાની ખાતર આગમોનો અભ્યાસ કરીને મનાવા પૂજાવા પ્રયત્ન કરે છે. આગમો વાંચીને શ્રદ્ધાને તથા વિરતિને જેઓ ધારણ કરતા નથી, તેઓ તેનું ફલ પ્રાપ્ત કરી શકતા નથી. આગમો વાંચીને સમ્યક્ત્વ ધારણ કરવું જોઇએ. આગમોનું શ્રવણ કરીને શ્રાવકનાં બાર વ્રત અંગીકાર કરવાં જોઇએ. આગમોનું શ્રવણ કરીને શ્રાવકોએ એકવીશ અને સત્તર ગુણોને પ્રાપ્ત કરવા જોઇએ. આગમોનું વાચન કરીને સાધુઓએ પંચમહાવ્રતનું સારી રીતે પાલન કરવું જોઇએ. આગમો વાંચીને મોટી મોટી વાતો કરવામાં આવે, પણ સદ્ગુણો અને આચારોને ધારણ કરવામાં ન આવે તો આગમોનો સાર પ્રાપ્ત કરી શકાતો નથી. જેઓ આગમોના પ્રોફેસરો થઇને–અવિરતિ, પ્રમાદ, ક્લેશ, નિન્દા, ઈર્ષ્યા અને કદાગ્રહમાં આસક્ત રહે છે, તેઓ છાશ જેવા અસાર ભાગનું ગ્રહણ કરનાર અવબોધવા; અર્થાત્ આગમો વાંચીને ખંડન મંડનમાં ઉતરીને અનેક પ્રકારના ક્લેશ કરે, તેઓ અસાર ભાગને ગ્રહણ કરનારા જાણવા.

જેઓ આગમોનું ઉપરચોટીયું જ્ઞાન પ્રાપ્ત કરીને અસંયતિપણામાં પોતાને વંદાવે છે, પૂજાવે છે અને અસંયતિના આશ્ચર્યને પ્રવર્તાવે છે, તેઓ આગમોમાંથી છાશ જેવા અસારભાગને ગ્રહણ કરનારા જાણવા. જેઓ ઉત્સૂત્ર ભાષણ કરે છે અને વિપરીત પ્રવૃત્તિને આદરે છે તે છાશ જેવા અસાર ભાગને ગ્રહણ કરનારા જાણવા. આગમોનો આશ્રય લઇને જેઓ સાંસારિક ભોગોમાં તેઓનો ઉપયોગ કરે છે, તેઓ પણ ઘણા કાળ પર્યન્ત સંસારમાં પરિભ્રમણ કરનારા જાણવા. મોક્ષના હેતુભૂત આગમોને જેઓ આશ્રવના હેતુરૂપે પરિણમાવે છે તેઓ પણ અસારભાગ ગ્રહણ કરનારા જાણવા. જેઓ સિદ્ધાન્તોનો આશ્રય કરીને નામ કીર્તિની લાલસાએ તેઓનો દુરૂપયોગ કરીને કામભોગમાં પ્રવૃત્તિ કરે છે, તેઓ પણ અસારભાગને ગ્રહણ કરનારા અવબોધવા. જેઓ આગમો વાંચીને તેવડે લક્ષ્મી ઉપાર્જન કરીને અનેક પ્રકારના પાપના આરંભો આદરે છે, તેઓ પણ અસારભાગને ગ્રહણ કરનારા અવબોધવા.

આગમોનું વા સિદ્ધાન્તોનું શ્રવણ તથા મનન કરીને તેમાંથી સદ્ગુણો ગ્રહણ કરવા જોઇએ. સમ્યકત્વ, દયા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, ત્યાગ, વૈરાગ્ય, શુદ્ધપ્રેમ, પૂજા, ભક્તિ, સદાચાર, પરોપકાર, પ્રમાણિકતા, અને મૈત્રીભાવના, આદિ ગુણોને પ્રાપ્ત કરવા એજ સિદ્ધાન્તોનો સાર છે. સિદ્ધાન્તોનું શ્રવણ કરીને મનુષ્યોએ, આદેય તત્ત્વોનું ગ્રહણ કરવું. જે લોકો પોતાના તુચ્છ સ્વાર્થોની પૂર્તિનેમાટે ધર્મના આચારો સેવે છે, તેઓ પણ અસારભાગને ગ્રહણ કરનારા જાણવા. જેઓ પોતાના ગુજરાનનેમાટે ધર્મના નામે મનઃકલ્પિત ગ્રન્થોની રચના કરીને-કલ્પિત પાખંડ પન્થો ઉભા કરીને-ભક્તોના ઘરમાંથી ધન કઢાવીને, પોતે ધનપતિ એવા ગુરૂ બની બેસે છે, તેઓ કાચના કકડાની પેઠે ધર્મની કિંમત આંકે છે. જેઓ સદ્ગુણોનો ત્યાગ કરીને દુર્ગુણોનો સ્વીકાર કરે છે, તેઓ કાકની પેઠે અસારભાગ ગ્રહણ કરનારા જાણવા. જેઓ ચાલણીની પેઠે ગુરૂના ઉપદેશમાંથી અસારભાગને ગ્રહણ કરે છે, તેઓ અમૃતનો ત્યાગ કરે છે અને છાશને ગ્રહણ કરે છે, એમ અવબોધવું. આગમોની માન્યતામાં નિરપેક્ષ બુદ્ધિથી પ્રવર્તનારાઓ સમ્યક્ પ્રકારે પદાર્થનો નિશ્ચય કરી શકતા નથી અને નયોની અપેક્ષાવણ એકાન્તે મનમાન્યા અર્થ ઉભા કરીને-પરસ્પર તકરારો કરીને, તેમાં ઘણુંખરૂં જીવન વ્યતીત કરનારાઓ આત્માનું કલ્યાણ કરવાને સમર્થ થતા નથી, અર્થાત્ આત્માની શુદ્ધિ કરીને સહજ સુખરૂપ અમૃત પ્રાપ્ત કરવાને શક્તિમાન્ બનતા નથી. નયોની સાપેક્ષાએ આગમોમાં પ્રતિપાદિત પદાર્થોનું સ્વરૂપ જેઓ સમજે છે, તેઓ અનેકાન્તવાદી હોવાથી કદા-

ગ્રહ, ક્લેશરૂપ છાશનો ત્યાગ કરીને અનુભવરૂપ અમૃતનું આસ્વાદન કરે છે. જેઓ સાત નય, સપ્તભંગી, ચાર પ્રમાણ અને નિક્ષેપવડે પદાર્થોનું સ્વરૂપ સમજીને તેનો સ્યાદ્વાદપણે નિર્ધાર કરે છે, તેઓના હૃદયમાં સમ્યકત્વ બુદ્ધિનો ઉત્પાદ થાય છે અને તેથી તેઓ આગમોનો સાર ( આત્મામાં રમણતા કરવી ઇત્યાદિ )ને પ્રાપ્ત કરે છે. અનેકાન્તવાદીઓ સિદ્ધાન્તોનું દોહન કરીને–આત્માનો જ્ઞાન, દર્શન અને ચારિત્ર ધર્મ આદરવા યોગ્ય છે, એવો, અમૃતરસ ખેંચી કાઢે છે; તેમજ તેઓ સંવર અને નિર્જરાભાવનું દ્રવ્ય અને ભાવ એ બે ભેદે સેવન કરે છે. આત્માના અસંખ્યાતા પ્રદેશમાં અનન્તરૂદ્ધિ રહી છે એવું આગમોથી શોધીને આત્માની ઋદ્ધિ પ્રગટાવવા પ્રયત્ન કરે છે. આગમો આત્માના સ્વરૂપને દેખાડનાર છે. હેય, જ્ઞેય અને ઉપાદેય તત્ત્વનો બોધ કરવાને માટે આગમોની આવશ્યકતા છે. આગમોમાં કથ્યા પ્રમાણે આત્માના જ્ઞાનાદિ સદ્‌ગુણો પ્રાપ્ત કરવા મુમુક્ષુઓ અન્તરમાં ઉંડા ઉતરીને પ્રયત્ન કરે છે, અર્થાત્ રાગદ્વેષની વિભાવદશાનો પરિહાર કરવાનેમાટે સદાકાળ પ્રયત્ન કરે છે. સંગ્રહનયની સત્તાની અપેક્ષાએ આત્મા તે પરમાત્મરૂપ છે. જેવી સિદ્ધ પરમાત્માની શક્તિ છે તેવી સર્વના આત્માની શક્તિ છે. આત્માર્થી વિચારે છે કે, આત્માના એકેક પ્રદેશે લાગેલી અનન્ત કર્મવર્ગણાઓથી હું ન્યારો છું. પરભાવમાં ઉપયોગ દેઈને તેમાં રમણતા કરવી એ મારો શુદ્ધ ધર્મ નથી. જે જે જડ પદાર્થો છે તેમાં હું નથી અને જડ પદાર્થો તે હું નથી. મારૂં અર્થાત્ ચેતનનું શુદ્ધસ્વરૂપ ન્યારૂં છે. સત્ય–અખંડસુખ ખરેખર આત્મામાં રહ્યું છે. પરવસ્તુઓના સંબન્ધથી અહંત્વ કરવું એ મારો શુદ્ધ ધર્મ નથી. મારા આત્માના એકેક પ્રદેશે અનન્તગણું સુખ રહ્યું છે. મારા શુદ્ધસ્વરૂપમાં ઉપયોગ ધારણ કરીને રમણતા કરૂં તો મારા શુદ્ધ સુખનો ભોક્તા બનું. મારા શુદ્ધસ્વરૂપનો ભોક્તા હું આત્મા પોતે છું. સહજ સ્થિર સમાધિવડે સહજ સુખના સાગરમાં ઝીલનાર હું પોતે છું. મારા શુદ્ધસ્વરૂપમાં બાહ્યનું ખંડન કે મંડન કંઈ નથી. મારા શુદ્ધસ્વરૂપમાં બાહ્યની ચર્ચા નથી. મારા શુદ્ધસ્વરૂપમાં હું તુંનો ભેદ નથી. મારા આત્માના શુદ્ધસ્વરૂપમાં કર્મનું આવાગમન નથી. મારા શુદ્ધસ્વરૂપમાં નર-નારી વા નાન્યતરજાતિ વગેરે કંઈ નથી. આત્માના શુદ્ધસ્વરૂપમાં દેવ, મનુષ્ય, તિર્યંચ વા નારકીપણું નથી. આત્માના શુદ્ધસ્વરૂપમાં બાહ્ય પરભાવના–ષટ્કારકની પ્રવૃત્તિ નથી. આત્માના શુદ્ધસ્વરૂપમાં નાકના મેલસમાન બાહ્યના ત્રેવીશ વિષયોનો ભોગ નથી. આત્માના શુદ્ધસ્વરૂપના ઉપયોગમાં નયવાદનો શાસ્ત્રાર્થ પ્રવ-

ર્તતો નથી. આત્માના શુદ્ધસ્વરૂપના ઉપયોગમાં, મન, વાણી અને કાયાની મમતાનો વિકલ્પ રહેતો નથી. આત્માના શુદ્ધસ્વરૂપના ઉપયોગમાં રાગદ્વેષની મલીનતાનો ભાવ રહેતો નથી. આત્માના શુદ્ધસ્વરૂપના ઉપયોગમાં આધિ, વ્યાધિ અને ઉપાધિની સ્ફુરણા રહેતી નથી. આત્માના શુદ્ધસ્વરૂપના ઉપયોગમાં સ્થિર રહેતાં નાના અને મોટાનો ભેદ વર્તતો નથી. આત્માના શુદ્ધોપયોગમાં સ્થિરતા થતાં વિકલ્પ સંકલ્પની પરંપરાઓનું ઉત્થાન થતું નથી. આત્માના શુદ્ધધર્મના ઉપયોગમાં સ્થિર થઈ જતાં ધ્યેય, ધ્યાન અને ધ્યાતાનું ઐક્ય થઈ જાય છે. આત્માના શુદ્ધધર્મોપયોગે રમણતા કરતાં આત્માના અનન્ત વીર્યગુણને પરભાવથી દૂર કરીને આત્માના શુદ્ધધર્મમાં પરિણમાવી શકાય છે. આત્માના શુદ્ધોપયોગમાં સ્થિર રહેવાથી આત્માનો અચલ ગુણ પ્રાપ્ત કરી શકાય છે. પુદ્ગલના અનેક પ્રકારના પર્યાયો તે હું નથી અને તેમાં જરા માત્ર પણ સુખ નથી; એમ આત્માર્થી નિશ્ચય કરીને આત્માના ધર્મમાં ઉપયોગ ધારણ કરીને શુદ્ધસ્વરૂપમાં સ્થિર થઈ જાય છે. અધ્યાત્મ અને યોગના માર્ગવડે આત્માના ઉપશમાદિભાવને પ્રાપ્ત કરે છે. અનાદિકાલથી ઔદયિકભાવમાં પરિણમન થયું છે તેનો પરિહાર કરવાને આત્માર્થી જીવ પોતાના સહજ શુદ્ધગુણની રમણતામાં તન્મયપણે પ્રવર્તે છે. આત્માર્થી જીવ જાણે છે કે, આગમોનો સાર એજ છે કે આત્માના સહજ ગુણોને પ્રકટ કરવા. આત્માને આત્મભાવે પરિણમાવીને આત્મામાં રહેલી પરમાત્મતા પ્રગટ કરવી એજ આગમોને વલોવીને શુદ્ધ અમૃત કાઢવાનું છે. વિવેકી આત્માર્થી મનુષ્ય પોતાના શુદ્ધધર્મથી વિરૂદ્ધ એવા રાગ, દ્વેષ, ઈર્ષ્યા, કામભોગ વગેરેમાં અંશમાત્ર પણ રૂચિ ધારણ કરતો નથી. શ્રુતજ્ઞાની આત્માર્થી જીવ, પોતાના શુદ્ધધર્મના ઉપયોગબળે રમણતા કરે છે. આત્માર્થી જ્ઞાની, પોતાના અસંખ્ય પ્રદેશોને ઘર માને છે અને પ્રતિપ્રદેશે રહેલા અનંત ગુણોને ખરી રૂદ્ધિ માની તેના ઉપયોગરૂપ અન્તર્દૃષ્ટિને ધારણ કરે છે. પોતાના આત્માને સત્તાએ પરમાત્મરૂપ માનીને તેનું ધ્યાન ધરે છે. તે જાણે છે કે, મારો આત્મા શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ દેવ છે. મારો આત્માજ નિશ્ચયનયની અપેક્ષાએ મારો ગુરૂ છે. મારો આત્મા તે નિશ્ચયનયની અપેક્ષાએ ધર્મરૂપ છે; મારા આત્માને છોડીને-જડ વસ્તુમાં ધર્મ રહેતો નથી. મારો આત્માજ જ્ઞાનમય હોવાથી બ્રહ્મા છે. મારો આત્માજ પોતાના જ્ઞાનાદિ અનંત ગુણરૂપ સૃષ્ટિનો કર્તા અને કર્મસૃષ્ટિનો હર્તા છે. મારો આત્માજ લોકાલોકનો જ્ઞાનગુણવડે પ્રકાશ કરનાર હોવાથી વિષ્ણુ છે. સર્વ જ્ઞેયપદાર્થોને

પ્રકાશ કરનારૂં જ્ઞાન હોવાથી, જ્ઞાનવડે સર્વ જ્ઞેયનો જ્ઞાતા આત્મા વિષ્ણુરૂપ છે. સર્વ કર્મને હરનારો એવો મારો અસંખ્ય પ્રદેશી આત્મા હરિ છે. જ્ઞાનાદિ અનંત ગુણોને પરભાવમાંથી ખેંચીને પોતાના શુદ્ધ સ્વરૂપે પરિણમાવનાર મારો અસંખ્ય પ્રદેશી આત્માજ કૃષ્ણ છે. સર્વ પ્રકારનાં કર્મોનો નાશ કરીને પોતાનો શુદ્ધ ધર્મ પ્રગટાવવાની શક્તિ ધારણ કરનાર, મારો આત્માજ મહાદેવ છે. સર્વ પ્રકારે બાહ્ય સુખોની ભ્રાન્તિનો ત્યાગ કરીને ક્ષાયિક ભાવનું સુખ પ્રકટ કરનાર, મારો આત્મા શંકર કહેવાય છે. દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ કદાપિ નહિ ઉત્પન્ન થનાર એવો મારો આત્માજ અજ કહેવાય છે. બાહ્યપુરૂષો કરતાં અન્તરના પુરૂષાર્થથી ઉત્તમ એવો મારો આત્માજ પુરૂષોત્તમ કહેવાય છે. સર્વ બાહ્ય જગત્ પણ જેની યાચના કરે છે અને જેમાં રહેલું સુખ પ્રાપ્ત કરવા યાચના કર્યા કરે છે, તેવું સહજ સુખ મારામાં હોવાથી, મારો આત્માજ જગન્નાથ છે. આધિ વ્યાધિ અને ઉપાધિનાં ત્રણ પુર છે, તેનો નાશ કરનાર મારો આત્માજ ત્રિપુરારિ કહેવાય છે. નિર્મલ-શુદ્ધ સનાતન-અરૂપી-જ્ઞાનજ્યોતિમય-એવો મારો આત્મા જ ખુદા કહેવાય છે. રાગદ્વેષની શક્તિનો ક્ષય કરવાની સત્તાવાળો મારો આત્માજ વીતરાગ છે. અહો! હું ત્રણ ભુવનમાં ઉત્તમ અને સિદ્ધાન્તોમાં કહેલા શુદ્ધાત્મધર્મરૂપ અમૃતને ધારણ કરનાર, આત્મા અમર-અવિનાશી છું. મારૂં અસંખ્ય પ્રદેશનું સ્વરૂપ ત્રણ કાલમાં એકરૂપ રહેવાથી હું ધ્રુવ છું. સમયે સમયે ક્ષતિ અને સામર્થ્ય એવા બે પ્રકારના અનન્ત પર્યાયને ધારણ કરનાર હોવાથી હું ઉત્પાદ વ્યયરૂપ છું. દ્રવ્યની અપેક્ષાએ હું એકરૂપ છું અને પર્યાયની અપેક્ષાએ અનેકરૂપ છું. હું સચ્ચિદાનંદ શુદ્ધસ્વરૂપમય છું. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય ઉપયોગમય હું છું. શુદ્ધ નિશ્ચયનયકથિત આત્મારૂપ પરમાત્મા તેજ હું છું. ઔદયિક ભાવનો જે અશુદ્ધ ધર્મ છે તે આત્માનો શુદ્ધ ધર્મ નથી. સકલ પરભાવથી રહિત એવો શુદ્ધ પર્યાયરૂપ આત્માનો ધર્મ ભોગવતાં અનંત આનંદરૂપ અમૃત રસની પ્રાપ્તિ થાય છે. પુદ્ગલ વસ્તુઓને અનંતવાર ભોગવી ભોગવીને છોડી, અને પુનઃ તે પુદ્ગલ એંઠનું ગ્રહણ કર્યું, પણ સદાકાલનો સન્તોષ પ્રાપ્ત થયો નહિ. આત્માના શુદ્ધસ્વરૂપમાં રમણતા કરતાં અશુદ્ધતા પોતાની મેળે ટળવા માંડે છે. આત્માની આનંદ પરિણતિનો રસ વસ્તુતઃ આત્મામાં રેડાય છે ત્યારે, પરભાવમાં શુષ્કતા લાગે છે અને ત્યાં રૂચિ પડતી નથી. ઔદારિકાદિક યોગમાં પરિણમેલું આત્માનું વીર્ય ખરેખર આત્મામાં રમણતા કરતાં આત્માના શુદ્ધવીર્યરૂપ બને છે અને તેથી શુદ્ધધર્મની પુષ્ટિ થાય છે. આત્માના શુદ્ધ ધર્મમાં

ગુતા કરતાં આત્માના ગુણોનેજ જ્ઞેયરૂપે ધારવામાં આવે છે અને
પરોક્ષ બુદ્ધિદ્વારા સંસ્કારો પણ અહર્નિશ આત્માના શુદ્ધસ્વરૂ-
પડવાથી, પરભવમાં તુર્ત આત્મધર્મની પ્રાપ્તિ થાય છે અને સંયોગો
આત્મધર્મની શુદ્ધિ થાય તેવા મળી આવે છે. મતિ જ્ઞાનના ચાર
પણ આત્મારૂપ જ્ઞેયમાં પરિણમવાથી રાગ દ્વેષની પરિણતિ બહુ
ી પડતી જાય છે અને અન્તે તેનો સર્વથા પ્રકારે ક્ષય થાય છે.
મપયડી નામના ગ્રન્થમાં આત્માના અધ્યવસાયોનું બહુ સૂક્ષ્મરી-
થી પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આત્માને જ્ઞેયરૂપ ધારીને
રંવાર આત્માનું ધ્યાન ધરવાથી અનંતિ કર્મની વર્ગણાઓ ખરવા
ડે છે અને આત્માનુંજ પરભવમાં વિશેષતઃ આરાધન કરવામાં આવે
. ધ્યાતા-ધ્યેય અને ધ્યાનનું ઐક્ય જેટલા કાલસુધી-પરોક્ષ દશામાં
ણ-રહે છે તેટલા કાલ પર્યન્ત આત્માના સહજ સુખની ખુમારીનો
નુભવ આવે છે. આત્મધર્મની પ્રાપ્તિમાટે નિમિત્ત કારણોનું અવલં-
ન કરવામાં આવે છે; આત્માનેજ સાધ્ય માનીને અવર નિમિત્તોનું
વલંબન કરવું એજ જૈનાગમોનો ઉદ્દેશ છે. આગમરૂપ ભગવાનની
ાણીને દોહીને આત્માના શુદ્ધ ધર્મની પ્રાપ્તિ કરવી, એજ અમૃતરસ
ાઢવાનો છે. આત્મદ્રવ્યના ગુણપર્યાયોની શુદ્ધિ કરવી એજ આગ-
મોનો સાર છે. આત્માની શક્તિયોને ખીલવવામાટે રૂપસ્થાદિક ધ્યાન
ક્રિયાઓનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

આત્માના જ્ઞાનાદિ ગુણોનો અભ્યાસ કરવામાં પ્રમાદદશાનો પરિ-
હાર કરવો જોઇએ. આત્માના ગુણોની શ્રદ્ધા ધારણ કરીને તે તે
ગુણોને ચિત્તમાં રમાવવાથી, પરભવમાં પણ તે તે ગુણોની રૂચિ
ચિત્તમાં ઉત્પન્ન થાય છે. પૂર્વભવની વાસનાથી આ ભવમાં જે જે
બાબતની વાસના પ્રગટી હોય છે, તે તે બાબતમાં રૂચિ અને પ્રવૃત્તિ
થાય છે. આ ભવમાં વ્યવહાર અને નિશ્ચયથી જ્ઞાન-દર્શન અને ચારિ-
ત્રરત્નનું અત્યંત પ્રેમથી આરાધન કરવામાં આવશે તો, પરભવમાં પણ
તેના સંસ્કારોના યોગે જ્ઞાન-દર્શન અને ચારિત્રનીજ આરાધના ઉપર
પ્રેમ પ્રગટવાનો અને તેનોજ અભ્યાસ થવાનો; એમ હૃદયમાં પરિપૂર્ણ
શ્રદ્ધા ધારણ કરવી. આ સિદ્ધાન્ત ઉપર અમરકોષ વનસ્પતિના
ધુમાડાનું દૃષ્ટાન્ત નીચે મુજબ કથવામાં આવે છે.

નેપાલદેશમાં કસ્તુરિયામૃગો ઉત્પન્ન થાય છે. અમરકોષ નામની
એક વનસ્પતિનું ભક્ષણ કરવાથી મૃગોની હુંટીમાં કસ્તુરીનો ગોટો
ઉત્પન્ન થાય છે. કેટલાક લોકો કસ્તુરીયામૃગની કસ્તુરીના ગોટાઓને
ચોરી જાય છે. રાજાને ત્યાં ફરીયાદ કરવામાં આવે છે ત્યારે, રાજા

કસ્તુરીની ચોરી પકડવા માટે અમરકોષ વનસ્પતિનો ધુમાડો કરે છે. ગમે તેટલો સામો વાયરો વાયા છતાં અમરકોષનો ધુમાડો જેના ઘરમાં વનસ્પતિ હોય છે તેના ઘરમાં પ્રવેશ કરીને જ્યાં કસ્તુરી રાખવામાં આવી હોય છે ત્યાંજ ચારે તરફ પરિભ્રમણ કર્યા કરે છે; તેથી રાજાના મનુષ્યો જેણે ચોરી કરી હોય છે તેના ઘરમાં પ્રવેશીને કસ્તુરીના ગોટાને ગ્રહણ કરી લે છે. તે પ્રમાણે જ્ઞાનાદિ સદ્‌ગુણોની વાસના પણ આવતા ભવમાં આત્મામાં તે તે ગુણોને પ્રગટાવવા સમર્થ થાય છે. તે ઉપર રજ્જવનામના કવિએ એક નીચે પ્રમાણે દુહો કથ્યો છે.

અમરકોષકો ધૂમ્ર જ્યું, મૃગમદ ઢુંઢન જાય,
રજ્જવભક્તિ આદિકી, આલેઆલ મિલાય ॥ ૧ ॥

જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ સદ્‌ગુણોનો અભ્યાસ પણ ભવિષ્યના ભવમાં પુનઃ પ્રગટ થાય છે અને તે તે ગુણોની વૃદ્ધિનો અભ્યાસ કરી શકાય છે. આત્માના કોઈપણ ગુણનો અભ્યાસ કરેલો નકામો જતો નથી. ક્ષયોપશમભાવવડે જે જે ગુણોની આરાધના કરવામાં આવે છે, તે તે ગુણોની આત્માની સાથે વાસના રહે છે અને તે ભવિષ્યભવમાં સંસ્કારોના બળથી તે તે ગુણોનો પ્રકાશ વધતો જાય છે. લાખો વા કરોડો ઉપાયો સેવીને પણ આત્માના શુદ્ધ સદ્‌ગુણોને પ્રકટાવવા પ્રયત્ન કરવો જોઈએ.

દુર્ગુણોના અભ્યાસથી દુર્ગુણોના સંસ્કારો પડે છે અને તેના સંયોગો મળતાં તે તે પ્રકારના દુર્ગુણો પુનઃ પ્રકટી નીકળે છે. દુર્ગુણોની વાસનાઓ પૂર્વભવોમાંથી આત્માની સાથે આવે છે. આ ભવમાં જે જે દુર્ગુણોની વાસનાઓને પ્રકટાવનારી સામગ્રી ભેગી થાય છે, તે તે દુર્ગુણો પ્રકટી નીકળે છે, તેથી એમ નહિ અવબોધવું કે મારામાં અન્ય દુર્ગુણો નથી. દુર્ગુણોના અભ્યાસથી મતિના ચાર ભેદ પણ, તે તે દુર્ગુણોને જ્ઞેયરૂપધારીને રાગદ્વેષ યોગે અશુદ્ધતાને પ્રાપ્ત કરે છે. આત્માનું વીર્ય પણ દુર્ગુણોમાં ભળી જઇને દુર્ગુણોમાં બળ અર્પે છે અને તેથી તે તે દુર્ગુણોનો નાશ કરવા માટે અને તે તે દુર્ગુણોનો વા સંસ્કારોનો ક્ષય કરવા માટે, દુર્ગુણોના બળ કરતાં લાખ વા કરોડ ઘણો ઉદ્યમ કરવામાં આવે છે ત્યારે, તે તે દુર્ગુણોનો નાશ થાય છે. અશુભ નિમિત્ત સંયોગો મળતાં દુર્ગુણોની વૃદ્ધિ થતી જાય છે. દુર્ગુણોની પરિણતિની વૃદ્ધિ ન થાય તેવા ઉપાયો આદરવા જોઈએ. આગમોનું પરિશીલન અને સદ્‌ગુરૂ સમાગમવિના દુર્ગુણોની વાસનાઓનો ક્ષય થતો નથી. મોહાદિ પ્રકૃતિયોનો ક્ષય કરવાની ઇચ્છાવાળા મનુષ્યે, શ્રી સદ્‌ગુરૂ આદિ શુભ નિમિત્તોનું અવલંબન સદાકાલ કરવું જોઇએ. પ્રથમ તો વ્યવહારનય-

વડે શુદ્ધ ગુણોની ભૂમિકાના હેતુઓનું સારી રીતે અવલંબન કરવું જોઈએ. નિમિત્તવાસી આતમા છે-શુભાશુભ જેવાં નિમિત્તો મળે છે તેવો આત્મા થઈ જાય છે. સારાં નિમિત્તોરૂપ વ્યવહારમાર્ગને કદી ન ત્યજવો જોઈએ. શુભ નિમિત્તવિના આત્મા દુર્ગુણો તરફ પ્રવૃત્તિ કરી શકે છે. મનુષ્યે, પોતાની આગળ પાછળ-ચારે તરફ ઉત્તમ વિચારોના હેતુઓ એટલાબધા રચવા જોઈએ કે, જેથી દુર્ગુણોની વાસનાઓને પ્રગટ થવાનો વખત પણ મળે નહિ, અને સદ્‌ગુણોના વિચારોમાંજ આત્મા રમણતા કર્યા કરે. પ્રથમ અભ્યાસદશામાં તો વિશેષતઃ શુભાદિ નિમિત્તોનું અવલંબન કરવું જોઇએ. સત્પુરૂષનો સમાગમ એક ક્ષણમાત્ર પણ ન છોડવો જોઈએ.

કબુતરી પ્રથમ ઈંડુ મૂકે છે ત્યારે તે ઇંડાની ઉપર બેસીને તેને સેવ્યા કરે છે, અર્થાત્ એક ઘડી પણ તે ઇંડાથી દૂર ગમન કરતી નથી. ઈંડું ફુટીને બચ્ચું નીકળે છે તોપણ તેને સેવ્યા કરે છે. બચ્ચું મોટું થઇને પોતાની મેળે ચારો ચરવા ગમન કરે છે તોપણ, કેટલાક દિવસ કબુતર અને કબુતરી તે બચ્ચાને પોતાની સાથે ફેરવે છે. મનુષ્યો ધર્મની પ્રથમાવસ્થામાં ઈંડા જેવા હોય છે; તેઓ તેવી દશામાં જો ગુરૂઆદિના અવલંબનને મૂકી દેતો તેમની ખરાબ દશા થાય. શ્રી સદ્‌ગુરૂના તાબામાં રહીને શિષ્યોએ ઇંડાની અવસ્થા અને બચ્ચાની અવસ્થા પૂર્ણ કરવી જોઈએ. શુભ નિમિત્તોવિના આત્માના ગુણોના સંસ્કાર પડતા નથી. આત્મજ્ઞાન પામીને ગુરૂઆદિ પુષ્ટ હેતુઓનો ત્યાગ ન કરવો જોઇએ; એમ ઉત્સર્ગમાર્ગેથી અવબોધવું. જ્યાંસુધી બકરાંની દશા છે ત્યાંસુધી વાડામાં રહેવામાં લાભ છે. સિંહ થયાબાદ વાડામાં રહેવાની જરૂર નથી. બકરાંની અવસ્થા છતાં અભિમાનથી પોતાને સિંહ માની લેઈને જેઓ શુભ નિમિત્તરૂપ વ્યવહારવાડાનો ત્યાગ કરે છે, તેઓ કોઈપણ દુર્નિમિત્તમાં ફસાઈ જાય છે અને દુર્ગુણોના તાબામાં રહે છે. આ કાલમાં કોઈનામાં દુર્ગુણો છે એમ જાણવાથી વા સાંભળવાથી આશ્ચર્ય માનવાનું નથી, પણ કોઇનામાં અમુક સદ્‌ગુણ છે એમ સાંભળવાથી વા જાણવાથી આશ્ચર્ય માનવાનું છે! અર્થાત્ દુર્ગુણોની ખોટ નથી, સદ્‌ગુણોની ખોટ છે. અનાદિકાલથી દુર્ગુણોના સંબન્ધમાં આત્મા આવ્યો છે. પોતાના આત્માના અસંખ્ય પ્રદેશરૂપ ભૂમિને, દુર્ગુણોરૂપ કુવૃક્ષોની ભૂમિ તરીકે બનાવી દીધી છે અને દુર્ગુણવૃક્ષોનાં બીજોને પુનઃ અસંખ્ય પ્રદેશરૂપ ભૂમિએ રહેવાનો આશ્રય આપ્યાથી દુર્ગુણોની પરંપરા વૃદ્ધિ પામી છે, અને તે કેટલીબધી પુષ્ટ થઈને પોતાનું ફળ દેખાડે છે, તેનો અનુભવ કંઈ વિદ્વાનોથી દૂર નથી. સ્ત્રીનું સ્મરણ કરવાથી ચિંતાની

પેઠે કામી પુરુષને ચિંતાઓ બાળે છે, તેમ દુર્ગુણોને જ્ઞેયરૂપ ધારીને તેઓનું અવગ્રહ, ઇહા, અપાય, અને ધારણારૂપે જ્ઞાન કરીને, તેઓને મનમાં રમાવ્યાથી નિરપેક્ષ બુદ્ધિવાળાને તે દુર્ગુણોની વાસનાઓ પ્રકટ થઈને બીજના વૃક્ષની પેઠે દારૂણ વિપાક દેખાડે છે, માટે દુર્ગુણોનું સ્મરણ મૂકીને સદ્ગુણોનુંજ મનન-સ્મરણ કરવું જોઇએ. આત્માનો પણ વસ્તુતઃ સ્વભાવ ( નેચરલ ) એવો છે કે, એકલા સદ્ગુણોના મનન અને સ્મરણથી તેને આનન્દ મળે છે. જ્ઞાનાદિ સદ્ગુણોનું મનન અને સ્મરણ કરવાથી આત્મિકવીર્ય શુદ્ધવીર્યપણે પરિણમે છે અને તેથી દુર્ગુણોના રસ મોળા પડે છે, અને અન્તે દુર્ગુણોની વાસનાઓનો પણ ક્ષય થઇ જાય છે. કોઈના પણ દુર્ગુણોને જોવાની ટેવ પડવાથી,-દેખનારના મનમાં દુર્ગુણોનું મનન સ્મરણ થવાથી-તેના આત્મામાં દુર્ગુણોની વાસનાઓ પ્રગટે છે અને તેથી-અન્યના દુર્ગુણો દેખવાથી અને તેનું મનન કરવાથી-તે તે દુર્ગુણો, જોનારમાં પ્રકટી નીકળે છે. અનુભવીઓ આ બાબતને સમ્યગ્રીત્યા અનુભવથી અવબોધી શકે છે. મનુષ્યોએ સદ્ગુણી થવું હોય તો દુર્ગુણોની ભાવના છોડીને સદ્ગુણોની ભાવના ભાવવી જોઈએ. જેઓ શુક્લધ્યાનને ધ્યાવનારાઓ હોય છે, તેઓપણ દુર્ગુણો સંબન્ધી વિચાર કરતા નથી. તેઓ આત્માના દ્રવ્યગુણ અને પર્યાયનો વિચાર કરે છે. ઉત્તમ ધ્યાન ધરનારાઓ ઉપર્યુક્ત દુર્ગુણોનું સ્મરણ ભૂલી જઇને સિદ્ધપરમાત્માનું ધ્યાન ધરે છે, અથવા સંગ્રહનયની અપેક્ષાએ પોતાના આત્માને સિદ્ધસમાન ભાવીને સત્તામાં રહેલા જ્ઞાનાદિ સદ્ગુણોને આવિર્ભાવે (પ્રગટભાવે) કરે છે. જે જે ગુણોનું મનન-સ્મરણ કરવામાં આવે છે, તે તે ગુણોની પ્રકટતા કરવામાં આત્મવીર્યનું પરિણમન થાય છે. આત્માના જે ગુણનું આત્મબળથી મનન-સ્મરણ અને નિદિધ્યાસન થાય છે તે તે ગુણનો દરરોજ આ પ્રમાણે અભ્યાસ થવાથી-તે તે ગુણની અન્ય ગુણો કરતાં વિશેષ પ્રકારે પ્રકટતા દેખવામાં આવે છે. પ્રથમ સત્ય, પ્રમાણિકતા, આદિ નીતિના ગુણો પ્રકટાવીને આત્માના શુદ્ધગુણોની વૃદ્ધિ કરવામાં ધારણા, ધ્યાન અને સમાધિનો ઉપયોગ કરવો. ધારણા, ધ્યાન અને સમાધિવડે શુદ્ધગુણોમાં અહર્નિશ પરિણમવાથી આત્મવીર્યથી તે તે ગુણોને અલ્પકાલમાં પ્રગટાવી શકાય છે; આ બાબતમાં જ્ઞાનીઓનો અનુભવ પ્રમાણભૂત છે અને તે બાબતમાં આગમો પણ સાક્ષી પૂરે છે. આત્માના ગુણોને શુદ્ધગુણોરૂપે પ્રકટાવવા તેમાં ગુણોજ ઉપાદાનકારણરૂપે પરિણમે છે અને દેવ-ગુરૂ-અને આગમોનું અવલંબન તે નિમિત્તરૂપે પરિણમે છે. નિમિત્ત કારણની પ્રમાદદશામાં ઘણી જરૂર છે. છત્રીથી

જેમ વર્ષાકાલમાં વૃષ્ટિથી બચી શકાય છે, તેમ પ્રમાદદશાના હેતુઓની સામગ્રીના કાલમાં ખરેખર આત્મગુણોની શુદ્ધિ કરવા ગુર્વાદિ પુષ્ટ નિમિત્તહેતુઓની આવશ્યકતા છે. આત્માના ગુણોની સદાકાલ ભાવના કરવી જોઇએ. ઉંઘમાં પણ આત્માના શુદ્ધગુણોનું સ્વપ્ન આવે અને બાહ્યપદાર્થોનું સ્વપ્ન પણ ન આવે એવી ઉત્તમ ભાવનાનો અનુભવ આવે તો પણ,-પુષ્ટ હેતુઓનું અવલંબન ન ત્યજવું જોઇએ. મનુષ્યે, આત્માની શુદ્ધ ભાવના સદાકાલ રાખવાને માટે પોતાની ચારે બાજુએ શુદ્ધ ભાવનાના હેતુઓને રચીને અને અશુદ્ધ ભાવનાના હેતુ-ઓને પણ શુદ્ધ ભાવનાના હેતુઓ તરીકે પરિણમાવવાની શક્તિ પ્રાપ્ત કરવી જોઇએ. પોતાની આત્મશુદ્ધતાની પ્રાપ્તિમાટે ઉત્તમ ગુણોની વાસ-નાઓ એવી દૃઢ રીતે કરવી કે, જેથી પરભવમાં કોઈ ઠેકાણે જન્મ થતાં તુર્ત શુદ્ધભાવનાના હેતુઓ આવીને મળે. આ ભવમાં જેઓને અધ્યાત્મ-શુદ્ધભાવની સામગ્રી મળી હોય છે, તેઓએ પૂર્વભવમાં આત્માના શુદ્ધધર્મના હેતુઓનું અવલંબન કરેલું હોવું જોઇએ. આ-ત્માના શુદ્ધધર્મની રમણતા આભવમાં અપ્રમત્તદશાથી કરવામાં આવશે તો ભવિષ્યમાં જે ભવ પ્રાપ્ત થશે તેમાં જરૂર આત્માના શુદ્ધ જ્ઞાનાદિ ધર્મની પ્રાપ્તિમાટે પ્રયત્ન થવાનો; આ ભવમાં જ્યાંથી શુદ્ધ ધર્મનો અભ્યાસ અધુરો રહ્યો હશે ત્યાંથી, પરભવમાં તે અભ્યાસ શરૂ કરી શકાશે. આ ભવમાં અમૃતસમાન એવો પ્રભુવાણીનો સાર ખરે-ખર શુદ્ધાત્મ ધર્મરમણતા છે; એમ હૃદયમાં દૃઢ વિશ્વાસ ધારણ કરીને સાધ્યની સિદ્ધિ કરવા આત્માના શુદ્ધ ધર્મના ઉપયોગમાં સદાકાલ રમણતા કરવી. રાગ દ્વેષની પરિણતિ ક્ષણે ક્ષણે ટળે એવો આત્માનો શુદ્ધ ઉપયોગ આદરવો જોઈએ.

શ્રીમદ્ આનન્દઘનજીનો કહેવાનો આશય પણ એવોજ પ્રતિ-ભાસે છે. નિજગુણ સ્થિરતામાં ઉત્કટ પ્રેમ ધારણ કરનાર શ્રીમદ્‌ને, આગમોના સારભૂત શુદ્ધાત્મસ્વરૂપમાં રમણતા કરવાનું ગમતું હતું. આપણે તે માર્ગના અભિલાષી છીએ. પ્રત્યાહાર, ધારણા ધ્યાન અને સમાધિવડે આત્માના શુદ્ધ ગુણોમાં રમણતા કરીને, સહજ આત્યંતિક અખંડ એવું નિત્ય સુખરૂપ-અમૃતનું પાન કરવું તેજ પ્રાપ્તવ્યમાં પ્રાપ્ત-વ્ય કાર્ય છે. શ્રીમદ્ આનન્દઘનનું સાધ્ય બિન્દુ અને આપણું સાધ્ય-બિન્દુ એકજ છે. વિશેષતઃ કથીએ તો સકલ જ્ઞાનીઓનું સાધ્યબિન્દુ એકજ છે. આત્માના શુદ્ધ પર્યાય કરવામાટે સંગ્રહનયની દૃષ્ટિવડે આ-ત્માનું ધ્યાન ધરવું. નૈગમનયની કલ્પનાયોગે રાગદ્વેષવડે જે જે કર્મ બાંધ્યાં હોય! તેનો નાશ કરવાનેમાટે, સંગ્રહનયવડે આત્માની સત્તાનું

ધ્યાન ધરીને, શબ્દનય કથિત ચેતન ધર્મને પ્રકટાવવો જોઇએ. અશુદ્ધ વ્યવહારને આચારમાં મૂકીને જે જે કર્મો બાંધ્યાં હોય તેનો નાશ કરવાને માટે, શુદ્ધ વ્યવહારનો આદર અને શબ્દનય કથિત આત્મજ્ઞાનોપયોગમાં રમણતા કરવી જોઇએ. એવંભૂતનય કથિત ધર્મને પ્રગટાવવાને માટે શુદ્ધ વ્યવહારની આચરણા અને સત્તાનું ધ્યાન ધરવું જોઇએ. સમભિરૂઢનય-કથિત ધર્મમાં દૃષ્ટિ કરીને નૈગમ તથા વ્યવહારને આદરવો જોઇએ વ્યવહાર ધર્મની આચરણા આચરીને સમભિરૂઢનયકથિત ધ્યાન ધરવું જોઇએ. આત્માનું ધૈર્ય પ્રગટાવવામાટે દ્રવ્યનું ધ્યાન ધરવું જોઇએ. અહં અને મમત્વ પરિણામની દૃઢ વાસનાઓનો ક્ષય કરવામાટે રૂજુસૂત્રનયકથિત ધ્યાન ધરવું જોઇએ; તેમજ ભૂતકાલની પરભાવચેષ્ટાને ભૂલવામાટે રૂજુસૂત્રનયકથિત આત્મધ્યાન ધરવું જોઇએ. એવંભૂતનયની અપે-ક્ષાએ સિદ્ધ થવાનેમાટે નૈગમનયના ઉત્સાહને ધારણ કરવો જોઇએ. આત્માના ગુણોનુંજ સ્મરણ કરવામાટે અને અન્યજીવોનાં દૂષણ ન જોવાય તે માટે, સંગ્રહનયની દૃષ્ટિથી સર્વત્ર દેખવું જોઇએ. સુનિમિત્ત અને કુનિમિત્તનો વિવેક કરવાને માટે વ્યવહારનયદૃષ્ટિથી દેખવું જોઇએ અને અન્તરમાં શબ્દાદિનયકથિત આત્મધર્મની પરિણતિ ખીલ-વવામાટે નિશ્ચયનયકથિત ધર્મનો ઉપયોગ ધારણ કરવો જોઇએ. સર્વે આત્માઓની સાથે ઐક્ય ધારણ કરવાનેમાટે સંગ્રહનયની દૃષ્ટિ ધારણ ક-રવી જોઇએ. ઉપરના ગુણસ્થાનકપર ચઢવાનેમાટે શુદ્ધપર્યાયાર્થિક નયનો ઉપયોગ ધારણ કરવો જોઇએ. અનેક પ્રકારના ઉપસર્ગો સહન કરવા-નેમાટે સંગ્રહનય કથિત આત્મસત્તાનું ધ્યાન ધરવું જોઇએ. સારાંશકે આત્માના શુદ્ધગુણો પ્રકટાવવાનેમાટે ઉપર ઉપરના નયકથિત ધર્મનો ઉપયોગ ધારણ કરવો જોઇએ. નયોની અપેક્ષાઓ સમજીને આત્માના ધર્મનો પ્રકટભાવ કરવામાટે મુમુક્ષુઓ પ્રયત્ન કરે છે. આત્માનો શુદ્ધ ધર્મ અવબોધ્યા બાદ અશુદ્ધ ધર્મતરફની રૂચિ ઘટે છે અને શુદ્ધ ધર્મ પ્રતિની રૂચિ વૃદ્ધિ પામે છે. શુદ્ધ ધર્મનું સમ્યગ્જ્ઞાન થાય છે ત્યારે, અનાદિકાળથી અશુદ્ધ પરિણતિવડે પરિણમન થયું તેનો હૃદયમાં પશ્ચાત્તાપ જાગ્રત્ થાય છે. સ્યાદ્વાદધર્મમય એવા આત્માને આત્મભાવે અવબોધવાથી આત્મામાં સમ્યકત્વગુણની ઉત્પત્તિ થાય છે અને સમ્યકત્વ બોધ થયા બાદ સમ્યગ્મતિથી પ્રવૃત્તિયો થાય છે. આત્માને ચોથા ગુણઠાણાથી સમ્યગ્મતિનો સંબન્ધ થાય છે. સમ્યગ્મતિ ખરેખર આત્માને ઉપરના ગુણસ્થાનકમાં પ્રવેશાવવાને માટે દીપકની પેઠે સત્ય પ્રકાશ પાડે છે. આત્મા પોતાના મૂળધર્મને અવબોધીને પોતાની ભૂલ જાણી લે છે. આત્મા પોતાના ગુણોમાં વિશેષ પ્રકારે રતિ ધારણ કરે છે. ચોથા

ગુણસ્થાનકથી પાંચમા ગુણસ્થાનકમાં ગમન કરીને અવિરતિપણાનો ત્યાગ કરે છે. એકદેશથી આત્મા પોતાનો ઉત્સર્ગ ધર્મ પ્રગટાવવાને પ્રયત્ન કરે છે અને દેશથકી પરભાવથી વિરામ પામે છે. આત્મા જે જે અંશે રાગદ્વેષરૂપ પરરમણુતાથી વિરામ પામે છે, તે તે અંશે પોતાના ગુણમાં રમણુતા ધારણ કરે છે. છઠ્ઠા ગુણસ્થાનકમાં સ્થૂલ-બાહ્ય ભાવથી આત્મા સર્વે પ્રકારે વિરામ પામે છે અને તેથી છઠ્ઠું સર્વવિરતિ ગુણસ્થાનક કહેવાય છે. છઠ્ઠા ગુણસ્થાનકમાં જેટલી પરભાવથી વિરામતા પામી શકાય છે તેટલીજ આત્માના ઉત્સર્ગ ધર્મમાં રમણુતા થાય છે. ચોથા ગુણસ્થાનકની મતિ કરતાં પાંચમાં ગુણસ્થાનકની મતિમાં વિશેષ શુદ્ધિ હોય છે. પાંચમા ગુણસ્થાનકની સમ્યક્મતિની શુદ્ધિ કરતાં, છઠ્ઠા ગુણસ્થાનકની સમ્યગ્‌મતિની અનન્તગુણુવિશેષ શુદ્ધિ, ખરેખર-ચારિત્ર ગુણની અપેક્ષાએ હોય છે. ચોથા ગુણસ્થાનકથી ઉપશમાદિ નિશ્ચય સમ્યકત્વ હોય છે. વ્યવહાર સમ્યકત્વ અને વ્યવહાર ધર્મક્રિયાના કાલે, જે મતિ હોય છે તેના કરતાં ઉપશમાદિ સમ્યકત્વ અને છઠ્ઠા ગુણસ્થાનકના ચારિત્રને સ્પર્શ કરનારી મતિ અથવા બુદ્ધિ અનંતગુણી શુદ્ધતાવાળી હોય છે. તેવી સમ્યગ્‌મતિ પોતાની સ્થિતિ જણાવીને અન્તરાત્મસ્વામિની સાથે આન્તરિક ચારિત્રરૂપ રમણુતાને ધારણ કરતી છતી, પોતે નીચે પ્રમાણે કથે છે.

**नहीं जाउ सासरीये ने नहीं जाउ पीयरीये, पीयुजीकी छेज बिछाई॥**
**आनन्दघन कहे सुनो भाइ साधुतो, ज्योतसेज्योत मिलाई ॥**
**अबधू० ॥ ६ ॥**

**ભાવાર્થઃ**—સમ્યગ્‌મતિ કથે છે કે, હવે હું અપ્રમત્ત દશાની અવસ્થા પ્રાપ્ત કરી નિશ્ચય સમ્યકત્વનું કારણ એવા વ્યવહાર સમ્યકત્વ શ્વસુર અને બાહ્ય ધર્મક્રિયારૂપ શ્વશ્રૂરની પાસે જવામાટે ઇચ્છતી નથી, તેમજ હવે હું બહિરાત્મભાવરૂપ વા મોહભાવરૂપ પિયરીયામાં જવાની નથી; હવે તો હું મારા અન્તરાત્મપતિની શુદ્ધ સમતારૂપ શય્યા બિછાવીને પ્રિય એવા આત્મસ્વામિની સાથે સદાકાલ આનન્દમાં રમણુતા કરીશ. આનન્દઘન એવા આનન્દઘનજી કથે છે કે, સમ્યક્મતિ અથવા ક્ષયોપશમ ભાવની શુદ્ધચેતના આપ્રમાણે પોતાના આત્મસ્વામિની સાથે રમણુતા કરે છે તો, હે સાધુઓ ! અન્તરાત્મા પરમાત્મારૂપ બનીને સિદ્ધમાં અનેક સિદ્ધોની સાથે સાદિઅનન્તમા ભાંગે મળે છે અને ત્યાં સમયે સમયે અનન્ત સુખનો ભોગ લે છે.

ઉચ્ચ ગુણસ્થાનકપર અપ્રમત્ત દશામાં ચઢેલી સમ્યક્મતિ ખરેખર સાતમા ગુણસ્થાનકના અપ્રમત્ત ભાવને પામી, નીચેના ગુણસ્થા-

નકમાં ગમન કરવાને સ્પષ્ટ ના કહે છે. અમૃતનો આસ્વાદ કરીને કોણ વિષના પ્યાલા પીવાની ઈચ્છા કરે ? શ્રીમદ્ આનન્દઘનજીએ સાતમા ગુણસ્થાનકનો–શુદ્ધોપયોગની ધારાએ વખતો વખત અનુભવ કર્યો હોય ! એવો આ ઉપરથી ભાવાર્થ અનુમાનવડે ખેંચી શકાય છે. આ કાલમાં સાતમા ગુણસ્થાનકથી ઉપરનાં ગુણસ્થાનક પ્રાપ્ત થતાં નથી. શ્રીમદે સમ્યક્‌મતિનો ચિતાર આપીને પશ્ચાત્ એ પ્રમાણે સમ્યક્‌મતિનો અન્તરાત્માની સાથે રમણતારૂપ સંબન્ધ રહે, તો અન્તે કોઈ ભવમાં સિદ્ધસ્થાનમાં સિદ્ધ પરમાત્માઓની સાથે પોતાનો આત્મા પણ પરમાત્મારૂપ થઇને રહે એવો ઉલ્લેખ કર્યો છે. માનો કે તેમણે પોતાનામાટે તેમ લખ્યું નથી ! કિન્તુ સમ્યગ્‌મતિ અને અન્તરાત્માની દશાપરત્વે તે લખ્યું છે, એમ હોય તોપણ આત્માની પરમાત્મદશા થાય છે અને તે સિદ્ધ સ્થાનમાં એક સમયમાં ગમન કરીને અનન્ત સિદ્ધોની સાથે વાસ કરે છે; એવો ભાવાર્થ સહેજે તરી આવે છે. સાતમા ગુણસ્થાકમાં આત્માની અપ્રમત્ત દશા રહે છે એમ છટ્ઠા ગુણસ્થાનકની અપેક્ષાએ અવબોધવું. અન્તરાત્માના સ્વરૂપમાં રમણતા કરતી એવી સમ્યક્‌મતિને બાહ્ય વ્યાવહારિક સ્થૂલ ક્રિયા વગેરેમાં રમણતા કરવાનું ગમતું નથી. આન્તરિક શુદ્ધ ધર્મમાં રમણતા કરવી એજ સમ્યક્‌મતિને ગમે છે અને તેને તેવી દશામાં વ્યવહારની–સ્થૂલ નિમિત્ત હેતુઓની કડાકૂટ ગમતી નથી. જેમ જેમ અન્તરમાં ઉંડા ઉતરવાનું થાયછે અને તેમાં અત્યન્ત આનન્દરસ અનુભવાય છે, તેમ તેમ પૂર્વે આરંભાયલી સ્થૂલ ક્રિયાઓમાં અપ્રમત્ત દશાવાળાને રૂચિ પડતી નથી. સાતમા અપ્રમત્ત ગુણસ્થાનકમાં જ્યાંસુધી સ્થિતિ થાય છે, ત્યાંસુધી પ્રતિક્રમણ વા પ્રતિલેખના વગેરે બાહ્ય ધર્મક્રિયાઓ નથી; એમ ગુણસ્થાનકક્રમારોહ નામના રત્નશેખરસૂરિ કૃત ગ્રન્થમાં દર્શાવ્યું છે. અપ્રમત્ત દશારૂપ ધ્યાન સમાધિમાં નિમગ્ન થએલા મહાત્માઓને છટ્ઠા ગુણસ્થાનકમાં પણ આવવાનું ગમતું નથી, તેમજ પ્રતિલેખનાદિ ક્રિયાઓ ઉપર તે વખતે લક્ષ્ય હોતું નથી. સાતમા ગુણસ્થાનકની પરિણતિ ટળતાં ધ્યાન સમાધિનો ઉપયોગ ટળે છે અને તેથી છટ્ઠા ગુણસ્થાનકમાં આવતાં તે ગુણસ્થાનકના વ્યવહાર અધિકારયોગે પ્રતિ લેખનાદિ ક્રિયાઓ કરવામાં આવે છે. પ્રમત્તદશા કરતાં અપ્રમત્તદશામાં અનન્તગુણવિશેષ અધ્યવસાયની શુદ્ધિ હોય છે, અને જ્યારે ધ્યાતા, ધ્યાન અને ધ્યેયનું ઐક્ય થાય છે ત્યારે, આત્મા પોતાની સહજ સમાધિદશાને પ્રાપ્ત કરે છે. અન્તરમાં શુદ્ધોપયોગભાવે વર્તતી એવી સહજ સમાધિદશાને પામીને આનન્દરૂપ અમૃતરસનું પાન કરી શકાય છે અને તેથી આત્માનું

તેજસ્વીપણું વધે છે. આવી ધ્યાનસમાધિ દશામાં રમણતા કરનારાઓ શુદ્ધ ધર્મરૂપ રત્નના વ્યાપારી હોવાથી, તેનાથી ઉતરતા એવા નીચા ગુણસ્થાનકના બાહ્ય ક્રિયારૂપ ધર્મને પસંદ કરતા નથી. તેઓ કદાપિ કોઈ જાતના પ્રમાદથી નીચેના ગુણસ્થાનકમાં અમુક વખતમાં પાછા આવી જાય છે તો પણ, તેઓને ભોગવેલા સહજ સુખનું સ્મરણ થયા કરે છે. જેમ કોઈ દુગ્ધપાકનું ભોજન કરે છે પશ્ચાત્ તેને વાન્તિ (ઉલટી) થાય છે તોપણ, દુગ્ધપાકના જમણની મીઠાશનો સ્વાદ તેના સ્મરણમાં તાજો રહે છે. તે મનુષ્ય દુગ્ધપાકના અભાવે બાજરીના રોટલા વગેરેનું અધિકારયોગે ભોજન કરે છે, તોપણ દુગ્ધપાકની મીઠાશ તેના સ્મરણમાંથી જતી નથી. અધ્યાત્મજ્ઞાની અને દ્રવ્યાનુયોગજ્ઞાની, એવા ધ્યાનસમાધિધારક મુનિરાજ અપ્રમત્ત ભાવમાં શુદ્ધાનન્દરસનું અમૃત ભોજન કરીને તેના સુખથી ત્રણ ભુવનમાં મહાસુખી થાય છે. ત્રણ ભુવનના જડપદાર્થોનું ત્રણ કાલનું સુખ ભેગું કરવામાં આવે તો સમાધિદશાના એક ક્ષણના સહજ સુખને પહોંચી શકે નહિ. અધ્યાત્મધ્યાનયોગીઓ સમાધિવડે અમુક કાલપર્યન્ત અપ્રમત્તભાવે આત્માના નિત્ય-સહજ સુખને ભોગવીને તેમાં એટલાબધા રસીયા બની જાય છે કે, તેઓને દુનિયાના સુખની તેમજ દુનિયામાં સુખીયા ગણાતા એવા રાજાઓ અને શેઠીયાઓની સ્પૃહા રહેતી નથી. 'निस्पृहिणस्तृणंजगत्, નિસ્પૃહીને જગત્ તૃણવત્ લાગે છે, અર્થાત્ જગત્માં અન્ય પાસેથી સુખ મેળવવાની સ્પૃહા રહેતી નથી. તેઓ દુનિયાના જીવોને પોતાના આત્મસમાન માનીને તેઓપર સમભાવ ધારે છે. તેઓને સહજ સુખાર્થે દુનિયાના પદાર્થોની જરૂર રહેતી નથી. ધ્યાન સમાધિવડે આત્માનું સુખ ભોગવવામાં આવ્યાથી તેઓ સમાધિપરિણામના ઉત્થાનકાલમાં પણ પુનઃ શુદ્ધોપયોગમાં રમણતા કરવાને-તેવોજ અન્તરથી ધ્યાનનો પ્રયત્ન કરે છે. આત્માના શુદ્ધસ્વરૂપના રસીલા બનીને તેઓ અવધૂત દશામાં-જ્યાં ત્યાં બાહ્ય શરીરથી વિચરે છે. એવી તેમની આન્તરિક અવધૂત દશાથી જગત્માં મનુષ્યોને તેઓ વિચિત્ર લાગે છે. “जगजाणे उन्मत्त औ, ओजाणे जग अन्ध; ज्ञानी ज्युं जगमें रह्यो, युं नहि कोइ सम्बन्ध” જગત્ જાણે છે કે આતો ઉન્મત્ત અર્થાત્ ગાંડો બની ગયો! ત્યારે અધ્યાત્મયોગી જાણે છે કે અરે આ જગત્ આંધળું દેખાય છે; કારણ કે અન્તરમાં રહેલા આત્મામાં અનન્ત સુખનો સાગર છતાં બાહ્યમાં સુખની ભ્રાન્તિ ધારણ કરીને અન્ધની માફક ફાંફાં મારે છે. અહો! આ જગત્ કેવું અંધ દેખાયછે? એમ જ્ઞાનીના જગત્પ્રતિ ઉદ્ગારો નીકળે છે. એમ, એ. ના અભ્યાસ કરનારની એકડી ભણનાર, જેવી

પરીક્ષા કરે! તેવી પરીક્ષા ખરેખર ઉત્તમ જ્ઞાનયોગીના આત્માની બાહ્ય દૃષ્ટિધારક દુનિયાં કરી શકે! અધ્યાત્મ યોગીઓ આત્માના ધ્યાનમાં એટલાબધા ઉંડા ઉતરી જાય છે કે, તેથી બાહ્ય દૃષ્ટિઓના વિચારોસાથે તેઓના વિચારોનું મહાન્ અન્તર દેખાય છે. દુનિયા પ્રવૃત્તિમાર્ગની ઉપાસક હોય છે ત્યારે, તેઓ નિવૃત્તિમાર્ગના ઉપાસક હોય છે. દુનિયાની ક્રિયા કરતાં તેઓની મન, વાણી અને કાયાથી થતી ક્રિયા અનન્તગુણુ શુદ્ધ અને ઉત્તમ હોય છે. અધ્યાત્મ યોગીઓના હૃદયમાં ઉત્તમ લેશ્યા હોય છે; તેઓ દુનિયાને સહજ સુખને રાજમાર્ગ દેખાડે છે અને દુનિયાને ઉપરના ગુણુસ્થાનકપર ચઢાવવા પ્રયત્ન કરે છે, ઉત્તમ જ્ઞાનના અનુભવવડે મુનિવરો મોહની વાસનાઓને હઠાવે છે. તેઓ મનમાં પ્રગટ થતા વિકલ્પ સંકલ્પોને છેદવા પ્રયત્ન કર્યા કરે છે. દુનિયાના પદાર્થોની મોહવાસનાઓને ક્ષય કરવા તેઓ આન્તરિક પ્રયત્નને સેવ્યા કરે છે. ઉત્તમ મુનિવરો અન્તરથી અલિપ્ત રહીને જૈનધર્મની સેવા કરે છે અને કોઈ વખત તો ઔપદેશિક કૃત્યથી પણુ નિવૃત્ત થઈને આત્મધ્યાનમાંજ નિમગ્ન થઈ જાય છે. આખી દુનિયામાં તેઓને કોઈપણુ જડ પદાર્થ ઉપર પ્રેમ લાગતો નથી, તેમ છતાં તેઓ નિષ્કામ આત્માના શુદ્ધ પ્રેમસાગરમાં ઝીલતા હોય છે. મિષ્ટાન્નપાકનાં શાસ્ત્રોને વાંચવાથી વા મનન કરવાથી મિષ્ટાન્નરસને અનુભવ આવતો નથી, પણુ મિષ્ટ ભોજનને જમવામાં આવે છે તો મિષ્ટરસને સ્વાદ ખરેખર આસ્વાદી શકાય છે. જગત્માં કેટલાક અધ્યાત્મ શાસ્ત્રો અને યોગશાસ્ત્રોદ્વારા આત્માના સુખનું જ્ઞાન કરે છે, તેઓ આધ્યાત્મિક શાસ્ત્રોના પઠનમાત્રથી અધ્યાત્મજ્ઞાનીઓ કથાય છે, પણુ વસ્તુતઃ તેઓ અધ્યાત્મ શાસ્ત્રોદ્વારા અન્તરમાં ઉપયોગભાવે રહીને અધ્યાત્મરસને અનુભવ લેઈ શક્તા નથી; તેથી તેઓ દ્રવ્યતઃ અધ્યાત્મજ્ઞાનીઓની ગણુનામાં ગણી શકાય છે. જેઓ અધ્યાત્મ શાસ્ત્રોનું વાંચન કરીને અન્તરમાં તે પ્રમાણે ઉંડા ઉતરીને, ખરેખર આત્મસુખને અનુભવ લેવા સમર્થ થાય છે, તેઓ ભાવની અપેક્ષાએ અધ્યાત્મજ્ઞાનીઓ ગણાય છે. દ્રવ્ય તે ભાવના કારણુભૂત થાય છે. જેઓ અધ્યાત્મ શાસ્ત્રોનું શ્રવણુ વાચન અને મનન કરતા નથી તેઓ આત્માના શુદ્ધાનંદના ભોગી બની શકતા નથી. અધ્યાત્મ શાસ્ત્રો વા યોગશાસ્ત્રોનું અધ્યયન કરનારાઓ એકદમ ભાવથકી અધ્યાત્મગુણુને પ્રાપ્ત કરી શક્તા નથી. પાકશાસ્ત્રોને અભ્યાસ કરીને પાકને આસ્વાદવાથી શાન્તિ વળે છે, તેમ અધ્યાત્મ શાસ્ત્રોને અભ્યાસ કર્યાબાદ પણુ અધ્યાત્મસુખ પ્રાપ્ત કર્યાથી ખરી શાન્તિ મળે છે. મુનિવર થઇને ઉત્તમ એવું અધ્યાત્મ-

સુખ આસ્વાદવાનું છે. મુનિયો આત્માના સુખની પ્રતીતિથી જગત્‌ના પૌદ્ગલિક સુખને એંઠ સમાન સમજે છે. જે મનુષ્યોને આત્મસુખની પ્રતીતિ થઈ નથી, તેઓ પૌદ્ગલિક સુખને માટે દુનિયામાં રણુના રોઝની પેઠે ભટકયા કરે છે. બાહ્યના મનોહર પદાર્થોમાં પણ ભોગબુદ્ધિ ન થાય તેનું કારણ ખરેખર આત્મસુખનો વિશ્વાસ છે. આત્માના સુખનો અનુભવ આવે છે ત્યારેજ બાહ્ય પદાર્થોમાંથી સુખબુદ્ધિનો વિશ્વાસ ટળે છે. યોગીઓ આત્માના શુદ્ધાનન્દરસમાં સદાકાલ રાચીમાચી રહે છે. અપ્રમત્ત દશાને અનુભવનારા મુનિવરો ખરેખર પરમ સુખની ઝાંખી અનુભવે છે. પાંચે ઇન્દ્રિયોના વિષયમાં–જો 'વિષ્ટામાં ભૂંડની પેઠે' રાચવા માચવાનું છે તો આત્મસુખનો નિશ્ચય થયો નથી એમ જાણવું. જેને આત્માનન્દના ભોગમાં પ્રેમ છે તેને લલનાઓના ભોગસંબન્ધની ઇચ્છા રહેતી નથી. જેઓ સ્ત્રીઓના અંગસંબન્ધમાં સુખ માન્યા કરે છે અને તેમાં પ્રવૃત્તિ કરે છે, તેઓને ખરેખર ભાવ અધ્યાત્મરસનો ભોગ પ્રાપ્ત થયો નથી એમ સમજવું. આત્માના શુદ્ધ રસનો જેને રોમેરોમે શુદ્ધ પ્રેમ પ્રગટ્યો છે, તેને પાંચ ઇન્દ્રિયોના પૌદ્ગલિક સુખમાં કદી આનન્દ પડતો નથી. જ્ઞાનીઓ પ્રારબ્ધના યોગે–આહાર, પાન, વિહાર, આદિની ક્રિયાઓ કરે છે, પણ તેઓનું ચિત્ત તો આત્માના શુદ્ધધર્મમાં લાગી રહેલું હોય છે. અપ્રમત્ત દશાનો અનુભવ કર્યા પશ્ચાત્ પ્રમત્ત ગુણસ્થાનકમાં આવનાર મુનિવરોના હૃદયમાં તો આત્મિક સુખ જ વાસ કરીને રહે છે. આત્માના શુદ્ધગુણમાં રમણ કરનારાઓ આજ કારણથી સાંસારિક ઉપાધિયોથી દૂર રહીને સંસારનો ત્યાગ કરે છે. સંસારનો ત્યાગ કરીને –દીક્ષા અંગીકાર કરીને–મુનિવરો આત્માના સદ્દગુણોને પ્રગટ કરવાની સાધના સાધે છે. ઉપાધિયોથી નિવૃત્ત થયાવિના મનને આત્માના શુદ્ધસ્વરૂપમાં સ્થિર કરી શકાતું નથી. આત્માના શુદ્ધસ્વરૂપમાં મનને રમાવવાને માટે સંસાર ત્યજીને દીક્ષા અંગીકાર કરવાની ખાસ જરૂર છે. મુનિવરો આત્મસુખનો અનુભવ લેઇને દુનિયાને પણ સહજ સુખનો લાભ આપવાનેમાટે ઉપદેશ દે છે અને મનુષ્યોને આત્મસુખની શાલાના વિદ્યાર્થિયો બનાવે છે. જેટલા સંસાર ત્યાગીને સાધુઓ થયા છે તેટલા સર્વે એકદમ કંઈ આત્મસુખને ભોગવનારા બની શક્તા નથી. કેટલાકતો તેમાંથી પહેલી ચોપડીના અભ્યાસકોની પેઠે આત્મસુખશાળાની પહેલી ચોપડીના ભણનારા હોય છે. કોઈ બીજી, કોઈ ત્રીજી, કોઈ ચોથી અને કોઈ પાંચમી, કોઈ છઠ્ઠી, અને કોઈ સાતમી ચોપડીનો અભ્યાસ કરનારાઓની પેઠે અપ્રમત્ત ગુણસ્થાનક સુખનો અનુભવ કરનારા પણ હોય છે. આત્મસુખની શ્રદ્ધા ધારણ કરીને પ્રથમતો

આત્મસુખનો અભ્યાસ કરવો જોઈએ. આત્માના શુદ્ધ ધર્મને સાધ્યતરીકે ધારીને નિમિત્ત સાધનની સાધના સાધવી જોઇએ. આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય અને સુખાદિગુણોના આચ્છાદનોનો નાશ કરવામાટે, ખરામાંખરો ઉપાયતો એ છે કે આત્માના શુદ્ધોપયોગવડે આત્માનું ધ્યાન ધરવું. આત્માના શુદ્ધધર્મમાં ઉપયોગભાવે રમણતા કરવાથી પરભાવરૂપ અધર્મનો વિલય થયાવિના રહેતો નથી. આત્માના શુદ્ધ ધર્મમાં રમણતા કરવી એજ ભાવ ચારિત્રનો ઉત્સર્ગ માર્ગ છે. આત્માના મૂળ ઉત્સર્ગ ધર્મને પ્રકટાવવાનેમાટે વ્યવહાર ચારિત્રની આવશ્યકતા છે. પાંચ સમિતિવડે, આત્માના શુદ્ધધર્મની પ્રકટતાકરવી જોઈએ. ત્રણ ગુપ્તિવડે આત્માના શુદ્ધધર્મની સાધના સાધવી જોઈએ. શ્રીમાન્ દેવચંદ્રજીએ અષ્ટપ્રવચનમાતાનું વિસ્તારથી વિવેચન કર્યું છે; તે અષ્ટપ્રવચન માતાઓવડે અન્તરાત્માને પોષવો જોઇએ. પાંચ સમિતિ તે અપવાદ ચારિત્ર છે અને ત્રણ ગુપ્તિ તે ખરેખર ઉત્સર્ગ ચારિત્ર છે. પાંચ સમિતિની આરાધના કર્યાવિના અને ત્રણ ગુપ્તિનું સેવન કર્યાવિના, આત્માના સહજ આનન્દરસનો સ્વાદ અનુભવી શકાતો નથી, માટે જ્ઞાનગર્ભિત વૈરાગ્યવડે આત્માના ગુણોની શુદ્ધિ કરવી જોઈએ.

જ્ઞાનાનન્દી મુનિવરો આત્માના શુદ્ધાનન્દ ગુણના અભિલાષી હોવાથી બાહ્ય દશામાં તેઓને રૂચિ પડતી નથી, જે જે નિમિત્તોવડે રાગદ્વેષ પરિણતિની જાગ્રત્ દશા થાય તે તે નિમિત્તોનો તેઓ ત્યાગ કરે છે. છઠ્ઠા ગુણસ્થાનકમાં સંજ્વલનના રાગ દ્વેષ હોય છે. મુનિયો અધ્યાત્મજ્ઞાન બળવડે સંજ્વલનના કષાયોનો નાશ કરવાનેમાટે પ્રયત્ન કરે છે.

મુનિવરો આનન્દસરોવરમાં સદાકાલ ઝીલ્યા કરે છે અને તેઓ મુખ્યતયા ધ્યાનમાંજ જીવન નિર્ગમન કરે છે. ધ્યાનનું નીચેપ્રમાણે વિશસ્થાનકના રાસમાંથી સ્વરૂપ લખવામાં આવે છે.

ક્ષણ ક્ષણમાંહિ ધ્યાવવું, હૃદયકમલ શુભ ધ્યાન,
આતમસમતા રોપવી, તજી પ્રમાદ દુર્ધ્યાન. ॥
જિનમુનિગુણ કીર્તન કરે, વિનયશીલ સંપન્ન,
સંયમ સૂત્રસું રક્ત મન, ધર્મધ્યાન ધન ધન્ય. ॥
ખંતિ મુત્તિ મદ્દવા, જય જિનમતમાંહિ પ્રધાન,
ઈત્યાદિક આલંબને, ચઢે સદા શુકલ ધ્યાન. ॥
અથવા લોકાલોક પ્રમાણ, કનકવરણ આભા મન આણ,
વિધા સહશ્રસ્થાનક સહુદેવ, પૂજિત સર્વે શાન્તિકર હેવ. ॥

પંચપરમેષ્ઠી પ્રથમ સુવર્ણ, તેહથી સંભવ નિર્મલવર્ણ,
તે ૐકાર સદા ધ્યાઇયે, તેહથી મન વાંછિત પાઇયે. ॥
અષ્ટ પ્રાતિહાર્ય સહિત દિણંદ, સમવસરણ બેઠા જિનચંદ,
તસુ પ્રતિમા રોપી ધ્યાઇએ, ધ્યાનરૂપસ્થ હિયે ભાવિયે. ॥
પરમાનન્દમયી આતમા, સિદ્ધનિરંજન પરમાતમા,
ધ્યાવે પરમ યોગીશ્વર જેહ, રૂપાતીત ધ્યાન ગુણગેહ. ॥
ધ્યાનવિધિશ્રુત જેહ સુજાણ, ધ્યાનના ધ્યેય તથા ફલ જાણ,
સામગ્રીવિણ સિદ્ધ ન થાય, કાર્ય કિવારે સુણભાય. ॥
સમ્યગ્ યોગતણો અગ્રણી, સધ્યાવે પરમાત્માભણી,
નાથનિરંજન ને નિરાકાર, ચિદાનન્દ પ્રભુ ભંડાર. ॥
પ્રછન્ન પાપતણી શુદ્ધિ હોય, આધિ વ્યાધિ વ્યાપે નહિ કોય,
પરભવ પરમૈશ્વર્ય લહાય, ધ્યાનપદસ્થ થકી સિદ્ધિ થાય. ॥
વિરતિ કામભોગ સ્વશરીર, પરબ્રહ્મૈક થાયજ લખીર,
સ્વદેહસ્થે ઈમ ધ્યાવે સદા, શુદ્ધ ઉપાધિરહિત મન મુદા. ॥
અતીત ગીતારથ અષ્ટ સમૃદ્ધિ, જ્ઞાતા નર એહવો સુપ્રસિદ્ધ,
નાદબિંદુ વપુ શુદ્ધિ સંજોય, પિંડસ્થ ધ્યાન યોગથી હોય. ॥
રૂપસ્થધ્યાનલીનાત્મા દમી, કિલષ્ટકર્મ ક્ષયથી ઉપશમી,
કેવલજ્ઞાન લહે પ્રાણિયો, રાયપુણ્યાઢ્યપરે જાણિયો. ॥
મૂકી કરી વિકલ્પ કષાય, ધ્યાતા રૂપાતીત પદ ધ્યાય,
ચિદાનન્દમય થાએ સહિ, રૂપાકાર જિહા ગુણ નહિ. ॥
જન્મ લક્ષનાં પાપ જે, ઉગ્રતપે ન ખપાય,
સમરસમેં મન રાખતાં, ખિણમે ખેરૂ થાય. ॥
નિસ્પૃહૈક શિરોમણિ, સર્વ પ્રસંગ વિમુક્ત,
સહે પરિષહ આકરા, સમતા રસ સંયુક્ત. ॥
ક્ષમા આર્જવ માર્દવ સહિત, નિર્લોભી મુનિરાય,
મન ઉજ્જવળ લેશ્યા ધરે, યોગીશ્વર થિરભાય. ॥

અપ્રમત્ત દશાના અભિલાષિ મુનિવરો પદસ્થ, પિંડસ્થ, રૂપસ્થ અને રૂપાતીત એ ચાર પ્રકારનું ધ્યાન ધરે છે. જે ધ્યાન ધ્યાવાની પોતાની યોગ્યતા થઈ હોય છે તે ધ્યાનને મુનિવરો સેવેછે. પદસ્થ, પિંડસ્થ અને રૂપસ્થ એ ત્રણ ધ્યાનની સિદ્ધિ થયાવિના રૂપાતીત ધ્યાનની યોગ્યતા પ્રકટતી નથી. પ્રથમતો ધ્યાન કરનાર મુનિવરોએ પદસ્થ ધ્યાનનું અવલંબન કરવું જોઇએ.

સાલંબન અને નિરાલંબન એ બે પ્રકારનાં ધ્યાન છે. સાલંબન ધ્યાનની સિદ્ધિ થયા બાદ નિરાલંબન ધ્યાનમાં પ્રવેશ કરી શકાય છે. સાલંબન ધ્યાન ધરવામાટે જિનેશ્વરની વા શ્રી સદ્ગુરૂની મૂર્તિને દૃષ્ટિ આગળ સ્થાપન કરવી. શ્રી તીર્થંકરની મૂર્તિના સામું એક સ્થિર દૃષ્ટિથી અવલોકીને તેમનું ઉત્તમ ચારિત્ર સ્મરણ કરવું. તેમણે મોહમલ્લનો કેવી રીતે નાશ કર્યો તેનો વિચાર કરવો. તેમણે પરિષહો વખતે પોતાના આત્માને કેવી-રીતે ભાવ્યો તેનો વિચાર કરી જવો. તેઓ ગૃહસ્થ દશામાં કેવા પ્રકારનો વૈરાગ્ય ધારણ કરતા હતા તેનો વિચાર કરી જવો. તેમણે દુનિયામાં કયાં કયાં ઉત્તમ કાર્યો કર્યાં તેનો વિચાર કરી જવો; દાખલા તરીકે એક શ્રીવીરપ્રભુની મૂર્તિ લેવી; કલ્પસૂત્રમાં તેમનું જીવનચ-રિત્ર લખ્યું છે તે મનમાં ધારણ કરીને બાલ્યાવસ્થાથી તેમના ગુણો સંભારી જવા. તેમની ગંભીરતા, માતા અને પિતાનો વિનય, ત્રણ જ્ઞાની છતાં દીક્ષા લેવાનો ભાવ અને ચારિત્ર માર્ગનો સ્વીકાર, દેવતા, મનુષ્યો અને તિર્યંચોએ અનેક પ્રકારના ઉપસર્ગો કર્યાં તોપણ તેઓનું આત્મધર્મમાં સ્થિર રહેવું, કેટલાક મનુષ્યોએ તિરસ્કાર કર્યો તોપણ સમાન દૃષ્ટિમાં રહેવું, ઔદયિક ભાવની દૃષ્ટિનો ત્યાગ કરીને અન્તરાત્મ દશામાં રમણતા કરવી, ગોશાલાઉપરતાપસે તેજોલેશ્યા મૂકી તેનું પણ શીતલેશ્યાથી નિવારણ કરવું, ચંડકોશિક સર્પને પણ પ્રતિબોધ દેવો, કેવલજ્ઞાન થયાબાદ ચતુર્વિધસંઘની સ્થાપના કરવી, ગામોગામ ફરીને લાખો અને કરોડો મનુષ્યોને ઉપદેશ દેઈ ધર્મી બનાવવા, અન્તે શોલ પ્રહરની દેશના દેઈને ભવ્ય જીવોનું શ્રેયઃ કરી શરીરનો ઉત્સર્ગ કરવો, ઇત્યાદિ શ્રીવીરપ્રભુના ગુણોનું અવલંબન શ્રી-વીરપ્રભુની મૂર્તિ સામા વિચાર કરીને કરવું. અનેક સદ્ગુણોના ધામ ભૂત એવા શ્રીસદ્ગુરૂની છબીદ્વારા ગુરૂના ગુણોનું અવલંબન કરવું. તે રીતે સાલંબન ધ્યાન ધરીને પોતાનામાં સદ્ગુણોને પ્રકટાવવા પ્રયત્ન કરવો જોઇએ. કદાપિ કાલે સદ્ગુણોને પ્રકટાવ્યાવિના છૂટકો થવાનો નથી. આત્માના ગુણો પ્રકટાવવાને અનેક નિમિત્ત કારણોનું અવલંબન કરવું તેને સાલંબન ધ્યાન કહેવામાં આવે છે. સાલંબન ધ્યાનનો સમાવેશ ધર્મધ્યાનમાં થાય છે. કોઈપણ મનુષ્યને ગુણસ્થાનકની ઉચ્ચભૂમીપર ચઢવાને માટે સાલંબન ધ્યાન ધરવાની આવશ્યકતા છે. વ્યવહાર ચારિત્ર અને વ્યવહાર સમ્ય-ક્ત્વનું આલંબન લેવું તેપણ સાલંબન ધ્યાન કહેવાય છે. પ્રભુની પૂજા કરવી, પ્રભુના ગુણ ગાવા, વગેરેનો પણ સાલંબન ધ્યાનમાં સમાવેશ થાય છે. છઠ્ઠા ગુણસ્થાનક પર્યન્ત સાલંબન ધ્યાનનો તેમજ પ્રાયઃસા-તમા ગુણસ્થાનકમાં પણ અમુક પ્રકારના સાલંબન ધ્યાનનો સદ્ભાવ

જણાય છે, પણ ખરી વાતતો કેવલી જાણે-વા બહુશ્રુત જાણે, પણ છઠ્ઠા ગુણસ્થાનક પર્યન્ત સાલંબન ધ્યાનતો હોય છેજ. સાલંબનની યોગ્યતા હોય ત્યાંસુધી આલંબનોવડે પરમાત્માનું ધ્યાન ધરવું જોઈએ. નિરાલંબન ધ્યાન ખરેખર સાલંબન ધ્યાન કરતાં અનન્તગણું ઉત્તમ છે. નિરાલંબન ધ્યાનવડે કેવલજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આત્માના દ્રવ્યગુણપર્યાયનું વારંવાર ચિંતવન કરવાથી નિરાલંબન ધ્યાન પ્રાપ્ત થઈ શકે છે.

મુનિવરો સમ્યગ્મતિના યોગે આત્માના દ્રવ્યગુણપર્યાયમાં રમણતા કરે છે. આત્માના શુદ્ધ ધર્મના ઉપયોગે રમણતા કરવાથી શુકલ ધ્યાનનો અંશ આ કાલમાં પ્રાપ્ત થઈ શકે છે. સાતમા ગુણસ્થાનકની પરિણતિ જેને પ્રાપ્ત થઈ હોય છે તે વખતે તેને શુકલ ધ્યાનરૂપ સૂર્યના અરૂણોદયનો ભાસ થાય છે. સાતમા ગુણસ્થાનકથી છઠ્ઠા ગુણસ્થાનકે આવતાં, ધર્મધ્યાનના પાયાનું આલંબન લેઇને મુનિવર આયુષ્ય વ્યતીત કરે છે, છતાં પણ ત્યાં આર્તધ્યાન અને રૌદ્રધ્યાનના સદ્ભાવથી પ્રમાદ દશા થઈ જાય છે. મુનિવર સાતમા ગુણસ્થાનકના અધ્યવસાયો પ્રાપ્ત કરીને આહારક લબ્ધિની પ્રાપ્તિ કરે છે અને પ્રમાદ દશામાં તેને ફોરવી શકે છે. ચારિત્રના વિશુદ્ધ પરિણામથી સાતમા ગુણસ્થાનકમાં મનઃપર્યવજ્ઞાનની ઉત્પત્તિ થાય છે. આત્માના ધ્યાનમાં સ્થિર રહેવાથી આત્માની શક્તિઓ જાગ્રત્ થાય છે. અધ્યાત્મજ્ઞાનિ મુનિવરો સમભાવમાં ઝીલે છે અને જૈનશાસનની પ્રભાવના આદિ કારણવિના લબ્ધિયોને ફોરવતા પણ નથી. પૂર્વકોડી વર્ષનો કાલપણ મુનિવરો ધ્યાનમાં વ્યતીત કરે છે. ઔદયિક ભાવની દૃષ્ટિ અને તેની રમણતાનો નાશ કરવા, અનેક મનુષ્યો ઇચ્છાઓ ધારણ કરે છે પણ, જેઓ ઉપશમાદિ ભાવમાં પરિણામ પામતા નથી તેઓ આત્માના શુદ્ધ ધર્મને પ્રાપ્ત કરી શકતા નથી. આ જગત્માં સર્વ મનુષ્યોને આનન્દરસ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય છે, પણ કોઈ વિરલા જ આત્માના શુદ્ધાનન્દ ગુણને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. ચોથા આરાના મુનિવરો અપ્રમત્ત ભાવને પામીને ક્ષપક શ્રેણિ ઉપર આરોહી કેવલજ્ઞાનની પ્રાપ્તિ કરીને સિદ્ધસ્થાનમાં બિરાજમાન થયા !! તેઓની સમ્યગ્મતિ તે ખરેખર શુદ્ધ ચેતનારૂપે, અર્થાત્ કેવલજ્ઞાન પામીને તેમની સાથે ક્ષાયિકભાવે, સાદિ અનન્તમા ભાંગે સંબન્ધ ધરાવનારી થઈ. આ કાલમાં એટલે પાંચમા આરામાંતો ચારિત્રના શુદ્ધ પરિણામથી કોઈક અપ્રમત્ત ધ્યાની-જ્ઞાની મુનિવરો સાતમા ગુણસ્થાનકના પરિણામને ધારણ કરી શકે છે-સદાકાલ અપ્રમત્ત દશાના પરિણામ રહેતા નથી. સાતમાથી છઠ્ઠું અને છઠ્ઠાથી સાતમે એમ હીંડોળાના જેવા આત્મપરિણામથી ગુણ-

સ્થાનકમાં ગમનાગમન થયા કરે છે. શ્રીમદ્ આનન્દઘનને અપ્રમત્ત ગુણસ્થાનકનો અનુભવ થયો હોય એમ લાગે છે. આવા મુનિવરોના હૃદયમાંથી ઉપર્યુક્ત સમ્યગ્‌મતિના ઉદ્‌ગારો નીકળે એ સ્વાભાવિક છે.

સમ્યગ્‌મતિ અને અન્તરાત્માનાં પાત્રો મુનિયો હોય છે, તેથી તેઓનું અત્ર અધિકારપરત્વે વિવેચન કરવામાં આવ્યું છે. સમ્યગ્‌મતિ અને અન્તરાત્માના સંબન્ધે ખરેખરી રીતે સમ્યગ્‌મતિએ, પોતાના સ્વામીપરત્વે જે જે ઉદ્‌ગારો કાઢ્યા છે, તેનો અનુભવ–વસ્તુતઃ સાધુઓની દશા વર્ણન કરીને–દર્શાવ્યો છે.

ઉપસંહારમાં હવે લખવાનું કે, સમ્યગ્‌મતિનું પાત્ર પોતાના આત્મામાં છે અને તે જેની સાથે રમણતા કરવા ધારે છે તે પણ શરીરમાં રહેલો આત્મા છે. અન્તરાત્મા અને સમ્યગ્‌મતિનો સંબન્ધ સદાકાલ યોજ્યા કરવો. અન્તરાત્માની સાથે સમ્યગ્‌મતિને જોડવાના જે જે ઉપાયો હોય તેઓનો આદર કર્યા કરવો. અધ્યાત્મ શાસ્ત્રોનું વારંવાર મનન કર્યા કરવું. નિરૂપાધિસ્થાનકોનું અવલંબન કરીને મનમાં શુભ વિચારોને સ્થાન આપ્યા કરવું અને અન્તરાત્માની દશાની વૃદ્ધિ કરનારા એવા સન્ત પુરૂષોનો સદાકાલ સમાગમ સેવ્યા કરવો.

સમ્યગ્‌મતિએ જે ઉચ્ચ ગુણસ્થાનક ભૂમિપર રહીને જે સંભાષણ આવ્યું છે તે ગુણસ્થાનકની પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી,–પોતાના અધિકાર પ્રમાણે વ્યવહારમાર્ગના ઉત્તમ સદાચારો સેવ્યા કરવા. અધ્યાત્મ પરિણતિની દશા ન રહે અને શુભાદિ વ્યવહારની પ્રવૃત્તિનો ત્યાગ કરવામાં આવે, એવી ત્રિશંકુ જેવી અવસ્થા કદી કરવી નહિ. આત્માની શક્તિયોનો પૂર્ણ વિશ્વાસ થતાં જેટલો બાહ્યસૃષ્ટિમાં પ્રેમ ઉત્પન્ન થાય છે, તેના કરતાં આત્માની સૃષ્ટિમાં અનન્તગણો પ્રેમ ઉત્પન્ન થાય છે. આત્માના ગુણોમાં પ્રેમ લાગવાથી અશુદ્ધ પ્રેમ પણ શુદ્ધ પ્રેમરૂપે પરિણમે છે. આત્મામાં કયું ગુણસ્થાનક આવ્યું છે અને કયું ગુણસ્થાનક નથી આવ્યું, ઇત્યાદિ ગંભીર અને અનિશ્ચિત પ્રદેશમાં ઉતરીને અનુમાનોના માર્ગપર તર્કો વહાવ્યા કરતાં, આત્માના ગુણોની શુદ્ધિ કરવાજ કટિબદ્ધ થઈ પ્રયત્ન કર્યા કરવો, એ કરોડગણું ઉત્તમ કાર્ય છે. આત્માએ પોતાના શુદ્ધ પ્રેમથી શુદ્ધ ધર્મના માર્ગ તરફ ચાલ્યાજ કરવું. મુક્તિના માર્ગમાં જે જે અનુભવો તે તે દશાની અવધિએ આવવાના હોય છે તે આવ્યાવિના રહેતા નથી. માર્ગમાં આગળ ચાલ્યા કરો; પોતાનો શુદ્ધોપયોગ સાક્ષીરૂપે બનીને સત્ય બતાવ્યા કરશે. આત્માના શુદ્ધોપયોગે અન્તરમાં રમણતા કરતાં મનને અગોચર એવા નિર્વિકલ્પિક

સુખની ઘેન પ્રગટ્યા વિના રહેવાની નથી. આત્માના ધર્મમાં ઉંડા ઉતરવાથી આત્માનું વાસ્તવિકરૂપ પ્રગટ થયાવિના રહેવાનું નથી. સન્ત પુરૂષો અને વીતરાગનાં આગમોનું અવલંબન લેઇને આત્માના શુદ્ધ ધર્મની પ્રાપ્તિમાટે સદાકાલ પ્રયત્ન કર્યાજ કરવો; કદાપિ મોહના જોરથી પ્રમાદ દશામાં પડી જવાય તોપણ, પડ્યા તેથી બમણાવેગે આત્માના શુદ્ધ ધર્મની પ્રાપ્તિમાટે પ્રયત્ન કરવો. દુનિયાના સ્વાર્થમાટે આત્મસાધકત્વનો ડોળ રાખીને જેઓ પ્રયત્ન કરે છે, તેઓનામાં વસ્તુતઃ આત્મામાં રહેલા સદ્દગુણો પ્રકટી શક્તા નથી. આત્માના ગુણોને પ્રાપ્ત કરવાના માર્ગને જેઓ સરલતાથી અંગીકાર કરે છે તેઓ અનુભવામૃતનો સ્વાદ લહી શકે છે.

ઉત્તમ જ્ઞાનીઓ પોતાના આત્મિક સદ્દગુણોનું પાલન કરતા જાય છે અને અન્યોને ધર્મમાર્ગમાં ચઢાવવારૂપ ધર્મસેવા પણ બજાવતા જાય છે. ખરેખર, ઉત્તમ ધર્મનો બોધ આપવો અને વીતરાગના માર્ગપર જગત્‌ને ચઢાવવું એ જગત્‌સેવારૂપ ધર્મને મુનિવરો જ આદરે છે; તેઓ આત્મજ્ઞાનવડે પોતે ઉચ્ચગુણોને પ્રાપ્ત કરતા જાય છે અને અન્યોને પણ સહાય કરતા જાય છે.

અધ્યાત્મજ્ઞાનમાં એટલું બધું બળ હોય છે કે, તેથી દુનિયામાં વ્યાવહારિક અને પારમાર્થિક ઉપદેશ, સેવા, વાચન, લેખન અને સંઘભક્તિ આદિ કાર્યો કરતાં છતાં પણ, અહં અને મમત્વભાવની સ્ફુરણા થઈ શકતી નથી. જે મુનિવરો અને ગૃહસ્થો આધ્યાત્મિક બળ પ્રાપ્ત કરીને વ્યવહારધર્મ સેવે છે, તેઓનામાં સંપ, પ્રેમ, ભ્રાતૃભાવ, નિષ્કામ પરોપકાર, સમિતિ, ગુપ્તિ, ભક્તિ, ઉદારવૃત્તિ, ધર્મવાણી, નિઃસંગતા, ઇચ્છારોધ અને ઉપસર્ગ સહનાર ધૈર્યવૃત્તિ, વગેરે અનેક સદ્દગુણો પ્રકટવાથી અહંવૃત્તિ આદિને સ્થાન ન મળવાથી, તેઓ જૈન કોમ, આદિ અનેક સંસ્થાઓને ઉચ્ચમાર્ગતરફ લેઈ જાય છે અને અવનતિક્રમના હેતુઓનો નાશ કરી શકે છે; તેમજ નિષ્કામવૃત્તિથી બાહ્ય તથા આન્તરિક પ્રયત્ન કરવાની શક્તિ આવવાથી સિદ્ધપુરૂષોની પેઠે તેઓની મન, વાણી અને કાયામાં અલૌકિક એવી શક્તિ પ્રગટે છે અને તેનાવડે તેઓ દુનિયાને દિવ્યસુખમય ભૂમિપ્રતિ લેઇ જાય છે. અધ્યાત્મશક્તિવિનાનો એકલો શુષ્કક્રિયામાર્ગ ખરેખર અહંકાર, વાસના, અજ્ઞાન આદિ ખાડા અને કાંટાથી ભરપૂર હોવાથી, તે માર્ગે ગમન કરનારાઓનું ચારિત્ર્ય ઉત્તમ પ્રકારનું પ્રગટી શકતું નથી. અધ્યાત્મજ્ઞાન અને તેનાવડે આત્મશુદ્ધિનો માર્ગ સ્વીકાર કર્યાવિના અન્ધપરંપરા વ્યવહારક્રિયાઓ કરવામાં આવે છે તો, તેમાં રસ પ્રગટતો નથી; કેમકે, ઉત્તમ આત્મ-

જ્ઞાનવિનાના મનુષ્યો સંવરને પણ આશ્રયરૂપે પરિણમાવે છે. કહેવાનો સાર એ છે કે, તેઓ ધાર્મિક અને પારમાર્થિક કાર્યો કરતા છતા રાગ અને દ્વેષના પ્રવાહમાં ઘસડાઈ જાય છે. ઈર્ષ્યા, વૈર, સ્વોત્કર્ષમાં અહંતા, પરાપકર્ષ, નિન્દા અને હિંસા વગેરે દુર્ગુણોના તાબે તેઓ થઈ જાય છે. આત્મજ્ઞાનવિનાના સાધુઓ પણ–ધર્મસેવા, ધર્મક્રિયા, ઉપદેશ અને સંવરના હેતુઓમાં પ્રવૃત્તિ કરે છે તોપણ, તેઓ પ્રસંગને પામી કષાયના વશ થઈ જાય છે, અને જૈનસાધુઓઉપર પણ શુદ્ધપ્રેમ અને મૈત્રીભાવના ધારણ કરવા શક્તિમાન્ થતા નથી. જૈનસંઘનાં કેટલાંક કાર્યોમાં મતભેદ થવાથી અન્તરમાં ખેદ ધારણ કરીને જૈનોને કલેશમાં ખેંચી શકે છે; એવી દશાથી તેઓ ભવિષ્યની સાધુસંતતિને ઉત્તમ સદ્દગુણોનો વારસો આપવાને માટે શક્તિમાન્ થતા નથી અને અન્તે પાસથ્થા આદિ સંજ્ઞાને પ્રાપ્ત કરી શકે છે. અજ્ઞાનદશામાં જે વ્યવહાર સેવાય છે તેના કરતાં, અધ્યાત્મજ્ઞાનાદિને પ્રાપ્ત કરીને નિષ્કામવૃત્તિથી પારમાર્થિક વ્યવહારમાર્ગને ઉત્તમ પ્રકારે સેવી શકાય છે, માટે અધ્યાત્મયોગજ્ઞાનની પ્રાપ્તિમાટે સાધુઓએ અને ગૃહસ્થોએ પ્રયત્ન કરવો જોઇએ. જે ગૃહસ્થો અધ્યાત્મનાં કેટલાંક શાસ્ત્રો વાંચીને સન્તસાધુઓ તરફ અરૂચિ ધારણ કરે છે અને સાધુના દોષ દેખે છે અને તેઓની નિન્દા કરે છે, તેમજ સાધુઓનો અવિનય કરે છે તેઓ અધ્યાત્મગુણના સન્મુખ થયા નથી અને તેમનામાં અધ્યાત્મગુણ ભાવ પ્રગટ્યો નથી; એમ સમજી લેવું. આવશ્યકાદિ ધર્મક્રિયાઓને જેઓ પરિપૂર્ણ સમજીને તેનો આદર કરે છે અને નીતિના ગુણોથી પાછા હઠતા નથી, તેવા મનુષ્યો ભાવઅધ્યાત્મરસનું આસ્વાદન કરે છે. શુષ્ક અધ્યાત્મીઓ અને જડ ક્રિયાવાદીઓ તો પરસ્પર એકબીજાની કુથલી કરે છે અને એકાન્તે પોતાનો પક્ષ ખેંચીને એકાન્તવાદમાં પ્રવેશ કરતા હોય એવા લાગે છે. વ્યવહાર અને નિશ્ચયનયકથિત અનેક શાસ્ત્રો વાંચવાથી એકાન્તવાદના કદાગ્રહો ટળી જાય છે અને અનેકાન્તમતિથી તેઓ અધ્યાત્મશાસ્ત્રોનો અમૃતરસ પીએ છે. અધ્યાત્મપરિણતિમાં આત્મા પરિણમાવવાથી બાહ્યવસ્તુઓ સંબન્ધી વિકલ્પસંકલ્પ ટળે છે અને વારંવાર આન્તરિક શુદ્ધસ્વરૂપના વિચારોનો પ્રવાહ વહ્યા કરે છે. આત્મતત્ત્વની શોધ કરવાના વિચારોમાં ચિત્ત લાગવાથી પાપારંભોમાંથી ચિત્ત પાછું હઠે છે. સાવદ્યયોગને નિરવદ્યયોગરૂપે પરિણમાવવાને જેઓની તીવ્રેચ્છા છે તેઓએ, આત્મસંબન્ધી વિચારો પ્રગટ કરનાર એવાં અધ્યાત્મશાસ્ત્રોનું સદાકાલ અવલંબન કરવું જોઈએ. પ્રાયઃ આ કાલમાં અધ્યાત્મશાસ્ત્રો અને પુષ્ટ સદ્દગુરૂ આદિના અવલંબનવિના

સાવદ્ય વ્યાપારમાંથી ચિત્ત પાછું હઠતું નથી અને આત્માના શુભાદિ અધ્યવસાય પણ પ્રગટતા નથી, માટે અધ્યાત્મશાસ્ત્રો અને સદ્‌ગુરૂ આદિના સમાગમમાં સદાકાલ રહેવું જોઇએ; કેમકે શુભ સદ્‌ગુરૂ આદિના આલંબનવિના આત્માની અશુદ્ધ પરિણતિ ટળતી નથી. અધ્યાત્મઆદિ ધર્મશાસ્ત્રોના વિરહથી ખરેખર ઉચ્ચ ભૂમિકા લગભગ આવેલા મનુષ્યો પણ પાછા પડી જાય છે, માટેજ જિનાગમોમાં શિષ્યોને ઉદ્દેશીને કથ્યું છે કે "શિષ્યોએ કદી ગમે તેવા સંયોગોમાં પણ ગુરૂકૂલવાસનો ત્યાગ કરવો નહિ," આત્માની શુદ્ધપરિણતિ થવાને સદ્‌ગુરૂ, જિનપ્રતિમા અને જિનાગમ સમાન કોઇ પુષ્ટાલંબન નથી. શ્રીજ્ઞાની ગુરૂની આજ્ઞાપ્રમાણે વર્તવાથી અધ્યાત્મગુણની વૃદ્ધિ થાય છે.—અધ્યાત્મશાસ્ત્રો વાંચ્યાં એટલામાત્રથી કોઇએ અધ્યાત્મનો અહંકાર કરવો નહિ.

અધ્યાત્મશાસ્ત્રો વાંચીને ગૃહસ્થોએ અને સાધુઓએ તે પ્રમાણે સદ્વર્તન કરવું જોઇએ. અધ્યાત્મશાસ્ત્રોના વેત્તા થઇને કષાયોને મનમાં ઉત્પન્ન ન થવા દેવા જોઇએ. "अप्पनाणेण मुणी होइ, न मुणी अरण्णवासेण," આત્મજ્ઞાનવડે મુનિ હોય છે પણ અરણ્યમાં વસવા માત્રથી કોઈ મુનિ ગણાતો નથી; એમ ઉત્તરાધ્યયન સૂત્રના અઠ્ઠાવીશમા અધ્યયનમાં લખ્યું છે, અર્થાત્ જે આત્મજ્ઞાની હોય છે તે મુનિ કહેવાય છે, તેથી આત્મ વા અધ્યાત્મજ્ઞાનધારક મુનિવરોએ પોતાના આચારોને શુદ્ધ કરવા જોઇએ. કોઈ સાધુ એમ કહેશે કે, "જે અધ્યાત્મજ્ઞાની મુનિ કહેવાતા હોય તેને તે બધું કરવાનું છે અમે તો અધ્યાત્મજ્ઞાની કહેવાતા નથી તેથી અમારે કંઈ કરવાનું નથી" તેમ કથનારને ઉત્તરમાં અવબોધાવવાનું કે મુનિમાત્રને અધ્યાત્મની જરૂર છે, અર્થાત્ અધ્યાત્મવિના કોઈ મુનિ હોતા નથી, માટે સર્વ મુનિઓનો અધ્યાત્મજ્ઞાનમાં અધિકાર છે એમ જાણી સર્વ મુનિઓને અધ્યાત્મજ્ઞાનસંબન્ધી કહેવામાં આવે છે, તેમજ અધ્યાત્મ શાસ્ત્રના અધિકારી એવા સમ્યકત્વ ધારક શ્રાવકોને ઉદ્દેશી પણ કહેવામાં આવે છે. તેનાથી પણ આગળ વધીને દુનિયાના સર્વ ભવ્ય જીવોને કથવામાં આવે છે, એમ પણ લેખકનો આશય અવબોધવો. અધ્યાત્મશાસ્ત્રો વાંચવાનો પ્રત્યેક ભવ્ય મનુષ્યનો અધિકાર છે. અધ્યાત્મશાસ્ત્રને વાંચ્યાવિના તેમાં કથેલા વિચારોને આચારમાં મૂકી શકાતા નથી. નિયમ એવો છે કે "જાણ્યાવિના આદર થતો નથી" જ્ઞાન થયાબાદ તુર્ત કંઈ તે પ્રમાણે આદર બની શકતો નથી. જ્ઞાન થયાબાદ તુર્તજ "જ્ઞાનનું ફલ વિરતિ" પ્રાપ્ત થતું હોત તો ચોથા ગુણસ્થાનકનું અસ્તિત્વ રહી શકે નહિ. યોગ્ય મહાત્માને, અધ્યાત્મશાસ્ત્રોનો બાર વર્ષપર્યન્ત અભ્યાસ કરવાથી પશ્ચાત્ અધ્યાત્મજ્ઞાનસંબન્ધી પકવ અનુભવ પ્રગટે છે અને

તે પક્વાનુભવવડે પોતાના અધિકારપ્રમાણે સર્વપ્રકારની પ્રવૃત્તિ વા નિવૃત્તિ અવબોધાય છે.

અધ્યાત્મજ્ઞાનીઓએ ક્રોધાદિક દોષોને જીતવા જોઇએ. અધ્યાત્મજ્ઞાન ખરેખર સત્ય અને અસત્યનો ભેદ પાડી આપે છે, પણ પશ્ચાત્ અસત્ય એવા ક્રોધ, માન, માયા, લોભ, સ્વાર્થ, વૈર, નિન્દા, કલેશ, હિંસા અને અસત્ય આદિ દોષોને હઠાવવા પ્રયત્ન કર્યાવિના તે દોષોનો ક્ષય થતો નથી. દુર્ગુણોને હઠાવવામાટે ક્ષણેક્ષણે અધ્યાત્મજ્ઞાનનો ઉપયોગ કરવો જોઇએ. દુનિયામાં અધિકારે જે જે કાર્યો કરવામાં આવે તેમાં પણ અધ્યાત્મજ્ઞાનવડે દોષો ન ઉત્પન્ન થાય તેવો ઉપયોગ ધારવો. અધ્યાત્મજ્ઞાનીઓ, પરોપકારઆદિ ધર્મકાર્યોને કરતી વખતે મનમાં અહંત્વ મમત્વ આદિ દોષોને, ખરેખર અધ્યાત્મજ્ઞાનના બળવડે ઉત્પન્ન થવા દેતા નથી અને તેઓ દરેક કાર્યો કરતી વખતે મગજને તાબે રાખી શકે છે. અધ્યાત્મજ્ઞાની થનારને ધર્મક્રિયાઓ અને પારમાર્થિક કાર્યો કરવાનાં નથી એમ કદી કોઈએ માની લેવું નહિ, અર્થાત્ અધ્યાત્મજ્ઞાનીઓને પોતાના અધિકારપ્રમાણે સર્વ કરવાનું છે. ગૃહસ્થે ગૃહસ્થના અધિકારપ્રમાણે ધર્માચારો અને પરોપકારિક કૃત્યો કરવાં જોઈએ અને સાધુઓએ પોતાના અધિકારપ્રમાણે, ધર્માચારો, ઉપદેશ, પઠન, પાઠન આદિ કૃત્યો કરવાં જોઈએ, અધ્યાત્મજ્ઞાનની કસોટી ખરેખર મનુષ્યોના સંબન્ધમાં આવવાથી થાય છે. દુનિયાના મનુષ્યોના સંબન્ધમાં આવ્યા છતાં મનમાં રાગ, દ્વેષ, મમતા અને કામ આદિ દોષોને વારવામાં સમર્થ થવાય ત્યારે, તેમજ મનુષ્યો વગેરે તરફથી સાધુઓને તથા ગૃહસ્થોને અનેક ઉપસર્ગો થાય તોપણ તે તે ઉપસર્ગો સામે ટક્કર ઝીલી શકાય ત્યારે, અન્તરમાં ચારિત્રરૂપે અધ્યાત્મજ્ઞાન પરિણમ્યું એમ માની શકાય છે.

આત્મામાં ઉત્પન્ન થએલો અધ્યાત્મજ્ઞાનનો પરિણામ ખરેખર મન, વચન અને કાયાના યોગને પોતાના તાબે કરીને તેઓને આત્માના સ્વરૂપ તરફ વાળે છે. પેટમાં દાખલ થયેલી પારાની અને સોમલની માત્રા ખરેખર બાહ્ય શરીરની પુષ્ટિ કર્યાવિના રહેતી નથી, તેપ્રમાણે અન્તરમાં અધ્યાત્મજ્ઞાનના અભ્યાસબાદ પરિણામ પામતુ એવું અધ્યાત્મજ્ઞાન, ખરેખર મન, વચન અને કાયાના યોગને સુધારવા શક્તિમાન્ થાય છે. પેટમાં દાખલ થએલી માત્રાઓ તુર્ત પોતાની અસર કરવાને શક્તિમાન્ બનતી નથી; પૃથ્વીમાં વાવેલું રાયણનું બીજ કંઈ તુર્ત ફલ આપવાને માટે શક્તિમાન્ બનતું નથી; તેપ્રમાણે અધ્યાત્મશાસ્ત્રોનો અભ્યાસ પણ સર્વને તુર્ત ફલ ન આપી શકે, એમ બનવા યોગ્ય છે. વ્યવહારક્રિયાઓ પણ એકદમ દોષોને

ક્ષય કરવાનેમાટે શક્તિમાન્ બનતી નથી, તેથી કોઇએ અધ્યાત્મ શાસ્ત્રોનો અભ્યાસ કરવામાં કોઇને અટકાવ કરવો નહિ.

આપ્રમાણે અધ્યાત્મજ્ઞાનસંબન્ધી પ્રસંગોપાત્ત સૂચના કરીને ઉપસંહાર કરતાં કહેવાનું કે અધ્યાત્મશાસ્ત્રોનો અભ્યાસ કરીને સમ્યગ્મતિની પ્રાપ્તિ કરવી.

અન્તરાત્માની સાથે સમતારૂપ શય્યામાં સમ્યગ્મતિ વાસ કરીને, ખરેખર તે પોતાના આત્મસ્વામિનો શુદ્ધ અધ્યવસાયરૂપ ઉલ્લાસભાવ વધારે છે અને આત્માના અસંખ્ય પ્રદેશમાં પરમ આનંદરસની રેલ પ્રકટાવે છે. પોતાના આત્મસ્વામિનું શુદ્ધવીર્ય પ્રકટ કરે છે અને ક્ષેત્ર, કાલ, વગેરેની સામગ્રીના યોગે તે અન્તરાત્માને પરમાત્માની પદવી અપાવીને તેની સાથે સિદ્ધસ્થાનમાં પોતાનું શુદ્ધચેતનારૂપ ધારીને સાદિઅનન્તભાગે રહે છે. સિદ્ધબુદ્ધ થએલો પરમાત્મા, અનન્ત સિદ્ધપરમાત્માઓ કે જે પરમજ્યોતિમય છે તેઓની સાથે, પરમકેવલજ્ઞાનરૂપ શુદ્ધચેતનાની જ્યોતિવડે સમયે સમયે લોકાલોકનો પ્રકાશ કરતો છતો અને સમયે સમયે અનન્તસુખ ભોગવતો છતો વર્તે છે. સમ્યગ્મતિનો સંગ પામીને ચારિત્રાદિ સાધનવડે પૂર્વે અનન્તજીવો, શુદ્ધધર્મમાં રમણતા કરીને પરમજ્યોતિપદ પામ્યા, મહાવિદેહક્ષેત્રમાં વર્તમાનમાં પામે છે અને ભવિષ્યકાલમાં અનન્તજીવો પરમજ્યોતિપદને પામશે. ભવ્યજીવોએ પરમજ્યોતિપદ પ્રાપ્ત કરવાને માટે સમ્યગ્મતિવડે અન્તરાત્મામાં સદાકાલ રમણતા કરવી. લેખક અને વાચકો તથા શ્રોતાઓની સમ્યગ્મતિવડે અન્તરાત્મામાં રમણતા થાઓ!! અને અન્તરમાં અનન્તઆનન્દની મંગલમાલા પ્રકટો; એવી પરમહિતભાવના છે!!

---

## पद १००.

(राग आशावरी.)

बेहेर बेहेर नहीं आवे अवसर, बेहेर बेहेर नहीं आवे ॥
ज्युं जाणे त्युं करले भलाइ, जनम जनम सुख पावे ॥ अव० ॥१॥
तन धन योवन सबही जूठो, प्राण पलकमें जावे ॥अव०॥२॥
तन छूटे धन कौन कामको, कायकुं कृपण कहावे ॥अव०॥३॥
जाके दिलमें साच वसतहे, ताकूं झूठ न भावे ॥अव०॥४॥
आनन्दघन प्रभु चलत पंथमें, समरी समरी गुण गावे ॥अव०॥५॥

ભાવાર્થઃ—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ, અન્ય મનુષ્યોને ઉદ્દેશી

કથે છે કે, હે મનુષ્યો ! મનુષ્યભવનો અવસર પુનઃ પુનઃ આવનાર નથી. દશ દૃષ્ટાન્તે દુર્લભ મનુષ્યજન્મ પામીને ધર્મરૂપ પરમાર્થનાં કાર્ય કરવાં જોઇએ. જેમ જેમ તમારામાં જ્ઞાન પ્રગટે તેમ તેમ તમારે ભલાઇનાં કાર્ય કરવાં જોઈએ. પરમાર્થનાં કાર્ય કરીશ તો ભવિષ્યમાં થનારા જન્મોમાં સુખ પામીશ. દેવતા વગેરેની ગતિમાં શાતાવેદનીયનો ભોક્તા બનીશ. હે મનુષ્ય, તું બાહ્યવસ્તુઓમાં ઇષ્ટત્વ કલ્પીને મુંઝાઈશ નહીં, તેમજ તારા મનમાં અહંકારથી ફુલીશ નહીં. જે તન, ધન અને યૌવન અવસ્થાને પામી હે મનુષ્ય ! તું અહંકારી બને છે, તે તન, ધન અને યૌવન તો જૂઠાં છે. રાવણસરખા અભિમાની નૃપતિયો પણ પ્રાણ છોડીને પલકમાં અન્યભવમાં ગયા. તન, ધન અને યૌવનાવસ્થાદિમાં મૂર્ખ મનુષ્યો મારાપણાની બુદ્ધિ કલ્પે છે. કરોડો ઉપાય કરવામાં આવે તોપણ રેતીમાંથી ઘૃત નીકળતું નથી, તદ્વત્ કોટી ઉપાયો કરે છતે પણ તન, ધન અને યૌવનમાંથી સહજ નિત્યસુખ પ્રાપ્ત થઈ શકતું નથી. શ્રીમદ્ કથે છે કે, અરે મનુષ્ય ! તું ધનની મમતામાં રાત્રીદિવસ કેમ તન્મય બને છે ? ધન જડ વસ્તુ છે; ધનને મૂકીને અસંખ્ય મનુષ્યો ગયા, પણ ધન કોઈની સાથે ગયું નહીં. શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાય ભગવાન્ કથે છે કે–

परिग्रह ममता परिहरो, परिग्रह दोपनुं मूल सलुणे ॥
परिग्रह जेह धरे घणो, तस तप जप प्रतिकूल सलुणे ॥ परिग्रह. ॥ १ ॥
परिग्रह मद गरुअत्तणे, भवमांहि पडे जंत सलुणे ॥
यान पात्र जिम सायरे, भाराक्रांत अत्यंत सलुणे ॥ परिग्रह. ॥ २ ॥

ધનાદિકનો પરિગ્રહ પરિહર્તવ્ય છે. પરિગ્રહ ખરેખર સર્વ દોષનું મૂળ છે, જે મનુષ્યો અત્યન્ત પરિગ્રહ અને તેની મૂર્ચ્છાને ધારણ કરે છે તેનાં તપ, જપ, પણ પ્રતિકૂલતાને ભજે છે. પરિગ્રહના મદથી પોતાની મહત્તા માનનારાઓ, ભારાક્રાંત વહાણ જેમ સમુદ્રમાં બુડે છે તેમ સંસારસમુદ્રમાં બુડે છે. લક્ષ્મીની લાલચથી અનેકપ્રકારનાં કુકર્મો થાય છે, તે લક્ષ્મીની અસ્થિરતા છે. હે મનુષ્ય ! જે લક્ષ્મીને તું ભેગી કરે છે તે તારામાટે થવાની નથી. લક્ષ્મીના મોહથી જગત્માં અદ્યાપિપર્યંત કોઇ પણ મનુષ્યે સત્યસુખ પ્રાપ્ત કર્યું નથી. ભવિષ્યમાં કોઈ પણ સત્યસુખ પ્રાપ્ત કરનાર નથી. દારૂના નિશા કરતાં લક્ષ્મીનો નિશો અદ્ભુત છે. લક્ષ્મીનો નિશો રાત્રી અને દિવસ લક્ષ્મીવંતના હૃદયમાં વ્યાપી રહે છે. મનુષ્યો લક્ષ્મીની ચિન્તા કરે છે, પણ લક્ષ્મી, મનુષ્યોની ચિન્તા કરતી નથી. હે મનુષ્ય ! હવે તું જાગ્રત થા !! અને લક્ષ્મીની મમતા પરિહર !! શરીરમાં વિદ્યમાન છતાં લક્ષ્મીનો સદુપયોગ કર !!

પરમાર્થકાર્યમાં લક્ષ્મીનો વ્યય કરીને આત્માનો ઉપયોગ ધારણ કર! શરીર તજ્યાબાદ લક્ષ્મી કાર્યસાધક થવાની નથી. શામાટે પોતાને જગત્માં કૃપણ કથાવે છે? લક્ષ્મી નહીં ખર્ચનારને જગત્ના લોક કૃપણ કથે છે, માટે લોકો તને કૃપણ કથે અને પરભવમાં સુખ ન મળે એવી અશુભદશાનો ત્યાગ કર. જેના મનમાં સત્યનો પ્રકાશ પડ્યો છે તેને અસત્ય ભ્રમણાપર ભાવ ઉત્પન્ન થતો નથી. સત્યતત્ત્વને અવબોધનારાઓ સત્યને ગ્રહણ કરે છે. શ્રીમદ્ આનન્દઘનજી કથે છે કે, ચાલતા એવા સંસારપન્થમાં આત્મસાધક મનુષ્યો પ્રભુના સદ્ગુણો સ્મરણમાં લાવીને ગાયા કરે છે, અર્થાત્ હે મનુષ્યો! તમે ચેતો અને સર્વ બાહ્યપરિગ્રહને તજી પ્રભુના સદ્ગુણો ગાયા કરો. શ્રીમદ્ના છેલ્લા કથનનો સાર એ પણ નીકળે છે કે, પ્રભુને યાદ કરી, સ્મરી સ્મરીને, તેના ગુણો ગાવે તે પ્રભુના પન્થે ચાલે અર્થાત્ જાય; વા એમ પણ અર્થ ઉદ્ભવી શકે છે કે, શ્રીમદ્ આનન્દઘન પોતે સર્વ બાહ્ય પરિગ્રહોને તજી પ્રભુના સદ્ગુણો ગાતા થકા કહે છે કે, સંસાર પન્થમાં જે આત્મસાધક મનુષ્યો પ્રભુના સદ્ગુણો સ્મરણમાં લાવી ગાયા કરે છે તેઓ પ્રભુના પન્થે જાય છે, માટે હે મનુષ્યો! તમે ચેતો અને સ્મરી સ્મરીને પ્રભુના ગુણ ગાયા કરો.

---

### पद १०१.

(राग आशावरी.)

मनुप्यारा मनुप्यारा, रिखभदेव मनुप्यारा मनुप्यारा, ए आंकणी.
प्रथम तीर्थंकर प्रथम नरेसर,
प्रथम यतिव्रतधारा. ॥ रिखभ० ॥ १ ॥
नाभिराया मरुदेवीको नन्दन,
जुगलाधर्म निवारा. ॥ रिखभ० ॥ २ ॥
केवल लइ प्रभु मुगतें पोहोता,
आवागमन निवारा. ॥ रिखभ० ॥ ३ ॥
आनन्दघनप्रभु इतनी विनति,
आ भव पार उतारा. ॥ रिखभ० ॥ ४ ॥

ભાવાર્થ:—શ્રીમદ્ આનન્દઘનજી કથે છે કે, શ્રીપ્રથમ તીર્થંકર ઋષભદેવ ભગવાન્ મ્હારા મનમાં પ્યારા લાગે છે. તેઓ અષ્ટ મહા-

પ્રાતિહાર્ય અને જ્ઞાનાદિ ચાર અતિશયવડે સમવસરણમાં બેસી સર્વ ભવ્યોને દેશના આપી ઉત્તમ પરોપકારી થયા. અન્ય યોગીઓપણ આદિનાથના નામે શ્રી રૂષભદેવ ભગવાનનું આરાધન કરે છે. પ્રથમ તીર્થંકર અને પ્રથમ નરેશ્વરની પદવીના ધારણ કરનારા તે છે. આ અવસર્પિણી કાળમાં પ્રથમ તેઓએ યતિવ્રત ધાર્યું હતું. નાભિ નૃપતિના પુત્ર અને મરૂદેવી જનનીના નન્દન, મારા મનમાં બહુ પ્યારા લાગે છે. યુગલીયાંનો ધર્મ નિવારણ કરનાર શ્રી રૂષભદેવ ભગવાન્ છે. શ્રી રૂષભદેવ ભગવંતે, ઘરબારનો ત્યાગ કરીને મહાવ્રતધારણરૂપ દીક્ષા અંગીકાર કરી, સાધુના વેષમાં વનમાં ઘણા વર્ષપર્યંત આત્મધ્યાન ધર્યું અને પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત ધ્યાન પામીને અન્તે કેવલજ્ઞાન પામ્યા. કેવલજ્ઞાનની પ્રાપ્તિ થતાં ઇન્દ્રોએ સમવસરણની રચના કરી. ભગવાન્ કેવી રીતે દેશના આપે છે તે જણાવે છે.

**गाथा.**

सिंहासणे निसण्णो पायेठविउण पायपीठंमि ।
करधरिय जोगमुद्दा जिणनाहो देसणं कुणइ ॥ १ ॥

સિંહાસનમાં બેસીને અને પાદપીઠપર પદનું સ્થાપન કરીને અને કરની યોગ મુદ્રા કરીને જિનેશ્વરભગવાન્ દેશના આપે છે. બારે પર્ષદા ભગવાનની દેશના સાંભળે છે. શ્રી રૂષભદેવ ભગવંતે સાધુ, સાધ્વી શ્રાવક અને શ્રાવિકા એ ચાર પ્રકારે તીર્થની સ્થાપના કરી, તથા ચોરાશી ગણધરોની સ્થાપના કરી. તેમને ચોરાશી હજાર મુનિયોની સંપદા થઈ. ત્રણ લાખ સાધ્વીની સંપદા થઈ. ત્રણ લાખ અને પાંચ હજાર (વ્રતધારી) શ્રાવકની સંપદા થઈ. પાંચ લાખ અને ચોપન હજાર શ્રાવિકાની સંપદા થઈ. તેઓ દશ હજાર મુનિવરોની સાથે અષ્ટાપદ પર્વતપર શરીરનો ત્યાગ કરી મુક્ત થયા.—ગમનાગમનના ભ્રમણથી રહીત થયા. શ્રીમદ્ આનન્દઘન કથે છે કે, હે ભગવન્! મને પણ સંસાર સમુદ્રની પાર ઉતારો; તાત્પર્યાર્થ કે આપના જ્ઞાનાદિ સદ્ગુણોનું ધ્યાન કરતાં સંસાર સમુદ્રનો પાર પામી શકાય છે. આનન્દઘન કહેછે કે હે પ્રભો! આપની સ્તુતિથી સંસાર સમુદ્ર તરીશ.

**पद १०२.**

( राग काफी. )

**ए जिनके पाये लागरे, तुने कहिये केतो. ए जिनके ॥**
**आगोइ जाम फिरे मदमातो, मोहनिंदरीया शुं जागरे॥तुने० ॥१॥**

प्रभुजी प्रीतमविन नही कोइ प्रीतम, प्रभुजीनी पूजा घणी मागरे. तुने० ॥ २ ॥

भवका फेरा वारी करो जिनचंदा, आनन्दघन पायलागरे॥तुने० ॥३॥

ભાવાર્થ:—શ્રીમદ્આનન્દઘનજી મહારાજ મનને કથે છે કે, આત્મન્! તું શ્રીજિનેશ્વર ભગવંતને નમસ્કાર કર! હવે તને કેટલું કહેવું? હે મન! તું મદોન્મત્ત થઈ અષ્ટપ્રહર સ્વેચ્છાપ્રમાણે કલ્પિત સુખની ભ્રમણાથી પદાર્થોમાં પરિભ્રમણ કરે છે. ઇષ્ટ પદાર્થોપર રાગ ધારે છે અને અનિષ્ટ પદાર્થોપર દ્વેષ ધારણ કરે છે. મોહનીય કર્મને પણ સહાય આપનાર તું છે. સોલ કષાય, નવ નોકષાય અને ત્રણ દર્શન-મોહનીય, એમ સર્વ મળી મોહનીય કર્મની અઠ્ઠાવીશ પ્રકૃતિયો છે. હે મન! તું મોહનીય કર્મને પણ સહાયીભૂત થાય છે. મન જો ઈષ્ટા-નિષ્ટત્વનો ત્યાગ કરીને નિર્વિકલ્પ દશામાં રમણતા કરે છે તો રાગદ્વેષ તુર્ત ઉપશમે છે. મન બાહ્યના પદાર્થોનીસાથે સંબન્ધ રાખે છે ત્યારે રાગ અને દ્વેષ પ્રગટી નીકળે છે. જ્ઞાનશક્તિના પ્રતાપે યદિ મન બાહ્યમાં ઈષ્ટાનિષ્ટત્વ કલ્પતું નથી ત્યારે, રાગ અને દ્વેષની ઉદીરણા થઈ શકતી નથી. મન જો આત્માના સન્મુખ રહે છે તો મોહનીય કર્મની નિદ્રાનો નાશ થાય છે. હે મન! તું મોહનિદ્રાથી જાગ અને પરમાત્માના સ્વરૂપમાં તન્મય બની જા!! હે મન! તું એમ અવબોધે છે કે, જગત્‌ની મનો-હર વસ્તુઓજ મને પસંદ પડે છે અને તેના ઉપર મારી પ્રીતિ થાય છે; પણ આ તારી ભ્રમણા છે. જડવસ્તુઓપર તું પ્રાણ પાથરીશ તો પણ જડવસ્તુઓ તારી થવાની નથી; એક પરમાત્માજ ખરા પ્રીતમ છે તે વિના અન્ય કોઈ પ્રીતમ નથી, એમ તું નિશ્ચય કર. હે મન! તું પ્રભુની પૂજાની યાચના કર. પ્રભુની પૂજા ભક્તિમાં તું તલ્લીન થશે એટલે તને આનન્દની ઘેન પ્રાપ્ત થશે. પ્રભુના આન્તરિક જ્ઞાનાદિ ગુણોની પૂજા અને બહુમાનમાં તલ્લીન બનેલું મન આનન્દમાં ગરકાવ બની જાય છે. પ્રથમ તો પ્રભુની પૂજાભક્તિમાં મનને નિરાનન્દ ભાસે છે પણ જ્ઞાનવડે ત્યાં મનની સ્થિરતા થાય છે ત્યારે અપૂર્વ આનન્દની ખુમારીને તે અનુભવે છે. હે મન! ભવના ફેરાને ટાળનારી એવી જિનેન્દ્રભગવાન્‌ની ભાવપૂજામાં મગ્ન થા. આનન્દના સમૂહભૂત એવા જિનેશ્વર ભગવાનને હે મન! તું પગે લાગ. અષ્ટાદશ દોષરહિત શ્રીજિનેશ્વરભગવાન્ છે. અનન્ત ગુણમય શ્રીજિનેશ્વરભગવંત છે. શ્રી-જિનેશ્વરપ્રભુના ધ્યાનથી આત્માની શુદ્ધતા થાય છે. શ્રીજિનેશ્વરના ધ્યાનમાં રહેતાં આત્મા પરમાત્મારૂપ બને છે; એમ શ્રી આનન્દઘનજી મહારાજ કથે છે.

## पद १०२.

( राग केरवो. )

प्रभु भजले मेरा दील राजीरे ॥ प्रभु० ॥
आठ पहोरकी साठज घडीयां, दो घडीयां जिन साजीरे. ॥प्रभु०॥१॥
दान पुण्य कछु धर्म करले, मोहमायाकुं त्याजीरे. ॥प्रभु०॥२॥
आनन्दघन कहे समज समजले, आखर खोवेगा बाजीरे. ॥प्रभु०॥३॥

ભાવાર્થ:—શ્રીમદ્ આનન્દઘનજી ભવ્ય જીવને ઉપદેશ દેતા છતા કથે છે કે, હે ભવ્ય જીવ ! તું શામાટે સાંસારિક પ્રપઞ્ચોમાં પ્રવૃત્તિ કરી રાગ અને દ્વેષમાં અન્ધ બને છે. તું શ્રીવીતરાગપ્રભુને ભજી લે. તું વીતરાગને ભજે તો મારૂં દીલ રાજી થશે. અષ્ટપ્રહરની સાઠ ઘડીઓ છે, તેમાંથી જિનવરની ભક્તિમાં બે ઘડી તો ગાળ ! બે ઘડીનું સામાયક કરીશ તો તને મહાલાભ પ્રાપ્ત થશે. બે ઘડીના સામાયકભાવમાં રહીને અનેક જીવો મુક્ત થયા અને ભવિષ્યમાં થશે. સમતાભાવમાં જો દ્વિઘટિકા ગાળવામાં આવે છે તો આત્માનું જીવન ઉચ્ચ થયાવિના રહેતું નથી. બે ઘડીના સમતાભાવની અસર અન્યકાળમાં પણ થયાવિના રહેતી નથી અને તેથી રાગ અને દ્વેષની પરિણતિ મન્દ પડે છે. રાગ અને દ્વેષની પરિણતિ મન્દ પડતાં આત્માભિમુખ પ્રવૃત્તિ થાય છે. દુર્ગુણોને ટાળવા ઉચ્ચ વિચારો ઉત્પન્ન થાય છે અને તેથી સદ્‌ગુણોની વૃદ્ધિ અંશે અંશે થયા કરે છે. પ્રભુભક્તિમાં અપૂર્વ આનન્દરસ ઉદ્‌ભવે છે. પ્રભુના સદ્‌ગુણોને ધ્યેયરૂપે સ્વીકારીને આત્મારૂપ ધ્યાતા, અપૂર્વ અનુભવને પ્રાપ્ત કરી શકે છે. પ્રભુના ગુણોને લેવા માટેજ પ્રભુનું ભજન કરવાની આવશ્યકતા છે–પ્રભુ શ્રીમહાવીરસ્વામીના જેવી ક્ષમા પ્રાપ્ત કરવાની જરૂર છે. પ્રભુ મહાવીર જેવી માર્દવતા પ્રાપ્ત કરવા માટે પ્રભુભક્તિની આવશ્યકતા સિદ્ધ ઠરે છે. પ્રભુ મહાવીર જેવા જ્ઞાન-દર્શન અને ચારિત્રાદિ ગુણો પ્રાપ્ત કરવા માટે પ્રભુ મહાવીરની ભક્તિની આવશ્યકતા સિદ્ધ ઠરે છે, માટે હે ભવ્યજીવ ! તું પ્રભુની ભક્તિ કરી લે ! શ્રીમદ્ કથે છે કે, હે ભવ્ય ! દાન પુણ્ય વગેરે તારાથી બને તે વ્યવહારધર્મને સાધી લે. દાનના પાંચ ભેદ છે તેને યથાશક્તિ સેવી લે ! દાન દેવાથી ઉચ્ચગતિની પ્રાપ્તિ થાય છે; સર્વ ધર્મમાં દાનની પ્રથમ આવશ્યકતા છે. પુણ્યાનુબન્ધી પુણ્યના હેતુઓને સેવીને મુક્તિસન્મુખ દૃષ્ટિ રાખ,–વ્યવહારનયવડે પુણ્યતત્ત્વ આદરવા યોગ્ય છે. મોહમાયાનો ત્યાગ કરીને આત્મામાં રમણતા થાય તેમ

પ્રવૃત્તિ કર! जे जे अंशे रे निरुपाधिकपणुं, ते ते अंशे रे धर्म. જે જે અંશે નિરૂપાધિપણું છે તે તે અંશે વીતરાગધર્મની પ્રાપ્તિ થાય છે. મોહ-માયાનો ત્યાગ કરીને ભાગવતી દીક્ષા અંગીકાર કરીને પંચમહાવ્રતને ધારણ કર! શ્રીમદ્ આનન્દઘનજી કથે છે કે, હે ભવ્ય જીવ! તું આટલા કથનમાં સર્વે સમજી લે. નહીં સમજીશ તો આખર મનુષ્યભવની બાજીને ખોઇશિ. મનુષ્યભવ અમૂલ્ય છે માટે હે માનવી તું ચેત!!

---

पद १०४.

( राग. )

हठीली आंख्यां टेक न मेटे, फिर फिर देखण जाउं.॥ह० ॥ए आंकणी॥
छयल छबीली प्रिय छबि, निरखित तृपति न होई ॥
नटकरिंडक हटकू (हटकरिडुकहटकुं) कभी, देत नगोरी रोई॥ह०॥१॥
मांगर ज्योंटमाकेरही, पीय छबीके धार ॥
लाज डांग मनमे नही, काने पछेरा डार ॥ ॥ह० ॥ २ ॥

ભાવાર્થ:—સમતા કથે છે કે, મારા શુદ્ધાત્મસ્વામિને દેખવામાં મારી એકતારની પેઠે દૃષ્ટિ લાગી રહી છે. આંખો પણ હઠીલી થઈને આત્મસ્વામીને દેખવાની ટેક છોડતી નથી, ફરી ફરી આત્મસ્વામીને દેખવાની ઉમેદ ધાર્યા કરૂં છું. છયલછબીલી એવી, પ્રિય શુદ્ધાત્મસ્વા-મિની છબી નિરીક્ષતાં તૃપ્તિ થતી નથી; કોઇકવાર હું ના કહીને તથા રોકીને તેને અટકાવું છું તો, તે નગુરી આંખો રોઈ જાય છે!!

શુદ્ધચેતન પતિને દેખવાને માટે અન્તરચક્ષુઓ મગરની પેઠે ટમટમી રહી છે. મેં તો પ્રિય એવા ચિદાનન્દની છબીને પોતાનામાં ધારણ કરી છે અને તેમાટે મનમાં લાજનો ડાઘો પણ રાખ્યો નથી અને કાને તો પોતાના ઉપર પછેડો નાખ્યો છે, અર્થાત્ મ્હારા કાન પ્રભુના વિના કોઇનું-કાંઇ પણ, નહિ સાંભળવાને બહેરા બની ગયા છે.

સમતાનો આત્મા ઉપર અત્યંત શુદ્ધપ્રેમ પ્રગટયો છે, તેથી આ-ત્માની સાથે અન્તરદૃષ્ટિથી તેનો ત્રાટક બની રહ્યો છે. ત્રાટકના બે ભેદ છે. બાહ્યવસ્તુને એક સ્થિર દૃષ્ટિથી દેખવાને માટે જે ત્રાટક કરાય છે તે બાહ્યત્રાટક કહેવાય છે અને આત્માના શુદ્ધસ્વરૂપને દેખવાને માટે આન્તરદૃષ્ટિથી જે દેખવું પડે છે તેને આન્તર ત્રાટક કહે છે. પ્રભુપ્ર-તિમા અને સદ્ગુરૂની છબી સામી, ચક્ષુઓ સ્થિર કરીને બાહ્યત્રાટકની સાધના સિદ્ધ કરવામાં આવે છે. બાહ્યત્રાટકની સિદ્ધિ થતાં સંકલ્પ-

બળની સિદ્ધિ થાય છે. એક કલાક વા બે કલાકનો બાહ્યત્રાટક સિદ્ધ થાય છે ત્યારે આંખોવડે જેને દેખવામાં આવે છે તે મનુષ્યનું પોતાના-પ્રતિ આકર્ષણ થાય છે. બાહ્યત્રાટક કરતાં આભ્યંતર આત્મસ્વરૂપનો ત્રાટક અનન્તગુણો ઉત્તમ છે. બાળજીવો બાહ્યત્રાટકને તો સાધી શકે છે, પણ અન્તરત્રાટકને તો જ્ઞાનયોગીઓ સાધી શકે છે. બાહ્યત્રાટકને સિદ્ધ કરવાની આવશ્યકતા છે. બાહ્યત્રાટક કરીને રૂપાદિક મોહથી દૂર રહેવા પ્રયત્ન કરવો જોઇએ.

બાહ્યત્રાટક કરતાં આત્માના સ્વરૂપ સામી દૃષ્ટિ યોજતાં અનંત-ગુણી પ્રેમની વિશુદ્ધિ થવી જોઇએ. બાહ્યત્રાટકમાં પણ પ્રેમ હોય છે તો તેની સિદ્ધિ કરી શકાય છે. સમતા પોતાની ચક્ષુવડે અત્ર શુદ્ધાત્મ પતિપર અન્તરદૃષ્ટિથી ત્રાટક કરે છે. સમતાનો આત્મપતિપર અત્યંત વિશુદ્ધ અનંતગુણો પ્રેમ હોવાથી, તેની દિવ્યચક્ષુઓ પણ આત્માને દેખ-વામાં એકતારૂપે બની રહે છે. એકીટસે દિવ્ય ચક્ષુ ખરેખર આત્મ-સ્વામિના રૂપને દેખે છે. અનન્તગુણની શોભાવાળો અને અનન્તસુ-ખનો દેવાવાળો એવો ચેતનપતિ છે; એવા આત્મપતિની છબી અર્થાત્ અસંખ્યાત પ્રદેશરૂપ વ્યક્તિને દેખી, તૃપ્તિ (સન્તોષ) થતી નથી, અર્થાત્ દેખવામાત્રથી સન્તોષ થતો નથી, પણ આત્મસ્વામીને પરિપૂર્ણ શુદ્ધ-ભાવથી તન્મયપણે મળવાથી અનન્તસુખ મહોદધિ પ્રગટે છતે તૃપ્તિ થાય છે. સમતાની આન્તરિક ચક્ષુપણ આત્મસ્વામિની સાથે લાગી છે અને તેવડે દેખતાં તૃપ્તિ થતી નથી, એમ કહીને સમતાએ પોતાનો અત્યંત શુદ્ધપ્રેમનો વસ્તુતઃ સંબન્ધ આત્માની સાથે છે એમ જણાવ્યું છે. આત્માવિના સમતાને અન્યત્ર પ્રેમ લાગતો નથી. મમતાની અનન્ત શક્તિ પણ સમતારૂપે પરિણમીને શુદ્ધપણે વર્તવા લાગી. સમતાને જડ પદાર્થોમાં લેશમાત્ર પણ પ્રિયત્વ ન ભાસે એમ ખરેખર બની શકે છે. આત્માની સમતા પ્રગટે છે ત્યારે અસંખ્યાત પ્રદેશરૂપ સ્વઘર મૂકીને તેને બાહ્યમાં દૃષ્ટિ દેવી ગમતી નથી. સમતા પોતાના આત્મ-સ્વામિની વ્યક્તિ ઉપર અનન્ત આસક્ત થઇ છે, તેથી આન્તરિક ચક્ષુ-દ્વારા આત્માનેજ દેખ્યા કરે છે અને વ્યંગમાં પોતાની આંખોને ઠપકો આપે છે એમ અવબોધાય છે.

વારંવાર સમતાની દિવ્ય ચક્ષુઓ આત્મપ્રભુને જોયા કરે છે. સમતા તેને કોઈવાર ના કહીને તથા રોકીને અટકાવે છે, તો નગુરી આંખો રોઇને અશ્રુઓ ઢાળે છે; આમ સમતા બોલીને એમ જણાવે છે કે, આ-ત્મસ્વામિને દેખવામાં ચક્ષુઓને પણ એટલો બધો પ્રેમ લાગ્યો છે કે તેને હઠાવતાં તેઓ અશ્રુઓ કાઢીને રૂદન કરે છે. ચક્ષુઓ પણ ખરેખર

આત્મપતિ ઉપર માશ કરતાં અત્યંત પ્રેમવાળી થઇને તેને દેખે છે, એમ સમતાનો કથનાભિપ્રાય છે. કોઇને તો આંખો ફાડીને, પ્રિય વસ્તુને દેખવી પડે છે, તોપણ આંખો પ્રસંગોપાત્ત મીંચાઇ જાય છે, અર્થાત્ દેખવાના કાર્યેથી થાકેલી હોય એમ જણાય છે. ચક્ષુઓને, દેખવામાં પ્રવૃત્તિ કરાવ્યાવિના ચક્ષુઓ પોતાની મેળે દેખવા પ્રવૃત્તિ કરતી નથી. કોઇકવાર તો કોઇને દેખવાની મરજી છતાં આંખોને દેખવું ગમતું નથી. કોઇકજ આંખોને પોતાના કબજામાં રાખી શકે છે. પોતાની મરજીવિના આંખો દેખવાનું કાર્ય કરી શકતી નથી. સમતાની દિવ્ય ચક્ષુઓમાં તો વિચિત્રતા દેખાય છે. પોતે આંખોને વારે છે અને ના કહે છે છતાં આંખો ખરેખર પાછી હઠતી નથી અને રૂદન કરીને આત્મસ્વામીને દેખવામાં લાગી રહી આન્તરિક ત્રાટકથી આત્મપ્રભુની સાથે તારોતાર મેલાવે છે. આત્મપ્રભુ ઉપર આવો સમતાની આંખોથી આન્તરિક ત્રાટક થાય છે અને તેથી સહજ રાજયોગની સિદ્ધિ થાય છે. આન્તરિકદૃષ્ટિથી આત્મપ્રભુને દેખવામાં જે લય લાગે છે તેજ સહજ ચારિત્રયોગ વા રાજયોગનો ભેદ ગણાય છે. આત્મપ્રભુને મળતાં બાહ્યઇન્દ્રિયો પણ બાહ્યવ્યાપાર તજીને, તેમજ બાહ્યરમણતા તજીને આન્તરિક આત્મપ્રભુતરફ ગમન કરવાને શક્તિમાન્ થાય છે. કહેવાનો સારાંશ એ છે કે, આત્માનું ઇન્દ્રિયોદ્વારા બાહ્યમાં પરિણમેલું વીર્ય પણ પુદ્ગલનો સંગ છોડીને આત્માના મૂળધર્મમાં પરિણમે છે. આત્માની શક્તિયો ઉપશમાદિભાવે પરિણામ પામે છે. છેવટે સર્વે ક્ષાયિકભાવે પરિણામ પામે છે. સમતાની ચક્ષુમાં પણ અત્યન્ત શુદ્ધપ્રેમનો આવિર્ભાવ થવાથી તે સમતાનું કહ્યું ન માને અને તેને જેમાં આનંદ પડે છે એવા આત્મસ્વામિને દેખ્યાજ કરે, એ પ્રથમકોટીના શુદ્ધપ્રેમનું લક્ષણ જાણવું. આંખથી પ્રેમ જણાય છે;–મનુષ્યો એકબીજાને મળે છે ત્યારે ચક્ષુદ્વારા પ્રેમ હોય છે તો જણાયાવિના રહેતો નથી. સ્ત્રીને સ્વામિની સાથે પ્રથમ ચક્ષુથી પ્રેમ થાય છે. જેની આંખમાં પ્રેમ હોતો નથી તેના હૃદયમાં તો પ્રેમ હોયજ ક્યાંથી? વિદ્વાનો ચક્ષુ દેખીને પ્રેમની પરીક્ષા કરે છે. હજારો ચક્ષુઓમાંથી પણ પોતાનાપર પ્રેમવાળી ચક્ષુઓને પારખી શકાય છે. ચક્ષુનો પ્રેમ સિદ્ધ હોય છે તો આત્મસ્વામિની સાથે ચક્ષુદ્વારા ત્રાટક કરીને અન્તરના મેળાપની તૈયારીઓ કરી શકાય છે. ચક્ષુનો પ્રેમ જ્યારે અત્યંત વધી જાય છે ત્યારે તે સ્વતંત્ર બળવાળો થઇને ચક્ષુઓને આત્મપ્રભુને દેખવામાં સ્થિર કરી દે છે અને આવતા વિક્ષેપોને પણ દૂર હઠાવી દે છે.

સમતાની ચક્ષુમાં આત્મપ્રભુને દેખવા માટે અત્યન્ત પ્રેમ છે અને તે કેટલો બધો છે તે જાણવું શક્તિની બહાર છે. ચક્ષુમાંજ પ્રેમ છે એમ નથી, કિન્તુ તેના સર્વ પ્રદેશે પ્રેમ, પ્રેમને, પ્રેમ વ્યાપી રહ્યો છે.

સમતાની ચક્ષુ, ખરેખર મગરની દૃષ્ટિ પેઠે આત્મપ્રભુને દેખવાને માટે ટમટમી રહી છે એ વાત પોતે નિવેદન કરે છે, તેથી અવબોધવાનું કે તેનો પ્રેમ ખરેખર આત્મપતિ ઉપર જેવો છે તેનો અનુભવ તે પોતેજ જાણી શકે છે. જેના આત્મામાં એવી ઉત્તમ સમતા ઉત્પન્ન થઈ હોય છે તેજ તેનો અનુભવ જાણી શકે છે. સમતાની દૃષ્ટિ ખરેખર નિમેષવિના એકીટસે આત્મપ્રભુને ધારીધારીને અવલોકે છે.

સમતા કથે છે કે, મનમાં પણ લજ્જાનો ડાઘો નથી. મન, અંશમાત્ર પણ લજ્જાને રાખ્યાવિના આત્મપ્રભુને અવલોકવા અને આત્મપ્રભુને પોતાનામાં ધારણ કરવા ઉત્સાહવાળું થયું છે. ચક્ષુનો આત્મપ્રભુની સાથે નિરંકુશ પ્રેમ થયાબાદ મન પણ લાજનો ત્યાગ કરીને આત્મસ્વામિપર પ્રેમ ધારણ કરવા લાગ્યું. આત્મપ્રભુપર જેનો શુદ્ધપ્રેમ છે તેને દુનિયાથી શામાટે બીવું જોઇએ? દુનિયા પોતાના માટે શું કહેશે તેના વિચારમાંને વિચારમાં જેઓ લાજ પામીને પોતાના કાર્યથી પાછા હઠે છે, તેના જેવા જગત્‌માં કોઈ ફાતડા (નપુંસક) નથી. દુનિયાની લજ્જા ધારણ કરવાથી પોતાનું કાર્ય સિદ્ધ થતું નથી. શૂર મનુષ્યો દુનિયાના બોલ સામું જોતા નથી. જેઓ દુનિયાના બોલ સાંભળીને તે આધારે પ્રવૃત્તિ કરવા ચાહે છે એવા દોઢચતુરો, ડરકુમીયાંની પેઠે પુરૂષાર્થથી હીન થાય છે. શ્રી તીર્થંકરના આચાર અને ઉપદેશ સંબન્ધી પણ દુનિયાનો એકસરખો મત નથી, તો અન્ય સામાન્ય મનુષ્યોસંબન્ધી તો શું કહેવું?

દાખલા તરીકે ગામ વચ્ચોવચ્ચ એક કૂવો ખોદાવ્યો હોય અને તે સંબન્ધી લોકોના અભિપ્રાય પૂછીએ તો સર્વના એકસરખા અભિપ્રાય મળી શકશે નહિ. કોઈ કહેશે કે કૂવો સાંકડો થયો. કોઈ કહેશે કે કૂવો પહોળો થયો. કોઇ કહેશે કે અમુક ઠેકાણે અમુક ભૂલ રહી. કોઈ કહેશે કે અમુક ઠેકાણે ગવાક્ષ મૂકવાની જરૂર હતી. કોઇ કહેશે કે કૂવો ન ખોદાવ્યો હોત તો સારૂં. આ પ્રમાણે જોતાં દુનિયાનો કોઇપણ વસ્તુમાટે એકસરખો મત મળતો નથી. સાત પુંછડીવાળા ઉંદરની કલ્પિત કથા તથા એક ઘોડી અને તેનાઉપર બેસનાર બુઢ્ઢા મીયાં અને તેના નાના પુત્રની કથા જોતાં સ્પષ્ટ કહેવું પડે છે કે, દુનિયાની ધ્યાનમાં એકસરખું કોઈ પણ આવતું નથી.

સંસારનગરમાં એક વિચક્ષણનામના મુનિ હતા; તે દુનિયાના બોલવાપર પ્રવૃત્તિ કરતા હતા. એક વખત તે ધર્મની ક્રિયાઓ કરતા હતા. કેટલાક લોકોએ કહ્યું કે જ્ઞાનવિના ક્રિયામાં કંઈ સાર નથી. ફોનોગ્રાફ પણ બોલવાની ક્રિયા કર્યા કરે છે પણ તેથી તે કંઈ આનન્દને પ્રાપ્ત કરી શકતું નથી. લોકોના આવા શબ્દો સાંભળીને વિચક્ષણ મુનિએ જ્ઞાનનો સ્વીકાર કર્યો. કેટલાક લોકોએ તેમને કહ્યું કે, જ્ઞાનમાં કંઇ સુખ નથી, જેઓ જ્ઞાની થાય છે તેઓ વિકલ્પસંકલ્પ કર્યા કરે છે, માટે જ્ઞાનનો ત્યાગ કરવો જોઇએ અને શૂન્ય બેસી રહેવું જોઈએ. લોકોના બોલપર નાચનાર મુનિએ બેસી રહેવાનો અભ્યાસ પાડ્યો. કેટલાક લોકો તેમની નિન્દા કરવા લાગ્યા કે અરે ! આ સાધુ તો નકામો ખાઇપીને પડ્યો રહે છે અને દુનિયાની સેવા બજાવતો નથી. લોકોથી તેવી નિન્દા શ્રવણ કરીને મુનિએ અન્યલોકોને ઉપદેશ દેવા માંડ્યો. કેટલાક લોકો નિન્દા કરવા લાગ્યા કે અરે ! આ સાધુ લોકોની પાસે વાહ વાહ કરાવવાને માટે ઉપદેશ આપે છે. દુનિયા છોડ્યાબાદ લોકોને ઉપદેશ દેઈ સંસારનો સંબન્ધ બાંધે છે. વિચક્ષણમુનિ લોકોની નિન્દા સાંભળીને ઉપદેશ દેવાનું બંધ કરીને એકાન્ત જંગલમાં એકલો રહેવા લાગ્યો. કેટલાક લોકો વિચક્ષણમુનિની આવી પ્રવૃત્તિ દેખીને નિન્દા કરવા લાગ્યા કે, વગડામાં તો અજ્ઞપશુઓ પડી રહે છે–તેની પેઠે વિચક્ષણમુનિ કરે છે. વગડામાં પડી રહેવાથી આત્માનું કલ્યાણ થતું હોત તો વ્યાઘ્રનું પણ કલ્યાણ થવું જોઈએ. વિચક્ષણમુનિએ લોકની નિન્દાવાણી સાંભળીને લોકોને ખુશ કરવાને માટે એક મોટા સાધુઓના સમૂહમાં રહેવાનું શરૂ કર્યું. પાછા લોકો તેની નિન્દા કરવા લાગ્યા કે વિચક્ષણમુનિ વ્યવહારના કાર્યમાં પડી ગયા; સાધુઓની સાથે તડાકા મારીને જીવન ગાળે છે. વિચક્ષણમુનિએ લોકોની નિન્દા સાંભળીને લોક ખુશી થાય તે માટે મૌન ધારણ કર્યું. કેટલાક લોકો તેની આવી પ્રવૃત્તિ દેખીને કહેવા લાગ્યા કે અરે ! વિચક્ષણમુનિ તો મૂક બની ગયા છે,–મૂગા જેવા થઈને–મૌન ધારણ કરવાથી કદી આત્મકલ્યાણ કરી શકાતું નથી. વિચક્ષણમુનિએ જાણ્યું કે લોકો ‘ મૌન રહેવાથી, મારી ટીકા કરે છે,’ તેથી તેમણે પુનઃ અભ્યાસ શરૂ કર્યો. લોકો કહેવા લાગ્યા કે વિચક્ષણમુનિ તો વેદીયાઢોરની પેઠે હવે ગોખવા મંડી પડ્યા છે; વેદીયાઢોરની પેઠે બુમો પાડવાથી કદી આત્મકલ્યાણ થતું નથી. વિચક્ષણમુનિની પ્રવૃત્તિ ખરાબ થઈ ગઈ, એમ લોકોની નિન્દા સાંભળીને, લોકો ખુશ થાય તેમાટે, વિચક્ષણમુનિએ ધ્યાન કરવા માંડ્યું. વિચક્ષણમુનિની આવી પ્રવૃત્તિ દેખીને લોકો નિન્દા કરવા લાગ્યા કે અરે ! વિચક્ષણમુનિ તો

નિશ્ચયમાર્ગમાં પેઠા છે. જેટલા ધ્યાની કહેવાય છે તેટલા ઢોંગી હોય છે, ધ્યાનીઓ કદી સારા હોતા નથી ! કેટલાક લોકોએ વિચક્ષણમુનિને કહ્યું કે આપ ધ્યાનના ધતીંગમાં કેમ ફસાઈ ગયા છો ? વ્યવહારમાર્ગને સેવો. વ્યહારધર્મને અંગીકાર કરો તો તમારૂં સારૂં કહેવાશે. વિચક્ષણમુનિએ લોકોની તે વાત કબુલ કરી અને ક્રિયાઓ કરવા લાગ્યા. કેટલાક લોકો કહેવા લાગ્યા કે વિચક્ષણમુનિનું ચિત્ત હવે ફરી ગયું છે. જડ વ્યવહારને આદરીને તેઓ જડ જેવા બની જવાના; શરીર ક્ષણિક હોવાથી શરીરની ક્રિયા કરનારાઓ પણ ક્ષણિક બુદ્ધિવાળા જાણવા. જે ક્રિયા જડ છે તેવડે થતું ફલ પણ જડરૂપ જાણવું. વિચક્ષણમુનિ બિચારા અજ્ઞાની બની ગયા. આ પ્રમાણે કેટલાકોની નિન્દા સાંભળીને તેઓ મનમાં વિચારવા લાગ્યા કે, હવે શું કરવું કે જેથી સર્વ લોકો મારી પ્રવૃત્તિને એકસરખી રીતે સ્વીકારે ? વિચક્ષણમુનિએ મનમાં અનેક વિચારો કર્યાં પણ કોઈરીતે તેને સત્ય સમજાયું નહિ. તેના મનમાં કોઇ બાબતનો નિશ્ચય થયો નહિ, ત્યારે સંસારનગરની બહાર એક વિવેક બાગ હતો તેની અંદર ગયા; ત્યાં એક ચેતનનામના મુનિનું દર્શન થયું. ચેતનમુનિને નમસ્કાર કરીને વિચક્ષણમુનિ બેઠા અને વિનયથી પોતાના મનમાં રહેલી શંકાઓનો નાશ કરવાને ચેતનમુનિને નીચેપ્રમાણે પૂચ્છયું.

વિચક્ષણ—હે ચેતનમુનિ, આ સંસારમાં કેવા પ્રકારની પ્રવૃત્તિ કરી હોય તો તેથી સર્વ દુનિયા તેને એકસરખી રીતે સ્વીકારે?

ચેતન—હે મહાનુભાવ ! આ દુનિયામાં કોઈપણ બાબતમાં મતભેદ પડ્યાવિના રહેતો નથી, તેથી સર્વ દુનિયાને એકસરખી રીતે માન્ય થાય એવી કોઈ પ્રવૃત્તિ વા એવો કોઈ વિચાર નથી.

વિચક્ષણ—દુનિયામાં દરેક જીવના ભિન્ન ભિન્ન મત હોવાનું શું કારણ છે?

ચેતન—દરેક જીવને મતિજ્ઞાન જુદા જુદા પ્રકારનું છે, તેથી સર્વ જીવોની એકસરખી મતિ ન હોવાથી, જીવજીવના ભિન્ન ભિન્ન વિચારો હોય, એમાં કંઈ આશ્ચર્ય નથી. દરેક જીવને દરેક બાબતનો ક્ષયોપશમ જુદા જુદા પ્રકારનો હોય છે, તેથી એકસરખું સર્વ જીવોને રૂચે પણ નહિ અને એકસરખી કોઈપણ સિદ્ધાન્તની માન્યતા તેઓ સ્વીકારે પણ નહિ. વિશેષાવશ્યકમાં અનંત જીવોને ભિન્ન ભિન્ન મતિજ્ઞાન હોય છે તે આશ્રીને અનંતભેદ કહ્યા છે.

વિચક્ષણ—ધર્મના આચારો અને વિચારો સંબન્ધી સર્વના ભિન્ન ભિન્ન મતો કેમ પડે છે?

ચેતન—જીવોની ભિન્ન ભિન્ન પ્રકારની મતિ હોવાથી, ધર્મના આચારો અને વિચારોમાં પણ ભેદ પડે છે. અનાદિકાળથી પ્રત્યેક જીવના ધર્મના આચારો અને વિચારો પ્રાયઃ ભિન્ન ભિન્ન પ્રવર્તે છે–મતિજ્ઞાનના યોગે આમ બની શકે છે. પ્રત્યેક મનુષ્ય પોતાના વિચારમાટે અભિમાની રહે છે. અનાદિ અનંતકાલપર્યન્ત ધર્મસંબન્ધમાં સમ્યકત્વ અને મિથ્યાત્વ એ બે ભેદ રહેવાના.

વિચક્ષણ—જ્યારે આપના કહેવા પ્રમાણે સર્વે મનુષ્યોના ભિન્ન ભિન્ન મત છે ત્યારે મારે શું કરવું જોઈએ? (તેણે પોતાની સર્વે હકીકત કહીને ખુલાસો માગ્યો.)

ચેતન—મનુષ્યમાત્રને સર્વજ્ઞની વાણીના આધારે તત્ત્વોનો બોધ કરીને વિવેકજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. સદ્ગુરૂ દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરીને પોતાના અધિકાર પ્રમાણે વર્તવું જોઇએ. પોતાનો આત્મા સાક્ષી પૂરે અને જૈન તત્ત્વજ્ઞાનથી જે અવિરૂદ્ધ હોય તેનો આદર કરવો જોઈએ. પોતાના અધિકાર પ્રમાણે ધર્મપ્રવૃત્તિ કરવી જોઇએ.

વિચક્ષણ—આપનું કથન સત્ય છે, કિન્તુ દુનિયાના લોકો નિન્દા કરે છે અને તેથી પોતાના વિચારો પ્રમાણે આચારોમાં પ્રવૃત્તિ થઈ શકતી નથી. કેમકે लोगविरुद्धच्चाओ વગેરે પાઠોથી પણ બોધ મળે છે કે, લોકવિરૂદ્ધનો ત્યાગ કરવો જોઈએ.

ચેતન—શ્રી સર્વજ્ઞની વાણીથી અવિરૂદ્ધ, એવા પોતાના વિચારો પ્રમાણે–અધિકાર યોગ્યતાએ–પ્રવૃત્તિ કરવામાં કોઇનાથી લજ્જા વા ભય પામવાની જરૂર નથી. લોકવિરૂદ્ધના ઘણા ભેદ છે. "લોકવિરૂદ્ધચ્ચાઓ" આ વાક દુનિયામાં જે વાત મોટે ભાગે વિરૂદ્ધ ગણાતી હોય તે ન કરવી તે આશ્રી છે. વ્યાવહારિક અને ધાર્મિક એ બે ભેદ લોકવિરૂદ્ધના પડે છે. વ્યાવહારિક લોકવિરૂદ્ધના પણ ઘણા ભેદ છે. સમ્યકત્વ અને મિથ્યાત્વ એ બે ધર્મભેદે ધાર્મિક લોકવિરૂદ્ધના પણ ભેદ પડે છે. જૈનસિદ્ધાન્તોની શ્રદ્ધાવાળા એવા જે લોક તેનાથી વિરૂદ્ધકાર્યનો ત્યાગ કરવો જોઈએ. નીતિના આચારો અને વિચારોની માન્યતામાં પ્રાયઃ ઘણા ભાગે લોકોનો મેળ મળે છે. માટે તેવા પ્રકારની નીતિની માન્યતાથી વિરૂદ્ધ વર્તવું તે લોકવિરૂદ્ધ કહેવાય છે, તેનો ત્યાગ કરવો જોઈએ; એમ કહેવાથી ધાર્મિક વિચારો અને આચારો કે જે સ્વાધિકારપ્રમાણે કરવાના હોય છે તેનો "લોકવિરૂદ્ધચ્ચાઓ" એ સૂત્રથી વિરોધ આવતો નથી. ગાડરાં જેમ અન્યનાં દોર્યાંપ્રમાણે ચાલ્યા કરે છે, તેમ પોતાના ધાર્મિક વિચારોને દૂર કરીને અન્યના અયોગ્ય વિચારો પ્રમાણે દોરાવાની જરૂર નથી. પોતાના સત્ય વિચારોને દાબી રાખનાર મનુષ્ય, ખરેખર દાસ-

ત્વથી મૂકાતો નથી. પોતાના આચારો કે જે શાસ્ત્રાધારે બુદ્ધિગમ્ય અને અનુભવગમ્ય કરીને સ્વાધિકારપ્રમાણે આદર્યા હોય, તેનો કદી ત્યાગ કરવો જોઇએ નહીં. પોતાના અધિકારપ્રમાણે મનુષ્ય, જે જે ક્રિયા–રૂચિ અનુસારે કરે અને તે યોગ્ય હોય તો અન્યમનુષ્યોની નિન્દા અથવા ટીકાથી તેણે કેમ તેનો ત્યાગ કરવો જોઈએ? અલબત કદાપિ ત્યાગ ન કરવો જોઈએ. અન્યમનુષ્યોની ચર્ચા વા નિન્દાથી પોતાના સત્ય આચારો અને વિચારોને જે મનુષ્ય છોડયા કરે છે અને અન્યોની પ્રસન્નતા જાળવવા તથા લજ્જા વગેરે કારણથી પોતાના ઉત્તમ વિચારોને દેશવટો આપે છે, તે અનન્તકાલપર્યન્ત દુનિયામાં પરિભ્રમણ કરે તોપણ, સત્યધર્મનો આદર કરવા સમર્થ થઈ શકે નહિ. પોતાના સત્ય વિચારો અને આચારોની બાબતમાં કોઈથી લજ્જા પામવું ન જોઇએ. મનુષ્યે ફક્ત પોતાનામાં એટલો વિચાર કરવો જોઇએ કે, તે વિચારો અને આચારો શ્રી સર્વજ્ઞના સિદ્ધાન્ત અવિરૂદ્ધ હોવા જોઈએ–શ્રી સર્વજ્ઞની વાણી શ્રુતજ્ઞાન ગણાય છે. શ્રી સર્વજ્ઞના આગમોનો અભ્યાસ કરનારાઓમાં પણ મતિભેદે ભેદ પડે છે અને તે અવલોકવામાં આવે છે. ક્ષયોપશમભેદે મતિજ્ઞાનમાં ભેદ પડવાથી, જૈનાગમોનો અભ્યાસ કરનારાઓમાં ધર્મક્રિયાઓસંબન્ધી મતભેદ જોવામાં આવે છે. ધાર્મિક ક્રિયાઓના ગચ્છભેદે, ભેદ દેખવામાં આવે છે તોપણ જ્ઞાનિમનુષ્ય ગમે તે ક્રિયાનો મૂળ ઉદ્દેશ શોધી કાઢીને પોતાના અધિકારપ્રમાણે ધર્મને સેવે છે. લોકલજ્જા અને ભય વગેરેને હીસાબમાં ગણુતો નથી. ધર્મની ક્રિયાઓ સર્વે કંઈ એક મનુષ્યનામાટે એકકાલમાં નથી. અંકના ભેદો છે તેમ ક્રિયાઓના પણ ભેદો છે. મનુષ્ય પોતે જે ક્રિયા કરતો હોય, તેણે તે ક્રિયા ગુણોની વૃદ્ધિ માટે કરવી જોઇએ. પ્રત્યેક મનુષ્યની રૂચિભેદે ધર્મની ક્રિયાના ભેદ પડે છે પણ તે સર્વે ધર્મક્રિયાઓનો મૂળ ઉદ્દેશ 'જો આત્માના સદ્‌ગુણો મેળવવાનો હોય અને તે ક્રિયાઓથી આત્મધર્મની વૃદ્ધિ થતી હોય, તો સર્વના અધિકારભેદે ધર્મની ક્રિયાઓ જુદી જુદી હોય અને લોકો ભિન્ન ભિન્ન ધર્માચારોને સેવતા હોય તો તેથી જરામાત્ર પણ શંકા કરવાની જરૂર નથી. ભિન્ન ભિન્ન આચારો અને વિચારોમાં નયોની સાપેક્ષાએ અનેકાન્તપણે બોધ કરીને આત્માનો શુદ્ધધર્મ પ્રગટ કરવો જોઇએ. પોતાનો શુદ્ધધર્મ જે જે હેતુઓથી પ્રગટ થાય તે તે હેતુઓવડે પ્રયત્ન કરવો જોઇએ.' પોતાના અધિકાર પ્રમાણે પોતે પ્રવૃત્તિ કરવી તેમાં અન્યો પોતાની દૃષ્ટિથી–અપેક્ષાવડે અધિકાર જાણ્યાવિના ટીકા કરે,–નિન્દા કરે તો તેથી પોતાનો આચાર કદી છોડવો નહિ; આ સર્વ અપેક્ષાએ અવબોધીને આત્માના ધર્મની શુદ્ધિ કરવામાટે અત્યંત પ્રેમથી પ્રવૃત્તિ કરવી જોઈએ.

પહેલી ચોપડીનું તો જ્ઞાન ન હોય અને સાતમી ચોપડીના અભ્યાસીની નિન્દા કરવી! તેમ પંચસંધિનું તો જ્ઞાન પણ ન હોય અને વૈયાકરણાચાર્યની સાથે બાથ ભીડવી! અર્થાત્ સર્વ બાબતની અપેક્ષાવડે વસ્તુતત્ત્વનું જ્ઞાન ન હોય અને પોતાની અમુક સંકુચિત દૃષ્ટિવડે સર્વ મનુષ્યોના આચારો અને વિચારોસંબન્ધી અભિપ્રાય આપવા કટિબદ્ધ થવું! તેમજ આગમોના અનુસારે સર્વ પ્રકારની અપેક્ષાનું જ્ઞાન ન હોય અને પોતાના અમુક વિચારથી સર્વાગમોસંબન્ધી અભિપ્રાય બાંધવા મંડી જવું! તે યોગ્ય નથી. કોઈ કયા અધિકારથી અને કઇ રૂચિથી ધર્મપ્રવૃત્તિ કરે છે તેના જ્ઞાનવિના, પોતાની દૃષ્ટિ અને અરૂચિથી, તેની વિભિન્નતા અવલોકીને તેની નિન્દા–અદેખાઈ વગેરે કરવી ઇત્યાદિ, અજ્ઞજનોની ટેવ હોય છે અને તેથી તેઓ અનેક મનુષ્યોની–શક્તિ–રૂચિ-અને અધિકારભેદે આચારો અને વિચારોસંબન્ધી વિભિન્નતાને જોઈને અપેક્ષાવિના ગમે તેવાઓની નિન્દા, ચર્ચા, અને છેવટે જાતિનિન્દા ઉપર ઉતરીને પોતાના અને અન્ય મનુષ્યોના શ્રેયઃમાં અનેક વિઘ્નો ઉભાં કરે છે.

જેઓને વસ્તુતત્ત્વનો નિશ્ચય થયો છે તેવા મનુષ્યો, પોતાના અધિકાર પ્રમાણે ધર્મપ્રવૃત્તિનો આદર કરે છે અને અન્ય મનુષ્યોને યોગ્યતાપ્રમાણે તેઓ ધર્મપ્રવૃત્તિનો આદર કરાવે છે અને પોતાના નિશ્ચયથી તેઓ કદી પણ–અનેક પ્રકારની અનેક મનુષ્યો તરફથી ટીકાઓ થતાં છતાં પણ–પાછા પડતા નથી, તેમજ તેઓ અન્ય મનુષ્યોની ગચ્છભેદે ધર્મક્રિયાની ભિન્ન પ્રવૃત્તિ દેખીને તેઓની સાથે ક્લેશ કરતા નથી, અર્થાત્ પોતાની ક્રિયામાં લાજ અને ભય વગેરેને અવકાશ આપતા નથી. પોતાની પ્રવૃત્તિથી પોતાની ઉચ્ચતા થાય છે એમ પોતાનો આત્મા સાક્ષી પૂરતો હોય અને તે ધર્મથી અવિરૂદ્ધ ધર્મકૃત્ય હોય તો કદીપણ તેનો ત્યાગ કરવો નહિ. દુનિયાના બોલવા ઉપર લક્ષ્ય દેવું નહિ. ફક્ત પોતાની પ્રવૃત્તિ ઉત્તમ થવી જોઈએ અને તેનાથી સદ્ગુણો વધવા જોઇએ. દુનિયા જેની ટીકા કરે છે તેનાજ આચાર અને વિચારને પાછળથી અંગીકાર કરે છે. ધર્મમાં સુધારા કરનારાઓને તે વખતમાં અનેકપ્રકારના પરિસહો વેઠવા પડે છે, પણ પાછળથી તેમની દુનિયા અનુયાયી બને છે. જેઓ જે કાર્ય લેઈને તેને મુકે છે તેઓની મશ્કરી થાય છે.

હે વિચક્ષણમુનિ! ઉપયુક્ત બોધને હૃદયમાં લાવીને સ્વાધિકારપ્રમાણે ધર્માચારને સેવ! દુનિયાને રીજવવા પ્રયત્ન કરીશ તો આત્માને રીજવી શકાશે નહિ, અને જો આત્માને રીઝવીશ તો દુનિયાને રીઝવી શકાશે નહિ. સર્વપ્રકારની રીજનો ત્યાગ કરીને આત્માના ઉપર પ્રેમ

ધારણ કર ! કારણ કે આત્મામાં અનન્તસુખ રહ્યું છે. આત્મામાં પ્રેમ ધારણ કરીને પોતાના અધિકારપ્રમાણે ધર્મપ્રવૃત્તિ કર્યા કર.

વિચક્ષણ—હે ઉપકારક ચેતનમુનિરાજ ! આપે આપેલો બોધ મારા હૃદયમાં ઉંડો ઉતરી ગયો છે અને તેની અસર પૂર્ણ રીતે થઈ છે. મારી શક્તિ અને મારી પ્રવૃત્તિને મેં જાણી છે અને તેપ્રમાણે હવે પ્રવૃત્તિ કર્યા કરીશ. દુનિયાના લોકોના અનેક શબ્દોથી હવે મારા અધિકારની ધર્મપ્રવૃત્તિનો ત્યાગ કરીશ નહિ. અદ્યાપિપર્યન્ત મેં લોકોને રીજવવા મારા આચારો અને વિચારોને ફેરવ્યા હતા, પણ લોકલાજનો હવે હું બિલકૂલ સબન્ધ રાખનાર નથી. મારા આત્માની શુદ્ધિમાટે અધિકારયોગે જે કરવાનું હશે તે કર્યા કરીશ. મારા ઉપર આપનો અતુલ ઉપકાર થયો છે તે કદી વિસ્મરનાર નથી. ધાર્મિક ક્રિયાઓના અનેક ભેદ છે, તપશ્ચર્યા આદિ અનુષ્ઠાનોના અનેક ભેદ છે, ધ્યાનના પણ ભેદ છે; તે સર્વે, જીવોના અધિકારયોગે ફલ દેનારા છે. સર્વે ધર્મક્રિયાઓ કંઈ એક મનુષ્યના માટે અને તે પણ એકકાલમાં કરવા માટે કહી નથી. સર્વપ્રકારનાં ઔષધો કંઈ એક રોગીને માટે નથી. સર્વપ્રકારની વનસ્પતિ કંઈ એક મનુષ્ય માટે નથી;-જેનો જે વખતે ઉપયોગ કરવાનો હોય તે વખતે તેનો આદર ઘટે છે. દુનિયા નયોની અપેક્ષા જાણ્યાવિના ધાર્મિક ક્રિયાઓમાં લડે છે અને આત્માના શુદ્ધસ્વરૂપની સાધ્યદશા ભૂલી જાય છે તે યોગ્ય નથી. હવે મેં આપનાં ઉપદેશ અનુસાર આત્મોપયોગપણે વર્તવા નિશ્ચય કર્યો છે અને તેથી તેપ્રમાણે પ્રવૃત્તિ કરીશ. આપના બોધથી હવે મારા મનના સકલ સંશયો દૂર થયા છે. હવે હું મારા કર્તવ્યપર લક્ષ્ય રાખીશ. મારા આત્માના શુદ્ધધર્મમાં અત્યન્ત પ્રેમ ધારણ કરીશ. જે સઘળું પ્રાપ્ત કરવાનું છે તે સર્વે આત્મામાં છે. આનંદનો સમુદ્ર એવો મારો આત્મા હવે રીજવવો એજ નિશ્ચય કર્યો છે.

ચેતન—હે વિચક્ષણમુનિ ! તેં જે નિશ્ચય કર્યો છે તે યોગ્ય છે. તારા અધિકારપ્રમાણે તું સદાકાલ પ્રવૃત્તિ કર્યા કર. દુનિયાના બોલવાના સામું ન જો, પણ તારા કાર્ય સામું જો. જે મનુષ્યો પોતપોતાના અધિકારપ્રમાણે કાર્યો કરતા હોય તેની ટીકા ન કર, તેમજ તારી જે જે મનુષ્યો ચર્ચા-નિન્દા કરતા હોય તે બાબતના જવાબ આપવામાં જરામાત્ર લક્ષ ન રાખ. જ્ઞાન, દર્શન અને ચારિત્રની વ્યવહાર અને નિશ્ચય એ બે નયથી યથારૂચિ અને યથાશક્તિ આરાધના કર્યા કર. તને જે જે ધર્મપ્રવૃત્તિમાં અત્યન્ત પ્રેમ થતો હોય તેમાં પ્રવૃત્તિ કર. જે જે આલંબનોવડે તારૂં ચિત્ત સ્થિરતા ગ્રહણ કરતું હોય તે તે આલંબનોને સેવ્યા

કર. અસંખ્યપ્રદેશી આત્મપ્રભુની સેવના કર્યા કર. તારા સંબન્ધી દુનિયા ગમે તે કહે તેને સાંભળવાની ઇચ્છા પણ ન રાખ. ત્હારી સાધનામાં અત્યન્ત પ્રેમોત્સાહથી મંડયો રહે. દુનિયામાં સાધુ અગર સાધ્વી વા અન્યમનુષ્યો જે કંઈ ધર્મપ્રવૃત્તિ કરતાં હોય તેની અનુમોદના કર અને બને તો તેમના અધિકારપ્રમાણે ધર્મસાધનામાં સહાય આપ. આત્મદૃષ્ટિથી સર્વ જીવોને દેખ્યા કર અને તારા નિશ્ચયને તું દૃઢપણે વળગી રહે. જે મનુષ્યો પોતાના નિશ્ચયથી ડગી જાય છે, અર્થાત્ ઘારના ખીલાની પેઠે ક્ષણે ક્ષણે ડગી જાય છે તેઓ સ્વનિશ્ચયના સાધક બની શકતા નથી. હરાયા ઢોરની પેઠે સર્વ મનુષ્યોની આગળ સંશયાત્મા થઈને પરિભ્રમણ ન કર. પોતાને માટે આત્મસાક્ષીએ જે નિશ્ચય કરવામાં આવ્યો હોય તે ખરો જાણવો. "ઘણો ડાહ્યો ઘણો ખરડાય" આ કહેવત અનિશ્ચય બુદ્ધિધારક મનુષ્યોને લાગુ પડે છે. જે થાય છે તે સારામાટે થાય છે એમ નિશ્ચય કરીને પોતાનાપર આવી પડેલી ઉપાધિયોને સહન કર. તને જે જે ધર્મક્રિયાઓ યોગ્ય લાગે તે કર્યા કર. સર્વ ક્રિયાઓનો તાત્પર્યાર્થ એ છે કે, આત્માના અનન્તગુણોને પ્રકટ કરવા. વરવિનાની જાન નકામી છે, અર્થાત્ આત્માને મૂળ સાધ્યભૂત અવબોધીને યોગ્ય એવી ધર્મપ્રવૃત્તિને કર્યા કર.-દુનિયામાં સમ્યકત્વ, મિથ્યાત્વ, તેમજ સમ્યકત્વ અને મિથ્યાત્વના આચારો પ્રવર્ત્યા કરે છે.

જેટલું બને તેટલું સ્વાત્મહિત સાધ્યા કર અને આત્મપુરૂષાર્થથી અન્યને પણ સહાય આપ્યા કર. તારા નિશ્ચયને મેરૂપર્વતની પેઠે હૃદયમાં સ્થિરપણે ધારણ કર. પોતાના નિશ્ચયવિના આત્મબળ પ્રગટતું નથી. પોતાનો નિશ્ચય ખરેખર પોતાને પરમાત્મા બનાવવાને માટે સમર્થ થાય છે. મનુષ્યોને આત્મનિશ્ચયવિના કોઈપણ કાર્યમાં વિજય મળતો નથી. જેનો નિશ્ચય ડગી જાય છે તે મહાપુરૂષ બની શકતો નથી. દુનિયામાં મનુષ્યોના ભિન્ન ભિન્ન વિચારો થાય છે તે તેમની યોગ્યતા પ્રમાણે થાય છે એમ અવબોધીને પોતાના નિશ્ચયથી જરામાત્ર ડગવું નહી. આગમો પ્રમાણે આ કાલમાં સર્વ પ્રકારની ધાર્મિક ક્રિયાઓને સંપૂર્ણપણે કરવાને પ્રાયઃ કોઈ શક્તિમાન્ નથી. ધાર્મિક આદિ ક્રિયાઓ ખરેખર સર્વને માટે એકસરખી નથી, માટે મનુષ્યોના અનેક મત દેખીને નયોની સાપેક્ષતાએ તેમાંથી સાર ગ્રહણ કરવો, પણ કદી શંકાશીલ થવું નહિ. સાધુઓની પણ ભિન્ન ભિન્ન ગચ્છમતથી ભિન્ન ભિન્ન ધર્મક્રિયાઓ દેખીને તથા તેમના બાહ્યક્રિયાઓના વિચારો આદિની ભિન્નતા અવલોકીને નયોની સાપેક્ષાએ તે જીવોની મતિ, રૂચિ અને તેઓના અધિકારને જાણી, શાન્ત અને નિશ્શંક બનવું. દુનિયામાં સાધુઓની ધર્મની દુકાનો

પણ ભિન્ન ભિન્ન અવલોકીને મનમાં વિચાર કરવો કે,–તેઓને મતિના અનુસારે જેટલું સુજે છે તેટલું કહે છે. બનેતો પોતાની શક્તિનો તપાસ કરીને તેઓને ધર્મનો સત્યમાર્ગ ગ્રહણ કરવામાં સહાય આપવી. જેમ જેમ રાગદ્વેષની પરિણુતિ મન્દ પડે છે અને માધ્યસ્થવૃત્તિ પ્રગટે છે તેમ તેમ વીતરાગની વાણીનો અનુભવ પ્રકટતો જાય છે. અનેક પ્રકારના ભિન્ન ભિન્ન એકાન્ત મતરૂપ મહાસાગરમાં પ્રવેશનારા અજ્ઞ મનુષ્યો ડુબી જાય છે. આત્માની શક્તિઓનો વિકાશ કરવો હોય તો અનેક નયોની સાપેક્ષતાએ ધર્મરહસ્યને અવબોધવું જોઇએ. જૈનધર્મમાં અનેક મતભેદ પડ્યા છે તો પણ સર્વેનું સાધ્યબિન્દુતો આત્માના ગુણોનો પ્રકાશ કરવો તેજ છે. આત્માના જ્ઞાનાદિ ગુણોનો પ્રકાશ કરવામાટે સર્વ પ્રકારની બાહ્ય રમણુતા ટાળવાની જરૂર છે. બાહ્ય રમણુતામાં અનેક દોષને દેખતાં છતાં પણ તેમાં રમણુતા થાય છે આનું શું કારણ? આના ઉત્તરમાં કહેવાનું કે આત્મામાં રમણુતા કરવામાં સુખ છે એમ નિશ્ચય થતો નથી ત્યાંસુધી, પર રમણુતામાં વિશ્વાસ રહે છે. આત્મામાં રમણુતા કરવાથી અનંત સુખનો ભોગ મળે છે એમ નિશ્ચય થતાં, આત્મામાં રમણુતા થવાની અને તેથી પર રમણુતાની ટેવ સહેજે છૂટી જવાની. હે વિચક્ષણુમુનિ! તારૂં છેલ્લામાં છેલું આ કાર્ય છે, માટે આત્મામાં પૂર્ણપ્રેમથી રમણુતા કર. સર્વ સિદ્ધાન્તનો સારપણુ એ છે કે, આત્મામાં રમણુતા કરવી. આત્મામાં રમણુતા કરતાં છતાં પારમાર્થિક કાર્યો પણ કરતા રહેવું. અનેકાન્ત માર્ગથી ઉત્સર્ગ અને અપવાદનો નિશ્ચય કરીને આત્મધર્મની સાધના સાધવી. છેવટમાં કહેવાનું કે તારા નિશ્ચયપ્રમાણે પ્રવૃત્તિ કર્યાકર.

વિચક્ષણ—હે પરમોપકારક મુનિરાજ! આપનો બોધ સાંભળીને હું આત્માના શુદ્ધ સ્વરૂપનો પ્રેમી બન્યો છું અને હવે દુનિયાની લાજ, ભય આદિને છોડીને હું મારા આત્માના–શુદ્ધધર્મની સેવા કરીશ. સમતા કહે છે કે, ચેતનમુનિએ વિચક્ષણ મુનિને જે ઉપદેશ આપ્યો છે તે મનન કરવા યોગ્ય છે. વિચક્ષણ મુનિએ આત્મા ઉપર પૂર્ણ વિશ્વાસ મૂકીને આત્મા ઉપર અત્યન્ત પ્રેમ ધારણ કર્યો અને દુનિયાને રીજવવાનો પ્રયત્ન છોડી દીધો, તેમજ તેણે દુનિયાની લાજ છોડી દીધી તેપ્રમાણે મને પણ આત્માના ઉપર અત્યંત પ્રેમ ધારણ કરાવીને દુનિયાની લજ્જા છોડાવી દીધી.

વિકલ્પ સંકલ્પવાળું મન પણ પોતાની ચંચળતાનો પરિહાર કરીને આત્માના ઉપર અત્યન્ત પ્રેમી બની ગયું અને આત્મામાંજ સ્થિરતાનો અનુભવ કરવા લાગ્યું, એટલુંજ નહિ પણ તેણે પોતે

ચંચળ છતાં આત્મામાં પ્રેમ ધારણ કરીને દુનિયાની લાજ છોડી દીધી, એ જેવું તેવું કાર્ય ગણાય નહિ.

સમતા કથે છે કે, મને લજ્જાએ છોડી દીધિ અને કાને તો પોતાના ઉપર પછેડો ઓઢયો, અર્થાત્ હવે આત્માવિનાની દુનિયાની વાત સાંભળવી નહિ એવો નિશ્ચય કર્યો. કાન દુનિયાની વાતો શ્રવણ કરીને થાકી ગયા; દુનિયાના અનેક શબ્દો સાંભળતાં તેને આનંદ થયો નહિ, કિન્તુ આત્માના સ્વરૂપની વાણી સાંભળતાં તેના મનમાં અત્યંત આનંદ થયો, તેથી તેણે નિશ્ચય કર્યો કે હવે આત્મધર્મવિનાના દુનિયાના શબ્દો શ્રવણ કરવામાં કંઈ માલ નથી. હરણ અને નાગની–શબ્દો સાંભળતાં જે દશા થાય છે તે દુનિયા જાણે છે. આત્માના ગુણોની વાતો સાંભળતાં સહજાનન્દ પ્રગટે છે, એમ જાણે કાને નિશ્ચય કર્યો હોય એમ લાગે છે. આ પ્રમાણે ચક્ષુ, મન અને કર્ણેન્દ્રિય આદિ ઇન્દ્રિયો આત્માના ઉપર એટલી બધી પ્રેમી બની ગઈ છે કે, તેઓને હવે બાહ્યનો વ્યાપાર ગમતો નથી. ઇન્દ્રિયોની વૃત્તિયોરૂપ ગોપીઓ ખરેખર આત્મરૂપ શ્રીકૃષ્ણના અભિમુખ થઈને તેની દાસીઓ બની ગઈ છે. મતિજ્ઞાનના ભેદવાળી એવી ઇન્દ્રિયો આત્મારૂપ શ્રીકૃષ્ણની ઉપાસનામાં તલ્લીન થઈ તેનું કારણ ખરેખર પ્રેમ છે. આવા ઉત્તમ પ્રેમનું સ્વરૂપ જે અનુભવે છે તે પણ કથી શકતો નથી. સમતા કહેછે કે સર્વેન્દ્રિયોમાં પ્રેમરૂપ તત્ત્વ વ્યાપી રહ્યું અને તે ઉલ્લાસમાન થઈ ગયું, તેના યોગે તે ઇન્દ્રિયો આત્માની ઉપાસના કરીને અદ્વૈત આનંદ અનુભવતી હોય એવું જણાયું. આત્માના પ્રેમમાં ગરકાવ થએલી ઇન્દ્રિયોની આવી દશા વર્ણવીને હવે, સમતા આગળ શું શું જણાવે છે તે સ્વયં દેખાડે છે.

**अटक तनक नही काहूका, हटक न इक तिलकोर ॥**
**हाथी आपमते अरे, पावे न महावत जोर ॥ हठीली० ॥ ३ ॥**
**सुन अनुभव प्रीतम बिना, प्राण जात इह ठाँहि ॥**
**है जन आतुर चातुरी, दुर आनन्दघन नांहि ॥ हठीली० ॥ ४ ॥**

**ભાવાર્થઃ**—સમતા શ્રોત્રેન્દ્રિય આદિ–દ્વારા થતી પ્રશસ્ય પ્રેમવૃત્તિને જણાવીને હવે મુખ્યતયા મનની દશાનું વર્ણન કરતી છતી કથે છે કે–મનને તૃણ જેટલો પણ કોઈનો અટકાવ નથી, અને તે તિલના જેટલું, પણ કોઈનાથી હઠતું નથી. હાથી પોતાના મતમાં હોય અથવા પોતે મદોન્મત્ત હોય ત્યારે મહાવતનું પણ જોર ચાલતું નથી, તેમ મન એટલુંબધુ આત્માની સાથે પ્રેમથી લયલીન થઈ ગયું છે કે, તેને કોઈનાથી

હઠાવી શકાય નહિ. આ પ્રમાણે મારા મનની પ્રેમદશાનો અનુભવ કથીને સુણાવું છું કે હે અનુભવ ! હવે તો આત્મપ્રીતમવિના મારો પ્રાણ આ ઠેકાણેજ જતો રહેશે. સમતાની સર્વ વાત સાંભળીને અનુભવ કહે છે કે, જે જન આતુર છે અને જેનામાં ચાતુરી અર્થાત્ ચાતુર્ય છે તેનાથી આનન્દના ઘન એવા આત્મારૂપ પરમાત્મસ્વામી દૂર નથી.

સમતાનું અનુભવ પ્રતિ જે સંભાષણ ચાલે છે તેમાં એમ અનુભવાય છે કે, સમતા પોતાના સ્વામિની સાથે જે પ્રેમ ધારણ કરી શકે છે તેનું વર્ણન થઈ શકવું મુશ્કેલ છે. મનોવૃત્તિને જ્યાં અત્યન્ત પ્રેમરસ પડે છે ત્યાં કોઈ તરફનું વિઘ્ન ગણ્યાવિના ચાલી જાય છે. આજ કારણથી કહેવામાં આવ્યું છે કે "જ્યાં ઇચ્છા છે ત્યાં માર્ગ છે, જ્યાં પ્રેમ છે ત્યાં આકર્ષણ છે" સમતાના મનમાં જેની તુલના ન થાય એટલો બધો પ્રેમ છે તેથી તે આ પ્રમાણે જેવું છે તેવું કથે છે. હાથી પોતાના મનથી જ્યારે હાથણીને દેખી મસ્ત બને છે, ત્યારે મહાવતે કરેલા અંકુશના પ્રહારોને પણ તે હીસાબમાં ગણતો નથી. સમતાનું મન પણ આત્માના ઉપર પ્રેમમસ્ત બની ગયું છે તેથી તે પાછું હઠતું નથી; એમ સમતાનું કહેવું સત્યતાવડે યુક્ત છે.

સમતા આ પ્રમાણે અનુભવને આત્મવૃત્તાંત નિવેદન કરે છે. અનુભવ એ આત્માનો આન્તરિક મિત્ર છે. સમતાની પાસે અનુભવ આવી શકે છે–સમતાની વાર્તા અનુભવવિના કોઈ શ્રવણ કરવાને લાયક નથી; આમ મનમાં સમતા જાણી શકે છે, તેથી તે આ પ્રમાણે કહે છે. આત્માના સ્વરૂપમાં થનાર પ્રેમ, ઉપરઉપરના ગુણસ્થાનકમાં અનંતગુણ વિશુદ્ધ બને છે–આત્માને અને સમતાને ઐક્યભાવ કરાવી આપનાર ખરેખર–આત્મામાં ઉત્પન્ન થનાર શુદ્ધપ્રેમજ છે. બાહ્યવસ્તુનો જે પ્રેમ છે તેને વિષપ્રેમ કહેવામાં આવે છે અને આત્માના સદ્ગુણો અને તે સદ્ગુણોના નિમિત્તો ઉપર થનાર પ્રેમને અમૃતપ્રેમ કહેવામાં આવે છે. બાહ્યમાં સુખની ભ્રાંતિથી જે પ્રેમ થાય છે તેનાથી અન્તે વિષની પેઠે દુઃખજ પ્રાપ્ત થાય છે. આત્માના ઉપર જેમ જેમ પ્રેમ વધતો જાય છે તેમ તેમ શુકલલેશ્યાની ઉજ્જવલતા વૃદ્ધિ પામે છે. આત્માની ઉપર થનાર શુદ્ધપ્રેમ ખરેખર ચન્દ્રની ચાંદનીની પેઠે આનન્દ આપ્યાવિના રહેતો નથી. બાહ્યવસ્તુઓનો પ્રેમ વિષની પેઠે અવબોધીને તેનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો જોઇએ. શ્રીમદ્ દેવચન્દ્ર ઉપાધ્યાય તે સંબન્ધી ઋષભદેવના સ્તવનમાં જણાવે છે કે—

प्रीति अनादिनी विषभरी, ते रीते हो करवा मुजभाव ॥
करवी निर्विष प्रीतडी, किण भान्ते हो कहो बने बनाव ॥ ऋषभ० ॥

प्रीति अनंति परथकी, जे तोडे हो ते जोडे एह ॥
परमपुरुषथी रागता, एकत्वता हो दाखी गुणगेह ॥ ॥ ऋषभ० ॥

અનાદિકાલથી પરવસ્તુમાં થનાર પ્રેમને, આત્માના ઉપર ધારણ કરવા જોઈએ. પરવસ્તુમાં થએલી અનંત પ્રીતિને જે તોડે છે તે આત્મામાં પ્રીતિને જોડે છે. આત્માના ઉપર જો ખરેખરો પ્રેમ પ્રગટ્યો તો જાણવું કે પરમાત્મપદ પ્રાપ્તિમાં વાર લાગવાની નથી. પ્રીતિ અર્થાત્ પ્રેમ પણ એક ધર્માનુષ્ઠાન છે. પરમાત્માના ઉપર અને સત્તાએ પરમાત્મત્વ જેમાં રહ્યું છે એવા પોતાના આત્માઉપર પ્રેમ ધારણ કરવાથી, મનુષ્યને ધર્મનું પગથીયું પ્રાપ્ત થાય છે. પ્રશસ્ય પ્રેમ ( પ્રશસ્ય રાગ )થી આત્માના ધર્મની પ્રાપ્તિ થાય છે. સિદ્ધાંતમાં પણ તે સંબન્ધી કથ્થું છે કે,

सो सुपसथ्यो रागो, धम्मसंयोगकारणो गुणदो ॥
पढमं कायव्वोसो, यत्तगुणे खवइ तं सव्वं ॥ १ ॥

અરૂપી, અજ, અવિનાશી, એવા આત્માના ઉપર રાગ વા પ્રેમ ધારણ કરવાથી આત્માના ગુણોનો આવિર્ભાવ થાય છે. ગુણો પ્રગટ્યા બાદ આત્માની પરમાત્મદશા થાય છે. દશમા ગુણસ્થાનક પર્યન્ત રાગનું જોર હોય છે. આત્માના ગુણોમાં અત્યન્ત રાગ યાને પ્રેમ થવાથી આત્મામાંજ આત્મા રમણતા કરે છે અને આત્માનેજ આત્મા ખરેખર અનન્તસુખભોગરૂપ ફળ આપે છે. આત્મા પોતાની શક્તિવડે પોતાને ધ્યાય છે–સંપ્રદાનકારક પણ આત્મામાંજ પરિણમે છે અને તેથી અસંખ્ય પ્રદેશોથી અનન્તકર્મની વર્ગણા ખરે છે. અનન્તગુણનો આધાર આત્માજ પોતે અસંખ્ય પ્રદેશરૂપ છે. આત્માની પ્રીતિ થવાથી શુદ્ધપણે આત્મામાં છ કારકો પરિણમે છે. અશુભપ્રેમ પોતે શુભપ્રેમરૂપની પરિણતિરૂપે બનીને આત્માના ગુણો પ્રગટાવી શકે છે.

સમતાના કહેવા પ્રમાણે–ખરેખર આત્મસ્વામિવિના તેની તેવી દશા થઈ શકે છે, અર્થાત્ આત્મસ્વામીવિના તેના પ્રાણ રહેવાના નથી; એમ પોતે વદે છે તે સત્ય જણાય છે. આવો ઉત્તમ મોક્ષમાર્ગ હેતુભૂત પ્રેમ તે સત્ય પ્રેમ છે. ખરેખર તે જેના હૃદયમાં પ્રગટે છે તે પરમાત્મપદને પ્રાપ્ત કરી શકે છે. સમતાના ઉદ્ગારોથી આપણે પરમાત્મપદ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ.

## वैषयिक प्रेमनो त्याग.

પાંચ ઇન્દ્રિયોના ત્રેવીશ વિષયોમાં જે પ્રેમ થાયછે તે વૈષયિક પ્રેમ ગણાય છે. મનથકી પણ પર-જડવસ્તુસંબન્ધી જે રાગ થાય છે તે પણ વૈષયિક પ્રેમ કથાય છે. એવા વૈષયિકપ્રેમનો ત્યાગ કરવાની આવશ્યકતા છે.

અનાદિકાલથી પ્રાણીઓ વિષયપ્રેમથી કર્મની પરંપરા વધારીને સંસારમાં પરિભ્રમણ કરે છે. વિષયપ્રેમ વા વિષયરાગથી મનુષ્યો પોતાના ગુણોનો નાશ કરે છે. વિષયો ખરેખર વિષના કરતાં પણ અનંતગુણ અશુભ છે. વિષથી એક ભવમાં મરવું પડે છે અને વિષયથી તો અનંતભવપર્યન્ત સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે. વિષનું ભક્ષણ કર્યાંથી પ્રાણનો નાશ થાય છે અને વિષયનું તો સ્મરણ કરવામાત્રથી દ્રવ્ય પ્રાણ અને ભાવપ્રાણનો નાશ થાય છે. જે મનુષ્યો, પ્રેમલક્ષણાભક્તિનો પાંચ ઇન્દ્રિયોના વિષયભોગમાં ઉપયોગ કરે છે, તેઓ દુર્ગતિમાં પ્રવેશ કરે છે. અનાદિકાલથી જીવો પરવસ્તુઓમાં પ્રેમ ધારણ કરે છે પણ તેથી અર્થાત્ પરવસ્તુઓથી તેમને સુખ મળતું નથી, તેમજ પરવસ્તુનો પ્રેમ ક્ષણિક હોવાથી બદલાયાવિના રહેતો નથી. વિષયપ્રેમમાં મસ્ત બનેલા અજ્ઞાની જીવો વિષયના કીડા બનીને કીડાની પેઠે સંસારમાં અનેક પ્રકારનાં દુઃખો પ્રાપ્ત કરે છે. વિષયના પ્રેમથી મનુષ્યો અનેક પ્રકારનાં પાપકૃત્યોને આચરે છે. વિષય પ્રેમથી અનેક વસ્તુઓની પ્રાપ્તિ કરવા ઇચ્છાઓ પ્રગટે છે અને તેથી પ્રસગોપાત્ત ઇચ્છાઓની પૂર્તિમાટે અન્ય દોષોપણ સેવ્યાવિના છૂટકો થતો નથી. વિષયના પ્રેમથી મનુષ્યો કયાં પાપ સેવી શકતા નથી ? અર્થાત્ સર્વ પાપ કરે છે. હલાહલ વિષસમાન એવા વિષયના પ્રેમથી દૂર રહેવા પ્રયત્ન કરવો જોઇએ. જડવસ્તુઓના ભોગથી કદી જીવને શાન્તિ થઈ નથી અને ભવિષ્યમાં કોઈ પણ જીવને શાન્તિ થનાર નથી. તેમજ પરવસ્તુઓના પ્રેમથી મનુષ્યોને પ્રસંગોપાત્ત–પ્રતિકૂલ સંયોગોપર–દ્વેષ પણ થાય છે. પરવસ્તુઓનો રાગ કરવામાં એક અંશ માત્ર પણ સુખ જણાતું નથી. રાવણે સીતાના ઉપર વૈષયિક રાગ ધારણ કર્યો, તેનું ફળ કેવું ખરાબ આવ્યું તે સર્વે જાણે છે. તિલકશેઠે ધાન્યના ઉપર અશુભ રાગ ધારણ કર્યો તેનું ફળ ખરાબ આવ્યું હતું. પરવસ્તુના રાગવડે સ્વાર્થની બુદ્ધિ પ્રગટે છે અને તેથી મનુષ્યો અનેક જીવોના પ્રાણ હરીને પોતાનું સારૂં ઈચ્છે છે. સ્વાર્થિક પ્રેમથી અન્ય મનુષ્યોને દુઃખ આપવામાં આત્મબળનો ઉપયોગ થાય છે. જે પરવસ્તુ ઉપર રાગ ધારણ કરે છે તે ચિન્તામણિ રત્નને બદલે કાચને ગ્રહણ કરે છે. જે મનુષ્યો જડ વસ્તુઓની જડતા અને ક્ષણિકતા નથી જાણતા તેઓજ તેમાં મોહ પામે છે. સર્વ દોષનું મૂળ ખરેખર વૈષયિક પ્રેમ છે. આ સંસારમાં સદાકાળ આત્માને સ્થિર કરનાર વૈષયિક પ્રેમ છે. તેના સંબન્ધે કોઈ સુખીઓ થયો નથી અને કોઈ થનાર નથી. પુત્ર, ધન, સ્ત્રી, કુટુંબ આદિ ઉપર અપ્રશસ્ય પ્રેમ વા રાગના બંધનથી બંધાયલા જીવો ખરેખર સંસારરૂપ કેદખાનાથી છૂટા થઈ શકતા નથી.

કિમ્પાકના ફળથી કદાપિ સુખ મળી શકે! તો વિષયના પ્રેમથી સુખ મળી શકે. સાંસારિક પદાર્થોના પ્રેમ યાને રાગથા ઈષ્ટપદાર્થોમાં મમત્વ થવાથી જીવ પોતાને હાથે પોતે બંધાય છે. પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં સુખની બુદ્ધિ પ્રગટે છે તેથી, તે તે વિષયોપર પ્રેમ થાય છે, પણ જ્યારે પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં સુખની બુદ્ધિ રહેતી નથી ત્યારે, વિષયોના રાગ ટળે છે અને તેથી ભાવ બ્રહ્મચર્ય ગુણની સંપ્રાપ્તિ થાય છે.

આન્તરિક સુખ તરફ રૂચિ પ્રગટયાવિના બાહ્ય વિષયો તરફથી ચિત્ત પાછું હઠતું નથી, માટે આત્મિકસુખપ્રતિપાદક શાસ્ત્રોનું તથા સદ્ગુરૂઓનું શરણ કરીને આત્મસુખનું જ્ઞાન કરવું જોઇએ. આત્મિકસુખનો નિશ્ચય થતાં પરવસ્તુઓ ઉપરથી રાગની બુદ્ધિ ટળવા માંડે છે અને આત્માના ઉપર પ્રેમ પ્રગટે છે. ધીરે ધીરે પ્રશસ્ય પ્રેમની પણ શુદ્ધિ થતી જાય છે. અહો! જગત્માં રાગનો નાશ કરનારા વિરલા મનુષ્યો છે. આ કાલમાં રાગનો અર્થાત્ પ્રેમનો સર્વથા ક્ષય થતો નથી. છઠ્ઠા ગુણસ્થાનકમાં રહેલા મુનિવરોને પણ સંજ્વલનનો રાગ હોય છે. મુનિવરો જ્ઞાન, દર્શન અને ચારિત્રનો રાગ ધારણ કરીને સંસારના વૈષયિક રાગનો ક્ષય કરે છે. સંસારી જીવોએ પંચેન્દ્રિય વિષયોના ત્યાગી અને પંચમહાવ્રતધારી એવા સાધુઓ ઉપર રાગ ધારણ કરવો. આમ કરવાથી સસારી જીવોને મોક્ષમાર્ગની અભિરૂચિ પ્રગટે એમાં શકા નથી. વૈષયિક પ્રેમનો ત્યાગ કરવા માટે દેવ ગુરૂ અને ધર્મનું આલમ્બન લેવું જોઇએ. દેવ ગુરૂ અને ધર્મનું આલંબન લીધા વિના એકદમ વૈષયિક પ્રેમનો નાશ થતો નથી. જે મનુષ્યો આગમો ઉપર પ્રેમ ધારણ કરે છે; તેઓનો પ્રેમ ખરેખર શુદ્ધધર્મ તરફ વળે છે. સોના અને પારાને શોધીને શુદ્ધ બનાવનાર જેમ ઔષધીઓ વગેરે હોય છે, તેમ આગમોરૂપ ઔષધીવડે અશુદ્ધ પ્રેમની અશુદ્ધતા ટળે છે અને શુદ્ધતા પ્રગટે છે. શાન્તરસ પોષક આગમોના પરિશીલનથી, આત્મા ઉપર રૂચિ પ્રકટે છે અને તેથી દોષોના વિકારોનો ક્ષય થાય છે. વૈષયિક પ્રેમનો નાશ કરવા માટે સદ્ગુરૂના આલંબનસમાન કોઈ પુષ્ટ હેતુ નથી. સમતારસનું પાન કરનાર એવા સદ્ગુરૂના સમાગમથી વિષયપ્રેમરૂપ ઝેર ટળી જાય છે. જાંગુલી મંત્રવડે સર્પનું ઝેર ઉતારી શકાય છે, તેમ સદ્ગુરૂના વૈરાગ્ય બોધવડે મોહસર્પનું-વિષમ વિષય પ્રેમ વિષ, ઉતારી શકાય છે. વિષય પ્રેમ જ્યારે હૃદયમાં સ્ફુરે ત્યારે વિષયની અનિત્યતા ચિંતવવા પ્રયત્નશીલ બની જવું, તેમજ આત્માના શુદ્ધ ધર્મનું સ્મરણ કરવા મનને રોકી દેવું. આત્માને કહેવું કે હે આત્મન્! તું પોતાનું મૂળ સ્વરૂપ ત્યજીને બાહ્યમાં કેમ પરિભ્રમણ કરે છે. વિષયના ઝેરીલા વનમાં

તારા ગુણોની હાનિ થયા વિના રહે તેમ નથી. હે ચેતન! તને વિષયાદિનો વિષયપ્રેમ કરવો ઘટતો નથી. પરવસ્તુમાં ભોગની બુદ્ધિ ધારણ કરવી એ કોઈ રીતે સારૂં નથી. પરવસ્તુને પોતાના સુખને માટે ઉપયોગમાં લેવાનો બુદ્ધિપૂર્વક જે રાગ પ્રગટે છે તે અયોગ્ય છે. જડ વસ્તુઓમાં સુખધર્મ ખરેખર ત્રણ કાલમાં નથી, તેથી તેઓના ભોગવડે સુખની આશા ધારણ કરવી એ ભ્રાન્તિ છે. પરવસ્તુના રાગમાં અજ્ઞ મનુષ્યો પોતાનું જીવન વ્યતીત કરે છે, પણ તેથી તેઓને અન્તે કંઈ લાભ મળતો નથી. હે ચેતન! શા માટે સ્વાર્થમય એવો પરવસ્તુ ભોગનો રાગ ધારણ કરે છે? તને અદ્યાપિ પર્યંત પરવસ્તુના ભોગરાગથી કિંચિત્ સુખ પ્રાપ્ત થયું નથી. શ્રી સર્વજ્ઞ ભગવંતોએ કેવલજ્ઞાનથી અપ્રશસ્યપ્રેમનું જે સ્વરૂપ કથ્યું છે તે બરાબર છે. જડવસ્તુઓના ભોગની બુદ્ધિથી સ્વાર્થિક રાગ પ્રકટે છે. પરવસ્તુ ખરેખર પોતાના સુખ માટે થતી નથી; ફક્ત બાહ્ય સુખને માટે હોય છે. બાહ્ય સુખની ક્ષણિકતા હોવાથી આન્તરિક નિત્ય સુખની પ્રાપ્તિનો ત્યાગ કરીને કોણ ક્ષણિક વૈષયિક સુખપ્રાપ્તિ માટે મનુષ્ય જીવન હારે? અલબત કોઈ જ્ઞાની પોતાનું જીવન હારે નહિ. વિષયરાગમાં ફસાયલા મનુષ્યો ભૂંડની પેઠે પોતાનું જીવન ગાળે છે. વિષયપ્રેમના પ્રેમીઓ ભલે એક ક્ષણને માટે દેવતાઓ જેવા આનંદી દેખાય, પણ અન્ય ક્ષણમાં તો તેઓના હૃદયમાં શોકની લાગણીઓ વાસ કરવાનીજ. વિષયરાગની ધૂનમાં અજ્ઞ જીવો પોતાને અલૌકિક સુખભોક્તા તરીકે માને છે પણ એ તેઓની ભૂલ છે. તાઢ પશ્ચાત્ જેમ તાપ પડે છે, તેમ બાહ્ય સુખના ક્ષણ પશ્ચાત્ દુઃખનો ક્ષણ આવીને ઉભો રહે છે. બાહ્ય પદાર્થો જે સુખના સાધનભૂત કલ્પવામાં આવ્યા હોય છે તેજ પદાર્થો અમુક સંયોગોમાં ખરેખર દુઃખના હેતુરૂપે પરિણમે છે. બાહ્ય જે જે સંયોગો અમુક કાલમાં રાગથી સુખહેતુભૂત લાગે છે તેજ બાહ્ય સંયોગો પુનઃ બાહ્યવૃત્તિથી દુઃખ હેતુરૂપ લાગે છે. જે પદાર્થોમાં અત્યંત પ્રેમ થાય છે તેજ પદાર્થો ઉપર અત્યંત દ્વેષ ઉત્પન્ન થાય છે. જે પદાર્થો માટે પ્રાણ આપવાની બુદ્ધિ થાય છે તેજ પદાર્થો ઉપર કેટલોક સમય જતાં જોવાની પણ બુદ્ધિ થતી નથી. જે પદાર્થોમાં સુખનો વિશ્વાસ થયો હોય છે તેજ પદાર્થોમાં દુઃખનો વિશ્વાસ થાય છે. જે જે મનુષ્યો સાથે વૈષયિક રાગનો સંબન્ધ બાંધવામાં આવે છે તે તે મનુષ્યોની સાથે દ્વેષનો પણ સંબન્ધ થઈ જાય છે. દુનિયામાં સ્વાર્થનો પ્રેમ કોઈની સાથે સદાકાલ રહ્યો નથી અને રહેવાનો નથી.

પદાર્થોમાં સુખની ભ્રાન્તિથી અજ્ઞ જીવો વૈષયિક રાગને ધારણ

કરીને તે પદાર્થોની પ્રાપ્તિ માટે અન્યોના દાસ બને છે. તો પણ તેઓનું અન્તે દાસપણું તો ટળતું નથી. અશુભ પ્રેમથી મનુષ્યો અનન્ત સુખરૂપ પોતાના આત્માને અવલોકી શકતા નથી. જે મનુષ્યો આત્મા તરફ વળ્યા નથી તેઓને તો પોતાનુંજ બાહ્ય કાર્ય સત્ય લાગે છે અને તેથી તેઓ આત્મજ્ઞાનિયોને ભ્રમિત થએલા માને છે. વિષયપ્રેમના સંસ્કારો ટાળવા એ કંઈ સામાન્ય બાબત નથી. વૈષયિક પ્રેમને અશુભ જાણવામાં આવે છે તોપણ અનાદિકાલથી તેનું પ્રબલ જોર હોવાથી તેની સ્ફુરણા પ્રગટ્યા કરે છે. સ્વપ્નમાં પણ અશુભ પ્રેમના સંસ્કારો જાગ્રત્ થઇને મન અને કાયા ઉપર પોતાનું સામ્રાજ્ય પ્રવર્તાવવા બાકી રાખતા નથી. વૈષયિક પ્રેમનો નાશ એકદમ થતો નથી. વૈષયિક પ્રેમનો ત્યાગ કરવો જોઈએ; એમ ઉપદેશ દેનારાઓ પણ વૈષયિક પ્રેમના દાસ બની ગએલા દેખવામાં આવે છે. વૈષયિક પ્રેમનો નાશ કરવામાટે મનુષ્યો વૈષયિક પ્રેમની નિન્દા કરે છે અને તેને ધિક્કારે છે, તોપણ પુનઃ તેને સેવે છે અને વિષય પ્રેમના સેવક તરીકે જગત્માં જાહેર થાય છે. ઔદારિક શરીરના યોગે પાંચે ઈન્દ્રિયોદ્વારા વિષયમાં પ્રવૃત્તિ થાયછે, તેમજ ભોગાવલી કર્મના ઉદયથી વિષયભોગમાં પ્રવૃત્તિ થાય છે; પણ તેમાં જેઓ–એવા પ્રસંગે પણ–રાગ ધારણ કરતા નથી, તેઓ અન્તે વૈષયિક પ્રેમથી છૂટે છે; તેમજ સાંસારિક દુઃખોથી પણ છૂટે છે. દુનિયામાં જડપદાર્થો જ્યાં ત્યાં દેખાવાના, તેમજ તેઓ પોતાના સ્વભાવે રહેવાના, માટે જ્ઞાનીઓએ તેઓમાં વૈષયિક પ્રેમ કરવો નહીં; એટલુંજ અત્ર કહેવાનું તાત્પર્ય છે. વૈષયિક પ્રેમદૃષ્ટિથી જડ પદાર્થોને અવલોકવા ન જોઈએ. પદાર્થોના સ્વભાવ પ્રમાણે પદાર્થોને અવલોકવા તેમાં કંઈ હરકત નથી, કારણ કે વસ્તુના ધર્મોને સમ્યક્ જાણવા તે તો સમ્યગ્જ્ઞાન જાણવું–રાગ અને દ્વેષવિના વસ્તુને વસ્તુના સ્વભાવ પ્રમાણે અવલોકવી એતો ખરેખર ઉત્તમ જ્ઞાન કથાય છે. દરેક પદાર્થોનું સ્વરૂપ જાણવાની જ્ઞાનરૂચિ આદરવાયોગ્ય છે, પણ તેમાં રાગ ધારણ કરવો જોઇએ નહિ. વૈષયિક પ્રેમનો ત્યાગ કરવાથી ખરી શાન્તિ અને સત્ય આનંદ પ્રકટેછે.

અશુભ વૈષયિક પ્રેમનો ત્યાગ કરવાનો સરસ ઉપાય એ છે કે, સત્ય ધર્મના હેતુઓમાં રાગ વા પ્રેમ ધારણ કરવો. કોઈપણ પ્રકારની સાંસારિક સુખની આશાવિના દેવ ગુરૂ અને ધર્મ ઉપર અને તેના હેતુઓપર જે રાગ ધારણ કરવામાં આવે છે, તેને પ્રશસ્ય પ્રેમ વા પ્રશસ્ય રાગ કહેવામાં આવે છે. પ્રશસ્ય ધર્મ હેતુઓ ઉપર અને

આત્માના ઉપર પ્રેમ ધારણ કરવામાં આવે છે ત્યારે અપ્રશસ્ય પ્રેમ પોતાનું સ્વરૂપ તજીને પ્રશસ્ય પ્રેમ તરીકે પોતાનું રૂપ ધારણ કરે છે. જગત્‌ના સર્વ જીવોપર પોતાના આત્મસમાન પ્રેમ ધારણ કરવાથી અપ્રશસ્ય પ્રેમ ટળી જાય છે અને હૃદય ક્ષેત્રમાં પ્રશસ્ય પ્રેમનો મહાસાગર પ્રગટે છે અને તે પોતાની હદ પ્રમાણે રહે છે.

વૈષયિક પ્રેમનો ત્યાગ કરવાના જે જે ઉપાયો બતાવ્યા તે તે પ્રમાણે ભવ્ય જીવોએ પ્રવૃત્તિ કરીને, પ્રશસ્ય પ્રેમને, સમતા સ્ત્રીની પેઠે ધારણ કરવો જોઇએ. આત્માની સમતા સ્ત્રી પોતાના આત્મપ્રભુ ઉપર જેવો પ્રેમ ધારણ કરે છે, તેવો પ્રેમ ખરેખર આપણા અન્તરમાં પ્રકટાવવા પ્રયત્ન કરવો જોઇએ અને આત્માની અત્યન્ત શુદ્ધ પ્રેમથી ઉપાસના કરવી જોઇએ. આત્મા ઉપર થનાર પ્રેમને શુદ્ધ પ્રેમતરીકે અવબોધવો એમ લેખકનો સંકેત છે. સર્વ પરભાવનો પ્રેમ ટળી જાય અને પોતાના આત્મા ઉપરજ પ્રેમ પ્રગટ્યા કરે, તો અલ્પ કાલમાં આત્મા તે પરમાત્મા થાય એમાં કોઈ જાતની શંકા નથી.

આખા પદનો સારાંશ એ છે કે, મન વચન અને કાયાના યોગવડે અન્તરમાં પ્રેમપૂર્વક આત્મસ્વામિની સાથે રમણતા કરવી. અશુભ પ્રેમને શુભ પ્રેમમાં ફેરવી નાખવા માટે પ્રભુદર્શન અને પ્રભુપૂજા, તથા સામાયક આદિ છ આવશ્યક, સદ્‌ગુરૂ સેવા, પરોપકાર અને સિદ્ધાન્ત શ્રવણ વગેરેમાં પ્રેમપૂર્વક પ્રવૃત્તિ કરવી અને સર્વ હેતુદ્વારા સાધ્ય એવા આત્મા ઉપર પ્રેમ ધારણ કરવો. સર્વ આત્માઓ ઉપર પોતાના આત્માની પેઠે પ્રશસ્ય પ્રેમ ધારણ કરીને તેઓનું શ્રેયઃ કરવા પ્રવૃત્તિ કરવી. સાધુ અગર શ્રાવકનાં વ્રતો પાળવા પ્રયત્ન કરવો. આત્માના સદ્‌ગુણો ઉપર પ્રેમ ધારણ કરવો. આત્માના અસંખ્ય પ્રદેશમાં અનન્ત અનન્ત ગુણો અને અનન્ત અનન્ત પર્યાયો છે, એવા અચળ અવિનાશી અખંડ પરમાનન્દમય આત્મપ્રભુપર શુદ્ધ પ્રેમ ધારણ કરવો. અશુદ્ધ પ્રેમનો નાશ કરવા માટે, આત્માના ગુણોનો પ્રેમ ધારણ કરવો જોઇએ. સન્તો આત્માના પ્રશસ્ય પ્રેમમાં સદાકાલ ગરકાવ બને છે અને આત્માનો અનુભવરસ પોતે સ્વાદે છે. આત્મામાં પ્રેમ થવાથી સમતા પોતાના આત્માની સાથે મળે છે. અર્થાત્ આત્મામાં ક્ષાયિક ભાવે ચારિત્ર પ્રકટે છે. સમતાની અનુભવપ્રતિ જે અનુભવ કથા છે તેનો અનેક આશયોથી સાર ગ્રહીને આત્મસ્વભાવમાં રમણતા કરવી; એજ સર્વ શાસ્ત્રોનો ઉત્તમ સાર છે.

पद १०५.

( राग आशावरी )

अवधू वैराग बेटा जाया, याने खोज कुटुंब सब खाया. ॥ अवधू० ॥
जेणे ममता माया खाइ, सुख दुःख दोनो भाइ,
कामक्रोध दोनोकुं खाइ, खाई तृष्णाबाइ. ॥ अ० ॥ १ ॥
दुर्मति दादी मत्सर दादा, मुख देखतही मुआ ॥
मंगलरूपी वधाइ वांची, ए जब बेटा हुवा. ॥ अवधू० ॥ २ ॥
पुण्यपाप पाडोशी खाये, मान लोभ दोउ मामा ॥
मोह नगरका राजा खाया, पीछेही प्रेमते गामा. ॥ अ० ॥ ३ ॥
भाव नामधर्यो बेटाको, महिमा वरण्यो न जाई ॥
आनन्दघन प्रभु भाव प्रगट करो, घटघट रह्यो समाइ. ॥ अ० ॥ ४ ॥

ભાવાર્થઃ—શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ કથે છે કે, જે યોગીપુરૂષ છે તેને વૈરાગ્યરૂપ પુત્ર ઉત્પન્ન થાય છે. યોગીના વૈરાગ્યપુત્રે મોહ રાજાનું કુટુંબ ખોળીખોળીને ખાધું.—વૈરાગ્યે પ્રથમ તો મમતાનો નાશ કર્યો. વૈરાગ્યવિના મમત્વ ભાવનો નાશ થતો નથી. વૈરાગ્યે મમતાનું ભક્ષણ કર્યું, તેમજ તેણે માયાનો પણ નાશ કર્યો. શાતાવેદનીયજન્ય સુખ અને અશાતાવેદનીયજન્ય દુઃખ એ બેનું પણ ભક્ષણ કર્યું. (વૈરાગ્યથી શાતા અને અશાતા બન્ને વેદનીયનો નાશ કરી શકાય છે.) વૈરાગ્યે કામ અને ક્રોધ એ બન્નેનું પણ ભક્ષણ કર્યું. (જ્ઞાનગર્ભિત વૈરાગ્યથી કામનો નાશ થાય છે.) કામના વેગોને દબાવવામાટે જ્ઞાનગર્ભિત વૈરાગ્યસમાન અન્ય કોઈ મહાન્ ઉપાય નથી. મનુષ્યો ક્રોધથી પરસ્પર એક બીજાનો ઘાત કરે છે.—ક્રોધથી સ્વ અને પરનું અભીષ્ટ થઇ શકતું નથી. જ્ઞાનગર્ભિત વૈરાગ્યથી ક્રોધને જીતી શકાય છે અને ઉત્તમ ક્ષમાને પ્રાપ્ત કરી શકાય છે. જગત્માં તૃષ્ણાના સમાન અન્ય કોઈ દુઃખકૃત્ નથી. તૃષ્ણાથી જીવો સ્વપ્નમાં પણ અનેકપ્રકારની ઉપાધિયોને સહે છે. તૃષ્ણાના અનેક ભેદો છે. તૃષ્ણાના અનેક ભેદોને જીતવા હોય તો જ્ઞાનગર્ભિત વૈરાગ્યને ધારવો જોઇએ. જ્ઞાનગર્ભિત વૈરાગ્યે તૃષ્ણાનું પણ ભક્ષણ કર્યું.—તૃષ્ણા સકલ જગત્નું ભક્ષણ કરે છે; એવા પ્રકારની તૃષ્ણાનું, જ્ઞાનગર્ભિત વૈરાગ્યે ભક્ષણ કર્યું. દુર્મતિ દાદી અને મત્સર દાદા તો વૈરાગ્યનું મુખ દેખતાં જ મૃત્યુ પામ્યાં. જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પુત્રનો જન્મ થતાં આત્માએ મંગલરૂપ વધાઈ

વાંચી અને મનમાં હર્ષ પામ્યો. જ્ઞાનગર્ભિત વૈરાગ્યે પુણ્ય અને પાપરૂપ બે પાડોશીનું ભક્ષણ કર્યું, તેમજ માન કે જે જગત્‌ના જીવોને અનેક પ્રકારની આપત્તિયો સમર્પે છે તેનું પણ વૈરાગ્યે ભક્ષણ કર્યું. લોભનો થોભ નથી, અર્થાત્ દશમા ગુણસ્થાનકપર્યંત લોભની સ્થિતિ છે. કોઈ સ્વયંભુરમણ સમુદ્રનો કદાપિ પાર પામી શકે છે, પણ લોભરૂપ સ્વયંભુરમણ સમુદ્રનો કોઈ પાર પામી શકતું નથી. સર્વ જીવોમાં લોભ વ્યાપીને રહે છે. લોભના અનેક પ્રકારના ભેદ પડે છે. लोभमूलानिपापानि, लोहोसव्वविणासणो–લોભ સર્વપ્રકારનાં પાપોનું મૂલછે. લોભ સર્વનો નાશ કરનાર છે. ધન, ધાન્ય, ગૃહ, કુટુંબ, કીર્તિ, યશ, પ્રતિષ્ઠા, સત્તા, રાજ્ય, પદવી, આદિ અનેક પ્રકારનો લોભ છે; તેનો નાશ કરવામાટે જ્ઞાનગર્ભિત વૈરાગ્યવિના અન્ય કોઈ સમર્થ થતો નથી. જ્ઞાનવૈરાગ્યે, માન અને લોભરૂપ બે મામાનું પણ ભક્ષણ કર્યું. મોહ નગરના રાજાનું પણ ભક્ષણ કર્યું અને પશ્ચાત્ પ્રેમ ગામનું પણ ભક્ષણ કર્યું. જ્ઞાનગર્ભિત વૈરાગ્યની સર્વોત્કૃષ્ટ દશાને પ્રાપ્ત કરનાર મનુષ્ય, પ્રેમમાં પણ અધિકાર પ્રાપ્ત કરીને મુંઝાતો નથી. જ્ઞાનગર્ભિત પુત્રની મોટી ઉમર થતાં તેનું ભાવનામ ધારણ કર્યું. ઉપશમભાવ, ક્ષયોપશમભાવ અને ક્ષાયિકભાવની વૃદ્ધિ થતાં તેનો મહિમા વર્ણવી શકાતો નથી. અધ્યાત્મભાવની દશા વધતાં મુક્તિના સુખની વાનગી આસ્વાદી શકાય છે. અધ્યાત્મભાવનો મહિમા અવર્ણનીય છે. જે ભવ્યોને તેનો અનુભવ આવે છે તેજ તેનું સ્વરૂપ જાણી શકે છે; બાકી અન્ય મનુષ્યો તો બેઠા બેઠા વા ખાય છે. અધ્યાત્મ ભાવનો જે અધિકારી નથી તે અધ્યાત્મ ભાવને નિન્દે, તેથી કંઈ ઉપશમાદિ ભાવરૂપ અધ્યાત્મની હાનિ થતી નથી.–ઘુવડો સૂર્યને નિન્દે તેથી સૂર્યની હાનિ થતી નથી. અધ્યાત્મજ્ઞાનના અધિકારીઓ જે હોય છે તેઓ અધ્યાત્મ ભાવમાં લયલીન રહે છે. શ્રીમદ્ આનન્દઘનજી કથે છે કે, આનન્દના સમૂહભૂત એવા હે મનુષ્યો! પરમાત્માનો ભાવ પ્રગટ કરો; તેવા પ્રકારનો ભાવ સર્વ આત્મામાં સત્તાએ રહ્યો છે, માટે તેવા પ્રકારનો ભાવ પ્રકટ કરો!!

---

## पद १०६.

(राग नट्ट.)

किन गुन भयो रे उदासी, भमरा. ॥ किन० ॥
पंख तेरी कारी, मुख तेरा पीरा, सब फूलनको वासी ॥
॥ भ० किन० ॥ १ ॥

सब कलियनको रस तुम लीना, सो क्यूं जाय निरासी.

॥ भमरा० कि० ॥ २ ॥

आनन्दघन प्रभु तुमारे मिलनकुं, जाय करवत ल्यू कासी.

॥ भमरा० कि० ॥ ३ ॥

ભાવાર્થઃ—સમતાનો પતિ આત્મા છે,-આત્માને ભ્રમરના સંકેતથી સમતા બોલાવે છે; તત્ સંબન્ધી અત્ર વિવેચન કરવામાં આવે છે. સમતા પોતાના આત્મારૂપ ભ્રમરને કથે છે કે, ભ્રમરાની પેઠે પાંચ ઇન્દ્રિયોના ત્રેવીશ વિષયોરૂપ પુષ્પોના વિષયરસને ગ્રહણ કરનાર હે આત્મન્! તું કેમ ઉદાસી બન્યો છે? આત્માને સદ્ગુરૂનો સમાગમ થતાં તેને-વિષયરસને ગ્રહણ કરતાં-ઉદાસીનતા જણાઈ, તેથી તે સર્વત્ર ફરે છે પણ તેને કોઈ વિષયરૂપ પુષ્પોથી આનંદ પડતો નથી; આવી આત્મારૂપ ભ્રમરની દશા દેખીને સમતા કથે છે કે અહો! તું કયા ગુણથી ઉદાસી બન્યો છું? આત્માને વૈરાગ્ય થયો છે તેથી તે ઉદાસીન બન્યો છે એમ તેના સમજવામાં છે, તોપણ તે પોતાના સ્વામી ઉપર અત્યંત પ્રેમ છે તેથી એમ કહે છે. કર્મસહિત આત્મારૂપ ભ્રમરની રાગ અને દ્વેષરૂપ બે પાંખો કાળી છે અને પદાર્થોના ભોગરૂપ મુખ પીળું છે;-તે સાંસારિક સર્વ વિષયોરૂપ પુષ્પોમાં વાસ કરીને વાસી બન્યો છે. તેથી સમતા, તેની બે પાંખોને કાળી અને તેના મુખને પીળું કથે છે. સમતા પોતાના આત્મરૂપ ભ્રમરને કથે છે કે, તમે વિષયરૂપ પુષ્પોની સર્વ કલીકાઓનો રસ લીધો છે અને હવે નિરાશ થઈને કેમ જાઓ છો, અર્થાત્ તેનાં કહેવાનો સારાંશ એ છે કે, તમોને વૈરાગ્યભાવ થયો તેની પહેલાં સર્વ વિષય પુષ્પોનો રસ સ્વાદતા હતા, તે હવે કેમ તેમ કરતા નથી? અર્થાત્ તેમાં સુખની આશાનો ત્યાગ કરીને કેમ જાઓ છો? આમ કહીને તે પોતાના હૃદયનો એવો ભાવ જણાવે છે કે, તમો બાહ્ય વિષયરૂપ પુષ્પોના રસભોગથી નિરાશ થયા છો તો નિરાશ બનીને બેશી ન રહો; તમો મારીપાસે આવો અને અનુભવરસનું પાન કરો. આન્તરિક સમતારૂપ વલ્લિના શુભાધ્યવસાયરૂપ પુષ્પોમાંથી નીકળતા એવા અનુભવ અમૃતરસનું પાન કરો; તેથી તમારા અન્તરમાં આનન્દનો મહાસાગર પ્રગટશે.

સમતા પોતાના સ્વામિને કથે છે કે, તમે હવે સર્વ પરવસ્તુઓમાંથી સુખની બુદ્ધિનો ત્યાગ કરીને મારીપાસે આવો. ભ્રમરની પેઠે સહજાનન્દ રસના ભોગી એવા હે આત્મપ્રભો! તમને મળવાના

સર્વે ઉપાયો કરી ચૂકી છું અને હવે તો મારૂં મન તલપાપડ થઇ રહ્યું છે. હે આનન્દઘનભૂત આત્મપ્રભો! તમને મળવાને હવે બીજો કોઈ ઉપાય બાકી રહ્યો નથીઃ—આટલા આટલા ઉપાયથી પણ જો હવે તમે ન મળો તો હવે મારે શું કરવું? હવે તો જો તમે કહો તો કાશી જઈ કરવત લેઇને અન્ય ભવમાં પ્રત્યક્ષપણે મળવાનો સંકલ્પ કરૂં! અર્થાત્ હવે તો આજ છેલ્લામાં છેલ્લો ઉપાય તમો ફરમાવો તો કરૂં. આપને મળવાને માટે સર્વ વસ્તુઓનો ભોગ મેં આપ્યો છે, માટે હવે તમે મને જલ્દી મળો; એમ સમતાની વિજ્ઞપ્તિનો સારાંશ છે.

કાશીના કરવત સંબન્ધી એવી દંતકથા સાંભળવામાં આવે છે કે, કાશીમાં એક મોટો કૂવો છે અને ત્યાં મોટું કરવત છે, અસલના કેટલાક બ્રાહ્મણો તે સંબન્ધી એવી માન્યતા ધરાવતા હતા કે, કોઈ મનુષ્યને કોઈ જાતની ઇચ્છા હોય અને તે આભવમાં ફળતી ન હોય તો તેને અત્ર મસ્તકપર કરવત મૂકવામાં આવે તો પરભવમાં તે તે ઈચ્છિત વસ્તુઓની પ્રાપ્તિ થઈ શકે છે. કોઇને સુન્દર સ્ત્રીની ઈચ્છા હોય અને તેનો આ ભવમાં સંબન્ધ ન થતો હોય તો તે 'કાશી' મસ્તકપર કરવત મૂકાવા જતો. કરવતપાસે કેટલાક બ્રાહ્મણો રહેતા, તેઓ આવનાર મનુષ્યની પાસે કરવતની પૂજા કરાવીને ધન મૂકાવતા હતા. આવનાર મનુષ્યને કૂવાપર ઉભો કે બેઠો રાખીને તેના મસ્તકપર કરવત મૂકીને વ્હેરી નાખવામાં આવતો હતો અને પશ્ચાત્ તેના શરીરને ઉંડા કૂવામાં નાખી દેવામાં આવતું હતું. આ રીતે અનેક સ્ત્રીઓ અને પુરૂષો પરભવમાં ઇચ્છિત સુખની આશાએ કાશીનું કરવત મસ્તકપર મૂકાવીને મરણ પામતા હતા, પણ બ્રીટીશ સરકારનું રાજ્ય થતાં તે કુરીવાજનો નિષેધ કરવામાં આવ્યો છે. આમ પરભવમાં પોતાના પતિને મળવાની આશાએ અનેક સ્ત્રીઓ કાશીમાં જઈ શીર્ષપર કરવત મૂકાવતી હતી. હાલ તે કરવતની જગ્યા છે અને તે કરવતને ઉંચું મૂકવામાં આવ્યું છે.

સમતા, પોતાના આત્મપ્રભુને મળવામાટે છેવટે કાશીનું કરવત લેવાનું જણાવે છે; એ ઉપરથી એમ અવબોધાય છે કે, તેના મનમાં આત્મપ્રભુને મળવાને હદ બહારની ઈચ્છા થઈ રહી છે. આવું પાત્ર ગોઠવીને તેવા ઉદ્ગારો કાઢનાર, શ્રીમદ્ આનન્દઘનજીમાં પરમાત્મ પ્રભુને સાક્ષાત્ મળવાની કેટલી ઉત્કંઠા છે તે આ તેમના કાઢેલા શબ્દો ઉપરથી જણાઈ આવે છે. આભવમાં સાતમા ગુણસ્થાનકમાં પ્રવેશ કરીને આત્માનો પરોક્ષપણે મેળાપ કરી શકાયછે, પણ સાક્ષાત્ મેળાપ તો તેરમા ગુણસ્થાનકમાં થાય છે. આભવમાં આત્મપ્રભુનાં

ક્ષાયિકભાવે સાક્ષાત્ દર્શન ન થાય તો પરભવમાં પણ તમારાં દર્શન હું અવશ્ય કરીશ, એવી શ્રીમદ્‌ની ઉત્તમ અભિરૂચિ આ પદમાંથી વ્યક્ત થાય છે. આનન્દનો ઘન જેમાં છે એવા આત્માનાં સાક્ષાત્ દર્શન કરવાને માટે શ્રીમદ્‌ની અત્યંત રૂચિ છે, પણ પરોક્ષદશામાં દર્શન થઈ શકતાં નથી.–આત્માનું અનુભવદર્શન તો હોઈ શકે, પરન્તુ કેવલજ્ઞાનવિના આત્માનું સાક્ષાત્ દર્શન થઈ શકે નહિ. તેમણે કાશીના કરવતના સંકેતથી એમ સૂચવ્યું છે કે, હું તમારા દર્શનમાટે તલસું છું અને પરભવમાં સાક્ષાત્ દર્શન કરવાને દૃઢ પ્રતિજ્ઞા ધારણ કરૂં છું.

શ્રીમદ્‌ની આત્મદશાનું અનુકરણ કરીને આપણે પણ તેમની પેઠે પરમાત્મપ્રભુનું દર્શન કરવામાટે અભિરૂચિ પ્રકટાવવી જોઇએ. આત્મા પોતાના જ્ઞાનાદિ સદ્‌ગુણોનો પ્રેમી બને, એવા ઉપાયોનો આદર કરવો જોઈએ. આત્માના ગુણો આત્મામાંજ છે અને તે આત્માની સેવાવડે આત્માજ પ્રકટાવે છે. ઉપાદાનરૂપ કારણ ખરેખર સુધર્યાવિના આત્મા તે પરમાત્મારૂપ બનતો નથી. આત્માને પરમાત્મારૂપ બનાવવામાટે પુષ્ટ નિમિત્ત કારણોનું ખાસ અવલંબન કરવું જોઇએ. આત્માના ગુણોમાટે જેઓ અત્યંત ઉત્સાહ ધારણ કરે છે તેઓ આત્માના ગુણોને અમુક અમુક અંશે કર્માવરણો ખેરવીને પ્રગટાવતા જાય છે.

આત્માની પ્રાપ્તિમાટે મન, વાણી અને કાયાનું મમત્વ વોસિરાવવું જોઇએ. દેશનેમાટે યોદ્ધાઓ, કાયાના મમત્વનો ત્યાગ કરીને યુદ્ધમાં શરીરને છોડે છે,–કેટલાક મરે છે, કેટલાક જીવે છે અને અન્તે સ્વદેશને હસ્તગત કરે છે. મનુષ્યો મરણીયા થયા વિના પરમાત્મરૂપ દેવને પ્રાપ્ત કરી શકતા નથી. કર્મશૂરા કરતાં અનન્તગુણ શૂરતા પ્રગટાવીને ધર્મશૂરો મોહરાજાના સામું યુદ્ધ કરીને પોતાના દેશને તાબે કરે છે. આત્મા ! આત્મા ! એમ ફોનોગ્રાફની પેઠે બોલવામાત્રથી કંઈ વળવાનું નથી. આલસ્ય, મમતા અને ભયાદિકનો ત્યાગ કરીને આત્માના ગુણોનું મનન કરો. જે જે ઉપાયોથી આત્માના ગુણો પ્રગટ થાય, તે તે ઉપાયોમાં સત્વર જોડાઓ. આત્મારૂપ મહાસાગરમાં ડુબકી મારીને તેમાંથી રત્નો કાઢો. આત્માના અનુભવી એવા સત્પુરૂષોની સંગતિ કરીને આત્માના ગુણોનું સ્મરણ કર્યા કરો.–શરીરમાં વસનાર આત્માને જે પરિપૂર્ણરીતે જાણે છે તેને બાહ્ય દુનિયાની સ્પૃહા રહેતી નથી. આત્માના ગુણો પ્રકટાવવાને માટે મોહની સાથે યુદ્ધ કરનારા આ જગત્‌માં વિરલા છે. જડ વસ્તુઓના રાગાદિવડે, આત્માઓની સાથે યુદ્ધ કરનારા મનુષ્યો પગલે પગલે જ્યાં ત્યાં દેખવામાં આવે છે, તેમજ અધ્યાત્મ

શાસ્ત્રોનો અભ્યાસ કરીને પણ કેટલાક-દોષ દૃષ્ટિથી-અન્ય જીવોનીસાથે યુદ્ધમાં ઉતરનારા ઘણા દેખવામાં આવે છે, પણ આત્માના શુદ્ધ ગુણો પ્રગટ કરનારા વિરલા છે. આત્માની દયા કરો! આત્માની દયા કરો! એમ બોલીને આત્માની દયાનું નામ દેઇને અન્ય જીવોના હૃદયમાં અનેક પ્રકારના ઘા કરનારા મનુષ્યો મોહનીસાથે યુદ્ધ કરી શકતા નથી; તેમજ જેઓના હૃદયમાં આત્માનો વિશ્વાસ નથી અને પરભાવમાં જેઓ સદાકાલ આસક્ત રહે છે, તેવા મનુષ્યોપણ મોહનીસાથે યુદ્ધમાં ઉતરી શકતા નથી. જેઓની આત્મદૃષ્ટિ જાગ્રત્ થઈ છે અને જેઓની દૃષ્ટિ વસ્તુતઃ આત્મામાંજ ઠરે છે, તેઓ પરમાત્મ પ્રભુનાં-પરોક્ષ દશામાં-દર્શન કરવાને શક્તિમાન્ થાય છે. સિદ્ધાન્તોનો અભ્યાસ કરીને અન્યોનીસાથે વિવાદ, કલેશ અને પક્ષ બાંધનારાઓ, પોતાની મેળે મોહ રાજાના તાબે થાય છે. જેઓ નામ રૂપમાં મોહ પામે છે અને તેનામાટેજ સર્વપ્રકારની ધર્મક્રિયાઓ કરે છે, તેઓ પણ કાચના કકડાનેમાટે ચિન્તામણિ રત્નને હારે છે. મનુષ્યની જીંદગીમાં સદ્‌ગુણોનેજ પ્રકટાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. આત્માના સદ્‌ગુણોનું ક્ષણે ક્ષણે સ્મરણ કરવાની જરૂર છે. આત્માની ક્રિયા અને જડની ક્રિયાનો ભેદ પાડીને આત્માના ગુણોની ક્રિયા કરવી જોઇએ. જેઓ આત્માના ગુણોની વાતો કરે છે અને પરની પંચાતો તથા ખટપટોમાં જીવન વ્યતીત કરે છે, તેઓ આત્માના આનન્દગુણનો અનુભવ કરી શકતા નથી. કેટલાક મનુષ્યો, ધર્મની બાહ્યક્રિયાઓના વિવાદોમાં પડીને કલેશની ઉદીરણા કરે છે અને હજારો મનુષ્યોને કર્મયુદ્ધમાં દોરે છે, તેઓ પણ આત્માના સદ્‌ગુણોપ્રતિ અત્યંત રૂચિ ધારણ કરી શકતા નથી. આત્માના ઉપર જેઓને અત્યંત પ્રેમ છે તેઓ આનન્દને મૂકીને કલેશના ખાડામાં ઉતરવાનેમાટે પ્રયત્ન કરતા નથી.

જડવસ્તુઓથી હું-આત્મા-ન્યારો છું, સત્તાએ હું સિદ્ધ પરમાત્મા સરખો છું, મારૂં સ્વરૂપ મારામાં છે, અનંત સુખનું ધામ હું આત્મા છું; આપ્રમાણે ભાવના ભાવીને આત્માનો અનુભવ કરનારાઓ ખરેખર આત્માનું અનુભવદર્શન પ્રાપ્ત કરે છે. આત્માને આત્મભાવે જાણીને આત્મદશામાં સ્થિરતા કરવી, એજ આત્માની ઉન્નતિનો સરલ માર્ગ છે. આત્મામાં સ્થિરતા કરવામાટે જે યોગીઓ ધ્યાન ધરે છે તેઓ આત્માની શક્તિયોને પ્રગટાવી શકે છે અને જગત્‌માં અનેક ચમત્કારો દેખાડવા સમર્થ પણ બને છે. મેરૂપર્વતને કંપાયમાન કરનાર અને સાગરને ક્ષોભાવનાર ( ખળભળાવનાર ) એવા અપૂર્વ ચમત્કારનું ધામભૂત આત્મા છે. દુનિયામાં અનેક લબ્ધિયો અને સિદ્ધિયોની વાતો સાંભળવામાં આવે છે, તે પણ આત્મામાંથી પ્રગટે છે. આત્માને મૂકીને

મહા ચમત્કારો કોઈ અન્ય ઠેકાણે રહેતા નથી. અનેક પ્રકારના મંત્રોની સાધના પણ આત્મબળવિના સિદ્ધ થઈ શકતી નથી. મંત્રોવડે દેવતાઓને પ્રત્યક્ષ કરવામાં પણ આત્મબળવિના કંઈ થઈ શકતું નથી. આત્માને વસ્તુતઃ આત્મા ઉપર પ્રીતિ થાય છે. વાંદરી પોતાના બચ્ચાને જીવ હોય છે ત્યાંસુધી છાતી સરખું ચાંપીને દોડ્યા કરે છે, પણ જ્યારે તેમાંથી આત્મા ઉડી જાય છે ત્યારે શરીરને પડતું મૂકે છે. આત્માવિના શરીરને બાળી દેવામાં આવે છે, તેથી પણ સિદ્ધ થાય છે કે, આત્માના પ્રેમવડે જ અન્ય આશ્રયભૂત પદાર્થો ઉપર પણ પ્રેમ થાય છે. સર્વ રૂદ્ધિનું સ્થાનપણ આત્મા છે. સર્વપ્રકારના મંગલનું સ્થાન પણ આત્મા છે. સર્વદા-સર્વથા આનન્દનો મહાસાગર આત્મા છે. આત્માજ કર્મનો નાશ કરીને પરમાત્મા થાય છે. આવી ઉત્તમોત્તમ આત્માની દશા જાણીને વાચકોએ શ્રીમદ્દની પેઠે આત્માની ઉપાસના કરવી. જે જે અંશે-જે જે ઉપાયોવડે રાગ દ્વેષનો ક્ષય થાય તેવી પ્રવૃત્તિ કર્યા કરવી. આત્માની સત્તા ધ્યાવતાં ધ્યાવતાં, આત્માનું શુદ્ધસ્વરૂપ પ્રગટ થાય છે. આત્માની સત્તા ધ્યાઇને અનન્તજીવો સિદ્ધ બુદ્ધ પરમાત્માઓ થયા; વર્તમાનમાં મહાવિદેહક્ષેત્રમાં થાય છે અને ભવિષ્યમાં અનન્ત જીવો સિદ્ધબુદ્ધ પરમાત્માઓ થશે. ભવ્યજીવોએ પરમાત્મપદ પ્રાપ્તિનો માર્ગ ગ્રહણ કરવો એજ આખા પદનો સાર છે.

---

### પદ ૧૦૭.

( राग वसन्त. )

तुम ज्ञानविभो फूली बसन्त, मनमधुकरही सुखसों रसंत.
॥ तुम० ॥ १ ॥

दिन बडे भये बैरागभाव, मिथ्यामति रजनीको घटाव.
॥ तुम० ॥ २ ॥

बहु फुली फली सुरुचिवेल, ज्ञाता जन समता संगकेल.
॥ तुम० ॥ ३ ॥

जानत बानी पिक मधुर रूप, सुरनर पशु आनन्दघन सरूप.
॥ तुम० ॥ ४ ॥

ભાવાર્થઃ—હે પ્રભો! તમારા જ્ઞાનરૂપ વસન્તઋતુ ફુલી છે અને તેમાં મનરૂપ મધુકર, સુખથી રસીયો બન્યો છે. વૈરાગ્યભાવરૂપ દિવસ

મોટા થયા છે અને મિથ્યામતિરૂપ રાત્રી ઘટવા માંડી છે. સુરૂચિરૂપ વેલો બહુ ફુલી છે અને ફળી છે; તે વસન્તમાં જ્ઞાતાજન આત્મા, પોતે સમતારૂપ સ્ત્રીની સાથે ક્રીડા કર્યા કરે છે. પિક અર્થાત્ કોયલની મધુરાત્મક વાણી ખરેખર કર્ણને મધુર લાગ્યા કરે છે. સુર, (દેવ) મનુષ્ય અને પશુઓ પણ જ્ઞાનરૂપ વસન્તઋતુના સંબન્ધથી આનન્દના સમૂહવાળાં બની ગયાં છે; એમ શ્રીમદ્ આનન્દઘન કથે છે.

શ્રીમદ્ આનન્દઘનજીએ, પ્રભુના જ્ઞાનને વસંતઋતુની ઉપમા આપીને પોતાની આન્તરિક વસન્તઋતુનું સમ્યગ્રીત્યા વર્ણન કર્યું છે. પ્રભુના જ્ઞાનથી આત્માર્થી જીવને હૃદયમાં વૈરાગ્યભાવ પ્રગટે છે. દુઃખગર્ભિત વૈરાગ્ય અને મોહગર્ભિત વૈરાગ્યનો નાશ થયા બાદ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પ્રગટે છે. પ્રભુની વાણીદ્વારા આત્મજ્ઞાન પ્રાપ્ત થતાં વૈરાગ્યભાવનો દિવસ મોટો થતો જાય છે અને મિથ્યામતિરૂપ રાત્રી તો પ્રતિદિન ઘટતી જાય છે. આવી અન્તરની જ્ઞાનરૂપ વસન્તઋતુ પ્રાપ્ત થયે છતે અનેક પ્રકારના આત્મિક ધર્મની સુરૂચિરૂપ વેલ બહુ ફુલીને ફળે છે અને તે વખતે તે વેલોના માંડવાના નીચે આત્મા સમતાની સાથે બેસીને સહજ સુખની ક્રીડા કરે છે. આત્માની વાણીરૂપ કોયલ ખરેખર તે વખતે મધુર ગાયન લલકારે છે અને તેથી શ્રોતાઓના મનમાં આનન્દ આનન્દ છવાઈ જાય છે. દેવતાઓ, મનુષ્યો અને પશુઓ પણ પ્રભુની જ્ઞાનરૂપ વસન્તઋતુનો લાભ લેઈને આનન્દરસરૂપ બની જાય છે. આવી વસન્તઋતુનો સર્વોત્તમ મહિમા અવલોકીને આપણે અન્તરમાં આત્મજ્ઞાનરૂપ વસન્તઋતુ પોતાનામાં પ્રગટાવવી જોઇએ, તેમજ તત્ત્વજ્ઞાનરૂપ વસંતઋતુ આખી દુનિયામાં પ્રગટાવવી જોઇએ. વસન્તઋતુનું વર્ણન વાંચવાથી જે આનન્દ થાય છે તેના કરતાં વસન્તનો વાસ્તિવિક ભાવ ખરેખર અન્તરમાં પ્રગટતાં અનન્તઘણો આનંદ પ્રગટે છે. લાડુની વાતો કરવામાં જે આનન્દ થાય છે તેના કરતાં લાડુનું જમણ જમતાં ઘણો આનન્દ થાય છે. જેમ જેમ અન્તરમાં આત્મજ્ઞાનની વૃદ્ધિ થતી જાય છે, તેમ તેમ વસન્તઋતુની શોભામાં વધારો થતો જાય છે. આત્મજ્ઞાન થતાં આત્માની અનેક શુદ્ધધર્મની રૂચિયોરૂપ વેલડીઓ ફેલાવા માંડે છે અને ફળવા માંડે છે તેથી આત્મામાં આનન્દનો પાર રહેતો નથી. આત્મામાં અનેક સદ્‌ગુણોરૂપ છોડવાઓ ખીલવા માંડે છે અને તેથી આનન્દરૂપ સુગંધનો મહમહાટ મહેંકી રહે છે. પંડિતોએ અન્તરની વસંતઋતુનો અનુભવ કર્યો છે, તેઓને બાહ્ય વસન્તની શોભા કંઈ હિસાબમાં લાગતી નથી. બાહ્ય વસંતઋતુની શોભા એક સરખી સદાકાલ રહેતી નથી અને અન્તરની વસન્તઋતુની શોભાતો એક સરખી સદાકાલ રહે

છે. શ્રીમદ્ આનન્દઘનજીએ આન્તરિક વસન્તઋતુનું વર્ણન આબેહુબ કર્યું છે. તેમણે આત્મજ્ઞાનરૂપ વસન્તઋતુનો અન્તરમાં અનુભવ કરીને આવા ઉત્તમ ઉદ્ગારો કાઢ્યા છે, એમ લેખકના હૃદયમાં સ્પષ્ટ ભાસે છે. ક્ષયોપશમજ્ઞાનરૂપ વસન્તઋતુનો તેમણે અનુભવ કરીને-અન્યોના હૃદયમાં તેવા પ્રકારની વસન્તઋતુ પ્રગટે તેમાટે-આન્તર ઉદ્ગારો કાઢ્યા છે.

શ્રીપ્રભુનું જ્ઞાન પ્રાપ્ત કરીને પશુઓ, દેવતાઓ અને મનુષ્યો સહજાનન્દને પ્રાપ્ત કરે છે.

પ્રત્યેક મનુષ્યે પોતાના આત્મામાં વસન્તઋતુ પ્રગટાવવી હોય તો, જૈનાગમોનો અભ્યાસ કરવો જોઇએ. શ્રીવીરપ્રભુનો ઉપદેશ જ્યારે હૃદયમાં પરિણમે છે ત્યારે વસન્તઋતુ ખીલવા માંડે છે. બાહ્યની વસન્તઋતુના આનન્દમાં પુરૂષો અને સ્ત્રીઓ ગુલ્તાન બને છે, તેમ અન્તરની જ્ઞાન વસન્તઋતુમાં પણ પુરૂષો અને સ્ત્રીઓ ગુલ્તાન બને છે.

આત્માના જ્ઞાનવસન્તમાં, અન્તરંગ ધર્મરૂચિની વૃદ્ધિ થતી જાય છે અને તેથી આત્માની પુષ્ટતા બને છે;-અનુભવરસની ક્રીડાઓને આત્મા દરરોજ કર્યા કરે છે. પોતાના સહજ સુખના સ્વાદથી આત્મા મસ્ત બને છે અને તેથી તે આનન્દમાં મસ્ત બનેલો લાગે છે. ઉપશમરસના સરોવરમાં આત્મા ક્રીડા કર્યા કરે છે અને વૈર, ક્રોધ, કલેશ વગેરેની મલીનતાને દૂર કરે છે. આત્મા પોતાના ધ્યાનરૂપ કૂપમાંથી આનન્દરસરૂપ જલ નીકળ્યા કરે છે તેનું પાન કરે છે. સહજ સન્તોષ સમાધિરૂપ પલંગમાં પડીને તે પરભાવ દશાનું ભાન ભૂલી જાય છે. પ્રભુના જ્ઞાનરૂપ સૂર્યના પ્રકાશથી ક્ષુદ્ર દોષરૂપ જંતુઓનો ઉપદ્રવ રહેતો નથી. પ્રભુના જ્ઞાનવસન્તમાં આત્મા પરભાવ રમણતારૂપ પ્રપંચતાને પરિહરે છે અને પોતાના શુદ્ધ ધર્મરૂપ નૈવેદ્યનો ભોક્તા બને છે. આત્માનીસાથે દયા, વૈરાગ્ય પરિણતિ, સત્યપરિણતિ, વિવેકવૃત્તિ, શાન્તિ, ગુપ્તિ, મુક્તિ, સમિતિ, શ્રદ્ધા, શુભવાસના, શુદ્ધ પ્રેમવૃત્તિ, ઉજાગરતા, અને વિશ્વવત્સલતા આદિ અનેક સ્ત્રીઓ-અનુભવ બાગમાં-કેલિ કરે છે અને તેથી આત્માને જે સુખ થાય છે તેનું વર્ણન મુખથી થઈ શકતું નથી. એકવાર આન્તર વસન્તનો આનન્દ લેતાં અનેક ભવની દુઃખ પરંપરાનો નાશ થાયછે અને મુખપર આનન્દની લાલીનું નૂર ઝલકયા કરે છે. જે મનુષ્યો આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે, તે મનુષ્યો આત્મિક વસન્તને પ્રાપ્ત કરે છે. આનન્દનો મહાસાગર જેમાં વાસ કરે છે એવી વસન્તઋતુને પ્રાપ્ત કરવા સદાકાલ પ્રયત્ન કરવો જોઇએ. "મનુષ્ય જે વસ્તુનેમાટે પ્રયત્ન કરે છે તે વસ્તુને

મેળવે છે” કાળા માથાનો મનુષ્ય શું કરી શકતો નથી? દુનિયામાં મનુષ્ય ધારે તે કરી શકે છે. મનુષ્યો પોતાની બુદ્ધિના અનુસારે ઇચ્છા કરે છે.-આધ્યાત્મિક માર્ગમાં બેઠેલાઓ આન્તરિક વસન્તની ઇચ્છા કર્યા કરે છે અને આન્તર વસન્તની સન્મુખ ગમન કરે છે.-અનેક પ્રકારનાં સંકટો વેઠીને તેઓ આન્તર વસન્તને પ્રાપ્ત કરે છે. બાહ્ય સુખનો ભોગ આપ્યાવિના આન્તરિક વસન્તમાં પ્રવેશ થઈ શકતો નથી.

પૂર્વકાલમાં આર્યાવર્તમાં-જેઓના હૃદયમાં વસન્તનો આવિર્ભાવ થયો હતો એવા અનેક મનુષ્યો હતા. અધ્યાત્મજ્ઞાનમાં મસ્ત બનીને વસન્તનાં સુખ ભોગવનારા અનેક મુનિવરો હતા, તેમજ મહાત્માઓના ઉપદેશથી આત્માના ગુણોને અંગીકાર કરનારા અને ગૃહસ્થ ધર્મ પાળનારા એવા ઘણા ગૃહસ્થો હતા. મહાત્માઓ સદાકાલ સત્ય બોલતા હતા અને ગૃહસ્થોને સત્ય ઉપદેશ આપતા હતા. પૂર્વના લોકો ઘણા સરલ હતા;-ઘરના બારણે તાળું વાસવાની પણ જરૂર ધારતા ન હોતા. તેઓ નિવૃત્તિ માર્ગના ઉપાસકો હોવાથી સન્તોષ પૂર્વક આજીવિકા ચલાવતા હતા; પ્રાયઃ તેઓ સરલતા ધારક હોવાથી સત્ય માર્ગના સન્મુખ વિશેષતઃ ગમન કરતા હતા; જે મહાત્માઓ હતા તે, સત્યના પ્રેમી હોવાથી અસત્યનો ત્યાગ કરતાં વાર લગાડતા ન હોતા. મુનિયો અને ઉત્તમ શ્રાવકો અધ્યાત્મજ્ઞાનના રસીલા હતા તેથી, તેઓના વિચારોથી આખા દેશ ઉપર સારી અસર થતી હતી અને તેથી ક્લેશ, યુદ્ધ વગેરે દોષો આજના જેટલા ઉદ્ભવતા નહોતા. તેઓના મનમાં ધર્મની અત્યંત શ્રદ્ધા હતી. પૂર્વના આર્ય જૈનો શુદ્ધ પ્રેમના ઉપાસક હતા, તેથી તેઓ અન્ય મનુષ્યો ઉપર પણ ઉત્તમ અસર કરવા સમર્થ બન્યા હતા. પૂર્વના આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓ ધર્મધ્યાનમાં મસ્ત રહેતા હતા, તેથી તેઓ વિશાલ ધર્મદષ્ટિનો ત્યાગ કરીને પરસ્પર એક બીજા ઉપર ઈર્ષ્યા કરતા નહોતા. જેમ જેમ જ્ઞાન ઘટવા માંડયું અને અજ્ઞાન વધવા માંડયું તેમ તેમ આર્યજૈનોમાં ધર્મના અનેક ગચ્છો. મતો, પ્રગટવા લાગ્યા અને અજ્ઞ જીવો, આત્મારૂપ સાધ્ય ભૂલીને-સારવિનાની કેટલીક બાબતોમાં લક્ષ્ય દેઈ-અવિવેકના માર્ગમાં પ્રયાણ કરવા લાગ્યા. ગચ્છોની તકરારોમાં કેટલાક સાધુઓ પણ ફસાવા લાગ્યા, અર્થાત્ પોતપોતાનો પક્ષ પોષણ કરીને; તેઓ પણ કલિકાલના પંજામાં ફસાવા લાગ્યા. આધ્યાત્મિકજ્ઞાનના વિરહે બાહ્ય વિદ્યાઓથી અહંવૃત્તિ ઉત્પન્ન થવા લાગી અને કેટલાક તેના ઉપાસક બન્યા. પૂર્વના મુનિવરોની વિશાળ દૃષ્ટિને ઠેકાણે

દુર્મતિયોગે સંકુચિત દૃષ્ટિ થવા લાગી, પણ હવે પાછો જમાનો બદલાયો છે. આર્યજૈનો બ્રિટીશ સરકારે પ્રસારેલી શાન્તિનો લાભ લેઈ, ધર્મમાર્ગની પરીક્ષા કરવા લાગ્યા છે અને પૂર્વના આર્યજૈનોની વ્યાવહારિક તથા આધ્યાત્મિક ઝાહોઝલાલીના ઉપાયોને આચારમાં મૂકવા ચર્ચા કરવા લાગ્યા છે.–આખી દુનિયામાં આત્મિક વસન્તનો ફેલાવો કરવાના ઉપાયોનો વિચાર કરવા લાગ્યા છે. શ્રીમદ્ આનન્દઘનજીએ પોતાના હૃદયમાંથી–અઢારમા સૈકામાં કાઢેલા વસન્તના ઉભરાઓની હવે કિમ્મત થવા લાગી છે. વ્યાવહારિક જ્ઞાનના વિશાલ ક્ષેત્રમાં ઘૂમનારા વિદ્વાનો હવે આધ્યાત્મિક વસન્ત તરફ વળવા લાગ્યા છે. પચ્ચાસ વર્ષ પહેલાં જે જ્ઞાનનો પ્રકાશ નહોતો તે હવે થવા લાગ્યો છે. ત્રેવીસ ઉદય પૈકી અમુક ઉદયનાં ચિન્હો હવે પ્રકટવા લાગ્યાં છે અને તેથી, આર્યજૈનો–આર્યાવર્ત વગેરે દેશોમાં–ધાર્મિક જ્ઞાનનાં કિરણો ફેલાવશે અને લોકોના હૃદયમાં જૈનધર્મમાટે ઉચ્ચ અભિપ્રાય પ્રગટાવશે. શ્રીમદ્ આનન્દઘને વસન્તનો અનુભવ કરીને શબ્દોવડે વસન્તનું બીજ વાવ્યું હતું, તેવખતે લોકો તેમના બીજને હસી કાઢતા હતા; પણ હાલ તે બીજમાંથી અંકુરો ફુટી નીકળ્યો છે. હવે આત્મવાદનો ફેલાવો કરવામાટે અનેક મહાત્માઓ ઉપદેશ ક્ષેત્રમાં યુવાવસ્થામાં આત્મભોગ આપીને–કૂદી પડવાના અને અનાર્ય ક્ષેત્રોમાં પણ આત્મવાદનો પડઘો પડવાનો અને ત્યાંના ભવ્ય જીવો પણ જાગ્રત્ થવાના, અર્થાત્ પૂર્વના જેવા સરલ અને પરોપકારી મનુષ્યોનું અનુકરણ કરનારા મનુષ્યો પ્રગટ થવાના. ભવિષ્યની પ્રજાનો અધ્યાત્મ માર્ગમાં પ્રવેશ થાય તેમાટે 'આ વખતે' લેખકો, ગ્રન્થો લખીને તત્ત્વ માર્ગમાં પડેલા કાંટા અને અન્ય વિઘ્નોને હઠાવે છે. હવે આપણે આધ્યાત્મિક વસન્તને પ્રગટાવવામાટે શું કરવું જોઇએ? એ પ્રશ્નનો ઉત્તર નીચે પ્રમાણે છે. અધ્યાત્મ એવા શબ્દો બોલીને બેસી રહેવાથી કંઈ કાર્ય સિદ્ધ થવાનું નથી, પણ જૈન ગુરૂકૂળો દેશો દેશ સ્થાપવાં જોઇએ અને જૈનબાળકોને સંસ્કૃત આદિ ભાષાદ્વારા જૈનતત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરાવવો જોઈએ. જૈનગૃહસ્થોએ સાત ક્ષેત્રોનું વિવેક દૃષ્ટિથી પોષણ કરવું જોઈએ. જૈનધર્મના આચારો અને વિચારોનો ફેલાવો કરવામાટે અન્યધર્મીઓના મીશનોની પેઠે અનેક ઉપાયો યોજવા જોઇએ. સાત નયોના જ્ઞાનનો ફેલાવો કરવો જોઇએ. અધ્યાત્મ માર્ગનું જ્ઞાન કરીને વ્યવહાર ધર્મના આચારોનો કદાપિ ત્યાગ ન કરવો જોઈએ. ક્રિયાયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ, આદિ અનેક યોગોનું યથાશક્તિ સેવન કરવું જોઈએ. ગૃહસ્થે કદાપિકાળે શ્રાવકના આચારોનો ત્યાગ ન

કરવો જોઇએ અને સાધુઓએ સાધુના આચારોનો ત્યાગ ન કરવો જોઈએ. સાધુઓએ અને શ્રાવકોએ પોતાના અધિકારપ્રમાણે જૈનધર્મની ઉન્નતિનાં જે જે કાર્યો કરવાનાં હોય તે કરવાં જોઇએ. અધ્યાત્મજ્ઞાનનો અભ્યાસ કરીને શુષ્ક અધ્યાત્મી બનવાથી જૈનશાસનની આરાધના થઈ શકતી નથી, તેમજ એકાન્ત વ્યવહાર આચારોને ગાડરીયા પ્રવાહની પેઠે સેવીને શુષ્ક ક્રિયાજડ બનવાથી જૈનધર્મની આરાધના થતી નથી. અધ્યાત્મજ્ઞાનવડે આત્માના ગુણો પ્રકટાવવા અને આત્માને લાગેલાં કર્મો હઠાવવા સદાકાલ પ્રયત્ન કરવો. વ્યવહારનય અને નિશ્ચયનય એ બન્નેનો મેળ કરીને ધર્મની પ્રવૃત્તિ કરવી. નિશ્ચયનય છે તે સૂર્ય સમાન છે અને વ્યવહારનય છે તે ચન્દ્રસમાન છે. ચન્દ્ર અને સૂર્યવિના જેમ જગત્ શોભી શકતું નથી, તેમ વ્યવહાર અને નિશ્ચયવિના જૈનધર્મ શોભી શકતો નથી.

ઘણાકાલપર્યન્ત અધ્યાત્મજ્ઞાનનું પરિશીલન કરવાથી અધ્યાત્મજ્ઞાનની પકવતા થાય છે. આત્મા ખરેખર સ્વસત્તાથી પરમાત્મા છે; માટે સોહં સોહં એ શબ્દવડે આત્માનું ધ્યાન ધરવું. જ્ઞાન, દર્શન અને ચારિત્ર ગુણોને આત્મામાં પ્રકટાવવા પ્રયત્ન કરવો. પરભાવની પરિણતિ ટાળીને આત્માની શુદ્ધ પરિણતિ ધારવા સદાકાલ પ્રયત્ન કરવો. શ્રાવકે શ્રાવકનાં વ્રતો ધારણ કરીને આત્માના શુદ્ધ ધર્મમાં રમણતા કરવી અને સાધુએ પંચમહાવ્રતને યથાશક્તિ પાળીને આત્માનો શુદ્ધ ધર્મ પ્રગટાવવા ધર્મધ્યાન ધરવું. ઉત્સર્ગ અને અપવાદનો બોધ કરીને શુદ્ધ ચારિત્ર પાળવા ઉદ્યમશીલ થવું. ધારણા, ધ્યાન અને સમાધિવડે આત્માના શુદ્ધ ધર્મને પ્રગટાવવા સદાકાલ પ્રયત્ન કરવો. વીતરાગ દેવની ભક્તિ-સેવા કરીને પોતાના આત્માની વીતરાગ દશા પ્રગટાવવી. આત્મામાં સ્થિર થઇને જૈનશાસનની ઉન્નતિ કરવા પ્રયત્ન કરવો. શ્રીભદ્રબાહુ, હેમચન્દ્રસૂરિ, હીરવિજયસૂરિ અને યશોવિજય ઉપાધ્યાયના પગલે ચાલીને વ્યવહાર ધર્મની શોભા વધારવી. શ્રીમદ્ આનન્દઘનના પગલે ચાલીને આત્મામાં રહેલી વસંતઋતુ પ્રગટાવીને અનન્ત સુખના ભોગી બનવું; એજ અધ્યાત્મજ્ઞાનના ઉપાસકોનું પરમ કર્તવ્ય છે.

**શ્રીમદ્ હવે શ્રીપાર્શ્વનું અન્ત્ય મંગલ કરીને પદની સમાપ્તિ કરે છે તે અત્ર દર્શાવવામાં આવે છે.**

---

पद १०८.

( राग वेलावल. )

मेरे ए प्रभु चाहीए, नित्य दरिशन पाउ ॥
चरणकमल सेवा करुं, चरणे चित्त लाउ. ॥ मे० ॥ १ ॥
मन पङ्कजके मोंलमे, प्रभु पास वेठाउ ॥
निपट नजीक होरहुं, मेरे जीव रमावुं. ॥ मे० ॥ २ ॥
अन्तरजामी आगले, अन्तरिक गुण गाउ ॥
आनन्दघन प्रभु पासजी, मेंतो और न ध्याउ. ॥ मे० ॥ ३ ॥

ભાવાર્થ:—શ્રીમદ્ કથે છે કે, હે પ્રભો ! મારી એટલીજ ચાહના છે કે નિત્ય તમારાં દર્શન પામું. દરરોજ તમારા ચરણકમલની સેવા કરૂં; એવીજ અભિરૂચિ થયા કરે છે અને તેથી ઇચ્છું છું કે, આપના ચરણમાં અર્થાત્ ચારિત્રમાં મારૂં ચિત્ત રાખું; એજ મારી ભાવના સફલ થાઓ. મન પંકજના મહેલમાં હે પાર્શ્વનાથ પ્રભુ ! તમને બેસાડું અને આપના આત્માની અત્યંત નજીક સદાકાલ થાઉં અને મારા જીવને ત્યાં રમાડું એમ આન્તરિક ભાવના પ્રગટે છે, તેમજ તેપ્રમાણે અન્તરમાં હું આપને બેસાડીને અર્થાત્ આપની મૂર્તિ તથા આપની શુદ્ધધ્યેય વ્યક્તિને ધારીને મારા આત્માને રમણતા કરાવું છું; તેથી મારા આત્મામાં અનન્ત સહજસુખની લીલા પ્રગટે છે. આપની ધ્યેયમૂર્તિનું ધ્યાન ધરતાં આપના જ્ઞાનાદિક ગુણો મારા હૃદયમાં વાસ કરે છે; અર્થાત્ તેઓનું સ્મરણ થયા કરે છે; અને તેથી ધ્યાન કરતાં જે રસ પ્રગટે છે તે અન્યની આગળ વૈખરીવાણીથી કથી શકતો નથી. મારા આત્મામાં વસેલા અને મારૂં સર્વ સ્વરૂપ જાણનારા એવા હે પ્રભો ! તમારી આગળ હું તમારા આન્તરિક ગુણોને ગાઉં છું; સ્મરૂં છું અને તેનામાં એક લીનતા કરૂંછું. આનન્દનો ઘન જેમાં છે એવા શ્રીમદ્ આન્દઘન કથે છે કે, હે પાર્શ્વ પ્રભો ! સર્વજ્ઞ વીતરાગ દેવ એવા તમને પામીને 'દેવનાં લક્ષણ જેમાં નથી એવા' અન્ય દેવને હવે હું કદાપિ કાળે ધ્યાવનાર નથી.—સર્વજ્ઞ વીતરાગ દેવોનું ધ્યાન મૂકીને અન્યનું ધ્યાન કરવાની હવે ત્રણ કાલમાં મારી ઇચ્છા નથી.

શ્રીમદ્ પાર્શ્વનાથની આ પ્રમાણે સ્તુતિ કરીને, પોતાના હૃદયમાં અપૂર્વ જ્ઞાનભક્તિરસ જાગ્રત્ કર્યો છે. ભક્તિરસના રસીલા એવા શ્રીમદ્ પોતાના હૃદયમાં પાર્શ્વ પ્રભુને સ્થાપન કરે છે અને પાર્શ્વ-

પ્રભુવિના તેઓ અન્ય કુ દેવને નહીં ધ્યાવવાની પ્રતિજ્ઞા કરે છે. પરમાત્માની શુદ્ધ વ્યક્તિની અત્યંત પાસે–નજીક ગમન કરીને, પાર્શ્વપ્રભુના ગુણોમાં તલ્લીન બનીને પોતાના આત્માને આનંદ આપે છે;–વીતરાગ સર્વજ્ઞ પાર્શ્વપ્રભુના ધ્યાનમાં ઐક્ય અનુભવે છે અને પરમાત્માના આલંબનવડે પોતાના આત્માની શુદ્ધિ કરે છે; તેથી તેમની ભક્તિનું આપણે અનુકરણ કરવું જોઈએ. પરમાત્માની નવધા ભક્તિ કરવાથી ભક્ત પોતે પરમાત્મારૂપ બને છે. જ્ઞાનગર્ભિત ભક્તિથી આત્મામાં આનન્દ રસની પરિણતિ પ્રગટેછે અને તેથી આત્માને ભક્તિરસના સુખનો અનુભવ આવે છે. કલિકાલમાં ભક્તિયોગનું મોટું આલંબન છે. ભક્તિયોગના યોગીઓ શરીરાદિના મમત્વથી દૂર રહે છે અને તે બાહ્ય ધનનો નાશ થતાં કદાપિ ચિન્તા કરતા નથી. ભક્તિરસમાં રસીક ભક્ત, ખરેખર મુખપર આનન્દનૂર વર્ષાવી શકે છે. શ્રીમદ્ જ્ઞાનયોગી અને ભક્તિયોગી હતા; તેઓના આત્માની અત્યંત ઉજ્જ્વલતા હતી. તેથી પરમાત્માની સ્તુતિ કરવામાં તલ્લીન બનીને તેઓ બાહ્ય દુનિયાનું ભાન ભૂલી જાય છે. વાચકોએ શ્રીમદ્ આનન્દઘનના હૃદયની ભક્તિનો ખ્યાલ કરીને ભક્તિરસના રસીલા બનવું જોઇએ. અધ્યાત્મજ્ઞાન પામીને જેઓ પ્રભુભક્તિરસમાં રસીલા બનેછે તેઓના હૃદયમાં પરમાત્મારૂપ ધ્યેયની સ્થિરતા થવાથી, તેઓ પરમાત્માના સુખની વાનગીનો અનુભવ કરે છે. મનુષ્યો પાર્શ્વનાથનું ધ્યાન ધરવાથી આભવમાં અને પરભવમાં મંગલમાલા પામે છે. આ કાલમાં પાર્શ્વનાથના શાસન દેવતાઓનો મહિમા જાગ્રત્ છે. પાર્શ્વનાથનું અન્ત્ય મંગલ કરવાથી લેખક, વાચક અને શ્રોતાઓના ઘરમાં આનંદ મંગલ વર્તે છે; તેપ્રમાણે સર્વને આનંદ મંગલ પ્રાપ્ત થાઓ! આનન્દઘનના આત્માની પેઠે સર્વના આત્માઓ ઉચ્ચ દશાને પામો!

વ્યવહારનય માતા સમાન છે અને નિશ્ચયનય પિતા સમાન છે. એ બન્ને નયવડે પ્રભુભક્તિ, સેવા, પૂજા, વગેરે સર્વ આવશ્યક, ધર્મક્રિયાઓ કરવી. અધ્યાત્મજ્ઞાનપૂર્વક, દેવ ભક્તિ અર્થાત્ સેવાવડે આત્માની ઉજ્જ્વલતા કરવી, તેમજ જૈનધર્મની સેવા કરવાનેમાટે સદાકાલ તત્પર રહેવું, કટીબદ્ધ થવું, આત્મા ખરેખર પરમાત્મા સમાન છે. આત્મામાં અનંત શક્તિયો છે તેની ઉપાસના કરનાર એવા જૈનોએ, જૈનશાસનનો ફેલાવો કરવા પોતાની શક્તિયોને વાપરવી અને પોતાનો શુદ્ધ ધર્મ પ્રગટ કરવો. શ્રીમદ્ આનન્દઘનના હૃદયના ઉભરાઓ સકલ દુનિયાના મનુષ્યોને અસર કરો! અને સકલ જીવો પરમાત્માનું આલંબન કરીને પરમાનન્દમય મંગલ માલાને પ્રાપ્ત કરો!!

જેના જ્ઞાનરૂપ કિરણોથી આખી દુનિયામાં પ્રકાશ પડે છે, એવા શ્રી મહાવીર પ્રભુરૂપ સૂર્યનો મહિમા જગત્‌માં વિસ્તરો અને જૈનશાસનનો સદાકાલ જય થાઓ !

## विवेचके करेलुं अन्त्य मंगल.

ધ્યાઈ ધ્યાઈ રે આનન્દઘન બહોતેરી ધ્યાઈ,
આતમ અનુભવ દીલ પ્રગટાવી, અનુભવ લીલા પાઈ રે. આ૦ ૧
ઉદધિસમ આનન્દઘન આશય, બિંદુમાત્ર જણાયો,
જાણે તેટલું કોણ લખી શકે, અનુભવ એ મન આયો રે. આ૦ ૨
पदना अर्थो घडीए घडीए, बहु बहु भावे सुहावे,
अभिनव अनुभव क्षणक्षण प्रगटे, लख्यो न कोइ रीत जावेरे. આ૦ ૩
मुज आतममां अनुभव आव्यो, तेनुं बिन्दु लखायुं,
જાણ્યું વચને લખવામાં થોડું, અનુભવથી એ જણાયું રે. આ૦ ૪
પૂર્વ મુનિવર વચનની ભક્તિ, કરવા આનન્દ આયો,
આધ્યાત્મિક પદગાતાં ધ્યાતાં, નિશ્ચય પદ સ્થિર થાયો રે. આ૦ ૫
સંવત ઓગણિશ સડસઠ સાલે, વૈશાખ માસ સુહાયો,
અક્ષયતૃતીયા રચના આરંભી, પદ ભાવાર્થ લખાયો રે. આ૦ ૬
આનન્દઘન બોતેરી અઠોતરી, લખી ભાવાર્થ જણાયો,
ભવ્યજીવોના હેતે-ભાવે, સેવા ધર્મ બજાયો રે. આ૦ ૭
એક એક કલાક પ્રતિદિન, કાર્તિકમાસ લખાઈ,
અનુક્રમે વિહાર કરીને, પાદરા નગરે રચાઈ રે. આ૦ ૮
પાદરામાં માસકલ્પ કરી બે, પદ ચાર શેષ લખાયાં,
આવ્યો અનુભવ જેવો પદોનો, તેવાં તે મેં જણાવ્યાં રે. આ૦ ૯
પાદરા નગરે પૂરણ કીધી, અઠોતરી સુખદાઈ,
ઓગણીશ અડસઠ અક્ષયતૃતીયા, શિવસુંદરીની વધાઈ રે. આ૦ ૧૦



## प्रशस्तिः

श्रुत्वानन्दघनाख्यसद्यतिपदव्याख्यामिमां शोभनां
सर्वे सन्तु दयायुता ऋतयुता अस्तेयशीलश्रिताः ॥
त्यक्त्वा दुर्ममतां तपोव्रतधरा धर्मक्रियातत्परा
गांभीर्यादुदितं यदत्र विपरीतं तत्क्षमध्वं बुधाः ॥ १ ॥
तत्प्रोक्तस्य पदामृतस्य च शुभां वृष्टिंसदा सज्जना-
स्तन्वन्त्वत्र प्रशस्यते स समयो व्याख्यास्वतीतस्तु यः ॥
सत्यस्य त्वनुमोदनां विदधतु प्रेम्णा युता बन्धवः
सत्यं पल्लवयन्तु सज्जनवरा दृष्ट्या ह्यनेकान्तया ॥ २ ॥
सच्छास्त्रेषु निवेदितं रविसमं ज्ञानं तथा सत्क्रिया-
मादृत्य व्यवहारनिश्चययुता धर्मक्रियामाश्रिताः ॥
नित्यं सन्तु जनाः स्वधर्मनिरता धर्मोन्नतिर्जायता-
मात्मश्रेयसि जैनशासनसमुन्नत्यां मतिर्जायताम् ॥ ३ ॥
अष्टपञ्चाशत्तमेऽभूच्छ्रीमहावीरपट्टके ॥
श्रीहीरविजयः सूरिस्तपागच्छशिरोमणिः ॥ ४ ॥
तच्छिष्यः सहजाब्ध्याख्य उपाध्यायोऽभवन्महान् ॥
श्रीनेमिसागराख्योऽभूत्तत्परम्परया सुधीः ॥ ५ ॥
शिथिलाचारनाशाय क्रियोद्धारं चकार यः ॥
रविसागरसाधुस्तत्पट्टे धर्मप्रकाशकृत् ॥ ६ ॥
तदाचारो जैनसङ्घे प्राकाशत सुशोभनः ॥
एकसप्ततपट्टेऽस्ति साधुः श्रीसुखसागरः ॥ ७ ॥
संयमात्युपयोगेन धर्मसत्क्रियया च यः ॥
संयमिष्वग्रगण्यः स्वाचाराज्जैनैः प्रशस्यते ॥ ८ ॥
सागराभिधसङ्घट्टे तपागच्छे गुणालये ॥
द्वासप्ततितमे पट्टे जैनशास्त्रादिवेदिना ॥ ९ ॥
तच्छिष्येण मया भव्या बुद्धिसागरसाधुना ॥
आनन्दघनसेवार्थे भाषारचितटीकया ॥ १० ॥
पद्यभावार्थवृत्तिर्वै रचितेयं यथामति ॥
शुभाय भूयाच्छ्रोतृणां वक्तृणामनुमोदिनाम् ॥ ११ ॥

इति श्रीजैनधर्मधुरंधरक्रियोद्धारक श्रीनेमिसागरमुनिवरस्तच्छिष्ययतिवर क्रियापात्रचारित्रचूडामणि श्रीरविसागरमहाराजस्तच्छिष्य सद्गुरु चारित्रमार्गदीपक शान्तमूर्तिश्रीसुखसागरस्तच्छिष्य योगनिष्ठमुनिबुद्धिसागररचितानन्दघनपदभावार्थभाषाविवृतिः समाप्ता ॥ ॐशान्तिः शान्तिः शान्तिः ॥

सं. १९६८ पादरा अक्षयतृतीया.

समाप्त.

# ઉપોદ્ઘાતનું અશુદ્ધિ શુદ્ધિપત્રક.



| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૧૫ | ૧૨ | મનન જોઈએ | મનન થવું જોઈએ. |
| ૨૨ | ૧૩ | ચાલે | પાલે. |
| ૨૩ | ૩૨ | સમ | શમ. |
| ૨૪ | ૭ | વાંચકો | વાચકો. |
| ૨૭ | ૨૮ | અધ્યાત્મિકજ્ઞાનવિના તથા | આધ્યાત્મિકજ્ઞાનવિના. |
| ૨૯ | ૧૬ | દુંદભિ | દુંદુભિ. |
| ૩૭ | ૨૮ | તીથિ | તિથિ. |
| ૩૮ | ૩૦ | વિદ્યમાન્ | વિદ્યમાન. |
| ૩૯ | ૨૫ | ચર્યેથી | ચર્ચાથી. |
| ૪૦ | ૧ | યુવરાજ્ય | યુવરાજ. |
| ૪૪ | ૩૩ | રૂપેયા | રૂપૈયા. |
| ૪૯ | ૧૫ | ભગવદ્ગીતામાં | ભગવદ્ગીતાના વિવેચનમાં. |
| ૫૦ | ૧૦ | સુશોભીત | સુશોભિત. |
| ૫૯ | ૧૭ | દંભોલી | દંભોલિ. |
| ૬૧ | ૭ | અધ્યાત્મિક | આધ્યાત્મિક. |
| ૬૧ | ૧૮ | પજામાં | પૂજામાં. |
| ૬૪ | ૧૪ | સપ્તભંગીન | સપ્તભંગીના. |
| ૬૯ | ૧૬ | રૌદ્રધ્યાના | રૌદ્રધ્યાનના. |
| ૭૨ | ૩૪ | હતું | હતો. |
| ૭૫ | ૩૦ | દૃષ્ટાંતીભૂત | દષ્ટાંતીભૂત. |
| ૭૮ | ૫ | ભાતૃ | ભ્રાતૃ. |
| ૭૯ | ૧૩ | યરમાત્માની | પરમાત્માની. |
| ૮૧ | ૩ | સર્વ | સર્પ. |
| ૮૪ | ૩૨ | निलूं | निलम्. |
| ૮૫ | ૩ | ( कलापकं ) | ( कलापकम् ) |
| ૮૭ | ૧૮ | वार्यं | वार्यम्. |
| ૮૮ | ૫ | આદ્ર | આર્દ્ર. |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
| --- | --- | --- | --- |
| ૯૦ | ૧૫ | ग्राह्यो | ग्राह्ये. |
| ૯૧ | ૯ | यंत्रै | यत्रै. |
| ૯૨ | ૬ | અહિંસા | હિંસા. |
| ૯૩ | ૨૩ | लालेन्द्रिय | लोलेन्द्रिय. |
| ,, | ૨૫ | સ્કંદવાળી | કંદવાળી. |
| ૯૪ | ૧ | कार्यं | कायम्. |
| ૯૪ | ૩૦ | પણ | ૦ |
| ૯૬ | ૨ | દ્વેશાત્મક | દ્વેષાત્મક. |
| ૧૦૧ | ૧૦ | આશિષ | આશિષ્. |
| ૧૦૩ | ૨૭ | નિષ્ઠા | નિશ્રા. |
| ૧૦૯ | ૨૩ | સરસ્વતિ | સરસ્વતી. |
| ૧૧૧ | ૨૨ | ,, | ,, |
| ૧૧૩ | ૪ | લક્ષ્મીમન્ત | લક્ષ્મીવન્ત. |
| ૧૧૬ | ૧ | सुखं | सुखम्. |
| ૧૧૮ | ૧૮ | ભસ્તીભૂત | ભસ્મીભૂત. |
| ૧૨૧ | ૧–૨ | स्ततःकिं । | स्ततःकिम् । |
| ,, | ૩ | ततःकिं | ,, |
| ,, | ૪ | स्ततःकिं | ,, |
| ,, | ૫ | जातं | जातम्. |
| ૧૨૫ | ૧૬ | परमेष्ठिनां | परमेष्ठिनाम्. |
| ,, | ૧૭ | वर्णोतमसः | वर्णस्तमसः |
| ૧૩૦ | ૪ | सुखं | सुखम्. |
| ૧૩૬ | ૫ | આત્માનાં | આત્માના. |
| ૧૪૪ | ૨૮ | કૂળજ | કુળજ |
| ૧૫૦ | ૩૩ | કૂળમાં | કુળમાં. |
| ૧૫૩ | ૨૮ | જો શાસનરક્ષા ખટપટોમાં, | જો ખટપટોમાં. |
| ૧૫૫ | ૧૦ | ગુરૂકૂળ | ગુરૂકુળ. |
| ૧૫૯ | ૧૯ | પૂર્વોછે | પૂર્યોછે. |
| ૧૬૦ | ૩૦ | શ્મસાનમાં | શ્મશાનમાં. |
| ૧૬૩ | ૨૧ | શિથીલ | શિથિલ. |
| ૧૬૭ | ૩૨ | કૂળ | કુળ. |
| ૧૭૪ | ૧૬ | સ્વાન | સ્વાધિન. |
| ,, | ૧૭ | સ્યાનર્દ્ધિ | સ્ત્યાનર્દ્ધિ. |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૧૭૭ | ૩૧ | ભ્રમરણુ | ભ્રમર. |
| ૧૮૩ | ૧૦ | ભટકી | ભડકી. |
| ૧૮૮ | ૨૪ | સાધુઓનાં પરિણામ, | સાધુઓના પરિણામનો. |
| ૧૮૯ | ૩૧ | પસૌ | પૈસો. |
| ૨૦૩ | ૩૨ | ફૂળના | કુળનો. |
| ,, | ,, | ફૂળથી | કુળથી. |
| ૨૦૪ | ૨ | ફૂળજ | કુળજ. |
| ૨૦૫ | ૧૮ | ગુરૂફૂળ | ગુરૂકુળ. |
| ૨૦૮ | ૧૧ | વિરોધ | વિરોધિ. |
| ૨૦૯ | ૧૦ | ગુરૂફૂળ | ગુરૂકુળ. |
| ૨૧૨ | ૮ | કર્યાવિના | ક્રિયાવિના. |
| ૨૧૩ | ૩૦ | યથાતથ્ય | યાથાતથ્ય. |
| ૨૧૪ | ૩૨ | ,, | ,, |
| ૨૧૫ | ૧૩ | आलंवे | आलम्ब्ये. |
| ,, | ,, | वयं | वयम्. |
| ,, | ૧૬ | मस्माकं | मस्माकम्. |
| ,, | ૧૯ | कुल्यं | कुल्यम्. |
| ૨૧૭ | ૧૩ | षड | षड् |
| ,, | ૩૦ | समदीर्णा | समुदीर्णा. |
| ૨૨૫ | ૧૮ | बुद्धस्तमेव | बुद्धस्त्वमेव. |
| ૨૨૮ | ૧૨ | સખ્યા | શંકા. |
| ૨૩૮ | ૯ | સ્વરસમાન | સ્વર્‌સમાન. |
| ૨૪૧ | ૩૧ | વિધમાન્ | વિધમાન. |
| ૨૫૧ | ૯ | ચરીત | ચરિત. |

આ સિવાય અન્ય ભૂલો–શબ્દ-કાનોમાત્રા વગેરેની હોય તે સુજ્ઞોએ સુધારીને વાંચવું.

# શ્રીમદ્ આનન્દઘનપદભાવાર્થનું અશુદ્ધિ શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૬ | ૨૨ | અનૈ | અને |
| ૮ | ૩૨ | પારંગામી | પારગામી. |
| ૯ | ૨૮ | ભાંગીને | ભાગીને. |
| ૯ | ૨૯ | કેયુર | કેયૂર. |
| ૧૦ | ૧૪ | अस्मदीयकृत- | अस्मदीय. |
| ૧૮ | ૧૧ | મલીન. | મલિન. |
| ૧૮ | ૨૪ | ધન્ન | ધન. |
| ૨૪ | ૧૦ | સખી ! | સખિ ! |
| ૨૮ | ૨૧ | તીન્દ્રિય | ત્રીન્દ્રિય. |
| ,, | ૨૮ | તેજો | તેજસ્. |
| ૩૫ | ૧૮ | मैर | मेरे. |
| ૩૭ | ૧૦ | ઉપન્ન | ઉત્પન્ન. |
| ૩૯ | ૫ | યથાતથ્ય | યાથાતથ્ય. |
| ૩૯ | ૨૧ | દૃષ્ટિ | દ્દષ્ટિ. |
| ૫૪ | ૧૪ | શુદ્ધતા | અશુદ્ધતા. |
| ૫૭ | ૨૪ | ત્વદુચારિત | ત્વદુચ્ચારિત. |
| ૬૪ | ૫ | જાગ્રતિ | જાગૃતિ. |
| ૭૨ | ૩૧ | સરસ્વતિ | સરસ્વતી. |
| ,, | ૩૨ | દ્વારિકામઠ | ગોવર્દ્ધનમઠ. |
| ૮૮ | ૨૮ | કરવાનું | કરવાનો. |
| ૯૩ | ૮ | આકર્યું છે | આકર્યું છું. |
| ૧૧૮ | ૫ | ષડ | ષડ્. |
| ૧૨૪ | ૩૨ | नचैतं | नचैनं. |
| ૧૨૫ | ૨૩ | થયો | થયા. |
| ૧૨૬ | ૨૩ | તેજસ | તૈજસ. |
| ૧૨૭ | ૧૯ | અન્ત | અનન્ત. |
| ૧૨૮ | ૧ | પાસ | પાશ. |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૧૩૦ | ૩ | ઊપયોગગાં | ઉપયોગમાં. |
| ,, | ૨૪ | સતિ | સતી. |
| ૧૩૪ | ૮ | બીજી | બીજું. |
| ૧૪૬ | ૧૭-૧૯ | समता-સમતા | आत्मा. આત્મા. |
| ૧૪૯ | ૨૨ | જાગ્રત | જાગ્રત્ |
| ૧૫૫ | ૧ | શ્રોતેન્દ્રિય | શ્રોત્રેન્દ્રિય. |
| ૧૫૬ | ૧૧ | ફૂલ | ફુલ. |
| ૧૬૫ | ૨૯ | તદ્રરા | તદ્દ્વારા. |
| ૧૬૭ | ૧ | કર્ત્રી | કર્ત્રી. |
| ,, | ૧૧ | સંચીયમાન | સંચિત. |
| ,, | ૨૭ | પ્રદીય | પ્રદીપ. |
| ૧૬૯ | ૬ | પ્રકૃતિ | પ્રકૃતિઃ |
| ૧૭૨ | ૨૮ | વિચારોનાં | વિચારોના. |
| ,, | ૨૯ | વારવાં | વારવા. |
| ૧૭૪ | ૨ | ઘેર | ઘર. |
| ૧૭૮ | ૨૯ | લક્ષ્મીમન્ત | લક્ષ્મીવન્ત. |
| ,, | ૩૧ | લક્ષ્મીમન્તો | લક્ષ્મીવન્તો. |
| ૧૭૯ | ૨૬ | ખુનગાર | ખુનખાર. |
| ,, | ૨૯ | આશક્ત | આસક્ત. |
| ૧૮૮ | ૩૩ | સંગત્ | સંગતિ. |
| ૧૯૦ | ૬ | તે | તેતે. |
| ૧૯૨ | ૬ | ઊદ્દેપુર | ઊદેપુર. |
| ૨૦૦ | ૧૮ | પ્રથમા | પ્રથમ. |
| ૨૦૪ | ૧૭ | આન્દમય | આનન્દમય. |
| ૨૦૯ | ૩૧ | અલોકિક | અલૌકિક. |
| ૨૧૨ | ૩ | જૈમિનિય | જૈમિનીય. |
| ,, | ૨૦ | विभाव्यता | विभाव्यताम्. |
| ૨૧૩ | ૨૭ | ઊપયુક્ત | ઉપર્યુક્ત. |
| ૨૧૬ | ૬ | वृष्टौ | वृष्टो. |
| ,, | ૨૫ | छलं | श्छलं. |
| ,, | ૨૭ | निग्रह | निगृह. |
| ૨૧૮ | ૧ | પર્વત્ | પર્વત. |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૨૧૮ | ૨૧ | याच्छलं | याश्छलं. |
| ૨૧૯ | ૮ | यथोच्यते | यकोच्यते. |
| ૨૨૦ | ૧ | રસેન્દ્રિય | રસનેન્દ્રિય. |
| ” | ૧૯ | पदं | पदम्. |
| ૨૨૦ | ૨૦ | माश्रव | मास्रव. |
| ૨૨૧ | ૪ | स्विह | स्त्विह. |
| ” | ૧૦ | विद्यने | विद्यते. |
| ૨૨૨ | ૨૯ | कर्मे | कर्मैं. |
| ૨૨૩ | ૨ | वैशोषिक | वैशेषिक. |
| ” | ૭ | उक्तं | उक्तम्. |
| ” | ૧૨ | આક્ષેપણ | અપક્ષેપણ. |
| ” | ૨૨ | जैमिनीया | जैमिनीयाः |
| ૨૨૪ | ૯ | જૈમિની | જૈમિનીય. |
| ” | ૧૪ | શ્યામવેદ | સામવેદ. |
| ” | ” | અથર્વેદ | અથર્વવેદ. |
| ૨૨૫ | ૬ | यावांनी | यावानि. |
| ” | ૭ | वक्र | वृक. |
| ૨૨૬ | ૧૯ | વેદન્ત | વેદાન્ત. |
| ૨૨૮ | ૩ | તેમને | તેમણે. |
| ૨૨૯ | ૧૫ | પૌર્વાત્ય | પૌર્વ. |
| ૨૩૧ | ૩૪ | શંકરાચાર્યના | શંકરાચાર્યની. |
| ૨૩૨ | ૧૯ | સ્વયંભુરમણ | સ્વયંભૂરમણ. |
| ૨૩૩ | ૨૦ | કથ્થું છે | કથ્યું છે. |
| ૨૪૫ | ૨ | પાર્થના | પ્રાર્થના. |
| ૨૪૮ | ૧૪ | આહૂતિ | આહુતિ. |
| ૨૫૧ | ૧૨ | મનમ | મનમાં. |
| ” | ૧૮ | त्यज्य | प्रोज्झ्य. |
| ૨૫૮ | ૨૨ | વિકલ | વિકલ્પ. |
| ૨૭૮ | ૨૯ | પણાંથી | પણાથી. |
| ૨૭૯ | ૩૧ | મિથુન | મીન. |
| ૨૮૧ | ૯ | મારાં | મારા. |
| ૨૮૨ | ૧૯ | કાફ્ | [illegible] |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૨૮૩ | ૨૪ | ऽधिक्यं | ऽ[illegible]कं. |
| ૨૮૬ | ૧૦ | दुर्जितौ | दुर्जेयौ. |
| ૨૮૬ | ૧૨ | रागाद्या क्षयामुया | रागाद्याः क्षयमुपा. |
| ,, | ૨૭ | ચૈતનમય | ચૈતન્યમય. |
| ૨૮૯ | ૨૪ | શ્રાવિક | શ્રાવિકા. |
| ૨૯૮ | ૩૧ | અનુભાવજ્ઞાનથી | અનુભવજ્ઞાનથી. |
| ૩૦૮ | ૧૫ | अरुपि | अरूपि. |
| ૩૧૭ | ૧૯ | પ્રેયા | પ્રેર્યા. |
| ૩૨૦ | ૨ | સ્વામીન્ | સ્વામિન્. |
| ૩૨૩ | ૨૭ | કથીત | કથિત. |
| ૩૨૪ | ૧૮ | નિલ | નીલ. |
| ૩૨૯ | ૨૬ | ફૂલના | તૂલના. |
| ૩૩૦ | ૧૯ | आत्म | आत्मा. |
| ૩૩૦ | ૧૯ | सत्त्वा | सत्त्वा. |
| ૩૪૮ | ૨૪ | સાંળળશો | સાંભળશો. |
| ૩૪૯ | ૫ | प्राशान्त | प्रशान्त. |
| ૩૫૪ | ૮ | સસ્સ્વતિ | સરસ્વતી. |
| ૩૫૫ | ૧૭ | તું સાંભળ !! | તું સાંભળ. !! |
| ૩૬૦ | ૧૧ | આન્દનો | આનન્દનો. |
| ૩૭૪ | ૧૫ | શીથીલ | શિથિલ. |
| ,, | ૧૭ | પૌર્વાત્ય | પૌર્વજનો. |
| ૩૮૬ | ૩૧ | सकल सकल | सकल. |
| ૩૮૮ | ૨૭ | વધુ | વધૂ. |
| ૩૮૮ | ૩ | एक | एके. |
| ,, | ૩૦ | નયક્રચમાં | નયચક્રમાં. |
| ૩૯૮ | ૨૩ | આહૂતિ | આહુતિ. |
| ૪૧૧ | ૧૨ | આપને | આપની. |
| ૪૧૨ | ૨૭ | શ્રૂત | શ્રુત. |
| ૪૧૬ | ૧૯ | સસ્યત્વ | સમ્યક્ત્વ. |
| ૪૧૭ | ૧૯ | મધ્યસ્થ | મધ્યસ્થતા. |
| ૪૧૮ | ૭ | આન્દ | આનન્દ. |
| ૪૨૪ | ૨૯ | આન્દની | આનન્દની. |
| ૪૨૫ | ૨૨ | માખીના | માખીની. |
| ૪૨૬ | ૩ | આદ્ર | આર્દ્ર. |
| ,, | ૩૧ | પરિક્ષી | પરીક્ષી. |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૪૨૮ | ૧-૮-૧૪ | પરાङ्ग | પરાङ् |
| ૪૩૨ | ૧૫ | પલિના | પત્નીના.. |
| ૪૪૩ | ૨૨ | ઊપાસર્ગો | ઉપસર્ગો. |
| ૪૫૦ | ૨૪ | ब्रम्ह | ब्रह्म. |
| ૪૫૧ | ૧૧ | એ | હે. |
| ૪૫૭ | ૫ | ભાતૃ | ભ્રાતૃ. |
| ૪૬૭ | ૨૪ | મિમાંસકો | મીમાંસકો. |
| ૪૬૯ | ૮ | દૂરી | દૂર. |
| ,, | ૩૦ | બોદ્ધો | બૌદ્ધો. |
| ૪૭૧ | ૧૧ | શંકુચિત | સંકુચિત. |
| ૪૭૭ | ૧૦ | મિથ્યાશ્રત | મિથ્યાશ્રુત. |
| ૪૮૫ | ૨ | આતમા | આત્મા. |
| ૪૮૯ | ૨૩ | શ્વસુર | શ્વશુર. |
| ,, | ,, | શ્વશ્રૂરની | શ્વશ્રૂની. |
| ૪૯૪ | ૩૩ | સહશ્ર | સહસ્ર. |
| ૫૦૦ | ૧ | આશ્રય | આસ્રવ. |
| ૫૦૭ | ૨૬ | નિરાનન્દ | નિરાનન્દત્વ. |
| ૫૧૫ | ૨૨ | આ વાક | આ વાકય. |
| ૫૧૭ | ૩૦ | ઊપયુક્ત | ઉપર્યુક્ત. |
| ૫૨૩ | ૧૨ | कायघ्वो | कायन्वो. |
| ૫૨૯ | ૩ | वैराग | वैराग. |
| ૫૩૬ | ૨૪ | વાસ્તિવિક | વાસ્તવિક. |
| ૫૪૪ | ૧૪ | पञ्चाशमे | पञ्चाशत्तमे. |
| ,, | ૨૪ | सद्वट्टे | सद्वाटे. |
| ,, | ૨૭ | रचितटीकया- | विशदटीकया. |

આ સિવાય અન્ય જે શબ્દની અશુદ્ધિ રહી હોય તે સજ્જનોએ સુધારીને વાંચવું.

# શ્રી-અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ.

## ( સ્થાપન-જ્ઞાનપંચમી-વિર સંવત્ ૨૪૩૫. )

જો તમારે તત્વજ્ઞાનના ઉત્તમ સિદ્ધાંતો, સરલ અને પ્રીય શૈલીમાં સમજવા હોય અને પોતાનું હૃદય નિર્મળ બનાવવું હોય, તો મંડળ તરફથી પ્રગટ થયેલ;-

## શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળા

## અવશ્ય વાંચો.

મજકુર ગ્રન્થમાળામાં નીચલા ગ્રન્થો પ્રગટ થયેલ છે, જે વાંચી મનન કરી, તમારા આત્માને ઉચ્ચ શ્રેણીએ ચઢાવો. ઉત્તમ ગ્રન્થો એજ અપૂર્વ સત્સંગ છે. ખચીત આ ગ્રન્થોના મનનથી ઘણું જાણવા અને મેળવવા પામશો-ગુરૂશ્રીની લેખનશૈલી-મા\ .યદૃષ્ટિવાલી હોવાથી, દરેક ધર્માવલંબીઓ તેને પ્રેમપૂર્વક વાંચે છે. દરેક ગ્રન્થોમાં અધ્યાત્મજ્ઞાન અને તત્વજ્ઞાન સંબંધી વિવેચન છે.

વૈરાગ્ય, ઉપદેશક, અને બોધક, પદો-ભજનો-તે તે વિષયમાં લિન્નતા કરી નાખે છે. દરેક પદોનો સાર વિચારણીય છે. અનેકાન્ત દૃષ્ટિથી, હૃદયની વિશાળતાપૂર્વક અને પ્રીય તથા પથ્યવાણીથી હરેક જણને ઉત્તમ બનાવી શકાય છે અને તે મુજબ આ ગ્રન્થો છે.

માત્ર વાંચકોના હિતાર્થે, ઉદાર ગૃહસ્થોની સ્હાય વડે,-કોઇપણ ગ્રન્થ-પ્રકાશક મંડળ કરતાં-ઓછામાં ઓછી કીંમત રાખવાની પહેલ આ મંડળેજ કરી છે-ઓછી કીંમત છતાં છપાઇ-કાગળ-બંધાઈ વગેરે કામ સુંદર થાય છે, તદ્ ઉપરાંત વધુ પ્રચારાર્થે-પ્રભાવના, વિદ્યાર્થીઓને ઈનામ, અને ભેટ આપનાર માટે વધુ નકલો મંગાવનારને ( શીલીકમાં હોય તો ) બની શકતી ઓછી કીંમતે આપવામાં આવે છે—

જેઓને પ્રગટ થઈ ચુકેલા અને થવાના ગ્રન્થો પૈકી, કોઇપણ ગ્રન્થો પોતાના મુરબ્બી કે સ્નેહી અને ઉપગારીઓના સ્મરણાર્થે, પ્રગટ કરવાને ઇચ્છા હોય તેમને તે મુજબ મંડળ સગવડ કરી આપે છે.

પત્રવ્યવહાર-મુંબાઈ-ચંપાગલી. વ્યવસ્થાપક-શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક-મંડળ જોગ કરવો.

---

# શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળામાં-પ્રગટ થયેલા ગ્રન્થો.

| ગ્રંથાંક. | પૃષ્ઠ. | કીં. | રૂ.આ.પા. |
|---|---|---|---|
| ૦. ભજન સંગ્રહ ભાગ ૧ લો.* ... | ૨૦૮ | ... | ૦—૮—૦ |
| ૧. અધ્યાત્મ વ્યાખ્યાનમાળા* ... | ૨૦૬ | ... | ૦—૪—૦ |
| ૨. ભજનસંગ્રહ ભાગ ૨ જો* ... | ૩૩૬ | ... | ૦—૮—૦ |
| ૩. ભજનસંગ્રહ ભાગ ૩ જો. ... | ૨૧૫ | ... | ૦—૮—૦ |
| ૪. સમાધિ સતકમ્. ... ... | ૩૪૦ | ... | ૦—૮—૦ |
| ૫. અનુભવ પચ્ચિશી. ... ... | ૨૪૮ | ... | ૦—૮—૦ |
| ૬. આત્મપ્રદીપ. ... ... | ૩૧૫ | ... | ૦—૮—૦ |
| ૭. ભજનસંગ્રહ ભાગ ૪ થો. ... | ૩૦૪ | ... | ૦—૮—૦ |
| ૮. પરમાત્મદર્શન. ... ... | ૪૩૨ | ... | ૦—૧૨—૦ |
| ૯. પરમાત્મજ્યોતિ ... ... | ૫૦૦ | ... | ૦—૧૨—૦ |
| ૧૦. તત્ત્વબિંદુ*... ... ... | ૨૩૦ | ... | ૦—૪—૦ |
| ૧૧. ગુણાનુરાગ ( આવૃત્તિ બીજી )... | ૨૪ | ... | ૦—૧—૦ |
| ૧૨–૧૩. ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદિપીકા ... ... | ૧૯૦ | ... | ૦—૬—૦ |
| ૧૪. તીર્થયાત્રાનું વિમાન ( આવૃત્તિ બીજી ) | ૬૪ | ... | ૦—૧—૦ |
| ૧૫. અધ્યાત્મ ભજનસંગ્રહ ... | ૧૯૦ | ... | ૦—૬—૦ |
| ૧૬. ગુરૂબોધ. ... ... ... | ૧૭૨ | ... | ૦—૪—૦ |
| ૧૭. તત્ત્વજ્ઞાનદિપીકા* ... ... | ૧૨૪ | ... | ૦—૬—૦ |
| ૧૮. ગહુંલીસંગ્રહ. ... ... | ૧૧૨ | ... | ૦—૩—૦ |
| ૧૯. શ્રાવક ધર્મસ્વરૂપ ભાગ ૧ લો(આવૃત્તિ ત્રીજી.) | ૪૦ | ... | ૦—૧—૦ |
| ૨૦. ,, ,, ભાગ ૨ જો ( આવૃત્તિ ત્રીજી.) | ૪૦ | ... | ૦—૧—૦ |
| ૨૧. ભજન પદસંગ્રહ ભાગ ૬ ઠો. | ૨૦૮ | ... | ૦—૧૨—૦ |
| ૨૨. વચનામૃત. ... ... | ૩૮૮ | ... | ૦—૧૪—૦ |
| ૨૩. યોગદીપક.... ... ... | ૨૬૮ | ... | ૦—૧૪—૦ |
| ૨૪. જૈન ઐતિહાસીક રાસમાળા ... | ૪૦૮ | ... | ૧—૦—૦ |
| ૨૫. આનન્દઘન પદસંગ્રહ ભાવાર્થસહિત. | ૮૦૮ | ... | ૨—૦—૦ |
| ૨૬. અધ્યાત્મ શાન્તિ ( આવૃત્તિ બીજી ) | ૧૩૨ | ... | ૦—૩—૦ |
| ૨૭. કાવ્યસંગ્રહ ભાગ ૭ મો. ... | ૧૫૬ | ... | ૦—૮—૦ |

* આ નીશાનીવાળા ગ્રન્થો શીલક નથી.

## ગ્રન્થો નીચલા સ્થળોથી વેચાણ મળશે.

૧. અમદાવાદ—જૈન બોર્ડીંગ-ઠે. નાગોરીશરાહ.
૨. મુંબઈ—મેસર્સ મેઘજી હીરજીની કું,-ઠે. પાયધુણી.
૩. ,, શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ-ઠે. ચંપાગલી.
૪. પુના—શા. વીરચંદ કૃષ્ણાજી-ઠે. વૈતાલપેઠ.
૫. સુરત—મી જી. એમ ગેકટીવાલા ઠે૦ કેલાપીઠ.